દૃઢ છે. એ શ્રદ્ધાને તેઓ જે રૂપ આપવા માગે છે તે રૂપ જ્યારે આકાર ગ્રહણ કરતું નથી ત્યારે તેઓ પણ મૂંઝાય છે. પણ આસ્તિક શ્રદ્ધા અમર્યાદ હોવાથી નમ્રતાથી તેઓ કહે છે, 'કઈ રીતે તે અમે જાણતા નથી; પણ વિગ્રહમાંથી શાંતિનો ઉદય થશે, સ્વાર્થમાંથી પણ સ્વાત્માર્પણ પેદા થશે. અનન્તકાળનો અસંખ્ય સજ્જનોનો પુરુષાર્થ તેમની પોતાની ઉન્નતિ કરવા ઉપરાંત ઝાઝું કશું ન કરી શકે એમ મનાય જ નહીં.'

એ અમર શ્રદ્ધા એ જ મોટી તપસ્યા છે. એના બળે ભવિષ્યને પરાણે કુશલ સ્વરૂપ ધારણ કરવું પડશે.

* * *

મનુષ્યસૃષ્ટિમાં અસાધારણ જમાનો નજીક આવવા લાગ્યો છે. માનવીનું ચારિત્ર-બળ, જ્ઞાનબળ અને કર્મબળ ત્રણ સંસ્થામાં એકત્રિત થયેલું છે: જાતિ, સંસ્કૃતિ અને ધર્મ. આ ત્રણ વસ્તુઓ મનુષ્યજાતિની મહાનમાં મહાન સંસ્થાઓ છે. મનુષ્યસમાજ કોક વખતે જાતિને પ્રાધ્યાન્ય આપે છે, કોક વખતે ધર્મને, અને કોક વખતે સંસ્કૃતિ-ને. આ ત્રણે વસ્તુઓ વસ્તુત: ભિન્ન નથી. એક જ માનવી જીવનના એ ત્રણ પાસાઓ છે. દરેક પાસો વારાફરતી ઉપર આવી તે તે દિશાએ ઉન્નતિ સાધવાનું જ કામ કરે છે.

મનુષ્યજાતિનો આત્મા એક છે, હૃદય એક છે, બુદ્ધિ એક છે, અને રુધિર પણ એક જ છે. છતાં સહેજે ધ્યાનમાં આવે એવા એના અનેક વિભાગ પડેલા છે. ઈશ્વરની કંઈક અતકર્ય યોજનાથી આ વિભાગો કોક કોક વાર અલગ પડી પોતાની સ્વતંત્ર ઉન્નતિ સાધે છે; અને કોક કોક વાર પાસે આવી, એકબીજા ઉપર અસર કરી એકબીજામાં નવીનતા આણે છે. બંને ક્રિયાઓ ઇષ્ટ છે, હિતકર છે. તે તે કાળે બેમાંથી એકનો તો ઉત્કર્ષ થાય જ છે.

* * *

બે જાતિઓ, ધર્મો અથવા સંસ્કૃતિઓ જ્યારે પાસેપાસે આવે છે ત્યારે ત્યાં શાંતિ નથી રહી શકતી. એક સંસ્કૃતિ બીજીને હઠાવવા, નાબૂદ કરવા કે ખાઈ જવા માગે છે. તેમ ન થાય તો કોક વાર તેલપાણીની પેઠે અલગ અલગ રહેવા માગે છે. અને કોક વખતે દૂધ અને પાણીની પેઠે એકબીજામાં સમાઈ જવા માગે છે. પણ બે મળીને એક થયાના દાખલા બહુ ઓછા છે. બે ભેગી થાય એટલે એકબીજા પર અસર પાડતી છતાં બંને ભિન્ન રહી નવું જ રૂપ ધારણ કરે છે. અથવા, બે રસાયણના સંયોગથી જેમ એ બંનેથી સાવ જુદો એવો નવો જ ત્રીજો પદાર્થ તૈયાર થાય છે, તેમ સંસ્કૃતિઓનું પણ બને છે.

સંસ્કૃતિનો સંબંધ એ વિવાહસંબંધ જેવો છે. આપણાં ધર્મશાસ્ત્રોએ આઠ પ્રકારના વિવાહસંબંધ બતાવ્યા છે. શિષ્ટ, સંસ્કારી અને ધર્મપ્રધાન સંબંધો ચાર; અને અશિષ્ટ, કુસંસ્કારી અને પ્રકૃતિ-પરાયણ સંબંધો તે પણ ચાર. સંસ્કૃતિઓના

સંબંધની બાબતમાં મનુષ્યજાત હજી અસંસ્કારી જ રહી છે. તેથી રાક્ષસવિવાહ કે પિશાચવિવાહની પ્રથાથી જ સંસ્કૃતિઓનો સંબંધ બંધાતો દેખાય છે.

राक्षसो युद्धहरणात्; पैशाचः कन्यकाछलात्।

વિજેતા હમેશાં માને છે કે આપણે ફાવ્યા. પણ યુદ્ધ અને છલથી ભેગી થયેલી સંસ્કૃતિમાં એકબીજાના દોષ એકબીજામાં ઊતર્યા વગર રહેતા નથી. આ નિયમમાંથી કોઈ પણ રાષ્ટ્ર છટકી ન શકે. પણ જિતાયેલા લોકો માટે એ સમાધાન-માં સ્વારસ્ય નથી કે અમારા વિજેતા અમારા દોષના ચેપથી બગડી જશે અને અંતે તેમનો પણ અધ:પાત થશે. મારી સાથે તારો પણ વિનાશ થશે એમ કહીને સમાધાન મેળવવું એ કાપુરુષનો સ્વભાવ છે. પોતાના જીવનનો ઉત્કર્ષ સાધવો અને બીજાના ઉત્કર્ષમાં નમ્રપણે સહાયભૂત થવું એમાં જ મહત્તા છે.

*　　　*　　　*

વ્યક્તિને માટે શું કે સમાજને માટે શું, જીવવાના ત્રણ પ્રકાર છે. બીજાને મારીને જીવવું એ પ્રકાર સર્વત્ર છે જ. આને જ જીવનકલહ કહે છે. આ પ્રકારથી જીવન ટકે છે અથવા બહુ બહુ તો વિસ્તાર પામે છે એટલો જ એમાં લાભ છે. પણ તેમાં જીવનસાફલ્ય નથી. બીજો પ્રકાર તે પરસ્પર સહકારનો છે. દરેક જાતિ, રાષ્ટ્ર કે ધર્મ પોતાની વિશેષતાને કારણે જ એકાંગી હોય છે. એકબીજાના સહકારથી એ એકાંગીપણું ઘણું મટી જાય છે, અને તેથી જીવનનો વિકાસ થાય છે. આમાં જીવનનો ઉત્કર્ષ છે. પણ એમાં જીવનની સર્વોચ્ચ સાર્થકતા નથી દેખાતી. જીવન પણ અન્તે આત્મસાક્ષાત્કારનું સાધન જ છે. એ સાર્થક્ય ધ્યાનમાં આવ્યા પછી સ્વાર્પણ માટે જીવવું એ ત્રીજો પ્રકાર મનુષ્યહૃદયને સ્ફુરે છે. આ સ્વાર્પણ દ્વારા જે જીવન લાધે છે તે કંઈ જુદું જ હોય છે. એ મારફતે જ જીવનનો પરમ ઉદ્દેશ સમજાય છે અને સફળ થાય છે.

પહેલા પ્રકારમાં જ્યારે બીજાને મારીને જીવવાનો રિવાજ હોય છે ત્યારે ભક્ષ બનેલા પક્ષમાં જિજીવિષા પ્રબળ હોય છે. તેથી જ તે આપણી દયાને પાત્ર હોય છે. જીવવાની ઇચ્છા કોને ન હોય? જીવવાનો પ્રયત્ન હમેશ સમભાવ અને આદર ઉત્પન્ન કરે છે. જાન બચાવવા માટે લડનારનો પક્ષ હમેશાં ન્યાયનો જ હોય છે. આ લડતમાં એને જો વિજય મળે તો એથી એનામાં અસાધારણ શક્તિ આવી જાય છે. એ શક્તિને જો, પોતાનો ધર્મ સમજી, શુદ્ધ સહકારમાં અને ધર્મહિતમાં વાપર-વામાં આવે તો જ ઠીક. પણ એટલે સુધી મનુષ્યજાતિ હજી નથી પહોંચી. જેઓ પહેલાં જીવવા માગતા હતા તેઓ હવે જીતવા માગે છે. જિજીવિષામાંથી વિજિગીષા પેદા થાય છે. અને અધ:પાતનાં બીજ વવાય છે.

*　　　*　　　*

લડાયક ધર્મોમાં આ જ ક્રમ આપણે જોઈએ છીએ. લૌકિક લડતોમાં પણ દરેક વર્ગમાં એ જ દોષ દેખાય છે. સમર્થ થયો તે ધર્મ ભૂલી જાય છે. समर्थो धर्ममाचरेत् એ વચનનો મૂળમાં ગમે તે અર્થ હોય, પણ આપણે એ સૂત્ર

આ રીતે પણ ઘટાવી શકીએ કે સમર્થ થયા પછી વિશેષ કરીને ધર્મનું રક્ષણ કરવું જોઈએ. ધર્મનો ઘાત કરવા જતાં પોતાનો જ ઘાત થાય છે. ધર્મમાંથી યથાક્રમ અને યથામર્યાદ અર્થ અને કામની પ્રાપ્તિ થઈ શકે છે. પણ આંધળો કામ અને ઉતાવળો અર્થ ધર્મને જ હણી બેસે છે, અને અન્તે પોતે હણાય છે.

પણ અંતે એટલે ક્યારે?

ભોગ સાથે જ રોગનાં બીજ વવાય છે. માત્ર એની અસર તરત જણાતી નથી. તેથી લોકો ભ્રમમાં પડે છે કે અધર્મથી માણસનું નુકસાન થાય જ છે એમ નથી ઊલટી સરસ મોજ ચાલે છે; ધર્મ તો બીકણો માટે છે.

આ ભ્રમનું કારણ આંધળો સ્વાર્થ અને અજ્ઞાનજન્ય સંકુચિતતા જ છે. સુખ શામાં રહેલું છે, પ્રગતિ કઈ રીતે ઓળખાય, સત્તાનું અન્તિમ ફળ શું, એ વિશેની માણસની કલ્પનાઓ હજી જંગલી દશામાં છે. તેથી જ માણસ કલહમાં પ્રવૃત્ત થાય છે.

* * *

આજની સંસ્કૃતિ કૌશલપ્રધાન છે. જ્ઞાનનું ક્ષેત્ર વધારવું, તે દ્વારા કૌશલ મેળવવું, સત્તા હાથ કરવી, તે ટકાવવી, વધારવી, અને અન્તે અમર્યાદ ભોગ ભોગવવા એ જ એની ઝંખના દેખાય છે. જ્યારે જ્ઞાન પૂરેપૂરું વધશે, એની સાથે અને એને અંગે હૃદયનો વિકાસ થશે, કૌશલ પરોપકારી થશે, સત્તા સેવામાં વપરાશે, અને સાર્વત્રિક ઉત્કર્ષથી અદેખાઈને બદલે પ્રસન્નતા અનુભવાશે ત્યારે નવી સંસ્કૃતિ પ્રવર્તશે. એ જ દિશામાં કેટલાક લોકોનો પ્રયત્ન ચાલે છે. પણ એમને નથી સમજી શકતા વિજિગીષુ લોકો; અને, દુઃખની વાત એ છે કે, નથી સમજી શકતા જિજીવિષુ લોકો. એ બંનેની પકડ છોડવવા મથનાર માણસો બંનેને અકારા લાગે છે.

* * *

જીવનરહસ્યની કલ્પના પરત્વે ત્રણ મુખ્ય સંસ્કૃતિઓ દુનિયામાં અધિકાર ભોગવે છે: આર્ય સંસ્કૃતિ (જેમાં પારસી, હિંદુ, બૌદ્ધ વગેરે બધા આવી જાય છે), ઈસ્લામી, અને ખ્રિસ્તી. આ ત્રણે સંસ્કૃતિઓનું શુદ્ધ સ્વરૂપ જોતાં એમની વચ્ચેનો ભેદ સ્પષ્ટ તરી આવે છે. છતાં એમની વચ્ચે વિરોધ શા માટે હોય એનું કારણ જડતું નથી. માણસ જ્યાં સુધી કહે છે કે ‘મારી વાત સાચી છે, સારી છે,’ ત્યાં સુધી એ રસ્તા પર છે. પણ જ્યારે એ કહેવા બેસે છે કે ‘મારાથી જે જુદા પડે છે તેમની વાત કૂડી જ છે,’ ત્યારે એ દ્રોહ કરવા પ્રવૃત્ત થાય છે. અજ્ઞાનમાં જેટલું અભિમાન દેખાય છે તેટલું બીજે ક્યાં હોય? સંકુચિત હૃદયમાં જેટલી કઠોરતા હોય છે તેટલી પણ બીજે ક્યાં હોય? સ્વાર્થમાં આત્મઘાતી ખાઉધરાપણું હોય છે તેટલું બીજે ક્યાં હોય છે?

આ બધું કેમ ટાળી શકાય? મહાપ્રજાઓની દૃષ્ટિમાં પરિવર્તન થવું જોઈએ. એમની જીવન વિશેની કલ્પના શુદ્ધ થવી જોઈએ. એકબીજાને સમજવા જેટલો

સમભાવ એમનામાં આવવો જોઈએ. કોઈનાથી ડરીએ નહીં અને કોઈને ડરાવીએ નહીં એવું દ્વિવિધ અભય આવવું જોઈએ. અને કેળવણી સાથે સમભાવ અને સંતોષનો આનંદ માણસે એક વાર ચાખવો જોઈએ. સંતોષ એ શબ્દ ભલે મોળો લાગતો હોય, એમાં ભલે પરાક્રમ ન દેખાતું હોય, પણ અંતે એમાં જ પુરુષાર્થ અને શ્રેય છે. સમ્રાટ યયાતિએ સાચું જ કહ્યું હતું:

यत् पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः।
एकस्यापि न पर्याप्तं; तस्मात् तृष्णां परित्यजेत्॥

મનુષ્યપિતા મનુએ કહ્યું છે:

अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति॥

ઉન્મત્ત માણસને થાય છે કે આ બધી કોમળ લાગણીવાળા સાધુ પુરુષોની સદિચ્છાઓ છે, આપણે એને વટાવી શકીશું. ભલભલા સમ્રાટોએ એ પ્રયત્ન કરી જોયો છે. અને હજીયે ભલભલાં મહાસામ્રાજ્યો એ અખતરો કરી જોશે. પણ—

## યુરોપ સામેનો યક્ષપ્રશ્ન

આ વર્ષ ખૂનખાર યુદ્ધ મચાવ્યા પછી પાશ્ચાત્ય રાષ્ટ્રો સામે જે મહાન પ્રશ્નો ખડા થયા છે તેમાં આ પ્રશ્નો ખડા થવા સ્વાભાવિક છે કે (૧) ગોરાઓની અંદર આવી આત્મઘાતક જાદવાસ્થળી ફરી પાછી સળગે નહીં તે સારુ શું કરવું? (૨) અને તે અર્થે યુરોપ બહારની ઈતર દુનિયાની વહેંચણી કેવી રીતે કરવી? પરન્તુ યુરોપના આજના સમાજનો ઈતિહાસ જેમના જાણવામાં નથી તેમને ગૂંચવણમાં નાખનારી વાત એ છે કે ઉપરના બન્ને પ્રશ્નોને ગૌણ પદ આપનાર એક ત્રીજો જ પ્રશ્ન સુલેહ પરિષદ આગળ ઉપસ્થિત થયો છે. એ શું? મજૂર અને માલિક-ના પરસ્પર સંબંધ ઠરાવી નાખવાની જવાબદારી અને ઉતાવળ આ સુલેહ પરિ-ષદને ભાસે છે એ શું? સર્વિયાએ ઑસ્ટ્રિયન શાહજાદાનું ખૂન કર્યું એ કંઈ આ પ્રશ્નોના નિકાલ લાવવા વાસ્તે કર્યું નહોતું. કાર્પેથિયન પર્વતની આસપાસ રશિયન સરકારે જે પોતાના તેમ જ શત્રુના સૈનિકોનાં હાડકાંનો ડુંગર રચ્યો તે પણ કંઈ મજૂર અને માલિકોનો ટંટો પતવવા માટે રચ્યો નહોતો. ઈટાલીની પ્રજા જર્મનીનાં ગોઠપણાં છોડીને મિત્રરાજ્યોનાં મંગળ ગાવા વળગી ગઈ તે વખતે તેની આંખ સામે એ પ્રશ્ન હતો એવું કંઈ નહોતું. મજૂરવર્ગના અઠવાડિયાના અડતાળીસ કલાકના કામમાંથી ચાર કલાક ઓછા થાય એટલા માટે ફ્રાન્સે પોતાની વિશ્વવિખ્યાત વિલાસિના વેગળી મૂકીને સિપાઈગીરી અખત્યાર કરી નહોતી. તેમ યુરોપના મજૂરોને બપોરની અર્ધા કલાકની છૂટી મળે એટલા માટે કંઈ યુદ્ધ

વિલ્સને અમેરિકામાંથી લાખો 'યાંકી'ઓને મોકલી આપીને લડાઈની ગતિ બદલી નાખી નહોતી. એ તો ઠીક, પણ કૈઝર પોતે પણ ક્યે દહાડે કહેતો હતો કે મજૂરો-નો ભૂખમરો થાય! વેગનરે સૂચવેલા સુધારાઓમાં સંતોષ માનનાર બિસ્માર્કને એક બાજુએ બેસાડીને કૈઝરે તો મજૂરોના પક્ષનું જ ઉપાડી રાખ્યું હતું, એટલું જ નહીં પણ જર્મનીએ આજ સુધીમાં મજૂરોની સુખસમાધાની માટે જેટલી ખબરદારી રાખી છે તેટલી બીજા દેશોએ લીધી હશે કે નહીં એ શંકાસ્પદ છે. ત્યારે પછી આ સુલેહ પરિષદમાં મજૂરોનો પ્રશ્ન આટલો બધો અગત્યનો ગણાઈને ચર્ચાઈ રહ્યો છે એનું કારણ શું?

ખરી વાત એ છે કે રણસંગ્રામમાં તોપોનો ગડગડાટ ચાલતો હતો તે દરમિયાન યુરોપીય સામાજિક પરિસ્થિતિમાં પણ એક જાતનું બીજું મહાયુદ્ધ ચાલી રહ્યું હતું. અને કેમ જાણે જાદુની લાકડીથી જ કોઈએ નિર્માણ કરી હોય તેવી એક અપૂર્વ ક્રાન્તિ થયે જતી હતી.

જે દિવસે યુરોપે રોમન કૅથલિક ધર્મ છોડી દીધો તે જ દિવસથી યુરોપિયન સમાજમાં જે એક સ્થૈર્ય હતું તે ગયું. કૅથલિક ધર્મના દિવસોમાં લડાઈ અનેક થઈ હશે, ખૂનમારામારી પણ ધોળે દહાડે થતાં હશે, સમાજનો મોટો ભાગ અજ્ઞાન-પંકમાં ખૂંચેલો હશે, એ બધું હશે, પણ યુરોપની સમાજરચનામાં સ્થૈર્ય હતું. ધર્મ-વ્યવસ્થા સ્વાર્થી, બગભગત અથવા ધુતારા લોકોના હાથમાં ગઈ હશે, પરંતુ ધર્મનું તત્ત્વ તો બળવાન ઇંદ્રિયગ્રામને કાબૂમાં રાખવા સારુ વાસનાઓનો સંયમ જ ઇષ્ટ છે એવું ગરજી ગરજીને કહેતું હતું. ધર્મમાં સુધારો કરીને લોકોએ પોપ વિરુદ્ધ બંડ ઉઠાવ્યું અને અનાચાર તથા ઢોંગને આંતર્યા એ ખરું, પણ તેની જ સાથે ધાર્મિક અને સામાજિક બંધનોનો જે પાયો હતો તેને પણ હચમચાવી નાખ્યો. સ્પેન્સરે કહ્યું છે તેમ ધર્મમાંથી, શિક્ષણમાંથી અને તેને જ પરિણામે જીવનમાંથી સંયમવૃત્તિ(asceticism)ને હમેશને માટે રજા મળી, અને સ્વચ્છન્દના સામ્રા-જ્યની દુહાઈ યુરોપના આકાશમાં ગડગડવા લાગી. ભોગવિલાસનાં માન આ પ્રમાણે જ્યારે વધી ગયાં ત્યારે સર્વ સામાજિક શક્તિ તેની જ વૃદ્ધિને અર્થે વપરાવા લાગી. તાર્કિકોની તર્કશક્તિ, વિજ્ઞાનાચાર્યોની શોધખોળ, વેપારીઓનો પૈસો, સાહસિક પ્રવાસીઓનાં સાહસ એ બધાંનો ઉપયોગ વિલાસિતાની સેવામાં થવા લાગ્યો. સત્તા તથા વિલાસિતા એ બે દેવીઓની વામમાર્ગી ઉપાસના કરતાં કરતાં આખું યુરોપ અને તેનું બલિષ્ઠ બાળક અમેરિકા મોહમયી પ્રમાદમદિરા પીને તર બની ગયાં. અને પછી જે મનુષ્ય અને જે વર્ગ આ દેવીઓની ઉપાસના સાંગો-પાંગ કરી શકે તેને જ પૂજારીપણાનું માન મળવા લાગ્યું. યુરોપના જૂના કાળના ઝઘડા ક્ષત્રિય ક્ષત્રિય વચ્ચે અથવા બ્રહ્મતેજ અને ક્ષાત્રતેજ વચ્ચે થતા. બ્રાહ્મણો જેમ એકાદ વેન રાજાને ઉદ્દેશીને આજ્ઞા દેતા કે 'एष पापो हन्यतां हन्यताम्' તે જ પ્રમાણે પોપ મહારાજ યુરોપના ફાવે તે બાદશાહનો બહિષ્કાર કરતા. સુધારો શરૂ થયો, અને યમરાજના દરબારમાં જઈને જેવી રીતે કેફ઼ બોલ્યો કે 'હઠી જાઓ

સમભાવ એમનામાં આવવો જોઈએ. કોઈનાથી ડરીએ નહીં અને કોઈને ડરાવીએ નહીં એવું દ્વિવિધ અભય આવવું જોઈએ. અને કેળવણી સાથે સમભાવ અને સંતોષનો આનંદ માણસે એક વાર ચાખવો જોઈએ. સંતોષ એ શબ્દ ભલે મોળો લાગતો હોય, એમાં ભલે પરાક્રમ ન દેખાતું હોય, પણ અંતે એમાં જ પુરુષાર્થ અને શ્રેય છે. સમ્રાટ યયાતિએ સાચું જ કહ્યું હતું:

> यत् पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः।
> एकस्यापि न पर्याप्तं; तस्मात् तृष्णां परित्यजेत्॥

મનુષ્યપિતા મનુએ કહ્યું છે:

> अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति।
> ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति॥

ઉન્મત્ત માણસને થાય છે કે આ બધી કોમળ લાગણીવાળા સાધુ પુરુષોની સદિચ્છાઓ છે, આપણે એને વટાવી શકીશું. ભલભલા સમ્રાટોએ એ પ્રયત્ન કરી જોયો છે. અને હજીયે ભલભલાં મહાસામ્રાજ્યો એ અખતરો કરી જોશે. પણ –

# યુરોપ સામેનો યક્ષપ્રશ્ન

આ વર્ષ ખૂનખાર યુદ્ધ મચાવ્યા પછી પાશ્ચાત્ય રાષ્ટ્રો સામે જે મહાન પ્રશ્નો ખડા થયા છે તેમાં આ પ્રશ્નો ખડા થવા સ્વાભાવિક છે કે (૧) ગોરાઓની અંદર આવી આત્મઘાતક જાદવાસ્થળી ફરી પાછી સળગે નહીં તે સારુ શું કરવું? (૨) અને તે અર્થે યુરોપ બહારની ઈતર દુનિયાની વહેંચણી કેવી રીતે કરવી? પરન્તુ યુરોપના આજના સમાજનો ઈતિહાસ જેમના જાણવામાં નથી તેમને ગૂંચવણમાં નાખનારી વાત એ છે કે ઉપરના બન્ને પ્રશ્નોને ગૌણ પદ આપનાર એક ત્રીજો જ પ્રશ્ન સુલેહ પરિષદ આગળ ઉપસ્થિત થયો છે. એ શું? મજૂર અને માલિક-ના પરસ્પર સંબંધ ઠરાવી નાખવાની જવાબદારી અને ઉતાવળ આ સુલેહ પરિ-ષદને ભાસે છે એ શું? સર્વિયાએ ઑસ્ટ્રિયન શાહજાદાનું ખૂન કર્યું એ કંઈ આ પ્રશ્નોના નિકાલ લાવવા વાસ્તે કર્યું નહોતું. કાર્પેથિયન પર્વતની આસપાસ રશિયન સરકારે જે પોતાના તેમ જ શત્રુના સૈનિકોનાં હાડકાંનો ડુંગર રચ્યો તે પણ કંઈ મજૂર અને માલિકોનો ટંટો પતવવા માટે રચ્યો નહોતો. ઈટાલીની પ્રજા જર્મનીનાં ગોઠપણાં છોડીને મિત્રરાજ્યોનાં મંગળ ગાવા વળગી ગઈ તે વખતે તેની આંખ સામે એ પ્રશ્ન હતો એવું કંઈ નહોતું. મજૂરવર્ગના અઠવાડિયાના અડતાળીસ કલાકના કામમાંથી ચાર કલાક ઓછા થાય એટલા માટે ફ્રાન્સે પોતાની વિશ્વવિખ્યાત વિલાસિતા વેગળી મૂકીને સિપાઈગીરી અખત્યાર કરી નહોતી. તેમ યુરોપના મજૂરોને બપોરની અર્ધા કલાકની છૂટી મળે એટલા માટે કંઈ યુદ્ધો

વિલ્સને અમેરિકામાંથી લાખો 'યાંકી'ઓને મોકલી આપીને લડાઈની ગતિ બદલી નાખી નહોતી. એ તો ઠીક, પણ કૈઝર પોતે પણ ક્યે દહાડે કહેતો હતો કે મજૂરો-નો ભૂખમરો થાય! વેગનરે સૂચવેલા સુધારાઓમાં સંતોષ માનનાર બિસ્માર્કને એક બાજુએ બેસાડીને કૈઝરે તો મજૂરોના પક્ષનું જ ઉપાડી રાખ્યું હતું, એટલું જ નહીં પણ જર્મનીએ આજ સુધીમાં મજૂરોની સુખસમાધાની માટે જેટલી ખબરદારી રાખી છે તેટલી બીજા દેશોએ લીધી હશે કે નહીં એ શંકાસ્પદ છે. ત્યારે પછી આ સુલેહ પરિષદમાં મજૂરોનો પ્રશ્ન આટલો બધો અગત્યનો ગણાઈને ચર્ચાઈ રહ્યો છે એનું કારણ શું?

ખરી વાત એ છે કે રણસંગ્રામમાં તોપોનો ગડગડાટ ચાલતો હતો તે દરમિયાન યુરોપીય સામાજિક પરિસ્થિતિમાં પણ એક જાતનું બીજું મહાયુદ્ધ ચાલી રહ્યું હતું. અને કેમ જાણે જાદુની લાકડીથી જ કોઈએ નિર્માણ કરી હોય તેવી એક અપૂર્વ ક્રાન્તિ થયે જતી હતી.

જે દિવસે યુરોપે રોમન કૅથલિક ધર્મ છોડી દીધો તે જ દિવસથી યુરોપિયન સમાજમાં જે એક સ્થૈર્ય હતું તે ગયું. કૅથલિક ધર્મના દિવસોમાં લડાઈ અનેક થઈ હશે, ખૂનમારામારી પણ ધોળે દહાડે થતાં હશે, સમાજનો મોટો ભાગ અજ્ઞાન-પંકમાં ખૂંચેલો હશે, એ બધું હશે, પણ યુરોપની સમાજરચનામાં સ્થૈર્ય હતું. ધર્મ-વ્યવસ્થા સ્વાર્થી, બગભગત અથવા ધુતારા લોકોના હાથમાં ગઈ હશે, પરંતુ ધર્મનું તત્ત્વ તો બળવાન ઇંદ્રિયગ્રામને કાબૂમાં રાખવા સારુ વાસનાઓનો સંયમ જ ઈષ્ટ છે એવું ગરજી ગરજીને કહેતું હતું. ધર્મમાં સુધારો કરીને લોકોએ પોપ વિરુદ્ધ બંડ ઉઠાવ્યું અને અનાચાર તથા ઢોંગને આંતર્યા એ ખરું, પણ તેની જ સાથે ધાર્મિક અને સામાજિક બંધનોનો જે પાયો હતો તેને પણ હચમચાવી નાખ્યો. સ્પેન્સરે કહ્યું છે તેમ ધર્મમાંથી, શિક્ષણમાંથી અને તેને જ પરિણામે જીવનમાંથી સંયમવૃત્તિ(asceticism)ને હમેશને માટે રજા મળી, અને સ્વચ્છન્દના સામ્રા-જ્યની દુહાઈ યુરોપના આકાશમાં ગડગડવા લાગી. ભોગવિલાસનાં માન આ પ્રમાણે જ્યારે વધી ગયાં ત્યારે સર્વ સામાજિક શક્તિ તેની જ વૃદ્ધિને અર્થે વપરાવા લાગી. તાર્કિકોની તર્કશક્તિ, વિજ્ઞાનાચાર્યોની શોધખોળ, વેપારીઓનો પૈસો, સાહસિક પ્રવાસીઓનાં સાહસ એ બધાંનો ઉપયોગ વિલાસિતાની સેવામાં થવા લાગ્યો. સત્તા તથા વિલાસિતા એ બે દેવીઓની વામમાર્ગી ઉપાસના કરતાં કરતાં આખું યુરોપ અને તેનું બલિષ્ઠ બાળક અમેરિકા મોહમયી પ્રમાદમદિરા પીને તર બની ગયાં. અને પછી જે મનુષ્ય અને જે વર્ગ આ દેવીઓની ઉપાસના સાંગો-પાંગ કરી શકે તેને જ પૂજારીપણાનું માન મળવા લાગ્યું. યુરોપના જૂના કાળના ઝઘડા ક્ષત્રિય ક્ષત્રિય વચ્ચે અથવા બ્રહ્મતેજ અને ક્ષાત્રતેજ વચ્ચે થતા. બ્રાહ્મણો જેમ એકાદ વેન રાજાને ઉદ્દેશીને આજ્ઞા દેતા કે 'एष पापो हन्यतां हन्यताम्' તે જ પ્રમાણે પોપ મહારાજ યુરોપના ફાવે તે બાદશાહનો બહિષ્કાર કરતા. સુધારો શરૂ થયો, અને યમરાજના દરબારમાં જઈને જેવી રીતે કેફ બોલ્યો કે 'હઠી જાઓ

સહુ અહીંથી, તમારું કોઈનું કામ નથી. મહારાજની સેવા કરવાને હું જ લાયક છું', તે જ પ્રમાણે સમાજના હૃદયમંદિરમાં સત્તા તથા વિલાસિતા એ બે દેવીઓની પ્રાણપ્રતિષ્ઠા થઈ તેવો જ વૈશ્યવર્ગ આગળ આવ્યો અને તેણે જોતજોતામાં રાજ-સૂત્રો પોતાના હાથમાં લીધાં, અને યુરોપના બ્રાહ્મણ ક્ષત્રિયોને પોતાના આશ્રિત અથવા ગુલામ બનાવ્યા. એડમંડ બર્ક સરખા મુનિએ 'The age of chivalry is gone'નો ઉદ્ગાર કાઢીને આંસુની ધારા સાથે જૂના યુગને પિંડદાન કર્યું. ત્યાર બાદ રાજદરબારમાં પદવી અથવા માનઅકરામ એનાયત કરતી વેળાએ રાજસત્તાએ यस्यास्ति वित्तं स नरः कुलीनःવાળા તત્ત્વનો જ અંગીકાર કર્યો. અને એમ થતાં સ્વાભાવિક રીતે ધર્મ તે જ દિશાએ જોવા લાગ્યો, સમાજશાસ્ત્ર તે જ ધોરણથી રચાયું, સરકારનું કર્તવ્ય એક જ સ્મૃતિએ સ્થિર કરી આપ્યું અને તે જ સામાજિક તેમ જ વૈયક્તિક પુરુષાર્થ થઈ પડયું. જેના હાથમાં સંપત્તિ તેના હાથમાં સત્તા એ તત્ત્વ યુરોપની પ્રત્યેક રાજ્યવ્યવસ્થાના મૂળમાં રહેલું છે એ વાત સૌને કબૂલ કરવી પડશે. સમાજમાંથી બ્રાહ્મણની સાત્ત્વિક વૃત્તિ અને ક્ષત્રિયોની ઉદારતા-નો લોપ થયો કે થોડાં જ વર્ષમાં વૈશ્યવૃત્તિએ સમસ્ત સમાજને ત્રાહિ ત્રાહિ પોકરાવી મૂકી એમાં શી નવાઈ?

શેક્સપિયરે ગમે તેટલી ફજેતી કરી હતી તે છતાં 'તું જીવ કે મર, મને મારું એક રતલ માંસ મળવું જ જોઈએ.' એવી માગણી કાયદાની કોર્ટમાં કરનારો શાયલૉક આજ પાછો જાતજાતનાં રૂપ ધારણ કરીને જગતના પૃષ્ઠ પરના બે ખંડો ઉપર અમલ ચલાવી રહ્યો છે, અને 'હું કાયદાની કોઈ બારીકીમાં આવું નહીં ત્યાં સુધી મને કોનો ડર છે?' એ ગર્વોક્તિ કાઢી રહ્યો છે. તે જ પ્રમાણે પાશ્ચાત્ય મૂડીવાળા અને રાજ્યો તહનામાની સઘળી શરતો અક્ષરશઃ પાળીને પોતે ધર્મનીતિ પાળે છે એવો ગર્વ રાખે છે.

વૈશ્યવર્ગે યુરોપના સમાજને તો માત્ર ત્રાહિ ત્રાહિ જ પોકરાવી છે, પણ યુરોપ બહારના સાદા ભોળા સમાજોને તો તેણે પોતાનાં ભક્ષ જ માની લીધા છે. આ વૈશ્યવર્ગનું પૈસા ઉપરાંત બીજું સાધન છે વિલાસ માટે મરતો પણ દ્રવ્યદુર્બળ એવો મજૂરવર્ગ. ધર્મ વડે ગરીબીમાં પણ જે ગાંભીર્ય આવે છે અને સમાધાનીથી જે પાવિત્ર્ય આવે છે એ બંને આ મજૂરવર્ગ ખોઈ બેઠો, એટલે શ્રીમંતોના વિલાસ દેખી દેખીને તેની भोक्तुं न भोक्तुं क्षमः એવી સ્થિતિ થઈ ને ટેન્ટલસ રાજાની પેઠે તે તરફડવા લાગ્યો. વિલાસિતા જોઈએ છે અને સત્તા તો હાથમાં આવતી નથી, એવી દશામાં મજૂરવર્ગે આકાશવાણી સાંભળી—संघशक्तिः कलौ युगे। બસ થયું. મજૂરોએ પોતાના પ્રચંડ સંઘો માંડયા, અને સમાજને વિશે એક ઘોર નિઃશસ્ત્ર યુદ્ધ જામ્યું. યુરોપના મોટા મોટા સમાજસત્તાવાદી પંડિતો ગર્જના કરી કરીને કહેવા લાગ્યા કે યુરોપમાં અઢાર રાષ્ટ્રો છે એ માન્યતા કેવળ ભ્રમ છે. યુરોપમાં ફક્ત બે જ રાષ્ટ્ર મશહૂર છે. અને એ બે રાષ્ટ્ર ક્યાં ક્યાં? જર્મની અને ઇંગ્લંડ? ના, નહીં, યુરોપ-માં બે જ રાષ્ટ્ર છે: એક શ્રીમંતનું અને બીજું ગરીબનું; એક મજૂરોનું અને

બીજું માલિકનું; એક જમીનદારનું અને બીજું ખેડૂતનું. આ બે રાષ્ટ્રોની વચ્ચે વિગ્રહ શરૂ થયો અને સુલેહ થવાના ભણકારા પણ સંભળાતા નથી. રણમત્ત બનેલા જર્મનીએ અણીનો પ્રસંગ આવતાં જેમ સર્વ આંતરરાષ્ટ્રીય કાયદાઓને કાગળનાં ચીંથરાં ગણીને ફાવ્યા તેવા અત્યાચાર કરવાની શરૂઆત કરી તે પ્રમાણે ગરીબોના રાષ્ટ્રે પ્રથમ અજ્ઞાનથી, પછી નિરાશાથી અને છેલ્લે વિજયની મસ્તીમાં સમાજનું કલ્યાણઅકલ્યાણ બાજુ પર ફેંકીને, ધર્મની મર્યાદા પર પગ મૂકીને શ્રીમંતોના રાષ્ટ્ર ઉપર હુમલો કર્યો. જેવી ક્રિયા તેવી પ્રતિક્રિયા. રશિયામાં શ્રીમંતોએ ગરીબવર્ગની સહનશક્તિની પારાકોટીની કસોટી કરી તેનું પરિણામ એ આવ્યું કે રશિયના જે ગરીબ લોક સ્વભાવે અત્યન્ત ગરીબ હતા તે જ છંછેડાયેલા વરુની પેઠે શ્રીમંતો પર તૂટી પડવા લાગ્યા છે.

યુરોપમાં ફાટી નીકળેલા મહાયુદ્ધની પર્વણી મળતાં આ શ્રીમંત ગરીબના યુદ્ધને જબરું જોમ મળ્યું અને કૈઝરે લગાડેલી આગ માંડ માંડ બૂઝતી હતી એટલામાં આ મહાયુદ્ધનો રશિયામાં સ્ફોટ થયો; અને સર્વિયાના બે બૉમ્બગોળાએ આખા યુરોપને સળગાવી મૂક્યું તે પ્રમાણે રશિયામાં થયેલો આ સ્ફોટ આખા જગતને સળગાવી મૂકશે એવાં ચિહ્ન દેખાય છે. પ્રજાવાદના આ ઉચ્છૃંખલ સ્વરૂપનું નામ બૉલ્શેવિઝમ છે. જર્મનીના સૈન્ય સાથે ઝૂઝવું સહેલું હતું; કૈઝરની મહત્ત્વાકાંક્ષાના કિલ્લા પણ તોડયા તૂટયા; પણ બૉલ્શેવિઝમની આ પ્રચંડ ચંડી કોઈને પણ નમતું આપશે એમ કોઈને લાગતું નથી. તેની ઝાળ પોતાના દેશને પણ અડકશે કે શું એ ભયથી આજે દરેક સુધરેલી સરકાર થરથર કાંપે છે. અને સુલેહ પરિષદનો પુરોહિત વુડ્રો વિલ્સન અમેરિકાથી લાખો ખાંડી ધાન્ય લાવી આ ચંડીને નૈવેદ્ય ધરાવીને શાન્ત કરવાનો પ્રયત્ન કરે છે. યુરોપ અને અમેરિકાની એકત્રિત નીતિનિપુણતા કદાચ બૉલ્શેવિઝમની આગ થોડા વખત પૂરતી શમાવી શકશે, કૈઝરને સારુ પણ એકાદ સેંટ હેલીનાનો ટાપુ મળી રહેશે; પરંતુ એટલું તો બ્રહ્મવાક્ય જ સમજવું કે જ્યાં સુધી સત્તા તથા વિલાસિતા એ બે દેવીઓ યુરોપના હૃદયમંદિરમાં વિરાજમાન છે ત્યાં સુધી શાન્તિદેવીનો ત્યાં પ્રવેશ થઈ શકવાનો નથી. ભવિષ્ય અંધકારમય દેખાય છે, પણ આવી સ્થિતિમાં તરણોપાય શું કંઈ જ નહીં હોય? જેની રગેરગમાં આર્ય સંસ્કૃતિ રમી રહી છે તે તો હિંમતથી કહેશે કે 'છે.' એ ઉપાય ક્યો તેનો વિચાર વળી ફરી કોઈ વાર કરશું. હાલ તરત ઈતિહાસવિધાતા ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખીને નિ:શંકભાવથી એટલું કહો કે 'જે થાય છે તે શાશ્વત કલ્યાણને માટે જ થઈ રહ્યું છે. દિવસ જેવો શુભ છે તેવી રાત્રિ પણ શુભ જ છે. યૌવન અને વાર્ધક્ય તો શું, મરણ પણ શુભ જ છે.'

આટલું વાંચ્યા પછી કોઈએ મનમાં એમ ન લાવવું કે યુરોપમાં આજ સુધી થયેલી અથવા હવે પછી થનારી ખુનામરકીમાં અમે રાજી છીએ. તેમ સત્તા પ્રજાના હાથમાં હોવી જોઈએ એ તત્ત્વ અમને કબૂલ નથી એવું માની લેવાનું પણ કારણ નથી. બ્રાહ્મણોનું વર્ચસ્વ અથવા ક્ષત્રિયોનો રુઆબ એ પણ અમારું ધ્યેય નથી.

અમારે મુખ્યત્વે કરીને જે જોવાનું છે તે એટલું જ છે કે હિંદુસ્તાનની પ્રયોગ-શાળામાં આજ પર્યન્ત કસી જોયેલા ચાતુર્વર્ણ્ય પદ્ધતિના સિદ્ધાન્તો કેવા વ્યાપક થઈ શકે તેમ છે, અને સંસારના અનેક કૂટપ્રશ્નો એ સિદ્ધાન્તોને આધારે કેવા છોડાવી શકાય તેમ છે.

એપ્રિલ, ૧૯૧૯

# એશિયાની એકતા

એશિયાની એકતાની વાત આજકાલ બહુ ચાલે છે. એશિયાનો એક મોટો સંઘ સ્થાપવો જોઈએ એવી સૂચનાઓ અનેક ઠેકાણેથી થાય છે. જાપાનને તો આવો સંઘ થાય એ ભાવતી વાત છે કેમ કે એશિયાઈ બંધુતામાં મોટા ભાઈનું માન જાપાનને મળવાનું છે. કેટલાક લોકો ઈસ્લામી એકતા કરતાં એશિયાઈ સંઘ અધિક વ્યાપક છે એટલા જ માટે તેને પસંદ કરે છે. પણ મોટે ભાગે એશિયાઈ એકતાની જરૂર યુરોપના જીવલેણ અત્યાચારોને લીધે વધારે ભાસવા લાગી છે. રશિયાના જંગલના વરુની પેઠે યુરોપ બીજા બધા ખંડો ઉપર આક્રમણ કરી રહ્યું છે તેમાંથી બચવા માટે એશિયાએ હવે એક થવું જ જોઈએ એવી દલીલો સાંભળવામાં આવે છે.

જેમનો સ્વભાવ સમાન છે અથવા જેમના ઉપર સમાન સંકટ ઝઝૂમે છે તેમની વચ્ચે એકતા બંધાઈ શકે છે એવું એક જૂનું વચન છે. તે પ્રમાણે એશિયાની એકતા સહેલાઈથી થઈ શકે ખરી, પણ રાક્ષસો સામે થવા માટે પોતે રાક્ષસ થવું, ક્ષત્રિયોનો એકવીસ વાર પરાભવ કરવા માટે પોતે ક્ષત્રિય બની જવું એમાં અંતે હાનિ જ છે. યુરોપને માત કરવા ખાતર અને યુરોપને માત કરવા પૂરતી વૃત્તિ આપણે કેળવીશું, સ્વાર્થ નિર્દયતા અને દંભનું સામ્રાજ્ય સ્વીકારીશું તો આપણે પણ દુનિયાને ત્રાસરૂપ થઈ જઈશું અને યુરોપ કરતાં એશિયા વિસ્તાર અને લોકસંખ્યામાં મોટો હોવાથી આપણો ત્રાસ એટલો બધો વધી જશે કે ઈશ્વરને આપણા મોંમાંથી પૃથ્વીને બચાવવા નવો જ અવતાર ધારણ કરવો પડશે.

એશિયાની એકતા જરૂરની છે, કેમ કે માનવી એકતામાં તે એક પગથિયું છે. યુરોપનો સામ્રાજ્યમદ ઉતારવાની પણ જરૂર છે, કેમ કે તે રીતે જ દુનિયાની નાનીમોટી પ્રજાઓ નિર્ભય થશે. પણ એ એકતા યુરોપની ઢબે ન થવી જોઈએ, આપણું યુરોપ થવા માટે ન થવી જોઈએ. એશિયાના મહાન ધર્મસમ્રાટોએ તે રસ્તો બતાવ્યો છે. તે રસ્તે જ એશિયાની એકતા થવી જોઈએ. આજે જેઓ એશિયાની એકતાની હિમાયત કરી રહ્યા છે તેમનામાં એ શ્રદ્ધા છે? એ રસ્તો તેઓ લેવા માગે છે?

૨૮-૧-'૨૬

# એશિયાની સાધના

દક્ષિણ તરફ બ્રાહ્મણ-બ્રાહ્મણેતરનો ઝઘડો કેટલાંયે વર્ષોથી ચાલે છે. બ્રાહ્મણો એટલે કોણ એ આપણે જાણીએ છીએ. પણ બ્રાહ્મણેતર જેવો વર્ગ ક્યાંથી ઉત્પન્ન થયો? બ્રાહ્મણેતર નામની એક જાતિ તો છે જ નહીં. છતાં બ્રાહ્મણેતરનો પક્ષ ઊભો થયો છે. બ્રાહ્મણ-બ્રાહ્મણેતરના સવાલમાં જરાયે ઊતર્યા વગર આપણે કહી શકીએ કે બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વનું ભાન અને બીજાથી પોતે અલગ છે એવું પાર્થક્ય એ જ બ્રાહ્મણેતર વર્ગ ઊભો થવાનું એક કારણ છે. બ્રાહ્મણોમાં જાતિનું એ ભાન તીવ્ર હોવાથી જ બીજાઓમાં વિરુદ્ધ ભાવના જાગવા પામી છે.

આજની આપણી એશિયા વિશેની ભાવના એવી જ છે. યુરોપના લોકો ભૌતિક શાસ્ત્રોમાં અને આસુરી રાજકારણમાં પ્રવીણ થયા ત્યારથી તેમણે અંદર અંદર મત્સર અને વેર હોવા છતાં સાધારણ રીતે સારો સંપ જાળવ્યો છે. અને યુરોપે બહારના દેશો પર આક્રમણ ચલાવ્યું છે. આ આક્રમણનો ભોગ થઈ પડેલા લોકોમાં અંદર અંદર ઐક્ય કરવાની વૃત્તિ વહેલીમોડી જાગવાની જ; અને તેથી જ આપણામાં એશિયાના ઐક્યની કલ્પના ફેલાવા લાગી છે. એશિયાના ઐક્યની કલ્પના પાછળ આ એક જ કલ્પના હોય તોપણ તે ઐક્ય સકારણ તો ગણાય, છતાં કૃત્રિમ તો ખરું જ.

પણ એશિયાનું ઐક્ય યુરોપિયન લોકોના ઉત્કર્ષ જેટલું આધુનિક નથી. તે બહુ જ જૂનું અને ઊંડું છે. ચીન અને જાપાન, રશિયા અને મધ્ય એશિયા, તુર્કસ્તાન, અરબસ્તાન, ઈરાન અને આપણો હિંદુસ્તાન એ બધા દેશો વચ્ચે પ્રાચીન કાળથી અનેક રીતે ઐક્ય વણાયેલું છે. પણ તે વખતે યુરોપ જુદું ન હતું. યુરેશિયા (યુરોપ + એશિયા) એ અખંડ ખંડ હતું, અને આજે તેટલું અખંડ રહ્યું ન હોય તોપણ આખરે તે અખંડ જ થવાનું છે.

કેટલાક લોકોના મનમાં વિચાર આવે છે કે હજી આપણને સ્વરાજ્ય મળ્યું નથી, આપણી મ્યુનિસિપાલિટીઓ પણ આપણા હાથમાં નથી, ઘરના અંત્યજોને આપણે સમાજમાં ભેળવી શક્યા નથી – એવી સ્થિતિમાં આખા એશિયાનો વિચાર ક્યાં કરવા જઈએ? પણ એ આક્ષેપ યોગ્ય નથી. દુનિયાની આજની સ્થિતિનો વિચાર કરી ભવિષ્યનો વિચાર કરતી વખતે દુનિયા સમસ્ત સાથેનો આપણો સંબંધ ધ્યાનમાં લઈ વિચાર કર્યો હોય તો જ આપણને આપણો રસ્તો બરાબર સૂઝી શકે. વળી આપણે બહારની દુનિયાથી ગમે તેટલા અલગ રહેવા માગતા હોઈએ તોપણ દુનિયા ક્યાં આપણને અલગ રહેવા દે એવી છે? અને એવી સલ્તનત સાથે આપણો સંબંધ જોડાયો છે કે જે બિલાડીની માફક એકેએક ઘરનું દૂધઘી ચાખી આવે છે. એટલે આપણો આપણી પડોશના દેશો સાથેનો સંબંધ આજે કઈ

જાતનો છે તેનો અને પરિસ્થિતિ જો આપણા કાબૂમાં આવી જાય તો આપણે કેવો સંબંધ રાખીશું એનો પણ વિચાર કરવો જોઈએ.

કેટલાક લોકો કહે છે કે 'યુરોપિયન લોકોનાં અને હિંદુસ્તાની લોકોનાં હિત વિરોધી હોવાથી બન્ને કોમો ગમે તેટલી લડે, તોપણ બન્નેમાં જીવનના આદર્શ વિશેનો અમુક જાતનો એકમત છે. બન્નેના રાજકીય આદર્શ અને સામાજિક કલ્પનાઓમાં વ્યાપક દૃષ્ટિએ જોતાં એશિયાના બીજા દેશો કરતાં સામ્ય અથવા આકર્ષણ વધારે છે. ચીની અને હિંદી લોકો વચ્ચે સામાજિક એકતા છે તેના કરતાં યુરોપિયન અને હિંદી લોકો વચ્ચે વધારે છે. હિંદુ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે જેટલું સામ્ય છે તેટલું હિંદુ ધર્મ અને ઈસ્લામ વચ્ચે નથી. રાષ્ટ્રીય કે સામાજિક આકર્ષણ જોતાં આપણે એશિયાના અનેક દેશો કરતાં યુરોપ સાથે વધારે નિકટ છીએ. માટે આપણે યુરોપ સાથે લડીને પણ આપણો સંબંધ વધારવો જોઈએ. એશિયાઈ એકતા એ ભૌગોલિક અથવા પ્રાદેશિક એકતા છે, જ્યારે યુરોપ સાથેની આપણી એકતા ઉચ્ચ દૃષ્ટિએ જોતાં સાંસ્કૃતિક અથવા જાતીય છે. લાકડીના બે છેડા પરસ્પર વિરુદ્ધ દિશામાં હોય તોપણ લાકડી તો એક જ છે, તે જ પ્રમાણે યુરોપિયન અને હિંદી આદર્શ પરસ્પર વિરોધી હોવા છતાં એક જ આર્ય આદર્શની શાખાઓ છે.'

આ દલીલમાં વજૂદ નથી એમ નથી. યુરોપની હાલની સંસ્કૃતિ આસુરી છે (રાક્ષસી નહીં) અને હિંદુસ્તાનની સંસ્કૃતિ પાછળનો આદર્શ દૈવી છે એમ સ્વીકારીએ તોપણ દેવ અને અસુર ભાઈ ભાઈ છે એ આપણા પુરાણકારોએ જ સૂચવ્યું છે.

યુરોપ સાથેનો આપણો સંબંધ પરાણે વધ્યો તેથી આપણે યુરોપ સાથે થોડે-ઘણે અંશે પરિચિત થયા. ઈસ્લામ સાથેનો આપણો સંબંધ પણ પરાણે જ થયો એટલે ઈસ્લામની પણ આપણે કદર કરતાં શીખ્યા. હવે ઈશ્વરનો સવાલ છે કે દુનિયાનું ઐક્ય અનુભવવા ખાતર ચીની સંસ્કૃતિ સાથે પરિચય કરવો છે કે પરાણે કરાવું? પોતાની મેળે પરિચય વધારશો તો સ્વતંત્ર રહેશો; પરાણે વધારવા માગશો તો તેની કિંમત આપવી પડશે.

યુરોપના સર્વભક્ષી ધનલોભ અને સત્તાલોભથી બીને યુરોપની સામે થવા માટે જો એશિયા એક થાય તો તે આસુરી સંઘ થશે, કેમ કે તે યુરોપ જેવો જ સ્વાર્થ-મૂલક સંઘ હશે અને તેમાં ક્ષણે ક્ષણે સંધિવિગ્રહના રંગ બદલાતા રહેશે, અને આખરે આખું યુરોપ એક તરફ અને આખું એશિયા બીજી તરફ થઈને એવું એક મહાયુદ્ધ કે અતિયુદ્ધ સળગશે કે જેને અંતે મનુષ્યજાતિનો તેમ જ માનવી સંસ્કૃતિનો લગભગ સંહાર થશે અને હજારો વરસોનો માનવી પુરુષાર્થ માટીમોલ થશે. સર્વોદયનો આદર્શ રાખનાર આમ કેમ થવા દે?

યુરોપનો વિરોધ હોય કે ન હોય, મનુષ્યજાતિનું ઐક્ય દૃઢ કરવા, દયાધર્મનું અને શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવા એશિયાએ એક થવું જ જોઈએ.

અને એશિયા એક થવા માગે છે પણ ખરો. આપણી ખિલાફતની હિલચાલ એ એક રીતે એશિયાઈ ઐક્યનો પાયો છે. ઈસ્લામ સાથેનો આપણો સંબંધ પુરાણો છે. ખિલાફતની હિલચાલમાં ભાગ લઈ આપણે તે પૂર્ણ કરીએ છીએ.

એશિયાઈ એકતાની શરૂઆત આપણે ખિલાફતથી કરી છે, પણ એશિયાઈ એકતાની કલ્પના કંઈ આજની નથી. દિગ્વિજયથી આર્ય રાજાઓએ ચીનથી મિસર દેશ સુધી અને ઉત્તર ધ્રુવથી કંઈ નહીં તો લંકા અને બાલિદ્વીપ સુધી સાંસ્કૃતિક એકતા સ્થાપન કરવાના પ્રયત્નો કરેલા છે. અને આ એકતામાં આર્ય લોકોએ પોતાના પડોશીઓને જેટલું આપ્યું છે તેટલું તેમની પાસેથી છૂટથી લીધું પણ છે; ફક્ત પોતાની ઉચ્ચ અભિરુચિ પ્રમાણે પસંદગી પોતાની ઢબે જ કરેલી છે. હું માનું છું કે ધર્મરાજાને રાજપ્રાસાદ બાંધી આપનાર મયાસુર ચીન દેશનો હતો, અને બૃહસ્પતિ કે શુક્રાચાર્યની કળાથી તેની સ્થાપત્યકળા જુદી હતી. ચીન દેશનાં ચિત્રકામ તેમ જ નૃત્યકળાની અસર ભારતીય કળા ઉપર થઈ હશે એમ પણ મનાય છે.

ઈતિહાસકારોના મત પ્રમાણે એક વખતે એશિયાઈ કળાકૌશલ્યનું કેન્દ્ર સમરકંદ અને ખોતાનની આસપાસના મુલકમાં હતું. ત્યાંથી વેપારના અનેક રસ્તાઓ ભિન્ન ભિન્ન દિશાઓમાં જતા હતા. એક રસ્તો ચીન તરફ જતો, એક રસ્તો હિંદુસ્તાન તરફ આવતો, એક રસ્તો મિસરમાં જતો અને એક યુરોપમાં. અને આ રીતે વેપારવણજ સાથે સંસ્કૃતિની પણ આપલે એ મધ્ય ભૂમિમાં થતી. જનાર્દનની ઈચ્છા થઈ કે થોડા દિવસ સુધી આ છેડાઓ એકબીજાથી અલગ થઈ કંઈક ભિન્નતા કેળવે. એટલે તરત જ રેતીના સાગરો ઊછળવા લાગ્યા અને તેમણે અમૂદરિયા અને સરદરિયાનો મુલક ઉજ્જડ કરી નાખ્યો. આજે જ્યારે ઝંઝાવાત છૂટે છે અને રેતીનાં પડ ઊડી જાય છે ત્યારે આ પ્રાચીન સંસ્કૃતિના અવશેષ હજી ત્યાં મળી આવે છે.

આર્ય લોકો તો પહેલેથી જ યાત્રામાં પ્રવીણ. ડુંગર જુએ તો તે ઓળંગવાનું તેમને મન થયા વિના રહે નહીં. નદી જુએ એટલે તેનું મૂળ, તેનો ઊગમ શોધ્યા વિના તેઓ રહે નહીં. આર્યોનો દેવ ઈન્દ્ર ભુજ્યુને સમુદ્ર પાર લઈ ગયો હતો. આર્ય રાજાઓ દરેક રાજસૂય યજ્ઞ વખતે ચીન અને મિશ્ર દેશના રાજાઓને આમંત્રણ આપતા. અશોક રાજાએ ચારે દિશામાં બૌદ્ધ ધર્મના ફેલાવને અર્થે અને અભયનો સંદેશો સંભળાવવા માટે આર્યો અને અર્હતો મોકલેલા અને તે દિવ્ય સંદેશ સાંભળ્યા પછી દયામય ધર્મરાજ ભગવાન બુદ્ધના દેશની યાત્રા કરવા દિગંતના યાત્રાળુઓ આવવા લાગ્યા.

એશિયાનું ઐક્ય સાધવાની સંપૂર્ણ શક્તિ ધરાવતું તત્ત્વ તો મહાયાન બૌદ્ધ ધર્મ જ હતો. મહાયાન બૌદ્ધ ધર્મમાં ભગવાન બુદ્ધનો ઉપદેશ, તંત્રમાર્ગના લોકપ્રિય વિધિઓ અને અનેક દેવદેવતાઓનું વૃન્દ હોવા ઉપરાંત દુ:ખતપ્ત માણસને દિલાસો આપે અને પરોપકારી વીર પુરુષોને આકર્ષે એવો બોધિસત્ત્વનો આદર્શ

હતો. મહાયાન પંથનો જ્યારે ફેલાવો થયો ત્યારે હિંદુસ્તાનનો ચીન દેશ સાથે ઈરાન, બૅક્ટ્રિયા વગેરે પશ્ચિમ એશિયા સાથે અને સુવર્ણદ્વીપ (બ્રહ્મદેશ) સાથે સંબંધ ઘરના આંગણા જેવો થઈ ગયો હતો. ત્યાર પછી ધર્મસામ્રાજ્યની કલ્પના અરબસ્તાનમાં પહોંચી અને એણે ત્રણ ખંડમાં એકેશ્વરવાદ અને સમાનતાનો સંદેશો પહોંચાડયો. હજી પણ એ ધર્મ મધ્ય એશિયામાં અને આફ્રિકામાં નવા નવા લોકોને અલ્લાતાલા અને તેના નબી સાહેબના ચરણમાં લાવવાનું કામ કરે છે. મુસલમાની ધર્મનો ઉદય થયો ત્યારે હિંદુસ્તાનના ધર્મધુરંધર બ્રાહ્મણો અને શ્રમણો તિબેટ અને ચીનમાં જઈ વસ્યા હતા. હિમાલય અને હિંદુકુશની પેલી પાર અનેક મઠોમાં હિંદુસ્તાનની પ્રાચીન સંસ્કૃતિના સાક્ષી તરીકે સાહિત્ય, સ્થાપત્ય અને કળાના નમૂના પડેલા છે. હિંદુ લોકોની અતિ પવિત્ર યાત્રા કૈલાસ અને માનસસરોવરની છે. તે દ્વારા હિંદુ અને ચીની સંસ્કૃતિની આપલે અખંડ ચાલતી. આજે પણ તે થોડેઘણે અંશે ચાલે જ છે. હિમાલય ઓળંગી ઉત્તર તરફ જવાના જ્યાં જ્યાં રસ્તાઓ છે ત્યાં આર્ય સંસ્કૃતિનાં થાણાં – તીર્થસ્થાનો ઊભેલાં છે.

હિંદુસ્તાનનો શિષ્યસમૂહ આપણે જાણીએ છીએ એના કરતાં મોટો છે. ચીની અને જાપાની લોકો હિંદુસ્તાન પ્રત્યે આદરભાવથી જુએ છે. તિબેટ જવાના રસ્તાઓ ફરી ખુલ્લા થવા માંડયા છે. હિંદુસ્તાનનો અહિંસાનો માર્ગ આખી દુનિયામાં મશહૂર થયો છે. યુરોપ અને એશિયા વચ્ચેના યુદ્ધમાં જો આપણે અહિંસાધર્મને પ્રધાનપદ આપીશું તો જરૂર ચીન દેશમાં તેનો સ્વીકાર થશે અને જાપાન ઉપર તેની અસર થશે; અને આ રીતે એશિયાનું જ નહીં પણ આખી દુનિયાનું ઐક્ય કરવાને માટે જોઈતું વાતાવરણ ઊભું થશે.

એશિયાએ એક થવું જ જોઈએ; પણ તે સ્વાર્થને માટે નહીં, યુરોપ સામે લડી યુરોપને પાદાક્રાન્ત કરવા માટે નહીં, પણ યુરોપમાં જે સ્વાર્થપરાયણ સામ્રાજ્યવાદ ફાટી નીકળ્યો છે તેનો નાશ કરવા ખાતર અને ધર્મનું સામ્રાજ્ય સ્થાપન કરવા ખાતર.

નવેમ્બર, ૧૯૨૩

## ભારતની સમસ્યા*

સ્વેચ્છાથી બહિષ્કૃત થયેલા, ખાનદાન ફ્રાન્સના ઓ ચિન્તનશીલ અતિથિ! અમારાં તને વન્દન હો! મૌન અને વાચા બન્નેનો તારા ઉપર આશીર્વાદ છે. તારા પોતાના રાષ્ટ્રનો તને સારો પરિચય છે, તેથી જ તું દુનિયાનાં રાષ્ટ્રોને સમજી શકે છે. ફ્રાન્સનો ભૂતકાળ, યુરોપની તપશ્ચર્યા, પશ્ચિમની આકાંક્ષા તારી અંદર જાગ્રત છે;

*અમદાવાદ મહાસભા વેળાએ શ્રી પોલ રિશારે આપેલા વ્યાખ્યાન 'નવીન ભારત'નો જવાબ

તેથી જ ભવિષ્યને તું પ્રત્યક્ષ કરી શકે છે. પણ યાદ રાખજે કે ભવિષ્યને પણ અનેક અંગો છે. જેણે સંપૂર્ણ ભૂત જોયું હોય તે જ, વખતે, સંપૂર્ણ ભવિષ્યની ઝાંખી કરી શકે. સનાતન અનન્તતાના વિસ્તારમાં ભૂત તથા ભવિષ્ય સરખાં જ જીવન્ત છે—સરખાં જ વર્તમાન છે.

તું કેવું હિંદુસ્તાન માગે છે તે અમે જાણ્યું. તારી પુણ્ય અભિલાષાને માટે તારું અભિનન્દન કરીએ છીએ, અમે નથી માનતા કે અમે વરરાષ્ટ્ર છીએ. પણ અમારા સ્વદેશીધર્મ પ્રમાણે અમે અમારા જ પ્રકાશથી પ્રકાશિત થવા માગીએ છીએ. ભેદની ભીંતો અમે નથી ચાહતા. અમારો પ્રકાશ પ્રકાશ હોવાથી દુનિયામાં સર્વત્ર ફેલાશે. દરેક પ્રજા પાસે તેનો પોતાનો પ્રકાશ હોય છે જ. જ્યાં જ્યાંથી પ્રકાશ આવતો હોય તે બધાંને અમારે ત્યાંનું આમંત્રણ છે. ઈશ્વરી પ્રકાશ તો એકરૂપ જ હોય, પણ પ્રજા પ્રજાનો પ્રકાશ તો ભિન્નવર્ણી હોય છે, એ ઈશ્વરી યોજનાની સુંદરતા છે, એમાં જ કાવ્ય છે.

અમે કોઈને નથી વખોડતા કે નથી વખાણતા. સૃષ્ટિ જડ-ચેતનની જ બનેલી છે, પ્રકૃતિ સત્-અસત્-થી જ બનેલી છે એમ અમે શીખ્યા છીએ. જ્યાં સુધી જીવદશા છે ત્યાં સુધી બન્નેનું કામ પડવાનું જ. જડની પૂજા કરવી એને જ અમે જડવાદ કહીએ છીએ. યુરોપમાં બધે જ જડવાદ છે એમ અમે નથી કહેવા માગતા. પરંતુ યુરોપ પાસેથી અમે એકલો જડવાદ જ શીખી શક્યા એનું અમને માઠું લાગે છે. પણ અમારી અંદર અમારો પોતાનો જડવાદ ન હોત તો તો અમે પડત જ નહીં. માટે વાંક તો અમે અમારો જ કાઢીએ છીએ. અમે જડને વશ તો ક્યારના થયા હતા. યુરોપ પાસેથી અમે તે જડની પૂજા કરતાં શીખ્યા, અધઃપાતને જ ઉન્નતિ માની બેઠા; એથી અમારું દિલ દુભાય છે.

આત્મા એટલે નિત્ય નૂતનતા એ અમે જાણીએ છીએ. જે નિત્યનૂતન નથી થતું તેને જ મરવું પડે છે. જન્મમરણ જેટલું સત્ય છે તેટલું જ સનાતન જીવન પણ સત્ય છે. ઘાસ તથા વનસ્પતિ ઋતુએ ઋતુએ મરે છે અને ઋતુએ ઋતુએ સજીવન થાય છે. એ એમનો જીવનધર્મ. વડપીંપળાનો જીવનધર્મ જુદો છે. કોઈ પણ રાષ્ટ્ર બાલ્યાવસ્થામાં ભવિષ્ય તરફ જ જુએ, યૌવનદશામાં વર્તમાનમાં જ ગિરફતાર રહે અને વાર્ધક્યમાં ભૂતકાળ તરફ જ અશ્રુભીની દૃષ્ટિ નાખે; પણ જે રાષ્ટ્રને સનાતન થવું છે તે તો ત્રિકાળદર્શી જ હોય. તેની અંદર યૌવનનો ઉત્સાહ ભલે ન હોય, પણ તેની અંદર ગાંભીર્ય તો પૂરેપૂરું હોય, તેનો સ્વભાવ ધીરોદાત્ત હોય.

ખરું છે કે અમારી સમસ્યા કઠિનમાં કઠિન છે. વિરોધી ધર્મ અને કજિયાખોર પંથોનું પ્રેમધર્મથી સંમેલન કરવાનું કામ અમારે માથે આવેલું છે. એ અમારો ખાસ આદેશ છે, એ અમારું ખાસ કાર્ય છે. દુનિયાના ભાગ્યવિધાતાએ એને માટે જ અમને એક ખાસ મંત્ર અર્પેલો છે. તેને અમે ‘સ્વદેશી’ને નામે ઓળખીએ છીએ. વર્ણવ્યવસ્થા એ તેનું જ એક અંગ છે. જગતમાં જો એકતાનો દોર ન ચલાવવો

હોય, જગતમાં જો વિવિધતામાં રહેતું ઐક્ય જાળવવું હોય, સપ્ત સ્વરનું સંગીત જો જાળવવું હોય, સપ્ત વર્ણનો જો એક સંઘ બનાવવો હોય, તો સ્વધર્મમૂલક વર્ણવ્યવસ્થા એ જ તેનો ઉપાય છે. વર્ણવ્યવસ્થા એ ભારતવર્ષની ખાસિયત છે. તેને છોડી દઈએ તો અમારા આદેશને બેવફા ઠરીએ, ઈશ્વરની યોજનાને નિષ્ફળ કરીએ.

હા, એ વાત સાચી છે કે વર્ણવ્યવસ્થા – ઈશ્વરની ઈચ્છેલી વર્ણવ્યવસ્થા અમે અખત્યાર કરી શક્યા નથી, પ્રેમધર્મ અમારી અંદર પૂર્ણ કળાએ પ્રગટ્યો નથી. તેથી જ વ્યવસ્થામાં વિદ્વેષ આવ્યો, વિવિધતામાં વિસ્ખલિતતા આવી, એકતા તૂટી ગઈ અને અમે સંકુચિત બન્યા.

વિવિધતામાં ઐક્ય એ ઈશ્વરી સંદેશ છે. અમે ઐક્યને ભૂલ્યા, તમે વિવિધતાને સાશંક દૃષ્ટિએ જુઓ છો. આપણે બન્ને ભૂલતા નથી?

આજે વર્ણવ્યવસ્થામાં તિરસ્કાર છે, દ્વેષ-દંભ છે, અહંકાર છે. અને તેનું જ ચિહ્ન – તેનું જ પરિણામ અમારામાં પેસી ગયેલી અસ્પૃશ્યતા છે. જ્યારે અમે અસ્પૃશ્યતાને કાઢવાની વાત કરી રહ્યા છીએ, ત્યારે સમજજો કે તિરસ્કારમાત્રને અમે કાઢી નાખવા માગીએ છીએ, દ્વેષને કાઢી નાખવા માગીએ છીએ, દંભ-અહંકારને બાળી નાખવા માગીએ છીએ. દુનિયામાં જ્યેષ્ઠ-કનિષ્ઠનો ભેદ તો રહેવાનો જ, પણ શ્રેષ્ઠ-કનિષ્ઠની ભાવના ન રહેવી જોઈએ. જ્યાં નમ્રતા છે ત્યાં જ પાવિત્ર્ય વસે છે એ અમારે જાણવું રહ્યું છે. વર્ણભેદ કાઢી નાખીશું તો ધર્મભેદ કેવી રીતે સાંખી શકીશું? દયાધર્મને પછી ક્યાં સ્થાન? સ્વધર્મનો પછી શો અર્થ?

જ્યાં આદર્શનો ભેદ હોય ત્યાં ઉચ્ચનીચ ભેદ રહી ન શકે. પણ જ્યાં આદર્શ-શિખર એક હોય અને તેનો પંથ ઓછોવત્તો આક્રમેલો હોય ત્યાં ઉચ્ચનીચ સ્થિતિ તો હોય જ. પણ તેને લીધે અહંતા કે દીનતા પેદા થવી ન જોઈએ. શું ગુરુ-શિષ્ય વચ્ચે ઉચ્ચનીચ ભાવ નથી? શું પાપી અને પુણ્યવાન એક જ ભૂમિકા ઉપર છે? જ્યાં પ્રેમ છે ત્યાં સમતાનો ખ્યાલ જ ન આવે, કેમ વિષમતા કે પ્રેમ વિશે આંધળો છે.

જેમ અમે ઘરમાં અસ્પૃશ્યતા દાખલ કરી તેમ બાહ્ય જગત સાથે પણ અમે અસ્પૃશ્ય રહ્યા, એ અમારું પાપ ખરું. સમુદ્રયાત્રા કરીને, દેશદેશાંતર સાથે વેપાર ચલાવીને અમે તે પાપ ન ધોઈ શકીએ. પણ દેશદેશાંતરનો પ્રકાશ સ્વીકારવા સારુ અમારાં બારીબારણાં ખુલ્લાં મૂકી તારા જેવા દેશદેશાંતરના સજ્જનોને અમારા હૃદયમાં સ્થાન આપીને, દુનિયાના દુ:ખથી દુ:ખી થઈ, દુનિયાની સેવા સારુ સ્વતંત્ર થઈને અમે તે પાપનું પ્રાયશ્ચિત્ત કરી શકીએ.

હે ખુદાપરસ્ત અતિથિ! તને વન્દન કરીએ છીએ. અમારી સંકુચિતતા દૂર કરવાની અમને તક મળે એટલા માટે અમારું આતિથ્ય સ્વીકાર, તારા હૃદયના ભાવ પ્રગટ કર, અમારા હૃદયના ભાવ સમજી લે અને અમને અમારે માર્ગે

પ્રયાણ કરવામાં મદદ કર. પોતાનો માર્ગ પોતાની મેળે નક્કી કરી શકીએ એટલા અમે સ્વાશ્રયી છીએ, પણ તારા સરખાની મદદ ન લઈએ એવા અહંકારી નથી.

नमस्तेऽस्तु भगवन्नतिथिर्नमस्यः ।

૮–૧–'૨૨

# આપણુ રાષ્ટ્રીય ધ્યેય

છત્રપતિ શિવાજી મહારાજના ઈતિહાસમાં ઊછરેલા અમે મહારાષ્ટ્રીઓ સ્વાતંત્ર્યવાદી જ છીએ એમ કહેવાની જરૂર છે? જે હાથમાં આવે તે સાધન વાપરીને શત્રુની ધૂંસરી ફગાવી દો, અને ભારતવર્ષના આનંદ-વન-ભુવનમાં ધર્મરાજ્ય અથવા રામરાજ્ય સ્થાપન કરો, શક્તિ અને યુક્તિનો સંજોગ કરી રાજ્ય મેળવો; અને તેનો ઉપયોગ ધર્મના વિસ્તારમાં કરો એમ જ મહારાષ્ટ્રના સમર્થની શિખામણ છે. શિવાજીના હસ્તાક્ષરનો એક કાગળ મળ્યો છે જેમાં "હિન્દવી સ્વરાજ્ય" સ્થાપવાનો અમારો પ્રયત્ન છે: એવા શબ્દો છે. એવી પરંપરામાં ઊછરેલા અમે ડુમિનિયન સ્ટેટસ શી રીતે ઓળખીએ? ડુમિનિયન સ્ટેટસ એટલે વસાહતનું રાજ્ય અથવા રૂપકની ભાષા વાપરીએ તો કન્યાભૂમિનું સ્વરાજ્ય.

માતૃભૂમિમાંથી સાહસી લોકોનું એક ટોળું દૂર દેશમાં જઈ વસે. ત્યાં પોતાના પુરુષાર્થથી રાજ્ય સ્થાપન કરે અને પછી માતૃભૂમિ સાથેનો પોતાનો સંબંધ ભૂલી ન જવાય એટલા માટે ઝંખે અને વિશાળ સંગઠનનું કવચ ધારણ કરી વધુ વિસ્તારની શક્તિ કેળવે તેનું નામ તે કન્યાભૂમિનું સ્વરાજ્ય. કન્યાભૂમિમાં સામર્થ્ય અને મહત્ત્વાકાંક્ષા ઊભરાતાં હોય છે. જ્યારે માતૃભૂમિમાં પ્રતિષ્ઠા અને વાત્સલ્ય સ્વાભાવિક હોય જ છે તેથી અનેક કન્યાઓની મદદથી કાનીન સામ્રાજ્ય એની મેળે સ્થપાય છે.

આપણે કંઈ ઇંગ્લંડની કન્યા નથી, આપણો વારસો ઇંગ્લંડ પાસેથી આવ્યો નથી. આપણે બાળક પ્રજાની પેઠે ધુસણિયાનો ધંધો કરવા માગતા નથી. આપણી સંસ્કૃતિ જુદી છે. આપણી પરંપરા જુદી છે. આપણા સંસ્કૃતિબાંધવો જુદા જ છે. ભવિષ્ય માટેના આપણા સવાલો પણ સાવ સ્વતંત્ર છે. એક તરફ ઈસ્લામી સંસ્કૃતિ ત્રણ ખંડમાં ફેલાઈ છે અને બીજી બાજુ આર્યબૌદ્ધ સંસ્કૃતિ ત્રણચાર મહાપ્રજાઓમાં અનેક રીતે વિસ્તરેલી છે. આ બે સંસ્કૃતિનો સમન્વય કરવો એ ભારતવર્ષનો ખાસ પુરુષાર્થ છે. આટલું કર્યા પછી પાશ્ચાત્ય વૈજ્ઞાનિક સંસ્કૃતિ સાથે મેળ બેસાડવો એ જરાયે અઘરી વાત નથી. ખ્રિસ્તી સંસ્કૃતિ હિંદી સંસ્કૃતિથી એટલી ભિન્ન નથી કે એનો સમન્વય વિશેષ અઘરો હોય. આજે યુરોપની જે સંસ્કૃતિનો દુનિયાને પરિચય થાય છે તે ખ્રિસ્તી સંસ્કૃતિ ખ્રિસ્તની નથી પણ ખ્રિસ્તના ઉપદેશનો બુરખો પહેરી વિચરતી અને વૈજ્ઞાનિક શક્તિથી બલાઢ્ય થયેલી રોમન

સંસ્કૃતિ જ છે. બ્રિટિશ સામ્રાજ્ય એ સંસ્કૃતિનું ઉત્તમ પ્રતિનિધિત્વ દાખવે છે. આર્ય અને ઈસ્લામી સંસ્કૃતિનો સમન્વય કરવાનું કાર્ય બ્રિટનને ભાગે પણ આવ્યું; પણ અત્યાર સુધીના અનુભવ પરથી કહેવું પડે છે કે બ્રિટને એ કાર્ય કરવાની દાનત કે હિંમત બતાવી નથી.

આવી સ્થિતિમાં કન્યાભૂમિનું સ્વરાજ્ય આપણે માગીએ તેનો અર્થ શો?

સાચી વાત એ છે કે આપણે શક્તિ કેળવવાની છે. પરસ્પર વિશ્વાસ વગર રાષ્ટ્રીયતા સંભવે જ નહીં. સામર્થ્ય વગર પરસ્પર વિશ્વાસ અને પરસ્પર આદર અશક્ય હોય છે. એ સામર્થ્ય અને એ ઉદારતા કેળવવી એ આપણું મુખ્ય અને એકમાત્ર કામ છે. આપણે લોકોએ હજારો વર્ષ થયાં પ્રજાદ્રોહ કર્યો છે. એમાંથી ઊગરી જઈએ એટલે શક્તિ કેળવાશે. શક્તિ કેળવાયા પછી આપણે સ્વાભાવિકપણે ઘરના માલિક થઈ જઈશું. પછી આપણી આગળ સવાલ આવશે તે "પૂર્ણ સ્વાતંત્ર્ય કે ડુમિનિયન સ્ટેટસ" એ રૂપમાં નહીં પણ "સ્વતંત્ર હિંદ સ્વતંત્ર ઇંગ્લંડ સાથે ભાઈચારાની ભાગીદારી કાયમ કરવા માગે છે કે એનાથી જુદું પડવા માગે છે" એ રૂપમાં.

એ સવાલ ફક્ત આપણી આગળ જ છે એમ નથી. ઇંગ્લંડ આગળ પણ એ જ છે. સમર્થ હિંદુસ્તાનને પ્રેમથી વશ કરી એને સાથે રાખવાથી બ્રિટિશ પ્રજા કૃતાર્થ થશે કે હિંદુસ્તાનથી નોખા પડવાથી?

હિંદુસ્તાન અને બ્રિટન બંનેના ભાગ્યમાં કાંઈક સમાનતા છે. હિંદુસ્તાનને ઘેર બધી સંસ્કૃતિઓ ચાલી આવે છે અને બ્રિટન બિલાડી જેવું રખડુ હોવાથી દુનિયાની બધી જ સંસ્કૃતિના પરિચયમાં આવે છે. બ્રિટન જો લોભમુક્ત અને મદમુક્ત થાય તો અને હિંદુસ્તાન જો ભયમુક્ત અને ભેદમુક્ત થાય તો બંને દેશ મળીને સર્વ સંસ્કૃતિઓનો સમન્વય કરી શકે એમ છે. બ્રિટનનો લોભ અને મદ ઉતારવો એ હિંદુસ્તાનના હાથમાં છે. હિંદુસ્તાન આપસઆપસનો ભેદ અને તેમાંથી ઉત્પન્ન થતો ભય છોડી દે અને સ્વાશ્રયી થાય તો બ્રિટિશ સામ્રાજ્ય એની મેળે નીરોગી થશે. આવી રીતે વિશુદ્ધ થયેલા આ બે દેશો જો સહચાર સાધે તો બંનેને હાથે દુનિયાની સર્વોત્કૃષ્ટ સેવા થઈ શકે એમ છે. હિંદુસ્તાન આગળ પ્રાચીન કાળથી દિવ્ય દૃષ્ટિ છે. ફક્ત સાધનાની દુર્બળતા કાઢી નાખવી પડશે. ઇતિહાસવિધાતાએ બ્રિટન અને હિંદુસ્તાનને એકત્ર આણ્યાં. એમાં બ્રિટન હિંદુસ્તાન પર હકૂમત ભોગવે એ અડધો દાવ પૂરો થયો છે. અડધો દાવ છોડીને રમત પૂરી નથી થતી. હિંદુસ્તાનને પણ મુરબ્બીપણાનો દાવ આપવો જોઈએ. બ્રિટન જો રાજી થઈ એને દાવ ન દે તો છો જુદું પડે.

આ જાતના પ્રેમના, જવાબદારીના અને સમાનતાના સહકારને જો અંગ્રેજો અને [illegible] ડુમિનિયન સ્ટેટસના નામથી ઓળખવા માગતા હોય, તો આપણો વાંધો નથી. શબ્દ સાથે આપણે શી લેવાદેવા? आम खाने से पेड़ गिनने —

૧૮-૧૨-'૨૯

# એશિયાનો પ્રભાતકાળ*

મહાયુદ્ધની તમ્મર ખાઈને નીચે પડેલાં યુરોપિયન રાષ્ટ્રોને 'જવા દો આ મિથ્યા પ્રયત્ન, સમાજની ફરી નવી રચના કરો અને નવજીવનમાં પ્રવેશ કરો.' એવો પોતાનો સંદેશો સંભળાવીને મહાશય પૉલ રિશાર એશિયા તરફ વળ્યા છે. મહાયુદ્ધને અંતે રાષ્ટ્રસંઘની સભા મળી તેમાં જપાની રાષ્ટ્રને સ્થાન મળ્યું હતું. હિંદુસ્તાન 'સરકાર'ને પણ મળ્યું હતું. દુનિયામાં આત્મનિર્ણય અને પ્રજાસત્તાનો યુગ પ્રવર્તાવવાનો આ સંઘનો ઉદ્દેશ હતો. જપાને જોયું કે આત્મનિર્ણય અને પ્રજાસત્તા ત્યારે જ અમલમાં આવે જ્યારે રાષ્ટ્રસંઘ અગર તો દુનિયાનાં પ્રબળ રાષ્ટ્રો બધા માનવવંશોની સમતા સ્વીકારે. પોતાનાં ચૌદ તત્ત્વોથી 'હું સત્યયુગ પ્રવર્તાવીશ' એવો જેમ રાષ્ટ્રાધ્યક્ષ વિલ્સનને ભ્રમ થયો હતો તે જ રીતે એવો સત્યયુગ પ્રવર્ત્યો છે એવી ભ્રમણામાં જપાન પડ્યું હતું. માનવવંશોની સમતાનો જપાનનો ઠરાવ ફગાવી દઈ યુરોપીય રાષ્ટ્રોએ જપાનની આ ભ્રમણા તરત જ દૂર કરી. આ પ્રસંગને ઉદ્દેશીને બે વરસ ઉપર મહાશય પૉલ રિશારે ટોકિયોમાં એક ભાષણ આપ્યું હતું. સમતા, સ્વાધીનતા અને બંધુતા આ ફ્રેન્ચ આદર્શો હોઈ જપાનના ઠરાવ વિશે મહાશય પૉલના મનમાં સહાનુભૂતિ હોય એ સ્વાભાવિક હતું. તેઓ જપાનને કહે છે:

શું તમને એમ લાગે છે કે રાષ્ટ્રસંઘમાં એક ઠરાવ કરવાથી યુરોપનાં રાષ્ટ્રોનાં અભિમાન અને અજ્ઞાન નાશ પામશે? જે મૂર્ખાઈથી માણસ અન્યાય કરવા પ્રવૃત્ત થાય છે તે મૂર્ખાઈ તે એક શબ્દ ઉચ્ચારીને કંઈ ધોઈ શકશે? તમારું ધ્યેય તેમના લાભની આડે આવે તો શું તેની કાણી કોડી જેટલી પણ તેઓ પરવા કરવાના હતા? તેમનો ધર્મ તો પોતાના સ્વાર્થને પરોપકારનો ઢોળ ચડાવવામાં, પોતાના અહંકારને આદર્શનું નામ આપવામાં રહ્યો. તમે યુરોપ પાસેથી શું માગો છો? યુરોપ પાસે આજે જે વસ્તુ નથી તે જ — એટલે કે નવજીવન. યુરોપની પાસેથી આજે કશી આશા ન રાખો. યુરોપને વૈરાગ્ય થાઓ, યુરોપનો પુનર્જન્મ થાઓ એટલું જ ઈચ્છો. યુરોપને આજે ઉગારવાની જરૂર છે. પ્રેમનું વાતાવરણ ઊભું કરી ત્યાં મચેલી દ્વેષની જાદવાસ્થળીમાંથી આજે યુરોપને ઉગારવું જોઈએ. આત્મજ્યોતિ પ્રગટાવી તેને અંધકારમાંથી ઉગારવું જોઈએ અને મૃત્યુમાંથી એનું પુનરુત્થાન કરવું જોઈએ. જૂનું યુરોપ — ખાનદાન યુરોપ કે દહાડાનુંયે પંચતત્ત્વને પામ્યું છે. પોતાના પાપ નીચે તે ક્યારનુંયે દટાઈ ગયું છે. અને નવું

---

* પૉલ રિશારની ચોપડીનો સાર આ અને આના પછીના લેખમાં આપતાં કાકાસાહેબે "એશિયાની સાધના" પરત્વે પોતાને માન્ય એવા વિચારો રજૂ કર્યા છે. વિષયની પૂર્ણતા ખાતર, તેમની ખાસ રજા લઈને તે અહીં આપ્યા છે. આ બન્ને સારાનુવાદમાં સ્વામી આનંદનો હાથ હશે એમ જણાય છે. — સંપાદક

યુરોપ હજુ જન્મ્યું નથી. તે રાહ જોઈ રહ્યું છે. એશિયાની રાહ જોઈ રહ્યું છે કારણ કે હમેશાં એશિયા પાસેથી જ યુરોપને નવજીવન મળ્યું છે. હમેશાં એશિયા જ જગતઉદ્ધારક બનેલું છે. માટે જ હું યુરોપનો પુત્ર તમને પ્રાર્થના કરું છું કે તમે એશિયાને જગાડો. જગાડીને એક કરો. એશિયાનાં બધાં રાષ્ટ્રોને સંગઠિત કરો. તેમના શેઠ ન બનો; ભાઈ બનો. એશિયાનો રાષ્ટ્રસંઘ બનાવો. તેમનું કુટુંબ બનાવો. આ બધું કરવા માટે એશિયામાં એક જ પ્રાણ સંચરવો જોઈએ. એક જ આત્મા બધામાં વસે છે એનો તમને સાક્ષાત્કાર થાય ત્યારે જ તમે એ બધું કરી શકો. યુરોપે એશિયાને લૂંટ્યું છે પણ યુરોપ એશિયાનો આ આત્મા લૂંટી શક્યું નથી. 'सर्वं खल्विदं ब्रह्म'નો સિદ્ધાંત એશિયાએ શોધી કાઢ્યો છે અને તેમાં જ એશિયાની મહત્તા રહેલી છે. યુરોપની મહત્તા, યુરોપનું સામર્થ્ય વિજ્ઞાનમાં છે; પણ વિજ્ઞાનનું સામર્થ્ય અલ્પજીવી હોય છે. થોડા દિવસ સુધી આબાદી અને જાહોજલાલી; અને પછી સર્વનાશ એ એનો ઈતિહાસ છે. એશિયાનું સામર્થ્ય તેના આધ્યાત્મિક જ્ઞાનમાં છે. એ સામર્થ્ય ચિરંજીવી છે અને તે વડે સર્વત્ર સનાતન શાંતિ ફેલાય છે. આ ઐક્ય અને શાંતિના પાયા ઉપર જ નવી દુનિયા રચાશે. કેટલાક આજના વિજેતાઓ જોરના પાયા ઉપર તે બાંધવા માગે છે. જોરની અ-સમતા ઉપર નવી દુનિયા ચણવા માગે છે. મોઢેથી જ્યારે તેઓ શાંતિપાઠ ઉચ્ચારે છે ત્યારે બધી યુદ્ધદેવતાઓ જાગ્રત થાય છે. કેમ કે શાંતિને નામે તેમને આખી દુનિયા ઉપર જોરનો દોર ચલાવવો છે. અને હવે જુઓ આના જવાબમાં કેવી રીતે ત્યાંના ગરીબ પોતાનો દોર ચલાવવા માગે છે. ત્યાં અમીર સામે ગરીબ થયા છે, રાજાનો વિરોધ પ્રજા કરી રહી છે, કેમ કે બંને જોરથી સમતાનું સ્વર્ગ કબજે કરવા માગે છે. તેમનું અનુકરણ કરવાની તમને શા માટે જરૂર છે? તેમને નવો પાઠ શીખવો. શાંતિ અને બંધુભાવનું સામ્રાજ્ય પ્રેમના પાયા પર જ–સર્વ જીવ, સર્વ જાતિ, સર્વ વંશ, સર્વ રાષ્ટ્રો અને સર્વ દુનિયાઓમાં એક જ ઈશ્વરી તત્ત્વ રહેલું છે એ ભાવનાના પાયા પર જ–સ્થાપિત થઈ શકે. આ પાયા ઉપર–આ ચોતરા ઉપર–આવતી કાલની સંસ્કૃતિ–એશિયાની સંસ્કૃતિને ચણો; જેમાં ખાન-દાનીને, ઉદારતાને, આર્યત્વને દેશવટો નથી એવી સાચી સમતાને ચણો; જેમાં સુંદરતાને બાધ ન આવે એવી ન્યાયની ઈમારત ચણો. પૃથ્વી અને સ્વર્ગને એક કરનાર ઈશ્વરી સામ્રાજ્ય જ્યાં વસી શકે એવી લોકસત્તા સ્થાપો. અસમતા અને ભેદાભેદ દુનિયામાંથી નાબૂદ કરવાનો આ જ માર્ગ છે.
एष पन्था। एतत्कर्म। नान्यः पन्था विद्यतेऽयनाय।

* * *

ભવિષ્ય તરફ જુઓ, કેમ કે દુનિયાની કાયાપલટ થવાની છે. બધી પ્રજાઓ નવું રૂપ ધારણ કરશે. જે બદલાતા નથી તેમને મરવું પડે છે. ભૂતકાળમાં શું ખોળ્યાં કરો છો? ત્યાં તો બધા અન્યાય અને ખંડેરો ફેલાયેલાં છે. તમે આદર્શને ખોળો છો? ત્યાં તો બધો સ્વાર્થ પથરાયેલો છે. ભૂતકાળને વિનાશની રાત્રિમાં

અદૃશ્ય થવા દો; ભવિષ્યની ચિંતા કરો. ભવિષ્ય તે ભૂતની સુધારણા છે. ભૂતકાળના ડાઘા સાફ કરવાને ભવિષ્યકાળ મળેલો છે. તમારા કરતાં દુર્બળ અને ગરીબ લોકોને એવું કશું ન કરો જે ભવિષ્યકાળને આવીને ધોવું પડે. ભવિષ્યકાળ જુલમખોરની સામે થાય છે. જુલમખોર પોતાની સજાનાં બીજ ભવિષ્યકાળની ભૂમિમાં છાંટે છે. યુરોપની પ્રજા ખ્રિસ્તને પૂજે છે. ખ્રિસ્ત એશિયાનો પુત્ર હતો. આજે જો ઈશુ યુરોપ-અમેરિકા જઈ ચડે તો તેની પાસે કાયદા મુજબ અમુક ડૉલર નથી એટલા માટે તેને હાંકી કાઢશે. ઑસ્ટ્રેલિયામાં જઈ ચડે તો અંગ્રેજી ભાષાની પરીક્ષામાં પાસ ન થઈ શકે એટલા માટે ઊતરવા ન દે અને દક્ષિણ આફ્રિકામાં ત્યાંના ખ્રિસ્તી યુરોપિયનો ટ્રામમાં તેની આભડછેટ માને! આને તેઓ સુધારો કહે છે!! જંગલીઓનો સુધારો!!!

અહંકાર જેવી બીજી મૂર્ખતા નથી અને અજ્ઞાન જેવો બીજો અહંકાર નથી. તમે પૂર્વના લોકો જ્યારે પાશ્ચાત્ય લોકોને ધિક્કારતા ત્યારે તમે જંગલી હતા. આજે પાશ્ચાત્ય લોકો તમને ધિક્કારીને પોતાનું જંગલીપણું સિદ્ધ કરે છે. એશિયા એ યુરોપની માતા છે. તેનો અનાદર કરવાનું યુરોપ છોડી દેશે ત્યારે જ તે સુધરશે. યુરોપનો વર્ણદોષ એ માનવજાતિનો તિરસ્કાર છે. રાષ્ટ્રસંઘમાંથી તમે ઊઠી ગયા હોત તો યુરોપી રાષ્ટ્રો ચોંકી ગયાં હોત. પણ તમે ભૂલતા નહીં કે તેમનો રાષ્ટ્રસંઘ ઘેટાંનું ચામડું ઓઢેલા વરુઓનો સંઘ છે. જ્યાં સુધી હૃદય નથી પલટાયું ત્યાં સુધી રાષ્ટ્ર-સંઘ જેવી સુંદર સંસ્થા ઊભી કરીને પણ શું દહાડો વળવાનો હતો? એ તો રશિયાના ઝારે સ્થાપેલા હેગના શાંતિમંદિરની નવી આવૃત્તિ બનશે એટલું જ. હેગનું શાંતિમંદિર જ આ મહાયુદ્ધનું નિમિત્ત થઈ પડ્યું ને? પણ રાષ્ટ્રસંઘ જોડે અસહકાર કરવો એટલું જ બસ નથી. વર્ણ, વંશ અને ભાષાના ભેદ છોડી દઈને દુનિયાની બધી પ્રજાઓ જોડે સહકાર કરો. એશિયાનાં રાષ્ટ્રોને એક કરો. એશિયાનાં રાષ્ટ્રો હવે સ્વતંત્ર થવાં જ જોઈએ. જ્યાં સુધી આપણો પડોશી ગુલામીમાં છે ત્યાં સુધી આપણે કોઈ સ્વતંત્ર નથી. જ્યાં સુધી એક પણ ગુલામ દુનિયામાં વસે છે ત્યાં સુધી કોઈ જ ખરો સ્વતંત્ર નથી. તમે ઈજ્જત અને મોભો માગતા હો તો તે પ્રથમ બીજાને માટે મેળવો. બધા સ્વતંત્ર થાય એટલા માટે તમારા દાસોને મુક્ત કરી તમે પોતે મુક્ત બનો. બીજાને બદ્ધ રાખવામાં જ આપણે બદ્ધ થઈએ છીએ. એશિયાનો ઉદ્ધાર કરો ત્યારે જ તમારો ઉદ્ધાર છે અને દુનિયાનો પણ ઉદ્ધાર થવાનો છે. કેમ કે એશિયા જ દુનિયાનું હૃદય છે.

* * *

દુન્યવી વસ્તુઓના મોહથી પ્રજાનો વિનાશ થાય છે. ધનલાલસાથી સત્યાનાશ વળે છે. પશુબળનું અભિમાન મોતના મોઢામાં દોરી જનારું છે. આ ચાર વરસ સુધી તમે મહાયુદ્ધનું ભીષણ નાટક જોયું છે. એ મહાભારત ખૂનરેજીને અંતે વીસ પ્રજાઓ ચગદાઈ ગઈ છે અને એક આખી સંસ્કૃતિ, એક આખી દુનિયા વિનાશ-ની લગોલગ આવી ગઈ છે. આમાંથી બોધ લો. એક શબ્દમાં આ બોધ કહી

શકાય તેમ છે. 'ધ્યેય' 'આદર્શ' – આદર્શને અનુસરો. આદર્શનો રસ્તો એ જ એક સાચો રસ્તો છે, વહેવારુ રસ્તો છે, સલામત રસ્તો છે. માટે ઉચ્ચ મહેચ્છાઓ રાખો. એશિયાની નવી સંસ્કૃતિ ઊભી કરો. કેમ કે યુરોપીય સંસ્કૃતિ તો હવે ભાગી જ સમજો. તમારે હવે એક આદર્શ સમાજ રચી બતાવવો પડશે. રાજા અને પ્રજા જ્યારે ધર્મનિષ્ઠ થાય, ઈશ્વરપરાયણ થાય ત્યારે જ બન્ને વચ્ચેનો વિરોધ મટી શકે છે. આદર્શ પ્રજા બનીને રાજા-પ્રજાની એકતા સિદ્ધ કરી બતાવો. રાજા જો વિષ્ણુનો અવતાર હોય તો પ્રજા પણ વિરાટ પુરુષનું સ્વરૂપ છે. રાજા જો 'एकमेवाद्वितीयम्' તો પ્રજા 'सर्वं खल्विदं ब्रह्म' છે. અને સાચી લોકસત્તા એ સાચું 'ટેનો'*નું સામ્રાજ્ય છે, સાચું ઈશ્વરી સામ્રાજ્ય છે. રાજા અને પ્રજા એ 'ટેનો'નાં બે અંગ છે. તમે શોગન સરકારો(રજવાડાં)ની સત્તા કાઢી નાખી પણ તે શોગન હવે નારિકિન-(મૂડીવાળા)નું રૂપ લઈ તમારી ઉપર રાજ્ય કરી રહ્યા છે. યુરોપનો ઈતિહાસ પોકારીને – પોક મૂકીને – કહે છે કે મૂડીવાળાઓના રાજ્ય પાછળ દેવાળું અને દુકાળ પીરસી જ મૂકેલાં છે. રશિયાનો ઈતિહાસ પણ કહે છે કે કોટિપતિઓની પાછળ કંગાળોનું સામ્રાજ્ય આવવાનું જ. તમારા દેશમાં રાજાપ્રજાનું ઐક્ય સાધ્યા પછી ચીન તરફ વળો. ચીનના અત્યારે જે ભાગલા પડ્યા છે તે સાંધી દો. બન્નેનો આત્મા એક થવો જોઈએ. કાલે એશિયાની પ્રજાઓ સ્વતંત્ર થશે. કેમ કે સ્વતંત્રતા દેવીએ આ ભૂલોક ઉપર હવે વિચરવા માંડયું છે. સવાલ એટલો જ છે કે તમારો દેશ એશિયાની પ્રજાનો ઉદ્ધારક થશે કે બીજાની પેઠે જ તમારા પણ પંજામાંથી એશિયાની પ્રજાઓનો ઉદ્ધાર કરવો પડવાનો? કાલે એશિયાની પ્રજાઓ એક થશે. સવાલ એટલો જ છે કે જપાન તેમને એક કરશે કે જપાનની મદદ સિવાય, અને કદાચ જપાનનો વિરોધ માથે લઈને પણ એશિયાને એક થવું પડશે. બે વરસ ઉપર તમારા દેશને મેં કહેલું કે ચીનને શીંગટૌ પાછું આપો. હજી તેમ થયું નથી. આજે તમને કહું છું કે કોરિયાને મુક્ત કરો. એશિયાનો વિશ્વાસ મેળવો. એટલે એશિયા ઉપર તમને નૈતિક સામ્રાજ્ય મળશે. ભવિષ્યનો વિજયમુકુટ પહેરવો હોય તો તમારે આજે એટલી કિંમત આપ્યે જ છૂટકો. જેમ ઢીલ કરશો તેમ તેની કિંમત વધતી જશે અને સિદ્ધિ મોંઘી પડશે. આ મહાન લાભને ખાતર ક્ષુદ્ર વિચારોને ત્યાગો. આટલું કરશો ત્યારે પાયો તૈયાર થયો ગણાશે. પછી તમે આધ્યાત્મિક સામ્રાજ્યના વીર અને વિજેતા બનશો. પોતાના આચરણથી જ દુનિયાને ઉપદેશનાર ધર્મપ્રવર્તક તમે બનશો.

કેટલાક તમને સૂચવે છે કે પરદેશના ધર્મપ્રવર્તકોને તમારા દેશમાં ન આવવા દો. હું કહું છું એમ કરતા નહીં. જેમ દરેક રાષ્ટ્રના એલચીઓ એકબીજાના પ્રજાકીય દરબારમાં રહે તેમ તમારા પ્રવર્તકોને – તમારા બૌદ્ધ, શિન્તો, કન્ફ્યૂશિયન કે તાઓ ધર્મપ્રવર્તકોને પણ દેશદેશાંતરોમાં મોકલો અને તમારો પ્રેમધર્મ, પિતૃપૂજાનો

* ટેનો એ ઈશ્વરી સામ્રાજ્ય – સત્યયુગના દૈવી સમ્રાટ – નો જપાની આદર્શ છે.

ધર્મ, વિશ્વાત્મૈક્યનો ધર્મ દુનિયાને શીખવો. દયામય પ્રભુને નામે જે ધર્મોએ દુનિયાને દ્વેષ અને ભીતિથી ભરી દીધી છે તેને શીખવો કે સર્વ પ્રાણીઓમાં અને વસ્તુઓમાં એક જ આત્મતત્ત્વ રહેલું છે અને તેથી બધા લોકોએ તેમ જ ધર્મોએ ભાઈ ભાઈ બનીને રહેવું જોઈએ. અગણિત અવતાર ધારણ કરીને અગર તો અનેક પયગમ્બરોને મોકલીને યુગે યુગે જે દુનિયાનો ઉદ્ધાર કરે છે અને મનુષ્યને ઐશ્વર્ય પ્રાપ્ત થાય એ સારુ પોતાનું ઐશ્વર્ય છોડી જે માનવરૂપે વિચરવા ઊતરે છે તે ભગવાનનું નામ લઈને બધે વિચરો. કેમ કે હવે તેને આવવાનો સમય થયો છે. તેના નામનો જયજયકાર કરો.

આ પવિત્ર મંદિરમાં ભવિષ્યની પ્રજાને હું વંદન કરું છું. અને સાથે સાથે તે પ્રજાને દોરનાર તે પ્રજાનો આત્મા, તે પ્રજાના પ્રદીપ એવા ઈશ્વરી પુરુષને પણ હું વંદન કરું છું. તે આવતી કાલનો પુરુષ છે. તેનું વર્ણન કેમ થઈ શકે? તેનો પૂરતો ખ્યાલ પણ કેમ કરી શકાય? તે આપણાથી પર છે. પણ તેનો ઈન્કાર પણ કેમ કરી શકાય? દરેક જમાનાએ તેની રાહ જોઈ છે, દરેક જાતિએ તેની આશા રાખી છે, બધા ધર્મ-સંસ્થાપકોએ અને પયગંબરોએ તેની આગાહી કરી છે. અને બધા સૈકાઓએ તેને માટે તૈયારીઓ કરી છે. ના, હાલનો માણસ, આજનો માણસ એ પૃથ્વીનો શ્રેષ્ઠ પુત્ર નથી. આધુનિક માણસ, સુશિક્ષિત માણસ, હિંસ્ર રાષ્ટ્રોમાં રહેતો માણસ, મહાયુદ્ધમાં ભાગ લેનાર માણસ, એ પરમેશ્વરનો પાટવીકુમાર નથી, તે પુરુષશ્રેષ્ઠ નથી, તે પુરુષવ્યાઘ્ર હશે અથવા વ્યાઘ્રપુરુષ હશે. સૃષ્ટિએ અત્યાર સુધીની પોતાની પ્રસવવેદના એને માટે ખમી નથી.

આવતી કાલનો માણસ, તે પુરુષશ્રેષ્ઠ હજી પ્રગટ થયો નથી. પણ તે આવે છે કેમ કે આખી દુનિયા તેની રાહ જુએ છે. ધરતી ધ્રૂજે છે. દુનિયામાં જે ઊથલપાથલ થાય છે તે તેના આગમનની તૈયારી છે. જ્યારે જ્યારે તે યોગેશ્વર આવે છે ત્યારે ત્યારે તેની પહેલાં વાવાઝોડાં, તોફાન અને ઝંઝાવાત થાય છે તેમ જ હૃદયને પવિત્ર કરનાર અગ્નિ પ્રદીપ્ત થાય છે. ત્યાર પછી અને ત્યાર પછી જ નવજીવન ઉત્પન્ન કરનાર સૌમ્ય પ્રાણ દુનિયા ઉપર સંચરે છે. તે મહા દેવ, શિવ પણ છે અને રુદ્ર પણ છે. ભયભીત રાષ્ટ્રો તેનું સ્વાગત કરવાને બદલે તેને નામે જ તેનો વિરોધ કરે છે, પશુબળથી તેઓ તે વાવાઝોડા ઉપર કાબૂ મેળવવા મથે છે. વીજળીને શાંત કરવા માગે છે અને પંચમહાભૂતના પ્રવાહને સ્તંભિત કરવા માગે છે. મહાસાગરની ભરતીને થોભાવવા માગે છે. તેમને લાગે છે કે આ પૃથ્વી તેમના અહંકારી સ્વાર્થની તૃપ્તિ ખાતર જ છે. તેઓ જાણતા નથી કે આ જગત પ્રભુને માટે છે. ભવિષ્યના દૈવી પુરુષને માટે છે. તે ભવિષ્યનો પુરુષ આપણા જેવો નથી, આપણી કલ્પના પ્રમાણે પણ નથી. આજનો માણસ ગુલામ છે, ભવિષ્યનો પુરુષ મુક્ત હશે. આજનો માણસ દુર્બળ છે તેથી તે પશુબળની ઈચ્છા રાખે છે. તે કૃપણ છે, તેથી ધનની લાલસા રાખે છે. આવતી કાલનો પુરુષ તે દૈવી પુરુષ નિઃશસ્ત્ર હોવા છતાં સમર્થ હશે અને અકિંચન હોવા છતાં સમૃદ્ધ હશે.

તે કશું મેળવવા ન જાય કેમ કે બધું તેનું જ છે. તે શક્તિ કે અધિકારની પાછળ ન પડે કેમ કે તે સર્વશક્તિમાન હશે. આજનો માણસ વિજ્ઞાન ઉપર વિશ્વાસ રાખે છે કેમ કે તે અજ્ઞાની છે. ભવિષ્યનો માણસ સ્વયંપ્રજ્ઞ હશે. તેને જ્ઞાનનો સાક્ષાત્કાર થયેલો હશે. આજનો માણસ દુન્યવી કાયદાઓ અને નિયમોનું પાલન કરીને પોતાને શુદ્ધ માને છે, આવતી કાલનો દિવ્ય પુરુષ બાહ્ય બંધનથી મુક્ત હશે. તે શુદ્ધ અંતઃપ્રેરણાના નિયમને જ વશ હશે. આજના માણસની ધાર્મિકતા કોઈ પણ એક ધર્મ માનવામાં સમાયેલી છે. બધા ધર્મો ભિન્ન ભિન્ન રસ્તાઓ છે. શિખર ઉપર રસ્તો ક્યાંથી હોય? ભવિષ્યના માણસનો અમુક ધર્મ ન હોય. અથવા તો બધા ધર્મ એના જ છે કેમ કે તેણે ઈશ્વરનો સાક્ષાત્કાર કરેલો હશે. બધા ધર્મનું રહસ્ય એમાં સમાયેલું હશે. પ્રકાશમાં તેમ જ અંધકારમાં તેનો પ્રવેશ હશે. જેમ પૃથ્વીનો તેમ જ સ્વર્ગનો તે વાસી હશે. તે આ દુનિયાનો સ્વામી પણ હશે તેમ જ સેવક પણ હશે. આજના માણસો તેની કલ્પના શા માટે કરો છો? તેનું વર્ણન શા માટે કરો છો? તમે જ આવતી કાલના માણસ બની જાઓ. તે તમારી પાસે જ છે પણ અદૃશ્ય છે. તમારું હૃદય ખોલીને તેને સ્થાન આપો. તે એક જ માણસમાં પ્રવેશ ન કરે, તે આખા સમાજમાં પ્રવેશ કરવા માગે છે. તે જ તમે થાઓ, અને આ દુનિયા ઉપર તેનું રાજ્ય થાઓ.

આ દુનિયામાં કેટલાક અલૌકિક પુરુષ હોય છે. જોવામાં તેઓ સામાન્ય લોકો કરતાં જુદા દેખાતા નથી. પણ મર્ત્ય લોકોમાં તેઓ અમૃતના પુત્રો હોય છે. દુનિયા તેમની કદર કરતી નથી. દુનિયા જે નથી જાણતી તે, તેઓ જાણે છે. દુનિયા જેનો લોભ કરે છે તે તેઓને મળેલું હોય છે કેમ કે તેઓ લોભ કરતા નથી. તેની વાસના નષ્ટ થઈ છે, તેને અમર્યાદ સુખ છે. તેઓ એકાન્તમાં રહે છે. છતાં તે એકાન્ત જ એક મોટી દુનિયા બને છે. તેઓ જન્મના દરિદ્રી હોય છે, અને જન્મના ન હોય તો થોડા જ દિવસમાં દરિદ્રી બની જાય છે; છતાં સામ્રાજ્યની દોલત તેમને લલચાવતી નથી. તેમની સંપૂર્ણતા કશાથી પણ વધતી કે ઘટતી નથી. દુનિયાની સંપત્તિ તેમની દરિદ્રી અમીરી બરાબર હોતી નથી. દુનિયાનું દુઃખ તેઓએ જોયેલું હોય છે. અનેક સંકટો અને કષ્ટો તેમણે વેઠેલાં હોય છે, છતાં તેમનું હૃદયાકાશ શાંત અને સ્વચ્છ હોય છે. તોફાનમાં પણ તેમના હૃદયને આરામ મળે છે. રણસંગ્રામ ઉપર પણ તે શાંતિનો ઉપભોગ કરે છે. નરકમાં પણ તે ઈશ્વરી પ્રસન્નતાનું કિરણ જુએ છે. આવા અમૃતના પુત્ર દરેક ધર્મમાં છે છતાં તેઓ ધર્મથી પર છે. કેમ કે તેઓ શિખર ઉપર આરૂઢ છે. બધા રસ્તાઓ ત્યાં જ ભેળા થાય છે. તેઓ પૃથ્વીને માતૃભાવથી વંદન કરે છે તેથી જ તેઓ સ્વર્ગને જાણે છે. આ પૃથ્વી ઉપર તેઓ સ્વર્ગ આણે છે. ખરેખર પૃથ્વી, મનુષ્ય અને સ્વર્ગ વચ્ચે આડે આવી નથી પણ મનુષ્ય પોતે જ પૃથ્વી અને સ્વર્ગ વચ્ચે આડે આવે છે. માણસ જેમ કેટલીક વાર પૃથ્વીને નરક બનાવે છે તેમ તે પૃથ્વીને સ્વર્ગ પણ બનાવી શકે છે. ફક્ત માણસનો અહંકાર વચ્ચે આવે છે, અહંકારમાં દુઃખ

છે. સ્વર્ગમાં પણ અહંકારને ભાગે દુઃખ જ છે. આત્માને સ્વર્ગમાં રહેવું નથી. સ્વર્ગને જ આત્મામાં લાવવું જોઈએ. સાચો આનંદ સુખદુઃખથી પર છે. ઉપનિષદો કહે છે:

यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति,
यत् प्रयन्ति, अभिसंविशन्ति तद् विजिज्ञासस्व।
आनंदात हि एव खलु इमानी जायन्ते, आनन्देन जातानि जीवन्ति,
आनन्दं प्रयन्ति, अभिसंविशन्ति ।।

અહંકારની ગ્રંથિ છૂટી જાય એટલે તેઓ મુક્ત થઈને આનંદમાં–અમર્યાદ શુદ્ધ આનંદમાં પ્રવેશ કરે છે. આ કંઈ સિદ્ધાંત કે મત નથી. તે અનુભવ છે, સાક્ષાત્કાર છે. સર્વ કાળ અને સર્વ સ્થળનો અનુભવ છે. બધા અમૃતના પુત્રો એનું ભિન્ન ભિન્ન રીતે વર્ણન કરે છે. કેટલાક બોલતા જ નથી કેમ કે તેમને અવર્ણનીય વસ્તુ મળેલી હોય છે.

આવા અમૃતના પુત્રોની શોધમાં હું આખી દુનિયા ફર્યો છું કેમ કે તેઓનો ભેગા થવાનો સમય આવ્યો છે. ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં તેઓ રહે છે છતાં બધામાં એક જ ઈશ્વરી શક્તિ અને ઈશ્વરી આનંદ છે. લોકો અદ્ભુત શક્તિમાં વિશ્વાસ રાખતા નથી પણ આ અમૃતના પુત્રો એક દૃષ્ટિપાતથી જૂની રચના તોડી નાખે છે. આવા અમૃતના પુત્રો મને મળ્યા છે. તેમાં કેટલીક સ્ત્રીઓ છે. અને આવાઓની શોધ કરતો જ હું આ દેશમાં આવ્યો છું કેમ કે તેમને ભેગા થવાનો સમય આવ્યો છે. જ્યારે તેઓ એકત્ર થશે ત્યારે પરમેશ્વર પ્રગટ થશે.

એશિયાએ એક થવું જોઈએ. આમ એક થવામાં જ તેનું ઉજ્જવળ ભવિષ્ય, ઉચ્ચ જીવન અને ઉજ્જવળ સંસ્કૃતિ સમાયેલી છે. દરેક રાષ્ટ્રની વિશિષ્ટતા એકત્ર થઈને એશિયાનો આત્મા સંપૂર્ણ થશે. જપાનની ભાવના, ચીનની બુદ્ધિમત્તા અને હિંદુસ્તાનની ધાર્મિકતાનો સુંદર મેળાપ થશે અને આ ભવિષ્યના હૃદયમાં એશિયાના સર્વ આદર્શો એકત્ર થશે. સર્વ ધર્મનો સમન્વય ત્યાં થશે. વૈદિક ધર્મ અને શિંટો ધર્મ બૌદ્ધ ધર્મ અને શાંત થયેલા ખ્રિસ્તી અને ઈસ્લામી ધર્મ ત્યાં એકત્રિત થશે કેમ કે આ અનેક ધર્મો અનંતની ઉપાસનાના એક જ ધર્મના ભિન્ન ભિન્ન સંપ્રદાયો છે.

**એપ્રિલ, ૧૯૨૧**

## લોકસત્તા

મહાયુદ્ધ પછી લોકસત્તાની કલ્પના કેવી રીતે દેશમાં દાખલ કરવી એવો પ્રશ્ન જપાનના એક પ્રખ્યાત માસિકકારે મહાશય પૉલ રિશારને પૂછેલો. તેના

તે કશું મેળવવા ન જાય કેમ કે બધું તેનું જ છે. તે શક્તિ કે અધિકારની પાછળ ન પડે કેમ કે તે સર્વશક્તિમાન હશે. આજનો માણસ વિજ્ઞાન ઉપર વિશ્વાસ રાખે છે કેમ કે તે અજ્ઞાની છે. ભવિષ્યનો માણસ સ્વયંપ્રજ્ઞ હશે. તેને જ્ઞાનનો સાક્ષાત્કાર થયેલો હશે. આજનો માણસ દુન્યવી કાયદાઓ અને નિયમોનું પાલન કરીને પોતાને શુદ્ધ માને છે, આવતી કાલનો દિવ્ય પુરુષ બાહ્ય બંધનથી મુક્ત હશે. તે શુદ્ધ અંતઃપ્રેરણાના નિયમને જ વશ હશે. આજના માણસની ધાર્મિકતા કોઈ પણ એક ધર્મ માનવામાં સમાયેલી છે. બધા ધર્મો ભિન્ન ભિન્ન રસ્તાઓ છે: શિખર ઉપર રસ્તો ક્યાંથી હોય? ભવિષ્યના માણસનો અમુક ધર્મ ન હોય. અથવા તો બધા ધર્મ એના જ છે કેમ કે તેણે ઈશ્વરનો સાક્ષાત્કાર કરેલો હશે. બધા ધર્મનું રહસ્ય એમાં સમાયેલું હશે. પ્રકાશમાં તેમ જ અંધકારમાં તેનો પ્રવેશ હશે. જેમ પૃથ્વીનો તેમ જ સ્વર્ગનો તે વાસી હશે. તે આ દુનિયાનો સ્વામી પણ હશે તેમ જ સેવક પણ હશે. આજના માણસો તેની કલ્પના શા માટે કરો છો? તેનું વર્ણન શા માટે કરો છો? તમે જ આવતી કાલના માણસ બની જાઓ. તે તમારી પાસે જ છે પણ અદૃશ્ય છે. તમારું હૃદય ખોલીને તેને સ્થાન આપો. તે એક જ માણસમાં પ્રવેશ ન કરે, તે આખા સમાજમાં પ્રવેશ કરવા માગે છે. તે જ તમે થાઓ, અને આ દુનિયા ઉપર તેનું રાજ્ય થાઓ.

આ દુનિયામાં કેટલાક અલૌકિક પુરુષ હોય છે. જોવામાં તેઓ સામાન્ય લોકો કરતાં જુદા દેખાતા નથી. પણ મર્ત્ય લોકોમાં તેઓ અમૃતના પુત્રો હોય છે. દુનિયા તેમની કદર કરતી નથી. દુનિયા જે નથી જાણતી તે, તેઓ જાણે છે. દુનિયા જેનો લોભ કરે છે તે તેઓને મળેલું હોય છે કેમ કે તેઓ લોભ કરતા નથી. તેની વાસના નષ્ટ થઈ છે, તેને અમર્યાદ સુખ છે. તેઓ એકાન્તમાં રહે છે. છતાં તે એકાન્ત જ એક મોટી દુનિયા બને છે. તેઓ જન્મના દરિદ્રી હોય છે, અને જન્મના ન હોય તો થોડા જ દિવસમાં દરિદ્રી બની જાય છે; છતાં સામ્રાજ્યની દોલત તેમને લલચાવતી નથી. તેમની સંપૂર્ણતા કશાથી પણ વધતી કે ઘટતી નથી. દુનિયાની સંપત્તિ તેમની દરિદ્રી અમીરી બરાબર હોતી નથી. દુનિયાનું દુઃખ તેઓએ જોયેલું હોય છે. અનેક સંકટો અને કષ્ટો તેમણે વેઠેલાં હોય છે, છતાં તેમનું હૃદયાકાશ શાંત અને સ્વચ્છ હોય છે. તોફાનમાં પણ તેમના હૃદયને આરામ મળે છે. રણસંગ્રામ ઉપર પણ તે શાંતિનો ઉપભોગ કરે છે. નરકમાં પણ તે ઈશ્વરી પ્રસન્નતાનું કિરણ જુએ છે. આવા અમૃતના પુત્ર દરેક ધર્મમાં છે છતાં તેઓ ધર્મથી પર છે. કેમ કે તેઓ શિખર ઉપર આરૂઢ છે. બધા રસ્તાઓ ત્યાં જ ભેળા થાય છે. તેઓ પૃથ્વીને માતૃભાવથી વંદન કરે છે તેથી જ તેઓ સ્વર્ગને જાણે છે. આ પૃથ્વી ઉપર તેઓ સ્વર્ગ આણે છે: ખરેખર પૃથ્વી, મનુષ્ય અને સ્વર્ગ વચ્ચે આડે આવી નથી પણ મનુષ્ય પોતે જ પૃથ્વી અને સ્વર્ગ વચ્ચે આડે આવે છે. માણસ જેમ કેટલીક વાર પૃથ્વીને નરક બનાવે છે તેમ તે પૃથ્વીને સ્વર્ગ પણ બનાવી શકે છે. ફક્ત માણસનો અહંકાર વચ્ચે આવે છે; અહંકારમાં દુઃખ

છે. સ્વર્ગમાં પણ અહંકારને ભાગે દુઃખ જ છે. આત્માને સ્વર્ગમાં રહેવું નથી. સ્વર્ગને જ આત્મામાં લાવવું જોઈએ. સાચો આનંદ સુખદુઃખથી પર છે. ઉપનિષદો કહે છે :

> यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति,
> यत् प्रयन्ति, अभिसंविशन्ति तद् विजिज्ञासस्व।
> आनंदात हि एव खलु इमानी जायन्ते, आनन्देन जातानि जीवन्ति,
> आनन्दं प्रयन्ति, अभिसंविशन्ति ।।

અહંકારની ગ્રંથિ છૂટી જાય એટલે તેઓ મુક્ત થઈને આનંદમાં—અમર્યાદ શુદ્ધ આનંદમાં પ્રવેશ કરે છે. આ કંઈ સિદ્ધાંત કે મત નથી. તે અનુભવ છે, સાક્ષાત્કાર છે. સર્વ કાળ અને સર્વ સ્થળનો અનુભવ છે. બધા અમૃતના પુત્રો એનું ભિન્ન ભિન્ન રીતે વર્ણન કરે છે. કેટલાક બોલતા જ નથી કેમ કે તેમને અવર્ણનીય વસ્તુ મળેલી હોય છે.

આવા અમૃતના પુત્રોની શોધમાં હું આખી દુનિયા ફર્યો છું કેમ કે તેઓનો ભેગા થવાનો સમય આવ્યો છે. ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં તેઓ રહે છે છતાં બધામાં એક જ ઈશ્વરી શક્તિ અને ઈશ્વરી આનંદ છે. લોકો અદ્ભુત શક્તિમાં વિશ્વાસ રાખતા નથી પણ આ અમૃતના પુત્રો એક દૃષ્ટિપાતથી જૂની રચના તોડી નાખે છે. આવા અમૃતના પુત્રો મને મળ્યા છે. તેમાં કેટલીક સ્ત્રીઓ છે. અને આવાઓની શોધ કરતો જ હું આ દેશમાં આવ્યો છું કેમ કે તેમને ભેગા થવાનો સમય આવ્યો છે. જ્યારે તેઓ એકત્ર થશે ત્યારે પરમેશ્વર પ્રગટ થશે.

એશિયાએ એક થવું જોઈએ. આમ એક થવામાં જ તેનું ઉજ્જવળ ભવિષ્ય, ઉચ્ચ જીવન અને ઉજ્જવળ સંસ્કૃતિ સમાયેલી છે. દરેક રાષ્ટ્રની વિશિષ્ટતા એકત્ર થઈને એશિયાનો આત્મા સંપૂર્ણ થશે. જપાનની ભાવના, ચીનની બુદ્ધિમત્તા અને હિંદુસ્તાનની ધાર્મિકતાનો સુંદર મેળાપ થશે અને આ ભવિષ્યના હૃદયમાં એશિયાના સર્વ આદર્શો એકત્ર થશે. સર્વ ધર્મનો સમન્વય ત્યાં થશે. વૈદિક ધર્મ અને શિંટો ધર્મ બૌદ્ધ ધર્મ અને શાંત થયેલા ખ્રિસ્તી અને ઈસ્લામી ધર્મ ત્યાં એકત્રિત થશે કેમ કે આ અનેક ધર્મો અનંતની ઉપાસનાના એક જ ધર્મના ભિન્ન ભિન્ન સંપ્રદાયો છે.

**એપ્રિલ, ૧૯૨૧**

## લોકસત્તા

મહાયુદ્ધ પછી લોકસત્તાની કલ્પના કેવી રીતે દેશમાં દાખલ કરવી એવો પ્રશ્ન જપાનના એક પ્રખ્યાત માસિકકારે મહાશય પૉલ રિશારને પૂછેલો. તેના

જવાબમાં લોકસત્તા વિશેની પોતાની ઉદાત્ત અને વ્યાપક કલ્પના તેઓએ 'એશિયાના પ્રભાતકાળ'માં આપી છે. તેઓ કહે છે:

હાલની લોકસત્તાની કલ્પના જ ભ્રામક છે; તે પોતાના દેશમાં દાખલ કરવાનો મોહ તમે નહીં રાખતા. સાચી વસ્તુ શોધી કાઢો અને દુનિયાને શીખવો.

લોકસત્તા બે જાતની હોય છે: એક સાચી અને આદર્શ. બીજી પાર્લમેન્ટી ઢબની, જે આજકાલ ઘણા દેશોમાં ચાલુ છે. પહેલી હજી ક્યાંયે જોવામાં આવતી નથી; બીજી વ્યક્તિને અને સંપત્તિને પ્રધાન માને છે. આવી લોકસત્તાને શું જપાન પોતાની કરવા માગે છે? એમ હોય તો જપાને ખૂબ વિચાર કરવો જોઈએ. પાશ્ચાત્ય ગુરુઓની નક્લ કરતાં તો શી વાર? જપાને તેમનું મહોરું તો લગભગ મોઢે ચડાવ્યું જ છે. એની પાછળ તેમના વિચારો અનાયાસે જ આવવાના. જેની પાઘડી પહેરો તેના વિચાર જરૂર મગજમાં પેસે છે. પરદેશીઓનો માલ લીધા પછી તેનું ફળ ભોગવવું જ પડે છે. પરદેશી માલ સાથે પરદેશી આચાર દાખલ થાય છે. આચાર સાથે વિચાર પણ આવે છે.

આમ આચાર સાથે વિચાર, વસ્તુ પાછળ વૃત્તિ આપણામાં પેસી જ જાય છે. દરેક વસ્તુમાં તેને તૈયાર કરનારા કારીગરની વૃત્તિ પણ વસે છે. તેથી જ પાશ્ચાત્ય પદ્ધતિ દાખલ કરવાથી જપાનના હૈયામાં પાર્લમેન્ટી ઢબની મૂડીપ્રધાન લોકસત્તાના ખ્યાલે ઘર કર્યું છે.

આમાં બે દોષ રહેલા છે. પહેલો એટલો ભારે નથી પણ બીજો જીવલેણ છે. જપાન જેમનું અનુકરણ કરવા માગે છે તે યુરોપ અને અમેરિકા ઝપાટાબંધ બદલાતાં જાય છે. આજે તમે તેમની જે રાજકીય અથવા સામાજિક પદ્ધતિઓનું અનુકરણ કરવા વ્યાકુળ છો તે પદ્ધતિઓ તેમણે ગઈ કાલે રદ કરીને ફેંકી દીધેલી છે. જેને તમે આદર્શ પદ્ધતિ તરીકે સ્વીકારો છો તેને તેઓ પ્રગતિને રોકનારી અને જંગલી તરીકે પોકારી ચૂક્યા છે. અનુકરણ કરવા જતાં તો તમે હમેશાં પછાત જ રહેવાના.

તમે નથી જોતા કે આજે જ યુરોપમાં કરોડો લોકોએ મધ્યમ વર્ગની વ્યક્તિ-પ્રધાન સત્તાને ફગાવી દીધી છે અને મજૂર સમાજની સત્તા દાખલ કરી છે?

પાર્લમેન્ટવાળું પ્રાંતિક, ભૌગોલિક પ્રતિનિધિત્વ કૃત્રિમ લાગવાથી તેમણે ફેંકી દીધું છે અને તેને બદલે ધંધાવાર સામાજિક સત્તાની સ્વાભાવિક 'સોવિયેટ' તેમણે સ્થાપી છે. યુરોપનો મોટો ભાગ આમ બદલાયો છે. બાકીનો તમે જોતજોતામાં બદલાયેલો જોશો.

આ બધું કારણ વગર નથી બન્યું. આ પરિવર્તન ગમે તેવું અસામાન્ય લાગતું હોય તોપણ તે સ્વાભાવિક વિકાસને લીધે જ થયું છે. આ વિકાસની પાછળ જે તત્ત્વ રહેલું છે, જે વિચારશૃંખલા રહી છે, તે સમજવી અઘરી નથી.

આ પરિવર્તનનાં કારણ દેશમાં દાખલ કર્યા પછી તેનાં સ્વાભાવિક ફળ આવ્યા વગર શેનાં રહે? જપાનને લાગે છે કે બીજાંને માટે એ માર્ગમાં ભલે વિનાશ

હોય છતાં પોતાને આંચ નથી આવવાની. જપાન જોખમ ખેડે છે. જ્યારે કોઈ પણ સમાજ આત્માને છોડી અનાત્માને મોટો કરી થાપે છે, સત્ત્વને છોડીને કાચલાં-છોતરાં પાછળ દોડે છે, ત્યારે સમાજના પાર્થિવ વર્ગોના—પૈસાપરાયણ લોકોના—હાથમાં જાય છે: પ્રથમ ધનાઢ્ય વર્ગના, પછી સામાન્ય વર્ગના. મજૂરોને હાથે ધનરાશિ રચવા એ જ જ્યારે સમાજને સૂઝે છે ત્યારે સહેજે મજૂરોની પ્રતિષ્ઠા વધે છે. જેના વગર તમારું ચાલશે નહીં તે મજૂર આખરે તમારો સ્વામી થવાનો; તેના હાથમાં તમારે રાજ્યસત્તા આપવી પડવાની, અને એ યોગ્ય જ છે.

આમ પાશ્ચાત્યોનો જડવાદ દાખલ કરવાથી, કારખાનાંને અનુકૂળ એની સમાજ-રચના કરવાથી, આધુનિક સંસ્કૃતિને નામે ઓળખાતું સુધરેલું જંગલીપણું સ્વીકાર-વાથી—અંતે દેશમાં મજૂરશાહી જ દાખલ થવાની. જે આર્થિક કારણોસર આજે જપાનમાં 'નારિકિન' (મૂડીવાળો કુબેર) વર્ગ ઉત્પન્ન થયો છે તે જ કારણને લીધે તેની પાછળ બૉલ્શેવિકી આવવાનો જ. આ દેખીતી વાત તરફ આંખ મીંચ્યે શું વળવાનું હતું? નજર તો કરી જુઓ આખું દૃશ્ય એની મેળે આરસી જેવું દેખાય એમ છે. તમને આ ભાવિ અણગમતું છે. પણ તે ટાળવાને તમે શું કર્યું ?

કેટલાક ખ્યાલીઓ જૂનો સત્યયુગ ફરી લાવવાની આશા રાખે છે. જ્યારે લોકો વેપારની પાછળ પડેલા નહોતા, જ્યારે દુનિયામાં બધે પોતાનો વેપાર થાપવા-ના વેપારી આગ્રહ રાષ્ટ્રોને નહોતા, જ્યારે પોતાની કારીગરી અને પોતાનો આત્મા વેચી ખાવાનો 'સુધારો' કારીગરોમાં નહોતો પેઠો, જ્યારે માણસને પોતાની આજીવિકા પરમાત્માના પ્રસાદ તરીકે મળતી અને માણસ પોતાના હાથથી બનતું બધું કૃષ્ણાર્પણ કરી દેતો અને આમ સૌ કોઈ સ્વભાવે કરીને જ એકબીજાની સેવા કરતા—તે સત્યયુગ ફરી આવવાની હવે આશા નથી. માણસ સ્વતંત્ર રહ્યો નથી; રોજીને માટે હવે તેને કામ કરવું પડે છે. ટેનોને માટે હવે તે કામ નથી કરતો, પણ નફા મેળવવા તલસતા મૂડીવાળા મિલમાલિકોને માટે તેને કામ કરવું પડે છે.

લોકહિતને માટે નિષ્કામ કર્મ કરવાનો આદર્શ હવે તેની આગળ તમે મૂકી શકો એમ નથી. જે મિલમાં તેને કામ કરવું પડે છે તે મિલના શૅરહોલ્ડરોને પ્રથમ નિષ્કામ કર્મનો—નિ:સ્વાર્થી જીવનનો—મંત્ર પઢાવો. તો જ મજૂરના મનમાંથી પોતે ગુલામ છે એ ભાવ નીકળી જશે અને તે જાતે શેઠ થવાનો પણ પ્રયાસ છોડી દેશે.

કેટલાકને એમ લાગે છે કે આમ (સત્યયુગ તરફ) પાછા જવું ભલે ન સંભ-વિત રહ્યું હોય પણ આજની અધોગતિને રસ્તે આગળ જવાનું તો પશુબળથી કાં ન અટકાવી દેવું? હા, પહાડ પરથી ધસી પડતા ધોધને પણ હાથપગનાં જોર અજમાવીને કાં નથી અટકાવતા? એનો પ્રવાહ તમે કદાચ ક્ષણ વાર રોકી શકશો પણ એથી તો ઊલટો એ અનિવાર્ય થઈ પડશે એનો ખ્યાલ કર્યો? એને અટકાવવા તમે જેટલા બાંધ બાંધશો તેટલો તે ઊંચો ચડતો જશે અને અંતે બાંધ

જવાબમાં લોકસત્તા વિશેની પોતાની ઉદાત્ત અને વ્યાપક કલ્પના તેઓએ 'એશિયાના પ્રભાતકાળ'માં આપી છે. તેઓ કહે છે:

હાલની લોકસત્તાની કલ્પના જ ભ્રામક છે; તે પોતાના દેશમાં દાખલ કરવાનો મોહ તમે નહીં રાખતા. સાચી વસ્તુ શોધી કાઢો અને દુનિયાને શીખવો.

લોકસત્તા બે જાતની હોય છે: એક સાચી અને આદર્શ. બીજી પાર્લમેન્ટી ઢબની, જે આજકાલ ઘણા દેશોમાં ચાલુ છે. પહેલી હજી ક્યાંયે જોવામાં આવતી નથી; બીજી વ્યક્તિને અને સંપત્તિને પ્રધાન માને છે. આવી લોકસત્તાને શું જપાન પોતાની કરવા માગે છે? એમ હોય તો જપાને ખૂબ વિચાર કરવો જોઈએ. પાશ્ચાત્ય ગુરુઓની નકલ કરતાં તો શી વાર? જપાને તેમનું મહોરું તો લગભગ મોઢે ચડાવ્યું જ છે. એની પાછળ તેમના વિચારો અનાયાસે જ આવવાના. જેની પાઘડી પહેરો તેના વિચાર જરૂર મગજમાં પેસે છે. પરદેશીઓનો માલ લીધા પછી તેનું ફળ ભોગવવું જ પડે છે. પરદેશી માલ સાથે પરદેશી આચાર દાખલ થાય છે. આચાર સાથે વિચાર પણ આવે છે.

આમ આચાર સાથે વિચાર, વસ્તુ પાછળ વૃત્તિ આપણામાં પેસી જ જાય છે. દરેક વસ્તુમાં તેને તૈયાર કરનારા કારીગરની વૃત્તિ પણ વસે છે. તેથી જ પાશ્ચાત્ય પદ્ધતિ દાખલ કરવાથી જપાનના હૈયામાં પાર્લમેન્ટી ઢબની મૂડીપ્રધાન લોકસત્તાના ખ્યાલે ઘર કર્યું છે.

આમાં બે દોષ રહેલા છે. પહેલો એટલો ભારે નથી પણ બીજો જીવલેણ છે. જપાન જેમનું અનુકરણ કરવા માગે છે તે યુરોપ અને અમેરિકા ઝપાટાબંધ બદલાતાં જાય છે. આજે તમે તેમની જે રાજકીય અથવા સામાજિક પદ્ધતિઓનું અનુકરણ કરવા વ્યાકુળ છો તે પદ્ધતિઓ તેમણે ગઈ કાલે રદ કરીને ફેંકી દીધેલી છે. જેને તમે આદર્શ પદ્ધતિ તરીકે સ્વીકારો છો તેને તેઓ પ્રગતિને રોકનારી અને જંગલી તરીકે પોકારી ચૂક્યા છે. અનુકરણ કરવા જતાં તો તમે હમેશાં પછાત જ રહેવાના.

તમે નથી જોતા કે આજે જ યુરોપમાં કરોડો લોકોએ મધ્યમ વર્ગની વ્યક્તિ-પ્રધાન સત્તાને ફગાવી દીધી છે અને મજૂર સમાજની સત્તા દાખલ કરી છે?

પાર્લમેન્ટવાળું પ્રાંતિક, ભૌગોલિક પ્રતિનિધિત્વ કૃત્રિમ લાગવાથી તેમણે ફેંકી દીધું છે અને તેને બદલે ધંધાવાર સામાજિક સત્તાની સ્વાભાવિક 'સોવિયેટ' તેમણે સ્થાપી છે. યુરોપનો મોટો ભાગ આમ બદલાયો છે. બાકીનો તમે જોતજોતામાં બદલાયેલો જોશો.

આ બધું કારણ વગર નથી બન્યું. આ પરિવર્તન ગમે તેવું અસામાન્ય લાગતું હોય તોપણ તે સ્વાભાવિક વિકાસને લીધે જ થયું છે. આ વિકાસની પાછળ જે તત્ત્વ રહેલું છે, જે વિચારશૃંખલા રહી છે, તે સમજવી અઘરી નથી.

આ પરિવર્તનનાં કારણ દેશમાં દાખલ કર્યા પછી તેનાં સ્વાભાવિક ફળ આવ્યા વગર રહેશે ખરાં? જપાનને લાગે છે કે બીજાંને માટે એ માર્ગમાં ભલે વિનાશ

હોય છતાં પોતાને આંચ નથી આવવાની. જપાન જોખમ ખેડે છે. જ્યારે કોઈ પણ સમાજ આત્માને છોડી અનાત્માને મોટો કરી થાપે છે, સત્ત્વને છોડીને કાચલાં-છોતરાં પાછળ દોડે છે, ત્યારે સમાજના પાર્થિવ વર્ગોના—પૈસાપરાયણ લોકોના—હાથમાં જાય છે: પ્રથમ ધનાઢ્ય વર્ગના, પછી સામાન્ય વર્ગના. મજૂરોને હાથે ધનરાશિ રચવા એ જ જ્યારે સમાજને સૂઝે છે ત્યારે સહેજે મજૂરોની પ્રતિષ્ઠા વધે છે. જેના વગર તમારું ચાલશે નહીં તે મજૂર આખરે તમારો સ્વામી થવાનો; તેના હાથમાં તમારે રાજ્યસત્તા આપવી પડવાની, અને એ યોગ્ય જ છે.

આમ પાશ્ચાત્યોનો જડવાદ દાખલ કરવાથી, કારખાનાંને અનુકૂળ એની સમાજ-રચના કરવાથી, આધુનિક સંસ્કૃતિને નામે ઓળખાતું સુધરેલું જંગલીપણું સ્વીકાર-વાથી—અંતે દેશમાં મજૂરશાહી જ દાખલ થવાની. જે આર્થિક કારણોસર આજે જપાનમાં 'નારિકિન' (મૂડીવાળો કુબેર) વર્ગ ઉત્પન્ન થયો છે તે જ કારણને લીધે તેની પાછળ બૉલ્શેવિકી આવવાનો જ. આ દેખીતી વાત તરફ આંખ મીંચ્યે શું વળવાનું હતું? નજર તો કરી જુઓ આખું દૃશ્ય એની મેળે આરસી જેવું દેખાય એમ છે. તમને આ ભાવિ અણગમતું છે. પણ તે ટાળવાને તમે શું કર્યું?

કેટલાક ખ્યાલીઓ જૂનો સત્યયુગ ફરી લાવવાની આશા રાખે છે. જ્યારે લોકો વેપારની પાછળ પડેલા નહોતા, જ્યારે દુનિયામાં બધે પોતાનો વેપાર થાપવા-ના વેપારી આગ્રહ રાષ્ટ્રોને નહોતા, જ્યારે પોતાની કારીગરી અને પોતાનો આત્મા વેચી ખાવાનો 'સુધારો' કારીગરોમાં નહોતો પેઠો, જ્યારે માણસને પોતાની આજીવિકા પરમાત્માના પ્રસાદ તરીકે મળતી અને માણસ પોતાના હાથથી બનતું બધું કૃષ્ણાર્પણ કરી દેતો અને આમ સૌ કોઈ સ્વભાવે કરીને જ એકબીજાની સેવા કરતા—તે સત્યયુગ ફરી આવવાની હવે આશા નથી. માણસ સ્વતંત્ર રહ્યો નથી; રોજીને માટે હવે તેને કામ કરવું પડે છે. ટેનોને માટે હવે તે કામ નથી કરતો, પણ નફો મેળવવા તલસતા મૂડીવાળા મિલમાલિકોને માટે તેને કામ કરવું પડે છે.

લોકહિતને માટે નિષ્કામ કર્મ કરવાનો આદર્શ હવે તેની આગળ તમે મૂકી શકો એમ નથી. જે મિલમાં તેને કામ કરવું પડે છે તે મિલના શૅરહોલ્ડરોને પ્રથમ નિષ્કામ કર્મનો—નિ:સ્વાર્થી જીવનનો—મંત્ર પઢાવો. તો જ મજૂરના મનમાંથી પોતે ગુલામ છે એ ભાવ નીકળી જશે અને તે જાતે શેઠ થવાનો પણ પ્રયાસ છોડી દેશે.

કેટલાકને એમ લાગે છે કે આમ (સત્યયુગ તરફ) પાછા જવું ભલે ન સંભ-વિત રહ્યું હોય પણ આજની અધોગતિને રસ્તે આગળ જવાનું તો પશુબળથી કાં ન અટકાવી દેવું? હા, પહાડ પરથી ધસી પડતા ધોધને પણ હાથપગનાં જોર અજમાવીને કાં નથી અટકાવતા? એનો પ્રવાહ તમે કદાચ ક્ષણ વાર રોકી શકશો પણ એથી તો ઊલટો એ અનિવાર્ય થઈ પડશે એનો ખ્યાલ કર્યો? એને અટકાવવા તમે જેટલા બાંધ બાંધશો તેટલો તે ઊંચો ચડતો જશે અને અંતે બાંધ

તોડીને વધારે ઉત્પાત કરશે. ચૈતન્યને ત્રિભુવનમાં કોઈ રોકી શકતું નથી. તેને દાટી દો, તે ઊગી નીકળશે. તેને દબાવી દો, તે ધડાકો કરી ફાટી નીકળશે.

વિચારની કૂચને કોણ રોકનાર છે? પ્રાણવાન વિચારોની વિજયયાત્રામાં કોણ આડે આવી શકે એમ છે? દુનિયાની એક પણ પોલીસ એ શક્તિ નથી ધરાવતી. જે ઉચ્ચ આકાશમાંથી ઊતરી તે વિચારો લોકોના મગજમાં અને જનતાના હૃદયમાં વિજેતાની પેરે પ્રવેશ કરે છે, ત્યાં – તે ઉચ્ચ અને સ્વતંત્ર પ્રદેશમાં – તમારી નોકરશાહીના કાયદાઓ પહોંચી શકે એમ નથી. જે દુર્બળ છે તે જ બળ વાપરે, જબરદસ્તી કરે. પશુબળનો રસ્તો, તમે જેને ટાળવા માગો છો ત્યાં જ તમને અચૂક લઈ જાય છે. રશિયાના ઝાર એ જ રસ્તે ગયા હતા, તમે તેનું અનુસરણ કરો મા.

તમને ન ગમતું લોકચૈતન્ય દાબી દેવા જ્યારે તમે તમારાં લશ્કરો મોકલો છો ત્યારે ખૂબ ચેતતા રહેજો. તમારાં લશ્કર વખતે બાહ્ય વિજય મેળવશે, પણ તે ચૈતન્યે જોજો ક્યાંક તમારી સેનાના હૃદય ઉપર વિજય ન મેળવ્યો હોય.

ત્યારે શું બચવાનો એકે રસ્તો નથી? કેમ નથી? રસ્તો પાધરોદોર છે. એમાં પાછળ રહેવાનું કે પાછા ફરવાનું નથી. જે આવવાનું છે તેને માટે માર્ગ કરી આપો ને તેની ઉપર કાબૂ મેળવો. ભાવિથી નાસો નહીં. તેનો નાશ કરવા પણ ન મથો. પણ ભાવિની સેવામાં લાગી જાઓ. આવતી કાલના આદર્શના સહાયક બનો, સાથી બનો; નહીં તો તે તમારી સામે થશે. ભવિષ્યનો પાયો ચણવા માંડો, નહીં તો તે તમારી જડ ઉખેડી મૂકશે. રેલ આવે છે તેને માટે પટ ખોદીને તૈયાર રાખો. તેમ કરશો તો જ તમારી ભૂમિ તણાઈ જવાને બદલે રેલના જીવનથી ફળદ્રુપ થશે.

નવીન ચૈતન્યને તાબે કરવું હોય તો તેને મારવા મથો નહીં, તેને દોરવાની હિંમત રાખો. તેના સહાયક બનશો તો જ તેને દોરી શકશો. કામદારોનાં – જનતાનાં – હિત જાળવનારી યોજનાઓ આજે જ જાતે ઘડી કાઢો, નહીં તો કાલે તેઓ પોતે પોતાની યોજના ઘડી કાઢશે અને તમારી સામે થશે. બધાને સરખો અને સંપૂર્ણ ન્યાય આપો કે આવતી કાલે પ્રાયશ્ચિત્ત કરવું ન પડે.

ટૂંકમાં તમારી કે બીજાની સ્વાર્થવાસના અથવા લોભ નિવારવાં હોય તો આદર્શને ભજો. આદર્શની સેવા કરો. બીજા સહેલા માર્ગ જડશે, પણ તે વિનાશ તરફ લઈ જનારા છે. તેમનો ત્યાગ કરો.

આજે અનુકરણ નથી જોઈતું; સંસ્કરણ જોઈએ છે. અસલ બનો, નકલ નહીં. બીજાઓ પાસેથી તકલાદી લોકસત્તાના પાઠ ભણવા કરતાં સાચી લોકસત્તાનો પાઠ બીજાને ભણાવો. અને તે સાચી લોકસત્તા તમને હાથ લાગે એટલા માટે તમે પોતે મથો.

સાચી લોકસત્તા કંઈ કોઈ ખાસ પદ્ધતિ કે તંત્ર નથી; તે તો એક અંતઃકરણની વૃત્તિ છે. તે કાયદાઓ, નિયમો, સંસ્થાઓ અને પાર્લમેન્ટ જેવી લોકસભાઓ ઉપર આધાર રાખતી નથી. સામ્રાજ્યમાં પણ લોકસત્તા સંભવે છે અને

પ્રજાસત્તાક રાજ્યમાં પણ જોહુકમી ચાલી શકે છે. રાષ્ટ્રાધ્યક્ષો બાદશાહોના કરતાં વધારે આપખુદ હોઈ શકે છે. રોમન સામ્રાજ્યમાં બાદશાહી હતી તે કરતાં ગ્રીક પ્રજાતંત્રમાં ગુલામગીરી વધારે હતી.

ઈંગ્લંડની આટલી બધી સંસ્થાઓ લોકસત્તાવાદી છે છતાં ત્યાંની બધી જમીન મૂઠીભર લોકોના હાથમાં છે. લંડનની પાર્લમેન્ટ (લોકસભા) દુનિયાને આદર્શરૂપ ગણાય છે છતાં લંડનમાં જેટલાં ગરીબો રોજ ભૂખે મરે છે તેટલાં દુનિયામાં ક્યાંયે ભાગ્યે જ મરતાં હશે.

સરકારી ધોરણથી પ્રજાને વાકેફ રાખવી એટલે કંઈ લોકસત્તા સ્થાપી ન કહેવાય. થોડા વખત પર એક અમેરિકન કરોડપતિ રશિયાના ભૂખે મરતા મજૂરો અને ખેડૂતોને લોકસત્તાનું રહસ્ય સમજાવવા માજી ઝારની સ્પેશિયલ ટ્રેનમાં ફરતો હતો અને રાજમહેલની બારીમાં બેસી લોકોને વ્યાખ્યાનો આપતો હતો!

સાચી લોકસત્તા ચૂંટણીઓની પરેડોમાં પણ નથી. 'તારા ઉપર ફાવે તેમ રાજ્ય કરનાર પાંચસો કે છસો માલિકોમાંના અમુકની તરફેણમાં કે તેની વિરુદ્ધ તારો મત આપ એટલે તું સ્વતંત્ર છે' એમ કહી આજના ચોમેરની ગુલામીથી જકડાયેલા ગુલામને છેતરવામાં પણ સાચી લોકસત્તા નથી. એકને બદલે ઘણા લોકો આપખુદી વાપરવામાં એકમત થાય એટલે કંઈ તે સ્વાધીનતા થતી નથી.

જુલમ કરવાની સત્તા બહુમતીના હાથમાં મૂકવાથી કાંઈ સ્વતંત્રતા નથી સ્થપાતી. નનામી જોહુકમી અથવા ધનિકવર્ગની ચૂંટણી એ પણ લોકસત્તા નથી.

સાચી લોકસત્તા—સાચી સ્વાધીનતા—તો માણસને એનાં ખરાં બંધનોમાંથી છોડવવામાં—તેને ઉદાત્ત, મહત્તર, સુખી અને રમણીય કરવામાં છે.

જ્યાં મહાત્માઓ પોતાને અલ્પ સમજે છે અને સામાન્ય લોકો પોતાની મહત્તા સમજી શકે છે ત્યાં જ સાચી લોકસત્તા વસે છે. જ્યાં મોટા લોકો નાનાને આદર્શરૂપ બને છે, તે નિઃસ્વાર્થી હોય છે, અકિંચન હોય છે, ત્યાં જ સાચી લોકસત્તા છે. જ્યાં નરેન્દ્રો માટીનાં વાસણમાં ખાઈને પણ લોકો પર પોતાની સત્તા રાખી શકે છે, ત્યાં સાચી લોકસત્તા છે.

જ્યાં લોકસેવાને માટે જ રાજ્ય સ્થપાય છે, જ્યાં રાજાઓને મન પ્રજાપાલન જાણે પોતાની સંતતિનું પાલન છે, અને જ્યાં પ્રજાનું રંજન એ જ મુખ્ય રાજધર્મ મનાય છે—ત્યાં જ સાચી લોકસત્તા છે.

પણ આ લોકરંજન અથવા લોકમત એટલે કંઈ ટોળાંના મનની લહેર ન હોય, પોતાનો સ્વાર્થ સાધવા માટે લોકમતને મરડીમચરડીને કેટલાક લોકોએ મચાવેલું બુમરાણ ન હોય. સાચા લોકમતમાં જનતાનું હૃદય અને આત્મા પ્રતિબિંબિત થયેલાં હોય છે. જેઓ પોતાનો સ્વાર્થ ભૂલી ગયા છે તેઓ જ આ લોકમતને સમજી શકે છે અને લોકસેવા કરી શકે છે. પોતાના જ પક્ષનું હિત સાધનાર ધંધાર્થી મુત્સદ્દીઓ લોકમતના પ્રતિનિધિ ન હોઈ શકે.

જનતાના હૃદય આગળ—વિરાટ આત્મા આગળ—જ્યાં વ્યક્તિની શક્તિ

નમે છે અને જ્યાં વિરાટની શક્તિ સામાન્ય વ્યક્તિના આત્માનો આદર રાખે છે ત્યાં જ સાચી લોકસત્તા છે. તે વ્યક્તિપ્રધાન નથી હોતી, તેમ સમાજપ્રધાન પણ નથી હોતી, તે ઉભયપ્રધાન હોય છે. વ્યષ્ટિ અને સમષ્ટિ બંનેનો તેમાં સમાસ હોય છે.

સાચી લોકસત્તામાં રાજ્યતંત્ર નથી હોતું; તેમ પ્રજાતંત્ર પણ નથી હોતું. કેમ કે તે ફક્ત સાચું પ્રજાતંત્ર જ બરદાસ કરે છે, અને ખોટા રાજાને જ— જે રાજાઓ અન્યાય અને પાપ જોડે મૈત્રી કરે છે અને પોતાનું દૈવત ખોઈ બેસે છે તેવા રાજાને જ—કાઢી મૂકે છે. સાચી લોકસત્તા ખોટી ખાનદાનીની જડ ઉખેડે છે એટલું જ નહીં પણ સાચી ખાનદાની પેદા કરે છે. તે ખરાબ નરપતિનો જ—જે નરપતિ પ્રજારક્ષક થવાને બદલે પ્રજાભક્ષક બને છે તેનો—નાશ કરે છે. અન્યાય જોઈ પ્રક્ષુબ્ધ થયેલો જનતાનો આત્મા આ પ્રજાપીડકને ઉખેડી નાખે છે.

સાચી લોકસત્તાનો આવો સ્વભાવ છે. જ્યાં તે હોય છે ત્યાં સત્ય અને ન્યાયનું આધિપત્ય વિસ્તરે છે. દુનિયાનાં મહાન દ્વંદ્વોનો લોકમતમાં સમન્વય છે. સાચા લોકતંત્રમાં સ્વતંત્રતા અને એકતા સાથે સાથે રહી શકે છે. વહેવારવાદ અને આદર્શવાદનું ત્યાં મધુર મિલન થાય છે અને સ્વર્ગ તથા પૃથ્વીનો ત્યાં સંયોગ થાય છે.

પણ આવી લોકસત્તા છે ક્યાં? ક્યાં મળે? હજી તે ક્યાંયે નથી અવતરી. અને તેથી જ બધાં રાષ્ટ્રોમાં અનવસ્થા—અવ્યવસ્થા—છવાઈ રહી છે. આ અનવસ્થામાંથી જ તેઓ લોકસત્તાનું દર્શન કરવા માગે છે, લોકસત્તા ઉપજાવવા માગે છે. તેમાંથી જ તે અવશ્ય પેદા થશે. પણ જપાનના લોકો! શું તમે પણ એ જ અનવસ્થામાંથી—બીજાની પેઠે એ જ ગોટાળામાંથી—લોકસત્તા તમારા દેશમાં અવતરે એમ ઈચ્છો છો? અલબત્ત નહીં જ. ત્યારે બીજાઓ તે ખાડામાં કેવી રીતે પડ્યા તે સમજી લો. વિચારમાં અહંકાર અને આચારમાં અન્યાય—જુલમ—એ એના મૂળમાં રહેલાં છે. તેઓએ દુનિયાનો લોભ ધર્યો અને આત્માને હણ્યો છે.

જપાન! આ લોકોનું અનુકરણ રખે તું કરતું. તારા આત્માનું અને પરમાત્માનું દર્શન કરવા મથ, તારે માટે નિર્માયેલા ઈશ્વરી આદેશને ઓળખ અને તેનો અમલ કર. એશિયાને સ્વતંત્ર કર. એશિયાના લોકોને સુખી કર; કેમ કે તેનો ભાર તારે માથે છે. એમાં જ તારા સુખની સિદ્ધિ છે. એમાં જ તારી પણ સ્વતંત્રતા રહેલી છે. બીજાની જેટલી સેવા કરીશ તેટલું જ તારું અનાયાસે ભલું થવાનું છે. સત્કર્મથી તારી આંતરિક શુદ્ધિ થવાની છે. એશિયાઈ પ્રજાની મહત્તા તારામાં અવતરશે અને તારે ત્યાં સૌ રૂડાં વાનાં થશે.

જપાન! તારાં બાહ્ય કર્તવ્યો ધર્મબુદ્ધિથી પાર પાડ. એથી જ તું આંતરિક તિમિર અને નાશમાંથી ઊગરી જઈશ.

એપ્રિલ, **૧૯૨૧**

[આજે જ્યારે જપાન ચીનનો સંહાર કરવા મથી રહ્યું છે ત્યારે આ વચનો કેવાં લાગે છે? જપાનને હાથે એશિયાનો ઉદ્ધાર!—૧૯૩૮]

# આપણો અમર વારસો

સાહિત્ય, સંગીત અને કળા ત્રણેમાં તે તે દેશની સંસ્કારિતા દેખાઈ આવે છે. દરેક જાતિના આદર્શો અને મહત્ત્વાકાંક્ષા શાં છે તે પણ આપણે સાહિત્યમાં સૌથી વધારે સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ. કોઈ દેશનો આખો ઇતિહાસ લુપ્ત થઈ ગયો હોય અને ફક્ત તેનું સાહિત્ય, સંગીત અને કળા જ રહેલાં હોય તથા તેના વિકાસનો સ્થૂળ કાળક્રમ જડી આવે તોપણ તે દેશનો ઇતિહાસ સંસ્કૃતિની દૃષ્ટિએ પૂરેપૂરો મળી આવે. સાહિત્યમાં જાતીય (રાષ્ટ્રીય) વિચાર અને આકાંક્ષાઓ પ્રકટ થાય જ; સંગીતમાં લોકહૃદયની ઊંડી, ઉદાત્ત અને કોમળ ભાવનાઓની છબિ દેખાય; જ્યારે સ્થાપત્ય, શિલ્પાદિ કળાઓમાં ભૌતિક જ્ઞાનનો સંબંધ હોવાથી તે કળામાં, અમુક જાતિ કેટલી સુધરેલી હતી, તેની યોજનાશક્તિ કેટલે સુધી જઈ શકતી હતી, સુખ, સગવડ અને ઉચ્ચ અભિરુચિ વિશે તે જાતિની કલ્પના કઈ જાતની હતી એ બધું મળી આવે. એટલા માટે કોઈ પણ પ્રજાના ઈતિહાસમાં સાહિત્ય, સંગીત અને કળાનું સ્વરૂપ તથા સ્થિતિ કેવી હતી એ આવવું જોઈએ. સદ્ભાગ્યે આ ત્રણે દિશામાં હિંદુસ્તાને અસાધારણ પ્રગતિ કરી છે. હિંદુસ્તાનનું સ્થાપત્ય તથા સાહિત્ય જોઈ, જૂના કાળના તેમ જ હાલના પરદેશના સંસ્કારી-પુરુષો મુગ્ધ થઈ ગયેલા છે. હજારો વર્ષ પારતંત્ર્યમાં જે જાતિ રહેલી છે તેને માથે અસંસ્કૃત અને નાદાનપણાનો દોષ લાગવાનો જ. એવી દશામાં પોતાની પરંપરાગત સંસ્કારિતા સિદ્ધ કરવાનો અને મહત્ત્વાકાંક્ષા જાગ્રત કરવાનો પ્રેરક ઉપાય, તે જાતિનું સાહિત્ય, સંગીત, કળા અને સ્થાપત્ય, એનું જ્ઞાન ફેલાવવું એ જ છે. એટલા માટે ઇતિહાસમાં આ વિષયને જેટલું મહત્ત્વ આપીએ તેટલું ઓછું. આજ સુધી એ વિષયની આપણે એટલી બધી ઉપેક્ષા કરી છે કે તેમાં એકાએક ઊંડાણમાં ઊતરવું યોગ્ય ન ગણાય. છતાં હર્ષના કાળ સુધી આ બધી દિશામાં હિંદુસ્તાન કેટલું વધ્યું હતું તેનો ઉલ્લેખ કરી જઈશું.

દુનિયામાં સૌથી પ્રાચીન સાહિત્ય તે આપણા વેદ. વેદ સાથે *ઉચ્ચારશાસ્ત્ર, યજ્ઞવિધિશાસ્ત્ર, શબ્દસિદ્ધિશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, કાલગણનાશાસ્ત્ર અને છંદશાસ્ત્ર એવાં છ શાસ્ત્રો હતાં. આ ઉપરથી જ તે વખતના આર્યોની સંસ્કારિતા માલૂમ પડે છે. ચોક્સાઈ અને ઝીણવટ એ સંસ્કારિતાનું મુખ્ય અંગ છે. તે આ વેદાંગોમાં ખૂબ દેખાય છે. વેદકાળની સમાજરચના પણ સુધરેલી હતી. યજ્ઞને અંગે ગણિત સૂક્ષ્મ થયું હતું. શત્રુઓ સામે લડવામાં અને ગહન અરણ્યોમાં પ્રવેશ કરવામાં આર્ય લોકો જેટલા શૂરા હતા તેટલા જ વિચારક્ષેત્રમાં અને કલ્પનાક્ષેત્રમાં ગમે તેટલા ઊંડાણમાં પ્રવેશ કરવાની બહાદુરી પણ તેમનામાં હતી. ખાસ કરીને માનસશાસ્ત્ર

* શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ અને છંદ.

અને ધર્મશાસ્ત્ર એ તેમનો પ્રિય વિષય હતો. તે દિશામાં તેમણે વધારે ઉન્નતિ કરી. યજ્ઞ વખતે ભેગા થયેલા લોકો વચ્ચે જે ચર્ચા ચાલતી તેને અંગે બ્રાહ્મણ ગ્રંથો રચાયા. આ બ્રાહ્મણો અને ઉપનિષદોનું વર્ણન એક વાર આવી ગયું છે. આમાંથી જ તર્કબદ્ધ સૂત્રો અને દર્શનશાસ્ત્રો ઉદ્‌ભવ્યાં છે.

વેદોની ભાષા તેજસ્વી પણ ગૂઢ છે. વેદમાં ઋષિ કોઈ વિચારને વિશેષ સ્પષ્ટ કરવાને ઇંતેજાર હોય એમ લાગતું નથી. સ્વાભાવિક રીતે જેમ સૂઝયું અને જેમ રુચ્યું તેમ મૂકી દીધેલું છે. અને તેથી જ તેમાં સ્વાભાવિક કાવ્ય ઓતપ્રોત છે. ઉપનિષદોની ભાષા સહેલી અને સ્પષ્ટ છે. ઉપનિષદોનું વિવેચન કોઈ વર્ગમાં ચાલતા વિવેચન જેવું વિશદ અને સુંદર છે. સૂત્રોમાં અને દર્શનોમાં તર્કની અસર પૂરેપૂરી જણાય છે.

ત્યાર પછીનું સાહિત્ય ક્યું એ કહેવું મુશ્કેલ છે. સૂત્રોમાંથી જ સ્મૃતિઓ તૈયાર થઈ છે. સ્મૃતિઓમાં સમાજરચના અને દરેક વર્ણના જીવન અને કર્તવ્યની હકીકત બહુ વિગતવાર આપેલી છે. સમાજને વિચાર કરવાની કશી તકલીફ ન પડે અને બનતા સુધી સમાજમાં એકતા રહે એવી રીતે માણસે કેવી રીતે વર્તવું એની વિગતો તેમાં છે.

ઉપર વર્ણવેલું સાહિત્ય વિશિષ્ટ વર્ગને માટે જ હતું. જે ગ્રંથોથી આર્ય સંસ્કૃતિ આમવર્ગમાં પહોંચી તે તો ઇતિહાસ અને પુરાણ જ છે. જે કામ આચાર્યો અને તેમની સ્મૃતિઓ માટે આઘરું હતું તે આ ઇતિહાસપુરાણોએ સહેલાઈથી અને સંગીન રીતે કર્યું છે. ઇતિહાસપુરાણોની સંસ્કૃત ભાષા એ જ રાષ્ટ્રીય સંસ્કૃત ભાષા ગણાય. તે સાદી, સીધી અને અસરકારક છે. ગમે તેવા સૂક્ષ્મ અથવા મિશ્ર ભાવ પુરાણોની પ્રાસાદિક ભાષામાં પ્રગટ થયેલા દેખાય છે. પુરાણોમાં આર્ય લોકોના સર્વ જાતના વિચારોનો અને માન્યતાઓનો સંગ્રહ છે એમ કહીએ તો ચાલે. આ પુરાણો મહાભારતકાર વ્યાસે લખેલાં છે એમ મનાય છે. અને તેથી જ એક લોકોક્તિ છે કે व्यासोच्छिष्टं जगत्सर्वम्.

સંસ્કૃત ગદ્ય સાહિત્યમાં અત્યંત સાદું, લોકપ્રિય અને વ્યવહારપૂર્ણ સાહિત્ય તે પંચતંત્ર અને હિતોપદેશ. આ બંને ગ્રંથોમાં ભારતવર્ષના સામાન્ય લોકોનું ડહાપણ, ચતુરાઈ અને દૂરદર્શિતા પ્રતિબિમ્બિત થયાં છે. પંચતંત્ર વિષ્ણુગુપ્ત નામના બ્રાહ્મણે લખેલું છે. વિષ્ણુગુપ્ત તે જ ચાણક્ય એમ મનાય છે. છતાં એની રચના અને ભૂગોળના ઉલ્લેખ ઉપરથી તે અન્ય સમયનું હશે એમ લાગે છે. પંચતંત્રનો મુસલમાની અને યુરોપીય ભાષાઓમાં પ્રાચીન કાળમાં જ અનુવાદ થયેલો છે. કેટલાક વિદ્વાનો પંચતંત્રનો કર્તા ગુજરાતનો કોઈ જૈન હશે એમ માને છે. હિતોપદેશમાં પંચતંત્રની જ છાયા છે.

ગૌતમ બુદ્ધ અને મહાવીરનો ઉપદેશ આમવર્ગને માટે હતો. તેથી તેમની પાછળ લૌકિક સાહિત્ય વધે એ સ્વાભાવિક હતું. ત્રિપિટકમાંનો મોટો ભાગ, જાતક કથાઓ વગેરે ગ્રંથો એ આવું લોકસાહિત્ય જ ગણાય. બૌદ્ધ અને જૈન સાહિત્યે

લોકોમાં ચાલતી પાલિ અને પ્રાકૃત ભાષા જ પસંદ કરી. શાસ્ત્રનાં બંધનો તોડી સ્વાભાવિક ભાવનાઓ લખવા માટે પ્રાકૃત ભાષાનો ઉપયોગ થવા માંડ્યો. અને સંસ્કૃતમાં પણ ન છાજે એવો શૃંગાર પ્રાકૃત ભાષાઓમાં આવ્યો. ધાર્મિક સાહિત્યમાં ન આવેલી એવી વાર્તાઓ બૃહત્ કથા જેવા ગ્રંથોમાં ભેગી થઈ. પાણિનિ અને વરરુચિ જેવા અલૌકિક પ્રતિભાશાળી વિદ્વાનોની આસપાસ જે દંતકથાઓ વીંટળાઈ હતી તેમનો સ્રોત પણ બૃહત્ કથામાં આવીને ભળ્યો.

પાણિનિ ઈ. સ. પૂર્વે ચારસોની આસપાસ થઈ ગયા એમ મનાય છે. પાણિનિ અસાધારણ બુદ્ધિશાળી વૈયાકરણી અને ભાષાશાસ્ત્રી હતા. હિંદુસ્તાનના ભિન્ન ભિન્ન પ્રાંતોમાં સંસ્કૃત ભાષા ભિન્ન ભિન્ન રીતે વપરાતી એનું અધ્યયન કરી અને ભાષામાત્ર કેવી રીતે બંધાતી હશે એનો વિચાર કરી પાણિનિએ પોતાની જગત્પ્રસિદ્ધ અષ્ટાધ્યાયી લખી. અષ્ટાધ્યાયીનું રચનાકૌશલ્ય અને એની શાસ્ત્રીય ચોકસાઈ જોઈ હાલના વિદ્વાનો પણ દિંગ થઈ જાય છે. ગ્રીસ દેશમાં કોઈ પણ ગહન શાસ્ત્ર ભણતા પહેલાં યુકિલડની ભૂમિતિ ભણવાની ભલામણ કરવામાં આવતી. કેમ કે ભૂમિતિની વિચારપદ્ધતિ બુદ્ધિને તેજ કરે છે. આપણે ત્યાં એ જ કામ પાણિનિના વ્યાકરણે કર્યું છે. પાણિનિમાં જે કાંઈ સહેજસાજ ખામીઓ રહી ગઈ હતી તે કાત્યાયને પૂરી કરી. તેણે પાણિનિનાં સૂત્રોમાં જે ઉમેરો કર્યો તેને વાર્તિક કહે છે. વિક્રમ રાજા વિશેની દંતકથાઓમાં તેના દરબારનાં નવ રત્નોમાં જે વરરુચિ ગણાય છે તે જ આ કાત્યાયન એમ કેટલાક માને છે.

પણ વ્યાકરણશાસ્ત્રને પૂર્ણત્વ આપી, ભણવાની દૃષ્ટિએ વિદ્યાર્થીઓને વધારે ઉપયુક્ત કરનાર તો ભાષ્યકાર પતંજલિ જ હતા. પતંજલિ સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ હતા. તેમણે યોગશાસ્ત્ર રચ્યું છે અને વૈદકશાસ્ત્ર ઉપર પણ ગ્રંથ લખ્યો છે.

વૈદકશાસ્ત્રમાં કનિષ્કના વખતના ચરક અને ઈ. સ.ના ચોથા સૈકામાં પ્રસિદ્ધ થયેલા સુશ્રુત ઉપરાંત વિક્રમના દરબારનો ધન્વંતરિ પણ પ્રખ્યાત છે. ચરક અને સુશ્રુતના ગ્રંથોની આરબી વૈદક ઉપર ખૂબ અસર પડી છે. યુરોપમાં પણ ચરક અને સુશ્રુત વિશે ખૂબ આદર હતો. વૈદકમાં પ્રખ્યાત એવા બીજા ગ્રંથકાર માધવ અને વાગ્ભટ છે.

ચરકના વખતના બૌદ્ધ ગ્રંથકારોમાં અશ્વઘોષ અને નાગાર્જુન વધારે પ્રખ્યાત છે. અશ્વઘોષે બુદ્ધચરિત નામનું એક મહાકાવ્ય લખ્યું છે. અશ્વઘોષની પ્રતિભા કાલિદાસથી કોઈ રીતે ઊતરે એમ નથી. તિબ્બતી ભાષામાં અશ્વઘોષનું ચરિત્ર લખવામાં આવ્યું છે; તેમાં લખ્યું છે કે અશ્વઘોષને ન આવડે એવી એકે વસ્તુ ન હતી. શંકાનિવારણમાં તે અત્યંત કુશળ હતો. ગ્રંથ લખવા ઉપરાંત પોતાના વિચારો સુંદર કવિતામાં ગૂંથી ગાયકોનું વૃન્દ સાથે રાખી તે દેશમાં ફરતો. તે પોતે પ્રખ્યાત ગાયક હતો. થોડા જ દિવસમાં તેની ખ્યાતિ દેશદેશાંતર સુધી ફેલાઈ.

અશ્વઘોષ પછી નાગાર્જુન થયો. અશ્વઘોષની પેઠે તે પણ મૂળ બ્રાહ્મણ હતો. નાગાર્જુને મહાયાન સંપ્રદાયની માધ્યમિક શાખાનાં સૂત્રો લખેલાં છે. અશ્વઘોષ

અને નાગાર્જુન બંનેનાં ચરિત્રો કુમારાજીવે લખેલાં છે.

અશ્વઘોષ જેટલી પ્રતિભા બતાવનાર અને કાલિદાસ જેટલું નાટ્યકૌશલ ધરાવનાર સંસ્કૃત ભાષાનો આદિ-નાટ્યકાર ભાસ પુષ્યમિત્રના વખતમાં થઈ ગયો. ભાસની કાલિદાસ ઉપર ચોક્સ અસર થયેલી જોવામાં આવે છે. ભાસનાં નાટકો નાનાં, સુવ્યવસ્થિત અને લલિત છે.

પોતાના વખતની બધી પ્રતિભા અને કળા જાણે એકત્ર કરી સાહિત્યક્ષેત્રમાં કવિસમ્રાટ કાલિદાસ અવતર્યો. કાલિદાસનો સમય અનેક લોકોએ અનેક રીતે નક્કી કર્યો છે. એટલું જ કહી શકાય કે કાલિદાસ ગુપ્તવંશ દરમિયાન અથવા તે પહેલાં થયેલો હોવો જોઈએ. કાલિદાસનો રઘુવંશ એ એક અપ્રતિમ મહાકાવ્ય છે, જેની અંદર એક તપોનિષ્ઠ રાજ્યવંશની ઉન્નતિ અને અવનતિ ચીતરી કવિએ સામાજિક ઉત્થાન અને પતનની કાવ્યમય મીમાંસા કરી છે. કલ્પનાના વિહાર કેટલે સુધી ચાલી શકે છે એનો ખ્યાલ કાલિદાસે પોતાના મેઘદૂતમાં આપ્યો છે. ઋતુસંહાર એ કવિએ નિસર્ગદેવીને આપેલો ઉપહાર છે. તેમાં વર્ષની છ ઋતુ અને તેની રસિકના હૃદય ઉપર થયેલી અસર વર્ણવેલી છે. કુમારસંભવમાં, રાષ્ટ્રીય આપત્તિને પ્રસંગે કોઈ તારણહારની આખો સમાજ કેવી પ્રતીક્ષા કરે છે એનો ચિતાર આવે છે. વિક્રમોર્વશીયમાં, વૈદિક કાળની એક પ્રેમવાર્તાને કવિએ પોતાની કળાથી સુંદર નાટકનું રૂપ આપ્યું છે. વિક્રમોર્વશીય એક આધ્યાત્મિક રૂપક પણ ગણાય. માલવિકાગ્નિમિત્ર નાટકનાં પાત્રો ઐતિહાસિક છે. પુષ્યમિત્રનો પુત્ર અગ્નિમિત્ર જે પોતાના પિતાની હયાતીમાં વિદિશાનગરીમાં રાજ્ય કરતો હતો, તેનો, પોતાની રાણીની પરિચારિકા માલવિકાની સાથેનો પ્રણય એ આ નાટકનો વિષય છે. આ નાટકનું સંવિધાનક રાજદરબારી લોકોના ચરિત્ર ઉપરથી તૈયાર કરેલું હોવાથી તે સમયની સમાજસ્થિતિનું એક સુંદર ચિત્ર આપણને આ નાટકમાં મળે છે. પણ કાલિદાસનું સર્વસ્વ તો તેના અભિજ્ઞાન શાકુંતલ નાટકમાં જ રેડાયું છે. આ નાટક એના જન્મથી તે આજ સુધી એકસરખું લોકપ્રિય રહ્યું છે. વૈષયિક પ્રેમની વિરહાગ્નિથી થયેલી વિશુદ્ધિ અને પરિણતિ એ આ નાટકનો મુખ્ય વિષય છે. નગરજનોનું ચાતુર્ય વનવાસી મુગ્ધ બાલાને જીતે છે અને છેતરે છે, પણ આખરે મુગ્ધતાની શુદ્ધિ જ વિજય પામે છે એ સનાતન સત્ય આ નાટકમાં અજોડ રમણીયતાથી કવિએ બતાવ્યું છે. શાકુંતલના અનુવાદો અનેક ભાષાઓમાં થયેલા છે. અને પોતાના લાવણ્યથી તેણે દરેક સમાજનું મન હરણ કર્યું છે.

આખા ભારતવર્ષ ઉપર જો કોઈની સૌથી વધારે અસર થઈ હોય તો તે રાજસંન્યાસી કવિ ભર્તૃહરિની. દંતકથા પ્રમાણે તે વિક્રમ રાજાનો મોટો ભાઈ થાય છે. ભર્તૃહરિનાં ત્રણ શતકોમાં હિંદુ સમાજનું સંપૂર્ણ પ્રતિબિમ્બ પડેલું છે એમ કહીએ તો ચાલે. કોઈ પરદેશી મિત્રને હિંદુ જીવનની છબી ભેટ તરીકે મોકલવી હોય તો રાજા ભર્તૃહરિનાં શતકત્રયનો સરસ અનુવાદ કરી મોકલી દેવો.

ગુપ્તકાળની સાહિત્યવિષયક પ્રવૃત્તિ વિશે એક વાર લખી ગયા છીએ. ગુપ્તકાળમાં જે ઇતિહાસપુરાણોનાં સંસ્કરણો થયાં તેને લીધે સાહિત્યનું અધ્યયન અને પ્રચાર વધ્યો; અને તેથી જ અનેક કવિઓને પુરાણોમાંથી છૂટાં છૂટાં આખ્યાનો લઈ તેના ઉપર કાવ્યો લખવાની પ્રેરણા થઈ.

હર્ષના સમયમાં સાહિત્યલતિકા પૂરા બહારમાં આવી હતી. ભારવિએ પોતાના કિરાતાર્જુનીયમાં અર્થગૌરવની પરાકાષ્ઠા બતાવી. દણ્ડીએ નિઃસંકોચપણે લોકસ્થિતિનું કાવ્યમય વર્ણન કરી સંસ્કૃતના પદલાલિત્યને પૂર્ણત્વ આપ્યું. હર્ષે પોતે રત્નાવલિ, પ્રિયદર્શના અને નાગાનન્દ જેવાં સુંદર નાટકો લખી મોટા મોટા કવિઓને પોતાની તરફ આકર્ષ્યા અને પોતાની સમૃદ્ધિનો સદુપયોગ કરી તેમને આશ્રય આપ્યો. નૈષધચરિત નામનું એક સુપ્રસિદ્ધ મહાકાવ્ય હર્ષે રચેલું ગણાય છે. પણ તે એટલું બધું સુંદર છે કે કોઈ રાજા આવું કાવ્ય લખે કે નહીં એવી શંકા કેટલાક લોકોને આવે છે. જોકે રાજાઓ ઉપર સરસ્વતીનો પૂર્ણ પ્રસાદ ન જ હોઈ શકે એવો કાંઈ નિયમ તો નથી.

હર્ષના જમાનાનો સર્વોત્કૃષ્ટ કવિ નિઃસંશય બાણભટ્ટ જ છે. બાણભટ્ટે પોતાના પુરસ્કર્તા શ્રી હર્ષનું એક સુંદર ચરિત્ર લખેલું છે. બાણની સરસમાં સરસ અને પ્રખ્યાત કૃતિ તો કાદમ્બરી જ છે. એની ભાષા લાંબા લાંબા સમાસોથી કૃત્રિમ હોવા છતાં ઓજસ્વિની અને પ્રતિભાપરિપૂર્ણ છે. બાણભટ્ટમાં કલ્પનાનું અને વર્ણનનું નાવીન્ય એટલું બધું છે કે બારે મહિના જોરથી વહેતા ઝરણાની પેઠે એની પ્રતિભાના ફુવારા એકસરખા ઊડયા જ કરે છે. બાણનાં શબ્દચિત્ર એટલાં બધાં આબેહૂબ હોય છે કે એણે અધ્યયનમાં જેટલો વખત ગાળ્યો છે તેટલો જ કુદરતને નિહાળવામાં ગાળેલો હોવો જોઈએ એવી ખાતરી થાય છે. વર્ણન અને ઉપમાની બાણમાં જેટલી સ્વતંત્રતા છે તેટલી જ તેના વિચારમાં પણ છે. પતિ પાછળ સતી થવું એ રિવાજનો ઉલ્લેખ કરતાં તે કહે છે કે એમાં શુદ્ધ મૂર્ખાઈ જ છે. બાણ પોતાની કાદમ્બરી પૂરી ન જ કરી શક્યો. પણ આપણા સદ્ભાગ્યે બાણનો દીકરો બાણ જેટલો જ પ્રતિભાશાળી નીવડયો. એણે પિતૃભક્તિથી કાદમ્બરી પૂરી કરી.

મૃચ્છકટિક એ વિલાસમાં ડૂબેલા જમાનાનું એક ચિત્ર છે. છતાં તેની અંદર સાચો પ્રેમ, કુલીનતા અને ઉદારતા વગેરે ગુણોનો ઉત્કૃષ્ટ ચિતાર આપેલો છે અને તેથી મૃચ્છકટિક હિંદુસ્તાનમાં તેમ જ હિંદુસ્તાન બહાર એક અત્યંત લોકપ્રિય નાટક થઈ પડયું છે. મુદ્રારાક્ષસ એ એથી વિરુદ્ધ જાતનું નાટક છે. એમાં અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો અને રાજદ્વારી ખટપટો બધી દાખલ કરેલી છે. મુદ્રારાક્ષસમાં પણ સ્વામીનિષ્ઠા, મિત્રપ્રેમ વગેરે અનેક આર્યગુણોનો ઉત્કર્ષ બતાવેલો છે.

હર્ષકાલીન પણ ઉપરના બધા કવિઓથી જુદો પડનાર એક અપૂર્વ કવિ શાન્તિદેવાચાર્ય છે. શાન્તિદેવાચાર્ય મહાયાનપંથી બૌદ્ધ સાધુ હતા. તેમના ગ્રંથોમાં બોધિચર્યાવતાર એ સૌથી પ્રસિદ્ધ છે. બોધિચર્યાવતાર તત્ત્વજ્ઞાનનો ગ્રંથ હોવા

છતાં તેમાં શુષ્ક ચર્ચા નથી. ભર્તૃહરિ, તુકારામ અથવા ટૉમસ-એ-કેમ્પિસ જેવા મહાન ભગવદ્‌ભક્તનાં લખાણોમાં જે ઉત્કટતા અને હાર્દિક ભાવ છે તેવા જ શાન્તિદેવાચાર્યમાં પણ છે. પ્રાણીમાત્રના કલ્યાણને તેઓ મોક્ષ કરતાં શ્રેષ્ઠ ગણે છે. એટલું જ નહીં પણ ભૂતમાત્રના કલ્યાણમાં જ પોતાનો મોક્ષ રહેલો છે એમ તેઓ માને છે. પવિત્ર વૃત્તિ, નમ્રતા, વૈરાગ્ય અને કારુણ્યના ઉત્કર્ષમાં શાન્તિદેવથી ચડે એવા ગ્રંથકારો ભાગ્યે જ હોઈ હશે.

હર્ષકાળ પછીના પણ અત્યાર સુધી વર્ણવેલા મહાકવિઓની પંક્તિમાં સહેજે બેસી શકે એવા મહાકવિ ભવભૂતિનો ઉલ્લેખ અહીં જ કરવો યોગ્ય છે. સંસ્કૃત કવિઓમાં સૌથી શ્રેષ્ઠ કોણ, કાલિદાસ કે ભવભૂતિ એવી ચર્ચા હજીયે ચાલે છે. એ ઉપરથી જ ભવભૂતિની યોગ્યતા વિશે ખ્યાલ આવી શકે છે. સમુદ્રમાં ડૂબકી મારી છેક તળિયેથી અમૂલ્ય મોતી કાઢનાર પ્રવીણોની પેઠે ભવભૂતિ માનસસાગરમાં ડૂબકી મારી અપ્રતિમ વિચારમૌક્તિકો બહાર કાઢે છે અને તે એની પાસે એટલાં બધાં છે કે રચનાકુશળ હોવા છતાં એને દરેક થાળ ખીચોખીચ ભરવો પડે છે. ઉત્તરરામચરિતમાં શ્રીરામનું ધીરોદાત્ત સ્વરૂપ અને અલૌકિક છતાં માનવી હૃદય વાલ્મીકિ કરતાંય સરસ રીતે આલેખાયેલું છે. વિવાહોત્તર પ્રેમનો આટલો સુંદર ચિતાર આપનાર આ એક જ કવિ હશે. શૃંગાર રસની અત્યંત ઉત્કટતા બતાવીને પણ તેમાં એણે સંપૂર્ણ શુદ્ધતા બતાવી છે. ભવભૂતિની પીંછી અત્યંત ઝીણી છે અને તે પોતાનાં ચિત્રોમાં દરેક જાતની વિગત પૂરતાં કંટાળતો નથી. તેનું માલતીમાધવ સાહિત્યઉદ્યાનમાં બહુ ગૌરવનું સ્થાન ભોગવે છે. દંતકથામાં ભવભૂતિને કાલિદાસનો સમકાલીન બતાવેલો છે. એમાં કાલક્રમની ઐતિહાસિક ભૂલ તો દેખીતી જ છે, પણ ભવભૂતિની પ્રતિભા જોતાં તે કાલિદાસનો સમકાલીન થવાને પૂરેપૂરો લાયક છે.

* * *

આર્યોનું અત્યંત પ્રિય ભૌતિકશાસ્ત્ર તે જ્યોતિષશાસ્ત્ર. વેદકાળથી માંડીને આર્યલોકો આકાશના તેજગોલકો પાછળ પડ્યા છે. વેદનાં ઉત્તમમાં ઉત્તમ વર્ણનો નક્ષત્રચિત્રો જ છે. દેવો અને તારકો એક જ છે. જ્યોતિષ ઉપર આપણો પહેલવહેલો ગ્રંથ તે વેદાંત જ્યોતિષ. ત્રીસ-ચાળીસ શ્લોકોની અંદર તેમાં ચંદ્ર અને સૂર્યની ગતિનું ગણિત આપ્યું છે. જૂના વખતનો વિચાર કરતાં તે સૂક્ષ્મ ગણાય. પણ તેમાં કેટલીક ભૂલો રહી ગઈ છે. વેદ જેવા અપૌરુષેય ગ્રંથો સાથે વેદાંત જ્યોતિષનો ઉલ્લેખ થાય છે, છતાં તેમાં ભૂલો છે એ જોઈ વેદકાલીન ગ્રંથકારોને ઈશ્વરપ્રેરણાથી બધું જ્ઞાન થતું એ માન્યતાને આઘાત પહોંચે છે. જ્યોતિષમાં આશ્ચર્ય પમાડે એવી પ્રગતિ આર્યભટ્ટમાં દેખાઈ આવે છે. આર્યભટ્ટ ઈ. સ. ૪૭૬માં જન્મ્યો છે, એમ તેનાં જ્યોતિષ ઉપરનાં લખાણો ઉપરથી સિદ્ધ થાય છે. આર્યભટ્ટે પોતાના નામથી આર્યભટ્ટીયસૂત્ર નામનો ગ્રંથ લખ્યો છે. પૃથ્વી ગોળ છે, તે અંતરાળમાં અધ્ધર રહેલી છે, એક દિવસમાં તે પોતાની ધરીની

આસપાસ ફરી રહે છે, એક વર્ષની અંદર સૂર્યની પ્રદક્ષિણા કરે છે, પૃથ્વીમાં આકર્ષણ શક્તિ છે, પૃથ્વીનો અને બીજા ગ્રહોનો માર્ગ શુદ્ધ વર્તુલ નથી, બુધ અને શુક્ર પૃથ્વી કરતાં સૂર્યની પાસે છે, અને તેમાંય બુધ સૌથી નજીક છે વગેરે બાબતો તેણે આપેલી છે. પૂર્વ અને પશ્ચિમમાં વાતાવરણને લીધે પ્રકાશનાં કિરણો વાંકાં હોય છે એટલું જ નહીં પણ હજારો વરસને આંતરે ઓયનો પણ ધીમે ધીમે પાછાં ખસતાં જાય છે એ બધું આર્યભટ્ટને જ્ઞાન હતું. પૃથ્વીના પૃષ્ઠ ભાગનો વિસ્તાર પણ આર્યભટ્ટે લગભગ બરાબર નક્કી કર્યો હતો.

આર્યભટ્ટ કુસુમપુર એટલે બિહારના પટણા શહેરનો રહીશ હતો. તેના પછીનો પ્રખ્યાત જ્યોતિષી વરાહમિહિર ઈ. સ. ૫૦૦ની આસપાસ ઉજ્જયિની તરફ થઈ ગયો. વરાહમિહિર ફલજ્યોતિષ તેમ જ ગણિતજ્યોતિષ બન્નેમાં પ્રવીણ હતો. ફલજ્યોતિષ ઉપર એણે ત્રણ ગ્રંથો લખ્યા છે. ગણિતજ્યોતિષ ઉપર 'પંચ-સિદ્ધાન્તિકા' નામનો એનો ગ્રંથ પ્રખ્યાત છે. ત્યાર પછી લગભગ સો વરસે ઉત્તર ગુજરાતમાં બ્રહ્મગુપ્ત એ અસાધારણ બુદ્ધિશાળી, મહામતિમન્ત જ્યોતિષી થઈ ગયો. એ ભિન્નમાલ(શ્રીમાલ)નો રહીશ હતો. એના ગ્રંથો સિંધ પ્રાંતમાં પ્રચલિત હતા. ત્યાંથી મુસલમાન લોકોએ તેના અનુવાદ કર્યા હતા. વરાહમિહિર-નો અભ્યાસ પણ મુસલમાન લોકો સારી પેઠે કરતા. બ્રહ્મગુપ્ત જ્યોતિષી હોવા ઉપરાંત શોધક ભૌતિકશાસ્ત્રી પણ હતો. પદાર્થોના ગુણધર્મ તપાસવા તરફ એણે ખૂબ લક્ષ આપેલું. જૂના વખતના ગ્રંથકારોમાં બ્રહ્મગુપ્તની પ્રતિષ્ઠા ઘણી જ હતી.

વરાહમિહિરે એક યવનાચાર્યનો ઉલ્લેખ કર્યો છે. સ્ફુજિધ્વજ નામનો એક જ્યોતિષી થઈ ગયો એ જ યવનાચાર્ય હશે એમ મનાય છે.

ગણિત અને જ્યોતિષ એ બન્ને વિષયો હિંદુસ્તાનમાં એક સાથે જ વિકાસ પામેલા છે. સંખ્યા લખવાની દશક પદ્ધતિ સદ્ભાગ્યે વેદકાળથી જ પ્રચલિત હોવાથી ગણિતનો વિસ્તાર કરવો સગવડભરેલો હતો.

ગણિતમાંથી જ બીજગણિત નીકળ્યું. તે વરાહમિહિરે દાખલ કર્યું એમ મનાય છે. ગણિતનો ઉપયોગ જ્યોતિષ સાથે પહેલેથી કરેલો હોવાથી ક્ષેત્રમાપન અને ભૂમિતિ એ બે શાસ્ત્રો પણ પહેલેથી આપણે ત્યાં હતાં. યજ્ઞને માટે કાલગણનાની જેટલી જરૂર હતી, તેટલી જ યજ્ઞની વેદી પ્રમાણસર કરવા માટે ભૂમિતિની જરૂર હતી. જ્યોતિષને અંગે ત્રિકોણમિતિ પણ વધી. આ બધાં શાસ્ત્રો હિંદુસ્તાનમાં જ પહેલવહેલાં ઉત્કર્ષ પામ્યાં છે. ઉપર વર્ણવેલા ગણિતીઓ અને જ્યોતિષીઓની હારમાં પ્રતિષ્ઠાપૂર્વક બેસી શકે એવો ભાસ્કરાચાર્ય ઈ. સ. ૧૧૦૦ની આસપાસ મહારાષ્ટ્રમાં થઈ ગયો.

જૂના વખતમાં જે અનેક જાતના ગ્રંથો લખાયા તેમાંથી બહુ જ થોડા આપણા હાથમાં આવ્યા છે. તેમાંય વળી ગ્રંથો હાથે લખવાની પ્રથા હોવાથી એક સરસ ગ્રંથ તૈયાર થઈ જાય એટલે તેના પહેલાંના બધા ગ્રંથોની ઉપેક્ષા થતી.

રાજકારણ, જેને સંસ્કૃતમાં અર્થશાસ્ત્ર કહે છે, તેના ઉપર અનેક ગ્રંથો લખાયા હતા. પણ ચંદ્રગુપ્ત મૌર્યના વખતમાં આર્ય ચાણક્યે લખેલો કૌટિલીય અર્થશાસ્ત્ર એ એક જ ગ્રંથ રહ્યો છે. તે પણ નામશેષ થયેલો થોડાં વર્ષ ઉપર દક્ષિણમાં જડી આવ્યો છે. અર્થશાસ્ત્રમાં રાજાએ રાજ્ય કેવી રીતે કરવું અને રાજ્યકારભારના ભિન્ન ભિન્ન વિભાગો કેવી રીતે ચલાવવા વગેરે વિશે વિગતવાર અને ચોક્કસ વર્ણન છે. અર્થશાસ્ત્ર એ ચોક્કસ ભાષામાં લખેલો શાસ્ત્રીય ગ્રંથ છે. કામન્દકીય નીતિસાર અને શુક્રનીતિ જેવા ત્યાર પછી લખેલા ગ્રંથોમાં વિસ્તાર છે પણ ચોક્સાઈ નથી.

* * *

ઉપર આપેલાં વર્ણનો ઉપરથી આપણા લોકોના ઉચ્ચ સંસ્કારોનો અને અપૂર્વ વિદ્વત્તાનો ખ્યાલ આવી જાય છે. એના ઉપરાંત તે વખતમાં દેશમાં સુખ અને શાન્તિ હતી, લોકો ખાધેપીધે સુખી હતા અને રાજાઓ પ્રજાપાલનનાં બધાં અંગોમાં દક્ષ હતા એ આપણે જોઈ શકીએ છીએ. આપણા સાહિત્યમાં વીરરસની ઊણપ નથી પણ પરદેશ ઉપર ચડાઈ કરી લૂંટફાટ કરવી, પરદેશી હોય એટલા જ માટે પરદેશીનો નાશ કરવો એવો ખ્યાલ ભારતવર્ષના આર્ય લોકોમાં બિલકુલ ન હતો. ઊલટું અશોકની પેઠે પોતાની ઉચ્ચ ધાર્મિક કલ્પના લોકોના બારણા સુધી લઈ જવી, તેમને પોતાના આર્ય સંસ્કારો આપવા અને સર્વત્ર શાન્તિ અને ભ્રાતૃભાવનો ફેલાવો કરવો એ જ આપણો જાતીય આદર્શ હતો. આપણા દરેક નાટકને અંતે જે ભરત વાક્ય આવે છે તેમાં પણ એ જ રાષ્ટ્રીય આકાંક્ષા સર્વત્ર દેખાય છે કે:

प्रवर्ततां प्रकृतिहिताय पार्थिवाः।
सरस्वती श्रुतमहतां महीयताम् ॥

૧૯૨૩

# આર્ય સંગીત

કોઈ પણ દેશની સંસ્કૃતિનું ચોક્કસ માપ કાઢવા માટે સંગીત એ એક ઉત્તમ કસોટી છે. અને તેથી પ્રજાના સાંસ્કૃતિક ઇતિહાસમાં સંગીતની વૃદ્ધિનું વર્ણન આવવું જ જોઈએ. અમુક પ્રજામાં સંસ્કારિતા કેટલી હતી અને સંસ્કારિતાના પરિણામે રાષ્ટ્રીય જુસ્સો વધ્યો હતો કે ઓછો થયો હતો, એ તે તે વખતના સંગીત ઉપરથી આપણે જાણી શકીએ છીએ. સ્થાપત્યની પેઠે સંગીતનો પુરાવો ટકી શકતો નથી. પણ તે વખતનાં વર્ણનો અને શાસ્ત્રીય ગ્રંથો ઉપરથી આપણે તેને વિશે અનુમાનો કાઢી શકીએ છીએ.

સંગીતનો ઉદય વેદકાળથી થયેલો છે. વેદકાળમાં કંઠગાયન, વાદ્યનો ઉપયોગ અને નર્તન ચાલતું એવા ઉલ્લેખ છે. ઉષાના રંગને, ખુલ્લા મેદાનમાં નાચનાર નર્તકોના પગથી ઊડેલી લાલ માટીની ઉપમા આપી છે. તંત્રી, વીણા વગેરે વાદ્યો-નો પણ ઉલ્લેખ છે. સામવેદ તો ઋચાઓ સંગીતના સ્વર સાથે ગાવાને માટે જ છે. ઋગ્વેદના ત્રણ સ્વરમાંથી સપ્તસ્વરનો વિકાસ થયો અને પાછળથી સ્વરસપ્તકની અંદર બાવીસ શ્રુતિઓ પણ નક્કી થઈ ગઈ.

આર્ય સંગીતના સ્વરો પહેલેથી ગણિતશાસ્ત્ર પ્રમાણે ચોક્કસ અને શુદ્ધ લેવામાં આવેલા હોવાથી આ શાસ્ત્રની ઉન્નતિ ઝપાટાભેર થઈ. વીણા એ આપણું રાષ્ટ્રીય વાદ્ય છે. વીણાનો અવાજ સારી રીતે ખૂલે એટલા માટે હાલના દિલરુબાની પેઠે તુંબડા ઉપર ચામડું બેસાડતા અને તેના ઉપર સાત તારો ગોઠવવામાં આવતા. સંગીત લગભગ પૂર્ણ દશાએ પહોંચ્યા વગર સાત તારોની ગોઠવણ થાય જ નહીં.

હૃદયના ભાવ વ્યક્ત કરવાની ઈચ્છાથી જ સંગીતની ઉત્પત્તિ થાય છે. તેથી પ્રથમ પ્રથમ સંગીત કાવ્ય સાથે જ રહે છે. પણ જ્યારે ભાવના ઉત્કટ થઈ જાય છે અને ભાષાના શબ્દો તેને વ્યક્ત કરવા અસમર્થ નીવડે છે ત્યારે સંગીત સ્વતંત્ર રીતે પોતાની શક્તિ અજમાવે છે. ઉપનિષદોમાં શંકાનિવૃત્તિ થયા પછી જ્યારે ઋષિઓને આત્મજ્ઞાન થાય છે ત્યારે હાઉઉઉવુ... હાઉઉઉવુ... કરીને તેઓ ગાય છે એવું વર્ણન છે. વેદકાળમાં તેમ જ ઉપનિષદકાળમાં ધાર્મિક ક્રિયામાં જ સંગીત વપરાતું. વેદોમાં પક્ષીઓના અવાજને પણ સામ ગાયનની ઉપમા આપેલી જડી આવે છે.

રામાયણકાળમાં સંગીતની એટલી બધી પ્રગતિ થઈ હતી કે જૂનું શિષ્ટ સંગીત અને નવું લૌકિક સંગીત એવા બે ભેદ પડેલા હતા. તેમનાં નામ અનુક્રમે માર્ગી અને દેશી પદ્ધતિ એવાં હતાં. રામચંદ્રના દીકરા લવ અને કુશ આ બન્ને પદ્ધતિ-માં પ્રવીણ હતા, એમ રામાયણમાં કહેલું છે. સંસ્કૃતમાં નર્તકોને કુશીલવ કહે છે.

મહાભારતમાં સંગીતના ઉલ્લેખ અનેક ઠેકાણે આવે છે. તેમાં ષડ્જના તાર ઉપર ગાંધારનો અવાજ કાઢવાનું વર્ણન આવે છે તે ઉપરથી સંગીતનું શાસ્ત્ર સારી પેઠે વધ્યું હતું એમ સિદ્ધ થાય છે. કન્યાનૃત્યનું પણ વર્ણન આવે છે. વિશેષ ધ્યાન ખેંચે એવો ઉલ્લેખ તો 'ગાંધાર ગ્રામ'નો છે. સંગીતમાં ષડ્જ મધ્યમ અને ગાંધાર એ ત્રણ 'ગ્રામ'માં ગાયન થતું હતું તેમાંનો 'ગાંધાર ગ્રામ' હવે નષ્ટ થઈ ગયો છે. મહાભારતકાળમાં તે હતો.

ધીમે ધીમે સંગીતનો ઉપયોગ રાજદરબારમાં, નાટકોમાં અને મોજશોખમાં થવા લાગ્યો. યજ્ઞમંડપની પવિત્રતા રહી નહીં. વિરક્ત લોકો સંગીતની અવહેલના કરવા લાગ્યા. આ વિષયમાં રાજા ભર્તૃહરિના ઉદ્ગારો ધ્યાનમાં લેવા લાયક છે.

રાજદરબારમાં સંગીત, વાદન, નર્તન અને હાવભાવ એ બધાનો સુંદર સમન્વય થવા લાગ્યો અને સંગીત એ કેળવણીનો એક મહત્ત્વનો ભાગ ગણાવા લાગ્યો. ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તના એક સિક્કા ઉપર રાજા ઉચ્ચાસન ઉપર બેસી

વીણા વગાડે છે એવી છાપ છે. રઘુવંશમાં એજ રાજા રાણી ઈન્દુમતીને પોતે ગાયન, નર્તન વગેરે શિખવાડતો એવું વર્ણન છે. મહાશ્વેતા, કાદમ્બરી, માલવિકા વગેરે રાજકન્યાઓ અને દેવકન્યાઓ વીણા લઈને સંગીતના આલાપ લેતી એવું સંસ્કૃત સાહિત્યમાં વર્ણન છે. માલવિકાના અધ્યાપકમંડળમાં સંગીતાચાર્ય ગણદાસનો ઉલ્લેખ છે. હજી પણ દક્ષિણમાં ઉચ્ચ કુટુંબોમાં વીણાવાદન એ કન્યાઓની કેળવણીમાં પ્રધાન વસ્તુ ગણાય છે.

શરૂઆતમાં રાગરાગિણીઓની વ્યવસ્થા ન હતી. ગાયનની જાતિઓ ગણાતી અને જૂના ગ્રંથોમાં ફક્ત તેમનું જ વર્ણન છે.

સંગીતનું જૂનામાં જૂનું વિવરણ ભરતાચાર્યના નાટયશાસ્ત્રમાં આવેલું છે. પાશ્ચાત્ય લેખકો નાટયશાસ્ત્રને છઠ્ઠા સૈકાનું માને છે, પણ તેમાં રાગરાગિણીઓનો વિસ્તાર નથી એટલા ઉપરથી જ તે ઈસવી સન પહેલાંનું હોવું જોઈએ એમ સિદ્ધ થાય છે. છ રાગ અને છત્રીસ રાગિણીઓની ઉત્પત્તિ વિક્રમાદિત્યના વખતમાં થઈ હશે. હનુમાન નામનો એક સંગીતાચાર્ય તે જ અરસામાં થયો. તેણે આ રાગરાગિણીનો વિસ્તાર વર્ણવેલો છે.

સંગીતસૂત્ર કરીને એક ગ્રન્થનો અવશેષ થોડા જ દિવસ ઉપર જડયો છે. તે નાટયશાસ્ત્ર પહેલાંનો હશે એમ મનાય છે. નાટયશાસ્ત્ર પછીનો ગ્રન્થ તે નારદની નારદીયશિક્ષા. આ ત્રણ ગ્રન્થનાં, સૂત્ર, શાસ્ત્ર અને શિક્ષા એ નામ ઉપરથી તે તે ગ્રન્થના કાળ વિશે કાંઈક અનુમાન નીકળવાનો સંભવ છે. સંગીતશિક્ષા પછી મતંગનો 'બૃહદ્દેશી' એ ગ્રન્થ લખાયેલો હોવાનો ઉલ્લેખ છે. ત્યાર પછીનો ગ્રન્થ સંગીતમેરુ. આમાં સંગીતની ચર્ચા કોહલ અને દંતિલના સંવાદના રૂપમાં આપેલી છે. આપણે જે સમયનો ઈતિહાસ હાથમાં લીધો છે તે સમયનો છેલ્લો અને લોકપ્રિય સંગીતગ્રન્થ તે સંગીતમકરન્દ છે. એનો લેખક પણ નારદ નામનો જ કોઈ હતો. નારદ એ જૂના વખતમાં તખલ્લુસ હોવાનો પણ સંભવ છે. ઈ. સ. ૫૫૦ની આસપાસ માતૃગુપ્ત નામના એક પંડિતે નાટયશાસ્ત્ર ઉપર એક ટીકા લખી છે.

શ્રીહર્ષના સમય સુધી આપણું સંગીતશાસ્ત્ર સંપૂર્ણતાએ પહોંચ્યું હતું એમાં શક નથી; સંગીત એ સ્વભાવતઃ જ લોકપ્રિય હોવાથી તેનો વિસ્તાર આપણા દેશમાં ઘણો થયો હતો. આપણા સાહિત્યાચાર્યો અને નાટકકારો સંગીત ઉત્તમ રીતે જાણતા. માઘ કવિનું સંગીતજ્ઞાન અસાધારણ હતું એમ એના ગ્રંથ પરથી સિદ્ધ થાય છે. જાતકકથાઓમાં વાદ્યોનું વર્ણન અને વર્ગીકરણ આવે છે તે ઉપરથી બૌદ્ધ કાળથી સર્વ જાતનાં વાદ્યો આપણે ત્યાં હતાં એમ જણાય છે. તંતુવાદ્ય, વેણુવાદ્ય, ઝાંઝ જેવાં ઘર્ષણવાદ્યો, ચર્મવાદ્ય અને દિલરુબા જેવાં ચર્મતંતુવાદ્ય, બધાં જ તે વખતથી પ્રખ્યાત છે.

આર્ય સંગીતમાં ભિન્ન ભિન્ન સ્વરોનો સંવાદ અને શ્રાવણમધુર સ્વરપરંપરા એ તરફ વધારે ધ્યાન અપાયું છે અને તેથી તે હૃદયના વ્યક્તિગત ગૂઢ ભાવોનું

ઉદ્દીપન અને સાંત્વન કરવાને સમર્થ થયું છે. લૌકિક કે આધ્યાત્મિક એવો એકે ભાવ નથી કે જે આર્ય સંગીતમાં વ્યક્ત ન થઈ શકે. છતાં આર્ય સંગીત અંતે શાન્ત રસ જ પસંદ કરે છે અને શાન્તિની જ ઉપાસના કરે છે એમ સ્પષ્ટ દેખાય છે.

૧૯૨૩

# શિલ્પ અને સ્થાપત્ય

જમીનમાં ખોદતે ખોદતે પથ્થરનાં બે પડ વચ્ચે પ્રાણીઓનાં હાડકાંના આકાર કેટલીક વાર જડી આવે છે. તે ઉપરથી હજારો વર્ષ પહેલાં તે પ્રદેશમાં કઈ જાતનાં પ્રાણીઓ હતાં તેનો કાંઈક ખ્યાલ આવે છે. આવા આકારવાળા પદાર્થોને અંગ્રેજીમાં 'ફૉસિલ' કહે છે. આપણી ભાષામાં તેને અશ્મિલ કહી શકાય. અશ્મિલ ઉપરથી પ્રાચીન કાળનાં એક જ પ્રકારનાં પ્રાણીઓનો ઈતિહાસ જડી આવે છે. જે પ્રાણીઓને હાડકાં હતાં તેનો જ આકાર રહ્યો છે. હાડકાં વગરનાં પ્રાણીઓનું શરીર તરત જ સડી જતું હોવાથી તેનો આકાર મળવો અશક્ય છે.

પ્રાચીન કાળના સ્થાપત્યની પણ એ જ દશા છે. મનુષ્ય પોતાની સુંદર સુંદર કલ્પનાઓ પથ્થરમાં કોતરે છે, લાકડામાં કોતરે છે અથવા માટીના સુંદર પદાર્થ બનાવી તેને ભઠ્ઠીમાં શેકી રાખે છે. લાકડા કરતાં પણ ઓછા ટકાઉ પદાર્થો દ્વારા આપણે કળાનો વિકાસ કરી શકીએ છીએ. વનવેલીથી અને ફૂલ-પાનોથી આપણે મંડપશોભા કરીએ છીએ, પણ તે એકાદ દિવસ ટકી શકે છે. તે જ પ્રમાણે પ્રાચીન કાળના સ્થાપત્યનું થયેલું છે.

હિંદુસ્તાનમાં પ્રાચીન કાળમાં લોકો એક જ ઠેકાણે ઝાઝાં વરસ સુધી રહેતા નહીં. શ્રીકૃષ્ણના વખતમાં ગોપલોકો જૂનો વાસ કે નેસડો છોડી દઈ નવે ઠેકાણે વાસ કરતા. રાજાની રાજધાની પણ અમુક વરસ પછી બદલાવી જોઈએ એવી જૂની માન્યતા હતી. એવા જમાનામાં પથ્થરમાં કોતરકામ કરી સૌંદર્યની પોતાની કલ્પના સ્થાયી કરવાનો મોહ લોકોને ન હોય. લાકડાની વસ્તુઓ હોય તો ઉપાડી-ને બીજે લઈ જવાય. વળી હિંદુસ્તાનમાં જંગલો એટલાં બધાં હતાં કે કોતરકામ કરવા માટે જાતજાતનાં લાકડાં સહેજે મળી આવતાં. તેથી હિંદુસ્તાનમાં પહેલવહેલું સ્થાપત્ય લાકડામાં જ હતું. વેદકાળનાં રાચરચીલાં, યજ્ઞનાં વાસણકૂસણ વગેરે લાકડાનાં જ બનાવવામાં આવતાં અને તેનો ઘાટ અનેક રીતે સુંદર કરવામાં આવતો. સામાન્ય પ્રજાને પોતાની કળા દીવી, કોડિયાં અથવા લોટા-પવાલામાં જ વ્યક્ત કરવાનું સૂઝે. એવી વસ્તુઓ અનેક ઠેકાણે ખૂબ ઊંડાણ સુધી ખોદતાં મળી આવી છે.

નદીની રેલો, વરસાદનું ધોવાણ અને વખતે ભૂકંપના નુકસાનથી કેટલાય જૂના અવશેષો અને ખંડેરો જમીનમાં દટાઈ ગયેલાં છે. તે બધાં જો ખોદવામાં આવે તો જ અતિ પ્રાચીન કાળની કળા અને સ્થાપત્યની કલ્પના આવી શકે. કાશ્મીરમાં અનન્તપુર કરીને દટાઈ ગયેલી રાજધાની હાલમાં ખોદાય છે અને બિહારમાં પટણા પાસે ચંદ્રગુપ્ત મૌર્યના અપ્રતિમ સુગાંગ મહેલના અવશેષ પણ ખોદી કાઢવામાં આવે છે. અનન્તપુરમાં પથ્થરનાં મકાન સાથે માટીની કોઠીઓ પણ જડી આવી છે અને પટણામાં પથ્થરના થાંભલા સાથે લાકડાનાં પીઢિયાં મળી આવ્યાં છે.

રામાયણ તથા મહાભારતમાં નગરો, દુર્ગ અને સુંદર સુંદર રસ્તાઓનાં વર્ણન આવે છે એ ઉપરથી લોકોની સુખાકારી અને આરોગ્ય તરફ તે કાળમાં પૂરું ધ્યાન અપાતું એમ દેખાય છે. હિંદુસ્તાનની આબોહવા અને લોકોની રહેણી જ એવી છે કે જ્યાં વસ્તી હોય ત્યાં પાસે જ એકાદ નદી અથવા જલાશય હોય જ. તેથી નદીના ઘાટ, તળાવ વગેરેનું બાંધકામ છેક પ્રાચીન કાળથી ચાલતું આવેલું હોવું જોઈએ.

શિલ્પ અને સ્થાપત્યના નોંધ લેવા લાયક નમૂનાઓ મૌર્યકાળથી મળી આવે છે. અશોકના સમયનું બાંધકામ અને કોતરકામ પથ્થરનું હતું, છતાં તેની રચના લાકડકામના મહેલો જેવી જ છે. તે ઉપરથી અનુમાન થાય છે કે પથ્થરમાં લાકડાના પુરાણા બાંધકામનું અનુકરણ કરવામાં તે વખતના કારીગરોને આનંદ પડતો હશે. અશોકના વખતથી શિલાસ્તંભો, સ્તૂપો અને તોરણો જડી આવે છે. સાથે સાથે પથ્થરમાં કોતરેલી ગુફાઓ પણ છે. આવાં તોરણો, સ્તૂપો અને ગુફાઓમાં બુદ્ધચરિત્ર અને જાતક કથામાંની વાર્તાના પ્રસંગો કોતરેલા છે. આવું કોતરકામ પ્રજાશિક્ષણનું મોટામાં મોટું સાધન છે. સાહિત્ય, સંગીત અથવા ચિત્રકળા કરતાં શિલ્પકળા મારફત ગમે તેવા માણસોને બધા ભાવો સમજાવી શકાય તેમ હોવાથી પ્રજાશિક્ષણમાં તેનો જ ઉપયોગ વધારે છે. તળાવો, મંદિરો, વાવો, કિલ્લાની દીવાલો વગેરે સાર્વજનિક સ્થાનોમાં દાખલ કરેલી કળા આખા રાષ્ટ્રના હૃદયમાં સોંસરી ઊતરી જાય છે.

મૌર્યકાળમાં કારીગર લોકોની પ્રતિષ્ઠા બ્રાહ્મણો જેટલી જ હતી અને અંગત લાભને ખાતર કામ ન કરવું એવો તેમને માટે નિયમ હતો. એ જ બતાવે છે કે તે કાળમાં કળાનું માહત્ત્વ લોકો બરાબર જાણતા, અને કળાધર એ બ્રાહ્મણ જેટલો જ લોકશિક્ષક છે એમ મનાતું.

મૌર્યકાળ પહેલાંના સ્થાપત્યના નમૂનાઓ મળતા નથી, અને સિકંદરના હિંદુસ્તાનમાં આવ્યા પછી જ મૌર્યકાળ શરૂ થયો છે; એ બે ઉપરથી યુરોપિયન લોકો અનુમાન કરતા કે આર્ય લોકોને સ્થાપત્યની કે કળાની કલ્પના હતી જ નહીં. એ તો ગ્રીક બાદશાહ સિકંદર સાથે હિંદુસ્તાનમાં આવી. હિંદુસ્તાનના લોકોમાં કલ્પના નથી, તેમની પાસે તેમનું પોતાનું એવું સારું કશું નથી, એમ માનનાર

અભિમાની યુરોપિયનોને ઉપલી માન્યતા ખાસ પ્રિય હતી; અને તેથી ઘણા દિવસ સુધી તેઓ તેને વળગી રહ્યા હતા. હવે તેમના જ ગ્રંથકારો કહેવા લાગ્યા છે કે ફક્ત ૧૯ મહિના હિંદુસ્તાનમાં રહેલો સિકંદર અને તે પણ લડાઈના સાજમાં રહેલો સિકંદર હિંદુસ્તાનમાં ગ્રીક કળા દાખલ કરી શકે એ અશક્ય છે. માટે જે કાંઈ પારકી કળા હિંદુસ્તાનમાં આવી તે બૅક્ટ્રિયામાંથી આવી હશે; અને બૅક્ટ્રિયા ઉપર ગ્રીસ, રોમ અને બીજા અનેક પ્રદેશોની અસર થયેલી. પરંતુ હવે તો તેથી આગળ વધીને તેમના જ કળાકોવિદો કહે છે કે બૅક્ટ્રિયાની કળા એટલી બધી સડેલી હતી કે તેની અસરથી હિંદુસ્તાન જેવી દૈવી કળા પેદા થાય જ નહીં. હિંદુસ્તાનની કળા શુદ્ધ આર્યકળા જ છે, અને દુનિયાના કોઈ પણ દેશ-ની કળા ભારતવર્ષની કળાની સરખામણીમાં ઊભી પણ ન રહી શકે. આર્ય કળા-ની વિશાળતા, કલ્પકતા અને વિવિધતાના પ્રમાણમાં ગ્રીક કળા દળદરી જેવી ભાસે છે. હિંદુસ્તાનની કળામાંથી ચીની અને જાપાની કળા ઉદ્ભવી અને તેની જ અસર બ્રહ્મદેશ અને પૂર્વ દ્વીપકલ્પ ઉપર થયેલી છે. કેટલાક યુરોપિયન કળાધરો આશા રાખે છે કે હિંદી શિલ્પ, સ્થાપત્ય અને બીજી કળાના અધ્યયનથી યુરોપની કળામાં ભારે ક્રાંતિ થવાની છે અને ત્યાં એક નવો યુગ શરૂ થવાનો છે.

હિંદુસ્તાનની પશ્ચિમ સરહદ ઉપર તક્ષશિલામાં એક વિશિષ્ટ પ્રકારની શિલ્પ-કળા પરિણત થયેલી હતી. તેને યુરોપિયન વિદ્વાનો ગાંધાર પદ્ધતિ કહે છે. તેમાં તેઓ પરદેશી સંસ્કાર સ્પષ્ટ દેખે છે. ગાંધાર પદ્ધતિ વિશિષ્ટ છે એમાં શક નથી. ત્યાં આર્ય અથવા હિંદુ રાજાઓએ પરદેશી કારીગરોને આશ્રય આપ્યો હશે એ સંભવિત છે. પણ ત્યાંની મૂર્તિઓનાં અવયવ અને મુદ્રામાં પરદેશીપણું હોય એમ લાગતું નથી. હિંદુસ્તાન જેવા વિશાળ દેશની સ્વદેશી કળામાં વિવિધતા અને સ્થાનિક વિશિષ્ટતા કેમ ન હોય?

અશોકના શિલાસ્તંભો (લાટો) ઉપરાંત ભિલ્સા પાસે આવેલો સાંચી સ્તૂપ અત્યંત મહત્ત્વનો છે. અશોકે ધર્મપ્રચારને અર્થે જે ઉપદેશકો હિમાલય તરફ મોકલેલા હતા તેમના સ્મરણમાં આ સ્તૂપ બાંધેલા છે. આ મહાન સ્તૂપની આસ-પાસ પથ્થરનો કઠેરો છે અને ચાર દિશામાં ચાર અસાધારણ સૌંદર્યવાળાં તોરણો છે, જે જોઈને આજના લોકો મોહિત અને દિંગ થઈ જાય છે.

અશોકના વખતમાં કોતરકામને માટે જે પથ્થર પસંદ કરવામાં આવેલો તે પણ તે વખતની કારીગરી જેટલો જ સુંદર છે. સારનાથ આગળ અશોકના એક શિલાસ્તંભના કટકા મળી આવ્યા છે, જેના ઉપર ચાર સિંહ કોતરેલા છે. પથ્થરમાં આટલું સુંદર કોતરકામ ભાગ્યે જ જોવામાં આવે છે. આ સિંહોની મુદ્રા કોઈ ધીરોદાત્ત રાજા કે સમ્રાટ જેવી છે.

અશોકના વખતથી કમળ, કળશ, રથ, નૌકા વગેરે સામાન્ય વસ્તુઓના ઘાટ-નો ઉપયોગ કરી સરસ કોતરકામ કરવાનું શરૂ થયું. લડાઈમાં ચાર ચાર પાંચ પાંચ માળના જે રથ વપરાતા, તે જ ઘાટનાં ગોપુરો અને મંદિરોમાં શિખરો બાંધવા

આવતાં અને મંદિરો આગળના મંડપ ઉપર સ્તૂપાકાર ગુંબજ બાંધવામાં આવતા. એકબે મંદિરોમાં મંદિર એ રથની પ્રતિકૃતિ છે એમ બતાવવા માટે મંદિરની બે બાજુની દીવાલમાં ચક્રો કોતરેલાં મળી આવ્યાં છે અને મંદિરના મહાદ્વાર પાસે રથ ખેંચનાર પશુઓની મૂર્તિઓ હારબંધ છે. હાલનાં નાનાં નાનાં શિવાલયો રથની સાથે કેટલાં મળતાં આવે છે એ સહેજ ધ્યાનપૂર્વક જોવાથી સમજાય તેવું છે.

નગરરચનામાં દક્ષિણોત્તર રાજમાર્ગ રાખવામાં આવતો. અને તેને વીંધીને જતો બીજો પૂર્વપશ્ચિમ માર્ગ રાખવામાં આવતો. એ ઉપરથી જ આપણી સ્વસ્તિકની કલ્પના ઉદ્ભવેલી છે એમ મનાય છે. સ્વસ્તિકની દિશા એ શહેરને જમણી બાજુ રાખી કરેલી પ્રદક્ષિણાની દિશા છે.

બુદ્ધકાળનું બીજું ધાર્મિક ચિહ્ન એ ચક્ર છે. બોધિ પ્રાપ્ત થયા પછી કર્મના સિદ્ધાન્તરૂપી અટલ ધર્મચક્રનું બુદ્ધ ભગવાને પ્રવર્તન કર્યું એ બતાવવા માટે બૌદ્ધ શિલ્પમાં વચમાં એક ચક્ર અને આસપાસ તેનું રક્ષણ કરનાર યક્ષ કિન્નરોની મૂર્તિઓ કોતરેલી હોય છે.

ગુફાઓમાં સ્વાભાવિક રીતે અંધારું તો હોય જ. તે દૂર કરવા માટે મુખ્ય બારણાની ઉપર એક મોટું પીંપળપાનના આકારનું બાકું પાડવામાં આવતું, જેથી અંદરની મૂર્તિ સુધી બરાબર પ્રકાશ જઈ શકતો. ઘણી વાર ગુફાનું વચલું દીવાનખાનું અને બાજુના થાંભલાઓનું અનુકરણ મંદિરોના સભામંડપમાં કરવામાં આવે છે. મંદિરનાં શિખરો ઉપર સોપારી અથવા આમળું અથવા ઊંધા મૂકેલા કમળનો આકાર કરવામાં આવતો. મૌર્યકાળમાં – અથવા આખા હિંદુકાળમાં કહીએ તો ચાલે – ગોળ કમાનો મળી આવતી નથી અને સામાન્ય રીતે થાંભલાઓ ઊંચા નથી હોતા.

હાલમાં કેટલાક વિદ્વાનો એમ બતાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે કે મૌર્યકાળની અને ખાસ કરીને ચંદ્રગુપ્તના વખતની કળા ઈરાનમાંથી અહીં આવેલી છે. પણ તે દલીલમાં કંઈ વજૂદ નથી. બહુ બહુ તો એટલું જ કહી શકાય કે ઈરાની અને હિંદી કળા વચ્ચે સામ્ય ઘણું છે. માટે અતિ પ્રાચીન કોઈ એક જ કળાપદ્ધતિની આ બે શાખાઓ છે.

આપણે ત્યાં શિલ્પ-સ્થાપત્યના નમૂનાઓ અસંખ્ય છે, પણ તેના પ્રમાણમાં એ વિષય ઉપરના ગ્રન્થો નથી જ એમ કહીએ તો ચાલે. હશે તો હજી જડયા નથી. કેટલાક દુર્મિળ ગ્રન્થો હમણાં ઉપલબ્ધ થયા છે. તેમાં નગરરચના, મંદિરનું બાંધકામ તથા મૂર્તિના અવયવોનું પ્રમાણ વગેરે વિષયોના સૂક્ષ્મ નિયમો અને માર્ગદર્શની સૂચનાઓ આપેલી છે. રામરાજ નામના એક ગ્રંથકારે આવી માહિતી ભેગી કરી અંગ્રેજીમાં એક મોટું પુસ્તક લખેલું છે. આ ગ્રંથ ઉપરથી આપણને ખૂબ માહિતી મળે છે અને આપણા સ્થાપત્યની પાછળ કઈ ભાવનાઓ છે એ વિશેનું અનુમાન આપણે કાઢી શકીએ છીએ. પણ આપણું જીવન, તેની ઉપર થયેલી પ્રાકૃતિક પરિસ્થિતિની અસર, આપણો સામાજિક અને વ્યક્તિગત આદર્શ,

આપણી ધાર્મિક આકાંક્ષાઓ વગેરેની આપણા સ્થાપત્ય ઉપર શી અસર થઈ છે અથવા તેની પાસેથી સ્થાપત્યને શી પ્રેરણા મળી છે એનું વિવેચન કરનારા ગ્રંથો હજી લખાયા નથી. શ્રી આનંદ કુમારસ્વામી જેવા કલાકોવિદોએ એ કામની હમણાં શરૂઆત કરી છે. પણ જૂના જીવન સાથે પરિપૂર્ણ પરિચિત અને સમભાવવાળા કોઈ સમર્થ પુરુષે તે કામ હાથમાં લેવું જોઈએ. મિ. હેવેલ નામના એક વિદ્વાને હિંદુસ્તાનની કળા અને હિંદુસ્તાનના ધાર્મિક વિચારો વચ્ચેનો સંબંધ બતાવવાનો પ્રયત્ન કર્યો છે. જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ અને ભક્તિમાર્ગની કળા ઉપર જુદી જુદી કઈ અસર થઈ છે તે તેણે બતાવેલું છે.

જૂની નગરરચનામાં વર્ણાશ્રમવ્યવસ્થા અને દરેક વર્ણના મહત્ત્વનું તારતમ્ય આપણે જોઈ શકીએ છીએ. જ્યારે મંદિરોમાં આપણી ધાર્મિક ભાવનાઓ મૂર્ત સ્વરૂપ ધારણ કરી ઊભી રહે છે. દાખલા તરીકે દરેક મંદિરમાં અંદરનું ગર્ભગૃહ, બહારનો રંગમંડપ અને વચ્ચેનું નાનકડું અંતરાળ એ આપણી ઉપાસનાના ત્રણ પ્રકાર બતાવે છે. ગર્ભગૃહમાં હમેશાં સંકડાશ હોય છે. પ્રકાશ પણ ઓછો જ હોય છે. અમુક લોકોને જ અંદર જવાનો અધિકાર હોય છે. ત્યાં કર્મકાંડનું રાજ્ય; ધાર્મિક વિધિઓના વિસ્તારનો અંત ન મળે. અંતરાળમાં કેટલાક નૈષ્ઠિક ઉપાસક, ધ્યાની, વૃદ્ધ પુરુષ અને નિત્યપાઠ કરનાર કર્મકાંડી બેઠેલા હોય છે. તેમનું ચિત્ત અંદર ચાલતા વિધિઓ પર હોય છે, છતાં તેઓ તેમાં ભાગ લેતા નથી. રંગમંડપમાં સામાજિક હિંદુ ધર્મ વસે છે. ત્યાં પુરાણ ચાલે, કથાકીર્તન ચાલે, સંગીતનો પ્રવાહ ચાલે, લોકો દર્શન કરે, ફૂલ ચડાવે, પ્રસાદ લે અને ઘેર જાય. મંદિરની આસપાસ ઓરડીઓની હાર હોય છે તેમાં ધર્મ ઉપર આજીવિકા ચલાવનાર આચાર્યો, ભટભિક્ષુકો, સાધુસંન્યાસીઓ રહે છે; વટેમાર્ગુઓ અને યાત્રાળુઓને ત્યાં આશ્રય મળે છે. મંદિર સામેના વિસ્તીર્ણ ચોગાનમાં હિંદુ ધર્મનું વિશાળ હૃદય રાસ રમે છે. ત્યાં ભવાઈઓ ચાલે, જ્ઞાતિભોજનો થાય, સાર્વજનિક ઉત્સવો ઊજવાય અને નિગમસભાઓ (ગ્રામપંચાયતો) પણ ત્યાં જ ભેગી થાય. પાસે જ મોટું તળાવ હોય, તેની અંદર બધા લોકો અલગ અલગ ઠેકાણે પણ એક જ પાણીમાં સ્નાનસંધ્યા કરે. મંદિર એ હિંદુ ધર્મનું—વ્યાપક હિંદુ ધર્મનું—શરીર છે. તેમાં હિંદુ લોકોનું સાહિત્ય, સંગીત, શિલ્પ, સ્થાપત્ય વગેરે સર્વ જાતનું રચનાકૌશલ્ય એકત્રિત થાય છે. આખો સમાજ ત્યાં આવી તે પોતાના જીવનમાં ઉતારે છે.

હિંદુસ્તાનના સ્થાપત્યનો ઈતિહાસ લખવાની શરૂઆત હમણાં હમણાં જ થઈ છે, અને થોડા જ વખતમાં તેમાં ઠીક પ્રગતિ થઈ છે. ઉત્તર હિંદુસ્તાનનું સ્થાપત્ય કોઈ પણ દેશને મગરૂરી કરવા જેવું છે જ. પણ સ્થાપત્યનો ઉત્કર્ષ દક્ષિણમાં વધારે જોવામાં આવે છે. વેરૂળની અને અજંટાની ગુફાઓ, કાર્લા અને ઘારાપુરીની ગુફાઓ, મદુરા, ત્રિચિનાપલ્લી અને તાંજોરનાં મોટાં ગામ જેવાં મંદિરો અને મોટાં મોટાં તળાવો બધાં દક્ષિણમાં જ છે. સાંચીનો સ્તૂપ પણ દક્ષિણી કારીગરીનો નમૂનો છે એમ કેટલાક દક્ષિણના અભિમાની દાવો કરે છે. અમરાવતી-

(આંધ્ર દેશ)નું સ્થાપત્ય પણ દક્ષિણનું જ ગણાય. દક્ષિણનો ઈતિહાસ જ્યારે આપીશું ત્યારે તેની સાથે ઉત્તર અને દક્ષિણ બન્નેના સ્થાપત્યની વિગતવાર ચર્ચા કરવી સગવડભરેલી થશે. અહીં તો ફક્ત મૌર્ય અને ગુપ્તકાળના સ્થાપત્યનો ઉલ્લેખ માત્ર કર્યો છે. ઉત્તરમાં આજે જે નમૂનાઓ મળે છે તેથી અનેકગણા નમૂનાઓ રાજ્યક્રાન્તિઓને અને ધાર્મિક ઝનૂનને લીધે નષ્ટ થઈ ગયા હશે. હાલના નમૂના ઉપરથી જ અભિપ્રાય બાંધવો એ ઉત્તરને બમણો અન્યાય કર્યા જેવું થઈ જાય, છતાં જેટલા નમૂના છે તેટલા ઉપરથી પણ હિંદુસ્તાનની અલૌકિક કારીગરીનો પૂરતો ખ્યાલ આવે એમ છે.

૧૯૨૩

## ૭ પૈડાંની દુનિયા

જેટલાં યંત્રો આપણે જોઈએ છીએ તેમાં એક યા બીજી રીતે ચક્રનો ઉપયોગ મુખ્ય છે. આ ચક્રની કલ્પના માણસને ક્યાંથી સૂઝી હશે? આકાશના તારા અનંતકાળથી ઘટમાળની પેઠે માથે ફર્યા કરે છે તે ઉપરથી ચક્રની કલ્પના માણસને સૂઝી હશે? કે પારિજાત અને ચમેલી જેવાં ફૂલો પવનથી જમીન પર દોડતાં જોઈને માણસને ચક્રની કલ્પના આવી હશે? કે આકાશના વંટોળિયા કે પાણીની ભમરીથી માણસને ચક્રાકાર ગતિ સૂઝી હશે? બે હાથ ફેલાવીને ફેરફૂદડી ખાતા બાળકે ચક્રગતિ શોધી કાઢી હશે? કે પિતાની આંગળી પકડી આસપાસ ગોળ ગોળ ફરનાર બાળાને તેનો ખ્યાલ આવ્યો હશે?

સૃષ્ટિમાં બધી જ વસ્તુ ચક્રાકાર ફરે છે. ચોમાસું, ઉનાળો અને શિયાળો ફરી ફરી આવે છે અને ઋતુચક્ર પૂરું કરે છે. જન્મ, બાલ્યકાળ, યુવાવસ્થા, મૃત્યુ એક ચક્ર પૂરું કરે છે, અને પુનર્જન્મ દ્વારા નવા ચક્રની શરૂઆત કરે છે. અને એ જ વસ્તુ, સવાર, બપોર, સાંજ અને રાત એ રૂપે સૃષ્ટિનિયમને વ્યક્ત કરે છે. અવાજનાં આંદોલનો અને પ્રકાશનાં કિરણો પણ અંતે ગોળ ગોળ જ ફરે છે. એ જોઈને આપણી ખાતરી થાય છે કે આ માયાના ચકરાવામાં સીધું કશું નથી, બધું જ ગોળ ગોળ ફરે છે.

મનુષ્યસંસ્કૃતિના મૂળમાં આ ચક્ર છે. આ સુદર્શન મનુષ્યજાતિના હાથમાં આવ્યું ત્યારથી બધી જાતની પ્રગતિ શરૂ થઈ. જેને આ ચક્ર પ્રથમ સૂઝ્યું તે એક મહાન ઋષિ હોવો જોઈએ.

જ્યાંત્યાં ચક્રનો ઉપયોગ થતો આપણે જોઈએ છીએ તેથી એની મહત્તા અને એની સુંદરતા આજકાલ આપણું ધ્યાન નથી ખેંચતી. વૈદિક ઋષિઓ ચાત્વાલરથચક્ર પર બેસીને ચિચૂડાની માફક ગોળ ગોળ ફરતા ગાતા હતા. એ લોકોને ચક્રમાં અનુપમ કાવ્ય દેખાયું. શ્રીકૃષ્ણચંદ્રે હાથમાં ચક્ર ધારણ કર્યું. એ

પુરુષોત્તમને ચક્રમાં પોતાની શક્તિનું પ્રતીક જડયું. બુદ્ધ ભગવાને ધર્મચક્ર ચલાવ્યું. એ મહાભાગને તેમાં વિશ્વશાંતિનો સાક્ષાત્કાર થયો. આમ જે ચક્રમાં કાવ્ય, સામર્થ્ય અને સામંજસ્ય રહેલાં છે તે આજે મનુષ્યવ્યવહારનાં અંગપ્રત્યંગમાં પ્રચલિત થયાં હોય તો તેમાં નવાઈ શી? આજે એ ચક્રનો વિસ્તાર ગમે તેટલો થયો હોય તોયે મુખ્ય છ સ્થાન પર એણે આપણી સંસ્કૃતિને ચાલન આપ્યું છે.

દળવાની ઘંટી : અનાજ પલાળીને પથરા પર વાટવાથી માણસ કંટાળ્યો અને એને ઘંટી જડી ત્યારે એને કેટલો આનંદ થયો હશે! ચક્રની ગતિ સતત ચાલે. થોભાવ્યા વગર એની પાસેથી કામ લેવાય. ઘંટી દાખલ થઈ અને ભૌતિક સંસ્કૃતિની શરૂઆત થઈ. લોટ તૈયાર કરવાને લીધે ઘઉં રાંધવા અને પચાવવાનું સહેલું થયું. એક વાર ઘંટી હાથમાં આવી પછી એમાં હળદર પણ દળાય અને પથરા પણ પિસાય.

કુંભારનો ચાક : ચક્રનો બીજો ઉપયોગ કુંભારને સૂઝયો. પાણીમાં પલળી જતી અને સુકાઈ જાય એટલે ઊડી જતી માટીમાંથી અનાજ પકવવાનાં માટલાં તૈયાર થાય એ શું સામાન્ય પ્રગતિ કહેવાય? ભઠ્ઠીમાં ગારો પકવીને પથરા કરતાં પણ વધારે ઉપયોગી એવી ઈંટો માણસ તૈયાર કરી શકયો એ એના નસીબની અથવા એની શોધકશક્તિની બલિહારી છે. વાસણને સુંદર રૂપાળો આકાર અથવા ઘાટ આપવાનું કામ કુંભારનું ચક્ર કરે છે. એ ચક્રની શક્તિ જોઈ કવિઓએ વિધાતાને પણ કુંભારની ઉપમા આપી, અને એ ચક્ર પર ઊતરતા ગોળાને બ્રહ્માંડને સ્થાને કલ્પ્યો. આજે પણ ગાગર, કૂજા, કોઠી, નળિયાં, કોડિયાં, તાવડી, બટેરાં, એવી એવી અનેક વસ્તુઓ એ ચક્ર પર ઊગે છે.

પ્રવાસી ગાડું : અનાજ દળવાની અને રાંધવાની તો સગવડ થઈ, પણ ખેતી કરીને ઘેર અનાજ લઈ આવીએ ત્યારે જ એ વપરાય ને? કુંભારના ચક્ર જેવાં બે ચક્ર ધરીને બે છેડે બેસાડી દઈને લોકોએ ગાડું કર્યું, અને સ્થાનાંતર અથવા યાત્રા કરવાની સગવડ થઈ. પોતે જ દોડે અને પોતે જ લડે એ અગવડમાંથી બચી જઈ વીરોએ રથ ઉપર બેસવાની સગવડ સાધી. રથ એટલે ચાલતો કિલ્લો. એ જેમ ઊંચો તેમ તેના પરથી દૂર દૂર સુધી નજર નંખાય અને બાણ ફેંકાય. ગાયો પૂરવાના વાડાના દરવાજા ઉપર ગોપુરો બાંધી જેમ દૂર સુધી જોનાર પહેરેગીરો બેસાડવાની સગવડ કરી તેમ જ ત્રણ ત્રણ ચાર ચાર માળના રથ તૈયાર કરી યુદ્ધમાં ભારે સગવડ મેળવી. ચક્રોની શોધ ન થઈ હોત તો આ ચાલતા કિલ્લા કયાંથી આવત? લાકડાંનાં મોટાં મોટાં પાટિયાં અને પથ્થરની મોટી મોટી શિલાઓ પણ એક સ્થાનેથી બીજે સ્થાને લઈ જવાનું પૈડાંને લીધે શકય થયું.

ચક્ર આવ્યું અને ઘણું ઘર્ષણ ઓછું થયું. પૈડું ન હોત તો બળદો ગાડાને કઈ રીતે ખેંચત તેનો વિચાર કરવાથી પૈડાનું મહત્ત્વ આપણે બરાબર સમજી શકીશું.

પાણીનો રેંટ : હવે વારો આવે છે રેંટનો અને તેની ઘટમાળનો. કૂવામાંથી પાણી કાઢવાના અનેક પ્રકાર છે. કૂવામાં એક બાજુથી પગથિયાં બનાવી અંદર

સુધી ઊતરવાની સગવડ કરવી એટલે કે વાવ બનાવવી એ એક પ્રકાર છે. કૂવાને કાંઠે ઊભા રહી ઘડાને દોરી બાંધી, સીધો અંદર ઉતારવો અને અંદર પડી જવાને જોખમે ઉપર ખેંચવો એ બીજો પ્રકાર. વાવમાં ઊતરવાથી પાણી બગડવાનું અને પગે વાળા થવાનું જોખમ રહે છે. જ્યારે નમીને પાણી કાઢવામાં જાનનું જોખમ રહે છે. કૂવાને માથે પૈડું ઊભું કરી ઘડા વતી અથવા કોસ વતી પાણી ખેંચીએ એટલે બન્ને જોખમમાંથી બચી ગયા. આમાં ઘણી સગવડ મળે છે, પણ સતત ગતિ નથી. અને સતત ગતિ વગર પૂરેપૂરો લાભ તો મળ્યો નહીં. એટલે આખરે માણસને ઘટમાળ સૂઝી. એક મોટા પૈડાના પરિઘ ઉપર એણે નાના નાના ઘડાઓની માળ લટકતી રાખી. ઊંચે બેસીને માણસ હાથપગ વતી એ પૈડું ફેરવે એટલે પાણીની સતત ધારા ચાલે. રેંટનું આ મૂળ સ્વરૂપ છે. જમીન પર બળદ ગોળ ગોળ ફરે અને એના કાટખૂણામાં રેંટ ફરે, એ ઘાણીની શોધ થયા પછીની સગવડ છે.

અહીં સુધી તો ચક્રનો સીધો જ ઉપયોગ છે. ઘંટીમાં ચક્રની બાજુઓનો ઉપયોગ છે. કુંભારના ચાકમાં ચક્રની નાભિનો વિશેષ ઉપયોગ છે. ગાડામાં ચક્રનો પરિઘ ઘસાય છે જ્યારે રેંટમાં ચક્રની કિનારી ઘટમાળને પોતાની ગતિ અર્પણ કરે છે. પણ ચક્ર પાસેથી ગતિ મેળવી તે બીજે લઈ જવી એ તો સંઘાડા અને રેંટિયામાં બન્યું છે.

**ખરાદીનો સંઘાડો :** પાણીના રેંટની ઘટમાળ પરથી જ માણસને સૂઝ્યું હશે કે માળ અથવા જનોઈ દ્વારા ચક્રની ગતિ એક ઠેકાણેથી બીજે લઈ જવાય અને ગમે તેટલી વધારાય. ચક્ર જેમ જેમ ચાલે તેમ તેમ એની ગતિમાં ઉમેરો થતો જાય છે. આ ગતિને અંગ્રેજીમાં 'મોમેન્ટમ' કહે છે. આનો લાભ લઈને એક મોટું ગતિચક્ર અથવા શક્તિચક્ર (ફ્લાયવ્હીલ) ગમે તે યંત્ર સાથે જોડી દીધું એટલે ઠરેલ ગતિ અખૂટ લઈ લો. આ સંઘાડાએ કેટલાંય કામો સહેલાં કરી આપ્યાં. ચપ્પુ, છરી વગેરે હથિયારોને ધાર કાઢવી, લાકડાના નાનામોટા થાંભલા કે એવી ચીજો એમાંથી કાઢવી વગેરે કામ હવે બહુ સહેલું થઈ ગયું. પિત્તળનાં વાસણ પણ એ જ ઢબે ઘડાવા લાગ્યાં અને સંસ્કૃતિ આગળ વધી.

**આપણો રેંટિયો :** અને આમાંથી જ રેંટિયાનો જન્મ થયો હોવો જોઈએ. અથવા રેંટિયાએ સંઘાડાને જન્મ આપ્યો હોય તોયે નવાઈ નથી. આટલે લાંબે કાળે એનો નિર્ણય કોણ કરી શકે? પણ રેંટિયાએ માણસનું ભારેમાં ભારે કામ કર્યું. એણે તકલી પાસેથી કાંતવાની કળા માગી લઈ તેમાં પોતાની ઝડપ ઉમેરી અને આખી દુનિયાની લાજ ઢાંકી. તકલી હવામાં લટકતી ફરતી હતી તે ચમરખાંના બંધનમાં આવી. આંગળી વતી તેને ગતિ મળતી હતી એના બદલામાં પૈડાએ એના પર પોતાનો પાશ નાખ્યો. તકલીએ પોતાનું નાક ગુમાવ્યું અને તે ત્રાક બની.

તકલીમાં માણસ સૂતર થોડું કાંતતો જાય અને પછી વીંટતો જાય; ફરી કાંતતો

જાય, ફરી વીંટતો જાય. અહીં પણ માણસને એવું કરવાનું સૂઝ્યું અને રેંટિયો ચાલ્યો.

આજે તો દુનિયાની મોટી મોટી મિલો, આગગાડીઓ, જહાજો, વિમાનો વગેરેમાં ચક્રના કેટલાય પ્રકારો આપણે જોઈએ છીએ. તે એટલે સુધી કે માણસનું માથું ચક્કર ચક્કર ઘૂમે છે. કાંડા પરના એક ઘડિયાળમાં પણ કેટલાંય ચક્રો હોય છે. પણ એ તો ફક્ત ચક્રનો વિસ્તાર કહેવાય. જીવનની પ્રાથમિક છ જરૂરિયાતો પૂરી પાડવામાં ચક્રનો જેણે ઉપર પ્રમાણે ઉપયોગ કર્યો તેની બુદ્ધિને બલિહારી. એ અજ્ઞાત ચક્ર ઋષિને નમસ્કાર હજો.

૨૦–૧૦–'૨૯

# સુતારનાં ઓજારો

ક્રમવિકાસનું તત્ત્વ હવે સૌ કોઈ સ્વીકારે છે. એમાં ઐતિહાસિક એટલે કે વાસ્તવિક દૃષ્ટિયે રખાય, અને તાત્ત્વિક અથવા કાલ્પનિક દૃષ્ટિ પણ રખાય. આ બીજી દૃષ્ટિએ સુતારીનાં આપણાં સામાન્ય ઓજારો તપાસવા જેવાં છે.

જૂના રિવાજોને વળગીને ચાલનાર લોકોમાં સુતાર જ્યારે બહાર નીકળે ત્યારે તે હાથમાં હમેશાં ફરશી રાખીને જ ફરતો હોય. જે જમાનામાં દરેક માણસની ધાર્મિક માન્યતા અને ઉપાસનાપદ્ધતિ એના કપાળે ચીતરવાની પદ્ધતિ હતી તે જમાનામાં બ્રાહ્મણો હાથમાં પોથી રાખે અથવા આચમનીપવાલું રાખે, હજામો પોતાની અસ્ત્રાની કોથળી બગલ તળે દબાવીને ચાલે, ક્ષત્રિયવીર કેડે સમશેર લટકાવીને ફરે, અને જોષી ટીપણાની પતાકા ફફડાવે, એ આવશ્યક હતું. એ જમાનામાં સુતાર લોકોએ પોતાની ન્યાતના ચિહ્ન તરીકે ફરશી અથવા વાંસલો પસંદ કર્યો હતો. સુતારીનાં ઓજારો આજકાલ ઘણાં વધી પડ્યાં છે, અને દરેક નવું આવતું ઓજાર સુતારના કંઈક ને કંઈક હસ્તકૌશલને ઓછું કરતું જાય છે. અને એવી બીક છે કે જેમ છાપખાનાં અને ટાઈપરાઈટરથી લખવાની કળા જૂનીપુરાણી થઈ ગઈ તેમ સુતારની કળા પણ નકામી થઈ પડશે. પણ હિંદુસ્તાનનાં ગામડાંમાં હજી જૂની સંસ્કૃતિ જ ચાલે છે. ગામડાંની ગરીબાઈ અને દુર્ગમતા એ બેવડી ઢાલથી જ ત્યાંનું જૂનાપણું હજુ કાંઈક ટક્યું છે, જોકે હાલ લગભગ એકેએક ઓજાર પરદેશથી આવવા લાગ્યું છે.

વાંસલો, હથોડી, ફરશી, રંદો, કરવત, શારડી અને મારફો અથવા કાનસ એ સુતારનાં મુખ્ય ઓજારો ગણાય. એ બધાંનો કુહાડીમાંથી જ વિકાસ થયેલો છે એમ જો કોઈ કહે તો આપણને આશ્ચર્ય થાય. ક્યાં કાનસ અને ક્યાં કુહાડી! હવે આ બે વચ્ચેનું સગપણ આપણે જરા તપાસીએ.

અણીદાર પથ્થર કે ચકમકનું અનુકરણ કરી લોખંડના પાનાને માણસે હાથો

બેસાડ્યો અને કુહાડી તૈયાર કરી. તે દિવસથી સંસ્કૃતિનો પ્રારંભ થયો. કુહાડીનો ઉદ્દેશ લાકડા પર ઘા કરી એકના બે કકડા કરવા એ છે. આ રીતે લાકડાના બે કકડા થાય છે ખરા, પણ બેમાંથી એકેને કાંઈ આકાર મળતો નથી. અને લાકડાને પડખે કુહાડીના ઘા કરતાં નજર બરાબર પહોંચતી નથી. એટલે એ મુશ્કેલી ટાળવા ખાતર માણસે કુહાડીનું પાનું ઊભું હતું તે આડું બનાવી એમાંથી વાંસલો ઉપજાવ્યો. વાંસલાની ધાર એક પૃષ્ઠભાગ સીધો અને બીજો ત્રાંસો બનાવીને તૈયાર થાય છે. આ વાંસલો વાપરવાથી લાકડામાંથી કટકા કે છોડાં નીકળે છે. પણ તે એવી રીતે કે લાકડાનો એક પૃષ્ઠભાગ લીસો થતો જાય છે, અને બાકીનાં છોડાં ગમે તેમ ભાંગીને નીચે પડે છે.

હવે આ વાંસલામાં મુશ્કેલી એ છે કે દર વખતે આખો વાંસલો ઊંચકીને એ ને એ જ ઠેકાણે ફરી ફરી મારવાનો હોય છે. એ કળા ધ્યાન અને ટેવથી જ પ્રાપ્ત થાય છે. નહીં તો પહેલાં કરતાં બીજો ઘા જરાક ઉપર જ પડે છે, અને લાકડાનો પૃષ્ઠભાગ લીસો થવાને બદલે વધારે બગડે છે. આમ દર વખતે વાંસલો ઊંચકવો ન પડે એટલા ખાતર માણસે વાંસલાના બે ભાગ કર્યા. ધારવાળું પાનું, અને એના પર મારવાનું હાથાવાળું વજન. પાનાએ ફરશીનું રૂપ પકડ્યું, અને હાથાવાળું વજન તે હથોડી થઈ. વાંસલાનું કામ હવે ફરશી અને હથોડી વતી ચાલવા લાગ્યું. ફરશી ઊંચક્યા વગર ગમે તેટલી વાર એના પર હથોડીના પ્રહાર કરાય. માણસે પાછળથી જોયું કે એ ફરશી બે રીતે વપરાય. સીધી બાજુ કે ત્રાંસી બાજુ ગમે તેમ જમણી ને ડાબી કરી શકાય.

આના લાભ જોયા પછી માણસને થયું કે લાકડાનો પૃષ્ઠભાગ જો ફરશી વતી હળવે રહીને કાઢી શકાય તો લાકડું ગમે તેટલું જાડું કે પાતળું થઈ શકે છે. પણ એમાં હાથની ભારે કળા રહેલી છે. બધી બાજુએ સરખું ન છોલાય તો પૃષ્ઠભાગમાં સપાટી ન જ આવે. એટલે માણસે યુક્તિ કરી, અને લાકડાના એક કકડામાં ત્રાંસું કાણું પાડી તેમાં ફરશી એવી રીતે ગોઠવી દીધી કે એનો જ રંદો થઈ ગયો. જેણે આ રંદાની શોધ કરી એના જ આધુનિક અવતારે 'સેફ્ટી રેઝર'ની શોધ કરેલી હોવી જોઈએ. રંદો આવ્યો અને સુતારીકળામાં ભારે પ્રગતિ થઈ. હવે ગમે તેવું લાકડું હોય તોયે એનો પૃષ્ઠભાગ પાણીની પેઠે એક સપાટીમાં આણી શકાય. ત્યાર પછી ચોરસ અને ઘન તૈયાર કરતાં કેટલી વાર? જરા કાટખૂણો વાપર્યો એટલે બસ. (કાટખૂણો એ ઓજાર નથી પણ કસોટી છે.)

કુહાડી વાપરતાં જે બે કકડા પડતા એ બંને આકાર વગરના હતા. વાંસલાથી રંદા સુધીનાં ઓજારો વડે લાકડાંના કકડા કરીએ છીએ ત્યારે એક કકડો જ સરસ, લીસો અને આકારવાળો થાય છે. બીજા કકડા બધા છોડાના રૂપમાં નીકળી પડે છે અને તેને ફેંકી દેવા પડે છે. આમ ઘણું લાકડું નકામું બગડી જાય છે. જો કોઈ એવી યુક્તિ શોધી કઢાય કે જેથી ઓજાર વાપર્યા પછી બંને બાજુના કકડા કામ આવે, તો ભારે બચત થાય. એ શી રીતે બને? માણસને યુક્તિ સૂઝી. જો ફરશી

બહુ જ નાનકડી — અત્યંત નાનકડી — કરવામાં આવે, અને એવી અનેક ફરશીઓ એક જોડે એક ગોઠવવામાં આવે તો એનું કરવત થાય. એ ફરશીની ધાર અથવા કરવત ઉપરથી ઠોકવાને બદલે રંદાની પેઠે બાજુથી ખેંચવી જોઈએ. એટલે લાકડાનો એક સાંકડી શેરી જેટલો ભૂકો કરી લાકડાનાં બે બાજુનાં બન્ને પડને તે સરસ સીધાં, લીસાં, કામ આવે એવાં બનાવે છે. આવી રીતે લાકડું વહેરવાની કળા ખીલી. અને આજે તો કરવત પથરા વહેરવામાંયે કામ આવે છે, અને ડૉક્ટરોને હાડકાં વહેરવામાંયે કામ આવે છે.

ઝીણી ફરશીની હાર દ્વારા જેમ માણસને કરવત સૂઝી તેમ નાનકડી બે ફરશીઓ ભેગી કરી, રંદાની જેમ તેને સીધી ગતિ આપવાને બદલે ગોળ ગતિ આપી માણસે શારડી તૈયાર કરી. કરવત જેમ સીધી કાપતી જાય ને નીચે ઊતરતી જાય તેમ શારડી પણ લાકડાને કોતરતી જાય છે અને અંદર ઊતરતી જાય છે. કરવત અને શારડી બંનેના ગુણધર્મ તો એક જ છે, ફક્ત કાર્યની દિશામાં ફેર છે. બંનેને દબાણ ઉપરથી હોય છે અને ખેંચાણ બાજુથી હોય છે.

હવે આપણે કરવતનો જ ફરી વિચાર કરીએ. કરવત જેટલી પાતળી હોય તેટલી સારી. પણ જો આપણે ઉપરથી દબાણ ન કરવું હોય અને કરવત લાકડાની અંદર ઉતારવી ન હોય તો એની ધાર ગમે તેટલી પહોળી કરી શકાય, અને એના દાંતા ગમે તેટલા ઝીણા કરી શકાય. આમ કરવાથી જ કાનસ પેદા થાય છે. કરવતનાં વીસ-પચીસ પાનાં સાથે પકડી રાખવાથી એનો દાંતા તરફ બનતો પૃષ્ઠભાગ કાનસ જેવો જ દેખાશે અને કાનસ તરીકે વપરાય પણ ખરો. એ ઉપરથી કરવત અને કાનસનું સામ્ય સહેજે ધ્યાનમાં આવવું જોઈએ.

મારફો એ કાનસનું જ એક સ્વતંત્ર રૂપ છે. કાનસથી જે પૃષ્ઠભાગ ઘસીએ તે ધાર્યો આકાર ધારણ કરે છે, અને છોડાંને બદલે ઝીણી ભૂકી જ નીકળી જાય છે. રંદાનું પાનું ગમે તે આકારનું હોય, પણ રંદાને એક જ સીધી ગતિ આપી શકાય છે. કરવતનું પણ એમ જ છે. પણ કાનસ તો ગમે તે રીતે વપરાય. એ સીધીયે જાય ને આડીયે જાય. અને ગોળ ગોળ પણ ફેરવી શકાય એ એનો વિશેષ લાભ.

ઉપર વર્ણવેલાં છ ઓજારો એ જ સુતારીનું સર્વસ્વ છે. ઓજારોનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ હાથની અમુક કારીગરી ઓછી થઈ છે અને ઓજારની સગવડ વધી છે. તોયે આ છ ઓજારો અત્યંત આવશ્યક છે એમ કબૂલ કર્યા વગર છૂટકો નથી. આના પછીનાં જેટલાં ઓજારો છે તે બધાં ઉપરનાં છ કરતાં કંઈ જુદી ક્રિયા કરતાં નથી, એટલે તેમાં કોઈ પણ જાતનો વિકાસ આપણે જોઈ શકતા નથી. વખત બચાવવા માટે અથવા ગફલત પચાવવા માટે તેમનો ઉપયોગ હોય છે. અને એથીયે ભૂંડું કારીગરોને ધંધામાંથી બાતલ કરી ગમે તેવા અણઘડ પાસેથી, અથવા એનેય રજા આપી ફક્ત યંત્રોથી કામ લેવાની દાનત એની પાછળ હોય છે.

૧૮-૮-’૨૯

બેસાડ્યો અને કુહાડી તૈયાર કરી. તે દિવસથી સંસ્કૃતિનો પ્રારંભ થયો. કુહાડીનો ઉદ્દેશ લાકડા પર ઘા કરી એકના બે કકડા કરવા એ છે. આ રીતે લાકડાના બે કકડા થાય છે ખરા, પણ બેમાંથી એકેને કાંઈ આકાર મળતો નથી. અને લાકડાને પડખે કુહાડીના ઘા કરતાં નજર બરાબર પહોંચતી નથી. એટલે એ મુશ્કેલી ટાળવા ખાતર માણસે કુહાડીનું પાનું ઊભું હતું તે આડું બનાવી એમાંથી વાંસલો ઉપજાવ્યો. વાંસલાની ધાર એક પૃષ્ઠભાગ સીધો અને બીજો ત્રાંસો બનાવીને તૈયાર થાય છે. આ વાંસલો વાપરવાથી લાકડામાંથી કટકા કે છોડાં નીકળે છે. પણ તે એવી રીતે કે લાકડાનો એક પૃષ્ઠભાગ લીસો થતો જાય છે, અને બાકીનાં છોડાં ગમે તેમ ભાંગીને નીચે પડે છે.

હવે આ વાંસલામાં મુશ્કેલી એ છે કે દર વખતે આખો વાંસલો ઊંચકીને એ ને એ જ ઠેકાણે ફરી ફરી મારવાનો હોય છે. એ કળા ધ્યાન અને ટેવથી જ પ્રાપ્ત થાય છે. નહીં તો પહેલાં કરતાં બીજો ઘા જરાક ઉપર જ પડે છે, અને લાકડાનો પૃષ્ઠભાગ લીસો થવાને બદલે વધારે બગડે છે. આમ દર વખતે વાંસલો ઊંચકવો ન પડે એટલા ખાતર માણસે વાંસલાના બે ભાગ કર્યા. ધારવાળું પાનું, અને એના પર મારવાનું હાથાવાળું વજન. પાનાએ ફરશીનું રૂપ પકડ્યું, અને હાથાવાળું વજન તે હથોડી થઈ. વાંસલાનું કામ હવે ફરશી અને હથોડી વતી ચાલવા લાગ્યું. ફરશી ઊંચકયા વગર ગમે તેટલી વાર એના પર હથોડીના પ્રહાર કરાય. માણસે પાછળથી જોયું કે એ ફરશી બે રીતે વપરાય. સીધી બાજુ કે ત્રાંસી બાજૂ ગમે તેમ જમણી ને ડાબી કરી શકાય.

આના લાભ જોયા પછી માણસને થયું કે લાકડાનો પૃઠભાગ જો ફરશી વતી હળવે રહીને કાઢી શકાય તો લાકડું ગમે તેટલું જાડું કે પાતળું થઈ શકે છે. પણ એમાં હાથની ભારે કળા રહેલી છે. બધી બાજુએ સરખું ન છોલાય તો પૃષ્ઠભાગમાં સપાટી ન જ આવે. એટલે માણસે યુક્તિ કરી, અને લાકડાના એક કકડામાં ત્રાંસું કાણું પાડી તેમાં ફરશી એવી રીતે ગોઠવી દીધી કે એનો જ રંદો થઈ ગયો. જેણે આ રંદાની શોધ કરી એના જ આધુનિક અવતારે 'સેફ્ટી રેઝર'ની શોધ કરેલી હોવી જોઈએ. રંદો આવ્યો અને સુતારીકળામાં ભારે પ્રગતિ થઈ. હવે ગમે તેવું લાકડું હોય તોયે એનો પૃષ્ઠભાગ પાણીની પેઠે એક સપાટીમાં આણી શકાય. ત્યાર પછી ચોરસ અને ઘન તૈયાર કરતાં કેટલી વાર? જરા કાટખૂણો વાપર્યો એટલે બસ. (કાટખૂણો એ ઓજાર નથી પણ કસોટી છે.)

કુહાડી વાપરતાં જે બે કકડા પડતા એ બંને આકાર વગરના હતા. વાંસલાથી રંદા સુધીનાં ઓજારો વડે લાકડાંના કકડા કરીએ છીએ ત્યારે એક કકડો જ સરસ, લીસો અને આકારવાળો થાય છે. બીજા કકડા બધા છોડાના રૂપમાં નીકળી પડે છે અને તેને ફેંકી દેવા પડે છે. આમ ઘણું લાકડું નકામું બગડી જાય છે. જો કોઈ એવી યુક્તિ શોધી કઢાય કે જેથી ઓજાર વાપર્યા પછી બંને બાજુના કકડા કામ આવે, તો ભારે બચત થાય. એ શી રીતે બને? માણસને યુક્તિ સૂઝી. જો ફરશી

બહુ જ નાનકડી–અત્યંત નાનકડી–કરવામાં આવે, અને એવી અનેક ફરશીઓ એક જોડે એક ગોઠવવામાં આવે તો એનું કરવત થાય. એ ફરશીની ધાર અથવા કરવત ઉપરથી ઠોકવાને બદલે રંદાની પેઠે બાજુથી ખેંચવી જોઈએ. એટલે લાકડાનો એક સાંકડી શેરી જેટલો ભૂકો કરી લાકડાનાં બે બાજુનાં બન્ને પડને તે સરસ સીધાં, લીસાં, કામ આવે એવાં બનાવે છે. આવી રીતે લાકડું વહેરવાની કળા ખીલી. અને આજે તો કરવત પથરા વહેરવામાંયે કામ આવે છે, અને ડૉકટરોને હાડકાં વહેરવામાંયે કામ આવે છે.

ઝીણી ફરશીની હાર દ્વારા જેમ માણસને કરવત સૂઝી તેમ નાનકડી બે ફરશીઓ ભેગી કરી, રંદાની જેમ તેને સીધી ગતિ આપવાને બદલે ગોળ ગતિ આપી માણસે શારડી તૈયાર કરી. કરવત જેમ સીધી કાપતી જાય ને નીચે ઊતરતી જાય તેમ શારડી પણ લાકડાને કોતરતી જાય છે અને અંદર ઊતરતી જાય છે. કરવત અને શારડી બંનેના ગુણધર્મ તો એક જ છે, ફક્ત કાર્યની દિશામાં ફેર છે. બંનેને દબાણ ઉપરથી હોય છે અને ખેંચાણ બાજુથી હોય છે.

હવે આપણે કરવતનો જ ફરી વિચાર કરીએ. કરવત જેટલી પાતળી હોય તેટલી સારી. પણ જો આપણે ઉપરથી દબાણ ન કરવું હોય અને કરવત લાકડાની અંદર ઉતારવી ન હોય તો એની ધાર ગમે તેટલી પહોળી કરી શકાય, અને એના દાંતા ગમે તેટલા ઝીણા કરી શકાય. આમ કરવાથી જ કાનસ પેદા થાય છે. કરવતનાં વીસ-પચીસ પાનાં સાથે પકડી રાખવાથી એનો દાંતા તરફ બનતો પૃષ્ઠભાગ કાનસ જેવો જ દેખાશે અને કાનસ તરીકે વપરાય પણ ખરો. એ ઉપરથી કરવત અને કાનસનું સામ્ય સહેજે ધ્યાનમાં આવવું જોઈએ.

મારફો એ કાનસનું જ એક સ્વતંત્ર રૂપ છે. કાનસથી જે પૃષ્ઠભાગ ઘસીએ તે ધાર્યો આકાર ધારણ કરે છે, અને છોડાંને બદલે ઝીણી ભૂકી જ નીકળી જાય છે. રંદાનું પાનું ગમે તે આકારનું હોય, પણ રંદાને એક જ સીધી ગતિ આપી શકાય છે. કરવતનું પણ એમ જ છે. પણ કાનસ તો ગમે તે રીતે વપરાય. એ સીધીયે જાય ને આડીયે જાય. અને ગોળ ગોળ પણ ફેરવી શકાય એ એનો વિશેષ લાભ.

ઉપર વર્ણવેલાં છ ઓજારો એ જ સુતારીનું સર્વસ્વ છે. ઓજારોનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ હાથની અમુક કારીગરી ઓછી થઈ છે અને ઓજારની સગવડ વધી છે. તોયે આ છ ઓજારો અત્યંત આવશ્યક છે એમ કબૂલ કર્યા વગર છૂટકો નથી. આના પછીનાં જેટલાં ઓજારો છે તે બધાં ઉપરનાં છ કરતાં કંઈ જુદી ક્રિયા કરતાં નથી, એટલે તેમાં કોઈ પણ જાતનો વિકાસ આપણે જોઈ શકતા નથી. વખત બચાવવા માટે અથવા ગફલત પચાવવા માટે તેમનો ઉપયોગ હોય છે. અને એથીયે ભૂંડું કારીગરોને ધંધામાંથી બાતલ કરી ગમે તેવા અણઘડ પાસેથી, અથવા એનેય રજા આપી ફક્ત યંત્રોથી કામ લેવાની દાનત એની પાછળ હોય છે.

૧૮–૮–'૨૯

# નવો યુગ

યુરોપનાં રાષ્ટ્રો જ્યારે છેલ્લા મહાયુદ્ધમાં ઊતર્યાં ત્યારે તેમને કયાં ખ્યાલ હતો કે યુદ્ધને પરિણામે યુરોપના સામાજિક જીવનમાં ભારે ક્રાંતિની શરૂઆત થશે? પણ તેવી ક્રાંતિ થઈ ચૂકી અને આજે યુરોપનું મુખ ફરી ગયું છે. આપણી લડત તો આપણે ફક્ત એક જ વરસ લડયા. હજી એ પૂરી પણ થઈ નથી. છતાં એને પરિણામે દેશમાં દરેક બાજુએ એક મહાન ક્રાંતિની શરૂઆત થઈ ચૂકી છે. આત્મ-વિશ્વાસ ખોઈ બેઠેલા નિરાશ રાષ્ટ્રની મનોદશા એક પ્રકારની હોય છે. એ જ રાષ્ટ્રને જ્યારે પોતાની શક્તિનું ભાન થાય છે અને એ શક્તિના ચમત્કારનો અનુ-ભવ થાય છે ત્યારે આખી મનોભૂમિકા બદલાઈ જાય છે. એક વરસ પહેલાંના આપણે આજે જુદી રીતે વિચાર કરીએ છીએ, જુદી ભાષા બોલીએ છીએ. અરે! આપણા જૂના દોષો પણ હવે જૂનું રૂપ છોડી નવીન રૂપે પ્રગટ થાય છે.

સત્યાગ્રહ એ લોકકેળવણીનું એક ઉગ્ર રૂપ છે. બાળકો તેમ જ વૃદ્ધો, સ્ત્રીઓ તેમ જ પુરુષો બધાં એક વરસની એ કેળવણી લઈ ચૂક્યાં. બધાંમાં જ પરિવર્તન થઈ ચૂક્યું છે એટલે આપણે કેટલી પ્રગતિ કરી છે એનો ખ્યાલ આપણને નથી આવતો. જેઓ આપણો વિરોધ કરે છે તેમની નજર પણ ફરી ગઈ છે. તેઓ પણ હવે નવી ઢબે વાતો કરે છે, નવી ઢબે આપણને માત કરવા મથે છે.

આ જીવનક્રાંતિની એક સ્પષ્ટ અસર એ છે કે જે વસ્તુઓ પ્રજાને સમ-જાવવી પહેલાં મુશ્કેલ પડતી હતી તે હવે પ્રજા સહેજે સમજતી થઈ છે. પ્રજાની કેળવણી ચોપડીથી એટલી નથી થતી, વ્યાખ્યાનોથી એટલી નથી થતી, શાળા-ઓથી એટલી નથી થતી જેટલી પ્રજાકીય પુરુષાર્થ પર રચાયેલી જીવનવ્યાપી હિલચાલથી થાય છે.

સો-પચાસ વરસ સુધી આપણે કેવળ યોગક્ષેમની જ ચિંતામાં પડયા હતા ત્યાં હવે મનુષ્યસમાજની સેવાના આદર્શો મૂર્તિમંત કરવાના પ્રયત્નો આદરવા લાગ્યા છીએ. નાતજાતની સંકુચિતતાઓ તોડવી આપણને અશકયવત્ લાગતી હતી ત્યાં એ વસ્તુ આજે સહેજે થવા લાગી છે. આપણે નવા યુગની શરૂઆત કરી છે એ વિશે હવે શંકા રહી નથી. હવે નવા યુગની નવી વાતોનો વિચાર કરીએ. એ વાતો સાવ નવી તો નહીં કહી શકીએ. ગાંધીજી જેવાઓએ પંદરવીસ વરસથી એ વસ્તુઓનું સૂચન કરી રાખ્યું છે. પણ પ્રજાએ તો હમણાં હમણાં જ એ વસ્તુઓનો કંઈક અંશે હાર્દિક સ્વીકાર કર્યો છે. લોકકેળવણીનું રહસ્ય હવે આપણે સમજતા થયા છીએ. સેવામય જીવન સ્વાભાવિક થવા લાગ્યું છે એટલે દૃઢતા-પૂર્વક આગળ પગ મૂકતાં આપણને મુશ્કેલી પડવાની નથી.

આજે યુદ્ધ નથી : પણ કાયમની શાંતિ પણ હજી સ્થપાઈ નથી. શિક્ષણ

અને સાહિત્ય જો સામાજિક જીવનનો કેવળ વિલાસ જ હોય તો સંધિકાળમાં એમને પ્રજામાનસથી જેટલાં દૂર રખાય તેટલાં રાખવાં જોઈએ. પણ આપણે સાહિત્યને તેમ જ શિક્ષણને જીવતી વસ્તુ માનીએ છીએ – જીવતી કરવા માગીએ છીએ, તેજસ્વી પ્રજાજીવન ઘડવામાં બંનેની અગત્ય સ્વીકારીએ છીએ. એટલે યુદ્ધ અને શાંતિ બંનેની તૈયારી માટે આ બંનેનો ઉપયોગ છે જ.

શસ્ત્રયુદ્ધમાં માનનારા અને મહાલનારા લોકો એક સૂત્ર હમેશાં આગળ કરે છે: યુદ્ધ ટાળવાનો એકમાત્ર ઉપાય એ છે કે યુદ્ધ માટેની તૈયારી હમેશાં ખડી રાખવી. શસ્ત્રયુદ્ધોથી ઘણી વાર સંસ્કારિતાનો નાશ થાય છે; પ્રજાને હમેશાં સંનિપાતની દશામાં રહેવું પડે છે. તેથી માનવજાતિના હિતચિંતકોએ ઉપલા સૂત્રનો હંમેશ વિરોધ જ કર્યો છે. પણ સત્યાગ્રહયુદ્ધ એ જુદી જ વસ્તુ છે. એ યુદ્ધનો હેતુ અને સાધન બંને ધર્મ્ય હોય છે. તેથી એ યુદ્ધની તૈયારી એટલે રામરાજ્યની જ તૈયારી હોય છે. એ તૈયારી બંને પક્ષને ઊંચે ચડાવનારી હોય છે. તેથી એ તૈયારીનું વાતાવરણ પ્રજાજીવનને, સંસ્કારિતાને અને માનવહિતને પોષક જ હોય છે.

## જગદ્વ્યાપી પરિવર્તન

આજે દુનિયામાં જે એક મહાન જગદ્વ્યાપી પરિવર્તન થવા લાગ્યું છે તેની કાંઈક અસ્પષ્ટ ઝાંખી થોડા થોડા લોકોને થવા લાગી છે જ્યારે બીજા કેટલાક લોકો એવા તો જડ છે કે જે પરિવર્તન થઈ ચૂક્યું છે તેની પણ તેમને હજી ગતાગમ નથી. તેઓ હજી વીતી ગયેલી દુનિયામાં જ વસે છે. દુનિયાની રચના જ એવી છે કે એની વ્યવસ્થામાં જ્યારે સડો પેદા થાય છે ત્યારે એ દૂર કરવાના ઈલાજનાં બીજ પણ એની સાથે જ વવાય છે. અને આ બીજ એવે ઠેકાણે વવાય છે કે જ્યાં વિશેષ યોગ્યતાની અપેક્ષા પણ ન હોય. જૂનામાંથી જેટલું પૂર્ણત્વને પહોંચે છે તેટલું ત્યાં ને ત્યાં જ અટકી જાય છે. જે કાચું રહ્યું; ઓછું ઘડાયું; જેની અંદર દોષોને અવકાશ છે એવા અંશમાં જ પ્રગતિનાં અને પરિવર્તનનાં બીજ ફાવી શકે છે.

સામાન્ય નાળિયેરની કાચલીના બે ભાગમાંથી એક ભાગ કાચો, કાણાવાળો હોય છે. ઝાડમાંથી નીકળતો અંકુર પૂર્ણત્વ પામેલી કાચલીની અંદર નથી હોતો પણ નબળા, પોચા, કાણાવાળા વિભાગમાં જ હોય છે. આજે જેઓ પછાત ગણાય છે; તેમને હાથે જ નવા જમાનાની નવી પ્રેરણા ખીલવાની છે. કાચા રહેવામાં અથવા પછાત થવામાં જો કશો જ આવો લાભ ન હોત તો દુનિયામાં ન્યાય છે એમ કેમ કહી શકાત.

મહાભારતકાળમાં આર્યસંસ્કૃતિમાં સડો પેઠો અને પરસ્પર સંહાર શરૂ થયો. મદ્યપાન, જૂગટું પરસ્વાપહરણ અને ભાઈ ભાઈ વચ્ચેનું વેર એનું નામ તે

# નવો યુગ

યુરોપનાં રાષ્ટ્રો જ્યારે છેલ્લા મહાયુદ્ધમાં ઊતર્યાં ત્યારે તેમને ક્યાં ખ્યાલ હતો કે યુદ્ધને પરિણામે યુરોપના સામાજિક જીવનમાં ભારે ક્રાંતિની શરૂઆત થશે? પણ તેવી ક્રાંતિ થઈ ચૂકી અને આજે યુરોપનું મુખ ફરી ગયું છે. આપણી લડત તો આપણે ફક્ત એક જ વરસ લડયા. હજી એ પૂરી પણ થઈ નથી. છતાં એને પરિણામે દેશમાં દરેક બાજુએ એક મહાન ક્રાંતિની શરૂઆત થઈ ચૂકી છે. આત્મ-વિશ્વાસ ખોઈ બેઠેલા નિરાશ રાષ્ટ્રની મનોદશા એક પ્રકારની હોય છે. એ જ રાષ્ટ્રને જ્યારે પોતાની શક્તિનું ભાન થાય છે અને એ શક્તિના ચમત્કારનો અનુ-ભવ થાય છે ત્યારે આખી મનોભૂમિકા બદલાઈ જાય છે. એક વરસ પહેલાંના આપણે આજે જુદી રીતે વિચાર કરીએ છીએ, જુદી ભાષા બોલીએ છીએ. અરે! આપણા જૂના દોષો પણ હવે જૂનું રૂપ છોડી નવીન રૂપે પ્રગટ થાય છે.

સત્યાગ્રહ એ લોકકેળવણીનું એક ઉગ્ર રૂપ છે. બાળકો તેમ જ વૃદ્ધો, સ્ત્રીઓ તેમ જ પુરુષો બધાં એક વરસની એ કેળવણી લઈ ચૂક્યાં. બધાંમાં જ પરિવર્તન થઈ ચૂક્યું છે એટલે આપણે કેટલી પ્રગતિ કરી છે એનો ખ્યાલ આપણને નથી આવતો. જેઓ આપણો વિરોધ કરે છે તેમની નજર પણ ફરી ગઈ છે. તેઓ પણ હવે નવી ઢબે વાતો કરે છે, નવી ઢબે આપણને માત કરવા મથે છે.

આ જીવનક્રાંતિની એક સ્પષ્ટ અસર એ છે કે જે વસ્તુઓ પ્રજાને સમ-જાવવી પહેલાં મુશ્કેલ પડતી હતી તે હવે પ્રજા સહેજે સમજતી થઈ છે. પ્રજાની કેળવણી ચોપડીથી એટલી નથી થતી, વ્યાખ્યાનોથી એટલી નથી થતી, શાળા-ઓથી એટલી નથી થતી જેટલી પ્રજાકીય પુરુષાર્થ પર રચાયેલી જીવનવ્યાપી હિલચાલથી થાય છે.

સો-પચાસ વરસ સુધી આપણે કેવળ યોગક્ષેમની જ ચિંતામાં પડયા હતા ત્યાં હવે મનુષ્યસમાજની સેવાના આદર્શો મૂર્તિમંત કરવાના પ્રયત્નો આદરવા લાગ્યા છીએ. નાતજાતની સંકુચિતતાઓ તોડવી આપણને અશક્યવત્ લાગતી હતી ત્યાં એ વસ્તુ આજે સહેજે થવા લાગી છે. આપણે નવા યુગની શરૂઆત કરી છે એ વિશે હવે શંકા રહી નથી. હવે નવા યુગની નવી વાતોનો વિચાર કરીએ. એ વાતો સાવ નવી તો નહીં કહી શકીએ. ગાંધીજી જેવાઓએ પંદરવીસ વરસથી એ વસ્તુઓનું સૂચન કરી રાખ્યું છે. પણ પ્રજાએ તો હમણાં હમણાં જ એ વસ્તુઓનો કંઈક અંશે હાર્દિક સ્વીકાર કર્યો છે. લોકકેળવણીનું રહસ્ય હવે આપણે સમજતા થયા છીએ. સેવામય જીવન સ્વાભાવિક થવા લાગ્યું છે એટલે દૃઢતા-પૂર્વક આગળ પગ મૂકતાં આપણને મુશ્કેલી પડવાની નથી.

આજે યુદ્ધ નથી: પણ કાયમની શાંતિ પણ હજી સ્થપાઈ નથી. શિક્ષણ

હાથમાં ન જ હોવું જોઈએ — કેમ કે, એ થોડા લોકો જો પોતાનો ધર્મ ચૂકે, એમની દાનત બગડે અથવા તેઓ ગફલતમાં રહે તો સમાજવ્યવસ્થાનું દેવાળું નીકળે અને સર્વનાશ જ વહોરી લેવો પડે.

આત્યાર સુધીના ઈતિહાસ પરથી જણાય છે કે, મનુષ્યજાતિને સદી ગઈ છે એવી એક જ સનાતન સંસ્થા છે. તે છે કુટુંબવ્યવસ્થા. જેવી અર્થપદ્ધતિ તેવી જ સમાજરચના એ નિયમ સાચો છે. ધનપ્રાપ્તિનાં જેવાં સાધનો વાપરીએ, જેવી ઢબ અમલમાં મૂકીએ તે જ પ્રકારની જીવનવ્યવસ્થા થઈ જવાની! એ સિદ્ધાંત જાણ્યા પછી અર્થોત્પાદન પાછળ જીવનતંત્ર તાણવાને બદલે જેવું જીવનતંત્ર આપણને ઈષ્ટ હોય તેવી જ અર્થરચના ગોઠવીએ તો આપણે ઊગરી ગયા. આજે આપણે જીવનશાસ્ત્રનો સ્વસ્થપણે વિચાર જ કરી શકતા નથી; તેથી સમાજમાં જે કાંઈ પરિવર્તન થાય છે તે આંધળી રીતે અથવા એની મેળે થતું જાય છે. હવે પછીનું પરિવર્તન એની મેળે થવા દેવા કરતાં ચોક્કસ નકશો દોરીને જ તે દિશાએ આપણે વધવું જોઈએ. વ્યક્તિનું જીવન આવી રીતે ઈરાદાપૂર્વક ગોઠવવું પ્રમાણમાં સહેલું છે. પણ આખા સમાજને વિશિષ્ટ દિશામાં લઈ જવા માટે લોકોના વિચારો કેળવવા જોઈએ. અને લોક-કેળવણીમાં તો આજે જેટલી અનવસ્થા છે તેટલી કોઈ કાળે ન હતી.

આપણે જો અહિંસા, સ્વાશ્રય, ક્ષમા, નિખાલસપણું અને પરસ્પરવિશ્વાસ જેવી સનાતન વસ્તુને કેળવીશું તો સમાજ પોતાને માટે જોઈતી રચના એની મેળે શોધી લેશે.

## ખંડ ૨ : સમાજના પાયા

# સમાજજીવનનો પાયો

માણસ પોતાના વ્યક્તિગત સ્વાર્થનાં, અંગત કામનાનાં કામો પાછળ પોતાનું જીવન વેડફી ન નાખે એ સારું છે, પણ જે સમાજમાં એ રહે છે તે સમાજના હિતનાં કામો તો એણે ન જ છોડવાં જોઈએ, એ મતલબની શિખામણ ગીતામાં શરૂથી આખર સુધી છે. આજકાલ જ્યારે આપણે સમાજનું નામ લઈએ છીએ ત્યારે પોતાના ધંધાના લોકો, પોતાની ન્યાતના લોકો અથવા પોતાના દેશના લોકો જ ધ્યાનમાં આવે છે. બહુ વ્યાપક દૃષ્ટિએ વિચાર કરવાનો હોય છે ત્યારે આખી માનવજાતિનો જ એક સમાજ કલ્પાય છે. ગીતાનો સમાજ એવો સંકુચિત નથી. એમાં (૧) કીટપતંગાદિ સૂક્ષ્મ જંતુઓ, (૨) પશુપક્ષી આદિ આપણાં ભોળાં ભાંડુઓ, (૩) ભૂતપ્રેતાદિ દુર્દૈવી યોનિઓ, (૪) બુદ્ધિપુરઃસર કર્મ કરવાનાં અધિકારી એવાં

મહાભારતનો કાળ! ચારે વર્ણના રક્ષણની દીક્ષા લીધેલા ક્ષત્રિયો પોતાનું જ રક્ષણ કરતા અંદર અંદર કપાઈ મૂઆ અને રણનદીમાં વહેતાં શિરકમલોનું વર્ણન કરવાનું જ કવિઓને ભાગે આવ્યું. રંતિદેવ જેવા લોકપ્રિય રાજાઓ હજારો ગાયો મારી બ્રાહ્મણોને જમાડતા હતા. પાંડવો, કૌરવો અને યાદવો શરાબ પીને અંદર અંદર ગાળાગાળી કરતા અને સાંબ જેવા રાજપુત્રો સ્ત્રીવેષ કાઢી બ્રાહ્મણ ઋષિઓની મશ્કરી કરતા. ભારત કાળના સડાને અંતે સર્વનાશ થયો; અને એમાંથી કાળે કરીને જગદ્વ્યાપી પરિવર્તન થઈ બૌદ્ધ અને જૈન ધર્મોની સ્થાપના થઈ. પરિણામે આર્ય હિંદુ ધર્મે નવું રૂપ ધારણ કર્યું.

યુરોપના મહાવિગ્રહ સાથે હવે દુનિયામાં મોટું પરિવર્તન શરૂ થયું છે. સંભવ છે કે મહાયુદ્ધ પછી એક બીજું અતિયુદ્ધ કરીને જ માણસજાત ડાહી થવાની છે. અને આજે જે પરિવર્તન બેઠું છે તેની પૂરેપૂરી અસર ત્યાર પછી જ દેખાવાની છે.

મને લાગે છે કે આજના આ જગદ્વ્યાપી પરિવર્તનમાં મોટામાં મોટો ફેરફાર થવાનો છે તે ધર્મોની બાબતમાં. પ્રજાનું ધારણ થાય એટલા માટે ધર્મો સ્થપાયા પણ એ ધર્મોને નામે જ લોકો અંદર અંદર લડવા લાગ્યા છે. આ બધા જ ધર્મો હવે ક્રાન્તિની ભઠ્ઠીમાં જઈને પડવાના છે. એ ભઠ્ઠીમાં જેટલું સોનું હશે તેટલું ટકશે અને વધારે ઊજળું થઈને બહાર આવશે. પણ જૂનો આકાર તો નાશ પામવાનો જ! આજના બધા ધર્મો પોતાનું નામ અને રૂપ ફેરવીને નવા આકારમાં દુનિયા આગળ આવવાના છે. આજના ધર્મો જશે પણ ધાર્મિકતા રહેશે; — એટલું જ નહીં પણ તે વધારે જીવતી અને જાગતી થશે. ધર્મ સજીવન થશે અને એની સાથે દુનિયાનું રાજદ્વારી જીવન નવું રૂપ ધારણ કરશે. આજે તો માણસજાતનું તમામ જંગલીપણું એના રાજદ્વારી જીવનમાં પ્રગટ થાય છે.

લગભગ એટલું જ સડેલું ખાતું છે આપણું આર્થિક જીવન. એમાં પણ ભારે પરિવર્તન થવાનું છે. સંપત્તિની વહેંચણી માટે આજે લોકો લડે છે એ નવા યુગની નવી દૃષ્ટિએ નહીં; પણ જૂની જંગલી પ્રથાના અવશેષ તરીકે જ. સંપત્તિ પરત્વેની દૃષ્ટિ જ જ્યારે ફેરવાશે ત્યારે સમાજવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા માણસને છાજે એવી થશે.

સ્ત્રીપુરુષ વચ્ચેનું લૈંગિક આકર્ષણ પણ નવી રચના માગે છે. લગ્નસંસ્થા, સ્ત્રીપુરુષ વચ્ચેનો વિવેક વગેરેના નિયમો આપણે ગમે તેટલા ફેરવીએ તોયે આપણે હતા ત્યાં ને ત્યાં જ આવીને ઊભા રહેવાના. સ્ત્રીપુરુષ વચ્ચેના આકર્ષણનું શું કરવું? — એ કેવી રીતે કેળવવું? — અને એને છેવટે શું રૂપ આપવું? — એ નક્કી થશે ત્યારે જ માનવી જીવનમાં સ્વાસ્થ્ય આવવાનું છે.

આત્મરક્ષણનો સવાલ પણ એવું જ આમૂલાગ્ર પરિવર્તન માગે છે. ક્ષત્રિય જેવો વર્ણ, રાજપૂત જેવી જાતિ કિંવા ખડી ફોજના ટોળા દ્વારા રક્ષણ મેળવવાની પ્રથા આખર સુધી ન જ ટકી શકે. બહુજનસમાજના રક્ષણનું કામ થોડા લોકોના

સુધી લોકો પહોંચ્યા. અને એ કલ્પના અમલમાં મૂકવા માટે રશિયા જેવા મહાન રાષ્ટ્રે એક જબરદસ્ત પ્રયોગ આરંભ્યો છે.

એ બધા પ્રયોગોને દુનિયામાં સ્થાન છે. સમાજની રચના અમુક રીતે જ થાઓ અને અમુક રીતે ન થાઓ, એવું ફરમાન કોણ કાઢી શકે? પ્રજાને જે રુચ્યું તેનો અખતરો પ્રજા કરવાની જ. પણ અનુભવ એવો થતો જાય છે કે દરેક વ્યવસ્થામાં, દરેક નિયંત્રણમાં કંઈ ને કંઈ ખામી રહી જ જાય છે. એક ખામી ટાળવા જઈએ છીએ ત્યાં બીજી ખામી ઊભી થાય છે. જૂની ખામીથી અકળાયેલો લોકસમાજ એ ખામીઓ ટાળવા માટે નવી ખામીઓ રાજીખુશીથી વહોરી લે છે. નવી ખામીઓ ગમે તેવી ભૂંડી હોય, પણ એનો અનુભવ નથી એટલું તો એની તરફેણમાં જરૂર કહી શકાય.

ગમે તે વ્યવસ્થામાં જે ખામીઓ રહી જાય છે તે દૂર કરવા માટે વ્યવસ્થાથી પર એવો મનુષ્યની બુદ્ધિ અને મનુષ્યની લાગણીથી અમલમાં આવતો દરેક વ્યક્તિએ સ્વેચ્છાએ અખત્યાર કરવાનો ઈલાજ તે દાન છે. વ્યવસ્થા તો નિયમબદ્ધ હોઈ ઘણી વાર આંધળી હોય છે. એને અપવાદોનું પૂરતું ભાન નથી હોતું. વ્યવસ્થા અને કાયદાને વશ રહેતાં અમુક અન્યાયો રહી જ જાય છે એમ મનુષ્યહૃદય ઓળખે છે. માટે એ હૃદયને જ કેળવી એને જ એ જવાબદારી સોંપવામાં આવે છે કે સામાજિક હિતનો વિચાર કરી, બધાંના સુખનો, ઉત્કર્ષનો આદર્શ મનમાં રાખી જે કંઈ કરવું ઘટે છે, પોતાના હકમાંથી કાઢી આપવું ઘટે છે, તે સ્વેચ્છાએ, સ્વતંત્ર બુદ્ધિથી અમલમાં મૂકવું એ દાનધર્મ છે. સમાજનું સમાધાન, સંતોષ અને પ્રસન્નતા એના ઉપર જ નિર્ભર છે. એ દાન પ્રેમધર્મમાંથી નીતરે છે. કૌટુંબિક ભાવનામાંથી એની સ્ફુરણા છે. એની પાછળ ન્યાયના ખ્યાલ કરતાં સર્વોદયનો ખ્યાલ વધારે છે. એટલા માટે જ ગીતાએ ખાસ કહ્યું છે કે તિરસ્કાર કરીને એ ન અપાય; પોતાનો લાભ જોઈને ન અપાય; દાનમાં સાટું ન કરાય; પણ સામાજિક હિત ધ્યાનમાં લઈ દેશ કાલ પાત્ર તપાસી, પ્રત્યુપકારની આશા રાખ્યા વગર, જ્યાં એવો સંભવ પણ ન હોય એવે ઠેકાણે, કેવળ ધર્મબુદ્ધિથી, કર્તવ્યબુદ્ધિથી દાન આપવું જોઈએ.

આજકાલના જમાનામાં દરેક ક્રિયા પાછળ સામે લાભ જોયા વગર લોકોને સંતોષ થતો નથી. ધર્મના કામમાં પણ સાટું કરવાની વૃત્તિ હોય છે. હરિજનોને આટલું આપીએ તો એના બદલામાં આપણને શું મળશે એ સવાલ ચર્ચાયા વગર કોઈ પણ સૂચના વ્યવહારુ ગણાતી નથી. કેવળ ધર્મનું પાલન એ તો સાધુ-પુરુષોનો વિનોદ ગણાય છે, તેમનો વૈભવ ગણાય છે. આ રીતે સામાજિક જીવનનો સર્વોચ્ચ સદ્‌ગુણ જ માર્યો જાય છે. દાન વગર સમાજ નભી જ ન શકે. એ દાન પણ ઉપર બતાવેલી શુદ્ધ સામાજિક દાનવૃત્તિથી જ થવું જોઈએ.

૨૨–૧૦–'૩૩

મનુષ્યો, (૫) આપણી કૃતજ્ઞતાના અધિકારી આપણા પિતરો, અને (૬) આપણા સનાતન સહકારી દેવો એ બધાનો અંતર્ભાવ થાય છે. અને એ બધામાં વ્યાપી રહેલો, બધાને જાણનારો ને દોરનારો (૭) પરમ અધ્યક્ષ ઈશ્વર એ સમાજની ટોચે છે. આવા વિરાટ સમાજના એક અલ્પ પણ અવિભાજ્ય અંગ તરીકે આપણે માણસો છીએ. આપણે એ વ્યાપક સમાજ પ્રત્યેનું કર્તવ્ય ન જ છોડી શકીએ.

એ સામાજિક જીવનની આપણી ફરજ સ્વીકારી તે અદા કરવા માટે કેવા સદ્‌ગુણો આપણે કેળવવા જોઈએ એ દૈવી સંપત્તિનું વર્ણન કરતાં ભગવાને બતાવ્યું છે. એમાં માનવજાતિના સર્વોચ્ચ આદર્શનું ચિત્ર આવી જાય છે. આ જાતની ગુણસંપત્તિ અથવા સંસ્કૃતિ કેળવીને જે સામાજિક કામો કરવાનાં હોય છે તેને ગીતા કર્તવ્ય અથવા 'કાર્ય કર્મ' કહે છે. ગીતાએ એના ત્રણ વિભાગ કર્યા છે: યજ્ઞ, દાન અને તપ. ગીતાની પરિભાષામાં આ ત્રણનો અર્થ શો થાય છે એ આપણે ખૂબ બારીકાઈથી તપાસવું જોઈએ. એને જ છાંદોગ્ય ઉપનિષદમાં ધર્મની મોટી શાખાઓ તરીકે વર્ણવ્યાં છે. ત્યાં તપને ઠેકાણે અધ્યયન મૂક્યું છે, પણ અધ્યયન એ તપ જ છે એમ સ્પષ્ટ કર્યું છે.

યજ્ઞ, દાન અને તપ એ આપણા સામાજિક ધર્મો હોઈ દરેકનો અર્થ આપણે તપાસવો જોઈએ.

## ૧

પ્રથમ આપણે દાનનો વિચાર કરીએ. યાચકો બારણે માગવા આવે એટલે એને આપણે રાજીખુશીથી અથવા ત્રાસીને જે કંઈ આપીએ છીએ તેને દાન કહીએ છીએ. ગીતાને એ અર્થ પસંદ નથી. દાન એ કંઈ મરજીની અથવા ઉદારતાની વાત નથી. એ કર્તવ્ય કર્મ છે. દાન ન આપીએ તો પોતાની મહેનતનું ફળ ભોગવવાનો અધિકાર પણ ધર્મ આપણને નથી આપતો.

જે કંઈ મેળવો તે બધા સાથે ભાગ પડાવીને, વહેંચીને ભોગવો એ ધર્મની ખાસ આજ્ઞા છે. संविभागश्च सर्वशः એ ધાર્મિક જીવનનું અગત્યનું લક્ષણ છે. નાનોમોટો જે કંઈ પુરુષાર્થ આપણે કરીએ છીએ તેમાં આખી સૃષ્ટિનો ભાગ છે. બધાના પુરુષાર્થ વગર કશું ફળ પેદા થાય જ નહીં. મહેનતમાં જો શ્રમવિભાગ છે તો ફળમાં પણ સંવિભાગ હોવો જ જોઈએ, એ સામાજિક ન્યાય દુનિયામાં ભલે અમલમાં ન આવતો હોય છતાં એ સ્વીકારાયેલો તો છે જ. આ છેલ્લાં પચાસ વરસમાં આખી દુનિયા અને ખાસ કરીને પશ્ચિમની દુનિયા જો વિશેષ મથતી હોય તો તે સંવિભાગનું કંઈક શાસ્ત્ર પેદા કરવા માટે, સંપત્તિની વહેંચણી ન્યાયસર કરવા માટે. એમાંથી જ ભિન્ન ભિન્ન યોજનાવાળો, અનેક રૂપે પ્રગટ થયેલો સમાજસત્તાવાદ જાગ્યો છે.

એટલાથી જ્યારે સંતોષ ન થયો ત્યારે મહેનત કરનારા અને મહેનત ન કરનારા – સમાજસેવક અને સમાજદ્રોહી એવા ભેદોની કલ્પના કરી અંતે સામ્યવાદ

જક્કીપણાને ગીતાએ 'મૂઢગ્રાહ' કહ્યો છે. એમાં પોતાની પાર વિનાની હેરાનગત થાય છે, અને બીજાઓનો ઘાણ નીકળી જાય છે.

સામાજિક અન્યાયો દૂર કરવા, સામાજિક અગવડા કેમ મટે એની ચિંતા રાખી નવી વ્યવસ્થા દાખલ કરવી, પ્રજાની શક્તિ વધે એ જાતની શોધખોળ કરવી, સમાજહિતાર્થે કારખાનાં ચલાવવાં, સંસ્થાઓ ખોલવી, એ બધું તપ જ છે. જે સમાજમાં તપ ન રહ્યું તે સમાજ ઉપર કોઈ બહારથી આક્રમણ ન કરે તોયે પોતાની જડતાથી જ તે ગતપ્રાણ થવાનો. વગર સમજ્યે લાચારીથી કષ્ટ વેઠવાં એ કંઈ તપ નથી. આવાં કષ્ટો તો આપણા દેશના લોકો વેઠતા આવ્યા છે. એને ઠેકાણે જો સમજણપૂર્વક અને યોજનાપૂર્વક આપણે એવાં જ કષ્ટો વેઠતા થઈશું તો તેમાંથી પ્રજાનું કલ્યાણ થશે, સામાજિક શક્તિ વધશે, અને એ કષ્ટો તપની પદવીએ પહોંચશે. જે દેશમાં લોકો ઉત્સાહી, ઉદ્યોગી અને ટેકીલા હોય છે તે જ દેશ તપસ્વી કહેવાય. તપ પાછળ દરેક જાતની સમૃદ્ધિ, દરેક જાતનું સામર્થ્ય અને એ બેને પરિણામે થતો વિકાસ એ બધું આવવાનું જ. કોઈ પણ માણસથી તપ છોડાય જ નહીં. न त्याज्यं कार्यमेव तत् ।

૨૯–૧૦–'૩૩

### ૩

સામાજિક પુરુષાર્થ વધારવા માટે તપની જરૂર છે. એટલે કે સમાજની આદર્શ રચના નક્કી કરી, અને સામાજિક જીવનનો અંતિમ આદર્શ પૂરેપૂરો સમજી લઈ ત્યાં સુધી પહોંચવા માટે કઈ કઈ શક્તિઓ મેળવવી જોઈએ, કેવા કેવા પહાડો ઓળંગવા જોઈએ, એ બધાનો વિચાર કરવો એ પણ તપ છે. અને તે પ્રમાણે કષ્ટ વેઠી આવડત કેળવી આગળ વધવું એ પણ તપ છે. દરેક વ્યક્તિનું જીવન સમાજહિતમાં જ વપરાય અને વ્યક્તિને પોતાનો આનંદ એમાં જ મળે એ રીતે વૃત્તિઓ કેળવાય એનું નામ તે તપ. એ તપનો વિચાર આપણે દાનના વિચાર સાથે કર્યો. ખરું જોતાં પ્રથમ તપ આવે છે. તપને પરિણામે જે સાધનસંપત્તિ ભેગી થાય છે તે અસમાન થઈ શાપરૂપ ન નીવડે એટલા માટે દાન દ્વારા એને સરખી કરવાપણું હોય છે. તપ એ શક્તિની ઉત્પત્તિ છે. દાન એ સંપત્તિની અસમાન વહેંચણી સુધારવા માટેનો ઉપાય છે.

પણ સંપત્તિ—સાધનસંપત્તિ—અંતે તો ઉપભોગ માટે છે. ઉપભોગથી સાધનો અને સામર્થ્યો બંનેનો હંમેશ નાશ જ થાય છે. એ નુકસાન ભરી કાઢી સમાજની સ્થિતિ પહેલાંની પેઠે સમર્થ બનાવવી એ હેતુથી જે કંઈ પ્રવૃત્તિ કરાય છે તે યજ્ઞ કહેવાય. તપમાં વ્યક્તિગત સ્વાર્થને અવકાશ રહે છે. તપ કોઈ કોઈ વાર સમાજદ્રોહી વૃત્તિથી પણ આદરાય છે. દાનમાં સ્વાર્થ, એકાંગીપણું, દંભ, પાખંડ એ બધું આવી શકે છે. પરોપકાર મારફતે પોતાનો વ્યાપક સ્વાર્થ સાધવાનો ઉત્કૃષ્ટ પંથ તે યજ્ઞ છે. કુદરત પાસેથી કે સમાજ પાસેથી જેટલું મેળવ્યું અને ભોગવ્યું તેનું વળતર સમાજને અને સૃષ્ટિને પાછું આપવા માટે નિષ્કામ બુદ્ધિથી આવશ્યક

## ૨

યજ્ઞ, દાન અને તપ એ ત્રણ મહાન સામાજિક કર્તવ્યમાંથી દાનનો આપણે વિચાર કર્યો. ગમે તેટલો પ્રયત્ન કરીએ તોયે સમાજમાં સંપત્તિની અમુક અસમાનતા રહેવાની જ, જે નિયમથી કે વ્યવસ્થાથી દૂર કરવી પણ મુશ્કેલ છે, અને સાંખી લેવી પણ ન પોસાય. એવી અસમાનતા દૂર કરવા માટે ધનવાન વ્યક્તિએ જાતે જ સ્વેચ્છાએ પ્રયત્ન કરવો જોઈએ. જેની પાસે છે એણે, જેની પાસે નથી એવાને સ્વેચ્છાએ આપવું જોઈએ, અને એ રીતે અન્યાય અને ભેદ બને તેટલા મટાડવા જોઈએ, આનું નામ તે દાન એ આપણે જોયું. હવે તપનો વિચાર કરીએ.

વ્યક્તિની તેમ જ સમાજની દરેક જાતની શક્તિ પેદા કરવા કે વધારવા માટે જે કંઈ શારીરિક અને બીજાં કષ્ટ વેઠીએ છીએ તે તપ છે. તપ સર્જનાત્મક છે. પરમાત્માના તપમાંથી જ આ સૃષ્ટિનો પ્રસવ છે. સમાજમાં જે કંઈ નવાં તત્ત્વો દાખલ થયાં, વિચારનું મંથન થયું, શક્તિનું ચયન થયું તે બધું તપનું જ ફળ છે. જે કંઈ અઘરું હોય, અશક્ય જેવું લાગતું હોય તે તપથી જરૂર પ્રાપ્ત થવાનું. તપ આગળ કશી મુશ્કેલી ટકી શકતી નથી. જે કંઈ મોટાં મોટાં પરાક્રમો થાય છે, શોધો કરાય છે, નવી નવી યોજનાઓ અમલમાં મુકાય છે, પુરુષાર્થો પ્રગટ થાય છે તે બધા તપના જ ભિન્ન ભિન્ન પ્રકારો છે. જ્ઞાનની વૃદ્ધિ થઈ તે તપથી જ. હિમાલયમાંથી બંગાળના ઉપસાગર સુધી ભગીરથે ગંગા આણી તે ત્રણ પેઢીના તપથી જ. દેવો તપ કરે છે, દાનવો તપ કરે છે, માણસો તપ કરે છે, અને રાક્ષસો પણ તપ કરે છે. તપ વગર સામર્થ્ય નથી. ચુપચાપ વરસો સુધી તડકામાં બેસવું એ પણ એક તપ છે, પણ એ અર્થ વગરનું હોઈ શકે છે. યુરોપના મોટા મોટા મુસાફરો આફ્રિકાનાં રણોમાં અને જંગલોમાં શોધખોળ કરવાને રખડી આવ્યા, એ પણ તપ છે. એમાંથી ભારે શક્તિ પેદા થઈ. એ શક્તિનો બેલ્જિયમ જેવા દેશોએ દુરુપયોગ કરી આફ્રિકામાં એવો તો કેર વર્તાવ્યો કે યુરોપની સ્વાર્થી પ્રજાની પણ ધર્મબુદ્ધિ ત્રાસી ઊઠી.

ગીતામાં કહ્યું છે તેમ તપ તામસી પણ હોય છે, રાજસી પણ હોય છે, અને સાત્ત્વિક પણ હોય છે. વગર કારણે આખો જન્મારો જમણો હાથ માથા પર રાખીને સૂકવી નાખવો, અને સૂર્યનારાયણને એ અર્પણ કર્યો છે એમ માનવું એ તામસી તપ છે. કોંગોની ગરીબ પ્રજાને અમાનુષી રીતે રંજાડી દુનિયાને રબર પૂરું પાડવું એ ભયાનક રાજસી તપ છે. પ્રજાહિતનાં અનેક કામો દરેક જાતનું કષ્ટ વેઠીને પાર પાડવાં એ ઉત્તમ અને સાત્ત્વિક તપ છે.

સમાજમાં કોઈ ભ્રામક કલ્પનાને વશ થઈ, વહેમોના દાસ થઈ નકામી અગવડો વેઠ્યા જ કરવી એ તામસી તપ છે. આવા તપને ધર્મનું વિધાન સમજી વળગી રહેવું, અને કોઈ ધર્મપરાયણ ધર્મજ્ઞ વ્યક્તિ તે છોડી દેવાનું સૂચવે ત્યારે ધર્મની મર્યાદા તૂટી જવાની બીક રાખવી એ તામસી જડતા છે. આવા

જક્કીપણાને ગીતાએ 'મૂઢગ્રાહ' કહ્યો છે. એમાં પોતાની પાર વિનાની હેરાનગત થાય છે, અને બીજાઓનો ઘાણ નીકળી જાય છે.

સામાજિક અન્યાયો દૂર કરવા, સામાજિક અગવડા કેમ મટે એની ચિંતા રાખી નવી વ્યવસ્થા દાખલ કરવી, પ્રજાની શક્તિ વધે એ જાતની શોધખોળ કરવી, સમાજહિતાર્થે કારખાનાં ચલાવવાં, સંસ્થાઓ ખોલવી, એ બધું તપ જ છે. જે સમાજમાં તપ ન રહ્યું તે સમાજ ઉપર કોઈ બહારથી આક્રમણ ન કરે તોયે પોતાની જડતાથી જ તે ગતપ્રાણ થવાનો. વગર સમજ્યે લાચારીથી કષ્ટ વેઠવાં એ કંઈ તપ નથી. આવાં કષ્ટો તો આપણા દેશના લોકો વેઠતા આવ્યા છે. એને ઠેકાણે જો સમજણપૂર્વક અને યોજનાપૂર્વક આપણે એવાં જ કષ્ટો વેઠતા થઈશું તો તેમાંથી પ્રજાનું કલ્યાણ થશે, સામાજિક શક્તિ વધશે, અને એ કષ્ટો તપની પદવીએ પહોંચશે. જે દેશમાં લોકો ઉત્સાહી, ઉદ્યોગી અને ટેકીલા હોય છે તે જ દેશ તપસ્વી કહેવાય. તપ પાછળ દરેક જાતની સમૃદ્ધિ, દરેક જાતનું સામર્થ્ય અને એ બેને પરિણામે થતો વિકાસ એ બધું આવવાનું જ. કોઈ પણ માણસથી તપ છોડાય જ નહીં. न त्याज्यं कार्यमेव तत् ।

૨૯-૧૦-'૩૩

૩

સામાજિક પુરુષાર્થ વધારવા માટે તપની જરૂર છે. એટલે કે સમાજની આદર્શ રચના નક્કી કરી, અને સામાજિક જીવનનો અંતિમ આદર્શ પૂરેપૂરો સમજી લઈ ત્યાં સુધી પહોંચવા માટે કઈ કઈ શક્તિઓ મેળવવી જોઈએ, કેવા કેવા પહાડો ઓળંગવા જોઈએ, એ બધાનો વિચાર કરવો એ પણ તપ છે. અને તે પ્રમાણે કષ્ટ વેઠી આવડત કેળવી આગળ વધવું એ પણ તપ છે. દરેક વ્યક્તિનું જીવન સમાજહિતમાં જ વપરાય અને વ્યક્તિને પોતાનો આનંદ એમાં જ મળે એ રીતે વૃત્તિઓ કેળવાય એનું નામ તે તપ. એ તપનો વિચાર આપણે દાનના વિચાર સાથે કર્યો. ખરું જોતાં પ્રથમ તપ આવે છે. તપને પરિણામે જે સાધનસંપત્તિ ભેગી થાય છે તે અસમાન થઈ શાપરૂપ ન નીવડે એટલા માટે દાન દ્વારા એને સરખી કરવાપણું હોય છે. તપ એ શક્તિની ઉત્પત્તિ છે. દાન એ સંપત્તિની અસમાન વહેંચણી સુધારવા માટેનો ઉપાય છે.

પણ સંપત્તિ – સાધનસંપત્તિ – અંતે તો ઉપભોગ માટે છે. ઉપભોગથી સાધનો અને સામર્થ્યો બંનેનો હંમેશ નાશ જ થાય છે. એ નુકસાન ભરી કાઢી સમાજની સ્થિતિ પહેલાંની પેઠે સમર્થ બનાવવી એ હેતુથી જે કંઈ પ્રવૃત્તિ કરાય છે તે યજ્ઞ કહેવાય. તપમાં વ્યક્તિગત સ્વાર્થને અવકાશ રહે છે. તપ કોઈ કોઈ વાર સમાજદ્રોહી વૃત્તિથી પણ આદરાય છે. દાનમાં સ્વાર્થ, એકાંગીપણું, દંભ, પાખંડ એ બધું આવી શકે છે. પરોપકાર મારફતે પોતાનો વ્યાપક સ્વાર્થ સાધવાનો ઉત્કૃષ્ટ પંથ તે યજ્ઞ છે. કુદરત પાસેથી કે સમાજ પાસેથી જેટલું મેળવ્યું અને ભોગવ્યું તેનું વળતર સમાજને અને સૃષ્ટિને પાછું આપવા માટે નિષ્કામ બુદ્ધિથી આવશ્યક

એવાં કર્મો કરવાં એ યજ્ઞ છે. યજ્ઞ છે માટે જ સમાજ અને જગત ટકી રહ્યાં છે. યજ્ઞ એ સામાજિક ધર્મનો ઉત્કર્ષ છે. 'જીવનચક્ર' એ લેખમાં યજ્ઞનું સ્વરૂપ મેં વિસ્તારથી સમજાવ્યું છે એટલે આહીં એની પુનરુક્તિ કરવાની જરૂર નથી.

તપ, દાન અને યજ્ઞ, યજ્ઞ, દાન અને તપ એ મહાન સામાજિક કર્તવ્યો જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી મનુષ્યસંસ્કૃતિ આગળ વધે છે, ને સર્વત્ર સુખશાંતિ અને સમૃદ્ધિ ફેલાય છે. આ ત્રણે પ્રવૃત્તિઓ સર્વભૂતોના હિતની દૃષ્ટિએ કરવામાં આવે તો સમાજ સુખી થશે અને તેમ કરનાર વ્યક્તિનો ઉદ્ધાર થશે. આ ત્રણ કર્તવ્યો કોઈ પણ નિમિત્તે છોડાય જ નહીં, એમ ભગવાને સ્વમુખે ગીતામાં કહ્યું છે.

૨૪-૧૨-'૩૩

# આપણી સમાજવ્યવસ્થા

## ૧

હિંદુ સામાજિક જીવનનો ખૂબ ઊંડાણપૂર્વક અભ્યાસ થવો જોઈએ. સત્ય, અહિંસા આદિ યમો અને શૌચ, સ્વાધ્યાય, સંતોષ ઈત્યાદિ નિયમોનું જેમણે ઓછું-વત્તું પાલન કર્યું છે, જેઓ તપ અને યોગથી સંપન્ન હતા એવા લોકોએ આપણી સમાજરચના સૂચવી છે અને અનેક ઠેકાણે એના અનેક અખતરાઓ આપણા લોકોએ કર્યા છે. આપણા આજના સમાજશાસ્ત્રીઓએ એ જૂના અખતરાઓનાં વર્ણનો ભેગાં કરી એનો અભ્યાસ કરવો ઘટે છે. આજના સવાલોનો ઉકેલ જૂના વખતના સમાજધુરીણોએ કઈ રીતે આણ્યો હતો, એનાં પરિણામ કેવાં નીપજ્યાં, એમાંનું શું શું રાખવા લાયક છે, શું શું ફેરવવા જેવું છે, એવા ફેરફારો આપણા પૂર્વજોએ કઈ પદ્ધતિથી કર્યા અને એની પાછળ કેવી દૃષ્ટિ હતી એ બધું આજની દૃષ્ટિએ આપણે જોવું જોઈએ. આપણા પૂર્વજો ડાહ્યા હતા, સર્વજ્ઞ હતા માટે આપણે ડહાપણ વાપરવાની જરૂર નથી, આપણે અલ્પજ્ઞ કે અજ્ઞ રહીએ તો પોસાય એમ છે એમ માનીને આપણે આપણા પૂર્વજોનું અને સમાજપ્રભુ ઈશ્વરનું અપમાન નહીં કરીએ. ઘોડાના વંશજો જેમ ઘોડા જ હોય, ખચ્ચર કે ગધેડા ન હોય તેમ ઋષિમુનિઓના વંશજો આપણે પણ એમના જેટલી જ સંસ્કારિતા, જવાબદારી અને હિંમત રાખવી જોઈએ.

આપણે આપણા ઋષિમુનિઓને ત્રિકાળદર્શી અથવા ત્રિકાળજ્ઞ કહીએ છીએ. ત્રિકાળજ્ઞ એટલે ભૂતકાળનાં અનંત વર્ષોમાં દરેક ઠેકાણે શું શું બીના બની, ભવિષ્યમાં દરેક માણસ કેમ વર્તવાનો છે અને શું શું થવાનું છે અને આજે આખા વિશ્વમાં અને દરેકના હૃદયમાં શું શું ચાલી રહ્યું છે એ જાણવાની શક્તિ એવો અર્થ આપણે નહીં કરીએ. એવો જ અર્થ કરી બેસનાર લોકોને ઈસ્લામના પયગંબરે કહ્યું હતું કે હવે પછી શું થવાનું છે એનું જ્ઞાન અલ્લાએ પોતાના નબી કે

ફિરસ્તાઓને પણ આપ્યું નથી. એ એકલો ખુદા જ જાણે છે. ગીતામાં ભગવાને પણ અર્જુનને મિષે માણસમાત્રને કહ્યું છે કે પૂર્વજન્મો અને હવે પછી થનારા જન્મની વિગત ભગવાન પોતે જ જાણે છે, માણસ નથી જાણતો.

ત્યારે ત્રિકાળજ્ઞનો અર્થ શો? અર્થ એટલો જ કે જેમ વિજ્ઞાનશાસ્ત્રી પ્રકૃતિના નિયમો જાણી આ વિશ્વચક્ર કેમ ચાલે છે એ સમજી લે છે અને શાસ્ત્રને બળે ઘટનાઓનું સ્વરૂપ ઓળખે છે તે જ પ્રમાણે નિર્મળ હૃદયવાળો અને દીર્ઘદર્શી શાસ્ત્રજ્ઞ વ્યાપક સમાજશાસ્ત્ર જાણતો હોવાથી ભૂતકાળની પરિસ્થિતિ જાણી લઈ વર્તમાનનાં બળો ઓળખી અજમાવી ભવિષ્યકાળ કેવું વલણ લેશે એની અટકળ કરી શકે છે. અને જે સત્ય, અહિંસા, શૌચ, સંતોષ આદિ ગુણો કેળવી નિઃસ્પૃહ અને તટસ્થ થયો છે તે બધાના હિતનો વિચાર કરી જૂનું સચવાય, આજનું સધાય અને ભવિષ્યનું કલ્યાણને માર્ગે ખીલવાય એ રીતે વ્યવસ્થા કરી આપે છે. રાષ્ટ્ર-પુરુષ જેમ દેશનું વહાણ હંકારે છે તેમ જ સમાજશાસ્ત્રી ધર્મકાર ત્રણે પેઢીનો ખ્યાલ રાખી સમાજને કર્તવ્યધર્મની દિશા બતાવે છે.

એવા ધર્મકારોનાં તે તે વખતનાં વચનો એ જ શાસ્ત્ર છે. શાસન કરે તે શાસ્ત્ર. જે કાયદો આજે ચાલે છે તે જ કાયદાનો અધિકાર ચાલે છે. જૂના થયેલા કાયદાઓ અભ્યાસ માટે કામના છે. જૂના અનુભવ હમેશ કીમતી હોય છે. આજે ઉતાવળે ભૂલ કરતા હોઈએ તો જૂના કાયદાઓ વડીલોની પેઠે આપણને શિખામણ આપે છે પણ નિર્ણય કરવાની સત્તા એમની નહીં. રોમન લૉ, જર્મન લૉ, ડચ લૉ ઈત્યાદિ અનેક કાયદાઓ આપણે જ્ઞાન ખાતર, કેળવણી ખાતર અભ્યાસીએ છીએ તે એમની પાસેથી ડહાપણ લેવા માટે જ. નહીં કે એમનાં વચન પ્રમાણ ગણવા માટે.

શાસ્ત્રોનું પણ એમ જ છે. અનેક ધર્મસૂત્રો થઈ ગયાં. અનેક સ્મૃતિઓ થઈ. એ બધા ગ્રંથો આપણે માટે આદરની વસ્તુ છે. આપણા સમાજની અનુભવમૂડી એમાં સમાયેલી છે. પણ આજના ધર્મનિષ્ઠ સમાજપુરુષો જ સમાજનું નિયમન કરી શકે છે. તે અધિકાર જૂના ગ્રંથોને નથી. જૂના ગ્રંથો આપણા ધર્મધુરીણોના સલાહકારનું કામ ભલે કરે. તેઓ આપણા શાસક નથી થઈ શકતા. ટૂંકામાં એ ધર્મગ્રંથોનું કામ કેળવણીકારનું છે, શાસનકર્તાનું નથી.

હવે આપણે એક વાર સ્પષ્ટ સમજવું જોઈએ કે પ્રાચીન કાળથી ધર્મતંત્રે રાજ્યતંત્રનું અનુકરણ કરી ધર્મનું આખું વાતાવરણ કલુષિત કરી મૂક્યું છે. પોપ, ખલીફા કે શંકરાચાર્ય ગાદી કરી બેસે અને લોકોનાં બાહ્ય જીવન ઉપર હકૂમત ચલાવે ત્યારે ધર્મ તો અપમાનિત જ થાય છે. સંતોએ એ માર્ગ નથી પસંદ કર્યો.

એવાં કર્મો કરવાં એ યજ્ઞ છે. યજ્ઞ છે માટે જ સમાજ અને જગત ટકી રહ્યાં છે. યજ્ઞ એ સામાજિક ધર્મનો ઉત્કર્ષ છે. 'જીવનચક્ર' એ લેખમાં યજ્ઞનું સ્વરૂપ મેં વિસ્તારથી સમજાવ્યું છે એટલે અહીં એની પુનરુક્તિ કરવાની જરૂર નથી.

તપ, દાન અને યજ્ઞ, યજ્ઞ, દાન અને તપ એ મહાન સામાજિક કર્તવ્યો જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી મનુષ્યસંસ્કૃતિ આગળ વધે છે, ને સર્વત્ર સુખશાંતિ અને સમૃદ્ધિ ફેલાય છે. આ ત્રણે પ્રવૃત્તિઓ સર્વભૂતોના હિતની દૃષ્ટિએ કરવામાં આવે તો સમાજ સુખી થશે અને તેમ કરનાર વ્યક્તિનો ઉદ્ધાર થશે. આ ત્રણ કર્તવ્યો કોઈ પણ નિમિત્તે છોડાય જ નહીં, એમ ભગવાને સ્વમુખે ગીતામાં કહ્યું છે.

૨૪–૧૨–'૩૩

# આપણી સમાજવ્યવસ્થા

## ૧

હિંદુ સામાજિક જીવનનો ખૂબ ઊંડાણપૂર્વક અભ્યાસ થવો જોઈએ. સત્ય, અહિંસા આદિ યમો અને શૌચ, સ્વાધ્યાય, સંતોષ ઈત્યાદિ નિયમોનું જેમણે ઓછું-વત્તું પાલન કર્યું છે, જેઓ તપ અને યોગથી સંપન્ન હતા એવા લોકોએ આપણી સમાજરચના સૂચવી છે અને અનેક ઠેકાણે એના અનેક અખતરાઓ આપણા લોકોએ કર્યા છે. આપણા આજના સમાજશાસ્ત્રીઓએ એ જૂના અખતરાઓનાં વર્ણનો ભેગાં કરી એનો અભ્યાસ કરવો ઘટે છે. આજના સવાલોનો ઉકેલ જૂના વખતના સમાજધુરીણોએ કઈ રીતે આણ્યો હતો, એનાં પરિણામ કેવાં નીપજ્યાં, એમાંનું શું શું રાખવા લાયક છે, શું શું ફેરવવા જેવું છે, એવા ફેરફારો આપણા પૂર્વજોએ કઈ પદ્ધતિથી કર્યા અને એની પાછળ કેવી દૃષ્ટિ હતી એ બધું આજની દૃષ્ટિએ આપણે જોવું જોઈએ. આપણા પૂર્વજો ડાહ્યા હતા, સર્વજ્ઞ હતા માટે આપણે ડહાપણ વાપરવાની જરૂર નથી, આપણે અલ્પજ્ઞ કે અજ્ઞ રહીએ તો પોસાય એમ છે એમ માનીને આપણે આપણા પૂર્વજોનું અને સમાજપ્રભુ ઈશ્વરનું અપમાન નહીં કરીએ. ઘોડાના વંશજો જેમ ઘોડા જ હોય, ખચ્ચર કે ગધેડા ન હોય તેમ ઋષિમુનિઓના વંશજો આપણે પણ એમના જેટલી જ સંસ્કારિતા, જવાબદારી અને હિંમત રાખવી જોઈએ.

આપણે આપણા ઋષિમુનિઓને ત્રિકાળદર્શી અથવા ત્રિકાળજ્ઞ કહીએ છીએ. ત્રિકાળજ્ઞ એટલે ભૂતકાળનાં અનંત વર્ષોમાં દરેક ઠેકાણે શું શું બીના બની, ભવિષ્યમાં દરેક માણસ કેમ વર્તવાનો છે અને શું શું થવાનું છે અને આજે આખા વિશ્વમાં અને દરેકના હૃદયમાં શું શું ચાલી રહ્યું છે એ જાણવાની શક્તિ એવો અર્થ આપણે નહીં કરીએ. એવો જ અર્થ કરી બેસનાર લોકોને ઈસ્લામના પયગંબરે કહ્યું હતું કે હવે પછી શું થવાનું છે એનું જ્ઞાન અલ્લાએ પોતાના નબી કે

ફિરસ્તાઓને પણ આપ્યું નથી. એ એકલો ખુદા જ જાણે છે. ગીતામાં ભગવાને પણ અર્જુનને મિષે માણસમાત્રને કહ્યું છે કે પૂર્વજન્મો અને હવે પછી થનારા જન્મની વિગત ભગવાન પોતે જ જાણે છે, માણસ નથી જાણતો.

ત્યારે ત્રિકાળજ્ઞનો અર્થ શો? અર્થ એટલો જ કે જેમ વિજ્ઞાનશાસ્ત્રી પ્રકૃતિના નિયમો જાણી આ વિશ્વચક્ર કેમ ચાલે છે એ સમજી લે છે અને શાસ્ત્રને બળે ઘટનાઓનું સ્વરૂપ ઓળખે છે તે જ પ્રમાણે નિર્મળ હૃદયવાળો અને દીર્ઘદર્શી શાસ્ત્રજ્ઞ વ્યાપક સમાજશાસ્ત્ર જાણતો હોવાથી ભૂતકાળની પરિસ્થિતિ જાણી લઈ વર્તમાનનાં બળો ઓળખી અજમાવી ભવિષ્યકાળ કેવું વલણ લેશે એની અટકળ કરી શકે છે. અને જે સત્ય, અહિંસા, શૌચ, સંતોષ આદિ ગુણો કેળવી નિઃસ્પૃહ અને તટસ્થ થયો છે તે બધાના હિતનો વિચાર કરી જૂનું સચવાય, આજનું સધાય અને ભવિષ્યનું કલ્યાણને માર્ગે ખીલવાય એ રીતે વ્યવસ્થા કરી આપે છે. રાષ્ટ્ર-પુરુષ જેમ દેશનું વહાણ હંકારે છે તેમ જ સમાજશાસ્ત્રી ધર્મકાર ત્રણે પેઢીનો ખ્યાલ રાખી સમાજને કર્તવ્યધર્મની દિશા બતાવે છે.

એવા ધર્મકારોનાં તે તે વખતનાં વચનો એ જ શાસ્ત્ર છે. શાસન કરે તે શાસ્ત્ર. જે કાયદો આજે ચાલે છે તે જ કાયદાનો અધિકાર ચાલે છે. જૂના થયેલા કાયદાઓ અભ્યાસ માટે કામના છે. જૂના અનુભવ હમેશ કીમતી હોય છે. આજે ઉતાવળે ભૂલ કરતા હોઈએ તો જૂના કાયદાઓ વડીલોની પેઠે આપણને શિખામણ આપે છે પણ નિર્ણય કરવાની સત્તા એમની નહીં. રોમન લૉ, જર્મન લૉ, ડચ લૉ ઈત્યાદિ અનેક કાયદાઓ આપણે જ્ઞાન ખાતર, કેળવણી ખાતર અભ્યાસીએ છીએ તે એમની પાસેથી ડહાપણ લેવા માટે જ. નહીં કે એમનાં વચન પ્રમાણ ગણવા માટે.

શાસ્ત્રોનું પણ એમ જ છે. અનેક ધર્મસૂત્રો થઈ ગયાં. અનેક સ્મૃતિઓ થઈ. એ બધા ગ્રંથો આપણે માટે આદરની વસ્તુ છે. આપણા સમાજની અનુભવમૂડી એમાં સમાયેલી છે. પણ આજના ધર્મનિષ્ઠ સમાજપુરુષો જ સમાજનું નિયમન કરી શકે છે. તે અધિકાર જૂના ગ્રંથોને નથી. જૂના ગ્રંથો આપણા ધર્મધુરીણોના સલાહકારનું કામ ભલે કરે. તેઓ આપણા શાસક નથી થઈ શકતા. ટૂંકામાં એ ધર્મગ્રંથોનું કામ કેળવણીકારનું છે, શાસનકર્તાનું નથી.

હવે આપણે એક વાર સ્પષ્ટ સમજવું જોઈએ કે પ્રાચીન કાળથી ધર્મતંત્રે રાજ્યતંત્રનું અનુકરણ કરી ધર્મનું આખું વાતાવરણ કલુષિત કરી મૂક્યું છે. પોપ, ખલીફા કે શંકરાચાર્ય ગાદી કરી બેસે અને લોકોનાં બાહ્ય જીવન ઉપર હકૂમત ચલાવે ત્યારે ધર્મ તો અપમાનિત જ થાય છે. સંતોએ એ માર્ગ નથી પસંદ કર્યો. તેમણે બાહ્યતંત્ર વિશે ઉપેક્ષા રાખી કેવળ હૃદયતંત્ર ઉપર અસર કરવાનું જ પસંદ કર્યું.

ધર્મની પ્રેરણા તો હૃદયસ્થ ભગવાન જ આપે છે. આખા વિશ્વનું હિત જોનાર નિઃસ્પૃહ, તટસ્થ, નિષ્પક્ષપાતી, પુણ્યપુરુષો જ એ પ્રેરણા ઝીલી શકે છે.

પણ માણસ અંતે માણસ રહ્યો. આકાશનું શુદ્ધ પાણી જમીન પર પડતાં જેમ એમાં જમીનનો ગુણ આવી જાય છે તેમ ઈશ્વરી પ્રેરણા મનુષ્યહૃદયે ઝીલતાંવેંત એમાં માણસની અપૂર્ણતા પેસી જાય છે. કોઈ ધર્મ આને અપવાદ નથી તો હિંદુ ધર્મ જ શી રીતે અપવાદ હોય!

આપણા ધર્મમાં સ્પષ્ટ કહ્યું છે કે ધર્મશાસ્ત્ર તો મહર્ષિઓનાં અંતઃકરણમાં સંભૂત થાય છે. મહર્ષિઓ પોતાના જમાનાના સર્વોત્તમ પુરુષો હોય છે. પણ તેથી કંઈ તેઓ જમાનાની અપૂર્ણતાથી પૂર્ણપણે પર નથી હોઈ શકતા. મહાભારતકાલીન તમામ ધર્મજ્ઞાન બ્રહ્મચારી, ધર્મનિષ્ઠ ભીષ્માચાર્યમાં સમાયેલું હતું. છતાં તેઓ કૌરવ-પાંડવો વચ્ચે તટસ્થ ન્યાય તોળી ન શક્યા. દ્રૌપદીવસ્ત્રહરણ વખતે અકળાયેલી દ્રૌપદીએ જ્યારે એમની પાસેથી ધર્મની મદદ માગી ત્યારે તેઓ પોતાનું ધર્મતેજ પ્રગટ કરી દ્રૌપદીની વહારે ન જઈ શક્યા. આવી મોટી રાજદ્વારી વસ્તુઓ જવા દઈએ. માણસે માંસાહારનો ત્યાગ કરવો જોઈએ કે નહીં એના જેવા ભૂતદયાના સાદા સવાલનો જવાબ પણ મહાભારતના ભીષ્માચાર્ય સ્વચ્છ રીતે આપી ન શક્યા.

હિંદુ ધર્મના મૂળ સિદ્ધાંતો અત્યંત ન્યાયશુદ્ધ અને સર્વહિતકારી છે. પણ એનો અમલ કરતી વખતે તે તે જમાનાની અપૂર્ણતા એમાં આવી ગઈ છે. અને હિંદુ ધર્મી ઋષિમુનિઓને અને સાધુસંતોને એમાંથી જેમતેમ રસ્તો કાઢવો પડયો છે. અમેરિકાના રાષ્ટ્રપતિ અબ્રાહામ લિંકન ગુલામીની પ્રથા સામે અમેરિકાનાં દક્ષિણી સંસ્થાનો જોડે લડયા ત્યારે પણ એમની ભૂમિકા દાસ્યવિમોચનની ન હતી પણ અમેરિકાનું બંધારણ ટકાવવાની હતી. ભલભલા વીરો પણ સમાજનું જૂનું ચોકઠું સાચવીને જ સુધારાઓ કરવા મથે છે. આજે પણ ગાંધીજી અસ્પૃશ્યતા સાથે લડતી વખતે આજે આપણા હૃદયમાં જે ધર્મ સ્ફુરે છે તે પ્રમાણે ચાલવું છે એમ એક જ શબ્દમાં કહી પતાવવાને બદલે હું શાસ્ત્રોમાં માનું છું, સમાજમાં આજે ચાલતી અસ્પૃશ્યતાનો બચાવ એ શાસ્ત્રોમાં નથી એવી દલીલ કરી શાસ્ત્રાર્થમાં ઊતરે છે અને જૂનાં શાસ્ત્રોનો સમાજ પરનો ખસી ગયેલો અધિકાર પાછો જમાવવામાં કારણીભૂત થાય છે.

હિંદુ ધર્મનો સ્પષ્ટ સિદ્ધાંત છે કે આ દુનિયામાં બધે સમાનતા જ હોવી જોઈએ. ઉચ્ચનીચ ભાવ એ પાપનું કારણ છે. ઉપનિષદોમાં એટલે સુધી કહ્યું છે કે આખું વિશ્વ એક નાનકડો સરખો માળો છે. આપણે બધા પરમ અમૃત તત્ત્વના પુત્રો છીએ. વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરું અને કૂતરાને રાંધીને ખાનાર વાઘરી બધા પ્રત્યે માણસે સમાન ભાવ રાખવાનો છે. પરબ્રહ્મ જેમ નિર્દોષ છે તેમ સમ છે, જેનામાં સમબુદ્ધિ છે એ જ તરી ગયો. ઋષિ અને વ્યાધ સ્વધર્મનું પાલન કરતાં સમાન કોટિના છે, ઈત્યાદિ અનેક વચનોમાં ધર્મ-સિદ્ધાંત પ્રગટ થયો છે. પણ ભિન્ન ભિન્ન જાતિઓને ચાર વર્ણની અંદર લાવતાં માણસ જાતિનું અને કુળનું અભિમાન છોડી ન શક્યો. પરિણામે જે ધર્મના પાયામાં સમાનતાનો સિદ્ધાંત દૃઢપણે છે તે જ ધર્મની આશ્રમવ્યવસ્થામાં ઉચ્ચનીચ

ભાવ સજ્જડપણે પેસી ગયો. પછીના કેટલાક ધર્મકારોએ પોતાની શક્તિ પ્રમાણે એ ઉચ્ચનીચ ભાવની કટુતા ઓછી કરવાનો સહેજસાજ પ્રયત્ન કર્યો. સાધુસંતોએ તો એમની સાત્ત્વિક વાણીથી અભિમાન અને ઉચ્ચનીચ ભાવને અખંડ વખોડી કાઢ્યાં છે. પણ અભિમાની સમાજે સંતોને નમસ્કાર કરી, એમને સિંદૂર લગાડી ઊંચે મૂકી દીધા અને ધર્મને નામે અભિમાનનું પોષણ કર્યું. આવી રીતે હિંદુ સમાજવ્યવસ્થાએ હિંદુ ધર્મસિદ્ધાંતોનો દ્રોહ કર્યો અને સમાજને નબળો, શિથિલ અને સાંકડી દૃષ્ટિવાળો બનાવ્યો.

માટે આપણે આપણા ધર્મગ્રંથોમાંથી ભિન્ન ભિન્ન વખતના આચારના નિયમો અને સમાજવ્યવસ્થાની રચનાઓ તપાસવી જોઈએ અને એમાંથી ક્યાં તત્ત્વો સમાજહિતનાં છે એટલે કે ધર્મને અનુકૂળ છે અને ક્યા રિવાજો સમાજને પાડનારા એટલે કે પાતકવાળા છે એ શુદ્ધ ધર્મદૃષ્ટિએ તપાસવું જોઈએ. એ દૃષ્ટિએ આપણા જૂના આદર્શો, સંસ્કારો અને વર્ણાશ્રમવ્યવસ્થા એ બધું તપાસવું જોઈએ.

૧૯–૨–'૩૬

## ૨

હિંદુ સમાજવ્યવસ્થા જે લોકોએ નક્કી કરી આપી તેમને આપણે ઋષિ કહીએ છીએ. સત્ય, અહિંસા આદિ યમોનું અને શૌચ, સ્વાધ્યાય, સંતોષ આદિ નિયમોનું જેમણે પાલન કર્યું છે અને જેઓ તપ અને યોગથી સંપન્ન છે તે ઋષિ છે એવી ઋષિની એક વ્યાખ્યા છે. આજની ભાષામાં એ જ વિચાર વ્યક્ત કરવો હોય તો જેમનું જીવન શુદ્ધ, સંસ્કારી અને નિષ્પાપ છે, જેઓ સામાજિક પરંપરા બરાબર જાણે છે અને જેમનાં હૃદયમાંથી સમાજવિરોધી બધી વૃત્તિઓ અને વાસનાઓ નષ્ટ થઈ છે એવા સમાજપુરુષો તે જ ઋષિ. એમણે વર્ણાશ્રમવાળી સમાજવ્યવસ્થા મુકરર કરી આપી. એમાં આશ્રમવ્યવસ્થા વ્યક્તિની ક્રમાનુસારી ઉન્નતિ માટે ગોઠવી અને વર્ણવ્યવસ્થા સામાજિક સુસ્થિતિ માટે અને ઉત્કર્ષ માટે ગોઠવી. સમાજપરાયણ અને નારાયણપરાયણ એવા ઋષિમુનિઓએ જોયું કે સમાજવ્યવસ્થા એ કેવળ બાહ્ય વ્યવસ્થા ન હોઈ શકે. સમાજવ્યવસ્થા જો બાહ્ય એટલે કે કૃત્રિમ હોય તો એ ટકે નહીં અને ટકે તોયે વિકૃત થયા વગર રહે નહીં, એમ જોઈ સામાજિક જીવનના પ્રાણરૂપ કેટલાક સદ્‌ગુણો એમણે સમાજ આગળ મૂકી દીધા અને કહ્યું કે આ સદ્‌ગુણો કેળવશો ત્યાં સુધી જ તમે અને તમારો સમાજ ટકવાનો છે. અને એ સદ્‌ગુણો બરાબર કેળવાય, સ્વભાવરૂપ થઈ જાય, એમની વિસ્મૃતિ ન થાય એટલા ખાતર જીવનના વિશિષ્ટ પ્રસંગે એમનું સ્મરણ કરાવનાર અને ટેવ પાડનાર અનેક સંસ્કારો ગોઠવી આપ્યા. સદ્‌ગુણો વગર સમાજવ્યવસ્થા ટકે નહીં અને સંસ્કારો વગર સદ્‌ગુણો કેળવાય નહીં એમ આપણા સમાજશાસ્ત્રે — સમાજશાસ્ત્રીઓએ પ્રથમથી જોયું છે.

આ જાતની સંસ્કારની કેળવણી દરેકને મળવી જ જોઈએ, એવો જૂનો આગ્રહ પણ હશે. એ કેળવણી જેને મળી નથી તેને વ્રાત્ય કહેતા અને જેણે કેળવણી

લઈને છોડી તેને પતિત કહેતા. પ્રથમ લેખમાં કહ્યું છે તેમ આગળ જતાં જ્યારે બધા લોકોને આ કેળવણી ન આપતાં અમુક લોકોને જ એ કેળવણી આપવી એવી સંકુચિત દશા શરૂ થઈ ત્યારે કેળવાયેલા તે દ્વિજ અને અણકેળવાયેલા તે શૂદ્ર એવો અનિષ્ટ ભેદ પડયો. માબાપને પેટે માણસ અવતરે તે એનો પ્રથમ જન્મ અને સંસ્કાર આપનાર આચાર્ય સમાજપુરુષ દ્વારા ધર્મશાસ્ત્રની મદદથી એને સંસ્કારની જે કેળવણી મળે તે એનો બીજો જન્મ. આચાર્ય એ પિતા અને ધર્મ-વિદ્યા સાવિત્રી એ માતા. એમને પેટે જન્મીએ ત્યારે દ્વિજ થઈએ. એટલે કે સમાજજીવનમાં આપણો પ્રવેશ થાય.

માણસ જન્મે છે ત્યારે કેવળ એનો દેહધર્મ જ જોરાવર હોય છે. એટલે કે ભૂખ લાગે ત્યારે ખાવું, તરસ લાગે ત્યારે પાણી પીવું, થાક ચડે ત્યારે ઊંઘી જવું, સુખ તરફ દોડી જવું અને દુઃખ દેખાય ત્યાંથી ભાગી જવું એ જ એનો સ્વભાવધર્મ હોય છે.

પણ આટલાથી સમાજ ચાલી ન શકે. સમાજજીવન માટે માણસની વૃત્તિઓ ઉપર ખૂબ કાબૂ હોવાની જરૂર છે. સારી વૃત્તિઓ પૂરતી ખીલેલી ન હોય તો તેને ઉત્તેજન આપી તે ખીલવવી જોઈએ. અને નકામી વૃત્તિઓ જોરાવર હોય તો યુક્તિપ્રયુક્તિથી અને દૃઢતાથી એ કાબૂમાં આણવી જોઈએ અને કેટલીક વૃત્તિઓનો તો સદંતર નાશ જ કરવો જોઈએ. આટલું થાય ત્યારે જ માણસ સમાજ સાથે પૂર્ણપણે એકરૂપ થઈ શકે છે. હૃદયના પૂર્ણ વિકાસથી માણસ વિરાટ સમાજ સાથે એકરૂપ થઈ જાય. સમષ્ટિના હિતના વિરોધી એવા વિચારો કે વિકારો એના મનમાં ઉત્પન્ન જ ન થાય, સ્વાર્થ અને સર્વાર્થ વચ્ચે એના હૃદયમાં ઝઘડો ઊઠે જ નહીં એવી સ્થિતિ જ્યારે થઈ જાય છે, ત્યારે એને સાયુજ્ય કહે છે. સાયુજ્ય એટલે વિરાટ સમાજ સાથે એકરૂપ થવું તે.

ભૂત, ભવિષ્ય, વર્તમાન નરનારીનો સમુદાય તે નાર. એ નારમાં એટલે કે ત્રિકાળવ્યાપી મનુષ્યસમાજમાં વ્યાપી રહેલું ચૈતન્ય તત્ત્વ તે નારાયણ – The God of Humanity. એ નારાયણની જે અખંડ ઉપાસના કરે છે તે મુનિ એવી જૂની વ્યાખ્યા છે. (नारायणपरो निर्द्वंद्वो मुनिः) નિર્દ્વંદ્વ એટલે જેના હૈયામાં પોતીકું અને પારકું એવો ભેદ રહ્યો નથી, જે બધા માટે સમાન છે, બધા તરફ મિત્રની નજરે જુએ છે તે.

શાસ્ત્રોમાં કહ્યું છે કે 'यस्य ते चत्वारिंशत् संस्काराः अष्टावात्मगुणाश्च स ब्रह्मणः सायुज्यमाप्नोति। જે માણસને આવા ચાળીસ સંસ્કારો થયા છે અને જેણે આઠ આત્મગુણ કેળવ્યા છે તે માણસ બ્રહ્મ સાથે સાયુજ્ય મેળવે છે. બ્રહ્મ શબ્દ બૃહદ્ ઉપરથી આવ્યો છે. બૃહદ્ એટલે મોટું વિશાળ – વિરાટ. વિરાટ સમાજ અથવા વિશ્વમાં જે તત્ત્વ રહેલું છે તે જ બ્રહ્મ છે. આઠ આત્મગુણો જેણે કેળવ્યા છે તે એ વિરાટ વિશ્વસમાજનો કોઈ કાળે દ્રોહ ન કરે. આ આઠ ગુણો બરોબર કેળવાય એટલા માટે તે વખતની કલ્પના પ્રમાણે ચાળીસ સંસ્કારો યોજાયા હતા.

ઉપર કહ્યું છે તેમ જ્યારે સમાજમાં દ્વિજ ને શૂદ્ર એવા બે ભાગ પડ્યા અને સંસ્કારો તો દ્વિજો માટે જ હોય એમ નક્કી કરવામાં આવ્યું ત્યારે શૂદ્રોનું શું થાય એ સવાલ ઊઠ્યો. શૂદ્રો જો ન કેળવાય તો સમાજ ઉપર એમનો ભાર વધીને સમાજ ડૂબી જ જવાનો. એક તરફ દ્વિજ લોકો પોતાનું વર્ણાભિમાન છોડે નહીં અને બીજી તરફ શૂદ્રો કેળવણી વગર રહી જાય એ પોસાય નહીં એમ જોઈ સમાજહિતૈષી એક ઋષિએ વચલો રસ્તો કાઢ્યો. **शूद्रोप्येवंविधः कार्यो विनामंत्रेण संस्कृतः ।** એટલે કે દ્વિજોની ઢબે જ પણ વેદમંત્ર બોલ્યા વગર શૂદ્રોના સંસ્કારો કરવા. તમારા મંત્રો ભલે તમારી પાસે જ રાખો. પણ શૂદ્રોને (અને સ્ત્રીઓને પણ) **तूष्णीम्** એટલે કે ચુપચાપ મંત્ર વગર સંસ્કારો તો આપો જ. મંત્ર નહીં બોલવાથી લોકોનું શું બગડવાનું હતું! એમ એ ઋષિએ વિચાર્યું હશે. આજે આપણે આવી માંડવાળથી સંતોષ નથી માનવાના.

હવે આ સંસ્કારોનું સ્વરૂપ તપાસતાં પહેલાં, મુખ્ય વસ્તુ જે આત્માના આઠ ગુણો તે જ આપણે સમાજધર્મની દૃષ્ટિએ તપાસવા જોઈએ. ગૌતમ ધર્મસૂત્રમાં એ નીચે પ્રમાણે આપ્યા છે:

अथ अष्टौ आत्मगुणाः १. दयासर्वभूतेषु, २. क्षांतिः, ३. अनसूयता, ४. शौचम्, ५. अनायासः, ६. मांङ्गल्यम्, ७. अकार्पण्यम्, ८. अस्पृहा इति.

બધાં પ્રાણીઓ વિશે દયાભાવ રાખવો, આપણું નુકસાન કરે એના વિશે પણ ક્ષમા ધારણ કરવી, કોઈનો ઉત્કર્ષ જોઈ અદેખાઈ મનમાં ન આણવી, શરીર અને મનની સ્વચ્છતા જાળવવી, વાસનાથી તણાઈ જઈને પ્રમાણ બહાર દોડાદોડ ન કરવી, બધાંનું ભલું ચાહવું અને પ્રસન્ન રહેવું, કંજૂસાઈ કે નાનું મન ન રાખવું અને પરાઈ વસ્તુનો લોભ ન રાખવો એ આઠ આત્માના ખાસ ગુણો કહ્યા છે. આ આઠ ગુણો જેણે કેળવ્યા તેનો આત્મા જાગ્રત છે. તે સામાજિક પુરુષ છે. એને હાથે સમાજનું અનહિત નહીં થાય. એને લીધે સામાજિક જીવનનો ઉત્કર્ષ થાય એમ આપણા ધર્મકારોએ પ્રથમથી જોઈ લીધું છે. હવે આ આઠ ગુણો સમાજનો ઉત્કર્ષ કેમ સાધે છે એ જોવાનું રહ્યું.

૨૩–૨–'૩૬

## ૩

સમાજવ્યવસ્થા એટલે સમાજનાં ભિન્ન ભિન્ન કાર્યો કરનાર ભિન્ન ભિન્ન વર્ગો, એ વર્ગો વચ્ચેનો સંબંધ, દરેક વર્ગનો અધિકાર અને એનાં કર્તવ્યો, એટલું જ પ્રથમ ધ્યાનમાં આવે છે. એથી આગળ જઈને વિચાર કરીએ તો સામાજિક પુરુષાર્થથી જે કંઈ ફલપ્રાપ્તિ થાય છે તેની વહેંચણીના નિયમો અને એ વહેંચણી વાજબી થાય એટલા માટે સામાજિક-રાજકીય અધિકાર કોના હાથમાં હોય, એ કેવી રીતે વહેંચાય એની મીમાંસા, એવો ખ્યાલ કેળવાય છે. આ બન્ને બાજુઓ મહત્ત્વની છે એ વિશે શંકા નથી.

સમાજની હસ્તી શા માટે છે, સામાજિક જીવનમાંથી માણસ શું મેળવવા કે કેળવવા માગે છે, સામાજિક જીવનની શરૂઆત શામાં રહેલી છે, એ વિશે આજકાલ બહુ ચર્ચા થતી હોય એમ લાગતું નથી. જીવનનાં સાધનો પેદા કરવાં, જીવવું, પોતાનાં અપત્યોને પણ જીવવાનો રસ્તો શોધી કાઢી આપવો, એકબીજા ઉપર અધિકાર ભોગવવો, શારીરિક, બૌદ્ધિક અને ભાવનાવિષયક આનંદનાં સાધનો ઉપજાવવાં અને આનંદ કરવો, એટલો જ જીવનનો સામાન્ય ઉદ્દેશ ગણાય છે.

આ વિષયોનું રહસ્ય જાણવું, પ્રાણીમાત્રનું દુઃખ અને અજ્ઞાન દૂર કરવું, વહેમો અને અજ્ઞાન ટાળવાં, બધા પ્રેમથી રહે, સ્વાર્થત્યાગમાં આનંદ જુએ અને પોતાના જીવનનો વિચાર ન કરતાં બધાનાં જીવન ખાતર આપભોગની તૈયારી રાખે, એવો સામાજિક આદર્શ આજની પ્રજાનો નથી એમ નથી, પણ એ દરેક વ્યક્તિની અભિરુચિનો સવાલ છે. એનો રીતસર ઉપદેશ કે આગ્રહ કરાય નહીં એ જાતની માન્યતા આજકાલ સ્વીકારાઈ છે. તેથી સામાજિક જીવનને લીધે સ્વાર્થ ઉપર જે મર્યાદાઓ મૂકવી પડે છે તેટલી સ્વીકારી માણસ સ્વહિત સાધે એટલે બસ થયું એમ જ સામાન્ય રીતે મનાય છે.

આપણે ત્યાં આવો સર્વસામાન્ય આદર્શ લોકો આગળ મુકાતો ન હતો. પણ માણસ માણસ વચ્ચેની શક્તિનો ભેદ સ્વીકારી દરેક જણ પાસેથી એની લાયકાત પ્રમાણે અપેક્ષા રખાતી. આજે જેમ પીઢ લોકો પાસેથી આપણે જે આદર્શની અપેક્ષા રાખીએ છીએ તે યુવાનો પાસેથી નથી રાખતા, અને એ યુવાનો પાસેથી જે ઉત્સાહ અને બલિદાનની અપેક્ષા રાખીએ છીએ તે કિશોર વયનાં બાળકો પાસેથી નથી રાખતા, અને છેક નાનાં મૂઢ બાળકો પાસેથી તો કશી જવાબદારીની અપેક્ષા જ હોતી નથી. એ જ પ્રમાણે હિંદુ સમાજવ્યવસ્થા પ્રમાણે જેની જેટલી યોગ્યતા તેટલો એનો સામાજિક આદર્શ ઊંચો અને આકરો. યુરોપમાં એક સિદ્ધાંત એવો છે કે રાજાને હાથે ગુનો થાય જ નહીં. એનું કારણ એમ બતાવવામાં આવતું કે જ્યારે રાજા કરે તે કાયદો એમ આપણે માનીએ છીએ ત્યારે રાજા જે કંઈ કરે તે કાયદાથી વિરુદ્ધ શી રીતે થઈ શકે? આપણે ત્યાંનું શાસ્ત્ર એથી જુદું હતું. આપણે ત્યાં મનસ્વી કે અસંસ્કારી, અણકેળવાયેલો, અભણ માણસ ગુનો કરી શકતો નથી. એને હાથે સમાજનું નુકસાન ન થઈ શકે એમ નહીં, પણ એને માટે એ જવાબદાર નહીં. જેમ નાનાં બાળકોને હાથે કોઈનું અપમાન થતું નથી તેમ જ સંસ્કારવિહોણા, પછાત લોકોને હાથે કશો ગુનો થતો નથી. એમને હાથે નુકસાન ન થાય એટલા માટે એમને કાબૂમાં રખાય, પણ એમના કોઈ પણ આચરણને માટે એમને દંડાય નહીં. જો કોઈને દંડવા જ હોય તો એમને સંસ્કારો આપવાની, એમને કેળવવાની અને એમને સમાજના જવાબદાર ઘટક બનાવવાની જેમની ફરજ હતી તેમણે તેમ ન કર્યું એટલા માટે એ લોકોને જ દંડાય. ઘણી વાર પ્રજાના દોષો માટે રાજાનો ગુનો મનાતો, શિષ્યના અપરાધને માટે ગુરુને દંડ થતો. આજના જમાનામાં આ બધું વિચિત્ર લાગશે,

કેમ કે આજે સામાજિક જવાબદારીનો ખ્યાલ જ જુદો છે.

જેમની આવડત ઓછી, જેમની બુદ્ધિ કાચી અને નીતિમત્તા પોચી તેમને જેમ અધિકાર ઓછા, તેમ તેમની જવાબદારી પણ ઓછી. એમને હાથે થયેલા ગુનાઓની ગંભીરતા પ્રમાણમાં ઓછી જ ગણાવી જોઈએ.

આ થયું કેવળ જવાબદારીનું દૃષ્ટિબિંદુ; પણ દરેકને કેળવીને એનામાં સામાજિક જવાબદારી આણવાની જવાબદારી સમાજનેતાઓની હતી. તેથી તેઓ સમાજમાં સામાજિક સદ્‌ગુણો કેળવવાની અને એને માટે આવશ્યક મનાતા સંસ્કારો જાળવવાની જવાબદારી ખૂબ ચીવટપૂર્વક પાર પાડતા.

*

આજે મનુષ્યસ્વભાવ અને કુદરતી વલણ વિશે આપણે ઘણું સાંભળીએ છીએ. ફલાણી વસ્તુ મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ છે, બલિદાન એ કુદરતી વલણ સાથે બંધબેસતું નથી, વગેરે દલીલો કરી દરેક ઊંચા આદર્શને ઉતારી પાડવાનો પ્રયાસ થાય છે. પણ કેટલાક સામાજિક સદ્‌ગુણો વગર માણસનું એક દિવસ પણ ન ચાલી શકે. એવા સદ્‌ગુણોને મનુષ્યસ્વભાવ ગણવાને બદલે એને સમાજના અધિકાર તરીકે ઓળખવામાં આવે છે, અને સમાજનિયંત્રણથી એનું વાતાવરણ સમાજમાં જાળવવાનો પ્રયત્ન થાય છે. ખરું જોતાં આજે જેને કુદરતી વલણ અથવા મનુષ્યસ્વભાવ તરીકે સ્વીકારવામાં આવે છે તે મધ્યમ કોટિના અને મધ્યમ વર્ગના લોકોના રૂઢ સ્વભાવનો આદર્શ છે. આપણા લોકોએ માણસ એટલે આત્મા અને એનું ખોળિયું એવો ભેદ પાડ્યો છે. અને તેથી શરીરનો ધર્મ જુદો, અને આત્માનો જુદો, શરીરના ગુણ જુદા, અને આત્માના ગુણ જુદા, એ વસ્તુ જોઈ લીધી છે. સ્વતંત્રતા માટે લડીએ તે કેવળ શરીરગુણોની છૂટ મેળવવા માટે નહીં પણ આત્માના ગુણોને અનિયંત્રિત અવકાશ મળે એટલા માટે. આત્માના ગુણો એ પણ મનુષ્યનો સ્વભાવ જ છે. આત્મરક્ષણ જેમ કુદરતી વલણની વૃત્તિ ગણાય તેમ આત્મબલિદાનની વૃત્તિ પણ કુદરતી પ્રવૃત્તિ જ છે. એક પ્રવૃત્તિ સામાન્ય છે, પ્રાકૃત છે; બીજી ઉચ્ચ છે. આત્માના ગુણો પણ મનુષ્યસ્વભાવ જ છે, અને એ જેમ ખીલે તેમ સામાજિક જીવનમાં ન્યાય, શાંતિ, સમતા, પ્રેમ અને ઉદારતા ખીલશે.

ઋષિમુનિઓએ આત્માના આવા જે આઠ ગુણો કલ્પ્યા છે તેમાં ગૌતમ ધર્મસૂત્રે પ્રથમ સ્થાન આપ્યું છે ભૂતદયાને. ભૂતદયા એટલે પ્રાણીમાત્ર વિશેનો પ્રેમ. પોતા તરફ સજ્જનતા ધારણ કરી બીજા પ્રત્યેનો તિરસ્કાર ઢાંકવા માટે જે વૃત્તિ કેળવાય છે તેને ઘણી વાર દયા તરીકે સમાજ ઓળખે છે. એ જાતની દયા કે કૃપા પાછળ વૃત્તિની કૃપણતા જ હોય છે. એ કાર્પણ્યદોષને આત્માનો ગુણ આપણે નહીં સમજીએ. પણ ખરા અને મૂળ અર્થમાં દયા એટલે કોમળતા. મા, બહેન, દીકરી, બાળકો, વૃદ્ધો અને માંદાઓ પ્રત્યે એમની લાચાર સ્થિતિ જોઈ આપણને તિરસ્કાર નથી છૂટતો, પણ એમના પ્રત્યેનાં શ્રદ્ધા, આદર, પ્રેમ

અને અભિમુખતા વ્યક્ત કરવાની આપણને તક મળી એમ સમજી આપણું હૈયું એમના તરફ ઊલટે છે એ ખરી દયા છે.

એ દયા કેવળ માણસમાં જ નથી, પણ તમામ પ્રાણીઓમાં ઓછેવત્તે અંશે દેખાઈ આવે છે. અને તેથી જ પ્રાણીમાત્રમાં આત્મા છે એમ હિંદુઓ નિઃશંકપણે કહે છે. જેનામાં ભૂતદયા છે, જેનામાં ત્યાગવૃત્તિ છે, જેનામાં કૃતજ્ઞતા અને વફાદારી છે, અને લૂંટીને ખાવા કરતાં, ભીખીને કે ઠગીને ખાવા કરતાં મહેનતમજૂરી કરીને ખાવામાં જે માને છે, તેવા માણસને આપણે કોઈ કાળે પાપી, પતિત, ભ્રષ્ટ કે ચાંડાળ ન જ ગણી શકીએ. જે હલાલનું ખાય છે તેને ચાંડાળ ગણવો એ તો ધર્મશાસ્ત્રને જ ઊંધું વાળવા સમાન છે.

પ્રાણીમાત્ર પ્રત્યે આપણા મનમાં જે શુભ વૃત્તિ જાગે છે તે આત્માનો ગુણ છે, અને તેથી જ અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ એ ગુણ ઘણી વાર પોતાનો ઉત્કર્ષ બતાવે છે.

આ ભૂતદયા વગર સમાજ એક ક્ષણને માટે પણ ટકે નહીં. દરેક માણસ વારે ઘડી કંઈ ને કંઈ કફોડી સ્થિતિમાં આવી પડે જ છે. એનામાં જો ભૂતદયા ન હોય તો ગમે તે પાપ કરી માણસ પોતાની મુશ્કેલીને પહોંચ્યા વગર રહે નહીં. પણ મને આટલું દુઃખ થાય છે તો બીજાને કેમ થતું હશે એવો વિચાર આત્મૌપમ્યબુદ્ધિથી માણસને આવે જ છે, અને એ જ ભૂતદયાની મૂડી છે. દારુણ ભૂખથી પીડાતી મા દુકાળમાં પણ પેટે પાટો બાંધી પોતાને મળેલો મોંઘો ખોરાક પોતાના બાળકને જ્યારે અર્પણ કરે છે ત્યારે કૃશ શરીર ઉપર પ્રેમ એટલે કે આત્મા વિજય પામે છે, અને બાળકને મળે છે એના કરતાં શ્રેષ્ઠ જાતનો ખોરાક માના હૈયાને પહોંચે છે.

જેને આપણે સજ્જનતા કહીએ છીએ એના મૂળમાં ભૂતદયા જ રહેલી છે. એ છે માટે જ દુનિયાનો વહેવાર ચાલે છે. દુનિયામાં સ્વાર્થ, લુચ્ચાઈ, અદેખાઈ અને દ્રોહ જોઈ આપણે અકળાઈએ છીએ. પણ આજે છે એના કરતાં એ દોષો વધારે નથી એનું કારણ દુનિયાનાં રાજ્યતંત્રોની બાહોશી એ નથી, પણ હૈયે હૈયે ભૂતદયા નામથી ઓળખાતો આત્મગુણ રહેલો છે એ જ છે. સામાન્ય વ્યવહાર ચાલે છે, માણસ માણસ ઉપરનો વિશ્વાસ ઊઠી ગયો નથી, પતિપત્ની આખો જન્મારો સાથે રહે છે, ગરીબો દુઃખ વેઠીને પણ સંતુષ્ટ રહે છે, સ્ત્રીઓ બાળકોને ઉછેરે છે, અને ઘરડાં ઢોરોને આપણે મારી ખાતાં નથી પણ આખર સુધી પાળીએ છીએ એ બધાના મૂળમાં સાર્વભૌમ ભૂતદયા જ છે.

૧૫–૩–'૩૬

## ૪

શ્રેષ્ઠ કોણ – વ્યક્તિ કે સમાજ? એની ચર્ચા યુરોપમાં ખૂબ ચાલી. વ્યક્તિઓનું વ્યક્તિત્વ પવિત્ર છે, એમનું સ્વાતંત્ર્ય અને એમનો પૂર્ણ વિકાસ એ જ સમાજરચનાનો અંતિમ હેતુ હોવો જોઈએ, એમ કહેનાર એક પક્ષ અને જમાનો

થઈ ગયો. ત્યાર પછી એ વિચારથી કંટાળીને લોકોએ બીજો છેડો પકડ્યો. વ્યક્તિ સમાજ માટે છે, વ્યક્તિએ સમાજહિતને અર્થે જ જીવવું જોઈએ, સમાજજીવનમાં જ વ્યક્તિઓનું જીવન કૃતાર્થ થાય છે તેથી વ્યક્તિએ સમાજનો એકંદરે અંકુશ સ્વીકારવો જોઈએ, વ્યક્તિનું જીવન કેવું હોય એ નક્કી કરી આપવાનો અધિકાર સમાજને હોવો જ જોઈએ, એ જાતની ફિલસૂફી આજે પ્રધાનપણું ભોગવે છે. પણ કોઈ એવો વિચાર નથી કરતું કે વ્યક્તિ અને સમાજ વચ્ચે વિરોધ જ શા માટે હોવો જોઈએ? વ્યક્તિ અને સમાજ એ એકબીજાનાં વિરોધી કે શત્રુ નથી. વ્યકિત સમાજ પ્રત્યેની પોતાની બધી ફરજો સ્વેચ્છાથી પ્રસન્નપણે અદા કરી પોતાનું મુખ્ય સ્વાતંત્ર્ય જરૂર જાળવી શકે અને વ્યક્તિના બધા અધિકારોનું અને હકોનું રક્ષણ કરીને સમાજ સમષ્ટિનું હિત અધિકાધિક સાધી શકે છે. વ્યક્તિ અને સમાજ જો બંને બરાબર કેળવાયેલાં હોય, સામાજિક સદ્‌ગુણોનો વિકાસ થયો હોય અને સંસ્કારો દ્વારા એ સદ્‌ગુણો દૃઢ થયા હોય, તો સમાજ અને વ્યક્તિ કશો વિરોધ મનમાં આણ્યા વગર ઉત્તમ રીતે ચાલી શકે છે. અને એકને ખાતર બીજાની અવગણના કરવાપણું પણ ન રહે.

ન્યાય તોળતી વખતે દરેક પક્ષ પોતાના ફાયદાની વાત જ આગળ કરે છે. દરેક પક્ષ પોતાનો સ્વાર્થ તાણે. એટલે ન્યાયાધીશે ત્રાજવાનો ન્યાય તોળવાનો રહ્યો. એમાં ઉદારતા, બંધુતા વગેરે આર્ય લાગણીઓ માટે અવકાશ ઓછો રહેવાનો. પછી એ વિગ્રહ કોરટમાં ચાલે, રાજ્યવ્યવસ્થામાં ચાલે કે આંતરરાષ્ટ્રીય સ્વરૂપ પકડે, એથી કંઈ માણસજાતની પ્રગતિ થવાની નથી.

જેણે ગુનો કર્યો તેને સજા થવી જ જોઈએ એવો આગ્રહ જો આપણે રાખીએ તો સજામાંથી કેટલા બચી જશે? અને મનુષ્યવ્યવહાર કેમ ટકશે? દરેક જણ પોતાનો સ્વાર્થ શોધે અને બીજાનો વિચાર ન કરે તો સમાજ ટકે નહીં. એટલા માટે ન્યાયખાતું, બેલિફ, દંડ, જેલ, દેશનિકાલ, ફાંસી એ બધી વ્યવસ્થા હોવા છતાં એને ગૌણ પદ આપી ભૂતદયા અને ક્ષમાને આગળ ધરેલી છે. ઈસ્લામમાં સ્પષ્ટપણે કહ્યું છે કે ગુનેગારને સજા કરવી એ તમારો હક છે, પણ જો તમે સબૂરી પકડો અને ક્ષમા કરો તો પરવરદિગારને એ વધારે પ્રિય છે.

ભૂતદયા અને ક્ષમા આ બે સામાજિક સદ્‌ગુણો સમાજમાં વ્યાપક પ્રમાણમાં સ્વાભાવિક થવા જોઈએ. જેમની સાથે આપણો સંબંધ બંધાય છે એમને વિશે લાગણી ધરાવવી એમાં કંઈ ભારે ગુણ નથી. વેપારીઓ પોતાના મોટા મોટા ઘરાકોની પરોણાગત ઓછી નથી કરતા. દાક્તરવકીલો માંદાંઓ અને અસીલોની ખુશામત ઓછી નથી કરતા. સાસુસસરા જમાઈની પૂજા ઓછી નથી કરતાં. પણ આ બધાં આતિથ્યને કોઈએ સદ્‌ગુણ તરીકે નથી ઓળખાવ્યાં. જેમની પાસેથી કશા લાભ કે સ્વાર્થની અપેક્ષા નથી એવાઓ પ્રત્યે જો સારી લાગણી દેખાડીએ, એમને વિશે જો હૃદયમાં દાઝ રાખીએ તો જ તે ભૂતદયા કહેવાય.

ભૂતદયાની ખાસ અપેક્ષા તો એ છે કે જેઓ આપણો દ્રોહ કરે છે, જેમણે

આપણું નુકસાન કર્યું છે એવા લોકો પણ આપત્તિમાં આવી પડયા હોય તો તેમનું નિરપેક્ષપણે રક્ષણ કરવું જોઈએ.

આહીં એક મોટો સવાલ ઉત્પન્ન થાય છે. આજકાલ કેટલાક લોકો ભારપૂર્વક કહે છે કે શત્રુને કોઠું આપવું, એના પર દયા કરીને એને જીવિતદાન આપવું એ દયાની અતિશયતા છે. કેટલાક સદ્‌ગુણ પણ જ્યારે હદ ઓળંગે છે ત્યારે એ દુર્ગુણ બની જાય છે. પૃથ્વીરાજે જો પોતાના શત્રુને ચાર ચાર વાર છોડી દીધા ન હોત તો એ આર્યત્વઘેલા રાજાને એ જ શત્રુના હાથે મરવાનો પ્રસંગ ન આવત. पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् । સાપને દૂધ પાઓ તો એમાંથી એનું ઝેર જ વધવાનું. શત્રુ પ્રત્યે ઉદારતા બતાવવી એમાં ખરું જોતાં દોષ નથી; પણ એક વાર ઉદારતા બતાવી એટલે હવે એ શત્રુત્વ કરવાનો નથી, હવે એ મિત્ર થઈ જ ચૂક્યો, કેમ કે એ કહે છે કે એણે શત્રુતા છોડી છે, હવે આપણે ગફલતમાં રહી શકીએ છીએ–એમ જે માને છે અને કહે છે તે જો ફરીથી મુશ્કેલીમાં આવ્યો તો એની ઉદારતાને કારણે નહીં પણ એની ગફલત અને બાઘાઈને કારણે. સર્પને દૂધ પાયા પછી પણ એ આપણને કરડે નહીં એવી સ્થિતિમાં એને અને આપણને મૂકીએ એટલે પછી જ આપણી ઉદારતાની અસર ધીમે ધીમે થવા લાગે છે. ભૂતદયા સાથે અબુદ્ધિ અને ગફલત એનું મિશ્રણ કરવાનું તો કોઈ સૂચવતું નથી. समर्थो धर्ममाचरेत् । પોતાનું સામર્થ્ય–સાચું આધ્યાત્મિક સામર્થ્ય–જાળવતા જવું. સાથે સાથે ઉદારધર્માચરણ પણ કરવું. લાચારીથી બતાવેલી ઉદારતા ખરું જોતાં ઉદારતા જ નથી હોતી. ખરી ઉદારતામાં પણ જ્યાં ફળનો લોભ રાખવાપણું ન હોય ત્યાં લાચારીની ઉદારતાનું ફળ મેવળ-વાનો લોભ કેટલે દરજ્જે આપણને સદવાનો હતો?

જે વાત ભૂતદયા વિશે કહી તે જ ક્ષમા વિશે પણ છે. જેણે આપણો ગુનો કર્યો છે, નુકસાન કર્યું છે તેના પગ ચાટવા બેસવું, એની ખુશામત કરવી એ તો નર્યું હીનપણું જ છે. એ વાટે આપણો ઉદ્ધાર થવાનો નથી. અન્યાયનો પ્રતીકાર કરવાની શક્તિ આપણી પાસે હોવી જ જોઈએ. પણ એ શક્તિ હમેશાં વાપર-વાની આવશ્યકતા નથી હોતી. શક્તિ વાપરી એટલે એ તેટલે દરજ્જે વેડફાઈ ગઈ. એના કરતાં સમર્થ બનીને વિરોધીને ક્ષમા કરવી અને વિરોધી ફરી નુકસાન કરે એવી સ્થિતિમાં ન રહેવું એમાં જ આર્યત્વ રહેલું છે. વિરોધી ભલે હજાર વાર દગો દે, દરેક વખતે જો આપણે જાગ્રત હોઈએ તો ક્ષમાથી આપણી શક્તિ વધવાની જ અને વિરોધીનું તેજ ઘટવાનું, એનું આત્મસન્માન નષ્ટ થવાનું, અને પછી સામાજિક પ્રતિષ્ઠા પણ જતી રહેવાની. આટલું થયા પછી પણ જો આપણે આપણી નીતિ કાયમ રાખી તો વિરોધીનું હૈયું આપણી સામર્થ્યયુક્ત ક્ષમાને લીધે પીગળી જ જવાનું. પછી એ વિરોધી મટી આપણો મિત્ર થવાનો. આર્ય-પુરુષ પોતાના શત્રુના પણ હૃદયમાં જો આર્યત્વનો ઉદય કરાવી ન શકે તો એના આર્યત્વની મોટાઈ શી!

આવી ક્ષમા અને દયા વગર સમાજ ચાલવાનો નથી. હીન વૃત્તિના લોકોને, ગુનેગારોને અને વિરોધીઓને સજા જ કરતા જઈએ તો તેઓ દબાયેલા રહેશે, પણ તેમના હૈયામાં વિરોધ અને હીનતા તો કાયમ રહેવાનાં, અને તેઓ પોતાની વૃત્તિનો વિજય શોધવાનાં જ. આ રીતે સમાજ ચડે નહીં. આજે માણસજાતમાં જે કંઈ સદ્‌ગુણો ફેલાયેલા દેખાય છે તે બધા દયા અને ક્ષમાને જ આભારી છે.

દયા અને ક્ષમાનું વાતાવરણ જામ્યા પછી વ્યક્તિ અને સમાજનો ઝઘડો સહેજે પતાવી શકાય.

૩-૫-'૩૬

## ૫

જો સામાજિક જીવન અને જાહેર જીવન કોઈ એક ખાસ દુર્ગુણને લીધે કોવાઈ જતાં હોય તો તે મત્સર અને અસૂયાથી. મોટા મોટા પરાક્રમી લોકોમાં પણ આ દોષ ઘણી વાર દેખાઈ આવે છે એ ખરું છે; છતાં એ દોષ તો નામર્દાઈનો જ છે. પરાક્રમી લોકોમાં અમર્ષ અથવા હરીફાઈની વૃત્તિ ઘણી વાર હોય છે. એ વૃત્તિ ત્યાજ્ય છે એમ ન કહેવાય. તમારો હરીફ ભારે પુરુષાર્થ કરે છે તો તમે એથી દશગણો પુરુષાર્થ કરો અને સરસાઈ ભોગવો એની કોઈ ના નથી કહેતું. પણ બીજાનો ઉત્કર્ષ જોઈ બળ્યા કરવું, એનું અહિત ચિંતવું, એના પગ ખેંચવાનો પ્રયત્ન કરવો, એના જેવું સમાજદ્રોહી વલણ બીજું નથી.

સામસામા વિરોધી પક્ષ વચ્ચે જ્યારે ઝઘડો ચાલે છે ત્યારે સીધી લડાઈનો સવાલ રહે છે. પણ એક જ પક્ષના લોકોમાં જ્યારે માંહોમાંહે અદેખાઈ ઉત્પન્ન થાય છે ત્યારે મત્સર અને અસૂયાનું ઝેર ફેલાય છે, અને પછી પોતીકાઓને જ કમજોર કરવાનું માણસને સૂઝે છે. પોતાના પક્ષમાં પોતાનું કશું ચાલ્યું નહીં એમ જોયું એટલે ચિડાઈને માણસ સામા પક્ષમાં જઈને ભળ્યો એવા દાખલા આપણા જૂના અને ચાલુ ઈતિહાસમાં ઘણા જડે છે. અને એ જ બતાવે છે કે આપણું સામાજિક આરોગ્ય હજુ ઠીક નથી. સરસાઈની અહંશ્રેયસી(હરીફાઈ)માં હારેલા લોકોમાં જ મત્સર કે અસૂયા જન્મે છે એમ નથી. જીતેલા લોકો પણ સાંકડા મનના કે હીનવૃત્તિના હોય તો દરેકની શક્તિ ઓળખી એનો સદુપયોગ કરવો, એનો સહકાર મેળવવો, એનો વિશ્વાસ સંપાદન કરી એને પોતીકો બનાવવો એમાં જ મોટાઈ છે એટલું ઓળખતા નથી. તેઓ હરીફાઈમાં કે અહંશ્રેયસીમાં પ્રથમ આવીને પણ પોતાની શક્તિ વધારતા નથી, પણ બધાની અદેખાઈનું નિશાન થવામાં જ ધન્યતા માની આકાશમાં ઊંચે ચડતા આતશબાજીના હવાઈ બાણની પેઠે ચળકી-ને હાલવાઈ જાય છે. અસૂયા અને મત્સર સામાજિક કાર્યને તો બાળે જ છે, પણ એ દોષ સેવનારને સૌથી પ્રથમ અને સૌથી અધિક બાળે છે.

આવા મત્સરનું ઓસડ શું? મત્સર સામે અનસૂયતાની, અમાત્સર્યની ઢાલ આગળ ધરવી એ એક જ ઈલાજ છે. મોટાઈનો પાઠ, ઉદારતાનો બોધ ઉપદેશથી,

પ્રવચનથી કે ટીકાથી આપાતો નથી. એ તો ઉદારતાના, મોટા મનના, આર્યત્વના પ્રત્યક્ષ આચરણથી – વસ્તુપાઠથી જ આપી શકાય છે. એટલા માટે જ સમાજહિતૈષી પૂર્વજોએ કહ્યું છે કે, લોભી માણસ સામે ઉદારતા બતાવો, ક્રોધી માણસ સામે નમ્રતા બતાવો, મૂરખ માણસ આગળ અનાગ્રહ કેળવો, અને સ્વચ્છ માણસને નિખાલસપણાથી જીતો.

આત્માના આઠ ગુણોમાં નિર્મત્સરતા અથવા અનસૂયાનું મહત્ત્વ ભારે છે. અનસૂયામાંથી જ સેવાધર્મ જન્મે છે, ખીલે છે અને કૃતાર્થ થાય છે.

૧૦–૫–'૩૬

## ૬

સામાજિક જીવનમાં કે વ્યક્તિગત જીવનમાં જ્યાં સુધી માણસમાં સ્વમાન જાગ્યું નથી ત્યાં સુધી એમની પાસેથી કશાની અપેક્ષા ન રાખી શકાય. સ્વમાન એ તમામ સામાજિક સદ્ગુણોનો પાયો છે અને એ સ્વમાન કેળવવાનું પ્રથમ સાધન તે અંતર્બાહ્ય સ્વચ્છતા છે. એને જ સંસ્કૃતમાં શૌચ કહે છે. શૌચ એટલે શુચિતા.

જો એક માણસ સ્વચ્છ ન હોય તો આખા સમાજને એની ગફલતના ભોગ થવું પડે છે. એકાદ ફળિયામાં દરેક ઘર જો સ્વચ્છ હોય અને એક જ માણસ પોતાનું ઘર સાવ ગંદું રાખતો હોય, તો એની દુર્ગંધ ફળિયામાં બધે ફેલાય. જો એકને ત્યાં મરકી ફાટી નીકળે તો બીજા બિચારા સ્વચ્છ રહેતાં છતાં એ મરકીના ઓછાવત્તા ભોગ થઈ જ પડવાના. એટલા ખાતર જ ઓછામાં ઓછી અમુક સ્વચ્છતા તો દરેક શહેરી પાસેથી પળાવવાની સત્તા દરેક નગરપાલિકાને (મ્યુનિસિ-પાલિટીને) આપેલી હોય છે. સમૂહમાં રહેવું હોય તો સમૂહના અત્યંત આવશ્યક એવા સ્વચ્છતાના કાયદાનું પાલન કર્યે જ છૂટકો. આપણે ત્યાં કેળવણીની શરૂઆત શૌચાચાર શીખવવાથી થતી, એટલું આ વસ્તુનું મહત્ત્વ આપણા લોકોએ સ્વીકાર્યું હતું.

છતાં, એ બાબતમાં આપણી વ્યવસ્થા સંપૂર્ણ કે નિર્દોષ હતી એમ આપણે ન કહી શકીએ. દરેક જાતિનો શૌચાચાર જુદો રહે એ અપરિહાર્ય છે. પણ એમાં અમુક હદથી નીચે કોઈને જવા દેવા જ નહીં એવો નિયમ કરવો જોઈતો હતો, એવું આપણે ન કર્યું. ઊલટું, હીન ગણાતી કોમોના લોકો જો ગંદાં કપડાં પહેરવાનું છોડી દઈ સ્વચ્છ ઊજળાં કપડાં પહેરવાનું શરૂ કરે તો તે વધાવી લેવાને બદલે, આપણા લોકોએ એમને દંડવાનું શરૂ કર્યું હતું! અમુક લોકોને એઠું ખાવાનું અપાય એવી માન્યતા રૂઢ કરી આપણે આપણી શૌચાચારની લાગણી બુઠ્ઠી કરી અને માણસ-જાતનું અપમાન કર્યું. પછાત કોમો બાળક-સમાજ છે; એમના આચાર-અના-ચારની જોખમદારી આપણી છે; એમને ગંદી રહેવા દઈ આપણે જોખમમાં તો આવી પડ્યા જ, પણ એની સાથે આપણી માણસાઈ આપણે ખોઈ બેઠા.

જેમને રેલવેની મુસાફરી કરવાની હોય છે તેમને આ શૌચાચાર જનસાધારણમાં ફેલાવવાની કેટલી આવશ્યકતા છે તેની કલ્પના થઈ શકે છે. માણસ જ્યાં બેસે ત્યાં જ નીચે થૂંકે, બીડી અને કાંડી અંદર જ ફેંકે, પૂરી, શાક, મીઠાઈ કે ચણા-મમરાનો એંઠવાડ વેરે, કેળાં, સંતરાં વગેરે ફળની છાલો નાખે, અને જોતજોતા-માં આખો ડબ્બો આગોચર કરી મૂકે, ત્યારે વગર કારણે નરક તૈયાર કરી તેની અંદર રહેનાર સમાજ વિશે મનમાં કેવો ખ્યાલ આવે? મોટાં મોટાં સ્ટેશનો પર રેલવે તરફથી ઝાડુવાળાઓ રાખવાની ગોઠવણ હોય છે. એમને બોલાવી ડબો સાફ કરાવી લેવો એ ઉતારુઓનો હક છે. ડબો સાફ ન હોય તો રેલવેવાળાઓ પાસે ફરિયાદ કરવાનો આપણો હક છે. (મારે ઘણી મુસાફરી કરવી પડે છે. મોટા સ્ટેશન ઉપર ઝાડુવાળાને બોલાવું તો તે ન મળે કે ન આવે એવું ભાગ્યે જ બને છે. જરાક તસ્દી લઈને એને શોધવા જવું પડે છે એ ખરું.) જો રેલવે તરફથી એટલી સગવડ કરવામાં આવે કે, પાણીવાળો જેમ પાણી પાણી કરીને બૂમ મારતો એક છેડેથી બીજે છેડે આંટો મારે છે, તેમ જ ઝાડુ ઝાડુ કરીને ઝાડુવાળો જો આંટો મારે તો લોકો એનો વધારે લાભ લેશે અને લોકોને એક કીમતી કેળવણી આપ્યાનું શ્રેય રેલવેવાળાને મળશે.

જાહેર શૌચકૂપ, જાહેર કૂવાઓ અને જાહેર ઉકરડાઓ વિશે ખાસ દેખરેખ રાખનાર લોકો જોઈએ જ. તળાવને કાંઠે અથવા નદીને કાંઠે લોકો શૌચ જાય છે એ બંધ થવું જ જોઈએ. એને માટે ખાસ લોકો રોકવાની જરૂર છે. તળાવનું ગંદું પાણી પીવાથી વાળા જેવા ભયાનક રોગો થાય છે તે આપણે અટકાવી શકીએ. ગુજરાતમાં ગામડે ગામડે જે તળાવ હોય છે તેની સ્થિતિ સુધારવાનું બીડું આપણા સમાજસેવકોએ ઝડપવું જોઈએ. ગામડે ગામડે ગોદડાં અને રજાઈઓ ધોઈ કાઢવાની સગવડો – બાફની ભઠ્ઠીઓ – કેમ ન રાખી શકાય? અને શહેરોમાં એંઠવાડ જ્યાં ત્યાં ફેંકી દેવાનો રિવાજ હોય છે તેનો ઈલાજ બનતી ઉતાવળે કરવો જોઈએ.

આપણા શાસ્ત્રકારોએ શૌચના બે વિભાગ કર્યા છે: બહારની સ્વચ્છતા અને અંદરની. જેમ પાણીની સ્વચ્છતા રાખવી જોઈએ તેમ વાણીની પણ સ્વચ્છતા રાખવી એ સમાજસ્વાસ્થ્યની દૃષ્ટિએ મહત્ત્વનું છે. ગંદી ભાષાનો શોખ દુનિયામાં બધે છે. અમુક દરજ્જાથી નીચે ઊતરી જુઓ એટલે ગંદા શબ્દો, ગંદી કહેવતો; ગંદી ગાળો અને ગંદાં વર્ણનો વગર સંકોચે વપરાતાં દેખાય છે. કેટલાક પ્રાંતોમાં આ દોષ વધારે હોય છે. આપણા ઘણા સમાજસેવકોએ જેલનો અનુભવ લીધો છે. ત્યાં કેદીઓ, એમના પર દેખરેખ રાખનારા પોલીસો, અને ઘણી વાર જેલના અમલદારો જે ભાષા છૂટથી વાપરે છે તે સાંભળી માણસને કમકમાટી છૂટે. માણસનું સ્વમાન તોડી નાખવાના ઈલાજ તરીકે ગંદી ગાળોનું વાતાવરણ ભારે અસરકારક છે એમ કહી શકાય. માણસ જ્યારે મોઢામાંથી ગાળ કાઢે છે ત્યારે એ જેને ગાળ દે છે તેનું તો અપમાન કરે જ છે; પણ, જેટલા લોકોના સાંભળતાં એ ગાળ દે છે તે બધાનું પણ એ અપમાન કરે છે – એ તરફ ધ્યાન જવું જોઈએ.

નિશાળમાં કે શેરીમાં જ્યારે છોકરાઓ મોઢામાંથી ગાળ કાઢે છે ત્યારે જો મુરબ્બીઓ તેમને ગંદું મોઢું ધોઈ આવવા, કોગળો કરી આવવા મોકલી દે, તો એની સારી અસર થાય છે એવો અનુભવ છે.

શૌચાચારના પાલન માટે મનનો મેલ પણ કાઢી નાખવો જરૂરી છે. મનના મેલને લીધે સામાજિક જીવન કેટલું સાંકડું, વિષમ અને વિષમય થાય છે એનો બહોળો અનુભવ થયા છતાં માણસ એની સામે કશું કરી શકતો નથી એ કેટલી લાચારીની સ્થિતિ છે!

માણસ માણસ વચ્ચેનું વર્તન કઠોર કે અસંસ્કારી ન થવું જોઈએ એ ખરું, પણ કેવળ વિવેક જાળવવા સારુ જો આપણે નિખાલસતા ખોઈ બેસીશું તો એ ભારે સામાજિક અધઃપાત થશે. વિવેક, શિષ્ટાચાર એ બધું નિખાલસતાની ધરતી ઉપર ભાત તરીકે જ શોભે છે.

આપણા શિષ્ટાચારમાં અને સામાજિક વિવેકમાં જે જૂના નિયમો ઘડાયા હતા તે વખતનો જમાનો હવે રહ્યો નથી. એટલે આજે એ નિયમો ઘણી વાર સૂગ જ પેદા કરે છે. જેમ જમાનો બદલાય છે તેમ વિવેકનો આચાર બદલાવો જોઈએ.

અંતર્બાહ્ય સ્વચ્છતા, નિખાલસતા અને સત્યાચાર એ શૌચનું પ્રધાન લક્ષણ છે. એને આધારે જ આપણું સામાજિક જીવન સ્વચ્છ વહેવાનું છે.

૨૪-૫-'૩૬

## ૭

વ્યક્તિની દૃષ્ટિએ સમાજ એ એનું બ્રહ્મ છે. સામાજિક સદ્ગુણો કેળવવાથી વ્યક્તિ પોતાના સમાજબ્રહ્મ સાથે સાયુજ્ય અનુભવે છે, એમ આપણા ધર્મકારોએ કહ્યું છે. જે વ્યક્તિને બધા સામાજિક સંસ્કારો થયા છે અને જેણે બધા આત્મ-ગુણો કેળવ્યા છે તે સામાજિક બ્રહ્મ સાથે સાયુજ્ય મેળવે છે. (यस्य ते चत्वारिंशत् संस्काराः अष्टौ आत्मगुणाश्च स ब्रह्मणः सायुज्यं आप्नोति – गौतम धर्मसूत्र प्र. २, अ. ८)

આપણા સામાજિક જીવન વિશેનું આ સૂત્ર અહીં ફરી વાર એટલા માટે ટાંક્યું છે કે એ ધ્યાનમાં રાખ્યા વગર અનાયાસવાળા સામાજિક સદ્ગુણની મહત્તા ધ્યાનમાં નહીં આવે.

બ્રહ્મ શબ્દ 'બૃહત્' એટલે મોટું ઉપરથી આવ્યો છે. વ્યક્તિ કરતાં કુટુંબ મોટું; વ્યક્તિઓનું બ્રહ્મ કુટુંબ છે. કુટુંબ કરતાં ન્યાત મોટી; ન્યાત કુટુંબનું બ્રહ્મ છે. ન્યાતના તત્ત્વ કરતાં વર્ણનું તત્ત્વ વધુ વ્યાપક છે અને વર્ણ વિરાટ પુરુષને અંગે છે, એટલે એ બધા ઉત્તરોત્તર બ્રહ્મ અને પરબ્રહ્મ થાય છે. ઘર કરતાં ગ્રામ મોટું, ગ્રામ કરતાં પ્રાંત મોટો, પ્રાંત કરતાં દેશ મોટો, દેશ કરતાં પૃથ્વી મોટી, પૃથ્વી કરતાં વિશ્વ મોટું. આમ ઉત્તરોત્તર વિભૂતિઓ વધતી જાય છે. આ વિભૂતિઓ સાથે તન્મય કે તલ્લીન થઈ જવું, એકરૂપ થઈ જવું, એ જ સાયુજ્ય છે. આ

સાયુજ્ય સાધ્યા પછી સ્વાર્થ કે પરાર્થ એવો ઝઘડો મનમાં રહેતો નથી. કેમ કે પરમાર્થમાં એ બંને વચ્ચેનો વિરોધ ઓગળી જાય છે. [આપણા લોકોએ પરમાર્થ એટલે પરલોક માટેનું દાન કે પુણ્ય એવો સંકુચિત અર્થ નાહક કર્યો છે. પરમ અર્થ એટલે જેમાં સહુનું કલ્યાણ થાય છે એવો સર્વાર્થ.]

હવે આપણે અનાયાસ એટલે શું એ જોઈશું. આયાસ એટલે શ્રમ, કષ્ટ, દોડધામ. એ ન કરવાં એ અનાયાસ. ઘણા લોકોને થશે કે જ્યારે આપણે આપણા સમાજમાં ઘર કરી બેઠેલાં આળસ અને જડતાને જડમૂળથી કાઢી નાખવા માગીએ છીએ, જ્યાં ત્યાં ઉદ્યોગનું વાતાવરણ દાખલ કરવા માગીએ છીએ, એવે ઠેકાણે અનાયાસની ભલામણ સામાજિક સદ્‌ગુણ તરીકે શી રીતે કરવામાં આવે છે? એવો તે કેવો જમાનો હશે કે જ્યારે 'બહુ આયાસ – મહેનત ન કરતા, અનાયાસ એ આત્માનો ગુણ છે,' એમ કહેવાની જરૂર પડી હશે?

આયાસ એટલે ઉદ્યોગિતા નથી પણ અસ્વસ્થ ચિત્તે કરાતી નકામી દોડધામ છે. આપણે જોઈએ છીએ કે ઘરમાં એકાએક મહેમાનો આવ્યા હોય તો કેટલીક બહેનો એટલો તો સંભ્રમ બતાવે છે! જાણે ભારે કામ માથે આવી પડ્યું હોય અને આકાશપાતાળ એક કરી મૂકીએ ત્યારે જ એને પહોંચી વળાશે એવું વાતાવરણ કરી મૂકે છે; જ્યારે બીજી કેટલીક સંસ્કારી અને કાબેલ બહેનો એટલી તો વ્યવસ્થિત હોય છે કે, જાણે વધુ કશું કરતી જ નથી એવી રીતે શાંત ચિત્તે વાતો પણ કરતી જાય છે અને મનમાં ગોઠવેલી ઢબે ચટ ચટ કામ પણ કરતી જાય છે. અને બધું કરી પરવારી જાણે ઘણો વખત બચી ગયો હોય એવી રીતે નવી યોજના કરે છે અથવા મહેમાનોને વાતોમાં રોકી પ્રસન્ન રાખે છે. આયાસમાં એક જાતનું વેવલાપણું છે. અંગ્રેજીમાં જેને 'ફસિનેસ' કહે છે તે આયાસ છે. અનાયાસ માટે અંગ્રેજીમાં 'ઈઝ' અથવા 'રિપોઝ' એ શબ્દ વપરાય.

જેની પાસે આખા સમાજનો ખ્યાલ છે, સમાજવ્યવસ્થા શી છે, સમાજ-વ્યાપાર કેમ ચાલે છે, સમાજહિતની દૃષ્ટિએ ક્યું મહત્ત્વનું અને ક્યું નકામું એ વિવેક જેની પાસે છે, તાત્કાલિક મહત્ત્વની લાગતી કેટલીયે વસ્તુઓ વખત જતાં સાવ ક્ષુદ્ર જેવી થઈ જાય છે એ બધું જે ઓળખે છે, ઉત્તેજનના કેફમાં જે માણસ પોતાનું ઠરેલપણું ગુમાવતો નથી, તેને હાથે જ સમાજનું કલ્યાણ થાય છે. એવા માણસને કોઈ 'હસલ' ન કરી શકે. અનાયાસ એ સત્ત્વગુણનું લક્ષણ છે. સત્ત્વગુણી માણસ અખંડ અવિરત ઉદ્યોગમાં રહેતો છતાં પોતાની શાંતિ ખોતો નથી. નદીના શાંત વેગની પેઠે એની પ્રગતિ ચાલ્યા જ કરે છે. નદી નીચે જાય છે; સત્ત્વગુણી માણસ ઊંચે ચડે છે (ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था:). રજોગુણી માણસ ઘણી દોડધામ કરીને પોતે અસ્વસ્થ થાય છે, બીજાને અસ્વસ્થ કરી મૂકે છે, ઢગલા-બંધ મહેનત કરે છે અને છતાં અંતે છે ત્યાં ને ત્યાં જ રહે છે (मध्ये तिष्ठन्ति राजसा:).

ઇંદ્રિયોની પ્રેરણાથી જે પ્રેરાય છે તેનામાં આયાસનું તત્ત્વ વધે જ છે. એવા લોકો પરસ્પર વિરોધી એવી અસંખ્ય પ્રવૃત્તિઓ કરે છે. તેઓ આજે જે ચણે છે તે તેમને આવતી કાલે ઉતારવું પડે છે. આજે જેને ઉપાય તરીકે અવલંબે છે તેને જ આવતી કાલે અપાય તરીકે અનુભવ કરી મૂંઝાય છે. રોગ માટે જે દવા લે છે તે દવાની માઠી અસર ધોઈ કાઢતાં જ એમનો દમ નીકળી જાય છે. જેઓ આત્માની પ્રેરણાથી પ્રેરાય છે, સર્વોદયનો વિચાર કરે છે, તેઓ શુષ્ક વિગ્રહથી દૂર રહે છે, નકામા ઝઘડા નથી ઊભા કરતા, બધાનું ભલું ચાહી, શાંત પ્રગતિ સાધે છે. કેમ કે એમની પ્રવૃત્તિ આંધળી, એકાંગી, સંકુચિત, અથવા પરસ્પર વિનાશક નથી હોતી. પાણીમાં તરતાં શીખનાર નવો માણસ પાણીનો સ્વભાવ નહીં જાણવાથી પાણીમાં હાથ વીંઝી વીંઝીને થાકી જાય છે. તે માને છે કે પાણી સાથે મહાયુદ્ધ ચલાવવું છે. જ્યારે જાણકાર તારો પાણીનો અને પોતાનો સ્વભાવ ઓળખી, ઓછામાં ઓછો થાક વેઠી, તરવાનો આનંદ વધારેમાં વધારે લે છે અને જરૂર પડ્યે બીજાને પણ તારે છે. અનાયાસ એ જ્ઞાન અને કર્મની પરિપક્વતા છે. જે માણસનો સ્વાર્થ મટ્યો છે, સર્વાર્થ માટે જ જે જીવે છે, એવા સમાજપુરુષના જીવનમાં અનાયાસની શાંતિ, સંતોષ અને સાર્થકતા એની મેળે પ્રગટ થાય છે.

૭–૬–'૩૬

## ૮

પરાઈ વસ્તુનો લોભ ન કરવો તે અસ્પૃહા છે. કોકને થશે કે જે લોભી અને ચોર છે તે જ પરાઈ વસ્તુ ઉપર મેલી નજર નાખશે. સામાન્ય માણસ જે શાહુકાર છે, શરીફ છે, ઈમાનદાર છે તે તો પરાઈ વસ્તુને અડતો પણ નથી. ત્યારે અસ્પૃહાને સામાજિક સદ્ગુણોમાં અથવા આત્માના ગુણોમાં આટલું અગત્યનું સ્થાન શા માટે આપ્યું હશે? સમાજમાં ચોર અને ઠગ લોકોની સંખ્યા ઝાઝી હોતી નથી, માટે જ તો સમાજ ટક્યો છે અને ચાલે છે.

સમાજ ટક્યો છે એ વિશે શંકા નથી, પણ તે ચાલે છે એમ આપણે માનતા હોઈએ તો તે ભૂલ છે. સમાજ ચાલે છે એમ ત્યારે જ કહી શકાય કે જ્યારે સમાજમાં ભળેલા તમામ વર્ગોનું હિત બરાબર સચવાતું હોય, કોઈ કોઈને અન્યાય ન કરે, કોઈ કોઈને ખભે ચડીને ન બેસે, બધા જ એકબીજાને પોતપોતાની ઉન્નતિ સાધવા માટે મદદ કરે. પરંતુ, સમાજનો અમુક ભાગ બાકીના બધાને પોતાના તાબામાં રાખે અથવા યુક્તિપ્રયુક્તિથી પોતાના કાબૂમાં રાખે અને એમની મહેનતનો લાભ પોતે જ લઈ લે, ત્યારે આવા જાલિમ લોકોનું તો સરસ ચાલે છે, પણ આખા સમાજનું બરાબર ચાલે છે એમ તો ન જ કહેવાય. માણસ પોતાના હાથ-પગ તોડીને ખાઈ જાય તો થોડા વખત માટે પેટ ભરાય એ વિશે શંકા નથી, પણ તેમ કરવાથી શરીર ચાલ્યું એમ ન કહેવાય.

કાયદાઓ અમુક જાતના વ્યવહારને ચોરી તરીકે ઓળખવાનું નક્કી કર્યું છે. તે જાતના વ્યવહાર કરનારને કાયદો દંડે છે અને સમાજ તિરસ્કારે છે. પણ આજની સામાજિક વ્યવસ્થાના મૂળમાં જ જે અન્યાય રહેલો છે તેને સમાજના શક્તિશાળી લોકોનો ટેકો છે અને એમના જ હાથમાં કાયદાઓ પસાર કરવાની સત્તા હોવાથી એ અન્યાયને કાયદાનો પણ ટેકો મળે છે. જે લોકોનું માનવું છે કે સમાજનું આખું તંત્ર કાયદાઓ પર અવલંબે છે તેઓ એ પ્રયત્નમાં રહે છે કે, કાયદો બનાવવાની સત્તા બહુજનસમાજના હાથમાં આવી જાય અને દુનિયાની તમામ સંપત્તિ વ્યક્તિના હાથમાં ન રહેતાં સમાજના તાબામાં રહે.

બીજો એક વર્ગ છે જે સામાજિક અન્યાયનું મૂળ શોધતાં શોધતાં કાયદા સુધી જ જઈને અટકતો નથી. તેઓ કહે છે કે, જ્યાં સુધી માણસમાં પરાઈ વસ્તુ પોતાની કરવાની દાનત છે, બીજાના પરિશ્રમનો ગેરલાભ ઉઠાવવાની ધૂર્તતા છે, ત્યાં સુધી તેવા લોક ગમે તે કાયદાને અને ગમે તે સમાજવ્યવસ્થાને પી જવાના. માટે માણસમાં – આખા સમાજમાં – ફેલાયેલો સ્પૃહાનો રોગ પહેલો મટાડવો જોઈએ. કાયદા સુધારો, સમાજવ્યવસ્થા બીજી રીતે ગોઠવો, એમાં અમને વાંધો નથી; પણ તેટલાથી સમાજ સુખી થશે અથવા 'ચાલશે' એમ માનવાની ભૂલ નહીં કરતા, એમ તેઓ કહે છે.

કેટલાક ખાઉધરા લોકો શરીર પચાવી શકે તે કરતાં વધારે ખાય છે. તેઓ બીજાના ભાગનું ખાય છે એ દોષ તો છે જ; પણ તેઓ બીજાને અન્યાય કરે છે તેના કરતાં પોતાને ઓછો અન્યાય નથી કરતા. ખાઉધરાના એકલપેટાપણાને લીધે એનો ભાઈ ભૂખ વેઠશે તો એને પોતાને જાતજાતના રોગ વેઠવા પડશે. સમાજમાં જે વર્ગ પેલા ખાઉધરાની પેઠે સંપત્તિ વધાર્યે જ જાય છે તે સમાજને શાપરૂપ તો થાય જ છે, પણ પોતે પણ રોગી બની જાય છે. આરોગ્યની શક્તિ, આરોગ્યનો સંતોષ, અને આરોગ્યમાંથી મળતું દીર્ઘાયુષ્ય એ ત્રણેથી એ વંચિત રહે છે. પચે તેટલું અન્ન, બાકીનું બધું ઝેર, એ જેમ માણસ સમજે છે, તેમ જ જ્યારે માણસ સમજશે કે, જાતમહેનતથી મેળવેલી સંપત્તિ તેટલી જ જીવતી સંપત્તિ બાકીની મડદાલ, અને જે સંપત્તિનો સમાજહિતને અર્થે સદુપયોગ થાય છે તેટલી જ પૌષ્ટિક અને બાકીની ઝેરીલી, તે જ દિવસે સમાજની સ્થિતિ સુધરશે. એને માટે લોકોની જીવન વિશેની માન્યતા સુધારવી જોઈએ. સુખ-દુઃખ, લાભ-હાનિઓની આપણી કલ્પના જ વિકૃત છે. અને તેથી ન્યાય-અન્યાયની આપણી લાગણી બુઠ્ઠી થઈ છે. દેશમાં રહેલી ખાનગી માલમિલકતને સામાજિક બનાવતાં પહેલાં લોકોનાં હૃદય અને લોકોની લાગણીઓ સામાજિક બનાવવી જોઈએ. એથી જ સ્મૃતિકાર ગૌતમે આત્માના આઠ ગુણો આવશ્યક ગણાવ્યા છે અને તેમાં અસ્પૃહાને સ્થાન આપ્યું છે.

ન્યાતજાતમાં માનનાર લોકો બીજાના હાથનું ન ખાવાનો આગ્રહ ચીવટપૂર્વક પાળતા હોય છે. જો બધા લોકો પરાઈ મહેનતનું મફતનું ન ખાવાનો ધર્મ એ જ

ચીવટથી પાળે તો દુનિયાના ઘણાખરા ઝઘડા મટી જાય. આહાર શુદ્ધ હોય તો ચારિત્ર્યશુદ્ધિ જળવાય એ વચન ડગલે ને પગલે ટાંકનારા લોકો જો એટલું સમજી જાય કે, પ્રામાણિક રોટલો એ જ શુદ્ધમાં શુદ્ધ આહાર છે તો મહેનતમજૂરી કરનારાં ઈશ્વરનાં બાળકોને ઘેર રોજ ને રોજ અગિયારશ અને શિવરાત્રિ ઊજવવાનું નહીં રહે.

એક જો સ્પૃહા મટી ગઈ તો સત્યયુગ દાખલ થતાં બહુ વાર નથી લાગવાની, કેમ કે પછી તો ઝાઝા કાયદા પણ કરવા ન પડે અને જબરદસ્તીથી એવા કાયદા પ્રજા પાસેથી પળાવવાના પણ ન રહે. અને કાયદા કરવા જ હોય તો જેમણે અસ્પૃહા કેળવી છે તેઓ તો એવા કાયદા સામે કોઈ વખત થવાના જ નથી. લોકમત કેળવાય ત્યારે જ સાચા કાયદાઓ કરી શકાય.

અને જ્યારે સમાજમાંથી મેલી સ્પૃહા નીકળી જશે ત્યારે ધનનો સંગ્રહ કરવાની અથવા એને દાટી રાખવાની માણસની વૃત્તિ પણ મોળી પડશે. એક સદ્‌ગુણ કેળવ્યો એટલે એની સાથે બીજા આવવાના જ. અને તેમનું પાલન પણ સહેલું થવાનું.

૨૧–૬–'૩૬

## ૯

કૃપણ એટલે કંજૂસ, નાના મનવાળો, કૃપાને પાત્ર. ઉપનિષદોમાં એક ઠેકાણે આખી માણસજાતના બે વિભાગ કલ્પ્યા છે: કૃપણ અને બ્રાહ્મણ. જે બ્રહ્મપરાયણ છે તે બ્રાહ્મણ. અને બ્રહ્મ શબ્દ બૃહત્ ઉપરથી આવ્યો છે. બૃહત્ એટલે મોટું, વિશાળ, સર્વવ્યાપી, પોતાના પેટમાં આખા વિશ્વનો સમાસ કરનાર. ઉપનિષદકારોએ જોઈ લીધું કે દુનિયામાં જેઓ ઉદાર છે, દિલંદાર છે, મોટા મનવાળા છે, પ્રેમથી આખા વિશ્વને પોતીકું ગણનારા છે; તેમનું જીવન એક ઢબનું હોય છે; અને જેઓ સાંકડા મનના છે, દેહરખા છે, પોતાની ગરજ – અને તે પણ ચાલતી ક્ષણની જ – જોનારા છે, તેઓ સમાજને બોજારૂપ છે. કોઈ મનમાં દયા લાવી પોતાનો બોજો ઊંચકશે કે કેમ એની જ તેઓ રાહ જોઈને બેઠેલા હોય છે. આવા કૃપાના યાચક તે કૃપણ. એમનો જીવનક્રમ સમાજ માટે લાભદાયી નથી હોતો. એટલા માટે જ કૃપણતાનો અભાવ સામાજિક ગુણોમાં દાખલ કર્યો છે.

કૃપણ માણસોનાં લક્ષણો બે: જ્યાં પોતાનો બોજો પોતે ઊંચકવા જેવો હોય ત્યાં પણ બીજાની મફતની મદદની આશા રાખે અથવા આખું કામ બીજા લોકો જ કરી આપે એવી અપેક્ષા રાખે; અને બીજી બાજુ, બીજાને મદદ કરવાનો પ્રસંગ આવે, 'દેશે કાલે અને પાત્રે' સારા કામ માટે દાન આપવાનો સવાલ આવે, ત્યારે મન સાંકડું રાખી હાથ આગળ કરે જ નહીં. સમાજમાં આ બંને વૃત્તિઓ અશુભ છે, સામાજિક જીવનને સૂકવનારી છે. કંજૂસ માણસ કૃતઘ્ન તો હોવાનો જ. અને એક વાર કંજૂસાઈનું વાતાવરણ સમાજમાં ફેલાયું એટલે ઉદાર દિલના માણસો પણ ધીમે ધીમે નિરુત્સાહી થઈ જાય છે અને બધે સાંકડું

મન જ ફેલાય છે. સાંકડા મનવાળા સમાજમાં એકેએક વ્યક્તિ બાહોશ અને ઉદ્યોગી હોય તોયે આખા સમાજનો ઉત્કર્ષ થતો નથી એ આપણે જાણીએ છીએ.

જે મકાનનો પાયો મકાનના શિખર જેટલો જ પહોળો હોય છે તે મકાન ગમે તેટલું મજબૂત બાંધ્યું હોય તોયે પડી જવાનો સંભવ ઘણો રહે છે. શિખર કરતાં મકાન પહોળું હોવું જોઈએ. મકાન કરતાં એનો ઓટલો પહોળો હોય અને પાયો તો એથીયે પહોળો હોય જ છે. કપડાં સીવતી વખતે આપણે સાવ કિનારી ઉપર સીવતા નથી, થોડીક ઓટણીની જગ્યા રાખવી જરૂરી હોય છે. (મરાઠીમાં એ જગ્યા માટે એક સરસ બંધબેસતો શબ્દ રાખ્યો છે, – 'માયા') સીવતી વખતે 'માયા' રાખીને જ બખિયા મરાય છે. જીવનમાં પણ દરેક વ્યવહારમાં આવી માયા રાખવી જ પડે છે. એ માયા ન હોય અને માણસ સાવ કંજૂસ થઈ જાય તો સમાજ ચાલે જ નહીં. દરેક વ્યવહારનો પાયો હિસાબ કરતાં કંઈક પહોળો રાખવો એ જ આકાર્પણ્ય છે.

દરેક જણ જો ત્રાજવું લઈને જ બેસે તો ડગલે ને પગલે કોર્ટમાં જવું પડે અને સમાજનો આખો વ્યવહાર કોર્ટ મારફતે જ કરવાનો વારો આવે તો સમાજની શી સ્થિતિ થાય એની કલ્પના કરવી અઘરી નથી.

૨૮–૬–'૩૬

## ૧૦

સર્વ સામાજિક સદ્‌ગુણોમાં અનુસ્યૂત એટલે કે પરોવાયેલો આર્ય આત્મગુણ તે માંગલ્ય છે. માંગલ્યની વ્યાખ્યા કરવી મુશ્કેલ છે. માંગલ્ય ક્યાં છે અને ક્યાં નથી એ બતાવવું અઘરું છે. માંગલ્યની સુવાસ કોઈ એક ખાસ ક્રિયામાં નથી જણાઈ આવતી પણ આખા વાતાવરણમાં તે મહેકે છે. માંગલ્ય અને આસ્તિકય એ એક જ વસ્તુ છે. આત્મા છે એ સ્મરણથી જેમ આખું જીવન ઉદ્દીપિત થાય છે, ઈશ્વર છે એ શ્રદ્ધાથી જેમ વિશ્વસંસ્થા યથાયોગ્ય બની જાય છે, તેમ જ માંગલ્ય-વૃત્તિથી જીવન સાર્થ અને સમાધાનરૂપ થાય છે. આત્મા છે એટલે એ સર્વવ્યાપી છે; બધાનાં અંતઃકરણમાં સ્ફુરે છે; આત્મા પ્રેમસ્વરૂપ છે તેથી અંતે દુનિયામાં વિગ્રહ મટી જ જવાનો છે; દુષ્ટમાં દુષ્ટ માણસ પણ અંતે સજ્જન થવાનો છે; દુનિયા રોજ વધુ ને વધુ બગડતી હોય તોયે અંતે અથવા અનંતે એ બધું સાફ થવાનું છે અને શાંતિ, સમતા, પરસ્પર પ્રેમ અને વિશ્વાત્મૈકય ભાવ સર્વત્ર પ્રસ્થાપિત થવાનાં જ છે; અનંત વિવિધતા હોવા છતાં વિશ્વ-વ્યાપી ઐકય ક્યાંય ખંડિત થતું નથી; એ જાતની શ્રદ્ધાને જ માંગલ્ય તરીકે આપણે ઓળખીએ છીએ. જેમ આપણાં આર્ય નાટકો અંતે સુખપરિણામી જ થાય છે અને ભરતવાકયમાં વિશ્વકલ્યાણની ભાવના જ ગાજી ઊઠે છે, તેવી રીતે આ વિશ્વલીલાનું નાટક પણ સર્વકલ્યાણ તરફ જ વહે છે, એ જાતની શ્રદ્ધા તે માંગલ્ય. પાપ ઉદ્‌ભવે છે તે નિર્મૂલન થવા માટે; ગેરસમજ પેદા થાય છે તે

દિલસફાઈના આનંદ માટે; ઉનાળાની ધરતી તપે છે તે આકાશનો વરસાદ ખેંચી લાવી વનસ્પતિસૃષ્ટિને ઉગાડવા માટે; માણસ સ્વાર્થી થાય છે તે એ જીવનની વિફળતાની ખાતરી કરી લેવા માટે; પરમાત્મા અનેક રૂપે પ્રગટ થાય છે તે પોતાની અતૂટ એકતાનો અનુભવ કરવા માટે; એ જેના મનમાં દૃઢપણે વસી ગયું છે એના હૃદયની શાંતિનો ભંગ કોણ કરી શકે? સમુદ્રો સુકાય, પહાડોના ચૂરેચૂરા થઈ જાય, ધ્રુવ પણ પોતાનું સ્થાન છોડીને ચળે, પણ માંગલ્ય ઉપરની શ્રદ્ધાવાળાની શાંતિ ચળે નહીં. એનું જ નામ આસ્તિકતા. આવી જીવતી આસ્તિકતા જો એક પણ માણસ કેળવે તો તેટલે દરજ્જે સમાજ એકદમ ઉપર ચડી જાય છે. આત્મનિષ્ઠા, માંગલ્ય ઉપરની નિષ્ઠા એ સામાજિક કલ્યાણની મોટામાં મોટી મૂડી છે. આજે સમાજ આટલો પીડાય છે એનું કારણ જ એ છે કે માણસના હૃદયમાંથી જીવતી આત્મનિષ્ઠા લગભગ આથમી ગઈ છે. સમાજનો ઉદ્ધાર કરવા માટે, સમાજનું સ્વાસ્થ્ય ફરી પ્રસ્થાપિત કરવા માટે રોજ ઊઠીને સમાજરચના ફેરવીએ એના કરતાં ક્ષમા, દયા, અનસૂયા, અકાર્પણ્ય, દાન, શૌચ, અસ્પૃહા આદિ આર્ય સદ્ગુણો માંગલ્ય ઉપરની શ્રદ્ધાથી કેળવીએ તો માણસજાત સુખી થશે, એની બધી શક્તિઓ જોતજોતામાં ખીલશે, અને પછી ગમે તે રચના હોય તોય તે સગવડભરેલી અને સમાધાનકારક નીવડશે.

આપણા દેશમાં એક વખતે ગોત્રો લડયાં, વંશો લડયા; ત્યાર પછી ધર્મો અને પંથો લડયા. પછી વારો આવ્યો ન્યાતોને લડવાનો. રાષ્ટ્રીય મહાસભા સ્થપાઈ ત્યારથી પક્ષો પડી તેમની વચ્ચે હુંસાતુંસી ચાલે છે. અને હવે તો આર્થિક હિતસંબંધ પ્રમાણે સમાજના વર્ગો પાડી વિગ્રહ ચલાવવાની સૂચનાઓ થાય છે. જૂના ઝઘડાઓ હલકા અને અશાસ્ત્રીય હતા. અમારો ઝઘડો ઉચ્ચ ભૂમિકા પરનો અને સશાસ્ત્ર છે એમ બધા જ નવા લડવૈયાઓ કહ્યાં કરે છે. પણ ઝઘડાઓ મટાડી સર્વસમન્વય કરવાની પ્રવૃત્તિ આદરીએ તો બધાં જ શાસ્ત્રો કૃતાર્થ થશે. અન્યાય સામે લડવાનું તો હમેશાં હોય જ છે. ભૂખમરો, રોગો, અજ્ઞાન, વહેમો, જોહુકમી, એકએક શત્રુ સામે લડવાનું તો છે જ. પણ એ લડત માટે કઈ જાતની વૃત્તિઓ આપણે કેળવીએ છીએ એના ઉપર બધો આધાર છે. માણસની જો માંગલ્ય ઉપર નિષ્ઠા હશે તો જેનો વિરોધ કરીએ છીએ એનું પણ કલ્યાણ જ થાય એવી રીતે માણસ લડશે, અને લડતને અંતે બંનેને સંતોષ થઈ એમની વચ્ચે કૌટુંબિક ભાવ સ્થપાશે. વિગ્રહને અંતે આ કે તે પક્ષનો નાશ કરવાને બદલે વિગ્રહનાં તત્ત્વોનો જ જો નાશ કરી શકયા તો લડયાનું સાર્થકય ગણાય. ફરી ફરી લડવાપણું રહે એવી લડતનું ફળ શું?

આલંકારિક ભાષામાં બોલીએ તો ગરીબ ગાય અને એને મારી ખાનાર ક્રૂર વાઘ બન્નેમાં એક જ આત્મતત્ત્વ છે અને બન્ને વિકાસ તરફ જ પ્રયાણ કરે છે. વાઘના સ્વભાવમાં ફેરફાર થવાની જેટલી આવશ્યકતા છે તેટલી જ ગાયના સ્વભાવમાં પણ પરિવર્તન કરવાની આવશ્યકતા છે. આવું પરિવર્તન થઈ શકે એમ છે, અને એ થયા પછી ગાયનું જીવન અને વાઘનું જીવન બંને પરસ્પરાનુકૂલ થશે,

એ જાતનો વિશ્વાસ તે જ માંગલ્ય ઉપરની શ્રદ્ધા.

જેમ અંતિમ સાધ્ય વિશે અચળ શ્રદ્ધા એ માંગલ્યનો સ્વભાવ છે તેમ સાધન વિશે પણ એવી જ દૃઢ શ્રદ્ધા માંગલ્યવૃત્તિમાંથી ઉત્પન્ન થાય છે. આત્મગુણો કેળવ્યા પછી એ ગુણોને અનુરૂપ એવાં જ સાધનો આપણે વાપરી શકવાના. એ સાધનો પાશવી કે સ્થૂળ નહીં હોવાથી એમની યોગ્યતા અને પરિણામકારિતા વિશે સામાન્ય માણસ ઘણી વાર સાશંક રહે છે. માંગલ્ય ઉપરની શ્રદ્ધા જેનામાં છે તે માણસ સાધનો વિશે સાશંક નથી રહેવાનો, અને થોડાક પ્રતિકૂળ અનુભવો ઉપરથી નિરાશ થઈ એ છોડી નથી દેવાનો.

હવે આ માંગલ્યવૃત્તિ શી રીતે કેળવાય? એને માટે કોઈ સાધના નથી, કોઈ અભ્યાસક્રમ નથી. માંગલ્યવૃત્તિનો જ અંતે વિજય છે એ પુરવાર કરવા જેટલો પુરાવો મનુષ્યજાતિ પાસે હજી ભેગો ન પણ થયો હોય. માંગલ્ય ઉપરની શ્રદ્ધા એ ઈશ્વરની એક બક્ષિસ છે. એક માણસમાં જો એ શ્રદ્ધા ખરેખર જાગી, જીવતી થઈ તો એના સહવાસથી ચેપ તરીકે બીજા માણસમાં એ સંક્રાંત થયેલી કોઈ કોઈ વાર જોવામાં આવે છે. કેટલીક વાર માણસને ઊંડા ચિંતનમાંથી એકાએક સ્ફુરી આવે છે. અરણીનાં બે લાકડાં ઘસતાં ઘસતાં જેમ એમાંથી એકાએક ધુમાડો અને અગ્નિ ભભૂકે છે તેમ જ સાત્ત્વિક વૃત્તિના માણસના મનોમંથનમાંથી એ જીવતી શ્રદ્ધા સળગી ઊઠે છે, અને પછી જ્યારે સમાજનો ઉદ્ધાર થવાનો હોય છે ત્યારે દાવાનળની પેઠે એ ચારે કોર ફેલાય છે. અને સામાજિક દોષોનાં તેમ જ નાસ્તિકતા-નાં બધાં જંગલો બાળી નાખે છે. પછી માણસજાત પોતાના હમેશના સ્વભાવથી પર જઈ લોકોત્તર પરાક્રમ કરી બતાવે છે. અને નવા યુગની શરૂઆત થાય છે.

આત્મગુણોનો સમાજવ્યાપી વિકાસ એ જ સામાજિક ઉદ્ધારનું અમોઘ સાધન છે. એ વિકાસમાંથી જ તે તે કાળ માટેની અનુકૂળ સમાજરચના માણસજાતને જડી આવે છે. સમાજરચનામાં ફેરફાર કરવાથી અને સત્તાની વહેંચણી ફરી ફરી નવેસર કરવાથી ઉત્સાહ ટકશે, નવા નવા અનુભવો મળશે, પણ માંગલ્ય તરફ પ્રગતિ થવાની નથી.

**૧૨–૭–'૩૬**

## પુનર્ઘટના

### ૧

પ્રલય પછી નવી સૃષ્ટિ એ તો દુનિયાનો નિયમ જ છે. મહાપ્રલય પછી પણ વિશ્વ થોભ્યું છે એમ નથી બન્યું. પછી પાંચ દિવસના પ્રલયની* શી વાત?

---

*** ગુજરાતમાં રેલસંકટથી જે સ્થિતિ ઊભી થઈ તેને લઈને આ લેખમાળા લખાઈ હતી.**

એમ તો હમેશાં પ્રલય ચાલ્યા જ કરે છે. દવાઓની નવી નવી શાસ્ત્રીય શોધો કરી ડૉક્ટરો જ્યારે શરીરમાંનાં કોટયવધિ જંતુઓનો નાશ કરે છે ત્યારે જંતુઓની સૃષ્ટિમાં એ મહાપ્રલય જ કહેવાય. અત્તરો તૈયાર કરવા માટે લાખો ફૂલોનો જ્યારે આપણે ઉકાળો કરીએ છીએ ત્યારે ફૂલોને ક્યાં ખબર હોય છે કે એ અસહ્ય સંહાર શા માટે થયો છે? દર ઉનાળે ઘાસ અને વનસ્પતિ સુકાઈને ભસ્મ થઈ જાય છે ત્યારે કુદરતમાં એવી જરાયે નિશાની નથી દેખાતી કે આ વિનાશમાંથી અથવા વિનશનમાંથી થોડા જ દિવસમાં લીલી સૃષ્ટિ તૈયાર થવાની છે. માણસનું પણ એવું જ છે. सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः। બાર બાર વરસના દુકાળોથી આખો દેશ ઊજડ, બેચિરાગ થયા પછી પણ માણસે નવી વસ્તી કરી છે અને આબાદી ફરી જામી છે. માણસની જીવવાની શક્તિ કુદરતની સંહારશક્તિ કરતાં પ્રબળ છે.

આપણે માટે જે બનાવ न भूतो न भविष्यति જેવો થઈ પડયો તે જ બનાવ મિસર દેશને માટે દર વરસનો અનુભવ છે. નાઈલ નદીની રેલ ન આવે અને આખો દેશ જળાકાર ન થાય તો જ ત્યાંના વતનીઓ અકળાવાના. સંકટ એક વાર આવે તો માણસ દીન થઈ જાય છે; અનેક વાર આવે તો તેને પહોંચી વળવાનો ઉપાય શોધી કાઢે છે; અને સંકટ જો હમેશનું થઈ પડે તો એને જીવન-નો નિયમ સમજી પોતાની રહેણીકરણીમાં જ તે કાયમનો ફેરફાર કરી લે છે. અને પછી સંકટ એ સંકટ મટી જીવનવિકાસનું સાધન બને છે.

વિકાસપ્રધાન મનુષ્યજાતિનો આ સર્વસામાન્ય નિયમ થયો. વાંદરાઓ દર શિયાળે ટાઢે ધ્રૂજે છે અને ઘર બાંધવાનો નિશ્ચય કરી આખી રાત યોજનાઓ ઘડે છે. સવારે તડકો પડયો અને ટાઢ ઊડી ગઈ કે તરત જ રાતનું દુઃખ ભૂલી જઈ પેટમાં જાગેલા જઠરાગ્નિને તૃપ્ત કરવા નિત્યની પેઠે એક ઝાડથી બીજે ઝાડ કૂદતા ફરે છે. તેથી સતત કષ્ટ વેઠતા છતાં વાંદરાઓએ હજી ઘર બાંધવા જેટલી અથવા પોતાનાં ગામડાં વસાવવા જેટલી પ્રગતિ કરી નથી. સંકટ મોળું પડયું કે વિચાર પણ મોળો પાડવો અને અનુભવ ભૂલી જઈ સ્વાભાવિક વૃત્તિઓને વશ થવું એ જડતાની નિશાની છે. મનુષ્યત્વનું લક્ષણ એથી જુદું છે.

આજનો મુખ્ય સવાલ આવતા વરસને માટે અનાજ શી રીતે પેદા કરવું અને બાળબચ્ચાંના માથા પર છાયા કેમ ઊભી કરવી એ જ છે. ઢોર તણાઈ ગયાં, ખેતીનાં ઓજારો તણાઈ ગયાં તે બધું ફરી વસાવવું છે. પણ એ બધાનો મુખ્ય પાયો તો રહેઠાણની જમીન છે. એનો પ્રથમ વિચાર થવો જોઈએ.

ગુજરાતનાં ઘણાંખરાં ગામડાંઓમાં વસ્તીના પ્રમાણમાં ગામતળની જમીન ઓછી છે. આનાં કારણો અનેક હોઈ શકે છે. મૂળ ગામ નાનું હોય અને પછી તે વધ્યું હોય તો ગામની સીમા વધારવાને બદલે ભીડ કરીને પણ ગામની ભાગોળો-ની અંદર જ રહેવું એ લોકાનો સ્વભાવ છે. આ કારણે જતે દહાડે ગામની વસ્તી

ઘીચ થતી જાય છે. બીજું કારણ ગામની રચના જ એવી હોય છે કે વિકાસને અવકાશ જ નથી હોતો. બ્રાહ્મણ, વાણિયા પાટીદાર ઈ. પ્રતિષ્ઠિત કોમોએ પોતાનું સ્થાન નક્કી કરી ભાગોળ બાંધી એટલે સમાજસેવામાં જેમની જરૂર વધારેમાં વધારે છે છતાં જેમની સમાજવ્યવસ્થામાં ઝાઝી પ્રતિષ્ઠા નથી એવી કોમો ભાગોળ બહાર પોતાનાં ઝૂંપડાં ઊભાં કરી મૂળ વસ્તીને એક જાતનો ઘેરો ઘાલે છે. સમાજને કિનારે રહેનારી આ કોમોને આ પ્રકાર ફાવતો પણ આવે છે. તેમનું કામ મોટે ભાગે સીમમાં અને જંગલમાં હોવાથી તેઓ ભાગોળે રહેવું જ વધારે પસંદ કરે. આવી ગોઠવણ થઈ ગઈ એટલે પ્રતિષ્ઠિત વસ્તીને વિકાસનો અવકાશ નથી રહેતો. ભાગોળી વસ્તીના પાડોશમાં રહેવું એમને પોષાય નહીં અને બહુ દૂર ખેતરોમાં જઈ રહેવું એ સુરક્ષિત ન ગણાય. એટલે વસ્તીની ભીડ સહન કરી, મકાનો બેડોળ રીતે ઊંચાં કરીને પણ નભાવ્યે જ છૂટકો. વસ્તીને સંકડામણમાં રાખવામાં રાજ્યવ્યવસ્થા પણ કારણરૂપ થાય છે. જ્યાં બહારવટિયાનો ત્રાસ હોય ત્યાં લોકો ખુલ્લામાં દૂર દૂર ઘરો બાંધી સ્વતંત્ર રહેવાની હિંમત જ ન કરે. રાજ્યવ્યવસ્થાની નીતિ બહારવટિયા કરતાં ઊંચી ન હોય ત્યાં સુધી બહારવટિયાનો ઉપદ્રવ મટે જ નહીં, એ સાર્વત્રિક અનુભવ છે. રાજા જો બહારવટિયાને પહોંચી વળે તો પ્રજા છૂટીછવાઈ કનડગતને પોતાની બહાદુરીથી જરૂર દૂર કરી શકે, અને દરેક મોટો ખેડૂત પોતાના ખેતરમાં જ પોતાનો મહેલ કે કિલ્લો બાંધી સુખેથી રહી શકે. રાજવ્યવસ્થા ઢીલી અથવા બેજવાબદાર હોય છે ત્યારે પ્રજાને આત્મરક્ષણને અર્થે કોટ બાંધી, અને કોટની અંદર પણ પોળો રચી જેમતેમ રહેવું પડે છે. આવી પરિસ્થિતિમાં પણ અસ્પૃશ્ય જેવી નાતોને તો કોટ બહાર રહેવું પડે છે. પ્રતિષ્ઠિત અને માલદાર નાતો કોટની અંદર જ રહેવાની.

હથિયારબંધીના કાયદાનો અમલ અણવિશ્વાસના પાયા પર રચી અત્યંત કડક રીતે એનો અમલ શરૂ થયો એ કારણે પણ લોકો ઘેટાંનાં ટોળાં માફક ઘીચો-ઘીચ રહેવા લાગ્યા, અને નિર્ભય ઉદારતા ભૂલી જઈને કોરટની સાંકડા મનની લડતો લડવા લાગ્યા. આ કારણે પણ જમીનના નાના કકડાઓ પર તાબૂત જેવાં મકાનો ચણાયાં. આવાં મકાનો કુદરતના કોપ આગળ શી રીતે ટકી શકે?

જીવવા માટે શુદ્ધ પૌષ્ટિક ખોરાક, સ્વચ્છ યથેચ્છ પાણી, હવાઅજવાળાની મોકળાશ અને પૂરતો શારીરિક વ્યાયામ જોઈએ છે એ પ્રાથમિક સિદ્ધાન્તનો અમલ કરવા જેટલી કેળવણી કે ચીવટ પ્રજામાં નહીં, એટલે ઉપર વર્ણવેલાં કારણોને લીધે સંકડાશમાં રહેવાથી પ્રજા પોતાને હાથે પોતાને કેટલી નિઃસત્ત્વ બનાવે છે એનો એને ખ્યાલ ક્યાંથી આવે? સુધરેલી સરકારે પ્રજાને વિસ્તૃત જીવન તરફ દોરવી જોઈતી હતી. પણ જમીનમહેસૂલના લોભમાં પડી સરકારે પણ ગામવસ્તીને ઘેરો ઘાલ્યો.

શરીરની સુખાકારીને જેમ વિસ્તૃત જગા જોઈએ છે તેમ માનસિક સ્વાસ્થ્ય માટે પણ વિશાળ અવકાશની જરૂર છે. મુંબઈની ચાલોમાં કબૂતરની પેઠે રહેનાર

વસ્તીની મનોભૂમિકા તેવી જ થવાની. ત્યાં વ્યાસ વાલ્મીકિ જેવો કોઈ મહાકાવ્ય-નો પ્રણેતા ન જ પાકે. સંકડાશમાં ટૂંકી દૃષ્ટિ કેળવાય છે એમ નેત્રવૈદો પણ કહે છે અને સમાજશાસ્ત્રીઓ પણ કહે છે.

આજે પુનર્રચના કરવી હોય તો એનો પાયો વિશાળ હોવો જોઈએ. જ્યાં થોડાં જ ઘરો પડ્યાં છે અને જ્યાં ઝાઝો ફેરફાર થવો અશક્ય છે ત્યાંની વાત છોડી દઈએ, પણ જ્યાં ઘણાંખરાં ઘરો પડી ગયાં છે અથવા પાડવા લાયક થઈ ગયાં છે ત્યાં સરકારે લોકોને મૂળ ગામના ક્ષેત્રફળ કરતાં ઓછામાં ઓછી ત્રણ ગણી જમીન આપવી જોઈએ. દરેક ઘરના માલિક પાસે મૂળ જમીન કેટલી હતી એનો હિસાબ કાઢી એથી ત્રણ ગણી જમીન એને સરકાર મફત આપે. અને એની સાથે પુનર્રચનાના અમુક નિયમોના પાલનની ફરજ એના પર નાખે તો પ્રજાનો પુનરુદ્ધાર થશે, અને સરકારને તંદુરસ્ત, ઉદ્યમી, ઉદાર મનવાળી અને સુધરેલી પ્રજા મળશે. આખા પ્રાંતમાં આ ફેરફાર ભલે ન થઈ શકે. જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં આ સુધારો તરત અમલમાં મૂકવો જ જોઈએ. પોતાના અમલદારોને સરકારે જણાવવું જોઈએ કે આ પગલું ભરવામાં સરકારે પોતાનું હિત જ જોયું છે, અને તેથી અમલદારોએ ઉત્સાહપૂર્વક આ નીતિનો અમલ કરવા-નો છે. અમલદારોને જો એવો ખ્યાલ આવે કે પ્રજાના દબાણને મોળું પાડવા પૂરતી જ સરકારની હા છે પણ હમેશની કંજૂસાઈની નીતિને જ વળગી રહેવાનું છે તો સરકાર એક-કંજૂસ હોય તો 'વફાદાર' અમલદારો દસ-કંજૂસ બની જાય છે. સિમલામાં, હવા ખાવાનાં મથકોમાં, લશ્કરી છાવણીઓમાં, કોલાર જેવી સોનાની ખાણોમાં ગોરી પ્રજા જે મોકળાશ ભોગવે છે તેના પ્રમાણમાં ગરીબ પ્રજાને પણ કાંઈક મોકળાશ મળવી જોઈએ. પ્રજા વૈભવમાં ભલે ન રહે પણ ઈશ્વરે આપેલી જમીન હવા અને અજવાળાની બાબતમાં ભૂખમરો ન જ હોવો જોઈએ.

૨૫–૯–'૨૭

## ૨

શરીર અને મનનો જેવો પરસ્પર સંબંધ છે તેવો જ સંબંધ લોકવસ્તી અને લોકસ્વભાવ વચ્ચે છે. જેવા પૂર્વજન્મના સંસ્કારો અથવા જેવા આનુવંશિક સંસ્કારો તેવું શરીર માણસ પામે છે. પણ એક વાર શરીર ધારણ કર્યા પછી એ શરીરની મન પર અસર થયા જ કરે છે. એટલે એમ સહેજે કહી શકાય કે જેવી લોકોની નગરરચના તેવી સમાજની મનોરચના. સમાજશાસ્ત્રીઓ સંસ્કૃતિનું અધ્યયન કરતી વખતે કોઈ પણ પ્રાચીન શહેરની રચના જોઈ એ શહેર રચાયું તે વખતની લોકસ્થિતિ અને લોકસ્વભાવ વિશે અચૂક અનુમાનો બાંધે છે. કાશીની ચક્રાવા જેવી સાંકડી શેરીઓ અને કાંચીની સામા ઘરના માણસને બોલાવવા બૂમ પાડવી પડે એવી વિશાળ રાજવીથિઓ પરસ્પર ભિન્ન સંસ્કૃતિઓની સૂચક છે. નર્મદાને કાંઠે પાઘડીપને વસેલું ભરૂચ અને મંદગતિ ઝેલમની શાખાપ્રશાખાઓને

કાંઠે પથરાયેલું શ્રીનગર એ જેટલાં કુદરતની જોહુકમી સૂચવે છે તેટલાં માણસનાં સ્વભાવદર્શક પણ થઈ પડયાં હોય તો નવાઈ નથી. જયપુર અને આલમોડા વચ્ચે આવો જ ભેદ જોઈ શકાય છે.

જૂના અનુભવ અને જૂના ઈતિહાસ પરથી ગુજરાતનાં શહેરો અને ગામડાંઓએ વિશિષ્ટ રૂપ પકડયું. આજે નવા અનુભવથી અને નવી પરિસ્થિતિથી આપણને કંઈ નવું સૂઝે છે કે નહીં એ મુખ્ય સવાલ છે. રાજાને વિષ્ણુનો અવતાર સમજી એના છત્ર તળે વ્યક્તિગત કે જ્ઞાતિગત ઉન્નતિ શોધનાર પ્રજા એક રીતે નગરરચના કરે. લોકશાહીમાં માનનાર અને રાષ્ટ્રીયતાનો વિચાર કરનાર પચરંગી પ્રજા બીજી જ રીતે પોતાનાં નગરો અને ગામડાંઓ ગોઠવે. સુખાકારીનાં સાધનો પણ રચનામાં આવશ્યક ફેરફાર કરે છે. પાણીના નળ દેખીતા તો સાવ સાદા હોય છે, પણ નળની એક અલાયદી સંસ્કૃતિ હોય છે. શહેરના નળોને શરીરની નસો સાથે સરખાવી શકાય. જ્યાં નળ પહોંચ્યા ત્યાંનું છૂટક સ્વાવલંબન મટી ગયું, અને પરસ્પરાવલંબી નાગરિક જીવન શરૂ થયું.

ગુજરાતમાં પુનર્ઘટનાનો યુગ શરૂ કરવો હોય તો ગુજરાતના હૃદયમાં પુનર્રચનાએ સ્મૃતિઓના નિયમોની પેઠે ચોક્કસ રૂપ ધારણ કરવું જોઈએ. અત્યાર સુધી અનેક જાતની અગવડો અપરિહાર્ય સમજીને વેઠતા આવ્યા તે અગવડો સામે ગમે તેટલી વાતો કરી હોય તોયે અપરિહાર્ય સમજી એમને નભાવ્યે જ છૂટકો હતો. હવે જ્યારે કુદરતના અરાજકે આપણને સ્વતંત્રતા અનુભવવાની તક આપી છે ત્યારે એનો કેટલો લાભ લેવાની આપણી હિંમત છે એ તપાસવાનું રહ્યું.

દાખલા તરીકે આપણી આગળ બેત્રણ સવાલો ચોખ્ખેચોખ્ખા ઊભા છે. ન્યાત અને ધંધો એ જ્યારે લગભગ સમાન હતા તે જમાનામાં શહેરો તેમ જ ગામડાંઓ ન્યાત પરત્વે જુદી પોળો, મહોલ્લાઓ તથા વિભાગોમાં વહેંચાયાં હતાં. બદલાયેલી પરિસ્થિતિમાં ન્યાતોની એ જ હૂંફ જો પુરુષાર્થને હણનારી અને કજિયા વધારનારી નીવડતી હોય તો હવે સમાન રહેણી, સમાન ધંધા અને શીલ એનો જ વિચાર કરી લોકવસ્તીના નવા ઘટક બાંધવા કે કેમ એ એક પ્રશ્ન છે. એક જ ન્યાતના છોકરાઓને એકત્ર રાખવાની બોર્ડિંગોની પદ્ધતિ જેમ આપણને સર્વાંશે ઈષ્ટ લાગતી નથી, તેમ વસ્તીના વિકાસમાં અથવા પુનર્ઘટનામાં ન્યાત પરત્વે મહોલ્લાઓ બાંધવા એ ઈષ્ટ છે કે કેમ એનો પ્રથમ વિચાર થવો જોઈએ. દેશસેવામાં કે સામાજિક પુરુષાર્થમાં જેમનું જીવન પરસ્પર સહકારથી સંકળાયેલું છે એવા લોકો ન્યાતજાતનો વિચાર કર્યા વગર પાસે પાસે રહેવાનું પસંદ કરે એ સ્વાભાવિક અને અપરિહાર્ય છે. જ્યાં મિલ છે ત્યાં પાસે જ સારી હવાઉજાસવાળી જગા જોઈને મિલ પર નભનારા કામદારો તેમ જ અમલદારો ત્યાં રહે એ જો આપણને ઈષ્ટ લાગતું હોય તો એમની બાબતમાં ન્યાત પરત્વે વિભાગો ન જ પાડી શકાય. બહુ બહુ તો માંસાહારી અને કેવળ અન્નાહારી એવા જ જુદા જુદા વાડા કરવાની જરૂર રહે. બાકીના ક્ષુદ્ર ભેદો દફનાવ્યે જ છૂટકો.

આજે શહેરની પુનર્રચનાનો વિચાર આપણી આગળ નથી એમ કહીએ તો ચાલે. ગામડાંઓનો અને ગામડાં કરતાં મોટા પણ ખેતી સાથે મોટે ભાગે સંબંધ ધરાવતા કસબાઓનો વિચાર આજે પ્રસ્તુત છે; કેમ કે નુકસાન ત્યાં જ વધારે થયું છે. જે વસ્તી મોટે ભાગે ખેતી સાથે પ્રત્યક્ષ સંબંધ ધરાવે છે તેને જો આપણે ગામ કહીએ તો એ વ્યાખ્યા પ્રમાણે આજે નાનાં શહેરોમાં ગણાતી વસ્તીઓ પણ મોટે ભાગે ગામમાં જ આવી જશે. એવી વસ્તીઓની પુનર્ઘટના આજે ઇષ્ટ છે અને શક્ય પણ છે. પ્રજામાંથી જો બીકણપણું ચાલ્યું જાય તો ખેતરનો માલિક પોતાના ખેતરમાં જ ઘર બાંધીને રહે અને ખેતરનું કામ કરે એ સ્વાભાવિક પરિસ્થિતિ પ્રજાને સહેજે પસંદ પડે એવી છે. લૂંટફાટની બીકથી અને ન્યાતોના કેટલાક રિવાજોથી આપણે ગામોમાં ઘીચ વસ્તી કરીને રહેવા ટેવાયા છીએ. હારબંધ અડોઅડ ઘરો બાંધવાની વ્યવસ્થા કરી આપણે ઘર બાંધવાનું ખરચ ઘણું ઘટાડયું. એકબીજાના આશ્રયથી ઘરો ગમે તેટલાં ઊંચાં કરવાં સહેલાં થઈ પડયાં. પડોશીઓના જીવનમાં ઓતપ્રોત થઈ જવાની સગવડ પણ સધાઈ. દરેકના ખાનગી જીવનનો મોટો ભાગ પડોશીની દૃષ્ટિ આગળ ઉઘાડો રહેવાથી સામાજિક ચોકી પણ અનાયાસે ઊભી થઈ. એવા એવા લાભો જરૂર મળ્યા. પણ એ દરેક લાભને બીજી બાજુ પણ છે. સ્વતંત્રતા, હિંમત, પૌરુષ, કલ્પકતા અને તંદુરસ્તી કેળવવા માટે જે માનસિક મોકળાશની જરૂર છે તે હારબંધ ઘરોથી નથી મળતી. ઘીચ વસ્તીમાં રહીને આપણે એક રીતે આત્મરક્ષા સાધી ખરી પણ સલામતી એ પુરુષાર્થને હણનાર વસ્તુ છે. માણસ સલામતી શોધતો થયો એટલે એની કીમતી વૃત્તિઓ અને શક્તિઓ હણાય છે, જોખમ વહોરી લેવાની બહાદુરી જતી રહે છે. ઘીચ વસ્તીમાં રહેવાથી કજિયાકંકાસ વધે છે, સ્વતંત્ર વિકાસને અવકાશ રહેતો નથી, અને ગાડરિયા વૃત્તિમાંથી ઊગરવું મુશ્કેલ થઈ જાય છે. પોતાની ઢબે પોતાનું જીવન વિકસાવવાની વૃત્તિ જ મરી જાય છે. અને એ વૃત્તિ જાગ્રત રહે તોયે તે પ્રમાણે કરવાની અનુકૂળતા નથી રહેતી.

એના કરતાં જો દરેક માણસ પોતાના જ ખેતરમાં ઘર બાંધીને વસે તો ઘરની આસપાસની ખુલ્લી જમીનને લીધે શારીરિક તેમ જ સામાજિક આરોગ્ય બંને જળવાય, કજિયા ઓછા થાય, સ્વાભિમાન અને પરસ્પર આદર પોષવાને અવકાશ રહે. અને સૌથી મોટો લાભ એ કે કુટુંબના દરેક માણસને પોતાની નવરાશના નાના નાના કટકાઓનો સદુપયોગ કરવાની સગવડ થાય. ઘરની આસપાસ બગીચો હોય, તુલસીના કયારા હોય, શાક કોથમીર ઉગાડયાં હોય, દેવકપાસ કે હીરવણીના પાંચસાત છોડ વાવ્યા હોય, ગાય કે બકરી બાંધી હોય તો કુટુંબને સહેજે અનેક રીતે ઉદ્યમી જીવન ગાળવાની તક મળે, અને ઘરના લોકોને અત્યંત આવશ્યક એવી નિરક્ષરી કેળવણી મળે. સાક્ષરી કેળવણીની કૃત્રિમતા ઓછી કરવાનો આના કરતાં બીજો સારો ઉપાય કયો?

ત્યારે આપણે ઘરોની લાંબી લાંબી દીવાલો ચણીશું કે ઘરોના બગીચા બનાવીશું

એ સવાલનો ઉકેલ અત્યારે જ આવી શકે એમ છે. ગામડાંમાં અને નાનાં શહેરો-માં તો ફક્ત બજારની દુકાનો હારબંધ રાખી હોય તો બસ છે. બાકી રહેઠાણનાં બધાં મકાનો દૂર દૂર હોય તો જ વધતી જતી બીમારીમાંથી અને સમાજનો નાશ કરનાર કજિયાઓમાંથી આપણો છુટકારો થઈ શકે એમ છે.

જમીનમહેસૂલના ચાલુ કાયદા પ્રમાણે પણ દરેક સાચા ખેડૂતને પોતાની જમીન પર પોતાની હાજતજોગું પાકું મકાન બાંધીને રહેવાની છૂટ છે. આવું ઘર બાંધવાથી એને વધારે મહેસૂલ આપવું પડતું નથી, પણ આ નિયમનો લાભ લેવા જેટલાં જ્ઞાન કે હિંમત અત્યાર સુધી પ્રજામાં નહોતાં. પ્રજાજાગૃતિના યુગમાં પ્રજા ધારે તો એ બન્ને કેળવી શકે. થોડાયે હિંમતવાન અને કાબેલ ખેડૂતો ધારે તો આવું આદર્શ ગામડું વસાવી શકે. એક ફાવ્યું એટલે એની આસપાસ બીજાં એવાં જ ઊભાં થવાનાં. ગામડાંની વ્યાપક હાજતો પૂરી પાડવાના મૂળમાં શહેરોની ઉત્પત્તિ છે. અમુક પ્રદેશોમાં આવાં આદર્શ અને બહાદુર ગામડાંનો સમૂહ જામે કે એની મેળે એમની વચ્ચે એકાદ શહેર ઊભું થવાનો સંભવ રહે છે. અથવા એવું અનુકૂળ શહેર પાસે હોય તો તે શહેર પર આવાં ગામડાંની અસર થાય. પણ એ ભવિષ્યની વાત રહી.

ગમે તેટલી નાની વસ્તી નવેસર ઊભી કરવી હોય તોયે સ્ટેશન પરના રેલવેના પાટા જેવી ઘરોની હારો કર્યે નહીં ચાલે. કેટલીક વસ્તીઓ વચમાં એક મોટું તળાવ રાખી એની આસપાસ ગોઠવાયેલી હોય છે. કેટલીક વસ્તીઓ એકાદ ટેકરી-ને કે કિલ્લાને ઘેરો ઘાલી એને આશરે રહે છે. જ્યાંથી આ લખું છું તે મદુરામાં મીનાક્ષીનું મંદિર મધ્યસ્થ રાખી એની આસપાસ આખું શહેર ચોરસ પથરાયું છે. મીનાક્ષીનો મોટો ઊંચો ને પહોળો રથ ઉત્સવ પ્રસંગે આખા શહેરમાં ફરવાનો હોય છે તેથી રસ્તાઓ પૂરતા પહોળા છે. અને ચોરસના દરેક ખૂણા પર રથ પહોંચાડવો હોય તો રથ ખેંચનાર સેંકડો લોકો માટે પૂરતી જગા રાખવી જોઈએ, તેથી દરેક રસ્તાનો છેડો મોટા મેદાન જેવો રાખ્યો છે. આ મૂળ રચના હતી. અંગ્રેજી રાજ્ય પછી આપણું સામાજિક જીવન ચૂંથાયું અને બેજવાબદાર થયું તે પછી આ વ્યવસ્થા બહુ બગાડવામાં આવી છે. આપણે ફરી ગ્રામરચના કે નગર-રચનાનો વિચાર કરીએ તો આપણી નવી રહેણીને અનુકૂળ એવી રચના કરી શકીશું. વસ્તીના દરેક વિભાગમાં એક મોટું ખુલ્લું ચોગાન રાખ્યું હોય તો એ વસ્તીનાં ફેફસાંનું સ્થાન લેશે. બાળકો અને બાળાઓ સવારસાંજ ત્યાં રમે. સામા-જિક ઉત્સવ પ્રસંગે અથવા સભાઓ માટે લોકો ત્યાં ભેગા થાય. જ્ઞાતિભોજનોમાં આજે જેમ રસ્તા પર શૌચકૂપના ગંદવાડમાં જ નાક અને મન રીઢાં કરીને બેસવું પડે છે તેવું પછી — જ્ઞાતિભોજનો ચલાવવાં જ હોય તો — કરવું ન પડે. રોજ અથવા અમુક વારે બધા લોકો એવે ઠેકાણે ભેગા થાય જ એવો નિયમ જો બાંધી શકાય તો સામાજિક જીવન ખૂબ કેળવાય; માત્ર પોતાની જવાબદારી સમજનાર લોકોએ એને દોરવાનું કામ કર્યું હોય તો જ. આવું સ્થાન મંદિર જેટલું પવિત્ર

રાખવું જોઈએ એમ કહેવા જતાં આપણે આપણાં મંદિર કેવાં રાખીએ છીએ એનો વિચાર મનમાં આવ્યા વિના રહેતો નથી. નવાં મંદિરો બાંધવાં જ હોય તો મંદિરોની આસપાસ પણ પૂરતી ખુલ્લી જગા હોવી જોઈએ. પણ મંદિરોનો વિચાર સ્વતંત્ર રીતે કરવો પડે એમ છે.

ત્રીજો સવાલ તે આપણા શૌચકૂપોનો. સમાજની કેળવણીનો પ્રારંભ શૌચાચારથી કરવો એમ આપણા સ્મૃતિકારોએ કહ્યું છે. સ્વચ્છતાના આગ્રહને લીધે ઉચ્ચનીચ ભાવ પણ આપણા સમાજે દાખલ કર્યો. છતાં સામાજિક અબુદ્ધિએ શૌચનો સવાલ હજી અણઉકેલ્યો જ રાખ્યો છે. લોકોને ગંદા શૌચકૂપોમાં અર્ધા અર્ધા કલાક ગાળતાં અને ત્યાં બીડીઓ ફૂંકતાં શરમ નથી આવતી, પણ શૌચના સવાલની ચર્ચા માત્ર સૂગ ઉપજાવે છે! આ વિવેકને વિશે શું કહેવું? જૂનાં કે નવાં ઘરો જુઓ, શૌચકૂપોની અને ખાળોની ઉત્તમ વ્યવસ્થા કઈ, અને તે કેમ જળવાય, એનો બરાબર વિચાર થયો હોય એવું ભાગ્યે જ જોવામાં આવે છે. હારેલા માણસની પેઠે લોકો એ વિશે હમેશ મૌન જ રાખે છે. માટી, પાણી, તડકો, હવા અને મોકળાશ એ પંચમહાભૂતોમાં દરેક દ્રવ્યને શુદ્ધ કરવાની અમર્યાદ શક્તિ છે. એનો ઉપયોગ કરવામાં પૈસા કરતાં આવડતની જ જરૂર વધારે છે. એ આવડત લોકશિક્ષણ વગર કેળવાવાની નથી. સમાજસેવકોએ હિંમતપૂર્વક આ બધી બાબતોમાં લોકોને ફરી ફરી જ્ઞાન આપવું ઘટે છે.

લોકશિક્ષણ વગર લોકોની મનોરચના બદલાવાની નથી. સમાજસેવકો ખૂબ વિચાર અને ચર્ચા કરી પુનર્ઘટના પછીનું સુધરેલું જીવન કેવું હોય એ નક્કી કરે અને સમાજમાં એનો પ્રચાર કરે, અને એની સાથે એને અનુકૂળ આવાસોની રચના કરે, એ સફળતાનો એકમાત્ર ઉપાય છે.

૯–૧૦–'૨૭

## અશાંતિનો ડર?

સમાજ એટલે જ શાંતિ. શાંતિ વગર સમાજ સંભવે જ નહીં. શાંતિ તો સમાજના હાડમાં જ રહેલી છે.

કુદરતમાં આપણે જોઈએ છીએ કે બધે શાંતિ જ હોય છે. અવારનવાર તોફાનો આવે છે ખરાં, પણ અંતે તે બધાં શમી જાય છે. જ્યારે કુદરત રુદ્રાવતાર ધારણ કરે છે, આકાશમાં મેઘગર્જના થાય છે, વીજળી કડાક કડાક આભને વીંધી નાખે છે, ધરતી ધ્રૂજે છે, મુશળધાર વરસાદ મોટા મોટા પ્રદેશોને ધોઈ નાખે છે, ચીન જેવડા મોટા મોટા પ્રદેશો જળબંબોળ થઈ જાય છે, પહાડ તૂટી જાય છે, ધરતીકંપથી મોટાં મોટાં શહેરો પૃથ્વીના ઉદરમાં અલોપ થઈ જાય છે, અને સાગરમાં ગગનચુંબી મોજાં ઊછળે છે — જાણે વિશ્વને ચાટી જતી મૃત્યુની જીભો — ત્યારે આપણને થાય છે કે આ જ કુદરતનું સાચું સ્વરૂપ છે. રોજની શાંતિ પરદેશી

સરકારની સૌમ્યતા જેવી ભ્રામક વસ્તુ છે. કુદરતના પેટમાં તો વિનાશ જ રહેલો છે, જેટલી સૃષ્ટિ સરજાય છે તે બધીનો એકસાથે પ્રલયકાળ આણવાનો લહાવો લેવા માટે જ. એક એક પગલા તળે એક એક વિશ્વનો ચૂરો કરનાર મહાકાલનું ભૈરવ તાંડવનૃત્ય એ જ સૃષ્ટિનું અંતિમ સત્ય છે એ વિશે મનમાં જરાય શંકા રહેતી નથી. તોફાન જ્યારે પ્રત્યક્ષ થાય છે ત્યારે એની સત્યતા અને મહત્તા વાસ્તવિક કરતાંયે આપણને વધારે લાગે છે. પણ અંતે આવા તોફાનનો પણ અંત આવે છે, અને શાંત પ્રકૃતિ ધીમે ધીમે પોતાનું સામ્રાજ્ય બધે ફેલાવે છે. અને વિશ્વસાક્ષી તારાઓ તે આનંદથી જુએ છે. પ્રકૃતિની પ્રકૃતિ ખરેખર શાંતિમય જ છે. અશાંતિ તો શાંતિને વધુ સ્પષ્ટ, સમર્થ અને સુદૃઢ કરવા માટે જ હોય છે.

આપણાં શરીરમાં જુઓ. જ્યાં સુધી આપણા આહારવિહાર નિયમિત ચાલે છે, આપણા ઉદ્યોગ અને આરામ પ્રમાણબદ્ધ હોય છે ત્યારે શરીર કેવું ચુપચાપ ચાલે છે! આપણે દેહધારી છીએ એ વસ્તુ જ આપણે તે વખતે ભૂલી જઈએ છીએ. દાંત દુખે છે ત્યારે જ ભાન થાય છે કે મોઢામાં દાંત છે. પણ જો શરીરમાં કાંઈ વિકૃતિ થાય, રોગનાં જંતુ પેસી જાય, આપણા આહારવિહારમાં અવ્યવસ્થા આવે તો તરત શરીરમાં તાવ આવે છે, ઊલટી થાય છે, માથું દુખે છે, અનેક વિકાર થાય છે. એટલા ઉપરથી કોઈ એમ નથી કહેતું કે તાવ, ઊલટી કે શિરોવેદના એ માણસની પ્રકૃતિ છે. પ્રકૃતિ સ્વભાવે શાંતિ તરફ આપણને લઈ જાય છે. વર્ષો સુધી દમની ધમણ ચલાવનાર શરીર પણ ખરું જોતાં આરોગ્ય તરફ લઈ જવાનો જ પ્રયત્ન કરે છે.

અને રાષ્ટ્રના ઈતિહાસમાં પણ આપણે શું જોઈએ છીએ? અદ્‌ભુત રસનો રસિયો ઈતિહાસકાર યુદ્ધો, બળવાઓ, ક્રાંતિઓ અને એવા જ બીજા ઉત્પાતો મોટા કરીને લખે છે. છતાં જો કાળગણના કરવા બેસીએ તો રાષ્ટ્રના જીવનમાં બળવાઓ, યુદ્ધો અને ક્રાંતિઓ માંદગી જેટલો જ સમય વ્યાપે છે. ખૂન, કતલ, અત્યાચાર ગમે તેટલાં વધે તોપણ અંતે એ શાંત થાય છે અને ફરી પહેલાંની પેઠે લોક-વ્યવહાર ચાલે છે. ફરી બળદ આંખો મીંચીને હળ ખેંચે છે, ખેડૂત ધરતીમાતાને સુજલા, સુફલા અને શસ્યશ્યામલા જુએ છે. બ્રાહ્મણો વાર્ષિક દેડકાની પેઠે વેદઘોષ કરે છે, પંડિતો જ્ઞાનનું ક્ષેત્ર ખેડે છે, કારીગરો માણસજાતની કુશળતા ખીલવે છે, અને પૌષ્ટિક પરિશ્રમને અંતે મજૂરો લોકગીતો લલકારે છે, માતાઓ પોતાનાં બાળકોને ઉછેરે છે અને બાળકો નિશાળ ચૂકવીને રમતાં રહે છે. દુનિયાનો શાંત વ્યવહાર ખંડિત કે અખંડ હમેશાં ચાલ્યો જ જાય છે. શાંતિ એ જ કુદરતનો સ્વભાવ છે. તોફાન, વિગ્રહ, વિનાશ એ પણ બગડેલી શાંતિને, કટાયેલી શાંતિને ફરી તાજી કરવા માટે, સુલભ કરવા માટે જ મથે છે.

ગાંધીજીએ એક ઠેકાણે કહ્યું છે, કે ચારે કોર મોતનું નિરપવાદ સામ્રાજ્ય હોવા છતાં અંતે જીવનનો જ વિજય છે. જીવન ટક્યું છે એ જ બતાવે છે કે હિંસા કરતાં અહિંસા શ્રેષ્ઠ છે. અહિંસા એ જ જીવનનું ખરું રહસ્ય છે.

ખરેખર શરીરમાં શક્તિ પેદા થાય છે એના કરતાં શક્તિ ઘટવાનું પ્રમાણ વધી જાય તો એ શરીર ક્ષીણ થઈ પડી જાય છે. જે દુકાનમાં આમદાની કરતાં ખર્ચ વધે છે તે અખંડ ચાલી ન શકે. એ થોભવી જ જોઈએ, એનું દેવાળું નીકળવું જ જોઈએ. મોતનું સામર્થ્ય જીવન કરતાં મોટું હોત તો દુનિયામાં ક્યારનો કેવળ વિનાશ જ ફેલાયો હોત. એ જોવાને કે અનુભવવાને અથવા સ્વીકારવાને પણ કોઈ હાજર ન રહેત. પણ આપણો અનુભવ છે કે જીવન બધે છે, ફાવે છે અને ફાલે છે. અને મોત જાણે જીવનનો વિજય ફરી ફરી સિદ્ધ કરવા માટે જ બંદીજનની પેઠે રાખ્યું છે એવું આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ.

દુનિયાની સરકારો આપણને હમેશ સમજાવે છે કે અમે છીએ માટે જ સમાજમાં શાંતિ છે; અમે ન હોત તો લૂંટારા તમને ધોળે દહાડે લૂંટી જાત. ખરી વાત એ છે કે લોકસ્વભાવમાં સજ્જનતા છે, ભલાઈ છે, શાંતિ છે એટલે જ મનુષ્યસમાજ સુખી છે. જો આખી પ્રજામાં તોફાની વૃત્તિ જાગે તો કોઈ સરકાર એને રોકી ન શકે. નાનીમોટી ફોજને પરાજિત કરી શકાય. સરકારને હાથે આખું રાષ્ટ્ર પરાજિત થયાના દાખલા છે જ નહીં. લોકોમાં શાંત વૃત્તિ સ્વાભાવિક છે એટલે જ સરકારો પણ નભી છે. સરકારો ન હોત તો દુનિયા જોખમમાં આવવાની ન હતી, ઊલટું એમ કહી શકાય કે શાંત વૃત્તિના મનુષ્યસ્વભાવે તોફાની વૃત્તિના જબરદસ્તોને, અન્યાયના સવાદિયા ધૂર્ત લોકોને લાંચ આપીને સંગઠિત કર્યા છે અને તે સંગઠનને જ સરકાર બનાવી પ્રતિષ્ઠા આપી છે. એ રીતે એ ટોળામાં કંઈક સજ્જનતા આવે તો આવે. ગામડાંમાં ચોરને જ કોટવાળ કરવાની પ્રથા હજીયે છે. સરકાર જો પ્રજાને રક્ષણ આપતી હોય તો એ પોતાની સામે છે. જેમ બહારવટિયા કહે છે કે અમને આટલા રૂપિયા આપો, નહીં તો તમને કનડીશું, એવી જ રીતે સરકારો પણ કહે છે; તમારે ત્યાં દુકાળ હો કે સુકાળ, અમારે મોજમજા કરવી છે, અમે માગીએ તેટલા પૈસા આપો, નહીં તો તમારી સામે સરહદના ગુંડાઓને ધસવા દઈશું, અંદરના જ ગુંડાઓને ઉત્તેજન આપીશું, અથવા અંતે અમારા જ લોકો કાયદાને નામે કાયદેસર રીતે લૂંટફાટ કરશે. ખોટી કેળવણીને લીધે મનુષ્યસમાજ માની બેઠો છે કે માણસનો સ્વભાવ લૂંટફાટનો છે અને સરકાર એને અંકુશમાં રાખે છે. હકીકતમાં એવું કશું નથી. માણસજાત સ્વભાવે જ શાંતિપ્રિય છે. કુદરત પણ શાંતિને જ અનુકૂળ છે. તેથી દુનિયામાં શાંતિ છે. શાંતિ એટલે જ સમાજ.

૨૭-૧૨-’૩૧

## જીવન-ચક્ર

તપ, ભોગ અને યજ્ઞ – આ એક મહાન જીવનચક્ર છે. માણસ કામનાથી પ્રેરિત થઈ સંકલ્પ કરે છે. એ સંકલ્પ પાર પાડવા જે જે પ્રવૃત્તિ માણસ આદરે છે તે

બધું તપને નામે ઓળખાય છે. આ પ્રવૃત્તિ પોતાની મેળે અથવા સ્વતઃ પ્રિય હોય છે એમ નથી, પણ સંકલ્પસિદ્ધિની આશાને લીધે જ માણસ તેટલી પ્રવૃત્તિ ખુશીથી અથવા ઉત્સાહથી ઉપાડી લે છે. આ તપને અન્તે ફલપ્રાપ્તિ થાય છે. ફલપ્રાપ્તિ પછીની ક્રિયા તે જ ભોગ. ફલભોગ એ આપણે ધારીએ છીએ તેના કરતાં ગૂઢ વસ્તુ છે. ફલોપભોગમાં એકલી તૃપ્તિ જ હોત તો તેમાં જ માણસને આત્મ-સાક્ષાત્કાર થઈ જાત, પણ ફલોપભોગના આનંદમાં જ વિષણ્ણતા રહેલી છે. દરેક આનંદમાં આપણે અજાણતાં આત્માને મેળવવા ચાહીએ છીએ. કામનાતૃપ્તિથી મળેલા આનંદ પછી એક ક્ષણને માટે મોહનો સંતોષ મેળવીને અંતર કહે છે: "મારે જોઈતું હતું તે આ નથી." આટલાથી ચેતીને જો માણસ કામનાવિમુખ થાય તો તેને આત્મપ્રાપ્તિનો રસ્તો જડે, પણ સત્યનું મુખ સોનાના ઢાંકણાથી ઢાંકેલું હોય છે. એક સંકલ્પ પૂરો થયો હોતો નથી ત્યાં તેમાંથી જ બીજો સંકલ્પ ઉદ્ભવે છે, અને આ રીતે ફરી નવી પ્રવૃત્તિમાં, નવા તપમાં અને નવા ભોગમાં માણસ તણાય છે.

આમાં યજ્ઞને સ્થાન ક્યાં છે? દરેક ભોગ, અને કામનાથી કરેલું દરેક તપ એ કુદરત પાસેથી લીધેલું ઋણ છે. તે અદા કરીને જ માણસ ઋણમુક્ત થાય છે. મારે અન્ન ખાવું છે તેટલા માટે હું જમીન ખેડું છું, તેમાં બીજ વાવું છું, લણણી સુધી ખેતરમાં મહેનત કરું છું, અને આ રીતે જમીનનો કસ કાઢી તેનો ભોગ કરું છું. જમીનનો જેટલો કસ મેં લીધો તેટલો જમીનને પાછો આપવો, જમીનને એની મૂળની સ્થિતિ પાછી આપવી એ યજ્ઞકર્મ છે.

મુસાફરીમાં હું કોઈને ત્યાં રાતવાસો રહું; મારે રાંધવું છે; ઘરવાળા પાસેથી હું વાસણો માગી લઉં છું. વાસણોમાં હું રાંધી લઉં એ મારું તપ છે; જમી લઉં એ ભોગ છે. આટલું કર્યા પછી ઘરવાળાનાં વાસણો ઊટકીને જેવાં હતાં તેવાં કરી આપવાં એ મારું યજ્ઞકર્મ છે.

મારે તળાવમાં કે કૂવા પર નાહવું છે. હું પાણી ખેંચી કાઢું એ મારું તપ છે; નાહી લઉં એ મારો ભોગ છે. ત્યાર પછીનો યજ્ઞ ક્યો? ઘણા લોકો – લગભગ બધા જ – વિચાર સરખો કરતા નથી કે આમાં કંઈ કરવાપણું રહ્યું હોય. શાસ્ત્રોમાં લખ્યું છે, "તળાવમાં જો તમે નાહો તો તમારાથી બનતો કાદવ તળાવમાંથી કાઢી બહાર ફેંકી દો." આ આપણું યજ્ઞકર્મ. કૂવા પર નહાતા હોઈએ તો કૂવાની આસપાસની ગંદકી દૂર કરવી એ જરૂરનું યજ્ઞકર્મ છે.

ગીતા કહે છે, "આવું યજ્ઞકર્મ જે ન કરે તે ચોર છે. તે પાપી દેહરખો શરીરને તકલીફ આપવા માગતો નથી, (अघायुरिन्द्रियारामः), સમાજની સેવા લે છે, પણ ઉછીનું પાછું વાળતો નથી. જે માણસ ભોગ કરે છે પણ યજ્ઞ કરતો નથી તેનો આ ભવ બગડે છે; પરલોક તેને માટે ક્યાંથી જ હોય?"

હિંદુસ્તાનમાં આવા યજ્ઞકર્મનો લોપ થયો છે તેથી જ હિંદુસ્તાન કંગાલ અને પામર બન્યું છે. આપણે સ્ત્રીઓની સેવા લઈએ છીએ, પણ તેનું વળતર

તેમને પાછું આપતા નથી. ખેડૂતોની મહેનતનો ભોગ કરીએ છીએ, પણ જેથી ખેડૂતનું કલ્યાણ થાય એવું યજ્ઞકર્મ કરતા નથી. આપણે અંત્યજોને સમાજસેવાનો પાઠ ભણાવીએ છીએ, જબરદસ્તીથી પણ તેમની સેવા લઈએ છીએ, પણ તેમના ઉદ્ધાર રૂપી યજ્ઞકર્મ ન કરવા જેટલા હાડકાંના હરામ બન્યા છીએ. આપણે સાર્વજનિક લાભ મેળવવા હમેશ દોડીએ છીએ, પણ સાર્વજનિક ફરજો ભાગ્યે જ અદા કરીએ છીએ. તેથી આખો સમાજ દેવાળિયો બન્યો છે.

મોક્ષશાસ્ત્ર કહે છે, "ન્યાયની ખાતર પણ તમારે યજ્ઞ કરવો જોઈએ. ભોગને માટે કરેલું તપ એ અર્ધું કર્મ થયું. યજ્ઞકર્મ એ તેની પૂર્તિ છે. તપ કરો છો અને યજ્ઞ કરતા નથી તેથી જ તમારી વાસનાઓ અમર્યાદ વહે છે. યજ્ઞ કરો તો ભોગની ઈચ્છા મર્યાદામાં રહેશે જ; તમારું જીવન નિષ્પાપ થશે.

દરેક બાળક પાછળ બાળઉછેરનાં સાત વરસ બ્રહ્મચર્યમાં ગાળવાનો નિશ્ચય સ્ત્રીપુરુષ કરે તો દીન નિઃસત્ત્વ બની સમાજની દયા પર આધાર રાખવાનો પ્રસંગ તેના પર ન આવે.

યજ્ઞ કર્યા પછી – ઋણ ફેડયા પછી – માણસ જે તપ કરે, જે ભોગ ભોગવે તે તેના હક્કનું છે; તેનાથી તેને કિલ્મિષ પ્રાપ્ત થતું નથી. તેની પ્રવૃત્તિ નિષ્પાપ અને ઉન્નતિકર હોય છે. પણ જો મોક્ષ મેળવવો હોય તો પ્રવૃત્તિ છોડી દેવી જોઈએ – એટલે કે કામના, તેને માટેનું તપ અને એ તપ દ્વારા ઊપજતા ફળનો ઉપભોગ એ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ. પણ યજ્ઞ તો છોડાય જ નહીં. નિષ્કામ યજ્ઞ – જ્ઞાનપૂર્વક યજ્ઞ कार्यमेव – કરવો જ જોઈએ. તેમાં જૂનું ઋણ ફીટી જાય છે, આપણા સંબંધીઓનું ઋણ ટળી જાય છે, સમાજનો સર્વસામાન્ય બોજો ઓછો થાય છે, પૃથ્વીનો ભાર હલકો થાય છે, શ્રીવિષ્ણુ સંતુષ્ટ થાય છે અને માણસ મુક્ત થઈ જાય છે.

આપણે જીવીએ છીએ એમાં જ અસંખ્ય વ્યક્તિઓનું ઋણ લઈએ છીએ. કુદરતી શક્તિઓનું ઋણ તો છે જ, સમાજનું ઋણ છે જ, માતાપિતાનું ઋણ છે જ, સમાજને દરેક રીતે સંસ્કારી બનાવનાર પૂર્વઋષિઓનું ઋણ છે જ અને કુલપરંપરાનો વારસો આપનાર માબાપોનું પણ ઋણ છે જ. આ બધું ઋણ પંચ-મહાયજ્ઞ દ્વારા ફેડયા પછી જ માણસ ભુક્તિનો કે મુક્તિનો વિચાર કરી શકે.

આ યજ્ઞકર્મમાં પર્યાય નથી ચાલતો. જે જાતનું ઋણ તે જાતનો જ યજ્ઞ થવો જોઈએ. વિદ્યા ભણીને ગુરુનું લીધેલું ઋણ ગુરુને દક્ષિણા આપવાથી અદા થતું નથી, પણ ગુરુએ આપેલું જ્ઞાન સાચવી વધારીને ઊછરતી પેઢીને આપી દેવું એ જ સાચું યજ્ઞકર્મ છે. સૃષ્ટિમાં નવું કશું આવતું નથી; છે એટલામાં જ નભાવવું જોઈએ. તેથી આપણી પ્રવૃત્તિથી જેટલી સામ્યાવસ્થા આપણે બગાડીએ છીએ તેટલી પાછી સમી કરી આપવી એ આવશ્યક યજ્ઞકર્મ છે. આકાશ જેટલી વરાળ લે છે તેટલું પાણી પાછું આપે છે. સમુદ્ર જેટલું પાણી લે છે તેટલી જ વરાળ પાછી આપે છે; તેથી જ સૃષ્ટિનું મહાન ચક્ર અબાધિત ચાલે છે. યજ્ઞચક્ર બરાબર

ચલાવવું એ શુદ્ધ પ્રવૃત્તિ છે. નિષ્કામ થઈ ત્યાગબુદ્ધિથી આપણા પૂરતો આ ચક્રનો વેગ ઓછો કરવો એ નિવૃત્તિધર્મ છે. કશું કામ ન કરવું એ નિવૃત્તિ નથી; એ તો હરામી ગણાય.

પ્રજા નિર્માણ કરી પ્રજાપતિએ તેની સાથે યજ્ઞ નિર્માણ કર્યો. તેથી જ પ્રજાપતિના ઉપરનો બોજો હલકો થયો, તેથી જ પ્રજાઓને સ્વાવલંબનનું સ્વાતંત્ર્ય મળ્યું, મોક્ષનો સંભવ રહ્યો.

૨૫-૨-'૨૩

# સુધારાનું મૂળ

રેલવેમાં કેટલીક વાર ભીડ ન હોય તોપણ લોકો ટંટા કરે છે. દરેક જણ પોતા પૂરતી જગા લઈને બેસી જાય તો બધા સુખેથી બેસી શકે. પણ કેટલાક લોકો અકારણ સ્વાર્થી અને મનુષ્યશત્રુ હોય છે. લડીને જેટલી જગા રોકી શકાય તેટલી રોકું ત્યારે રહું એ તેમની ટેક હોય છે. ભલે તેમ કરતાં બેસવાની સગવડ તો ધૂળે સચવાતી ન હોય અને સામું પોતાને જ દુ:ખ વેઠવું પડતું હોય. બાંકડા ઉપર વધારે જગા રોકવા માટે પલાંઠી વાળીને બેસે અને પગના સાંધા કળે ત્યાં સુધી પલાંઠીને પહોળી કરે! જ્યાં સુધી પોતાનો પગ બીજાને અડે નહીં ત્યાં સુધી સ્વાર્થ સંપૂર્ણ સચવાયો એવી તેમના મનમાં ખાતરી થતી નથી! આમ ન કરતાં જો દરેક માણસ સજ્જનતાથી એકબીજાની સગવડ તરફ જાગ્રત રહી સંતોષવૃત્તિ કેળવે તો કોઈને દુ:ખ ન થાય અને સૌ સુખેથી મુસાફરી કરી શકે.

શહેરોમાં અને ગામડાંઓમાં લોકો જ્યારે ઘરો બાંધે છે ત્યારે પણ પડોશી પડોશી વચ્ચે ઝઘડા થવાના જ. ત્યાં પણ લોકો સુખદુ:ખો કે સગવડઅગવડનો વિચાર છોડી સ્વાર્થધર્મને વફાદાર રહેવા માટે જ કેટલીક વાર લડે છે. એક વેંત જમીન મારા પડોશીને આપવાથી મારું કશું નુકસાન ન થતું હોય અને મારા પડોશીને તેથી ગમે તેટલી સગવડ થતી હોય, તોપણ મારાથી આટલો સ્વાર્થ છોડાય જ નહીં, મારો જીવ જ ન ચાલે. અને વખતે મારામાં આટલી સદ્બુદ્ધિ સ્ફુરે તો મારાં સગાંવહાલાં અથવા આડોશીપાડોશીઓ મને દુનિયાદારીનું ડહાપણ શીખવવા આવવાનાં: 'શું ગાંડો થઈ ગયો છે? આમ કર્ણ દાનેશરી થઈને પરોપકાર કરવા જઈશ તો લોકો તને ધોળે દહાડે બાવો બનાવશે. બાળબચ્ચાંને માટે પણ કંઈ રાખવું છે કે નહીં? પેલાનું કામ અટકી પડયું છે; માગી લે એની પાસેથી પાંચસો સાતસો રૂપિયા. તારો હક છે, છોડે છે શા માટે? ન આપે તો સૂઈ રહે, આપણને ક્યાં ગરજ પડી છે? આપણી જમીન તો આપણે ત્યાં જ પડી છે!' બસ, સ્વાર્થધર્મનું આ ફરમાન તોડાય જ નહીં. સ્વાર્થધર્મ આગળ પડોશીધર્મ મોળો પડે છે અથવા મરી જાય છે. માટે જ આ યુગનું નામ કળિયુગ પડયું છે. કળિ એટલે કલહ.

બે કુટુંબ વચ્ચે વિવાહસંબંધ જોડાય ત્યારે પણ આ જ દશા. પારકા હતા તે સંબંધી થયા એટલે ત્યાં તો પ્રેમધર્મ અમલમાં આવવો જોઈએ. પણ ના, ત્યાં પણ વહેવારની રીતોના ઝઘડા ઊભા થવાના. માનપાનની બાબતમાં એક પણ વિગત જતી ન કરાય. શેઠને ત્યાં ગાળો ખાવી પડતી હશે તે વખતે કંઈ આડું નહીં આવે, પણ વેવાઈ પાસેથી તો રીત પ્રમાણે પૂરતું મળવું જ જોઈએ; નહીં તો વરને પાછો વાળવાની ધમકી! વિવાહનું મંગળાચરણ જ ઈર્ષા અને અદેખાઈમાં! એ જ દશા ન્યાતો ન્યાતો વચ્ચે. જ્યાં જુઓ ત્યાં પરસ્પર અવિશ્વાસ અને સ્વાર્થ છોડવામાં કાયરતા ફેલાયેલાં છે.

ઘરમાં આમ, ન્યાતજાતમાં આમ, તો રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચે બીજું શું હોઈ શકે? દરેક રાષ્ટ્રે પડોશનું રાષ્ટ્ર નબળું હોય તો તેના ઉપર ચડાઈ કરવી જ જોઈએ, બળવાન હોય તો હમેશાં તેની બીક મનમાં રાખવી જોઈએ, અને તેની સામે બીજા બળિયા સાથે કાવતરું કરવું જોઈએ. પડોશીઓ સમાન બળના હોય તો નિરાંત વળે એમ પણ નથી, કેમ કે સમાનતા માણસને ક્યાં રુચે છે? સરસાઈને માટે પ્રયત્ન તો ચાલવાનો જ, એટલે આખરે ત્યાં પણ અવિશ્વાસ અને વિરોધ. દરેક પક્ષ એમ જ કહે છે કે બચાવને ખાતર, આત્મરક્ષણને ખાતર અમારે આટલું કરવું જ પડે છે. બે પ્રબળ રાષ્ટ્રો વચ્ચે એક નાનકડું રાષ્ટ્ર હોય ત્યારે પ્રબળ રાષ્ટ્રો એવો વિચાર કરે છે કે હું આને ન ખાઉં તો પેલો ખાવાનો જ. અને તેને ખાઈ બળિયો બનેલો તે મારા ઉપર ચડાઈ કરવાનો જ. તેના કરતાં હું જ તે અન્યાય કરી લઉં તો શું ખોટું? સામ્રાજ્યો વધે છે તે આ નિયમ પ્રમાણે.

સ્વાર્થ અને અન્યાયની આ હરીફાઈ યુરોપમાં આજે સાર્વત્રિક થઈ છે અને તે જ સિદ્ધાંત ઉપર તેમનું રાજકારણ ચાલે છે, એટલા માટે તે મનુષ્યસ્વભાવ જ છે એમ માનવું ભૂલભરેલું છે. આજે સુવ્યવસ્થિત પશુશક્તિને યુરોપ ભલે સુધારો માને, પણ સાચો સુધારો તો પ્રેમધર્મમાં – પડોશીધર્મમાં જ છે. એ પડોશીધર્મ આપણે શ્રદ્ધાપૂર્વક કેળવવો જોઈએ. જેઓ સજ્જનતા દાખવે છે તેમની સાથે મિત્રાચારી અને જેઓ દુર્જન બની ગયા હોય તેમની સામે અસહકાર એ જ પ્રેમધર્મનો નિયમ છે. પ્રેમધર્મ સહાનુભૂતિ આપે છે, મદદ આપે છે, પણ દીન બની મદદની અપેક્ષા નથી રાખતો. પ્રેમધર્મ નિર્ભય હોય છે, અને તેથી જ પ્રેમધર્મ અમર્યાદ છે. આપણે જેના ઉપર પ્રેમ કરીએ છીએ તેની શક્તિ વધે તો આપણને બીક લાગવાની નથી. ઊલટી જેની સાથે આપણને દોસ્તી છે તે જેટલો નબળો તેટલી આપણી શક્તિ ઓછી.

જ્યાં અવિશ્વાસનું વાતાવરણ હોય ત્યાં તેને દૂર કરવા પ્રેમ અસાધારણ ધીરજ અને સહિષ્ણુતા કેળવે છે, નમ્ર થઈને ચડે છે અને ઘણી વસ્તુ જતી કરીને વિજય મેળવે છે. પ્રેમધર્મમાં ખમવાપણું થોડા દિવસને માટે હોય છે, પણ તેનો વિજય અક્ષય હોય છે. આ પ્રેમધર્મનો ઉપયોગ કુટુંબથી માંડીને રાષ્ટ્રો રાષ્ટ્રો

વચ્ચેના સંબંધ સુધી ફેલાવવો એ જ બધા સુધારાનું મૂળ છે, અને ફળ પણ તે જ છે.

૩૦–૭–'૨૨

## સંયમમાં સંસ્કૃતિ

સંયમ એ સંસ્કૃતિનું મૂળ છે. નબળાઈના, વિલાસિતાના અથવા અનુકરણના વાતાવરણમાં કોઈ કાળે સંસ્કૃતિનો ઉદ્‌ભવ થતો નથી અને વિકાસ પણ થતો નથી. પચીસ વર્ષ સુધી દૃઢ બ્રહ્મચર્ય રાખનારની પ્રજા જેમ સુદૃઢ હોય છે, તેમ સંયમને અંગે નિર્માણ થયેલી સંસ્કૃતિ પ્રભાવશાળી અને દીર્ઘજીવી હોય છે.

ઋષિઓએ તપ અને બ્રહ્મચર્ય દ્વારા મૃત્યુ ઉપર વિજય મેળવી એક અમર સંસ્કૃતિને જન્મ આપ્યો. બુદ્ધકાલીન ભિક્ષુઓની અને ભિક્ષુણીઓની તપશ્ચર્યાને પરિણામે અશોકના સામ્રાજ્યનો અને આર્ય સંસ્કૃતિનો વિસ્તાર થવા પામ્યો. શંકરાચાર્યની તપશ્ચર્યાથી હિંદુ ધર્મનું સંસ્કરણ થયું. મહાવીરસ્વામીના તપ વડે જ અહિંસા ધર્મ ફેલાયો. સાદું અને સંયમી જીવન ગાળીને જ શીખ ગુરુઓએ પંજાબમાં જાગૃતિ આણી. ત્યાગના નિશાન નીચે જ સાદા મરાઠાઓએ સ્વરાજ્ય સ્થાપ્યું. બંગાળના ચૈતન્ય મહાપ્રભુ મુખશુદ્ધિને માટે વધારાની હરડે પણ રાખતા નહીં, તેમાંથી જ બંગાળાની વૈષ્ણવ સંસ્કૃતિ વિકાસ પામી. સંયમમાં જ નવી સંસ્કૃતિઓ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે. સાહિત્ય, સ્થાપત્ય, સંગીત, કળા અને વિવિધ ધર્મવિધિઓ સંયમની પાછળ આવે છે. સંયમ પ્રથમ તો કર્કશ અને નીરસ લાગે છે, પણ તેમાંથી જ સંસ્કૃતિનાં મધુર ફળો આપણને મળે છે.

જેઓ કળા તરફ પક્ષપાત બતાવી સંયમને ઉતારી પાડવા માગે છે તેઓ કળાને ભ્રષ્ટ કરે છે અને સંસ્કૃતિની જડ ઉપર જ કુહાડી મારે છે.

૭–૧–'૨૩

## પંચમહાપાતક

શાસ્ત્રોમાં અનેક જાતનાં પાપો વર્ણવેલાં છે. જૂઠું બોલવું, હિંસા કરવી, ચોરી કરવી વગેરે અનેક પાપો છે જ. પણ પાપોનો એક બીજો પ્રકાર છે, જેનો નામોચ્ચાર અને નિષેધ થવાની જરૂર છે. સામાન્ય પાપો કરતાં આ પાપો ઓછાં ભયંકર નથી. ભયભીત દશામાં રહેવું, અન્યાય સહન કરવો, પડોશી પર થતો અન્યાય મૂંગે મોઢે જોયા કરવો, આળસમાં આયુષ્ય વિતાડવું અને અજ્ઞાન દશા દૂર કરવાનો પ્રયત્ન ન કરવો – આ પણ પંચમહાપાતક છે. આમાં પોતાના આત્મા

પ્રત્યે દ્રોહ છે. દુનિયામાં જ્યાં જ્યાં અન્યાય થાય છે ત્યાં ત્યાં જુલમ ગુજારનાર પોતે તો પાપી હોય જ છે, પણ જુલમ સહન કરનાર પણ ઓછું પાપ નથી કરતો. જે માણસ દુર્બળ કે બીકણ થઈ બીજાઓને જુલમ કરવાના મોહમાં નાખે છે તે સમાજનો ઓછો દ્રોહ નથી કરતો. યાત્રાના સંઘમાં જે લોકો સૌથી ધીમે ચાલતા હોય તેમની ગતિએ જ સંઘને ચાલવું પડે છે. નબળા લોકો સંઘની ગતિને રોકે છે. તે જ પ્રમાણે જે લોકો મનુષ્યની જીવનયાત્રામાં પોચા અને બીકણ હોય છે તે પણ મનુષ્યની પ્રગતિને રોકે છે. જેમ આપણે નબળાઓનો સંગાથ પસંદ કરતા નથી તેમ ઉન્નતિને પંથે ચાલનાર જાતિઓ નબળા અને અન્યાય-સહિષ્ણુ લોકોને પસંદ કરતી નથી.

* * *

પણ માનવી સંઘમાં પસંદગી કરવાનું કોઈના હાથમાં નથી. ઈશ્વરે જ એ સંઘ તૈયાર કર્યો છે અને તે પોતે જ એનો સંઘવી છે. માટે આપણે જેટલે દરજ્જે આ સંઘમાં પાછળ પડીએ તેટલે દરજ્જે તે સંઘના નાયકનો દ્રોહ કરીએ છીએ.

* * *

અજ્ઞાન રહેવું એ પણ એક મહાપાપ છે. જેટલું જ્ઞાન આપણી આકલન-શક્તિની અંદર આવી શકે અથવા જેટલું જ્ઞાન જીવનયાત્રા માટે આવશ્યક હોય તેટલું જ મેળવવું એ સંઘદ્રોહ અથવા સમાજદ્રોહ જ ગણાય. ખાસ કરીને જેમના ઉપર અનેક લોકોને દોરવાની ફરજ આવી પડી છે, જેઓ સમાજના આગેવાન કે નેતા ગણાય છે તેઓ જો દુનિયાની સ્થિતિથી, હાલના સામાજિક આદર્શથી અને દુનિયા આગળના મહાન સવાલોથી વાકેફ ન રહે તો તેમને સમાજઘાત કર્યાનું પાપ લાગે. હિંદુ સમાજમાં રાજા અને સાધુ એ બંને વર્ગ સમાજની આગેવાની કરતા આવેલા છે. એક શ્રીમંત હોય છે, જ્યારે બીજો અકિંચન હોય છે. એકનો પરિવાર મોટો છે, જ્યારે બીજો પરિવાર વગરનો હોય છે. એક સત્તા વડે કામ કરે છે, બીજો સત્ય વડે. એકમાં હોય છે પ્રભુત્વ, બીજામાં હોય છે વૈરાગ્ય. આવા પરસ્પર ભિન્ન જીવનવાળા અને પરસ્પર ભિન્ન આદર્શવાળા વર્ગના હાથમાં સમાજની આગેવાની સોંપી પ્રાચીન કાળમાં સમાજ-વ્યવસ્થાપકોએ સામાજિક ઉન્નતિનો રસ્તો સુરક્ષિત કર્યો હતો. પણ દુર્ભાગ્યે આ બંને વર્ગને પોતાની સંપૂર્ણતાનો ભ્રમ નડયો. બંને વર્ગે અજ્ઞાન રહેવાનું પાપ કર્યું અને સમાજદ્રોહ તેમને માથે આવી પડયો. સાધુઓ ષડ્દર્શનપ્રવીણ ભલે થાય, દશગ્રંથ તેમણે મોઢે ભલે કર્યા હોય, પણ જ્યાં સુધી તેઓ જગતની પરિ-સ્થિતિ સમજે નહીં, સમાજની નાડ ક્યાં છે તે પારખે નહીં અને ઉન્નતિનો રસ્તો કઈ દિશામાં છે તે સમાજની ભાષામાં સમાજને કહી શકે નહીં ત્યાં સુધી તેઓ અજ્ઞાન જ છે. સ્વામી વિવેકાનંદ અથવા સ્વામી રામતીર્થ જેવા સાધુ-ઓની આટલી કદર થઈ તેનું કારણ એ કે તેઓ પોતાની સામાજિક ફરજ ઓળખતા હતા.

* * *

રાજાઓનું પણ એમ જ છે. પુરુષાર્થ પાછળ લક્ષ્મી આવે છે એ ભૂલી જઈ લક્ષ્મી સાચવવા પાછળ તેઓ પુરુષાર્થ ગુમાવી બેઠા છે; સમાજને દોરવાને બદલે સમાજને દબાવવામાં જ તેઓએ પોતાની શક્તિ વેડફી મારી છે. શ્રી ગોપાળદાસભાઈ જેવા દરબારોની કદર થાય છે તેનું કારણ એ કે તેઓ પોતાનો સામાજિક દરજ્જો સમજી શક્યા છે અને સમાજના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ શોધે છે.

૨૦-૮-'૨૨

# સુધારાની ખરી દિશા

મનુષ્યોની સ્વાભાવિક વૃત્તિઓ અને તેની સદ્‌બુદ્ધિ એકબીજાને અનુકૂળ (સમરસ) જ્યારે થશે ત્યારે થશે, આજે તો વસ્તુસ્થિતિ તેવી નથી જ. આજે એ બેમાં વિરોધ છે. આજે જે મધુર લાગે છે તે પથ્ય નથી હોતું; જે સુખકારક ભાસે છે તે કલ્યાણકારક નથી હોતું; જે પ્રેય હોય છે તે શ્રેય નથી હોતું; કર્તવ્યનો માર્ગ દુઃખદ લાગે છે અને સુખનો માર્ગ હિતકર નથી હોતો. આપણી સ્વાભાવિક વાસનાઓ આપણને આપોઆપ પશુજીવન તરફ ખેંચી જાય છે. ઈશ્વરે માણસને પશુના કરતાં વિશેષ એવી વિવેકબુદ્ધિ આપેલી છે. પશુઓને કાર્યાકાર્યવિચાર નથી હોતો; માણસને એ વિચાર કરવો પડે છે. પણ આપણી વાસનાઓ ઘણી વાર એટલી પ્રબળ થઈ જાય છે કે વિવેકબુદ્ધિને દાબી દઈ તે તર્કશક્તિને પોતાને તાબે કરી લે છે. પછી એ તર્કશક્તિ ન્યાયઅન્યાયનો કશો વિચાર ન કરનાર પેટભરુ વકીલની જેમ વાસનાનો પક્ષ લે છે. જે સુખકર હોય તે જ કલ્યાણકારી છે, પ્રેય હોય તે જ શ્રેય છે એવું પુરવાર કરવામાં તર્કશક્તિ ખર્ચાય છે. ત્યાગમાં રહેલો આનંદ ભુલાઈ જઈ ભોગની લાલસા વૃદ્ધિ પામે છે. અને તર્કશક્તિ મધુરવાણીથી કહે છે કે મનુષ્યજન્મ ભોગને માટે જ છે, ભોગ ભોગવવાનો મનુષ્યને હક છે; એ હક તેણે ભોગવવો જોઈએ; ભોગમાં જ માનવજીવનની સફળતા રહેલી છે; ભોગક્ષમતા એ જ સંસ્કૃતિ છે, એ જ સુધારો છે. આ રીતે જે અધર્મ હોય તે જ ધર્મ છે એવું લાગવાથી આત્મવંચના થાય છે.

આ રીતે ઘણા લોકો વાસનાને વશ થયેલા છે. 'સુ' કોને કહેવું ને 'કુ' કોને કહેવું એ જ સૂઝે એવું રહ્યું નથી. ઉચ્છૃંખલ મનને તર્કશક્તિનો ટેકો મળ્યો એટલે પછી અનર્થપરંપરાને કોણ રોકી શકે? જેનાથી આત્મસંયમ નથી થઈ શકતો તેને મનુષ્યજાતિ કેટલે ઊંચી ચડી શકે છે એની કલ્પના શી રીતે આવી શકે? એવા લોકો માનવજાતિનું ધ્યેય શી રીતે નક્કી કરી શકે? માનવજાતિનું શ્રેય શામાં રહેલું છે, કઈ વૃત્તિઓ ઊંચી ગણાય, આર્યજીવન કેવું હોય, અર્હતપદનો માર્ગ ક્યો, સમાજનું અંતિમ ધ્યેય ક્યું, આ બાબતોનો નિર્ણય આવા અનધિકારી માણસો

પ્રત્યે દ્રોહ છે. દુનિયામાં જ્યાં જ્યાં અન્યાય થાય છે ત્યાં ત્યાં જુલમ ગુજારનાર પોતે તો પાપી હોય જ છે, પણ જુલમ સહન કરનાર પણ ઓછું પાપ નથી કરતો. જે માણસ દુર્બળ કે બીકણ થઈ બીજાઓને જુલમ કરવાનાં મોહમાં નાખે છે તે સમાજનો ઓછો દ્રોહ નથી કરતો. યાત્રાના સંઘમાં જે લોકો સૌથી ધીમે ચાલતા હોય તેમની ગતિએ જ સંઘને ચાલવું પડે છે. નબળા લોકો સંઘની ગતિને રોકે છે. તે જ પ્રમાણે જે લોકો મનુષ્યની જીવનયાત્રામાં પોચા અને બીકણ હોય છે તે પણ મનુષ્યની પ્રગતિને રોકે છે. જેમ આપણે નબળાઓનો સંગાથ પસંદ કરતા નથી તેમ ઉન્નતિને પંથે ચાલનાર જાતિઓ નબળા અને અન્યાય-સહિષ્ણુ લોકોને પસંદ કરતી નથી.

* * *

પણ માનવી સંઘમાં પસંદગી કરવાનું કોઈના હાથમાં નથી. ઈશ્વરે જ એ સંઘ તૈયાર કર્યો છે અને તે પોતે જ એનો સંઘવી છે. માટે આપણે જેટલે દરજ્જે આ સંઘમાં પાછળ પડીએ તેટલે દરજ્જે તે સંઘના નાયકનો દ્રોહ કરીએ છીએ.

* * *

અજ્ઞાન રહેવું એ પણ એક મહાપાપ છે. જેટલું જ્ઞાન આપણી આકલન-શક્તિની અંદર આવી શકે અથવા જેટલું જ્ઞાન જીવનયાત્રા માટે આવશ્યક હોય તેટલું જ મેળવવું એ સંઘદ્રોહ અથવા સમાજદ્રોહ જ ગણાય. ખાસ કરીને જેમના ઉપર અનેક લોકોને દોરવાની ફરજ આવી પડી છે, જેઓ સમાજના આગેવાન કે નેતા ગણાય છે તેઓ જો દુનિયાની સ્થિતિથી, હાલના સામાજિક આદર્શથી અને દુનિયા આગળના મહાન સવાલોથી વાકેફ ન રહે તો તેમને સમાજઘાત કર્યાનું પાપ લાગે. હિંદુ સમાજમાં રાજા અને સાધુ એ બંને વર્ગ સમાજની આગેવાની કરતા આવેલા છે. એક શ્રીમંત હોય છે, જ્યારે બીજો અકિંચન હોય છે. એકનો પરિવાર મોટો છે, જ્યારે બીજો પરિવાર વગરનો હોય છે. એક સત્તા વડે કામ કરે છે, બીજો સત્ય વડે. એકમાં હોય છે પ્રભુત્વ, બીજામાં હોય છે વૈરાગ્ય. આવા પરસ્પર ભિન્ન જીવનવાળા અને પરસ્પર ભિન્ન આદર્શવાળા વર્ગના હાથમાં સમાજની આગેવાની સોંપી પ્રાચીન કાળમાં સમાજ-વ્યવસ્થાપકોએ સામાજિક ઉન્નતિનો રસ્તો સુરક્ષિત કર્યો હતો. પણ દુર્ભાગ્યે આ બંને વર્ગને પોતાની સંપૂર્ણતાનો ભ્રમ નડયો. બંને વર્ગે અજ્ઞાન રહેવાનું પાપ કર્યું અને સમાજદ્રોહ તેમને માથે આવી પડયો. સાધુઓ ષડ્દર્શનપ્રવીણ ભલે થાય, દશગ્રંથ તેમણે મોઢે ભલે કર્યા હોય, પણ જ્યાં સુધી તેઓ જગતની પરિ-સ્થિતિ સમજે નહીં, સમાજની નાડ ક્યાં છે તે પારખે નહીં અને ઉન્નતિનો રસ્તો કઈ દિશામાં છે તે સમાજની ભાષામાં સમાજને કહી શકે નહીં ત્યાં સુધી તેઓ અજ્ઞાન જ છે. સ્વામી વિવેકાનંદ અથવા સ્વામી રામતીર્થ જેવા સાધુ-ઓની આટલી કદર થઈ તેનું કારણ એ કે તેઓ પોતાની સામાજિક ફરજ ઓળખતા હતા.

* * *

રાજાઓનું પણ એમ જ છે. પુરુષાર્થ પાછળ લક્ષ્મી આવે છે એ ભૂલી જઈ લક્ષ્મી સાચવવા પાછળ તેઓ પુરુષાર્થ ગુમાવી બેઠા છે; સમાજને દોરવાને બદલે સમાજને દબાવવામાં જ તેઓએ પોતાની શક્તિ વેડફી મારી છે. શ્રી ગોપાળ-દાસભાઈ જેવા દરબારોની કદર થાય છે તેનું કારણ એ કે તેઓ પોતાનો સામાજિક દરજ્જો સમજી શક્યા છે અને સમાજના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ શોધે છે.

૨૦-૮-'૨૨

# સુધારાની ખરી દિશા

મનુષ્યોની સ્વાભાવિક વૃત્તિઓ અને તેની સદ્બુદ્ધિ એકબીજાને અનુકૂળ (સમરસ) જ્યારે થશે ત્યારે થશે, આજે તો વસ્તુસ્થિતિ તેવી નથી જ. આજે એ બેમાં વિરોધ છે. આજે જે મધુર લાગે છે તે પથ્ય નથી હોતું; જે સુખકારક ભાસે છે તે કલ્યાણકારક નથી હોતું; જે પ્રેય હોય છે તે શ્રેય નથી હોતું; કર્તવ્ય-નો માર્ગ દુઃખદ લાગે છે અને સુખનો માર્ગ હિતકર નથી હોતો. આપણી સ્વાભાવિક વાસનાઓ આપણને આપોઆપ પશુજીવન તરફ ખેંચી જાય છે. ઈશ્વરે માણસને પશુના કરતાં વિશેષ એવી વિવેકબુદ્ધિ આપેલી છે. પશુઓને કાર્યાકાર્યવિચાર નથી હોતો; માણસને એ વિચાર કરવો પડે છે. પણ આપણી વાસનાઓ ઘણી વાર એટલી પ્રબળ થઈ જાય છે કે વિવેકબુદ્ધિને દાબી દઈ તે તર્કશક્તિને પોતાને તાબે કરી લે છે. પછી એ તર્કશક્તિ ન્યાયઅન્યાયનો કશો વિચાર ન કરનાર પેટભરુ વકીલની જેમ વાસનાનો પક્ષ લે છે. જે સુખકર હોય તે જ કલ્યાણકારી છે, પ્રેય હોય તે જ શ્રેય છે એવું પુરવાર કરવામાં તર્કશક્તિ ખર્ચાય છે. ત્યાગમાં રહેલો આનંદ ભુલાઈ જઈ ભોગની લાલસા વૃદ્ધિ પામે છે. અને તર્કશક્તિ મધુરવાણીથી કહે છે કે મનુષ્યજન્મ ભોગને માટે જ છે, ભોગ ભોગવવાનો મનુષ્યને હક છે; એ હક તેણે ભોગવવો જોઈએ; ભોગમાં જ માનવજીવનની સફળતા રહેલી છે; ભોગક્ષમતા એ જ સંસ્કૃતિ છે, એ જ સુધારો છે. આ રીતે જે અધર્મ હોય તે જ ધર્મ છે એવું લાગવાથી આત્મવંચના થાય છે.

આ રીતે ઘણા લોકો વાસનાને વશ થયેલા છે. 'સુ' કોને કહેવું ને 'કુ' કોને કહેવું એ જ સૂઝે એવું રહ્યું નથી. ઉચ્છૃંખલ મનને તર્કશક્તિનો ટેકો મળ્યો એટલે પછી અનર્થપરંપરાને કોણ રોકી શકે? જેનાથી આત્મસંયમ નથી થઈ શકતો તેને મનુષ્યજાતિ કેટલે ઊંચી ચડી શકે છે એની કલ્પના શી રીતે આવી શકે? એવા લોકો માનવજાતિનું ધ્યેય શી રીતે નક્કી કરી શકે? માનવજાતિનું શ્રેય શામાં રહેલું છે, કઈ વૃત્તિઓ ઊંચી ગણાય, આર્યજીવન કેવું હોય, આર્હતપદનો માર્ગ કયો, સમાજનું અંતિમ ધ્યેય કયું, આ બાબતોનો નિર્ણય આવા અનધિકારી માણસો

નથી કરી શકતા. ધનલોભથી હૃદયશૂન્ય થયેલા કૃપણને પૂછશો તો તે કહેશે પૈસો! પૈસો એ જ માનવજાતિનું ધ્યેય છે. अर्थो हि नः केवलम्। શૃંગારપૂર્ણ નવલકથાઓ વાંચીને બહેકી ગયેલા સ્ત્રીલંપટને પૂછશો તો તે તરત रम्या रामा मृदुतनुलता ની વાતો કરવા લાગશે. એ જ રીતે ક્રિકેટ ટેનિસ રમનારાઓ કહેશે કે અમારી રમતોથી જ મનુષ્યની ઉન્નતિ થવાની છે. ગાવું બજાવવું, ચોપાટ ગંજીફો કે શેતરંજ ખેલવાં, શરતો મારવી, પક્ષીઓ પાળવાં વગેરે છંદમાં તલ્લીન થઈ ગયેલા લોકોને પૂછવું કે ભાઈઓ, માનવજાતિનું અંતિમ ધ્યેય શું છે? અને પછી તેમના એક-એકના ઉત્તર સાંભળી લેવા!

જેણે પોતાની પશુવૃત્તિ ઉપર વિજય મેળવ્યો છે, જેનું મન ક્ષુદ્ર સ્વાર્થને વશ થયું નથી એવા અનાસક્ત સામ્યસ્થિત મનના મહાત્મા જ મનુષ્યનું શ્રેય શામાં રહેલું છે તે બરાબર સમજી શકશે. કજિયામાં ન્યાય શો છે એ જેમ પક્ષકારો જોઈ શકતા નથી, નિષ્પક્ષપાત પંચ જ તે જોઈ શકે છે, તેમ માનવજાતિનું ધ્યેય શું છે એ નિરપેક્ષ અને ધર્મજ્ઞ એવા સ્મૃતિકાર સમાજવ્યવસ્થાપકો જ કહી શકે. પોતાની પશુવૃત્તિ પર વિજય મેળવીને મનુષ્યપ્રાણી કેટલે ઊંચે ચડી શકે છે એ બુદ્ધ, ખ્રિસ્ત, તુકારામ વગેરે જેવા અનેક મહાત્માઓએ પ્રત્યક્ષ ઉદાહરણથી બતાવી દીધું છે. દુનિયાના સર્વ દેશોમાં, સર્વ જાતિઓમાં, સર્વ ધર્મોમાં અને સર્વ યુગોમાં એવા દેવમનુષ્યો ઉત્પન્ન થયા છે. આ ઉપરથી કોઈ પણ માણસ જો પ્રયત્ન કરે તો તે ભૂમિકાએ પહોંચી શકે. એ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે.

મનુષ્યપ્રાણી પોતાના પુરુષાર્થથી શું શું કરી શકે છે, કેટલે સુધી પોતાની ઉન્નતિ કરી શકે છે એનો પદાર્થપાઠ આપવા માટે, મનુષ્યપ્રાણીને તેનું ધ્યેય કે શ્રેય શું છે તે નક્કી કરી આપવા માટે જ પરમેશ્વર અવતાર લઈને, માનવદેહ ધારણ કરીને માનવી કૃતિઓ કરે છે એમ કહેવાય છે એનું રહસ્ય પણ આ જ છે. ધ્યેય એ માનવજાતિની ઉન્નતિની પરિસીમા છે. ધ્યેય એ વિશિષ્ટ કાળ, વિશિષ્ટ વ્યક્તિ અને તે વ્યક્તિની શક્તિ પ્રમાણે બદલવાનું નથી હોતું. એક પણ માણસે જો એ ધ્યેયને પ્રાપ્ત કરી બતાવ્યું હોય તો તે શક્ય કોટિમાં જ ગણાવું જોઈએ.

આ દૃષ્ટિએ જોતાં મનુષ્યના જીવનક્રમના બે છેડા નક્કી થાય છે. એક છેડે વિષયલોલુપતા, આહારનિદ્રાભયાદિ પશુવ્યવહારપરાયણતા, સ્વાર્થ અને હક હોય છે. બીજે છેડે નિર્વિષયતા, નિર્ભયતા, ઈંદ્રિયદમન, પરોપકારપરાયણતા અને કર્તવ્ય એટલાં વાનાં હોય છે. દરેકે પોતાની શક્તિ અને પરિસ્થિતિ પ્રમાણે આ ઉચ્ચ ધ્યેયને કૃતિમાં ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ. પણ આપણી પાછળ રહેલાઓને જંગલી અથવા પાપી કહીને હસી કાઢવા ન જોઈએ. તેમ જ આપણા કરતાં વધારે હિંમતવાનોને પાગલ કહ્યે પણ નહીં ચાલે. અને ચાહે તે થાય તોપણ ઉચ્ચતમ ધ્યેયને કોઈ પણ કાળે અશક્ય–અપ્રાપ્ય ઠરાવવું એ ભૂલભરેલું જ થવાનું કારણ કે ધ્યેયને જો એક વાર પણ તેના ઉચ્ચ આસનથી હેઠું પાડીશું તો

તેનો વિનિપાત શતમુખ નહીં પણ અનંતમુખ થશે. જે સ્થિર નથી તે ધ્યેય શાનું? અને તેને માટે માણસ સ્નેહ, દયા, સુખ અને જીવન એ બધાંને તિલાંજલિ આપવા તૈયાર થાય એટલી નિષ્ઠા પણ શી રીતે પેદા થાય? તેથી ધ્યેયનું સ્થાન ચળવા દેવું ન જોઈએ. આરાધ્ય દેવ પ્રમાણે સર્વકાળ તેની ઉપાસના થવી જોઈએ, અને ધ્યેયની સાથે ઉત્તરોત્તર સાલોક્ય, સાન્નિધ્ય, સારૂપ્ય અને સાયુજ્ય મેળવવાનો પ્રયત્ન થવો જોઈએ. જેઓ પાછળ રહ્યા હોય તેને આગળ લઈ જવા જોઈએ. જે આગળ ગયા હોય તેમણે એથી આગળ વધવું જોઈએ. ધ્યેયને પહોંચતાં સુધી કોઈએ પણ થોભવું ન જોઈએ.

બધો સામાજિક સુધારો આ ઉચ્ચ ધ્યેયની, કર્તવ્યની, ઇંદ્રિયનિગ્રહની અને સંયમની દિશાએ થવો જોઈએ. જે નીચે હોય તેમને ઊંચે લાવવા જોઈએ. જે ઊંચે હોય તેમને નીચે લાવવા, પવિત્ર ધ્યેય તજીને સુખકર જોઈને કે માનીને અવર ધ્યેય પર આવવું એ કુધારો છે, અધઃપાત છે.

આજકાલ સૌને સુધારો જોઈએ છે. પણ 'સુ' અને 'કુ' વચ્ચેનો ભેદ તો કોઈ જોતા નથી. પીનલ કોડે જેમાં ગુનો ગણ્યો નથી, કાલે પાસ થઈને આજે રોફ મારનારા ડૉક્ટરોએ જેને નિષિદ્ધ ગણ્યું નથી તે બધું કરવાનો અમને હક છે —અમે એ કરવાના જ. પૂર્વપરંપરા, ઉચ્ચ મનોવૃત્તિ, આજ સુધી કેળવેલી પાવિત્ર્યની ભાવના, શાસ્ત્રો (રૂઢિઓનું તો પૂછવું જ નહીં) એ બધું અમે ફગાવી દેવાના. આજના આપણા સમાજસુધારકોની મનોવૃત્તિ આવી છે. એમના કાર્યક્રમની બધી બાબતો ત્યાજ્ય છે એમ હું નથી કહેવા માગતો; પણ બધાનાં મૂળમાં રહેલી ઉપરની વૃત્તિ સામે મારો વાંધો છે ખરો. આપણા બધા સામાજિક વ્યવહારમાં ન્યાય અને ઉદારતા હોવાં જોઈએ. કોઈના પર ટીકા કરતી વેળા મનુષ્ય પ્રાણી સ્ખલનશીલ છે, ઇન્દ્રિયગ્રામ બલવાન છે, પરિસ્થિતિ સામે મનનો નિશ્ચય ટકવો મુશ્કેલ છે, એ બધી વાતો ધ્યાનમાં લઈ ભૂલ થઈ હોય તે માટે ક્રોધ કે તિરસ્કાર ન કરતાં દયા, અનુકંપા અને સહાનુભૂતિ જ રાખવી યોગ્ય છે. સામાજિક અન્યાયો થતા હોય ત્યાં અનાથોનું રક્ષણ અને પાલન કરવું એ પણ આપણું કર્તવ્ય છે. સામાજિક આદર્શને નીચે તાણવો એ કોઈ કાળે યોગ્ય નહીં ગણાય. અને સુધારો કરવો તે સામાજિક ન્યાય, પાવિત્ર્ય અને સામર્થ્ય વધે એવો જ કરવો ઘટે.

**નવેમ્બર, ૧૯૧૬**

## નિશ્ચિંતતા અને એશઆરામ

"કાવ્ય અથવા ઉચ્ચ કલાકૃતિ જોઈતી હોય તો કવિને અથવા કલાધરને નિશ્ચિંત સ્થિતિમાં રાખવો જોઈએ. તેને ખાવાપીવાની પૂરતી સગવડ હોય, આવતી

નથી કરી શકતા. ધનલોભથી હૃદયશૂન્ય થયેલા કૃપણને પૂછશો તો તે કહેશે પૈસો! પૈસો એ જ માનવજાતિનું ધ્યેય છે. अर्थो हि नः केवलम् । શૃંગારપૂર્ણ નવલકથાઓ વાંચીને બહેકી ગયેલા સ્ત્રીલંપટને પૂછશો તો તે તરત रम्या रामा मृदुतनुलतानी વાતો કરવા લાગશે. એ જ રીતે ક્રિકેટ ટેનિસ રમનારાઓ કહેશે કે અમારી રમતો-થી જ મનુષ્યની ઉન્નતિ થવાની છે. ગાવું બજાવવું, ચોપાટ ગંજીફો કે શેતરંજ ખેલવાં, શરતો મારવી, પક્ષીઓ પાળવાં વગેરે છંદમાં તલ્લીન થઈ ગયેલા લોકોને પૂછવું કે ભાઈઓ, માનવજાતિનું અંતિમ ધ્યેય શું છે? અને પછી તેમના એક-એકના ઉત્તર સાંભળી લેવા!

જેણે પોતાની પશુવૃત્તિ ઉપર વિજય મેળવ્યો છે, જેનું મન ક્ષુદ્ર સ્વાર્થને વશ થયું નથી એવા અનાસક્ત સામ્યસ્થિત મનના મહાત્મા જ મનુષ્યનું શ્રેય શામાં રહેલું છે તે બરાબર સમજી શકશે. કજિયામાં ન્યાય શો છે એ જેમ પક્ષકારો જોઈ શકતા નથી, નિષ્પક્ષપાત પંચ જ તે જોઈ શકે છે, તેમ માનવજાતિનું ધ્યેય શું છે એ નિરપેક્ષ અને ધર્મજ્ઞ એવા સ્મૃતિકાર સમાજવ્યવસ્થાપકો જ કહી શકે. પોતાની પશુવૃત્તિ પર વિજય મેળવીને મનુષ્યપ્રાણી કેટલે ઊંચે ચડી શકે છે એ બુદ્ધ, ખ્રિસ્ત, તુકારામ વગેરે જેવા અનેક મહાત્માઓએ પ્રત્યક્ષ ઉદાહરણથી બતાવી દીધું છે. દુનિયાના સર્વ દેશોમાં, સર્વ જાતિઓમાં, સર્વ ધર્મોમાં અને સર્વ યુગોમાં એવા દેવમનુષ્યો ઉત્પન્ન થયા છે. આ ઉપરથી કોઈ પણ માણસ જો પ્રયત્ન કરે તો તે ભૂમિકાએ પહોંચી શકે. એ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે.

મનુષ્યપ્રાણી પોતાના પુરુષાર્થથી શું શું કરી શકે છે, કેટલે સુધી પોતાની ઉન્નતિ કરી શકે છે એનો પદાર્થપાઠ આપવા માટે, મનુષ્યપ્રાણીને તેનું ધ્યેય કે શ્રેય શું છે તે નક્કી કરી આપવા માટે જ પરમેશ્વર અવતાર લઈને, માનવદેહ ધારણ કરીને માનવી કૃતિઓ કરે છે એમ કહેવાય છે એનું રહસ્ય પણ આ જ છે. ધ્યેય એ માનવજાતિની ઉન્નતિની પરિસીમા છે. ધ્યેય એ વિશિષ્ટ કાળ, વિશિષ્ટ વ્યક્તિ અને તે વ્યક્તિની શક્તિ પ્રમાણે બદલવાનું નથી હોતું. એક પણ માણસે જો એ ધ્યેયને પ્રાપ્ત કરી બતાવ્યું હોય તો તે શક્ય કોટિમાં જ ગણાવું જોઈએ.

આ દૃષ્ટિએ જોતાં મનુષ્યના જીવનક્રમના બે છેડા નક્કી થાય છે. એક છેડે વિષયલોલુપતા, આહારનિદ્રાભયાદિ પશુવ્યવહારપરાયણતા, સ્વાર્થ અને હક હોય છે. બીજે છેડે નિર્વિષયતા, નિર્ભયતા, ઇંદ્રિયદમન, પરોપકારપરાયણતા અને કર્તવ્ય એટલાં વાનાં હોય છે. દરેકે પોતાની શક્તિ અને પરિસ્થિતિ પ્રમાણે આ ઉચ્ચ ધ્યેયને કૃતિમાં ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ. પણ આપણી પાછળ રહેલાઓને જંગલી અથવા પાપી કહીને હસી કાઢવા ન જોઈએ. તેમ જ આપણા કરતાં વધારે હિંમતવાનોને પાગલ કહ્યે પણ નહીં ચાલે. અને ચાહે તે થાય તોપણ ઉચ્ચતમ ધ્યેયને કોઈ પણ કાળે અશક્ય–અપ્રાપ્ય ઠરાવવું એ ભૂલભરેલું જ થવાનું કારણ કે ધ્યેયને જો એક વાર પણ તેના ઉચ્ચ આસનથી હેઠું પાડીશું તો

તેનો વિનિપાત શતમુખ નહીં પણ અનંતમુખ થશે. જે સ્થિર નથી તે ધ્યેય શાનું? અને તેને માટે માણસ સ્નેહ, દયા, સુખ અને જીવન એ બધાંને તિલાંજલિ આપવા તૈયાર થાય એટલી નિષ્ઠા પણ શી રીતે પેદા થાય? તેથી ધ્યેયનું સ્થાન ચળવા દેવું ન જોઈએ. આરાધ્ય દેવ પ્રમાણે સર્વકાળ તેની ઉપાસના થવી જોઈએ, અને ધ્યેયની સાથે ઉત્તરોત્તર સાલોક્ય, સાન્નિધ્ય, સારૂપ્ય અને સાયુજ્ય મેળવવાનો પ્રયત્ન થવો જોઈએ. જેઓ પાછળ રહ્યા હોય તેને આગળ લઈ જવા જોઈએ. જે આગળ ગયા હોય તેમણે એથી આગળ વધવું જોઈએ. ધ્યેયને પહોંચતાં સુધી કોઈએ પણ થોભવું ન જોઈએ.

બધો સામાજિક સુધારો આ ઉચ્ચ ધ્યેયની, કર્તવ્યની, ઇંદ્રિયનિગ્રહની અને સંયમની દિશાએ થવો જોઈએ. જે નીચે હોય તેમને ઊંચે લાવવા જોઈએ. જે ઊંચે હોય તેમને નીચે લાવવા, પવિત્ર ધ્યેય તજીને સુખકર જોઈને કે માનીને અવર ધ્યેય પર આવવું એ કુધારો છે, અધઃપાત છે.

આજકાલ સૌને સુધારો જોઈએ છે. પણ 'સુ' અને 'કુ' વચ્ચેનો ભેદ તો કોઈ જોતા નથી. પીનલ કોડે જેમાં ગુનો ગણ્યો નથી, કાલે પાસ થઈને આજે રોફ મારનારા ડૉક્ટરોએ જેને નિષિદ્ધ ગણ્યું નથી તે બધું કરવાનો અમને હક છે —અમે એ કરવાના જ. પૂર્વપરંપરા, ઉચ્ચ મનોવૃત્તિ, આજ સુધી કેળવેલી પાવિત્ર્યની ભાવના, શાસ્ત્રો (રૂઢિઓનું તો પૂછવું જ નહીં) એ બધું અમે ફગાવી દેવાના. આજના આપણા સમાજસુધારકોની મનોવૃત્તિ આવી છે. એમના કાર્યક્રમની બધી બાબતો ત્યાજ્ય છે એમ હું નથી કહેવા માગતો; પણ બધાનાં મૂળમાં રહેલી ઉપરની વૃત્તિ સામે મારો વાંધો છે ખરો. આપણા બધા સામાજિક વ્યવહારમાં ન્યાય અને ઉદારતા હોવાં જોઈએ. કોઈના પર ટીકા કરતી વેળા મનુષ્ય પ્રાણી સ્ખલનશીલ છે, ઇન્દ્રિયગ્રામ બલવાન છે, પરિસ્થિતિ સામે મનનો નિશ્ચય ટકવો મુશ્કેલ છે, એ બધી વાતો ધ્યાનમાં લઈ ભૂલ થઈ હોય તે માટે ક્રોધ કે તિરસ્કાર ન કરતાં દયા, અનુકંપા અને સહાનુભૂતિ જ રાખવી યોગ્ય છે. સામાજિક અન્યાયો થતા હોય ત્યાં અનાથોનું રક્ષણ અને પાલન કરવું એ પણ આપણું કર્તવ્ય છે. સામાજિક આદર્શને નીચે તાણવો એ કોઈ કાળે યોગ્ય નહીં ગણાય. અને સુધારો કરવો તે સામાજિક ન્યાય, પાવિત્ર્ય અને સામર્થ્ય વધે એવો જ કરવો ઘટે.

**નવેમ્બર, ૧૯૧૬**

# નિશ્ચિંતતા અને એશઆરામ

"કાવ્ય અથવા ઉચ્ચ કલાકૃતિ જોઈતી હોય તો કવિને અથવા કલાધરને નિશ્ચિંત સ્થિતિમાં રાખવો જોઈએ. તેને ખાવાપીવાની પૂરતી સગવડ હોય, આવતી

કાલે મારું શું થશે એની ચિંતા એના મનમાં ન હોય, એની આસપાસનું વાતાવરણ પ્રસન્ન હોય અને પછી એની પાસેથી જોઈએ તેવી અથવા આપણી કલ્પનામાં પણ ન આવે એવી કૃતિ લઈ લો." એવી દલીલ કરનાર આજે કેટલાક મળે છે. કલાકારોની કદર કરનાર લોકો આવી દલીલ કરે એ સમજાય એવી વસ્તુ છે. આ દલીલ પાછળ સત્ય હોય કે ન હોય પણ સજ્જનતા અને કદરદાની તો છે જ. પણ જ્યારે કવિઓ, કલાકારો અને પંડિતો પોતે જ પોતાની કદર કરી ઉપરના જેવી દલીલ કરે ત્યારે એ પક્ષ કેટલો સાચો છે એ તપાસવાનું મન થાય છે.

એટલું તો સાચું કે सुस्थे चित्ते बुद्धयः संभवन्ति। ચિત્ત ઠેકાણે હોય, હેબતાઈ ન ગયું હોય ત્યારે જ ડહાપણ સૂઝે છે. પણ એટલાથી ઉચ્ચ કૃતિના સંભવ માટે એશઆરામ અથવા નિશ્ચિતતા જરૂરની છે એ જાતનો કાંઈ નિર્ણય નીકળતો હોય એમ લાગતું નથી. ઉત્તમ ગાયક, ઉત્તમ કવિ, કે ઉત્તમ શિલ્પીને પહેલેથી જ મહદાશ્રય હતો અથવા બધી જાતની સાધનસંપત્તિ એને અનુકૂળ હતી એમ દેખાતું નથી. અથવા એશઆરામમાં રહેવાની તક મળ્યા પછી એ લોકોની કૃતિઓ સુધરી છે એવો પણ અનુભવ નથી. સખત મહેનત વગર જેમ બાહ્ય કાર્ય થતું નથી તેમ પ્રેરણા શક્તિ પણ તેજ થતી નથી. એવો જ સાર્વત્રિક અનુભવ છે.

તાપથી શા માટે ડરો છો? તાપમાં જ વસંતની વનશ્રી ફૂટી નીકળે છે. તાપ પડવા માંડ્યા પછી જ કૂંપળીઓ દર્શન દેવા લાગે છે. સખત તાપમાં જ ફૂલો ખીલે છે અને સુગંધ ફેલાવે છે.

અને હવામાં ઊડતાં પેલાં પક્ષીઓ જ્યારે ગાય છે ત્યારે તેમને નિશ્ચિતતા ક્યા મંડળે બક્ષી છે? એમની જિંદગીનો વીમો ઉતરાવનાર કઈ કંપની સ્થપાઈ છે? કયું લશ્કર તેમના રાષ્ટ્રને સુરક્ષિત રાખે છે? ક્યા પોલીસો એમના શહેરની ચોકી કરે છે? કઈ તાળાકૂંચીઓ એમના માળા-ઘોસલાને સલામત રાખે છે? ક્યા કાનૂનો અને કોરટો એમના જાનમાલ અને આબરૂનું રક્ષણ કરે છે? ચોવીસે કલાક જોખમ વચ્ચે એમને જીવવાનું હોય છે. એક ક્ષણને માટે તેઓ પોતાની આંખ પણ સ્થિર ન રાખી શકે. દશે દિશાએ નજર ફેરવીને એમને જોવું પડે છે કે કશું સંકટ તો નથી. અને સંકટ એટલે કેવું સંકટ? જે સંકટ આવે છે તે જીવ લેવા માટે જ. અને છતાં એ પક્ષીઓ વિધવિધ રીતે ગાય છે, કલ્લોલ કરે છે અને જીવનનો રસ લૂંટે છે.

અને જંગલનાં પશુઓ જુઓ. એમને ચોવીસે કલાક હોશિયાર રહેવું જ પડે છે. प्रमादो मच्चुनो पदम्। પ્રમાદ થયો કે મોત હાજર એ સિદ્ધાંત એમને બુદ્ધ ભગવાનને મોઢેથી સાંભળવાની જરૂર નથી હોતી. જન્મ સાથે જ એમને એ શિખામણ મળેલી હોય છે. એ જ્ઞાન, એ વેદ, એમને માટે અપૌરુષેય છે—એ તો ઈશ્વરનું નિ:શ્વસિત એમને મળ્યું છે. અને છતાં તેમણે જીવનનો ત્યાગ કર્યો નથી

કે સૂતકનો વેશ પહેર્યો નથી. તેઓ જો અનિશ્ચિતતા અને જીવના જોખમથી અભિભૂત થાત તો એકકેય દિવસ એમનો સુખમાં ન જાત. સુકાઈને એમનાં હાડકાં જ રહ્યાં હોત. મહાયુદ્ધની અનિશ્ચિતતા અને ભયત્રસ્ત દશાને લીધે કેટલાક લોકોની નર્વ્ઝ બહેર મારી ગઈ, કેટલાક કાયમનાં ગાંડા થયા અને ઘણાખરા લોકોની ચિત્તવૃત્તિમાં નાનીમોટી અનેક વિકૃતિઓ આવી ગઈ. પશુપક્ષીઓમાં એવી બીક હંમેશાં હોય છે. હાલ સુલેહ છે, યુદ્ધ નથી માટે બિલાડીથી બીવાનું કારણ નથી એમ પક્ષીઓને કોઈ કાળે થયું છે ખરું? લીગ ઑફ નેશન્સ સ્થપાઈ છે માટે હવે બાજ પડોશમાં આવીને બેસે તોયે પોતાનો નિત્ય જાપ બંધ કરવાની જરૂર નથી એવી ખાંતરી કબૂતરોને કોઈ કાળે થઈ છે ખરી?

અનિશ્ચિતતા, સતત જોખમ એ તો પ્રૌઢ જીવનનું વ્યાકરણ છે. એના વગર રસ છૂટે જ નહીં. તમારાં કાવ્યો ગમે ત્યારે લખો, તમારી મૂર્તિઓ ગમે ત્યારે ઘડો પણ એ કાવ્યનો ભાવ, લલિત અનુભવ, એ મૂર્તિનો સાક્ષાત્કાર જીવનને જોખમના સરાણ ઉપર ચડાવીને તેજ કરતા હોઈએ ત્યારે જ થાય છે. એશઆરામમાં એ શક્તિ હોય તો રાજશાલકો, પૈસાદારોના આશ્રિતો અને અનેક વિદ્યાકળાનો દાવો કરનાર ગુણિકાઓ પ્રતિભાને ટોચે બેઠાં હોત.

ના. એશઆરામ એ જીવનનો કાટ છે, પ્રતિભાનું મોત છે, તમામ શક્તિનો હ્રાસ છે.

૧૯૩૧

## મત્સર

કેટલાક છોકરાઓમાં મત્સર અથવા અદેખાઈ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. જે છોકરાઓને હદ ઉપરાંત લાડ લડાવવામાં આવે છે અથવા જેમના તરફ અસાધારણ તિરસ્કારનું વર્તન રાખવામાં આવે છે તેમનામાં હંમેશાં સ્વાર્થી વૃત્તિ અને અદેખાઈ આવી જ જાય છે. લાડ એ એક અત્યંત કૃત્રિમ જીવન છે. એમાંથી લાડના ભોગ થઈ પડેલી વ્યક્તિઓમાં પછી તે બાળક હાય કે સ્ત્રી, દુનિયા વિશે કૃત્રિમ ખ્યાલ બંધાય છે. આખી દુનિયા પોતાની આસપાસ ફરવી જ જોઈએ એવો આગ્રહ કેળવાય છે. અને દરેક વર્તુળને કેન્દ્ર તો એક જ હોઈ શકે. તેથી પોતાનું સ્થાન બીજું કોઈ લેશે કે કેમ એ બીકે અદેખાઈ ને મત્સર પેદા થાય છે. લાડને લીધે મળેલું સ્થાન સ્વાભાવિક અથવા યોગ્યતાનુરૂપ નથી હોતું. લાડ અનુભવનાર દરેક વ્યક્તિ અસ્પષ્ટ રીતે એ વાત જાણે જ છે અને તેથી જ એને હંમેશ આમાં કોઈ હરીફ તો નથી ને એવી શંકા રાખીને ચોમેર જોવું પડે છે.

માણસની સાચી યોગ્યતા જેમ જેમ વધતી જાય છે અને જેમ જેમ એને

પોતાના જોગું ક્ષેત્ર મળી જાય છે તેમ તેમ એની અદેખાઈ ઓછી થતી જાય છે. એનામાં સ્વાભાવિકતા આવતી જાય છે.

Jealousy (મત્સર) પાછળ self-love(અહંપ્રેમ)નો દોષ રહેલો હોય જ છે. અહંપ્રેમ એ માણસને પ્રાકૃત બનાવનાર અસામાજિક વૃત્તિ છે.

આજના જમાનામાં સામાજિક સમાનતાનો વિચાર કરનાર લોકો સ્ત્રીઓ પ્રત્યેનો માણસજાતનો આજ સુધીનો અન્યાય ધ્યાનમાં લઈ સ્ત્રીઓ પ્રત્યે વિશેષ કોમળતાથી વર્તે છે. એ ગમે તેટલું ન્યાયી હોય તોપણ સ્ત્રીઓ માટે તે સ્વાભાવિક કે લાભદાયક નથી. કેમ કે એને પરિણામે સ્ત્રીઓના સ્વભાવમાં વિકૃતિ આવી જાય છે. કશી બાબતમાં તેઓ પ્રમાણ જાળવી શકતી નથી. તેમની વાસનાઓ અને આકાંક્ષાઓ વધ્યે જ જાય છે અને ગમે તેટલું અનુકૂળ વાતાવરણ મળ્યું હોય તોયે દહાડે દહાડે પોતે પણ દુ:ખી થાય છે અને સાથેના લોકોને પણ દુ:ખી કરે છે. સ્ત્રીઓનો જન્મ અહંપ્રેમ માટે છે જ નહીં. છતાં આજકાલ સ્ત્રીઓમાં એ દોષ બહુ વ્યાપક પ્રમાણમાં જોવામાં આવે છે. અને આશ્ચર્ય એ કે એ દોષ આટલો વ્યાપક હોવા છતાં એ એમને હજી સદ્યોયે નથી અથવા એમણે જેરવ્યોયે નથી.

અહંપ્રેમની વિકૃતિ એમને અસ્વસ્થ કરે છે; તે એટલે સુધી કે એની એમની તબિયત પર પણ અસર થાય છે. પુરુષોને એમની જવાબદારીને લીધે કંઈ ને કંઈ વ્યવસાયમાં પડવું જ પડે છે. સ્ત્રીઓને માટે ઘરવ્યવસાય એ જ અત્યાર સુધી મુખ્ય પ્રવૃત્તિ રહેલી છે. એમાં અથવા નવી કોઈ પણ પ્રવૃત્તિમાં તેઓ પરોવાઈ રહે તો તેમનું જીવન નીરોગી અને સુખી રહે છે. નવરા જીવનના પોલાણમાં અહંપ્રેમ આવી ગયો એટલે આખું જીવન માટીમય થઈ ગયું સમજવું. અંકલ ટૉમ્સ કેબિનમાં અંકલ ટૉમના પ્રેમાળ શેઠ સેન્ટ ક્લેરની સ્ત્રીનું ચિત્ર અહંપ્રેમનો આબાદ નમૂનો છે. એ ચિત્ર એક સ્ત્રીએ જ ચીતર્યું છે એ વળી એની વિશેષતા છે.

દરેક ધાર્મિક સંઘમાં ગુરુભક્તિને સ્થાન હોય જ છે. એમાંથી એક વિચિત્ર પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. દરેક શિષ્યને થાય છે કે હું જ ગુરુની સંનિધિમાં રહું અને ગુરુની વધારેમાં વધારે સેવા કરું. આમાં ગુરુભક્તિનો ઉત્કર્ષ અથવા ઉદ્રેક દેખાય છે પણ એની પાછળ પણ અમુક અંશે તે અહંપ્રેમ જ હોય છે. (બાઈબલ ઉપરથી જણાય છે કે પીટર અને પૉલ આખરે માંહોમાંહે લડ્યા.) કિશોરલાલભાઈએ એક ઠેકાણે સૂચવ્યું છે કે સાચી ગુરુભક્તિ હોય તો તે ગુરુબંધુઓ પ્રત્યેના પ્રેમ અને ઉદારતામાં વ્યક્ત થવી જોઈએ. એ જ સંઘનો ઉત્કર્ષ થાય છે કે જેમાં પરસ્પર પ્રેમ અને મુદિતા હોય. એ ન હોય તો સંઘ વધવાને બદલે છિન્નભિન્ન થઈ જાય છે.

૧૯૩૧

# આપણું સામાજિક જીવન

ધ્યેયનિષ્ઠ વ્યક્તિઓમાં અને વ્યાવહારિક વ્યક્તિઓમાં જે મતભેદ દેખાય છે તેની ચર્ચા તો હમેશાં ચાલુ છે. એ વાદનો કદી અંત આવશે એવી જરા પણ ખાતરી થતી નથી. તો પણ અહીં વ્યવહારની બાબતમાં કંઈક વિચાર કરીશું.

સંસારમાં મતભેદ હમેશ રહેવાના. અલગ દૃષ્ટિકોણને કારણે ઉત્પન્ન થયેલા મતભેદોની સંસારમાં ઊણપ નથી. પરંતુ સ્વાર્થી મનોવૃત્તિ, અદેખાઈ, વેર અને દ્વેષ એ દુર્ગુણોને કારણે ઉત્પન્ન થયેલા મતભેદ અધિક પ્રમાણમાં દેખાય છે. એ સ્થિતિમાં આપણે કેવા પ્રકારનું વર્તન રાખવું એ એક ભારે અટપટો પ્રશ્ન છે.

સંસ્કૃતિથી સાવ અપરિચિત એવા લોકો મતભેદ કે સ્વાર્થભેદ થતાં ગાળાગાળી કરે છે, મૂર્ખ લોકો જાતજાતના દોષ શોધે છે, ગુંડા લોકો ખૂન પણ કરે છે, એ કારણે એમ દેખાતું નથી કે એવા લોકો વ્યવહારમાં સફળ થાય છે અથવા તો એમનું આચરણ વ્યાવહારિકતાની કોટિમાં આવે છે. બીજી બાજુ સંસ્કાર પામેલા લોકો પશુઓની જેમ અંદર અંદર ઝઘડાફિસાદ કરતા નથી અથવા અભદ્ર ગાળોનો ઉપયોગ કરી પોતાના મોંને ગંદું કરતા નથી. આ કારણે જ તેમનો વ્યવહાર અયશસ્વી નીવડે છે, તેમને સંસારમાં પાગલ ઠરાવવામાં આવે છે, તેઓ હંમેશાં સ્પર્ધામાં પાછા પડે છે અને તેમના માથા ઉપર દુર્બળતાનું કલંક ચોંટે છે એવો અનુભવ થયો નથી. અહીં આપણે સાધુસંતો અને મહાત્મા પુરુષોનો વિચાર કરતા નથી. તદ્દન સરળ અને સીધા વ્યવહારનો જ વિચાર કરીએ છીએ. કોઈ આપણને 'કેમ રે' કહીને પડકારે અને આપણે સામે 'કેમ રે' ન કહેતાં 'કહો, ભાઈ' કહીએ તો આપણે હલકા દરજ્જાના બની ગયા, અથવા તો આપણા કાર્યમાં અસફળ થયા અને તે વિરોધીએ આપણા ઉપર વિજય મેળવ્યો એમ નથી જ થતું.

સમાજમાં બધા લોકો એકબીજાનાં ગળાં રેંસવા તૈયાર થયા છે એમ તો નથી. જનસમુદાય શિષ્ટાચારને મહત્ત્વ આપે છે તે કારણે જીવનયાત્રામાં — જીવનકલહમાં તે પાછળ પડી જાય છે એવું દૃશ્ય નજરે પડતું નથી. કેટલાક સમાજોમાં અને કેટલાક પ્રાંતોમાં ગાળોનું પ્રમાણ વધારે પડતું દેખાય છે, કોઈ જગાએ ઓછું દેખાય છે એની તો આપણને ખબર છે. કેટલાક લોકો થોડામાં સમજી જાય છે અને વખતસર પોતાનું કામ પૂરું કરી નાખે છે. જ્યારે કેટલાક કાદવને ખૂબ સુધી હલાવ્યા વિના સંતોષ પામતા નથી, આ કેવળ અભિરુચિનો સવાલ છે. જો આપણે શેરને માથે સવાશેર થવામાં અથવા જેવાની સાથે તેવા બનવામાં સમાધાન મેળવીશું તો આપણે આપણી નૈતિક સંપત્તિ, મનઃશાંતિ, સામાજિક પ્રતિષ્ઠા અને વ્યવહારદક્ષતા, એ બધા ગુણો ગુમાવી દઈશું. એટલું સમજવાને માટે ફક્ત શાંતિથી થોડો વિચાર કરવાની જરૂર છે.

સત્ય વ્યવહારને કારણે આપણને એ શિક્ષા મળે છે કે ક્રોધાવિષ્ટ મનોદશામાં કર્તવ્યદક્ષ બુદ્ધિની તીવ્રતા નષ્ટ થાય છે. તલવારને આપણે ગરમ કરીને તીક્ષ્ણ બનાવવા ઇચ્છીએ તો તેની ધાર મોળી થાય છે. શીતળ પોલાદ જ સાચો માર્મિક આઘાત કરે છે. રોષને જ શક્તિ અથવા તો આવેશ સમજવો એ ભારે ગલતી છે.

તલવારના પ્રહારથી પણ વધારે પરિણામકારી આઘાત શાંત જીવનથી થાય છે. આટલું વ્યવહારનું શિક્ષણ જો આપણને આવડે તો આપણે સમજી જઈશું કે જે પુરુષ ઘા કરતો નથી પણ ધૈર્યપૂર્વક – કાયરપણાથી નહીં – પ્રહારો સહન કરે છે તે સદાસર્વદા વિજયી બને છે.

કેટલાક લોકોનું સાર્વજનિક જીવન આપણે સારી રીતે તપાસવું જોઈએ. કેટલાક મનુષ્યો તો ઘાંચીના બળદની જેમ આંખે પાટા બાંધી આખી જિંદગી ઠરાવેલ ચીલે ચાલતા રહે છે અને એથી બહાર પગલું માંડતા જ નથી. તેમની ચાલમાં ઢીલાપણું હોય કે તેજી હોય પણ પ્રગતિનો તો પૂરેપૂરો અભાવ હોય છે. કોઈ સમાજ એકનો એક અનુભવ બીજી વાર ન લેતાં આચરણમાં વિચારપૂર્વક પરિવર્તન કરીને ભારે વેગથી પ્રગતિ કરે છે જ્યારે કોઈ સમાજ નીચેનાં પગથિયાંનો ખ્યાલ પણ ન કરતાં તીવ્ર વેગથી ઉન્નતિ શિખર પર ઝપાટાથી પહોંચી જાય છે. આ ભેદનું કારણ શું?

૯–૧૦–'૩૭ [મરાઠી પરથી]

## હિંદી રાષ્ટ્રનો સ્વભાવલેખ

પ્રમાદી માણસને ભણેલા પાઠ ફરી ફરી ભણવા પડે છે, નહીં તો દુનિયાના બધા જ ધર્મોને આશ્રય આપનાર આ ભૂમિમાં ધાર્મિક સ્વતંત્રતાનો ઠરાવ ફરી એક વાર પસાર કરવો ન પડત. હિંદુસ્તાન એટલે જ સર્વધર્મપરિષદ. આ દેશમાં વાસ્કો ડી ગામાના આવ્યા પહેલાં સેંકડો વરસથી ખ્રિસ્તી ધર્મને આશ્રય મળ્યો હતો અને મહમદ બિન કાસિમે સિંધ પર ચડાઈ કરી તેના પહેલાં ઇસ્લામનો પ્રચાર આ દેશમાં થયો હતો. ઈરાનના પ્રાચીન ધર્મને તો આ દેશ સિવાય બીજે ક્યાંય સ્થાન જ નથી એમ કહીએ તો ચાલે. અને અહીંના રાજાઓ રાષ્ટ્રની આ ભવિતવ્યતા સાથે એટલા બધા એકરૂપ થયેલા હતા કે પ્રજાનો જે ધર્મ હોય તેમાં જ તેઓ પોતાનું આશ્વાસન શોધતા. હિંદુસ્તાનના અનેક રાજાઓ પોતાની પ્રજાનું ઐહિક સુખ શેમાં રહેલું છે એનો જ વિચાર કરી સંતોષ માનતા નહીં, પણ પોતાની પ્રજાની ધર્મજિજ્ઞાસા ક્યા ક્યા પ્રવાહમાં વહે છે, આત્મદર્શનની યાત્રા કેટલે રસ્તે આવી છે એનું પણ તેઓ ધ્યાનપૂર્વક અને સરસ અધ્યયન કરતા. ઉપનિષદકાળના મિથિલેશ અને કાશીનરેશથી માંડીને હર્ષ, સમુદ્રગુપ્ત અને અકબર સુધી અને અકબરથી માંડીને આજકાલના નામધારી રાજાઓ સુધી હિંદુસ્તાનના રાજપુરુષોએ

ધર્મચિંતનમાં અને ધર્મચર્ચામાં રસ લીધો છે. જે વખતે અન્ય દેશોમાં ધાર્મિક મતભેદને કારણે ઝનૂની લોકો અમર્યાદ મનુષ્યવધ કરતા હતા તે વખતે હિંદુસ્તાનના લોકો તર્ક, કલ્પના અને અનુભવ જ્યાં સુધી દોડી શકે ત્યાં સુધી દોડાવી ઉદારતાથી ધર્મપરિશીલન કરતા હતા. આ રાષ્ટ્રસ્વભાવનો રાજાઓ તરફથી વિરોધ થતો નહીં, એટલું જ નહીં પણ એને મનઃપૂર્વક ઉત્તેજન મળતું.

હિંદુસ્તાનમાં ધર્મચર્ચા તો હિંદુસ્તાનની શરૂઆતથી જ ચાલી આવેલી છે, પણ સંગઠિત ધર્મપ્રચાર તો ભગવાન બુદ્ધના અનુયાયીઓએ જ શરૂ કર્યો એમ કહી શકાય. આવા ધર્મપ્રચારકોમાં દેવાનાંપ્રિય અશોકવર્ધનનું નામ અગ્રગણ્ય છે એ સૌ કોઈ જાણે છે. તેણે હિંદુસ્તાનને ચારે છેડે દૂર દૂર સુધી ધર્મોપદેશકો મોકલ્યા હતા, અને ધર્મપ્રચાર એ જ પોતાનું અને પોતાના રાજત્વનું અંતિમ સાફલ્ય છે એમ એમણે માન્યું. જાણે ભારતવર્ષનું હજારો વર્ષનું ભવિષ્ય જોતા હોય તેમ વિચાર કરી તેમણે ધર્મસહિષ્ણુતાબોધક એક શિલાલેખ આજથી લગભગ અઢી હજાર વર્ષ પહેલાં હિંદુસ્તાનના સાક્ષીરૂપ એવા પહાડી પાષાણ ઉપર કોતરી રાખ્યો છે. તે બોધ અશોકવર્ધનના જમાનામાં જેટલો પથ્યકર હતો તેટલો જ આજે પણ છે. ૨૨૦૦ વર્ષના વિશાળ અનુભવ પછી પણ તેમાં એક્કે શબ્દ ઉમેરવા કે ઓછો કરવા જેવો નથી એમ વાચકો પોતાની મેળે જોઈ શકશે. અશોકનો એ શિલાલેખ એટલે આ સનાતન રાષ્ટ્રનો સ્વભાવલેખ છે. એ ઢબે જ હિંદુસ્તાન ચડ્યું છે, અને એ ઢબે જ હવે પછી પણ ચડશે. એથી વિરુદ્ધ પ્રવૃત્તિ આ દેશમાં ન જ ટકી શકે એમ ઇતિહાસ અને માનવહૃદય ઘોષણા કરે છે.

"દેવાનાંપ્રિય પ્રિયદર્શી રાજા (અશોક) સર્વ ધર્મના સાધુઓ તથા ગૃહસ્થોને દાન વડે તેમ જ અન્ય વિવિધ પ્રકારે પૂજે છે. પણ રાજા દાન અને પૂજાને એટલું મહત્ત્વ નથી આપતો જેટલું સર્વ પંથની સારવૃદ્ધિને. સારવૃદ્ધિ અનેક પ્રકારની છે, પણ તેનું મૂળ તો વાણીનો સંયમ એ જ છે. વાણીનો સંયમ એટલે શું? આપણે આપણી ભાષા ઉપર એવો કાબૂ રાખવો જોઈએ કે જેથી પોતાના પંથની જ સ્તુતિ અને પારકાના ધર્મની નિંદા ન થાય. ધર્મચર્ચા જેવા ગંભીર પ્રસંગ સિવાય ગમે તે વખતે પોતાના ધર્મની સુંદરતા અને બીજાના ધર્મની એબ બતાવવા બેસવાથી આપણને હીણપત જ લાગે છે. જે વખતે જેવો પ્રસંગ હોય તે વખતે તે તે પ્રકારે પરધર્મનો આદર જ કરવો ઘટે છે. આમ કરવાથી માણસ પોતાના ધર્મને ખૂબ વધારે છે અને બીજાના ધર્મની પણ સેવા કરે છે. એમ નહીં કરવાથી માણસ પોતાના ધર્મને પણ તોડે છે અને બીજાના ધર્મને પણ નુકસાન પહોંચાડે છે.

માણસ પોતાના ધર્મનાં વખાણ કરે છે અને પરધર્મની નિંદા કરે છે તે તો પોતાના ધર્મની ભક્તિથી જ કરવા જાય છે. તેને થાય છે કે ચાલો આપણે આપણા ધર્મને સુંદર કરી બતાવીએ. પણ તેમ કરતાં તે પોતાના ધર્મને જ ભારેમાં ભારે નુકસાન પહોંચાડે છે, પોતાના ધર્મનો જ ભારે ઘાત કરે છે. બધા ધર્મોમાં

સત્ય વ્યવહારને કારણે આપણને એ શિક્ષા મળે છે કે ક્રોધાવિષ્ટ મનોદશામાં કર્તવ્યદક્ષ બુદ્ધિની તીવ્રતા નષ્ટ થાય છે. તલવારને આપણે ગરમ કરીને તીક્ષ્ણ બનાવવા ઇચ્છીએ તો તેની ધાર મોળી થાય છે. શીતળ પોલાદ જ સાચો માર્મિક આઘાત કરે છે. રોષને જ શક્તિ અથવા તો આવેશ સમજવો એ ભારે ગલતી છે.

તલવારના પ્રહારથી પણ વધારે પરિણામકારી આઘાત શાંત જીવનથી થાય છે. આટલું વ્યવહારનું શિક્ષણ જો આપણને આવડે તો આપણે સમજી જઈશું કે જે પુરુષ ઘા કરતો નથી પણ ધૈર્યપૂર્વક – કાયરપણાથી નહીં – પ્રહારો સહન કરે છે તે સદાસર્વદા વિજયી બને છે.

કેટલાક લોકોનું સાર્વજનિક જીવન આપણે સારી રીતે તપાસવું જોઈએ. કેટલાક મનુષ્યો તો ઘાંચીના બળદની જેમ આંખે પાટા બાંધી આખી જિંદગી ઠરાવેલ ચીલે ચાલતા રહે છે અને એથી બહાર પગલું માંડતા જ નથી. તેમની ચાલમાં ઢીલાપણું હોય કે તેજી હોય પણ પ્રગતિનો તો પૂરેપૂરો અભાવ હોય છે. કોઈ સમાજ એકનો એક અનુભવ બીજી વાર ન લેતાં આચરણમાં વિચારપૂર્વક પરિવર્તન કરીને ભારે વેગથી પ્રગતિ કરે છે જ્યારે કોઈ સમાજ નીચેનાં પગથિયાંનો ખ્યાલ પણ ન કરતાં તીવ્ર વેગથી ઉન્નતિ શિખર પર ઝપાટાથી પહોંચી જાય છે. આ ભેદનું કારણ શું?

૯–૧૦–'૩૭ [મરાઠી પરથી]

# હિંદી રાષ્ટ્રનો સ્વભાવલેખ

પ્રમાદી માણસને ભણેલા પાઠ ફરી ફરી ભણવા પડે છે, નહીં તો દુનિયાના બધા જ ધર્મોને આશ્રય આપનાર આ ભૂમિમાં ધાર્મિક સ્વતંત્રતાનો ઠરાવ ફરી એક વાર પસાર કરવો ન પડત. હિંદુસ્તાન એટલે જ સર્વધર્મપરિષદ. આ દેશમાં વાસ્કો ડી ગામાના આવ્યા પહેલાં સેંકડો વરસથી ખ્રિસ્તી ધર્મને આશ્રય મળ્યો હતો અને મહમદ બિન કાસિમે સિંધ પર ચડાઈ કરી તેના પહેલાં ઇસ્લામનો પ્રચાર આ દેશમાં થયો હતો. ઈરાનના પ્રાચીન ધર્મને તો આ દેશ સિવાય બીજે ક્યાંય સ્થાન જ નથી એમ કહીએ તો ચાલે. અને અહીંના રાજાઓ રાષ્ટ્રની આ ભવિતવ્યતા સાથે એટલા બધા એકરૂપ થયેલા હતા કે પ્રજાનો જે ધર્મ હોય તેમાં જ તેઓ પોતાનું આશ્વાસન શોધતા. હિંદુસ્તાનના અનેક રાજાઓ પોતાની પ્રજાનું ઐહિક સુખ શેમાં રહેલું છે એનો જ વિચાર કરી સંતોષ માનતા નહીં, પણ પોતાની પ્રજાની ધર્મજિજ્ઞાસા ક્યા ક્યા પ્રવાહમાં વહે છે, આત્મદર્શનની યાત્રા કેટલે રસ્તે આવી છે એનું પણ તેઓ ધ્યાનપૂર્વક અને સરસ અધ્યયન કરતા. ઉપનિષદકાળના મિથિલેશ અને કાશીનરેશથી માંડીને હર્ષ, સમુદ્રગુપ્ત અને અકબર સુધી અને અકબરથી માંડીને આજકાલના નામધારી રાજાઓ સુધી હિંદુસ્તાનના રાજપુરુષોએ

ધર્મચિંતનમાં અને ધર્મચર્ચામાં રસ લીધો છે. જે વખતે અન્ય દેશોમાં ધાર્મિક મતભેદને કારણે ઝનૂની લોકો અમર્યાદ મનુષ્યવધ કરતા હતા તે વખતે હિંદુસ્તાનના લોકો તર્ક, કલ્પના અને અનુભવ જ્યાં સુધી દોડી શકે ત્યાં સુધી દોડાવી ઉદારતાથી ધર્મપરિશીલન કરતા હતા. આ રાષ્ટ્રસ્વભાવનો રાજાઓ તરફથી વિરોધ થતો નહીં, એટલું જ નહીં પણ એને મનઃપૂર્વક ઉત્તેજન મળતું.

હિંદુસ્તાનમાં ધર્મચર્ચા તો હિંદુસ્તાનની શરૂઆતથી જ ચાલી આવેલી છે, પણ સંગઠિત ધર્મપ્રચાર તો ભગવાન બુદ્ધના અનુયાયીઓએ જ શરૂ કર્યો એમ કહી શકાય. આવા ધર્મપ્રચારકોમાં દેવાનાંપ્રિય અશોકવર્ધનનું નામ અગ્રગણ્ય છે એ સૌ કોઈ જાણે છે. તેણે હિંદુસ્તાનને ચારે છેડે દૂર દૂર સુધી ધર્મોપદેશકો મોકલ્યા હતા, અને ધર્મપ્રચાર એ જ પોતાનું અને પોતાના રાજત્વનું અંતિમ સાફલ્ય છે એમ એમણે માન્યું. જાણે ભારતવર્ષનું હજારો વર્ષનું ભવિષ્ય જોતા હોય તેમ વિચાર કરી તેમણે ધર્મસહિષ્ણુતાબોધક એક શિલાલેખ આજથી લગભગ અઢી હજાર વર્ષ પહેલાં હિંદુસ્તાનના સાક્ષીરૂપ એવા પહાડી પાષાણ ઉપર કોતરી રાખ્યો છે. તે બોધ અશોકવર્ધનના જમાનામાં જેટલો પથ્યકર હતો તેટલો જ આજે પણ છે. ૨૨૦૦ વર્ષના વિશાળ અનુભવ પછી પણ તેમાં એક્કે શબ્દ ઉમેરવા કે ઓછો કરવા જેવો નથી એમ વાચકો પોતાની મેળે જોઈ શકશે. અશોકનો એ શિલાલેખ એટલે આ સનાતન રાષ્ટ્રનો સ્વભાવલેખ છે. એ ઢબે જ હિંદુસ્તાન ચડયું છે, અને એ ઢબે જ હવે પછી પણ ચડશે. એથી વિરુદ્ધ પ્રવૃત્તિ આ દેશમાં ન જ ટકી શકે એમ ઇતિહાસ અને માનવહૃદય ઘોષણા કરે છે.

“દેવાનાંપ્રિય પ્રિયદર્શી રાજા (અશોક) સર્વ ધર્મના સાધુઓ તથા ગૃહસ્થોને દાન વડે તેમ જ અન્ય વિવિધ પ્રકારે પૂજે છે. પણ રાજા દાન અને પૂજાને એટલું મહત્ત્વ નથી આપતો જેટલું સર્વ પંથની સારવૃદ્ધિને. સારવૃદ્ધિ અનેક પ્રકારની છે, પણ તેનું મૂળ તો વાણીનો સંયમ એ જ છે. વાણીનો સંયમ એટલે શું? આપણે આપણી ભાષા ઉપર એવો કાબૂ રાખવો જોઈએ કે જેથી પોતાના પંથની જ સ્તુતિ અને પારકાના ધર્મની નિંદા ન થાય. ધર્મચર્ચા જેવા ગંભીર પ્રસંગ સિવાય ગમે તે વખતે પોતાના ધર્મની સુંદરતા અને બીજાના ધર્મની એબ બતાવવા બેસવાથી આપણને હીણપત જ લાગે છે. જે વખતે જેવો પ્રસંગ હોય તે વખતે તે તે પ્રકારે પરધર્મનો આદર જ કરવો ઘટે છે. આમ કરવાથી માણસ પોતાના ધર્મને ખૂબ વધારે છે અને બીજાના ધર્મની પણ સેવા કરે છે. એમ નહીં કરવાથી માણસ પોતાના ધર્મને પણ તોડે છે અને બીજાના ધર્મને પણ નુકસાન પહોંચાડે છે.

માણસ પોતાના ધર્મનાં વખાણ કરે છે અને પરધર્મની નિંદા કરે છે તે તો પોતાના ધર્મની ભક્તિથી જ કરવા જાય છે. તેને થાય છે કે ચાલો આપણે આપણા ધર્મને સુંદર કરી બતાવીએ. પણ તેમ કરતાં તે પોતાના ધર્મને જ ભારેમાં ભારે નુકસાન પહોંચાડે છે, પોતાના ધર્મનો જ ભારે ઘાત કરે છે. બધા ધર્મોમાં

સત્ય વ્યવહારને કારણે આપણને એ શિક્ષા મળે છે કે ક્રોધાવિષ્ટ મનોદશામાં કર્તવ્યદક્ષ બુદ્ધિની તીવ્રતા નષ્ટ થાય છે. તલવારને આપણે ગરમ કરીને તીક્ષ્ણ બનાવવા ઇચ્છીએ તો તેની ધાર મોળી થાય છે. શીતળ પોલાદ જ સાચો માર્મિક આઘાત કરે છે. રોષને જ શક્તિ અથવા તો આવેશ સમજવો એ ભારે ગલતી છે.

તલવારના પ્રહારથી પણ વધારે પરિણામકારી આઘાત શાંત જીવનથી થાય છે. આટલું વ્યવહારનું શિક્ષણ જો આપણને આવડે તો આપણે સમજી જઈશું કે જે પુરુષ ઘા કરતો નથી પણ ધૈર્યપૂર્વક – કાયરપણાથી નહીં – પ્રહારો સહન કરે છે તે સદાસર્વદા વિજયી બને છે.

કેટલાક લોકોનું સાર્વજનિક જીવન આપણે સારી રીતે તપાસવું જોઈએ. કેટલાક મનુષ્યો તો ઘાંચીના બળદની જેમ આંખે પાટા બાંધી આખી જિંદગી ઠરાવેલ ચીલે ચાલતા રહે છે અને એથી બહાર પગલું માંડતા જ નથી. તેમની ચાલમાં ઢીલાપણું હોય કે તેજી હોય પણ પ્રગતિનો તો પૂરેપૂરો અભાવ હોય છે. કોઈ સમાજ એકનો એક અનુભવ બીજી વાર ન લેતાં આચરણમાં વિચારપૂર્વક પરિવર્તન કરીને ભારે વેગથી પ્રગતિ કરે છે જ્યારે કોઈ સમાજ નીચેનાં પગથિયાંનો ખ્યાલ પણ ન કરતાં તીવ્ર વેગથી ઉન્નતિ શિખર પર ઝપાટાથી પહોંચી જાય છે. આ ભેદનું કારણ શું?

૯–૧૦–'૩૭ [મરાઠી પરથી]

# હિંદી રાષ્ટ્રનો સ્વભાવલેખ

પ્રમાદી માણસને ભણેલા પાઠ ફરી ફરી ભણવા પડે છે, નહીં તો દુનિયાના બધા જ ધર્મોને આશ્રય આપનાર આ ભૂમિમાં ધાર્મિક સ્વતંત્રતાનો ઠરાવ ફરી એક વાર પસાર કરવો ન પડત. હિંદુસ્તાન એટલે જ સર્વધર્મપરિષદ. આ દેશમાં વાસ્કો ડી ગામાના આવ્યા પહેલાં સેંકડો વરસથી ખ્રિસ્તી ધર્મને આશ્રય મળ્યો હતો અને મહમદ બિન કાસિમે સિંધ પર ચડાઈ કરી તેના પહેલાં ઇસ્લામનો પ્રચાર આ દેશમાં થયો હતો. ઈરાનના પ્રાચીન ધર્મને તો આ દેશ સિવાય બીજે ક્યાંય સ્થાન જ નથી એમ કહીએ તો ચાલે. અને અહીંના રાજાઓ રાષ્ટ્રની આ ભવિતવ્યતા સાથે એટલા બધા એકરૂપ થયેલા હતા કે પ્રજાનો જે ધર્મ હોય તેમાં જ તેઓ પોતાનું આશ્વાસન શોધતા. હિંદુસ્તાનના અનેક રાજાઓ પોતાની પ્રજાનું ઐહિક સુખ શેમાં રહેલું છે એનો જ વિચાર કરી સંતોષ માનતા નહીં, પણ પોતાની પ્રજાની ધર્મજિજ્ઞાસા ક્યા ક્યા પ્રવાહમાં વહે છે, આત્મદર્શનની યાત્રા કેટલે રસ્તે આવી છે એનું પણ તેઓ ધ્યાનપૂર્વક અને સરસ અધ્યયન કરતા. ઉપનિષદકાળના મિથિલેશ અને કાશીનરેશથી માંડીને હર્ષ, સમુદ્રગુપ્ત અને અકબર સુધી અને અકબરથી માંડીને આજકાલના નામધારી રાજાઓ સુધી હિંદુસ્તાનના રાજપુરુષોએ

ધર્મચિંતનમાં અને ધર્મચર્ચામાં રસ લીધો છે. જે વખતે અન્ય દેશોમાં ધાર્મિક મતભેદને કારણે ઝનૂની લોકો અમર્યાદ મનુષ્યવધ કરતા હતા તે વખતે હિંદુસ્તાનના લોકો તર્ક, કલ્પના અને અનુભવ જ્યાં સુધી દોડી શકે ત્યાં સુધી દોડાવી ઉદારતાથી ધર્મપરિશીલન કરતા હતા. આ રાષ્ટ્રસ્વભાવનો રાજાઓ તરફથી વિરોધ થતો નહીં, એટલું જ નહીં પણ એને મનઃપૂર્વક ઉત્તેજન મળતું.

હિંદુસ્તાનમાં ધર્મચર્ચા તો હિંદુસ્તાનની શરૂઆતથી જ ચાલી આવેલી છે, પણ સંગઠિત ધર્મપ્રચાર તો ભગવાન બુદ્ધના અનુયાયીઓએ જ શરૂ કર્યો એમ કહી શકાય. આવા ધર્મપ્રચારકોમાં દેવાનાંપ્રિય અશોકવર્ધનનું નામ અગ્રગણ્ય છે એ સૌ કોઈ જાણે છે. તેણે હિંદુસ્તાનને ચારે છેડે દૂર દૂર સુધી ધર્મોપદેશકો મોકલ્યા હતા, અને ધર્મપ્રચાર એ જ પોતાનું અને પોતાના રાજત્વનું અંતિમ સાફલ્ય છે એમ એમણે માન્યું. જાણે ભારતવર્ષનું હજારો વર્ષનું ભવિષ્ય જોતા હોય તેમ વિચાર કરી તેમણે ધર્મસહિષ્ણુતાબોધક એક શિલાલેખ આજથી લગભગ અઢી હજાર વર્ષ પહેલાં હિંદુસ્તાનના સાક્ષીરૂપ એવા પહાડી પાષાણ ઉપર કોતરી રાખ્યો છે. તે બોધ અશોકવર્ધનના જમાનામાં જેટલો પથ્યકર હતો તેટલો જ આજે પણ છે. ૨૨૦૦ વર્ષના વિશાળ અનુભવ પછી પણ તેમાં એકકે શબ્દ ઉમેરવા કે ઓછો કરવા જેવો નથી એમ વાચકો પોતાની મેળે જોઈ શકશે. અશોકનો એ શિલાલેખ એટલે આ સનાતન રાષ્ટ્રનો સ્વભાવલેખ છે. એ ઢબે જ હિંદુસ્તાન ચડયું છે, અને એ ઢબે જ હવે પછી પણ ચડશે. એથી વિરુદ્ધ પ્રવૃત્તિ આ દેશમાં ન જ ટકી શકે એમ ઈતિહાસ અને માનવહૃદય ઘોષણા કરે છે.

"દેવાનાંપ્રિય પ્રિયદર્શી રાજા (અશોક) સર્વ ધર્મના સાધુઓ તથા ગૃહસ્થોને દાન વડે તેમ જ અન્ય વિવિધ પ્રકારે પૂજે છે. પણ રાજા દાન અને પૂજાને એટલું મહત્ત્વ નથી આપતો જેટલું સર્વ પંથની સારવૃદ્ધિને. સારવૃદ્ધિ અનેક પ્રકારની છે, પણ તેનું મૂળ તો વાણીનો સંયમ એ જ છે. વાણીનો સંયમ એટલે શું? આપણે આપણી ભાષા ઉપર એવો કાબૂ રાખવો જોઈએ કે જેથી પોતાના પંથની જ સ્તુતિ અને પારકાના ધર્મની નિંદા ન થાય. ધર્મચર્ચા જેવા ગંભીર પ્રસંગ સિવાય ગમે તે વખતે પોતાના ધર્મની સુંદરતા અને બીજાના ધર્મની એબ બતાવવા બેસવાથી આપણને હીણપત જ લાગે છે. જે વખતે જેવો પ્રસંગ હોય તે વખતે તે તે પ્રકારે પરધર્મનો આદર જ કરવો ઘટે છે. આમ કરવાથી માણસ પોતાના ધર્મને ખૂબ વધારે છે અને બીજાના ધર્મની પણ સેવા કરે છે. એમ નહીં કરવાથી માણસ પોતાના ધર્મને પણ તોડે છે અને બીજાના ધર્મને પણ નુકસાન પહોંચાડે છે.

માણસ પોતાના ધર્મનાં વખાણ કરે છે અને પરધર્મની નિંદા કરે છે તે તો પોતાના ધર્મની ભક્તિથી જ કરવા જાય છે. તેને થાય છે કે ચાલો આપણે આપણા ધર્મને સુંદર કરી બતાવીએ. પણ તેમ કરતાં તે પોતાના ધર્મને જ ભારેમાં ભારે નુકસાન પહોંચાડે છે, પોતાના ધર્મનો જ ભારે ઘાત કરે છે. બધા ધર્મોમાં

પ્રેમભાવ હોય, બધા હળીમળીને રહે, જાણે એક કુટુંબ, એ જ સારું છે. એટલે જુદા જુદા પંથવાળા લોકો ધર્મનો ઉપદેશ સાંભળે અને તેનું પાલન કરે.

આશોક રાજાની ખાસ ઈચ્છા છે કે સર્વ પંથના લોકો બહુશ્રુત થાઓ અને તેમનું જ્ઞાન કલ્યાણકારી નીવડો. (ધર્મ ધર્મ વચ્ચેના ઝઘડા ત્યારે જ શમે જ્યારે બહુશ્રુત થવાથી માણસના વિચારની અંધતા મટી જાય અને માણસની વિદ્વત્તા સમાજને કલ્યાણ તરફ દોરે.) આ વાત જેમને પસંદ હોય તેમણે લોકોને સમજાવવું જોઈએ કે અશોક રાજા દાન કે પૂજાને એટલું મહત્ત્વ નથી આપતો જેટલું સર્વ ધર્મોની સારવૃદ્ધિને એટલે કે કલ્યાણ કરવાની શક્તિને. એટલા માટે જ તેણે ધર્મ-મહામાત્રો નીમ્યા છે, સ્ત્રીઓને માટે ઉપદેશકો નીમ્યા છે, વ્રાત્યભૂમિકો નીમ્યા છે, અને બીજી સભાઓ પણ સ્થાપી છે. આનું ફળ એ છે કે દરેક પંથની પણ વૃદ્ધિ થઈ જાય અને ધર્મનો વિજય થાય.”

૧૨-૧૧-’૨૪

## જાહેર સેવાનો ભાવ

‘આપણે ત્યાં public spirit નથી. જાહેર જીવનમાં રસ ધરાવનારા લોકો બહુ ઓછા છે. દરેકને પોતપોતાની જ પડી છે.’ એવી ટીકા આપણે કરીએ છીએ. એ સ્વભાવ આપણામાં ક્યાંથી આવ્યો? ક્યારથી આવ્યો એ એક મોટો સવાલ છે. મહાભારતમાં વાર્તા છે, કે લોકોએ મનુને (અથવા બીજા કોઈને હશે) રાજા થવાનું સૂચવ્યું. એણે ઇન્કાર કર્યો. એણે કહ્યું, “બધાનું પાપ મને વળગશે.” પછી લોકોએ એની સાથે સમય (સંકેત) કર્યો કે પાપ તો કરનારને જ લાગશે; તમને નહીં લાગે; અને તમારા મહેનતાણા તરીકે અમે તમને અમારી આવકનો છઠ્ઠો ભાગ સ્વેચ્છાએ આપીશું.

હિતોપદેશમાં નીચલો શ્લોક છે જે પરથી જાણી શકીએ કે જાહેર જીવનનો નાશ કેમ થયો.

न गणस्याग्रतो गच्छेत् सिद्धे कार्ये समं फलम् ।
यदि कार्यविपत्तिः स्यात् मुखरस्तत्र हन्यते ॥

ગણ સમુદાયની આગળ ન ચાલવું જોઈએ, આગેવાન ન થવું જોઈએ. જો આગેવાની કરતાં કામ પાક્યું તો બધા સાથે સરખું જ ફળ મળવાનું છે, વધારે મળવાનું નથી. પણ જો કાર્ય બગડ્યું તો જે મુખિયો છે, બધાના વતી બોલનાર છે, બોલકણો છે તે જ માર ખાય છે.

સમુદ્રમંથન વખતે મહાદેવે એવો વિચાર કર્યો હોત તો? દધીચિએ પોતાનાં હાડકાં આપતી વખતે એવો જ વિચાર કર્યો હોત તો? બીજી બાજુ

सर्वे यत्र प्रणेतारः सर्वे पंडितमानिनः ।
सर्वे महत्त्वमिच्छन्ति तद्राष्ट्रं आशु नश्यति ॥

૮-૯-’૩૦

# સ્વરાજ્ય કે જાનમાલ?

જાન અને માલ બહુ વહાલા થઈ પડે છે ત્યારે બન્નેનો આપણે ઉપયોગ જ કરી શકતા નથી. અને ઘણી વાર તો માલ જાનને જ ખાઈ જાય છે.

શિવાજીએ વિજાપુરના અને દિલ્હીના બાદશાહો સાથે લડીને મહારાષ્ટ્રમાં હિંદવી સ્વરાજ્ય સ્થાપ્યું એ તો સૌ કોઈ જાણે છે. પણ આપણા લોકોના હાડમાં પેસી ગયેલો મોટામાં મોટો દુર્ગુણ એણે બરાબર ઓળખી તે દૂર કરવા અથાગ પ્રયત્ન કર્યા હતા એ બીના તરફ આપણું પૂરતું લક્ષ ગયું નથી. શિવાજીએ જોયું કે સલામતી શોધવાની પામરતાને લીધે કહો કે પોતાના બાલબચ્ચાંના વાત્સલ્યને લીધે કહો આપણા લોકો સ્થાયી મિલકત ભેગી કરવા પાછળ ગાંડા બને છે. જાગીર એ આપણા લોકોનું જીવનસર્વસ્વ. જાન છોડે, ધર્મ છોડે, ન્યાય નીતિ છોડે પણ ગરાસ ન છોડે. બંધુદ્રોહ, ધર્મદ્રોહ, દેશદ્રોહ, ચારિત્ર્યદ્રોહ બધાના મૂળમાં એક જ વસ્તુ છે અને તે ગરાસની ઘેલછા. ગરાસ મેળવવા ખાતર માણસ ગમે તે પાપ કરે અને મેળવેલો ગરાસ સાચવવા માટે કૂતરાની પેઠે ગમે તેની ગુલામી કરવા તૈયાર થઈ જાય. એ સ્વભાવ પારખી શિવાજીએ એવો નિયમ કર્યો કે સ્વરાજ્યમાં કોઈને ગરાસ આપવો જ નહીં.

સ્વરાજ્ય સ્થાપવામાં શિવાજીને કોઈનો જો ખાસ વિરોધ થયો હોય તો તે ગરાસઘેલાનો જ. આજે પણ સ્વરાજ્યની હિલચાલમાં નાનામોટા દેશી રાજાઓ કેવા વિઘ્નરૂપ નીવડે છે એનો આપણને પૂરતો અનુભવ છે. દિલ્હીની બાદશાહતનો તંબૂ આવા ગરાસદારોની ખીંટીની મદદથી જ તાણેલો હતો. આજે પણ કૈસરે-હિંદને આ દેશી ગરાસદારોનો આધાર ઓછો નથી.

કોઈ એમ નહીં માને કે આ દોષ બસો કે હજાર દેશી રાજાઓ અને રજવાડાઓમાં જ છે. આપણી માલમતાની કલ્પના અને જૂની મૂડી ઉપર આધાર રાખવાની ટેવ એ જ આ દોષના મૂળમાં છે. જ્યાં સુધી વડીલોપાર્જિત ખેતરનો હથેળી જેટલો કકડો પણ પોતાને નામે છે ત્યાં સુધી માણસ એના પર જ આધાર રાખી બેસવાનો. અને જેમ જેમ અન્વયાગત મિલકતના ભાગ પડી તે નાની નાની થતી જાય છે તેમ તેમ એના માલિકનું મન પણ સાંકડું થતું જાય છે; પુરુષાર્થ હણાય છે. અને શ્રામ કરી પોતાના બાપદાદાને સ્વર્ગમાં મોકલવા ઇચ્છનાર માણસ પોતે આ ભવમાં જ બાપદાદાની એસ્ટેટ ઉપર નરક પેદા કરી એમાં સબડતો રહે છે.

ત્યારે આપણા પરાક્રમી પૂર્વજોએ જાગીર એસ્ટેટો શા માટે કરી રાખી! કેટલાક કહે છે કે મોટી મોટી એસ્ટેટો રહે એમાં કશો દોષ નથી, એના જ્યારે કકડા પડે છે ત્યારે જ દળદર આવી જાય છે. આ વાત સાચી છે પણ પૂરતી નથી. એક રીતે જોતાં પોતાના વંશજો માટે મોટી એસ્ટેટો કે મૂડી રાખનાર માબાપ

પ્રેમભાવ હોય, બધા હળીમળીને રહે, જાણે એક કુટુંબ, એ જ સારું છે. એટલે જુદા જુદા પંથવાળા લોકો ધર્મનો ઉપદેશ સાંભળે અને તેનું પાલન કરે.

આશોક રાજાની ખાસ ઇચ્છા છે કે સર્વ પંથના લોકો બહુશ્રુત થાઓ અને તેમનું જ્ઞાન કલ્યાણકારી નીવડો. (ધર્મ ધર્મ વચ્ચેના ઝઘડા ત્યારે જ શમે જ્યારે બહુશ્રુત થવાથી માણસના વિચારની અંધતા મટી જાય અને માણસની વિદ્વત્તા સમાજને કલ્યાણ તરફ દોરે.) આ વાત જેમને પસંદ હોય તેમણે લોકોને સમજાવવું જોઈએ કે અશોક રાજા દાન કે પૂજાને એટલું મહત્ત્વ નથી આપતો જેટલું સર્વ ધર્મોની સારવૃદ્ધિને એટલે કે કલ્યાણ કરવાની શક્તિને. એટલા માટે જ તેણે ધર્મ-મહામાત્રો નીમ્યા છે, સ્ત્રીઓને માટે ઉપદેશકો નીમ્યા છે, વ્રાત્યભૂમિકો નીમ્યા છે, અને બીજી સભાઓ પણ સ્થાપી છે. આનું ફળ એ છે કે દરેક પંથની પણ વૃદ્ધિ થઈ જાય અને ધર્મનો વિજય થાય."

૧૨-૧૧-'૨૪

## જાહેર સેવાનો ભાવ

'આપણે ત્યાં public spirit નથી. જાહેર જીવનમાં રસ ધરાવનારા લોકો બહુ ઓછા છે. દરેકને પોતપોતાની જ પડી છે.' એવી ટીકા આપણે કરીએ છીએ. એ સ્વભાવ આપણામાં ક્યાંથી આવ્યો? ક્યારથી આવ્યો એ એક મોટો સવાલ છે. મહાભારતમાં વાર્તા છે, કે લોકોએ મનુને (અથવા બીજા કોઈને હશે) રાજા થવાનું સૂચવ્યું. એણે ઇન્કાર કર્યો. એણે કહ્યું, "બધાનું પાપ મને વળગશે." પછી લોકોએ એની સાથે સમય (સંકેત) કર્યો કે પાપ તો કરનારને જ લાગશે; તમને નહીં લાગે; અને તમારા મહેનતાણા તરીકે અમે તમને અમારી આવકનો છઠ્ઠો ભાગ સ્વેચ્છાએ આપીશું.

હિતોપદેશમાં નીચલો શ્લોક છે જે પરથી જાણી શકીએ કે જાહેર જીવનનો નાશ કેમ થયો.

> न गणस्याग्रतो गच्छेत् सिद्धे कार्ये समं फलम् ।
> यदि कार्यविपत्तिः स्यात् मुखरस्तत्र हन्यते ।।

ગણ સમુદાયની આગળ ન ચાલવું જોઈએ, આગેવાન ન થવું જોઈએ. જો આગેવાની કરતાં કામ પાક્યું તો બધા સાથે સરખું જ ફળ મળવાનું છે, વધારે મળવાનું નથી. પણ જો કાર્ય બગડ્યું તો જે મુખિયો છે, બધાના વતી બોલનાર છે, બોલકણો છે તે જ માર ખાય છે.

સમુદ્રમંથન વખતે મહાદેવે એવો વિચાર કર્યો હોત તો? દધીચિએ પોતાનાં હાડકાં આપતી વખતે એવો જ વિચાર કર્યો હોત તો? બીજી બાજુ

> सर्वे यत्र प्रणेतारः सर्वे पंडितमानिनः ।
> सर्वे महत्त्वमिच्छन्ति तद्राष्ट्रं आशु नश्यति ।।

૩-૯-'૩૦

# સ્વરાજ્ય કે જાનમાલ?

જાન અને માલ બહુ વહાલા થઈ પડે છે ત્યારે બન્નેનો આપણે ઉપયોગ જ કરી શકતા નથી. અને ઘણી વાર તો માલ જાનને જ ખાઈ જાય છે.

શિવાજીએ વિજાપુરના અને દિલ્હીના બાદશાહો સાથે લડીને મહારાષ્ટ્રમાં હિંદવી સ્વરાજ્ય સ્થાપ્યું એ તો સૌ કોઈ જાણે છે. પણ આપણા લોકોના હાડમાં પેસી ગયેલો મોટામાં મોટો દુર્ગુણ એણે બરાબર ઓળખી તે દૂર કરવા અથાગ પ્રયત્ન કર્યા હતા એ બીના તરફ આપણું પૂરતું લક્ષ ગયું નથી. શિવાજીએ જોયું કે સલામતી શોધવાની પામરતાને લીધે કહો કે પોતાના બાલબચ્ચાંના વાત્સલ્યને લીધે કહો આપણા લોકો સ્થાયી મિલકત ભેગી કરવા પાછળ ગાંડા બને છે. જાગીર એ આપણા લોકોનું જીવનસર્વસ્વ. જાન છોડે, ધર્મ છોડે, ન્યાય નીતિ છોડે પણ ગરાસ ન છોડે. બંધુદ્રોહ, ધર્મદ્રોહ, દેશદ્રોહ, ચારિત્ર્યદ્રોહ બધાના મૂળમાં એક જ વસ્તુ છે અને તે ગરાસની ઘેલછા. ગરાસ મેળવવા ખાતર માણસ ગમે તે પાપ કરે અને મેળવેલો ગરાસ સાચવવા માટે કૂતરાની પેઠે ગમે તેની ગુલામી કરવા તૈયાર થઈ જાય. એ સ્વભાવ પારખી શિવાજીએ એવો નિયમ કર્યો કે સ્વરાજ્યમાં કોઈને ગરાસ આપવો જ નહીં.

સ્વરાજ્ય સ્થાપવામાં શિવાજીને કોઈનો જો ખાસ વિરોધ થયો હોય તો તે ગરાસઘેલાનો જ. આજે પણ સ્વરાજ્યની હિલચાલમાં નાનામોટા દેશી રાજાઓ કેવા વિઘ્નરૂપ નીવડે છે એનો આપણને પૂરતો અનુભવ છે. દિલ્હીની બાદશાહતનો તંબૂ આવા ગરાસદારોની ખીંટીની મદદથી જ તાણેલો હતો. આજે પણ કૈસરે-હિંદને આ દેશી ગરાસદારોનો આધાર ઓછો નથી.

કોઈ એમ નહીં માને કે આ દોષ બસો કે હજાર દેશી રાજાઓ અને રજવાડાઓમાં જ છે. આપણી માલમતાની કલ્પના અને જૂની મૂડી ઉપર આધાર રાખવાની ટેવ એ જ આ દોષના મૂળમાં છે. જ્યાં સુધી વડીલોપાર્જિત ખેતરનો હથેળી જેટલો કકડો પણ પોતાને નામે છે ત્યાં સુધી માણસ એના પર જ આધાર રાખી બેસવાનો. અને જેમ જેમ અન્વયાગત મિલકતના ભાગ પડી તે નાની નાની થતી જાય છે તેમ તેમ એના માલિકનું મન પણ સાંકડું થતું જાય છે; પુરુષાર્થ હણાય છે. અને શ્રામ કરી પોતાના બાપદાદાને સ્વર્ગમાં મોકલવા ઈચ્છનાર માણસ પોતે આ ભવમાં જ બાપદાદાની એસ્ટેટ ઉપર નરક પેદા કરી એમાં સબડતો રહે છે.

ત્યારે આપણા પરાક્રમી પૂર્વજોએ જાગીર એસ્ટેટો શા માટે કરી રાખી! કેટલાક કહે છે કે મોટી મોટી એસ્ટેટો રહે એમાં કશો દોષ નથી, એના જ્યારે કકડા પડે છે ત્યારે જ દળદર આવી જાય છે. આ વાત સાચી છે પણ પૂરતી નથી. એક રીતે જોતાં પોતાના વંશજો માટે મોટી એસ્ટેટો કે મૂડી રાખનાર માબાપ

પોતાના વંશજોનું નુકસાન અને અપમાન કરે છે. હું પરાક્રમથી પૈસાદાર થઈ શક્યો પણ મારા દીકરાઓમાં એ શક્તિ ન હોય તો? મારો આટલો પુરુષાર્થ હોવા છતાં મારા દીકરા ભિખારીની પેઠે રખડતા ફરે એ મારાથી કેમ સહ્યું જાય? હું એટલી તો કમાણી કરી રાખું કે મારા દીકરાના દીકરાના દીકરા ઘર બેઠા ખાય અને કશુંય ન કરે તોય તેમને બપોરના રોટલાની ચિંતા કરવાપણું ન રહે; એવી ઇચ્છા લગભગ આપણે ત્યાં દરેકને હોય છે. આંધળો માણસ નથી સમજતો કે જે બેસીને ખાય તે કશું ન કરે એ બને જ નહીં. જેને બેસીને ખાવાનું મળે છે તે દુનિયામાં કેટલોય અનર્થ કરે છે. પોતે સડે અને દુનિયાને સડાવે એ તો એની ઓછામાં ઓછી કામગીરી. મારા પોરિયા નાલાયક અને પુરુષાર્થહીન નીવડે તો? એવી શંકા રાખી તેમને માટે ધનદોલત રાખનાર એમને પુરુષાર્થહીન અને નાલાયક બનાવે છે. માણસને ચોર ચોર કહો એટલે એ ચોરી જ કરવા લાગે એ કહેવત એકલી ચોરી પૂરતી જ સાચી નથી, સંશયી પતિ સ્ત્રીનું ચારિત્ર બગાડે છે અને ઘેલાં માબાપ બાળકોનો પુરુષાર્થ હણે છે એ વાત એટલી જ સાચી છે. બાપની સ્થાવર એસ્ટેટ મોટા દીકરાને જ મળે એવો રાજાઓમાં અને ઈંગ્લંડના જમીનદારોમાં રિવાજ છે. એસ્ટેટના કકડા પડે એ એક મોટી આપત્તિ છે એ તેઓ જોઈ શક્યા છે. આપણે ત્યાં દરેક મોટા દીકરાને આ જ્યેષ્ઠના વારસાની વાત બહુ જ ગમશે અને નાના દીકરાઓ એ વ્યવસ્થામાં અન્યાય જોશે. હું પોતે છ ભાઈઓમાં સૌથી નાનો છું–અંત્યજ છું. એટલે નાના ભાઈઓની લાગણી સમજી શકું. એક જણ કહે એસ્ટેટ એક જણને મળે એ નિયમ સારો છે પણ તે સૌથી નાના છોકરાને મળવી જોઈએ. એ સૌથી વધારે અસહાય હોય છે. ઘણી વાર એને પૂરતી કેળવણી પણ મળી નથી હોતી. મોટા છોકરાઓમાં પુરુષાર્થ કેળવાયલો હોય છે, તેઓને માબાપનાં લાડનો અને લાગવગનો લાભ પણ વધારે મળ્યો હોય છે; માટે એમને દુનિયામાં અસહાય ફેંકી દેવામાં કાંઈ પણ ક્રૂરતા નથી. એસ્ટેટનો આશ્રય નાના-ઓને જ મળવો જોઈએ.

આ દલીલમાં વજૂદ છે પણ એ દૃષ્ટિ બરાબર નથી. એસ્ટેટ એ ઉપભોગ માટે નથી. પણ વહીવટ માટે હોય છે. એસ્ટેટનો માલિક જો પોતે એસ્ટેટ ઉપર આધાર રાખે તો તે પામર છે. એણે તો પોતાના ખાનદાનની આસપાસ જે અનાથ આશ્રિતોનો ઢગ વીંટળાયેલો હોય તેના ભરણપોષણ માટે અને જુવાનોની કેળવણી માટે એસ્ટેટની આવક વાપરવાની હોય છે. એટલા માટે જ મોટો કે નાનો દીકરો નહીં પણ જે દીકરો પીઢ અને પરાક્રમી હોય, જે ઘણાનો આગેવાન થઈ શકે, ઘણાંનો ભાર ઊંચકી શકે, બીજાઓ માટે પોતાની સુખસગવડ જતી કરી શકે, પરાર્થે જીવી શકે એવા ધુરીણ છોકરાના હાથમાં જ આખી એસ્ટેટ જવી જોઈએ. એસ્ટેટ મોટા દીકરાને જાય એ કલ્પના સામે મહાભારતમાં એક ઠેકાણે ચર્ચા આવે છે. જે પિતાને રાજી રાખે, પિતાનું કહ્યું માને, પિતાનું વ્રત આગળ ચલાવે એ જ સારો પુત્ર. એને જ તમામ મિલકત મળવી જોઈએ, એ મતલબનો ચુકાદો ત્યાં આપેલો છે.

દરેક મિલકત કે એસ્ટેટ એ ટ્રસ્ટ ગણાવું જોઈએ. એનો ઉપયોગ વયોવૃદ્ધ અને સાવ અશક્ત થઈ ગયેલાં ઘરનાં સ્ત્રીપુરુષો, અપંગ બાળકો, કશું કામ ન કરી શકે એવી વિધવાઓ, દુઃસાધ્ય રોગથી પીડાતા રોગીઓ અને ક્ષીણબુદ્ધિ ગાંડાઓના ભરણપોષણ માટે અને ઘરનાં છોકરાછોકરીઓની કેળવણી માટે થવો જોઈએ. ઘરમાં કામ કરનાર કાયમી નોકરો, ખેતી કે બગીચામાં તનતોડ મહેનત કરનાર ખેડૂત મજૂરો વગેરે જે 'કુટુંબના સ્વાભાવિક 'સંબંધીઓ' હોય છે તેમને પણ આપત્તિને પ્રસંગે આ જ ટ્રસ્ટમાંથી મદદ મળવી જોઈએ. કુટુંબ ઉપર દુકાળને લીધે, આગને લીધે અથવા મરકી જેવી કંઈક ભારે આપત્તિને લીધે ભારે સંકટ આવે ત્યારે પણ એસ્ટેટનો રિલીફ ફંડ જેવો ઉપયોગ થાય.

જે માણસને આ એસ્ટેટના વ્યવહાર તરફ ધ્યાન આપવું પડે છે, ઉપર કહ્યા મુજબ એસ્ટેટમાંથી મદદ વહેંચવાની ફરજ જેને માથે છે અને તેથી જેને આખો વખત એસ્ટેટ પાછળ ખરચવો પડે છે તેને પોતાની આજીવિકા પૂરતું એ એસ્ટેટમાંથી લેવાનો હક હોવો જ જોઈએ. માત્ર વહીવટને નામે એસ્ટેટ જ ચૂસી ખાનાર ગોરી નોકરશાહીનું એણે અનુકરણ ન કરવું જોઈએ.

એસ્ટેટ વિશેની આવી શુદ્ધ કલ્પના જો સમાજમાં દાખલ થાય તો અવિભક્ત કુટુંબપદ્ધતિ એટલે કે કુદરતી અને વિશાળ સહકાર આ દેશમાં દાખલ થશે. આ જ પાયા પર નવું જ્ઞાતિ બંધારણ સજીવન થઈ શકશે અને સ્વરાજ્યને માટે જે સામાજિક માનસમાં પરિવર્તન થવું જોઈએ તે થઈ શકશે. કુટુંબો, જ્ઞાતિઓ અને દેશી રાજ્યોમાં આજે જે સડો છે એનું મુખ્ય કારણ માલમતા તરફની દરેકની સમાજઘાતક સ્વાર્થી દૃષ્ટિ અને એસ્ટેટ ઉપર આધાર રાખવાની પામરતા અને એને અંગે ઉત્પન્ન થયેલો માણસજાતનો મહારિપુ આળસ એ જ છે. જાન અને માલને ગમે તે ભોગે વળગી રહેવાની હીનતાને લીધે જ હિંદુસ્તાનનું સત્યાનાશ વળ્યું છે. લક્ષ્મીની પૂજા છોડી જ્યારે આપણે વિષ્ણુની પૂજા કરીશું ત્યારે વિજય પણ મળશે અને માતા લક્ષ્મી પણ આપણને પયઃપાન કરાવશે.

૨–૭–'૨૬

## સ્વદેશી નવવિચાર

એક જમાનામાં પરકીય લોકોની ટીકાથી અસ્વસ્થ બનીને તેમ જ જૂની રહેણીકરણી પ્રમાણે ચાલવાથી દેશની અપકીર્તિ થાય છે એમ સમજીને મધ્યમ વર્ગના લોકોએ પોતાના જીવનક્રમમાં કેટલોક આંધળો ફેરફાર કર્યો અને તેને સુધારાનું નામ આપ્યું. સનાતની સમાજે તેમનો કસીને વિરોધ કરવામાં પોતાની ઘણી શક્તિ નકામી ખરચી નાખી. કોઈ પણ નવી વસ્તુ દીઠી કે પ્રથમ આંધળા થઈને તેનો વિરોધ કરવો, અને તે નવી શક્તિ સાથે બે દાવ ખેલી તેનો પરિચય થયો અથવા

પોતાના વંશજોનું નુકસાન અને અપમાન કરે છે. હું પરાક્રમથી પૈસાદાર થઈ શક્યો પણ મારા દીકરાઓમાં એ શક્તિ ન હોય તો? મારો આટલો પુરુષાર્થ હોવા છતાં મારા દીકરા ભિખારીની પેઠે રખડતા ફરે એ મારાથી કેમ સહ્યું જાય? હું એટલી તો કમાણી કરી રાખું કે મારા દીકરાના દીકરાના દીકરા ઘર બેઠા ખાય અને કશુંય ન કરે તોય તેમને બપોરના રોટલાની ચિંતા કરવાપણું ન રહે; એવી ઇચ્છા લગભગ આપણે ત્યાં દરેકને હોય છે. આંધળો માણસ નથી સમજતો કે જે બેસીને ખાય તે કશું ન કરે એ બને જ નહીં. જેને બેસીને ખાવાનું મળે છે તે દુનિયામાં કેટલોય અનર્થ કરે છે. પોતે સડે અને દુનિયાને સડાવે એ તો એની ઓછામાં ઓછી કામગીરી. મારા પોરિયા નાલાયક અને પુરુષાર્થહીન નીવડે તો? એવી શંકા રાખી તેમને માટે ધનદોલત રાખનાર એમને પુરુષાર્થહીન અને નાલાયક બનાવે છે. માણસને ચોર ચોર કહો એટલે એ ચોરી જ કરવા લાગે એ કહેવત એકલી ચોરી પૂરતી જ સાચી નથી, સંશયી પતિ સ્ત્રીનું ચારિત્ર બગાડે છે અને ઘેલાં માબાપ બાળકોનો પુરુષાર્થ હણે છે એ વાત એટલી જ સાચી છે. બાપની સ્થાવર એસ્ટેટ મોટા દીકરાને જ મળે એવો રાજાઓમાં અને ઇંગ્લંડના જમીનદારોમાં રિવાજ છે. એસ્ટેટના કકડા પડે એ એક મોટી આપત્તિ છે એ તેઓ જોઈ શક્યા છે. આપણે ત્યાં દરેક મોટા દીકરાને આ જ્યેષ્ઠના વારસાની વાત બહુ જ ગમશે અને નાના દીકરાઓ એ વ્યવસ્થામાં અન્યાય જોશે. હું પોતે છ ભાઈઓમાં સૌથી નાનો છું – અંત્યજ છું. એટલે નાના ભાઈઓની લાગણી સમજી શકું. એક જણ કહે એસ્ટેટ એક જણને મળે એ નિયમ સારો છે પણ તે સૌથી નાના છોકરાને મળવી જોઈએ. એ સૌથી વધારે અસહાય હોય છે. ઘણી વાર એને પૂરતી કેળવણી પણ મળી નથી હોતી. મોટા છોકરાઓમાં પુરુષાર્થ કેળવાયલો હોય છે, તેઓને માબાપનાં લાડનો અને લાગવગનો લાભ પણ વધારે મળ્યો હોય છે; માટે એમને દુનિયામાં અસહાય ફેંકી દેવામાં કાંઈ પણ ક્રૂરતા નથી. એસ્ટેટનો આશ્રય નાના-ઓને જ મળવો જોઈએ.

આ દલીલમાં વજૂદ છે પણ એ દૃષ્ટિ બરાબર નથી. એસ્ટેટ એ ઉપભોગ માટે નથી. પણ વહીવટ માટે હોય છે. એસ્ટેટનો માલેક જો પોતે એસ્ટેટ ઉપર આધાર રાખે તો તે પામર છે. એણે તો પોતાના ખાનદાનની આસપાસ જે અનાથ આશ્રિતોનો ઢગ વીંટળાયેલો હોય તેના ભરણપોષણ માટે અને જુવાનોની કેળવણી માટે એસ્ટેટની આવક વાપરવાની હોય છે. એટલા માટે જ મોટો કે નાનો દીકરો નહીં પણ જે દીકરો પીઢ અને પરાક્રમી હોય, જે ઘણાનો આગેવાન થઈ શકે, ઘણાંનો ભાર ઊંચકી શકે, બીજાઓ માટે પોતાની સુખસગવડ જતી કરી શકે, પરાર્થે જીવી શકે એવા ધુરીણ છોકરાના હાથમાં જ આખી એસ્ટેટ જવી જોઈએ. એસ્ટેટ મોટા દીકરાને જાય એ કલ્પના સામે મહાભારતમાં એક ઠેકાણે ચર્ચા આવે છે. જે પિતાને રાજી રાખે, પિતાનું કહ્યું માને, પિતાનું વ્રત આગળ ચલાવે એ જ સારો પુત્ર. એને જ તમામ મિલકત મળવી જોઈએ, એ મતલબનો ચુકાદો ત્યાં આપેલો છે.

દરેક મિલકત કે એસ્ટેટ એ ટ્રસ્ટ ગણાવું જોઈએ. એનો ઉપયોગ વયોવૃદ્ધ અને સાવ અશક્ત થઈ ગયેલાં ઘરનાં સ્ત્રીપુરુષો, અપંગ બાળકો, કશું કામ ન કરી શકે એવી વિધવાઓ, દુ:સાધ્ય રોગથી પીડાતા રોગીઓ અને ક્ષીણબુદ્ધિ ગાંડાઓના ભરણપોષણ માટે અને ઘરનાં છોકરાછોકરીઓની કેળવણી માટે થવો જોઈએ. ઘરમાં કામ કરનાર કાયમી નોકરો, ખેતી કે બગીચામાં તનતોડ મહેનત કરનાર ખેડૂત મજૂરો વગેરે જે 'કુટુંબના સ્વાભાવિક 'સંબંધીઓ' હોય છે તેમને પણ આપત્તિને પ્રસંગે આ જ ટ્રસ્ટમાંથી મદદ મળવી જોઈએ. કુટુંબ ઉપર દુકાળને લીધે, આગને લીધે અથવા મરકી જેવી કંઈક ભારે આપત્તિને લીધે ભારે સંકટ આવે ત્યારે પણ એસ્ટેટનો રિલીફ ફંડ જેવો ઉપયોગ થાય.

જે માણસને આ એસ્ટેટના વ્યવહાર તરફ ધ્યાન આપવું પડે છે, ઉપર કહ્યા મુજબ એસ્ટેટમાંથી મદદ વહેંચવાની ફરજ જેને માથે છે અને તેથી જેને આખો વખત એસ્ટેટ પાછળ ખરચવો પડે છે તેને પોતાની આજીવિકા પૂરતું એ એસ્ટેટમાંથી લેવાનો હક હોવો જ જોઈએ. માત્ર વહીવટને નામે એસ્ટેટ જ ચૂસી ખાનાર ગોરી નોકરશાહીનું એણે અનુકરણ ન કરવું જોઈએ.

એસ્ટેટ વિશેની આવી શુદ્ધ કલ્પના જો સમાજમાં દાખલ થાય તો અવિભક્ત કુટુંબપદ્ધતિ એટલે કે કુદરતી અને વિશાળ સહકાર આ દેશમાં દાખલ થશે. આ જ પાયા પર નવું જ્ઞાતિ બંધારણ સજીવન થઈ શકશે અને સ્વરાજ્યને માટે જે સામાજિક માનસમાં પરિવર્તન થવું જોઈએ તે થઈ શકશે. કુટુંબો, જ્ઞાતિઓ અને દેશી રાજ્યોમાં આજે જે સડો છે એનું મુખ્ય કારણ માલમતા તરફની દરેકની સમાજઘાતક સ્વાર્થી દૃષ્ટિ અને એસ્ટેટ ઉપર આધાર રાખવાની પામરતા અને એને અંગે ઉત્પન્ન થયેલો માણસજાતનો મહારિપુ આળસ એ જ છે. જાન અને માલને ગમે તે ભોગે વળગી રહેવાની હીનતાને લીધે જ હિંદુસ્તાનનું સત્યાનાશ વળ્યું છે. લક્ષ્મીની પૂજા છોડી જયારે આપણે વિષ્ણુની પૂજા કરીશું ત્યારે વિજય પણ મળશે અને માતા લક્ષ્મી પણ આપણને પય:પાન કરાવશે.

૨–૭–'૨૬

## સ્વદેશી નવવિચાર

એક જમાનામાં પરકીય લોકોની ટીકાથી અસ્વસ્થ બનીને તેમ જ જૂની રહેણીકરણી પ્રમાણે ચાલવાથી દેશની અપકીર્તિ થાય છે એમ સમજીને મધ્યમ વર્ગના લોકોએ પોતાના જીવનક્રમમાં કેટલોક આંધળો ફેરફાર કર્યો અને તેને સુધારાનું નામ આપ્યું. સનાતની સમાજે તેમનો કસીને વિરોધ કરવામાં પોતાની ઘણી શક્તિ નકામી ખરચી નાખી. કોઈ પણ નવી વસ્તુ દીઠી કે પ્રથમ આંધળા થઈને તેનો વિરોધ કરવો, અને તે નવી શક્તિ સાથે બે દાવ ખેલી તેનો પરિચય થયો અથવા

તેનું અપરિચિતપણું નીકળી ગયું કે તરત તેને પોતાની કરવી એ માનવસ્વભાવ જ છે. પ્રથમ સંયોગ, પછી વિરોધ અને છેવટે એકીકરણ એ જીવનપ્રગતિનો નિયમ જ છે એમ તત્ત્વજ્ઞાનીઓએ નક્કી કર્યું છે. એમ છતાં એ નિયમને કારણે સામાજિક શક્તિ અને જીવનના કાળનો અપવ્યય ન થાય એટલું તો જોવું જોઈએ.

જૂના જમાનાના સામાન્ય સુધારકોએ જૂનાનાં સ્થાયી જીવનપોષક તત્ત્વો જોયાં નહોતાં, અને નવાના દોષો તેમની નજર આગળ પ્રગટ થયા નહોતા તેથી સ્વદેશી તેટલું ગામઠી, ફેંકી દેવા જેવું ને પરદેશી તેટલું ગ્રહણ કરવા લાયક એવી વૃત્તિ તેમનામાં દેખાતી હતી.

જૂના સુધારકોની ત્રીજી ઊણપ એ કે તેમના બધા સુધારાઓ મધ્યમ વર્ગની સુખસગવડ પૂરતા જ હતા. સમસ્ત જનસમાજની જવાબદારી પોતાની છે એ તેમને ઊગ્યું નહોતું. તેથી સુધારાની દરેક બાબતની સાથે દીર્ઘઉદ્યોગની ચળવળ થવી જોઈએ, પાછળ પડેલાંને આગળ આણવાં જોઈએ, સમસ્ત પ્રજાના સવાલોને પ્રાધાન્ય આપવું જોઈએ એ બાબતો તેમના ધ્યાનમાં નહોતી.

હવે એ યુગ બદલાયો છે. હવે સુધારકઉદ્ધારકનો જૂનો ભેદ રહ્યો નથી. હવે ભારતીય જીવનવ્યાપી તત્ત્વજ્ઞાનને અનુસરનારો સાર્વભૌમ નવવિચાર દેશમાં નીપજ્યો છે. હવે પારકાઓની ટીકાનો જવાબ આપવાપણું નથી પણ સ્વકીય જીવનક્રમમાંના દોષો જડમૂળથી કાઢવાના છે. દુર્બળોનું અને પરાજિતોનું સમાજકારણ જુદું અને સમર્થ સ્વાતંત્ર્યોન્મુખ રાષ્ટ્રનું સમાજકારણ જુદું. આજે આ બીજા પ્રકારનું સમાજ-કારણ પ્રવર્તમાન થયું છે. એની શક્તિ અમોઘ છે. એનો પ્રચાર જો બધે સરખો નહીં થાય તો પાછળ પડેલા ભાગોમાં દૈન્ય અને દુર્બળતા વળગી રહેશે ને આપણી પ્રગતિ ક્લેશકારક થશે. તે માટે નવો વિચાર અને તે વિચારનું નવજીવન ગામડાંના લોકોને નવી પદ્ધતિથી સમજાવવું જોઈએ.

આપણા આર્ય તત્ત્વજ્ઞાનમાંનાં કેટલાંક ઉદાત્ત તત્ત્વોને આપણા પૂર્વજોએ વ્યક્તિ-ગત જીવનમાં અમલમાં ઉતાર્યાં પણ સામાજિક જીવનમાં જેમનું તેમ ચાલવા દીધું. આપણો ધર્મ સમાનતાનું સૂચન કરે છે ને ઐક્ય તરફ લઈ જાય છે. પરંતુ આપણી શાસ્ત્રોક્ત સમાજરચના અસમાનતાને જ જીવનતત્ત્વ સમજે છે. આ તત્ત્વ પર સમાજની ઈમારત તો આપણે રચી, પરંતુ તેને કૃત્રિમપણે નભાવી રાખી ત્યાં સુધી જ તે નભી. હવે તે ચારે બાજુથી કકડી પડવા લાગી છે. આપણી સમાજરચનામાં આપણા ધર્મનું મુખ્ય તત્ત્વ હવે આપણે દાખલ કરવું જોઈએ.

સમાજરચના અને અર્થવ્યવસ્થા (સાંપત્તિક ધોરણ) એમની દોસ્તી બહુ જૂની છે. જગતની હવે પછીની અર્થવ્યવસ્થા સમાનતાના ધોરણ તરફ જવાની છે. આ ફેરફાર રશિયાની માફક જબરદસ્તીથી એટલે કે રાજ્યવ્યવસ્થાના જોર પર ન કરતાં જીવનપરિવર્તનથી, ધર્મતેજના પ્રતાપથી કરવો જોઈએ. આજનો પ્રશ્ન જૂના રિવાજો-ને સંભાળવાનો કે ટકાવવાનો નથી, પરંતુ આપણા ધર્મનાં પ્રધાન અને આર્ય તત્ત્વો અમલમાં લાવી શકાય તેટલી કેળવણી, અને તેટલું પરિવર્તન સમાજમાં

દાખલ કરવાનો છે. તત્ત્વદૃષ્ટિથી વિચાર કરવાની અને આચારમાં ફેરફાર કરવાની હિંમત લોકોમાં લાવવાનો છે.

આ નવીન વિચારમાં સર્વ ધર્મ સમાન, સર્વ જાતિ સમાન, સર્વ વર્ણ સમાન, સર્વ ધંધા સમાન, સ્ત્રીપુરુષ સમાન, સર્વના સમયની બજારમાં કિંમત સમાન, એવું નવું શાસ્ત્ર અમલમાં મૂકવાનું છે. આ બધી બાબતો આપણા ધર્મમાં રહેલી જ છે. પરંતુ હવે તેમને રાષ્ટ્રીય જીવનમાં પ્રત્યક્ષ અમલમાં ઉતારવાની છે. એ બાબતોનું યથાર્થ આકલન જેમને થયું છે એવા લોકો કેટલા છે? તેમની સંખ્યા વધવી જોઈએ, તેમની શક્તિ અને તેમનો નિર્ધાર પણ વૃદ્ધિ પામવાં જોઈએ.

૧૯૩૨

## ઉત્કટતા એ જ જીવન

કેટલાક સો વરસ જીવે છે, કેટલાક ચાળીસ વરસમાં જ પોતાની જીવનયાત્રા પૂરી કરે છે, અને કેટલાક તો જીવું છું એમ કહેવા માટે જ આ દુનિયામાં આવે છે. બધાને ભાગે સરખું જ જીવવાનું નથી હોતું. જીવનારાઓમાં પણ ચોવીસ કલાકમાં બધા સરખું જીવે છે એમ નથી. ચોવીસ કલાકમાં કેટલાક ઓછું જીવે છે, કેટલાક ઠીક ઠીક જીવે છે, અને કેટલાક તો ચોવીસે કલાક પૂરેપૂરા જીવી બતાવે છે. ચોવીસ કલાક વિતાડ્યા, હાંકી કાઢ્યા, પૂરા કર્યા એટલા પરથી કંઈ માણસ ચોવીસ કલાક જીવ્યો ન કહેવાય. જીવન કાળગણના પર આધાર નથી રાખતું, પણ એકાગ્રતા પર, વ્યાપકતા પર અને ઉત્કટતા પર આધાર રાખે છે.

આપણે રોજ પ્રાર્થનામાં નિયમિતપણે અર્ધો પોણો કલાક ગાળીએ છીએ. એટલો વખત ગાળવો જ એમ આપણે નક્કી કર્યું છે. બધા જ રોજ એક એક ભજન સાંભળે છે અને બોલે છે. એટલે સંગીત માટે એટલી સગવડ તો છે જ. એટલો વખત જો ધ્યાન દઈને સાંભળીએ, ધ્યાન દઈને બોલીએ તો સંગીતમાં આપણી ઠીક ઠીક પ્રગતિ થઈ શકે છે. પણ આળસુ મન, ચોર મન, મરણઘેલું મન કહે છે કે આપણે ક્યાં સંગીતજ્ઞ થવું છે? એટલો ભાગ આપણે માટે નથી. વખત આપતા છતાં મન નહીં આપવાથી એટલો કાળ આપણે ઓછું જીવીએ છીએ અથવા બિલકુલ જીવતા જ નથી.

જીવનની આ શિથિલતા એક જાતનો રોગ છે. એ જોતજોતામાં જીવનમાં વધુ ને વધુ ફેલાય છે. સામાન્ય રોગોથી તો એક જ વાર મરવાનું હોય છે. આ રોગથી તો આપણે લાગલાગટ મરતા જ રહીએ છીએ. જેટલું ધ્યાન ઓછું તેટલું આપણું જીવન મંદ.

આપણી આસપાસ આખી દુનિયા પથરાયેલી છે. આર્થિક સામાજિક, ધાર્મિક, રાજકીય અનેક ઘટનાઓનો પ્રવાહ ચાલ્યે જાય છે. અથવા અસંખ્ય ઘટનાઓના

ધાગા નવી નવી રીતે વણાતા જઈ જીવનની એક અદ્‌ભુત ભાત વણાય છે. આમાં આપણું ધ્યાન જેટલું વધારે તેટલું આપણે જીવ્યા. શેરડીમાં રસ ભરેલો છે. જેટલો રસ વધારે કે ઓછો ચૂસીએ એટલો આપણો.

આપણી આસપાસ સંસ્કારી લોકો વસે છે. તેમની ભાષાશુદ્ધિ, વાણીશુદ્ધિ, વર્તનશુદ્ધિ, વિવેકશુદ્ધિ જોઈને આપણને તેમના પ્રત્યે મનમાં આદર ઊપજે છે. એમનું નિરીક્ષણ જેટલું કરીએ, સમજણપૂર્વક એમનું અનુકરણ જેટલું કરીએ તેટલી સંસ્કારિતા આપણામાં આવવાની. તેઓ કદી એમ નથી કહેતા કે અમારા તરફ જુઓ નહીં, અમારું અનુકરણ કરો નહીં. આપણું ધ્યાન હોય તો આપણે ફાવ્યા, નહીં તો ગફલતમાં તણાઈ ગયા.

મહાન પુરુષોના સમયમાં હસ્તી ધરાવવી એમાં કંઈ જ નથી. મહાન પુરુષોને ઓળખવા, પોતાની શક્તિ જેટલું તેમનાં સત્કાર્યોનું અનુકરણ કરવું, નૈતિક શક્તિમાં તેમના જેવા થવાની મહત્ત્વાકાંક્ષા રાખવી એનું નામ તે જીવન. એવા લોકોને જ મહાન પુરુષોના સમકાલીન કહી શકાય. જેટલે દરજ્જે આપણે સાવધાન રહ્યા તેટલે દરજ્જે આપણે જીવ્યા. જેટલે દરજ્જે ગફલતમાં રહ્યા, પ્રમાદમાં રહ્યા તેટલે દરજ્જે આપણે મરણની સ્થિતિમાં રહ્યા, માટે જ બુદ્ધ ભગવાને કહ્યું છે:

अप्पमादो अमतपदं, पमादो मच्चुनो पदं ।

૧૧–૧૦–'૩૧

# એક યુવકના પ્રશ્નો

એક યુવકે નીચેના પ્રશ્નો પૂછ્યા છે:

૧. યુવાનોને પળે પળે નિરાશા આવવાનો પ્રસંગ કેમ આવીને ઊભો રહેતો હશે?

એનો સીધો જવાબ એ જ છે કે ઈશ્વરની યુવાનો પર કૃપા હોય છે તેથી. મુશ્કેલીઓ, મૂંઝવણો, હાર અને હેરાનગત એ જીવનનું ખમીર છે. એની મદદથી જ જીવન ચડે છે. નિરાશાથી યુવાન પરાભૂત થાય તો તે શરમભરેલું ખરું. નિરાશા ન હોત તો અમર આશાનું દર્શન પણ ન થાત. આજના કેટલાક યુવાનો સિદ્ધાંત અને સાધ્યની ચર્ચામાં મસ્ત રહે છે, સાધનોનો વિચાર નથી કરતા. સાધકદશાથી કંટાળે છે. અનાયાસે, ફક્ત ઉત્સાહના વળતર તરીકે, બધી સિદ્ધિ મળવી જોઈએ એવી અપેક્ષા રાખે છે. કેટલાક ભૂલોના ભોગ થઈ કર્તુત્વશક્તિ ખોઈ બેસે છે, અને તેથી એમનું મન પણ રાંક બની જાય છે. જીવનની વાસ્તવિકતાનો પરિચય ન હોય તોયે એમ જ થાય. કેટલાક લોકો યુવાનોની ખુશામત કરે છે, અને માને છે કે યુવાનોને અમે પ્રેરણા આપીએ છીએ. પ્રેરણાની અસર શરાબ જેવી ન હોય. ખુશામત જરૂર શરાબ છે; અને તેથી શૂર ચડાવવા માટે કે ટકાવવા માટે દર વખતે તેનો વધુ ને વધુ મોટો ડોઝ આપવો પડે છે!

૨. યુવાનોને સમાજ અને કુટુંબ સાથે એકદમ મેળ કેમ નહીં ખાતો હોય?

સમાજ અને કુટુંબના મુરબ્બીઓ જમાનાના ખાધેલા હોય છે. યુવાનો કેટલા પાણીમાં છે એ તેઓ જાણે છે. યુવાનો પાસે પોતાની તેમ જ સામા પક્ષની શક્તિ અશક્તિનું ભાન નથી હોતું. યુવાનો પોતાને હાથે થઈ શકે એવાં કામોથી શરૂઆત કરવાને બદલે તરત કરવા જેવું જેમાં કશું નથી એવાં કામોની ચર્ચામાં જ પોતાની બહાદુરી અનુભવે છે. મુરબ્બીઓ યુવાનોનું આ નિરુપદ્રવી સ્વપ્નું ભાંગતા નથી. પોતાની નબળાઈ પોતામાં જોવાને બદલે અન્યત્ર જોવાની આત્મવંચના ઘણા યુવાનોમાં સ્વાભાવિક હોય છે.

જેઓ કૌટુંબિક કે સામાજિક સુધારા કરવા માગતા હોય તેમનું જીવન સાદું, સેવામય ઉદ્યોગપરાયણ અને તેજસ્વી હોવું જોઈએ. જે વસ્તુનો વિરોધ કરવો હોય તે વસ્તુ પાછળ બળ કેટલું છે, ક્યાં છે, કેમ છે, એ એમણે બરાબર તપાસેલું હોવું જોઈએ. જ્ઞાન વગર સામર્થ્ય નથી. કેસરિયાં કે આંધળિયાં કરવાની હિંમત હોય તોયે ઘણું થાય. પણ પોતાના અભિપ્રાયો, આદર્શો અને સિદ્ધાંતો ચોક્કસ તો હોવા જોઈએ. ભવિષ્યની મૂંઝવણો આગાઉથી પ્રત્યક્ષની જેમ જોવાની કલ્પના-શક્તિ પણ આવશ્યક છે.

૩. યુવાનોને આદર્શ જીવન વ્યતીત કરતાં પળે પળે વિષમ માર્ગોમાં કેમ ભ્રમણ કરવું પડતું હશે?

આ આદર્શનાં સ્વપ્નાં મીઠાં હોય છે, કાવ્યમય હોય છે, આદર્શ સુધી પહોં-ચવાનો માર્ગ, સાધનાનો ક્રમ ગદ્યમય, નીરસ હોય છે. સાધનાની વાડ ન હોય તો બધું વીર્ય વેડફાઈ જવાનું. આદર્શ જીવન એટલે આદર્શવિરોધી રહેણીકરણી અને ચિંતનનો સર્વથા ત્યાગ, એ કામ ફૅશનેબલ નથી લાગતું, એટલે શક્તિ નથી કેળવાતી.

૪. મેં ઘણે ઠેકાણે જોયું-અનુભવ્યું છે કે યુવાન નિરાશાવાદી છે; તેનું કારણ ઉપરના પ્રશ્નોની ગડમથલ નહીં હોય?

ઉપરના ત્રણે સવાલના જવાબમાં જે લખ્યું છે તે વિશિષ્ટ પ્રકારના યુવાનોને જ લાગુ પડે છે. ઘણા યુવાનો નિરાશાવાદી હોય તો તે રાષ્ટ્રીય આપત્તિ જ ગણાય. નિરાશાવાદીઓને અત્યાર સુધી ‘ઘરડા’ એ વિશેષણ લગાડવામાં આવતું. નિરાશા-વાદીઓ પણ પોતાને યુવાન કહેવડાવતા હોય તો તે આશ્ચર્યની વાત છે. કેટલાક યુવાનો આદર્શશૂન્ય, નાસ્તિક (નિરીશ્વરવાદી નહીં પણ cynicalના અર્થમાં આ શબ્દ વાપરું છું) હોય છે. રહેણી હીન અને. વિચારસરણી ઊંચી એવો મેળ અથવા મેળનો અભાવ જામે એટલે આવી નાસ્તિકતા આવી જાય છે.

૫. યુવાન આટલા વિષમ માર્ગમાંથી પગભર થવા અને આદર્શમય જીવન વ્યતીત કરવા ક્યારે માર્ગક્રમણ કરશે?

જ્યારે શનિશ્ચર કન્યારાશિ છોડશે અને તે દિવસે શુક્રવાર હશે ત્યારે.

આ ક્રાંતિનો સંધિકાળ છે. આદર્શો ઘડાય છે. જૂનું ઘણું તોડવાનું છે. એની

ધાગા નવી નવી રીતે વણાતા જઈ જીવનની એક અદ્‌ભુત ભાત વણાય છે. આમાં આપણું ધ્યાન જેટલું વધારે તેટલું આપણે જીવ્યા. શેરડીમાં રસ ભરેલો છે. જેટલો રસ વધારે કે ઓછો ચૂસીએ એટલો આપણો.

આપણી આસપાસ સંસ્કારી લોકો વસે છે. તેમની ભાષાશુદ્ધિ, વાણીશુદ્ધિ, વર્તનશુદ્ધિ, વિવેકશુદ્ધિ જોઈને આપણને તેમના પ્રત્યે મનમાં આદર ઊપજે છે. એમનું નિરીક્ષણ જેટલું કરીએ, સમજણપૂર્વક એમનું અનુકરણ જેટલું કરીએ તેટલી સંસ્કારિતા આપણામાં આવવાની. તેઓ કદી એમ નથી કહેતા કે અમારા તરફ જુઓ નહીં, અમારું અનુકરણ કરો નહીં. આપણું ધ્યાન હોય તો આપણે ફાવ્યા, નહીં તો ગફલતમાં તણાઈ ગયા.

મહાન પુરુષોના સમયમાં હસ્તી ધરાવવી એમાં કંઈ જ નથી. મહાન પુરુષોને ઓળખવા, પોતાની શક્તિ જેટલું તેમનાં સત્કાર્યોનું અનુકરણ કરવું, નૈતિક શક્તિમાં તેમના જેવા થવાની મહત્ત્વાકાંક્ષા રાખવી એનું નામ તે જીવન. એવા લોકોને જ મહાન પુરુષોના સમકાલીન કહી શકાય. જેટલે દરજ્જે આપણે સાવધાન રહ્યા તેટલે દરજ્જે આપણે જીવ્યા. જેટલે દરજ્જે ગફલતમાં રહ્યા, પ્રમાદમાં રહ્યા તેટલે દરજ્જે આપણે મરણની સ્થિતિમાં રહ્યા, માટે જ બુદ્ધ ભગવાને કહ્યું છે:

अप्पमादो अमतपदं, पमादो मच्चुनो पदं ।

૧૧–૧૦–'૩૧

# એક યુવકના પ્રશ્નો

એક યુવકે નીચેના પ્રશ્નો પૂછ્યા છે:

૧. યુવાનોને પળે પળે નિરાશા આવવાનો પ્રસંગ કેમ આવીને ઊભો રહેતો હશે?

એનો સીધો જવાબ એ જ છે કે ઈશ્વરની યુવાનો પર કૃપા હોય છે તેથી. મુશ્કેલીઓ, મૂંઝવણો, હાર અને હેરાનગત એ જીવનનું ખમીર છે. એની મદદથી જ જીવન ચડે છે. નિરાશાથી યુવાન પરાભૂત થાય તો તે શરમભરેલું ખરું. નિરાશા ન હોત તો અમર આશાનું દર્શન પણ ન થાત. આજના કેટલાક યુવાનો સિદ્ધાંત અને સાધ્યની ચર્ચામાં મસ્ત રહે છે, સાધનોનો વિચાર નથી કરતા. સાધકદશાથી કંટાળે છે. અનાયાસે, ફક્ત ઉત્સાહના વળતર તરીકે, બધી સિદ્ધિ મળવી જોઈએ એવી અપેક્ષા રાખે છે. કેટલાક ભૂલોના ભોગ થઈ કર્તુત્વશક્તિ ખોઈ બેસે છે, અને તેથી એમનું મન પણ રાંક બની જાય છે. જીવનની વાસ્તવિકતાનો પરિચય ન હોય તોયે એમ જ થાય. કેટલાક લોકો યુવાનોની ખુશામત કરે છે, અને માને છે કે યુવાનોને અમે પ્રેરણા આપીએ છીએ. પ્રેરણાની અસર શરાબ જેવી ન હોય. ખુશામત જરૂર શરાબ છે; અને તેથી શૂર ચડાવવા માટે કે ટકાવવા માટે દર વખતે તેનો વધુ ને વધુ મોટો ડોઝ આપવો પડે છે!

૨. યુવાનોને સમાજ અને કુટુંબ સાથે એકદમ મેળ કેમ નહીં ખાતો હોય?

સમાજ અને કુટુંબના મુરબ્બીઓ જમાનાના ખાધેલા હોય છે. યુવાનો કેટલા પાણીમાં છે એ તેઓ જાણે છે. યુવાનો પાસે પોતાની તેમ જ સામા પક્ષની શક્તિ અશક્તિનું ભાન નથી હોતું. યુવાનો પોતાને હાથે થઈ શકે એવાં કામોથી શરૂઆત કરવાને બદલે તરત કરવા જેવું જેમાં કશું નથી એવાં કામોની ચર્ચામાં જ પોતાની બહાદુરી અનુભવે છે. મુરબ્બીઓ યુવાનોનું આ નિરુપદ્રવી સ્વપ્નું ભાંગતા નથી. પોતાની નબળાઈ પોતામાં જોવાને બદલે અન્યત્ર જોવાની આત્મવંચના ઘણા યુવાનોમાં સ્વાભાવિક હોય છે.

જેઓ કૌટુંબિક કે સામાજિક સુધારા કરવા માગતા હોય તેમનું જીવન સાદું, સેવામય ઉદ્યોગપરાયણ અને તેજસ્વી હોવું જોઈએ. જે વસ્તુનો વિરોધ કરવો હોય તે વસ્તુ પાછળ બળ કેટલું છે, ક્યાં છે, કેમ છે, એ એમણે બરાબર તપાસેલું હોવું જોઈએ. જ્ઞાન વગર સામર્થ્ય નથી. કેસરિયાં કે આંધળિયાં કરવાની હિંમત હોય તોયે ઘણું થાય. પણ પોતાના અભિપ્રાયો, આદર્શો અને સિદ્ધાંતો ચોક્કસ તો હોવા જોઈએ. ભવિષ્યની સૂંઝવણો અગાઉથી પ્રત્યક્ષની જેમ જોવાની કલ્પના-શક્તિ પણ આવશ્યક છે.

૩. યુવાનોને આદર્શ જીવન વ્યતીત કરતાં પળે પળે વિષમ માર્ગોમાં કેમ ભ્રમણ કરવું પડતું હશે?

આ આદર્શનાં સ્વપ્નાં મીઠાં હોય છે, કાવ્યમય હોય છે, આદર્શ સુધી પહોંચવાનો માર્ગ, સાધનાનો ક્રમ ગદ્યમય, નીરસ હોય છે. સાધનાની વાડ ન હોય તો બધું વીર્ય વેડફાઈ જવાનું. આદર્શ જીવન એટલે આદર્શવિરોધી રહેણીકરણી અને ચિંતનનો સર્વથા ત્યાગ, એ કામ ફૅશનેબલ નથી લાગતું, એટલે શક્તિ નથી કેળવાતી.

૪. મેં ઘણે ઠેકાણે જોયું-અનુભવ્યું છે કે યુવાન નિરાશાવાદી છે; તેનું કારણ ઉપરના પ્રશ્નોની ગડમથલ નહીં હોય?

ઉપરના ત્રણે સવાલના જવાબમાં જે લખ્યું છે તે વિશિષ્ટ પ્રકારના યુવાનોને જ લાગુ પડે છે. ઘણા યુવાનો નિરાશાવાદી હોય તો તે રાષ્ટ્રીય આપત્તિ જ ગણાય. નિરાશાવાદીઓને અત્યાર સુધી 'ઘરડા' એ વિશેષણ લગાડવામાં આવતું. નિરાશાવાદીઓ પણ પોતાને યુવાન કહેવડાવતા હોય તો તે આશ્ચર્યની વાત છે. કેટલાક યુવાનો આદર્શશૂન્ય, નાસ્તિક (નિરીશ્વરવાદી નહીં પણ cynicalના અર્થમાં આ શબ્દ વાપરું છું) હોય છે. રહેણી હીન અને. વિચારસરણી ઊંચી એવો મેળ અથવા મેળનો અભાવ જામે એટલે આવી નાસ્તિકતા આવી જાય છે.

૫. યુવાન આટલા વિષમ માર્ગમાંથી પગભર થવા અને આદર્શમય જીવન વ્યતીત કરવા ક્યારે માર્ગક્રમણ કરશે?

જ્યારે શનિશ્ચર કન્યારાશિ છોડશે અને તે દિવસે શુક્રવાર હશે ત્યારે.

આ ક્રાંતિનો સંધિકાળ છે. આદર્શો ઘડાય છે. જૂનું ઘણું તોડવાનું છે. એની

સાથે કેટલુંક સાચવવાનું છે. તેજસ્વી ભવિષ્યકાળની ઝાંખી કરી તે સિદ્ધ કરવા માટે અવિરત પુરુષાર્થ કરવાનો છે. ઝટ થાકી જાય કે કંટાળી જાય, અશ્રદ્ધાળુ બને કે નિરાશ થાય એવા અલ્પવીર્યોનું એ કામ નથી. આખો સમાજ આશા-નિરાશાનાં આંદોલનમાં સપડાયો છે. આવે વખતે જેનાથી થાય તેણે દૃઢતા કેળવી બતાવવી જોઈએ. દૃઢતા એ ચેપી વસ્તુ છે. એટલે યુવાનોએ સહેલી મીમાંસા અને સહેલા રસ્તાઓ જ નહીં શોધતાં સાચા રસ્તા અને આકરા ઇલાજો પણ અજમાવવા જોઈએ. જે રૂઢિનાં બંધનો તોડે તેનું જીવન આર્યત્વને છાજે એવું આદરણીય હોવું જોઈએ. અજ્ઞાન, આળસ અને વિલાસપ્રિયતા એ ત્રણ પાયા પર સામાજિક સડો ઊભો છે. આ ત્રણે પગ તોડવા જોઈએ.

૨૨–૯–'૨૯

# સાચી પ્રતિષ્ઠા

ઇંગ્લંડનો આધાર એના વેપાર ઉપર છે અને એ વેપાર ઇંગ્લંડ જહાજો મારફતે કરે છે તેથી ઇંગ્લંડ ખલાસીઓનું રાષ્ટ્ર કહેવાય છે. દરિયો ખેડવો એ ઇંગ્લંડનો રાષ્ટ્રીય ઉદ્યોગ છે. એ જ ઉદ્યોગ ઉપર ઇંગ્લંડનો વૈભવ આધાર રાખે છે. એ ઉદ્યોગને લીધે ઇંગ્લંડના રાજાની પ્રતિષ્ઠા છે, અને તેથી જ ઇંગ્લંડનો રાજા પોતાને ખલાસી કહેવરાવવામાં ભૂષણ માને છે. ઇંગ્લંડના રાજકુંવરોને દરિયાઈ કેળવણી ખસૂસ આપવામાં આવે છે. પાટવીકુંવરે અમુક વર્ષ જહાજ પર નોકરી કરવી જ જોઈએ, એટલું જ નહીં પણ છેક નીચેથી ઉપર સુધી બધાં કામોનો અનુભવ એણે લેવો જોઈએ એવો ત્યાં રિવાજ થઈ ગયો છે. જહાજ પર કામ કરતી વખતે અથવા ખાણું ખાતી વખતે પોતે પાટવીકુંવર છે, એ ભૂલી જઈ પોતે જહાજ પર જે હોદ્દો ભોગવતા હોય તે ઠેકાણે જ એણે બેસવું જોઈએ અને પોતાના વડાની આમન્યા પણ જાળવવી જોઈએ.

આપણે ત્યાં વણાટવિદ્યા એ રાષ્ટ્રીય ઉદ્યોગ છે. કરોડોનો આધાર એના ઉપર છે. હિંદુસ્તાનનો વૈભવ, હિંદુસ્તાનની દિગંત કીર્તિ અહીંના કાપડને આધારે હતી. એ ધંધાની પ્રતિષ્ઠા રાજાઓ અને મહારાજાઓની પ્રતિષ્ઠા કરતાં પણ વધારે હતી. તેથી આપણે ત્યાં રાણીઓ સૂતર કાંતતી અને અકબર જેવા રાજાઓ પણ વણાટ-વિદ્યામાં નિષ્ણાત થતા. સાળ ઉપર બેસવું એમાં અકબરને નામોશી લાગતી નહીં, પણ રાજા તરીકે પોતાનું કર્તવ્ય પાર પાડચાનું સમાધાન એ મેળવતો. અકબરને વણકર થઈ પોતાનો ગુજારો કરવો ન હતો પણ પોતે વણકર રાજા છે અને કરોડોના ગુજરાનની ચિંતા પોતાને માથે છે એ સમજીને એણે નિષ્ણાત વણકર થવાનો સંકલ્પ કરેલો.

જનક રાજા હળ ચલાવતા હતા. અને પોતે ખેડુત રાજા થવામાં પ્રતિષ્ઠા માનતા હતા. એ પણ એ જ વસ્તુ સૂચવે છે.

આજે આપણા લોકોએ પોતાની ગુમાવેલી પ્રતિષ્ઠા પાછી મેળવવા માટે જે ધંધા ઉપર હિંદુસ્તાનનું જીવન નિર્ભર છે તે ધંધો હસ્તગત કરવો જોઈએ. કાંતવા-પીંજવામાં નામોશી જેવું કોઈને ન જ લાગવું જોઈએ. જાહેર પ્રસંગે હાથમાં તકલી લઈને સૂતર કાંતવામાં ગાંધીજી પણ કરોડો ભણેલાઓ વતી પ્રાયશ્ચિત્ત કરે છે.

ખ્રિસ્તી થઈ ગયેલા કેટલાક હિંદુઓ પોતાના દીકરાનાં નામો બાઇબલમાંથી શોધીશોધીને રાખતા હતા. કેટલાક પોતાનું નામ પણ ફેરવતા હતા. એવા લોકો પોતાનું આખું નામ કહેતાં કંઈક સંકોચ રાખે. કેમ કે પિતાનું નામ તો દેશી હોય. એ કેમ ફેરવાય? અટક પણ ફેરવનારા ઘણા હતા. એમને પોતાનો જૂનો ધર્મ, પોતાનો દેશ બન્ને શરમનાં સ્થાનો જેવા લાગતા. એ લાજ ઢંકાય તો સારું એ જાતની વૃત્તિ હતી. આજે એ સ્થિતિ નથી. આજે કેટલાય હિંદીઓ ખ્રિસ્તી ધર્મમાં જીવનનું સમાધાન મેળવતા છતાં હિંદુ ધર્મ પ્રત્યે આદર રાખે છે. પોતાની નિષ્ઠા હિંદુસ્તાનને જ અર્પણ કરી એની સેવા કરવામાં જીવનની સફળતા શોધે છે.

જ્યારથી આપણે પારકાનું રાજ સ્વીકારી બેજવાબદાર આળસુ જીવન પસંદ કર્યું ત્યારથી હાથે ઉદ્યોગ કરવામાં આપણે નામોશી માનવા લાગ્યા. હાથે કામ કરતા જો પાંચપચીસ લોકો આપણને જુએ તો આપણા કુટુંબની આબરૂ ગઈ, કલંક લાગ્યું એમ જ લોકોને થતું. આ હીનવૃત્તિ પૈસાદાર લોકોમાં જ આવી હતી એવું નહીં પણ સાધુઓમાં પણ પેસી ગઈ હતી. જીવનની પ્રવૃત્તિમાં એકાદ ક્ષણ આપતાં સાધુ પકડાય તો જાણે એ ધર્મભ્રષ્ટ થઈ ગયો હોય એમ જ લોકો માને અને એ જાતે પણ શરમાય. પ્રતિષ્ઠિત માણસ એટલે એ લંગડા, આંધળા, પાંગળા જેવો પરાવલંબી આશ્રિત હોવો જ જોઈએ. જે જાતે ચાલે નહીં પણ પાલખીમાં જ બેસે અને જીવતાં જ ચાર માણસ પાસેથી પોતાનો ભાર ઊંચકાવે તે શ્રીમંત, તે ભાગ્યશાળી એમ મનાતું. આટલી પરાવલંબિતામાંથી પારતંત્ર્ય દેશમાં ધૂસી જાય એટલું જ નહીં પણ હૃદયમાં પણ પેસી જાય તો તેમાં નવાઈ શી?

એ સ્થિતિ હવે બદલાવા લાગી છે એ સુચિહ્ન છે. હવે લોકો પ્રતિષ્ઠાનું સ્થાન પરાવલંબિતામાં નથી શોધતા પણ સેવામાં શોધે છે, સામર્થ્યમાં શોધે છે, સાદાઈમાં શોધે છે અને સજ્જનતામાં શોધે છે. તેથી તેટલે દરજ્જે દેશના ભાગ્યોદય વિશે ખાતરી થાય છે.

માર્ચ, ૧૯૩૫

## હૃદયરસાયણ

કેટલાક લોકોને નિયમસર શૌચ જવાની ટેવ જ નથી હોતી, અને કેટલાક લોકો તો શૌચ જવાની હાજત જણાય તોપણ લાંબા વખત સુધી દબાવી રાખે છે. છતાં એ હાજત જ એવી છે કે માણસ એને ટાળી ન શકે. એનો હુકમ

થયો કે એ સ્વીકાર્યે જ છૂટકો. ભૂખનું અને ઊંઘનું પણ એમ જ છે. એ બે હાજતો દબાવી શકાય; પણ અમુક હદ સુધી જ.

દરેક દેહધારીને આહાર, નિદ્રા અને ઉત્સર્ગ આ ત્રણે વસ્તુ નિરંતર વળગેલી છે. એના ઉપરાંતનું જેટલું તે બધું સંસ્કારથી કેળવાયેલું હોય છે. નાહવાનું પહેલું લઈએ. નાહવું એ લગભગ દરેક પ્રાણી માટે આનંદદાયી વ્યવસાય છે છતાં નિયમિત નાહવાની ટેવ એ તો સંસ્કારજન્ય જ છે. ન નાહ્યા કે આખું શરીર અસ્વસ્થ, અશુચિ જણાય છે એ સંસ્કારનો પ્રતાપ છે. સ્નાન એ સંસ્કારી હાજત છે. જીવન સંસ્કારી ન હોય તો સ્નાન વગર ચાલી શકે છે.

ધારો કે કોઈ માણસ ખૂબ થાકી ગયેલો છે. એને ઊંઘ એવી તો આવે છે કે ઊભા જ ઊંઘી લેવાનું મન થાય છે. હવે એને એ જ વખતે શૌચની હાજત જણાઈ. એણે બેમાંથી ક્યું ટાળવું? ઊંઘ રાહ જોઈ શકે પણ શૌચ તો જવું જ જોઈએ. પણ શરીર ઊંઘ માગે છે એનું? એનું કંઈ નહીં. મુખ્ય વસ્તુ પેટ સાફ રાખવું એ છે. ઊંઘને અભાવે જે નુકસાન થતું હોય તે ભલે થાઓ પણ પેટમાં બગાડ રહેવાથી જે નુકસાન થશે તે તો સહન થાય એમ છે જ નહીં. શૌચ દબાવીને ઊંઘ લઈએ તો તે ઊંઘ સદવાની નથી. ભમરાળાં સ્વપ્નાં આવશે. મુખ્ય વસ્તુ સાચવીએ તો બધું સચવાયું. ઊંઘ ટાળીને પણ શૌચની હાજત તરફ ધ્યાન આપવું જોઈએ.

નાહ્યા વગર જમવાનું કે ખાવાનું આપણને ગમતું નથી. એ આણગમો ચિત્ત-માં એટલો તો દૃઢ થયો છે કે એ લગભગ શારીરિક થઈ ગયો છે એમ કહીએ તો ચાલે. શૌચ જઈ આવીને મોઢું ન ધોયું હોય ત્યારે મન અપ્રસન્ન રહે છે, એટલું જ નહીં પણ શરીર પણ તે વખતે વિકૃત જ રહે છે. અસ્વચ્છ મોઢામાં રોજનો સ્વાદ પણ ન છૂટી શકે. સ્નાન કર્યા વગરના શરીરનું પણ એમ જ છે. પરાણે જમવા બેસીએ તોયે ખાવામાં રસ જ છૂટતો નથી. અને પરિણામે ખાધેલું પચતું પણ નથી. આ નાહવાના સંસ્કારો કેળવેલા હોવાથી એ ભૂંસી પણ શકાય છે. માણસ રીઢો બન્યો એટલે પછી નાહ્યો તોય શું ને ન નહાય તોપણ શું.

સંસ્કારી માણસ નાહવાની તક ન મળે તો જમવાનું પણ છોડી દે એમાં જેટલી તત્ત્વનિષ્ઠા છે તેટલું જ શરીરનું સમાધાન પણ છે. નાહ્યા વગર ખાવું એ તો દિવેલ પીવા જેવું આકરું થઈ પડે છે.

નાહવાના સંસ્કારો માનસિક હોવા છતાં શારીરિક પણ છે જ. પ્રેમાળ માણસને જમતી વખતે હમેશના સાથીઓ અને સગાંવહાલાંઓ પોતાની જોડે જમવામાં ન હોય ત્યારે જમવાનું સૂઝતું જ નથી. એનું શરીર જ ખાતાં વાંધો ઉઠાવે છે, જીભને સ્વાદ છૂટતો નથી અને કોળિયો ગળવા ગળું જ ના પાડે છે, જાણે ગળે ડૂચો દીધો હોય! આ અનુભવ બધાને સરખો નથી હોતો. કેટલાકને એનો અનુભવ તો શું એની કલ્પના પણ નથી આવી શકતી. એ તો હૃદયની અવસ્થા પર આધાર રાખે છે. 'बंधुभिः सह भोजनं' એ વૃત્તિ કેટલાંક પશુપક્ષીઓમાં

પણ હોય છે, જ્યારે કેટલાંક મનુષ્ય દેહધારીઓ સ્વાદની વાત આવતાં જ પોતાના દેહ પેલીમેરની આખી દુનિયા અને તમામ લાગીણઓ ભૂલી જાય છે. 'इष्टैः सह भोजनं' એ વૃત્તિ જેમ સ્વાભાવિક છે તેમ કેળવી પણ શકાય છે. એ વૃત્તિ શુભ છે, કેળવવા જેવી છે પણ અમુક હદ પછી એ દબાવવી પણ જોઈએ. એનો અતિરેક વિકાસમાં આડે આવે છે. યોગયુક્ત સ્થિતિ કેળવવી હોય તો પહેલી લાગણી ઉપર અંકુશ મૂકયે જ છૂટકો. લાગણી નહોતી ત્યારે તે ઉત્પન્ન કરી; જ્યારે એ ખીલી ત્યારે દબાવવા લાગ્યા. પહેલી સ્થિતિમાં માણસ જડ હતો; છેલ્લી સ્થિતિમાં યોગી થઈ જાય છે. બન્ને દેખાય છે સરખી, પણ વચ્ચે અંતર સ્વર્ગ નરક જેટલું છે.

સંસ્કારથી જ કેળવી શકાય એવી મહત્ત્વની હાજત પ્રાર્થના છે. એ હાજત આત્માની છે, હૃદયની છે, લાગણીઓની છે. એ એક દૈનિક વિશ્રાંતિ છે, ખોરાક છે અને સ્નાન પણ છે. પેટમાંનો મેલ કાઢી નાખી શરીર સાફ કરવું એ જેટલું જરૂરનું છે તેટલી જ જરૂર એ પ્રાર્થનાની પણ છે. નાહીને નિર્મળ થવું એ જેટલું આવશ્યક છે તેટલી આવશ્યક પ્રાર્થના પણ વાસના ધોઈને નિર્મળ થવા સારુ છે. શારીરિક કર્મ કર્યા પછી જેમ ઊંઘ ને આરામ જરૂરનાં છે તેમ અનેક જાતની વાસનાઓને વશ થયા પછી અને સંકલ્પવિકલ્પથી થાક્યા પછી પ્રાર્થનાની સ્વસ્થતા અત્યંત જરૂરની છે. શરીરનું ભાતું ખૂટયું એટલે ફરી આહાર લેવાની હાજત જેમ અપરિહાર્ય છે તેમ હૃદયનું ભાતું ખૂટે નહીં એટલા માટે પ્રાર્થનાનું મિષ્ટાન્ન એને વખતોવખત ખવાડવું જ જોઈએ.

જીવન અંતર્મુખ થાય નહીં ત્યાં સુધી પ્રાર્થનાની હાજત ઉત્પન્ન થતી જ નથી. અંતર્મુખ થયા વગરની પ્રાર્થના એ લગભગ નિરર્થક છે. પણ નિરર્થક એટલું બધું નકામું નથી હોતું. યાંત્રિક ટેવ જો તેને કૃત્રિમ દંભથી બગાડીએ નહીં તો સંસ્કારિતામાં ઘણી મદદગાર થઈ શકે છે. પણ પ્રાર્થના હમેશને માટે યાંત્રિક જ રહે, સામાજિક કવાયત બની જાય અથવા લોકો પર છાપ પાડવાનું કે પોતાના મનને જ ઊંઘાડી દેવાનું સાધન બની જાય, તો તો બધું કામ બગડયું સમજવું. નિયમિત શૌચ જવામાં જે શૌચાનંદ રહેલો છે, દાતણ કરવામાં જે સમાધાન રહેલું છે, સ્નાન કરવામાં જે પવિત્રતાનો અનુભવ થાય છે, સાત્ત્વિક આહારમાં જે શાંતિ તુષ્ટિ પુષ્ટિ રહેલાં છે, નિદ્રામાં નવજીવન અર્પણ કરવાની જે તાકાત રહેલી છે. તે બધું પ્રાર્થના દ્વારા આપણને અનુભવતાં આવડવું જોઈએ. દરેક માણસને એ શકય છે કેમ કે મનુષ્યસ્વભાવમાં જ એ વસ્તુ રહેલી છે.

એ ટેવ એક વાર પડી ગઈ ને એનો આસ્વાદ એક વાર મળવા લાગ્યો એટલે એવી પ્રાર્થનાને ખાતર બીજી બધી વસ્તુઓ જતી કરવાનો ઉમંગ એની મેળે કેળવાય છે. દરેક ધર્મમાં પ્રાર્થનાના અમૃત ઉપર પુષ્ટ થયેલા પ્રાર્થનારસિયા લોકો જોવા મળે છે. આ પ્રાર્થનારસિયા જુદા અને પ્રાર્થનાઅભિમાની જુદા. પ્રાર્થનાના અભિમાની લોકોએ પ્રાર્થનાનું નામ આગળ કરી દુનિયા પર કેટલોયે બળાત્કાર કર્યો

છે. પ્રાર્થનાના સાચા રસિયાઓએ જ પ્રાર્થના ટકાવી છે, ધાર્મિકતા ટકાવી છે અને પોતાની પ્રસન્નતા ટકાવી છે. એવા લોકોનો પ્રાર્થના વિશેનો આગ્રહ પોતા પર જ વિશેષ હોય છે. અને એ જ આખરે ચેપી નીવડે છે. પ્રાર્થના એ હૃદયરસાયણ છે.

૧૫–૫–'૨૭

## અપત્યનિષ્ઠા

अन्तःकरणतत्त्वस्य दम्पत्योः स्नेहसंश्रयात् ।
आनन्दग्रंथिरेकोऽयं अपत्यमिति बध्यते ॥

માણસમાં જીવવાની જેટલી ઇચ્છા હોય છે લગભગ તેટલી જ અપત્યપ્રાપ્તિની ઇચ્છા હોય છે. આપણા પૂર્વજોએ એને પુત્રૈષણા એ નામ આપ્યું છે.

આત્મા અમર છે; પણ માણસને એનું ભાન નથી. જેમ આસપાસ મરણ જોતો છતો માણસ મરણનું સ્મરણ રાખી શકતો નથી, તેમ પોતે અમર છે એ જાતની અખંડ સ્ફુરણા અંદર ચાલતી છતાં માણસમાં એ નિષ્ઠા પણ નથી હોતી. અને તેથી જ અમર થવાના તે અનેક પ્રયત્ન કરે છે. એક રીતે કહી શકાય કે અપત્ય દ્વારા માણસ અમર થાય છે. સંતતિ એ શબ્દમાં એ જ અર્થ આવી જાય છે. પિતાએ જે અધૂરું શોધ્યું કે મેળવ્યું – કેળવ્યું તેની પૂર્તિ પુત્ર કરે અને પિતાનો પુરુષાર્થ આગળ ચલાવે એ જ અમરતાનું લક્ષણ છે. અપત્ય દ્વારા માણસના સામાજિક જીવનની શરૂઆત થાય છે. માતાપિતાને અદ્ભુત રીતે એક કરનાર ગાંઠ તો એ જ છે, પણ એમના મરી ગયા પછી એમનું જીવન આગળ ચલાવનાર એ સંતતિ પણ છે.

આ અમર સામાજિક જીવનને આપણા પૂર્વજોએ 'લોક' એ નામ આપ્યું છે. પ્રાકૃત લોકો માટે 'લોક'નો અર્થ આ સૃષ્ટિ બહાર ક્યાંય આવેલો ઇંદ્રલોક, ચંદ્રલોક, પિતૃલોક, યમલોક ભલે હોય. ઉપનિષદમાં કહ્યું છે : स पुत्रेणैव अस्मिन् लोके प्रतितिष्ठति । પિતા પુત્ર દ્વારા જ સામાજિક જીવનમાં સ્થિરતા મેળવે છે.

સ્વર્ગમાંથી ગંગા આણી [illegible] ધી પહોંચાડવાનું [illegible] ળે હાથમાં લીધું. પિતાએ આખો જન્મા[illegible] પણ એમાં [illegible] એણે એ કામ પોતાના દીકરાને સોંપ્યું [illegible] જન્મારો [illegible] અધૂરું જ રહ્યું. અંતે એનો દીકરો [illegible] માટે કઠિ[illegible] સફળ થયો. ગંગાનાં જળ સગરપુત્રો [illegible] ળ્યાં, અને [illegible] થયા.

દરેક [illegible] રીતે ક[illegible] નું હોય [illegible] ર [illegible] તત્ત્વ અ[illegible] છે. એ [illegible] મારો એ [illegible] ન શકે [illegible] તિ [illegible] તે સોંપી [illegible] નાશ કરવા [illegible] હૈનિશ [illegible] જાય છે.

શાહજીએ શિવાજીને સોંપ્યું. કાદંબરી જેવો મહાકથાપ્રબંધ બાણભટ્ટ પૂરો ન કરી શક્યો, તે એના પુત્ર ભૂષણે પૂરો કર્યો. એવી રીતે દુનિયાની પરંપરા ચાલતી આવી છે.

કેટલાક લોકો આવું જીવનકાર્ય પોતાની જિંદગીમાં જ કરી નાખવાની અને કૃતકૃત્ય થવાની હામ ભીડે છે. તેમનામાં પુત્રૈષણા ક્યાંથી હોય? પોતાને બળે જ જે મોક્ષ સુધી જઈ શકે છે એને માટે કોઈ શ્રાદ્ધ કરનારની જરૂર નથી હોતી. ભીષ્મ અને શંકરાચાર્ય એ કોટિના પુરુષો.

> अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।
> दिवंगतानि विप्राणां अकृत्वा कुलसंततिम् ।।

## ૨

જેમ જીવનની ઈચ્છા સ્વયંભૂ છે, પ્રબળ છે, તેમ આપત્યની ઈચ્છા પણ સ્વયંભૂ અને પ્રબળ છે. પશુપક્ષીઓમાં તે કેટલી ઉત્કટ રૂપમાં દેખાય છે! ઘણી વાર જીવવાની ઈચ્છા કરતાંયે તે ચડી જાય છે. પોતે ભલે મરી જાય, પણ આપત્યને તો ગમે તે ભોગે બચાવવાં જોઈએ. આટલી અપત્યનિષ્ઠા હૃદયમાં રોપી પછી જ ઈશ્વરે પ્રાણીઓને અપત્યો આપ્યાં છે. અપત્યજન્મ એ ઈશ્વરનો માણસ પરનો વિશ્વાસ સૂચવે છે. બાળકને ઉછેરીને તેને પોતાનું સર્વસ્વ તે અર્પણ કરશે જ એવી ઈશ્વરની ખાતરી બાળકના જન્મ પરથી જ આપણે પારખી શકીએ છીએ. અપત્યના જન્મ સાથે માબાપના સ્વભાવમાં પણ ફેર પડે છે. તેમને સામાજિક જીવનનું ભાન થાય છે. પોતાની કેટલીયે ખામીઓ બાળક ખાતર તે છોડે છે, અને પોતાનો સુખભોગ છોડતાં તો માબાપને કંઈ ઓર જ આનંદ આવે છે. આપભોગનો પ્રથમ પાઠ અપત્યપ્રેમમાંથી જ ઉદ્ભવે છે એમ કહીએ તો પ્રાણીશાસ્ત્ર પણ એને ટેકો આપશે.

પણ એ આપભોગ અને અપત્યપ્રેમ જ્ઞાનયુક્ત બને એવો પ્રયત્ન તો મનુષ્યથી જ થાય. અપત્યપ્રેમ અને અપત્યનિષ્ઠામાં એ રીતે ભેદ પાડવો જોઈએ. પશુપક્ષીઓ કુદરતની બળવાન પ્રેરણાને વશ થઈને વર્તે છે, એટલે ઉન્નતિ અવનતિ માટે તેઓ જવાબદાર નથી. માણસનું એવું નથી. માણસ બગાડી પણ શકે છે અને સુધારી પણ શકે છે. અપત્યપ્રેમથી માણસ ઘણી વાર ઘેલો બને છે. અપત્યપ્રેમથી પોતાનાં માબાપ કે ભાઈબહેન સાથે લડી પડે છે, સમાજદ્રોહ કરવા તૈયાર થાય છે, અને પોતાનાં બાળકોનો વિકાસ પણ અટકાવે છે. પ્રેમ આંધળો હોય છે.

ખરેખર જોઈએ છે અપત્યનિષ્ઠા. અપત્ય એ જ સમાજ છે. એની દ્વારા કે એને લીધે સમાજદ્રોહ ન થાય એ તો માબાપોએ સૌથી પ્રથમ જોવું જોઈએ. દરેક માણસમાં એને સંકુચિત કરનાર આત્મપ્રેમ હોય જ છે. એ જ વસ્તુ જો અપત્યપ્રેમમાં પણ આવી જાય તો બાળકનોયે વિકાસ નથી અને બાળકનાં માબાપનોયે

છે. પ્રાર્થનાના સાચા રસિયાઓએ જ પ્રાર્થના ટકાવી છે, ધાર્મિકતા ટકાવી છે અને પોતાની પ્રસન્નતા ટકાવી છે. એવા લોકોનો પ્રાર્થના વિશેનો આગ્રહ પોતા પર જ વિશેષ હોય છે. અને એ જ આખરે ચેપી નીવડે છે. પ્રાર્થના એ હૃદયરસાયણ છે.

૧૫–૫–'૨૭

# અપત્યનિષ્ઠા

अन्तःकरणतत्त्वस्य दम्पत्योः स्नेहसंश्रयात् ।
आनन्दग्रंथिरेकोऽयं अपत्यमिति बध्यते ।।

માણસમાં જીવવાની જેટલી ઇચ્છા હોય છે લગભગ તેટલી જ અપત્યપ્રાપ્તિની ઇચ્છા હોય છે. આપણા પૂર્વજોએ એને પુત્રૈષણા એ નામ આપ્યું છે.

આત્મા અમર છે; પણ માણસને એનું ભાન નથી. જેમ આસપાસ મરણ જોતો છતો માણસ મરણનું સ્મરણ રાખી શકતો નથી, તેમ પોતે અમર છે એ જાતની અખંડ સ્ફુરણા અંદર ચાલતી છતાં માણસમાં એ નિષ્ઠા પણ નથી હોતી. અને તેથી જ અમર થવાના તે અનેક પ્રયત્ન કરે છે. એક રીતે કહી શકાય કે અપત્ય દ્વારા માણસ અમર થાય છે. સંતતિ એ શબ્દમાં એ જ અર્થ આવી જાય છે. પિતાએ જે અધૂરું શોધ્યું કે મેળવ્યું – કેળવ્યું તેની પૂર્તિ પુત્ર કરે અને પિતાનો પુરુષાર્થ આગળ ચલાવે એ જ અમરતાનું લક્ષણ છે. અપત્ય દ્વારા માણસના સામાજિક જીવનની શરૂઆત થાય છે. માતાપિતાને અદ્ભુત રીતે એક કરનાર ગાંઠ તો એ જ છે, પણ એમના મરી ગયા પછી એમનું જીવન આગળ ચલાવનાર એ સંતતિ પણ છે.

આ અમર સામાજિક જીવનને આપણા પૂર્વજોએ 'લોક' એ નામ આપ્યું છે. પ્રાકૃત લોકો માટે 'લોક'નો અર્થ આ સૃષ્ટિ બહાર ક્યાંય આવેલો ઇંદ્રલોક, ચંદ્રલોક, પિતૃલોક, યમલોક ભલે હોય. ઉપનિષદમાં કહ્યું છે : स पुत्रेणैव अस्मिन् लोके प्रतितिष्ठति । પિતા પુત્ર દ્વારા જ સામાજિક જીવનમાં સ્થિરતા મેળવે છે.

સ્વર્ગમાંથી ગંગા આણી પાતાળ સુધી પહોંચાડવાનું કામ સગરકુળે હાથમાં લીધું. પિતાએ આખો જન્મારો પ્રયત્ન કર્યો પણ એમાં એ ન ફાવ્યો. એણે એ કામ પોતાના દીકરાને સોંપ્યું. એ પણ આખો જન્મારો ખપ્યો. પણ કામ અધૂરું જ રહ્યું. અંતે એનો દીકરો ભગીરથ એ કામ માટે કટિબદ્ધ થયો, અને સફળ થયો. ગંગાનાં જળ સગરપુત્રોની રાખ પર ફરી વળ્યાં, અને સગરપુત્રો પાવન થયા.

દરેક જીવને આવી રીતે ક્યાંકથી કંઈક આણવાનું હોય છે, કંઈક અસાધારણ તત્ત્વ અનુભવવાનું હોય છે. એને માટે આખો જન્મારો એ મથે છે. પોતે ફાવી ન શકે એટલે પોતાના પ્રતિનિધિરૂપ પોતાના પુત્રને તે સોંપી જાય છે. રોમનો નાશ કરવાનું કામ હેમિલકારે હૅનિબાલને સોંપ્યું. હિંદુ રાજ્ય સ્થાપન કરવાનું કામ

શાહજીઓ શિવાજીને સોંપ્યું. કાદંબરી જેવો મહાકથાપ્રબંધ બાણભટ્ટ પૂરો ન કરી શક્યો, તે એના પુત્ર ભૂષણે પૂરો કર્યો. એવી રીતે દુનિયાની પરંપરા ચાલતી આવી છે.

કેટલાક લોકો આખું જીવનકાર્ય પોતાની જિંદગીમાં જ કરી નાખવાની અને કૃતકૃત્ય થવાની હામ બીડે છે. તેમનામાં પુત્રૈષણા ક્યાંથી હોય? પોતાને બળે જ જે મોક્ષ સુધી જઈ શકે છે એને માટે કોઈ શ્રાદ્ધ કરનારની જરૂર નથી હોતી. ભીષ્મ અને શંકરાચાર્ય એ કોટિના પુરુષો.

अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।
दिवंगतानि विप्राणां अकृत्वा कुलसंततिम् ।।

૨

જેમ જીવનની ઇચ્છા સ્વયંભૂ છે, પ્રબળ છે, તેમ અપત્યની ઇચ્છા પણ સ્વયંભૂ અને પ્રબળ છે. પશુપક્ષીઓમાં તે કેટલી ઉત્કટ રૂપમાં દેખાય છે! ઘણી વાર જીવવાની ઇચ્છા કરતાંયે તે ચડી જાય છે. પોતે ભલે મરી જાય, પણ અપત્યને તો ગમે તે ભોગે બચાવવાં જોઈએ. આટલી અપત્યનિષ્ઠા હૃદયમાં રોપી પછી જ ઈશ્વરે પ્રાણીઓને અપત્યો આપ્યાં છે. અપત્યજન્મ એ ઈશ્વરનો માણસ પરનો વિશ્વાસ સૂચવે છે. બાળકને ઉછેરીને તેને પોતાનું સર્વસ્વ તે અર્પણ કરશે જ એવી ઈશ્વરની ખાતરી બાળકના જન્મ પરથી જ આપણે પારખી શકીએ છીએ. અપત્યના જન્મ સાથે માબાપના સ્વભાવમાં પણ ફેર પડે છે. તેમને સામાજિક જીવનનું ભાન થાય છે. પોતાની કેટલીયે ખામીઓ બાળક ખાતર તે છોડે છે, અને પોતાનો સુખભોગ છોડતાં તો માબાપને કંઈ ઓર જ આનંદ આવે છે. આપભોગનો પ્રથમ પાઠ અપત્યપ્રેમમાંથી જ ઉદ્ભવે છે એમ કહીએ તો પ્રાણીશાસ્ત્ર પણ એને ટેકો આપશે.

પણ એ આપભોગ અને અપત્યપ્રેમ જ્ઞાનયુક્ત બને એવો પ્રયત્ન તો મનુષ્યથી જ થાય. અપત્યપ્રેમ અને અપત્યનિષ્ઠામાં એ રીતે ભેદ પાડવો જોઈએ. પશુપક્ષીઓ કુદરતની બળવાન પ્રેરણાને વશ થઈને વર્તે છે, એટલે ઉન્નતિ અવનતિ માટે તેઓ જવાબદાર નથી. માણસનું એવું નથી. માણસ બગાડી પણ શકે છે અને સુધારી પણ શકે છે. અપત્યપ્રેમથી માણસ ઘણી વાર ઘેલો બને છે. અપત્યપ્રેમથી પોતાનાં માબાપ કે ભાઈબહેન સાથે લડી પડે છે, સમાજદ્રોહ કરવા તૈયાર થાય છે, અને પોતાનાં બાળકોનો વિકાસ પણ અટકાવે છે. પ્રેમ આંધળો હોય છે.

ખરેખર જોઈએ છે અપત્યનિષ્ઠા. અપત્ય એ જ સમાજ છે. એની દ્વારા કે એને લીધે સમાજદ્રોહ ન થાય એ તો માબાપોએ સૌથી પ્રથમ જોવું જોઈએ. દરેક માણસમાં એને સંકુચિત કરનાર આત્મપ્રેમ હોય જ છે. એ જ વસ્તુ જો અપત્યપ્રેમમાં પણ આવી જાય તો બાળકનોયે વિકાસ નથી અને બાળકનાં માબાપનોયે

વિકાસ નથી. અપત્યનિષ્ઠામાં ભવિષ્ય પ્રત્યેની શ્રદ્ધા હોય છે, જ્યારે અપત્ય-પ્રેમ એ આત્મપ્રેમની વસાહત માત્ર હોય છે. અપત્યપ્રેમથી નવી પેઢીનો વિકાસ અટકે છે, નિષ્ઠાથી તેનો વિકાસ થાય છે. માબાપે બાળકોને ભૂતકાળનો ઉજ્જવળ અને ચૈતન્યયુક્ત વારસો આપવો જોઈએ, ભૂતકાળનો નિષ્પ્રાણ બોજો અને ગૂંગળાવી નાખનાર મર્યાદાઓ ન આપવાં જોઈએ.

આજકાલ કેટલાંયે માબાપ પોતાનાં છોકરાં નાલાયક નીવડશે, પેટપૂરતું પણ કમાઈ નહીં શકે, એમને કોઈ મદદ નહીં આપે, એવી અશ્રદ્ધા મનમાં રાખી બાળકો માટે ધનસંપત્તિ અને સાધનસગવડો તૈયાર કરી રાખે છે. ગરમ કપડાંમાં હમેશ વીંટી રાખેલાં બાળકો જેમ તે જ કારણે નબળાં હોય છે અને સહેજ-સહેજમાં રોગનાં ભોગ થઈ પડે છે, તેમ કેટલાંક માબાપોનો આપેલો વારસો બાળકોને અપંગ અને જડમૂઢ કરી નાખે છે. એમાં અપત્યનિષ્ઠા જરાયે રહેતી નથી. માબાપનું મુખ્ય કર્તવ્ય પોતાનાં બાળકોને પોતાનાં જીવન દ્વારા નૈતિક, સામાજિક અને આધ્યાત્મિક કેળવણી આપવાનું છે. કુલપરંપરાથી બાળકોને વાકેફ કરવાં, ઘરના ધંધાનું સાંગોપાંગ જ્ઞાન આપવું, એ ધંધામાં એમનો પૂરેપૂરો પ્રવેશ કરાવવો, અને પછી એમને યથાકાળે જવાબદારી સોંપવી, એટલું જ કામ માબાપનું છે.

૩

લગ્ન એ સંસ્થા જ અપત્યનિષ્ઠામાંથી જન્મે છે. સામાજિક મનુષ્ય પ્રાણી બે જણના પરસ્પર સહવાસ માત્રથી સંતુષ્ટ થાય એમ ન બને. આંધળો વિલાસ પણ અનન્ય નિષ્ઠા ન બતાવે. મૈત્રીમાં अधिकस्य अधिकं फलम् એ જ સૂત્ર હોય છે. સેવામાં એકસાથે અનેક શું અગણિત લોકો જોડે સંબંધ બંધાય છે; સેવામાં ભેદભાવ ન હોય. પણ બાળકોને તો નાનપણના ઉછેર માટે એકરૂપ વાતાવરણ જોઈએ છે. એ માબાપની અન્યોન્ય અને અનન્ય નિષ્ઠામાંથી જ સંભવે. તેટલા ખાતર લગ્નસંબંધને આધ્યાત્મિક સંબંધ કહ્યો છે.

અપત્યનિષ્ઠામાંથી જેમ લગ્નની એકનિષ્ઠા જન્મી છે તેમ એ જ અપત્ય-નિષ્ઠામાંથી વૈવાહિક બ્રહ્મચર્ય પણ ઉત્પન્ન થયું છે. માબાપનો બાળકો પ્રત્યેનો એ ધર્મ છે કે તેમણે બાળકોના યોગ્ય ઉછેર માટે અમુક વરસ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઈએ. વૈવાહિક બ્રહ્મચર્યનું સામર્થ્ય કાં તો મોક્ષની તીવ્ર ઇચ્છાથી પ્રાપ્ત થાય, કાં તો ઉત્કટ સમાજસેવાની લગનીથી ઉત્પન્ન થાય; પણ એ વસ્તુ તત્ત્વચિંતન અને દીર્ઘ અનુભવ પછી જ સ્પષ્ટ દેખાય. પણ સાચી અપત્યનિષ્ઠા હોય તો વૈવાહિક બ્રહ્મચર્ય એની મેળે માણસને સૂઝવું જોઈએ. સંયમ પાળનાર માબાપ ઘણી ઘેલછામાંથી બચી જાય છે; અને બાળકો પ્રત્યેનો પોતાનો ધર્મ વધુ ને વધુ સૂક્ષ્મતાથી સમજે છે. વિલાસી માબાપો બાળકો પ્રત્યે સાચો પ્રેમ કે નિષ્ઠા બતાવી જ ન શકે એમ કહીએ તેમાં અતિશયોક્તિ ભલે લાગે, પણ એમાં શુદ્ધ સત્યનું કથન છે.

કેટલાંક માબાપ પોતાનાં બાળકોનું ઉપરાણું લેવામાં જાણે તેમના પ્રત્યેના ધર્મ-નું પોતે પાલન કરતાં હોય એમ માની બેસે છે. પણ એમાં મોટે ભાગે તો પક્ષા-ભિમાન હોય છે. કેટલાક લોકો લાંચરુશવત લઈ અથવા દુનિયાને છેતરી અથવા એક યા બીજી રીતે લૂંટફાટ કરી ખોટે રસ્તે પૈસા ભેગા કરે છે, અને માને છે કે એવો વારસો પોતાનાં બાળકોને આપી પોતે તેમનું કલ્યાણ કરે છે. એમાં સમાજ-દ્રોહ તો છે જ; પણ મહાન અપત્યદ્રોહ પણ છે. કેમ કે આવી સંપત્તિ ઘરનું વાતાવરણ બગાડે છે, આર્થિક નીતિ ભ્રષ્ટ કરે છે, અને બાળકોના ચારિત્રમાં હીનપણું આણે છે. આવાં માબાપ બાળકોની શક્તિ, તેમનો પુરુષાર્થ અને તેમના ભાવિ કે ભવિતવ્યતા વિશે સાવ નાસ્તિક હોય છે. એના કરતાં બેદરકાર માબાપ હજાર દરજ્જે સારાં. ભૂખમરા સામે વીમો ઉતારી ભૂખમરો ટાળી શકાય કે કેમ એ સંશયાસ્પદ વસ્તુ છે. પણ એ પુરુષાર્થ અને હિંમત સામે પણ વીમો છે એ વાત તો અક્ષરેઅક્ષર સાચી છે.

માબાપનો અધિકાર બાળકને કેળવણી ને સંસ્કારો આપવાનો છે. ધંધાનું જ્ઞાન, ઘરની ટેક અને પરંપરા એમાં બાળકો બરાબર ઘડાય એટલે એમને વિશે કશી ચિંતા રાખવાપણું રહેતું નથી. માબાપ એ કર્તવ્ય ચૂકે છે, અને પછી નિશાળ મારફતે એ બધું મળી રહેશે એમ મન મનાવવાનો પ્રયત્ન કરે છે. યૌવનના ઉન્માદમાં આડે રસ્તે જવાની વૃત્તિ થતાં જેમની નજરનો અંકુશ રહી શકે એવું મુરબ્બીઓનું મંડળ બાળકોની આસપાસ ભેગું કરી આપવું એ પણ માબાપની ફરજ છે. બાળકોને મુસાફરી કરાવી પ્રેક્ષણીય સ્થાનો, પરાક્રમી પુરુષો, જીવનદાયી સંસ્થાઓ અને સંસ્કૃતિનાં કેન્દ્રો એ બધાનો તેમને પરિચય કરાવવો એટલું માબાપ કરી શકે તો બાળકો પ્રત્યેની તેમની બધી ફરજ અદા થઈ છે.

આવી કેળવણી પામેલાં અપત્યો જ માબાપને નરકમાંથી તારે છે, અને એમને માટે (શુભ) 'લોક' મેળવી આપે છે. तस्मात्पुत्रं अनुशिष्टं लोक्यमाहुः । બાળક જન્મ્યું એટલાથી માબાપોનો ઉદ્ધાર નથી થતો. પણ બાળક કેળવણી પામે, અને સંસ્કારી, ઉદ્યમી અને પુરુષાર્થી થાય ત્યારે પિતાને 'લોક' મળ્યો કહેવાય. નહિ તો અપત્ય એ આજીવન અથવા જીવન પછી પણ શાપરૂપ જ છે.

૪

અને પોતાનાં અપત્યો પાસેથી માબાપ અપેક્ષા શાની શાની રાખે? ધન-દોલતની કે આજ્ઞાપાલનની? મહાભારતમાં પુત્રના આજ્ઞાપાલનનાં ખૂબ વખાણ કર્યાં છે. શ્રી રામચંદ્રે આદર્શ પુરુષ તરીકેની પોતાની યોગ્યતા પહેલવહેલી સિદ્ધ કરી પિતાની આજ્ઞાના પાલનથી જ. પણ આપણે આજ્ઞાપાલન એ પિતાના હક તરીકે તો નહીં જ સ્વીકારી શકીએ. પિતાની આજ્ઞાને વશ રહેવું એ પુત્રનું ભૂષણ છે, પણ પિતાનો એ નિરપવાદ હક તો હરગિજ નથી. મનુષ્યજીવન પ્રગતિશીલ છે. એક પેઢીનો અનુભવ અને આકાંક્ષાઓ બીજી પેઢીને કામ ભલે આવો, પણ તેમને તે બંધનકર્તા તો ન જ થવાં જોઈએ. શુશ્રૂષા એટલે કે કહેલું

આદરપૂર્વક સાંભળવું અને બની શકે તેટલી સેવા કરવી એ પુત્રધર્મની સીમા છે. પુત્ર પોતા પ્રત્યે ઉદ્ધત ન થાય એટલી અપેક્ષા માબાપ જરૂર રાખે. પોતાના હાથપગ નબળા પડે ત્યારે પુત્ર પાસેથી સેવાશુશ્રૂષાની અપેક્ષા રાખવાનો પણ તેમને હક છે. પણ પિતા કહે છે માટે જ પુત્રે પરણવું, પિતા કહે તેની સાથે જ પરણવું, તે કહે તે જ નોકરી કરવી, તેને રાજી રાખવા ખાતર સમાજસેવામાં ન ઊતરવું, તે જેનો દ્વેષ કરે તેની સાથે શત્રુતા રાખવી, તેને જે વિધિઓ ને રિવાજો પસંદ છે તે જ પસંદ કરવા, એ જાતનો આગ્રહ પિતા ન જ રાખી શકે. પુત્રમાં પિતૃભક્તિ હોય છે એટલે ઉપલી વસ્તુઓ તેનામાં સ્વાભાવિક હોય છે. અને જ્યાં સુધી એમાં તેને અધર્મ કે તત્ત્વહાનિ ન જણાય ત્યાં સુધી પિતા કહે તેમ ચાલવું જોઈએ એમ તે સમજે પણ છે. પણ એ બાબતમાં પુત્રની સ્વતંત્રતા અબાધિત રહેવી જોઈએ.

આ મીમાંસા જેટલી પુત્ર માટે સાચી છે તેટલી જ કન્યા માટે પણ છે. સામાજિક અત્યાચાર સામે સ્ત્રીઓનાં જીવન અને ચારિત્ર્યના રક્ષક પુરુષો ભલે હોય પણ તેમની સ્વાભાવિક સ્વતંત્રતા સામે થઈને પણ, તેમની સામે તેમના ચારિત્ર્યના રક્ષક જબરદસ્તીથી પુરુષો બને એમાં મૂર્ખતા જ ભરેલી છે. ચારિત્ર્ય એ માનસિક સામર્થ્યની સુવાસ છે. સ્ત્રીઓને શરીરથી અને મનથી દુર્બળ બનાવી તથા તેમને કબજામાં રાખીને પવિત્ર રાખવાનો પ્રયત્ન વ્યર્થ છે. આમ પુરુષો પોતાની બાહ્ય અનુકૂળતા શોધે એ સ્ત્રીજાતિને અપમાન રૂપ છે અને પુરુષજાતિને અણછાજતું છે. ખાસ કરીને જ્યાં છોકરીની ઇચ્છા નથી ત્યાં તેને પરણાવવી એ અત્યાચારના પાપમાંથી માબાપોએ ઊગરી જવું જોઈએ. માબાપ બાળકો પર પ્રેમ રાખે છે અને તેમની પાસે સ્વાભાવિક વાલીપણું હોય છે એનો લાભ લઈ બાળકોના આખા જીવન પર હકૂમત ચલાવવી એ અપત્યદ્રોહ છે.

નિષ્ઠા એ ઘેલછા નથી પણ આદર ને વિશ્વાસ છે. અને આદર વગર વિકાસ ક્યાંથી જ સંભવે!

૨૦–૧૧–'૨૯

## પ્રાગતિક અને પરાગતિક

[ એક આડુંઅવળું પ્રવચન ]

જે સેવકની અથવા વિચારકની વિચારશ્રેણી અથવા કાર્યપદ્ધતિ આપણને ગમતી નથી તેને આપણે ઝટ દઈને re-actionary (રી-ઍક્શનરી) કહીએ છીએ. એ ફાવતો શબ્દ છે. શિષ્ટ સમાજમાં વપરાય એવી એ એક ગાળ કહેવાય. અને એની ખૂબી એ છે કે ગમે તે માણસ ગમે તેવા પ્રતિસ્પર્ધીને માટે એ સુખેથી વાપરી શકે છે. અંગ્રેજીમાં action (ઍક્શન) અને re-action

(રી-ઍક્શન) એ જોડિયા શબ્દોની શાસ્ત્રીય ચર્ચા ખૂબ થઈ છે. ચોક્કસ અર્થમાં જ એ શબ્દો ત્યાં વપરાય છે. આપણે ત્યાં એ બે શબ્દો માટે નિશ્ચિત પરિભાષા નથી. અંગ્રેજીમાં એ શબ્દો પાછળ જે વિચારણા થઈ છે એ જાતની વિચારણા આપણે ત્યાં તે ઢબે થઈ નથી; થવાની જરૂરે નહોતી. દરેક સમાજનું વિચારવહેણ જુદું જુદું હોય છે. દરેક સંસ્કૃતિની કલ્પના અને શ્રદ્ધાનાં ચોસલાં અલગ અલગ રૂપ ધારણ કરે છે. તેથી દરેક પારિભાષિક શબ્દનું ભાષાંતર તંતોતંત થઈ શકતું નથી. જે સમાજ બીજા સમાજ પાસેથી શિષ્યભાવે સંસ્કાર ગ્રહણ કરવા માગે છે તેણે તો મુરબ્બી સમાજની વિચારપ્રણાલિકા પોતાની કરી એને માટે જોઈતી પરિભાષા ઉપજાવવી જોઈએ અને એમાં એ બધી અર્થશક્તિ (connotation) રેડવી જોઈએ. અથવા તો મુરબ્બી ભાષાની પરિભાષા જેવી ને તેવી માથે ચડાવવી જોઈએ.

પણ જો બે સમાજ તુલ્યબળ હોય, સમવીર્ય હોય, એટલે કે સમાન યોગ્યતા-વાળા હોય તો એમની વચ્ચે આપલે થતા છતાં તેઓ પોતાની ઢબની જ પરિભાષા ચલાવે છે; અને ભિન્ન સમાજનાં વિચારરત્નો (thought-crystals) સ્વીકારતી વખતે પોતાની ઢબના પાસા પાડયા પછી જ એમને વાપરવા માંડે છે.

આપણે ત્યાં re-actionary માટે પ્રતિગામી, પ્રત્યાઘાતી વગેરે શબ્દો વપરાય છે. પણ એ શબ્દો બંધ નથી બેસતા. જો કોઈ જાલિમ મારા પર સિતમ ગુજારવા માગે તો હું મરણિયો થઈ સામો થાઉં; બળવો કરું; જાલિમને જડમૂળથી ઉખેડી નાખવા મથું; કેમ કે હું સચેતન હોઈ પ્રત્યાઘાતી થઈ શકું છું. આઘાત સહન કરી બેસી રહેવું એ મારાથી ન બની શકે. આઘાત થયો કે મેં પ્રત્યાઘાત કર્યો જ છે. માટે હું પ્રત્યાઘાતી છું. અહીં મને કોઈ re-actionary કહે ખરો!

હવે જો re-actionary માટે પ્રત્યાઘાતી શબ્દ રૂઢ કર્યો તો એ શબ્દનો અર્થ સંકુચિત અને નિશ્ચિત કરવો રહ્યો. કેમ કે એ શબ્દ પાશ્ચાત્ય વિચારસરણીને દત્તક અપાયો. પછી ઉપર બતાવેલા બળવાખોરને પ્રત્યાઘાતી ન કહેતાં પ્રતિકારી કહેવો જોઈએ અને એની સાથે re-action માટે પ્રતિકાર શબ્દ ન વાપરતાં પ્રત્યાઘાત શબ્દ વાપરવાનું નક્કી કરવું. આમ કરતાં આપણી પરિભાષા પારકી વિચારપ્રણાલીને આધીન થઈ સામંતપદ ગ્રહણ કરશે એ સારું છે કે નહીં તે દરેક વખતે દરેકે પોતાના મન સાથે વિચારી લેવું જોઈએ.

*                    *                    *

પુરોગામી, પ્રગતિશીલ, ઉદાર, ઉદ્ધારક, પ્રતિગામી, રૂઢિગ્રસ્ત, રૂઢિજીર્ણ, પ્રત્યાઘાતી વગેરે શબ્દો વાપરતી વખતે પ્રગતિ કેને કહેવી અને પરાગતિ કેને કહેવી એની કસોટી હમેશ નક્કી નથી હોતી. કોઈ સમાજમાં આત્મા, પરમાત્મા, પરલોક અને પુણ્યપાપ વિશેની શિષ્ટમાન્ય કલ્પના જો ઢીલી થાય અથવા ઓગળી જાય તો કેટલાક લોકો કહેશે કે સમાજની સરસ પ્રગતિ થઈ રહી છે, જ્યારે બીજા

છે. આવા લોકો પોતાનાં મોટાં સંગઠનોને પ્રગતિના લક્ષણ તરીકે વર્ણવી શકે છે
અને જે લોકો એમના સામર્થ્ય તળે અને એમની ધૂર્તતા તળે પિલાય છે તે
એ જ સંગઠનને પરાગતિક તરીકે નવાજી શકે છે. અનેક રાષ્ટ્રોને પોતાના કબ
તળે આણી એમાંથી જે લોકોએ સામ્રાજ્યો સ્થાપ્યાં તેમની સ્થિતિ આવી જ હત
તેઓ કહેતા કે સામ્રાજ્ય જેમ મોટું એમ પ્રજાને શાંતિ વધારે મળવાની; સલામત
વધવાની, આબાદી તો વધે જ; સુખાકારીનાં સાધનો પણ વધે; જેને આપણે
અર્થમાં સંસ્કૃતિ કહીએ છીએ તેનાં બીજ વવાય અને માણસની દૃષ્ટિ વ્યાપક બને

ભારતવર્ષના પ્રાચીન ઈતિહાસનો મર્મ જાણવો હોય તો તે મનુષ્યસમાજ મા
'સ્વરાજ્ય હોય એ સારું? કે સામ્રાજ્ય હોય એ સારું?' એનો અનુભવ લેવાન
આપણા પ્રયત્નમાં આપણને જડશે. આપણે ત્યાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે એટલો ત
વિગ્રહ ચાલ્યો કે ક્ષાત્રધર્મ સમાજદ્રોહી છે, પાપમૂલક છે એમ ડાહ્યા લોકો કહેવ
લાગ્યા અને એ બધાં રાષ્ટ્રોનું સંગઠન કરી સામંતચક્ર ગોઠવી ચક્રવર્તીનું સામ્રાજ્ય
સ્થપાયું હોય તો કેવું સારું એમ લોકોને થયું.

પણ સામ્રાજ્યો સ્થાપે કોણ? સામ્રાજ્ય સ્થાપનારમાં તે ટકાવવાની શક્તિ
હોવી જોઈએ. સમ્રાટ જો ન્યાયી હોય તો જ સામંતોને સાથે રાખી શકે અને
સામર્થ્યશાળી હોય તો જ શત્રુઓને દૂર રાખી શકે. આમ ન્યાય અને બલ બેનો
સંયોગ જ્યાં હોય ત્યાં જ સંગઠન થઈ શકે છે અને નભી શકે છે, એવો અનુભવ થયો. સાચો સમ્રાટ ધર્મરાજ પણ હોવો જોઈએ અને યુધિષ્ઠિર પણ હોવો
જોઈએ.

* * *

રાષ્ટ્ર-વિગ્રહ ટાળવા માટે સામ્રાજ્યો સ્થપાયાં પણ જ્યારે સમ્રાટો વચ્ચે વિગ્રહ
જામ્યો ત્યારે એનો ઈલાજ શો એ મોટી સમસ્યા મનુષ્યજાતિ આગળ ઊભી
થઈ. આવા સંગઠનના ઝઘડા – જીવલેણ ઝઘડા – શી રીતે ઉકેલાય, શી રીતે ટળાય?

આ કામ સંગઠનથી થવાનું નથી કેમ કે સંગઠનની તો અવધિ થઈ ચૂકી.
હવે વિરાટ સંગઠન નહીં પણ વિરાટ પાયા ઉપર થતું હૃદય પરિવર્તન જ તારક
છે એમ લોકોએ જોયું. અને તેથી સૈનિકો રાખી વિજય મેળવવા કરતાં ઉપદેશકો
મોકલી ધર્મવિજય સાધવો એ જ પરમ મંગલ છે એમ મનુષ્યજાતિના અગ્રેસરોએ
જોયું.

આપણે ત્યાં વર્ગવિગ્રહનો અનુભવ લેવાયો નહોતો એમ નથી. વેદકાળમાં
જે યુદ્ધો થયાં એમાં કેવળ જાતિવિગ્રહ હતો કે વર્ગવિગ્રહ પણ હતો એ કહેવું
મુશ્કેલ છે. પણ **Brahmins of the world, unite**ની હાકલ જગાડનાર
પરશુરામના જમાનામાં જે એકવીશ મહાયુદ્ધો થયાં તે વર્ગવિગ્રહનાં જ હોવાં
જોઈએ એ વિશે શંકા નથી રહેતી, અને પછી ક્ષત્રિયોનું સંગઠન કરવા માટે
ચક્રવર્તી અને સામંતની કલ્પનાનો ઉદય થયો હોય એમાં આશ્ચર્ય નથી.

બ્રાહ્મણ અને ક્ષત્રિય વચ્ચેનો વિગ્રહ દીર્ઘકાલ સુધી ચાલ્યો હોવો જોઈએ અને એમાં ક્ષત્રિયો પણ ફાવ્યા નહીં અને બ્રાહ્મણો પણ જીત્યા નહીં એવી સ્થિતિ આવી હશે. બ્રહ્મતેજ આગળ ક્ષાત્રતેજ ફિક્કું પડે છે અને ધર્મવ્યવસ્થાની મદદથી જ ક્ષાત્રતેજ આત્મહત્યા કરવામાંથી બચે છે એમ પણ જોવામાં આવ્યું; અને પછી વર્ગવિગ્રહ એ અત્યંત ભૂંડો છે માટે દરેકે સમાજદ્રોહી સ્વાર્થ છોડી દઈ બધાંનું હિત થાય એવા ધર્મને માર્ગે ચાલવું એવું ડહાપણ સૂઝયું. વર્ગવિગ્રહનું ઓસડ માણસને વર્ણવ્યવસ્થામાં જડયું. એ વ્યવસ્થા જો શુદ્ધ રીતે ચાલત તો દુનિયામાં સહેજે શાંતિ સ્થપાત. પણ જાતિભેદની બદીને કારણે વર્ણવ્યવસ્થા વિકૃત થઈ. ઉચ્ચનીચ ભાવને લીધે વર્ણવ્યવસ્થાનું હીર ચુસાયું. ધર્મસત્તાએ રાજસત્તાનું અનુકરણ કરી પોતાનું ધર્મતેજ ગુમાવ્યું અને વર્ણવ્યવસ્થાને વિકૃત કરી મૂકી. વર્ણ-વ્યવસ્થાનો સાચો પ્રયોગ હજીયે થયો જ નથી. હવે પછી થવાનો છે. અને એમાંથી જ આપણને પ્રગતિની દિશા જડશે. કેવળ બાહુબળથી, દ્રવ્યબળથી કે સંખ્યાબળથી કલ્યાણકારી સામર્થ્ય ખીલવાનું નથી. કેવળ સંગઠનથી પ્રગતિ થવાની નથી. સંગ-ઠનનો અભાવ આપણને મરણ સુધી લઈ જાય છે જ્યારે આંધળું સંગઠન પરસ્પર વિગ્રહો પેદા કરી મોટા વિનાશ તરફ લઈ જાય છે. માટે, ખરું જોતાં સદ્‌વૃત્તિઓનું સંગઠન થવું જોઈએ. સર્વે વર્ગોને પોતપોતાના સ્વધર્મનું ભાન થવું જોઈએ અને સમષ્ટિના હિતમાં જ વ્યષ્ટિનું સર્વ સુખ અને હિત સમાયું છે એ વાત દરેકને ગળે ઊતરવી જોઈએ. આવું થાય ત્યારે જ પ્રગતિ સધાય. વિગ્રહની વૃત્તિ જ શમવી જોઈએ. પછી તે રાષ્ટ્રવિગ્રહ હોય કે વર્ગવિગ્રહ હોય.

પણ આ વાત એની મેળે થવાની નથી. મહાન ભોગ આપ્યા વગર આ અમૃતફળ મળવાનું નથી. શાંતિરસ્તુ, પુષ્ટિરસ્તુ, તુષ્ટિરસ્તુ—એવા શાંતિપાઠ ગાવાથી ધર્મરાજ્ય સ્થપાવાનું નથી. શૂળીએ ચડવાનો એ માર્ગ છે, પણ એનાં ફળ પણ એટલાં જ મીઠાં છે. માણસજાતના ઈતિહાસે એ જ સૂચવ્યું છે કે પ્રગતિનો બીજો માર્ગ નથી. આથી જે કાંઈ વિરોધી છે તે પરાગતિક છે; re-actionary છે. એમ કહેવા કરતાં શુદ્ધ અને સંપૂર્ણ સમાજશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરીને જ નક્કી કરવું જોઈએ કે પ્રાગતિક શાને કહેવાય અને પરાગતિક શું છે?

બાકી re-actionary શબ્દ ગમે તે માણસ ગમે તેવા પ્રતિપક્ષીને માટે સહેજે વાપરી શકે છે. એ સોંઘી ગાળ છે. અને બેજવાબદાર પણ છે.

**જૂન, ૧૯૩૭**

## આસુરી શાસ્ત્રો

દેશબન્ધુ ચિત્તરંજન દાસ ફક્ત રાજદ્વારી આગેવાન જ નથી. તેઓ અસાધા-રણ વિદ્વાન છે, કવિ છે અને ધર્મજિજ્ઞાસુ પણ છે. તેઓ જ્યારે કહે છે કે,

'પાશ્ચાત્ય સંપત્તિશાસ્ત્ર, પાશ્ચાત્ય સમાજશાસ્ત્ર અને પાશ્ચાત્ય શાસનશાસ્ત્ર એ ત્રિપુટીએ હિન્દુસ્તાનનું પારાવાર નુકસાન કર્યું છે અને આપણે તે ત્રિપુટીનો સંગ છોડી દઈશું ત્યારે જ આપણે રાષ્ટ્રના આત્માને ઓળખીશું' ત્યારે આપણે એક ઘડીને માટે થોભી વિચાર કરવો ઘટે છે. જ્યારે દેશબન્ધુ કહે છે કે 'આપણે શ્રદ્ધાપૂર્વક કામ કરીશું તો દુનિયામાં રાજકારણનું ક્યાંયે નામ સરખું નહીં રહે, બધે ધર્મનું જ નામ પ્રવર્તશે' ત્યારે તે ગંભીર વાણીનું આપણે મનન કરવું ઘટે છે. આ પાશ્ચાત્ય આસુરી શાસ્ત્રો અંગ્રેજી કેળવણી દ્વારા આપણા સમાજમાં પેસી ગયાં છે. અંગ્રેજી કેળવણીએ જ્યારથી ગુરુસ્થાન લીધું ત્યારથી જ આ શાસ્ત્રો પર આપણી અચળ શ્રદ્ધા ચોંટી ગઈ. ગાંધીજી જેવા અને દાસબાબુ જેવા દેશહિતચિન્તકો જ્યારે આપણને કહે છે કે 'પાશ્ચાત્ય શાસ્ત્રોએ આપણો બુદ્ધિભેદ કર્યો છે, પાશ્ચાત્ય શાસ્ત્રોએ આપણને ભરમાવ્યા છે' ત્યારે આપણા કેળવણીકારોએ અને ખાસ કરીને રાષ્ટ્રીય કેળવણીકારોએ તીવ્ર વિચાર કરતા થઈ જવું જોઈએ. પાશ્ચાત્ય માન્યતાઓ ઉપર રચાયેલાં આ શાસ્ત્રોનો જ્યાં સુધી આપણે પુનઃસંસ્કાર નહીં કરીએ, જ્યાં સુધી તેમને આપણે દ્વિજ નહીં બનાવીએ, ત્યાં સુધી તેમને રાષ્ટ્રીય કેળવણીમાં સ્થાન અપાય કે ન અપાય એ સવાલ વિચારવા જેવો છે. કાંઈ નહીં તો આ શાસ્ત્રો કઈ માન્યતાઓ ઉપર રચાયેલાં છે, અને તે માન્યતાઓ કેટલે દરજ્જે સાચી છે તથા કેટલે દરજ્જે ભ્રામક છે તેનું વિવરણ આ શાસ્ત્રો સાથે જ કરવામાં આવે એટલો તો નિયમ હોવો જ જોઈએ; અને તે પહેલાં અથવા તે સાથે આપણા લોકોએ ધર્મશાસ્ત્રમાં આ ત્રણે શાસ્ત્રોની કેવી વ્યવસ્થા કરી છે એનું અધ્યયન થયું હોય તો વધારે સારું.

જેમ સ્વરાજ્યની માત્ર ઇચ્છા કર્યે ચાલે નહીં, પણ રાજ્યતંત્રમાં ફેરફાર કરવો જોઈએ – પુરુષાર્થપૂર્વક ફેરફાર કરવો જોઈએ, તેમ રાષ્ટ્રીય શિક્ષણનું પણ છે. આજે કેટલાયે સુશિક્ષિતોને અસહકારનું તત્ત્વ ગળે ઊતરતું નથી, વિરોધના કરતાં અસહકાર વધારે અસરકારક છે એની ખાતરી થતી નથી અને શત્રુ સામે લડતી વખતે સ્વેચ્છાપૂર્વક કરેલા આપભોગથી આપણને લાભ જ થાય છે એ સિદ્ધાંતમાં શ્રદ્ધા ચોંટતી નથી, એનું કારણ તે લોકોની દેશભક્તિ ઓછી છે એ નથી, પણ તેમને મળેલી કેળવણી જ ખોટી છે અને તે ખોટી કેળવણીની અસર તેમના ઉપર સંગીન થયેલી છે.

પાશ્ચાત્ય રાજનીતિનું સાચું સ્વરૂપ જર્મન પ્રોફેસર ટ્રીટ્સ્કેએ બરાબર આપ્યું છે. ધર્મઅધર્મ, નીતિઅનીતિના વિધિનિષેધ અને મહાત્મા ઈશુ ખ્રિસ્તનો ઉપદેશ વ્યક્તિ વ્યક્તિના સંબંધ પરત્વે છે; સલ્તનત એ જુદી જ વસ્તુ છે. રાષ્ટ્રહિતને માટે ગમે તે કરી શકાય. રાષ્ટ્રને માટે વ્યક્તિ આપભોગ આપે, પણ ધર્મને માટે રાષ્ટ્ર કશો આપભોગ આપવાને બંધાયેલું નથી, કેમ કે રાષ્ટ્ર કરતાં મોટું કશું છે જ નહીં. આ યુરોપનો રાજ-વ્યવહારધર્મ છે. યુરોપનાં રાષ્ટ્રો – કેટલાંક રાષ્ટ્રો આ રાષ્ટ્રધર્મને

મર્યાદાઓ છે એમ સ્વીકારે છે અને તે પ્રમાણે વર્તે છે. પણ આપણે ત્યાં કેટલાક દેશભક્તો આ રાષ્ટ્રપૂજાધર્મના ગુરુઓને પણ આંટી જવા તત્પર થયા છે. 'शठं प्रति शाठयम्'નું રૂપાન્તર 'રાષ્ટ્રવિરોધીઓ પ્રત્યે શાઠય' એવું થઈ ગયું છે. ત્યાંથી 'પોતાના પક્ષના વિરોધીઓ પ્રત્યે પણ શાઠય' એવો ફેરફાર થતાં બહુ વાર લાગતી નથી, અને આખરે 'પોતાના વિરોધીઓ પ્રત્યે શાઠય—પોતાનો વિરોધ કરશે એવી જેને વિશે શંકા હોય અથવા સંભવ હોય તેની પ્રત્યે પણ શાઠય' અને અંતે प्रत्येकं प्रति शाठयम् એવું હીન અને નિન્દ્ય સ્વરૂપ થઈ પડે છે.

સમાજશાસ્ત્રમાં પણ કેટલીક વાર વ્યક્તિના સુખોપભોગ એ જ આદર્શ થઈ જાય છે, અને કેટલીક વાર સમાજનો જુલમ એટલો બધો વધી જાય છે કે વ્યક્તિ એ સમાજનું ભક્ષ બની જાય છે. અને રૂઢ સંપત્તિશાસ્ત્ર વિશે તો પૂછવું જ શું? ઓછામાં ઓછા શ્રમથી વધારેમાં વધારે ધન શી રીતે મેળવી શકાય એની બહાર જોવાની આ શાસ્ત્ર જાણે ના જ પાડે છે. સંપત્તિશાસ્ત્રને ભૂખમરાનું શાસ્ત્ર કહીએ તોપણ ચાલે; એટલે કે ભૂખમરો મટાડવાનું શાસ્ત્ર નહીં પણ પોતે સંપત્તિમાન થવા માટે દુનિયામાં બીજે બધે ભૂખમરો પેદા કરવાનું શાસ્ત્ર. સંપત્તિશાસ્ત્રીઓ આવી વ્યાખ્યા સાંભળી ચિડાશે તો ખરા, પણ યુરોપનો ઈતિહાસ જોતાં આ જ વ્યાખ્યા સાચી છે એમ લાગે છે.

યુરોપના વિદ્વાન લોકોએ શ્રેષ્ઠ વિચારો કંઈ ઓછા નથી કર્યા, પણ પ્રત્યક્ષ વ્યવહારમાં—રાષ્ટ્રીય વ્યવહારમાં ઉપર વર્ણવેલાં સ્થૂલ આસુરી શાસ્ત્રો જ અમલમાં આવે છે અને તેમની જ અસર આપણા દેશો પર પણ પડવા લાગી છે.

તેમનાં જ શાસ્ત્રો રાખી તેમાં સુધારાવધારા કરી તરતને માટે ચલાવી લેવાય, પણ એ કંઈ સાચો ઉપાય નથી. આપણે આપણા પોતાના સામાજિક જીવનનો આદર્શ નક્કી કરી તે પ્રમાણે નવેસર આપણું ધર્મશાસ્ત્ર ગોઠવવું જોઈએ અને તે જ રાષ્ટ્રીય કેળવણીનો પાયો થવો જોઈએ. આ કામ સહેલું નથી; સ્વરાજ્ય મેળવવા જેટલું જ અઘરું છે. પણ સાચું સ્વરાજ્ય તેમાં જ છે. દેશબંધુની ગંભીર વાણીથી પ્રેરાઈને આજના વિદ્વાન દેશભક્તો તે દિશા તરફ વળે તો દેશનું એ એક મોટું સદ્‌ભાગ્ય જ ગણવું જોઈએ. ગાંધીજીએ જેમ 'હિંદ સ્વરાજ' લખ્યું છે તેમ દેશબંધુ પણ આપણને પોતાના ચિન્તનનો સાર આપી દે તો કેવું સારું?

૩૧–૮–'૨૨

## રૂપાન્તર અને દેહાન્તર

કોઈ સહૃદય માણસ બે ભિન્ન વસ્તુ વચ્ચે કાંઈ પણ આશ્ચર્ય અને આનન્દ પમાડે એવું સામ્ય જુએ છે અને અન્ય લોકોમાં પણ એ જ સહૃદયતા છે એવી

શ્રદ્ધાથી સૂઝેલું સામ્ય ઉપમાના રૂપમાં વ્યક્ત કરે છે. બીજો માણસ એ જ ઉપમા ત્રીજાને બતાવે છે અને તેમ કરતાં કરતાં લગભગ આખો સમાજ ભાષાના એ અલંકારથી વાકેફ થઈ જાય છે. સમય જતાં એ ઉપમાનું નાવીન્ય અને ચમત્કૃતિ ઓછાં થવાથી તે નીરસ બને છે. પછી દૂધને કઢીને જેમ આપણે તેની મીઠાશ વધારીએ છીએ એ જ પ્રમાણે આ ઉપમાના શબ્દોને ઓછા કરીને આપણે એનું રૂપક બનાવીએ છીએ. રૂપક એ સમાજની અને ભાષાની ઉન્નતિનું ચિહ્ન છે. અમુક સંસ્કાર પ્રાપ્ત થયા વગર રૂપક ઉત્પન્ન થતું નથી. વિભક્તિ પ્રત્યય ઉડાડીને આપણે સામાસિક શબ્દ બનાવીએ છીએ એ પણ ભાષાની અને મનુષ્યની વિચાર-શક્તિની ઉન્નતિ બતાવે છે. સમાસની અંદર રહેલું ઓજસ એ વિચારશક્તિનું ઓજસ છે. કાળે કરીને આ સમાસ અથવા આ રૂપક બધે ફેલાય છે, બધા લોકો તે વાપરે છે, અને પછી એના મૂળમાં બે વસ્તુઓ વચ્ચેનો સંબંધ છે એ ભાવ પણ આપણે ભૂલી જઈએ છીએ. 'આમ ધીમે ધીમે ચાલીએ તો પાર ન આવે,' એ વાક્યમાં નદી અથવા સમુદ્ર ઓળંગી જવાની કલ્પના છે એ પણ આપણે લગભગ ભૂલી ગયા છીએ.

આ આલંકારિક ભાષામાં પ્રૌઢતા છે, પણ તેનો સાર્વત્રિક વ્યવહાર થવાથી અંદરનો પ્રાણ નીકળી ગયો છે અને તેની અંદર રહેલા સંસ્કારનું ખોખું માત્ર રહેલું છે. ભાષામાં શબ્દરચના વધી પણ તેટલું અર્થવાહિત્વ ઓછું થયું. તે અર્થ-વાહિત્વને જવા ન દેવું અથવા ગયું હોય તો એનો પુનરુદ્ધાર કરવો એ શિક્ષણનું કાર્ય છે. નવી ઉપમાઓ શોધી કાઢવી, નવા સંસ્કારો નાખવા એ જેટલું મહત્ત્વનું છે તેટલું જ મહત્ત્વનું ભૂંસાઈ ગયેલા અથવા ભૂંસાઈ જતા જૂના સંસ્કારોને ફરી જાગ્રત કરવા એ છે. આપણે શબ્દોની, અલંકારોની વ્યુત્પત્તિ શોધી કાઢવી એને ઉચ્ચ કેળવણીનું મહત્ત્વનું અંગ માનીએ છીએ. તેનું કારણ પણ એ જ છે. 'કુશલ', 'અનુકૂલ', 'ગોત્ર', 'અલંકાર' વગેરે શબ્દોની વ્યુત્પત્તિ ખોળવાથી આપણને કેટલોક જૂનો ઈતિહાસ મળે છે, અને પછી એના એ શબ્દો વાપરીને પણ આપણે ઊંડો અર્થ વ્યક્ત કરી શકીએ છીએ. શબ્દોનો ઈતિહાસ જાણવાથી શબ્દની શક્તિનું બરાબર માપ કાઢી શકાય છે. દરેક શબ્દનું કુળગોત્ર ઓળખવાથી આપણી ભાષા શુદ્ધ અને પ્રતિષ્ઠિત થાય છે એટલા માટે જ શ્રદ્ધેય આદિગ્રન્થોનું અધ્યયન કરવું એ કેળવણીમાં મહત્ત્વનું ગણેલું છે. આદિગ્રન્થોનું અધ્યયન કરીને આપણે વિચારોનું અને ભાષાનું મૂળ જાણીએ છીએ.

ભાષાની વૃદ્ધિમાં રહેલું આ તત્ત્વ જોઈને કેળવણીમાં આપણે તેનો ઉપયોગ કરીએ છીએ તે જ પ્રમાણે આપણા આચારો અને રિવાજો વિશે થવું જોઈએ. સામાજિક સુખાકારી માટે કાંઈ પણ કરવાની વૃત્તિ મનમાં ઊઠે ત્યારે આપણે તેને અનુસાર કંઈ પણ પરોપકારનું કર્મ કરીએ છીએ. એ કર્મ સમાજને અનુકૂળ લાગે તો ધીમે ધીમે તે રિવાજ અથવા આચારમાં પરિણત થાય છે. અતિથિસત્કાર, સગાંવહાલાં વિશેનો

ખરખરો વગેરે રિવાજો એવા જ છે. પ્રથમ તો સામાજિક સેવાની વૃત્તિથી પરોપકારનું કર્મ થાય છે. પછી એ જ કર્મ રિવાજ થઈ ગયું એટલે એ રિવાજને લીધે સમાજસેવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે અથવા ટકી રહે છે. સામાજિક સંસ્કાર, ન્યાતના રિવાજો અથવા વિવેક વગેરે વસ્તુઓની અંદર ઓજસ રહેલું છે. એની અંદર જ સુધારો રહેલો છે. કાળે કરીને આ રિવાજોમાં રહેલું તત્ત્વ ભુલાઈ જઈ સંસ્કૃતિનો પ્રાણ ઊડી જાય છે અને જૂની પ્રથાનું ખાલી ખોખું રહે છે. પ્રાણનો સ્વભાવ એ છે કે, એક જ શરીરમાં ઝાઝા વખત સુધી સ્થિર ન રહેવું. આપણે જીવીએ છીએ ત્યારે પણ શરીરમાં રોજ રૂપાન્તર થાય છે, એ રૂપાન્તર કરવાની આપણી શક્તિ જ્યારે ઓછી થાય છે ત્યારે શરીરાન્તર કરવું પડે છે. ભાષામાં પણ ઉપમાથી રૂપક સુધી રૂપાન્તર થાય છે. પછી એ જ સામ્ય બતાવવામાં નવી ઉપમા દાખલ કરીએ એટલે શરીરાન્તર થયું ગણાય.

રિવાજોનું પણ એવું જ છે. રિવાજોની અંદર રહેલો પ્રાણ ટકાવવો હોય, સંસ્કૃતિને તેજસ્વી રાખવી હોય તો એની અંદર પણ રૂપાન્તર અને શરીરાન્તર કરવું જોઈએ. જીર્ણ થયેલી સંસ્કૃતિને આપણે કેળવણી દ્વારા ઓપ ચડાવીએ છીએ અને નવીન સંસ્કૃતિનો માર્ગ સાફ કરી રાખીએ છીએ. All studies should be backwards and forwards. એટલે અધ્યયનમાં નિરંતર ભૂતકાળ અને ભવિષ્યકાળના છેડાને સ્પર્શ કરતા રહેવું એ નિયમ અત્યંત રહસ્યપૂર્ણ અને મહત્ત્વનો છે; એ શિક્ષણશાસ્ત્રનો એક પાયો છે એમ કહીએ તો ચાલે. સંસ્કૃતિ જાળવવાનો પણ તે જ મૂળમંત્ર છે. પાતિવ્રત્યવૃત્તિને સતીદહન સુધી આપણે લઈ ગયા. ગમે તે સત્કર્મનો આપણે રિવાજ કરી નાખીએ તો એનું ઓજસ પ્રથમ પ્રથમ તો બહુ વધે છે, પણ પછી તે નિષ્પ્રાણ ખોખું બની જાય છે. આમાં જ સંસ્કૃતિનો નાશ છે. કેળવણી દ્વારા સંસ્કારોને હમેશાં ચેતન આપ્યાં કરી સંસ્કૃતિનો અગ્નિ સદા પ્રજ્વલિત રાખવો જોઈએ. રૂઢિ અથવા વિચારાભાવ એ સંસ્કૃતિરૂપી દેવતા ઉપર વળનારી રાખ છે. આપણું જીવન વિચારવંત બનાવીને એટલે કે કેળવણીરૂપી સતત ફૂંક દ્વારા આ અગ્નિ ઉપર વળતી રાખ ઉડાડતા રહેવું જોઈએ અને યથાસમયે રૂપાન્તર કરતા રહેવું જોઈએ. આમ જ સંસ્કૃતિનો પ્રાણ ટકે અને ખીલે.

જાનેવારી, ૧૯૨૨

## લોહી અને પરસેવો

શરીરની ઉપરનો મળ આપણે પાણીથી ધોઈ શકીએ છીએ, કપડાંનો મેલ આપણે સાબુથી દૂર કરી શકીએ છીએ, વાસણ પરના ડાઘ આપણે આમલીથી સાફ કરી શકીએ છીએ, પણ સામાજિક દોષો અને રાષ્ટ્રીય પાપો ક્યા પદાર્થથી

ધોઈ કાઢીએ? શાબ્દિક પ્રાયશ્ચિત્ત બસ નથી. નદીઓમાં કે સમુદ્રમાં જઈ નાહવાથી કામ સરે એમ નથી. તે તો અંતઃકરણના પ્રાયશ્ચિત્તાથી અને અંતરના પલટાથી જ થઈ શકે. રાષ્ટ્રીય અને સામાજિક પાપો ધોવા માટે સામાન્ય પાણી ચાલી ન શકે. તે તો આપણા લોહી અને આપણા પરસેવાથી જ થઈ શકે.

તેથી જ ઈશ્વરની યોજના પ્રમાણે દરેક ધર્મની સ્થાપના પહેલાં માણસનું ગરમ લોહી વહ્યું છે. લોહીની દીક્ષાથી જ હૃદયમાં પલટો થાય છે અને પાપ ધોવાઈ જાય છે. લોહીથી જ ઇસ્લામી ધર્મ સ્થપાયો, લોહીથી જ ઈસાઈ ધર્મે યુરોપની કઠણ ભૂમિમાં જડ ઘાલી, લોહીથી જ શીખ ધર્મ ફાલ્યો ફૂલ્યો, અને ઈશ્વરની ઇચ્છા દેખાય છે કે સત્યાગ્રહધર્મ પણ લોહી મારફતે જ વિશ્વમાન્ય થવાનો.

લોહી અને પરસેવામાં કશો ભેદ નથી. જેમ દૂધ અને ઘી એ રક્તમાંસનો નિચોડ છે તેમ પરસેવો પણ માણસના લોહીનો જ દ્રવ છે. કોઈના પર જબરદસ્તી કરી એની સેવા લેવી, તેનો પરસેવો વહેવડાવવો એ તેનો વધ કર્યા સમાન છે. ફક્ત આ વધ સુધરેલો, સૂક્ષ્મ અને ધીમે ધીમે અસર કરનાર હોય છે. ગુરુ-કા-બાગમાં ડંડાઓના પ્રહાર કરી સરકાર લોહી વહેવડાવે અને હિંદુસ્તાનની રાંક રૈયતને પોતાના લશ્કરનો ખર્ચ ચલાવવા નિચોવી કાઢે એમાં તાત્ત્વિક ભેદ નથી. આફ્રિકાના જંગલી લોકો બીજા માણસને મારી ખાય અને નિર્દય લોભી શેઠ ગુલામોની મજૂરીથી રળી ખાય એમાં પણ તાત્ત્વિક ભેદ નથી. કોઈ દેશ પર ચડાઈ કરી લાખો લોકોને મારી નાખવા કરતાં તેમની પાસેથી જબરદસ્તીથી કે છળકપટથી નાહક મજૂરી કરાવવી અને તેમને ગિરમીટિયાની સ્થિતિએ પહોંચાડી દેવા એમાં ઓછો મનુષ્યવધ નથી.

પારકાનું લોહી વહેવડાવવું એના કરતાં મોટું પાપ નથી. તેમ જ ઇચ્છાપૂર્વક અને જ્ઞાનપૂર્વક પોતાના લોહીનું બલિદાન કરવું એના જેવું પ્રાયશ્ચિત્ત નથી. બીજાનું લોહી લેવાને બદલે પરસેવો લેવાનો જેમ નવો પ્રકાર દુનિયામાં નીકળ્યો છે તેમ પોતાના લોહીનું બલિદાન આપવાને ઠેકાણે પોતાનો પરસેવો આપવો એ પણ સચોટ પ્રાયશ્ચિત્ત છે. પાપી માણસ ગમે ત્યારે પારકાનું લોહી લઈ શકે છે, પણ પારકાનો પરસેવો તો તેના સહકારથી જ મળી શકે છે. એથી ઊલટું, પ્રાયશ્ચિત્તમાં જ્યાં આપણે લોહી આપવા તૈયાર થઈએ છીએ ત્યાં જાલિમ આપણને મદદ કરે તો જ આપણે પોતાનું લોહી આપી શકીએ છીએ. પંજાબ સરકારની મદદ ન હોત તો શૂરા અકાલીઓને ધર્મને અર્થે પોતાનું લોહી અર્પણ કરવાની તક ક્યાંથી મળત? પણ આપણો પરસેવો તો આપણે સ્વેચ્છાથી ગમે ત્યારે બલિદાનમાં આપી શકીએ છીએ. તેમાં જાલિમની મદદની જરૂર નથી. રાષ્ટ્રીય પ્રાયશ્ચિત્તમાં, આત્મશુદ્ધિમાં સ્વાતંત્ર્યદેવીપ્રીત્યર્થે બલિદાનમાં પોતાનો પરસેવો પોતાની મહેનત, અવિશ્રાન્ત કામ અર્પણ કરવા, પોતાની દયા ખાધા વગર કામ કરવું તેનું જ નામ રચનાત્મક કાર્યક્રમ. રચનાત્મક કાર્યની બહાદુરી બહાર દેખાતી નથી, પણ તેથી

કંઈ તે ઓછી થતી નથી. જેને સ્વરાજ્ય જોઈએ છે તેણે હંમેશાં પોતાનું લોહી આપવાની તૈયારી રાખવી જોઈએ અને તેવી તક મળે ત્યાં સુધી રચનાત્મક કાર્યમાં પોતાનો પરસેવો ઉતારવો જોઈએ, અને સાથે સાથે નિશ્ચય રાખવો જોઈએ કે હું ન તો કોઈનું લોહી રેડવાનું પાપ કરીશ કે, ન તો કોઈનો પરસેવો ઉતરાવી તેનો ગેરલાભ લઈશ.

૮–૧૦–'૨૨

# ખંડ ૩ : વર્ણ અને જ્ઞાતિ

## સમાજરચના

### ૧

### વર્ણવ્યવસ્થા

ગમે ત્યાં જઈએ તોપણ સમાજમાં જુદા જુદા ધંધા કરનાર જુદા જુદા લોકો મળી આવે છે. અને સામાન્ય રીતે કોઈ માણસ એક ધંધામાં બરાબર ફાવે એટલે એના દીકરાઓ પણ બનતા સુધી બાપનો જ ધંધો કરવાનું પસંદ કરે છે. એક જ ધંધાના લોકો અરસપરસ વધારે મળે ભળે એ પણ તેટલું જ સ્વાભાવિક છે, કેમ કે તેમની રહેણીકરણી સરખી હોય છે. હિંદુ ધર્મમાં આ સ્થિતિને જ ચોક્કસ રૂપમાં મૂકી દઈ તેના નિયમો ઘડેલા છે. આ વ્યવસ્થાને વર્ણવ્યવસ્થા કહે છે. વર્ણ-વ્યવસ્થાનું જ આજનું સ્વરૂપ એ આપણી જુદી જુદી જ્ઞાતિઓ. માણસ જે ન્યાતમાં જન્મેલો હોય તે જ ન્યાતની રહેણી પ્રમાણે રહે, ન્યાત બદલે નહીં. આવી મૂળ ન્યાતો અથવા વર્ણો ચાર છે. ધર્મશાસ્ત્ર તથા તમામ વિદ્યાઓ ભણે અને ભણાવે તથા દાન ઉપર પોતાનું ગુજરાન ચલાવે તે બ્રાહ્મણ. ક્ષત્રિયનું કામ પ્રજાનું રક્ષણ અને પાલન કરવાનું. વૈશ્ય ધન મેળવે, વેપાર કરે, દાન કરે; અને શૂદ્ર સેવા કરે, મજૂરી કરે. પહેલા ત્રણ વર્ણને પોતાના ધંધા માટે ખાસ આવડત જોઈએ છે, એટલા માટે તેમને માટે વિદ્યાભ્યાસની તેમ જ સંસ્કારોની જરૂર ગણેલી છે. તેમને જનોઈ આપી ગુરુ જરૂરી બધી વિદ્યા શીખવે. બ્રાહ્મણ બનતા સુધી દાન ઉપર જ ગુજરાન ચલાવે, તેમ ન બની શકે તો કોઈ ધંધો કરે, પણ 'કૂતરાની

અનુરૂપ કેળવણી મળવી જોઈએ. પરિસ્થિતિને અનુરૂપ તેના આદર્શો બંધાવા જોઈએ. એટલા માટે જ વર્ણવ્યવસ્થામાં સંસ્કારો નક્કી કરેલા છે.

હવે સામાજિક દૃષ્ટિએ તપાસીએ: ગમે તે માણસ ગમે તેવો ધંધો સ્વીકારે, ગમે તેવી રહેણી પસંદ કરે, સમાજમાં હમેશાં વ્યવસ્થા વગરની હરીફાઈ ચાલે તો સમાજ ચડે નહીં, સમાજમાં શાન્તિ સચવાય નહીં, કલહની દશા અને તેથી પેદા થતી હીન સંસ્કૃતિ હંમેશાં પ્રવર્તે. તે અટકાવવાનું તો ત્યારે જ બને જ્યારે માણસે સમાજનો ઉદ્દેશ અને તે પાર પાડવાની સમાજવ્યવસ્થા પહેલેથી જ નક્કી કરી હોય, દરેકનો ધંધો એની પરિસ્થિતિ પરથી જ નક્કી થયેલો હોય, કોઈ પણ હરીફાઈ ચાલે તે ધનના ઢગલા ઉસેડવાની નહીં પણ પોતાના કામમાં પૂર્ણતા મેળવવાની હોય અને બધાને જ શાન્તિથી અને ચિંતા વગર જીવવાની ખાતરી રહે એમ હોય. વર્ણવ્યવસ્થા આ બધું પોતાની ઢબે કરવા માગે છે. માણસની અમર્યાદ ઉન્નતિની આડે વર્ણવ્યવસ્થા નથી આવતી કેમ કે ગમે તે પરિસ્થિતિમાં માણસ સાચી ઉન્નતિ તો સાધી જ શકે છે. અને પરિસ્થિતિની સામે થવા કરતાં એનો લાભ લઈ માણસ પ્રયત્ન કરે તો તેની ઉન્નતિ સહેલી અને સંગીન થાય. આમાં અપવાદો હોવાનો સંભવ છે, પણ અપવાદોને તો હમેશાં દુનિયા સાથે લડીને જ પોતાની ઉન્નતિ સાધવી રહેલી છે. અપવાદોને જ ધ્યાનમાં લઈ સમાજવ્યવસ્થાના નિયમો ઘડી ન શકાય.

આર્ય લોકોએ સમાજની ઉન્નતિનાં પ્રધાન ચાર અંગો નક્કી કરેલાં છે. આહારવ્યવહારનાં સાધનો પેદા કરવાનું કામ એક, સમાજનું રક્ષણ કરવાનું કામ બીજું અને ઐહિક અને પારલૌકિક જ્ઞાન મેળવવાનું, સાચવવાનું અને ફેલાવવાનું કામ ત્રીજું. આ ત્રણ ઉદ્દેશો પાર પાડવા માટે માણસમાં વિશેષ પ્રકારની કેળવણી, યોજનાશક્તિ અને સંયમ હોવાં જોઈએ. જેમનામાં તે ન હોય તેઓ આ ત્રણ કામ કરનારને મદદ કરે. આવા મદદગાર વગર સમાજનું કામ એક ક્ષણ પણ ચાલે નહીં. અને આવા મદદગારની સંખ્યા પણ સમાજમાં કેટલાય જમાના સુધી મોટી જ રહેવાની. આ રીતે વૈશ્ય, ક્ષત્રિય, બ્રાહ્મણ એ ત્રણ સંસ્કારી અથવા દ્વિજ અને બાકીના સામાન્ય શૂદ્ર એવા ચાર ભેદ ગોઠવાઈ ગયા. બ્રાહ્મણ આજીવિકા માટે સમાજ ઉપર આધાર રાખે અને મફત ભણાવે. રાજાનો અંકુશ બ્રાહ્મણ ઉપર ઓછામાં ઓછો રહે, તેની સાથે બ્રાહ્મણ ધનનો સંગ્રહ ન કરે, અત્યંત ગરીબાઈથી અને સાદાઈથી રહે, મોજશોખ ન કરે, ઊલટું કષ્ટ વેઠવામાં જ આનંદ માને. ક્ષત્રિય પોતાના જાનની પરવા રાખ્યા વગર સમાજનું રક્ષણ કરે, જેમાં અધર્મ નથી એવા બધા સુખોપભોગ તે ભોગવી શકે, પણ પ્રજા પાસેથી નિયમ કરતાં વધારે કર લે નહીં, પોતે વેપાર કરે નહીં, બ્રાહ્મણોને ચિંતામુક્ત રાખે અને જો કોઈ આતતાયી થઈ વર્ણવ્યવસ્થા તોડવા બેસે તો તેને સજા કરે. રાજા સમાજનું રક્ષણ કરે, પાલન કરે પણ સામાજિક આદર્શોમાં ફેરફાર કરવાનો પ્રયત્ન ન કરે.

વૈશ્ય ખેતી કરે, ઢોર પાળે, લેવડદેવડ કરે, વેપાર કરે, સમાજને જોઈતી વસ્તુઓ પૂરી પાડે. વૈશ્ય ધન કમાય એટલે ધનનો ઉપભોગ છૂટથી કરી શકે. દાન કરવાની એના ઉપર ફરજ સૌથી વધારે મૂકેલી છે. શૂદ્રનું મુખ્ય કર્તવ્ય આ ત્રણે વર્ણને મદદ કરવાનું છે. ત્રણે વર્ણ પોતપોતાની લાયકાત પ્રમાણે જે હક ભોગવે છે તે વિશે મનમાં ઈર્ષા કે અદેખાઈ એ ન રાખે એટલે બસ. શૂદ્રને ગમે ત્યાં રહેવાની ખાસ છૂટ છે; પણ જ્યાં રહે ત્યાં ઉદ્યોગી અને નમ્રતાની જિંદગી ગાળે. બ્રાહ્મણને તેની વિદ્વત્તા અને તપ પ્રમાણે માન મળે છે, ક્ષત્રિયની કીર્તિ તેના પરાક્રમ અને ન્યાયપ્રિયતા ઉપર અવલંબેલી છે. વૈશ્યની પ્રતિષ્ઠા તેના ધન અને દાનવૃત્તિ ઉપર નક્કી થાય છે અને શૂદ્રની કદર તેની સેવા અને તેની ઉંમર ઉપરથી થાય છે.

આ ધંધાઓ ઉપરાંત જે ધંધાઓ સમાજમાં ચાલે છે, પણ જે ધંધાની સમાજને ખાસ જરૂર નથી એવા ધંધાઓને વર્ણવ્યવસ્થામાં પ્રમાણમાં હલકા ગણ્યા છે.

## ૨

## આશ્રમવ્યવસ્થા

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણનું જીવન સંસ્કારી હોવું જોઈએ. એવું નક્કી થયા પછી તેમની આખી જિંદગીની કાંઈ પણ વ્યવસ્થા કરવી જ પડે. આપણા શાસ્ત્રકારોએ માણસની જિંદગીના ચાર વિભાગ પાડ્યા છે. એને ચાર આશ્રમ કહે છે. ભણવાની અને જિંદગીને માટે તૈયારી કરવાની અવસ્થા એ બ્રહ્મચર્યાશ્રમ. દુનિયાદારીમાં રહી ધર્મ પ્રમાણે પોતાનો વ્યવહાર ચલાવવાની અવસ્થા એ ગૃહસ્થાશ્રમ. એમાંથી થાક્યા પછી તે બધું છોડી બધી પ્રવૃત્તિ આટોપી લઈ અથવા પોતાના દીકરાઓને સોંપી દઈ ધર્મચિંતનને માટે નવરા થવું એ વાનપ્રસ્થ; અને સંસારનો ત્યાગ કરી ભગવાં વસ્ત્ર ધારણ કરી પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે, એટલે કે ભગવાનને મેળવવા, પ્રયત્ન કરતા ફરવું એ સંન્યસ્ત આશ્રમ કહેવાય છે. જૂના વખતમાં બ્રહ્મચારી ગુરુને ત્યાં રહેતો, તેનાં ઢોર ચરાવી અથવા ભિક્ષા માગી પોતાનું ગુજરાન ચલાવતો અને વિદ્યાભ્યાસ પૂરો કરી ગુરુને દક્ષિણા આપી આશીર્વાદ લઈ યાત્રાએ નીકળતો. યાત્રામાં ભણતરમાં ક્યાંય ઊણપ રહી હોય તો તે પૂરી કરવાની તેને તક મળતી, દેશ વિશે ખૂબ જાણવાનું મળતું અને પોતાના ધંધામાં શી રીતે ફાવી શકે એ પણ જોવાનું મળતું. ત્યાર પછી માણસ પરણીને ઘરબાર કરે અને પોતાનો ધંધો ચલાવી સમાજમાં પોતાનું સ્થાન લે. આવો ગૃહસ્થાશ્રમી પોતાના સ્વાર્થ ઉપરાંત સમાજસેવાનો પણ વિચાર કરે. ઘરડો થાય, દીકરાને દીકરા થાય એટલે વાનપ્રસ્થ થઈ બધું છોડી જંગલમાં અથવા તો એકાન્તમાં જઈ રહે, સાદું જીવન ગાળે અને ધર્મના કામમાં વધારે ધ્યાન આપે; અને જો સંસાર વિશે વૈરાગ્ય ઊપજે, આખી દુનિયા એ માયા છે એવો ખ્યાલ પેદા થાય તો ન્યાતજાત, જનોઈ અને ચોટલી, સ્ત્રીપુત્ર બધું છોડી દઈ ભગવાં વસ્ત્ર ગ્રહણ કરે અને દેહ પડે ત્યાં સુધી સંન્યાસધર્મનું પાલન કરે. આવી રીતે દરેક માણસે આ ચારે અવસ્થામાંથી પસાર થવું જ જોઈએ એમ નથી. જે ક્ષણે

આ જિંદગી ઈશ્વરપ્રાપ્તિને માટે જ છે, સંસાર એ કેવળ માયા છે એવો ખ્યાલ મનમાં ઠસી જાય તે જ ક્ષણે માણસ બધું છોડી સંન્યાસ લઈ શકે છે, પછી એ બ્રહ્મચારી હોય કે ગૃહસ્થ. હાલમાં જનોઈ આપવા ઉપરાંત બ્રહ્મચર્યાશ્રમનું બીજું સ્વરૂપ રહ્યું નથી. વાનપ્રસ્થ પણ ઝાઝા મળતા નથી. કેટલાક સંન્યાસ લે છે પણ સાચા સંન્યાસીની પેઠે વર્તનારા થોડા હોય છે. ગૃહસ્થાશ્રમ જેવો ચાલવો જોઈએ તેવો ચાલે છે એમ કહી ન શકાય. આ ચારે આશ્રમનો જો ફરી ઉદ્ધાર થાય તો સમાજ સારી રીતે સુધરે.

સમાજના જુદા જુદા વિભાગ પાડી જેમ વર્ણવ્યવસ્થા રચેલી છે તેમ વ્યક્તિનું જીવન સંસ્કારી થાય એટલા માટે દરેક વ્યક્તિની ઉંમર અને તે ઉંમરના કાર્ય પ્રમાણે આશ્રમ અથવા અવસ્થાઓ નક્કી કરવી જોઈએ. છઆઠ વર્ષ સુધી તો બાળક રમે અને કુદરતી રીતે પોતાની શક્તિઓ ખીલવે. ત્યાર પછી એણે વ્યવસ્થિત રીતે પોતાની આંતરિક શક્તિઓ ખીલવવી રહી. એને માટે બાર વર્ષ રાખેલાં છે. આ બાર વર્ષની અંદર છોકરો વિદ્યાભ્યાસ કરે, ધર્મનું જ્ઞાન મેળવે, શરીર, મન અને વૃત્તિઓ કસાય એટલા માટે તપ આચરે, વિલાસથી જીવન કરમાઈ ન જાય એટલા માટે બ્રહ્મચર્યનું પાલન કરે, સાદું અને કઠણ જીવન પસંદ કરે, મોજશોખથી અળગો રહે અને વીર્યવાન બને. આ દરમ્યાન તે ઘરનાં લાડ, ચિંતા કે વ્યવહારના વાતાવરણમાં રહેવા કરતાં ગુરુને ઘેર જઈ રહે. ત્યાં ખેતી કરે, ઢોરને ચરાવે, સૂતર કાંતે, ગુરુની સેવા કરે અને જ્ઞાન મેળવે. આજીવિકા માટે સમાજ ઉપર આધાર રાખવાનો પ્રથમ હક બ્રહ્મચારીનો. બ્રહ્મચારી પોતાને માટે અને ગુરુને માટે ભિક્ષા પણ માગે. ગુરુ પાસેથી મળેલી વિદ્યા તેજસ્વી છે એમ સિદ્ધ કરવા અધ્યયન પૂરું થાય કે તરત જ ધન મેળવી ગુરુને દક્ષિણા આપે અને પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે.

ગુરુને ત્યાં સ્વાશ્રયી, વ્યાવહારિક તેમ જ તાત્ત્વિક સુંદર કેળવણી મળતાં છતાં તે પૂરતી ગણાતી ન હતી. અધ્યયન પછી પૃથ્વીપર્યટન અથવા તીર્થયાત્રા એ કેળવણીનું એક જરૂરનું અંગ ગણાતું. તીર્થયાત્રા દ્વારા વિદ્યાર્થીને દેશનું અને સમાજનું પ્રત્યક્ષ દર્શન થતું. અનેક સાધુસંતો અને કર્મવીરોનો સમાગમ થતો. પોતાની વિદ્યામાં જે કાંઈ ઊણપ હોય તે પૂરી કરવાની તક મળતી. પોતાના પુરુષાર્થને ખીલવવાનું ઉત્તમ ક્ષેત્ર ક્યું અને ક્યાં છે તે તપાસવાનું મળતું. અનેક જાતના ચિત્રવિચિત્ર પ્રસંગો યાત્રામાં તો પડે જ. એટલે માણસ પહેલદાર હીરા જેવો બની જાય. યાત્રા પૂરી કર્યા પછી માણસ પરણીને ધંધામાં પડે.

બ્રહ્મચર્યાશ્રમ એ સાધન રૂપ છે. ગૃહસ્થાશ્રમમાં જિંદગીનો મોટો ભાગ જાય છે. ગૃહસ્થાશ્રમમાં નીતિ પ્રમાણે ચાલી, સદાચાર જાળવી ધન મેળવવું, ધર્મ પ્રમાણે જેટલી છૂટ હોય તેટલા ભોગ ભોગવવા અને આખરે બધી પ્રવૃત્તિમાંથી મુક્ત થઈ ઈશ્વરચિંતનમાં વખત ગાળવાની તૈયારી કરવી એ મુખ્ય કર્તવ્ય હોય છે. આને જ ચતુર્વિધ પુરુષાર્થ કહે છે. ગૃહસ્થાશ્રમમાં માણસ પોતાનું કલ્યાણ સાધવા

ઉપરાંત પોતાનાં સગાંવહાલાંને, આશ્રિતોને અને આસપાસનાં પશુપક્ષીઓને સુખી રાખવાને બંધાયેલો છે. વડવાઓ પાસેથી જે વારસો મેળવ્યો હોય તેનો સદુપયોગ કરી તેમાં બની શકે તો ઉમેરો કરી, કુળપરંપરા બરાબર જાળવી તે બધું પોતાના દીકરાઓને સોંપી દેવું એ ગૃહસ્થનો મુખ્ય ધર્મ હોય છે. ગૃહસ્થ માણસ બીજા ત્રણે આશ્રમના લોકોને પોષવા બંધાયેલો છે. પોતાની જીવનયાત્રા ચલાવવા માટે અનેક જીવોની હિંસા કરવી પડે છે, ગાય, બળદ, ભેંસ, ઘોડા જેવાં પ્રાણીઓની સેવા લેવી પડે છે; તેના બદલામાં પશુપક્ષીઓને કંઈક અન્નદાન કરે; સમાજ પાસેથી બધું જ્ઞાન અને સગવડો ભોગવે છે તેના બદલામાં વિદ્યાર્થીઓને, અધ્યાપકોને અને ધર્મોપદેશકોને યથાશક્તિ દાન આપે, અતિથિનો સત્કાર કરે, અપંગોનું પાલન કરે—એ બધું ગૃહસ્થાશ્રમીને કરવાનું હોય છે. કુલપરંપરા જાળવવા માટે પિતૃઓનું સ્મરણ કરે અને પોતાના દીકરાઓને પણ આવું સ્મરણ અને તર્પણ કરવાનું શીખવે એ પણ એનું જ કામ. આ ધર્મને પંચમહાયજ્ઞ કહે છે: ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ, પિતૃયજ્ઞ, ઋષિયજ્ઞ અને દેવયજ્ઞ.

આજે ગૃહસ્થાશ્રમમાં જ માણસ મરણની રાહ જુએ છે, પણ આર્ય જીવનમાં એ તો શરમભરેલું મનાતું. માણસની શક્તિ ક્ષીણ થાય એટલે તે બાહ્યપ્રવૃત્તિ અને ભોગ છોડી દઈ સમાજ ઉપર ભારરૂપ થવા કરતાં જંગલમાં કે એકાન્તમાં જઈ રહેવાનું પસંદ કરતો. જે અનાજ કે બીજા દ્રવ્યની સમાજ દરકાર ન રાખે તે ભેગું કરી તે જીવતો અને ઇંદ્રિયનિગ્રહ કેળવી ધર્મના જ્ઞાન અને આચરણમાં પારંગત થતો. આ વાનપ્રસ્થ આશ્રમ હાલના પેન્શનરોની જિંદગી જેવો છે, માત્ર આમાં જીવનની કડકાઈ અને વૃત્તિની સ્વતંત્રતા એ વિશેષ છે.

માણસ ગમે તેટલી પ્રવૃત્તિ કરે તોપણ આખરે તો તેથી તે કંટાળવાનો જ. કેટલાક લોકોને તો પહેલેથી જ પ્રવૃત્તિમાત્ર ભૂલભરેલી અને ઈશ્વરથી આપણને દૂર લઈ જનારી લાગે છે. સાંસારિક પ્રવૃત્તિ છોડીને એકદમ ઇંદ્રિયનિગ્રહ કરીને ઈશ્વરપ્રાપ્તિનો જ રસ્તો લેવો એવો આ લોકોનો આગ્રહ હોય છે.

આ રીતે સંન્યાસ આશ્રમ પેદા થયેલો છે. એમાં પરિપક્વ થયેલા વાનપ્રસ્થ અને પહેલેથી જ ગૃહસ્થી જિંદગીથી કંટાળેલા બીજાઓનો સમાસ થાય છે. સંન્યાસી કશું કામ કરે નહીં એમ નથી. ઈશ્વર તરફ લઈ જનાર બધી પ્રવૃત્તિઓ આદરવામાં એનો ઉત્સાહ સવિશેષ હોય છે. બ્રાહ્મણની પેઠે સંન્યાસીઓ પણ સમાજના સ્વાભાવિક ગુરુઓ છે. આદ્ય શંકરાચાર્ય પછી ધીમે ધીમે બ્રાહ્મણો પાસે ગોરપણું અને સંન્યાસીઓ પાસે ગુરુપણું ગયેલું દેખાય છે. આ ચતુર્વિધ આશ્રમની વ્યવસ્થા ત્રણે વર્ણને માટે પહેલેથી જ હતી. ચોથો વર્ણ પણ આશ્રમવ્યવસ્થા* સ્વીકારે તો હિંદુ ધર્મનો સ્વભાવ એનો વિરોધ ન કરે.

* આ લેખમાં ચાર વર્ણ અને ચાર આશ્રમની વ્યવસ્થા વિશેનો પરંપરાગત ખ્યાલ કેવો છે એ જ બતાવ્યું છે. વર્ણાશ્રમ પરત્વે તથા જાતિ પરત્વેના મારા ખાસ વિચારો બીજા લેખમાં જોવા. કા૦

# દેશધર્મ

देशधर्मान् जातिधर्मान् कुलधर्मांश्च शाश्वतान ।
पाषण्ड-गणधर्मांश्च शास्त्रेऽस्मिन् उक्तवान्मनुः ।।

હિંદુ સમાજનો પ્રાચીન વ્યવસ્થાપક ભગવાન મનુ પોતાની સ્મૃતિની શરૂઆતમાં જ દેશધર્મ, જાતિધર્મ, કુલધર્મ, પાષંડધર્મ, ગણધર્મ વગેરે અનેક ધર્મોનો ઉલ્લેખ કરે છે. મનુસ્મૃતિમાં આ બધા ધર્મો કહેલા છે એમ પહેલા અધ્યાયના અંતમાં લખેલું છે. આખી મનુસ્મૃતિ તપાસતાં આજે એ વિવિધ ધર્મો ત્યાં જડતા નથી. મનુસ્મૃતિમાં તો માત્ર વર્ણાશ્રમધર્મ અને સંકર જાતિનો ધર્મ જ મળે છે.

દરેક વ્યક્તિને પોતાનો જીવનધર્મ હોય છે. એ વ્યક્તિગત હોઈ એ વ્યક્તિ પૂરતો જ એનો અમલ હોય છે. એવી અનેક વ્યક્તિઓનું કુટુંબ થાય છે. કુટુંબમાં કુલધર્મનું પ્રાધાન્ય હોય છે. કુલધર્મ વ્યાપક હોઈ વ્યક્તિધર્મે એની આગળ નમતું આપવું જોઈએ. કુલધર્મ સાચવીને જ વ્યક્તિ પોતાનો વિકાસ કરી શકે છે. જો વ્યક્તિ મોહાન્ધ થઈ કુલધર્મ તોડે તો ક્ષણને માટે વ્યક્તિને લાગે કે આપણે વધારે સ્વતંત્ર થયા, આપણો વિકાસ થશે. પણ અંતે વ્યક્તિને અનુભવ થાય છે કે પોતાનો વિકાસ કુળમાં રહીને જ થઈ શકે તેમ છે, કુળ તોડીને નહીં. શરીરરક્ષણ, બલસંવર્ધન, જ્ઞાનપ્રાપ્તિ, કર્મકૌશલ્ય, દીર્ઘાયુષ્ય, અને એમની મારફતે મળતી તૃપ્તિ— એ બધા વ્યક્તિધર્મ ગણાય. શ્રેષ્ઠ ધર્મ જ્યાં સુધી આડે ન આવે ત્યાં સુધી આ અને આવી બીજી વસ્તુઓની પ્રાપ્તિ માટે સતત પ્રયત્ન કરવો એ વ્યક્તિ-ધર્મની ફરજ છે. પણ કુલધર્મને ભોગે આ વસ્તુઓ પાછળ ન જ પડાય. કુલધર્મથી અવિરુદ્ધ રહીને જ વ્યક્તિધર્મનું સેવન વિહિત છે. કુલધર્મ કહે છે કે સંતતિ માટે માબાપે પોતાનું સુખ અને પોતાની નવરાશનો ભોગ આપવો જોઈએ. કુટુંબમાં નાનાં, અપંગ, અસહાય, અસમર્થ હોય એવાંની હાજતો તરફ લક્ષ હોવું જોઈએ. સમર્થોએ પોતાના પર વધારે અંકુશ મૂકવો જોઈએ, પોતાની શક્તિ અબલ અથવા દુર્બલને સાચવવામાં ખર્ચવી જોઈએ. સામાન્યપણે વ્યક્તિ વ્યક્તિ સાથે ન્યાયથી બંધાયેલી ગણાય, પણ કુટુંબમાં તો પ્રેમ, સહિષ્ણુતા અને ક્ષમાનો નિયમ જ પ્રવર્તે છે. વ્યક્તિધર્મ એ કેવળ વ્યક્તિનો વિકાસ શોધે છે. કુલધર્મ વ્યક્તિની સગવડ અને સુખાકારીને ભોગે પણ કુળનો વિકાસ માગે છે; કેમ કે એને શ્રદ્ધા છે કે કુલબાહ્ય વ્યક્તિવિકાસ કરતાં કુળમાં રહીને, કુળધર્મનો અંકુશ સ્વીકારીને વ્યક્તિ પોતાનો જે વિકાસ કરે છે તે જ વિકાસ શ્રેષ્ઠ અને સ્થાયી છે.

કુટુંબ એ જ એક ઈશ્વરકૃત મહાન અને સનાતન સંસ્થા છે. એનો કુલ-ધર્મ એ અત્યંત ગંભીર વસ્તુ છે. એનું સંસ્કરણ કરાય. એનો વિકાસ કરાય; એનો ઉચ્છેદ તો ન જ કરાય. અર્જુને પણ પરંપરાથી સાંભળેલું કે કુલધર્મનો જે ઉચ્છેદ કરે છે તેને માટે નરકવાસ જ નિર્માયેલો છે. આવા કુલધર્મની અથવા કુલપરં-પરાની વિગતો શાસ્ત્રગ્રંથોમાં ન હોય. કુટુંબસંસ્થા એ લગભગ અમર હોવાથી કુલધર્મનું સ્મરણ, પાલન અને વિકાસ એ કુટુંબીજનોના હાથમાં સુરક્ષિત છે.

પણ આવા કુળનો મહિમા કુળની અંદર જ સમાપ્ત નથી થતો, સમાઈ નથી જતો. કુળને પણ ભોગ આપવાપણું હોય જ છે. આપભોગ વગર ક્યાંયે કૃતાર્થતા નથી. વર્ણાશ્રમધર્મનો આદર્શ સ્વીકારનારને માટે કુળ પછી જાતિ આવે છે. જાતિ એ વર્ણનો પેટાવિભાગ મનાયો છે. આપણે ત્યાં વર્ણ તો ચાર જ છે. જાતિઓ કોણ જાણે કેટલીયે હશે. વર્ણ જેટલી વિશાળતા માણસ ન કેળવે ત્યારે એને જાતિની અંદર રહેવું પડે છે. સંસ્કારો જેમ જેમ કેળવાતા જાય તેમ તેમ જાતિની સંખ્યા ઓછી થવી જોઈએ. પણ આપણે ત્યાં તો જાતિઓ વધતી જ જાય છે. અને કેમ ન વધે? સમાજધર્મ જ્યારે મોળો પડે છે, સંસ્કારિતા જ્યારે ઝાંખી પડતી જાય છે ત્યારે વર્ણ અને જાતિ છિન્નભિન્ન ન થાય, તડો ન પડે તો બીજું શું થાય? વર્ણનો આધાર સમાન આદર્શ અને સમાન રહેણીકરણી પર છે. જાતિ એ એના ધાત્વર્થ પ્રમાણે જ લોહીનો સંબંધ બતાવે છે. જાતિધર્મ પ્રાકૃતિક છે. સંસ્કારો તરફ ઘણી વાર એ ઉદાસીન રહે છે. તેથી જ એમાં સંકુચિતતા વધવાનો ઘણો અવકાશ હોય છે. ઘેલી મા જેમ પોતાના બાળકના ગુણદોષનો વિચાર કરતી નથી, પોતીકું એટલું રૂપાળું, પોતીકું એટલે સારું એ મોહને વળગી રહે છે, તેમ જાતિ-ધર્મ સજાતીયો પાસેથી પોતીકાપણું જ માગે છે. એકબીજાને ઓળખો, એકબીજાની આમન્યા રાખો, એકબીજાને મદદ કરો, એટલે બસ; આચરણની બાબતમાં પછી ઝાઝી ચિકિત્સા નહીં કરીએ. એ થયો જાતિસ્વભાવ. કોમીવાદ એ પણ જાતિ-સ્વભાવની જ મોટી આવૃત્તિ છે.

આવા જાતિધર્મ ઉપર સાચો અંકુશ તો વર્ણધર્મનો હોવો જોઈએ. જાતિએ વર્ણનો આદર્શ, વર્ણનાં કર્મો, વર્ણની ટેક અથવા બિરદ તરફ દુર્લક્ષ કર્યે નહીં ચાલે. જાતિ જો વર્ણવિમુખ થાય તો તે નિર્બળ અને નિષ્પ્રભ થવાની જ.

જાતિ જન્મથી નક્કી થતી હોવાથી એમાંથી પડવાપણું સાધારણ રીતે નથી હોતું. સંઘને વફાદાર રહે તે જાતિમાં હમેશાં સુરક્ષિત છે. પણ વર્ણધર્મ તો આચાર-મૂલક છે. માણસ આચાર, સંસ્કાર અને ટેક છોડે તો તે વર્ણવિચ્યુત થવાનો જ. તેથી જ વર્ણોના આચાર નિશ્ચિત કરવાની આવશ્યકતા હોય છે. એમાંથી સ્મૃતિઓ રચાય છે. જેમ જેમ જમાનો બદલાતો જાય છે તેમ તેમ સ્મૃતિકારો એ આચારધર્મ આકરો કે હળવો કરતા જાય છે, દરેક જમાનાના શીલસંપન્ન જીવતા સમાજપુરુષો

એ તે તે જમાનાને માટે સ્મૃતિકારો જ છે. પોતાનો એ અધિકાર તેઓ વાપરે કે ન વાપરે એ વાત જુદી.

વર્ણાશ્રમધર્મ સાથે પાષંડધર્મ અને ગણધર્મ હોવા જ જોઈએ. દરેક સમાજમાં શાસ્ત્રપ્રામાણ્ય ન સ્વીકારનાર એવો એક વર્ગ રહે જ છે. એવા વર્ગને 'પાષંડ' કહે છે. મૂળમાં 'પાષંડ' એ ગાળ ન હતી. બૌદ્ધધર્મી અશોકે 'सर्वे पाषण्डा वसेयुः' એમ કહી સૌને અભયદાન આપ્યું હતું, જોકે એને મન ધર્મ એટલે બૌદ્ધ ધર્મ જ હતો. પાષંડો અમુક શાસ્ત્રનું પ્રામાણ્ય ભલે ન માને, પણ તેટલા પરથી તેઓ ધર્મબાહ્ય કે ધર્મશૂન્ય નથી બનતા. તેમને પણ પોતાનો ધર્મ તો હોય જ છે.

હિંદુ સમાજની જાહોજલાલીના આખરના દિવસોમાં વર્ણાશ્રમધર્મે રાજશાસન સર્વોત્કૃષ્ટ અને અપરિહાર્ય માનેલું. પણ હિંદુ સમાજે પ્રજાતંત્રનો ઓછો અનુભવ નથી લીધો. જ્યાં લોકસત્તા ચાલતી હોય ત્યાં રાજધર્મ શા કામનો? એમને માટે તો ગણધર્મ જ જોઈએ.

આવી રીતે વ્યક્તિધર્મ, કુલધર્મ, જાતિધર્મ, વર્ણાશ્રમધર્મ, પાષંડધર્મ અને ગણ-ધર્મ મળીને સમાજધર્મ સંપૂર્ણ થાય છે. દરેક ધર્મ આવી રીતે પોતાને ઠેકાણે સંપૂર્ણ છે. પણ આપણે જ્યારે વિદેશ જઈએ છીએ અથવા વિદેશી લોકો આપણા દેશમાં આવીને વસે છે ત્યારે હિંદુ ધર્મ, પારસી ધર્મ, મુસલમાન ધર્મ, ખ્રિસ્તી ધર્મ વગેરે સ્વતંત્ર મહાધર્મો ઉપરાંત દેશધર્મ જોવો પડે છે.

દેશધર્મ તરફ મનુષ્યસમાજે અને ખાસ કરીને હિંદુસ્તાને ઘટતું ધ્યાન નથી આપ્યું. અનેક ધર્મો જ્યારે એકત્ર વસવા માગે છે ત્યારે કાં તો એમણે પશુઓની પેઠે પરસ્પર વિનાશના શિકારધર્મનો આશ્રય લેવો જોઈએ; અથવા દરેક ધર્મની મહત્તા સમજી, દરેક ધર્મના જન્મસ્થાન પરત્વે અને સંસ્કૃતિ પરત્વે પ્રતિષ્ઠા નક્કી કરી દેશધર્મ નિશ્ચિત કરવો જોઈએ. ગમે તેવો પણ અરબસ્તાને પોતાનો દેશધર્મ નક્કી કરવાનો પ્રયત્ન કર્યો છે. ઈસ્લામને ન માને તે અરબસ્તાનમાં ન રહે એવો આગ્રહ ત્યાંના લોકોએ અત્યાર સુધી રાખ્યો છે. અમેરિકા પણ ગમે તેવો પણ એક વ્યવહારુ દેશધર્મ નક્કી કરી રહ્યું છે. તમે ગમે તે ધર્મના હો, ધોળી ચામડીના હો તો જ નાગરિકના હક તમને મળી શકે છે. ગમે તે ધર્મના હો તોયે બહુ-પત્નીકત્વનો રિવાજ તમે અમેરિકામાં ન જ ચલાવી શકો. એવા એવા દેશધર્મના નિયમો અમેરિકાવાસીઓએ નક્કી કર્યા છે, અને હજીયે કરશે. ગમે તેવો હોય પણ કાનૂની જાપતાઓને જોરે ચલાવાય એવો દેશધર્મ દક્ષિણ આફ્રિકાના ગોરાઓ ચલા-વવા માગે છે. દક્ષિણ આફ્રિકામાં અમુક લોકો જ આવી શકે છે અને અમુક શરતે જ રહી શકે છે એવો સખત નિયમ તેઓ પળાવવા મથે છે.

ઉદાહરણની સુલભતા ખાતર આ ત્રણ દાખલા ગણાવ્યા. પણ એમના દેશ-ધર્મમાં સંપૂર્ણ માનવજાતિના વિકાસનો વિચાર બરાબર કરેલો છે એમ તો ન જ કહેવાય. યુરોપ-અમેરિકાના લોકો પરદેશમાં જઈને રહે ત્યારે ત્યાંના મૂળ

વતનીઓના વિકાસનો જાણે વિચાર કરતા જ નથી.

આપણે ત્યાં ઈશ્વરના સંકેત પ્રમાણે વિશ્વના બધા જ ધર્મોનું એક મોટું કુટુંબ બંધાય છે. એટલે આપણો દેશધર્મ વિશાળ, સર્વગ્રાહી, સર્વસહિષ્ણુ અને સર્વોદયસાધક હોવો જોઈએ. જ્યારે ભલા પારસીઓએ આ દેશમાં આવી ધર્મ-સ્વાતંત્ર્યની માગણી કરી ત્યારે તે વખતના સત્તાધીશોએ એમની પાસેથી દેશધર્મના પાલનનું વચન લીધું. પારસીઓએ અહીંનો દેશધર્મ સ્વીકાર્યો, અને તેઓ અહીં સુખેથી રહ્યા અને અહીંના જ થયા. હિંદુ સમાજ હંમેશ સમર્થ રહ્યો હોત, હિંદુ ધર્મે હંમેશાં પોતાનું તેજ જાળવી રાખ્યું હોત તો અત્યાર સુધીમાં એણે દુનિયા આગળ આદર્શ દેશધર્મ રજૂ કર્યો હોત. કુલધર્મ જેટલો સનાતન છે તેટલો જ દેશધર્મ પણ સનાતન થઈ શકે છે, કેમ કે એમાં વિસ્તારભેદ અને વિકાસની સંપૂર્ણ છૂટ રાખી પ્રધાન જીવનતત્ત્વોનો જ આગ્રહ રાખી શકાય એમ છે. સત્ય અને અહિંસા એ જ એ દેશધર્મનો પાયો થઈ શકે.

> सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
> सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ।।

અથવા

> सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु ।
> सर्वः सद्बुद्धिमाप्नोतु सर्वः सर्वत्र नन्दतु ।।

એ એનો આશય હશે.

૧૨–૬–’૨૭

## ક્ષાત્રધર્મ

બીજાને પ્રહાર કરતાં આવડે અથવા યુદ્ધમાં ઉત્સાહપૂર્વક ચડાઈ કરતાં આવડે તે ક્ષત્રિય, એવું શાસ્ત્રમાં ક્યાંયે લખ્યું નથી. ‘युद्धे चाप्यपलायनम्’, અથવા ‘क्षतात्किल त्रायते’ એ ક્ષત્રિયનું લક્ષણ છે.

‘હું કોઈને મારતો નથી, હું અહિંસક છું’ એમ કહેનાર દરેક માણસના વચનની સરખી જ કિંમત નથી હોતી; તેની સરખી અસર પણ થતી નથી. જે માણસને મરતાંયે આવડે ને મારતાંયે આવડે એવો વીર પુરુષ જ્યારે સત્યાગ્રહી થઈને સામો જાય છે ત્યારે તેની અસર સામા માણસ પર શી થાય છે, કેટલી થાય છે, એનો ખ્યાલ જ લોકો કરતા નથી. જેના જેના હૃદયમાં આત્મા છે તેના પર અહિંસક પ્રેમધર્મી વીરના વિરોધથી અદ્ભુત અને અચૂક અસર થાય છે. અનુભવ વગર એ વાત ગળે ન ઊતરે. આવા દાખલાઓ ઓછા છે. તેથી જ સત્યાગ્રહ વિશે લોકોમાં આટલી નાસ્તિકતા છે.

ક્ષત્રિધર્મના દ્યોતક તરીકે હમેશાં ઢાલ-તરવાર ચીતરે છે, એ મને ગમતું નથી. ઢાલ-તરવાર તો બહારવટિયા પાસેયે હોય અને બીકણ પાસેયે હોય. ઢાલ-તરવાર ન હોય ત્યારે શું ક્ષત્રિયનું ક્ષત્રિયત્વ ઓછું થાય છે? ક્ષત્રિય માટે મુદ્રા અથવા બિરદ પસંદ કરવું જ હોય તો ખ્રિસ્તી લોકોએ ચલાવેલું એક ચિહ્ન જ પસંદ કરવા લાયક છે: બદામના આકારનું હૃદય અને તેની અંદર ભોંકેલું ખંજર. છાતીમાં ખંજર ખમીને જ ક્ષત્રિય પેદા થાય છે. ઉદારતા અને નિર્ભયતા એ ક્ષત્રિયહૃદયના મુખ્ય ગુણ હોય છે. સંપૂર્ણ વફાદારી અને જે વસ્તુનો એક વાર સ્વીકાર કર્યો, જેને આશ્રય આપ્યો તેને કોઈ કાળે દગો દે નહીં, તે માટે હમેશાં મરવા તત્પર હોય એ મૃત્યુતત્પરતા એ જ ક્ષાત્રધર્મની સુવાસ છે. હૃદયમાં ખંજર એ જ એને વ્યક્ત કરી શકે છે.

**મે, ૧૯૨૫**

## વર્ણધર્મ

### [આજની દૃષ્ટિએ]

હિંદુ ધર્મે ચાર વર્ણની વ્યવસ્થા નક્કી કરી દરેક વર્ણનો વ્યવસાય અથવા ધંધો ઠરાવ્યો. આજે તે તે વર્ણ એ જ ધંધો કરે છે કે કેમ એ સવાલ ન ઉઠાવીએ. દરેક વર્ણ પોતાના જ ધંધાને વળગવા ઇચ્છે તો તે શક્ય છે કે કેમ એ સવાલ પણ કોરે મૂકીએ. શક્ય છે એમ માનીએ તોયે તેમ કરવું ઇષ્ટ છે કે કેમ એ સવાલ રહી જાય છે. એનો પણ અત્યારે વિચાર ન કરીએ. સમાજના ધારણ, પોષણ અને વિકાસ માટે આજની પરિસ્થિતિમાં એ ચાર જાતના ધંધા પૂરતા છે કે કેમ એ સવાલ ઉઠાવીએ તોયે જવાબ આપવો અઘરો પડશે. આજે જે અસંખ્ય ધંધાઓ સમાજમાં પ્રચલિત છે તે બધાને ચાર વર્ણના ચાર વિભાગમાં વહેંચી આપવા, અને પછી તે તે ધંધાના માણસનું એના વર્ણ પ્રમાણે આચરણ રહે એવી અપેક્ષા કરવી એ પણ ક્યાં સુધી નભી શકે એ એક સવાલ જ છે.

આપણી સ્મૃતિઓમાં ચાર વર્ણના મુખ્ય વ્યવસાય ઉપરાંત બીજા અનેક ધંધાઓ બતાવ્યા છે. અને સંકર જાતિના તે વ્યવસાય છે એમ પણ ત્યાં કહી દીધું છે. કાંઈ નહીં તો સાઠપાંસઠ સંકર જાતિઓનો ઉલ્લેખ સ્મૃતિઓમાં આવે છે. ત્યારે શું આ બધા ધંધાઓ માટે હમેશ સંકર જાતિઓ ટકે એવી અપેક્ષા રાખવી? અને સંકર તો નરકનું કારણ છે, એટલે સંકર જાતિ ટાળીએ (અને ચાર વર્ણમાં ભેળવી દઈએ) તો એમના ધંધા કોણ કરે? શુદ્ધ વર્ણ તો તે ન જ કરે. અને એ ધંધાઓ મહત્ત્વના નથી એમ પણ ન કહી શકાય. ત્યારે એ ધંધા શું પરધર્મીઓને સોંપી દેવા? એમ થાય તો પછી હિંદુ સમાજ સ્વયંપૂર્ણ છે એમ કહી શકાય ખરું?

આ બધા સવાલોના 'શાસ્ત્રીય' જવાબ સહેજે આપી શકાય. પણ વ્યવહારુ, અમલમાં આવે એવું કશું સૂચવાય એમ લાગતું નથી.

દરેક માણસ પોતાના વર્ણનું જ કામ કરે, બીજા વર્ણનું કામ કરવા ન જ જાય એવી સનાતન ધર્મની મર્યાદા મનાય છે.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात्।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः।।

એ વચનોનો એવો અર્થ કરવામાં આવે છે કે, માણસે પરંપરાથી ચાલતો આવેલો, બાપદાદાએ ખેડેલો સ્વવર્ણોચિત વ્યવસાય જ કરવો. બીજા વર્ણનો ધંધો કરવાથી સમાજનો દ્રોહ થાય છે, સમાજનું નુકસાન થાય છે, અને વ્યક્તિ પાપમાં પડે છે. આ સિદ્ધાંતનો બચાવ તત્ત્વતઃ બધા સનાતનીઓ કરે છે. એનું પાલન ઊંચી ગણાતી કોમો તો કરતી જ નથી. જેમની સામાજિક પ્રતિષ્ઠા ઉચ્ચ પંક્તિની નથી, જેમનામાં નવા સંસ્કારો ગ્રહણ કરી પૈસાદાર થવાની અને ચડાય તેટલું ઊંચે ચડવાની અભિલાષા કે આવડત હજી સ્ફુરી નથી તેઓ આ નિયમનું કેટલેક અંશે પાલન કરે છે ખરા.

'સ્વધર્મ'નો આવો સંકુચિત અને વિચિત્ર અર્થ કરવાથી કેટલું ભયંકર પરિણામ આવ્યું છે એ જોવાલાયક છે. વિદ્યા ભણવી, ભણાવવી અને કેળવવી એ બ્રાહ્મણો-નું જ કામ એમ પકડી લઈ, અંગ્રેજી વિદ્યા આ દેશમાં આવી ત્યાં સુધી આપણી પોતીકી વિદ્યા તરફ સમાજનો મોટો ભાગ બેદરકાર જ રહ્યો. પરિણામે આખો હિંદુ સમાજ વિદ્યાની બાબતમાં પછાત અને સંસ્કારોની બાબતમાં લગભગ સુપ્ત જેવો રહ્યો. પરંપરાના સંસ્કારો ગમે તેટલા જળવાયા હોય તોયે તેની પાછળ વિચારજાગૃતિ ઓછી થતી ગઈ. સાધુસંતોએ બ્રાહ્મણોની અને તેમના કર્મકાંડની અવિરોધી ઉપેક્ષા કરી અને લોકોમાં ધર્મજ્ઞાન—મોક્ષધર્મ જાગ્રત રાખ્યો, એથી સમાજ કાંઈક બચ્યો.

પ્રજાના રક્ષણનું કામ એકલા ક્ષત્રિયોનું એમ માની બેસી બાકીના ત્રણે વર્ણોએ હાથે કરીને પોતાના પર, અંગ્રેજ સરકાર લાગુ પાડે તે પહેલાં હથિયારબંધીનો કાયદો જાણે લાગુ પાડ્યો. પોતાના પર કોનું રાજ્ય ચાલે છે એ વિશે પ્રજા સાવ બેદરકાર. અને રાજ્યવહીવટ એ તો અમુક પ્રપંચી કે ખટપટી કુટુંબોનો જાણે વારસાહક. પ્રજાને ભાગે તો ચોરોથી તેમ જ પોલીસોથી, પરરાજ્યના હુમલાથી તેમ જ સ્વદેશી અમલદારોથી બીવાનું અને જેમતેમ પોતાને બચાવવાનું જ રહ્યું. આ જ સ્થિતિ દુનિયામાં ભલે બધે પ્રવર્તેલી હોય, પણ આપણે ત્યાં તો એણે વિશેષ રૂપ પકડેલું.

શૂદ્રો તો બેપગા મનુષ્યદેહધારી જાનવરો રહ્યા. તેઓ તપ ન કરી શકે. કરવા જાય તો બ્રાહ્મણોના દીકરા અકાળે મરી જાય. તેઓ શસ્ત્રગ્રહણ ન કરી શકે. શૂદ્રોને કોઈ જનોઈ ન આપે. અને જેને જનોઈ ન મળે તેને ધનુર્વેદ કોણ શીખવે? આપબળિયો શીખવા જાય તો પોતાનો અંગૂઠો કાપી આપવો પડે. શૂદ્રો વેપાર-વણજ પણ ન કરે. શૂદ્ર પૈસાદાર થાય તો એ સમાજ પર ભારે આફત ગણાય.

અને અતિશૂદ્રો તો માટીનાં ફૂટેલાં વાસણોમાં જ જમે. એમનું દર્શન પણ અમંગળ. તેઓ શહેર કે ગામના રક્ષણ બહાર જ રહી શકે. આ બધાને પરિણામે અતિશૂદ્રોને એક લાભ તો જરૂર થયો. એ કોમો પછાત રહી, પણ એમનું હીર ટકી રહ્યું. તે પોતાની પરિસ્થિતિમાં પોતાનું રક્ષણ કેમ કરવું એ શીખી. વ્યવહારુ ડહાપણ પણ એ કોમોમાં આજે વધારે દેખાય છે. સંસ્કાર અને ઉન્નતિની અભિલાષા એમનામાંથી મરી ગયાં ન હોત તો એ જ કોમો આજે દેશમાં અગ્રેસર થઈ જાત. પણ શાસ્ત્રોએ નક્કી કર્યું કે શૂદ્રોએ અસૂયા વગર, એટલે કે કોઈ પણ જાતની મહત્ત્વાકાંક્ષા વગર ત્રણ વર્ણનું વૈતરું (પરિચર્યા) કરીને જ જીવવું.

ધર્મશાસ્ત્રનો અભ્યાસ તો 'विदुषा ब्राह्मणेन' જ કરવો ઘટે; 'न अन्येन केनचित्'. અજ્ઞાન અને અસંસ્કારિતા ટકાવવા માટે આટલી શાસ્ત્રશુદ્ધ વ્યવસ્થા બીજા કોઈ સમાજે ભાગ્યે જ કરી હોય. ફરજિયાત અને સાર્વત્રિક અજ્ઞાન અને એકાંગીપણું આપણે સરસ સાધ્યું ગણાય. પરિણામ જે આવવાનું હતું તે જ આવ્યું છે.

વૈશ્યોનો ધર્મ કંઈક સહેલો ગણાય. પણ તેઓ બ્રાહ્મણોની પેઠે સ્વસંરક્ષણને માટે અસમર્થ થઈ ગયા પછી તેમનો પુરુષાર્થ કેટલો ટકે? અહિંસાધર્મે ખેતીમાં દોષ જોયો. શાસ્ત્રકારોએ વેપારમાં સત્ય અને અમૃતનું મિશ્રણ થઈ શકે એવી છૂટ આપી. હુન્નર અને કારીગરીમાં જેમની સ્વાભાવિક બુદ્ધિ ચાલતી હતી તેવી કોમો અસ્પૃશ્ય ગણાઈ. અને એ રીતે વૈશ્ય પુરુષાર્થ પણ સશાસ્ત્ર હણાયો. સમાજમાં સર્વતોમુખી નાલાયકી કેળવવાની આના કરતાં સરસ પદ્ધતિ શોધી જડે એમ નથી.

અને સ્ત્રીઓ? એ તો અડધોઅડધ માનવસમાજ ગણાયના! એને કાબૂમાં રાખ્યે જ છૂટકો. न स्त्री स्वातंत्र्यमर्हति. અને સ્વાતંત્ર્ય ન આપવું હોય તો જ્ઞાન અને સંસ્કાર કેમ અપાય? સ્ત્રીઓ પાસે નમ્રતા, કહ્યાગરાપણું અને એકનિષ્ઠાના કલ્પી શકાય એટલા બધા આદર્શો મુકાયા. પણ એ આદર્શને પહોંચી વળવા જે તેજસ્વિતા જોઈએ છે તેનાથી સ્ત્રીઓને વંચિત રાખી. વિધવાનું શું કરવું એ ન સમજનાર સમાજે સતી થવાનો આદર્શ મંત્રઘોષણા અને વાજાં વડે સમાજના હૃદય પર ઠસાવ્યો. ભેંસના પાડાનો કશો ઉપયોગ કરી શકાતો નથી માટે એનો દેવીને ભોગ ચડાવવાની યુક્તિ જે સમાજે શોધી કાઢી તે જ સમાજે સતીની પ્રથા ચાલુ કરી. ભારતવર્ષમાં પાતિવ્રત્યભાવનાના ઉત્કર્ષથી જે દેવીઓ સતી થઈ છે તેમને હજાર વાર નમન હો! તેમણે આર્યજાતિનું મુખ ઉજજવળ કર્યું છે. પણ જે લોકોએ સહગમનનો આદર્શ સમાજ આગળ મૂક્યો તેની આગળ માથું નમાવવાનું મન નથી થતું.

આપણા સમાજમાં બધું જ ખરાબ હતું એમ સિદ્ધ કરવાનો અહીં આશય નથી. આર્યોની વિચારશીલતા, ધાર્મિક શોધ, તત્ત્વનિષ્ઠા અને ચતુર્વિધ પુરુષાર્થ દુનિયાની કોઈ પણ જાતિ કરતાં ઊતરતાં નથી એમ આપણે નિઃશંકપણે કહી શકીએ

છીએ. પણ સાથે સાથે દુ:ખની વાત કહેવી પડે છે કે, સિદ્ધાન્તોને અમલમાં મૂકતી વખતે વેદિયાપણાની બાઘાઈ પણ આપણે એટલી જ કરી છે. શાસ્ત્રવચનો પ્રત્યેની આપણી શ્રદ્ધા એટલી હદ સુધી ગઈ કે એનો અર્થ કરવામાં સામાન્ય અક્કલ વાપરવાની પણ આપણી હિંમત ન ચાલી. સ્મૃતિગ્રંથોના ટીકાલેખકો કેટલીક વાર શંકા ઉઠાવી એનું જે સમાધાન કરે છે તે વાંચ્યા પછી શંકા જાય છે કે સમાજમાં સામાન્ય અક્કલ નથી હોતી એમ માનીને તેઓ ચાલતા હોવા જોઈએ.

## ૨

સમાજ એટલે પરસ્પરાવલંબન, વ્યવસ્થા અને કાર્યવિભાગ, એટલું તો સૌ કોઈ જાણે છે. પણ એનો એવો તો અર્થ નથી જ કે ગાડું અટકી પડે તોયે એક જણથી બીજાનું કામ ન થાય. એક વાર એક પોલીસે એક ચોરનો પીછો પકડ્યો. ચોર દોડતો દોડતો ક્લેક્ટરના કંપાઉન્ડમાં ઘૂસી ગયો. કંપાઉન્ડને બારણે સરકારી હુકમ લખેલો હતો: રજા સિવાય અંદર આવવું નહીં. ચોર તો કાયદાને ક્યાંથી ઓળખે? એ રજા વગર જ અંદર ઘૂસી ગયો. પણ કાયદાનો આધારસ્તંભ, કાયદો પાળનાર અને પળાવનાર પોલીસ, એનાથી કાયદાનો ભંગ કેમ થાય? એ તો અંદરથી કોઈ આવશે ત્યારે સાહેબની પરવાનગી મેળવીશું એવો સંકલ્પ કરી દરવાજે ઊભો રહ્યો. ધર્મપાલનમાં ઘણી વાર આપણા લોકોએ આવી જ પોલીસનિષ્ઠા બતાવી છે.

દરેક વર્ણના ધર્મના બે વિભાગ હોય છે. એક વિભાગ એ એનો ખાસ ધર્મ. અને બીજો સૌને લાગુ પડે એવો – સામાન્યધર્મ. બ્રાહ્મણોને માટે ષટ્કર્મ નક્કી છે: અધ્યયન અધ્યાપન; યજન યાજન; દાન અને પ્રતિગ્રહ. આજની ભાષામાં બોલીએ તો વિદ્યા મેળવવી અને વિદ્યા આપવી; સમાજહિતનાં કર્મો કરવાં અને બીજાને હાથે કરાવવાં કે બીજાના વતી કરવાં; અને સમાજહિતકારી વર્ગનું પોષણ કરવું અથવા સમાજસેવાની દીક્ષા લઈ સમાજ પાસેથી પોષણ મેળવવું. સ્મૃતિઓમાં જ લખેલું છે કે આમાંનાં ત્રણ – અધ્યયન, યજન અને દાન – બધા સંસ્કારી લોકો માટે છે. અધ્યાપન, યાજન અને પ્રતિગ્રહ એ જેટલે અંશે આજીવિકાનું સાધન છે તેટલે અંશે બ્રાહ્મણો જ એ ધંધો કરે. એમની હરીફાઈમાં ઊતરી બીજા કોઈ એ ન કરે.

પણ લોકોએ તો એમ જ માની લીધું કે છયે કર્મો કરે તો બ્રાહ્મણો ભલે કરે, આપણું એ કામ નથી. હા, દાન કરવાનો હક બધાને હતો ખરો. કોઈને સંસ્કારહીન ઠરાવી દાન કરવાનો એનો હક છીનવી લેવામાં આવ્યો ન હતો. કલિયુગમાં ઊલટું દાનનું માહાત્મ્ય વધાર્યું છે!

એ જ પ્રમાણે દરેકને માથે ધાર્મિક તેમ જ વ્યાવહારિક વિદ્યા ભણવાની ફરજ કૃપાપૂર્વક લાદી દીધી હોત તો કેવું સારું થાત! પણ સમાજવ્યવસ્થાપકો બિચારા શું કરે? લોકો સંસ્કારહીન થાય અને વિદ્યા ભણે તો નવો વિદ્યાનો દુરુપયોગ

કરશે; એના કરતાં તેઓ વિદ્યા ન જ ભણે એ શું ખોટું? વિદ્યા આપણી 'અવધિ' છે. સમાજ ભલે ન બચે, પણ વિદ્યાને તો બચાવવી જ જોઈએ! આવો વિચાર એમણે કર્યો હશે. પણ વિદ્યા કેટલી બચી એ આપણે જાણીએ છીએ. વિદ્યા આપણને બચાવે કે આપણે વિદ્યાને બચાવીએ? વિદ્યાનો અનર્થ થવા ન દઈએ એ ખરું. પણ તેટલા માટે શું વિદ્યાને જ ગૂંગળાવી મારીએ? અસંસ્કારી લોકો ગૂઢ શાસ્ત્રોનો અર્થ ન સમજતા હોય, ઊંધો જ કરતા હોય તો શાસ્ત્રો સીધી ભાષામાં મૂકો. શાસ્ત્રોને પીનલ કોડની કલમો ન ગણતાં શાસ્ત્રવચનો પાછળ રહેલું સામાજિક અને ધાર્મિક તત્ત્વજ્ઞાન લોકોને સમજાવો. સમાજ પ્રત્યે નાસ્તિક થઈએ તો ધર્મ પ્રત્યેની આસ્તિકતા ઝાઝી કામ આવે એવી નથી.

પ્રજાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનો ધર્મ ખરો. પણ તેટલા માટે શું દરેક માણસ પોતાનો બચાવ પણ ન કરી શકે? પરાયું સંકટ જોઈ તે દૂર કરવા પોતાનો ભોગ આપવા તત્પર રહેવું એ તો માણસમાત્રનો ધર્મ હોવો જોઈએ. અબળા પર બળાત્કાર થતો હોય તે વખતે શું બ્રાહ્મણવાણિયાં 'અરે કોઈ ક્ષત્રિય આવો' એવી ચીસ પાડીને બેસી જાય? પણ માની લઈએ કે આખા ગામ પર કે આખા દેશ પર પરદેશના લોકો ચડાઈ લાવ્યા છે. એ વખતે દેશને બચાવવાની ફરજ ક્ષત્રિયોની છે. પણ તેટલા પરથી શું પોતાનું, પોતીકાનું કે પોતાના પડોશીઓનું સંરક્ષણ કરવા પોતાની બધી શક્તિ વાપરવાને માણસ બંધાયલો નથી? વર્ણવ્યવસ્થાએ ક્ષત્રિયોને ક્ષાત્રધર્મ સોંપ્યો એટલે શું બાકીનાને ભાગે બાયલાધર્મ આવ્યો? માણસમાત્રે પ્રસંગ પડચે સ્વવીર્યથી જ પોતાનું ગોપન એટલે રક્ષણ કરવું જોઈએ. '**स्ववीर्यगोप्ता हि मनोः प्रसूतिः**' એ વચન કંઈ સૂર્યવંશના રાજા પૂરતું જ માનવાની જરૂર નથી. 'युद्धे चाप्यपलायनम्' એ વચન જે અર્થમાં ક્ષત્રિયોને લાગુ પડે છે એ અર્થમાં બીજાને લાગુ નથી પાડવાનું કે શું?

આપણે ટૂંકામાં એટલો ધર્મ તો સમજવો જોઈએ કે, આખા સમાજનો વિચાર કરીને તે તે વર્ણને ભાગે સોંપેલું કામ તે તે વર્ણ ભલે કરે, પણ પોતાપૂરતું દરેક કામ કરતાં કોઈ વ્યક્તિને વાંધો ન હોવો જોઈએ. તેમ કરનાર પરધર્મમાં ઘૂસી જાય છે એમ ન જ મનાવું જોઈએ. માણસ પોતાના ઘરનાં પાયખાનાં સાફ કરે અને નાહી નાખે, પછી પ્રાયશ્ચિત્ત કરવાપણું ન જ હોય. બ્રાહ્મણ પોતાને હાથે પોતાની હજામત કરી લે, અથવા પોતાનાં કપડાં કે જોડા સીવી લે, તો શું તે બ્રાહ્મણ્યમાંથી પતિત થયો? પોતાનાં કપડાં પોતે ધુએ તેથી શું તે રજક બન્યો? બ્રાહ્મણ મટચો? દરેક માણસ ખેતીનું કામ શીખે, એને કાંતતાંવણતાં આવડે, રાંધીને ખાતાં આવડે, ગાય દોહતાં આવડે, પોતાના ઘરમાં અને આસપાસ સ્વચ્છતા રાખતાં આવડે, પ્રસંગ પડચે પોતાનો અને આસપાસના લોકોનો બચાવ કરતાં આવડે, એને ધર્મરહસ્યનું જ્ઞાન હોય, સમાજબંધારણ અને કાયદાની માહિતી હોય.

આ બધી વસ્તુઓ માણસમાત્રનો ધર્મ છે, એની ફરજ છે. માણસ મટીને માણસ ચાતુર્વર્ણ્ય નથી ચલાવી શકવાનો.

બધા ધંધામાં અમુક ધંધાઓ બ્રાહ્મણવૃત્તિને અનુકૂળ છે, અમુક ધંધાઓ ક્ષત્રિયો જ ઉત્તમ રીતે કરી શકે, એ વાત આપણે જરૂર સ્વીકારીએ. અને તે પ્રમાણે ધંધાનું ચાતુર્વર્ણ્ય સ્થૂળ રીતે નક્કી થાય તો એમાં વાંધો નથી. પણ આજના જમાનામાં જ્યારે બધા વર્ણ બધા ધંધા કરતા થયા છે, અને એ છોડે એ શક્ય પણ નથી; તેમ આપણે ઇચ્છતા પણ નથી, તે વખતે ચાતુર્વર્ણ્યના ધંધાનો અર્થ સહેજ જુદી રીતે ઘટાવવો જોઈએ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ ચાર પ્રધાન સામાજિક વૃત્તિઓ છે. બ્રાહ્મણ જે કોઈ ધંધો હાથમાં લે તે બ્રાહ્મણ-વૃત્તિથી કરે. દાખલા તરીકે બ્રાહ્મણ દરજીનો ધંધો કરવા બેઠો. તો એણે એ ધંધા-માં નવી નવી શોધખોળ કરી એનું શાસ્ત્ર રચવું જોઈએ અને પ્રાચીન આચાર્યોની પેઠે તે બીજાને ભણાવવું જોઈએ. એ ધંધામાંથી આજીવિકા ઉપરાંત વધારે નફો કાઢવાની દાનત ન રાખવી જોઈએ. કપડાંની બાબતમાં સમાજની ફૅશનને તે દોરે. સમાજની નીતિ બગડે એવી ફૅશનનાં કપડાં એ તૈયાર ન કરે. બની શકે ત્યારે ગરીબોને મફત સીવી આપે. અને દરજીવિદ્યાલયો ખોલે. ક્ષત્રિય દરજીકામ હાથમાં લે તો એણે દરજીવર્ગને સંગઠિત કરવો જોઈએ. જ્યાં અયોગ્ય હરીફાઈ ચાલતી હોય કે અન્યાય થતો હોય ત્યાં હડતાળ પાડવામાં કે સંગઠન કરવામાં એણે આગે-વાનીભર્યો ભાગ લેવો જોઈએ. વૈશ્ય દરજીકર્મ કરે તો એણે લોકોને કપડાં વખત-સર કઈ રીતે મળે, એમાં કપડાંની બચત કેમ થાય, સિલાઈ ઓછી કેમ કરી શકાય, અને છતાં પોતાના ધંધામાં આવક બરાબર કેમ થાય, એ બધું જોવું જોઈએ. અને જેની ઝાઝી બુદ્ધિ ચાલતી નથી એવા શૂદ્રે એ ધંધામાં ગયા પછી ખંતભેર વધારેમાં વધારે વખત આપી બતાવેલું કામ કરવું જોઈએ, અને યોગ્ય રોજી લઈને સંતોપ માનવો જોઈએ. દરજીકામ ગમે તેટલું ઉપયોગી હોય તોયે ખેતી કે વણાટ જેટલો પ્રધાન ધંધો નથી. પ્રધાન ધંધામાં ચારે વર્ણ ઉપલી ચાર જાતની વૃત્તિથી પોતે હાથમાં લીધેલો ગમે તે ધંધો ખીલવી શકે છે.

વેદના એક સૂક્તમાં એક જ કુટુંબની વ્યક્તિઓ જુદા જુદા અને પુષ્કળ અંતરવાળા ધંધાઓ કરતી હોવાનો ઉલ્લેખ છે. એટલે ચાતુર્વર્ણ્યની આવી કલ્પના કરવામાં આપણે પરંપરાનો ઉચ્છેદ કરીએ છીએ એમ માનવાનું કારણ નથી. અને પરંપરામાં ફેરફાર કરવાનો અને એનો વિકાસ કરવાનો આપણને અધિકાર ક્યાં નથી? સનાતન ધર્મ પહેલેથી વખતોવખત ફેરફાર કરતો આવ્યો છે તેથી જ તે તાજો રહ્યો છે ને ટક્યો છે. અને બીજા ધર્મોમાં પણ જેઓ શાસ્ત્રોના અક્ષરાર્થને જડતાથી વળગી રહ્યા છે તેઓ પ્રગતિથી વંચિત થઈ દહાડે દહાડે દુર્બળ થતા જાય છે એ આપણે ક્યાં નથી જોતા?

૧૯-૬-'૨૭

# વર્ણ અને જ્ઞાતિ

એકબે મિત્રોએ મને ખાસ પૂછ્યું છે: 'વર્ણવ્યવસ્થા વિશે તમારા વિચારો બદલાયા છે કે શું? પહેલાં તમે ન્યાતમાં માનનારા હતા. જ્ઞાતિસંસ્થાનો હમેશાં બચાવ કરતા હતા. આજકાલ જ્ઞાતિવ્યવસ્થામાં દોષ જ જુઓ છો. માટે જણાવશો કે તમારા વિચારોમાં તત્ત્વતઃ કંઈ ફેર પડ્યો છે? અને પડ્યો હોય તો તે શાથી?'

આનો જવાબ હા કે ના-ના ટૂંકા રૂપમાં ન આપાય. કેટલાક ફેરફારો એવા હોય છે કે જે તાત્ત્વિક ન ગણાય અને છતાં મહત્ત્વના હોય, કાયમી પણ હોય.

વર્ણવ્યવસ્થા ઉપરનો મારો વિશ્વાસ પહેલાં જેટલો જ દૃઢ છે. એનું સ્વરૂપ વધારે ને વધારે સ્પષ્ટ થતું જાય છે. વર્ણ અને ન્યાત વચ્ચે અમુક સામ્ય છે, પણ એ બંને તદ્દન નોખી નોખી વસ્તુઓ છે. ન્યાતનો આધાર જન્મ ઉપર જ છે. વર્ણનો આધાર જન્મ ઉપર રહે તો તે ઈષ્ટ છે? વર્ણ જેમ મોટે ભાગે આજીવિકા પરત્વે છે તેમ ન્યાતનું નથી. હિંદુસ્તાનની અસંખ્ય ન્યાતોમાં કેટલીક કારીગર ન્યાતો અને શ્રમજીવી ન્યાતો ધંધા પરત્વે બનેલી છે, અને ગામડાંઓમાં તે તે ધંધાના વિશિષ્ટ ધર્મના પાલનનો આગ્રહ રાખે છે. આમાં ધર્મનું જ્ઞાન શુદ્ધ હોય, અદ્યતન હોય અને સંપૂર્ણ હોય તો એવી ન્યાત વર્ણનો જ એક પેટાવિભાગ ગણાય.

પ્રથમ હું ન્યાતને વર્ણનો એક પેટાવિભાગ માનતો; પણ બ્રાહ્મણ, વાણિયા આદિ બુદ્ધિજીવી લોકોની 'જ્ઞાતિવ્યવસ્થામાં રોટીવ્યવહાર, બેટીવ્યવહાર અને મોટે ભાગે સામુદાયિક સ્વાર્થનું સંગઠન, એટલા જ ઉદ્દેશને ન્યાત વરેલી છે, એ જોઈને એ નિર્ણય ઉપર આવ્યો છું કે ન્યાત અને વર્ણ એ પરસ્પર ભિન્ન વસ્તુ તો છે જ, પણ પરસ્પર વિરોધી પણ હોય. વર્ણ એ સમસ્ત સમાજનો – વિરાટ સમાજનો એક અંશ છે, એક ઘટક છે, સામાજિક કલેવરનું એક ગાત્ર છે, એનું ભાન વર્ણ ભૂલી ન શકે. સામાજિક ધર્મમાં અમુક ભાગ બધા વર્ણોને સમાન હોય છે. એનું પાલન બધા વર્ણોએ સરખી રીતે આગ્રહપૂર્વક કરવાનું હોય છે. ઉપરાંત દરેક વર્ણનો સ્વધર્મ પણ હોય છે. તે વર્ણના સ્વધર્મનું સ્વરૂપ જ એવું હોય કે એ પોતાનું હિત એવી રીતે સાધે કે એને હાથે આખા સમાજનું એટલે કે બધા જ વર્ણોનું અને વર્ણબાહ્ય લોકોનું પણ વધારેમાં વધારે હિત થાય, અને કોઈનું અહિત ન થાય. દરેક વર્ણ હંમેશાં સ્વીકારે કે બીજા વર્ણો પ્રત્યે એની અમુક ફરજો નક્કી છે જ, બધાની સેવા એ જ દરેક વર્ણની હસ્તીનું કારણ અને સમર્થન છે. બીજા વર્ણો ટકે તો જ પોતે ટકે એમ દરેક વર્ણે જાણવું જ રહ્યું. વર્ણમાં યોગ્ય પરસ્પરા-

વલંબન, પરસ્પર સહકાર અને સમસ્ત સામાજિક જવાબદારીનાં તત્ત્વો હોય છે. જેમ હાથપગને શરીરથી જુદા પડીને સ્વતંત્ર અસ્તિત્વ નથી હોતું તેમ જ વર્ણનું છે. હાથ પોતાની સેવા કરવા બેસે અને આખા શરીરની સેવા ન કરે તો હાથનું જીવન વ્યર્થ અને અશક્ય છે. વર્ણનું પણ એમ જ છે.

ન્યાતનું એવું નથી દેખાતું. ન્યાત એ સ્વયંપૂર્ણ સમાજ બાંધવાનો પ્રયત્ન કરે છે. બીજી ન્યાતો સાથે એને સહકાર કર્યા વગર છૂટકો નથી હોતો એ વાત જુદી. પણ ન્યાતે એ વસ્તુનો સ્વીકાર કરેલો જણાતો નથી. બીજા લોકોથી જુદા પડી પોતાનું ટોળું મજબૂત કરવું, પોતાનું નોખાપણું વંશપરંપરા જાળવી રાખવું એટલો જ આગ્રહ હવે રહ્યો છે. પોતાની ન્યાતના આખા ટોળાને માણસ વફાદાર રહે એટલું જ આજની ન્યાત માગે છે. ન્યાતમાં કોઈ જબરદસ્ત માણસ હોય તો એની પાસે આટલુંયે માગવાની ન્યાતની હિંમત નથી ચાલતી. કેવળ ટોળાધર્મી હોઈ એ જબરદસ્તની પાછળ ઘસડાય છે. આખા સમાજના હિતનો વિચાર કરવો, પોતાના સ્વધર્મ પ્રમાણે આખા સમાજની સેવામાં ખપી જવું, એને આપણા ધર્મમાં યજ્ઞ કહ્યો છે. એ યજ્ઞ જે ન કરે અને કેવળ પોતાના સ્વાર્થનો જ વિચાર કરે તે યજ્ઞવિમુખ વ્યક્તિ કે ટોળું પાપ ખાય છે એમ ગીતાએ સ્પષ્ટ કહ્યું છે. જે ન્યાત આખા સમાજનો દ્રોહ કરે, જે સમાજ આખા રાષ્ટ્રનો દ્રોહ કરે તે પાપી છે, તે સમાજનો નાશ કરે છે, અને પોતે પણ નિશ્ચિત વિનાશના જોખમમાં આવી પડે છે. જ્યાં ન્યાત છે ત્યાં વ્યાપક સામાજિક જવાબદારીનું ભાન મરી ગયેલું દેખાય છે.

જે વખતે ન્યાતનો હું બચાવ કરતો હતો તે વખતે પણ મેં કહેલું કે ન્યાતની કસોટી ચાલી રહી છે. રાષ્ટ્રીય સંકટો ઓળખી એની સામે ધર્મભાવે ઝૂઝવાની તૈયારી જો ન હોય, તેમ કરવાની જવાબદારીનો સ્વીકાર કે ભાન પણ ન હોય તો તે ન્યાત નાપાસ થઈ છે, નિર્જીવ થઈ છે એમ માનવું જોઈએ. છેલ્લી બેત્રણ પેઢીઓમાં આપણું રાષ્ટ્ર જાગ્રત થયું છે. સામાજિક, ધાર્મિક, રાજકીય, ઔદ્યોગિક, કેળવણીનાં અને સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં સમાજ પુરુષાર્થ કરી રહ્યો છે. નવા નવા પ્રયોગ અને પરાક્રમ ચાલે છે. આમાં આપણી ન્યાતોએ ન્યાત તરીકે કેટલો ફાળો આપ્યો છે એ તપાસવાનો વારો આવ્યો છે. સારા સારા લોકો પણ ન્યાતમાં બેઠા એટલે કાં તો સંકુચિત થઈ જાય છે, કાં તો અપંગ બની જાય છે. ન્યાત બહારના લોકોને અથવા પ્રાણીઓને સહેજસાજ મદદ થતી હોય તો ભલે, પણ તેથી કંઈ દળદર ફીટવાનું નથી. કેટલાંક પ્રાણીઓને ખવરાવવા બચાવવાનો ધર્મ સ્વીકારી ન્યાત, જાણે ગંગા નાહ્યા એમ માને છે. સામાજિક જવાબદારી સ્વીકારી આખા સમાજની સેવા કરવાનો કોઈ ન્યાતે સંગઠિત પ્રયત્ન કર્યો હોય એવું જોવામાં નથી આવતું. યુરોપનાં રાષ્ટ્રોની પેઠે આપણી ન્યાતો બેશરમ સ્વાર્થ ઉપર નભવા માગે છે, અને વિરાટ સમાજને માટે શાપરૂપ નીવડે છે.

અને ન્યાતોની શક્તિ તપાસતાં પણ કેવો અનુભવ થાય છે? ન્યાતના છોકરા-ઓ – અને કોઈક વાર છોકરીઓ –ની કેળવણી માટે શિષ્યવૃત્તિ આપવી, છાત્રાલયો કાઢવાં, એને માટે ફંડ ભેગું કરવું, ન્યાતનો જૂનો ઈતિહાસ અને એને વિશેની પૌરાણિક કથાઓ જેમતેમ ભેગી કરવી અને એના અભિમાનમાં રાચવું, એટલું જ ન્યાતને હાથે થઈ શક્યું છે. સામાજિક, આર્થિક, હુન્નરવિષયક, અને એવાં બીજાં ક્ષેત્રોમાં પોતાની વિશિષ્ટ હાજતો બરાબર તપાસી એને લાયક સ્વતંત્ર કેળવણીની પદ્ધતિ નક્કી કરીને ચલાવવા જેટલો પુરુષાર્થ પણ કોઈ ન્યાતે હજી પૂરતો કરી બતાવ્યો નથી. ઊલટું ન્યાતે પોતાની શક્તિ પ્રગતિના રસ્તામાં કાંટા વાવવામાં જ ઘણી વાર વાપરી છે; ન્યાતની હસ્તી જ જાણે ધર્મપાલનમાં આડ-ખીલીરૂપ હોય એવી સ્થિતિ કરી મૂકી છે.

આજે સમાજમાં વર્ણવ્યવસ્થા છે જ નહીં. વર્ણનું વલણ તો દુનિયામાં બધે જ હોઈ શકે છે. પણ એ સમજીને એને નિશ્ચિત અને શાસ્ત્રીય રૂપ આપવું એ વર્ણવ્યવસ્થાનું કર્તવ્ય છે. તે આજે થતું નથી. વર્ણવ્યવસ્થાનો લોપ થયો છે એનાં અનેક કારણો છે, પણ એમાં ન્યાતની જવાબદારી પણ ઓછી નથી. આપણે જેમ જેમ વર્ણવ્યવસ્થાની પુનઃસ્થાપનાના પ્રયત્ન કરીશું તેમ તેમ જ્ઞાતિવ્યવસ્થા એની કેટલી વિરોધી છે એનો અનુભવ આપણને થશે.

૩–૯–’૩૬

## સામાજિક જવાબદારી

અનેક વ્યક્તિઓ મળીને એક કુટુંબ થાય છે. એ વ્યક્તિઓ હમેશને માટે એકત્ર રહેવાનો નિશ્ચય કરી એકરૂપ થઈ જાય છે અને જીવનવ્યાપી સહકારથી કુટુંબની સ્થાપના કરે છે. ‘જે છે તે કુટુંબ છે, વ્યક્તિઓને નોખું આસ્તિત્વ છે જ નહીં’ એ વૃત્તિથી બધા ચાલે છે અને તેથી જ કુટુંબ એક પવિત્ર સંસ્થા બને છે. કુટુંબમાં રહેલી વ્યક્તિને કુટુંબથી નોખો એવો પોતાનો સ્વાર્થ હોતો નથી. જે ક્ષણે એવો સ્વાર્થ વ્યક્તિમાં પેસી ગયો તે ક્ષણથી કુટુંબનો અધઃપાત શરૂ થયો. કુટુંબીઓની મહેનતથી જે કાંઈ આવક થાય છે અને શાખ બંધાય છે તે ભલે કરતાકારવતા એક પુરુષને નામે ચડે પણ એ બધું એનું એકલાનું નથી. પોતાની મરજી મુજબ એ બધું વાપરવાની એને છૂટ છે ખરી પણ એનું કારણ એ છે કે આખા કુટુંબના હિત આગળ એ પોતાનું સુખ તો શું પણ પોતાનો આરામ પણ ભૂલી ગયેલો હોય છે. જે ક્ષણે કુટુંબના સામુદાયિક હિતને વિસારી મૂકી એ પોતાના એશઆરામનો, પોતાની પ્રતિષ્ઠાનો અને પોતાના અધિકારનો જ વિચાર કરે છે તે ક્ષણે જ એનું જીવન શાપરૂપ થઈ જાય છે. એ ખાય છે તે

પાપ ખાય છે, ભોગવે છે તે પાપ ભોગવે છે અને ક્ષણે ક્ષણે પોતાની ચારિત્ર્યની મૂડી ખોઈ બેસે છે.

જો કર્તાપુરુષ કુટુંબની બધી સગવડો કબજે કરી કુટુંબથી નોખો પડે અને પછી કહે કે હું તો પોતાનું જ સાચવું છું, એમાં હું ક્યાં કોઈને અન્યાય કરું છું ત્યારે એ ન્યાયની વાત નથી કરતો પણ ચોખ્ખો કુટુંબદ્રોહ કરે છે. જ્યાં જ્યાં માણસ લાભને વળગે છે અને ધર્મને ભૂલી જાય છે ત્યાં ત્યાં એ ચોખ્ખો દ્રોહ કરે છે. એનું જીવન શુદ્ધ નથી, જીવવાનો હક પણ એ ખોઈ બેસે છે. જો માણસ કુટુંબથી જુદો પડે તો એણે કુટુંબના બધા લાભો તો છોડી દેવા જ જોઈએ. તેમ જ કુટુંબમાં રહી મેળવેલી પ્રતિષ્ઠાનો ઉપયોગ પણ એણે સ્વાર્થ ખાતર ન કરવો જોઈએ. જે સર્વસંગ છોડી વિરક્ત રહેવા તૈયાર થયો છે, સાદાઈનું — બલ્કે તપસ્યાનું જીવન ગાળવા તૈયાર હોય છે એને જ કુટુંબ બહાર જવાનો અધિકાર મળે.

જે નિયમ કુટુંબ માટે છે તે જ નિયમ દરેક જીવનવ્યાપી સહકાર માટે છે. સમાજસેવાની દૃષ્ટિએ સ્થાપન કરેલી સંસ્થામાં એ જ નિયમ લાગુ પડે છે. રાજા-પ્રજા વચ્ચેનો સંબંધ સ્થાયી હોઈ ત્યાં પણ એ જ ધર્મ સ્વીકારેલો હોવો જોઈએ. વર્ણવ્યવસ્થા એ પણ એ જ જાતનો જીવનવ્યાપી ધર્મપ્રધાન સહકાર છે. વર્ણ-વ્યવસ્થામાં દરેક વર્ણને જે સ્થાન છે તે આખા સમાજને લઈને છે.

કોઈ પણ દેશના વૈશ્ય વર્ગનો આપણે વિચાર કરીએ. સામાજિક પુરુષાર્થથી એટલે કે સમાજના બધા લોકોની મહેનતથી જે કંઈ ધન એકત્ર થાય છે તે વૈશ્યોના હાથમાં ભેગું થાય છે. એ ભલે વૈશ્યની સંપત્તિ ગણાતી હોય અને એ કેમ ખર્ચવી એની મુનસફી વૈશ્યના જ હાથમાં ભલે રહેલી હોય. છતાં ધર્મ કહે છે કે એ ધન આખા સમાજનું છે. સમાજના હિતને અર્થે જ એ વાપરવું જોઈએ. સમાજ જો વૈશ્યનો બહિષ્કાર કરે તો સમાજ પણ ન ટકી શકે અને વૈશ્ય પણ ન ટકી શકે. એટલે બંનેનો સંબંધ અવિભાજ્ય છે. આવી સ્થિતિમાં વૈશ્ય કેમ માની શકે કે મારી પાસેનું ધન મારું જ છે; એના ઉપર બીજા કોઈનો અધિકાર નથી. જેમ રક્ષણને કારણે રાજા વૈશ્ય પાસેથી અમુક હિસ્સો કરના રૂપમાં લઈ શકે છે તે જ પ્રમાણે આશ્રય આપવાને કારણે અને સહકારને કારણે આખો સમાજ પણ વૈશ્ય પાસેથી સંવિભાગની અપેક્ષા જરૂર રાખી શકે છે. પોતાની પાસે જે હોય તે બધું બધા સાથે ભાગ પડાવીને ખાવું એવી ધર્મની સ્પષ્ટ આજ્ઞા છે.

બ્રાહ્મણવર્ણ પણ સમાજથી નોખો, સ્વતંત્ર અને અળગો રહી ન શકે. બ્રાહ્મણ પાસે તો ધનનો સંગ્રહ હોવો જ ન જોઈએ. જેમ કાયર પુરુષ પોતાને ક્ષત્રિય ન કહેવડાવી શકે તેમ ધનદોલત પોતાની પાસે રાખનાર બ્રાહ્મણ પોતાને બ્રાહ્મણ તરીકે ન ઓળખાવી શકે. બ્રાહ્મણ કુળમાં જન્મ્યો એટલા ખાતર બ્રાહ્મણને મળતી બધી પ્રતિષ્ઠાનો લોભ રાખે અને બ્રાહ્મણ આદર્શને જાળવે નહીં એ માણસ

સમાજદ્રોહી છે. બ્રાહ્મણ પાસે જે ધન હોવું જોઈએ તે વિદ્યાધન, તપોધન, ચારિત્ર્યનું ધન. જો બ્રાહ્મણ આખા સમાજને, છેક ઉપરથી નીચે સુધીની તમામ ન્યાતોને, કશા પક્ષપાત વગર વિદ્યા ન આપે તો તે ચોર છે. પક્ષપાત કરવો જ હોય તો તે દીન, દુખિયાં, દબાયેલાં એવાં અનાથ લોકો પ્રત્યે જ હોવો જોઈએ, જેથી ધર્મનું પાલન સંપૂર્ણ રીતે કર્યાનું સમાધાન એને મળે. દેશમાં પારતંત્ર્ય હોય તો તેની નામોશી જેમ પ્રથમ ક્ષત્રિયની, દેશના ઉદ્યોગધંધાઓ ડૂબી ગયા હોય તો તેની નામોશી જેમ પ્રથમ વૈશ્યની તે જ પ્રમાણે દેશમાં ઘોર અજ્ઞાન વ્યાપેલું હોય, એક પણ કોમ સંસ્કારવિહીન રહેલી હોય તો તે નામોશી – તે પાપ બ્રાહ્મણને માથે છે.

કહે છે કે ચીન દેશમાં એવો રિવાજ હતો કે રાજા માંદો પડે કે તરત રાજવૈદનો તનખો બંધ થતો. એ જ ન્યાયે જો સમાજમાં મોટા મોટા વર્ગો, આખી ન્યાતો અસંસ્કારી રહે, કેળવણીથી વંચિત રહે તો બ્રાહ્મણવર્ગને દંડવો જોઈએ. બ્રાહ્મણ એ ધર્મ માટે જન્મેલો છે. બધા વર્ણોનો એ ગુરુ છે. એ જો પોતાના ધર્મનું પાલન ન કરે તો એણે આખા સમાજનો દ્રોહ કર્યો છે એમ કહેવાય. 'આ પૃથ્વી ઉપર જેટલું ધન છે તે બ્રાહ્મણનું જ છે; બ્રાહ્મણ જે ખાય છે તે પોતાનું જ ખાય છે.' એટલી પ્રતિષ્ઠા શાસ્ત્રોએ એમને આપી તે તેટલી જ મોટી જવાબદારી વગર નહીં. એ જવાબદારીનો ઈન્કાર કરી અત્યાર સુધી મેળવેલી પ્રતિષ્ઠાને બ્રાહ્મણ વળગી રહે તો તે સમાજનો દ્રોહ કરે છે. એણે તપશ્ચર્યા કરી, અધ્યયન કરી અને યાત્રા કરી જે કંઈ મેળવ્યું હોય તે બધું એણે આખા સમાજને પ્રથમ આપવું જોઈએ. આજે કેળવણીમાં સૌથી પછાત વર્ગ હોય તો તે હરિજનોનો છે. કેળવણી આપવાનું કામ બ્રાહ્મણે પ્રથમ કરવું જોઈએ. અને એ કેળવણી કેવળ ધાર્મિક ઉપદેશની અથવા ક્રિયાકાંડની નહીં પણ એમના ધંધાની કેળવણી પણ આપવાની ફરજ બ્રાહ્મણની જ છે.

सर्वेषां ब्राह्मणो विद्यात् वृत्त्युपायान् यथाविधि ।
प्रब्रूयात् इतरेभ्यश्च स्वयं चैव तथा भवेत् ॥

બ્રાહ્મણે બધા વર્ણોની આજીવિકાના ઉપાયોનું એટલે કે ધંધાનું જ્ઞાન બરાબર મેળવી લેવું જોઈએ; એ જ્ઞાન બીજાઓને ભણાવવું જોઈએ અને પોતે પણ તે જ પ્રમાણે ચાલવું જોઈએ.

આજે ઘણા બ્રાહ્મણો કહે છે કે અમે ક્યાં કોઈને અન્યાય કરીએ છીએ? અમે તો કેવળ અમારું સાચવીને બેઠા છીએ. તેઓ જાણતા નથી કે સમાજમાં કેવળ પોતાનું જ સાચવીને બેસવું એ જ મોટો અધર્મ છે, એ જ અન્યાય છે. પોતાની પાસે જે કંઈ હોય, પછી એ જ્ઞાન હોય, આવડત હોય, ધન હોય કે બળ હોય, એનો લાભ બધાને આપવો જ જોઈએ. સમાજહિતને માટે આપણે છીએ એ વસ્તુ સમાજની દરેક વ્યક્તિએ સ્વીકારવી જ જોઈએ.

૨૦-૮-'૩૩

# નવો જન્મ

પોતાની ન્યાત બહારનો કોઈ માણસ જો પોતાની ન્યાતની નિંદા કરે તો એ લોકો કેવા ખળભળી ઊઠે છે! ન્યાત એ એ લોકો માટે જીવતી વસ્તુ છે એટલું તો એ ખળભળાટ પરથી સિદ્ધ થાય છે. જે વખતે દેશની નિંદા જ નહીં પણ દેશનું સત્યાનાશ વળાય છે, તે વખતે એ સત્યાનાશ વાળનાર જાલિમ પરકીય સત્તા સામે જેટલા લોકો ઊકળી ઊઠે છે તેટલા જ લોકો પૂરતો દેશ જીવતો છે. અને તેટલા જ લોકો દેશની દૃષ્ટિએ જીવતા છે.

જ્ઞાતિજીવનમાંથી એક વખતે લોકોને પોષણ મળતું. વ્યક્તિગત જીવન અને કુટુંબજીવન કરતાં જ્ઞાતિજીવન મારફતે માણસ પોતાના ઉચ્ચ આદર્શને પ્રાપ્ત કરી શકતો હતો. તેથી વ્યક્તિઓ અને કુટુંબો ન્યાત માટે મરી ફીટતાં હતાં. આજે કૃતાર્થતા દેશજીવનમાં છે, રાષ્ટ્રજીવનમાં છે. એ જીવનને જેઓ ઓળખે છે અને જીવે છે તેમનામાં જ મર્દાનગી, તેજસ્વિતા અને શુદ્ધ દૃષ્ટિ આવી શકે છે; બાકીના બધા પામર જીવન ગાળે છે. તેઓ ભલે પૈસા કમાતા હોય, ઊંચે સ્થાને બેઠા હોય, ખુશામતના ખોરાક પર જીવતા હોય તોય તેમને અંતરનું સમાધાન ન મળી શકે. આપણે પછાત છીએ, પામર છીએ, આજના જમાનામાં સામાન્ય માણસે પણ જ્યાં સુધી ચડવું જોઈએ ત્યાં સુધી આપણે ચડ્યા નથી, આપણે ઊતરતા છીએ, એ જાતનું હીનતાનું ભાન એમને વળગેલું જ રહે છે. આના કરતાં બીજું શું તેજોહાનિ કરનાર હોઈ શકે? પોતાના જેવા બીજા ઘણા છે એ જાતનો સંતોષ મેળવવાનો તેઓ ગમે તેટલો પ્રયત્ન કરે તોયે એ જાતના પુરાવા ઢગલાબંધ મળતા છતાં તેમનું અસમાધાન જ વધે છે. જેઓ પોતાના જેવા નથી, દેશને ઓળખે છે, દેશને માટે જીવે છે તેઓ ડહાપણ કરતા નથી, પોતાનું હિત સમજતા નથી, વખત આવ્યે પસ્તાશે, એમ માનવાનો આ લોકો ગમે તેટલો પ્રયત્ન કરે તોયે ડગલે ને પગલે તેઓ દેશસેવકોને નમે જ છે; પોતે ઊંચે નથી ચડી શકતા એ માટે પોતાના પર ઊંડે ઊંડે ચિડાયેલા રહે છે, અને એ ચીડમાંથી શાંતિ મેળવવા માટે દેશસેવકો ઉપર ચિડાવાનાં કારણો શોધે છે.

આ બધી અસ્વસ્થતા દૂર કરવાનો એક જ માર્ગ છે. દેશને ઓળખવો, દેશની સેવા એ પણ જીવનની એક જરૂરિયાત છે એટલું સ્વીકારવું; અને જેમ પોતાનાં સ્ત્રીપુત્રાદિને માટે દિવસરાત એ વૈતરું કરે છે, ત્યાગ કરે છે, એમના સુખમાં પોતાનું સુખ જુએ છે, તેવી જ રીતે પોતાના દેશને હૃદયમાં સ્થાન આપી દેશના સુખે સુખી થવાની, દેશના દુ:ખે દુ:ખી થવાની વૃત્તિ કેળવે. આમાં કંઈ વિશેષ બહાદુરી કેળવવાપણું નથી હોતું. આમાં કંઈ વિશેષ ખુવાર થવાપણું પણ નથી

રહેતું. ફક્ત પોતાના સુખદુ:ખનું, પોતાની પ્રતિષ્ઠાનું અને પોતાના પ્રેમનું સ્થાન વ્યાપક કરવાપણું રહે છે. જૂના સંબંધો તૂટે ત્યાં નવા બંધાય છે. જૂનું આશ્વાસન છોડવું પડે છે ત્યાં નવાં આશ્વાસન મળે છે. જૂની સંકુચિત નજર તજાય છે ત્યાં ઊંચા પહાડ ઉપર ઊભા રહી વિશાળ પ્રદેશ નિહાળવાનો આનંદ મળે છે. ફક્ત લાગણીમાં ફેરફાર કરવાનો જ એમાં સવાલ છે. એમાં ખોવાપણું કશું નથી, બધું મેળવવાપણું જ છે.

૪-૫-'૩૦

## વર્ણવ્યવસ્થા

વર્ણવ્યવસ્થા ગુણકર્મવિભાગશ: છે. એ બેમાંથી ગુણ ઘણે મોટે અંશે આનુવંશિક હોવાથી, અને કર્મ અથવા ઉપજીવિકાના ઉદ્યોગ કે ધંધામાં પણ કુળપરંપરાનું મહત્ત્વ વધારે હોવાથી વર્ણવ્યવસ્થા મનુષ્યના જન્મ પ્રમાણે નક્કી કરવામાં અ-શાસ્ત્રીયપણું કે અન્યાય જેવું કંઈ નથી. According to birth કે according to worth એવો કાલ્પનિક વિરોધ ઊભો કરી ચાતુર્વર્ણ્યનો વિરોધ કરવામાં કશો જ અર્થ નથી. ગુણકર્મવિભાગ ઘણુંખરું જન્મ પ્રમાણે જ પડતાં હોવાથી ચાતુર્વર્ણ્ય ઈશ્વરકૃત (ગીતાના ભગવાનની ભાષામાં मया सृष्टं) મનાયું છે. પરંતુ ચાતુર્વર્ણ્યનું આધારભૂત તત્ત્વ ગુણ અને કર્મ છે એ વિશે શંકા નથી. ગીતામાં જ્યાં બ્રાહ્મણોનાં કર્મ ગણાવ્યાં છે ત્યાં તે ગુણો જ છે. ક્ષાત્રકર્મને વિશે પણ એમ જ કહી શકાય. વૈશ્યશૂદ્રોની બાબતમાં માત્ર જે સ્વાભાવિક કર્મ કહ્યાં છે તે કર્મો જ છે.

બ્રાહ્મણ અને ક્ષત્રિય બંને વર્ણો પ્રત્યક્ષ રીતે સમાજસેવા-પરાયણ હોવાથી તેમની આજીવિકા સમાજ ચલાવે છે. વૈશ્ય અને શૂદ્રને માત્ર આજીવિકા મેળવવા સારુ વિશિષ્ટ કર્મ કરવાં પડે છે. આ જ કારણે ઉપર જણાવેલો ભેદ કર્યો હશે. મનુસ્મૃતિએ માત્ર બ્રાહ્મણોને માટે છ કર્મો ગણાવીને તેમાંથી ત્રણ (અધ્યાપન, યાજન અને પ્રતિગ્રહ) આજીવિકાને માટે અને ત્રણ (યજન, દાન અને અધ્યયન) ધર્મને સારુ એટલે સમાજસેવા સારુ કરવાં એમ કહ્યું છે. આમાંથી અધ્યાપનથી આજીવિકા મળતી હોય તોપણ તેનો પ્રધાન ઉદ્દેશ સમાજસેવા જ છે. આજીવિકા સારુ અધ્યાપન કરનારો 'ઉપાધ્યાય' બ્રાહ્મણવર્ગમાં પણ બહુ પ્રતિષ્ઠા મેળવતો નથી.

કોઈ પણ ધંધાનો મનુષ્ય વર્ણ પ્રમાણે ભિન્ન વૃત્તિથી રહી શકે છે. દરજીની મોટી દુકાનમાં રોજ રોજની મજૂરી લઈ સીવવું, બોરિયાં ચોડવાં વગેરે ફાલતુ કામ કરનાર દરજી શૂદ્ર દરજી છે. સીવણકામની મોટી દુકાન ચલાવનાર દરજીને

વૈશ્ય દરજી કહી શકાય. શહેરમાંના બધા દરજીનું સંગઠન કરી, પ્રસંગ પ્રાપ્ત થતાં સમાજ અથવા સરકાર વિરુદ્ધ હડતાળ પડાવી દરજી જ્ઞાતિના હકોનું રક્ષણ કરનાર તે ક્ષત્રિય દરજી છે એમ કહેવું જોઈએ. અને દરજીકામના વર્ગો ચલાવી તે કળાનું જ્ઞાન, શીખવવામાં ચિત્તની ચોરી કર્યા વિના આપનારને બ્રાહ્મણ દરજી કહી શકાય. ('યતિધર્મસંગ્રહ' ગ્રંથમાં દશ પ્રકારના બ્રાહ્મણોનું વર્ણન અત્રિસ્મૃતિમાંથી ઉદ્ધૃત કરેલું છે તે આ સંબંધમાં જરૂર જોવા જેવું છે. તેમાં ક્ષત્રિય બ્રાહ્મણ, વૈશ્ય બ્રાહ્મણ, મ્લેચ્છ બ્રાહ્મણ, વગેરે વર્ગો પાડી તેમનાં લક્ષણો ગણાવેલાં છે. જાતિ અને વર્ગ એ બે તત્ત્વોનાં મિશ્રણથી આવા પ્રકારનું વર્ગીકરણ ઉત્પન્ન થાય છે.)

અહીં સુધી 'ગુણશઃ' પદ વિશે વિચાર કર્યો. પરંતુ સમાજમાં ચાલતા બધા ઇષ્ટ ધંધા વંશપરંપરાથી ચાલતા કરી સમાજદ્રોહી હરીફાઈ બંધ કરવા માટે જ વર્ણવ્યવસ્થા મુખ્યત્વે રચાયેલી છે.

પોતાથી થઈ શકે એવું ગમે તે કામ સમાજસેવાના પરોપકારી હેતુથી ગમે તેણે કરવું. કેમ કે એમ કરવામાં ધંધાની હરીફાઈ નથી. આજીવિકાનો ધંધો સ્વીકારો તો તે વંશપરંપરાથી પ્રાપ્ત થયેલો હોય તે અથવા તેના જ જેવો કોઈ બીજો, એવો વર્ણવ્યવસ્થાનો આગ્રહ છે. એટલે જ સમાજની દૃષ્ટિથી બધા વર્ણો સમાન ગણેલા છે. પ્રત્યેક વર્ણ પોતપોતાને સ્થળે શ્રેષ્ઠ છે એવો કલ્યાણકારી સિદ્ધાંત ન સ્વીકારીએ તો હરીફાઈ અટકી નહીં શકે, અને જગતમાં દ્રોહ, વિગ્રહ અને અસૂયા બંધ નહીં થાય. વંશપરંપરાના સંસ્કારને કારણે સ્વકર્મ અને સ્વધર્મના અનુશીલનથી અસાધારણ કૌશલ્યની પ્રાપ્તિ થાય છે. સામાજિક રીતે વિચાર કરતાં આ બહુ મોટો લાભ છે. વકીલના દીકરાને ગળથૂથીમાં જ વકીલાત મળે છે. મોટો થતાં જૂના અસીલો પણ તેને કાયમના મળી રહેવાના. આમ વકીલઅસીલમાં ઘરોબાનો સંબંધ દૃઢ થાય છે. કોઈ પણ ધંધો પૈસા ઉસેડવા સારુ કરવો નહીં એવો આર્ય સમાજશાસ્ત્રનો નિયમ હોવાથી અને દરેક ધંધાનું વળતર તે તે જમાના માટે 'सर्वभूतहिते रताः' એવા નિષ્પક્ષ અને નિઃસ્પૃહ સમાજસેવક ઋષિઓએ નક્કી કરેલું હોવાથી જુદા જુદા ધંધાઓ વચ્ચે અદેખાઈ થવાને કારણ રહેતું નથી.

કોઈ એક અપવાદાત્મક વ્યક્તિને પોતાનો પેઢીદર ચાલી આવેલો ધંધો પસંદ ન હોય અને બીજો જ કોઈ ધંધો વધારે અનુકૂળ હોય એમ બને; પરંતુ એવા અપવાદ પરથી સમાજવ્યવસ્થા વ્યવસ્થાશૂન્ય કે તંત્રશૂન્ય કરવી એ બુદ્ધિશૂન્યતાનું લક્ષણ છે. ઉપજીવિકાની વ્યવસ્થા કેવળ સમાજહિતની દૃષ્ટિથી જ રચવામાં વ્યક્તિનો વિકાસ કુંઠિત થાય છે એમ માનવાને કશું જ કારણ નથી. સાળ ઉપર કપડું વણીને પેટ ભરનાર કબીરનો અને તંબૂ તૈયાર કરીને પોતાનું તેમ જ પોતાના શિષ્યોનું પેટ ભરનાર સેંટ પૉલનો વિકાસ કઈ બાજુથી કુંઠિત થયો હતો?

સ્ત્રીઓ વિશેષે કરીને બાળઉછેરમાં ગૂંથાઈ જતી હોવાથી તેમને આજીવિકા સારુ સ્વતંત્ર ધંધો કરવાની આવશ્યકતા ન રહેવી જોઈએ. પતિના ધંધામાં તે

હાથમદદ કરે એટલે થયું. વસ્તુસ્થિતિ આવી હોવાથી જેમ ગોત્રની બાબતમાં નિયમ છે તેમ વર્ણની બાબતમાં પણ નિશ્ચય થઈ શકે કે પતિનો વર્ણ તે જ પત્નીનો વર્ણ. જ્યાં રહેણીકરણી અને વિચારસરણી પરસ્પરાનુકૂળ હોય અને બીજા કોઈ કારણે સંબંધ દૂષિત ન થતો હોય તો વર્ણાંતર વિવાહ થાય તોયે તેમાં સમાજ-દ્રોહ કે ધર્મહાનિ નથી. આવી બાબતમાં વ્યક્તિઓએ જ પોતાના હિતઅહિતનો વિચાર કરવાનો છે.

આવા વર્ણાંતર વિવાહ કરવા જ એવો આગ્રહ રાખવાથી પણ તે ઝાઝા થવાના નથી. અને સમાજહિતૈષી લોકો જો યોગ્ય અપવાદોનો વિરોધ ન કરતાં એવા સંબંધોને આશીર્વાદ જ આપે તો સામાજિક વાતાવરણ નીરોગી અને ચેતનવાન રહેશે.

* * *

ધર્મનું અધ્યયન અને આચરણ તેમ જ કાલાનુરૂપ સંસ્કરણ એ બાબતોને પ્રાધાન્ય આપી સમાજનાં સંસ્કાર, જ્ઞાન, કૌશલ્ય અને પરાક્રમ વધારવાને જે લોકો સમાજસેવાને વરે તે બ્રાહ્મણ.

ધર્મશાસ્ત્રનું (એમાં સમાજશાસ્ત્ર પૂર્ણપણે આવી જાય છે) સંપૂર્ણ અધ્યયન કરીને, સમાજના સર્વ વહેવારની જરૂર જેટલી માહિતી મેળવી, સમાજમાંના સર્વ વર્ગોના અને ઘટકોના રક્ષણપાલનની જવાબદારી નિષ્પક્ષાપાતપણે અને જાગૃતિથી પાર પાડે તે ક્ષત્રિય.

સમાજનાં નિત્ય વર્ધમાન ભિન્ન ભિન્ન અંગોને જરૂરી એવી વસ્તુઓ તૈયાર કરીને પૂરી પાડનાર તેમ જ સમાજને ઉપયોગી અનેક પ્રકારનું જ્ઞાન અને કૌશલ્ય પ્રાપ્ત કરી વળતર લઈ તે સમાજને આપનાર, અને વસ્તુઓ અથવા કૌશલ્ય પ્રાપ્ત કરવામાં, વેચવામાં અને પોતાના જીવનમાં જેઓ ધર્મ એટલે સમાજહિતનું ઉલ્લંઘન કરતા નથી તે વૈશ્ય.

પરિચર્યા એટલે અંગસેવા લેવી અથવા આપવી સમાજહિતની દૃષ્ટિથી બહુ હિતકારક નથી. જે કામો દરેક જણે જાતે જ કરવાં જોઈએ તે બીજાઓ પાસે કરાવવામાં બંને પક્ષે વ્યક્તિનું અને સમાજનું અહિત જ થાય છે. પરિચર્યા કરનાર અને કરાવનાર બંને પરસ્પર આશ્રિત જ થયા. બાળક, વૃદ્ધ, રોગી, દુર્બળ અથવા ગાંડાં એટલાં જ સ્વભાવે કરીને પરિચર્યાનાં અધિકારી ઠરે છે. એવાંઓની પરિચર્યા બનતા સુધી કુટુંબમાંના લોકોએ જ વખત કાઢી આદ્ય ધર્મ સમજીને કરવી જોઈએ. પરિચર્યા આજીવિકાનો બહોળો ધંધો થાય એ ઇષ્ટ નથી. સમાજ જ્યારે હીન થાય છે, ત્યારે સમાજસેવાના પરોપકારી ક્ષેત્રમાં ધંધાદારી લોકો ઘૂસી જવાથી સેવાનાં કામો ધંધાનાં સાધનો થઈ બેસે છે.

સમાજહિતની દૃષ્ટિથી પરિચર્યા ભયાવહ છે એ વિચાર પ્રાચીન આર્યોમાં જેટલો જાગ્રત હોવો જોઈતો હતો તેટલો નહોતો. પ્રાચીન કાળના આર્યસદૃશ ગ્રીકયવન

લોકો તો એમ જ માનતા કે 'પરિચારક ગુલામો સમાજનું સ્વાભાવિક અંગ જ છે.' પરિચર્યાસ્વીકારના દોષને કારણે આર્ય સંસ્કૃતિ અને ગ્રીક સંસ્કૃતિ બંને નીચી પડી છે એ આપણે આજે સ્પષ્ટ જોઈ શકીએ છીએ. ગુલામ, શૂદ્ર અને અંત્યજ વગેરે વર્ણોનો આપણે નવેસર વિચાર કરવો જોઈએ.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણો સંસ્કારપ્રધાન છે. એ સંસ્કાર ગ્રહણ કરવાની જેમની યોગ્યતા જ નથી અથવા જેમને સંસ્કાર અર્પવામાં જ સમાજ નિષ્ફળ જાય તે લોકોને સારુ પરિચર્યા એ જ આજીવિકાનું સાધન બની રહે છે. પરિચર્યા કરનારને એક જ ગુણ કેળવવાનો હોય છે – નમ્રતા, સંતોષ એટલે કે અસૂયાનો અભાવ, અને ઉદ્યોગિતા એટલે કે આલસ્યનો અભાવ.

એક બાજુથી પરિચર્યાનું ક્ષેત્ર જ સંકુચિત કરતા જવું, અને બીજી બાજુથી શિક્ષણશાસ્ત્રમાં નવા નવા પ્રયોગો કરી સંસ્કાર અર્પવાની નિષ્ફળતાના ક્ષેત્રને છેક નહીં જેવું કરી મૂકવું એ સમાજના ઉત્કર્ષનું લક્ષણ છે. એમ કરતાં કરતાં શૂદ્ર વર્ણ જ નામશેષ થવો જોઈએ. જે સમાજમાં સંસ્કાર અને કૌશલ્યના અભાવવાળો શૂદ્ર વર્ગ બહુ મોટો છે તે સમાજ ગળે મોટો પથરો બાંધી તરવાનો મિથ્યા પ્રયત્ન કરે છે એમ કહેવું જોઈએ. એવો સમાજ પરાધીન થવાનો.

શિક્ષણ અને સ્વાવલંબનના વિકાસથી શૂદ્રવર્ણનું સ્થાન દૂર કરીને બાકીના ત્રણ વર્ણનો વિચાર કરીએ. આળસ અને વિલાસ એ બે દોષો જો ઓછા થાય તો લોભ અને મત્સર પણ ઓછા થાય. સંતોષ અને પરાક્રમ એ બંને જો પૂર્ણ પ્રમાણમાં વધે તો કોઈ કોઈને લૂંટે નહીં, કોઈ કોઈને અન્યાય કરે નહીં. એ પરિસ્થિતિમાં પ્રજારક્ષણમાં જ જીવન ગાળનાર ક્ષત્રિયોની સંખ્યા આપોઆપ ઓછી થશે. સમાજમાં રોગ વધો ને દાક્તર લોકોનો ધંધો આબાદ થાઓ એવું જેમ આપણે ઇચ્છતા નથી તે જ પ્રમાણે લૂંટફાટ, અન્યાય, બળજબરી વધતી રહે અને પાડોશનાં રાષ્ટ્રો વાઘવરુ જેવાં બને અને પછી તેમની સામે પ્રજાનું રક્ષણ કરવાની તક ક્ષત્રિયોને મળે, તેમની પ્રતિષ્ઠા અને આબાદી વધે એવી ઇચ્છા પણ અયોગ્ય જ ગણાશે. આગના બંબા, દુકાળની રાહતો, અને દવાખાનાં કામ વિના બેકાર પડે એવી જેમ આપણી ઇચ્છા હોય છે છતાં ખબરદારીથી તેમની તૈયારી રાખીએ છીએ તે પ્રમાણે કમર કસીને લડનારો, જીવની પરવા ન કરનારો, પક્ષપાતરહિત રક્ષણપરાયણ, તેમ જ વ્યસનમુક્ત ક્ષત્રિયવર્ણ રાખવો જોઈએ. એવી તૈયારી રાખવા છતાં સમાજમાં આદર્શ માણસાઈ પ્રવર્તે અને ક્ષત્રિયવર્ણની જરૂર જ ન રહે એવી ઇચ્છા અને એવો આદર્શ રાખવાં જોઈએ.

જ્યાં સુધી જન્મથી જ મનુષ્ય શિક્ષણસંપન્ન અને સંસ્કારસંપન્ન હોય નહીં ત્યાં સુધી જ્ઞાનદાન કરનારો વર્ગ અવશ્ય રહેવાનો જ. એ વર્ગના હાથમાં સત્તા અને એનાં સાધનો ન રહેવાં જોઈએ. બ્રાહ્મણવર્ણ સત્ય, સેવા અને સ્વાવલંબનનો આદર્શ કેળવી સાવ સાદાઈથી સમાધાનપૂર્વક રહે તો આ વર્ગ વધે તેનું કદી દુઃખ

કે ભય નથી. પરંતુ એ વર્ગની સંખ્યા હમેશ પરિમિત જ રહેવાની. બ્રાહ્મણોનો આદર્શ કઠણ હોવાથી વંશપરંપરાથી પ્રાપ્ત થયેલા સંસ્કારોની મદદથી જ તેનું પાલન સહેલું થઈ શકે. તોપણ પોતાના ઉજ્જવળ જીવનક્રમથી ગમે તે વર્ણના માણસને સેવાકાર્ય કરવું શક્ય છે અને હોવું જોઈએ. એવો મનુષ્ય નિરહંકારી જ હશે. અને સર્વ વર્ણ સમાન છે એવી સામાજિક બુદ્ધિ દૃઢ થતાં તે બ્રાહ્મણવર્ણમાં જન્મેલો ન હોય તો પોતાને બ્રાહ્મણ કહેવડાવવાનો આગ્રહ જ નહીં રાખે. તેથી ઊલટું સમાજ પણ તેનો જીવનક્રમ જોઈ તેને બ્રાહ્મણ કહ્યા સિવાય રહેશે નહીં એ પણ તેટલું જ સાચું છે. આવા લોકોના વંશજો જો એ જ આદર્શ જાળવે તો એની મેળે બ્રાહ્મણકુળોમાં ભળી જાય એ તદ્દન સ્વાભાવિક છે.

હવે એક વૈશ્યવર્ણ. વેદમાં વિટ્ અથવા વિશ્નો અર્થ 'વૈશ્ય' પણ થાય છે અને સામાન્યપણે 'મનુષ્ય' પણ થાય છે. એ યથાયોગ્ય જ છે. કેમ કે વિરાટ મનુષ્યસમાજ ગમે ત્યારે વૈશ્ય જ હોવાનો. આ વૈશ્યસમાજમાં સર્વ પ્રકારના ધંધા-વાળાઓ આવી જાય છે. પુસ્તકો લખીને પેટ ભરનાર, દીવાનગીરી કરીને રાજ્ય ચલાવનાર, પગાર લઈને સરકારી ન્યાયાધીશનું કામ કરનાર અને ચામડાં કમાવીને તેના જોડા બનાવનાર એ બધા તેમ જ ખેડૂત, રબારી ભરવાડ, સાળવી, વણકર અને વણજારાના જેવી જમાતો વૈશ્યો જ છે. એક વૈશ્યવર્ણમાં અસંખ્ય જ્ઞાતિઓની જમાતો સમાઈ જાય છે. આ સર્વ જમાતોમાં પરસ્પર વિવાહ થશે જ એવું કંઈ નથી. પરંતુ વર્ણવ્યવસ્થા અનુસાર પ્રતિબંધ તો હોવો ન જોઈએ. આમ વિવાહ-વ્યવસ્થાનું નિબંધન સ્વાભાવિક થવાથી સમાજ વિશેષ સુસંગઠિત અને જોમવાળો થશે ને સ્ત્રીઓની સ્થિતિ તો પુષ્કળ સુધરશે જ.

૧૯૩૨

# શૂદ્રવર્ણનો બોજો

આપણા ધર્મમાં કહ્યું છે કે, શૂદ્રોએ મનમાં કશી જાતની અસૂયા રાખ્યા વગર એટલે કે અદેખાઈ કર્યા વગર ત્રણે વર્ણની પરિચર્યા કરવી. પરિચર્યા એટલે ચાકરકામ. સામાજિક દૃષ્ટિએ ચાકરકામ આવશ્યક હોવાથી એને હીન ન લેખાય. છતાં બધા જ દેશોમાં અને બધા જ કાળમાં આજીવિકાને ખાતર પરિચર્યાનું કામ કરવું એ હીન જ લેખાયું છે. આનું કંઈ કારણ હોવું જોઈએ. દરેક માણસે પોતાની શારીરિક હાજતો પોતાને જ શ્રમે પૂરી કરી લેવી જોઈએ એ સ્વાભાવિક છે. પોતાના શરીરની સુખાકારી પંડે જ જાળવે. કૌટુંબિક કામોને કુટુંબીજનો જ પહોંચી વળે. એમાં દાસદાસી કે નોકરચાકરનું પ્રયોજન ન હોવું જોઈએ. માણસ દુઃસ્થિતિમાં આવી પડે અને બીજાની સેવા લેવી પડે તો, પરોપકારી સજ્જનો એટલી મદદ કરે કે તેથી

મુશ્કેલી દૂર થતાંવેંત માણસ ફરી સ્વાવલંબી થઈ જાય. અને મદદગાર માણસ પોતાને કામે વળગી જાય. આને બદલે જો પગારદાર લોકોને પરિચર્યા માટે રોકવામાં આવે તો પરાવલંબનની સ્થિતિ કાયમની થઈ જવાની; અને સામાજિક સડો શરૂ થવાનો. ધંધા તરીકે પરિચર્યા કરવામાં બેવડું પરાવલંબન છે. કેમ કે એમાં સેવા કરનાર અને સેવા લેનાર બંને પંગુ, અને આશ્રિત બની જાય છે.

પોતે તરી જાય અને બીજાને તારે તે આર્યપુરુષ. પોતે પડે અને બીજાને પણ પાડે તે હીન પુરુષ. માટે જ સમાજમાં પરિચર્યા કરનાર લોકોનો વર્ગ જેટલો ઓછો તેમ સારું. સમાજ મુખ્યત: ત્રૈવર્ણિક જ હોય. જે અજ્ઞાન છે, અસંસ્કારી છે તે જ શૂદ્ર છે. એવા લોકોનો બોજો વધે તો સમાજનું વહાણ ડૂબી જવાનું. જેમ બને તેમ શૂદ્ર વર્ણ ઓછો રાખવો જોઈએ. જેટલા લોકો ધંધાદાર છે તે બધા ત્રૈવર્ણ્યમાં આવવા જોઈએ. પછી એ ધંધો ઉજળિયાત હોય કે ન હોય. કૃષિ, ગોરક્ષા અને વાણિજ્યમાં તમામ જાતની કારીગરીના ધંધા આવી જ જાય છે. વૈશ્ય વર્ણ એ કંઈ સ્વતંત્ર કોમ નથી. અનેક ધંધાની અનેક ન્યાતો મળીને જે સામાન્ય જનસમુદાય બને છે તે આખો સમાજ વૈશ્ય. સ્વાર્થત્યાગપૂર્વક જે રાજ્ય ચલાવે તથા પ્રજારક્ષણ કરે અને તેમ કરવા સારુ પોતાની જાત ઉપર કઠણ અંકુશ મૂકે તે ક્ષત્રિય.

વિત્ત અને સત્તા વિશે અત્યંત બેફિકર રહી, સમાજની દયા ઉપર પોતાની જાતને નભાવે અને વિદ્યા, સંસ્કારિતા, કળા, હુન્નર – ટૂંકામાં સમાજનું ધારણ કરનાર વિશાળ અને સાર્વભૌમ ધર્મની બાબતમાં જે શોધખોળ કરે, પ્રયોગો કરે અને એનો સર્વત્ર પ્રચાર કરે એવો તપસ્વી વર્ગ તે બ્રાહ્મણ. આ બે પરોપકારપરાયણ વર્ગો છોડી દઈએ એટલે બાકીનો સંસ્કારક્ષમ મુખ્ય જનસમુદાય તે વિરાટ વૈશ્યવર્ણ છે. જેઓ કોઈ પણ જાતનો સંસ્કાર ગ્રહણ ન કરી શકે, જેમનામાં સ્વતંત્ર પુરુષાર્થ નથી એવા દુર્દૈવ લોકોનો વર્ગ, તેટલો જ શૂદ્ર ગણાવો જોઈએ.

અપંગ બાળકોને કેળવણી આપી સંસ્કારી બનાવવા માટે જેમ આધુનિક વીર કેળવણીકારો પ્રયત્ન કરી રહ્યા છે તેમ શૂદ્રોને પણ ધીમે ધીમે શૌચાદિક કેળવણી આપી દ્વિજ જેવા બનાવવા એ હિંદુ ધર્મનો મુખ્ય પ્રયાસ હોવો જોઈએ. પોતે જ ધીમેધીમે સંસ્કારો છોડતો જાય અને નૈતિક અસંસ્કારિતા કેળવતો જાય તે સમાજ બીજાને શી રીતે સુધારે? આપણા લોકોને સફાળા જાગવાનો સમય આવી ચૂક્યો છે.

૫–૬–'૨૭

## સાપ્તવર્ણ્ય

વર્ણ એટલે રંગ. જૂના કાળમાં સફેદ, લાલ, પીળો અને કાળો એમ ચાર વર્ણોના ચાર રંગ કલ્પેલા હતા. ગાયનવિદ્યામાં જે પ્રમાણે રાગરાગણીનાં રૂપો, રંગ

અને સગપણો કૃત્રિમ રીતે ઠરાવવામાં આવ્યાં હતાં તે જ પ્રમાણે બ્રાહ્મણાદિ વર્ણોના ચાર રંગ કલ્પવામાં આવ્યા છે. પોતાની ગોરી ચામડીનું અભિમાન ધરાવનારા પાશ્ચાત્ય સંશોધકોને ભારતવર્ષીય આર્ય લોકોમાં પણ એ જ અર્થનું વર્ણાભિમાન હતું એમ કહેવાની આને લીધે બહુ સારી સગવડ થઈ છે. ત્રણ વર્ણ એક જ આર્ય જાતિના હતા અને શૂદ્ર માત્ર આ દેશના મૂળ રહેવાસી હતા એમ પણ કહેવાય છે. તે ગમે તેમ હો; જો સૂર્યપ્રકાશના રંગ અથવા વર્ણ સાત છે, તો આર્ય કલ્પના પ્રમાણે સંપૂર્ણ સમાજવ્યવસ્થામાં પણ સાત વર્ણ શા સારુ ન હોય એવી એક કલ્પના પ્રથમ મનમાં આવેલી. સમાજની પ્રાથમિક અવસ્થામાં બધા જ પ્રકારનાં કર્મો એક જ વ્યક્તિ કરે એ સ્વાભાવિક છે. સમાજ જેમ જેમ વિકસિત થતો જાય છે તેમ તેમ કાર્યભેદ—કર્તવ્યભેદ સ્થિર થતાં વર્ગ અથવા વર્ણ ચોક્કસ થાય છે. આમ વિચાર કરીએ તો તો શ્રુતિ-સ્મૃતિ-પુરાણકાળમાં આર્ય સમાજશાસ્ત્રે પ્રથમ ત્રણ અને પાછળથી ચાર વર્ણોની કલ્પના કરી તે યથાયોગ્ય હતું. પરંતુ હવે સમાજ અધિક વિકસિત અથવા જટિલ થયો છે, જીવનક્ષેત્રનો વિસ્તાર વધ્યો છે ત્યારે તે ચારમાં બીજા ત્રણ વર્ણ ઉમેરી મેઘધનુષ્યના સાત રંગ પ્રમાણે વર્ણ-વ્યવસ્થા સંપૂર્ણ અને સુંદર કેમ ન કરવી એ મૂળ કલ્પના.

પ્રાચીન ગ્રંથોમાં લખ્યું છે કે પ્રથમ એક જ વર્ણ હતો. પાછળથી તેના ત્રણ અને પછી ચાર થયા. પરંતુ આ વિધાન વિકાસવાદની નહીં પણ યુગહ્રાસની દૃષ્ટિથી થયું છે એમ લાગે છે. પ્રથમ એક જ દેવ હતો, એક જ વેદ હતો અને વર્ણ પણ એક જ હતો એવું તે વિધાન છે (મ. ભા.). એક વર્ણ એટલે બ્રાહ્મણવર્ણ. ધર્મ જે સમયે સંપૂર્ણપણે જાગ્રત હોય છે, અને બધા જ લોકો અત્યંત પવિત્ર, સત્યનિષ્ઠ અને દીર્ઘાયુ હોય છે તે વખતે એક વર્ણ હોય એ જ સ્વાભાવિક છે. આવી કલ્પનાથી ઉપરનું વિધાન થયેલું હોવું જોઈએ. બધા જ લોકો સુશિક્ષિત, સંસ્કારસંપન્ન, સ્વાવલંબી, સંતોષી, સત્યાગ્રહી અને મોક્ષપરાયણ થયા પછી સમાજમાં એક જ વર્ણ બાકી રહેશે એમ આજે પણ આપણને લાગે છે. બૌદ્ધ, જૈન, શીખ, બ્રહ્મસમાજી વગેરે આર્ય સંપ્રદાયોમાં પણ ચાતુર્વર્ણ્યની કલ્પનાને ઉત્તેજન મળ્યું નથી. હિંદુઓએ માત્ર હિંદુઓને જ સારુ ચલાવેલી શિક્ષણસંસ્થાઓમાં પણ ચાતુર્વર્ણ્યને આજે ઉત્તેજન મળતું નથી. જૂના આચારનો થોડોક દેખાવ સંભાળી રાખવા ખાતર કેટલીક સંસ્થાઓમાં બાહ્ય વહેવારમાં થોડોક નામનો વર્ણભેદ પળાય છે ખરો પરંતુ શિક્ષણપદ્ધતિ અને વિદ્યાર્થીઓનું વ્યાપક જીવન નિર્વર્ણી અથવા એકવર્ણી જ હોય છે એમ કહેવામાં કશી જ હરકત નથી. આ એક વર્ણ ક્યો એ નક્કી કરવું પણ મુશ્કેલ છે. જરા ધ્યાનથી જોતાં ખબર પડે છે કે મધ્યમ સ્થિતિના યુવાનોને ઉજળિયાત શિક્ષણ આપવું એટલી જ મતલબ સાધવાનો એ સંસ્થાઓનો ઉદ્દેશ હોય છે. વૈશ્ય અને શૂદ્ર વર્ણનાં લક્ષણો ભેગાં થયાં હોય ત્યાં બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ણનાં લક્ષણો દેખાય તોપણ તે માત્ર

મુશ્કેલી દૂર થતાંવેંત માણસ ફરી સ્વાવલંબી થઈ જાય. અને મદદગાર માણસ પોતાને કામે વળગી જાય. આને બદલે જો પગારદાર લોકોને પરિચર્યા માટે રોકવામાં આવે તો પરાવલંબનની સ્થિતિ કાયમની થઈ જવાની; અને સામાજિક સડો શરૂ થવાનો. ધંધા તરીકે પરિચર્યા કરવામાં બેવડું પરાવલંબન છે. કેમ કે એમાં સેવા કરનાર અને સેવા લેનાર બંને પંગુ, અને આશ્રિત બની જાય છે.

પોતે તરી જાય અને બીજાને તારે તે આર્યપુરુષ. પોતે પડે અને બીજાને પણ પાડે તે હીન પુરુષ. માટે જ સમાજમાં પરિચર્યા કરનાર લોકોનો વર્ગ જેટલો ઓછો તેમ સારું. સમાજ મુખ્યતઃ ત્રૈવર્ણિક જ હોય. જે અજ્ઞાન છે, અસંસ્કારી છે તે જ શૂદ્ર છે. એવા લોકોનો બોજો વધે તો સમાજનું વહાણ ડૂબી જવાનું. જેમ બને તેમ શૂદ્ર વર્ણ ઓછો રાખવો જોઈએ. જેટલા લોકો ધંધાદાર છે તે બધા ત્રૈવર્ણ્યમાં આવવા જોઈએ. પછી એ ધંધો ઉજળિયાત હોય કે ન હોય. કૃષિ, ગોરક્ષા અને વાણિજ્યમાં તમામ જાતની કારીગરીના ધંધા આવી જ જાય છે. વૈશ્ય વર્ણ એ કંઈ સ્વતંત્ર કોમ નથી. અનેક ધંધાની અનેક ન્યાતો મળીને જે સામાન્ય જનસમુદાય બને છે તે આખો સમાજ વૈશ્ય. સ્વાર્થત્યાગપૂર્વક જે રાજ્ય ચલાવે તથા પ્રજારક્ષણ કરે અને તેમ કરવા સારુ પોતાની જાત ઉપર કઠણ અંકુશ મૂકે તે ક્ષત્રિય.

વિત્ત અને સત્તા વિશે અત્યંત બેફિકર રહી, સમાજની દયા ઉપર પોતાની જાતને નભાવે અને વિદ્યા, સંસ્કારિતા, કળા, હુન્નર – ટૂંકામાં સમાજનું ધારણ કરનાર વિશાળ અને સાર્વભૌમ ધર્મની બાબતમાં જે શોધખોળ કરે, પ્રયોગો કરે અને એનો સર્વત્ર પ્રચાર કરે એવો તપસ્વી વર્ગ તે બ્રાહ્મણ. આ બે પરોપકારપરાયણ વર્ગો છોડી દઈએ એટલે બાકીનો સંસ્કારક્ષમ મુખ્ય જનસમુદાય તે વિરાટ વૈશ્યવર્ણ છે. જેઓ કોઈ પણ જાતનો સંસ્કાર ગ્રહણ ન કરી શકે, જેમનામાં સ્વતંત્ર પુરુષાર્થ નથી એવા દુર્દૈવ લોકોનો વર્ગ, તેટલો જ શૂદ્ર ગણાવો જોઈએ.

અપંગ બાળકોને કેળવણી આપી સંસ્કારી બનાવવા માટે જેમ આધુનિક વીર કેળવણીકારો પ્રયત્ન કરી રહ્યા છે તેમ શૂદ્રોને પણ ધીમે ધીમે શૌચાદિક કેળવણી આપી દ્વિજ જેવા બનાવવા એ હિંદુ ધર્મનો મુખ્ય પ્રયાસ હોવો જોઈએ. પોતે જ ધીમેધીમે સંસ્કારો છોડતો જાય અને નૈતિક અસંસ્કારિતા કેળવતો જાય તે સમાજ બીજાને શી રીતે સુધારે? આપણા લોકોને સફાળા જાગવાનો સમય આવી ચૂક્યો છે.

૫–૯–'૨૭

## સાપ્તવર્ણ્ય

વર્ણ એટલે રંગ. જૂના કાળમાં સફેદ, લાલ, પીળો અને કાળો એમ ચાર વર્ણના ચાર રંગ કલ્પેલા હતા. ગાનવિદ્યામાં જે પ્રમાણે રાગરાગણીનાં રૂપો, રંગ

અને સગપણો કૃત્રિમ રીતે ઠરાવવામાં આવ્યાં હતાં તે જ પ્રમાણે બ્રાહ્મણાદિ વર્ણોના ચાર રંગ કલ્પવામાં આવ્યા છે. પોતાની ગોરી ચામડીનું અભિમાન ધરાવનારા પાશ્ચાત્ય સંશોધકોને ભારતવર્ષીય આર્ય લોકોમાં પણ એ જ અર્થનું વર્ણાભિમાન હતું એમ કહેવાની આને લીધે બહુ સારી સગવડ થઈ છે. ત્રણ વર્ણ એક જ આર્ય જાતિના હતા અને શૂદ્ર માત્ર આ દેશના મૂળ રહેવાસી હતા એમ પણ કહેવાય છે. તે ગમે તેમ હો; જો સૂર્યપ્રકાશના રંગ અથવા વર્ણ સાત છે, તો આર્ય કલ્પના પ્રમાણે સંપૂર્ણ સમાજવ્યવસ્થામાં પણ સાત વર્ણ શા સારુ ન હોય એવી એક કલ્પના પ્રથમ મનમાં આવેલી. સમાજની પ્રાથમિક અવસ્થામાં બધા જ પ્રકારનાં કર્મો એક જ વ્યક્તિ કરે એ સ્વાભાવિક છે. સમાજ જેમ જેમ વિકસિત થતો જાય છે તેમ તેમ કાર્યભેદ–કર્તવ્યભેદ સ્થિર થતાં વર્ગ અથવા વર્ણ ચોક્કસ થાય છે. આમ વિચાર કરીએ તો તો શ્રુતિ-સ્મૃતિ-પુરાણકાળમાં આર્ય સમાજશાસ્ત્રે પ્રથમ ત્રણ અને પાછળથી ચાર વર્ણોની કલ્પના કરી તે યથાયોગ્ય હતું. પરંતુ હવે સમાજ અધિક વિકસિત અથવા જટિલ થયો છે, જીવનક્ષેત્રનો વિસ્તાર વધ્યો છે ત્યારે તે ચારમાં બીજા ત્રણ વર્ણ ઉમેરી મેઘધનુષ્યના સાત રંગ પ્રમાણે વર્ણવ્યવસ્થા સંપૂર્ણ અને સુંદર કેમ ન કરવી એ મૂળ કલ્પના.

પ્રાચીન ગ્રંથોમાં લખ્યું છે કે પ્રથમ એક જ વર્ણ હતો. પાછળથી તેના ત્રણ અને પછી ચાર થયા. પરંતુ આ વિધાન વિકાસવાદની નહીં પણ યુગહ્રાસની દૃષ્ટિથી થયું છે એમ લાગે છે. પ્રથમ એક જ દેવ હતો, એક જ વેદ હતો અને વર્ણ પણ એક જ હતો એવું તે વિધાન છે (મ. ભા.). એક વર્ણ એટલે બ્રાહ્મણવર્ણ. ધર્મ જે સમયે સંપૂર્ણપણે જાગ્રત હોય છે, અને બધા જ લોકો અત્યંત પવિત્ર, સત્યનિષ્ઠ અને દીર્ઘાયુ હોય છે તે વખતે એક વર્ણ હોય એ જ સ્વાભાવિક છે. આવી કલ્પનાથી ઉપરનું વિધાન થયેલું હોવું જોઈએ. બધા જ લોકો સુશિક્ષિત, સંસ્કારસંપન્ન, સ્વાવલંબી, સંતોષી, સત્યાગ્રહી અને મોક્ષપરાયણ થયા પછી સમાજમાં એક જ વર્ણ બાકી રહેશે એમ આજે પણ આપણને લાગે છે. બૌદ્ધ, જૈન, શીખ, બ્રહ્મસમાજી વગેરે આર્ય સંપ્રદાયોમાં પણ ચાતુર્વર્ણ્યની કલ્પનાને ઉત્તેજન મળ્યું નથી. હિંદુઓએ માત્ર હિંદુઓને જ સારુ ચલાવેલી શિક્ષણસંસ્થાઓમાં પણ ચાતુર્વર્ણ્યને આજે ઉત્તેજન મળતું નથી. જૂના આચારનો થોડોક દેખાવ સંભાળી રાખવા ખાતર કેટલીક સંસ્થાઓમાં બાહ્ય વહેવારમાં થોડોક નામનો વર્ણભેદ પળાય છે ખરો પરંતુ શિક્ષણપદ્ધતિ અને વિદ્યાર્થીઓનું વ્યાપક જીવન નિર્વર્ણી અથવા એકવર્ણી જ હોય છે એમ કહેવામાં કશી જ હરકત નથી. આ એક વર્ણ કયો એ નક્કી કરવું પણ મુશ્કેલ છે. જરા ધ્યાનથી જોતાં ખબર પડે છે કે મધ્યમ સ્થિતિના યુવાનોને ઉજળિયાત શિક્ષણ આપવું એટલી જ મતલબ સાધવાનો એ સંસ્થાઓનો ઉદ્દેશ હોય છે. વૈશ્ય અને શૂદ્ર વર્ણનાં લક્ષણો ભેગાં થયાં હોય ત્યાં બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ણનાં લક્ષણો દેખાય તોપણ તે માત્ર

શોભા પૂરતાં જ. જીવનમાં, શિક્ષણમાં અને સંસ્કારમાં જ્યારે વર્ણનો લોપ થઈ રહ્યો છે ત્યારે ચારને ઠેકાણે સાત વર્ણની કલ્પના સમાજ આગળ મૂકવી એ કેટલું વહેવારુ છે એ એક મોટો સવાલ રહે છે. ચારને ઠેકાણે સાત વર્ણ કરીને સમાજ સંઘટન આપણે વિશેષ દુર્ઘટ તો નથી કરતા એવી શંકા પણ ઊઠે છે. પરંતુ જો વર્ણવ્યવસ્થા શાસ્ત્રશુદ્ધ છે, અને માનવજાતિના ઉત્કર્ષ તેમ જ અભ્યુદયને માટે કારણભૂત છે એવી શ્રદ્ધા સાચી અને દૃઢમૂલ હશે, તેમ જ ખરેખર જ સમાજ-શાસ્ત્રની દૃષ્ટિથી વર્ણવ્યવસ્થા શાસ્ત્રશુદ્ધ નીવડવાની હશે તો વર્ણ વધે કે ઘટે એનો ભય રાખવાની જરૂર નથી.

સામાજિક જીવનમાં ધંધાઓ અગણિત છે. પણ સમાજના અસ્તિત્વને માટે, સ્થિરતાને માટે અને અભ્યુદયને માટે અત્યંત આવશ્યક સામાજિક વર્ગો ક્યા પડી શકે છે એ આપણે પ્રથમ જોવું જોઈએ. તે પછી રહેણીકરણી અને વિચારસરણી પ્રમાણે તેમના કેટલા વિભાગો થઈ શકે તે નક્કી કરવું જોઈએ. કેટલાક ધંધા વિશિષ્ટ સમયે અસાધારણ મહત્ત્વના અને કેટલાક વગર કારણે હીન ગણાઈ જાય છે. હુન્નરી અને કળાધર લોકોને પ્રાચીન સમયમાં યથાયોગ્ય પ્રતિષ્ઠા નહોતી. એક જમાનામાં તેમને રાજ્યવ્યવસ્થા તરફથી સવિશેષ રક્ષા અને આશ્રય મળતાં. પરંતુ તે સાથે તેમનું કુદરતી સ્વાતંત્ર્ય બહુ જ સંકોચાઈ જતું. કોઈ કોઈ સમયે તો તેમની સ્થિતિ છેક ગુલામ જેવી જ થઈ જતી. તેથી ઊલટું પાશ્ચાત્ય દેશોમાં આ જમાનામાં એ વર્ગોને તેમની યોગ્યતાથી વિશેષ એવું સમાજધુરીણોનું અથવા સમાજગુરુનું પદ પ્રાપ્ત થશે એવો ઘાટ જણાય છે. આ ભેદને માટે ઐતિહાસિક કારણો પૂરતાં અને સબળ છે એ સાચું. પરંતુ વર્ણવ્યવસ્થાનો વિચાર કરતાં આપણે બને તેટલી શાસ્ત્રીય તટસ્થતા સ્વીકારવી જોઈએ.

*   *   *

લશ્કર પોતાના પેટ પર ચાલે છે એ કહેવત આખા સમાજને લાગુ પડે છે. મનુષ્ય અન્નમય છે, અન્નવસ્ત્રપ્રાપ્તિ એ જીવનનો મુખ્ય આધાર છે એ કદી ભુલાવું ન જોઈએ. એમાંથી પણ વસ્ત્ર માટેનો કાચો માલ મુખ્યત: વનસ્પતિજન્ય હોવાથી અન્નવસ્ત્રનો વિચાર એકત્ર જ કરવો પડે છે; જોકે વસ્ત્રનિર્માણની કળા જટિલ અને દીર્ઘકાલીન હોવાને લીધે વસ્ત્રો તૈયાર કરવાનો એક સ્વતંત્ર ધંધો પણ થઈ શકે છે. ખેતી અને વણાટના ધંધાને એકત્ર ગણવા કે ભિન્ન ગણવા? એ ધંધાઓ જુદા હોવા છતાં તેમનો વર્ણ એક જ રાખવાનું કદાચ વધારે યોગ્ય થશે. પરંતુ આ વિશે ઊંડાણથી વિચાર થવો જરૂરી છે. કેમ કે ખેતીના ધંધામાં જે વિવિધતા હોય છે, ભૂમિ સાથે, પશુપક્ષીઓ સાથે, પર્જન્યાદિ પ્રાકૃતિક શક્તિઓ સાથે અને વિવિધ મનુષ્યજીવન સાથે જેટલો ખેડૂતને સંબંધ થાય છે તેટલો વણ-કરને થતો નથી. વણકરનો ધંધો ક્રયવિક્રયરૂપી બજારની સંસ્થા સાથે જેટલો બંધા-યેલો છે તેટલો ખેતીનો કદાચ નહીં પણ હોય. ખેતીના ધંધામાં ઋતુ પરત્વે જે

વિવિધતા આવી શકે છે તે પણ વણાટમાં ઓછી મળે છે. આ બંને ધંધામાં મુખ્ય સામ્ય એ છે કે બંને મનુષ્યજીવનને અતિ આવશ્યક છે તેમ જ બંનેમાં સ્ત્રીઓ પુરુષોની સાથે સરખી રીતે ભાગ લઈ શકે છે, અને લે એ જરૂરનું પણ હોય છે. હોશિયાર, મહેનતુ અને ઉત્સાહી ખેડૂત ફુરસદના દિવસોમાં વણાટનો ધંધો ઘર આગળ જ કરી શકે છે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે.

આ બે ધંધા પછી એટલા જ મહત્ત્વનો પરંતુ ઓછા લોકોને રોકનારો ધંધો સુથારી અને લુહારકામ કરનાર કારીગરોનો અથવા 'કારુ'ઓનો ધંધો છે. ખેતીનાં હથિયારો, વણાટનાં ઓજારો, ઘરમાં જરૂરનું નાના પ્રકારનું રાચરચીલું, એ બનાવવાને માટે અને ખુદ ઘર બાંધવાને માટે સુથાર, લુહાર, કડિયા, કુંભાર વગેરે કારીગરોની જરૂર રહે છે.

* * *

અન્ન, વસ્ત્ર, ઘર અને માણસનું મુખ્ય લક્ષણ જે ઓજારો તથા રાચરચીલું, એટલાંની સગવડ થયા પછી માણસને જો કશાની અતિશય જરૂર જણાતી હોય તો સમાજમાં શાણા પુરુષોની. આ ડાહ્યાને નવી નવી કલ્પનાઓ સૂઝે છે. મનુષ્યસ્વભાવની ઓળખ હોય છે, જૂના પ્રસંગોનું સ્મરણ હોય છે, તેનો સ્વભાવ બહુ પ્રયોગપરાયણ હોય છે અને બીજાની અડચણ પોતાની જ સમજીને દૂર કરવા સારુ મહેનત કરવા જેટલો તેના હૃદયનો વિકાસ થયેલો હોય છે. આ બધા ગુણોને લીધે બધાને તે પ્રિય હોય છે. પશુમાત્ર જેમ પાણી પીવાને સ્થળે દરરોજ જાય છે તે જ પ્રમાણે સમાજના સર્વ લોકો કંઈક અટક્યું કે તેના તરફ જ વળે છે. કાળાન્તરે વિશેષ પ્રસંગોમાં લોકોને આજ્ઞા કરવાની યોગ્યતા તે પ્રાપ્ત કરે છે. એ યોગ્યતાને લીધે જ બધાંની બાજુ જોઈ સંભાળી બધાંનો ન્યાય તોળવાનું કામ તેને માથે આવે છે. આમ સર્વને સમદૃષ્ટિથી જોવાની યોગ્યતા વધારવાનું તેને અપરિહાર્ય થઈ પડે છે.

તેની બુદ્ધિ, તેની ભાવનાશક્તિ, કલ્પકતા, સામર્થ્ય અને સમય સમાજસેવામાં જ વિશેષ રોકાવાથી. તેના વ્યક્તિગત સુખસમાધાન પર ધ્યાન આપવાની [illegible] સમાજને થવા માંડે છે. અગ્રત્વનું માન તેને મળે છે. આમ પ્રતિષ્ઠાની સાથે [illegible] વૈભવ પણ વધે છે.

આટલેથી જ આ શાણા પુરુષની પ્રગતિ અટકી ન જાય તો તેનામાં [illegible] નિ:સ્પૃહતા અને સ્વસુખને વિશે નિરભિલાષવૃત્તિ વધવાં જોઈએ. [illegible] વૈરાગ્યથી જ પ્રતિષ્ઠા અને વૈભવ શોભે છે, સ્થિર થાય છે અને [illegible] સમજવાને બહુ વખત જવાની જરૂર નથી. નિષ્કામ સેવા એ જ [illegible] વણમાગ્યું ઐશ્વર્ય એ તેનું ફળ છે.

'न सर्वः सर्वं वेत्ति' એ ન્યાયે આ ડાહ્યાના અનેક પ્રકાર [illegible] થાય છે. એ શાણો ક્યાંક વૈદ થશે, કોઈ ઠેકાણે કારીગરોનો [illegible] બીજે ન્યાયાધીશ થશે, ક્યાંક રાષ્ટ્રનો શાયર થશે, ક્યાંક [illegible]

શોભા પૂરતાં જ. જીવનમાં, શિક્ષણમાં અને સંસ્કારમાં જ્યારે વર્ણનો લોપ થઈ રહ્યો છે ત્યારે ચારને ઠેકાણે સાત વર્ણની કલ્પના સમાજ આગળ મૂકવી એ કેટલું વહેવારુ છે એ એક મોટો સવાલ રહે છે. ચારને ઠેકાણે સાત વર્ણ કરીને સમાજ સંઘટન આપણે વિશેષ દુર્ઘટ તો નથી કરતા એવી શંકા પણ ઊઠે છે. પરંતુ જો વર્ણવ્યવસ્થા શાસ્ત્રશુદ્ધ છે, અને માનવજાતિના ઉત્કર્ષ તેમ જ અભ્યુદયને માટે કારણભૂત છે એવી શ્રદ્ધા સાચી અને દૃઢમૂલ હશે, તેમ જ ખરેખર જ સમાજ-શાસ્ત્રની દૃષ્ટિથી વર્ણવ્યવસ્થા શાસ્ત્રશુદ્ધ નીવડવાની હશે તો વર્ણ વધે કે ઘટે એનો ભય રાખવાની જરૂર નથી.

સામાજિક જીવનમાં ધંધાઓ અગણિત છે. પણ સમાજના અસ્તિત્વને માટે, સ્થિરતાને માટે અને અભ્યુદયને માટે અત્યંત આવશ્યક સામાજિક વર્ગો ક્યા પડી શકે છે એ આપણે પ્રથમ જોવું જોઈએ. તે પછી રહેણીકરણી અને વિચારસરણી પ્રમાણે તેમના કેટલા વિભાગો થઈ શકે તે નક્કી કરવું જોઈએ. કેટલાક ધંધા વિશિષ્ટ સમયે અસાધારણ મહત્ત્વના અને કેટલાક વગર કારણે હીન ગણાઈ જાય છે. હુન્નરી અને કળાધર લોકોને પ્રાચીન સમયમાં યથાયોગ્ય પ્રતિષ્ઠા નહોતી. એક જમાનામાં તેમને રાજ્યવ્યવસ્થા તરફથી સવિશેષ રક્ષા અને આશ્રય મળતાં. પરંતુ તે સાથે તેમનું કુદરતી સ્વાતંત્ર્ય બહુ જ સંકોચાઈ જતું. કોઈ કોઈ સમયે તો તેમની સ્થિતિ છેક ગુલામ જેવી જ થઈ જતી. તેથી ઊલટું પાશ્ચાત્ય દેશોમાં આ જમાનામાં એ વર્ગોને તેમની યોગ્યતાથી વિશેષ એવું સમાજધુરીણોનું અથવા સમાજગુરુનું પદ પ્રાપ્ત થશે એવો ઘાટ જણાય છે. આ ભેદને માટે ઐતિહાસિક કારણો પૂરતાં અને સબળ છે એ સાચું. પરંતુ વર્ણવ્યવસ્થાનો વિચાર કરતાં આપણે બને તેટલી શાસ્ત્રીય તટસ્થતા સ્વીકારવી જોઈએ.

* * *

લશ્કર પોતાના પેટ પર ચાલે છે એ કહેવત આખા સમાજને લાગુ પડે છે. મનુષ્ય અન્નમય છે, અન્નવસ્ત્રપ્રાપ્તિ એ જીવનનો મુખ્ય આધાર છે એ કદી ભુલાવું ન જોઈએ. એમાંથી પણ વસ્ત્ર માટેનો કાચો માલ મુખ્યત: વનસ્પતિજન્ય હોવાથી અન્નવસ્ત્રનો વિચાર એકત્ર જ કરવો પડે છે; જોકે વસ્ત્રનિર્માણની કળા જટિલ અને દીર્ઘકાલીન હોવાને લીધે વસ્ત્રો તૈયાર કરવાનો એક સ્વતંત્ર ધંધો પણ થઈ શકે છે. ખેતી અને વણાટના ધંધાને એકત્ર ગણવા કે ભિન્ન ગણવા? એ ધંધાઓ જુદા હોવા છતાં તેમનો વર્ણ એક જ રાખવાનું કદાચ વધારે યોગ્ય થશે. પરંતુ આ વિશે ઊંડાણથી વિચાર થવો જરૂરી છે. કેમ કે ખેતીના ધંધામાં જે વિવિધતા હોય છે, ભૂમિ સાથે, પશુપક્ષીઓ સાથે, પર્જન્યાદિ પ્રાકૃતિક શક્તિઓ સાથે અને વિવિધ મનુષ્યજીવન સાથે જેટલો ખેડૂતને સંબંધ થાય છે તેટલો વણ-કરને થતો નથી. વણકરનો ધંધો ક્રયવિક્રયરૂપી બજારની સંસ્થા સાથે જેટલો બંધા-યેલો છે તેટલો ખેતીનો કદાચ નહીં પણ હોય. ખેતીના ધંધામાં ઋતુ પરત્વે જે

વિવિધતા આવી શકે છે તે પણ વણાટમાં ઓછી મળે છે. આ બંને ધંધામાં મુખ્ય સામ્ય એ છે કે બંને મનુષ્યજીવનને અતિ આવશ્યક છે તેમ જ બંનેમાં સ્ત્રીઓ પુરુષોની સાથે સરખી રીતે ભાગ લઈ શકે છે, અને લે એ જરૂરનું પણ હોય છે. હોશિયાર, મહેનતુ અને ઉત્સાહી ખેડૂત ફુરસદના દિવસોમાં વણાટનો ધંધો ઘર આગળ જ કરી શકે છે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે.

આ બે ધંધા પછી એટલા જ મહત્ત્વનો પરંતુ ઓછા લોકોને રોકનારો ધંધો સુથારી અને લુહારકામ કરનાર કારીગરોનો અથવા 'કારુ'ઓનો ધંધો છે. ખેતીનાં હથિયારો, વણાટનાં ઓજારો, ઘરમાં જરૂરનું નાના પ્રકારનું રાચરચીલું, એ બનાવવાને માટે અને ખુદ ઘર બાંધવાને માટે સુથાર, લુહાર, કડિયા, કુંભાર વગેરે કારીગરોની જરૂર રહે છે.

* * *

અન્ન, વસ્ત્ર, ઘર અને માણસનું મુખ્ય લક્ષણ જે ઓજારો તથા રાચરચીલું, એટલાંની સગવડ થયા પછી માણસને જો કશાની અતિશય જરૂર જણાતી હોય તો સમાજમાં શાણા પુરુષોની. આ ડાહ્યાને નવી નવી કલ્પનાઓ સૂઝે છે. મનુષ્યસ્વભાવની ઓળખ હોય છે, જૂના પ્રસંગોનું સ્મરણ હોય છે, તેનો સ્વભાવ બહુ પ્રયોગપરાયણ હોય છે અને બીજાની અડચણ પોતાની જ સમજીને દૂર કરવા સારુ મહેનત કરવા જેટલો તેના હૃદયનો વિકાસ થયેલો હોય છે. આ બધા ગુણોને લીધે બધાને તે પ્રિય હોય છે. પશુમાત્ર જેમ પાણી પીવાને સ્થળે દરરોજ જાય છે તે જ પ્રમાણે સમાજના સર્વ લોકો કંઈક અટક્યું કે તેના તરફ જ વળે છે. કાળાન્તરે વિશેષ પ્રસંગોમાં લોકોને આજ્ઞા કરવાની યોગ્યતા તે પ્રાપ્ત કરે છે. એ યોગ્યતાને લીધે જ બધાંની બાજુ જોઈ સંભાળી બધાંનો ન્યાય તોળવાનું કામ તેને માથે આવે છે. આમ સર્વને સમદૃષ્ટિથી જોવાની યોગ્યતા વધારવાનું તેને અપરિહાર્ય થઈ પડે છે.

તેની બુદ્ધિ, તેની ભાવનાશક્તિ, કલ્પકતા, સામર્થ્ય અને સમય સમાજસેવામાં જ વિશેષ રોકાવાથી. તેના વ્યક્તિગત સુખસમાધાન પર ધ્યાન આપવાની ચિંતા સમાજને થવા માંડે છે. અગ્રત્વનું માન તેને મળે છે. આમ પ્રતિષ્ઠાની સાથે તેનો વૈભવ પણ વધે છે.

આટલેથી જ આ શાણા પુરુષની પ્રગતિ અટકી ન જાય તો તેનામાં સૌંદર્ય, નિઃસ્પૃહતા અને સ્વસુખને વિશે નિરભિલાષવૃત્તિ વધવાં જોઈએ. ત્યાગ અને વૈરાગ્યથી જ પ્રતિષ્ઠા અને વૈભવ શોભે છે, સ્થિર થાય છે અને વધે છે એ સમજવાને બહુ વખત જવાની જરૂર નથી. નિષ્કામ સેવા એ જ પરમ તપ છે; વણમાગ્યું ઐશ્વર્ય એ તેનું ફળ છે.

'न सर्वः सर्वं वेत्ति' એ ન્યાયે આ ડાહ્યાના અનેક પ્રકાર અથવા અવતાર થાય છે. એ શાણો ક્યાંક વૈદ થશે, કોઈ ઠેકાણે કારીગરોનો આચાર્ય થશે, વળી બીજે ન્યાયાધીશ થશે, ક્યાંક રાષ્ટ્રનો શાયર થશે; ક્યાંક રાજા થશે, ક્યાંક કુશળ

સેનાની થશે, સમાજવ્યવસ્થાપક ધર્મકાર થશે, નાવિક કે સાર્થવાહ થશે, તારાઓ જોઈ ભવિષ્ય કહેનાર જોષી થશે, લોકોની અનામત જાળવનારો વેપારી શાહુકાર થશે, સાહિત્યાચાર્ય થશે કે પછી લોકહિતનાં મોટાં મોટાં કામો ઉઠાવનારો સ્થપતિ – ઈજનેર થશે.

ચારિત્ર્યની ઉદારતા પછી તરત જ બીજા કોઈ ગુણની સમાજને અત્યંત ચાહના હોય તો તે સૂઝ છે. સૂઝ, અથવા પ્રત્યુત્પન્નમતિ એ એક જ ગુણથી જગતની અસાધારણ પ્રગતિ થઈ છે. સૂઝ એ મનુષ્યસમાજરૂપી મોટરગાડીનું પેટ્રોલ છે. ચારિત્ર્યની આર્યતા એ તેનું સુકાન છે. (આજની મનુષ્યસંસ્કૃતિમાં સુકાનની પ્રતિષ્ઠા ઓછી થઈ ગઈ છે. બધા પેટ્રોલની જ કદર કરે છે. આથી માનવદુ:ખોનો ઢગલો ઊંચો થતો જાય છે.)

સમાજમાંના ડાહ્યા પુરુષની ઉપર જે અનેક વિભૂતિઓ ગણાવી તે ઉપર ઉપરથી જોતાં ગમે તેટલી ભિન્ન જણાય તોપણ મૂળમાં તેમનું લક્ષણ એક જ છે. ભિન્ન ભિન્ન કાળમાં અને ભિન્ન ભિન્ન સમાજમાં જુદી જુદી વિભૂતિઓ પ્રધાન બને છે. અને આશ્ચર્યની વાત તો એ છે કે મૂળે એક જ જાત હોઈને આ જુદી જુદી વિભૂતિઓ એકએકની અદેખાઈ અને તિરસ્કાર કરતી જણાઈ છે. પરંતુ તેમાં આશ્ચર્ય શાનું? વૃત્તિસામ્ય અથવા ક્ષેત્રસામ્ય ન હોય તો મત્સર કે તિરસ્કારને સ્થાન જ ક્યાં?

* * *

સમાજમાં જે પ્રમાણે ડાહ્યાઓનો આ એક વર્ગ આપોઆપ ઉત્પન્ન થાય છે અને સામાન્ય વ્યવસાયમાંથી તે મુક્ત રહે છે; તે જ પ્રમાણે મંદબુદ્ધિને કારણે તેમ જ મહત્ત્વાકાંક્ષાના અભાવને લીધે બતાવેલું ચીંધેલું કરીને જીવવામાં જ સમાધાન માનનારો એક વર્ગ રહે છે. આજ સુધી સામાજિક અન્યાયથી – શાણા વર્ગના 'નૃશંસ્ય'-ને લીધે – આ વર્ગ બેશુમાર વધ્યો છે. બુદ્ધિ હોય પણ વિકાસને અવકાશ ન હોય. અને મહત્ત્વને પહોંચવાની યોગ્યતા હોય પરંતુ મહત્ત્વાકાંક્ષા જેવી વસ્તુ જ આપણે માટે નથી એવી વૃત્તિ થઈ જાય એવી પરિસ્થિતિ સર્વત્ર દેખાય છે. જગતના મોટા પુરુષોની યાદી આપણે અભિમાનપૂર્વક તૈયાર કરીએ છીએ. પરંતુ મનુષ્યસંખ્યાના પ્રમાણમાં અને મનુષ્યની શક્તિના પ્રમાણમાં એ યાદી એટલી નાની છે કે સંકુચિત દૃષ્ટિના સ્વાર્થ અને અન્યાયથી માનવજાતનું અનંત રીતે અકલ્યાણ કરનાર લોકોએ શરમથી માથું ભોંયમાં ઘાલી દેવું જોઈએ. કરોડો દુર્દૈવી લોકોને જો આપણે યોગ્ય તક મળવા દીધી હોત તો જગતના મોટા કર્તાપુરુષોની યાદી હજારોગણી વધી હોત.

ચાતુર્વર્ણ્યની પુનર્ઘટનાનો વિચાર કરતી વખતે આજ સુધી થયેલા આ જગદ્-વ્યાપી અન્યાયનું પરિમાર્જન કેમ થઈ શકે તેનો મુખ્ય વિચાર થવો જોઈએ. આજ સુધી જેમણે સામાજિક ભાર વહ્યો છે છતાં સામાજિક પુરુષાર્થમાંથી કશો લાભ

જેમને મળ્યો નથી તેમને વિકાસની વિશેષ તક મેળવી આપવી જોઈએ. અન્યાયનું બીજ વવાયું તેનું વિશાળ વૃક્ષ જામી તેનાં ડાળમૂળિયાં કોટયવધિ લોકોને જકડી બેઠાં છે. આવી સ્થિતિમાં આજ સુધી થયું તે ભલે થયું, હવે છે તે સ્થિતિ સ્વીકારી હવે બધાંએ સલાહસંપથી રહેવું એવો શાંતિમંત્ર 'પુષ્ટિરસ્તુ તુષ્ટિરસ્તુ' ભણતાં ભણતાં ઉચ્ચારવો એ તો અજગર પશુને ગળીને પછી તેને પચાવવાનો સમય માગે તેના જેવો ઘાટ છે.

પ્રાચીન શાસ્ત્રોમાં કહ્યું છે કે વંશપરંપરાના સંસ્કાર સાત પેઢી સુધી પહોંચે છે. તે વખતે તે ખરું હશે. પરંતુ શિક્ષણ, અનુકૂળ પરિસ્થિતિ, જવાબદારી, સમાન દરજ્જો, મહત્ત્વાકાંક્ષા, સત્સંગ અને વિકાસને જોઈતો અવકાશ અથવા તક એ બધી વસ્તુની મદદથી એક જ પેઢી દરમ્યાન જોઈએ તેટલી પ્રગતિ કરી બતાવી શકાય છે. આ વિષયમાં પ્રાચીન શાસ્ત્રકારોના વચનનું જેટલું પ્રામાણ્ય છે તેના કરતાં આજના સમાજસેવકોનું પ્રામાણ્ય વધારે ગણાવું જોઈએ.

૧. અંગસેવા – ચાકરીની મજૂરી, ૨. ઉદ્યોગધંધાની અથવા સાર્વજનિક કામોની મજૂરી, ૩. વૈતરું કરીને રોજને છેડે રોજી મેળવવાનો ધંધો, ૪. મહિને મહિને પગાર મળે તેવી નોકરી, ૫. હુન્નરઉદ્યોગ કરીને પેટ ભરવાનો વ્યવસાય, ૬. કારીગર લોકોને નોકરીએ રાખી લઈ નાનાંમોટાં કારખાનાં ચલાવવાનો ધંધો, ૭. ધંધાની આબરૂનો જેમાં વિશેષ વિચાર થતો હોય એવા પેશાઓ (professions), ૮. પગાર લઈને સમાજસેવાનાં નાનાંમોટાં કામો કરવાનો ધંધો, ૯. સમાજ આપે તે લઈને અથવા તે પણ ન લેતાં નિરપેક્ષતાથી સેવાનું પવિત્ર જીવન અને છેવટે ૧૦. અયાચિત વૃત્તિથી રહીને સમાજકલ્યાણનું ધ્યાન કરતાં કરતાં કર્તવ્યાતીત થઈને રહેવું! – એ જીવનના ઉત્તરોત્તર મહત્ત્વના પ્રકારો છે. પેન્શન ખાઈને, અથવા માત્ર વ્યાજ પર રહીને કે પછી ભિક્ષા માગીને ફોકટિયાની માફક રહેવું એ પણ એક જીવનક્રમ છે. પરંતુ તેને ઉપરની યાદીમાં સ્થાન આપ્યું નથી. આજીવિકાની શ્રમશૂન્ય અને જવાબદારીરહિત કાયમની સગવડ થવી એ વ્યક્તિનો વિચાર કરતાં ભારે આપત્તિ જ છે, અને સમાજનો વિચાર કરતાં અનેક નૈતિક રોગોનું મૂળ છે. જે પોતાની અને સ્વાભાવિક રીતે પોતાના આશ્રિતો થયેલા છે તેમની રોટીને સારુ શ્રમ કરતો નથી, તેમ જ સમાજને ઉપયોગી એવી કશી કામગીરી પણ બજાવતો નથી, તેનું જીવન ભૂમિને એટલે સમાજને ભારરૂપ છે એટલું જ નહીં પણ તેને લીધે સમાજ અને સમાજતંત્ર બન્ને સંકટમાં પડ્યાં છે એમ નિશ્ચય સમજવું. એવા માણસને જીવવાનો કે ખાવાનો અધિકાર જ નથી. વિગલિત-સામર્થ્ય વૃદ્ધો, અર્ભકો, રુગ્ણો અને ગાંડાંમાં ગણાતાં મંદ અને ભ્રમિષ્ટ એટલાંનો જ ભાર સમાજને માથે પૂરતો છે. આળસથી અને બિનજવાબદારીથી સમાજ પર પોતાનો ભાર નાખવો એ સર્વથી મોટો સમાજદ્રોહ તેમ જ આત્મદ્રોહ છે.

સેનાની થશે, સમાજવ્યવસ્થાપક ધર્મકાર થશે, નાવિક કે સાર્થવાહ થશે, તારાઓ જોઈ ભવિષ્ય કહેનાર જોષી થશે, લોકોની અનામત જાળવનારો વેપારી શાહુકાર થશે, સાહિત્યાચાર્ય થશે કે પછી લોકહિતનાં મોટાં મોટાં કામો ઉઠાવનારો સ્થપતિ — ઈજનેર થશે.

ચારિત્ર્યની ઉદારતા પછી તરત જ બીજા કોઈ ગુણની સમાજને અત્યંત ચાહના હોય તો તે સૂઝ છે. સૂઝ, અથવા પ્રત્યુત્પન્નમતિ એ એક જ ગુણથી જગતની અસાધારણ પ્રગતિ થઈ છે. સૂઝ એ મનુષ્યસમાજરૂપી મોટરગાડીનું પેટ્રોલ છે. ચારિત્ર્યની આર્યતા એ તેનું સુકાન છે. (આજની મનુષ્યસંસ્કૃતિમાં સુકાનની પ્રતિષ્ઠા ઓછી થઈ ગઈ છે. બધા પેટ્રોલની જ કદર કરે છે. આથી માનવદુ:ખોનો ઢગલો ઊંચો થતો જાય છે.)

સમાજમાંના ડાહ્યા પુરુષની ઉપર જે અનેક વિભૂતિઓ ગણાવી તે ઉપર ઉપરથી જોતાં ગમે તેટલી ભિન્ન જણાય તોપણ મૂળમાં તેમનું લક્ષણ એક જ છે. ભિન્ન ભિન્ન કાળમાં અને ભિન્ન ભિન્ન સમાજમાં જુદી જુદી વિભૂતિઓ પ્રધાન બને છે. અને આશ્ચર્યની વાત તો એ છે કે મૂળે એક જ જાત હોઈને આ જુદી જુદી વિભૂતિઓ એકએકની અદેખાઈ અને તિરસ્કાર કરતી જણાઈ છે. પરંતુ તેમાં આશ્ચર્ય શાનું? વૃત્તિસામ્ય અથવા ક્ષેત્રસામ્ય ન હોય તો મત્સર કે તિરસ્કારને સ્થાન જ ક્યાં?

* * *

સમાજમાં જે પ્રમાણે ડાહ્યાઓનો આ એક વર્ગ આપોઆપ ઉત્પન્ન થાય છે અને સામાન્ય વ્યવસાયમાંથી તે મુક્ત રહે છે; તે જ પ્રમાણે મંદબુદ્ધિને કારણે તેમ જ મહત્ત્વાકાંક્ષાના અભાવને લીધે બતાવેલું ચીંધેલું કરીને જીવવામાં જ સમાધાન માનનારો એક વર્ગ રહે છે. આજ સુધી સામાજિક અન્યાયથી — શાણા વર્ગના 'નૃશંસ્ય'-ને લીધે — આ વર્ગ બેશુમાર વધ્યો છે. બુદ્ધિ હોય પણ વિકાસને અવકાશ ન હોય અને મહત્ત્વને પહોંચવાની યોગ્યતા હોય પરંતુ મહત્ત્વાકાંક્ષા જેવી વસ્તુ જ આપણે માટે નથી એવી વૃત્તિ થઈ જાય એવી પરિસ્થિતિ સર્વત્ર દેખાય છે. જગતના મોટા પુરુષોની યાદી આપણે અભિમાનપૂર્વક તૈયાર કરીએ છીએ. પરંતુ મનુષ્યસંખ્યાના પ્રમાણમાં અને મનુષ્યની શક્તિના પ્રમાણમાં એ યાદી એટલી નાની છે કે સંકુચિત દૃષ્ટિના સ્વાર્થ અને અન્યાયથી માનવજાતનું અનંત રીતે અકલ્યાણ કરનાર લોકોએ શરમથી માથું ભોંયમાં ઘાલી દેવું જોઈએ. કરોડો દુર્દૈવી લોકોને જો આપણે યોગ્ય તક મળવા દીધી હોત તો જગતના મોટા કર્તાપુરુષોની યાદી હજારોગણી વધી હોત.

ચાતુર્વર્ણ્યની પુનર્ઘટનાનો વિચાર કરતી વખતે આજ સુધી થયેલા આ જગદ્-વ્યાપી અન્યાયનું પરિમાર્જન કેમ થઈ શકે તેનો મુખ્ય વિચાર થવો જોઈએ. આજ સુધી જેમણે સામાજિક ભાર વહ્યો છે છતાં સામાજિક પુરુષાર્થમાંથી કશો લાભ

જેમને મળ્યો નથી તેમને વિકાસની વિશેષ તક મેળવી આપવી જોઈએ. અન્યાયનું બીજ વવાયું તેનું વિશાળ વૃક્ષ જામી તેનાં ડાળમૂળિયાં કોટયવધિ લોકોને જકડી બેઠાં છે. આવી સ્થિતિમાં આજ સુધી થયું તે ભલે થયું, હવે છે તે સ્થિતિ સ્વીકારી હવે બધાંએ સલાહસંપથી રહેવું એવો શાંતિમંત્ર 'પુષ્ટિરસ્તુ તુષ્ટિરસ્તુ' ભણતાં ભણતાં ઉચ્ચારવો એ તો અજગર પશુને ગળીને પછી તેને પચાવવાનો સમય માગે તેના જેવો ઘાટ છે.

પ્રાચીન શાસ્ત્રોમાં કહ્યું છે કે વંશપરંપરાના સંસ્કાર સાત પેઢી સુધી પહોંચે છે. તે વખતે તે ખરું હશે. પરંતુ શિક્ષણ, અનુકૂળ પરિસ્થિતિ, જવાબદારી, સમાન દરજ્જો, મહત્ત્વાકાંક્ષા, સત્સંગ અને વિકાસને જોઈતો અવકાશ અથવા તક એ બધી વસ્તુની મદદથી એક જ પેઢી દરમ્યાન જોઈએ તેટલી પ્રગતિ કરી બતાવી શકાય છે. આ વિષયમાં પ્રાચીન શાસ્ત્રકારોના વચનનું જેટલું પ્રામાણ્ય છે તેના કરતાં આજના સમાજસેવકોનું પ્રામાણ્ય વધારે ગણાવું જોઈએ.

૧. અંગસેવા—ચાકરીની મજૂરી, ૨. ઉદ્યોગધંધાની અથવા સાર્વજનિક કામોની મજૂરી, ૩. વૈતરું કરીને રોજને છેડે રોજી મેળવવાનો ધંધો, ૪. મહિને મહિને પગાર મળે તેવી નોકરી, ૫. હુન્નરઉદ્યોગ કરીને પેટ ભરવાનો વ્યવસાય, ૬. કારીગર લોકોને નોકરીએ રાખી લઈ નાનાંમોટાં કારખાનાં ચલાવવાનો ધંધો, ૭. ધંધાની આબરૂનો જેમાં વિશેષ વિચાર થતો હોય એવા પેશાઓ (professions), ૮. પગાર લઈને સમાજસેવાનાં નાનાંમોટાં કામો કરવાનો ધંધો, ૯. સમાજ આપે તે લઈને અથવા તે પણ ન લેતાં નિરપેક્ષતાથી સેવાનું પવિત્ર જીવન અને છેવટે ૧૦. અયાચિત વૃત્તિથી રહીને સમાજકલ્યાણનું ધ્યાન કરતાં કરતાં કર્તવ્યાતીત થઈને રહેવું!—એ જીવનના ઉત્તરોત્તર મહત્ત્વના પ્રકારો છે. પેન્શન ખાઈને, અથવા માત્ર વ્યાજ પર રહીને કે પછી ભિક્ષા માગીને ફોકટિયાની માફક રહેવું એ પણ એક જીવનક્રમ છે. પરંતુ તેને ઉપરની યાદીમાં સ્થાન આપ્યું નથી. આજીવિકાની શ્રમશૂન્ય અને જવાબદારીરહિત કાયમની સગવડ થવી એ વ્યક્તિનો વિચાર કરતાં ભારે આપત્તિ જ છે, અને સમાજનો વિચાર કરતાં અનેક નૈતિક રોગોનું મૂળ છે. જે પોતાની અને સ્વાભાવિક રીતે પોતાના આશ્રિતો થયેલા છે તેમની રોટીને સારુ શ્રમ કરતો નથી, તેમ જ સમાજને ઉપયોગી એવી કશી કામગીરી પણ બજાવતો નથી, તેનું જીવન ભૂમિને એટલે સમાજને ભારરૂપ છે એટલું જ નહીં પણ તેને લીધે સમાજ અને સમાજતંત્ર બન્ને સંકટમાં પડયાં છે એમ નિશ્ચય સમજવું. એવા માણસને જીવવાનો કે ખાવાનો અધિકાર જ નથી. વિગલિત-સામર્થ્ય વૃદ્ધો, અર્ભકો, રુગ્ણો અને ગાંડાંમાં ગણાતાં મંદ અને ભ્રમિષ્ટ એટલાંનો જ ભાર સમાજને માથે પૂરતો છે. આળસથી અને બિનજવાબદારીથી સમાજ પર પોતાનો ભાર નાખવો એ સર્વથી મોટો સમાજદ્રોહ તેમ જ આત્મદ્રોહ છે.

ઉપર જીવનક્રમની જે સીડી બતાવી છે તેનાં પગથિયાં સમજી લેવાની જરૂર છે. ઉપજીવિકા, જીવનક્રમ અને સમાજસેવા અધિકાધિક નિષ્પાપ હોવાં જોઈએ. જવાબદારીનું ભાન અને ત્યાગવૃત્તિ પણ ઉત્તરોત્તર વિકસવાં જોઈએ. અને છેવટે સમાજકલ્યાણને સારુ પોતાની જાતને ભૂલી જઈ જીવન એ એક મહાન આત્મ-યજ્ઞ થઈ જવો જોઈએ. આ ધોરણે ઉપરનાં પગથિયાં ગોઠવેલાં છે.

શૂદ્રવર્ણ બને તેટલો ઘટાડવો એ તો આપણે નક્કી કર્યું જ છે. પરંતુ તે સમૂળગો નષ્ટ થાય એ બનવાજોગ નથી. ક્ષત્રિયવર્ણ જુદો વર્ણ રહે એ કામનું નથી. આત્મરક્ષણ કરવું એટલે બીજાને ઠાર કરવાને તૈયાર રહેવું એવી લોકોમાં સમજ છે તે કાઢી નાખવી જોઈએ. આત્મરક્ષણ હોય કે સમાજરક્ષણ હોય પરંતુ તેને માટે બીજાનો વધ અથવા ઘાત કરવાની આવશ્યકતા સિદ્ધ થઈ નથી. રક્ષણ ઈષ્ટ હોય તો બધાનું જ થવું જોઈએ. એ રક્ષણ આત્મબલિદાનથી સાધવું એ જ ક્ષત્રિયનો પ્રધાન ધર્મ છે. આજની ઘડીએ એક તરફ મારાઓની કે ખાટકીની વૃત્તિ અને બીજી તરફ રક્ષણ સારુ પોતાનું બલિદાન દેવાની વૃત્તિ એ બેનો વિચિત્ર સંયોગ રચી ક્ષત્રિયનો આદર્શ ઘડાયેલો નજરે ચડે છે.

વિશેષ પ્રસંગે બીજાને મારવું આવશ્યક હોય, અપરિહાર્ય હોય તે જુદું અને મારવાની કળામાં નિષ્ણાત લોકોને કેળવીને સતત સજ્જ રાખવા, મનુષ્યવધની કઠણ તેમ જ કપરી કળાને ઉત્તરોત્તર પૂર્ણત્વને પહોંચાડવી તે જુદું.

ખરું જોતાં આત્મરક્ષણની કળા પછી તે આત્મિક સામર્થ્યની હોય, બૌદ્ધિક કુશળતાની હોય કે શારીરિક શક્તિની હોય, પ્રાણીમાત્રને આવશ્યક છે. દરેક માણસે એ કળા મેળવી લેવી જોઈએ. એ કળા જાણનાર સ્વતંત્ર વર્ગ તૈયાર કરીને બાકીના વર્ગોને તેના આશ્રિત રાખવા એ સામાન્ય સમાજને ખસી કરવા જેવું છે. રઘુ-કુળમાંના એક રાજાએ મનુના વંશજો વિશે કહ્યું છે તે સમસ્ત માનવસમાજને બંધબેસતું છે: स्ववीर्यगोप्ता हि मनोः प्रसूतिः । મનુષ્યમાત્ર પોતાના વીર્યથી જ રક્ષિત હોવો જોઈએ. સમાજરક્ષણના કામમાં સમાજની દરેક વ્યક્તિનો ઉપયોગ થવો જોઈએ. પુરુષો, સ્ત્રીઓ, વૃદ્ધો બધાં જ આત્મરક્ષણમાં અથવા સમાજરક્ષણમાં ભાગ લઈ શકે એવી રક્ષણકળાની બાંધણી હોવી જોઈએ.

મનુષ્યનો સામાજિક સ્વભાવ જોતાં યુદ્ધ, હિંસા અને કતલ એ ત્રણેની રુચિ, શક્યતા અને જ્ઞાન બધાંને થવું શક્ય નથી. બધાંને સાધ્ય એવું સામર્થ્ય તે સંગ-ઠન, સત્યાગ્રહ, બહિષ્કાર, અસહકાર અને હૃદયપરિવર્તન જ છે. શારીરિક શિક્ષા, ધાક, કરપ અથવા કતલ એ જરૂરનાં છે એમ માનીએ અને તેનું શાસ્ત્ર રચી તેનો પ્રચાર કરવાનું ઈષ્ટ ગણીએ તોપણ એ શાસ્ત્રના અલગ નિષ્ણાતો ઉત્પન્ન કર્યે નહીં ચાલે. કેમ કે એવો વર્ગ બાકીના સમાજને કરપમાં રાખી તેના પર સવારી કરવાનો જ. તેના કરતાં આ માર્ગનું જ્ઞાન તેમ જ શિક્ષણ અપરિહાર્ય ગણાતું હોય ત્યાં સુધી એને સર્વસુલભ બનાવી દેવું એ જ સાચો રસ્તો છે. એટલે કે

ક્ષાત્રગુણ દરેકમાં હોય, ક્ષાત્રવર્ગ અલગ ન હોય એટલું સિદ્ધ થાય છે. આપણા ચાતુર્વર્ણ્યમાં એ એક મોટો દોષ રહ્યો હતો કે તેની યોજનામાં યુદ્ધકલા, તેને જરૂરના જીવનના સદ્ગુણો અને તેની જવાબદારી મૂઠીભર લોકોના હાથમાં આપી દીધી. તે કારણે સમાજ સુદૃઢ, સંગઠિત અને સુશ્લિષ્ટ ન થઈ શક્યો. આ આપણો હજારો વર્ષોનો અનુભવ છે. શિવાજી મહારાજના ધ્યાનમાં આ વાત કંઈક ઊતરી હતી એવું માનવાને સ્થાન રહે છે. કેમ કે તેમણે પૂર્વપરંપરામાં મહત્ત્વના જે બેત્રણ ફેરફારો કર્યા તેમાં એ વાત નજરે ચડે છે. કોઈને પણ જમીનજાગીર ન આપવી, રાજસત્તાનો ઉપયોગ પરદેશ સાથે વેપાર વધારવામાં કરવો એ બાબતોમાં જેવી તેમની સ્વતંત્ર બુદ્ધિ દેખાય છે તેમ પોતાના અષ્ટપ્રધાનમાંથી દરેકને સેનાધિપત્ય સામાન્ય હોવું જોઈએ એ તેમનો નિર્ણય પણ સ્વતંત્ર દેખાય છે. એનો અર્થ એ થયો કે અષ્ટપ્રધાન પૈકી દરેક જણ ઉત્તમ સેનાપતિ હોય તે ઉપરાંત તેણે પોતાના ખાતાના નિષ્ણાત હોવું રહ્યું.

ક્ષત્રિયવર્ણ અલગ ન બનાવતાં મનુષ્યમાત્ર ક્ષત્રિય હોવો જોઈએ એવો સિદ્ધાંત હવે પછી તો આપણે સ્વીકારવો જ જોઈએ.

ખેડૂત સહજ ક્ષત્રિય હોય છે. જે ભૂમિનો માલિક થયો તેણે તેના રક્ષણને સારુ પોતાનો જીવ ખરચી નાખવા તૈયાર રહેવું જ જોઈએ એ સ્વાભાવિક છે. જે કુટુંબવત્સલ છે, ગૃહસ્થાશ્રમી છે તેણે પોતાના કુટુંબનું રક્ષણ કરવાને પ્રાણ છોડવા તૈયાર થવું જ જોઈએ. પશુપક્ષીમાં પણ આપણે એ નિયમ જોઈએ છીએ કે નર, માદા અને ખાસ કરીને માદા પોતાનાં બચ્ચાંના અને માળાના રક્ષણ કાજે ક્ષાત્રતેજથી જાગરૂક રહે છે. અને પ્રસંગે પોતાનો જાન આપી દેતાં આઘુંપાછું જોતાં નથી. જે કોઈએ સંપત્તિ સંઘરી તેને ક્ષાત્રધર્મ સ્વીકાર્યા વિના છૂટકો નથી. જે સમાજની સેવા લે છે અથવા કોઈ પણ રીતે સમાજની સેવા કરે છે તેને સમાજનું રક્ષણ કરવાની જવાબદારી ટાળવી શક્ય જ નથી. તેથી સત્યાગ્રહ હોય કે હત્યાગ્રહ હોય, શસ્ત્રયુદ્ધ હોય કે અહિંસક યુદ્ધ હોય, તેનું શાસ્ત્ર અને તેની કળા સાર્વત્રિક હોવાં જોઈએ.

અહીં સુધી શૂદ્ર અને ક્ષત્રિય એ બે વર્ણોનો વિચાર થયો. હવે બ્રાહ્મણવર્ણનો વિચાર કરીએ. અહીં પ્રથમ જ એ ધ્યાન પર લેવું જોઈએ કે કર્મકાંડી ધર્મોનો યુગ હવે રહ્યો નથી. પુરોહિતની જરૂર હવે ઝાઝી રહેવાની નથી. અને થોડીઘણી રહેશે જ તો પુરોહિતનો ધંધો પરિચર્યાત્મક હોવાથી તે શૂદ્રવર્ણમાં ગણાશે. બીજાને માટે દેવપૂજા કરવી, બીજાને માટે મંત્ર ભણવા અથવા વિધિ ચલાવવા, બીજાના તરફથી સંસ્કારમાં ભાગ લેવો, બીજા ફરમાવે તે પ્રમાણે ધાર્મિક ગ્રંથનું શ્રાવણપઠન કરવું અને તે વાટે પોતાની આજીવિકા કાઢવી એ શૂદ્રકર્મ જ છે. રસોઈયા, માલિશ કરનારા, પાલખી ઊંચકનારા ભોઈ, એ બધાની સાથે જ એ વર્ગનો દરજ્જો ગણાશે.

પઠનપાઠન વડે શાસ્ત્રગ્રંથોનું રક્ષણ કરવું એ પણ હવે બ્રાહ્મણોનો ધંધો રહ્યો નથી. કર્મકાંડનાં શાસ્ત્રો પાછાં પડતાં જાય છે, અને સમાજવ્યવસ્થાનાં તેમ જ ચારિત્ર્યસંગઠનનાં શાસ્ત્રો આગળ આવતાં જાય છે. સ્વર્ગનરકાદિ પરલોકોનાં ઇતિહાસભૂગોળ હવે લોકોને સાચાં લાગતાં નથી. ઈશ્વરની ભક્તિ કરવી, આચરણ પવિત્ર રાખવું, ગરીબગુરબાંની સેવા કરવી, પ્રામાણિકપણે સમાજહિતનાં કામો કરવાં, સાદાઈથી અને કડકપણે રહેવું, અને છેવટે બધી વાતોમાંથી મન કાઢી લઈ વિરક્તપણે જીવન પૂરું કરવું એ જ ખરો ધર્મ છે એમ જાણકાર લોકોને સમજાતું જાય છે. આ પ્રકારના વિચારવાળા ગ્રંથોનું વાચન બ્રાહ્મણોએ જ કરવું અથવા તે ગ્રંથોની સંભાળ તેમણે જ રાખવી એમ કેમ કહી શકાય? આત્મિક કલ્યાણ અને સમાજહિતની જવાબદારી બધાંની જ સરખી છે. તપશ્ચર્યા અને તેમાંથી નીપજતું સામર્થ્ય બધાંને જ જરૂરનાં છે. જ્ઞાનનો પ્રચાર સર્વત્ર વધારે ને વધારે જોરથી થવો જોઈએ. તેથી આ કાર્ય સારુ પણ અલગ વર્ણની જરૂર નથી.

અલગ વર્ણ જોઈએ છે તે આચાર્યોનો.

શિક્ષક, ધર્મોપદેશક, ધર્મશોધક અને દિશાદર્શક ગુરુનો એક વર્ગ જોઈએ છે. એ વર્ગને આચાર્ય નામ આપવું યોગ્ય થશે.

'आचिनोति हि शास्त्रार्थं, आचारे स्थापयत्युत ।
स्वयमाचरते यस्तु स आचार्यः प्रचक्षते ।।'

એવી આચાર્યની વ્યાખ્યા છે. સમાજમાં જ્ઞાની, કુશળ અને પવિત્ર લોકો કેમ વર્તે છે, કેવા પ્રકારનું જીવન પસંદ કરે છે એ સર્વ જોઈને જીવનશાસ્ત્રની રચના કરવાની હોય છે. એવા જીવનશાસ્ત્રની પરંપરા સમજી લઈ તેમાંનો ઉદ્દેશ અને તેની વ્યવસ્થા ચોક્કસ કરી પ્રજા આગળ રજૂ કરવી એ આચાર્યનું પ્રથમ કર્તવ્ય પહેલા ચરણમાં બતાવ્યું છે. શાસ્ત્રની એ દિશા ચાલુ પરિસ્થિતિમાં આચરણમાં કેમ ઉતારવી તે નક્કી કરી તેનો બોધ અને પ્રચાર કરવો, તેમ જ હમેશ જાગ્રત રહી સમાજ સદાચારી થાય, તેની આર્યવૃત્તિ વધતી રહે એની ચિંતા રાખવી ને સતત પ્રયત્ન કરવો એ તેનું બીજું કર્તવ્ય પછી ઓળખાવ્યું છે. આ સાધવાને સારુ તેનું પોતાનું જીવન સર્વોચ્ચ હોવું જોઈએ. આત્મોન્નતિના હેતુથી, નવો નવો અનુભવ વધારવાના હેતુથી, આચાર્યોનો પોતાનો આચાર અત્યંત નિર્મળ, ઉજજવળ, કડક, પ્રસન્ન અને અખંડ ઊંડી વિચારપ્રવૃત્તિથી જાગ્રત હોવો જોઈએ. આ મર્યાદા ત્રીજા ચરણમાં બતાવી છે. આવા આચાર્યોએ જગતમાં ચાલી રહેલા જુદા જુદા પ્રયોગો તપાસવા જોઈએ, જવાબદારીપૂર્વક પોતે અનેક પ્રયોગો ચલાવવા જોઈએ, જીવનશાસ્ત્ર વધતું ને ફાલતું રહે, પાછું ન પડે તેની ખબરદારી રાખવી જોઈએ અને નિરલસપણે સમાજનું નિરીક્ષણ અને સમાજની સેવા ચલાવવાં જોઈએ.

આવી મહત્ત્વની જવાબદારી માથે લેનારના હાથમાં બીજાં કામો અને બીજા અધિકાર આપોઆપ આવવાનાં. એ નવાં કામો અને એ નવા અધિકારો મૂળની

પવિત્ર જવાબદારીને પોષક છે કે બાધક છે એનો સૂક્ષ્મ વિચાર થવો જોઈએ. એવો વિચાર કરતાં તરત જ ધ્યાનમાં આવી જશે કે આ આચાર્યવર્ગ જેટલો તટસ્થ અને અલિપ્ત રહેશે ને એકાગ્રપણે સ્વકર્તવ્યમાં રત રહેશે તેટલા જ પ્રમાણમાં તે કૃતાર્થ થઈ શકશે. આ લોકોના હાથમાં વહેવારુ સત્તા ન હોય ત્યાં સુધી સારું. લોકોને સજા કરવી, તેમની પાસેથી કર વસૂલ કરવા ઈત્યાદિ રાજત્વના અધિકાર આ વર્ગની પાસે ન હોવા જોઈએ. નહીં તો તે વર્ગ ભ્રષ્ટ થવાનો. એ વર્ગ પોતાના ચારિત્ર્યથી, તપ ને દાનથી, નિઃસ્પૃહતા અને સર્વ પ્રત્યેના પ્રેમથી સર્વમાન્ય, શ્રદ્ધાયોગ્ય અને અનુકરણીય હશે. આ વર્ગની સત્તા આધ્યાત્મિક સ્વરૂપની જ રહેવાની. લોકોની બુદ્ધિ, હૃદય અને સંગઠન પર જે સ્વાભાવિક છાપ પાડી શકાય છે તે જ એ વર્ગની શક્તિ.

આવો વર્ગ લોકોની દાનબુદ્ધિ પર અવલંબીને રહેશે અને રાજનિયમનથી ઘણે અંશે મુક્ત રહેશે. સમસ્ત સમાજની ધર્મબુદ્ધિની કસોટી પર આ વર્ગ કસાશે—એમનો કસ નીકળશે—એ જ એમના પરનો મુખ્ય અંકુશ. એ લોકો સમાજ પર રાજ્ય ન કરે અને સમાજ એમના પર રાજ્ય ન કરે એવી સ્વાભાવિક સ્થિતિ હોવી જોઈએ. સાદાઈ, ગરીબી અને સંયમ, તેમ જ નિરલસ અખંડ ઉદ્યોગ, તે જ પ્રમાણે નિષ્પક્ષપાતપણું, કારુણ્ય અને અખંડ સેવા એ ગુણોથી જ એ વર્ગ ટકી શકશે.

બ્રાહ્મણના કર્મની આવી છણાવટ કર્યા પછી અને ભવિષ્યકાળને જરૂરી તેવી એમની ગુણકર્મવૃત્તિનો નિશ્ચય કર્યા પછી, તેમ જ ઈરાદાપૂર્વક તેને નવું નામ આપ્યા પછી હવે વૈશ્યવર્ણનો જ વિચાર કરવાનો રહે છે.

કૃષિ અને ગોરક્ષા સાથે હોઈ શકે છે. વાણિજ્ય જરા જુદું પડે છે. ખેતી સ્વભાવે જ સ્થાવર વૃત્તિ છે. વાણિજ્ય પ્રવાસમૂલક હોવાથી જુદું પડે છે.

[ખેડૂતે પોતાની જમીન છોડી ક્યાંય ન જવું એવું કહેવાનો અહીં આશય નથી. ખેડૂતને પોતાના ખેતરમાંની, વાડીમાંની અને બીડમાંની બધી જાતની પેદાશ—ધાન્ય, ઘાસ, વાંસ, ફળો, તેલ, પશુપક્ષી, મધ, ઈંડાં વગેરે પદાર્થો—જ્યાં વધારે ભાવ મળે ત્યાં જઈને વેચવાની સગવડ અને ટેવ હોવી જોઈએ. ખેતી કરવી હોય તો બળદ રાખવા જ જોઈએ. ખેડૂતને જેમ ઠાલા દિવસોને માટે વધારાનો ધંધો જોઈએ છે તે જ પ્રમાણે બળદને પણ તેનું પેટ ભરવાનો બોજો કેવળ ખેતી પર નાખવો શક્ય ન હોવાથી એને પણ વધારાનો ધંધો હોવો જોઈએ. એ ધંધા બે: એક માલ વહેવાનો ને બીજો ઘાણીનો. ખેતીનો તેમ જ બીજો માલ ઠાલા દિવસોમાં આસપાસની પીઠોમાં પહોંચાડવાનું કામ ખેડૂતનું જ છે. બળદને નકામો બેસાડી મોટરોમાં આવો માલ લઈ જવો એ રાષ્ટ્રઘાતક છે એ આપણે સમજવું જોઈએ અને પ્રજાકીય સરકારે બળદના આ વધારાના ધંધાને રક્ષણ આપવું જોઈએ.

તેલ કાઢવાને જરૂરી બિયાં, શિંગો અથવા ધાન્ય ખેડૂતને ત્યાં જ પાકે છે. તેલની સાથે તૈયાર થતો ખોળ ઢોરના ખોરાક તરીકે ખેતરમાં ખાતર તરીકે વિશેષે કરીને ખેડૂત જ વાપરે છે. તેથી તેલીનો આ ધંધો જો ખેડૂત કરે તો બધો નફો તેના જ ઘરમાં રહેશે.]

ખેડૂતની સાથે માળી તો ખરો જ. હિંદુસ્તાનમાં ફળઝાડની ખેતી પુષ્કળ વધારવી જોઈએ. અને સૂકવેલાં કે તાજાં ફળો, ફળોમાંના કાજુ, બદામ, ભિલામાની બદામ વગેરે મીંજ અથવા બદામનો ઉપયોગ આહારમાં વધારવો જોઈએ. જમીનને વારંવાર ખેડીને તેમાં ધાન્ય ઓરવા કરતાં તેની સારી માવજત કરી તેમાં ઉત્તમ ઉત્તમ ફળઝાડો કરવામાં આહાર અને નફાની દૃષ્ટિથી વધારે ફાયદો થવા સંભવ છે. અહિંસાની દૃષ્ટિથી તો તેમ કરવું ઈષ્ટ છે જ.

ધનગર અને ભરવાડ(ગોવાળ)ના ધંધાઓ પણ ખેડૂતના ધંધાથી બહુ દૂર ન જવા જોઈએ. ઊનની પેદાશ કરી તેને કાંતીવણી તેનાં કપડાં તૈયાર કરવાનો ધંધો ખેતી સાથે સંબંધ ધરાવે છે. આજે ધનગરો પાસે જમીન નથી. તેમને રઝળતાં ફરવું પડે છે. આથી આ ગરીબ જાતને કેટલું વેઠવું પડે છે તેનો ખ્યાલ તેમના જીવનને હેતપૂર્વક તપાસતાં જ આવી શકે તેમ છે, નહીં તો તેમના વંશમાં જન્મીને જ આવી શકે. તેથી ઊલટું ખેડૂત પાસે બકરાંઘેટાં ન હોવાથી તેને ખાતર માટે ઘણો જ ખર્ચ કરવો પડે છે. ઊનનાં કપડાં, જે ઘર આગળ જ તૈયાર થઈ શકે છે તે વેચાતાં લેવાં પડે છે અને જેઓ અન્નાહારી નથી તેમના આહારનો ખર્ચ પણ વધે છે. આ બધી આપત્તિઓ ટાળવા સારુ ક્ષેત્રપાળ અને મેષપાલ એક જ હોય એ સારું છે. [અહિંસાની દૃષ્ટિથી વિચાર કરતાં અને અન્નાહારની દૃષ્ટિથી વિચાર કરતાં અહીં એટલું નોંધવું જોઈએ કે પશુઓનું પાલન આપણે સ્વાર્થ સારુ કરીએ છીએ તેથી તેમના વંશવિસ્તાર આપણી જરૂરથી વધી ન જાય એની આપણે ખબરદારી રાખવી જોઈએ.] દોરડાં વગેરે વનસ્પતિજન્ય પદાર્થો તૈયાર કરવાનું કામ પણ ખેડૂતનાં બૈરાં-છોકરાંઓને જ કરવાનું હોય છે.

આ બધા ધંધા ભેગા કરીએ તો આ વર્ણને કોઈ નવીન નામ આપવું જોઈએ. આ વર્ણ સર્વ સમાજનું ભરણપોષણ કરનારો હોવાથી આપણે તેને 'ભર્તા' કે 'પૂષા' કહીશું.

વણકરનો ધંધો અલગ રાખવો કે ખેડૂતની સાથે જ ભેળી દેવો એ ઠરાવવું જરા કઠણ છે. કપાસ અને બીજા એવાં તંતુઓ ખેડૂત જ ઉપજાવે છે. એ તંતુઓને પીંજીકાંતીને સૂતર કે ધાગો કરવાનું કામ પણ મુખ્યત્વે ખેડૂતકુટુંબનું જ છે. ખરું જોતાં મનુષ્યમાત્રે હાથરમત તરીકે એ કામ કરવું જોઈએ.

માણસ જો ટાઢથી રક્ષણ મેળવવાને અને શરમ ઢાંકવાનો ઉદ્દેશ રાખીને જ વસ્ત્ર વાપરે તો વણવાનું કામ પણ ખેડૂત ફાવતા વખતમાં કરે તે ચાલે. પરંતુ વસ્ત્રનો ઉપયોગ શોભા અને પ્રતિષ્ઠાના સાધન તરીકે વિશેષ થાય છે. આ કારણે

વણકરનો ધંધો સ્વતંત્રપણે હમેશ ચાલુ થયો, તેમાં કૌશલ્યની જરૂર વધી ને આખરે તે ધંધાને કારીગરીનું સ્વરૂપ પ્રાપ્ત થયું.

આપણે કારીગરોનો કલ્પક નામનો એક સ્વતંત્ર ધંધો અથવા વર્ણ નિર્માણ કરવાના છીએ. તેથી વણકર એની મરજી મુજબ જોઈએ તો ખેતી વગેરે પોષક ધંધામાં રહે કે સુથાર, લુહાર વગેરે કલ્પક ધંધામાં રહે.

પોષક વર્ગ મુખ્યત્વે કાચો માલ તૈયાર કરે છે, અને કલ્પક કાચા માલ પર પોતાનું કૌશલ્ય વાપરી પાકો અથવા તૈયાર માલ ઉપજાવે છે.

પથ્થર અને ધાતુની ખાણોમાં કામ કરવાનો ધંધો પણ વણકરના ધંધાના જેવો જ બે વર્ણની સરહદ પરનો ધંધો છે. પોષક અને કલ્પક બન્નેની વૃત્તિ તેમાં સમાન છે. આવા બે વર્ણોની સરહદ પરના ધંધાઓ વર્ણવ્યવસ્થાને એકજીવ કરવામાં બહુ ઉપયોગી થાય છે. સાતે વર્ણો જુદા જુદા તળાવોની જેમ એક એકથી અસ્પૃશ્ય ન રહેતાં મેઘધનુષ્યના રંગની જેમ એક એકમાં હળી જાય તે જ સારું. કોઈ મોટા દેશમાં અનેક ભાષા વપરાતી હોય ત્યારે ભાષાઓની સરહદો પર તેમની જે ભેળસેળ થાય છે તે અપરિહાર્ય છે. આવી ભેળસેળ કેટલેક અંશે કર્ણકટુ હોય તોપણ બન્ને ભાષાના વિનિમયનું સાધન બની તેમને પરિપુષ્ટ કરવામાં કારણ બને છે. તેવું જ સરહદી વર્ણનું સમજવું.

હવે આપણે કારીગર લોકોના કલ્પક વર્ણનો વિચાર કરીએ. આચાર્યનો આપણો પ્રથમ વર્ગ શોધક અને કલ્પક છે ખરો. પરંતુ જુદી જુદી કલ્પનાઓનો કૌશલ્યથી ઉપયોગ કરી નાના પ્રકારનાં ઉપકરણો—રાચરચીલાં સમાજને પૂરાં પાડવાનું કામ તેનાથી નહીં બની શકે. આચાર્યમાંના કેટલાક લોકો કલ્પક કારીગરોમાં પ્રવેશ કરશે ખરા. અને કેટલાક કારીગરો નિવૃત્ત વૃત્તિથી રહીને આચાર્ય વર્ણમાં પણ પ્રવેશ કરશે. પરંતુ બન્નેનું કાર્યક્ષેત્ર અને જીવનનિષ્ઠા (attitude towards life)- એટલાં ભિન્ન રહેવાનાં કે આવા અપવાદો અપવાદો જ રહેશે.

કલ્પક અથવા હુન્નરી લોકોનો વર્ણ ઘણુંખરું સ્વભાવે એકલગંધરો હોય છે. તે સમાજસેવક હોય તોપણ પોતાના કામમાં એટલો મશગૂલ હોય છે કે ઘણુંખરું કામ તે પોતાની હોંશ પૂરી કરવાને જ કરે છે. તેથી પોતાના ધંધાનો વિશિષ્ટ ધર્મ નક્કી કરી આગ્રહપૂર્વક તેનું પાલન કરવા તરફ તેની વૃત્તિ વધારે. આવા કારીગરને જ્યારે પૈસાનો લોભ વળગે છે ત્યારે તે એકાદ કારખાનાવાળાનો આશ્રિત બની તજજ્ઞ મજૂર તરીકે યથેચ્છ પૈસો મેળવે છે, અને એ રીતે અમુક ચોક્કસ બીબાંના માલના ઢગલા ને ઢગલા તૈયાર થાય છે. પછીથી ઘરાકી જીતવા સારુ રાષ્ટ્ર રાષ્ટ્રમાં બજારયુદ્ધ શરૂ થાય છે. કલ્પક વર્ણ અને આચાર્ય વર્ણ સ્વધર્મભ્રષ્ટ થત સામાજિક વ્યવસ્થા બગડે છે, આંતરરાષ્ટ્રીય સ્વાસ્થ્ય નષ્ટ થાય છે ને કળાની મૌલિકતા પણ લય પામે છે.

કલ્પક વર્ણમાં સુથાર, લુહાર, કડિયા, રસ્તા બનાવનાર પથિક, વૈદ્ય, દરજી,

કરે છે. કળા દ્વારા હૃદયની ઉન્નતિ અથવા અવનતિ થઈ શકે છે તેથી આ વર્ગનું સમાજ પર અસાધારણ પ્રભુત્વ હોય છે. એક જમાનામાં ફુરસદને વખતે મન-રંજન કરનાર વિદૂષકનું અથવા ખિદમતગારનું સ્થાન આ વર્ણનું હતું. પરંતુ પૂર્વકાળમાં ઋષિ, આચાર્ય અથવા ધર્મકારના જેવી એની યોગ્યતા રહી શકતી. હૃદયના ગૂઢ ભાવોને જાગ્રત કરી, હૃદયના કોમળ, આર્ય અને ઓજસ્વી એવા ભાવોને કળાકાર પાણી ચડાવે છે, ઓપ આપે છે અને તેમ કરી ધર્મ અને નીતિનું કામ સહેલાઈથી પાર ઉતારે છે. ઇંદ્રિયગમ્ય વસ્તુઓથી ઇંદ્રિયાતીત વસ્તુઓને તે મૂર્ત સ્વરૂપ આપે છે. અતએવ તે અપર બ્રહ્મા છે. આવી એ વર્ણની યોગ્યતા લોકો ગણવા લાગ્યા છે. સ્વસ્થતાપ્રિય યુગમાં અને સામાન્ય કોટિના ભોગૈશ્વર્યથી કંટાળી ગયેલા જીવનમાં રંજક વર્ણનું મહત્ત્વ વધે એ સ્વાભાવિક છે.

એટલું ખરું કે આચાર્ય વર્ણની અથવા ધુરીણ વર્ણની વ્યક્તિઓમાં કલાધરની શક્તિ હોય તો તેનું કાર્ય અદ્‌ભુત રીતે સિદ્ધ થાય. તે જ પ્રમાણે રંજક વર્ણના સંસ્કારી પુરુષમાં જો આચાર્યની જ્ઞાનદૃષ્ટિ અને પ્રેરકશક્તિ, અને ધુરીણોનું યોજના-સામર્થ્ય અને લોકનાયકત્વ રહેલાં હશે તો તેની કલાને દૈવી સ્વરૂપ પ્રાપ્ત થવાનું. પરંતુ આટલા મેળાપવાળા ગણ્યાગાંઠ્યા દાખલાઓ ઉપરથી જ રંજક વર્ગને સમાજ-શિરોમણિને સ્થાને સ્થાપવામાં ભૂલ થશે. અમુક દાખલાઓમાં ત્રણે વર્ણના ગુણ એક સ્થળે ભેળા થાય એમાં આશ્ચર્ય નથી. પરંતુ જે જે ગુણ પ્રમાણે જે વર્ણો ગોઠવ્યા હોય તેનો અલગ અલગ જ વિચાર કરવો જોઈએ.

હવે એક રહ્યો સમાજની દયાને પાત્ર એવો ભૃત્ય અથવા ચાકર વર્ગ. અન્ય વર્ણમાં જેને કંઈ પણ સ્થાન મળી શકે એવું હોય તેણે ભૃત્યવૃત્તિની આજીવિકા કદી પસંદ ન કરવી. સમાજસેવા માટે કેવળ પરોપકારબુદ્ધિથી (ભૃત્યકર્મ) ચાકરી દરેકે કરવી જ જોઈએ. એ નૈમિત્તિક પ્રાપ્ત ધર્મ છે. પરંતુ પરિચારકનો ધંધો સ્વીકારીને આજીવિકા મેળવવાનું બને તેટલું ટાળવું. આ વર્ણમાં બધા જ પ્રકારના પરિચારકો, ચાકરો, પાકસિદ્ધિ કરી જમાડનાર રસોઈયા, મંદિરોમાં પૂજારી થઈને રહેનારા, પાલખી-મ્યાના ઊંચકનારા ભોઈ, બધા પ્રકારના ખિદમતગારો અને ખવાસો, કલ્પકોના હાથ નીચે કેવળ ચીંધેલું કામ કરવાને રહેનારા મજૂર, એ બધા આવી જાય છે. આ વર્ણને હાથે થતી સમાજસેવા નાનીસૂની નથી. સમાજસેવક ભર્તાઓ કરતાં એમની યોગ્યતા જરા પણ ઓછી નથી. મોક્ષદૃષ્ટિથી જોતાં એમની સંતોષ-મૂલક સેવા એમને પોતાને તો ઉન્નતિકર જ છે. પરંતુ ભૃત્યસેવા વધવાથી સમાજ પાંગળો થાય છે, અને આજીવિકા માટે એ જ ધંધો હમેશ કરનાર વર્ગ કાળે કરીને સત્ત્વશૂન્ય, સંસ્કારશૂન્ય બને છે. માટે એ વર્ણની સંખ્યા વધે નહીં એટલું સમાજે કાંઈ નહીં તો આત્મરક્ષણાર્થે જોવું રહ્યું.

આમ સાત વર્ણનું સુ[illegible] થતાં સમાજ સ્વતંત્ર, સંસ્કારી, સામર્થ્ય-વાન, સમૃદ્ધ અને સુખી

## સપ્તવર્ણવિચાર – સારાંશ

૧. આચાર્ય – જ્ઞાનશોધક, ધર્મોપદેશક, અધ્યાપક, જીવનપ્રેરક.

૨. ભર્તા – સમાજપોષક ખેડૂત, બાગવાન, વણકર, ખાણોવાળા, ધનગર, ગોવાળ, મચ્છીમાર, ઇ.

૩. કલ્પક – કૌશલ્યયુક્ત રાચરચીલું બનાવનાર કારીગર, હુન્નરી નિષ્ણાતો, સુથાર, લુહાર, કડિયા, પથિક, વૈદ, દરજી, લહિયા, મોચી, ચમાર, ઇ.

૪. વણિક – સાર્થવાહ (વણજારો), દુકાનદાર, કારખાનદાર, શરાફ, ઇ.

૫. ધુરીણ – સંચાલક, વ્યવસ્થાપક, રાજ્યકર્તા, આગેવાન, યોજક, ઇ.

૬. રંજક – કળાધર, ગાયક, ચિત્રકાર, શિલ્પી, કવિ, સાહિત્યસેવી, નટ, ઇ.

૭. ભૃત્ય – પરિચારક, રસોઇયા, પૂજારી, ભોઈ, મજૂર, ખિદમતગાર, ઇ.

**૧૯૩૨**

# ત્રણ પરજ

સામાજિક પ્રવૃત્તિ પરત્વે જેમ આપણે સંસ્કારી ત્રણ વર્ણો કલ્પ્યા છે તેમ આપણે ત્યાં કુદરતે પણ ત્રણ વર્ણો કાયમના ગોઠવ્યા છે. લંકાથી માંડીને ઘોઘા સુધી જે કિનારો ફેલાયલો છે તેના કુદરતી ત્રણ વિભાગ પડે છે. (૧) છેક સમુદ્રનો કિનારો, (૨) કિનારાને પૂર્વે આવેલો ડુંગરી મુલક અને (૩) આ બે વચ્ચે આવેલો ક્યાંક પહોળો અને ક્યાંક સાંકડો સપાટ પ્રદેશ.

આ ત્રણ વિભાગમાં રહેનારી પ્રજાની આજીવિકા જુદી જુદી છે. તેથી તેમનો વ્યવસાય પણ જુદો છે. પરિણામે સ્વભાવમાં પણ ભિન્નતા આવી ગઈ છે. સમુદ્રકિનારે વસતી કોમો દરિયો ખેડે છે. દરિયા મારફતે પોતાની આજીવિકા મેળવે છે, અને દરિયો ખેંચીને લઈ જાય ત્યાં પહોંચી જાય છે. વહાણ એ આ લોકોના જીવનનું સાથી ગણાય. વચલા વિભાગની પ્રજા મુખ્યત્વે ખેતી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. અનાજ, રૂ, શેરડી, તમાકુ અને જાતજાતનાં ફળઝાડ એ એમની આજીવિકાનાં મુખ્ય સાધન હોય છે અને તેથી ઢોરો – ગાય, બળદ, ભેંસ, ઘોડાં, ઘેટાંબકરાં એ એમના જીવનના સાથી હોય છે. જંગલમાં રહેનારી પ્રજાની આજીવિકાનું મુખ્ય સાધન શિકાર હોય છે. આ લોકો ખેતીની કંઈક મદદ લે છે ખરા પણ એમનો મુખ્ય આધાર ખેતી પર નથી. આ લોકોના જીવનનો સાથી એકમાત્ર કૂતરો હોય છે.

ન્યાતજાતના ઝઘડામાં રચ્યાપચ્યા આપણે કુદરતના આ ત્રણ વર્ણને ઝટ સમજી શકતા નથી. કુદરત પાસે હિંદુ, મુસલમાન, પારસી, સીદી, એવો ભેદ નથી. ઉજળિયાત અને મહેનતુ એ ભેદ પણ કુદરતે કરેલો નથી. કુદરત તો દરેક પાસેથી મહેનત માગે છે.

શહેરમાં જ આખી જિંદગી ગાળનાર લોકો પણ ઉપર વર્ણવેલા ત્રણ કુદરતી વિભાગ ઝટ સમજી શકતા નથી. એમને મન તો પ્રજા એટલે બ્રાહ્મણ, વાણિયા

કરે છે. કળા દ્વારા હૃદયની ઉન્નતિ અથવા અવનતિ થઈ શકે છે તેથી આ વર્ગનું સમાજ પર અસાધારણ પ્રભુત્વ હોય છે. એક જમાનામાં ફુરસદને વખતે મનરંજન કરનાર વિદૂષકનું અથવા ખિદમતગારનું સ્થાન આ વર્ણનું હતું. પરંતુ પૂર્વકાળમાં ઋષિ, આચાર્ય અથવા ધર્મકારના જેવી એની યોગ્યતા રહી શકતી. હૃદયના ગૂઢ ભાવોને જાગ્રત કરી, હૃદયના કોમળ, આર્ય અને ઓજસ્વી એવા ભાવોને કળાકાર પાણી ચડાવે છે, ઓપ આપે છે અને તેમ કરી ધર્મ અને નીતિનું કામ સહેલાઈથી પાર ઉતારે છે. ઇંદ્રિયગમ્ય વસ્તુઓથી ઇંદ્રિયાતીત વસ્તુઓને તે મૂર્ત સ્વરૂપ આપે છે. અતએવ તે અપર બ્રહ્મા છે. આવી એ વર્ણની યોગ્યતા લોકો ગણવા લાગ્યા છે. સ્વસ્થતાપ્રિય યુગમાં અને સામાન્ય કોટિના ભોગૈશ્વર્યથી કંટાળી ગયેલા જીવનમાં રંજક વર્ણનું મહત્ત્વ વધે એ સ્વાભાવિક છે.

એટલું ખરું કે આચાર્ય વર્ણની અથવા ધુરીણ વર્ણની વ્યક્તિઓમાં કલાધરની શક્તિ હોય તો તેનું કાર્ય અદ્ભુત રીતે સિદ્ધ થાય. તે જ પ્રમાણે રંજક વર્ણના સંસ્કારી પુરુષમાં જો આચાર્યની જ્ઞાનદૃષ્ટિ અને પ્રેરકશક્તિ, અને ધુરીણોનું યોજના-સામર્થ્ય અને લોકનાયકત્વ રહેલાં હશે તો તેની કલાને દૈવી સ્વરૂપ પ્રાપ્ત થવાનું. પરંતુ આટલા મેળાપવાળા ગણ્યાગાંઠ્યા દાખલાઓ ઉપરથી જ રંજક વર્ગને સમાજ-શિરોમણિને સ્થાને સ્થાપવામાં ભૂલ થશે. અમુક દાખલાઓમાં ત્રણે વર્ણના ગુણ એક સ્થળે ભેળા થાય એમાં આશ્ચર્ય નથી. પરંતુ જે જે ગુણ પ્રમાણે જે વર્ણો ગોઠવ્યા હોય તેનો અલગ અલગ જ વિચાર કરવો જોઈએ.

હવે એક રહ્યો સમાજની દયાને પાત્ર એવો ભૃત્ય અથવા ચાકર વર્ગ. અન્ય વર્ણમાં જેને કંઈ પણ સ્થાન મળી શકે એવું હોય તેણે ભૃત્યવૃત્તિની આજીવિકા કદી પસંદ ન કરવી. સમાજસેવા માટે કેવળ પરોપકારબુદ્ધિથી (ભૃત્યકર્મ) ચાકરી દરેકે કરવી જ જોઈએ. એ નૈમિત્તિક પ્રાપ્ત ધર્મ છે. પરંતુ પરિચારકનો ધંધો સ્વીકારીને આજીવિકા મેળવવાનું બને તેટલું ટાળવું. આ વર્ણમાં બધા જ પ્રકારના પરિચારકો, ચાકરો, પાકસિદ્ધિ કરી જમાડનાર રસોઈયા, મંદિરોમાં પૂજારી થઈને રહેનારા, પાલખી-મ્યાના ઊંચકનારા ભોઈ, બધા પ્રકારના ખિદમતગારો અને ખવાસો, કલ્પકોના હાથ નીચે કેવળ ચીંધેલું કામ કરવાને રહેનારા મજૂર, એ બધા આવી જાય છે. આ વર્ણને હાથે થતી સમાજસેવા નાનીસૂની નથી. સમાજસેવક ભર્તાઓ કરતાં એમની યોગ્યતા જરા પણ ઓછી નથી. મોક્ષદૃષ્ટિથી જોતાં એમની સંતોષ-મૂલક સેવા એમને પોતાને તો ઉન્નતિકર જ છે. પરંતુ ભૃત્યસેવા વધવાથી સમાજ પાંગળો થાય છે, અને આજીવિકા માટે એ જ ધંધો હમેશ કરનાર વર્ગ કાળે કરીને સત્ત્વશૂન્ય, સંસ્કારશૂન્ય બને છે. માટે એ વર્ણની સંખ્યા વધે નહીં એટલું સમાજે કાંઈ નહીં તો આત્મરક્ષણાર્થે જોવું રહ્યું.

આમ સાત વર્ણનું સુસ્નિગ્ધ સંગઠન થતાં સમાજ સ્વતંત્ર, સંસ્કારી, સામર્થ્ય-વાન, સમૃદ્ધ અને સુખી થશે.

## સપ્તવર્ણવિચાર — સારાંશ

૧. આચાર્ય — જ્ઞાનશોધક, ધર્મોપદેશક, અધ્યાપક, જીવનપ્રેરક.

૨. ભર્તા — સમાજપોષક ખેડૂત, બાગવાન, વણકર, ખાણોવાળા, ધનગર, ગોવાળ, મચ્છીમાર, ઇ.

૩. કલ્પક — કૌશલ્યયુક્ત રાચરચીલું બનાવનાર કારીગર, હુન્નરી નિષ્ણાતો, સુથાર, લુહાર, કડિયા, પથિક, વૈદ, દરજી, લહિયા, મોચી, ચમાર, ઇ.

૪. વણિક — સાર્થવાહ (વણજારો), દુકાનદાર, કારખાનદાર, શરાફ, ઇ.

૫. ધુરીણ — સંચાલક, વ્યવસ્થાપક, રાજ્યકર્તા, આગેવાન, યોજક, ઇ.

૬. રંજક — કળાધર, ગાયક, ચિત્રકાર, શિલ્પી, કવિ, સાહિત્યસેવી, નટ, ઇ.

૭. ભૃત્ય — પરિચારક, રસોઇયા, પૂજારી, ભોઈ, મજૂર, ખિદમતગાર, ઇ.

૧૯૩૨

## ત્રણ પરજ

સામાજિક પ્રવૃત્તિ પરત્વે જેમ આપણે સંસ્કારી ત્રણ વર્ણો કલ્પ્યા છે તેમ આપણે ત્યાં કુદરતે પણ ત્રણ વર્ણો કાયમના ગોઠવ્યા છે. લંકાથી માંડીને ઘોઘા સુધી જે કિનારો ફેલાયલો છે તેના કુદરતી ત્રણ વિભાગ પડે છે. (૧) છેક સમુદ્રનો કિનારો, (૨) કિનારાને પૂર્વે આવેલો ડુંગરી મુલક અને (૩) આ બે વચ્ચે આવેલો ક્યાંક પહોળો અને ક્યાંક સાંકડો સપાટ પ્રદેશ.

આ ત્રણ વિભાગમાં રહેનારી પ્રજાની આજીવિકા જુદી જુદી છે. તેથી તેમનો વ્યવસાય પણ જુદો છે. પરિણામે સ્વભાવમાં પણ ભિન્નતા આવી ગઈ છે. સમુદ્રકિનારે વસતી કોમો દરિયો ખેડે છે. દરિયા મારફતે પોતાની આજીવિકા મેળવે છે, અને દરિયો ખેંચીને લઈ જાય ત્યાં પહોંચી જાય છે. વહાણ એ આ લોકોના જીવનનું સાથી ગણાય. વચલા વિભાગની પ્રજા મુખ્યત્વે ખેતી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. અનાજ, રૂ, શેરડી, તમાકુ અને જાતજાતનાં ફળઝાડ એ એમની આજીવિકાનાં મુખ્ય સાધન હોય છે અને તેથી ઢોરો — ગાય, બળદ, ભેંસ, ઘોડાં, ઘેટાંબકરાં એ એમના જીવનના સાથી હોય છે. જંગલમાં રહેનારી પ્રજાની આજીવિકાનું મુખ્ય સાધન શિકાર હોય છે. આ લોકો ખેતીની કંઈક મદદ લે છે ખરા પણ એમનો મુખ્ય આધાર ખેતી પર નથી. આ લોકોના જીવનનો સાથી એકમાત્ર કૂતરો હોય છે.

ન્યાતજાતના ઝઘડામાં રચ્યાપચ્યા આપણે કુદરતના આ ત્રણ વર્ણો ઝટ સમજી શકતા નથી. કુદરત પાસે હિંદુ, મુસલમાન, પારસી, સીદી, એવો ભેદ નથી. ઉજળિયાત અને મહેનતુ એ ભેદ પણ કુદરતે કરેલો નથી. કુદરત તો દરેક પાસેથી મહેનત માગે છે.

શહેરમાં જ આખી જિંદગી ગાળનાર લોકો પણ ઉપર વર્ણવેલા ત્રણ કુદરતી વિભાગ ઝટ સમજી શકતા નથી. એમને મન તો પ્રજા એટલે બ્રાહ્મણ, વાણિયા

અને ગરાસિયા. એના ઉપરાંત જો કંઈ આવે તો તે પરદેશી કે પરધર્મી લોકો. જેના ઉપર આખા સમાજનો આધાર છે એ શ્રમજીવી, અલ્પસંતોષી અને પ્રમાણમાં નિષ્પાપ પ્રજા તો એમના ધ્યાનમાં પણ નથી આવતી.

ઉપર વર્ણવેલા ત્રણ વર્ગોને આપણે સહેજે ત્રણ નામ આપી શકીએ. દરિયા-પરજ, ખેતીપરજ અને રાનીપરજ. દરિયાપરજમાં મુખ્યત્વે વહાણવટું કરનારા અને મચ્છીમાર લોકો આવે છે. ખેતીપરજમાં કોનો કોનો અંતર્ભાવ થાય છે એ તો બધા જાણે છે. રાનીપરજમાં તેના મુખ્ય પ્રતિનિધિ ભીલ, કાતુડી, રામોશી વગેરે કોમો આવી જાય છે. આપણે અત્યાર સુધી કંઈ કર્યું હોય તો ખેતીપરજનો જ વિચાર કરતા આવ્યા છીએ. દરિયાપરજ અને રાનીપરજને આપણા સામાજિક, ધાર્મિક, આર્થિક અને રાજદ્વારી પુરુષાર્થનો લાભ ભાગ્યે જ મળ્યો છે.

આજીવિકા અને વ્યવસાયને લઈને દરેક વર્ગનો સ્વભાવ જુદો જુદો હોય છે. દરિયાપરજ સાહસી, દીર્ઘોદ્યોગી અને મગર કે મંકોડા જેવી ચોંટીલી હોય છે. જાળ જેટલી વાર તૂટે તેટલી વાર ધીરજથી ફરી સાંધવામાં એ કોમ કુશળ હોય છે. સાહસપ્રેમ એ આ કોમનો વિશેષ ગુણ. પણ પ્રસ્થાનને કારણે કાંઈક બેદરકારી ખરી જ.

ખેતીપરજનો મુખ્ય ગુણ દેશપ્રીતિ અથવા હુબ્બેવતન છે. જમીનને માટે એ પ્રાણ પાથરશે. વખત આવ્યે ન્યાત અને ધર્મ પણ છોડે પણ જમીનને તો વળગી જ રહે, એવો આ વર્ગનો સ્વભાવ હોય છે. ખેતીપરજ પાસે દીર્ઘદૃષ્ટિ, ધીરજ, ખંત ઉપરાંત પ્રભુતા હોય છે. કુદરત ઉપર અને પશુઓ ઉપર હમેશાં વિજય મેળવવાનો હોવાથી અને સહકારથી એકબીજાની મુશ્કેલીઓ દૂર કરવાની હોવાથી મોટા મોટા સંઘ બાંધવા, વ્યવસ્થા સ્થાપવી, એ એમને સહેજે ફાવતું આવે છે. રાનીપરજનો સ્વભાવ આનાથી સાવ જુદો હોય છે. સ્વાવલંબન, અખંડ જાગૃતિ, અજાણ્યા પ્રત્યે કંઈક અણવિશ્વાસ અને એ બધાને દીપાવનાર સ્વાતંત્ર્યપ્રીતિ એ આ વર્ગનો ખાસ ગુણ છે. રાનીપરજ જેના પર વિશ્વાસ રાખે તેને ખોળે માથું મૂકે પણ સહેજે વિશ્વાસ ન રાખે. ઈમાન, વિશ્વાસ, આતિથ્ય, અને બહાદુરી એ ગુણોની આ કોમમાં વિશેષ કદર હોય છે.

ત્રણે પરજના આ જે ગુણો વર્ણવ્યા તે એમને કુદરતની બક્ષિસ છે. તે તે કોમમાં એ ગુણો હોવા જ જોઈએ. જો ન હોય તો એ માણસની ખામી છે, સમાજરચનાનો દોષ છે, ઈતિહાસની વિકૃતિ છે. એ સ્થિતિ ન ટકવી જોઈએ.

તે તે કોમનો એ મૂળ સ્વભાવ પાછો ખીલવવો એ અશક્ય વાત નથી. કુદરતને જરાક અનુકૂળતા મળે એટલે બસ. પોતાનો ગુણ બતાવ્યા વગર એ રહેશે નહીં.

આજે આપણે જે કોમોને રાનીપરજ તરીકે ઓળખીએ છીએ તે કોમમાં ઉપર વર્ણવેલો સ્વભાવ રહ્યો છે ખરો? ન રહ્યો હોય તો એને માટે કોણ જવાબ-દાર છે? આપણે રાનીપરજને એમના અને આપણા ભલા ખાતર ખેતીમાં ખેંચી

લાવ્યા હોઈએ, તો તેમનામાં બંને વર્ગના સદ્‌ગુણો ખીલવા જોઈએ. એક પરિણામ તે હુન્નરની કુશળતા. બંનેના સહકારથી અને સ્વભાવમિશ્રણથી વિશેષ સુંદર પરિણામ આવવું જોઈએ. ખેતીપરજ અને રાનીપરજ સહકાર કરે તો બંનેને અસાધારણ લાભ થવો જોઈએ. જો અત્યાર સુધી તેમ ન થયું હોય તો એ આપણી આવડતની ખામી.

હજી પણ એ ભૂલ આપણે પ્રયત્નથી સુધારી શકીએ. ખેતીપરજ અને રાનીપરજનાં હિતાહિત પરસ્પર વિરોધી ન જ હોઈ શકે. એકબીજાના વિકાસમાં એકબીજાનું હિત સમાયેલું છે એટલો કુદરતનો નિયમ જો આપણે સમજી લઈશું તો સમાજજીવનમાં ભારે અનુકૂળ ફેરફાર થશે.

આ સિદ્ધાંત પ્રજાને ગળે ઊતરે તે માટે આપણા પ્રાંતની આ દૃષ્ટિએ લખેલી ભૂગોળ આપણી પાસે હોવી જોઈએ. કુદરતી ભૂરચના, એના વિભાગ, તે તે વિભાગની સગવડઅગવડો, ત્યાંની સમૃદ્ધિ, તેને લીધે પડેલા સમાજના વર્ગ, તેમનો જીવનપ્રવાહ અને એ બધાની પરસ્પરાવલંબિતા સ્પષ્ટ કરી બતાવનાર ગ્રંથો રચાવા જોઈએ અને એનો રાષ્ટ્રીય પાયા પર પ્રચાર થતો જોઈએ.

૧-૫-'૨૭

# જાતિધર્મ અને કુળધર્મ

કુલ અને જાતિ એ બે સંસ્થાઓ પ્રકૃતિગત હોવાથી સ્વયંભૂ, સ્વયંપ્રેરિત અને સનાતન છે, એટલે કે શાશ્વત છે. બંનેમાં લોહીનો સંબંધ પણ આવી જાય છે. જેમનું લોહી એક છે તે એક કુળ. જેમનું લોહી એક થઈ શકે છે (વિવાહ-સંબંધથી) તે એક જાતિ. (जन्मना जातिः।)

કામવિકારની પ્રેરણા, આપત્યૈષણા, અપત્યવાત્સલ્ય એ આ બંને સંસ્થાઓના મૂળમાં છે. સમૂહ કરીને રહેવું, અને સમૂહશક્તિના જોર પર જીવવું, વધવું અને વિજય મેળવવો (નિસર્ગ પર અથવા પારકાઓ પર વિજય મેળવવો), એ વૃત્તિઓ પણ આ સંસ્થાઓના મૂળમાં ખરી. અને તેથી જ તેમનું જતન કરવાનો બહુ પ્રયત્ન કરવો પડતો નથી. આ સર્વ વૃત્તિઓ પ્રાણીસહજ (biological) છે. આ વૃત્તિઓ આંધળી, જોરાવર અને સ્વાભાવિક છે. એ બધી જીવનને પોષક છે પણ જીવનસાફલ્યનો એમને ખ્યાલ નથી. જીવનસાફલ્યનો વિચાર જ્યારે શરૂ થાય છે ત્યારે જ જીવનસંસૃતિમાં સંસ્કૃતિ (culture) ઉત્પન્ન થાય છે. એ સંસ્કૃતિના પરિપોષને અર્થે જ આશ્રમવ્યવસ્થાની જેમ વર્ણવ્યવસ્થા નિર્માણ થઈ છે. વર્ણ અને જાતિ એક નથી. જાતિ વર્ણનો પેટાભેદ છે એવું પણ નથી. આ બંને સંસ્થા પરસ્પર સંમિશ્ર થયેલી હોય તોયે તત્ત્વતઃ અને સ્વરૂપથી પરસ્પર વિભિન્ન છે. કેટલેક અંશે પરસ્પર વિરોધી પણ ખરી. જાતિસંકર અને વર્ણસંકર એ પણ એક નથી. વર્ણો સંસ્કૃતિપ્રધાન છે.

વંશપરંપરાના સંસ્કાર, કૌટુંબિક જીવનના સંસ્કાર, કુલધર્મ અને જાતિધર્મમાં ઉત્પન્ન થયેલાં બિરદરૂપી સંસ્કૃતિનાં તત્ત્વો, એ બધાંનો વિચાર કરતાં વર્ણવ્યવસ્થામાં પણ જાતિનું તત્ત્વ ઉત્પન્ન થાય. એ ખોટું પણ નથી. પરંતુ માત્ર જાતિતત્ત્વને પ્રાધાન્ય મળે એ ઇષ્ટ નથી. ઉપર જણાવેલા કારણથી અને જાતિતત્ત્વ સંસ્કાર-પરંપરાને અને વિકાસને પોષક હોઈ શકવાથી જાતિ અને વર્ણને એક પ્રવાહમાં વાળવાં એ શક્ય અને શાસ્ત્રશુદ્ધ છે. પરંતુ આ બાબતમાં કડક નિયમ કરવાથી મૂળ ઉદ્દેશ માર્યો જાય છે.

સંકર નરકનું કારણ છે એવો સિદ્ધાંત નિરપવાદ અથવા ત્રિકાલાબાધિત નથી. (વ્યભિચાર, લોકનિન્દિત સંબંધ, અને શિષ્ટોએ નાપસંદ કરેલા સંબંધ એટલા તો નિરપવાદ નરકગામી છે જ. જેમનો ધાર્મિક આદર્શ પરસ્પર વિભિન્ન છે, જેમની સંસ્કૃતિની ભૂમિકા જ જુદી છે અથવા જેમની રહેણીકરણી વિચારસરણીમાં જમીન-આસમાનનું અંતર છે એવાંઓના વિવાહ જીવનશાસ્ત્રની દૃષ્ટિથી અને સંસ્કૃતિની દૃષ્ટિથી શુભપરિણામી થતા નથી. અને એ વિવાહોમાં આપત્યદ્રોહ થાય છે, એમ બે કારણોથી એ અનિષ્ટ ગણાવા જોઈએ.)

સમાન ભૂમિકા પરના ભિન્ન ભિન્ન સમાજોમાં મિશ્રવિવાહને ઉત્તેજન આપવાનો કોઈ કોઈ સમય આવે છે. અને કોઈ કોઈ સમયે મિશ્રણથી દૂર રહી અલગપણું જાળવવું જ ઇષ્ટ દેખાય છે. જ્યારે બે સમાજ સમકક્ષ અને તુલ્યબળ હોય છે, અને બંનેએ મળી નવીન પુરુષાર્થ કરવાનો હોય છે અથવા નવીન સંસ્કૃતિ પેદા કરવાની હોય છે ત્યારે સમાન આદર્શ, સમાન વિચારસરણી અને સમાન પુરુષાર્થ જોઈને સંમિશ્રણને ઉત્તેજન આપવું જ યોગ્ય છે. ઊલટી રીતે જ્યારે પરસ્પર પરિચય નથી હોતો, અને એક પક્ષ બીજાને ખાઈ જાય એવો ભય જણાય ત્યારે તેજોવધકારી મિશ્રણથી દૂર રહેવું જ ઇષ્ટ છે. આવે વખતે અલગપણું અથવા પાર્થક્યને મહત્ત્વ આપવું જોઈએ. નેપોલિયનનું લશ્કરી વાક્ય અહીં જુદા અર્થમાં બંધબેસતું આવે છે. We unite to strike and separate to live.

દુનિયાની લગ્નસંસ્થાનો ઇતિહાસ તપાસતાં બધા જ પ્રકારના સમાજોમાં જો કોઈ મહત્ત્વનું વિચારસામ્ય જણાતું હોય તો તે એ કે સગાં બાપદીકરીનો કે માદીકરાનો કે ભાઈબહેનનો વિવાહસંબંધ નિરતિશય નિંદ્ય મનાયો છે. પ્રાચીન કાળમાં ઈરાનમાં, ઉત્તર હિંદુસ્તાનમાં અને અન્યત્ર ભાઈબહેનનો વિવાહ થતો હતો પરંતુ બધે જ ઝટ એ વિવાહો ત્યાજ્ય ગણાયા, અને મનુષ્યહૃદયમાં એવા વિવાહોને વિશે ઊંડી ઘૃણા જામી ગઈ.

આ પછી પાસેનાં સગાંઓમાં વિવાહ કરવા નુકસાનકારક અને નિંદ્ય છે એ વિચાર ઓછાવત્તા પ્રમાણમાં બધે પ્રસર્યો, આ અભિપ્રાયના મૂળમાં વણનોંધાયેલો પરંતુ જબરદસ્ત અને કડવો અનુભવ સર્વત્ર થયો હોવો જોઈએ. 'પાસેના સંબંધોમાં વૈવાહિક પ્રેમ ઉત્પન્ન થઈ શકતો નથી ને વિકૃત માનસને કારણે થાય તો

તે ટકી શકતો નથી. ઉન્માદ હોય તો તે ક્ષણિક જણાયો છે. માનસ દૃષ્ટિથી આ વાત થઈ.

વૈદકીય દૃષ્ટિથી—અતિ નિકટના વિવાહની પ્રજા અંતે નિઃસત્ત્વ, બાયલી, સંયમશૂન્ય, કુષ્ઠરોગી અને મંદબુદ્ધિ નીપજતી જણાઈ છે, અને આગળ ઉપર સંતાનવૃદ્ધિ પણ ક્ષીણ થાય છે એવો અનુભવ થયો છે.

સંસ્કારદૃષ્ટિથી—ભિન્ન કુળોના સંસ્કારનો ઇષ્ટ સંયોગ અપત્યોને મળવો જોઈએ તે મળતો નથી. એ કારણે કૂપમંડકવૃત્તિ અથવા બંધ તળાવમાંના કોહેલા પાણીની સ્થિતિ એવાં કુટુંબોની થાય છે.

આરોગ્ય દૃષ્ટિથી—ભિન્ન કુટુંબોના વિવાહથી ઉત્પન્ન થયેલી પ્રજા આનુવંશિક રોગોની સામે ટક્કર લેવા જેટલી સમર્થ હોય છે તેટલી એક કુટુંબના વિવાહની હોતી નથી.

સામાજિક દૃષ્ટિથી—એક કુટુંબ અંદર અંદર વિવાહ કરવા માંડે તો બહોળો સમાજ નહીં નીપજે. સમાજ એટલે પરસ્પરાવલંબન. એ પરસ્પરાવલંબન યોગ્ય મર્યાદામાં જેટલું વ્યાપક અને વિવિધ થાય તેટલો સમાજ જોમદાર થવાનો. 'स्वात्मनि एव समाप्तव्याप्ति' એવા એકકુટુંબી સમાજની સ્થિતિ સમાજશાસ્ત્રને અસહ્ય થવી જોઈએ.

શાસ્ત્રધર્મની બહારના, પછાત અથવા જંગલી ગણાતા લોકો પણ નિકટના સંબંધનાં લગ્નોને નિષિદ્ધ ગણે છે. એક જ ગામમાંનાં છોકરાછોકરીઓ ભાઈબહેન જેવાં ગણાવાં જોઈએ એવી સમજ ઘણે ઠેકાણે હોય છે. સામાજિક વ્યવહાર ધાસ્તી વિના અને નિશ્ચિતપણે ચાલે તે સારુ પણ નજીકના વિવાહ નિષિદ્ધ ગણાવા જોઈએ. જ્યાં દહાડો ને રાત ખુલ્લો વહેવાર જરૂરનો હોય ત્યાં ગોટાળા થવા માંડે અને તેને જ લગ્નો ગણી લેવાં પડે તો સામાજિક વહેવાર સંકુચિત અને શંકાથી ઘેરાયેલો રહેશે. એક ગુરુના હાથ નીચે સંસ્કાર પામનાર યુવકયુવતીઓ વચ્ચે ભાઈ-બહેનનું સગપણ સમજવું જોઈએ એ નિયમ પણ એ જ દૃષ્ટિથી ઇષ્ટ છે.

એક ગોત્રમાં અંદર અંદર લગ્ન ન થવાં જોઈએ. સપિંડ, અને સપ્રવરનો પણ વિચાર કર્યા સિવાય લગ્ન ન કરવાની ધર્મની મર્યાદા અહીં સુધી વર્ણવેલી ધાર્મિક મીમાંસામાંથી જ નીકળેલી છે. આજે વખતે તે અવાસ્તવ થઈ હશે.

ધર્મની આ દૃષ્ટિ અને મર્યાદા હવે થોડી વધારવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. જાતિબહુલ હિંદુ સમાજમાં પેટાજ્ઞાતિઓનું ખૂબ ધતિંગ જાગ્યું છે. હજાર હજાર કુટુંબોની જ નાની નાની ન્યાતો પડી જાય એ સર્વથા અનિષ્ટ છે. અને આજે તો સો સવાસો કુટુંબોની ન્યાતો પણ નજરે ચડે છે. ગુજરાતમાંની એ સ્થિતિ અત્યંત શોચનીય છે. જે પ્રમાણે ખેતરમાં ઉપરનું પાણી નીચે વહી ન જાય તે સારુ નાના નાના ક્યારા બનાવવામાં આવે છે તે પ્રમાણે ગરીબોની દીકરીઓ શ્રીમંતોના ઘરોમાં તણાઈ ન જાય તે સારુ નાની નાની પેટા ન્યાતો નવી નવી ઉપજાવવાની અહીં પ્રવૃત્તિ છે. મોટાં મોટાં જ્ઞાતિભોજનોનો ખર્ચ ન થાય તે સારુ પણ નાની

નાની માપસરની ન્યાતો બાંધવાની પ્રવૃત્તિ પણ જણાય છે. ઉપર કરેલી વિવાહ-મીમાંસામાં પાસેના સંબંધોના વિવાહોના જે દોષો બતાવેલા છે તે બધા આ પેટા જાતિઓના, તડોના અને ગોળોના વિવાહમાં જણાવા માંડ્યા છે. એટલે ધર્મની દૃષ્ટિ, સમાજશાસ્ત્રનો અનુભવ અને ભાવિ પ્રજાનું કલ્યાણ એ બધાંનો વિચાર કરીને હવે એવો કડક નિયમ કરવો જોઈએ કે પોતાની પેટા ન્યાતમાં લગ્ન કરવું એ એક કુટુંબમાં અથવા એક ગોત્રમાં લગ્ન કરવા સમાન, સગાં ભાઈબહેનનાં લગ્ન સમાન નિંદ્ય છે.

આજકાલ જે સમાજસુધારો સૂચવવામાં આવે છે તેનાથી આ સુધારો જુદો છે. બીજા સુધારાઓ ધર્મમર્યાદા શિથિલ કરવાના હેતુથી સૂચવાતા હશે. આ સુધારો ધર્મદૃષ્ટિ વિશેષ જાગ્રત કરવાની દૃષ્ટિથી સૂચવેલો છે.

કોઈ બતાવશે કે તમે નાતજાતના ભેદ તોડવા ઇચ્છો છો. જાતિભેદ કાઢવા ઇષ્ટ છે કે નથી એ સવાલ બાજુએ રાખીને જવાબ આપી શકાશે કે, ગોત્ર બહાર લગ્ન કરવાના આગ્રહી નિયમથી જો ગોત્રો તૂટી જતાં નથી, ભિન્ન કુટુંબો વચ્ચેના વિવાહોથી જો કુટુંબો તૂટી જતાં નથી તો પેટા જાતિઓની બહાર જ લગ્ન કરવાં જોઈએ એવો નિયમ કરવાથી પેટા જાતિઓ શી રીતે તૂટશે? અને પેટા ન્યાતો તૂટી જશે તોપણ તેથી તે ન્યાતોને શું નુકસાન છે? વર્ણવ્યવસ્થાને તો કોઈ રીતે ધાસ્તી નથી. સંગઠનપ્રિય જમાનાએ તો આવા સુધારાનો વિરોધ ન જ કરવો જોઈએ.

અહીં સૂચવેલો સુધારો અને મૂળમાં રહેલી વિચારસરણી સમાજહિતને અત્યંત મહત્ત્વનાં છે. તેનો ઊંડો વિચાર થવો જોઈએ.

૧૯૩૨

# જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચેનો સંબંધ

લેઓત્સી એવા અંગ્રેજી નામોચ્ચારથી ઓળખાતો એક ચીની તત્ત્વજ્ઞ અને ધર્મજ્ઞ મધ્ય ચીનમાં થઈ ગયો છે. કહેવાય છે કે તેને લોકોમાં સંતોષ અથવા તૃપ્તિ એ જ મોટો ગુણ દેખાતો. ફોકટની જિજ્ઞાસા એ એક મોટો રોગ જ છે એમ તે માનતો. ગામડાંને વિશે તેનો આદર્શ એવો હતો કે 'ગામડાંના લોકોએ પોતાનું ગામ છોડી કોઈ પણ ઠેકાણે જવું નહીં. આસપાસનાં ગામડાંને પાદરે ભસનાં કૂતરાં પોતાના ગામમાં ભલે સંભળાય પણ તે ગામ કેવું છે તે જોવા માટે પણ કોઈએ પોતાનું ગામ છોડવું નહીં.' કોલંબસની પૂર્વે યુરોપ અને અમેરિકાને એકએકને વિશે જેટલી માહિતી હતી તેથી વધારે ખબર એકએકને વિશે આટલાં પાસેનાં ગામોને ન હોય એ બની શકે કે કેમ તેનો વિચાર માંડી વાળી આપણે હિંદુસ્તાનની સ્થિતિ અને આપણા લોકોનો સ્વભાવ તપાસીએ. આપણા લોકોને લેઓત્સીની શિખામણ પસંદ પડી લાગે છે. ગામમાં ગમે તેટલી કૂથલી કરે તોયે

હિંદુસ્તાનના ગામડિયા જિજ્ઞાસા વિશે ઝાઝા પ્રસિદ્ધ નથી. બીજા પ્રાંતોમાં શું ચાલે છે એની ખબર તેમને ભાગ્યે જ હોય છે. બીજા ધર્મોનાં તત્ત્વો શાં છે, આદર્શ ક્યો છે, એની સ્પષ્ટ માહિતી કોઈને જ નથી હોતી. પ્રવાહમાં પડેલાં લાકડાંની જેમ સમાજ ગુપચુપ ચાલ્યા કરે છે. સામાજિક પરિસ્થિતિમાં થતા ફેરફારોની જવાબદારી ગમે તેની હોય, ગામડાંના લોકોની તો તે ખસૂસ નથી. 'હરિ રાખે તેમ રહેવું' એ જડ તત્ત્વવાળું વેદાન્ત આપણા લોકોને ઉત્તમ રીતે ગળે ઊતર્યું છે. કોઈને પણ પૂછો, જવાબ એક જ મળશે: 'अहं करोमीति वृथाभिमान:'।

હિંદુસ્તાનના સામાજિક જીવનમાં ફેરફાર નથી થતો એમ નથી, પણ તે ફેરફાર પરવશ એવાં જડ તત્ત્વમાં થનારો ફેરફાર છે. પાણી અગ્નિથી ગરમ થાય છે ને પવનથી ઠંડું પડે છે; પરંતુ એ ફેરફારમાં તેનો પોતાનો આગ્રહ હોતો નથી. પાણી કદી ગુસ્સાથી લાલ થયું નથી અથવા તે કદી ગુસ્સાને વિવેકપૂર્વક ગળી જઈને ઠંડું પડ્યું નથી. પોતાના જ પુરુષાર્થથી ઇરાદાપૂર્વક ફેરફાર કરવો અને આગળથી યોજી રાખેલી દિશામાં પ્રયાણ કરવું એ ચૈતન્યનો ગુણ છે. વેદાન્તે કહ્યું છે કે મુક્ત પુરુષે 'जडवल्लोक आचरेत्' આપણે મુક્ત થતાં પહેલાં જ એ બોધ સ્વીકારી લીધો ને वत् પ્રત્યયનું છેક વિસ્મરણ કર્યું.

હિંદુસ્તાનમાંની—એટલે કે હિંદુસ્તાનમાંનાં ગામડાંઓમાંની—ન્યાતજાતોનો પ્રશ્ન આવો જ જડતાનો એક સવાલ છે. અને તે સવાલનું નિરાકરણ આખી જનતાએ કરવાનું છે. જનતા જ્ઞાનમય, ચૈતન્યમય અને યૌવનમય થતાં જ આપોઆપ એનું નિરાકરણ થઈ જશે. જનતા રૂઢિને વળગી રહે છે. એમાં સમાજની સ્થિરતા છે, સંતોષ છે, સમાધાન છે. અમુક માણસ અમુક રીતે જ વર્તશે કે નહીં એની ખાતરી રહે છે. રૂઢિના આવા કેટલાયે ગુણો છે. કેમ કે તે સર્વે જડના ગુણો છે. પુલના પથરા તેમની જગ્યાએ જ રહે છે, પક્ષીઓની જેમ ઊડીને ચરવા નીકળી જતા નથી તેથી જ પુલનો ભરોસો રાખીને આપણે તેના પરથી ગાડી હંકારી જઈએ છીએ. ગાડીથી બીને પુલ વાંકો નથી વળી જતો એ પણ કંઈ નાનોસૂનો લાભ નથી. પરંતુ સમાજમાં કેવળ સ્થિરતાના ગુણો હોય તેમાં ઉત્કર્ષ નથી, કૃતાર્થતા નથી. થોડો ધુમાડો લગાડી મધમાખોને હાંકી કાઢીને મધ લૂંટવાના ધંધાના જેવો ધંધો, જેમ પાશ્ચાત્ય લોક રાતદહાડો કરે છે તે પ્રમાણે આપણે ત્યાંના જડ સમાજ પાસેથી તેને ખબર ન પડે એવી રીતે ગમે તે કામ લઈ શકાય છે, તેને ગમે તે સ્થિતિ સુધી પહોંચાડી શકાય છે. મધમાખીની જેમ સમાજ ભડકી નહીં જાય એટલે થયું.

હિંદુસ્તાનમાં ખરું જોતાં જાતિ જાતિ વચ્ચે વૈમનસ્ય નથી, એંટ નથી, સાપનોળિયામાં હિતસંબંધ વિરુદ્ધ હોવાથી જેવું હાડવેર હોય છે તેવું વેર નથી; જો કંઈ હોય તો પરસ્પરને વિશે ગાઢ અને ભયાનક અજ્ઞાન છે. અને જ્યાં અજ્ઞાન નથી ત્યાં ઝેરી કુજ્ઞાન છે. ગમે તેવી ભ્રામક કલ્પનાઓ એકબીજાએ એકબીજાને વિશે ચાલુ કરી છે. અને તે બધી રૂઢિની જડતાથી જીવતી રહી છે. 'બ્રાહ્મણ અને સાપ

સરખા', 'મારવાડીની ચમડી તૂટે પણ દમડી નહીં છૂટે', 'મુસલમાન બડે બેઈમાન', એવી એવી કહેવતો આ કુજ્ઞાનની દ્યોતક છે. એનો એક પુરાવો એ છે કે આવી ઘણીખરી બધી કહેવતો નિંદામૂલક જ હોય છે. હિંદુસ્તાનમાં એવી એક પણ જાત, કે ધર્મપંથ નથી કે જેને વિશે આવી અનુદાર વૃત્તિની કહેવત નહીં હોય, અને જવાબદાર લોકો પણ આવી કહેવતોનો ઉપભોગ કરતા જણાયા છે.

ન્યાતજાત વચ્ચેના સવાલનું નિરાકરણ કરવાનો પ્રથમ અને સૌથી મહત્ત્વનો માર્ગ એ છે કે જાતિઓનો એકબીજી વિશેનો અજ્ઞાનમૂલક અથવા કુજ્ઞાનમુલક જે અભિપ્રાય દૃઢમૂલ થયો છે તે પર ઘા કરવો જોઈએ. ચાર જણ ભેળા થાય એટલે જે ન્યાત હાજર ન હોય તેની નિંદા ચાલવાની જ. તે એટલે સુધી કે સ્ત્રીને પેટે જન્મ ધરનાર પુરુષો સ્ત્રીમાત્રની યથેચ્છ નિંદા કરે અને 'अनृतं साहसं माया' વગેરે અધાર્મિક વચનોને ધાર્મિક ગણાવીને ચાલુ રાખે. કોઈ પણ બીજા કોઈની જ્ઞાતિ પરથી નિંદા કરતો જણાય કે તરત જ ડાહ્યા લોકોએ તેનો ત્યાં ને ત્યાં વિરોધ કરવો જોઈએ. ગેરહાજર જાતિ વિશે ગમે તેવાં અનુદાર વેણ કાઢવાં એમાં નામર્દાઈ છે, પિશુનતા છે, અસંસ્કારિતા છે એ વાત સમાજના હાડમાં પચવી જોઈએ. પરસ્પર ભલમનસાઈની જેટલી સાચી વાતો મળી શકે તેટલી બધી સમાજમાં ચલણી નાણાં પ્રમાણે ચાલુ કરવી જોઈએ. મિ. ઍન્ડ્રૂઝ અંગ્રેજ છે તોપણ સારો માણસ છે, ડૉ. અન્સારી મુસલમાન હોવા છતાં ન્યાયનિષ્ઠ છે, અમુક ગૃહસ્થ મારવાડી છે તોપણ ઉદાર છે, ફલાણો ગૃહસ્થ કોંકણસ્થ ખરો પણ સંત થયો છે. એવાં એવાં વચનો આપણે સાંભળીએ છીએ ત્યારે તેનો મૂળ ઉદ્દેશ ગેરસમજ દૂર કરવાનો જણાય તોપણ પરિણામ તો આખરે ગેરસમજ ચાલુ રહે એ જ છે એ ધ્યાનમાં રાખવું જોઈએ. કેમ કે લાખો આપવાદો એકસામટા આપણી નજરે પડતા નથી. નજરે પડેલા આપવાદનો નિકાલ કીધો કે સાચો અનુભવ નિર્જીવ થઈ જાય છે ને દુર્જનતાની કાલ્પનિક ગેરસમજ જીવન્ત રહે છે.

લોકમાનસની આ સર્વ ખૂબી ધ્યાનમાં લઈ દરેક જાણકાર માણસે જ્ઞાતિઓ વિશેના બધા અનુદાર ઉદ્‌ગારોને જમીનમાં દાટી દેવાને કમર કસવી જોઈએ.

પૉલિસી તરીકે કરવા જતાં આ કામમાં કશું વળવાનું નથી. યુરોપમાં ભૌતિક-શાસ્ત્રોની અને કારખાનાંઓની અભૂતપૂર્વ પ્રગતિ થવાથી ધર્મ વિના સમાજ ટકી શકશે એવો ભાસ થવા માંડયો છે. છેલ્લાં પચાસ પોણોસો વર્ષોના પ્રગતિના લગભગ બધા જ પ્રયત્નો માનવસ્વભાવને સુધારવાના સર્વ પ્રાચીન માર્ગો બાજુએ રાખી કેવળ બાહ્ય પરિસ્થિતિ સુધારવાની દિશામાં થયા છે. સામાજિક રચના બદલવી, કાયદા બદલવા, તેને વિશેષ વ્યાપક કરવા, સરકારી અને સાર્વજનિક ભંડોળમાંથી સુખસગવડનાં સાધનો વધારવાં, શિક્ષણથી બહુજનસમાજના મગજમાં માહિતી વધારવી અને રોગો માટે જુદી જુદી દવાઓ તૈયાર કરવી એ બધાંમાં જ આજ-કાલની પ્રગતિ સમાઈ જાય છે. મનુષ્યસ્વભાવ છે તેવો જ રહેવાનો છે, તેને બદલવો બહુ શક્ય નથી, અને શક્ય હોય કે ન હોય તોપણ તેને બદલવાને

ઝાઝું કારણ નથી એવી વૃત્તિ પાછલી બે પેઢીઓએ બતાવી છે.

એનું પરિણામ એ આવ્યું છે કે મન મોટું કરવાની ઉચ્ચ ભૂમિકા પર જઈ ટંટાઓ મટાડવાને બદલે પરસ્પર સ્વાર્થનો મેળ બેસાડી કામચલાઉ માંડવાળ કરવાના તત્ત્વ ઉપર જ તેમને ટાળવાના પ્રયત્નો થાય છે. આમ થવાથી હીન વૃત્તિઓ જોરાવર થાય છે, ટંટાઓ ચાલુ રાખીશું તો જ આપણને કાંઈક લાભ થશે એમ જ પછાત લોકોને લાગવા માંડે છે, નફટાઈ વધે છે ને નૈતિક આદર્શો આપણી નજર આગળ નાશ પામતા જાય છે.

ધર્મ ધર્મના અને જાતિ જાતિના ઝઘડા હિંદુસ્તાનમાં તો પૉલિસીના જોર પર મટવાના નથી જ. બધા ઝઘડાઓના મૂળમાં અજ્ઞાન અને અનુદારતા છે. એક દોષ નૈતિક અને બીજો બૌદ્ધિક છે; બન્નેને દૂર કરવા જોઈએ. ટંટા પતાવવાને માટે પ્રતિપક્ષીને સમજાવવા કરતાં તેને સમજવાનો વિશેષ પ્રયત્ન થવો જોઈએ. ક્ષુદ્રતા અને અવિશ્વાસનો ખાડો પુરાઈ ગયા પછી પરસ્પર ઉદારતા બતાવવાની ને કરવાની હરીફાઈ ચાલશે ને તે કલ્યાણકારી નીવડશે.

કેવળ ઉચ્ચ સ્વાર્થની દૃષ્ટિથી જોનારને એટલી શ્રદ્ધા બેસવી જોઈએ કે કોઈ કોઈનું સાચું સામર્થ્ય લૂંટી લઈ શકતું નથી. જે કોઈ ઉદારતાથી કાંઈક આપી દેવા તૈયાર થાય છે તેની શક્તિ ઓછી ન થતાં ઊલટી વધે છે. અને દુર્બળ કે અજ્ઞાનીને બધું જ આપી દેવામાં આવે તોપણ તે પોતાની શક્તિ જેટલું જ સંભાળી શકશે અથવા વાપરી શકશે એ વિશે શક નથી. સામર્થ્ય વધારવું હોય તો લોભ અને મહત્ત્વાકાંક્ષા વધારવાને બદલે જવાબદારીનું ક્ષેત્ર વધારવું જોઈએ, ઉચ્ચ વાતાવરણમાં ફરવું જોઈએ, આળસ અને વિલાસિતા ઓછાં કરવાં જોઈએ. અખંડ ઉદ્યોગ, આંખમાં તેલ આંજીને કરેલી કરકસર અને વિશાળ હૃદય એમાં જ સર્વ જાતનું સામર્થ્ય રહેલું છે.

ગામડાંઓમાં આ બાબતમાં શહેરોના જેવું હીન વાતાવરણ નથી એ એક મોટો લાભ છે. ખેડૂતોમાં સહકાર વિશેષ હોય છે, વેપારીઓમાં હરીફાઈ વિશેષ હોય છે અને સરકારી નોકરોમાં એકબીજાના પગ ખેંચીને હીન સ્વાર્થ સાધવાનું નીતિબાહ્ય વર્તન વિશેષ જોવામાં આવે છે. ગામડામાં નોકરીનો સવાલ બહુ હોતો નથી, વેપાર સાધારણ જ હોય છે અને મુખ્ય ધંધો ખેતીનો ને મજૂરીનો તથા ગૌણ વ્યવસાય મરણદશાએ પહોંચેલા ઉદ્યોગધંધાનો; આવી સ્થિતિ હોવાથી ગામડાંમાં ન્યાતજાત વચ્ચેના ઝઘડાઓને બહુ અવકાશ રહેતો નથી.

પરંતુ ગામડાંની જનતા જેટલી અજ્ઞાન તેટલી જ વિકારવશ હોય છે. ધર્મને નામે, ન્યાતને નામે, કોઈ પણ વિકારને નામે લોકોના મનોવિકારને સળગાવી મૂકવાનું કામ મુશ્કેલ નથી. તોપણ એવો દાવાનળ શહેરોના પ્રમાણમાં ગામડાંઓમાં ઓછો સળગી ઊઠે છે. ત્યાં જીવનસહકારની ભીનાશ વિશેષ હોઈ સર્વ ન્યાતો અને ધર્મો ઓતપ્રોત હોય છે.

સામાન્યપણે ટંટાનું મંડાણ થયું એટલે દાવ સામે દાવ લડાવતાં દરેક પક્ષને

પોતાનો ધર્મ સામાના જેટલો જ સંકુચિત, લડાયક અને આંધળો બનાવી દેવો પડે છે, અને પછી પરસ્પર આગલી-પાછલી ઉકેલવાનું બન્નેને સૂઝે છે. સામાને કાળો ઠેરવવા સારુ તેને મોઢે કાજળ ચોપડવા કરતાં આપણે જો આપણું મોં ધોઈલૂછીને ઊજળું રાખીએ તો સામો આપોઆપ કાળો દેખાશે ને તેને પણ મોં ધોવાની જરૂર દેખાશે. બે છોકરાં પાટી પર વર્તુળો કાઢતાં હોય તેમાંથી એકનું વાંકુંચૂકું આવે ને બીજાનું તદ્દન બરાબર આવે તો જેનું બગડયું હશે તે સુધારવાનો પ્રયત્ન કરશે જ. કંઈ નહીં તો પોતાનું વર્તુળ ઊતરતા પ્રકારનું છે એટલું તો તે મનમાં સમજશે જ અને મનમાં સમજે એટલાથી જ બધાને સમાધાન થવું જોઈએ. તેના મોઢામાંથી હારનો એકરાર કઢાવવાનો પ્રયત્ન ન થવો જોઈએ.

જીવનના ઔદ્યોગિક, સામાજિક, ધાર્મિક, રાજકીય અને શિક્ષણવિષયક એવા એવા વિભાગો આપણે વિચાર અને ચર્ચાની સગવડ સારુ કરીએ છીએ. મૂળમાં તો જીવન એકરૂપ જ છે. તેના કકડા પાડીને તેને જીવતું નહીં રાખી શકાય.

તમને સૂઝે તેવા ઔદ્યોગિક અને રાજકીય ફેરફારો કરો પરંતુ ધર્મ અને સામાજિક વિષયોમાં હાથ ન નાખશો એવું કહેનારા કેટલાક લોકો હોય છે. જાણે કે સામાજિક અને ધાર્મિક ભૂલો સમાજને નડતી જ ન હોય! અથવા ધર્મ અને સમાજવ્યવસ્થા સદોષ હોઈ જ ન શકે? ગામડાંના 'ધાર્મિક' રિવાજોમાં સુધારો થાય એ બહુ જરૂરનું છે. ખાવાપીવાની બાબતમાં શુચીભૂતતા રાખવી અને ઉચ્ચ આદર્શનો આગ્રહ રાખવો એ બન્ને સંસ્કારિતા અને સામર્થ્ય જાળવવાને જરૂરનાં છે. પરંતુ આજે આપણા સમાજમાં સોળાં-અડેલાંનું, બોટઅબોટનું, વટલેલાં નહીં વટલેલાંનું અને અડવા ન અડવાનું જે ધતિંગ જામ્યું છે તેને તો પ્રજાકીય કલ્યાણને ખાતર તોડી જ પાડવું જોઈએ. કેમ કે એ બાબતોમાં સ્વચ્છતાનું જે અંગ છે તે બહુ નાનું છે. કેવળ મોટાપણાની અને આઢયતાની ભાવના જ એ બાબતોમાં વિશેષ છે અને તે ઉપરાંત હિંદુસ્વભાવમાં અજ્ઞાનમૂલક આગ્રહથી દરેક વાતનો અતિરેક કરવાની ખોડ પહેલેથી જ છે. ગામડાંમાંનાં આ જાતનાં ધતિંગો તોડવાનો પ્રયત્ન સાચેસાચા ધાર્મિક લોકોએ જ કરવો જોઈએ; અને તે પણ બીતાં બીતાં નહીં પણ ઝપાટાથી, દૃઢતાથી અને લોકોને સમજ પાડીને કરવો જોઈએ. હિંદુ મંદિરોની વ્યવસ્થા અને રહેણીમાં મહત્ત્વનો ફેરફાર કરવો જોઈએ. પરંતુ આ વિષયનું સ્વતંત્ર વિવેચન કરવું જ ઠીક પડશે.

માણસ ગમે તે જ્ઞાતિનો, જાતનો કે ધર્મનો હોય પણ તે અત્યંત અસ્વચ્છ દશામાં ન હોય તે સિવાય તેને વ્યવહારમાં અડવામાં કોઈ પણ જાતનો વાંધો ન હોવો જોઈએ. તે જ પ્રમાણે રસોઈ યોગ્ય લોકોને હાથે સ્વચ્છતાથી રંધાઈને પંગતમાં પીરસાતી હોય અને પીરસનારા પીરસવાના નિયમો બરાબર જાળવતા હોય તો પછી રાંધનારા, પીરસનારા; પંગતમાં બેઠેલા લોકો કઈ ન્યાતના છે અથવા ક્યા ધર્મના છે એની વરણાગી કે ચૂંધી કરવાનું કંઈ પણ કારણ ન હોવું જોઈએ. બીજાએ જાળવવા આપેલી અનામત ઓળવી જનારા, ખોટી સાક્ષી પૂરનારા, વ્યભિચાર

કરનારા, સગાંવહાલાંને પણ દગો દેનારા અને ચોરીછૂપીથી અભક્ષ્યભક્ષણ તેમ જ અપેયપાન કરનારા અને ત્રણ ત્રણ દિવસ ન નાહનારા એક જ ન્યાતના લોકો આજે જોડે બેસીને જમે છે. તે વખતે પંક્તિવહેવારના નિયમોમાં પવિત્ર આચરણ કે સદાચારનું તત્ત્વ સાચવેલું જણાતું નથી. 'સરકાર દરબારમાં જેમ દરજ્જાનો ઉચ્ચનીચ ભાવ હોય છે તેમ સામાજિક જીવનમાં પણ દરબારી ઉચ્ચનીચ ભાવ ઉત્પન્ન કરી આજના વહેવારના નિયમો રચાયેલા જણાય છે; પંક્તિભેદના નિયમો નિષ્પ્રાણ થયેલા કલેવરની જેમ આજે તો દુર્ગંધ જ ફેલાવે છે.

પાણીનાં વાસણો એઠાં ન હોય તો સ્વચ્છ પાણી ગમે તે જાતિનું ખપવું જોઈએ. એ બાબતમાં ન્યાતજાત કે ધર્મ આડે ન આવવાં જોઈએ. આટલી પ્રગતિ થયા પછી કૂવાના સવાલનો નિકાલ આપોઆપ થઈ જશે. આપણો વટલાવાનો ખ્યાલ આપણે અર્થ વગરનો નાજુક કરી મૂકયો છે, અને ગોરા લોકોના મિજાજ જેવા જ નાગરશાહીના મિજાજખોર નિયમો આજે પણ આપણે ચલાવવા માગીએ છીએ. સૌથી દુર્દૈવની વાત તો એ છે કે મિજાજ નીકળી ગયો છે છતાં મિજાજ-ખોરીના નિયમો હજી ધર્મને નામે ચોંટી રહ્યા છે. જેઓએ એ નિયમો છોડી દીધા છે તેમણે ધાર્મિક શુદ્ધિના હેતુથી તેમ કર્યું હોય તો બહુ સારું પરંતુ ઘણાખરા લોકો, શહેરમાં જે કંઈક ધર્મવિમુખપણું પેઠું છે તેથી માત્ર સગવડનો વિચાર કરી કેટલાક ઈષ્ટ સુધારા પણ અનિષ્ટ રીતે કરતા થયા છે

ધર્મજીવનનો અત્યંત આગ્રહ રાખનારા સમાજસેવકોએ ઠેકઠેકાણે આશ્રમો સ્થાપી આજુબાજુના પ્રદેશના જીવનમાં આ સુધારાઓ દાખલ કરવા જોઈએ. એથી ધર્મનિષ્ઠા વધશે અને સામાજિક જીવનનું સંસ્કરણ થશે. આ ઉપાય લીધા સિવાય આપણો સમાજ સુદૃઢ થવાનો નથી. પોતે બીજી ન્યાતોનું કેટલું અપમાન કરે છે, તેમનો કેટલો પાણઉતારો કરે છે, કેટલો હૃદયવધ કરે છે અને એ રીતે તેમને કેટલી દૂર હડસેલે છે તેનો ઉજળિયાત હિંદુ ન્યાતોને ખ્યાલ જ આવતો નથી; અને તેથી તેઓ પ્રામાણિકપણે એમ જ માને છે ને કહે છે કે અમે તદ્દન નિર્દોષ છીએ છતાં હવે અમારી દુર્દશાનો લાભ લઈ બીજા લોકો શિરજોરીથી અમારા પર હુમલો કરે છે.

ઉજળિયાત લોકોએ પોતાના દોષો જોઈ જીવનશુદ્ધિ કર્યા પછી જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચેનું વૈમનસ્ય દૂર કરવાનું કંઈક સહેલું થશે. પ્રેમની ઉદારતાના તત્ત્વ પર જ મુખ્ય ભાર દેવાવો જોઇએ.

રવીન્દ્રનાથ ઠાકુર કહે છે કે 'જાત શબ્દ જ જન્મવાચી છે, અને જ્યાં સુધી જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચે અને ભિન્ન ભિન્ન ધર્મીઓમાં લગ્ન નહીં થાય ત્યાં સુધી જાતિ-વૈમનસ્યનું કોકડું ગૂંચવાયેલું જ રહેવાનું.'

ભિન્નધર્મીઓ વચ્ચેનાં લગ્નો ધર્મોની આજની સ્થિતિમાં અનિષ્ટ છે. બન્ને પક્ષની ધર્મ વિશે એક જ જાતની અનાસ્થા હોય તા બંનેને ભિન્ન ધર્મી કહેવા એ જ બરાબર નથી. ધર્મ એટલે સૌથી વ્યાપક જીવનવ્યવસ્થા; આ વ્યાખ્યા જો

સાચો હોય તો ભિન્ન ભિન્ન તત્ત્વો પર રચાયેલી જીવનવ્યવસ્થાઓ વચ્ચે લગ્ન જેવો જીવનવ્યાપી સંબંધ બંધાય નહીં કે ટકે પણ નહીં. અને કદાચ જેવો તેવો ટકી નીકળે તોપણ એવાં લગ્નનાં બાળકોને તો તે પોષક નહીં જ નીવડે.

તેમ છતાં સમાજમાં એવું એકાદ લગ્ન થઈ જાય તો સમાજે ક્રોધવશ થઈ ન જતાં પોતાનો તાત્ત્વિક નિષેધ જાહેર કરી સ્વસ્થ રહેવું. સામાજિક બહિષ્કારની ભાંજગડમાં કદી ન પડવું. રોટીવ્યવહારનું ધોરણ ઉપર જણાવ્યા પ્રમાણેનું રહે તો ભોજન બહિષ્કારની તો વાત જ ઊડી જાય છે. પછી લગ્નસંબંધના બહિષ્કારનો સવાલ છોકરાં થયા પછી અને તે પણ લગ્નલાયક વયનાં થાય ત્યારે જ ઊભો થશે. તે વખતનો સમાજ તેનું નિરાકરણ કરી લેશે; તે પણ માબાપના આચાર-અનાચારનો ખ્યાલ રાખીને નહીં પરંતુ બાળકોની સંસ્કારિતાનો વિચાર કરીને.

એક જ ધર્મમાં પણ ભિન્ન વર્ણના લોકો વચ્ચેનું લગ્ન ફાયદો કરનારું નથી. પરંતુ એ બાબતમાં પણ બહિષ્કારનું શસ્ત્ર ઊંચકવું ન જોઈએ. વર્ણવ્યવસ્થા તો રહેણીકરણી અને વિચારની સમાનતા માટે અને ઉપજીવિકાના ધંધાને સારુ યોજેલી છે. લગ્નસંબંધમાં સુખસગવડ અને સમાધાન જાળવવા વર્ણનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે પરંતુ તેને જબરદસ્તીથી લોકો પર ઠોકી ન બેસાડતાં સામાજિક શિક્ષણથી જ ટકાવવો જોઈએ. જે પ્રમાણે અમુક માણસ વાયુકર કે પિત્તાકર આહાર પોતાની પ્રકૃતિનો વિચાર કરીને છોડે છે, જેમ રૂઢ ધર્મની આડખીલી ન હોવા છતાં શ્રીમંત-ગરીબો વચ્ચે ઝાઝાં લગ્નો થતાં નથી, જે પ્રમાણે માત્ર લોકમતના દબાણથી વૃદ્ધ-બાલિકા વિવાહ અને એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રિવાજ આપણે લગભગ નામશેષ કર્યો છે તે જ રીતે સવર્ણોમાં જ લગ્નો થવાં જોઈએ એ નિયમ પણ સમાજની સમજ ઉપર જ ટકવો જોઈએ.

પેટા જ્ઞાતિઓ વચ્ચેનાં લગ્નો વિશે ટૂંકમાં અહીં એટલું જ જણાવવું બસ થશે કે જે પ્રમાણે એક જ ગોત્રમાં લગ્ન થઈ શકતું નથી, જુદું ગોત્ર શોધવું પડે છે, તે જ મુજબ એક જ પેટા જ્ઞાતિમાં અંદર અંદર લગ્નો ન થવાં જોઈએ. લગ્ન બીજી પેટાજ્ઞાતિની વ્યક્તિ સાથે જ થવું જોઈએ એવો સિદ્ધાંત સમાજના ધર્મનિષ્ઠ અગ્રણીઓએ લોકોને સારી રીતે સમજાવી દેવો જોઈએ.

આજે હિંદુ સમાજમાં જેમ જ્ઞાતિ જીવંત છે તેમ વર્ણ જીવંત નથી. તેથી વર્ણ નક્કી કરવામાં જૂનો ઐતિહાસિક પુરાવો શોધવા ન બેસતાં આખી જ્ઞાતિની ચાલુ રહેણીકરણી અને મુખ્ય ધંધો જ જોવાં જોઈએ. આવી જાતનો વર્ણનિર્ણય કરવાનું કામ કદાચ મુશ્કેલ હશે પરંતુ ગામડાંમાં એ કામ પ્રમાણમાં સહેલું છે.

ભિન્નવર્ણીઓ વચ્ચે લગ્નો અનિષ્ટ હોય તોપણ તેમ કરવામાં પાપ છે એવું માનવાને કારણ નથી. માબાપ કે પાલકોની સંમતિથી ખુલ્લી રીતે ભિન્ન-વર્ણીઓનો નિર્મળ સંબંધ થાય તો તે એક સામાજિક પ્રયોગ થાય છે એમ સમજીને તેનો નિષેધ ન કરતાં નિરીક્ષણદૃષ્ટિ રાખવી ઇષ્ટ છે.

ભિન્નધર્મીઓ વચ્ચે આજે સંપ લગભગ નથી એમ કહેવું જોઈએ. એકબીજાને

ત્યાં જવું અને બેસવુંઊઠવું, એકબીજાના સુખદુ:ખના પ્રસંગોએ હાજર રહેવું તેમ જ મદદ કરવી, એકમેકના ઉત્સવોમાં ભાગ લેવો, એકમેકના ધર્મના અને સામાજિક રૂઢિના સિદ્ધાંતોને સહાનુભૂતિપૂર્વક સમજી લેવા અને પોતાને જે સારું દેખાય તે સ્વીકારી લેવું એ બધું અખંડ ચાલવું જોઈએ. આજે સંકુચિત બંધારણ કે સંગઠનને લીધે તેમ જ પરસ્પર અવિશ્વાસને કારણે એથી ઊલટી સ્થિતિ પ્રવર્તે છે. ધાર્મિક રૂઢિને સાચવીને જળવાય તેટલો ભાઈચારો જાળવવો એ વાત ગામડાંના લોકોના હાડમાં જ છે. સહિષ્ણુતા તો એમનો સ્વભાવ જ છે. પરંતુ હમણાં હમણાં એ વૃત્તિઓનો એક્સરખો ધ્વંસ શરૂ થયો છે. ઉદારતાને વિશે અણભરોસો ને મુત્સદ્દીગીરી પર અખૂટ વિશ્વાસ એ સામાજિક અધ:પાતનું મુખ્ય લક્ષણ છે. સમાજનાં સાલપાંસળાં ઢીલાં કરવાં હોય તો આ સિવાય બીજાં સાધનો વાપરવાની જરૂર નથી.

જ્ઞાતિ જ્ઞાતિઓ વચ્ચેનો અને જુદા સમાજો વચ્ચેનો આવા પ્રકારનો ઘરોબો એકલા પુરુષોમાં જ નહીં પરંતુ બૈરાંછોકરાંમાં પણ જણાવો જોઈએ.

એવો ઘરોબો શરૂ થાય પછી જ તેને લાયકનું વાતાવરણ મળી શકશે. ઉજળિયાત ન્યાતોની સ્ત્રીઓમાં અડવાઆભડવાનું ધતિંગ બહુ છે. તેનો ઉદ્દેશ અનિષ્ટ ઘરોબો ટાળવાનો હોય એવો સંભવ ઘણો છે. પરંતુ આજે એ અનિષ્ટતા રહી નથી, ઊલટું એવો ઘરોબો નથી એ જ એક અનિષ્ટ અથવા અરિષ્ટ છે. આ આભડછેટ પ્રથમ દૂર થવી જોઈએ. ઘરોબાનો વહેવાર શરૂ થતાં જ નીચલી ન્યાતોમાં સ્વચ્છતા, સુઘડપણું, શુચીભૂતતા આવવા માંડશે. ઉજળિયાત લોકોની રહેણીની એક ટેવ બધા ધર્મના અને બધી જાતિના લોકોએ સ્વીકારવા જેવી છે. તે ટેવ એકમેકનું એઠું ન વાપરવાની. વાસણ, પાણી અને ખાવાના પદાર્થો કદી પણ એઠાં કોઈને આપવાં ન જોઈએ. ઉપલી જ્ઞાતિઓ ઘણી વાર પોતાનું એઠું ઉઘાડી રીતે અથવા ચોરીથી નીચલી જ્ઞાતિઓને આપે છે. અને વધારામાં કહે છે કે નીચેની જ્ઞાતિઓને એ ખપે છે. તેમને લેવાનું ભલે ખપે પરંતુ ઉપલી જ્ઞાતિઓને આપવાનું ન ખપવું જોઈએ. એઠું તો દાટી જ દેવું જોઈએ. ભૂમિએ આપેલું અન્ન એઠું થઈ નિરુપયોગી બને ત્યારે ભૂમિમાં જ પાછું ખાતરને સારુ પહોંચાડવું એ જ બરાબર છે.

બીજો પ્રશ્ન છે માંસાહારનો. માંસાહારી જ્ઞાતિઓએ અન્નાહારી જ્ઞાતિઓ સાથે સલોખાઈનો વહેવાર વધારવાને સારુ કેટલીક બાબતોની સંભાળ રાખવી જરૂરની છે. બંનેના સહભોજનના પ્રસંગે માંસાહાર ન હોવો જોઈએ. વાસણ અને બીજું બધું શુદ્ધ કરેલું હોવું જોઈએ. ઘરનાં બાળબચ્ચાં અને નોકરચાકરને પણ આ વિષયમાં કેળવી રાખવાં જોઈએ. કેટલાંક મોટાં મુસલમાન ખાનદાનોમાં પણ આ વસ્તુ જોવાને મળે છે. એમને ઘેર જમવામાં કશો સંકોચ લાગતો નથી. યુરોપિયન મિશનરીઓનાં કુટુંબોમાં પણ આ બાબત સાધવી મુશ્કેલ નથી. કેટલાંક ખ્રિસ્તી કુટુંબોમાં બ્રાહ્મણી રીતો સારી પેઠે ઊતરી આવેલી જણાય છે; પરંતુ તેનો અર્થ એવો નથી કે તેમણે ઈંડાં, મરઘાં કે બીજું માંસ વરજેલું હોય છે. અન્નાહારી લોકોને વિશેનો

સાચો હોય તો ભિન્ન ભિન્ન તત્ત્વો પર રચાયેલી જીવનવ્યવસ્થાઓ વચ્ચે લગ્ન જેવો જીવનવ્યાપી સંબંધ બંધાય નહીં કે ટકે પણ નહીં. અને કદાચ જેવો તેવો ટકી નીકળે તોપણ એવાં લગ્નનાં બાળકોને તો તે પોષક નહીં જ નીવડે.

તેમ છતાં સમાજમાં એવું એકાદ લગ્ન થઈ જાય તો સમાજે ક્રોધવશ થઈ ન જતાં પોતાનો તાત્ત્વિક નિષેધ જાહેર કરી સ્વસ્થ રહેવું. સામાજિક બહિષ્કારની ભાંજગડમાં કદી ન પડવું. રોટીવ્યવહારનું ધોરણ ઉપર જણાવ્યા પ્રમાણેનું રહે તો ભોજન બહિષ્કારની તો વાત જ ઊડી જાય છે. પછી લગ્નસંબંધના બહિષ્કારનો સવાલ છોકરાં થયા પછી અને તે પણ લગ્નલાયક વયનાં થાય ત્યારે જ ઊભો થશે. તે વખતનો સમાજ તેનું નિરાકરણ કરી લેશે; તે પણ માબાપના આચાર-અનાચારનો ખ્યાલ રાખીને નહીં પરંતુ બાળકોની સંસ્કારિતાનો વિચાર કરીને.

એક જ ધર્મમાં પણ ભિન્ન વર્ણના લોકો વચ્ચેનું લગ્ન ફાયદો કરનારું નથી. પરંતુ એ બાબતમાં પણ બહિષ્કારનું શસ્ત્ર ઊંચકવું ન જોઈએ. વર્ણવ્યવસ્થા તો રહેણીકરણી અને વિચારની સમાનતા માટે અને ઉપજીવિકાના ધંધાને સારુ યોજેલી છે. લગ્નસંબંધમાં સુખસગવડ અને સમાધાન જાળવવા વર્ણનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે પરંતુ તેને જબરદસ્તીથી લોકો પર ઠોકી ન બેસાડતાં સામાજિક શિક્ષણથી જ ટકાવવો જોઈએ. જે પ્રમાણે અમુક માણસ વાયુકર કે પિત્તકર આહાર પોતાની પ્રકૃતિનો વિચાર કરીને છોડે છે, જેમ રૂઢ ધર્મની આડખીલી ન હોવા છતાં શ્રીમંત-ગરીબો વચ્ચે ઝાઝાં લગ્નો થતાં નથી, જે પ્રમાણે માત્ર લોકમતના દબાણથી વૃદ્ધ-બાલિકા વિવાહ અને એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રિવાજ આપણે લગભગ નામશેષ કર્યો છે તે જ રીતે સવર્ણોમાં જ લગ્નો થવાં જોઈએ એ નિયમ પણ સમાજની સમજ ઉપર જ ટકવો જોઈએ.

પેટા જ્ઞાતિઓ વચ્ચેનાં લગ્નો વિશે ટૂંકમાં અહીં એટલું જ જણાવવું બસ થશે કે જે પ્રમાણે એક જ ગોત્રમાં લગ્ન થઈ શકતું નથી, જુદું ગોત્ર શોધવું પડે છે, તે જ મુજબ એક જ પેટા જ્ઞાતિમાં અંદર અંદર લગ્નો ન થવાં જોઈએ. લગ્ન બીજી પેટાજ્ઞાતિની વ્યક્તિ સાથે જ થવું જોઈએ એવો સિદ્ધાંત સમાજના ધર્મનિષ્ઠ અગ્રણીઓએ લોકોને સારી રીતે સમજાવી દેવો જોઈએ.

આજે હિંદુ સમાજમાં જેમ જ્ઞાતિ જીવંત છે તેમ વર્ણ જીવંત નથી. તેથી વર્ણ નક્કી કરવામાં જૂનો ઐતિહાસિક પુરાવો શોધવા ન બેસતાં આખી જ્ઞાતિની ચાલુ રહેણીકરણી અને મુખ્ય ધંધો જ જોવાં જોઈએ. આવી જાતનો વર્ણનિર્ણય કરવાનું કામ કદાચ મુશ્કેલ હશે પરંતુ ગામડાંમાં એ કામ પ્રમાણમાં સહેલું છે.

ભિન્નવર્ણીઓ વચ્ચે લગ્નો અનિષ્ટ હોય તોપણ તેમ કરવામાં પાપ છે એવું માનવાને કારણ નથી. માબાપ કે પાલકોની સંમતિથી ખુલ્લી રીતે ભિન્ન-વર્ણીઓનો નિર્મળ સંબંધ થાય તો તે એક સામાજિક પ્રયોગ થાય છે એમ સમજીને તેનો નિષેધ ન કરતાં નિરીક્ષણદૃષ્ટિ રાખવી ઇષ્ટ છે.

ભિન્નધર્મીઓ વચ્ચે આજે સંપ લગભગ નથી એમ કહેવું જોઈએ. એકબીજાને

ત્યાં જવું અને બેસવુંઊઠવું, એકબીજાના સુખદુ:ખના પ્રસંગોએ હાજર રહેવું તેમ જ મદદ કરવી, એકમેકના ઉત્સવોમાં ભાગ લેવો, એકમેકના ધર્મના અને સામાજિક રૂઢિના સિદ્ધાંતોને સહાનુભૂતિપૂર્વક સમજી લેવા અને પોતાને જે સારું દેખાય તે સ્વીકારી લેવું એ બધું અખંડ ચાલવું જોઈએ. આજે સંકુચિત બંધારણ કે સંગઠનને લીધે તેમ જ પરસ્પર અવિશ્વાસને કારણે એથી ઊલટી સ્થિતિ પ્રવર્તે છે. ધાર્મિક રૂઢિને સાચવીને જળવાય તેટલો ભાઈચારો જાળવવો એ વાત ગામડાંના લોકોના હાડમાં જ છે. સહિષ્ણુતા તો એમનો સ્વભાવ જ છે. પરંતુ હમણાં હમણાં એ વૃત્તિઓનો એકસરખો ધ્વંસ શરૂ થયો છે. ઉદારતાને વિશે આણભરોસો ને મુત્સદ્દીગીરી પર અખૂટ વિશ્વાસ એ સામાજિક અધ:પાતનું મુખ્ય લક્ષણ છે. સમાજનાં સાલપાંસળાં ઢીલાં કરવાં હોય તો આ સિવાય બીજાં સાધનો વાપરવાની જરૂર નથી.

જ્ઞાતિ જ્ઞાતિઓ વચ્ચેનો અને જુદા સમાજો વચ્ચેનો આવા પ્રકારનો ઘરોબો એકલા પુરુષોમાં જ નહીં પરંતુ બૈરાંછોકરાંમાં પણ જણાવો જોઈએ.

એવો ઘરોબો શરૂ થાય પછી જ તેને લાયકનું વાતાવરણ મળી શકશે. ઉજળિયાત ન્યાતોની સ્ત્રીઓમાં અડવાઆભડવાનું ધતિંગ બહુ છે. તેનો ઉદ્દેશ અનિષ્ટ ઘરોબો ટાળવાનો હોય એવો સંભવ ઘણો છે. પરંતુ આજે એ અનિષ્ટતા રહી નથી, ઊલટું એવો ઘરોબો નથી એ જ એક અનિષ્ટ અથવા અરિષ્ટ છે. આ આભડછેટ પ્રથમ દૂર થવી જોઈએ. ઘરોબાનો વહેવાર શરૂ થતાં જ નીચલી ન્યાતોમાં સ્વચ્છતા, સુઘડપણું, શુચીભૂતતા આવવા માંડશે. ઉજળિયાત લોકોની રહેણીની એક ટેવ બધા ધર્મના અને બધી જાતિના લોકોએ સ્વીકારવા જેવી છે. તે ટેવ એકમેકનું એઠું ન વાપરવાની. વાસણ, પાણી અને ખાવાના પદાર્થો કદી પણ એઠાં કોઈને આપવાં ન જોઈએ. ઉપલી જ્ઞાતિઓ ઘણી વાર પોતાનું એઠું ઉઘાડી રીતે અથવા ચોરીથી નીચલી જ્ઞાતિઓને આપે છે. અને વધારામાં કહે છે કે નીચેની જ્ઞાતિઓને એ ખપે છે. તેમને લેવાનું ભલે ખપે પરંતુ ઉપલી જ્ઞાતિઓને આપવાનું ન ખપવું જોઈએ. એઠું તો દાટી જ દેવું જોઈએ. ભૂમિએ આપેલું અન્ન એઠું થઈ નિરુપયોગી બને ત્યારે ભૂમિમાં જ પાછું ખાતરને સારુ પહોંચાડવું એ જ બરાબર છે.

બીજો પ્રશ્ન છે માંસાહારનો. માંસાહારી જ્ઞાતિઓએ અન્નાહારી જ્ઞાતિઓ સાથે સલોખાઈનો વહેવાર વધારવાને સારુ કેટલીક બાબતોની સંભાળ રાખવી જરૂરની છે. બંનેના સહભોજનના પ્રસંગે માંસાહાર ન હોવો જોઈએ. વાસણ અને બીજું બધું શુદ્ધ કરેલું હોવું જોઈએ. ઘરનાં બાળબચ્ચાં અને નોકરચાકરને પણ આ વિષયમાં કેળવી રાખવાં જોઈએ. કેટલાંક મોટાં મુસલમાન ખાનદાનોમાં પણ આ વસ્તુ જોવાને મળે છે. એમને ઘેર જમવામાં કશો સંકોચ લાગતો નથી. યુરોપિયન મિશનરીઓનાં કુટુંબોમાં પણ આ બાબત સાધવી મુશ્કેલ નથી. કેટલાંક ખ્રિસ્તી કુટુંબોમાં બ્રાહ્મણી રીતો સારી પેઠે ઊતરી આવેલી જણાય છે; પરંતુ તેનો અર્થ એવો નથી કે તેમણે ઈંડાં, મરઘાં કે બીજું માંસ વરજેલું હોય છે. અન્નાહારી લોકોને વિશેનો

પોતાનો પ્રેમાદર વ્યક્ત કરવાને માટે જ પોતાના આહાર ઉપરાંત તેઓ બ્રાહ્મણી સાધનો રાખે છે. અને એટલું અન્નાહારીઓને બસ થવું જોઈએ. જો માંસાહાર ત્યાજ્ય છે તો તે તત્ત્વનો પ્રચાર થવો જોઈએ; પરંતુ માંસાહારી લોકોનો ત્યાગ કરવાથી તે પ્રચાર થવાનો નથી. અન્નાહારના આપણે કુશળ મિશનરી બનવું જોઈશે.

૧૯૩૨

# જ્ઞાતિપરિષદો

કોણ કહી શકે કે આપણી જ્ઞાતિઓ મરી ગયેલી છે? અને છતાં કોણ કહી શકે કે આપણી જ્ઞાતિઓ જીવતી છે? જ્ઞાતિ એ ઘટક એટલો સ્વાભાવિક છે કે તે તૂટે એમ નથી, અને આજનું જ્ઞાતિજીવન, જ્ઞાતિબંધારણ, અને જ્ઞાતિઓની આકાંક્ષાઓ બધું એટલું અસ્વાભાવિક થયું છે કે જ્ઞાતિજીવનમાં બહુ જ ઓછો પ્રાણ દેખાય છે.

સમાન રહેણીકરણી, સરખા કુલધર્મ અને સરખા ધંધા-રોજગારવાળાં કુટુંબોનો સમૂહ તે જ્ઞાતિ, એમ કહી શકાય. જેમની વચ્ચે ખાનપાન અને શરીરસંબંધ થઈ શકે તે જ્ઞાતિ, એવી વ્યાખ્યા જેટલી સંકુચિત છે તેટલી જ ચોક્સ છે. પરણવાની સગવડ અને મર્યાદા, તેમ જ સંકુચિત ક્ષેત્રમાં પરસ્પર સહકાર, એટલી દૃષ્ટિ રાખીને જ હાલની ન્યાતો બંધાઈ જણાય છે. આ બે વસ્તુની બહારની વિશાળ સામાજિક પ્રવૃત્તિની બાબતમાં કોઈ પણ ન્યાતમાં એકમત કે જાગૃતિ હોય તો તે આપણે જાણતા નથી. ખાવું અને પરણવું એમાં જ જ્ઞાતિજીવન સમાપ્ત થાય છે. બાવાવેરાગી કે કૂતરાંવાંદરાંને ખવડાવવાનું કામ ન્યાતો કરે છે એટલે દરજજે એમની વિશાળ દૃષ્ટિ ગણાય ખરી. અનેક ન્યાતોનું મળીને બનેલું મહાજન આ પરોપકારનું કાર્ય કરે છે, એટલે એટલું શ્રેય પણ ન્યાતો સહેજે લઈ ન શકે. સ્વાર્થી સહકારમાં આજકાલ જ્ઞાતિની સ્કૉલરશિપો અને જ્ઞાતિની બોર્ડિંગોનો ઉમેરો થયો છે એટલું કબૂલ કરવું જોઈએ.

પ્રતિષ્ઠાનો ઉમેદવાર કોઈ માણસ ન્યાત જમાડે અથવા કોઈ બંડખોર વ્યક્તિ છડેચોક ન્યાતનું બંધન તોડી ન્યાતને ઉશ્કેરે ત્યારે જ ન્યાત પોતાની નિદ્રામાંથી જાગ્રત થાય છે. મંદિરમાં ઘંટ વાગે ત્યારે જ મહાદેવ જાગે એના જેવી ન્યાતની દશા છે. અને આ જાગૃતિ દરમિયાન કંઈ સાત્ત્વિક કાર્ય કર્યાના દાખલા કેટલી ન્યાતોના ચોપડામાં જડી આવે? ન્યાત ભેગી થઈને ન્યાત વધારે સંગઠિત થઈ છે, ન્યાતે સાચી સમાજશુદ્ધિ કરી છે, આચારધર્મમાં સુધારો કર્યો છે, પરોપકારનું કોઈ વિશાળ કામ આરંભ્યું છે, અન્ય કોઈ ગરીબ ન્યાતને મદદ કરી છે, એવા દાખલા છેલ્લાં પચાસ વરસમાં કેટલા મળી શકે?

હમણાં હમણાં ન્યાતને જગાડવાનો નવો દાંટ આપણા હાથમાં આવ્યો છે. તે છે જ્ઞાતિપરિષદ. જ્ઞાતિપરિષદો કોઈ એકને ખર્ચે ભેગી નથી થતી, અને એક દિવસમાં સમાપ્ત નથી થતી. છેલ્લાં ત્રીસ વરસના અનેક જ્ઞાતિપરિષદોના રિપોર્ટોમાં સર્વસાધારણ વસ્તુઓ કઈ કઈ જડે છે? કેટલીક પ્રથાઓ તોડવાના અફળ ઠરાવો, સરકારી નોકરીમાં ન્યાતના છોકરાઓ વધારે ઘૂસી શકે એટલા માટે દેશમાં કે પરદેશમાં સરકારી કેળવણી મળી શકે એવી સ્કૉલરશિપો, ન્યાતની બોર્ડિંગ, અને ન્યાતનું માસિક. ન્યાતનું હૃદય ઉન્નત કેમ થાય, દેશોદ્ધારમાં, સ્વરાજ્યપ્રાપ્તિમાં ન્યાત કઈ રીતે મદદ કરી શકે, એનો વિચાર જ્ઞાતિપરિષદોમાં થયો હોય એવું કંઈ જણાતું નથી. પોતાની ન્યાત વધારે પૈસાદાર અને વગવાળી કેમ થાય, અને ખોટા સામાજિક રિવાજોને લીધે ન્યાત વગોવાતી હોય તો તે વગોવણી બંધ કેમ કરાય એટલાનો જ વિચાર જ્ઞાતિપરિષદો કરતી આવી છે.

અને આ જ્ઞાતિઓમાં કે જ્ઞાતિપરિષદોમાં આગેવાનો કોણ હોય છે? અત્યંત ચારિત્રવાન, શુદ્ધ દેશભક્ત, રાષ્ટ્રધુરીણ, અથવા અસાધારણ વિદ્વાન એવા માણસને ન્યાત આગેવાની બક્ષે છે એવો સાર્વત્રિક અનુભવ નથી. અને જ્યારે એવા કોઈ માણસને પરિષદના પ્રમુખ બનાવવાનું ન્યાતને સૂઝે છે ત્યારે તેની આગેવાની સ્વીકારવાની દૃષ્ટિ તેમાં નથી હોતી. ન્યાતના આગેવાનો તો જુદા જ હોય છે. તેઓ રાષ્ટ્રમાન્ય અથવા પ્રાંતમાન્ય વ્યક્તિને જ્ઞાતિપરિષદમાં બોલાવી પ્રસંગનું ગૌરવ વધારવા પૂરતો જ લોભ રાખે છે. એક રીતે એ અપરિહાર્ય પણ છે. આજકાલના ક્રાંતિકાળમાં આદર્શ પરત્વે, રાજકીય આંદોલનની પદ્ધતિ પરત્વે, અને કેળવણી પરત્વે સમાજના નવા વિભાગ પડતા જાય છે. ન્યાત બહુ જ પછાત ન હોય તો તેમાં આવા બધા પક્ષોનો ખીચડો ભેગો થયેલો હોય છે. ન્યાતના કકડા કરી નાખવા ન હોય તો એ બધા વિભાગો પ્રત્યે સદ્ભાવમૂલક ઉદાસીનતા રાખી મૌન સેવવું એ જ યોગ્ય હોય છે. પછી રહી સમાજસુધારાની અને કેળવણીની વાત. એટલા ક્ષેત્રમાં પણ ધર્મનિષ્ઠ, રાષ્ટ્રીય હિતૈષી, તેજસ્વી લોકોની આગેવાની ન્યાત સ્વીકારે તોયે ઘણું થાય. પણ ન્યાતને જીવનકલહમાં પોતાની ન્યાત સરસાઈ ભોગવે એવી જ કેળવણી જોઈતી હોવાથી, જીવનકલહપ્રવીણ અને રાષ્ટ્રહિતપરાઙ્મુખ એવા લોકોની જ આગેવાની સ્વીકારવી પડે છે.

ભીલ, ધારાળા, રાનીપરજ વગેરે પછાત ગણાતી કોમોની પરિષદોનો અનુભવ કંઈક જુદો છે. તેમનામાં આત્મશુદ્ધિની તાલાવેલી સ્પષ્ટ દેખાય છે. દારૂતાડી છોડવાના ઠરાવો, ખાદી તૈયાર કરી પહેરવાના ઠરાવો, અને એવા જ બીજા સામાજિક ઉન્નતિના ઠરાવો તેઓ સદ્ભાવથી સ્વીકારે છે. અને પછાત હોવાથી તેમનામાં હજી શ્રદ્ધા છે કે ઠરાવો અમલમાં મૂકવાને સારુ હોય છે. નૈતિક ઉન્નતિની ધગશ અને કરેલા ઠરાવો અમલમાં મૂકવાની સંકલ્પશક્તિ એ જ જો ચારિત્રની નિશાની હોય તો ઊંચી ગણાતી અને પછાત ગણાતી કોમો વચ્ચેની સરખામણી જરા વિષમ થઈ પડે ખરી.

પોતાનો પ્રેમાદર વ્યક્ત કરવાને માટે જ પોતાના આહાર ઉપરાંત તેઓ બ્રાહ્મણી સાધનો રાખે છે. અને એટલું અન્નાહારીઓને બસ થવું જોઈએ. જો માંસાહાર ત્યાજ્ય છે તો તે તત્ત્વનો પ્રચાર થવો જોઈએ; પરંતુ માંસાહારી લોકોનો ત્યાગ કરવાથી તે પ્રચાર થવાનો નથી. અન્નાહારના આપણે કુશળ મિશનરી બનવું જોઈશે.

૧૯૩૨

# જ્ઞાતિપરિષદો

કોણ કહી શકે કે આપણી જ્ઞાતિઓ મરી ગયેલી છે? અને છતાં કોણ કહી શકે કે આપણી જ્ઞાતિઓ જીવતી છે? જ્ઞાતિ એ ઘટક એટલો સ્વાભાવિક છે કે તે તૂટે એમ નથી, અને આજનું જ્ઞાતિજીવન, જ્ઞાતિબંધારણ, અને જ્ઞાતિઓની આકાંક્ષાઓ બધું એટલું અસ્વાભાવિક થયું છે કે જ્ઞાતિજીવનમાં બહુ જ ઓછો પ્રાણ દેખાય છે.

સમાન રહેણીકરણી, સરખા કુલધર્મ અને સરખા ધંધા-રોજગારવાળાં કુટુંબોનો સમૂહ તે જ્ઞાતિ, એમ કહી શકાય. જેમની વચ્ચે ખાનપાન અને શરીરસંબંધ થઈ શકે તે જ્ઞાતિ, એવી વ્યાખ્યા જેટલી સંકુચિત છે તેટલી જ ચોક્સ છે. પરણવાની સગવડ અને મર્યાદા, તેમ જ સંકુચિત ક્ષેત્રમાં પરસ્પર સહકાર, એટલી દૃષ્ટિ રાખીને જ હાલની ન્યાતો બંધાઈ જણાય છે. આ બે વસ્તુની બહારની વિશાળ સામાજિક પ્રવૃત્તિની બાબતમાં કોઈ પણ ન્યાતમાં એકમત કે જાગૃતિ હોય તો તે આપણે જાણતા નથી. ખાવું અને પરણવું એમાં જ જ્ઞાતિજીવન સમાપ્ત થાય છે. બાવાવેરાગી કે કૂતરાંવાંદરાંને ખવડાવવાનું કામ ન્યાતો કરે છે એટલે દરજ્જે એમની વિશાળ દૃષ્ટિ ગણાય ખરી. અનેક ન્યાતોનું મળીને બનેલું મહાજન આ પરોપકારનું કાર્ય કરે છે, એટલે એટલું શ્રેય પણ ન્યાતો સહેજે લઈ ન શકે. સ્વાર્થી સહકારમાં આજકાલ જ્ઞાતિની સ્કૉલરશિપો અને જ્ઞાતિની બોર્ડિંગોનો ઉમેરો થયો છે એટલું કબૂલ કરવું જોઈએ.

પ્રતિષ્ઠાનો ઉમેદવાર કોઈ માણસ ન્યાત જમાડે અથવા કોઈ બંડખોર વ્યક્તિ છડેચોક ન્યાતનું બંધન તોડી ન્યાતને ઉશ્કેરે ત્યારે જ ન્યાત પોતાની નિદ્રામાંથી જાગ્રત થાય છે. મંદિરમાં ઘંટ વાગે ત્યારે જ મહાદેવ જાગે એના જેવી ન્યાતની દશા છે. અને આ જાગૃતિ દરમિયાન કંઈ સાત્ત્વિક કાર્ય કર્યાના દાખલા કેટલી ન્યાતોના ચોપડામાં જડી આવે? ન્યાત ભેગી થઈને ન્યાત વધારે સંગઠિત થઈ છે, ન્યાતે સાચી સમાજશુદ્ધિ કરી છે, આચારધર્મમાં સુધારો કર્યો છે, પરોપકારનું કોઈ વિશાળ કામ આરંભ્યું છે, અન્ય કોઈ ગરીબ ન્યાતને મદદ કરી છે, એવા દાખલા છેલ્લાં પચાસ વરસમાં કેટલા મળી શકે?

હમણાં હમણાં ન્યાતને જગાડવાનો નવો દાંટ આપણા હાથમાં આવ્યો છે. તે છે જ્ઞાતિપરિષદ. જ્ઞાતિપરિષદો કોઈ એકને ખર્ચે ભેગી નથી થતી, અને એક દિવસમાં સમાપ્ત નથી થતી. છેલ્લાં ત્રીસ વરસના અનેક જ્ઞાતિપરિષદોના રિપોર્ટોમાં સર્વસાધારણ વસ્તુઓ કઈ કઈ જડે છે? કેટલીક પ્રથાઓ તોડવાના અફળ ઠરાવો, સરકારી નોકરીમાં ન્યાતના છોકરાઓ વધારે ઘૂસી શકે એટલા માટે દેશમાં કે પરદેશમાં સરકારી કેળવણી મળી શકે એવી સ્કૉલરશિપો, ન્યાતની બોર્ડિંગ, અને ન્યાતનું માસિક. ન્યાતનું હૃદય ઉન્નત કેમ થાય, દેશોદ્ધારમાં, સ્વરાજ્યપ્રાપ્તિમાં ન્યાત કઈ રીતે મદદ કરી શકે, એનો વિચાર જ્ઞાતિપરિષદોમાં થયો હોય એવું કંઈ જણાતું નથી. પોતાની ન્યાત વધારે પૈસાદાર અને વગવાળી કેમ થાય, અને ખોટા સામાજિક રિવાજોને લીધે ન્યાત વગોવાતી હોય તો તે વગોવણી બંધ કેમ કરાય એટલાનો જ વિચાર જ્ઞાતિપરિષદો કરતી આવી છે.

અને આ જ્ઞાતિઓમાં કે જ્ઞાતિપરિષદોમાં આગેવાનો કોણ હોય છે? અત્યંત ચારિત્રવાન, શુદ્ધ દેશભક્ત, રાષ્ટ્રધુરીણ, અથવા અસાધારણ વિદ્વાન એવા માણસને ન્યાત આગેવાની બક્ષે છે એવો સાર્વત્રિક અનુભવ નથી. અને જ્યારે એવા કોઈ માણસને પરિષદના પ્રમુખ બનાવવાનું ન્યાતને સૂઝે છે ત્યારે તેની આગેવાની સ્વીકારવાની દૃષ્ટિ તેમાં નથી હોતી. ન્યાતના આગેવાનો તો જુદા જ હોય છે. તેઓ રાષ્ટ્રમાન્ય અથવા પ્રાંતમાન્ય વ્યક્તિને જ્ઞાતિપરિષદમાં બોલાવી પ્રસંગનું ગૌરવ વધારવા પૂરતો જ લોભ રાખે છે. એક રીતે એ અપરિહાર્ય પણ છે. આજકાલના ક્રાંતિકાળમાં આદર્શ પરત્વે, રાજકીય આંદોલનની પદ્ધતિ પરત્વે, અને કેળવણી પરત્વે સમાજના નવા વિભાગ પડતા જાય છે. ન્યાત બહુ જ પછાત ન હોય તો તેમાં આવા બધા પક્ષોનો ખીચડો ભેગો થયેલો હોય છે. ન્યાતના કકડા કરી નાખવા ન હોય તો એ બધા વિભાગો પ્રત્યે સદ્ભાવમૂલક ઉદાસીનતા રાખી મૌન સેવવું એ જ યોગ્ય હોય છે. પછી રહી સમાજસુધારાની અને કેળવણીની વાત. એટલા ક્ષેત્રમાં પણ ધર્મનિષ્ઠ, રાષ્ટ્રીય હિતૈષી, તેજસ્વી લોકોની આગેવાની ન્યાત સ્વીકારે તોયે ઘણું થાય. પણ ન્યાતને જીવનકલહમાં પોતાની ન્યાત સરસાઈ ભોગવે એવી જ કેળવણી જોઈતી હોવાથી, જીવનકલહપ્રવીણ અને રાષ્ટ્રહિતપરાઙ્મુખ એવા લોકોની જ આગેવાની સ્વીકારવી પડે છે.

ભીલ, ધારાળા, રાનીપરજ વગેરે પછાત ગણાતી કોમોની પરિષદોનો અનુભવ કંઈક જુદો છે. તેમનામાં આત્મશુદ્ધિની તાલાવેલી સ્પષ્ટ દેખાય છે. દારૂતાડી છોડવાના ઠરાવો, ખાદી તૈયાર કરી પહેરવાના ઠરાવો, અને એવા જ બીજા સામાજિક ઉન્નતિના ઠરાવો તેઓ સદ્ભાવથી સ્વીકારે છે. અને પછાત હોવાથી તેમનામાં હજી શ્રદ્ધા છે કે ઠરાવો અમલમાં મૂકવાને સારુ હોય છે. નૈતિક ઉન્નતિની ધગશ અને કરેલા ઠરાવો અમલમાં મૂકવાની સંકલ્પશક્તિ એ જ જો ચારિત્રની નિશાની હોય તો ઊંચી ગણાતી અને પછાત ગણાતી કોમો વચ્ચેની સરખામણી જરા વિષમ થઈ પડે ખરી.

રાષ્ટ્રીય મહાસભા, હિંદુ મહાસભા, ઔદ્યોગિક પરિષદ વગેરે દેશવ્યાપી સંસ્થાઓમાં અનેક પ્રકારના લોકોનો સમુદાય ભેગો થયેલો હોય છે. ત્યાં સમરસ જમાવવો મુશ્કેલ હોય છે. જ્ઞાતિઓ એ એકરૂપ અને સમાનકોટિના લોકોની સંસ્થા છે. તેનું કાર્યક્ષેત્ર સંકુચિત છે. પરસ્પર વિરોધી શક્તિઓનો મેળ બેસાડવાનું અટપટું કામ તેને માથે નથી હોતું. એવી સંસ્થામાં બલવાન સહકાર સ્વાભાવિક હોવો જોઈએ. પણ પરિષદોનું સ્વરૂપ જ આપણે કૃત્રિમ, દેખાવવાળું અને વાક્પ્રચુર કરી નાખ્યું છે. એને જો આપણે ઘરગથ્થુ સ્વરૂપ આપીએ તો જ્ઞાતિપરિષદો ઘણું કામ કરી શકે એમ છે. જ્ઞાતિપરિષદોનું કામ એટલે એકબીજા જોડે સંકળાઈ ગયેલાં કુટુંબોનું કામ. તેમાં જો આપણે વ્યાખ્યાન મહોત્સવનો લોભ છોડી દઈએ તો સ્ત્રીઓ તેમ જ પુરુષો બંને સહેલાઈથી ભાગ લઈ શકે.

'અશિક્ષિત બહેનો પરિષદમાં આવી શું કરશે? એમને સભામાં બેસતાં પણ ન આવડે, શું ચાલે છે એનો બ્રહ્માક્ષર પણ તેઓ ન સમજે,' એવો આક્ષેપ સહેજે ઊઠે. પણ આપણે એવો વિચાર કરવો જોઈએ કે આજની સ્થિતિમાં પણ કુટુંબોનાં ચારિત્ર ટકાવવાની જવાબદારી, કુટુંબનો મોભો સાચવવાની ઈંતેજારી, અને કરકસરથી જીવન શોભાવવાની કુનેહ સ્ત્રીઓની જ હોય છે. છોકરાછોકરીઓને અનુકૂળ વહુવર શોધી કાઢવાની જવાબદારી પણ ઘણે ભાગે એમની જ હોય છે. ગૃહજીવનનો, કૌટુંબિક જીવનનો, અને તેથી જ્ઞાતિજીવનનો મોટો ભાર સ્ત્રીઓ પર જ હોય છે. તેઓ જે પરિષદમાં ભાગ ન લઈ શકે તેવી પરિષદ શા કામની? પરિષદના કાર્યમાં ભાગ લઈ શકે એવી બહેનો ન્યાતમાં નથી એવો વલોપાત કરવાને બદલે ન્યાતનું હિત-અહિત હમેશ જેમના હાથમાં રહેલું છે, અને જેમની શક્તિ પ્રમાણે જ આખરે પરિષદોના ઠરાવોનો અમલ થવાનો છે, તેમના સ્વભાવને અનુસરીને જ આપણે પરિષદો કેમ ન ગોઠવીએ? તેમ કરતાં પરિષદનું આખું સ્વરૂપ ફેરવવું પડશે. અને સંભવ છે કે આપણું સામાજિક જીવન કેટલું ક્ષીણ છે, અને કેટલી અક્ષમ્ય અને અસહ્ય નબળાઈ આપણે સંઘરી રહ્યા છીએ એનું દર્શન તે જ વખતે પૂરેપૂરું થશે.

અને તેમ થાય તો તેમાં શું ખોટું છે? દોષ ઉઘાડો પડશે, ખામીઓ પ્રગટ થશે ત્યારે જ એનો ઉપાય પણ જડશે. ન્યાત સામે હમેશાં તકરાર કરનાર, પણ બળવો કરવાની હિંમત ન ધરાવનાર જુવાનો આ દિશામાં કંઈક પ્રયત્ન કરી જોશે તો તેમને પોતાની શક્તિનું અને આગળની દિશાનું ચોક્કસ ભાન થશે. આરંભ ભલે નાનો થાય. શરૂઆતમાં ફળ ભલે કશું ન જણાય. પણ આ જ દિશા સાચી છે એટલો અનુભવ જો તેઓ કરશે તો થોડા જ દિવસમાં તેઓ ઘણું કરી શકશે. દરેક ન્યાતમાં કેટલીક સુશિક્ષિત બહેનો જાહેર જુસ્સો ધરાવતી થઈ છે. તેમને જો આ દિશામાં કાંઈ સૂઝે તો વધારે કામ થશે. કંઈ નહીં તો કુટુંબમાં તેમ જ જ્ઞાતિમાં સ્ત્રીજીવન અને પુરુષજીવન વચ્ચે જે મોટું અંતર પડી ગયું છે, અને જે

લીધે પ્રગતિ અટકી છે, તે તો દૂર થશે જ. ગાડાનું એક પૈડું બહુ જ મોટું અને બીજું બહુ જ નાનું હોય તો ગાડું ગોળગોળ જ ફરશે. અને અંદર બેસનારાઓ અંદર ટકવાના નથી.

૨૬-૬-'૨૭

## જાતિભેદનો પ્રશ્ન

હિંદુસ્તાન એટલે જાતિઓનું પિયેર. જગતમાં જેટલી જેટલી જાતિઓ છે તેમનો કોઈ ને કોઈ પ્રતિનિધિ તો હિંદુસ્તાનમાં હોવાનો જ. તેથી જ યુરોપિયન લોકો હિંદુસ્તાનને 'કાસ્ટ-રિડન કન્ટ્રી' અથવા જાતિથી દબાયેલો દેશ કહે છે. ઠેઠ વેદકાળથી માંડીને તે પટેલ બિલ સુધી હિંદુસ્તાનના લોકો જાતિના પ્રશ્નનો ઉકેલ લાવવાને મથી રહ્યા છે. તેને લીધે જાતિના પ્રશ્ન પર બોલવાનો હિંદુસ્તાનને એક પ્રકારનો અધિકાર પ્રાપ્ત થયો છે. અંગ્રેજ લોકો અહીં આવ્યા ત્યારે કહેતા હતા કે જાતિઓની ભાંજગડ તમારા જ દેશમાં છે; અમારે ત્યાં એનું નામનિશાન નથી. આપણે તે વેળાએ જગતના ઇતિહાસથી અજાણ્યા હતા. અંગ્રેજોએ કહ્યું તે આપણે ખરું માની લીધું. આજે હવે સ્થિતિ બદલાઈ છે. આપણે જાણી ગયા છીએ કે જાતિભેદ જગતના બધા જ દેશોમાં છે અને દરેક દેશે આ જાતિના પ્રશ્નોનો પોતપોતાની ઢબે ઉકેલ લાવવાનો પ્રયત્ન કર્યો છે. આજે જે ઇતિહાસ મળે છે તે માત્ર યુરોપીય રાષ્ટ્રો, એશિયાઈ રાષ્ટ્રો અને અમેરિકા એટલા જ દેશોનો છે. આફ્રિકા, ઑસ્ટ્રેલેશિયા અથવા પ્રશાન્ત મહાસાગરના અસંખ્ય દ્વીપોનો ઇતિહાસ આપણને ઉપલબ્ધ નથી, તેથી તે દેશો વિશે વિચાર થઈ શકે એમ નથી. યુરોપનાં ખ્રિસ્તી રાષ્ટ્રો, ત્રિખંડમાં વ્યાપી રહેલા મુસલમાનો, નવા ખંડમાંનું અમેરિકા અને હિંદુસ્તાન એટલાનો આપણે અહીંયાં વિચાર કરીશું.

યુરોપમાં જાતિઓ અનેક છે. ઔદ્યોગિક યુગને પરિણામે ધનવાન અને ધનહીન, મજૂર અને મૂડીવાળા વગેરે જે વર્ગો ઉત્પન્ન થયા છે તેને ઉદ્દેશીને મારું આ કથન નથી. પણ સૅક્સન અને કેલ્ટ, ટ્યૂટન અને લૅટિન, સ્લૅવોનિક તથા સર્વિયન વગેરે જે અનેક જાતિઓ યુરોપમાં પ્રાચીન કાળમાં હતી તે આજે પણ મોજૂદ છે. આજે કોઈ યહૂદી ખ્રિસ્તી થાય તોપણ તેની 'જ્યૂ' જાત તો કાયમ રહે છે જ. યુરોપમાં રોટીબેટીવહેવારનો કશો પ્રતિબંધ નથી, છતાં આ જાતિભેદ ત્યાં ઓછો તીવ્ર નથી. ગયા મહાયુદ્ધમાં આ જાતિભેદનો પ્રશ્ન થોડોઘણો ઊભો થયો જ હતો; અને મહાયુદ્ધ પછી જે કંઈ મુલકની વહેંચણી થઈ તે પણ કંઈક અંશે આ જાતિભેદના તત્ત્વને અનુસરીને જ થઈ. યુરોપનો આંતરિક ઇતિહાસ નિહાળતાં જણાય છે કે ત્યાં જાતિઓનો ઝઘડો ઘણે ભાગે ભૌગોલિક તત્ત્વ અનુસાર પતવવામાં આવ્યો છે. અમુક પ્રદેશમાં અમુક જાતિ વસે, અમુક દેશ પર અમુક

રાષ્ટ્રીય મહાસભા, હિંદુ મહાસભા, ઔદ્યોગિક પરિષદ વગેરે દેશવ્યાપી સંસ્થાઓમાં અનેક પ્રકારના લોકોનો સમુદાય ભેગો થયેલો હોય છે. ત્યાં સમરસ જમાવવો મુશ્કેલ હોય છે. જ્ઞાતિઓ એ એકરૂપ અને સમાનકોટિના લોકોની સંસ્થા છે. તેનું કાર્યક્ષેત્ર સંકુચિત છે. પરસ્પર વિરોધી શક્તિઓનો મેળ બેસાડવાનું અટપટું કામ તેને માથે નથી હોતું. એવી સંસ્થામાં બલવાન સહકાર સ્વાભાવિક હોવો જોઈએ. પણ પરિષદોનું સ્વરૂપ જ આપણે કૃત્રિમ, દેખાવવાળું અને વાક્પ્રચુર કરી નાખ્યું છે. એને જો આપણે ઘરગથ્થુ સ્વરૂપ આપીએ તો જ્ઞાતિપરિષદો ઘણું કામ કરી શકે એમ છે. જ્ઞાતિપરિષદોનું કામ એટલે એકબીજા જોડે સંકળાઈ ગયેલાં કુટુંબોનું કામ. તેમાં જો આપણે વ્યાખ્યાન મહોત્સવનો લોભ છોડી દઈએ તો સ્ત્રીઓ તેમ જ પુરુષો બંને સહેલાઈથી ભાગ લઈ શકે.

'અશિક્ષિત બહેનો પરિષદમાં આવી શું કરશે? એમને સભામાં બેસતાં પણ ન આવડે, શું ચાલે છે એનો બ્રહ્માક્ષર પણ તેઓ ન સમજે,' એવો આક્ષેપ સહેજે ઊઠે. પણ આપણે એવો વિચાર કરવો જોઈએ કે આજની સ્થિતિમાં પણ કુટુંબોનાં ચારિત્ર ટકાવવાની જવાબદારી, કુટુંબનો મોભો સાચવવાની ઈંતેજારી, અને કરકસરથી જીવન શોભાવવાની કુનેહ સ્ત્રીઓની જ હોય છે. છોકરાછોકરીઓને અનુકૂળ વહુવર શોધી કાઢવાની જવાબદારી પણ ઘણે ભાગે એમની જ હોય છે. ગૃહજીવનનો, કૌટુંબિક જીવનનો, અને તેથી જ્ઞાતિજીવનનો મોટો ભાર સ્ત્રીઓ પર જ હોય છે. તેઓ જે પરિષદમાં ભાગ ન લઈ શકે તેવી પરિષદ શા કામની? પરિષદના કાર્યમાં ભાગ લઈ શકે એવી બહેનો ન્યાતમાં નથી એવો વલોપાત કરવાને બદલે ન્યાતનું હિત-અહિત હમેશ જેમના હાથમાં રહેલું છે, અને જેમની શક્તિ પ્રમાણે જ આખરે પરિષદોના ઠરાવોનો અમલ થવાનો છે, તેમના સ્વભાવને અનુસરીને જ આપણે પરિષદો કેમ ન ગોઠવીએ? તેમ કરતાં પરિષદનું આખું સ્વરૂપ ફેરવવું પડશે. અને સંભવ છે કે આપણું સામાજિક જીવન કેટલું ક્ષીણ છે, અને કેટલી અક્ષમ્ય અને અસહ્ય નબળાઈ આપણે સંઘરી રહ્યા છીએ એનું દર્શન તે જ વખતે પૂરેપૂરું થશે.

અને તેમ થાય તો તેમાં શું ખોટું છે? દોષ ઉઘાડો પડશે, ખામીઓ પ્રગટ થશે ત્યારે જ એનો ઉપાય પણ જડશે. ન્યાત સામે હમેશાં તકરાર કરનાર, પણ બળવો કરવાની હિંમત ન ધરાવનાર જુવાનો આ દિશામાં કંઈક પ્રયત્ન કરી જોશે તો તેમને પોતાની શક્તિનું અને આગળની દિશાનું ચોક્કસ ભાન થશે. આરંભ ભલે નાનો થાય. શરૂઆતમાં ફળ ભલે કશું ન જણાય. પણ આ જ દિશા સાચી છે એટલો અનુભવ જો તેઓ કરશે તો થોડા જ દિવસમાં તેઓ ઘણું કરી શકશે. દરેક ન્યાતમાં કેટલીક સુશિક્ષિત બહેનો જાહેર જુસ્સો ધરાવતી થઈ છે. તેમને જો આ દિશામાં કાંઈ સૂઝે તો વધારે કામ થશે. કંઈ નહીં તો કુટુંબમાં તેમ જ જ્ઞાતિમાં સ્ત્રીજીવન અને પુરુષજીવન વચ્ચે જે મોટું અંતર પડી ગયું છે, અને જે

હિંદુસ્તાન તો જાતિઓનું પિયેર, એટલે એનું તો પૂછવું જ શું? અહીં સર્વ પ્રકારની જાતિઓ ભેગી મળી છે; એટલું જ નહીં પણ જાતિભેદના પ્રશ્નનો ઉકેલ આણવાના સઘળા ઉપાય અહીં અજમાવી જોવામાં આવ્યા છે. જાતિ જાતિ વચ્ચે યુદ્ધ કર્યાં. અનેક જાતિનાં મિશ્રણ કરી જોયાં. એક જાતિમાં અનેક વિભાગ પાડી જોયા. જાતિવાર ભાષા અને લિપિ ઠરાવી જોઈ. જાતિના રંગ નક્કી કર્યા. ધંધાવાર જાતિ ઠરાવી. ધાર્મિક મત અનુસાર જાતિની વ્યવસ્થા કરી. ખાવાપીવાના અને પહેર-વેશના ભેદ પ્રમાણે જાતિઓ પાડી જોઈ. જાતિભેદનો વિરોધ કરી જોયો. જાતિ વિશે ઉદાસીનતા ધરાવી જોઈ. અનુલોમ પ્રતિલોમ વિવાહ કરી જોયા. રાજશાસનથી જાતિ-વ્યવસ્થા રચી જોઈ. જાતિઓનો ઉચ્ચનીચ ક્રમ નક્કી કર્યો. પરસ્પર બહિષ્કાર અને પ્રાયશ્ચિત્તવિધિ ઠરાવી જોયા અને તે અખંડ ચાલુ રાખી જોયા. બહારથી આવેલા લોકોને કદી 'કદી પોતાના વાડામાં દાખલ કરી લીધા. કદી કદી તેમની સ્વતંત્ર જાતિઓ બનાવી. કેટલીક જાતિઓને હિંદુ ધર્મમાં રાખી છતાં તેમની તરફ પરાયા-પણાનો સંબંધ રાખ્યો, અને કેટલીક પરધર્મમાં ગયેલી જાતિઓને પણ પોતીકી ગણીને તેમની સાથે રોટીબેટીવહેવાર કાયમ રાખ્યો. એટલું જ નહીં પણ હિંદુ ધર્મમાં રહે ત્યાં સુધી અસ્પૃશ્ય અને પરધર્મમાં દાખલ થાય કે તરત જ સ્પર્શયોગ્ય ગણવા જેવા વિચિત્ર અખતરા પણ અજમાવી જોયા. હિંદુસ્તાને એક પણ અખ-તરો અજમાવવો બાકી રાખ્યો નથી. જાતિભેદનો આ પ્રશ્ન આમ આટલો વિરાટ છે.

આજ સુધી આ પ્રશ્ન ભિન્ન ભિન્ન દેશોમાં અંદર અંદર ચર્ચાતો, લડી લેવાતો અથવા ઉકેલાતો. આજે તે વિશ્વવ્યાપી થઈ બેઠો છે. સર્વત્ર જીવનકલહનું સામ્રાજ્ય જામ્યું છે. બળવાન જાતિઓ નબળી જાતિઓને ગળી જવા માગે છે અને આ ઉજાણીમાં મોટો ભાગ પોતાને મળે એટલા માટે જાદવાસ્થળી ચલાવી રહી છે. એનું પરિણામ શું આવશે અને અંતે શા હાલ થશે એની અટકળ કોણ કરે? ઈશ્વરને આ બધું ગમતું હશે ખરું? ઈશ્વરે દીનદુખિયાંનો કોઈ બેલી જ નહીં સરજ્યો હોય? કે જગતનો ચાક આજ સુધી ચલાવીને થાકી જવાથી ઈશ્વર ઊંઘી ગયો છે કે શું? પહેલાંની પેઠે અવતાર હવે કેમ થતા નથી? આ જીવનકલહ શમાવી સર્વત્ર શાંતિ અને વ્યવસ્થા જાળવનાર ધર્મની સંસ્થાપના કરવા સારુ ઈશ્વર કેમ દોડી આવતો નથી? આવો એક જ આર્તનાદ છયે ખંડનાં દીનદૂબળાંનાં મુખમાંથી નીકળી રહ્યો છે. આ જગતમાં સદ્ગુણને સત્તાની મદદ વિના ન જ ચાલી શકે? સંઘ કરવાનો પ્રયત્ન કરવો એમાં પાપ જ છે? બહુમતી આગળ ન્યાયબુદ્ધિએ માથું નમાવવું જ જોઈએ? એવા પ્રશ્નો વિચારશીલ હૃદયોને વલોવી રહ્યા છે. સત્યનો જ જય થાય છે, ન્યાયનું જ સામ્રાજ્ય ટકી શકે છે વગેરે સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવા સારુ ઐતિહાસિક દૃષ્ટાંતો લઈ વ્યાસ વગેરેએ પુરાણો લખ્યાં. આજના ઈતિહાસ પરથી આ સિદ્ધાંતો તારવી બતાવાય એવું છે ખરું? એ પ્રશ્ન ઈતિહાસના દરેક ભક્તની આગળ ઊઠ્યા કરે છે. એ પ્રશ્નનો ઉત્તર શો? આ લોકમાં થયેલા અન્યાયનો બદલો . રહેશે એ આશાએ

જાતિની માલિકી રહે એવી કંઈક વ્યવસ્થા કરવામાં આવેલી જણાય છે. આ વ્યવસ્થાને ભાષાવિસ્તારની પણ મદદ થયેલી દેખાય છે. એક જાતિના પ્રદેશમાં બીજી જાતિનું શ્રેષ્ઠત્વ સહ્યું જતું નથી. ટૂંકામાં કહેવું હોય તો યુરોપની દરેક જાતિએ એકબીજાથી અળગી થઈને આ જાતિભેદના પ્રશ્નનો નિવેડો આણ્યો છે. બહારની જાતિઓને યુરોપમાં પગ મૂકવા દેવો નહીં એ વિશે યુરોપિયનો સઘળા એકમત હોય એમ દેખાય છે. યુરોપિયનો માંહોમાંહે ગમે તેટલા ઝઘડતા ને લોહી વહેવડાવતા હશે, પણ વૃદ્ધ તુર્કસ્તાનનું યુરોપમાંથી ઉચ્ચાટન કરવાની વાત આવી કે બધા એક થઈ જવાના. આ થઈ યુરોપની પદ્ધતિ.

મુસલમાન રાષ્ટ્રો સમક્ષ પણ જાતિનો આ પ્રશ્ન પહેલેથી ઊભેલો છે. પણ મુસલમાની ધર્મ સમાનતાના એટલે 'ડેમોક્રેટિક' તત્ત્વના પાયા પર ઊભેલો હોવાથી મુસલમાનોએ જાતિભેદના પ્રશ્નને જુદી જ રીતે ઉકેલ્યો છે. ધર્મની બાબતમાં, ધાર્મિક હકોની બાબતમાં અને સામાજિક પ્રતિષ્ઠાની બાબતમાં સુધ્ધાં મુસલમાન તેટલા સરખા એ તત્ત્વને મુસલમાનોએ સ્વીકાર્યું છે અને અમલમાં મૂક્યું છે. રોટીબેટીનો સવાલ મુસલમાનોમાં ઊભો થતો જ નથી. અને ભૌગોલિક વ્યવસ્થા દરેક જાતિએ પોતપોતાના કાંડાને જોરે ઠરાવી લેવી એમ નક્કી કરીને મુસલમાનોએ જાતિના પ્રશ્નનો તોડ કાઢ્યો દેખાય છે.

હવે વળીએ અમેરિકા તરફ. અમેરિકાએ પોતાનો ચોકો જુદો કરી પોતાની જ એક જાત બનાવી દેખાય છે. યુરોપનો કોઈ પણ માણસ અમેરિકા જાય તેણે પોતાની જાત તજીને અમેરિકન જાત સ્વીકારવી જ જોઈએ; અથવા અમેરિકાનું વાતાવરણ જ એવું છે કે અમેરિકા ગયેલો માણસ અમેરિકન બની ગયા વિના રહેતો જ નથી. દેશાભિમાન અમેરિકા વિશે, રહેણી અને સામાજિક આદર્શ અમેરિકન પદ્ધતિનાં અને ભાષા પણ અમેરિકન. આ તત્ત્વને આધારે સઘળી જાતિઓને ગળી જઈને અમેરિકન જાતિ નિર્માણ થયેલી છે. પણ ત્યાં સુધ્ધાં એટલેથી જ એ પ્રશ્નનો નિવેડો આવ્યો નથી. કાળા હબસી લોકોને ગુલામ તરીકે લઈ ગયા હોવાથી ત્યાં ગોરા તે ઊંચા અને કાળા તે નીચા એવો દ્વૈતભાવ ઉત્પન્ન થયો છે. પ્રાચીન કાળમાં યુરોપમાં આ ભેદ નહોતો. તેથી જ ઑથેલો જેવો કાળી ચામડીવાળો માણસ ડેસ્ડિમોના જેવી ગોરી ચામડીની યુવતી સાથે રંગભૂમિ પર લગ્ન કરે તે જોઈને યુરોપિયન પ્રેક્ષકોનું લોહી ઊકળી જતું નહીં. પણ આજે નિગ્રો જાતિનો આગેવાન અમેરિકન રાષ્ટ્રાધ્યક્ષની સાથે એક પંક્તિમાં ભોજન કરે તો તેમાં પણ સભ્યતાનો ભારે ભંગ થયો મનાય છે. એટલું જ નહીં પણ ગોરો ટાંગાવાળો કાળા ડૉક્ટરને સુધ્ધાં પોતાના ટાંગામાં બેસાડવાની ના પાડે છે. એટલે અમેરિકામાં જાતિભેદના પ્રશ્નનો નિકાલ આવ્યો નથી એ ચોક્કસ વાત છે.

ચીનમાં તાર્તર, માંચૂ અને મંગોલિયન જાતિઓમાં અપ્રતિબંધ રોટીબેટીવહેવાર ચાલુ હોવા છતાં અને સૌનો મુખ્ય ધર્મ એક હોવા છતાં ત્યાં જાતિદ્વેષનો અભાવ છે એવું નથી.

હિંદુસ્તાન તો જાતિઓનું પિયેર, એટલે એનું તો પૂછવું જ શું? અહીં સર્વ પ્રકારની જાતિઓ ભેગી મળી છે; એટલું જ નહીં પણ જાતિભેદના પ્રશ્નનો ઉકેલ આણવાના સઘળા ઉપાય અહીં અજમાવી જોવામાં આવ્યા છે. જાતિ જાતિ વચ્ચે યુદ્ધ કર્યાં. અનેક જાતિનાં મિશ્રણ કરી જોયાં. એક જાતિમાં અનેક વિભાગ પાડી જોયા. જાતિવાર ભાષા અને લિપિ ઠરાવી જોઈ. જાતિના રંગ નક્કી કર્યા. ધંધાવાર જાતિ ઠરાવી. ધાર્મિક મત અનુસાર જાતિની વ્યવસ્થા કરી. ખાવાપીવાના અને પહેરવેશના ભેદ પ્રમાણે જાતિઓ પાડી જોઈ. જાતિભેદનો વિરોધ કરી જોયો. જાતિ વિશે ઉદાસીનતા ધરાવી જોઈ. અનુલોમ પ્રતિલોમ વિવાહ કરી જોયા. રાજશાસનથી જાતિવ્યવસ્થા રચી જોઈ. જાતિઓનો ઉચ્ચનીચ ક્રમ નક્કી કર્યો. પરસ્પર બહિષ્કાર અને પ્રાયશ્ચિત્તવિધિ ઠરાવી જોયા અને તે અખંડ ચાલુ રાખી જોયા. બહારથી આવેલા લોકોને કદી કદી પોતાના વાડામાં દાખલ કરી લીધા. કદી કદી તેમની સ્વતંત્ર જાતિઓ બનાવી. કેટલીક જાતિઓને હિંદુ ધર્મમાં રાખી છતાં તેમની તરફ પરાયાપણાનો સંબંધ રાખ્યો, અને કેટલીક પરધર્મમાં ગયેલી જાતિઓને પણ પોતીકી ગણીને તેમની સાથે રોટીબેટીવહેવાર કાયમ રાખ્યો. એટલું જ નહીં પણ હિંદુ ધર્મમાં રહે ત્યાં સુધી અસ્પૃશ્ય અને પરધર્મમાં દાખલ થાય કે તરત જ સ્પર્શયોગ્ય ગણવા જેવા વિચિત્ર અખતરા પણ અજમાવી જોયા. હિંદુસ્તાને એક પણ અખતરો અજમાવવો બાકી રાખ્યો નથી. જાતિભેદનો આ પ્રશ્ન આમ આટલો વિરાટ છે.

આજ સુધી આ પ્રશ્ન ભિન્ન ભિન્ન દેશોમાં અંદર અંદર ચર્ચાતો, લડી લેવાતો અથવા ઉકેલાતો. આજે તે વિશ્વવ્યાપી થઈ બેઠો છે. સર્વત્ર જીવનકલહનું સામ્રાજ્ય જામ્યું છે. બળવાન જાતિઓ નબળી જાતિઓને ગળી જવા માગે છે અને આ ઉજાણીમાં મોટો ભાગ પોતાને મળે એટલા માટે જાદવાસ્થળી ચલાવી રહી છે. એનું પરિણામ શું આવશે અને અંતે શા હાલ થશે એની અટકળ કોણ કરે? ઈશ્વરને આ બધું ગમતું હશે ખરું? ઈશ્વરે દીનદુખિયાંનો કોઈ બેલી જ નહીં સરજ્યો હોય? કે જગતનો ચોક આજ સુધી ચલાવીને થાકી જવાથી ઈશ્વર ઊંઘી ગયો છે કે શું? પહેલાંની પેઠે અવતાર હવે કેમ થતા નથી? આ જીવનકલહ શમાવી સર્વત્ર શાંતિ અને વ્યવસ્થા જાળવનાર ધર્મની સંસ્થાપના કરવા સારુ ઈશ્વર કેમ દોડી આવતો નથી? આવો એક જ આર્તનાદ છયે ખંડનાં દીનદૂબળાંનાં મુખમાંથી નીકળી રહ્યો છે. આ જગતમાં સદ્ગુણને સત્તાની મદદ વિના ન જ ચાલી શકે? સંઘ કરવાનો પ્રયત્ન કરવો એમાં પાપ જ છે? બહુમતી આગળ ન્યાયબુદ્ધિએ માથું નમાવવું જ જોઈએ? એવા પ્રશ્નો વિચારશીલ હૃદયોને વલોવી રહ્યા છે. સત્યનો જ જય થાય છે, ન્યાયનું જ સામ્રાજ્ય ટકી શકે છે વગેરે સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવા સારુ ઐતિહાસિક દૃષ્ટાંતો લઈ વ્યાસ વગેરેએ પુરાણો લખ્યાં. આજના ઈતિહાસ પરથી આ સિદ્ધાંતો તારવી બતાવાય એવું છે ખરું? એ પ્રશ્ન ઈતિહાસના દરેક ભક્તની આગળ ઊઠયા કરે છે. એ પ્રશ્નનો ઉત્તર શો? આ લોકમાં થયેલા અન્યાયનો બદલો પરલોકમાં મળી રહેશે એ આશાએ

કોઈને સંતોષ થવાનો નથી. 'निश्चयाचें बळ, तुका म्हणे तचि फळ' એ તત્ત્વ પ્રમાણે સદ્વર્તન એ જ સદ્વર્તનનું ફળ છે એટલું કહ્યું એટલે સમાજનો કોયડો ઊકલી ગયો એ વાત આધુનિક સંસ્કારોથી ઘડાયેલું મન માને એમ નથી. ત્યારે પછી આગળ શું?

* * *

પ્રાચીન કાળમાં ગ્રીક તત્ત્વવેત્તાઓએ મનુષ્યત્વની અનેક વ્યાખ્યાઓ આપી છે, પણ અંતે તો વિશ્વવિદ્યાપ્રવીણ ઍરિસ્ટૉટલની વ્યાખ્યા જ સર્વમાન્ય થઈ છે. તે વ્યાખ્યા એ છે કે મનુષ્ય એ સામાજિક પ્રાણી છે. સંઘ બાંધીને રહેવું એ મનુષ્યમાત્રનું મુખ્ય લક્ષણ છે. અન્ય પ્રાણીઓમાં કેટલાંક એકલવાયાં રહે છે તો કેટલાંક ટોળાં બાંધીને રહે છે. પણ તેમનામાં સંઘ નથી હોતો. કીડી અને મધમાખીનું જીવન કંઈક અંશે સામાજિક હોય છે ખરું, પણ તે જીવન આગળ વધ્યું જણાતું નથી. બુદ્ધિપૂર્વક સંઘ બાંધવા એ મનુષ્યનો અનન્યસાધારણ ધર્મ છે. આ ધર્મને અનુસરીને મનુષ્ય પ્રાણી આરંભથી તે આજ પર્યન્ત સમાજ બાંધીને રહેતો આવ્યો છે. એને જ વ્યાપક અર્થમાં આપણે 'જાતિ' કહીએ છીએ. અનેક કુટુંબો કંઈક વિશિષ્ટ સાધર્મ્યથી પ્રેરાઈને એકબીજાના જીવનને સંગઠિત કરે તેનું નામ જાતિ. મનુષ્યની વિશેષતા એ છે કે એ સાધર્મ્ય તે કંઈક અંશે પોતે જ નક્કી કરે છે. બીજાં પ્રાણીઓની માફક, નદીને એક કાંઠે વસનારા લોકો તે સઘળા એક જાતિના એવો ભેદ તો સર્વ દેશોમાં જોવામાં આવે છે. યુરોપમાં મૂળથી આ જ તત્ત્વને પ્રાધાન્ય મળ્યું છે. આ સાધર્મ્યમાં સ્વાભાવિક રીતે સમાન હિત સંબંધ અથવા સમાન સુખદુ:ખ અને ભયનાં તત્ત્વો રહેલાં હોય છે. એને જ અંગ્રેજીમાં 'લોકલ પૅટ્રિઑટિઝમ' (સ્થાનિક સ્વદેશપ્રેમ) કહે છે.

ઈતિહાસકારો પ્રાચીન કાળના સમાજના બે ભાગ કલ્પે છે: ભટકતી જાતિઓ અને ઠરીઠામ રહેનારી જાતિઓ. ઠરીને રહેનારી જાતિઓમાં જેવું દેશનું યા વતનનું સાધર્મ્ય હોય છે તેવું ભટકતી જાતિઓમાં સ્વાભાવિક રીતે લોહીનું, રહેણીનું અને ધંધાનું સાધર્મ્ય હોય છે. આ બંને રીતે બનેલી અનેક જાતિઓ ભેગી થાય એટલે એમની વચ્ચે વિરોધ, કલહ અને યુદ્ધ તો મચવાનાં જ. જાતિ એ વર્તુળના જેવી હોય છે. વર્તુળ જેમ આંતરિક ક્ષેત્રફળની દૃષ્ટિએ અંતર્વૃત્ત હોય છે અને બાહ્ય ક્ષેત્રફળની દૃષ્ટિએ બહિર્વૃત્ત હોય છે, તેમ જાતિ પણ સ્વજાતિઓ પ્રત્યે અન્તર્વૃત્ત યાને પ્રેમળ હોય છે અને વિજાતિઓ પ્રત્યે બહિર્વૃત્ત યાને ઉદાસીન અથવા સાશંક હોય છે. આને લીધે જાતિ જાતિ વચ્ચે કજિયા થયા વિના રહેતા નથી. પણ લડી લડીને ધરાય એટલે પછી એ જાતિઓ પોતાની વચ્ચેના વિરોધનાં કારણોનો ઊંડો વિચાર કરવા લાગે છે અને લડાઈ કર્યા વિના અમુક શરતોએ ભેગાં રહેવાય એટલું સાધર્મ્ય પોતામાં છે કે નહીં એ તપાસવા બેસે છે. અમે જે દેવોને પૂજીએ છીએ તેમને તમે પણ પૂજો, નહીં તો આવી જાઓ મેદાનમાં – એવી રીતે પ્રાચીન કાળમાં અનેક ભીષણ સંગ્રામો મંડાયા છે. શિયા અને સુન્ની, શૈવ અને વૈષ્ણવ એવા

એવા મતભેદોને લીધે પણ લોહી રેડાયાં છે. પણ આગળ જતાં વધારે અનુભવ થતો ગયો તેમ માલૂમ પડ્યું કે મનુષ્યજાતિમાં આ ભેદ તો રહેવાના જ. भिन्नरुचिर्हि लोकः ।અનુભવે શિખવાડયું કે આ ભેદો કાઢી નાખવા શક્ય નથી તેમ આવશ્યક પણ નથી. અને તેથી આવા નજીવા ભેદો માટે લડી મરવાનું છોડી દઈ આ જાતિઓએ મોટા મોટા સંઘ બાંધ્યા.

આવા સંઘોમાં અનેક સાધર્મ્યોનું મિશ્રણ હોય એ સ્વાભાવિક છે. અને તેથી જ સ્થિર જાતિઓમાં પણ સ્થાનિક અથવા હિતસંબંધનાં તત્ત્વ પર પેટા જાતિઓ પડી છે. આમ જાતિઓ ઉત્પન્ન થવામાં અનેક તત્ત્વોનું મિશ્રણ થયેલું છે. પણ વિવેચનની સરળતા ખાતર આ તત્ત્વો જુદાં જુદાં લઈને દરેકનો નોખો વિચાર કરીશું.

(૧) એક લોહીના લોકો (૨) એક રહેણીના લોકો (૩) એક ધર્મના લોકો (૪) એક ધંધાના લોકો (૫) એક દેશના લોકો અને (૬) એક ભાષાના લોકો એકઠા થાય છે એમ જોવામાં આવે છે. એટલે રક્તભેદ, સંસ્કૃતિભેદ, ધર્મભેદ, વ્યવસાયભેદ, દેશભેદ અને ભાષાભેદને લીધે માણસોમાં જાતિભેદ ઉત્પન્ન થાય છે. આ ભેદ ઘણે ભાગે કાયમના હોય છે એમ કહેવું ખોટું નથી. સમાન હિતસંબંધ અથવા સમાન સંકટને કારણે ઉપરના સર્વ ભેદોને ફગાવી દઈને ભિન્ન ભિન્ન જાતિઓ કોઈ કોઈ વાર એક થાય છે ખરી, પણ એ એકતા કરનારાં તત્ત્વો ચિરસ્થાયી હોય જ છે એમ નથી; એ તત્ત્વોમાં અનેક જાતિઓને કાયમની એક કરી દેવા જેટલું આકર્ષણ કે સ્નેહ (cohesion) ભાગ્યે જ હોય છે.

હવે જાતિ જાતિ વચ્ચેનો વિરોધ નિર્મૂળ કરવા માટે મનુષ્યે શા શા પ્રયત્નો કર્યા છે તે જોઈએ. જર્મન તત્ત્વવેત્તા નિટ્શેનો સિદ્ધાંત એ છે કે અન્ય જાતિઓ મરે અને આપણી જાતિ સર્વત્ર ફેલાય એ વૃત્તિ વનસ્પતિમાં, પશુપક્ષીઓમાં અને સુશિક્ષિત અશિક્ષિત સર્વ મનુષ્યોમાં અત્યંત પ્રબળ હોય છે. આ વૃત્તિને તે 'વિલ ટુ પાવર' નામ આપે છે. આપણે એને વિજીગીષા કહીશું. વિજીગીષાનો આ સિદ્ધાંત ખરો માનીએ તો જગતની સઘળી ભાષા મરી જઈને સર્વત્ર અંગ્રેજી ભાષાનું સામ્રાજ્ય પથરાય એમ અંગ્રેજોને થતું હોવું જોઈએ; બીજા બધા ધર્મ ડૂબી જઈને એકમાત્ર મુસલમાની ધર્મનો જ વિજયડંકો વાગે એમ મુસલમાનો ઈચ્છતા હોવા જોઈએ; આખું જગત હિંદુ આચારવિચાર માન્ય રાખે અને પાળે એમ હિંદુઓની આકાંક્ષા હોવી જોઈએ. અને એ બધી જાતિઓને એવી મહત્ત્વાકાંક્ષા નથી એમ કહી શકાય એવું નથી.

જાતિઓ વચ્ચેનો વિરોધ નિર્મૂળ કરવાનો બીજો પ્રયત્ન તે સર્વ જાતિઓની ખાસિયતો કોરે મૂકી તેમની ખીચડી કરવાનો છે. યુરોપની સર્વ ભાષાઓનો સંકર કરીને 'એસ્પરેન્ટો' જેવી ભાષા નિર્માણ કરવી, સર્વ ધર્મોનો દૃઢભાજક કાઢીને એકાદા 'થીઈસ્ટિક' અથવા 'બ્રાહ્મો' ધર્મની સ્થાપના કરવી, અમે કોઈ પણ એક રાષ્ટ્રના રહેવાસી નથી પણ આખી માનવજાતિના હિતચિન્તકો છીએ એમ કહીને

કોઈને સંતોષ થવાનો નથી. 'निश्चयाचें बळ, तुका म्हणे तचि फळ' એ તત્ત્વ પ્રમાણે સદ્વર્તન એ જ સદ્વર્તનનું ફળ છે એટલું કહ્યું એટલે સમાજનો કોયડો ઊકલી ગયો એ વાત આધુનિક સંસ્કારોથી ઘડાયેલું મન માને એમ નથી. ત્યારે પછી આગળ શું?

* * *

પ્રાચીન કાળમાં ગ્રીક તત્ત્વવેત્તાઓએ મનુષ્યત્વની અનેક વ્યાખ્યાઓ આપી છે, પણ અંતે તો વિશ્વવિદ્યાપ્રવીણ ઍરિસ્ટૉટલની વ્યાખ્યા જ સર્વમાન્ય થઈ છે. તે વ્યાખ્યા એ છે કે મનુષ્ય એ સામાજિક પ્રાણી છે. સંઘ બાંધીને રહેવું એ મનુષ્યમાત્રનું મુખ્ય લક્ષણ છે. અન્ય પ્રાણીઓમાં કેટલાંક એકલવાયાં રહે છે તો કેટલાંક ટોળાં બાંધીને રહે છે. પણ તેમનામાં સંઘ નથી હોતો. કીડી અને મધમાખીનું જીવન કંઈક અંશે સામાજિક હોય છે ખરું, પણ તે જીવન આગળ વધ્યું જણાતું નથી. બુદ્ધિપૂર્વક સંઘ બાંધવા એ મનુષ્યનો અનન્યસાધારણ ધર્મ છે. આ ધર્મને અનુસરીને મનુષ્ય પ્રાણી આરંભથી તે આજ પર્યન્ત સમાજ બાંધીને રહેતો આવ્યો છે. એને જ વ્યાપક અર્થમાં આપણે 'જાતિ' કહીએ છીએ. અનેક કુટુંબો કંઈક વિશિષ્ટ સાધર્મ્યથી પ્રેરાઈને એકબીજાના જીવનને સંગઠિત કરે તેનું નામ જાતિ. મનુષ્યની વિશેષતા એ છે કે એ સાધર્મ્ય તે કંઈક અંશે પોતે જ નક્કી કરે છે. બીજાં પ્રાણીઓની માફક, નદીને એક કાંઠે વસનારા લોકો તે સઘળા એક જાતિના એવો ભેદ તો સર્વ દેશોમાં જોવામાં આવે છે. યુરોપમાં મૂળથી આ જ તત્ત્વને પ્રાધાન્ય મળ્યું છે. આ સાધર્મ્યમાં સ્વાભાવિક રીતે સમાન હિત સંબંધ અથવા સમાન સુખદુ:ખ અને ભયનાં તત્ત્વો રહેલાં હોય છે. એને જ અંગ્રેજીમાં 'લોકલ પૅટ્રિઑટિઝમ' (સ્થાનિક સ્વદેશપ્રેમ) કહે છે.

ઈતિહાસકારો પ્રાચીન કાળના સમાજના બે ભાગ કલ્પે છે: ભટકતી જાતિઓ અને ઠરીઠામ રહેનારી જાતિઓ. ઠરીને રહેનારી જાતિઓમાં જેવું દેશનું યા વતનનું સાધર્મ્ય હોય છે તેવું ભટકતી જાતિઓમાં સ્વાભાવિક રીતે લોહીનું, રહેણીનું અને ધંધાનું સાધર્મ્ય હોય છે. આ બંને રીતે બનેલી અનેક જાતિઓ ભેગી થાય એટલે એમની વચ્ચે વિરોધ, કલહ અને યુદ્ધ તો મચવાનાં જ. જાતિ એ વર્તુળના જેવી હોય છે. વર્તુળ જેમ આંતરિક ક્ષેત્રફળની દૃષ્ટિએ અંતર્વૃત્ત હોય છે અને બાહ્ય ક્ષેત્રફળની દૃષ્ટિએ બહિર્વૃત્ત હોય છે, તેમ જાતિ પણ સ્વજાતિઓ પ્રત્યે અન્તર્વૃત્ત યાને પ્રેમળ હોય છે અને વિજાતિઓ પ્રત્યે બહિર્વૃત્ત યાને ઉદાસીન અથવા સાશંક હોય છે. આને લીધે જાતિ જાતિ વચ્ચે કજિયા થયા વિના રહેતા નથી. પણ લડી લડીને ધરાય એટલે પછી એ જાતિઓ પોતાની વચ્ચેના વિરોધનાં કારણોનો ઊંડો વિચાર કરવા લાગે છે અને લડાઈ કર્યા વિના અમુક શરતોએ ભેગાં રહેવાય એટલું સાધર્મ્ય પોતામાં છે કે નહીં એ તપાસવા બેસે છે. અમે જે દેવોને પૂજીએ છીએ તેમને તમે પણ પૂજો, નહીં તો આવી જાઓ મેદાનમાં – એવી રીતે પ્રાચીન કાળમાં અનેક ભીષણ સંગ્રામો મંડાયા છે. શિયા અને સુન્ની, શૈવ અને વૈષ્ણવ એવા

એવા મતભેદોને લીધે પણ લોહી રેડાયાં છે. પણ આગળ જતાં વધારે અનુભવ થતો ગયો તેમ માલૂમ પડયું કે મનુષ્યજાતિમાં આ ભેદ તો રહેવાના જ. भिन्नरुचिर्हि लोक: ।અનુભવે શિખવાડયું કે આ ભેદો કાઢી નાખવા શકય નથી તેમ આવશ્યક પણ નથી. અને તેથી આવા નજીવા ભેદો માટે લડી મરવાનું છોડી દઈ આ જાતિઓએ મોટા મોટા સંઘ બાંધ્યા.

આવા સંઘોમાં અનેક સાધર્મ્યોનું મિશ્રણ હોય એ સ્વાભાવિક છે. અને તેથી જ સ્થિર જાતિઓમાં પણ સ્થાનિક અથવા હિતસંબંધનાં તત્ત્વ પર પેટા જાતિઓ પડી છે. આમ જાતિઓ ઉત્પન્ન થવામાં અનેક તત્ત્વોનું મિશ્રણ થયેલું છે. પણ વિવેચનની સરળતા ખાતર આ તત્ત્વો જુદાં જુદાં લઈને દરેકનો નોખો વિચાર કરીશું.

(૧) એક લોહીના લોકો (૨) એક રહેણીના લોકો (૩) એક ધર્મના લોકો (૪) એક ધંધાના લોકો (૫) એક દેશના લોકો અને (૬) એક ભાષાના લોકો એકઠા થાય છે એમ જોવામાં આવે છે. એટલે રક્તભેદ, સંસ્કૃતિભેદ, ધર્મભેદ, વ્યવસાયભેદ, દેશભેદ અને ભાષાભેદને લીધે માણસોમાં જાતિભેદ ઉત્પન્ન થાય છે. આ ભેદ ઘણે ભાગે કાયમના હોય છે એમ કહેવું ખોટું નથી. સમાન હિતસંબંધ અથવા સમાન સંકટને કારણે ઉપરના સર્વ ભેદોને ફગાવી દઈને ભિન્ન ભિન્ન જાતિઓ કોઈ કોઈ વાર એક થાય છે ખરી, પણ એ એકતા કરનારાં તત્ત્વો ચિરસ્થાયી હોય જ છે એમ નથી; એ તત્ત્વોમાં અનેક જાતિઓને કાયમની એક કરી દેવા જેટલું આકર્ષણ કે સ્નેહ (cohesion) ભાગ્યે જ હોય છે.

હવે જાતિ જાતિ વચ્ચેનો વિરોધ નિર્મૂળ કરવા માટે મનુષ્યે શા શા પ્રયત્નો કર્યા છે તે જોઈએ. જર્મન તત્ત્વવેત્તા નિટ્શેનો સિદ્ધાંત એ છે કે અન્ય જાતિઓ મરે અને આપણી જાતિ સર્વત્ર ફેલાય એ વૃત્તિ વનસ્પતિમાં, પશુપક્ષીઓમાં અને સુશિક્ષિત અશિક્ષિત સર્વ મનુષ્યોમાં અત્યંત પ્રબળ હોય છે. આ વૃત્તિને તે 'વિલ ટુ પાવર' નામ આપે છે. આપણે એને વિજીગીષા કહીશું. વિજીગીષાનો આ સિદ્ધાંત ખરો માનીએ તો જગતની સઘળી ભાષા મરી જઈને સર્વત્ર અંગ્રેજી ભાષાનું સામ્રાજ્ય પથરાય એમ અંગ્રેજોને થતું હોવું જોઈએ; બીજા બધા ધર્મ ડૂબી જઈને એકમાત્ર મુસલમાની ધર્મનો જ વિજયડંકો વાગે એમ મુસલમાનો ઈચ્છતા હોવા જોઈએ; આખું જગત હિંદુ આચારવિચાર માન્ય રાખે અને પાળે એમ હિંદુઓની આકાંક્ષા હોવી જોઈએ. અને એ બધી જાતિઓને એવી મહત્ત્વાકાંક્ષા નથી એમ કહી શકાય એવું નથી.

જાતિઓ વચ્ચેનો વિરોધ નિર્મૂળ કરવાનો બીજો પ્રયત્ન તે સર્વ જાતિઓની ખાસિયતો કોરે મૂકી તેમની ખીચડી કરવાનો છે. યુરોપની સર્વ ભાષાઓનો સંકર કરીને 'એસપરેન્ટો' જેવી ભાષા નિર્માણ કરવી, સર્વ ધર્મોનો દૃઢભાજક કાઢીને એકાદા 'થીઈસ્ટિક' અથવા 'બ્રાહ્મો' ધર્મની સ્થાપના કરવી, અમે કોઈ પણ એક રાષ્ટ્રના રહેવાસી નથી પણ આખી માનવજાતિના હિતચિન્તકો છીએ એમ કહીને

આન્તરરાષ્ટ્રીય અથવા 'કૉસ્મોપૉલિટન' સંપ્રદાય ઊભો કરવો – એ બધાં આ પ્રયત્નનાં ઉદાહરણ છે.

વિરોધ મટાડવાની દિશાએ થયેલો ત્રીજો પ્રયત્ન તે ઉપરના બધા ભેદ જ ખોટા છે એમ કહેવું એ છે. લોહીનો, ચામડીનો કે વર્ણનો ભેદ એ કેવળ એક ધતિંગ છે, સંસ્કૃતિભેદમાં કશું જ રહસ્ય નથી, ભાષાભિમાન એ નરી મૂર્ખાઈ છે, ધંધો પેઢીઉતાર કાયમ રાખવાનો પ્રયત્ન માનવી ઉન્નતિને વિઘાતક છે આવાં આવાં તત્ત્વો આ સંપ્રદાયમાં પ્રતિષ્ઠિત ગણાય છે.

વિરોધ મટાડી સંગઠન કરવાનો ચોથો પણ અત્યંત જોરદાર એવો પ્રયત્ન તે ઉપર વર્ણવેલો સમાન સ્વાર્થ અને સમાન સંકટનો છે. વર્તમાન મનુમાં આ જ તત્ત્વનું જોર વધારે છે. પણ સ્વાર્થ અને સંકટ એ બંને તત્ત્વમાં શત્રુત્વને લીધે બંધાયેલું મૂળનું જ દ્વૈત છે. ત્યાં ઐક્ય ક્યાંથી ઉત્પન્ન થાય? આ તત્ત્વથી બંધાયેલા સંઘ જેટલા મોટા તેટલાં તેનાં યુદ્ધ વધારે કટ્ટર, વધારે વ્યાપક અને વધારે સંહારક નીવડવાનાં એ અનુભવ હજી તાજો જ છે.

પાંચમો અને અમારે મતે ખરો પ્રયત્ન તે સ્વાર્થ અને દ્વેષના પ્રવાહની આડે ધર્મબુદ્ધિનો બાંધ બાંધીને સર્વ ભેદોને પોતપોતાને સ્થાને સુખશાંતિમાં રહેવા દેવા એ છે. લડાઈઓ લડયે, ભાતભાતના કાયદા કર્યે, વર્ણસંકર કર્યે કે અરાજકતાનો વંટોળિયો ઉડાડયે જગતના ભેદભાવ નિર્મૂળ થવાના નથી. લોકવ્યવહારમાં ભેદ એ સત્ય છે અને સનાતન છે. આ ભેદોનો ભય દૂર કરવાનો એક જ ઉપાય છે, અને તે એ કે ભેદનું સ્વરૂપ ઓળખી અને પ્રેમ, ઔદાર્ય તથા દયા એ ગુણોને પોષી મનોવૃત્તિમાં 'ભેદ છતાં અભેદબુદ્ધિ' જાગ્રત રાખવી. વિરોધ અને કલહ-માત્રનું મૂળ વાસના, દ્વેષ અને લોભમાં રહેલું છે. તેથી જ ભગવાને કહ્યું છે કે, 'त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः। कामः क्रोधस्तथा लोभः – અને આત્મઘાત ન થાય એવી આપણી ઇચ્છા છે – तस्मात् एतत्त्रयं त्यजेत् ।। અને એ સાધ્ય કરવાને વૈરાગ્ય, ક્ષમા અને ત્યાગ એ અમૃત તત્ત્વોનું જ આપણે સેવન કરવું જોઈએ એ સ્પષ્ટ છે. एष पन्थाः। एतत्कर्म। नान्यः पन्था विद्यतेऽयनाय ।।

સાચું જોતાં બે જાતિઓમાં ભાષાભેદ, ધર્મભેદ અથવા સંસ્કૃતિભેદ છે એટલા જ કારણસર એમણે લડવાનું કશુંયે પ્રયોજન નથી. દરેક જાતિ પોતપોતાને સ્થાનકે સુખશાંતિમાં રહી શકે છે. એમ છતાં પ્રાચીન કાળમાં આ જ ભેદોને લીધે વિકાર-વશ થઈને મનુષ્યોએ અનેક યુદ્ધો કરેલાં છે. કંઈ પણ એક બહાનું કાઢીને અંદર અંદર લડાઈ મચાવવી એ મનુષ્યસ્વભાવમાંની પશુવૃત્તિનો સ્વાભાવિક ધર્મ છે. છતાં દરેક ધર્મના ખરી ધાર્મિક વૃત્તિવાળા મહાપુરુષોએ આ વૃત્તિને રોકીને ઓછાવત્તા પ્રમાણમાં વિશ્વબંધુત્વ સ્થાપન કરવાનો પ્રયાસ કર્યો છે. આવો પ્રયત્ન મનુષ્ય-વૃત્તિથી ઊલટી દિશામાં જનારો હોવાથી એકદમ સફળ થાય એવો નથી એ ઉઘાડું છે. आरोहणं तु सायासम् । તેથી ઉતાવળિયા લોકોની આ માર્ગ પરથી શ્રદ્ધા ઊઠી ગઈ. દરેક ધર્મમાં વિકારપ્રધાન ધર્મચુસ્ત લોકો તો હોય જ. તેમણે

ધર્મને નામે અનેક યુદ્ધો આદર્યાં તેથી આ નિરાશામાં વધારો થયો અને લોકોને લાગવા માંડયું કે ધર્મથી માણસ માણસ વચ્ચેનો કલહ શાંત ન થતાં ઊલટાં ધર્મને લીધે જ ઘોર યુદ્ધો મંડાય છે.

આવી સ્થિતિમાં જ યુરોપમાં પ્રૉટેસ્ટંટ ધર્મ અને ઔદ્યોગિક યુગ એ યુગ્મનો અવતાર થયો. ધાર્મિક વૃત્તિએ ઉપદેશેલો સંયમ ત્યાજ્ય ઠર્યો અને સ્વાર્થનું સામ્રાજ્ય પુરદબદબાથી શરૂ થયું. લોકો કહેવા લાગ્યા, ધર્મના અને સંસ્કૃતિના ઝઘડા શમાવવા હોય તો લોકોની વિલાસિતા વધવી જોઈએ. વિલાસિતા વધશે એટલે આપોઆપ ધર્મની કડવાશ દૂર થશે. લોકોને પૈસાની મોહિની વધારે ને વધારે લાગવા માંડશે. તેને લીધે વેપાર વધશે. અને લોકોમાં વણિકવૃત્તિ આવી કે ક્ષાત્રવૃત્તિનો લોપ થયો જ સમજવો. કેટલાક લોકોને થવા લાગ્યું કે જે સુવર્ણયુગ સંયમ દ્વારા સ્થાપવો ધર્મને માટે અશકય હતો તે જ સુવર્ણયુગ સુવર્ણની ઉપાસના દ્વારા આ પૃથ્વી પર સ્થાપવાની અજબ યુક્તિ આપણને લાધી છે.

પણ એવું તો કંઈ થયું નહીં. વણિકવૃત્તિએ ક્ષાત્રવૃત્તિને વશ કરી અને સર્વત્ર વેપાર અને રાજકારણનો યુગ શરૂ થયો. જૂની જાતિઓ નષ્ટ થઈ અથવા નિષ્પ્રભ થઈ અને ઠેરઠેર 'રાષ્ટ્રો' નિર્માણ થયાં. આ રાષ્ટ્રોને આત્મા છે એમ ન કહી શકાય. આલંકારિક ભાષામાં આત્મા કલ્પવો જ હોય તો વેપાર અને રાજકારણ એ જ આ રાષ્ટ્રોનો આત્મા છે. જગતમાં જે કંઈ ઉચ્ચ, ઉદાત્ત અને ઉજ્જ્વળ હતું તે બધું રાજ્યલોભ અને ધનલોભ નીચે કચડાઈ જવા બેઠું છે. જાતિઓ મરી ગઈ, પણ દ્વેષ મરી ગયો નહીં. એ તો ઊલટો વધતો જ ગયો છે. સ્વાર્થમાં સંઘ બાંધવાની શક્તિ નથી એમ નથી. આ સંઘશક્તિનો ઉપયોગ કરીને રાષ્ટ્રો આત્મસંઘ બનાવવાનો પ્રયાસ કરી રહ્યાં છે. પણ પાછળ કહ્યું તેમ સ્વાર્થના ગર્ભમાં દ્વૈત તો હોવાનું જ. એટલે રાષ્ટ્રસંઘ નિર્માણ કરીને માનવજાતિમાં ઐકય કે અદ્વૈતનો સંચાર કરવાની ઈચ્છા રાખવી એ જંગલમાં લાગેલા દાવાનળને પવન નાખીને બૂઝવવા મથવું એના જેવો ઘાટ છે.

આ વિવેકભ્રષ્ટ પાશ્ચાત્ય રાષ્ટ્રધર્મનો વિનિપાત કોણ રોકી શકે? રાષ્ટ્રોનું સામર્થ્ય જાતિઓમાં નથી. ઊલટું જાતિઓ તો રાષ્ટ્રોનું ભક્ષ થઈ પડી છે. મહાયુદ્ધમાં લાખો લોકોનો સંહાર થયો છતાં આ આસુરી રાષ્ટ્રધર્મરૂપી મદિરાનો નશો ઊતરતો જ નથી. બળવાન રાષ્ટ્રોએ સંઘ કર્યા ત્યારે નબળાં શું કરે? નબળાંએ અથવા પીડિત રાષ્ટ્રોએ પોતપોતાના સંઘ કરી સામર્થ્ય પ્રાપ્ત કરવું એવી એક કલ્પના હમણાં હમણાં બહાર પડી છે. પણ એ સૂચનાથી શો અર્થ સરવાનો છે? આ અનેક ઝઘડામાં એક નવો ઝઘડો ઉમેર્યો એટલે સવાલનો નિવેડો આવશે એમ તો કંઈ છે નહીં. કેટલાક લોકો કહે છે કે 'આ બેસુમાર વધી ગયેલાં રાષ્ટ્રોમાં વર્ગ વર્ગ વચ્ચે કડવાશ વધીને અંતઃકલહ અથવા જાદવાસ્થળી મચનાર છે એ નિ:સંશય છે. તેમ થાય ત્યાં સુધી આપણે નિરાંતે બેસીને એ ઘડીની વાટ જોયાં કરીએ.' આ કલ્પના — આ પ્રચંડ રાષ્ટ્રોના કરોડો લોકોનો સંહાર ક્યારે થાય અને પછી આપણા સુખના

દિવસો ક્યારે આવે એની વાટ જોતા બેસવાની કલ્પના જેટલી રાક્ષસી છે તેટલી જ નામર્દાઈ ભરેલી છે. ખરો ઉપાય તો એ છે કે વ્યક્તિઓએ તેમ જ સમુદાયોએ જાતિઓએ તેમ જ પંથોએ દ્વેષ અને વિકારોનો ત્યાગ કરીને ભ્રાતૃભાવ જાગ્રત કરવો જોઈએ. વ્યક્તિમાં લોભ અને ભય એ દોષ છે તેથી તેના પર રાષ્ટ્રધર્મની અસર થાય છે. જેણે એ બે દોષનો ત્યાગ કર્યો છે તેના પર સર્વ રાષ્ટ્રોની શક્તિનો એકસામટો મારો ચાલે તોપણ તે વશ નહીં થાય, એટલું જ નહીં પણ તસુભર ડગશે પણ નહીં. આસુરી સંપત્તિનું બળ ચાહે તેટલું હોય, તોપણ અત્યંત અલ્પ દૈવી બળ પર પણ તેની કશી અસર થતી નથી. આનો અર્થ એવો નથી કે દૈવી સંપત્તિવાળા મહાત્માઓને રાષ્ટ્રો લૂંટશે નહીં કે મરણશરણ કરશે નહીં. મોહાંધ રાષ્ટ્રો તો કશું કરવા નહીં ચૂકે. પણ આત્મબળને નમાવવાને તેઓ અશક્ત નીવડશે. આસુરી રાષ્ટ્રોનાં પાપ ધોઈ કાઢવા ખાતર નિર્દોષ વ્યક્તિઓએ આસુરી રાષ્ટ્રનિષ્ઠા તજીને પ્રસંગ આવ્યે નિર્ભયતાથી પ્રાણાર્પણ કરીને ધર્મનું સામ્રાજ્ય દૃઢ કરવું એ તેમનો ધર્મ છે. જગતમાં આ પવિત્ર વૃત્તિ જેટલી વૃદ્ધિ પામશે તેટલું આસુરી સંપત્તિનું બળ ઘટશે અને સત્યયુગ અવતરશે. ભગવાન વ્યાસે કહ્યું છે તે જ ખરું છે કે धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षित:। ધર્મના ત્યાગથી જ સમાજનો નાશ થાય છે; ધર્મપાલન એ જ સમાજની ઉન્નતિનો એકમાત્ર ઉપાય છે. સાત્ત્વિક અને તેજસ્વી વૃત્તિથી રાષ્ટ્રજ્વર ઉતારી નાખ્યા પછી દબાઈ ગયેલી જાતિઓ ફરી માથું ઊંચું કરશે. પણ એ ઉત્થાન પહેલાંની જેમ લડાઈઓ લડવા માટે નહીં હોય, તેમ એકબીજા વિશે અક્ષમ્ય ઉદાસીનતા ધારણ કરવા માટે પણ નહીં હોય, પરંતુ ઈશ્વરનિર્મિત વૈચિત્ર્યમાં ઐક્યનો અનુભવ કરવા સારુ તથા સ્વધર્મનું પાલન કરીને સંસિદ્ધિ પ્રાપ્ત કરવા સારુ હશે. દુનિયા છે ત્યાં સુધી ભેદ તો રહેવાના જ. પણ ધર્માચરણથી તથા પ્રેમના પાવિત્ર્યથી ભેદમાં અભેદની સ્થાપના કરવી શક્ય છે. આ જ માર્ગે આ જ અભેદની સ્થાપના કરવી એ આર્ય સંસ્કૃતિનું ધ્યેય છે, અને તે સફળ થશે એવી અમારી દૃઢ શ્રદ્ધા છે.

૧૯૯૨

## નવી ન્યાતો

ન્યાતો હોવી જોઈએ કે નહીં એના ઝઘડામાં એક દલીલ અને તેનો રદિયો હંમેશાં વાંચવામાં આવે છે. જે લોકોને ન્યાતો રાખવી છે તેઓ કહે છે, 'ન્યાત સ્વયંભૂ છે. મનુષ્યના સ્વભાવમાં જ ન્યાતનું તત્ત્વ રહેલું છે. યુરોપમાં ક્યાં ન્યાત નથી? ત્યાંના અમીર લોકો સામાન્ય લોકો જોડે પરણતા નથી. એક પંક્તિએ જમતા પણ નથી, ત્યાં પૈસાના તત્ત્વ પર ન્યાત બંધાય છે; અને એ ભૂંડું તત્ત્વ છે. આપણે ત્યાં ન્યાત ખાનદાની પર ગણાય છે, જન્મ અને લોહી પર ગણાય

છે. સંસ્કૃતિની દૃષ્ટિએ એ ઉચ્ચ તત્ત્વ છે.' આ દલીલને તોડનાર કહે છે, 'યુરોપમાં ન્યાત નથી પણ વર્ગ છે. અને માણસ એક વાર એક વર્ગમાં જન્મ્યો એટલે તેને છોડી જ ન શકે એવો ન્યાય કે અન્યાય ત્યાં નથી. એક મોચી લૉર્ડ પણ થઈ શકે અને ઈંગ્લંડનો મુખ્ય પ્રધાન પણ થઈ શકે. કાર્ડિનલ વુલસી ખાટકીનો દીકરો; એ ધર્મગુરુયે થયો અને મુખ્ય પ્રધાન પણ થયો. જે બદલી શકાય તે ન્યાત નથી પણ વર્ગ છે. એક વર્ગમાંથી બીજા વર્ગમાં જવું મુશ્કેલ ભલે હોય પણ અશક્ય નથી.' આટલી દલીલ કરીને લોકો માને છે કે ન્યાતને આપણે પૂરેપૂરી વખોડી કાઢી અને વર્ગોનો પૂરેપૂરો બચાવ થયો.

ન્યાત સનાતન હોય અને વર્ગ અમુક મુદત માટે જ હોય તોપણ બંનેમાં જેટલે દરજ્જે ઉચ્ચનીચભાવ છે તેટલે દરજ્જે તે અન્યાયમૂલક અને ક્લેશકારક છે જ. એક છોકરો અંત્યજ છે માટે એને કેળવણી ન મળે, અને બીજો છોકરો મિલમજૂરને ત્યાં ઊછરે છે માટે એને કેળવણી ન મળે, બંનેને હાડમારી તો સરખી જ છે. ન્યાત અને વર્ગ બંનેમાં એક વૃત્તિ સમાન છે કે અંદરના લોકો પ્રત્યે માણસાઈનું વર્તન હોય, પક્ષપાત પણ હોય, અને બહારના માણસ પ્રત્યે જવાબદારીનો સ્વીકાર પણ ન હોય, ન્યાયનું આચરણ પણ ન હોય. માણસ ગમે તે નામે એક ટોળું બાંધે છે, અંદરનાને પોતીકા ગણે છે, બહારનાને શત્રુ ગણે છે, અને લડવા માંડે છે.

ક્ષણિક ન્યાતનો ઉત્તમ દાખલો આપણને રેલવે સ્ટેશન પર મળે છે. ડબાની અંદર બેઠેલા લોકો એક ન્યાતના, અને અંદર પ્રવેશ શોધનાર બહારના લોકો બીજી ન્યાતના. ડબાના દરવાજાની સરહદ પર બે વચ્ચે યુદ્ધ ચાલે છે. જેઓ સફળતાપૂર્વક અંદર ઘૂસી જાય છે તેઓ પોતાની બહારની ન્યાતના હિમાયતી નથી રહેતા, પણ ઝટ ન્યાત ફેરવે છે; અંદરના લોકો સાથે એક થઈ જાય છે, અને નવા આવનારનો વિરોધ કરે છે. શ્રીમંત અને ગરીબ એ ન્યાત પણ એવી જ. વિદ્વાન અને અવિદ્વાન એમનું પણ એવું જ, અને હવે તો યુવાન અને પીઢ એ પણ પરસ્પરવિરોધી બે ન્યાતો થવા માગતી હોય એમ દેખાય છે. માણસને સંકુચિતતા જ વહાલી હોય, ભેદ જ જોવો હોય તો ગમે તેટલી ન્યાતો પાડી શકાય. જોડા ઊંચા રાખવા કે સપાટ રાખવા એ તત્ત્વ પર એક દેશી રાજ્યના મુત્સદ્દીઓમાં બે તડ પડયાં હતાં. મૂર્તિઓને કૃત્રિમ આંખો બેસાડવી કે ન બેસાડવી એ મહાન તત્ત્વ ઉપર પણ ન્યાતો પડી છે. ધોતિયાની પાટલી જમણી બાજુ હોય કે ડાબી બાજુ એ તત્ત્વ (?) પર પણ ન્યાતો પડે. અને પહેરણ ઈજારની અંદર રહે કે બહાર લટકે એના પર પણ માણસોનાં બે દળ બંધાય. સતાર વગાડતી વખતે અંગૂઠો સતારને અડકીને રહે કે છૂટો રહે એના પર પણ ગવૈયાઓનો ખાનદાન અને નહીં ખાનદાન એવો ભેદ આપણે નથી જાણતા શું?

જ્યાં સુધી માણસમાં સંકુચિતતા છે, ક્ષુદ્ર અભિમાન છે, બાલિશતા છે અને આંધળાપણું છે ત્યાં સુધી માણસ ગમે તેટલી નવી ન્યાતો પાડવા તૈયાર થવાનો

દિવસો ક્યારે આવે એની વાટ જોતા બેસવાની કલ્પના જેટલી રાક્ષસી છે તેટલી જ નામર્દાઈ ભરેલી છે. ખરો ઉપાય તો એ છે કે વ્યક્તિઓએ તેમ જ સમુદાયોએ જાતિઓએ તેમ જ પંથોએ દ્વેષ અને વિકારોનો ત્યાગ કરીને ભ્રાતૃભાવ જાગ્રત કરવો જોઈએ. વ્યક્તિમાં લોભ અને ભય એ દોષ છે તેથી તેના પર રાષ્ટ્રધર્મની અસર થાય છે. જેણે એ બે દોષનો ત્યાગ કર્યો છે તેના પર સર્વ રાષ્ટ્રોની શક્તિનો એકસામટો મારો ચાલે તોપણ તે વશ નહીં થાય, એટલું જ નહીં પણ તસુભર ડગશે પણ નહીં. આસુરી સંપત્તિનું બળ ચાહે તેટલું હોય, તોપણ અત્યંત અલ્પ દૈવી બળ પર પણ તેની કશી અસર થતી નથી. આનો અર્થ એવો નથી કે દૈવી સંપત્તિવાળા મહાત્માઓને રાષ્ટ્રો લૂંટશે નહીં કે મરણશરણ કરશે નહીં. મોહાંધ રાષ્ટ્રો તો કશું કરવા નહીં ચૂકે. પણ આત્મબળને નમાવવાને તેઓ અશક્ત નીવડશે. આસુરી રાષ્ટ્રોનાં પાપ ધોઈ કાઢવા ખાતર નિર્દોષ વ્યક્તિઓએ આસુરી રાષ્ટ્રનિષ્ઠા તજીને પ્રસંગ આવ્યે નિર્ભયતાથી પ્રાણાર્પણ કરીને ધર્મનું સામ્રાજ્ય દૃઢ કરવું એ તેમનો ધર્મ છે. જગતમાં આ પવિત્ર વૃત્તિ જેટલી વૃદ્ધિ પામશે તેટલું આસુરી સંપત્તિનું બળ ઘટશે અને સત્યયુગ અવતરશે. ભગવાન વ્યાસે કહ્યું છે તે જ ખરું છે કે धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः। ધર્મના ત્યાગથી જ સમાજનો નાશ થાય છે; ધર્મપાલન એ જ સમાજની ઉન્નતિનો એકમાત્ર ઉપાય છે. સાત્ત્વિક અને તેજસ્વી વૃત્તિથી રાષ્ટ્રજ્વર ઉતારી નાખ્યા પછી દબાઈ ગયેલી જાતિઓ ફરી માથું ઊંચું કરશે. પણ એ ઉત્થાન પહેલાંની જેમ લડાઈઓ લડવા માટે નહીં હોય, તેમ એકબીજા વિશે અક્ષમ્ય ઉદાસીનતા ધારણ કરવા માટે પણ નહીં હોય, પરંતુ ઈશ્વરનિર્મિત વૈચિત્ર્યમાં ઐક્યનો અનુભવ કરવા સારુ તથા સ્વધર્મનું પાલન કરીને સંસિદ્ધિ પ્રાપ્ત કરવા સારુ હશે. દુનિયા છે ત્યાં સુધી ભેદ તો રહેવાના જ. પણ ધર્માચરણથી તથા પ્રેમના પાવિત્ર્યથી ભેદમાં અભેદની સ્થાપના કરવી શકય છે. આ જ માર્ગે આ જ અભેદની સ્થાપના કરવી એ આર્ય સંસ્કૃતિનું ધ્યેય છે, અને તે સફળ થશે એવી અમારી દૃઢ શ્રદ્ધા છે.

૧૯૯૨

## નવી ન્યાતો

ન્યાતો હોવી જોઈએ કે નહીં એના ઝઘડામાં એક દલીલ અને તેનો રદિયો હંમેશાં વાંચવામાં આવે છે. જે લોકોને ન્યાતો રાખવી છે તેઓ કહે છે, ‘ન્યાત સ્વયંભૂ છે. મનુષ્યના સ્વભાવમાં જ ન્યાતનું તત્ત્વ રહેલું છે. યુરોપમાં ક્યાં ન્યાત નથી? ત્યાંના અમીર લોકો સામાન્ય લોકો જોડે પરણતા નથી. એક પંક્તિએ જમતા પણ નથી, ત્યાં પૈસાના તત્ત્વ પર ન્યાત બંધાય છે; અને એ ભૂંડું તત્ત્વ છે. આપણે ત્યાં ન્યાત ખાનદાની પર ગણાય છે, જન્મ અને લોહી પર ગણાય

# અઢાર અને એંસી

ગુજરાતની આજની વસ્તીની વિગત જોવી જોઈએ તેવી મળતી નથી. સરકારી રિપોર્ટમાં ગુજરાતને સ્વતંત્ર સ્થાન છે જ નહીં. ત્યાં તો ઉત્તર વિભાગના પાંચ જિલ્લાઓ છે; દેશી રાજ્યોની જોઈએ તેવી વિગતો પણ એમાં મળતી નથી. એટલે લગભગ ૩૦ વર્ષ પહેલાં શ્રી ભીમભાઈ કિરપારામે તૈયાર કરેલી ચોપડીમાં ૧૮૯૧ની ગુજરાતની વસ્તીના વિગતવાર આંકડા આપ્યા છે તેના પર જ આધાર રાખવો પડે છે. ૪૦ વરસ પહેલાંના આ જૂના આંકડા આજે પણ ઉપયોગી તો છે જ. ૪૦ વરસમાં વસ્તી વધી તો હશે, પણ ગુજરાતમાં વસતી ભિન્ન ભિન્ન કોમોનું પ્રમાણ ઝાઝું બદલાયું હોય એમ માનવાને કારણ નથી. અને આપણે તો એ કોમોના પણ બે મોટા વર્ગ પાડીને જ વિચાર કરવાના છીએ. એટલે જૂના આંકડા આપણને ખોટે રસ્તે લઈ જાય એવી બીક રહેતી નથી.

સવાલ એ છે કે ગુજરાતમાં ઉજળિયાત, બેઠાડુ અથવા બુદ્ધિજીવી વર્ગના લોકો કેટલા છે? અને મજૂરિયાત, કારીગર, સ્વાવલંબી, શ્રમજીવી લોકોની સંખ્યા કેટલી છે? ભીમભાઈની ચોપડીના બીજા ભાગમાં મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે કોમોના આંકડા આપ્યા છે, પણ એ કોમોમાં ધંધા પરત્વે ન્યાતો ન હોવાથી આપણને જોઈતું પ્રમાણ તેમાંથી નથી મળતું. અને ગુજરાતમાં હિંદુઓનું પ્રમાણ લગભગ ૯૦ ટકા હોવાથી તેમના જ આંકડા લઈને આપણે ચાલીએ તો આપણી તપાસમાં મુશ્કેલી નહીં આવે.

વાણિયાવેપારી (એમાં જૈનો આવી જાય છે), બ્રાહ્મણ, બ્રહ્મક્ષત્રી, ગરાસિયા, કાઠી અને ભાટચારણ એટલી કોમો શ્રમજીવી નથી તેથી બુદ્ધિજીવી છે એમ કહી શકાય. તેઓ દેખરેખ કરે, હિસાબ રાખે, કલમ ચલાવે, જોખમ ખેડે, કારભારું કરે, કેળવણી આપે, અને બીજી કેટલીયે મહત્ત્વની સમાજસેવા કરે, પણ પરસેવો ઉતારવાનું એમનું કામ નહીં. છાયામાં બેસીને જીવન ગુજારે એ જ એમને પસંદ હોય છે.

શ્રમજીવી લોકોને હાથપગ બરાબર વાપરવા પડે છે. તેઓ અનાજ ઉગાડે, જાતજાતની વસ્તુઓ તૈયાર કરે, માણસજાતને ખોરાક પૂરો પાડે, ઉજળિયાત લોકોની સેવા કરે, અને મોટે ભાગે પોતે સ્વાવલંબી રહે. આ લોકો જોખમ ખેડે છે એમ કહેવા કરતાં એમની જીવનયાત્રા જ એવી છે કે એમને માથે જોખમ હમેશાં ઝઝૂમે છે એમ કહીએ તો વધારે સાચું ગણાય. મેઘરાજા રુષ્ટ થાય તો પહેલવહેલું એમને જ ખમવું પડે છે. માનવી રાજાને નભાવવાનો બોજો પણ એમને માથે ઓછો નથી હોતો. સુખાકારીનાં સાધનો એમને સૌથી છેલ્લાં મળવાનાં. જ્યારે દેશને માટે લડવાનો પ્રસંગ આવે ત્યારે માત્ર મોટે ભાગે આશા એમની જ રખાય છે.

આપણે જૂની ન્યાતો તોડવાનો પ્રયત્ન કરીએ છીએ એ જ વખતે નવી ન્યાતો બાંધીએ છીએ એ તરફ આપણું ધ્યાન નથી જતું. રવૈયાની દોરીનો એક છેડો છૂટતો જાય ત્યાં બીજો છેડો વીંટાતો જાય છે, તેવી રીતે જૂની ન્યાતો તોડીએ ત્યાં નવી ન્યાતો તૈયાર થઈ જ હોય છે.

ન્યાત બાંધવાનાં તત્ત્વો મહત્ત્વનાં હોય તો તો કાંઈ વાંધો નથી. માંસ ખાનાર અને ન ખાનાર એવી ન્યાત બંધાય તો તેમાં આશ્ચર્ય નથી. શરાબ ન પીનાર લોકોએ પીનાર લોકોને સમજાવવા ખાતર તેમનો મર્યાદિત બહિષ્કાર કર્યો હોય તો તે સમજાય એવી વાત છે. પણ જેઓ નવી ન્યાતો બાંધે છે તેમણે બે વસ્તુઓ તો જોવી જ જોઈએ: (૧) મહત્ત્વના તત્ત્વસર ન્યાત બાંધવી, અને (૨) ક્ષુલ્લક કારણસર ન્યાતો અને પેટાન્યાતો પડી હોય તો તે તોડવી. કેટલાંક કારણો મૂળે મહત્ત્વનાં હોય છે, પણ કાળે કરીને તે તત્ત્વો નિષ્પ્રાણ થઈ જાય છે. એવાં તત્ત્વો પર પડેલી ન્યાતો વખતસર છોડવી પણ જોઈએ.

આજકાલ નહીં પાડવા જેવી ન્યાતો પણ પાડવામાં આવે છે અને સનાતન ઝઘડા ઊભા કરવામાં આવે છે. સ્ત્રીઓએ પોતાના હક સારુ પુરુષો જોડે લડવા માટે એક જુદી ન્યાત ઊભી કરવાનો જો પ્રયત્ન કર્યો હોય તો તે કેટલું વિચિત્ર! યુવાનો અને મોટેરા એ ભેદ સનાતન છે. એ કારણસર બે ન્યાતો પડે અને હિંદુ-મુસલમાનની પેઠે પરસ્પર વિરોધ જામે તો એનો અંત ક્યારે આવે? જેટલા ભેદ તેટલા વર્ગો અથવા તેટલી ન્યાતો, એમ કરી નાખ્યું હોય તો સમાજની દશા રેતી જેવી થઈ જાય. જેને કલાપીની કવિતા રુચે છે એની ન્યાત જુદી, નથી રુચતી એની ન્યાત જુદી. ગૃહપતિની ન્યાત જુદી, છાત્રોની ન્યાત જુદી; વાલીઓની ન્યાત જુદી, સગીરની ન્યાત જુદી; જમણા હાથની જુદી અને ડાબા હાથની જુદી; સૂડીની જુદી અને સોપારીની જુદી; જેટલા હિતસંબંધો જુદા તેટલી નાતો જુદી; એવા ભેદો ક્યાં સુધી કરીશું? ભેદ તરફ બહુ ધ્યાન આપવું એ તત્ત્વનિષ્ઠાનું પણ લક્ષણ થઈ શકે અને નબળાઈનું પણ લક્ષણ થઈ શકે.

ન્યાતો અને વર્ગો પાડ્યા વગર છૂટકો નથી. પણ એ બનતા સુધી ઓછા થાય, એની પાછળ જીવનવ્યાપી કે સમાજવ્યાપી દીર્ઘજીવી તત્ત્વ હોય, અને ઇતર લોકો સામે લડવાની વૃત્તિથી નહીં પણ સમાન લોકો એકબીજાને મદદ કરી શકે એ વૃત્તિથી વર્ગો પડ્યા હોય તો તે ઇષ્ટ છે. જેઓ ન્યાતો તોડવા માગે છે તેમણે તો નવી ન્યાતો બાંધતાં પહેલાં હજાર વાર વિચાર કરવો જોઈએ. અને ન્યાતો વિનાકારણ વધે નહીં એ જોવું જેટલું જરૂરનું છે તેટલું જ જરૂરનું એ પણ છે કે કારણ મટ્યા પછી ભેદ પણ સવેળા મટવો જ જોઈએ. નહીં તો મંદિરનું ખંડેર થાય તોયે તે તોડાય નહીં એ નિયમ પ્રમાણે એક વાર બાંધેલી ન્યાત કોઈ કાળે તોડાય જ નહીં એવો સ્વભાવ થઈ પડે. માણસ તેટલી ન્યાતો કર્યે પાર આવે?

૯-૨-'૩૦

આ ૮૦ લોકો માટે આપણે ૧૮ લોકો શું કરીએ છીએ? આપણે એકત્ર, એક જ સમાજમાં રહીએ છીએ એટલે આપણી મહેનતનો કંઈક લાભ એ લોકોને અપ્રત્યક્ષ રીતે મળે છે એ વિશે શંકા નથી. પણ જ્યારે જ્યારે આપણે સામાજિક જવાબદારી સમજી કોઈ પણ લોકહિતની પ્રવૃત્તિ આદરીએ છીએ ત્યારે ત્યારે આ શ્રમજીવી લોકો આપણી નજર આગળ કેટલે દરજ્જે હોય છે, અને મધ્યમ વર્ગના બુદ્ધિજીવી લોકોનો જ આપણે કેટલો વિચાર કરીએ છીએ, એ આપણે એક વાર અંતરના ઊંડાણમાં ઊતરીને તપાસવું જોઈએ. અને જો અત્યાર સુધીના જીવનમાં આપણે સમાજઘાતી ભૂલ કરી છે એવી પ્રતીતિ થતી હોય તો પશ્ચાત્તાપ-પૂર્વક આપણે હૃદયપરિવર્તન કરવું જોઈએ અને પ્રવૃત્તિની દિશા પણ ફેરવવી જોઈએ.

પ્રથમ કારીગરવર્ગ જ લઈએ. ગુજરાતની કારીગરી પ્રાચીન કાળથી પંકાયેલી છે. એ લોકોને ઉત્તેજન આપવું, એમને કેળવવા, એમને નવી દિશા સુઝાડવી, એમને સંગઠિત કરવા એ બ્રાહ્મણવાણિયાનું કામ છે. એ કરવાને બદલે આપણે તો પરદેશી ફેશનમાં તણાયા, સહેલાઈ શોધી, અને કારીગરોને ભૂખે મારી પરદેશી માલ કમિશનને લોભે ઘરમાં ઘાલ્યો. કારીગરવર્ગ બાહોશ છે, એટલે એણે આખર સુધી જીવવા માટે ખૂબ તરફડિયાં માર્યાં, પણ દુનિયાની કે દેશની પરિસ્થિતિ જોઈ શકે એવી દૃષ્ટિ આપનારી કેળવણી એની પાસે નહોતી. એને દોરનાર એના સ્વાભાવિક આગેવાનો — ઉજળિયાત લોકો સ્વાર્થી બન્યા. અને કારીગરવર્ગ મૂંગો રહ્યો, એટલે એણે બિચારાએ બધું ચુપચાપ સહન કર્યું. ધોળા દહાડાનો ચોર ઘરમાં ઘૂસ્યો, અને ઘરના આગેવાનો એ ચોરના કમિશન એજંટ બન્યા, પછી ઘર કેમ ટકે? ૧૮ લોકો ૮૦ લોકોને વફાદાર ન રહ્યા. અને પરિણામ આપણે જોઈએ છીએ તે આવ્યું. કારીગરોમાં મુખ્ય વર્ગ તે વણકરનો. એ તો નષ્ટપ્રાય થયો હતો. વણકરોમાં કાંતનાર, પીંજનાર, વણનાર, ભાવસાર બધા આવી જવા જોઈએ.

બીજો નંબર સુતાર, લુહાર અને કડિયાનો આવે છે. એમનો ધંધો કેમ સુધરે એનો તો આપણે વિચાર સરખોયે કર્યો નથી. એમનાં ઓજારો અહીં બનતાં બંધ થયાં, પરદેશથી આવવા લાગ્યાં, આપણે એના પર કમિશન મેળવીને સંતોષ માન્યો. અને હવે તો એમના કામને માટે પરદેશી યંત્રો જ આણીને આપણે ચલાવવા માગીએ છીએ, અથવા પતરાં વગેરે સામાન જ પરદેશથી આણવામાં સગવડ માનીએ છીએ. આમ કરવાથી એ વર્ગનું શું થશે એનો વિચાર કરવાની જવાબદારી આપણી ક્યાં છે? ગુજરાતમાં રંગનું છીપાકામ બહુ સુંદર થતું હતું. પણ આપણે આપણી ફેશન જ ફેરવી નાખી. એટલે રંગ, કપડાં, છાપકામ બધું જ પરદેશી. આપણા નવા ચિત્રકારોના અને કળાધરોના સ્વપ્નામાંયે આજે એ વિચાર નથી કે આપણા કારીગરોને જાતજાતની ભાતો તૈયાર કરી આપવી એ પોતાનું પ્રથમ કર્તવ્ય છે.

હવે વાસણ બનાવવાનો ધંધો લઈએ. વાસણો માટીનાં પણ હોય અને ત્રાંબું,

આ વર્ગ કેટલો સુખી છે, કેટલો સજ્ઞાન છે, કેટલો બાહોશ છે એના પર જ આપણા પુરુષાર્થની કસોટી થવાની છે. આપણી કેળવણી જો બુદ્ધિજીવી લોકો માટે જ હોય તો એને સાર્વજનિક નામ આપો કે રાષ્ટ્રીય, એ કોમી કેળવણી જ છે. છાત્રાલયની સગવડ જો બુદ્ધિજીવી લોકો પૂરતી જ હોય તોયે તે સામાજિક જવાબદારી સમજ્યા વગરની છે એમ જ કહેવું પડે. એ બુદ્ધિજીવી લોકો પણ ચારચાર કે દશદશ હજારના વાડા બાંધીને પોતપોતાના ચૂલા અલગ કરે તો તો આંધળાપણાની અવધિ જ થઈ ગણાય. આવી સ્થિતિ આપણે ત્યાં જમાનાઓ સુધી વર્તતી આવી ન હોત તો અદૂરદૃષ્ટિ અને આત્મઘાતી સમાજનું કાલ્પનિક વર્ણન કરવા માટે એવી સ્થિતિનો ચિતાર આપણે આપ્યો હોત. રોજના અનુભવની જ વાત છે એટલે એનું આશ્ચર્ય કે બેહૂદાપણું આપણને જણાતું નથી. એનું ભયાનકપણું આપણને અકળાવતું નથી.

વસ્તીનું પ્રમાણ નીચેના કોઠા પરથી જણાઈ આવશે.

| બુદ્ધિજીવી | સંખ્યા | કુલ હિંદુ વસ્તીના ટકા |
|---|---|---|
| વેપારી (વાણિયા વ૦) | ૬,૦૦,૦૧૩ | ૬.૦૬ |
| બ્રાહ્મણ | ૫,૬૮,૮૬૮ | ૫.૭૫ |
| બ્રહ્મક્ષાત્રી, કાયસ્થ પ્રભુ | ૯,૦૮૭ | .૦૯૧ |
| ગરાસિયા | ૪,૯૮,૦૬૩ | ૫.૦૩ |
| ભાટચારણ ઈ૦ | ૧,૧૨,૮૭૩ | ૧.૧૪ |
| કાઠી | ૨૮,૫૦૦ | .૨૯ |
| | ૧૮,૧૭,૪૦૪ | ૧૮.૩૮ |
| **શ્રમજીવી** | | |
| કારીગરવર્ગ | ૮,૯૩,૬૭૬ | ૯.૦૪ |
| પાટીદાર, કણબી, કાછિયા | ૧૫,૪૪,૪૮૬ | ૧૫.૬૨ |
| કોળી, ધારાળા | ૨૨,૭૬,૬૩૩ | ૨૩.૦૨ |
| ભીલ, રાનીપરજ, દૂબળા | ૧૦,૯૪,૭૯૮ | ૧૧.૦૭ |
| ધોબી, હજામ, ખવાસ | ૨,૧૨,૧૭૬ | ૨.૧૪ |
| ભરવાડ, રબારી | ૪,૭૮,૧૭૬ | ૪.૮૩ |
| અંત્યજ | ૮,૬૦,૬૫૫ | ૮.૭ |
| દરિયાપરજ વ૦ | ૭,૦૯,૮૧૦ | ૭.૦૨ |
| | ૮૦,૭૦,૪૧૦ | ૮૧.૬૨ |
| ગુજરાતના કુલ હિંદુઓ (૧૮૯૧માં) | ૯૮,૮૭,૮૧૪ | |

ઉપરના કોઠાનો સાર એ છે કે જ્યાં બુદ્ધિજીવી ૧૮ છે ત્યાં શ્રમજીવી ૮૦ છે.

આ ૮૦ લોકો માટે આપણે ૧૮ લોકો શું કરીએ છીએ? આપણે એકત્ર, એક જ સમાજમાં રહીએ છીએ એટલે આપણી મહેનતનો કંઈક લાભ એ લોકોને અપ્રત્યક્ષ રીતે મળે છે એ વિશે શંકા નથી. પણ જ્યારે જ્યારે આપણે સામાજિક જવાબદારી સમજી કોઈ પણ લોકહિતની પ્રવૃત્તિ આદરીએ છીએ ત્યારે ત્યારે આ શ્રમજીવી લોકો આપણી નજર આગળ કેટલે દરજ્જે હોય છે, અને મધ્યમ વર્ગના બુદ્ધિજીવી લોકોનો જ આપણે કેટલો વિચાર કરીએ છીએ, એ આપણે એક વાર અંતરના ઊંડાણમાં ઊતરીને તપાસવું જોઈએ. અને જો અત્યાર સુધીના જીવનમાં આપણે સમાજઘાતી ભૂલ કરી છે એવી પ્રતીતિ થતી હોય તો પશ્ચાત્તાપ-પૂર્વક આપણે હૃદયપરિવર્તન કરવું જોઈએ અને પ્રવૃત્તિની દિશા પણ ફેરવવી જોઈએ.

પ્રથમ કારીગરવર્ગ જ લઈએ. ગુજરાતની કારીગરી પ્રાચીન કાળથી પંકાયેલી છે. એ લોકોને ઉત્તેજન આપવું, એમને કેળવવા, એમને નવી દિશા સુઝાડવી, એમને સંગઠિત કરવા એ બ્રાહ્મણવાણિયાનું કામ છે. એ કરવાને બદલે આપણે તો પરદેશી ફૅશનમાં તણાયા, સહેલાઈ શોધી, અને કારીગરોને ભૂખે મારી પરદેશી માલ કમિશનને લોભે ઘરમાં ઘાલ્યો. કારીગરવર્ગ બાહોશ છે, એટલે એણે આખર સુધી જીવવા માટે ખૂબ તરફડિયાં માર્યાં, પણ દુનિયાની કે દેશની પરિસ્થિતિ જોઈ શકે એવી દૃષ્ટિ આપનારી કેળવણી એની પાસે નહોતી. એને દોરનાર એના સ્વાભાવિક આગેવાનો—ઉજળિયાત લોકો સ્વાર્થી બન્યા. અને કારીગરવર્ગ મૂંગો રહ્યો, એટલે એણે બિચારાએ બધું ચુપચાપ સહન કર્યું. ધોળા દહાડાનો ચોર ઘરમાં ઘૂસ્યો, અને ઘરના આગેવાનો એ ચોરના કમિશન એજંટ બન્યા, પછી ઘર કેમ ટકે? ૧૮ લોકો ૮૦ લોકોને વફાદાર ન રહ્યા. અને પરિણામ આપણે જોઈએ છીએ તે આવ્યું. કારીગરોમાં મુખ્ય વર્ગ તે વણકરનો. એ તો નષ્ટપ્રાય થયો હતો. વણકરોમાં કાંતનાર, પીંજનાર, વણનાર, ભાવસાર બધા આવી જવા જોઈએ.

બીજો નંબર સુતાર, લુહાર અને કડિયાનો આવે છે. એમનો ધંધો કેમ સુધરે એનો તો આપણે વિચાર સરખોયે કર્યો નથી. એમનાં ઓજારો અહીં બનતાં બંધ થયાં, પરદેશથી આવવા લાગ્યાં, આપણે એના પર કમિશન મેળવીને સંતોષ માન્યો. અને હવે તો એમના કામને માટે પરદેશી યંત્રો જ આણીને આપણે ચલાવવા માગીએ છીએ, અથવા પતરાં વગેરે સામાન જ પરદેશથી આણવામાં સગવડ માનીએ છીએ. આમ કરવાથી એ વર્ગનું શું થશે એનો વિચાર કરવાની જવાબદારી આપણી ક્યાં છે? ગુજરાતમાં રંગનું છીપાકામ બહુ સુંદર થતું હતું. પણ આપણે આપણી ફૅશન જ ફેરવી નાખી. એટલે રંગ, કપડાં, છાપકામ બધું જ પરદેશી. આપણા નવા ચિત્રકારોના અને કળાધરોના સ્વપ્નામાંયે આજે એ વિચાર નથી કે આપણા કારીગરોને જાતજાતની ભાતો તૈયાર કરી આપવી એ પોતાનું પ્રથમ કર્તવ્ય છે.

હવે વાસણ બનાવવાનો ધંધો લઈએ. વાસણો માટીનાં પણ હોય અને ત્રાંબું,

પિત્તળ, લોઢું વગેરે ધાતુનાં પણ હોય. આપણી પ્રજા કયાં વાસણો વધારે તૈયાર કરે છે અને વાપરે છે એનો ખ્યાલ નીચેના આંકડા પરથી આવશે, અને દેશની સમૃદ્ધિનો પણ તે પરથી કાંઈક ખ્યાલ આવશે. આપણે ત્યાં જ્યારે કંસારા ૧૪,૧૨૮ હતા ત્યારે કુંભારની સંખ્યા ૨,૪૮,૪૧૦ હતી!

શ્રમજીવી વર્ગોમાં મોટામાં મોટી સંખ્યા પાટીદાર, કણબી, ધારાળા, ભરવાડ, રબારી, દૂબળા, ભીલ, રાનીપરજ અને દરિયાપરજની છે. એ લોકોની સંખ્યા ખાસી ૬૧ લાખની છે. એમને આખા વર્ષનું કામ છે કે નહીં એ આપણે અત્યાર સુધી જોયું જ નહોતું. અને સરકારની ધૂંસરીનો બોજો વધારેમાં વધારે એમની જ ખાંધ પર હોય છે. જમીનમહેસૂલ, દારૂતાડી પરનો કર, પરદેશી કાપડનું ખર્ચ, મીઠાવેરો વગેરે જીવલેણ બોજા એમને જ માથે. અને છતાં બહારવટિયા સામે એમને પૂરતું રક્ષણ ન મળે. રોજ ભૂંડ-વાંદરા સામે રક્ષણ ન મળે, લાંચરુશવત સામે તો એમને બચાવે જ કોણ? કેળવણીને નામે તો એમને ભાગે એઠાં પતરાળાં પણ ચાટવા-ને ન મળે. દવાની સગવડ નથી એ ઉપકાર જ ગણવા જોઈએ. દુકાળ, દેવું, વહેમ અને મલેરિયા એ એમના સાચા રાજા. આ વર્ગને માટે આપણે અત્યાર સુધી કશું જ કર્યું નહોતું.

દેશના રક્ષણનું કામ ગરાસિયા અને ધારાળા લોકોને શિર હોવું જોઈએ. એમને તો આપણે કોઈ કાળે પૂછ્યું પણ નથી કે તમારું કેમ ચાલે છે? ગરાસિયાના રાજા બે : અફીણ અને કસુંબો. એ રાજભક્તિમાંથી એ મુક્ત થાય ત્યારે એ ધારાળા-નો વિચાર કરી શકે. ભીલો વગેરે રાનીપરજ તો રામ અને કૃષ્ણના વખતથી સમાજબાહ્ય ગણાતી આવી છે. એમને જંગલમાં રહીને જેમ ભૂખે મરવું હોય તેમ ભલે મરે, તેનું આપણને શું? અને દરિયાપરજ તો હિંસા કરીને જીવે છે. એને પાડોશમાં રહેવા દઈએ છીએ એ જ વધારે પડતું ગણાય. અને છેલ્લા અંત્યજો. એમને ભગવાન પણ દર્શન ન દે; પછી ઉજળિયાત માણસ એમની છાયા શી રીતે લે? એમનો હાથ ઝલાય જ નહીં.

આપણી સામાજિક જવાબદારી આ પ્રકારની છે. વેપાર કરીને કરોડો રૂપિયા મેળવીએ, નાતોનાં ફંડ કરી નાતવાળાઓને સરકારી કેળવણી આપીએ, તેમને માટે છાત્રાલયો ખોલીએ, હવેલીના મહારાજોને દક્ષિણા આપીએ, મંદિરમાં દીવા બાળીએ અને અન્નકૂટ કરીએ, અને માની લઈએ કે ઈશ્વર અને મનુષ્ય પ્રત્યેનું આપણું ઋણ આપણે પૂરેપૂરું અદા કર્યું છે. અને એટલું બસ ન જ થાય તો હિંદુ ધર્મના રક્ષણ માટે ખાસ સભા ખોલીએ!

આપણી જાગૃતિના કાળમાં આ દશા છે. ૧૮ના હાથમાં ૮૦ લોકોનું હિત-અહિત આવી પડ્યું છે. એ ૧૮માં ૧૦ તો બિચારી બહેનો છે. તેઓ પોતે દબા-યેલી રહે છે, અને દબાયેલી કોમોના ઉદ્ધારના પ્રયત્નમાં વિરોધ કરે છે. આ આપણો હિંદુ સંસાર છે! ગુલામોનો પરસેવો ઉતારી ગ્રીક લોકોએ ભવ્ય સંસ્કૃતિ ઊભી કરી, પણ ખોટા પાયાને લીધે તે નીચે આવી. આપણે દુનિયામાં સર્વશ્રેષ્ઠ ધર્મ

સ્થાપ્યો એના પાયામાં આટલી નિર્દયતા, અજ્ઞાન અને બેજવાબદારી રહેલાં છે. એને 'સનાતન' નામ આપવાથી એ ચિરકાળ ટકવાનો નથી. આપણી જવાબદારી ઓળખીશું, પ્રાચીન ઋષિઓનું અનુકરણ કરીશું, વિચારમય અને સેવામય જીવન ગાળીશું તો જ દેશ અને ધર્મ બચી જવાના છે. નહીં તો દુનિયાના મ્યુઝિયમમાં જ એમનું સ્થાન નક્કી છે.

૧૫-૧૨-'૨૯

# બેજવાબદારી

માણસ ગમે તેટલો બાહોશ હોય પણ એનામાં જો સ્વાર્થ જ ભર્યો હોય તો આપણે તેને હીન કહીએ છીએ. માણસની હસ્તી અને તેની પ્રગતિ સમાજના પુરુષાર્થને આભારી હોય છે. તેથી સમાજ પ્રત્યેની પોતાની ફરજ જે નથી ઓળખતો તેને વિશે આપણે કહીએ છીએ કે બે દિવસ ભલે એ આગળ વધતો દેખાય, પણ એને માટે આ લોક પણ નથી અને પરલોક પણ નથી; એનું ભલું થવાનું નથી. જે માત્ર પોતાનો જ વિચાર કરે, પોતીકાંનો કે પડોશીઓનો પણ વિચાર ન કરે તે સૌનો દ્રોહ કરે છે. તે કાયદેસર ગુનો ભલે ન કરતો હોય, પણ આત્યંતિક સ્વાર્થ એ સામાજિક ગુનો જ છે. સ્વાર્થી માણસ સમાજનાં બંધનો ઢીલાં કરે છે, સદ્‌ગુણોનો નાશ કરે છે, અને ધર્મનો દ્રોહી બને છે. સ્વાર્થી માણસ પૈસાદાર હોય, હોશિયાર હોય, વિદ્વાન હોય કે ઊંચે ચડીને બેઠો હોય તોપણ સમાજમાં એની પ્રતિષ્ઠા નથી. એનું જીવન નિંદ્ય છે અને એ સમાજ પર ભારરૂપ પણ છે. જેને મરી ગયા પછી ચાર જણના ખભા પર ચડવું છે તેણે જીવતા ચાર જણનો ભાર ઊંચકવાની પોતાની ફરજ કબૂલ કરવી જ જોઈએ. 'હું મારા પગ પર ઊભો છું, મને કોઈની પરવા નથી.' એમ જે કહે છે તે સમાજનો શત્રુ છે, તે અદૂરદૃષ્ટિ છે, તેના પગમાં લાંબા વખત સુધી જોર ટકવાનું નથી.

જે વાત વ્યક્તિની તે મોટાં મોટાં રાજ્યોની અને સામ્રાજ્યોની. બ્રિટિશ સામ્રાજ્ય એ આત્યંતિક સ્વાર્થની મૂર્તિ છે. ધૂર્તપણે તેણે દુનિયામાં અત્યાર સુધી પોતાનું ટકાવી રાખ્યું, પણ હવે તો દુનિયાની બધી જ પ્રજાઓ એ સ્વાર્થી અને અહંમન્ય સામ્રાજ્ય તરફ શંકા અને ઘૃણાની નજરે જુએ છે. અંગ્રેજ મુત્સદ્દીઓને પણ એ વસ્તુ હવે જણાવા માંડી છે. અને તેથી જ વિશ્વહિતના વિચારનો ડોળ તેમને કરવો પડે છે. સ્વાર્થી જીવન જ લોકનિંદ્ય છે.

ટોળાધર્મની પ્રેરણાથી પ્રેરાઈને, આપણી કોમો પણ સ્વાર્થ કેળવી રહી છે, અને પરદેશી ગુલામીમાં મળતી સલામતીને લીધે એકબીજા પ્રત્યે બેપરવા થઈ ગઈ છે. સામાજિક વ્યવહારમાં આટલી ઓતપ્રોત થયા છતાં કોમી જીવનમાં બે કોમો એકઠી થતી નથી, પરસ્પર મદદ કે સહકારનો વિચાર કરતી નથી. ઉચ્ચ સ્વાર્થથી

પ્રેરાઈને ‘લીગ ઑફ કાસ્ટ્સ’ પણ આપણે સ્થાપન કરી નથી. સંગઠન કરીએ છીએ તેમાં પણ અંત્યજ, ભીલ, વાઘરી, ધારાળા, કોળી વગેરે બાળક નાતોનો આપણે પૂરતો વિચાર કરતા નથી. જ્ઞાતિપરિષદો અને જ્ઞાતિફંડો એકઠાં કરી દરેક નાત પોતે આગળ કેમ વધે, અને સરસાઈની હરીફાઈમાં બીજા કરતાં ચડિયાતી કેમ થાય એનો જ વિચાર કરે છે. ઘોડદોડમાં ક્યો ઘોડો આગળ આવ્યો એ તરફ જ લોકોનું લક્ષ હોય છે. દોડવામાં ન ફાવવાથી કેટલા ઘોડાને ઠોકર વાગી, કેટલા ઘાયલ થઈને પડચા અથવા સાસ છોડીને મરી ગયા, એનો કોઈ વિચાર નથી કરતું. એ જ નીતિ આપણી નાતોની છે. નાતવાળો પોતાની નાતને જ ઓળખે, મદદ કરે તે પણ પોતાની નાત પૂરતી જ, એ વૃત્તિ જેટલે દરજ્જે રહી છે તેટલે દરજ્જે આપણો નાશ જ છે. કેટલાક સારા લોકો આ સંકુચિતતામાંથી ઊગરી ગયા છે અને વ્યાપક નજર રાખીને આખા સમાજની સેવા કરે છે એટલા માટે જ હિંદુસ્તાનમાં કાંઈક પણ જાહેર જીવન આપણે જોઈએ છીએ.

‘નાતવાળા’ એટલો વિચાર નથી કરતા કે જેમ પોતાની નાતના ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવાની, તેમને કેળવવાની, તેમનો હાથ ઝાલી તેમને આગળ આણવાની તેઓ પોતાની ફરજ માને છે, તેવી જ રીતે આખા સમાજમાં જે નાતો ગરીબ છે, પછાત છે તેમને માટે ખાસ સગવડ કરવાની, તેમને કેળવવાની, અને પ્રેમપૂર્વક તેમનો હાથ ઝાલીને તેમને આગળ આણવાની પણ દરેક નાતની ફરજ છે. જો કોઈ સમાજમાં લશ્કરના લોકો ફક્ત પોતાનું જ રક્ષણ કરે, ડાક્ટરવૈદો પોતાનાં કુટુંબીઓને જ દવા આપે, અને પ્રોફેસરો અને શિક્ષકો પોતાનાં બાળકોને જ કેળવણી આપે તો તે સમાજ સમાજ કહેવાય ખરો? અને એ જ ન્યાયે જો ખેડૂતો પોતાપૂરતું જ અનાજ પકવે અને ખાય તો સમાજ ટકે ખરો?

વ્યવહારમાં આ બધા વર્ગો વચ્ચે વિનિમય ચાલે છે તેથી જ લોકયાત્રા શક્ય છે. એ જ રીતે સામાજિક જવાબદારીમાં પણ એકબીજાનો વિચાર થાય તો જ સમાજ સંસ્કારી અને સમર્થ રહે. દરેક કોમ પોતાપૂરતો વિચાર કરે છે તેનું પરિણામ શું આવે છે તે આપણે તપાસવું જોઈએ. સામાન્યપણે આપણા હળવા-મળવાના પ્રસંગો નીચે પ્રમાણે છે: જ્ઞાતિભોજનો, જ્ઞાતિપરિષદો, સભાઓ, બજાર, અદાલત, મેળા, રેલવે, નિશાળો અને મંદિરો. કેળવણી તો મોટે ભાગે શહેરમાં જ છે. અને ઉપરનાં મળવાનાં સાધનો પણ મોટે ભાગે શહેરમાં કે શહેરની આસપાસ જ હોય છે. તેથી શહેરી ઢબના બુદ્ધિજીવી લોકોને જ આપણે હમેશાં મળીએ છીએ. પરિણામે તેમનો જ વિચાર કરીએ છીએ. શ્રમજીવી લોકોને લીધે આપણે જીવીએ છીએ ખરા, પણ તેમનો વિચાર ઓછામાં ઓછો કરીએ છીએ. જ્ઞાતિપરિષદો અને નાતનાં ફંડો તપાસીએ તો એ બધી પ્રવૃત્તિ મોટે ભાગે બુદ્ધિજીવી લોકોની જ છે એમ જણાશે. શ્રમજીવી લોકોની મહેનતનું ફળ બુદ્ધિજીવી લોકો બધા જ ચાખે છે. પણ બુદ્ધિજીવી લોકોના પરિશ્રમથી ઉત્પન્ન થતી સંપત્તિ, સંસ્કારિતા, બુદ્ધિમત્તા કે રસિકતા શ્રમજીવીઓને કેટલી મળે છે?

ગુજરાતી વસ્તીમાં શ્રમજીવી અને બુદ્ધિજીવીનું પ્રમાણ આપણે કાઢ્યું નથી ત્યાં સુધી આપણે શાહુકારની પેઠે સુખેથી ખાઈ શકીએ છીએ અને નિરાંતે ઊંઘી શકીએ છીએ. એ પ્રમાણ જો એક વાર જાણીશું તો પછી ધર્મબુદ્ધિ આપણને સુખેથી બેસવા નહીં દે. બ્રાહ્મણ, વાણિયા, બ્રહ્મક્ષત્રી, ગરાસિયા, ભાટચારણ વગેરે બુદ્ધિજીવી લોકોનું અને ખેડૂત, કારીગર, હજામ, ધોબી, કોળી, ધારાળા, ભીલ, દૂબળા, અંત્યજો વગેરે શ્રમજીવી લોકોનું પ્રમાણ ૧૮ અને ૮૦નું છે, એનો કોઈએ વિચાર કર્યો છે? જેટલી સગવડો ઊભી કરીએ છીએ તે ફક્ત આ ૧૮ને માટે જ. પેલા ૮૦માંથી હોશિયારમાં હોશિયાર પાંચસાત જણને આપણી સગવડોનો લાભ આપી તેમને સંતુષ્ટ કરીએ છીએ. અને તે પણ નછૂટકે.

દરેક નાત પોતાનાં જ છોકરાંને ભણાવવાની સગવડ કરે, પોતાને જ માટે સારાંસારાં ઘર બાંધે તો શ્રમજીવી નાતો બિચારી ક્યાં જાય? એમને રખડતા મૂકવાનું પાપ બુદ્ધિજીવીને માથે છે જ. એ દૂર નથી કર્યું ત્યાં સુધી આપણે પ્રામાણિક છીએ, ધર્મનિષ્ઠ છીએ. આબરૂદાર છીએ એમ આપણાથી કહેવાય નહીં.

આપણાં છાત્રાલયોમાં કોમી છાત્રાલયોની જ સંખ્યા વધારે છે. એનો અર્થ એ થાય છે કે આપણા સામાજિક જીવનમાં સંકુચિત સ્વાર્થ સાર્વભૌમ છે. આ કારણે જ આપણો સમાજ આટલો બીકણ, દબાયેલો, પુરુષાર્થવિહીન અને વિસ્ખલિત છે. કોમી છાત્રાલયો તોડવાની વાત આજે સૌ સહેજે નહીં સ્વીકારે એ દેખીતું છે. પણ કોમી છાત્રાલયની સંકુચિતતા દૂર કરવાનો પ્રયત્ન તો જરૂર થઈ શકે છે. જે ધર્મમાં ધણીધણિયાણી જમે તે પહેલાં નોકરચાકરને જમાડે એ નિયમ છે, અને મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞને નામે અતિથિની પૂજા અને કાગવાસ સુધી અન્ય પ્રાણીઓની સેવા કહેલી છે, તે ધર્મના સમાજમાં પછાત નાતોનો વિચાર કરવાની ભલામણ વિચિત્ર ન જ લાગવી જોઈએ.

જો દરેક કોમી છાત્રાલયમાં એવો નિયમ કરવામાં આવે કે સેંકડે ૩૦ ટકા વિદ્યાર્થીઓ અન્ય કોમના જ હોવા જોઈએ, જો દરેક જ્ઞાતિફંડમાં એવો નિયમ કરવામાં આવે કે ૩૦ ટકા નાણાં શ્રમજીવી કોમોનાં બાળકોને શિષ્યવૃત્તિ આપવામાં જ ખરચાય, અને જો દાની લોકો દાન કરતી વખતે શ્રમજીવી લોકોને ઉદ્યોગ અને સંસ્કારની કેળવણી અપાવવાનો ખાસ વિચાર કરે તો આપણે પ્રાયશ્ચિત્તની શરૂઆત કરી ગણાય.

પણ આપણે એકલા પૈસાદાર લોકોનો જ વાંક કાઢીને બેસવાનું નથી. આજે ગુજરાતમાં સમાજસેવા પાછળ ભેખ લેનારા ધર્મનિષ્ઠ પુરુષો સંખ્યાબંધ નીકળે છે. કેળવણી, રાજદ્વારી લડતો, સમાજસુધારણા ઇત્યાદિ અનેક સમાજવ્યાપી ક્ષેત્રોમાં સેવકો પહોંચી ગયા છે. એમાં એક ખાદીને બાદ કરતાં બાકીની આપણી સેવા મોટે ભાગે પ્રત્યક્ષ રીતે બુદ્ધિજીવી લોકોને જ મદદ કરે છે. એવાઓને જ ઉત્સાહ આપે છે અને મજબૂત કરે છે. આપણો સમાજ આટલા વિસ્ખલિત કેમ છે,

પ્રેરાઈને 'લીગ ઑફ કાસ્ટ્સ' પણ આપણે સ્થાપન કરી નથી. સંગઠન કરીએ છીએ તેમાં પણ અંત્યજ, ભીલ, વાઘરી, ધારાળા, કોળી વગેરે બાળક નાતોનો આપણે પૂરતો વિચાર કરતા નથી. જ્ઞાતિપરિષદો અને જ્ઞાતિફંડો એકઠાં કરી દરેક નાત પોતે આગળ કેમ વધે, અને સરસાઈની હરીફાઈમાં બીજા કરતાં ચડિયાતી કેમ થાય એનો જ વિચાર કરે છે. ઘોડદોડમાં કયો ઘોડો આગળ આવ્યો એ તરફ જ લોકોનું લક્ષ હોય છે. દોડવામાં ન ફાવવાથી કેટલા ઘોડાને ઠોકર વાગી, કેટલા ઘાયલ થઈને પડ્યા અથવા સાસ છોડીને મરી ગયા, એનો કોઈ વિચાર નથી કરતું. એ જ નીતિ આપણી નાતોની છે. નાતવાળો પોતાની નાતને જ ઓળખે, મદદ કરે તે પણ પોતાની નાત પૂરતી જ, એ વૃત્તિ જેટલે દરજ્જે રહી છે તેટલે દરજ્જે આપણો નાશ જ છે. કેટલાક સારા લોકો આ સંકુચિતતામાંથી ઊગરી ગયા છે અને વ્યાપક નજર રાખીને આખા સમાજની સેવા કરે છે એટલા માટે જ હિંદુસ્તાનમાં કાંઈક પણ જાહેર જીવન આપણે જોઈએ છીએ.

'નાતવાળા' એટલો વિચાર નથી કરતા કે જેમ પોતાની નાતના ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવાની, તેમને કેળવવાની, તેમનો હાથ ઝાલી તેમને આગળ આણવાની તેઓ પોતાની ફરજ માને છે, તેવી જ રીતે આખા સમાજમાં જે નાતો ગરીબ છે, પછાત છે તેમને માટે ખાસ સગવડ કરવાની, તેમને કેળવવાની, અને પ્રેમપૂર્વક તેમનો હાથ ઝાલીને તેમને આગળ આણવાની પણ દરેક નાતની ફરજ છે. જો કોઈ સમાજમાં લશ્કરના લોકો ફક્ત પોતાનું જ રક્ષણ કરે, ડાકટરવૈદો પોતાનાં કુટુંબીઓને જ દવા આપે, અને પ્રોફેસરો અને શિક્ષકો પોતાનાં બાળકોને જ કેળવણી આપે તો તે સમાજ સમાજ કહેવાય ખરો? અને એ જ ન્યાયે જો ખેડૂતો પોતાપૂરતું જ અનાજ પકવે અને ખાય તો સમાજ ટકે ખરો?

વ્યવહારમાં આ બધા વર્ગો વચ્ચે વિનિમય ચાલે છે તેથી જ લોકયાત્રા શક્ય છે. એ જ રીતે સામાજિક જવાબદારીમાં પણ એકબીજાનો વિચાર થાય તો જ સમાજ સંસ્કારી અને સમર્થ રહે. દરેક કોમ પોતાપૂરતો વિચાર કરે છે તેનું પરિણામ શું આવે છે તે આપણે તપાસવું જોઈએ. સામાન્યપણે આપણા હળવા-મળવાના પ્રસંગો નીચે પ્રમાણે છે: જ્ઞાતિભોજનો, જ્ઞાતિપરિષદો, સભાઓ, બજાર, અદાલત, મેળા, રેલવે, નિશાળો અને મંદિરો. કેળવણી તો મોટે ભાગે શહેરમાં જ છે. અને ઉપરનાં મળવાનાં સાધનો પણ મોટે ભાગે શહેરમાં કે શહેરની આસપાસ જ હોય છે. તેથી શહેરી ઢબના બુદ્ધિજીવી લોકોને જ આપણે હમેશાં મળીએ છીએ. પરિણામે તેમનો જ વિચાર કરીએ છીએ. શ્રમજીવી લોકોને લીધે આપણે જીવીએ છીએ ખરા, પણ તેમનો વિચાર ઓછામાં ઓછો કરીએ છીએ. જ્ઞાતિપરિષદો અને નાતનાં ફંડો તપાસીએ તો એ બધી પ્રવૃત્તિ મોટે ભાગે બુદ્ધિજીવી લોકોની જ છે એમ જણાશે. શ્રમજીવી લોકોની મહેનતનું ફળ બુદ્ધિજીવી લોકો બધા જ ચાખે છે. પણ બુદ્ધિજીવી લોકોના પરિશ્રમથી ઉત્પન્ન થતી સંપત્તિ, સંસ્કારિતા, બુદ્ધિમત્તા કે રસિકતા શ્રમજીવીઓને કેટલી મળે છે?

ગુજરાતી વસ્તીમાં શ્રમજીવી અને બુદ્ધિજીવીનું પ્રમાણ આપણે કાઢ્યું નથી ત્યાં સુધી આપણે શાહુકારની પેઠે સુખેથી ખાઈ શકીએ છીએ અને નિરાંતે ઊંઘી શકીએ છીએ. એ પ્રમાણ જો એક વાર જાણીશું તો પછી ધર્મબુદ્ધિ આપણને સુખેથી બેસવા નહીં દે. બ્રાહ્મણ, વાણિયા, બ્રહ્મક્ષત્રી, ગરાસિયા, ભાટચારણ વગેરે બુદ્ધિજીવી લોકોનું અને ખેડૂત, કારીગર, હજામ, ધોબી, કોળી, ધારાળા, ભીલ, દૂબળા, અંત્યજો વગેરે શ્રમજીવી લોકોનું પ્રમાણ ૧૮ અને ૮૦નું છે, એનો કોઈએ વિચાર કર્યો છે? જેટલી સગવડો ઊભી કરીએ છીએ તે ફક્ત આ ૧૮ને માટે જ. પેલા ૮૦માંથી હોશિયારમાં હોશિયાર પાંચસાત જણને આપણી સગવડોનો લાભ આપી તેમને સંતુષ્ટ કરીએ છીએ. અને તે પણ નછૂટકે.

દરેક નાત પોતાનાં જ છોકરાંને ભણાવવાની સગવડ કરે, પોતાને જ માટે સારાંસારાં ઘર બાંધે તો શ્રમજીવી નાતો બિચારી ક્યાં જાય? એમને રખડતા મૂકવાનું પાપ બુદ્ધિજીવીને માથે છે જ. એ દૂર નથી કર્યું ત્યાં સુધી આપણે પ્રામાણિક છીએ, ધર્મનિષ્ઠ છીએ. આબરૂદાર છીએ એમ આપણાથી કહેવાય નહીં.

આપણાં છાત્રાલયોમાં કોમી છાત્રાલયોની જ સંખ્યા વધારે છે. એનો અર્થ એ થાય છે કે આપણા સામાજિક જીવનમાં સંકુચિત સ્વાર્થ સાર્વભૌમ છે. આ કારણે જ આપણો સમાજ આટલો બીકણ, દબાયેલો, પુરુષાર્થવિહીન અને વિસ્ખલિત છે. કોમી છાત્રાલયો તોડવાની વાત આજે સૌ સહેજે નહીં સ્વીકારે એ દેખીતું છે. પણ કોમી છાત્રાલયની સંકુચિતતા દૂર કરવાનો પ્રયત્ન તો જરૂર થઈ શકે છે. જે ધર્મમાં ધણીધણિયાણી જમે તે પહેલાં નોકરચાકરને જમાડે એ નિયમ છે, અને મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞને નામે અતિથિની પૂજા અને કાગવાસ સુધી અન્ય પ્રાણીઓની સેવા કહેલી છે, તે ધર્મના સમાજમાં પછાત નાતોનો વિચાર કરવાની ભલામણ વિચિત્ર ન જ લાગવી જોઈએ.

જો દરેક કોમી છાત્રાલયમાં એવો નિયમ કરવામાં આવે કે સેંકડે ૩૦ ટકા વિદ્યાર્થીઓ અન્ય કોમના જ હોવા જોઈએ, જો દરેક જ્ઞાતિફંડમાં એવો નિયમ કરવામાં આવે કે ૩૦ ટકા નાણાં શ્રમજીવી કોમોનાં બાળકોને શિષ્યવૃત્તિ આપવામાં જ ખરચાય, અને જો દાની લોકો દાન કરતી વખતે શ્રમજીવી લોકોને ઉદ્યોગ અને સંસ્કારની કેળવણી આપાવવાનો ખાસ વિચાર કરે તો આપણે પ્રાયશ્ચિત્તની શરૂઆત કરી ગણાય.

પણ આપણે એકલા પૈસાદાર લોકોનો જ વાંક કાઢીને બેસવાનું નથી. આજે ગુજરાતમાં સમાજસેવા પાછળ ભેખ લેનારા ધર્મનિષ્ઠ પુરુષો સંખ્યાબંધ નીકળે છે. કેળવણી, રાજદ્વારી લડતો, સમાજસુધારણા ઇત્યાદિ અનેક સમાજવ્યાપી ક્ષેત્રોમાં સેવકો પહોંચી ગયા છે. એમાં એક ખાદીને બાદ કરતાં બાકીની આપણી સેવા મોટે ભાગે પ્રત્યક્ષ રીતે બુદ્ધિજીવી લોકોને જ મદદ કરે છે. એવાઓને જ ઉત્સાહ આપે છે અને મજબૂત કરે છે. આપણો સમાજ આટલો વિસ્ખલિત કેમ છે,

આપણી હિલચાલના પ્રમાણમાં પ્રજામાં આત્મવિશ્વાસ કેમ નથી આવતો, એનો જવાબ ઉપરની મીમાંસા આપણને સ્પષ્ટ રીતે આપે છે. આપણી કેળવણી પ્રજાકીય નથી પણ બુદ્ધિજીવી અપંગ લોકોની છે; એટલે એ કેળવણી પણ અપંગ જ છે. અને રાષ્ટ્રીયતા સમજનાર લોકોને બાદ કરતાં બાકીના બધા લોકોનો સામાજિક પુરુષાર્થ હીન કોટિનો કોમી સ્વાર્થ સાધવા પાછળ જ ખરચાય છે. કોમી છાત્રાલયોના હિમાયતીઓ આ બધી વસ્તુઓ તરફ વખતે ધ્યાન ન આપે, પણ કેળવણીના હિમાયતી તો આંધળા નથી. તેમણે સમાજને વખતસર ચેતવવો જોઈએ.

૧૫-૧૨-’૨૯

# ભાણાંતર ?

ભાણાંતર કરવું એ આપણે ત્યાં ભારેમાં ભારે અવિવેક ગણાય છે. જેઓ એક પંક્તિમાં જમવા બેઠા છે તેમને સરખી રીતે પીરસાય, માગે તેટલું પીરસાય એ આપણા ગૃહસ્થાશ્રમનો સાર્વત્રિક વિવેક છે. ઘરમાં અમુક માણસ વધારે કમાય છે, અમુક ઓછું કમાય છે, અમુક સૌને વહાલો છે, અમુક પ્રત્યે સૌને અણગમો છે, એવા કારણસર પીરસવામાં ભેદ કરવામાં નથી આવતો. જે નિયમ ઘરનાં માણસો વિશે તે જ નિયમ પંક્તિમાન્ય મહેમાનો વિશે. મહેમાન ગરીબ હોય કે તવંગર, વિદ્વાન હોય કે મંદ, બાળક હોય કે પીઢ, તેને બધા સાથે સરખું જ પીરસવું જોઈએ. અપવાદ ફક્ત વ્રતસ્થનો અને માંદાનો. જીવનની મુખ્ય હાજત જે આહાર તેમાંની આ સમાનતા ઉચ્ચ સંસ્કૃતિ બતાવે છે. ઘરમાં પુરુષોના અને સ્ત્રીઓના આહારમાં જો એ સમાનતા જળવાઈ હોત તો સંસ્કૃતિ સંપૂર્ણ ગણાત. પણ દુર્ભાગ્યે તેમ નથી બન્યું. જેમના હાથમાં ઘર ચલાવવાનું છે તેઓ પોતે વધારે સંયમ કેળવે અને બધાંને પીરસ્યા પછી જે કંઈ વધે તે જ ખાય એ વૃત્તિ આર્યત્વની સૂચક છે. એમાં સ્ત્રીઓની હાનિ નથી, તેમનું અપમાન નથી. પણ જ્યારે એ જાતનો સ્ત્રીઓનો સ્વાર્થત્યાગ પુરુષો પોતાના હક તરીકે સ્વીકારે છે અથવા પોતે જ અમલમાં મૂકવા માગે છે ત્યારે તે આખી રચના ગંધાઈ ઊઠે છે. અથવા જ્યારે ઘરની પીઢ સ્ત્રીઓ પીરસતી વખતે છોકરા અને છોકરી વચ્ચે ભેદભાવ કરે છે, અને છોકરીને દબાવીને કહે છે, ‘તારે ક્યાં રળવા જવું છે! તારે માટે લાડ શાં?’ ત્યારે પણ એ ભેદભાવ અસહ્ય થઈ જાય છે.

આધુનિક સમાજશાસ્ત્રના નવા આદર્શો પણ એ જ વસ્તુ વ્યાપક રૂપમાં અમલમાં મૂકવા માગે છે. દરેકને રોટલો મળ્યો નથી ત્યાં સુધી કોઈને પૂરી ખાવાનો હક નથી, એ બૉલ્શેવિક મત હવે સર્વત્ર જાણીતો થયો છે. ગરીબોને ખાંડ ઓછી ગળી લાગે છે, ઓછી પચે છે, અથવા તે ખાવાનો તેમનો ઓછો હક છે, એમ તો નથી જ. ફક્ત અમુક લોકો વધારે ધૂર્ત હોવાને કારણે અથવા પ્રસંગવશાત્

સારી સ્થિતિમાં પડવાને કારણે સારું ખાય, અને બીજા દુર્દૈવી લોકો મનની અદેખાઈ મનમાં સમાવી સમાધાન કેળવે, એ ટાળવા જેવું ભલે ન હોય, પણ વધાવી લેવા જેવુંયે નથી. વિલાસનાં સાધનોમાં કે વ્યસનોની સગવડોમાં ભેદભાવ ભલે રાખો પણ અન્નવસ્ત્રની બાબતમાં તો કોઈ દુ:ખી ન જ રહેવું જોઈએ, એવી માગણી દરેક હૃદય જરૂર કરે.

આમ જૂની લાગણીઓ અને નવા આદર્શો એક જ વાત પસંદ કરે છે. અને છતાં અમુક પરિસ્થિતિમાં ભાણાંતરની છૂટ રાખવી પડે છે. તે કઈ રીતે તે આપણે અહીં તપાસીશું.

છાત્રાલયોમાં ઘરનું વાતાવરણ રાખવાનો આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ, તોપણ કેટલીક વસ્તુસ્થિતિ સામે આંખો બંધ કર્યે ચાલે એમ નથી. છાત્રાલયમાં જો કોમ તરફથી કે આખા સમાજ તરફથી વિદ્યાર્થીઓને મફત ખવડાવવામાં આવતું હોય તો ભાણાંતર ન કરાય એ નિયમ બરાબર છે. પણ જ્યાં દરેક જણ પોતાના ઘરનું પોતાની શક્તિ પ્રમાણે આણીને ખાય છે ત્યાં બધાને સરખી રીતે રાખવા એ મુશ્કેલ વાત છે. જે લોકોની રહેણી લગભગ સરખી છે તેઓ પરસ્પર વ્યવહારમાં ત્રાજવાતોળ હિસાબ નથી રાખતા. હું મારા મિત્રની સાઈકલ કેટલી વાર વાપરું ને એ મારી કેટલી વાર વાપરે એનો હિસાબ નહીં રાખીએ. સમાન દરજ્જાના મિત્રો કાર્ડપાકીટો કે કાગળપેન્સિલો કશા હિસાબ વગર છૂટથી લે છે ને દે છે, કેમ કે સરવાળે એમાં કોઈને ખમવાપણું કે કમાવાપણું રહેતું નથી. અને રહેતું હોય તોયે ઝાઝો વિચાર કરવા જેવું નથી હોતું. પણ સાવ ગરીબ અને સાવ શ્રીમંતાઈમાં ઊછરેલા એવા લોકોનો મેળ આવી રીતે નહીં ખાય. જો કોઈ છાત્રાલયમાં દરેક વિદ્યાર્થી પોતાની સગવડ પ્રમાણે અલગ અલગ રાંધીને ખાય એવો નિયમ હોય તો ત્યાં ભાણાંતરનો સવાલ નથી આવતો. પણ તેથી બધા સરખો જ ખોરાક ખાય એમ નથી બનતું. એકબીજાના દેખતાં સાથે ખાતી વખતે અસમાનતા ન દેખાવી જોઈએ એટલો જ એનો અર્થ થઈ જાય છે. અને એમાં કંઈ મોટું તત્ત્વ છે એમ ન કહેવાય. અથવા કોઈ છાત્રાલયમાં પોતાની શક્તિ અને વૃત્તિ પ્રમાણે રહેવા માગનાર ભિન્ન સ્થિતિમાં રહેનાર વિદ્યાર્થીઓનાં અલગ અલગ ચારપાંચ રસોડાં હોય, એકમાં ગરીબાઈનો ખોરાક હોય, બીજામાં વિશેષ છૂટ હોય, ત્રીજામાં ઉડાઉપણું હોય, ચોથામાં તીખીતમતમી વાનીઓ થતી હોય, અને પાંચમામાં નિતનવા અખતરા કરનાર ભેગા થતા હોય, તો ત્યાં સમાનતા છે એમ ન કહેવાય. અને છતાં એ સ્થિતિ કોઈને ખૂંચતી નથી.

વધુ તપાસ કરતાં જણાશે કે ભાણાંતર સામેનો અણગમો પંક્તિમાં ગરીબ ખોરાક ખાનારનો નથી હોતો, પણ જેઓ વધારે છૂટ લે છે તેમણે વિના સંકોચે ખાવા માટે એ નિયમ સમાજમાનસમાં ઠોકીઠોકીને બેસાડેલો હોય છે. વિવાહ વખતે વિધવા હાજર હોય ત્યારે વિધવાને માઠું લાગવા કરતાં પરણનાર લોકો જ પોતાના સમભાવના અભાવથી શરમાય છે અને વિધવા ત્યાં હાજર ન હોય એમ ઈચ્છે

છે. અને તેથી એમણે વિધવાનું દર્શન અશુભ છે એવો વહેમ ચલાવ્યો છે. ધર્મના કોઈ પણ સિદ્ધાંત પ્રમાણે તો શુદ્ધ વિધવાનું જીવન અત્યંત પવિત્ર ગણાવું જોઈએ.

જો આવી રીતે નજરઆડે ગમે તે અસમાનતા આપણે ચલાવીએ છીએ તો એ જ વસ્તુ સાથે બેસીને ખાવામાં કેમ ન ચલાવીએ? સંસ્થા જો યજમાન હોય અને બધા વિદ્યાર્થીઓ અતિથિ હોય તો તો યજમાનને ભાણાંતર કરવું ન જ શોભે, પણ અહીં તો દરેક જણ પોતાનું આણીને ખાય છે. સાથે ખાવામાં ખરચ ઘણું ઓછું આવે છે અને સગવડ સચવાય છે એ લાભ ઠાલા વિવેક ખાતર કેમ છોડી દઈએ?

અને ખોરાકની અસમાનતા એ અનેક વાર ટાળી જ નથી શકાતી. અમુક માણસ અમુક ખોરાકથી ટેવાયેલો હોય, અને આપણે એને સમાનતાને નામે કહી દઈએ કે બીજા ખાય છે એ જ ખોરાકથી તારે નભાવી લેવું, તો એમાં ન્યાય નથી. એની મેળે એ પોતાના જીવનમાં ફેરફાર કરે અને એને એ સદે એ આપણે જરૂર ઇચ્છીએ. પણ સમાનતાને નામે કોઈને અકળાય ત્યાં સુધી હેરાન કરવો એ બરાબર નથી.

અને વિદ્યાપીઠ જેવી સંસ્થાઓમાં જ્યાં ભણીને ઘણા પૈસા કમાવાનો સંભવ કે આદર્શ ન હોય, સેવા માટે જ તૈયારી કરવાની હોય, ત્યાં એ શુભ વૃત્તિથી પ્રેરાઈને અતિશય ગરીબાઈથી ટેવાયેલા વિદ્યાર્થીઓ પણ આવે અને મોજશોખથી ટેવાયેલા વિદ્યાર્થીઓ પણ આવે. એકને ખાતર બીજાને સંસ્થામાં રહેવું મુશ્કેલ થઈ જાય એ અસહ્ય વાત છે. અલગ અલગ રસોડાં કરવાની માઠી અસર કંઈ ઓછી નથી. એના કરતાં બધા એકત્ર જમે, બધાને ઓછામાં ઓછો અમુક ખોરાક તો શુદ્ધ, સ્વચ્છ અને તાજો મળે એટલી વ્યવસ્થા કરી હોય, અને જમતી વખતે સૌને એમાં પોતાની હાજત પ્રમાણે ઉમેરો કરવાની છૂટ હોય, તો તેમાં કશું વાંધાભરેલું ન ગણાવું જોઈએ. પંગતમાં બેસી કોઈ પોતાની અલગ જલેબી આણીને ખાય તો એ જરૂર ખરાબ ગણાય. પણ કોઈને વધારે ઘીદૂધ વગર ચાલતું ન હોય અને એ વધારે ઘીદૂધ પોતાને ખરચે ખાય તો પાસે બેસનારને માઠું લાગવાનું કશું કારણ નથી, અને વધારાનું ખાનારને પણ શરમાવાનું કારણ નથી. જેમ માણસ પોતાની ભૂખ પ્રમાણે ઓછુંવત્તું ખાય છે અને પાસે બેસનારને એનું કશું લાગતું નથી, તેમ જ આનું પણ ગણાવું જોઈએ.

તંદુરસ્તીને માટે ઓછામાં ઓછી અમુક કોટિનો ખોરાક વિદ્યાર્થીઓએ ખાવો જ જોઈએ એવી શાસ્ત્રીય ફરજ નક્કી કરી શિક્ષણસંસ્થા જરૂર તેટલો ખોરાક લેવાની વિદ્યાર્થીઓને ફરજ પાડી શકે છે. પણ આપણા આ દુર્દૈવી દેશમાં એ પણ ભારે કારમારી નીવડવાની. નિશાળે ભણનાર ભાઈને ઘીદૂધ વધારે ખાવું છે એટલા માટે ઘેર રહેનાર ભાઈબહેનોને માબાપ ઘીદૂધ વગર રાખે છે, એ વસ્તુસ્થિતિની અસર જો આપણા હૃદય પર ન થતી હોય તો આપણે ગરીબોનું દુ:ખ નથી ઓળખતા એમ જ કહેવું પડશે. કેળવણી પછી કરીઅરની આશા રાખનાર વિદ્યાર્થીઓ પોતાના

ભાઈબહેનના સ્વાર્થત્યાગનું વળતર પાછળથી આપવાની સાચી કે ખોટી આશા બતાવી શકે છે. પણ સેવાને અર્થે ભણનાર વિદ્યાર્થી તેવી લાલચ બતાવી ન શકે. એ તો એમ જ કહે કે 'મારી ઝાઝી આશા નહીં રાખતા. કુટુંબના લોકો ખાસ આફતમાં પડ્યા હોય તો દોડી આવીને મદદ કરવાની દાનત હું જરૂર ધરાવું છું, પણ રળીને તમને સુખચેનમાં રાખીશ એ આશા અત્યારથી મનમાંથી કાઢી નાખો. હું જે કંઈ સેવા કરીશ તે તમે જ કરેલી છે, કેમ કે તમારા ત્યાગનો ફાળો એમાં છે, એટલું જ સમાધાન તમારે માટે છે.' આવી સ્થિતિમાં છોકરો ઘેરથી વધારે પૈસા લાવે અથવા ફરજિયાત રીતે એને લાવવા પડે એ ભણનાર વિદ્યાર્થીની દૃષ્ટિએ ભલે હિતનું હોય, પણ કુટુંબની દૃષ્ટિએ તે ભારે હાડમારી ગણાય.

એના કરતાં બધા વિદ્યાર્થીઓ એકત્ર જમે, અને દરેક જણ પોતાની જરૂરિયાત અને સગવડ પ્રમાણે ઓછાવત્તા ઘીદૂધથી ચલાવે, એમાં ભલમનસાઈ છે, પરિસ્થિતિનું યથાર્થ દર્શન છે, અને અંતર્મુખ માણસને માટે એમાં ભારે કેળવણી પણ રહેલી છે.

આવા વિચારોથી વિદ્યાપીઠમાં કૂપનની પ્રથા દાખલ કરી છે. અમુક ઘી કે દૂધ દરેક વિદ્યાર્થીને અમુક વખતે જરૂર મળે જ. એના ઉપરાંત જેટલું ઘીદૂધ જમનારને જોઈતું હોય એ તે જ ક્ષણે ખરીદી શકે છે. વિદ્યાર્થીઓ પ્રથમથી ઘીની અને દૂધની કૂપનની ચોપડીઓ ખરીદી રાખે છે, અને જમતી વખતે અમુક નિયમ પ્રમાણે જોઈએ તેટલું ઘીદૂધ લઈ લે છે. આ પદ્ધતિથી બધી કોટિના વિદ્યાર્થીઓ એક જ રસોડે જોઈતી સગવડો મેળવી લે છે. એમનો ભ્રાતૃભાવ ઓછો થયાનું જોવામાં આવ્યું નથી. ગરીબ વિદ્યાર્થીઓનું સ્વમાન ઓછું થયું હોય એવો પણ અનુભવ નથી. કંઈ અસર થઈ હોય તો તે સારી જ થઈ છે.

## પંક્તિભેદ

મારા એક મિત્ર ગ્રામસેવાને વરેલા છે. કૉલેજની કેળવણી પૂરી કર્યા છતાં કેવળ ગામડિયા જેવા દેખાય છે અને રહે છે. જ્ઞાતે બ્રાહ્મણ છે પણ ખેડૂતો સાથે ખેડૂત થઈ ગયા છે. જાતે ખેતી કરવામાં અને ખાદીકામમાં જ પોતાનો વખત આપે છે. તેઓ મને પૂછે છે:

"અમે જ્યારે બહારગામ જઈએ છીએ ત્યારે ત્યાંના ઓળખીતા સનાતની બ્રાહ્મણો અમને પ્રેમાદરપૂર્વક જમવા નોતરે છે. એમનો પ્રેમ તો પાર વગરનો હોય છે, પણ રૂઢિચુસ્ત હોઈ અમને પોતાની પંક્તિમાં બેસાડતા નથી. કેમ કે અમે અમારા આશ્રમમાં બધી ન્યાતના લોકોને સાથે લઈ જમીએ છીએ, હરિજનોને અડવામાં બાધ નથી ગણતા, ઈત્યાદિ. હવે એવે ઠેકાણે અમારે શું કરવું? એમની

સંકુચિતતા ઉપર ઉદારતાથી દયા ખાઈ એમના પ્રેમના આમંત્રણને વધાવી લેવું? કે આ મોટાઈના ખ્યાલને ઉત્તેજન ન આપવા સારુ આભારપૂર્વક ના પાડવી?"

આ સવાલની ચર્ચા કરતાં પહેલાં એક સામાન્ય નિયમ ધ્યાનમાં રાખીએ. જ્યારે આવી બાબતમાં શંકા હોય ત્યારે આપણો નિર્ણય સંયમ તરફ, કષ્ટ વેઠવા તરફ ઝૂકવો જોઈએ, એ દિશામાં જ ઢળી પડવો જોઈએ. એટલે ભૂલ થાય તોયે ધર્મહાનિ ન થાય. સ્વાભિમાનની દૃષ્ટિએ, તેજસ્વિતાની દૃષ્ટિએ પણ એવે ઠેકાણે આભારની લાગણી બતાવી જમવાની ના જ પાડવી જોઈએ. રૂઢિચુસ્ત મિત્રોનો આપણા તરફનો પ્રેમ એ વ્યક્તિગત લાગણી છે. જ્યારે ઉચ્ચનીચભાવ એમના હાડમાં પેસી ગયેલો અને સાર્વત્રિક દોષ છે. એવે ઠેકાણે એમના પ્રેમના બદલામાં પરોણાગત સ્વીકારવા કરતાં એમની વધારે સેવા કરી છૂટીએ, એમની સોબત શોધીએ, પણ જમવાની બાબતમાં તો ના જ પાડીએ. નીચા ગણાતા લોકોના મનમાં કેવી લાગણીઓ વસે છે, અપમાનનું બાણ હૃદયને સોંસરું વીંધી કેમ અકળાવે છે એની કલ્પના પોતાને ઉચ્ચ માનતા આ લોકોને કરાવી આપવી એ આપણી ફરજ છે.

ભાણાંતરનો દોષ (પંક્તિભેદ) હોવા છતાં અમુક વિશિષ્ટ કારણને લીધે કોક વાર એવે ઠેકાણે જમવાનું પ્રાપ્ત થાય એ વસ્તુ આપણી ધ્યાન બહાર ન જવી જોઈએ. એવો મિત્ર માંદો હોય, એની સારવાર માટે એના ઘરમાં રહેતા હોઈએ, અને હાથે રાંધવા જેટલો વખત પણ ન હોય, એવી સ્થિતિમાં પંક્તિભેદ સહન કરીને પણ એને ત્યાં જમી શકાય. કેમ કે એ સ્થિતિમાં આપણી તરફ હીનભાવ દેખાવાનો સંભવ નથી. ગામડાના કોઈ અનાથ માંદાને શહેરમાં લઈ ગયા હોઈએ અને રૂઢિચુસ્ત મિત્રને ત્યાં રાખવો પડે ત્યારે પણ કોક વાર પંક્તિભેદ સહન કરીને જમવું પડે.

કોઈ સમાજમાં ભેદભાવ દૃઢમૂલ હોય પણ ઉચ્ચનીચભાવ ન હોય તો એવે વખતે પણ પંક્તિભેદ સહન કરવા જેવો હશે. એવે વખતે રૂઢિચુસ્તો આપણને એક પંક્તિમાં ન લે પણ ઉચ્ચ સ્થાને બેસાડે અથવા આપણને આદરપૂર્વક પ્રથમ જમાડી પાછળથી એ જ રસોઈમાંથી પોતે જમશે; આવું જ્યાં સ્પષ્ટ દેખાય ત્યાં વિશિષ્ટ પ્રસંગે પંક્તિભેદ સહન કરવો પડે. છેલ્લે રૂઢિચુસ્તોને આટલું તો કહી જ શકીએ કે અમારી સાથે એક પંક્તિમાં બેસી તમે ખાઈ શકો એવી જ વસ્તુઓ ભોજનમાં રાખો એટલે પત્યું. પણ સામાન્ય નિયમ તો એ છે કે જે આપણી સાથે પંક્તિમાં બેસીને જમવામાં પ્રતિષ્ઠાની હાનિ માનતો હોય એને ત્યાં હીનતા સ્વીકારી જમવા જવામાં આપણે સ્વમાનને હણીએ છીએ, અને સામા માણસને કેળવવાની એક તક ગુમાવીએ છીએ. આમાં સમાજદ્રોહ જ થાય છે.

૨૮–૧૦–'૩૪

# ન્યાતની કસોટી

ન્યાતનું બંધારણ જો કયાંય બહુ દૃઢ હોય તો તે ગુજરાતમાં. ન્યાત જો વધારેમાં વધારે વગોવાતી હોય તો તે પણ ગુજરાતમાં જ. ઘણા લોકોથી ન્યાત છોડાતી પણ નથી તેમ તેની બરદાસ પણ કરાતી નથી. પહેલેથી હું જ્ઞાતિવ્યવસ્થામાં માનનાર રહ્યો એટલે ઘણા લોકો મને કહે છે, તમે ગુજરાતનું જ્ઞાતિદુઃખ જોયું નથી; તમને એની કલ્પના કયાંથી હોય? તમારા મહારાષ્ટ્રમાં જ્ઞાતિ આકરી નથી તેથી તમે જ્ઞાતિને વખાણો છો. હું જવાબ આપું છું કે જ્ઞાતિના બંધારણને લીધે ગુજરાતમાં કેટલી કાર્યશક્તિ કેળવાયેલી છે એનો તમે ગુજરાત બહાર જશો ત્યારે જ તમને ખ્યાલ આવે. તમે જ્ઞાતિનું જે દુઃખ બતાવો છો તે જ્ઞાતિબંધારણનો દોષ નથી, પણ સમાજની પતિત દશાનો દોષ છે. જ્ઞાતિબંધન એ સહકારનું મોટું સાધન છે. સરકાર એ પાશવી રાજ્ય છે; જ્ઞાતિબંધન એ નૈતિક રાજ્ય છે, પ્રેમનું બંધન છે. જ્ઞાતિ મારફતે લોકો જ્યારે એકબીજા પર જબરદસ્તી કરવા લાગ્યા ત્યારે જ બધું દુઃખ શરૂ થયું. દંડ અને બાહિષ્કારની બીક બતાવી દરેક માણસને નાનીમોટી બધી જ બાબતોમાં કબજામાં રાખવાના જ્યારે 'જ્ઞાતિભૂષણો' પ્રયત્ન કરવા લાગ્યા ત્યારે જ જ્ઞાતિ વિશે અણગમો ઉત્પન્ન થવા લાગ્યો.

જ્ઞાતિ એ એક પરંપરાગત સામાજિક 'કલબ' છે, પણ કલબ કરતાં જુદું જ જીવન તેનામાં છે. કુટુંબ પછી જો બીજી સનાતન સંસ્થા હોય તો તે જ્ઞાતિ જ છે. જ્ઞાતિ મારફતે આપણે સામાજિક ધર્મનું પાલન કરી શકીએ છીએ અને ફક્ત ધંધાનો જ નહીં પણ આખા જીવનનો સહકાર કેળવીએ છીએ. જબરદસ્તીનું તત્ત્વ કાઢી નાખી જો આપણે સહકારનું તત્ત્વ કેળવીએ તો જ જ્ઞાતિનો પુનરુદ્ધાર થાય. આજે આપણે પરતંત્ર દશામાં છીએ એનું એક કારણ દરેક જાતની જબરદસ્તી બરદાસ કરી આપણે પારતંત્ર્યથી ટેવાઈ ગયા છીએ એ છે. પણ સ્વતંત્ર થવું હોય તો આપણે જ્ઞાતિ તોડીને ન થઈએ. જુવાનિયાઓ મોટેરાની મર્યાદા ન રાખે, મુરબ્બી-ઓને વશ ન રહે તો સમાજ ટકે નહીં અને નાના ને મોટા બન્ને નિર્બળ થઈ જાય. પણ નાનાઓએ પોતાનો ધર્મ જાણાય ત્યારે જ મોટેરાને વશ રહેવું જોઈએ. મોટેરાઓ જો પોતાનો હક સમજી જુવાનિયાઓને પોતાના તાબામાં રાખવાનો પ્રયત્ન કરે તો વખતે તત્કાળ તેઓ ફાવે, પણ પ્રેમ અને આદરનું સૂક્ષ્મ સામાજિક બંધન તૂટી જાય.

જ્ઞાતિવ્યવસ્થામાં આ તત્ત્વ જો બરાબર ધ્યાનમાં રાખવામાં આવે તો જ જ્ઞાતિઓ ટકી શકે. જ્ઞાતિની મહત્તા વિશેનાં શાસ્ત્રવચનો ટાંકયે કે સુધારાવધારાઓને ગાળો દીધે જ્ઞાતિ ટકવાની નથી. આજના જમાનામાં ધર્મ અને રાજદ્વારી હિલચાલ એ એક થઈ ગયાં છે. ધર્મને ટકાવવો એ જેમ જ્ઞાતિનો પ્રધાન ઉદ્દેશ છે તેમ

રાષ્ટ્રીય જીવનને પોષક થવું એ જ્ઞાતિવ્યવસ્થાની મોટામાં મોટી ફરજ છે. ખરું જોતાં જ્ઞાતિવ્યવસ્થાની આ છેલ્લી પરીક્ષા કે કસોટી છે. આમાં જો જ્ઞાતિ સફળ નહીં નીવડે તો હાલની જ્ઞાતિવ્યવસ્થા નામશેષ થશે, વર્ણસંકરની સ્થિતિ આવી જશે અને તેમાંથી પછી નવાં તત્ત્વો પર નવી જ્ઞાતિવ્યવસ્થા નિર્માણ થશે. પણ વચમાં મહાન અનર્થની પરંપરા સહન કરવી પડશે. એમાંથી જો બચી જવું હોય તો હવે જ્ઞાતિએ પોતાનામાં હજી પ્રાણ રહેલો છે એ સિદ્ધ કરી બતાવવું જોઈએ.

ગુજરાતમાં નાનીમોટી ન્યાતો ઘણી છે. ઘણીખરી ન્યાતો એટલી નાની છે કે ગમે ત્યારે ધાર્યું કરી શકે. આ ન્યાતોના આગેવાનોએ જ્ઞાતિને રાષ્ટ્રની જીવસટોસટની આ ઝુંબેશમાં ઉતારવી જોઈએ. રાષ્ટ્ર જ જો નહીં ટકે તો જ્ઞાતિ ક્યાં રહેશે? એક જ વહાણમાં બેઠેલા આપણે એમ ન કહી શકીએ કે વહાણમાં મોટું ગાબડું પડ્યું હોય તોપણ પંપ ચલાવી પાણી બહાર કાઢવાની ફરજ અમારી નથી.

ગુજરાતના લગભગ બધા જ નવજવાનો જ્ઞાતિને દફનાવવા તૈયાર થયા છે. તેમને મારી એટલી જ વિનંતી છે કે તમે તેમ કરો તેના પહેલાં રાષ્ટ્રીય આપત્તિ દૂર કરવા સારુ જ્ઞાતિનો ઉપયોગ કરી જુઓ. શ્રદ્ધાપૂર્વક જ્ઞાતિની પાસે જાઓ અને તેને વીનવો કે પરદેશી કાપડ કાઢી નાખવામાં અમને મદદ કરો. જે કુટુંબમાં પરદેશીનો પૂર્ણ ત્યાગ થયો હોય તેની કદર ન્યાતે કરવી જોઈએ. લગનસરામાં તો પરદેશી કાપડ જેવી અશુભ વસ્તુ વપરાય જ નહીં. પરદેશી કાપડને લીધે ભારતમાતાને વૈધવ્ય જેવી દશા પ્રાપ્ત થઈ છે એ જેઓ સમજતા થયા છે તેમણે પોતાની ન્યાતના લોકોને સમજાવવા જોઈએ કે હવે પછી લગનસરામાં પરદેશી કાપડ ખરીદવું અથવા વેચવું અને વાપરવું એ અત્યંત અશુભ છે, પરદેશી કાપડ-થી દેશનો શોક વધે છે.

જ્યાં છાપાંઓ પહોંચી શકતાં નથી, જ્યાં વક્તાઓનો અવાજ પહોંચતો નથી ત્યાં ન્યાત પહોંચી શકે છે. ન્યાતવાળાઓએ પરદેશી કાપડનો ત્યાગ કરાવવાની એકેએક તકનો લાભ લેવો જોઈએ. ગુજરાતનું સંઘબળ અમુક અંશે ન્યાતને લીધે છે. રાષ્ટ્રના કટોકટીના પ્રસંગે તે કામમાં આવે છે કે નહીં એ હવે જોવાનું છે. જો સ્વદેશીધર્મમાં ન્યાત મદદ નહીં કરે તો ન્યાતમાં કશો પ્રાણ રહ્યો નથી એમ જ સિદ્ધ થશે. ધર્મનો વિરોધ કરી ન્યાત જીવી જ ન શકે.

ગુજરાતમાં ન્યાત કરતાંયે વધારે અસરકારક અને લોકપ્રિય સંસ્થા તે ગુજ-રાતના સંપ્રદાયો છે. વૈષ્ણવ સંપ્રદાય, સ્વામીનારાયણ સંપ્રદાય, આર્યસમાજ, જૈન લોકોના સંઘો અને બીજા અનેક નાનામોટા જૂનાનવા પંથ અને માર્ગ છે તે બધા મારફતે સ્વદેશીધર્મનું પાલન કરાવવાની પ્રવૃત્તિ થઈ શકે છે. ધર્મનિષ્ઠ માણસ સ્વદેશીને જ વળગી રહે છે. પરદેશી કાપડ પહેરીને ધર્મદ્રોહ કરવો નહીં એટલું પોતપોતાના પંથના લોકોને આચરણથી અને ઉપદેશથી સમજાવવાનું કામ હવે થવું જ જોઈએ. તેમ નહીં થાય તો ધર્મનો હ્રાસ થશે; અને ધર્મનો હ્રાસ થયા પછી સર્વનાશ થતાં કેટલી વાર!

# ન્યાતચર્ચામાં રસ

જ્યારે જ્યારે ન્યાતો વિશે 'નવજીવન'માં લખાણો આવ્યાં છે ત્યારે ત્યારે વાચકો તરફથી અને વિચારકો તરફથી અનેક ચર્ચાપત્રો આવેલાં છે. કેટલાક ન્યાતની સંસ્થાને ઈષ્ટ માને છે, અને ઘણાખરા તેને અનિષ્ટ અને શાપરૂપ માને છે. પણ એટલું તો સાચું કે લોકો ન્યાત વિશેની ચર્ચામાં ઉદાસીન રહી શકતા નથી. દરેકને એમાં કંઈ ને કંઈ રસ હોય જ છે, કેમ કે ન્યાતની વ્યવસ્થા પોતાની અસર દરેક ઠેકાણે બતાવ્યા વગર રહેતી નથી.

ઘણા ચર્ચાપત્રીઓ એમ માને છે કે ન્યાત એ હિંદુસ્તાનનો એક જૂનો રોગ છે; ન્યાતે કોઈ કાળે હિંદુ સમાજનું ભલું કર્યું નથી અને કોઈ કાળે તેનાથી હિંદુ સમાજનું ભલું થનાર નથી; ન્યાતમાં પ્રગતિનું કે સામાજિક કલ્યાણનું એકે તત્ત્વ નથી. આવી સંસ્થાની હું હિમાયત કરું છું એનું તેમને આશ્ચર્ય થાય છે. કેટલાક મારી દયા ખાય છે અને કહે છે કે તમને ગુજરાતની ન્યાતોનો અનુભવ નથી.

હાલની ન્યાતોની સ્થિતિ સારી છે અથવા નભાવી લેવા જેવી છે એમ તો હું બિલકુલ માનતો જ નથી. આજે જ્ઞાતિસંબંધોમાં જે દંભ અને જોહુકમી ચાલે છે તેની સામે જો કોઈ વ્યવસ્થિત બળવો કરે તો મને ખોટું લાગવાનું નથી. અજ્ઞાન, વહેમ, યાંત્રિક ધર્મચુસ્તપણું, દંભ અને હૃદયનો સંકોચ એનું જ રાજ્ય જો ન્યાતોમાં ચાલવાનું હોય તો તેની સામે બળવો કરવો એ જ ન્યાતની ઉત્તમમાં ઉત્તમ સેવા છે. પણ હું મારા ચર્ચાપત્રીઓને પૂછું છું કે ન્યાતવ્યવસ્થાનો નાશ કર્યા પછી તેની અવેજીમાં તમે શું દાખલ કરશો? યુરોપની નિર્વર્ણી વ્યવસ્થા તો આપણે ત્યાં બિલકુલ ચાલે નહીં. તેમાં ધર્મ અને સમાજ બેઉનો નાશ છે. ન્યાતવ્યવસ્થા આપણી નસેનસમાં સૈકાઓથી ભરેલી છે. તેની અવેજીમાં તેના જેવી જ પણ વધારે ઉપયોગી કંઈક વ્યવસ્થા દાખલ કરવી પડશે. આ ક્રાન્તિ આપણે જૂનામાં જ વધારે પ્રાણ રેડીએ તો કરી શકીએ; કેમ કે પ્રાણ પ્રબળ હોય ત્યાં તે આધારભૂત શરીરને પોતાને અનુકૂળ રૂપ આપી દીધા વગર રહેતો નથી.

હું તો ન્યાત પાછળ રહેલાં આદર્શ તત્ત્વોનું ચિત્ર મારી દૃષ્ટિ આગળ પ્રત્યક્ષ કરવાનો પ્રયત્ન કરું છું. મારી શ્રદ્ધા છે કે આર્ય જાતિએ નિર્માણ કરેલી અને હજારો વર્ષ સુધી સેવેલી આ અનન્યસાધારણ સંસ્થા દફનાવવાના જ ખપની નથી.

પણ હું જોઉં છું કે ન્યાતો સામે લોકોનો જેટલો અસંતોષ છે તેટલા પ્રમાણમાં ન્યાત સુધારવાનો કે મટાડવાનો પ્રયત્ન કોઈ કરતું નથી. નિષ્ક્રિય અસંતોષ સમાજનો સડો કાઢી નાખવાને બદલે વધારવાનું જ કામ કરે છે. ન્યાત જેટલી છૂટ આપે અથવા ખાનગી રીતે જેટલી છૂટ લેવાય તેટલી લઈને સ્વચ્છંદ કરવો એ કંઈ સમાજને સુધારવાનો રસ્તો નથી.

આજે જ ન્યાતસુધારાની ચર્ચા કરવાનો પ્રસંગ નથી. આજે તો પ્રજાનો વિચાર, પ્રજાની ચિંતા અને પ્રજાનું પરાક્રમ પરદેશી કાપડનો નાશ કરવામાં જ એકાગ્ર થવાં જોઈએ. સ્વદેશીના પ્રચારનું એક કાર્ય જ પ્રજાએ હાથમાં લેવું જોઈએ. જ્ઞાતિબંધારણમાં, ન્યાતની મહાજનવ્યવસ્થામાં અમુક જાતનો સામાજિક પ્રાણ રહેલો છે, એમ માનીને મેં ન્યાતવ્યવસ્થામાં માનનાર અને ન્યાતોને દોરનાર સજ્જનોને સ્વદેશની વહારે ધાવાનું આમંત્રણ કર્યું. ન્યાતોમાં જેટલો પ્રાણ હશે તેટલા પ્રમાણમાં તે આમંત્રણને જવાબ મળશે અને તેટલે દરજ્જે જ ન્યાત પોતાની લાયકાત સિદ્ધ કરશે.

જ્યાં સુધી ન્યાતના દોષોને આપણે ટેકો આપતા નથી ત્યાં સુધી ન્યાતની સંસ્થા વિશેની આપણી આશા અને આદરથી સમાજનું નુકસાન થવાનું નથી. ન્યાતો પાછળ રહેલો આદર્શ જેમ જેમ આપણે જાહેરની દૃષ્ટિ આગળ ઊભો ને ઊભો રાખતા જઈશું તેમ તેમ ન્યાતને નામે ચાલતા અયોગ્ય રીતરિવાજોને પોતાનો છૂટો દોર ચલાવવાનું અઘરું થઈ પડશે. ન્યાતનો આદર્શ ચિતાર એ જ હાલની બગડેલી સ્થિતિ ઉપર ઉત્તમમાં ઉત્તમ ટીકા છે, અને તેની સામે પ્રખર શસ્ત્ર પણ છે.

પણ આજે તો આપણે બધું છોડીને એક જ કામ કરવાનું છે, અને તે એ કે પરદેશી સામે ઝુંબેશ ચલાવી સ્વદેશીને નિર્ભય અને રાજપદારૂઢ કરવું.

૨૯–૧૧–’૨૨

## સામાજિક બહિષ્કાર

સામાજિક બહિષ્કાર એ દરેક સમાજનો સ્વતઃસિદ્ધ અધિકાર છે, અને એ સમાજહિત માટે જ વપરાય એ એની મર્યાદા છે.

સામાજિક બહિષ્કાર કોઈને સજા કરવા ખાતર ન વપરાય, પણ એને પરાણે અંતર્મુખ બનાવી એના ધર્મ તરફ એનું ધ્યાન ખેંચવા માટે જ વપરાય. આમ સામાજિક બહિષ્કાર એ કેળવણીનો એક આકરો પ્રકાર ગણાય. બહિષ્કાર જ્યારે સજા તરીકે વપરાય છે ત્યારે એ સમાજવિઘાતક અને ઝેરી બને છે.

કોઈ પણ માણસ જ્યાં સુધી સમાજની અંદર રહેવા માગતો હોય ત્યાં સુધી એનો સદંતર બહિષ્કાર ન જ થવો જોઈએ. માણસ પૂરતું પ્રાયશ્ચિત્ત કરી સમાજમાં પાછો આવી શકે એવી સગવડ રહેવી જ જોઈએ. જ્યાં જીવનસિદ્ધાંત જ જુદો હોય, આખી દૃષ્ટિમાં જ મૂળભૂત ભેદ હોય, ત્યાં જુદા પડવું શ્રેયસ્કર છે. જો એક પક્ષ બળાત્કારે સાથે રહેવા ઇચ્છે તો ત્યાં અસહકાર શસ્ત્ર છે. બહિષ્કાર કે અસહકાર સહેજે અમલમાં ન મુકાય. આકરો ઇલાજ કટોકટીના પ્રસંગે જ વપરાય. વળી, જેનો બહિષ્કાર કરીએ તેની સાથે પણ આપણો વ્યવહાર એવો ઉદાર વૃત્તિનો હોવો જોઈએ કે જ્યારે સમાધાન થાય ત્યારે પરસ્પર વાતચીત કરતાં અને જૂની વાતોનું સ્મરણ કરતાં આપણને શરમાવું ન પડે, સંકોચ જેવું ન લાગે.

માણસ સ્વાર્થવશ કે વિકારવશ થઈ પોતાના કર્તવ્યને અને ધર્મને ભૂલે છે. એવા માણસને એ સમજાવવાનું હોય છે કે સાચો સ્વાર્થ તો ધર્મપાલનમાં જ સંપૂર્ણપણે સધાય છે. બહિષ્કાર દ્વારા આપણે માણસને એના ખોટા આચરણનાં પરિણામ શાં શાં આવી શકે છે તે નજરે ચડે એવી ઉગ્ર રીતે ઝટ બતાવી દેવાનુ હોય છે. પણ આકરો ઇલાજ હમેશ મૂઠ વગરની તલવાર હોય છે. એ વાપરનારને પણ નડયા વગર રહે નહીં. સત્યાગ્રહ એ શસ્ત્ર જ એવું છે કે વાપરનારને નડીને જ સામા પક્ષ પર અસર કરે છે. એમાં જ એની સાત્ત્વિકતા રહેલી છે, અને તેથી જ એનાં પરિણામ બધી રીતે કુશળ આવે છે.

સત્યાગ્રહી પોતાનું ધર્મ્ય શસ્ત્ર ઉગામે એટલે સામો પક્ષ પોતાની બધી જ અધાર્મિક શક્તિઓ વાપરી જુએ છે. સત્યાગ્રહી નિર્દ્વેષ હિંમતથી એ પ્રહાર ઝીલે છે, અને પોતાના સાત્ત્વિક ઇલાજને વળગી રહે છે; પરિણામે જાલિમનાં બધાં જ શસ્ત્રો હેઠાં પડે છે.

અહીં એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે સરકારી તંત્ર જોડેનો અસહકાર ત્યારે જ સિદ્ધ થાય જ્યારે પ્રજાનો અંદરઅંદરનો સહકાર ઉત્તમમાં ઉત્તમ હોય. પ્રજાનું ચારિત્ર્ય સારું હોય.

જે અત્યંત દુર્બળ છે તેનો બહિષ્કાર કોઈ પણ કારણે ન કરાય. દાખલા તરીકે અંત્યજો ભૂલ કરે તો એ દરગુજર કરી, એમને પ્રેમથી નવરાવી, એમનામાં વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઈએ. એ વિશ્વાસમાંથી એમનામાં આત્મવિશ્વાસ આવશે. આત્મવિશ્વાસ પછી જાહેર જીવનમાં ખાનદાની અને તેજસ્વિતા શામાં રહેલી છે એનો ખ્યાલ આવશે, અને પછી જ તેઓ સમાન ભાવે આપણી સાથે સહકાર કરશે. આ લાંબા વિધિમાંથી પસાર થયા વગર જો આપણે સહેલાઈ જોઈ બહિષ્કારનું શસ્ત્ર વાપરીશું અને 'એમને ઠેકાણે પાડીશું' તો દુર્બળ અંત્યજો વધારે દુર્બળ થશે, અને દુર્બળતાની દુર્જનતા કેળવશે. અંત્યજ જેવી કોમોની દુર્બળતા આપણાં સામાજિક પાપોનું જ ફળ છે. એને માટે એમને ન દંડીએ; આપણે જ ધીરજપૂર્વક પરિણામ સહન કરી પરિસ્થિતિ સુધારીએ.

હમેશ એ ધ્યાનમાં રાખવું ઘટે છે કે સૌથી નીચલે પગથિયે પડેલ વર્ગને સામાજિક બહિષ્કારથી સુધારી ન શકાય, દંડી પણ ન શકાય; કેમ કે એમને વધુ નીચે ઊતરવાપણું હોતું નથી. સૌથી નીચલી કોટિએ પહોંચેલામાં આપોઆપ ઈશ્વરી બળ આવી જાય છે, માત્ર એ વર્ગમાં ઈશ્વર પર નિષ્ઠા હોવી જોઈએ. તેમ ન થાય તો શેતાની શક્તિને પણ જાગી ઊઠતાં વાર નહીં લાગે.

જે બધી રીતે હાર્યો છે તેની શક્તિ સામે કશો ઇલાજ નથી.

૪–૫–'૩૦

# ખંડ ૪: સંસારસુધારો

## સામાજિક રિવાજો

ભારતીય સંસ્કૃતિ બહુ પ્રાચીન હોઈ તેણે સમાજહિતનો વિચાર બહુ ઊંડે ઊતરીને કરેલો છે. એ સંસ્કૃતિ કાળની કસોટી પર ટકાઉ અને સમર્થ નીવડી છે. દીર્ઘ જીવનને સારુ જે જે વસ્તુઓ આવશ્યક છે તે બધી એને વખતોવખત મળતી રહી છે અને તેથી જ અત્યંત જૂની હોવા છતાં એ સંસ્કૃતિ જીર્ણ થઈ નથી.

ભારતીય સંસ્કૃતિની એક શ્રદ્ધા એ છે કે જે તત્ત્વો સાચેસાચ સારાં છે તે ગમે તેટલાં ભેગાં થાય તોપણ પરસ્પર વિઘાતક નીવડતાં નથી; માત્ર એ તત્ત્વોને ભેગાં કેમ કરવાં તેની કળા આપણને આવડવી જોઈએ. આ સર્વ વિશ્વ એકરૂપ છે, એમાંની બધી સારી વસ્તુઓનો પરસ્પર મેળ બેસવો જ જોઈએ, અને અનુકૂળ તથા સ્થાયી મેળ બેઠા પછી તેમાંથી આત્મ-સાક્ષાત્કાર કરાવનારું સમૃદ્ધ સંગીત – જીવનસંગીત – નીકળવું જ જોઈએ. આ શ્રદ્ધા ભારતીય સંસ્કૃતિની વિશેષતા છે – પ્રાણ છે.

અને એ જ કારણે ભારતીય સંસ્કૃતિમાં યુદ્ધ, જીવનકલહ, વેર અથવા દ્રોહ એ બધાંને પ્રતિષ્ઠાનું સ્થાન નથી. મનુષ્યસ્વભાવમાં જે અનેક દોષો છે, જે મહાન રિપુઓ છે તેમના પ્રાદુર્ભાવથી દુનિયામાં યુદ્ધો ભલે થાય પરંતુ યુદ્ધને જીવન-વ્યવસ્થાના એક આવશ્યક અથવા આધ્યાત્મિક અંગ તરીકે ભારતીય સંસ્કૃતિએ કદી સ્વીકાર્યું નથી.

ભિન્નધર્મીઓ વચ્ચે લગ્ન થાય તો તે ક્યા શાસ્ત્ર પ્રમાણે અથવા ક્યા કાયદા પ્રમાણે થઈ શકે એ જેમ તટસ્થપણે, ત્રાહિતપણે અને બન્ને ધર્મની ભૂમિકા કરતાં ઉચ્ચ ભૂમિકા પર ચડીને નક્કી કરવું જોઈએ, તે જ પ્રમાણે ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ એકત્ર થવાથી તેમનો સહચાર શરૂ થાય તો તેમનો મેળ ક્યાં તત્ત્વો પર બેસાડવો એ પણ બુદ્ધિપૂર્વકનો નિર્ણય માગી લે છે. બળિયાના બે ભાગનો ન્યાય પ્રકૃતિમાં દેખાય છે પણ તે તિર્યક્સૃષ્ટિનો છે. એ ન્યાયમાં આધ્યાત્મિક ઉચ્ચતા નથી, કૃતાર્થતા નથી. બે સંસ્કૃતિઓ એકત્ર થઈ કે તેમણે લડાઈ કરવી જ જોઈએ અને એકે બીજીનો આહાર બનવું જ જોઈએ એવો કંઈ નિરપવાદ નિયમ નથી. આર્ય અને દ્રવિડ એ બેને ભિન્ન સંસ્કૃતિઓ ગણીએ તો તેમનો સહચાર યુદ્ધ દ્વારા સધાયો છે એમ કહી શકાય નહીં. દૂધમાં સાકર ભળી જાય

તેમ બન્ને પરસ્પર ઓતપ્રોત થઈ ગઈ છે. બીજો એવો જ દાખલો ચીની અને હિંદી સંસ્કૃતિઓના મેળનો છે.

આવા સંસ્કૃતિસહચારનું સામાન્ય તત્ત્વ, સામાન્ય શાસ્ત્ર એકત્ર થનાર સંસ્કૃતિઓ સાથે મેળ ખાય એવું તો હોવાનું જ પણ તે ઉપરાંત બન્નેથી તે ઉચ્ચ અને શ્રેષ્ઠ પણ હોવું જોઈએ.

ભારતીય ઈતિહાસ કહે છે કે સંસ્કૃતિસહચારનું એ તત્ત્વ પરસ્પર પ્રેમ અને આદર, સદ્ભાવ અને સમાનભાવ એ છે. સત્ય, અહિંસા, સરળપણું, સહનશીલતા, ત્યાગ, અને વિવિધતામાં ઉચ્ચ એકતા જોવાની દિવ્ય દૃષ્ટિ એટલા ગુણોના સમુચ્ચયને જ સહચારનું રસાયન કહેવું જોઈએ. એ રસાયન જે પ્રમાણમાં ભારતીય જનસમાજમાં હશે તે જ પ્રમાણમાં વિશ્વૈક્ય સાધવાનું કામ ભારતવર્ષ કરી શકશે.

ભારતવર્ષમાં સર્વને પ્રવેશ છે, સર્વને આમંત્રણ છે, સર્વનું સ્વાગત છે. અહીં કોઈનો ત્યાગ નથી, બહિષ્કાર નથી. અહીં કોઈની સાથે,—વ્યક્તિ, સમાજ, સમાજમાન્ય રીતરિવાજ અને વિવિધ સંસ્કૃતિ, કોઈની જ સાથે આત્યંતિક અસહકાર નથી. માત્ર બધાંએ ઉપર જણાવેલી સહચારની નિષ્ઠા સ્વીકારવી જોઈએ. ભારતીય રસાયન સ્વીકારવું જોઈએ. જે નહીં સ્વીકારે તેનો પણ બહિષ્કાર તો નથી, પરંતુ આ રસાયનનું મહત્ત્વ જણાય નહીં ત્યાં સુધી તેમને ભારતીય પ્રેમસંગીતનો સૂર કાઢતાં આવડવાનું નથી.

જગતમાં જ્યાં સુધી કલહ છે ત્યાં સુધી ભારતીય સંસ્કૃતિએ ફરી ફરી ક્રૂસ પર ચડી પુનરુત્થાન કરી બતાવવું જોઈશે. ભારતીય સંસ્કૃતિનું એ જ ભાગ્ય છે. દેવદાનવોએ લોભથી કે ઈર્ષ્યાથી સમુદ્રમંથન કર્યું તોપણ વિષનો હિસ્સો તો મહાદેવને ભાગે જ આવેલો.

જેને રોજ અગ્નિપ્રવેશ કરવો પડે છે તેનામાં સોનાની પેઠે એક પ્રકારનું તેજ, એક પ્રકારનું માર્દવ, એક પ્રકારની સૌમ્યતા અને તે સાથે એક પ્રકારનું ખડતલપણું, સત્ત્વ, સ્વત્વ, અને સર્વગ્રાહકત્વ આવે છે.

હિંદુસ્તાનના સામાજિક રીતરિવાજ આર્ય સંકૃતિના દ્યોતક છે. તે બધામાં જાતિપરત્વે અને વ્યક્તિપરત્વે ગમે તેટલા ભેદ હોય તોપણ સર્વત્ર એક પ્રધાન સામ્ય પરોવાયેલું છે. ભારતવર્ષમાંની પાઘડીઓ, ફેંટા, રૂમાલ, એ બધાંમાં જેટલી વિવિધતા છે તેટલી દુનિયાના કોઈ પણ દેશમાં નહીં હોય. અને તેમ છતાં ભારતીય શિરોવેષ્ટન બીજા દેશોનાં શિરોવેષ્ટનો કરતાં સહેજે જ જુદું પડી આવે છે. આ જ વાત બધા રીતરિવાજો વિશે સાચી છે.

એમ હોય તોપણ પેઢી દર પેઢી આવા રિવાજોમાં ફેરફાર થવો સ્વાભાવિક છે. શહેરોમાં એવા ફેરફાર ઝટ ઝટ થાય છે. પરિવર્તનનું મોજું ગામડાંમાં અને પાછળ પડેલા પ્રાંતોમાં બહુ મોડું પહોંચે છે. તળાવમાં પથરો નાખતાં વીચિમાલાનાં કૂંડાળાં એકની પાછળ એક એમ કાંઠા તરફ જાય છે. તે જ પ્રમાણે સંસ્કૃતિનું બને છે. ચાતુર્વર્ણ્યની કલ્પના પર નવા નવા પુટ ચડાવી, 'અઢાર વર્ણ' નામથી

ઓળખાતી પણ સંખ્યામાં અઢીસો-ત્રણસો થઈ જતી ન્યાતો આપણે પડવા દીધી છે. અને જાણે કે એ બધીને મોટા ઠાઠથી દરબારમાં બેસવાનું હોય તેમ તેમનો 'ઉચ્ચનીચ ભેદ' પણ નક્કી કરી નાખ્યો. બધી જ્ઞાતિઓમાં પરોવાયેલું આ ઉચ્ચનીચ ભાવનું તત્ત્વ જીવનસૂત્ર નથી પણ એકીસાથે બધાંને ફાંસી દેવાનો યમપાશ છે. પણ ગામડાંના લોકોને એની ખાતરી કરાવતાં દમ નીકળી જશે. કેમ કે ઉચ્ચ-નીચભાવ તેમના હાડમાં ઊતરી જાય એટલા હથોડા આપણે તેમના પર ટીપ્યા છે. આ બધા ખીલા પાછા ઉખેડી કાઢતાં કંઈ કલેશ તો થવાનો જ.

કુટુંબમાં અથવા જ્ઞાતિમાં નાનામોટાનો ભેદ હોય જ છે. વયથી, સંબંધથી, અનુભવથી, અક્કલહોશિયારીથી અથવા સામર્થ્યથી, નાના ને મોટા એવો ભેદ પડે જ છે. પણ એ ભેદ વિશ્વરૂપ નથી. પ્રથમ વાત તો એ કે આ ભેદ બધાંએ પ્રેમથી સ્વીકારેલો હોય છે. એમાં મતભેદ નથી હોતો. અને બીજી મહત્ત્વની વાત એ કે આ સંબંધમાં જે ઉચ્ચ હોય છે તેને બધાના દાસ બનવું પડે છે. સર્વની સેવા, સર્વને સારુ સ્વસુખના ત્યાગમાં કોઈ પણ જાતની મર્યાદા ન હોવી, ખંડ ન હોવો એ જ કુટુંબનું લક્ષણ છે. બધાંનું બોલેલું સહેવું, બધાંના આગ્રહને માન આપવું, મોટા મનથી બધાંના દોષો ગળી જવા અને સમાધાનપૂર્વક બધાંના પગની નીચેની રજ બનવા સુધી શૂન્ય થવું એ જ કુટુંબમાં મોટાપણાનું લક્ષણ છે. પૃથ્વીને જ 'ક્ષમા' નામ મળેલું છે. જે કંઈ પૃથુ, વિશાળ છે, તે ક્ષમાવાન હોવાનું જ. આવી સ્થિતિમાં મોટાઈનું અભિમાન, મોટાઈના હક, મોટાઈનો તોર અને મોટાનો મોટો ભાગ એ વાતોને અવકાશ ક્યાંથી હોય? કૌટુંબિક ન્યાયની મોટાઈ દુનિયામાં જેને લેવી હોય તે લે, ખુશીથી લે. તેને કોઈ અટકાવવાનું નથી. [ખ્રિસ્તે આવી મોટાઈ લેવાનું પોતાના અનુયાયીઓને કહ્યું હતું. કદાચિત્ હિંદુ ધર્મને ભાગે આ મોટાઈ આવે પણ ખરી. અથવા એમ પણ બને કે આવી મોટાઈ સમાજસમાજો વચ્ચે સ્થપાય તે અરસામાં બધા જ ધર્મોનું હૃદયૈક્ય થઈ ગયેલું હશે.]

જ્યાં ઐક્ય છે ત્યાં સમાનતાનો, સરખાપણાનો પ્રશ્ન રહેતો જ નથી. માથું ઉપર શા માટે અને પગ નીચે શા માટે એવો અથવા એથી ઊલટો ઝઘડો માણસોએ કે ઝાડોએ કદી કર્યો નથી. જ્યાં ઐક્ય સ્થાપવાનું છે ત્યાં અત્યંત આગ્રહપૂર્વક સમાનતા સંભાળવી જ જોઈએ. ભિન્ન સમાજો સરખાપણાના સંબંધથી જ જોડે ચાલી શકશે.

આપણે એક ઉદાહરણ લઈશું. માંસાહાર ત્યાજ્ય છે એમ માનનાર બે જાત-માંથી એક ત્યાગ કરી શક્યો છે અને બીજાથી હજી માંસ છોડાતું નથી એવી પરિસ્થિતિમાં પ્રકૃતિદુર્બળ બીજા પહેલા સંસ્કારસમર્થને જાતે જ શ્રેષ્ઠ માનશે, અને પહેલો શ્રેષ્ઠ પોતાનું શ્રેષ્ઠપણું ભૂલીને પ્રકૃતિદુર્બળને પાસે લેવામાં, તેને મદદ કરવામાં સમાધાન માનશે. હું શ્રેષ્ઠ છું, હું પવિત્ર છું, અને તેથી હું સામાન્ય લોકોને દૂર રાખીશ એમ કહેનાર કિંવા માનનાર માણસ વિશિષ્ટ આચારમાં ... ... ભલે હોય પણ તે મહાપાતકી છે.

પરંતુ જેને માંસાહાર ત્યાજ્ય છે એ વાત જ ગળે ઊતરી નથી, માંસાહારમાં કશું અયોગ્ય નથી એમ જ જેને લાગે છે, તે પોતાને નિરામિષાહારી કરતાં કનિષ્ઠ શા સારુ માનશે? અને નિરામિષાહારીને તેની સાથે ઊંચાપણાના ભાવથી વર્તવાનો હક પણ ક્યાંથી પહોંચે? તે મનમાં ગમે તે માને પણ મોટાઈનો ડોળ તેણે ન કરવો જોઈએ. અનુભવ પણ એમ જ કહે છે કે એક ક્ષેત્રનું વડપણ માણસને સાર્વત્રિક મોટાઈ આપી શકતું નથી. રૂઢિથી કિંવા વંશપરંપરાથી જે નિરામિષાહારી છે તે કેવળ અન્નાહારી છતાં તેનું હૃદય સંકુચિત, નિર્દય અને કપટી હોવાનો સંભવ રહે છે. અને જે રૂઢિથી માંસાહારી છે અને રૂઢિને કારણે જ જેને માંસાહારની ત્યાજ્યતા ગળે ઊતરવી મુશ્કેલ બની છે એવો માણસ બીજી રીતે પ્રેમાળ, ઉદાર, સ્વાર્થત્યાગી અને વિશ્વાસપાત્ર પણ હોઈ શકે છે; જીવનના તોલનની દૃષ્ટિથી આ દાખલામાં શ્રેષ્ઠકનિષ્ઠ શી રીતે નક્કી કરી શકાય?

તેથી જ જીવનશાસ્ત્રીઓએ નક્કી કર્યું છે કે તુલના કરવાની ભાંજગડમાં પડવું નહીં. બધાંને જ સમાન ગણવાં. સર્વ વ્યક્તિ, સર્વ જાતિ, સર્વ વર્ણ, અને સર્વ ધર્મ સમાન છે. વિશેષે કરીને ધર્મની બાબતમાં આજે પ્રચલિત થયેલા ધર્મો પરથી અને આપણે ભાગે આવેલા તે તે ધર્મના અનુયાયીઓ પરથી કોઈ પણ ધર્મની પ્રતિષ્ઠા ઠરાવવી યોગ્ય નથી. દરેક ધર્મનું હાર્દ તેના અનુયાયીઓ કરતાં તો મોટું હોય છે જ, પરંતુ તેથીયે વિશેષ પોતાના ધર્મગ્રંથો અને શાસ્ત્રવચનોથી પણ ઊંચું હોય છે.

દરેક હૃદયમાં આત્માનો વાસ હોય છે એમ આપણે કહીએ છીએ. પરંતુ દુષ્ટ, દગાબાજ, કૃતઘ્ન, હીન, દ્રોહી હૃદયોમાં પણ આત્મા છે અને યથાકાળે ત્યાં આત્માનો એટલે ધર્મબુદ્ધિનો જ વિજય થવાનો છે એટલી શ્રદ્ધા અથવા આસ્તિકતા આપણે બતાવતા નથી. આ આસ્તિકતાનો જ્યારે આપણામાં ઉદય થશે ત્યારે જ આપણું આચરણ અચૂક ધર્માનુકૂળ થશે.

ધર્માધર્મની બાબતમાં તો એટલી શ્રદ્ધા પણ આપણે બતાવતા નથી. બધા જ ધર્મોમાં ઈશ્વર છે, આત્મતેજ છે; બધા જ ધર્મો ઉન્નતગામી છે; બધા ધર્મોમાં સત્યપરાયણતા, પ્રેમપરાયણતા છે. બધા જ ધર્મો ઈશ્વરને પ્રિય છે. માને જેમ પોતાનાં બધાં જ બાળકો અત્યંત પ્રિય હોય છે તે જ પ્રમાણે ઈશ્વરને બધા જ ધર્મો પ્રિય છે. આ વાત તત્ત્વમાં પણ કબૂલ કરવા આજે લોકો તૈયાર નથી તો તે પ્રમાણે વર્તવાને તો ક્યાંથી જ હોય?

[આસ્તિકતા એટલે શું? જુદે જુદે વખતે આ શબ્દના જુદા જુદા અર્થો થયા છે. જેને ઈશ્વર પર વિશ્વાસ છે તે આસ્તિક એવો આજકાલ અર્થ થાય છે. વેદનું પ્રામાણ્ય જે સ્વીકારે છે તે આસ્તિક એવી જૂના વખતની સમજ છે. વેદનું પ્રમાણ જે સ્વીકારે છે અને ઈશ્વર છે એમ માનતો નથી તે પણ ઉપરની વ્યાખ્યા પ્રમાણે આસ્તિક જ ગણાય, જેવો કે નિરીશ્વરવાદી સાંખ્ય. અને જેને ઈશ્વર પર વિશ્વાસ છે છતાં વેદ પ્રમાણ નથી તે નાસ્તિક.

ઓળખાતી પણ સંખ્યામાં અઢીસો-ત્રણસો થઈ જતી ન્યાતો આપણે પડવા દીધી છે. અને જાણે કે એ બધીને મોટા ઠાઠથી દરબારમાં બેસવાનું હોય તેમ તેમનો ‘ઉચ્ચનીચ ભેદ’ પણ નક્કી કરી નાખ્યો. બધી જ્ઞાતિઓમાં પરોવાયેલું આ ઉચ્ચનીચ ભાવનું તત્ત્વ જીવનસૂત્ર નથી પણ એકીસાથે બધાંને ફાંસી દેવાનો યમપાશ છે. પણ ગામડાંના લોકોને એની ખાતરી કરાવતાં દમ નીકળી જશે. કેમ કે ઉચ્ચ-નીચભાવ તેમના હાડમાં ઊતરી જાય એટલા હથોડા આપણે તેમના પર ટીપ્યા છે. આ બધા ખીલા પાછા ઉખેડી કાઢતાં કંઈ કલેશ તો થવાનો જ.

કુટુંબમાં અથવા જ્ઞાતિમાં નાનામોટાનો ભેદ હોય જ છે. વયથી, સંબંધથી, અનુભવથી, અક્કલહોશિયારીથી અથવા સામર્થ્યથી, નાના ને મોટા એવો ભેદ પડે જ છે. પણ એ ભેદ વિશ્વરૂપ નથી. પ્રથમ વાત તો એ કે આ ભેદ બધાંએ પ્રેમથી સ્વીકારેલો હોય છે. એમાં મતભેદ નથી હોતો. અને બીજી મહત્ત્વની વાત એ કે આ સંબંધમાં જે ઉચ્ચ હોય છે તેને બધાના દાસ બનવું પડે છે. સર્વની સેવા, સર્વને સારુ સ્વસુખના ત્યાગમાં કોઈ પણ જાતની મર્યાદા ન હોવી, ખંડ ન હોવો એ જ કુટુંબનું લક્ષણ છે. બધાંનું બોલેલું સહેવું, બધાંના આગ્રહને માન આપવું, મોટા મનથી બધાંના દોષો ગળી જવા અને સમાધાનપૂર્વક બધાંના પગની નીચેની રજ બનવા સુધી શૂન્ય થવું એ જ કુટુંબમાં મોટાપણાનું લક્ષણ છે. પૃથ્વીને જ ‘ક્ષમા’ નામ મળેલું છે. જે કંઈ પૃથુ, વિશાળ છે, તે ક્ષમાવાન હોવાનું જ. આવી સ્થિતિમાં મોટાઈનું અભિમાન, મોટાઈના હક, મોટાઈનો તોર અને મોટાનો મોટો ભાગ એ વાતોને અવકાશ ક્યાંથી હોય? કૌટુંબિક ન્યાયની મોટાઈ દુનિયામાં જેને લેવી હોય તે લે, ખુશીથી લે. તેને કોઈ અટકાવવાનું નથી. [ખ્રિસ્તે આવી મોટાઈ લેવાનું પોતાના અનુયાયીઓને કહ્યું હતું. કદાચિત્ હિંદુ ધર્મને ભાગે આ મોટાઈ આવે પણ ખરી. અથવા એમ પણ બને કે આવી મોટાઈ સમાજસમાજો વચ્ચે સ્થપાય તે અરસામાં બધા જ ધર્મોનું હૃદયૈક્ય થઈ ગયેલું હશે.]

જ્યાં ઐક્ય છે ત્યાં સમાનતાનો, સરખાપણાનો પ્રશ્ન રહેતો જ નથી. માથું ઉપર શા માટે અને પગ નીચે શા માટે એવો અથવા એથી ઊલટો ઝઘડો માણસોએ કે ઝાડોએ કદી કર્યો નથી. જ્યાં ઐક્ય સ્થાપવાનું છે ત્યાં અત્યંત આગ્રહપૂર્વક સમાનતા સંભાળવી જ જોઈએ. ભિન્ન સમાજો સરખાપણાના સંબંધથી જ જોડે ચાલી શકશે.

આપણે એક ઉદાહરણ લઈશું. માંસાહાર ત્યાજ્ય છે એમ માનનાર બે જણ-માંથી એક ત્યાગ કરી શક્યો છે અને બીજાથી હજી માંસ છોડાતું નથી એવી પરિસ્થિતિમાં પ્રકૃતિદુર્બળ બીજો પહેલા સંસ્કારસમર્થને જાતે જ શ્રેષ્ઠ માનશે, અને પહેલો શ્રેષ્ઠ પોતાનું શ્રેષ્ઠપણું ભૂલીને પ્રકૃતિદુર્બળને પાસે લેવામાં, તેને મદદ કરવામાં સમાધાન માનશે. હું શ્રેષ્ઠ છું, હું પવિત્ર છું, અને તેથી હું સામાન્ય લોકોને દૂર રાખીશ એમ કહેનાર કિંવા માનનાર માણસ વિશિષ્ટ આચારમાં ગમે તેટલો શુદ્ધ હોય તોપણ તે મહાપાતકી છે.

પરંતુ જેને માંસાહાર ત્યાજ્ય છે એ વાત જ ગળે ઊતરી નથી, માંસાહારમાં કશું અયોગ્ય નથી એમ જ જેને લાગે છે, તે પોતાને નિરામિષાહારી કરતાં કનિષ્ઠ શા સારુ માનશે? અને નિરામિષાહારીને તેની સાથે ઊંચાપણાના ભાવથી વર્તવાનો હક પણ ક્યાંથી પહોંચે? તે મનમાં ગમે તે માને પણ મોટાઈનો ડોળ તેણે ન કરવો જોઈએ. અનુભવ પણ એમ જ કહે છે કે એક ક્ષેત્રનું વડપણ માણસને સાર્વત્રિક મોટાઈ આપી શકતું નથી. રૂઢિથી કિંવા વંશપરંપરાથી જે નિરામિષાહારી છે તે કેવળ અન્નાહારી છતાં તેનું હૃદય સંકુચિત, નિર્દય અને કપટી હોવાનો સંભવ રહે છે. અને જે રૂઢિથી માંસાહારી છે અને રૂઢિને કારણે જ જેને માંસાહારની ત્યાજ્યતા ગળે ઊતરવી મુશ્કેલ બની છે એવો માણસ બીજી રીતે પ્રેમાળ, ઉદાર, સ્વાર્થત્યાગી અને વિશ્વાસપાત્ર પણ હોઈ શકે છે; જીવનના તોલનની દૃષ્ટિથી આ દાખલામાં શ્રેષ્ઠકનિષ્ઠ શી રીતે નક્કી કરી શકાય?

તેથી જ જીવનશાસ્ત્રીઓએ નક્કી કર્યું છે કે તુલના કરવાની ભાંજગડમાં પડવું નહીં. બધાંને જ સમાન ગણવાં. સર્વ વ્યક્તિ, સર્વ જાતિ, સર્વ વર્ણ, અને સર્વ ધર્મ સમાન છે. વિશેષે કરીને ધર્મની બાબતમાં આજે પ્રચલિત થયેલા ધર્મો પરથી અને આપણે ભાગે આવેલા તે તે ધર્મના અનુયાયીઓ પરથી કોઈ પણ ધર્મની પ્રતિષ્ઠા ઠરાવવી યોગ્ય નથી. દરેક ધર્મનું હાર્દ તેના અનુયાયીઓ કરતાં તો મોટું હોય છે જ, પરંતુ તેથીયે વિશેષ પોતાના ધર્મગ્રંથો અને શાસ્ત્રવચનોથી પણ ઊંચું હોય છે.

દરેક હૃદયમાં આત્માનો વાસ હોય છે એમ આપણે કહીએ છીએ. પરંતુ દુષ્ટ, દગાબાજ, કૃતઘ્ન, હીન, દ્રોહી હૃદયોમાં પણ આત્મા છે અને યથાકાળે ત્યાં આત્માનો એટલે ધર્મબુદ્ધિનો જ વિજય થવાનો છે એટલી શ્રદ્ધા અથવા આસ્તિકતા આપણે બતાવતા નથી. આ આસ્તિકતાનો જ્યારે આપણામાં ઉદય થશે ત્યારે જ આપણું આચરણ અચૂક ધર્માનુકૂળ થશે.

ધર્માધર્મની બાબતમાં તો એટલી શ્રદ્ધા પણ આપણે બતાવતા નથી. બધા જ ધર્મોમાં ઈશ્વર છે, આત્મતેજ છે; બધા જ ધર્મો ઉન્નતગામી છે; બધા ધર્મોમાં સત્યપરાયણતા, પ્રેમપરાયણતા છે. બધા જ ધર્મો ઈશ્વરને પ્રિય છે. માને જેમ પોતાનાં બધાં જ બાળકો અત્યંત પ્રિય હોય છે તે જ પ્રમાણે ઈશ્વરને બધા જ ધર્મો પ્રિય છે. આ વાત તત્ત્વમાં પણ કબૂલ કરવા આજે લોકો તૈયાર નથી તો તે પ્રમાણે વર્તવાને તો ક્યાંથી જ હોય?

[આસ્તિકતા એટલે શું? જુદે જુદે વખતે આ શબ્દના જુદા જુદા અર્થો થયા છે. જેને ઈશ્વર પર વિશ્વાસ છે તે આસ્તિક એવો આજકાલ અર્થ થાય છે. વેદનું પ્રામાણ્ય જે સ્વીકારે છે તે આસ્તિક એવી જૂના વખતની સમજ છે. વેદનું પ્રમાણ જે સ્વીકારે છે અને ઈશ્વર છે એમ માનતો નથી તે પણ ઉપરની વ્યાખ્યા પ્રમાણે આસ્તિક જ ગણાય, જેવો કે નિરીશ્વરવાદી સાંખ્ય. અને જેને ઈશ્વર પર વિશ્વાસ છે છતાં વેદ પ્રમાણ નથી. તે નાસ્તિક.

આથી પણ વ્યાપક અર્થનો વિચાર કરતાં જેને પારલૌકિક જીવન પર વિશ્વાસ છે તે આસ્તિક અથવા આત્મા છે, તે અમર છે, સત્યસંકલ્પ છે, એવી જેની શ્રદ્ધા છે તે આસ્તિક.

ઉપર કરેલા વિવેચનમાં આસ્તિકતાનો આવો જ પણ સહેજ જુદો અર્થ લીધો છે અને તે સ્પષ્ટ પણ કર્યો છે.

પ્રસ્થાનત્રયીનો સમન્વય કરવો એને ધર્મબુદ્ધિની ઊંચી કસોટી ગણવામાં આવતી હતી. સર્વદર્શનસમન્વય એ તેનાથી આગળની પાયરી. હવે વૈદિક ધર્મ, યહૂદી ધર્મ, ફારસી ધર્મ, બૌદ્ધ ધર્મ, ચીનમાંનો ધર્મ, તે જ પ્રમાણે ખ્રિસ્તી ધર્મ, ઈસ્લામી ધર્મ વગેરે સર્વ ધર્મોનો સમન્વય કરવો એ આજનું કામ છે. બધા ધર્મોને વિશે સદ્ભાવ અને સમાનભાવ ન હોય તો આવો સમન્વય કરી શકાય તેમ નથી. આ સદ્ભાવ તે જ આજની આસ્તિકતા એ જ માનવ્ય-શ્રદ્ધા.]

સામાજિક રિવાજ બદલવામાં અને સમાજને નવો આકાર આપવામાં ધર્મ-શૈથિલ્ય અથવા માત્ર વહેવારવાદ ન હોવાં જોઈએ. પણ નવયુગની વ્યાપક સંસ્કૃતિ અને ધર્મજીવનને ધ્યાનમાં રાખીને જ રીતરિવાજોમાં ફેરફાર થવા જોઈએ. આટલા જ સારુ અહીં સુધી કરેલા વિવેચનની જરૂર હતી.

જે પોતાના ધર્મના નથી તે ધર્મબાહ્ય, એવી બધા ધર્મવાળાની સમજ છે. એ સમજને તોડી નાખવી જોઈએ; એમ કરતાં સદાચારનો નવો નકશો દોરવાનું નવું જ માપ આપણા હાથમાં આવી જશે.

સ્ત્રીપુરુષ, સર્વ જાતિ, સર્વ ધર્મ, સર્વ પંથ સમાન છે, સર્વ આદરયોગ્ય છે. આટલી શ્રદ્ધા બેઠા પછી પરસ્પર કેમ વર્તવું એ આપોઆપ સમજાશે. જે ભિન્ન છે તેમણે વિભક્ત ન રહેતાં એક એક સાથે ઓતપ્રોત થવાનો પ્રયત્ન કરવો, મદદની આપલે કરવી, એક એકના ઉત્સવોમાં ભાગ લેવો, જ્યાં આઘાત પહોંચવાનો સંભવ હોય ત્યાં સંભાળી લેવું, અને એમ કરીને પોતાને અને બીજાને સમૃદ્ધ કરવા. આમ કરવામાં પોતાની નિષ્ઠા છોડવાની નથી હોતી પણ તેને ઉદાત્ત કરવાની હોય છે.

આપણા જૂના રીતરિવાજોમાં જૂના જમાનાને જ યોગ્ય એવી કેટલીયે બાબતો છે. તે આજે છોડવી જ જોઈએ અથવા બદલવી જોઈએ. આભડછેટનું શાસ્ત્ર અર્થ વગરનું, કૃત્રિમ અને ઘાતક બની ગયું છે. તેને ઠેકાણે વ્યવહાર્ય એવું શુચિર્ભૂત-પણાનું શાસ્ત્ર દાખલ કરવું જોઈએ. માંસાહાર અને અન્નાહાર એ ભેદ આગ્રહ-પૂર્વક જાળવવો જોઈએ. પણ સાથે સાથે માંસાહારી અને અન્નાહારી એક પંક્તિએ બેસીને જમી શકે એવી વ્યવસ્થા હોવી જોઈએ. કોઈએ બીજાનું એઠું ન ખાવું એ આગ્રહ પણ ઉત્તમ છે. ભંગીઓને કે નોકરોને તે જ પ્રમાણે પોતાની સ્ત્રીને કે નાનાં બાળકોને પણ એઠું ન ખાવા દેવું જોઈએ. અન્નાહારી લોકોએ પોતાને ખપે એ પદ્ધતિએ બનાવેલું હોય તો તે ગમે તેના હાથનું હોય તોપણ ખાવું; કૂવામાં સ્વચ્છ (શુદ્ધ) વાસણો જ બોળાય એટલી સંભાળ રાખ્યા પછી બ્રાહ્મણે,

અંત્યજ, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, બધાને જ માટે કૂવાઓ સરખી રીતે ખુલ્લા રહેવા જોઈએ.

સ્ત્રીઓનું જીવન છેક જ ઘરકૂકડી જેવું થઈ ગયું છે તેથી તેઓ પાંગળી, બીકણ, પ્રસંગાવધાનશૂન્ય અને પરાવલંબી બની ગઈ છે. તેમને વ્યાપક સામાજિક જીવનનો અનુભવ કરાવવો જોઈએ. સાર્વજનિક કામોમાં ઢોરનાં ટોળાંની માફક ભેગાં થવાને બદલે તેમણે માણસની માફક જવાબદારીપૂર્વક તેમાં ભાગ લેવો જોઈએ.

સ્ત્રીઓની બાબતમાં એક ઘણો નાજુક પ્રશ્ન રહે છે. કેટલીક જ્ઞાતિઓમાં માસિક રજોદર્શનની આભડછેટ પળાતી નથી, અને કેટલીક જ્ઞાતિઓમાં તે કડકપણે પળાય છે. અસ્પૃશ્યતા કરતાં સ્વચ્છતા તરફ જે ધ્યાન અપાવું જોઈએ તે બેમાંથી એક પણ ઠેકાણે અપાતું નથી. આદર્શ સ્વચ્છતા જો જાળવી શકાય, અને રજસ્વલાઓને ત્રણ કે પાંચ દિવસ શરીરનો, મનનો અને કામસંબંધમાંથી આરામ આપવાની કાળજી રખાય તો — તો જ — દૂર બેસવામાંથી અસ્પૃશ્યતાનું ધતિંગ ઘણું ઓછું થઈ શકે. કેટલીક જ્ઞાતિઓ જો સ્વચ્છતાનો ઊંચો આદર્શ પાળી શકે છે તો આગ્રહપૂર્વકના અને સતત શિક્ષણથી બધાંને માટે તે શક્ય થવું જોઈએ.

આપણા ઘણા જૂના રિવાજો ખરચાળ હોય છે. તેમાં ઉત્પન્ન અને ખર્ચનો મેળ જણાતો નથી. દંભ અને કૃત્રિમ પ્રતિષ્ઠાને બહુ સ્થાન રહે છે. કોઈ પણ સામાજિક રિવાજ કોઈ પણ કાળે સત્યથી વેગળો ન હોવો જોઈએ. દંભ, કૃત્રિમતા, પાખંડ, ડોળ, એ બધાંને જરા પણ આશરો ન મળવો જોઈએ. આળસ, એદીપણું અને પરાશ્રયને મૂળમાંથી ઉખેડવાં જોઈએ.

દરેક જણ પોતાપૂરતું જ અથવા પોતાના કુટુંબ પૂરતું જ સંભાળે છે તેને બદલે તેણે સામાજિક કલ્યાણની વ્યાપક દૃષ્ટિ આગ્રહપૂર્વક કેળવવી જોઈએ. સાર્વજનિક હિતનાં કામો સંઘશક્તિથી કરવાનો ઉત્સાહ વધારવો જોઈએ. સમગ્ર સામાજિક જીવન ઉન્નત થાય એવા પ્રયત્નો હમેશ થવા જોઈએ. વારંવાર વિચાર, ચર્ચા થાય અને લોકમત જાગ્રત રહે એવા નવા રિવાજો પાડવા જોઈએ.

## લગ્નસંસ્થાનો પાયો

લગ્ન એ સંસ્થા સામાજિક છે. લગ્ન પ્રજોત્પત્તિ માટે છે. પ્રજોત્પત્તિનો ઉદ્દેશ ન હોય તો લગ્નની આવશ્યકતા નથી. અને પતિપત્નીની પરસ્પર નિષ્ઠાનો પણ ઝાઝો અર્થ રહેતો નથી. જે માણસનો શુદ્ધ બ્રહ્મચર્ય ઉપર વિશ્વાસ નથી, અને લગ્નસંસ્થા ઉપર પણ વિશ્વાસ નથી તે માણસ ભયંકર છે; સમાજે તેનો વિશ્વાસ ન કરવો ઘટે. દામ્પત્ય સંબંધની શુદ્ધિ એ દંપતીને પેટે અવતરનાર બાળકોનો હક છે. દરેક બાળકનો હક છે કે એ નીરોગી શરીર અને શુભ સંસ્કારી મન લઈને આ દુનિયામાં પ્રવેશ કરે; દરેક બાળકનો હક છે કે પરસ્પરાનુકૂળ

પતિપત્નીના જીવનમાંથી નીપજતા એકરૂપ વાતાવરણનો એના ઉછેરને લાભ મળે. નહીં જન્મેલાં બાળકોનો એ હક એમના વતી કોણ સાચવે? દરેક સમાજ પોતાનો વારસો ઊછરતી પેઢીને સોંપનાર હોવાથી ઊછરતી પેઢીના હકનું રક્ષણ એ સમાજે જ કરવાનું રહે છે. અને તેથી જ લગ્નસંસ્થાનાં નિયમો અને મર્યાદાઓ ભૂતકાળની દૃષ્ટિએ નહીં પણ ભૂતકાળના અનુભવ ઉપર રચાયેલાં પણ ભવિષ્યકાળની દૃષ્ટિએ ઘડાયેલાં હોવાં જોઈએ.

દરેક બાળકનો એ હક છે કે એનાં માબાપનો દાંપત્ય સંબંધ સ્થાયી હોય; અને તેથી માબાપના સંસ્કારો પરસ્પરપોષક હોવા જોઈએ. બે જણ વચ્ચે પ્રેમને વિરોધી એવો સંબંધ અથવા લાગણીઓ ન હોવી જોઈએ. બંનેનો જીવનનો આદર્શ લગભગ સરખો હોય, પરસ્પર મારક તો ન જ હોય. અને માબાપ બંને એકબીજામાં ઓતપ્રોત થયેલાં હોય.

જ્યાં પ્રેમનો અભાવ છે, માનસિક વિરોધ છે, રહેણીકરણીમાં કંઈ મેળ નથી, સ્વભાવભેદ તીવ્ર છે ત્યાં બાળકો જન્મ લેવા નહીં ઇચ્છે. માટે એવા વિવાહો સમાજને માન્ય ન જ થવા જોઈએ.

૧૯૩૧

## કાઠિયાવાડના અનુભવ

આમ તો ગુજરાત અને કાઠિયાવાડ એક જ છે. રહેણી અને વેપારવૃત્તિ બન્ને ભાગમાં સરખી જ છે. છતાં કાઠિયાવાડમાં અને ગુજરાતમાં કંઈક વિશેષતા દેખાય છે. ગુજરાતમાં ઘણા કાઠિયાવાડીઓ આવી વસેલા છે, પણ કાઠિયાવાડમાં તેટલા ગુજરાતીઓ નથી દેખાતા. આનું કારણ શું હશે? કાઠિયાવાડમાં કાં તો વસ્તી વધી પડી છે અને તેથી તેમને બહાર જવું પડે છે, અથવા તો દેશાવર જવાની ગુજરાતની પ્રાચીન વૃત્તિ કાઠિયાવાડમાં પહેલેથી જ વધારે છે. કાઠિયાવાડમાં હાલની સુધરેલી ઢબ અને તેનાં સાધનો ઓછાં છે તેથી પણ ગુજરાતીઓ કાઠિયાવાડમાં ઓછા જતા હશે. ત્રીજું પણ એક કારણ સંભવે છે, અને તે એ કે કાઠિયાવાડમાં બધે દેશી રાજાઓનું રાજ્ય છે અને દેશી રાજ્યોમાં રળવાનાં સાધનો અને સગવડો ઓછાં હશે. એમ હોય તો દેશી રાજાઓએ અને પોતાને ચતુર ને બુદ્ધિધન ગણતા તેમના દીવાનોએ આનો ગંભીરપણે વિચાર કરવો જોઈએ. દરેક રાજ્યનું મોટામાં મોટું ધન તેનું મનુષ્યધન છે. તે જો બહાર જાય તો રાજ્યને ક્ષયરોગ થયો છે એમ જ માનવું જોઈએ. વસ્તીપત્રક ઉપરથી એમ નથી જણાતું કે કાઠિયાવાડમાં લોકવસ્તી પ્રમાણમાં વધારે છે. શરૂઆતમાં દેશાવર જનારા કાઠિયાવાડીઓ બહારથી ખૂબ ધન કાઠિયાવાડમાં લાવતા હશે અને તેથી કાઠિયાવાડને આનાચારે લાભ થતો હશે, પણ દેશી રાજ્યોની હાલની નીતિ સ્વતંત્ર મિજાજવાળી પ્રજાને બિલકુલ રુચે તેમ ન હોવાથી કાઠિયાવાડના મજૂરો, વેપારીઓ અને કેળવાયેલા લોકો દહાડે દહાડે કાઠિયાવાડ બહાર જઈ વસતા થયા છે.

બીજી પણ એવી જ ગંભીર બીના એ જણાય છે કે કેટલાક કાઠિયાવાડીઓ મુખ્યત્વે ધનની લાલચે પોતાની કન્યાઓને કાઠિયાવાડ બહાર પરણાવે છે. કાઠિયાવાડમાં પરદેશી કાપડનો પ્રચાર વધી પડવાથી કાઠિયાવાડનો વણકર વર્ગ મુંબઈ જઈ મુંબઈનું મેલું ઉઠાવવાનો ધંધો કરતો થઈ ગયો છે. કાઠિયાવાડના રાજાઓ અને પોતાને ઊંચી ગણાવતી કોમના લોકો જાણતા નથી કે તેમના જીવનનો આધાર ગરીબ ખેડૂતો અને વણકર લોકો ઉપર જ છે. મૂળની ઉપેક્ષા અને તિરસ્કાર કરનાર માળીના ઝાડનાં પાંદડાં અને ફૂલ જેમ તડકામાં કરમાઈ જાય છે તે જ પ્રમાણે કાઠિયાવાડના રાજાઓનું અને કાપડિયા લોકોનું થવાનું છે એમાં કંઈ શક છે?

કોઈ જુવાનના હાથમાં વડીલોપાર્જિત ધન આવતાં જ વાડીવજીફો બધું વેચી નાખી જેમ તે તેનાં નાણાં કરે છે અને પોતે ખૂબ ધનવાન થયો એમ માની ઉડાઉ બને છે, તેમ રાષ્ટ્રીય જીવનનાં ઝરણાં સૂકવી નાખી આજનો વેપારીવર્ગ પ્રજાકીય સમૃદ્ધિને ભોગે માલદાર થઈ મહાલે છે. કાચી જુવાનીની આ ગાંડી વિલાસિતાને પરિણામે આખરે ક્ષયરોગના ભોગ થવું પડશે એ તેઓ જોતા નથી.

પ્રમાણમાં ગુજરાતના કરતાં કાઠિયાવાડનું હાડ જોરાવર છે, પણ તે સાચવવા તરફ ધ્યાન નહીં અપાય તો તેને ખુવાર થતાં વાર લાગવાની નથી.

* * *

કાઠિયાવાડ તેના વિવેકને માટે પ્રખ્યાત છે. મોટાં મોટાં શહેરો છોડી દઈએ તો એમ સ્પષ્ટ દેખાય છે કે આં વિવેક પોલો નથી, પણ તેની પાછળ મમતા અને ખાનદાની છે. જ્યાં નાણાંનો વહેવાર ઓછો છે ત્યાં આતિથ્યધર્મ વધારે હોય છે એમ દુનિયાના બધા દેશોમાં જોવામાં આવ્યું છે. નાણાંમાં ક્ષુદ્રતા અને સ્વાર્થ રહેલો છે, જ્યારે દાણામાં રિદ્ધિ અને ખાનદાની છે, એવો સિદ્ધાંત બાંધીએ તો તે ખોટો નહીં પડે.

શહેરોમાં સંસ્કારિતા છે, પણ સંસ્કારિતા હમેશાં ધાર્મિકતા અથવા ઉદારતા સૂચવે છે એવું નથી. ઘણી વાર બાહ્ય સંસ્કાર અંતરની વિલાસિતા અને છીછરાપણું ઢાંકવાનો એક પડદો જ હોય છે. મહેમાનોનાં સુખસગવડ તરફ તેમ જ તેમને દરેક રીતે પોતાના જ ઘરમાં હોય તેવું લગાડવા તરફ કાઠિયાવાડમાં કાળજી લેવાય છે તે તેનાં લાંબા કાળનાં જાહોજલાલી અને ધાર્મિક જીવનનો અવશેષ છે. કાઠિયાવાડે જેમ પોતાનું જૂનું લોકસાહિત્ય સાચવી રાખ્યું છે તે જ પ્રમાણે જ્યાં સુધી તે આ વૃત્તિને સાચવશે ત્યાં સુધી કાઠિયાવાડની સુવાસ દુનિયામાં ફેલાતી રહેશે.

* * *

ગમે તે યુગમાં મોજશોખ એ પ્રજાજીવનને રોગરૂપ જ છે; પણ જ્યાં સુધી મોજશોખ સાથે ઉદ્યમ ભળેલો હોય (ફક્ત વેપાર નહીં) ત્યાં સુધી મોજશોખની ખરાબ અસર બહુ નથી થતી. એક તરફ ઉદ્યોગધંધા અને તે કરનાર કારીગરીને મરવા દેવાં અને બીજી તરફ મોજશોખ વધારવા એ તો અંગ્રેજો કહે છે તેમ

મીણબત્તીને બંને છેડેથી બાળવા જેવું છે. કાઠિયાવાડમાં કાપડિયાઓ અને બીજા પરદેશી વસ્તુના વેપારીઓ ભલે ધનવાન થતા હોય, પણ સામાન્ય પ્રજા તો દહાડે દહાડે વધુ ને વધુ કંગાળ જ થતી જાય છે. એમ ન હોત તો વણકર કાઠિયાવાડ પરદેશી વસ્ત્ર મોકલનાર મુંબઈનું ભંગી ન બનત.

*          *          *

આ ફેરે અમે કાઠિયાવાડમાં ભર લગનગાળા વચ્ચે ગયેલા, તેથી રસ્તા પરથી વાજતેગાજતે જતાં કેટલાંયે જાનો અને વરઘોડા અમે જોયાં. ગુજરાતમાં આવ્યો ત્યારે 'જાન' શબ્દનો અર્થ હું જાણતો નહોતો. હવે સમજાય છે કે જેમાં વિદૂષક જેવા વાજાં વગાડનારા બસૂરા બૅન્ડનો કોલાહલ મચાવી સારા શહેરની ઊંઘનો જાન લે છે તે જાન. આ જાનનો પ્રથમ અનુભવ મને વડોદરામાં થયો. જે શહેરમાં દક્ષિણી તેમ જ હિંદુસ્તાની નામાંકિત ગવૈયા અને વાજંત્રી પડયા છે અને જ્યાં તંજાવરના વાજંત્રી પોતાનું જાદૂઈ સંગીત પ્રજાને હમેશાં સંભળાવે છે તે જ શહેરમાં ગર્દભને પાઠ ભણાવે એવું બૅન્ડનું સંગીત (!) લોકોને કેમ અને કેવું રુચ્યું હશે? આ બૅન્ડ કાઠિયાવાડનાં શહેરોમાં પણ ઘૂસ્યાં છે એમ હું જાણતો નહોતો. સંગીત એ પ્રજાકેળવણીનું એક મહત્ત્વનું અંગ છે. બૅન્ડ મારફતે મળતી ખોટી અને ઝેરી કેળવણીને પરિણામે લોકો જો કજિયાખોર અને અસંસ્કારી ન બને તો તે આશ્ચર્ય ખરું!

*          *          *

લગ્નની બીજી સંસ્થા છે ન્યાતજમણ. કુટુંબના કોઈ પણ મહત્ત્વના પ્રસંગે ન્યાતના બધા લોકો ભેગા થાય એ સુંદર રિવાજ છે, સંઘભાવના(herd consciousness)ને પોપવાનો એ ધોરી રસ્તો છે. ન્યાતબંધુઓ બધા ભેગા થાય એટલે સાથે ખાયપીએ એ પણ સ્વાભાવિક છે. પણ આજે ન્યાતજમણે જે રૂપ પકડયું છે એ જોઈને તો કંપારી છૂટે છે. આ જમણનો પ્રસંગ એ તો ઘણી વાર ન્યાતજાતના ઝઘડાઓ લડી લેવાનો પ્રસંગ જ બની જાય છે. ન્યાતબહાર કોને મૂકવા, કોની ઉપર પૂરું વેર લેવું, કોની કેવી ઠેકડી કરવી વગેરેનો જ જાણે એ એક મહોત્સવ હોય છે.

અને જમવા બેસવાનો પ્રકાર તો નરી સૂગ જ ઉપજાવે છે. આર્ય સંસ્કૃતિ સૌથી શ્રેષ્ઠ છે એમ કહેનારને આવાં દૃશ્ય સામે માથું નીચું જ ઘાલવું પડે. ભોજન એટલે આત્મદેવની પૂજા. તે વિશેષ સ્વચ્છ સ્થળે શુચિર્ભૂત દશામાં કરવી ઘટે. ગમે ત્યાં બેસી ગમે તેમ ખાવું એ પશુસૃષ્ટિને ભલે છાજે.

હું તો લગ્ન પ્રસંગે ક્યાંયે જમવા નથી જતો, પણ ભાવનગરમાં બાળમંદિર ખુલ્લું મુકાયાને દિવસે ધર્મશાળામાં જે મોટું જમણ થયું તેમાં જવાનો પ્રસંગ આવત. પણ તે સાંઝરે થયું હોવાથી હું છૂટયો. માત્ર જમણવાર કેવો હોય છે તે જોવા ગયેલો. શો તે વમનનો દેખાવ! શાંતિનું નામ ન મળે; ચોમેર કોલાહલ. જગાની સંકડાશને લીધે લોકો ધૂળમાં ચીચોચીચ બેઠેલા, એટલું જ નહીં પણ

થાળીઓને પણ પૂરતી જગા મળતી નહોતી. એક થાળીના કાંઠા પર બીજી ચડેલી! (આમ થાળીઓ મૂકવામાં દાળ ન ફેલાવા દેવાની સગવડ હતી ખરી!)

ગુજરાતે જમણવારનો રિવાજ સુધારવાની જરૂર છે ખરી. જ્ઞાતિબંધન અને જ્ઞાતિપ્રેમ પોષવાની બીજી કોઈ ને કોઈ રીત શોધી કાઢવી જોઈએ. ન્યાતને નામે 'અણ-આચાર'ને ઉત્તેજન ન જ મળવું જોઈએ. કેટલીક ન્યાતોમાં હુક્કાપાણી એ જ ન્યાતબંધનનું લક્ષણ થઈ ગયું છે. અને કેટલીકમાં કસુંબો. વ્યસનોને જે ન્યાત પ્રેમબંધનની પ્રતિષ્ઠા અર્પે છે તે ન્યાતની વિવેકશક્તિનું દેવાળું નીકળ્યું છે એમ જ દુઃખ સાથે કહેવું પડે છે.

મારા કેટલાયે મિત્રો આ બધું સમજે છે, છતાં તેઓ કહે છે: 'પણ અમે બીજાને ત્યાં જઈ આટલી ઉંમર ન્યાતો જમી આવ્યા તેનું? અમારે ઘેર પ્રસંગ આવ્યે અમે ન્યાત જમાડવા ના પાડીએ એ કેમ ચાલી શકે? લોક અમારી આંખમાં આંગળી ન કરે?' આ દલીલમાં કાયરતા છે. દરેક સુધારાની વેળાએ સુધારો કરનારને કેટલીક વસ્તુઓ જતી કરવી જ પડે છે, કેટલીક લોકનિંદા ખમવી જ પડે છે. એટલા માટે જ સમાજસુધારકોને બહાદુર કહેવામાં આવે છે. જેમાં પુરુષાર્થ નથી તેવા કામની કિંમત પણ તેટલી જ. હું તેમને કહું છું કે તમે ન્યાતો જમી આવ્યા છો તેના બદલામાં ન્યાતના સાચા કલ્યાણાર્થે બીજી રીતે તમે ન્યાતની સેવા કરો; પૈસો ખરચો; તમારે ત્યાંની રાષ્ટ્રીય શાળાનો એક વરસનો ખરચ આપો; વિદ્યાદાન કરી તે મારફતે આજન્મ અન્નદાન કર્યાનું પુણ્ય મેળવો અને ન્યાતને ભેગી કરો ત્યારે સાદા, સ્વચ્છ અને સાત્ત્વિક ખાનપાનની તજવીજ રાખો.

* * *

કાઠિયાવાડમાં ઘણી સભાઓ જોવાનો મને પ્રસંગ મળ્યો. સભામાં પુરુષો જેટલી જ સ્ત્રીઓ હાજર રહેતી એમ કહું તો ઝાઝી અતિશયોક્તિ નહીં કહેવાય. પણ સ્ત્રીઓને હજી સભાના નિયમોનું જ્ઞાન નથી. વ્યાખ્યાન ચાલતું હોય તોપણ સ્ત્રીઓ આપસમાં વાતો કર્યે જ જાય છે. સહેજસહેજમાં લડી પણ પડે છે. સાથે બાળકો તો હોય જ; અને તેઓ તો સભાનાં બહારવટિયાં જ—મા કે બહેન પોતાની તરફ દુર્લક્ષ કરે એટલે તેઓ ઉચ્ચ સ્વરે આખી સભાનું લક્ષ પોતાની તરફ ખેંચી લે છે. આ બધું વિક્ષેપકારક છતાં ખમી લેવા જેવું હોય છે, પણ જ્યારે ભાયડાઓ ક્રોધમાં ઊભા થઈ બૈરાંઓ સામે ઘૂરકે છે અને સભાની શાંતિ જાળવવાનું મહત્ત્વનું કામ સ્વેચ્છાથી જ પંડે આખત્યાર કરી લે છે ત્યારે તો શાંતિ પાછી વાળવાની આશા સમૂળગી જ નષ્ટ થવા વખત આવે છે. શાંતિનો ઉપદેશ કરવાનું કામ કાં તો સભાપતિનું અથવા તો અગાઉથી નીમેલા અને તે કામને સારુ કેળવવામાં આવેલા સ્વયંસેવકોનું જ હોય. બાકી બધાએ પંડે ચૂપ રહી શાંતિ જાળવવી એટલી જ તેમની ફરજ છે. આમ થાય તો અશાંત લોકો તુરત જ નોખા પડી જઈ શરમાય છે.

રાત્રે સભા થાય ત્યારે કેટલીક વાર ઓચિંતાં એકાદ ગાયને સભાસદ થવાનું

મન થઈ આવે છે. અને પછી લોકોના હાલનું વર્ણન કોણ કરે? દરેક માણસ પોતાની જગાએ જ નિર્ભયપણે ઊભો રહે તો હિંદુસ્તાનની ગાયો ઉદ્ધતપણે સભામાં પ્રવેશ ન જ કરે. આમ બનવું જ્યાં અશક્ય જણાય ત્યાં સભાની આસપાસ સ્વયંસેવકોએ સ્વાર્થત્યાગપૂર્વક ઊભા રહેવું જોઈએ. આજે તો સ્વયંસેવકો જાણે વક્તાઓનું શ્રોતાઓથી રક્ષણ કરવું હોય તેમ એમની આસપાસ ગોઠવાઈ જાય છે!

* * *

સમાજની સ્થિતિનો આ ચિતાર થયો. આમાં ભભકદાર રંગ નથી દેખાતા એ સાચી વાત છે, પણ તે ઉપરથી નિરાશા સૂચવવાનો આશય નથી. કાઠિયાવાડમાં નવજવાનો અને મોટા કાર્યકર્તાઓ પણ જે અસાધારણ ઉત્સાહથી, નિષ્ઠાથી અને તાલીમપૂર્વક કામ કરી રહ્યા છે તે ઉપરથી કાઠિયાવાડનું પ્રજાકીય જીવન જોસ-ભેર આગળ ધપી રહ્યું છે એવી જ છાપ મન ઉપર પડે છે. સ્વયંસેવકો મૂંગી સેવા કરવા તત્પર દેખાય છે. કાર્યક્રમ ગોઠવવામાં કાર્યકર્તાઓની દૂરદર્શિતા દેખાઈ આવે છે અને યુવકવર્ગ નૂતન જીવન ઉપર શ્રદ્ધા રાખી નવો જમાનો ઉઘાડવાની આતુરતા છુપાવી શકતો નથી. વડીલવર્ગ આ જુવાનોનો ઉત્સાહ ન ભાંગે, તેમનો તેજોવધ ન કરે અને તેમની સેવાની કદર કરી તેમને સામાજિક પ્રતિષ્ઠા પોતાને હાથે આપવામાં કંજૂસાઈ ન બતાવે તો સમાજમાં વિખવાદ, કડવાશ કે અનાદરનું વાતાવરણ રહેવા પામશે નહીં. કાઠિયાવાડનો વિવેક જ કાઠિયાવાડને તારક નીવડશે.

૨૧-૫-'૨૨

## પરદેશગમન અને બહિષ્કાર

જે માણસ હિંદુસ્તાન છોડી પરદેશ જાય છે તે તે કૃત્યથી જ જ્ઞાતિબહિષ્કૃત થાય છે એવી આપણી રૂઢ માન્યતા છે. એવા માણસને જ્ઞાતિમાં ફરી લેવો કે ન લેવો, ન લેવો હોય તો એનું શું કરવું, કઈ જ્ઞાતિને તેની ભેટ કરવી અથવા થવા દેવી, અને જો નાતમાં લેવો હોય તો કઈ શરતે, કઈ વિધિએ અને કોના અધિકારે, વગેરે અનેક વિષયોની ચર્ચા આપણે કરતા આવ્યા છીએ!

દહાડે દહાડે જેની સત્તા ક્ષીણ થતી જાય છે, જેની બુદ્ધિમત્તા વિશે ડાહ્યા લોકો સાશંક થતા જાય છે તે નાતને આવા વિષયો પર ગંભીરપણે વિચાર કરતી જોઈ દુઃખનો ઉદ્વેગ જો ઉત્પન્ન ન થાત તો ખૂબ હસવું જ આવત. નાતબંધારણ જેવી પવિત્ર અને સુધરેલી સમાજવ્યવસ્થાની આજે આવી દશા શાથી થઈ છે એનો વિચાર હજાર વાર મનમાં આવે છે. સમુદ્રયાત્રા વિશે જૂના વખતના વિચારો ગમે તેવા હોય, સમુદ્રયાત્રાનિષેધનું ઐતિહાસિક કારણ અને બચાવ ગમે તે હોય, તોપણ આજની દશા મોટે ભાગે એ જ છે કે જે સમુદ્રયાત્રા અને પરદેશગમન કરી શકે છે તે કર્યા વગર રહેતો નથી. કૂપમંડૂકને બહારની દુનિયા જોવાની પ્રબળ

ઇચ્છા થઈ છે એમાં શક નથી. આર્થિક અશક્તિ એ એક જ કારણ આજે સમુદ્રયાત્રાની આડે આવે છે.

सब है भूम गोपालकी इसमें अटक कहां?
जाके दिलमें अटक है सो ही अटक रहा।

અટક પાર કરી અફઘાનિસ્તાન પર ચડાઈ કરવામાં ધાર્મિક વાંધો ઉઠાવનાર રજપૂત વીરોને ઉદ્દેશીને તેમના રાજપૂત સરદારોએ કાઢેલું આ વચન આજે આપણને કેટલું પ્રિય લાગે છે!

આવી સ્થિતિમાં સમુદ્રયાત્રાનો નિષેધ કરનાર લોકોનું કામ સહેલું નથી. હિંદુસ્તાન બહારની ભૂમિ ઉપર પગ મૂકવામાં જ પાપ રહેલું છે એવું તો કંઈ છે જ નહીં. ભૂમિમાં દોષ નથી, પણ આપણા આચારમાં દોષ આવી શકે છે. ખાનપાન, આહારવિહાર વગેરેના નાતના નિયમો અને રિવાજોનું પરદેશમાં પાલન બહુ જ અઘરું – લગભગ અશક્ય હોય છે. એટલા માટે નાતે ફતવો કાઢ્યો કે પરદેશગમન કરાય નહીં. ખાનપાનના નિયમો મહત્ત્વના છે, પણ દેશકાલ પરત્વે તે નિયમોમાં પરિવર્તન થવું જ જોઈએ. અભક્ષ્યભક્ષણ, અપેયપાન અને પરસ્ત્રીગમન એ ત્રણ વસ્તુમાં માણસ અત્યંત શુદ્ધ રહે, નિર્લિપ્ત રહે એટલું પરદેશમાં બસ થવું જોઈએ. દેશમાં શું કે પરદેશમાં શું પાણીની બાબતમાં તે કોના હાથનું છે એ સવાલ ન જ રહેવો જોઈએ. પાણી, તે લાવનાર માણસ ને પાણીનું વાસણ સ્વચ્છ હોય એટલે બસ. એ બાબતમાં જેટલી સ્વચ્છતા અને શુચિર્ભૂતતા માગવી હોય તેટલી આપણે માગીએ. પણ 'બ્રાહ્મણિયા પાણી', 'વાણિયાનું પાણી', એવી પાણીની નાત તો ન જ પાડીએ. પરદેશમાં જેણે અભક્ષ્યભક્ષણ કર્યું નથી, અપેયપાન કર્યું નથી અને સ્ત્રીપુરુષના સંબંધમાં અનાચાર કર્યો નથી તેની પાસેથી પ્રાયશ્ચિત્ત કરાવવાનું ન હોય. નાત તેને વગરવિરોધે તેનું સ્થાન આપે.

કેટલાક લોકો – અને તેમની સંખ્યા નાનીસૂની નથી હોતી – સામાજિક પ્રતિષ્ઠાના ખ્યાલથી જ પોતાની નીતિમત્તા સાચવી રાખે છે. ભિન્ન આદર્શવાળા લોકો જ્યારે ટીકા કરે છે અથવા કોઈ પણ નીતિના માર્ગનું ઉલ્લંઘન સામાજિક પ્રતિષ્ઠા ભોગવતું તેઓ દેખે છે ત્યારે તેમની પોતાની દૃઢતા ગળી જાય છે અને તેઓ ગમે તેવો સામાજિક કે નૈતિક અપરાધ કરવા તૈયાર થઈ જાય છે. એવા લોકો જ્યારે પરદેશમાં અભક્ષ્યભક્ષણ કરી આવે ત્યારે તેમની દશા શી?

પરદેશ જઈ આવેલા લોકોના બે વર્ગ પાડી શકાય. એક વર્ગ અહીંથી પરદેશ જાય છે ત્યારે ત્યાંથી કાયદા, વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર, રસાયણ વગેરેમાંથી કોઈ પણ વિદ્યાનું ખાસ જ્ઞાન લઈ આવવા જાય છે અથવા સરકારી નોકરી માટે જોઈતી ખાસ રાજમાન્યતા લેવા જાય છે. જતી વખતે એટલો જ ઉદ્દેશ હોય છે, પણ જ્યારે પાછા આવે છે ત્યારે ત્યાંના સ્વચ્છંદી ધર્મ (?) વિચારો, સામાજિક રીતરિવાજો અને ફૅશન લઈ આવે છે, કોક કોક વખતે ત્યાંની ભાષા લઈ આવે છે, અને બૈરી પણ લઈ આવે છે. હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ ત્યાંની ઢબે જ

મન થઈ આવે છે. અને પછી લોકોના હાલનું વર્ણન કોણ કરે? દરેક માણસ પોતાની જગાએ જ નિર્ભયપણે ઊભો રહે તો હિંદુસ્તાનની ગાયો ઉદ્ધતપણે સભામાં પ્રવેશ ન જ કરે. આમ બનવું જ્યાં અશક્ય જણાય ત્યાં સભાની આસપાસ સ્વયંસેવકોએ સ્વાર્થત્યાગપૂર્વક ઊભા રહેવું જોઈએ. આજે તો સ્વયંસેવકો જાણે વક્તાઓનું શ્રોતાઓથી રક્ષણ કરવું હોય તેમ એમની આસપાસ ગોઠવાઈ જાય છે!

* * *

સમાજની સ્થિતિનો આ ચિતાર થયો. આમાં ભભકદાર રંગ નથી દેખાતા એ સાચી વાત છે, પણ તે ઉપરથી નિરાશા સૂચવવાનો આશય નથી. કાઠિયાવાડમાં નવજવાનો અને મોટા કાર્યકર્તાઓ પણ જે અસાધારણ ઉત્સાહથી, નિષ્ઠાથી અને તાલીમપૂર્વક કામ કરી રહ્યા છે તે ઉપરથી કાઠિયાવાડનું પ્રજાકીય જીવન જોસ-ભેર આગળ ધપી રહ્યું છે એવી જ છાપ મન ઉપર પડે છે. સ્વયંસેવકો મૂંગી સેવા કરવા તત્પર દેખાય છે. કાર્યક્રમ ગોઠવવામાં કાર્યકર્તાઓની દૂરદર્શિતા દેખાઈ આવે છે અને યુવકવર્ગ નૂતન જીવન ઉપર શ્રદ્ધા રાખી નવો જમાનો ઉઘાડવાની આતુરતા છુપાવી શકતો નથી. વડીલવર્ગ આ જુવાનોનો ઉત્સાહ ન ભાંગે, તેમનો તેજોવધ ન કરે અને તેમની સેવાની કદર કરી તેમને સામાજિક પ્રતિષ્ઠા પોતાને હાથે આપવામાં કંજૂસાઈ ન બતાવે તો સમાજમાં વિખવાદ, કડવાશ કે અનાદરનું વાતાવરણ રહેવા પામશે નહીં. કાઠિયાવાડનો વિવેક જ કાઠિયાવાડને તારક નીવડશે.

૨૧–૫–’૨૨

# પરદેશગમન અને બહિષ્કાર

જે માણસ હિંદુસ્તાન છોડી પરદેશ જાય છે તે તે કૃત્યથી જ જ્ઞાતિબહિષ્કૃત થાય છે એવી આપણી રૂઢ માન્યતા છે. એવા માણસને જ્ઞાતિમાં ફરી લેવો કે ન લેવો, ન લેવો હોય તો એનું શું કરવું, કઈ જ્ઞાતિને તેની ભેટ કરવી અથવા થવા દેવી, અને જો નાતમાં લેવો હોય તો કઈ શરતે, કઈ વિધિએ અને કોના અધિકારે, વગેરે અનેક વિષયોની ચર્ચા આપણે કરતા આવ્યા છીએ!

દહાડે દહાડે જેની સત્તા ક્ષીણ થતી જાય છે, જેની બુદ્ધિમત્તા વિશે ડાહ્યા લોકો સાશંક થતા જાય છે તે નાતને આવા વિષયો પર ગંભીરપણે વિચાર કરતી જોઈ દુ:ખનો ઉદ્વેગ જો ઉત્પન્ન ન થાત તો ખૂબ હસવું જ આવત. નાતબંધારણ જેવી પવિત્ર અને સુધરેલી સમાજવ્યવસ્થાની આજે આવી દશા શાથી થઈ છે એનો વિચાર હજાર વાર મનમાં આવે છે. સમુદ્રયાત્રા વિશે જૂના વખતના વિચારો ગમે તેવા હોય, સમુદ્રયાત્રાનિષેધનું ઐતિહાસિક કારણ અને બચાવ ગમે તે હોય, તોપણ આજની દશા મોટે ભાગે એ જ છે કે જે સમુદ્રયાત્રા અને પરદેશગમન કરી શકે છે તે કર્યા વગર રહેતો નથી. કૂપમંડૂકને બહારની દુનિયા જોવાની પ્રબળ

ઈચ્છા થઈ છે એમાં શક નથી. આર્થિક અશક્તિ એ એક જ કારણ આજે સમુદ્રયાત્રાની આડે આવે છે.

सब है भूम गोपालकी इसमें अटक कहां?
जाके दिलमें अटक है सो ही अटक रहा।

અટક પાર કરી અફઘાનિસ્તાન પર ચડાઈ કરવામાં ધાર્મિક વાંધો ઉઠાવનાર રજપૂત વીરોને ઉદ્દેશીને તેમના રાજપૂત સરદારોએ કાઢેલું આ વચન આજે આપણને કેટલું પ્રિય લાગે છે!

આવી સ્થિતિમાં સમુદ્રયાત્રાનો નિષેધ કરનાર લોકોનું કામ સહેલું નથી. હિંદુસ્તાન બહારની ભૂમિ ઉપર પગ મૂકવામાં જ પાપ રહેલું છે એવું તો કંઈ છે જ નહીં. ભૂમિમાં દોષ નથી, પણ આપણા આચારમાં દોષ આવી શકે છે. ખાનપાન, આહારવિહાર વગેરેના નાતના નિયમો અને રિવાજોનું પરદેશમાં પાલન બહુ જ અઘરું – લગભગ અશક્ય હોય છે. એટલા માટે નાતે ફતવો કાઢયો કે પરદેશગમન કરાય નહીં. ખાનપાનના નિયમો મહત્ત્વના છે, પણ દેશકાલ પરત્વે તે નિયમોમાં પરિવર્તન થવું જ જોઈએ. અભક્ષ્યભક્ષણ, અપેયપાન અને પરસ્ત્રીગમન એ ત્રણ વસ્તુમાં માણસ અત્યંત શુદ્ધ રહે, નિર્લિપ્ત રહે એટલું પરદેશમાં બસ થવું જોઈએ. દેશમાં શું કે પરદેશમાં શું પાણીની બાબતમાં તે કોના હાથનું છે એ સવાલ ન જ રહેવો જોઈએ. પાણી, તે લાવનાર માણસ ને પાણીનું વાસણ સ્વચ્છ હોય એટલે બસ. એ બાબતમાં જેટલી સ્વચ્છતા અને શુચિભૂર્તતા માગવી હોય તેટલી આપણે માગીએ. પણ ‘બ્રાહ્મણિયા પાણી’, ‘વાણિયાનું પાણી’, એવી પાણીની નાત તો ન જ પાડીએ. પરદેશમાં જેણે અભક્ષ્યભક્ષણ કર્યું નથી, અપેયપાન કર્યું નથી અને સ્ત્રીપુરુષના સંબંધમાં અનાચાર કર્યો નથી તેની પાસેથી પ્રાયશ્ચિત્ત કરાવવાનું ન હોય. નાત તેને વગરવિરોધે તેનું સ્થાન આપે.

કેટલાક લોકો – અને તેમની સંખ્યા નાનીસૂની નથી હોતી – સામાજિક પ્રતિષ્ઠાના ખ્યાલથી જ પોતાની નીતિમત્તા સાચવી રાખે છે. ભિન્ન આદર્શવાળા લોકો જ્યારે ટીકા કરે છે અથવા કોઈ પણ નીતિના માર્ગનું ઉલ્લંઘન સામાજિક પ્રતિષ્ઠા ભોગવતું તેઓ દેખે છે ત્યારે તેમની પોતાની દૃઢતા ગળી જાય છે અને તેઓ ગમે તેવો સામાજિક કે નૈતિક અપરાધ કરવા તૈયાર થઈ જાય છે. એવા લોકો જ્યારે પરદેશમાં અભક્ષ્યભક્ષણ કરી આવે ત્યારે તેમની દશા શી?

પરદેશ જઈ આવેલા લોકોના બે વર્ગ પાડી શકાય. એક વર્ગ અહીંથી પરદેશ જાય છે ત્યારે ત્યાંથી કાયદા, વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર, રસાયણ વગેરેમાંથી કોઈ પણ વિદ્યાનું ખાસ જ્ઞાન લઈ આવવા જાય છે અથવા સરકારી નોકરી માટે જોઈતી ખાસ રાજમાન્યતા લેવા જાય છે. જતી વખતે એટલો જ ઉદ્દેશ હોય છે, પણ જ્યારે પાછા આવે છે ત્યારે ત્યાંના સ્વચ્છંદી ધર્મ (?) વિચારો, સામાજિક રીતરિવાજો અને ફૅશન લઈ આવે છે, કોક કોક વખતે ત્યાંની ભાષા લઈ આવે છે, અને બૈરી પણ લઈ આવે છે. હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ ત્યાંની ઢબે જ

રહેવા માગે છે, અને આપણો રિવાજ, આપણો સામાજિક આદર્શ અને પરસ્પર સ્નેહનું ભોળું વાતાવરણ એ બધાંને વિશે તિરસ્કાર બતાવી તેને ઉતારી પાડવાનું કામ લઈ બેસે છે. હિંદુસ્તાન જેવા 'જંગલી' દેશને બનતી ઉતાવળે સુધારવાનો બોજો પોતાને માથે આવી પડયો છે એવી ભાવના મનમાં રાખી કપાળ પર કરચલી આણી એ બોજો કેવડો છે એનું પ્રદર્શન કરે છે. 'White man's burden' ઉપાડનાર ગોરા મહાસંતોના આ સ્વદેશી આડતિયા નાતમાં આવવા ઇચ્છતા નથી અને નાત પણ તેમને સંઘરવા ઇચ્છતી નથી. પણ એ લોકો પરણવા તો ઇચ્છે જ છે, અને હિંદી હાડ રહ્યું એટલે પોતાની નાતમાં પરણવાની ઇચ્છા રહી જાય છે. એવા લોકો મોટા હોદ્દા પર આરૂઢ થાય છે, ખૂબ કમાય છે, એટલે પામર નાતના પૈસાદાર લોકો તેમની સાથે શરીરસંબંધ કરવા લલચાય છે. અને પેલાઓ દ્રવ્યેણ સર્વે વશાઃ એ ન્યાયે ગોર લોકોને ખરીદી લઈ નામના પ્રાયશ્ચિત્ત સાથે નાતમાં દાખલ થઈ જાય છે. નાત જાણે છે કે આ ઠેકાણે સાચું જોતાં નાતનું નાક કપાય છે, પણ જ્યાં બધા જ શિથિલ અને પ્રતિષ્ઠા તથા ધનના લોભી ત્યાં નાતની આબરૂ અને શુદ્ધિના પહેરેગીર કોણ થવા જાય?

અધિકાર શોધવાના આજના જમાનામાં ચારિત્ર્યબળ કરતાં સંખ્યાબળને જ જ્યાં વધારે માન અપાય છે ત્યાં પૈસાદાર અને રાજમાન્ય માણસને કઈ નાત જતો કરે?

ગરીબોને હેરાન કરીને ખાનગી વેર વાળવાનો જ ધંધો ન કરવો હોય તો નાતે એવો ચોખ્ખો નિયમ કરવો જોઈએ કે વિલાયત જઈ આવેલો જે જે માણસ નાતના આદર્શને વખોડે છે ને તોડે છે અને વિલાયતી ઢબે જ રહેવા માગે છે તેને માટે નાતમાં સ્થાન નથી. આટલી હિંમત જો ન હોય તો જ્ઞાતિભૂષણોએ પોતાનો ધંધો છોડી દેવો જોઈએ અને પોતાની જ શુદ્ધિનો વિચાર કરી બેસી જવું જોઈએ.

હવે રહ્યો બીજો વર્ગ. આ વર્ગમાં 'ગંગા ગયે ગંગાદાસ, જમના ગયે જમનાદાસ' જેવી કંઈક વૃત્તિ હોય છે. પરદેશ જાય ત્યારે નબળાઈથી કે મોહથી ત્યાંના રિવાજોમાં ભળી જાય છે. પણ પાછા આવ્યા પછી પોતાના સામાજિક આદર્શોને વળગી પોતાના જ રિવાજો પ્રમાણે ચાલવા માગે છે. આવા નબળા લોકો જ જ્ઞાતિની શુદ્ધિને જલદી તોડી નાખે છે. ઉદ્દામ લોકો સામે યુદ્ધ ચલાવી શકાય, પણ આવા લોકો હંમેશાં વાણિયામૂછ નીચી કરે છે. નબળી નાત એવાઓને સારી પેઠે 'બુલી' કરે છે અને માને છે કે ધર્મની રક્ષા થઈ. સાચે જ ધર્મની રક્ષા જ થાય છે. સત્ત્વ બળી ગયા પછી રક્ષા જ રહેવાની તો.

એક વસ્તુ વિચારવાલાયક છે. બધું જ પરદેશગમન દોષાર્હ ગણાતું નથી. કોઈ હિંદુ જાપાન જઈ આવે, આફ્રિકા જઈ આવે, અફઘાનિસ્તાન જઈ આવે તો નાતને વાંધો હોય એમ દેખાતું નથી; એવાના પ્રાયશ્ચિત્તની કોઈ વાત કરતું નથી. પણ માણસ જ્યારે ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની કે અમેરિકા જઈ આવે છે ત્યારે

જ નાતના દિલમાં ધ્રાસકા પડે છે, અને તે સકારણ છે. ગોરા લોકોનો અને આપણો સામાજિક આદર્શ છેક ઊલટો છે. એમનો આદર્શ એમને માટે સારો ભલે હોય, પણ આપણામાં તે આદર્શ દાખલ થઈ જાય તો આપણે તો તેને અનાચાર તરીકે જ ઓળખીશું. અને તેથી જ યુરોપ, અમેરિકા ગયેલા લોકો તરફ સમાજ વધારે સાશંક દૃષ્ટિથી જુએ છે. પરદેશ જઈ આવેલો માણસ જો નાતને પોતાના આચરણથી ખાતરી આપે કે દેશકાલવર્તમાન પ્રમાણે નક્કી થયેલા દેશી આદર્શને વફાદાર રહેવા પોતે તૈયાર છે, તો સમાજમાં ભળી જતાં તે માણસને કશી મુશ્કેલી ન આવવી જોઈએ.

નાતમાં અમુક માણસને લેવો ન લેવો, પ્રાયશ્ચિત્ત આપવું ન આપવું, વગેરે અધિકાર કોના હાથમાં એ સવાલ ઘણી વાર ઊભો થાય છે. શંકરાચાર્ય, શાસ્ત્રો અને નાતમહાજનો – આ ત્રણને તે અધિકાર છે. શાસ્ત્રો બિચારાં મૂગાં રહ્યાં. તેમનો અર્થ કરનાર આપણા જૂના વકીલો એટલે શાસ્ત્રીઓ. શંકરાચાર્યો કંઈ નિર્ણય આપે તોપણ તે શાસ્ત્રીઓને પૂછીને. અને મહાજન તો સમાજમાં પૈસાને લીધે કે હોદ્દાને લીધે પ્રતિષ્ઠા ભોગવતા વૃદ્ધ પુરુષોના હાથમાં. તરુણોના હાથમાં કશું હોતું જ નથી. નાતના જુવાનિયાઓ સમાજસેવાનું સરસ કામ કરે, વિદ્વાનો તરીકે પંકાય, તેમના ચારિત્ર્યની છાપ તેમની આસપાસ સારી પેઠે પડે તોપણ ઘરડિયાઓ તેમને બાળક જ ગણી કાઢે. ઘરડિયાઓ જીવે ત્યાં સુધી પોતાના હાથનો અધિકાર છોડે જ નહીં. નોકરો મરતાં સુધી નોકરી કરવા ઇચ્છે. વકીલો સાઠી બુદ્ધિ નાઠી થાય ત્યાં સુધી કોર્ટો છોડે નહીં. ઘરના વડીલો મૃત્યુપત્ર તો કોઈ કાળે કરે જ નહીં. વાનપ્રસ્થની નિવૃત્તિ ભુલાઈ જ ગઈ છે. જેમના હાથમાં પોતાનું કુટુંબ, પોતાનો કુલધર્મ, પરંપરા, માલમતા બધું જ છોડી જવાના છીએ તે જ પોતાના પ્રૌઢ છોકરાંઓને નાતના પંચમાં સ્થાન આપતાં વૃદ્ધ લોકો અચકાય એનો અર્થ શો?

આપણે શાસ્ત્રોનો હાઉ ગમે તેટલો આગળ કરીએ તોપણ ચુસ્તમાં ચુસ્ત લોકોને એટલું તો કબૂલ રાખ્યે જ છૂટકો કે દરેક જમાનાના રૂઢિરિવાજો જુદા જુદા હોય છે. આપણે આપણો જમાનો સાચવીએ, જુવાન લોકો પોતાનો ઊગતો જમાનો સાચવે, એટલું પણ જ્ઞાતિભૂષણો કેમ ન સમજે? જુવાનિયાઓ બંડ કરે ત્યાં સુધી રાહ જોવામાં તેમને શો રસ પડતો હશે? નાતના સમજુ, ચારિત્ર્યવાન અને ઠરેલ સ્વભાવવાળા જુવાન લોકોને પોતાના પંચમાં ભેળવી ધીમે ધીમે બધી સત્તા તેમના હાથમાં સોંપી દેવામાં આવે એમાં જ નાતનું અને તેને અત્યાર સુધી દોરનાર વૃદ્ધજનોનું શ્રેય છે.

૧૮-૭-'૨૪

રહેવા માગે છે, અને આપણો રિવાજ, આપણો સામાજિક આદર્શ અને પરસ્પર સ્નેહનું ભોળું વાતાવરણ એ બધાંને વિશે તિરસ્કાર બતાવી તેને ઉતારી પાડવાનું કામ લઈ બેસે છે. હિંદુસ્તાન જેવા 'જંગલી' દેશને બનતી ઉતાવળે સુધારવાનો બોજો પોતાને માથે આવી પડયો છે એવી ભાવના મનમાં રાખી કપાળ પર કરચલી આણી એ બોજો કેવડો છે એનું પ્રદર્શન કરે છે. 'White man's burden' ઉપાડનાર ગોરા મહાસંતોના આ સ્વદેશી આડતિયા નાતમાં આવવા ઇચ્છતા નથી અને નાત પણ તેમને સંઘરવા ઇચ્છતી નથી. પણ એ લોકો પરણવા તો ઇચ્છે જ છે, અને હિંદી હાડ રહ્યું એટલે પોતાની નાતમાં પરણવાની ઇચ્છા રહી જાય છે. એવા લોકો મોટા હોદ્દા પર આરૂઢ થાય છે, ખૂબ કમાય છે, એટલે પામર નાતના પૈસાદાર લોકો તેમની સાથે શરીરસંબંધ કરવા લલચાય છે. અને પેલાઓ દ્રવ્યેણ સર્વે વશાઃ એ ન્યાયે ગોર લોકોને ખરીદી લઈ નામના પ્રાયશ્ચિત્ત સાથે નાતમાં દાખલ થઈ જાય છે. નાત જાણે છે કે આ ઠેકાણે સાચું જોતાં નાતનું નાક કપાય છે, પણ જ્યાં બધા જ શિથિલ અને પ્રતિષ્ઠા તથા ધનના લોભી ત્યાં નાતની આબરૂ અને શુદ્ધિના પહેરેગીર કોણ થવા જાય?

અધિકાર શોધવાના આજના જમાનામાં ચારિત્રબળ કરતાં સંખ્યાબળને જ જ્યાં વધારે માન અપાય છે ત્યાં પૈસાદાર અને રાજમાન્ય માણસને કઈ નાત જતો કરે?

ગરીબોને હેરાન કરીને ખાનગી વેર વાળવાનો જ ધંધો ન કરવો હોય તો નાતે એવો ચોખ્ખો નિયમ કરવો જોઈએ કે વિલાયત જઈ આવેલો જે જે માણસ નાતના આદર્શને વખોડે છે ને તોડે છે અને વિલાયતી ઢબે જ રહેવા માગે છે તેને માટે નાતમાં સ્થાન નથી. આટલી હિંમત જો ન હોય તો જ્ઞાતિભૂષણોએ પોતાનો ધંધો છોડી દેવો જોઈએ અને પોતાની જ શુદ્ધિનો વિચાર કરી બેસી જવું જોઈએ.

હવે રહ્યો બીજો વર્ગ. આ વર્ગમાં 'ગંગા ગયે ગંગાદાસ, જમના ગયે જમનાદાસ' જેવી કંઈક વૃત્તિ હોય છે. પરદેશ જાય ત્યારે નબળાઈથી કે મોહથી ત્યાંના રિવાજોમાં ભળી જાય છે. પણ પાછા આવ્યા પછી પોતાના સામાજિક આદર્શોને વળગી પોતાના જ રિવાજો પ્રમાણે ચાલવા માગે છે. આવા નબળા લોકો જ જ્ઞાતિની શુદ્ધિને જલદી તોડી નાખે છે. ઉદ્દામ લોકો સામે યુદ્ધ ચલાવી શકાય, પણ આવા લોકો હંમેશાં વાણિયામૂછ નીચી કરે છે. નબળી નાત એવાઓને સારી પેઠે 'બુલી' કરે છે અને માને છે કે ધર્મની રક્ષા થઈ. સાચે જ ધર્મની રક્ષા જ થાય છે. સત્ત્વ બળી ગયા પછી રક્ષા જ રહેવાની તો.

એક વસ્તુ વિચારવાલાયક છે. બધું જ પરદેશગમન દોષાર્હ ગણાતું નથી. કોઈ હિંદુ જાપાન જઈ આવે, આફ્રિકા જઈ આવે, અફઘાનિસ્તાન જઈ આવે તો નાતને વાંધો હોય એમ દેખાતું નથી. એવાના પ્રાયશ્ચિત્તની કોઈ વાત કરતું નથી. પણ માણસ જ્યારે ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની કે અમેરિકા જઈ આવે છે ત્યારે

મહેનત પચાવવાનો મનસૂબો કર્યો. ધમકીથી તો અંત્યજો ખસી જાય એવું હતું જ નહીં, એટલે ધર્મમાર્તંડોએ હરિજનોને માર મારવાનું પસંદ કર્યું અને ત્યાં જ તેઓ હાર્યા. કેસ કોરટ સુધી ગયો. ધર્મમાર્તંડોએ હારીને બસો બસો રૂપિયાની દક્ષિણા કોરટને આપી અને હરિજનોનો માર્ગ મોકળો થયો. પણ આટલેથી પત્યું નહીં. જે ગોર લોકો અસ્પૃશ્યોને સ્નાનપૂજા આદિ ક્રિયાઓમાં મદદ કરતા તેમને બીજા બ્રાહ્મણોએ ઊતરતા ઠરાવ્યા. એમને કોઈ જમવા બોલાવે નહીં. પણ આથી કોઈને નુકસાન ન થયું. જે થોડા ગોર લોકોએ અંત્યજોની સેવા સ્વીકારી તેમને સરસ કમાણી થવા લાગી. હરિજનોમાં ભક્તિ અને ઉદારતા ઓછી નથી હોતી. પુષ્કરમાં તો તેઓ પોતપોતાની કોમનાં દેવળો પણ બાંધે છે. હવે બ્રાહ્મણોથી ન રહેવાયું. અંત્યજના ગોરોને તો તેઓ સાથે જમવા બેસાડતા નથી, પણ ગૌઘાટ ઉપર જઈને દક્ષિણા પડાવવામાં એમને જરાયે વાંધો નથી. મેળાની ભીડ હોય છે ત્યારે યાત્રાળુઓને પણ અંત્યજ ઘાટ ઉપર જઈને છૂટથી નાહવામાં વાંધો નથી. જ્યારે ભીડ ઓછી હોય ત્યારે ગૌઘાટ કેવળ અંત્યજોનો. ભીડ વધે કે બધા પાવન થઈ જાય છે. લોકો સમજી ગયા છે કે અસ્પૃશ્યતા એ એક પ્રતિષ્ઠાનું ધતિંગ છે, ધર્મને નામે ચાલ્યું ત્યાં સુધી ચાલ્યું. હવે ધર્મક્ષેત્રમાં પણ એ ધર્મશૂન્ય રૂઢિ અથવા સગવડિયા ધર્મ તરીકે જ નભવા માગે છે. અસ્પૃશ્યતા ક્યારની મરી ગઈ છે. હવે એનું મડદું હોળી સાથે ફૂંકી દઈએ અથવા પુષ્કરમાં ફેંકી દઈએ એટલો જ સવાલ છે.

* * *

અનેક ઘાટો ફરતાં, દરેક ઘાટનું બાંધકામ તપાસતાં, અને ત્યાં નાહવા આવતી બહેનોની શ્રદ્ધાભક્તિ નિહાળતાં અમે આગળ ચાલ્યા. એક સમાજસેવકે ધીમે અવાજે કહ્યું : હાલ આપણો બંદોબસ્ત કંઈક ઠીક છે, નહીં તો પુષ્કરમાં અવાર-નવાર ભ્રૂણહત્યાનો ભોગ થઈ પડેલું એકાદ બાળક તરતું દેખાતું.

તીર્થક્ષેત્ર એટલે જિંદગીનાં બધાં પાપો ધોઈ નાખવાનું સ્થાન. કુદરતનું ભવ્ય દૃશ્ય, સાધુસંતોનાં સંસ્મરણો અને પુરાણોનાં આશ્વાસનો એ બધાંને લીધે માણસને અહીં ઉપરતિ થવાની. કરેલાં કર્મો માટે પશ્ચાત્તાપ કરી દેવ, બ્રાહ્મણ અને સંતોની સાક્ષી રાખી જિંદગીનું નવું પાનું ઉઘાડવાનું આ સ્થાન. આવે ઠેકાણે દુર્જનો ભેગા થાય અને લાગ શોધતા ફરે એ હિંદુજીવનની કેટલી દુર્દશા? બગડેલા લોહીનો ઈલાજ કરવામાં ન આવે તો જેમ શરીર ઉપર ગૂમડાં થાય છે તેમ કૃત્રિમ દબાણથી અને સામાજિક જબરદસ્તીથી ધર્મ પળાવવા જતાં સમાજશરીરમાં જે ગૂમડાં પેદા થાય છે તે આવી રીતે આવા ઠેકાણે ફૂટે છે. હિંદુસમાજ સંગઠિત નથી, આપણા ધાર્મિક જીવન ઉપર સંસ્કારી જવાબદાર લોકોની દેખતપાસ નથી. આપણા શંકરાચાર્યો અને મઠમહંતો કોરટમાં લડનાર પાડા જેવા થઈ ગયા છે, અથવા લોકમાન્યની ભાષામાં કહીએ તો શાસ્ત્રોના લાઈબ્રેરિયન થઈ ગયા છે, એમના હાથમાં સમાજ સુરક્ષિત નથી. હિંદુસમાજ જો આવો સડો દૂર કરવા માટે સંગઠિત

# પુષ્કરમાં

રાજપૂતાના અને મધ્ય હિંદુસ્તાનની રાજદ્વારી પરિષદ થોડા દિવસ પહેલાં પુષ્કરમાં ભરાઈ હતી. કાર્તિકી પૂનમનો મેળો હોવાથી દૂરદૂરનાં ગામડાંના લોકો ભેગા થયા હતા. મેળાની મેદનીમાં પરિષદ અલોપ થઈ જશે એવી બીક સ્વાભાવિક હતી. પણ મહાસભાની પ્રવૃત્તિ હવે ગામડાંઓમાં પહોંચી ગઈ હોવાથી અને છેલ્લી લડતમાં આમપ્રજાએ સવિશેષ રસ લીધેલો હોવાથી રાજદ્વારી પરિષદ લોકોથી જુદી પડી ન હતી. પરદેશી કાપડનો બહિષ્કાર, મદ્યપાનનિષેધ, ખાદીનો આગ્રહ અને રાષ્ટ્રીય વાવટાનું મહત્ત્વ ઇત્યાદિ વિષયો કરોડોની સંખ્યાને લગતા હોવાથી પરિષદે પ્રચારકાર્ય ઘણું કર્યું.

છતાં પુષ્કરનું પ્રાકૃતિક સૌન્દર્ય અને મેળાનું સ્વતંત્ર મહત્ત્વ ધ્યાન ખેંચ્યા વગર રહે એમ ન હતું. ખરેખર પુષ્કર એ એક સુંદર નાનકડું સરોવર છે. હજારો અને લાખોનાં ટોળાં ભેગાં થઈને પણ એનું સૌન્દર્ય બગાડી ન શક્યાં. એની ચારેકોર ધોળાંધોળાં મકાનો સરોવરની શોભા પ્રસન્નપણે નિહાળવા બેઠાં હોય અને પ્રકૃતિની શાંતિ સાથે તલ્લીન થવા માગતાં હોય એમ જ લાગતું.

પણ પ્રકૃતિના આ દૃશ્ય કરતાં માનવસમાજનું દૃશ્ય સમાજસેવકને વધારે આકર્ષક લાગવાનું જ. જ્યાં વધારેમાં વધારે ભીડ હતી એ પહેલા ઘાટનું નામ ગૌઘાટ છે. આ ઘાટ ઉપર અનેક જાતના અંત્યજો છૂટથી નાહતા હતા. આ દૃશ્ય એટલું બધું આનંદદાયક હતું કે એના સાચાપણા વિશે વધુ તપાસ કરાવ્યા વિના ન રહેવાયું. પુષ્કર જેવા ચુસ્ત સનાતની તીર્થક્ષેત્રમાં અંત્યજોને આટલી છૂટ છડેચોક મળેલી જોઈ કોને આનંદ નહીં થાય? તપાસ કરતાં જણાયું કે રાજપૂતાનાના અંત્યજો પ્રથમથી પુષ્કરમાં ચોરીછૂપીથી તો નહાતા જ હતા. સનાતની ચુસ્તો વઢે કે ગાળ દે તો બિચારા અંત્યજો કબૂતરની પેઠે ઊડી જતા. પણ કબૂતરની જ હઠથી ફરી ફરી નાહવા આવતા. આ રિવાજ કોણ જાણે કેટલાં વર્ષથી ચાલ્યો આવતો હશે. અંતે ઈશ્વરને કરવું હતું અને એક મોટો દુકાળ આવ્યો. ૧૯૧૮ની સાલ હશે. લોકોને પીવાનું પાણી પણ મુશ્કેલીથી મળે. સવારે ઊઠીને પહેલી પ્રવૃત્તિ એ પાણી ખોળવાની. પુષ્કરનાં નીર સાવ સુકાયાં તો નહીં પણ બહુ દૂર ગયાં. સ્પૃશ્ય લોકો ગમે ત્યાં જઈને જરૂર જેટલું પાણી મેળવી શકતા. અંત્યજોના બેહાલનું કોણ વર્ણન કરી શકે? વર્ણન સાંભળતાં કાઠિયાવાડી ભાઈ મશાલચીની 'ઢેડનો કોઈ ધણી નથી' એ ચોપડી ડગલે ને પગલે યાદ આવતી હતી. આખરે પ્રાણ કંઠે આવવાથી અંત્યજો મરણિયા થયા. તેમણે પાવડાકોદાળી લઈ દૂર ગયેલા પાણીને ઘાટ સુધી આવવાને ઉત્તેજન આપ્યું. આટલી ભારે તપસ્યાથી આણેલા પાણી ઉપર ઢેડ લોકોનો હક તો હોવો જ જોઈએ. પણ ચુસ્તોને દુર્બુદ્ધિ સૂઝી. એમણે અંત્યજોની

મહેનત પચાવવાનો મનસૂબો કર્યો. ધમકીથી તો અંત્યજો ખસી જાય એવું હતું જ નહીં, એટલે ધર્મમાર્તંડોએ હરિજનોને માર મારવાનું પસંદ કર્યું અને ત્યાં જ તેઓ હાર્યા. કેસ કોરટ સુધી ગયો. ધર્મમાર્તંડોએ હારીને બસો બસો રૂપિયાની દક્ષિણા કોરટને આપી અને હરિજનોનો માર્ગ મોકળો થયો. પણ આટલેથી પત્યું નહીં. જે ગોર લોકો અસ્પૃશ્યોને સ્નાનપૂજા આદિ ક્રિયાઓમાં મદદ કરતા તેમને બીજા બ્રાહ્મણોએ ઊતરતા ઠરાવ્યા. એમને કોઈ જમવા બોલાવે નહીં. પણ આથી કોઈને નુકસાન ન થયું. જે થોડા ગોર લોકોએ અંત્યજોની સેવા સ્વીકારી તેમને સરસ કમાણી થવા લાગી. હરિજનોમાં ભક્તિ અને ઉદારતા ઓછી નથી હોતી. પુષ્કરમાં તો તેઓ પોતપોતાની કોમનાં દેવળો પણ બાંધે છે. હવે બ્રાહ્મણોથી ન રહેવાયું. અંત્યજના ગોરોને તો તેઓ સાથે જમવા બેસાડતા નથી, પણ ગૌઘાટ ઉપર જઈને દક્ષિણા પડાવવામાં એમને જરાયે વાંધો નથી. મેળાની ભીડ હોય છે ત્યારે યાત્રાળુઓને પણ અંત્યજ ઘાટ ઉપર જઈને છૂટથી નાહવામાં વાંધો નથી. જ્યારે ભીડ ઓછી હોય ત્યારે ગૌઘાટ કેવળ અંત્યજોનો. ભીડ વધે કે બધા પાવન થઈ જાય છે. લોકો સમજી ગયા છે કે અસ્પૃશ્યતા એ એક પ્રતિષ્ઠાનું ધતિંગ છે, ધર્મને નામે ચાલ્યું ત્યાં સુધી ચાલ્યું. હવે ધર્મક્ષેત્રમાં પણ એ ધર્મશૂન્ય રૂઢિ અથવા સગવડિયા ધર્મ તરીકે જ નભવા માગે છે. અસ્પૃશ્યતા ક્યારની મરી ગઈ છે. હવે એનું મડદું હોળી સાથે ફૂંકી દઈએ અથવા પુષ્કરમાં ફેંકી દઈએ એટલો જ સવાલ છે.

* * *

અનેક ઘાટો ફરતાં, દરેક ઘાટનું બાંધકામ તપાસતાં, અને ત્યાં નાહવા આવતી બહેનોની શ્રદ્ધાભક્તિ નિહાળતાં અમે આગળ ચાલ્યા. એક સમાજસેવકે ધીમે અવાજે કહ્યું : હાલ આપણો બંદોબસ્ત કંઈક ઠીક છે, નહીં તો પુષ્કરમાં અવાર-નવાર ભ્રૂણહત્યાનો ભોગ થઈ પડેલું એકાદ બાળક તરતું દેખાતું.

તીર્થક્ષેત્ર એટલે જિંદગીનાં બધાં પાપો ધોઈ નાખવાનું સ્થાન. કુદરતનું ભવ્ય દૃશ્ય, સાધુસંતોનાં સંસ્મરણો અને પુરાણોનાં આશ્વાસનો એ બધાંને લીધે માણસને અહીં ઉપરતિ થવાની. કરેલાં કર્મો માટે પશ્ચાત્તાપ કરી દેવ, બ્રાહ્મણ અને સંતોની સાક્ષી રાખી જિંદગીનું નવું પાનું ઉઘાડવાનું આ સ્થાન. આવે ઠેકાણે દુર્જનો ભેગા થાય અને લાગ શોધતા ફરે એ હિંદુજીવનની કેટલી દુર્દશા? બગડેલા લોહીનો ઈલાજ કરવામાં ન આવે તો જેમ શરીર ઉપર ગૂમડાં થાય છે તેમ કૃત્રિમ દબાણથી અને સામાજિક જબરદસ્તીથી ધર્મ પળાવવા જતાં સમાજશરીરમાં જે ગૂમડાં પેદા થાય છે તે આવી રીતે આવા ઠેકાણે ફૂટે છે. હિંદુસમાજ સંગઠિત નથી, આપણા ધાર્મિક જીવન ઉપર સંસ્કારી જવાબદાર લોકોની દેખતપાસ નથી. આપણા શંકરાચાર્યો અને મઠમહંતો કોરટમાં લડનાર પાડા જેવા થઈ ગયા છે, અથવા લોકમાન્યની ભાષામાં કહીએ તો શાસ્ત્રોના લાઈબ્રેરિયન થઈ ગયા છે, એમના હાથમાં સમાજ સુરક્ષિત નથી. હિંદુસમાજ જો આવો સડો દૂર કરવા માટે સંગઠિત

થઈ શકે તો આપણું જીવન શુદ્ધ અને સુવાસિત થઈ જાય.

*　　　*　　　*

મિત્રો સાથે વાતો કરતાં એક નવી વાત ધ્યાનમાં આવી. અહીંના એક પંડાએ પુનર્વિવાહ કર્યો છે, અને તે વિધવા સાથે નહીં પણ એક સધવા સાથે. હિંદુ રિવાજ પ્રમાણે પતિ ગમે એટલી વાર પરણી શકે છે, સ્ત્રીને ગમે ત્યારે કાઢી નાખી શકે છે, એક ઉપર બીજીને ઘરમાં આણી શકે છે. સ્ત્રીને માટે એવી કશી છૂટ જ નહીં.

એ સધવા બાળાને ન બને પતિ સાથે, અને ન બને સાસુસસરા સાથે. એ અકળાઈ. આખો કિસ્સો ટૂંકાવીને કહીએ તો એણે ફરી વાર પરણવાની હિંમત કરી. એક સમાજસેવક પંડાએ એનું પાણિગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો. એમની મદદમાં બીજા એક સમાજસેવકે દરમિયાનગીરી કરી. પ્રથમ પતિને બધી વાત સમજાવી દીધી, એની સંમતિ મેળવવામાં એ સફળ થયા, અને અંતે દ્વિતીય વિવાહ નિર્વિઘ્ને પાર પડયો. આ કિસ્સાનો પૂર્વભાગ ગાંધીજીએ એક વાર 'હિંદી નવજીવન'માં ચર્ચ્યો પણ છે.

આવા વિવાહને આપણે ઉત્તેજન ન આપીએ. વિવાહની હિંદુ કલ્પના એ છે કે પરણ્યા પછી આજન્મ એકબીજાને અનુકૂળ થવાનો જ પ્રયત્ન કરીએ. પણ બારબાર વરસ પતિ સ્ત્રીનું નામ ન દે, બિચારીને બધી રીતે હડધૂત જીવન ગાળવું પડે, ઈચ્છાવિરુદ્ધ વિકૃત સંયમ પાળવો પડે એવે વખતે દરેક સ્ત્રીને ફરી વાર પરણવાની છૂટ તો હોવી જ જોઈએ. પોતાનું પાવિત્ર્ય જાળવવાની જવાબદારી સ્ત્રીઓ પર જ હોવી જોઈએ. પુરુષે અત્યાર સુધી પોતાના જીવનમાં એવું શું બતાવ્યું છે કે એ સ્ત્રીઆદર્શનો કાજી થઈ બેસે.

*　　　*　　　*

પુષ્કરમાં અમે ઘણું જોયું. ગુજરીમાં ઊંટ અને પાડા હજારોની સંખ્યામાં ભેગા થયા હતા. પુષ્કરની આસપાસ માઈલો સુધી આ મનુષ્યસેવકો અને એમના ધણિયામાઓ કાવ્યમય પરિસ્થિતિમાં આનંદ કરતા બેઠા હતા. મધ્યકાલીન સમાજસ્થિતિનું એ પ્રત્યક્ષ દર્શન કરી જૂના ઈતિહાસનાં કેટલાંયે પ્રકરણો ઉકેલવામાં અને લખવામાં કલ્પના મશગૂલ હતી. પણ ફરી ફરી ગૌઘાટ પર નાહતા પેલા હરિજનો અને રૂઢિના કતલખાનામાંથી બચી ગયેલી પેલી ગરીબ ગાય મનમાં આવતાં હતાં. સ્વરાજનું વાતાવરણ જ સર્વ દોષો દૂર કરશે, અને રાજકાય સ્વાતંત્ર્ય સાથે ધાર્મિક અને સામાજિક સ્વાતંત્ર્ય પ્રજાને શુદ્ધ, નિર્ભય અને પવિત્ર કરશે એ વિશ્વાસે પરિષદના મંડપ તરફ અમે ગયા.

૧૩–૧૨–'૩૧

# પ્રેતભોજન

## ૧

આણંદથી ભાઈ અંબાલાલ પટેલ નીચે પ્રમાણે લખે છે :

"છેલ્લા ચાર માસથી આણંદ તાલુકા સમિતિએ સામાજિક સડા દૂર કરવાની ચળવળ ઉપાડી છે. તેમાં મરણ પાછળનાં જમણ જમાડવાં બંધ કરાવવા પ્રવૃત્તિ ચલાવીએ છીએ. લગભગ ૭૫ ગામમાં ઠરાવ કરાવીને દૂર કરાવ્યાં. છેલ્લા ત્રણ માસની મહેનતથી રૂપિયા પાંત્રીસ હજારનો ધુમાડો થતો બચ્યો છે. આ રિવાજ દૂર કરાવવા માટે પ્રથમ સમજાવવા જઈએ છીએ, તેના કુટુંબીઓને ભેગા કરી સમજાવીએ છીએ ને તેમ છતાં ન માને તો શાંત ચોકી (પિકેટિંગ) કરીએ છીએ. પિકેટિંગમાં અમે જમણ થાય છે તે સ્થળે રસ્તાની બે બાજુએ વચ્ચે રસ્તો રાખીને હાથ જોડીને પ્રેતભોજન વિરુદ્ધનાં તેના ગેરલાભ સમજાવતાં ગીતો ગાઈએ છીએ. પિકેટરો તે ગામમાં અન્ન નથી લેતા, ઉપવાસી રહે છે. આને પરિણામે સમજુ જમવા નથી જતા. કેટલાક ગાળો ભાંડતા ભાંડતા કોઈ કોઈ સમયે ધક્કામુક્કી મારી જતા જમી આવે, પણ જમણની પ્રતિષ્ઠાનો તો નાશ જ થાય છે. પિકેટરોમાં પ્રતિષ્ઠિત ગૃહસ્થો ભાગ લે છે એટલે તેથી પણ શરમાય છે. નાનાં ગામ તો સહેજે સમજી જાય છે પણ ... જેવાં મોટાં ગામો તો જેમ રિવાજ દૂર કરવાનો અમારો પ્રયત્ન હોય છે તેમ તેને સજ્જડ કરવાને સામી પ્રવૃત્તિ કરે છે. તેને માટે તોફાની લોકોનો સાથ લઈ અશ્લીલ ગાળો ભંડાવે, મારવા સુધી પણ જવાનું કરે. ને બીજી બાજુ દલીલ કરે છે કે આ તો ધાર્મિક ક્રિયા છે, શાસ્ત્રીય વાત છે તેમાં યુવાનો માથું શા માટે મારે? સમાજની સ્વતંત્રતા કેમ છીનવી લેવાય? જેણે ધર્મ માન્યો તેના કાર્યમાં આમ ઉપવાસી રહી જમનારને સમજાવી ધાર્મિક કામમાં વિઘ્ન કેમ નખાય? આ ચળવળ આખાયે ખેડા જિલ્લામાં જોરથી ઊપડી છે. આપની પાસે માગણી કરવાની જે આપ આ બાબતમાં ધાર્મિકતાનો જે વહેમ ભરાયેલો છે તેને વિશે 'નવજીવન'માં કંઈક લખો તો જેઓના મનમાં ધાર્મિકતાનો વહેમ હોય તે નીકળી જાય. વેદ કે ઉપનિષદમાં અગર તો પુરાણોમાં તેનો કેવો ઉલ્લેખ છે — સમાજ તથા સ્થિતિ બદલાતાં ફેરફાર કરવાની કેમ જરૂર છે, વગેરે આપ સમજાવશો."

મહાસભાના સેવકો રાજદ્વારી હિલચાલ સાથે પોતપોતાના સમાજમાં સામાજિક સુધારાની હિલચાલ પણ એટલી જ આસ્થાપૂર્વક ચલાવે છે એ આપણી હિલચાલની પવિત્રતા અને વ્યાપકતા સૂચવે છે. મરણ પાછળ ન્યાતો જમાડવાનો રિવાજ હું બિલકુલ સમજી શકતો નથી. કોકનું કોઈ મરી જાય અને આપણે એ ઘરમાં મિષ્ટાન્ન ઉડાવવા કાગડાની પેઠે ભેળા થઈએ, એ એટલું ભૂંડું અને અસંસ્કારી છે કે લોકો મરણ પાછળનું ભોજન જમવા ઉત્સાહથી કેમ ભેગા થતા હશે એ કલ્પનામાં પણ

નથી આવતું. મરનાર ઘરડો હોય કે જુવાન, પૈસાદાર હોય કે ગરીબ, સ્ત્રી હોય કે પુરુષ, એના મરણથી કુટુંબને એટલી ખોટ તો ખમવી પડે છે જ. મરનાર જો ઘરનો કરતા પુરુષ હોય, કમાતો હોય, કે ઘરની વ્યવસ્થા રાખતો હોય તો એના મરણથી તે કુટુંબ ઉપર એક જાતની આપત્તિ આવી પડે છે. આપત્તિને પ્રસંગે કુટુંબને મદદ કરવાને બદલે એક અશુભ ભોજનનું ખર્ચ એ કુટુંબ ઉપર લાદવા તૈયાર થવું એ સામાજિક વૃત્તિ બિલકુલ નથી. મરનારના કુટુંબમાં જો પાછળથી કજિયાકંકાસ થવાનો સંભવ હોય તો ઇષ્ટ મિત્રો ભેગા થઈ કુટુંબ ઉપર પોતાની નૈતિક અસર પાડે, ગભરાયેલાઓને દિલાસો અને હૂંફ આપે એ બરાબર છે. એ કારણે પાંચદશ મિત્રો ભેગા થાય, તો તેમાં આશ્ચર્ય નથી, અયોગ્ય પણ નથી. ભેગા થયેલાઓને શાકરોટલી જેવું સામાન્ય ભોજન આપીએ એ પણ સ્વાભાવિક છે. પણ મરનાર પાછળ મિષ્ટાન્ન ઉડાવવા તમામ ન્યાતિલાઓને અથવા સગાસંબંધીઓને આમંત્રીએ એનો અર્થ શો? મરનાર વિશે આપણે એમ તો નથી કહેતા કે મરી ગયા તે સારું થયું, બલા ટળી, હવે આપણે નિરાંતે મિષ્ટાન્ન ખાઈશું. બીકણ જમાનામાં કોઈ સમાજશત્રુ બહારવટિયો માર્યો જતો ત્યારે લોકો એ મરણની વધામણીમાં હર્ષપૂર્વક મિષ્ટાન્ન કરી ખાતા.

મરણ પછી મરનારના પુણ્યને અર્થે બ્રાહ્મણો જમાડવાની પ્રથા પણ અનેક ઠેકાણે છે. એમાં નથી ધર્મ, નથી પુણ્ય, નથી સામાજિક શોભા. બ્રાહ્મણના હિતને અર્થે જે પૈસા અપાય છે તેનો મૂળ ઉદ્દેશ ધર્મરક્ષક અને ધર્મના અભ્યાસી એવા બ્રાહ્મણોને શ્રાદ્ધ પ્રસંગે દ્રવ્યદાન કરી નચિંત કરવાનો હતો. બ્રાહ્મણો આજીવિકાની બાબતમાં નિશ્ચિત થાય એટલે ધર્મનું પઠનપાઠન કરે, વિદ્યા શીખવે અને તપસ્યા દ્વારા ધર્મજીવનમાં નવી શોધખોળ કરે. જેના ઘરમાં કોઈ મરી ગયું છે એના ઘરમાં બ્રાહ્મણોને ભેગા કરી શેકકળ વચ્ચે એમને મિષ્ટાન્ન જમાડવામાં આમાંથી એકેય ઉદ્દેશ સરતો નથી. આજે તો બ્રાહ્મણોને જમાડવામાં ધર્મની સેવા રહેલી નથી કેમ કે બ્રાહ્મણો ધર્મને માટે જીવે છે એવો ભાગ્યે જ દાખલો મળી આવે છે. ઊલટું મરણમિષ્ટાન્ન ખાઈ તેઓ વધારે તપોભ્રષ્ટ થાય છે. શાસ્ત્રો તો એક બાજુ લખે છે કે શ્રાદ્ધની ક્રિયા કરવા માટે સારામાં સારો બ્રાહ્મણ બોલાવવો જોઈએ અને બીજી બાજુ લખે છે કે સારા બ્રાહ્મણે શ્રાદ્ધનું અન્ન ન ખાવું જોઈએ. શ્રાદ્ધાન્ન ખાવાથી માણસનું તેજ ઘટે છે.

મરણ પાછળના ભોજનનો રિવાજ કાઢી નાખવા માટે શાસ્ત્રો ઢૂંઢવાં પડે એ જ મને વિચિત્ર લાગે છે. કેવળ ખાનદાનીના ખ્યાલથી પણ માણસ મરણભોજન ખાવાની ના પાડશે. સંસ્કૃતમાં જેટલું લખેલું હોય છે તે બધું કંઈ શાસ્ત્ર હોતું નથી. ગમે તેવા બ્રાહ્મણોએ ગમે તેવા શ્લોકો જોડી કાઢી વિચિત્ર રિવાજો ચાલતા કર્યા એટલા માટે કંઈ તે રિવાજો ધાર્મિક થતા નથી. દરેક વસ્તુ માટે શાસ્ત્રાર્થ કર્યા કરવાની પ્રથા ધર્મજાગૃતિ માટે હાનિકારક છે. મરણ પાછળ ન્યાત જમાડવાનો વિધિ કોઈ પણ ધર્મશાસ્ત્રોમાં લખેલો મારા જોવામાં આવ્યો નથી. આપણાં ઘરોમાં

જે વસ્તુ કે રાચરચીલું કામનું રહ્યું નથી તે ફેંકી દેવાને બદલે આપણે એને કાતરિયામાં (વજીટિયામાં) લોભપૂર્વક સંઘરી રાખીએ છીએ, તેવી જ રીતે હિંદુ ધર્મને આપણે જૂનાપુરાણા, સારાનરસા બધા જ રિવાજોને સંઘરી રાખવાનું કાતરિયું બનાવી મૂક્યું છે. સંઘર્યો સાપ કામનો, એ આપણી વાણિયાશાહી જીવનની ફિલસૂફી છે. સંઘરેલા સાપની અવેજીમાં રાજકન્યાનો નવરત્નનો હાર તો એકાદ જણને કોક વખતે જ મળવાનો છે, અને તે પણ લોકવાર્તામાં જ. પણ સંઘર્યો સાપ ગંધાય છે, એના કોહવાટનું ઝેર જ્યાં ત્યાં નડે છે. એ અનુભવ માત્ર પ્રત્યક્ષ અને રોજનો છે.

પ્રેતભોજન જેવા ગંદા રિવાજોનો નાશ કરવા માટે મહાસભાના સેવકોને પોતાની શક્તિ ખરચવી પડે છે એ ખરેખર દુ:ખદ સ્થિતિ છે.

૨૨–૧૧–’૩૧

## ૨

## પ્રશ્નોત્તરી

પ્ર૦—મરણ પાછળ જમણ કરવાની પ્રથા શું દુનિયામાં બધે નથી? એ રિવાજ ક્યા ઉદ્દેશથી પડ્યો હશે?

ઉ૦—કોઈ માણસ મરી ગયા પછી તેનાં નજીકનાં અને દૂરનાં સગાંસંબંધીઓ, ઇષ્ટ મિત્રો, ન્યાતવાળાઓ, ગામવાળાઓ અથવા લાગતાવળગતા લોકોને જમાડવાની પ્રથા એક યા બીજી રીતે દુનિયામાં બધે ચાલતી આવી છે એવો મારો ખ્યાલ છે. એ રિવાજ ક્યા ઉદ્દેશથી પડ્યો હશે અથવા બધે એક જ ઉદ્દેશ હશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. આજના કેટલાક લોકો પોતાના જ સિદ્ધાંતો અથવા પોતાને ઐતિહાસિક લાગતી કલ્પનાઓ જૂના રિવાજમાં શોધવાનો પ્રયત્ન કરે છે, એ રીતે તો કલ્પનાઓ ઘણી કરી શકાય.

(૧) મરનાર માણસ ધન અને નામના મેળવી ગયો તે સમાજના સદ્‌ભાવ અને સહકારથી. એના વારસ તરીકે આખા સમાજનો કાંઈક હક છે, એ હક સ્વીકારી એક ભોજન દ્વારા સમાજને કંઈક સંતુષ્ટ કરી બાકીની બધી માલમિલકત; ઘરજાગીર સંબંધીઓ વહેંચી લે એ યોગ્ય સમજી ડાહ્યા લોકોએ આ પ્રથા પાડી હોય.

(૨) જંગલી લોકોના રિવાજ પરથી પ્રાચીન ઇતિહાસ શોધનાર એક પક્ષ છે. એ કહેશે કે માણસ માંદો પડ્યો એટલે એને મારીને દુ:ખમુક્ત કરવાનો અને એ પ્રિયજનને પ્રેમના અતિરેકથી પેટની અંદર જ પહોંચાડી દેવાનો રિવાજ કેટલીક અઘોરી કોમોમાં છે; એ જ રિવાજને સૌમ્ય કરી એની ઍસ્ટેટ બધા મળીને ખાય અને એ રીતે એને આત્મસાત્ (assimilate) કરે એ રસ્તો કેટલાકને સૂઝ્યો હોય.

(૩) કુટુંબમાં કોઈ મરી જાય એટલે આખી કુટુંબવ્યવસ્થાનો નવેસર વિચાર કરવો જ પડે છે. એ કામ ઉતાવળે કે ખાનગી રીતે થાય તો નબળા પક્ષને

નથી આવતું. મરનાર ઘરડો હોય કે યુવાન, પૈસાદાર હોય કે ગરીબ, સ્ત્રી હોય કે પુરુષ, એના મરણથી કુટુંબને એટલી ખોટ તો ખમવી પડે છે જ. મરનાર જો ઘરનો કરતા પુરુષ હોય, કમાતો હોય, કે ઘરની વ્યવસ્થા રાખતો હોય તો એના મરણથી તે કુટુંબ ઉપર એક જાતની આપત્તિ આવી પડે છે. આપત્તિને પ્રસંગે કુટુંબને મદદ કરવાને બદલે એક અશુભ ભોજનનું ખર્ચ એ કુટુંબ ઉપર લાદવા તૈયાર થવું એ સામાજિક વૃત્તિ બિલકુલ નથી. મરનારના કુટુંબમાં જો પાછળથી કજિયાકંકાસ થવાનો સંભવ હોય તો ઈષ્ટ મિત્રો ભેગા થઈ કુટુંબ ઉપર પોતાની નૈતિક અસર પાડે, ગભરાયેલાઓને દિલાસો અને હૂંફ આપે એ બરાબર છે. એ કારણે પાંચદશ મિત્રો ભેગા થાય, તો તેમાં આશ્ચર્ય નથી, અયોગ્ય પણ નથી. ભેગા થયેલાઓને શાકરોટલી જેવું સામાન્ય ભોજન આપીએ એ પણ સ્વાભાવિક છે. પણ મરનાર પાછળ મિષ્ટાન્ન ઉડાવવા તમામ ન્યાતિલાઓને અથવા સગા-સંબંધીઓને આમંત્રીએ એનો અર્થ શો? મરનાર વિશે આપણે એમ તો નથી કહેતા કે મરી ગયા તે સારું થયું, બલા ટળી, હવે આપણે નિરાંતે મિષ્ટાન્ન ખાઈશું. બીકણ જમાનામાં કોઈ સમાજશત્રુ બહારવટિયો માર્યો જતો ત્યારે લોકો એ મરણની વધામણીમાં હર્ષપૂર્વક મિષ્ટાન્ન કરી ખાતા.

મરણ પછી મરનારના પુણ્યને અર્થે બ્રાહ્મણો જમાડવાની પ્રથા પણ અનેક ઠેકાણે છે. એમાં નથી ધર્મ, નથી પુણ્ય, નથી સામાજિક શોભા. બ્રાહ્મણના હિતને અર્થે જે પૈસા આપાય છે તેનો મૂળ ઉદ્દેશ ધર્મરક્ષક અને ધર્મના અભ્યાસી એવા બ્રાહ્મણોને શ્રાદ્ધ પ્રસંગે દ્રવ્યદાન કરી નચિંત કરવાનો હતો. બ્રાહ્મણો આજીવિકાની બાબતમાં નિશ્ચિત થાય એટલે ધર્મનું પઠનપાઠન કરે, વિદ્યા શીખવે અને તપસ્યા દ્વારા ધર્મજીવનમાં નવી શોધખોળ કરે. જેના ઘરમાં કોઈ મરી ગયું છે એના ઘરમાં બ્રાહ્મણોને ભેગા કરી રોકકળ વચ્ચે એમને મિષ્ટાન્ન જમાડવામાં આમાંથી એકેય ઉદ્દેશ સરતો નથી. આજે તો બ્રાહ્મણોને જમાડવામાં ધર્મની સેવા રહેલી નથી કેમ કે બ્રાહ્મણો ધર્મને માટે જીવે છે એવો ભાગ્યે જ દાખલો મળી આવે છે. ઊલટું મરણમિષ્ટાન્ન ખાઈ તેઓ વધારે તપોભ્રષ્ટ થાય છે. શાસ્ત્રો તો એક બાજુ લખે છે કે શ્રાદ્ધની ક્રિયા કરવા માટે સારામાં સારો બ્રાહ્મણ બોલાવવો જોઈએ અને બીજી બાજુ લખે છે કે સારા બ્રાહ્મણે શ્રાદ્ધનું અન્ન ન ખાવું જોઈએ. શ્રાદ્ધાન્ન ખાવાથી માણસનું તેજ ઘટે છે.

મરણ પાછળના ભોજનનો રિવાજ કાઢી નાખવા માટે શાસ્ત્રો ઢૂંઢવાં પડે એ જ મને વિચિત્ર લાગે છે. કેવળ ખાનદાનીના ખ્યાલથી પણ માણસ મરણભોજન ખાવાની ના પાડશે. સંસ્કૃતમાં જેટલું લખેલું હોય છે તે બધું કંઈ શાસ્ત્ર હોતું નથી. ગમે તેવા બ્રાહ્મણોએ ગમે તેવા શ્લોકો જોડી કાઢી વિચિત્ર રિવાજો ચાલતા કર્યા એટલા માટે કંઈ તે રિવાજો ધાર્મિક થતા નથી. દરેક વસ્તુ માટે શાસ્ત્રાર્થ કર્યા કરવાની પ્રથા ધર્મજાગૃતિ માટે હાનિકારક છે. મરણ પાછળ ન્યાત જમાડવાનો વિધિ કોઈ પણ ધર્મશાસ્ત્રોમાં લખેલો મારા જોવામાં આવ્યો નથી. આપણાં ઘરોમાં

સારા વર મળે તો બજારભાવ પ્રમાણે એ કેમ ખરીદાશે?' એની ચિંતામાં પડેલી હોય, શોકને કારણે એક ખૂણામાં જ બેસી રહેવું પડે છે એનો લાભ લઈ નીચ સગાંવહાલાંઓ પ્રેમનો ઊભરો બતાવી, ઘરનો કબજો લઈ ચાર દિવસમાં થઈ શકે એટલી લૂંટ કરવામાં મશગૂલ રહ્યાં હોય એવે વખતે ન્યાતવાળાઓ મરનારનાં વખાણ કરતા મિષ્ટાન્ન ઉડાવે એ શું સમાજધર્મ છે? મનમાં દરેક જણ જાણે છે કે જે વખતે કુટુંબને મદદ કરવાની જ આવશ્યકતા છે એવે વખતે વેરીની પેઠે ઍસ્ટેટ ગિરો મુકાવીને પણ પોતે મિષ્ટાન્ન ઉડાવી રહ્યા છે એ પ્રથાને કયા ધર્મને નામે લોકો ટકાવવા માગે છે એ સમજાતું નથી.

પણ મરણભોજનનો બચાવ કરનાર કહે છે: 'ગરીબ અને શક્તિ વગરના લોકો ભલે મરણભોજન ન કરે પણ જેમની શક્તિ છે તેઓ કેમ ન આપે?' દુ:ખાશ્રુથી ભીંજાયેલા લાડવા ખાવામાં અસંસ્કારિતા છે એટલી દલીલ જવાબમાં પૂરતી હોવી જોઈએ. સમાજમાં ખોટો દાખલો બેસે છે અને ગરીબ લોકો પોતાની ગરીબાઈ ઢાંકવાની ઘેલછામાં શક્તિ બહારનું ખર્ચ કરે છે એ ખાતર પણ શ્રીમંત લોકોએ આવા ખર્ચમાં ન ઊતરવું ઘટે. કુટુંબની સામાજિક પ્રતિષ્ઠા આવા અ-સંસ્કારી, રોગકારી ભોજન ઉપર નક્કી થતી હોવાથી કેટલાંયે કુટુંબો પેટનાં બાળકોનાં હિતનો નાશ કરી પ્રતિષ્ઠા અને દુ:ખ ખરીદે છે એ શું આપણે નથી જાણતા? અને જેઓ મરણભોજન આપે છે તેઓ પોતાને ત્યાં જમી ગયેલાં લોકો પાસેથી પ્રસંગ આવ્યે મહેણાંટોણાં મારી પાછું ઉઘરાવવાની વૃત્તિ નથી બતાવતાં એવું કોઈ સિદ્ધ કરી શકે? જમણ આપવું અને પછી પાછું માગવું અને 'પાછું આપ્યું છે' માટે ફરી ઉઘરાવવું એ જાતના ચાંડાળચક્રનો (vicious circle) અંત કોઈ કાળે આવવાનો નથી. એટલે કેટલાક લોકોએ ન્યાતની શરમ છોડી, અથવા સાચું કહીએ તો બેશરમી છોડી ન્યાત જમાડવાની પ્રથા કાઢી નાખવી જોઈએ. અને કંજૂસાઈના આળથી બીતા હોય તો એટલા જ પૈસા ન્યાતહિતના કોઈ સ્થાયી કામમાં ખર્ચવા જોઈએ. પણ આવી બીક પણ ન જ રાખવી જોઈએ. સમાજસેવા મરણ કારણે જ થાય એવું શા માટે? સમાજસેવા મુખ્યત્વે જીવનધર્મ છે, કેવળ મરણવેરો ન થાય.

પ્ર૦—કોઈ માબાપને એકનો એક પુત્ર હોય અને તે મરણવરાનો વિરોધી હોય. પરંતુ તેનાં માબાપ મરણવરાને એમના આત્માની પરલોક ગતિના હિતાર્થે તેમ જ સંસારવહેવારની દૃષ્ટિએ જરૂરી માનતાં હોય એથી એમને પોતાની જીવત-ક્રિયા કરવી પડે યા તો મરણપથારી પરથી પોતાનાં અમુક સગાંને પોતાની પાછળ વરો તથા બ્રહ્મભોજન કરાવવા માટે ખાસ રકમ સોંપતા જવું પડે એ ઠીક છે? કે પછી એ પુત્રે પોતાનો વિરુદ્ધ મત રાખી પોતાને ત્યાંના મરણવરા પર પિકેટિંગ નોતરી, 'મરણવરા જમવા એ પાપ છે' ઇત્યાદિ સૂત્રોનાં પાટિયાં ટાંગી ફરતા સુધારકોનો કોપ વહોરીને પણ મરણવરો કરવો એ ઠીક છે? આવી સ્થિતિમાં પુત્રનો શો ધર્મ છે?

અન્યાય થાય અને ધૂર્ત લોકો ફાવી જાય. એની સામે ઉત્તમ ઉપાય એ કે ન્યાતવાળા અને સંબંધીઓ ભેગા થાય અને એમના દેખતાં એમની સલાહસંમતિથી કુટુંબની વ્યવસ્થા કરાય તો સમાજમાં શાંતિ ને વ્યવસ્થા રહે, એમ જોઈ અને બધાને ભેગા કરવા માટે કોરમ(કાર્યસાધક સંખ્યા)ની વ્યવસ્થા રાખવી મુશ્કેલ હોવાથી જમવાની વ્યવસ્થા રાખી હશે. પૂજાઉત્સવને અંતે પ્રસાદ વહેંચાય છે અને મરણક્રિયા પછી જમણ અપાય છે. બન્નેનો ઉદ્દેશ વધુમાં વધુ હાજરી મેળવવાનો જ છે એમ કેટલાકનું કહેવું છે અને એ ઘણે અંશે સાચું લાગે છે. યુરોપના કેટલાક દેશોમાં પાર્લમેન્ટ જેવી સાર્વજનિક સભામાં હાજરી આપવા માટે પણ ભથ્થું અપાય છે; એવું જ જૂનું સ્વરૂપ તે પ્રેતભોજન હશે.

(૪) કેટલાક સૌમ્ય સમાજસત્તાવાદી લોકો સૂચવે છે કે માણસ જીવે ત્યાં સુધી તો એની માલમતા એના તાબામાં જ રહે તે સારું છે, કેમ કે એ રીતે જ એ વધારે કમાણી કરવા પ્રેરાય. પણ એ મરી ગયા પછી એની મિલકત મૂઠીભર લોકો જ વહેંચી લે એ અન્યાય છે. આખા સમાજની મદદથી માણસ કમાણી કરી શકે છે, માટે આખો સમાજ તેનો વારસ છે. સગાંસંબંધીઓને જિવાઈ પૂરતું અથવા અમુક ટકા જ મળવું જોઈએ. બાકીનું બધું સમાજના તાબામાં જઈ સમાજહિતમાં વપરાવું જોઈએ. આ સિદ્ધાંતનો વ્યવહારુ, વ્યવસ્થિત અમલ નહીં સૂઝવાથી 'ડેથડ્યૂટી'–મરણવેરાની અવેજીમાં આ મરણભોજન–મરણવરા લોકોને સૂઝયા હોવા જોઈએ.

આવી રીતે મરણભોજનના ઉદ્દેશ વિશેની અનેક કલ્પનાઓ છે. નવી નવી પણ કરી શકાય.

પ્ર૦ — તો મરણભોજનનો રિવાજ શા માટે કાઢી નાખવો જોઈએ?

ઉ૦ — મરણભોજનનો રિવાજ બધે છે અને એની પાછળ અમુક કલ્પના હોવાનો સંભવ છે એટલા માટે તે પ્રથા યોગ્ય નથી ઠરતી. મરણભોજનમાં અમુક સ્પષ્ટ દોષો અને નિંદ્ય વૃત્તિઓ રહેલી છે તેનો વિચાર કરી એ રિવાજ કાઢી જ નાખવો જોઈએ.

સૌથી પહેલું કારણ એ છે કે, મરણભોજન એ હૃદય પર ભારે આઘાત કરનાર હોઈ નિંદ્ય છે. જે ઘરમાં પ્રિયજનનું મરણ થયું છે અને ચારે કોર શોક વ્યાપી રહ્યો છે ત્યાં જઈ મિષ્ટાન્ન ઉડાવનાર લોકો આટલા બધા અને પ્રતિષ્ઠિત ન હોત તો એમને નરપશુ જ કહેવાનું દરેક હૃદયને મન થાત. તમે તમારે ખૂણે બેસી રોયા કરો. તમારા ઘરના લાડવા બનાવી, વખતે તમને કરજમાં ડુબાડી અમે માણવાના, એમ કહેનાર લોકોને સજ્જન, પ્રતિષ્ઠિત, આબરૂદાર કે સમાજહિતૈષી કઈ રીતે ગણવા એ સમજાતું નથી. આ રીતે સામાજિક વૃત્તિ પોષવાને બદલે સમાજદ્રોહી અને નિંદ્ય નિર્ઘૃણતા કેળવાય છે અતએવ એ વસ્તુ અધાર્મિક છે. ઘરની વૃદ્ધ વિધવા, 'હવે ઘરનું ગાડું કેમ ચાલશે? નાનાં બચ્ચાંઓને કોણ સંભાળશે? દીકરાઓને કેળવણી કેમ અપાશે? કન્યાઓ માટે સારા વર શી રીતે શોધાશે? અને

સારા વર મળે તો બજારભાવ પ્રમાણે એ કેમ ખરીદાશે?' એની ચિંતામાં પડેલી હોય, શોકને કારણે એક ખૂણામાં જ બેસી રહેવું પડે છે એનો લાભ લઈ નીચ સગાંવહાલાંઓ પ્રેમનો ઊભરો બતાવી, ઘરનો કબજો લઈ ચાર દિવસમાં થઈ શકે એટલી લૂંટ કરવામાં મશગૂલ રહ્યાં હોય એવે વખતે ન્યાતવાળાઓ મરનારનાં વખાણ કરતા મિષ્ટાન્ન ઉડાવે એ શું સમાજધર્મ છે? મનમાં દરેક જણ જાણે છે કે જે વખતે કુટુંબને મદદ કરવાની જ આવશ્યકતા છે એવે વખતે વેરીની પેઠે ઍસ્ટેટ ગિરો મુકાવીને પણ પોતે મિષ્ટાન્ન ઉડાવી રહ્યા છે એ પ્રથાને કયા ધર્મને નામે લોકો ટકાવવા માગે છે એ સમજાતું નથી.

પણ મરણભોજનનો બચાવ કરનાર કહે છે: 'ગરીબ અને શક્તિ વગરના લોકો ભલે મરણભોજન ન કરે પણ જેમની શક્તિ છે તેઓ કેમ ન આપે?' દુ:ખાશ્રુથી ભીંજાયેલા લાડવા ખાવામાં અસંસ્કારિતા છે એટલી દલીલ જવાબમાં પૂરતી હોવી જોઈએ. સમાજમાં ખોટો દાખલો બેસે છે અને ગરીબ લોકો પોતાની ગરીબાઈ ઢાંકવાની ઘેલછામાં શક્તિ બહારનું ખર્ચ કરે છે એ ખાતર પણ શ્રીમંત લોકોએ આવા ખર્ચમાં ન ઊતરવું ઘટે. કુટુંબની સામાજિક પ્રતિષ્ઠા આવા અ-સંસ્કારી, રોગકારી ભોજન ઉપર નક્કી થતી હોવાથી કેટલાંયે કુટુંબો પેટનાં બાળકોનાં હિતનો નાશ કરી પ્રતિષ્ઠા અને દુ:ખ ખરીદે છે એ શું આપણે નથી જાણતા? અને જેઓ મરણભોજન આપે છે તેઓ પોતાને ત્યાં જમી ગયેલાં લોકો પાસેથી પ્રસંગ આવ્યે મહેણાંટોણાં મારી પાછું ઉઘરાવવાની વૃત્તિ નથી બતાવતાં એવું કોઈ સિદ્ધ કરી શકે? જમણ આપવું અને પછી પાછું માગવું અને 'પાછું આપ્યું છે' માટે ફરી ઉઘરાવવું એ જાતના ચાંડાળચક્રનો (vicious circle) અંત કોઈ કાળે આવવાનો નથી. એટલે કેટલાક લોકોએ ન્યાતની શરમ છોડી, અથવા સાચું કહીએ તો બેશરમી છોડી ન્યાત જમાડવાની પ્રથા કાઢી નાખવી જોઈએ. અને કંજૂસાઈના આળથી બીતા હોય તો એટલા જ પૈસા ન્યાતહિતના કોઈ સ્થાયી કામમાં ખર્ચવા જોઈએ. પણ આવી બીક પણ ન જ રાખવી જોઈએ. સમાજસેવા મરણ કારણે જ થાય એવું શા માટે? સમાજસેવા મુખ્યત્વે જીવનધર્મ છે, કેવળ મરણવેરો ન થાય.

પ્ર૦—કોઈ માબાપને એકનો એક પુત્ર હોય અને તે મરણવરાનો વિરોધી હોય. પરંતુ તેનાં માબાપ મરણવરાને એમના આત્માની પરલોક ગતિના હિતાર્થે તેમ જ સંસારવહેવારની દૃષ્ટિએ જરૂરી માનતાં હોય એથી એમને પોતાની જીવત-ક્રિયા કરવી પડે યા તો મરણપથારી પરથી પોતાનાં અમુક સગાંને પોતાની પાછળ વરો તથા બ્રહ્મભોજન કરાવવા માટે ખાસ રકમ સોંપતા જવું પડે એ ઠીક છે? કે પછી એ પુત્રે પોતાનો વિરુદ્ધ મત રાખી પોતાને ત્યાંના મરણવરા પર પિકેટિંગ નોતરી, 'મરણવરા જમવા એ પાપ છે' ઇત્યાદિ સૂત્રોનાં પાટિયાં ટાંગી ફરતા સુધારકોનો કોપ વહોરીને પણ મરણવરો કરવો એ ઠીક છે? આવી સ્થિતિમાં પુત્રનો શો ધર્મ છે?

૭૦—માણસ પોતાની સદ્‌ગતિ ઇચ્છે એ યોગ્ય છે. સદ્‌ગતિ એના પવિત્ર ધર્માચરણથી જ એને મળવાની છે. મરી ગયા પછી પાછળ રૂપિયા રાખીને સદ્‌ગતિને લોભે માણસ કાંઈ પણ ક્રિયા કરાવે એમાં કાંઈ રહસ્ય જ રહેતું નથી. લોકહિતની દૃષ્ટિએ કરે એમાં ઘણું રહેલું છે, પણ અજ્ઞાન અને વહેમી લોકો મરણ પાછળ સદ્‌ગતિને અર્થે હજી કેટલાય દિવસ ક્રિયાઓ ઇચ્છવાના જ. પુત્રની જો ખાતરી થઈ ગઈ હોય કે મરણવરા સદંતર બંધ કરવા જેવા છે તો એણે મરણવરાનો વિરોધ કરવો જોઈએ. પિતાની ઇચ્છાને માન આપી અથવા એમની ઍસ્ટેટનો વારસા-હક ભોગવવો છે એની કિંમત તરીકે, ઍસ્ટેટ ઉપર એથી મરનારની જે જે ઇચ્છાનો ભાર હોય, તે સ્વીકારવાની પોતાની ફરજ પુત્ર સમજતો હોય તો વાત જુદી છે. પિતાના ગુજરી ગયા પછી જો માતા જીવતી હોય અને એ વિધવાની લાગણી પ્રેતભોજન ન કરવાથી દુભાતી હોય તો પુત્રે શું કરવું? પુત્રે પ્રેતભોજન જમાડવાની માતાને છૂટ આપવી જોઈએ—જો એ રીતે કુટુંબ ઉપર આર્થિક આપત્તિ ન આવતી હોય તો; માત્ર પુત્ર પોતે એવા ભોજનમાં કોઈ પણ જાતનો ભાગ ન લે તો માતા તકરાર ન કરી શકે. માતાપિતા બન્ને ગુજરી ગયાં હોય તો એમની છેલ્લી ઇચ્છા આપણે તૃપ્ત નથી કરતા એમ જેને લાગે છે અને છતાં પ્રેતભોજન પસંદ નથી એવાએ શું કરવું એ અટપટો સવાલ છે. એમાં તો બે લાગણીમાંથી જે જબરદસ્ત હોય તે જ ફાવી જવાની છે. એટલે બીજા કોઈ એમાં નિર્ણય નહીં આપે. મને પોતાને એમ લાગે છે કે મરનાર લોકોએ આ દુનિયામાંથી વિદાય લેતી વખતે પાછળ કોઈ અંગત વાસનાનો એઠવાડ રાખ્યા વગર ચોખ્ખી વિદાય લેવી જોઈએ. પોતાનો જમાનો હતો ત્યારે પોતાનાથી બનતું કર્યું એટલાથી માણસને સંતોષ થવો જોઈએ. પોતાનાં સત્કૃત્યો અને સદ્‌વિચારનો વારસો એની મેળે રહી જાય છે, પાછળના લોકો એમાંથી જેટલું ઇષ્ટ લાગે એટલું સાચવશે; પણ મરી ગયા પછી પણ પોતાનો આગ્રહ જીવતો રાખવો એ ભૂતયોનિમાં પ્રવેશ કરવા જેવું છે. આ આગ્રહ માણસ છોડી દે તો એની મેળે એની સદ્‌ગતિ નક્કી (Insured) છે જ.

પોતાનો પુત્ર મરણભોજન જમાડશે નહીં એ બીકે કે ખાતરીથી બીજા કોઈની પાસે જમણ જેટલા પૈસા મૂકી જવા એ એમ કરનારને શોભતું નથી, પણ માણસના હકની અંદર છે અને દીકરાએ એ વધાવી લેવું જોઈએ. પોતાના જીવતાં જ પોતાની મરણક્રિયા કરાવી લેનાર અધીરા લોકો ગમે તેટલા નિંદાપાત્ર થતા હોય તોય સમાજને માટે એ લોકો ઓછા વિઘ્નકર્તા તો ખરા જ.

દીકરાથી પિકેટિંગ જેવી આકરી હિલચાલમાં ભાગ ન લેવાય તેમ જ એવી હિલચાલનો વિરોધ પણ ન કરાય. એ પોતે પ્રેતભોજનમાં ભાગ નથી લેતો એમાં એનું કર્તવ્ય પૂર્ણ થાય છે.

પ્ર૦—મરણ પાછળ બ્રાહ્મણોને, અનાથાશ્રમોને, અને કોમી છાત્રાલયોને ભોજન અપાય છે. કેટલીક વાર પાછલી બે સંસ્થાઓમાં દરેક શ્રાદ્ધતિથિએ મરનારને નિમિત્તે

ભોજન આપવા માટે ટ્રસ્ટફંડો મુકાય છે. મરનાર જો બાળક હોય તો જ્ઞાતિનાં, અનાથાશ્રમનાં, જ્ઞાતિના છાત્રાલયનાં અને કેટલીક વાર મરનારનાં માતાપિતા જે ગામમાં ધંધા-રોજગારાર્થે રહેતાં હોય તે ગામમાં ગમે તે જ્ઞાતિનાં છોકરાંને દૂધ પવાય છે, મીઠાઈ અપાય છે, ફળફળાદિ અપાય છે, દૂધભાત અગર ભાત ઘી, ને ખાંડનું ભોજન અપાય છે. આ બધા પ્રેતભોજનના જ પ્રકાર હોઈ જ્ઞાતિભોજનની જેમ જ સદંતર બંધ કરવા યોગ્ય નથી? ન હોય તો કેટલે અંશે નથી?

ઉ૦—માણસ ખાય છે તે ભૂખનિવારણને અર્થે, શરીરપોષણને અર્થે. એમાં નિયમ, મર્યાદા અને વ્યવસ્થિતપણું હોવું જોઈએ. મળે છે એટલા માટે ખાવું, કોઈ આપે છે એટલા માટે લેવું એ તો ઉકરડાનો ધર્મ થયો; જેને જે નાખવું હોય તે ઉકરડો લેવા તૈયાર છે, એની પાસે બીજો વિવેક નથી હોતો. આપણી જાહેર સંસ્થાઓને આપણે જો ઉકરડો ન માનતા હોઈએ, એ સંસ્થામાં ભણતા છોકરાઓને ભિખારી ન માનતા હોઈએ તો આપણી મરજીમાં આવે ત્યારે અને તે જાતનો ખોરાક એમને ન જ ખવાડીએ. દાનમાં પણ શોભા, ઉપયોગિતા અને પ્રતિષ્ઠા હોવાં જોઈએ. શિક્ષણસંસ્થાને કે છાત્રાલયને જે આપવાની ઇચ્છા હોય તે આપણે આપી દઈએ. અને વ્યવસ્થાપકોને કહીએ કે તમારી ઇચ્છા પ્રમાણે અથવા તમારા નિયમ પ્રમાણે આનો જે યોગ્ય ઉપયોગ થતો હોય તે કરી અમને કૃતાર્થ કરશો. આપણા દેખતાં જ આટલા બ્રાહ્મણ ઠાંસી ઠાંસીને ખાય અથવા આપણા દીકરાનું નામ લઈ અમુક છોકરાઓ સમયેક્સમયે અમુક વસ્તુઓ ગળકી જાય એવી ઇચ્છા રાખવી એ આપણને શોભે નહીં. અને મીઠાઈ તો ખરાબમાં ખરાબ વસ્તુ છે. બગડી ગયેલા પેંડા અને માવામાંથી ઘી કાઢી એમાં તેલ-ચરબી ભેળવીને પણ બરફી, પૂરી વગેરે કેટલીક વસ્તુઓ તૈયાર થાય છે. અને સ્વચ્છતાનું તો એમાં નામ સરખું નથી હોતું. અને જ્યાં મીઠાઈ ઉઘાડી રાખેલી હોય છે ત્યાં તો રસ્તા પરના નરકમાંથી ઊડીને માખીઓ સીધી મીઠાઈ પર બેસે છે. સાફ મીઠાઈ નથી મળતી એમ નથી પણ એની દરકાર લોકોને ભાગ્યે જ હોય છે. સ્વાદ ખાતર સ્વચ્છતા અને શુદ્ધતા ભૂલી જવી એમાં માણસાઈ નથી.

જાણે માણસ ખાવા માટે જ જન્મ્યો છે, જ્યાંથી મળે ત્યાંથી ખાઈ જ લેવું એવા આદર્શને વળગી રહી જમનાર-જમાડનાર લોકો ધર્મ, અર્થ, કામ, મોક્ષ કશું મેળવતા નથી, બધું જ ડુબાડે છે. सुज्ञेषु किंबहुना ।

પ્ર૦—પ્રેતભોજન માટે કંઈ શાસ્ત્રનો આધાર છે?

ઉ૦—પ્રેતભોજન માટે મને શાસ્ત્રાધાર કોઈ પણ ઠેકાણે જડયો નથી.

પ્ર૦—'ગુર્જરે પ્રેતભોજનં' એ ઉક્તિનો આપ શું અર્થ કરો છો?

ઉ૦—એ વચનનો અર્થ હું એટલો જ કરું છું કે, દરેક પ્રાંતમાં કેટલીક નિંદ્ય રૂઢિઓ સાર્વત્રિક હોવાથી બંધ કરી શકાતી નથી. એની યાદીમાં ગુજરાતને ભાગે પ્રેતભોજનની રૂઢિ આવી છે. કાશ્મીરમાં મ્લેચ્છના હાથનું પાણી પિવાય છે, બંગાળમાં બ્રાહ્મણ મત્સ્યાહાર કરે છે, મહારાષ્ટ્રમાં કેટલીક કોમોમાં મામાની દીકરી

સાથે પરણાય છે એ જેમ નિંદ્ય પ્રકાર છે તેમ 'ગુર્જરે પ્રેતભોજનં' એમ હું માનું છું. એક જમાનો એ નિંદ્ય પ્રકાર બંધ કરી ન શક્યો એટલે એણે પોતાના પરાજયના બધા દાખલાઓ એકત્ર કરી એ પુરુષાર્થ કરવાની જવાબદારી વારસારૂપે આપણે માટે છોડી છે. એ જવાબદારી આગે ઠેલવી એમાં પામરપણું છે.

પ્ર૦ — મરનાર પાછળ મરણભોજન ન થાય પરંતુ લોકહિતની દૃષ્ટિએ દાન તો થવું જ જોઈએ. તો પછી કયા પ્રકારે?

ઉ૦ — દરેક મરનાર પાછળ કુટુંબની શક્તિ પ્રમાણે સમાજહિતને અર્થે કંઈક ખર્ચ તો થવું જ જોઈએ એમ હું માનું છું. સંપત્તિ ખાનગી હાથમાં ભેગી થાય અને વધતી જાય એ એક મોટી આપત્તિ છે, એ એક મોટો સમાજદ્રોહ છે. એ દૂર કરવા માટે કાં તો વ્યક્તિઓ વ્યસની, વિલાસી કે ઉડાઉ થાય અથવા સમાજહિતને અર્થે દાન કરવાનો આનંદ માને. ત્રીજો રસ્તો સરકાર તરફથી (સરકાર સ્વદેશી હોય તો) ભારે કરના રૂપમાં સમાજહિતમાં જાય અથવા છેલ્લો ઉપાય તો ભૂખ્યા અને સમાજદ્રોહીના હાથે એ લૂંટાય. આમાં બીજો પ્રકાર સૌથી ઉત્તમ છે. અને સ્થાયી હિતનું કામ કેળવણી કરતાં બીજું ક્યું શ્રેષ્ઠ હોઈ શકે?

કેટલાક બ્રાહ્મણોમાં જ્યારે એક બ્રાહ્મણ જમાડવો હોય ત્યારે પોતાના જમાઈને જ નોતરવાની પ્રથા છે. આ રિવાજ ધર્મદૃષ્ટિએ નિંદ્ય છે એમ સમાજના આગેવાનોએ ક્યારનું જાહેર કર્યું છે. દાન પાછળ નજીકનો સ્વાર્થ જેટલો ઓછો તેટલું પુણ્ય વધારે એ ધર્મનો સિદ્ધાંત છે. એટલા ખાતર જ જૂના લોકો દૂર દૂરનાં તીર્થક્ષેત્રોમાં જઈ ત્યાં દાન કરી આવતા. હવે આજે આપણે જો કેળવણી પાછળ દાન કરવું હોય તો તે પોતાની ન્યાતનાં છોકરાંઓને જ કેળવવા પાછળ નહીં કરતાં ગરીબ, તજાયેલી, પછાત કે દબાયેલી કોમના ઉદ્ધારને અર્થે દાન કરવું ઘટે છે. એ રીતે જ મરનારની સદ્‌ગતિ થઈ શકે એમ છે. સદ્‌ગતિનો અર્થ આપણે બરાબર સમજીએ તો આ વાત ગળે ઊતરતાં વાર નહીં લાગે.

**ડિસેમ્બર, ૧૯૨૯**

## પડદો

[એક પત્ર]

ભાઈશ્રી,

તમારો કાગળ મળ્યો. ઓઝલ કે પડદા વિશે હું શું લખું? દક્ષિણમાં એ રિવાજ બહુ જ ઓછો છે. નહીં જેવો જ. જ્યાં છે ત્યાં પણ ઓછો થતો જાય છે. ઉત્તર હિંદુસ્તાનમાં જ્યારે હું ફરતો ત્યારે પડદાનો રિવાજ જોઈ મને ભારે આશ્ચર્ય થતું. પણ કોઈ પણ રિવાજ મારા પ્રાંતમાં નથી માટે તે વખોડવા લાયક હોવો જ જોઈએ એવું મારું માનવું નહીં હોવાથી મેં ઘણા લોકો જોડે તે વિશે વાતો કરી. પડદાના રિવાજની હિમાયત કરનાર હિંદુઓ તેમ જ મુસલમાનો સાથે

અનેક ઠેકાણે મનઃપૂર્વક ચર્ચા કરી. પડદાના રિવાજ પાછળ રહેલા ભાવ, તેમાં તરી આવતી નારીપૂજા, તેને લીધે ઊપજતું કાવ્ય, બધું સમભાવપૂર્વક જાણી લીધું. કેટલાક દિવસ સુધી એક પક્ષ તરીકે પડદાની હિમાયત પણ કરી જોઈ. ઉદ્દેશ એ કે પ્રાચીન કાળથી ચાલતો આવેલો અને અનેક દેશોમાં ખૂણે ખૂણે ફેલાયેલો આ રિવાજ ખરેખર છે શું એ એક વાર બરાબર જાણી લઉં.

આજે પણ પડદાની હિમાયત કરનાર પ્રત્યે મારી સહાનુભૂતિ ઓછી નથી. પડદા પાછળ સ્ત્રીઓના ચારિત્ર વિશેની શંકા જ છે એમ હું નથી માનતો. પડદા પાછળ સ્ત્રીઓને તિરસ્કૃત કે અપમાનિત રાખવાની વૃત્તિ પણ હું નથી જોતો. પડદાની પ્રથા સ્ત્રીઓએ શરૂઆતમાં સ્વેચ્છાપૂર્વક સ્વીકારી હોય એમ પણ સંભવે છે. એમાં જબરદસ્તી હોય તો તે પુરુષોએ સ્ત્રીઓ પર કરી છે એમ પણ હું નથી માનતો. એમાં દોષ હોય તો તે કોઈ એક વર્ગનો નથી, પણ આખા જમાના-નો છે—અનેક જમાનાઓનો છે. તેમાં સૌ સરખાં ભાગીદાર છે, અને તેમાં ભારે નાસ્તિકતા પણ રહેલી છે.

નાસ્તિકતા આપણે ધારીએ છીએ એના કરતાં વધારે ફેલાયેલી છે. ઈશ્વર નથી એટલું માનવામાં જ નાસ્તિકતા નથી રહેલી. ઘણા લોકો રિવાજને વશ થઈને જ ઈશ્વર છે—એમ માની લે છે. આપણા વહેવારમાં ઈશ્વર ક્યાંયે આડો આવતો નથી એટલે તેના અસ્તિત્વનો ઇનકાર કરવા જેટલો પણ ઉત્સાહ કોઈ ધરાવતું નથી. શાસ્ત્રવચનનું પ્રામાણ્ય કબૂલ રાખે તે આસ્તિક અને તેમ ન કરે તે નાસ્તિક એ ભેદ પણ હવે મહત્ત્વનો રહ્યો નથી, શાસ્ત્રો દહાડે દહાડે જેમ જૂનાં થતાં જાય છે તેમ ચુસ્તમાં ચુસ્ત ધર્મનિષ્ઠ પણ બધાં શાસ્ત્રવચનોનો સ્વીકાર કે અમલ કરી શકતા નથી. સાચી નાસ્તિકતા તો મનુષ્યસ્વભાવ વિશેની અશ્રદ્ધામાં સમાયેલી છે. 'ભલમનસાઈથી ચાલીએ તો કોઈ કાળે આપણું અકલ્યાણ થવાનું નથી, અમુક ઉંમરે પહોંચ્યા પછી કે સંસ્કાર કેળવ્યા પછી માણસ સ્વતંત્રતાથી પોતાની જીવન-યાત્રા ચલાવી લે એમાં જ મનુષ્યજાતિનું શ્રેય છે, કોઈ પણ માણસ કાયમને માટે પતિત રહેવાનો જ નથી, અનુકૂળ સંજોગોમાં ચડવાની શક્તિ દરેક વ્યક્તિમાં હોય જ છે' વગેરે શુદ્ધ સિદ્ધાંતો પર શ્રદ્ધા ન રાખવી એ જ ભારે નાસ્તિકતા છે.

સ્ત્રીઓ સમાજમાં છૂટથી હરેફરે તો કેટલાક હીન વૃત્તિના લોકોની મેલી દૃષ્ટિ તેમના પર પડે અને સ્ત્રીઓ અપવિત્ર થઈ જાય, એવી કલ્પના મનમાં બાંધી બધા જ લોકોની દૃષ્ટિમાંથી સ્ત્રીઓને બચાવી લેવી એ ઉપાય માણસે શોધી કાઢ્યો. બેગમ કે શાહજાદી રસ્તા પરથી જતી હોય તો પુરુષોએ રસ્તો છોડી જવો અથવા જમીન પર ઊંધા સૂઈ જવું એવા નિયમ કરનાર બાદશાહો હતા એમ આપણે લોકવાર્તાઓમાં સાંભળીએ છીએ. પણ એટલી સત્તા દરેક માણસ પાસે થોડી જ હોય? વળી એવો બેવકૂફીભર્યો રિવાજ દાખલ કરવો એ ધર્મશાસ્ત્રકારોના પણ હાથની વાત ન હતી. એટલે માણસે બીજો ઉપાય શોધી કાઢ્યો. દુનિયાભરના કાંટા પર ચામડાનું ઢાંકણું પાથરવું અશક્ય છે તેથી આપણે પોતાના પગને ચામડાના

ઢાંકણાથી ઢાંકી દીધા; એટલે કે પગ માટે જોડા સિવડાવ્યા, તેમ કેટલાક લોકોની દૃષ્ટિમાંથી સ્ત્રીઓને બચાવવા ખાતર તેમના શરીર ઉપર જ આપણે પૅકિંગ ચઢાવી દીધું. સ્ત્રીઓએ પણ એક વહેમને વશ થઈ પોતાની આવી દુર્દશા થવા દીધી અને તેમાંથી ઊપજતી અનેક આપત્તિઓ, અગવડો અને વિટંબણાઓ કાયમને માટે માથે ચડાવી. પડદાને લીધે થતો જીવનનો સંકોચ, તંદુરસ્તીની ખુવારી અને વહેવારનું પરાધીનપણું એ બધું તેમણે કબૂલ રાખ્યું.

સ્ત્રી એ પુરુષની પેઠે સ્વતંત્ર પ્રાણી છે, તેને પોતાની પ્રતિષ્ઠા અને જીવન-સાફલ્ય હોય છે. આત્મોન્નતિની ઈચ્છા અને આવશ્યકતા તેને પણ હોય છે, એનો કશો ખ્યાલ કર્યા વગર તેને પોતાની એક ઉપભોગની વસ્તુ તરીકે રાખવા માગનાર કામી લોકોનો હાથ પડદાની પ્રથા પાડવામાં નથી એમ નથી. ભૂખ્યા કે અપવિત્ર લોકોની દૃષ્ટિ પડવાથી રાંધેલી રસોઈ અભડાઈ જાય છે, ખાવા લાયક રહેતી નથી એમ દક્ષિણ તરફના કેટલાક બ્રાહ્મણો માને છે. તે જ પ્રમાણે પારકી દૃષ્ટિથી અભડાઈ ગયેલી સ્ત્રી ઉપભોગ્ય નથી એમ માનનારા લોકો દુનિયામાં ઓછા ન હતા; આજે પણ કેટલાક હશે. (એવા લોકો આમલોકોની દૃષ્ટિથી અભડાયેલા મકાનમાં રહે છે અને અનેક રાજાઓએ ભોગવેલા રાજ્યનો ભોગ કરે છે એ એક આશ્ચર્ય નથી?) કાવ્યમય કલ્પના પરથી માણસ તાર્કિક અનુમાનો કાઢવા જાય તો આવા કેટલાયે અનર્થો ઊપજવા પામે છે. સ્ત્રી એટલે પવિત્રતાની મૂર્તિ. એને પણ કોઈની દૃષ્ટિથી ન અભડાયેલો એવો જ પવિત્ર પતિ હોવો જોઈએ એવી દલીલ જો પ્રચલિત થાત તો દરેક મરદને પણ પડદાનશીન થવું પડતે!

કોઈ પણ માણસના જોવાથી અન્ન કે સ્ત્રી અભડાય છે એ કલ્પના જ ખોટી છે. પાપદૃષ્ટિથી જોનાર માણસની દૃષ્ટિ બગડે છે એ ખરું. જેની દૃષ્ટિ આવી રીતે બગડી હોય તે ભલે આંખે પાટા બાંધીને ફરે. પોતાની સ્ત્રી તરફ જોયાના અપરાધને માટે સામા માણસને દેહાન્ત શાસન કરનાર ભૂપતિ અથવા અબલાપતિ આ દેશમાં પાક્યા છે. તેટલું કરવાની શક્તિ નહીં હોવાથી પોતાની સ્ત્રીની જ ગરદન ઉડાવનાર શૂરવીરોની વાતો પણ સાંભળી છે. આમાંથી એકે કરવાની જેમની હિંમત અથવા વૃત્તિ નથી અને છતાં જેમને દૃષ્ટિદોષમાંથી પોતાની અર્ધાંગનાઓને બચાવવાની ઈંતેજારી છે એવા માણસોને પડદાની પ્રથા બહુ જ ફાવતી આવતી હશે.

સ્ત્રીમાત્રને જોતાંવેંત પુરુષનું મન વિકારી થાય છે અને તેનો ઈલાજ એક માત્ર પડદો જ છે એવા માનસશાસ્ત્રમાં માનનારા લોકોની દલીલો પણ આપણે હંમેશાં સાંભળીએ છીએ. આમાં નિદાન અને ઉપાય બંને ખોટા છે, અને તેમાં મનુષ્યજાતનું અને તેના સરજનહારનું હડહડતું અપમાન છે. ઘણા સમાજોમાં પડદાની પ્રથા બિલકુલ છે જ નહીં. એવા સમાજની નીતિમત્તા ઊતરતી છે એવો ક્યાંયે પુરાવો તો નથી જ, પણ એવી માન્યતા પણ નથી. કંઈક ફરક હોય જ તો પડદાને અભાવે નિર્મળતા વધારે આવેલી હોય છે એમ જ બધે જોવામાં

આવે છે. સમાજમાં સંયમને ખૂબ સ્થાન છે અને સામાજિક વિવેક એ જ ઘણી વાર સંયમને મદદગાર થાય છે એ ખરું, પણ સંયમ કે વિવેકને નામે આવી વિકૃતિ આપણે ચાલવા દઈએ તો તેમાં પુરુષોની અવનતિ છે અને સ્ત્રીઓની પણ અવનતિ છે. એમ કહી શકાય કે પડદો એ જ માણસમાં રહેલી હીનવૃત્તિનું સ્મરણ કરાવે છે અને તેને જાગ્રત પણ કરે છે.

અસ્પૃશ્યતામાં અસ્પૃશ્યોનો તિરસ્કાર છે, જ્યારે પડદામાં પુરુષ માત્રનો તિરસ્કાર અને સ્ત્રીજાતિનું અપમાન છે. પડદાની અંદર રહેનાર સ્ત્રીઓની પોતાની સ્થિતિ વિશે વિચાર કરતાં શા શા ખ્યાલ આવતા હશે? પુરુષમાત્ર વિશે તેઓ કેવો અભિપ્રાય બાંધતી હશે? સર્વત્ર અવિશ્વાસ અને શંકાની દૃષ્ટિએ જોતાં હૃદય કેટલું ખિન્ન અને મલિન થતું હશે! લાંબા રિવાજથી આ બધી વસ્તુઓ ધ્યાનમાં ભલે ન આવે, પણ તે છે એ વિશે જરાયે શંકા લાવવાનું કારણ નથી. જીવનના નિર્મળ વ્યવહારથી સ્ત્રીઓને અસ્પૃષ્ટ રાખવાથી તેમનું જીવન છીછરું અને પોચું થઈ જાય છે, દૃષ્ટિ સંકુચિત થાય છે અને જીવનયાત્રામાં પુરુષને સાથ દેવાની તેમની શક્તિ નષ્ટ થઈ જાય છે. પડદાની પ્રથા ટકાવવી એ આપણા લગભગ સમાજને માટે અર્ધાંગની વ્યથા વહોરી લેવા જેવું છે. પડદાની પ્રથા ગમે તેટલી જૂની હોય ને ગમે તેટલી ફેલાયેલી હોય તોપણ માણસાઈને ખાતર આજે તે છોડયે જ છૂટકો છે.

ઓઝલ કે પડદા વિશે આ જાતના વિચાર હું ધરાવું છું. પણ જ્યાં સુધી ગુજરાતના ક્ષત્રિય સમાજ સાથે મારો પરિચય વધ્યો નથી, તેમની કશી સેવા કરવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું નથી, ત્યાં સુધી તેમની આગળ આવા વિચારો રજૂ કરતાં મને સંકોચ થાય છે. ક્ષત્રિય કોમ આજના આપણા સામાજિક જીવનમાં પોતાનું જવાબદારીનું અને મોભાનું સ્થાન ગ્રહણ કરે એમ ઈચ્છનારાઓમાંનો હું એક છું. આર્યાવર્તમાં ક્ષત્રિયોએ અનેક વાર આગેવાનીનો ભાગ ભજવ્યો છે. ધર્મની શોધમાં તેમ જ સમાજસેવામાં રણાંગણ ઉપર બતાવે એટલી જ બહાદુરી તેમણે બતાવી છે. સાચો ક્ષત્રિય લાલચ કે સુખસગવડને વશ થઈ કોઈનો દાસ બને નહીં. પછી હાનિકારક રૂઢિનો જ દાસ તે શા માટે રહે?

પણ પરિચય વગર આવી વાતો તેમની સાથે કેમ કરાય? સદ્‌ભાવની લાગણી-થી પ્રેરાયા હોઈએ તોપણ મર્યાદા છોડીને બોલાય જ નહીં. તમને તમારી કોમ આગળ મારા વિચારો રજૂ કરવાની છૂટ છે, પણ સ્વતંત્ર રીતે તેમ કરવાની આજે હું હિંમત ન કરું.

**માર્ચ, ૧૯૨૫**

# વ્યસનો

દારૂ કરતાં અફીણ ભયાનક, શરારતી કરતાં એદીપણું ખોટું, ઘોડાં દોડાવવાની હોંશ કરતાં પાલખીમ્યાનાની હોંશ ખરાબ એટલું જો લોકોને ગળે ઊતરે તો વ્યસનોની મીમાંસા કરવાનું આપણને સહેલું પડે. રજોગુણ અતિશય ચળવળ કરે છે જ્યારે તમોગુણ જાણે કોઈના લેવામાં નહીં દેવામાં નહીં એમ શાંત પડી રહે છે, તેથી તે સત્ત્વગુણની વધારે નજીક છે એવો ભાસ થાય તે કુદરતી છે. પરંતુ તમોગુણ એ દરેક રીતે, ચારે બાજુથી ઘાતક છે; અભ્યુદય અને નિશ્રેયસ બંનેને ડુબાડનારો છે. આટલું સમજાય તો વ્યસનમાં પણ લોકો ડાબાજમણી નક્કી કરતાં શીખે.

વ્યસનો ગમે તેવાં પણ ખોટાં તો ખરાં જ, પણ કેટલાંક વ્યસનોમાં મગજ ચલાવવું પડે છે, હિકમતો યોજવી પડે છે, અને નાના તરેહની કળાઓ જાણવી પડે છે. એથી ઊલટું કેટલાંક વ્યસનોથી માણસ પોતાની સર્વ શક્તિ અને માણસાઈ વીસરી જાય છે. આ બીજા પ્રકારનાં વ્યસનો જે સમાજમાં ફેલાયાં તે સમાજનો આરો નથી; કારણ એ સ્થિતિ તો જીવનમાં જ મરણ ગણાય.

આપણે ગામડાંમાંનાં ખાસ વ્યસનોનો વિચાર કરવો જોઈએ. દારૂ, અફીણ, ગાંજો વગેરે વ્યસનોનો વિચાર કરતાં પહેલાં કંઈ પણ ધંધો ન કરતાં ફોકટ ગપ્પાં માર્યા કરવાં, અને ડાયરામાં કે મિજલસમાં હાજર ન હોય તેવા લોકોની કૂથલી કરવામાં ગમે તેટલો વખત બગાડવો એ સર્વથી મોટા વ્યસનનો વિચાર કરવો જોઈએ. વાહિયાત ગપ્પાંથી મનુષ્યનો પુરુષાર્થ જેટલો ક્ષીણ થાય છે તેટલો વિષયસેવનથી પણ કદાચ નહીં થતો હોય. 'વાક્પાત એ વીર્યપાતથી પણ વિશેષ અશક્તિ ઉત્પન્ન કરનારો છે' એમ વૈદકશાસ્ત્રે બોલી બોલીને થાકી જનારાઓ વિશે કહ્યું છે; વાક્પાતો વીર્યપાતાત્ ગરીયાન્ એ વાત આધ્યાત્મિક અર્થમાં પણ સાચી છે. ગામડાંનું આ વ્યસન કાઢી નાખવા માટે ગામડાંના તરુણોમાં એક જબરદસ્ત ચળવળ ચલાવવી જોઈએ. સામાજિક સંસ્કૃતિ ટકાવવા સારુ ટીકાશાસ્ત્ર અતિ આવશ્યક છે એમ કહેવાય છે, અને તે ઘણે અંશે સાચું છે. પરંતુ નકામાં ગપ્પાં અને હાજર ન હોય તેની કૂથલી એ કંઈ સામાજિક ઉન્નતિનું શાસ્ત્ર નથી. એનાથી સમાજ દિવસે દિવસે નીચો પડતો જાય છે. મળસકે ઊઠી સવારનો નાસ્તો આટોપી ખેતરે પહોંચવું એ ખેડૂતનું ભૂષણ ગણાતું. રાત્રે જાગરણ ગમે તેટલું થયું હોય તોપણ સાચો ખેડૂત મળસકામાં ઊઠવાનો જ. તેને બદલે મોડા ઊઠવું એ શિષ્ટતાનું લક્ષણ ગણાવા માંડ્યું છે. નાસ્તાને ઠેકાણે જ્યાં ચાનો પ્રચાર થયો છે ત્યાં અરધીપરધી સવાર તો લગભગ ફોકટ જ વહી જાય છે. આ પણ એક વ્યસન છે એ જ લોકોના ધ્યાનમાં હજી આવ્યું નથી.

આપણા પૂર્વજોએ સેંકડો પેઢીના કડક આગ્રહથી સ્વચ્છતા અને શુચિર્ભૂત-પણાની ટેવો સમાજમાં દૃઢ કરી હતી. તે પણ હવે ઢીલી થતી જાય છે. આહાર-શુદ્ધિ, શરીરશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ અને વાણીની શુદ્ધિ એ ચારે વસ્તુ સંસ્કૃતિના પાયામાંની બાબતો છે. કપડાં કદાચ આજના લોકો પહેલાંના કરતાં વધારે સાફસૂફ રાખતા હશે પરંતુ બાકીની બાબતોમાં શિથિલતા વધતી જાય છે.

પહેલાંના લોકો કપડાં વાપરતાં જ બહુ થોડાં. બહાર જતી વખતે પહેરવાનાં કપડાં જુદાં; ધોતિયું પણ જુદું જ રહેતું, અને તેને સંભાળીને ગડી કરીને મૂકી રાખતા. આપણા દેશમાં કપડાં ઓછાં વાપરનારને ક્ષયરોગ અને ચામડીના રોગો બહુ ઓછા થાય છે એવો વૈદકીય અનુભવ છે. કપડાંની ફૅશન વધારીને આપણે ખર્ચ વધાર્યો, રાયરોગ વધાર્યા, અસ્વચ્છતાનું એક સાધન વધાર્યું અને કપડાં ગામડાંમાં બનતાં ન હોવાથી ગરીબી વધારવાનું એક સાધન પણ વધાર્યું. નકામાં નકામાં કપડાં વધારવાં એને વ્યસન કેમ ન કહેવું એ એક સવાલ જ છે.

કેટલાંક વ્યસનો એટલાં રૂઢ અને દૃઢમૂલ થયાં છે કે તેમની વિરુદ્ધની લોકોની ધર્મબુદ્ધિ જ બૂઠી થઈ ગઈ છે. અશ્લીલ શબ્દો ગમે ત્યારે ગમે તેવા બોલવા, એકએકને એઠી ગંદી ગાળો દેવી અને સ્ત્રીઓની આગળ કે છોકરા-છોકરીઓ આગળ પણ લાજ વગર એઠું બોલવું એનું ગામડાંના લોકોને કંઈ લાગતું જ નથી. આ દોષ આખી દુનિયામાં પસરેલો હોઈ તેથી તે કાઢવા જેવો નથી એવું તો નથી જ.

અને જાણે કે અશ્લીલ શબ્દોનો ભંડાર ખાલી પડી જશે, શબ્દો ન વાપરવા-થી ખરી પડશે, એ બીકથી હોળી જેવા તહેવાર રૂઢિએ ચાલુ રાખ્યા છે. હોળીનો તહેવાર એ ગુલામગીરીનો દ્યોતક છે. તે બદલી નાખવો જોઈએ, તેની શુદ્ધિ કરવી જોઈએ.

સમાજને અંદરથી કોતરી ખાનારું મોટું વ્યસન તે વિવાહના નીતિસંબંધને ભ્રષ્ટ કરવાનું છે. એક જમાનામાં વેશ્યાગમન આપણા દેશમાં અમર્યાદ વીફર્યું હતું. હાલ તે ઘણું જ ઓછું થયું છે એમ કહી શકાશે. વ્યભિચારનું એમ કહી શકાય કે નહીં તે કહેવું મુશ્કેલ છે.

તરુણોમાં પોતાને નામર્દ કરવાનું વ્યસન પહેલાં કેટલું હતું તેનો ખ્યાલ આવવો કઠણ છે. આજ એ વ્યસન શહેરમાં અને ગામડાંમાં બહુ પસરેલું છે. એ વ્યસનને અટકાવવાનું કામ શાળામાસ્તરો ને અખાડાના ઉસ્તાદો કોઈ કોઈ વખત કરે છે. પરંતુ કોઈ વાર વાડ જ ચીભડાં ગળે છે. આ વિષયમાં માબાપ-ની બેદરકારી ન સમજાય તેવી ને અક્ષમ્ય છે. ફૅશનની નાજુકાઈ વધવાથી શરીર કેળવવા તરફ ઓછું લક્ષ અપાય છે. વધતા શરીરને જુવાનીમાં નિર્દોષ ને પૌષ્ટિક આહાર મળવો જોઈએ, અને શરીરમાંનાં સર્વ વીર્યનો તદ્દન પરસેવો થઈ જાય તેટલી કસરત ને મહેનત મળવી જોઈએ. તેને બદલે જીભને ચટકો લગાડનારો તદ્દન નિઃસત્ત્વ આહાર, કપડાંનો ને વાળનો ઠાઠ, અને અકાળે ઘડપણ

આણનારી બેઠકિયા રમતો એ બધાંનું વાતાવરણ જ વધ્યું છે. પૂર્વે ગામડાંઓમાં યુવાનોમાં પક્ષાપક્ષીને લીધે મારામારીઓ થતી; આજે મારામારીઓ ઓછી થઈ છે પણ પક્ષાપક્ષી ઓછી થઈ નથી.

તંબાકુના વ્યસનનું પ્રમાણ વધતું જાય છે એમ કહેવું જોઈએ. આ વ્યસનથી દાંત બગડે છે, ગળાના રોગ થાય છે, ફેફસાંના રોગ કાયમનું ઘર કરી બેસે છે. અને ટૉલ્સ્ટૉયનું કહેવું તો એવું છે કે સદસદ્વિવેકબુદ્ધિ અને ચારિત્ર્યની દૃઢતા એ બંનેનો છૂંદો કરવાની શક્તિ દારૂ કરતાં પણ તંબાકુમાં વિશેષ છે. તેણે દાખલો આપ્યો કે એક માણસને ખૂન કરવાની હિંમત થતી નહોતી તેથી પ્રથમ તેણે બાટલીઓ ઢીંચી, પરંતુ ખૂન એ નિંદ્ય કર્મ છે, તે આપણાથી ન થાય એવી અંતરની ટોચણી કેમે કરીને ચૂપ થાય નહીં. છેવટે તેણે ચિરૂટનો આશ્રય લીધો. તે પછી માત્ર ન્યાયબુદ્ધિ, ધર્મબુદ્ધિ, દયાબુદ્ધિ બધું લય પામી જઈને તે 'મરદ' બન્યો ને યોજેલું નીચ કૃત્ય તેણે પાર પાડયું.

તંબાકુની ખેતી કરવામાં કંઈ ખોટું છે એવું ખેડૂતને ભાગ્યે જ જણાય છે. રાજકર્તાઓએ જે વસ્તુને ફૅશનેબલ ઠરાવી છે તેનો વિરોધ કરવાની લોકો હિંમત જ કરતા નથી. તંબાકુ મોગલકાળથી જ રાજમાન્ય થઈ બેઠી છે. જેમને ઘર આગળ પેટ ભરીને ખાવાનું મળતું નથી, અધૂરે પેટે ઊઠનારાં પેટનાં છોકરાંનાં દયામણાં મોઢાં જેમને કાંઈ નહીં તો વર્ષમાં પાંચસાત મહિના રોજ જોવાં પડે છે તેમને પણ તંબાકુને સારુ નિત્ય પૈસા ખરચતાં જોઈને દુઃખ જેટલું જ આશ્ચર્ય થાય છે. હિંદુસ્તાનમાં દર વરસે કેટલા રૂપિયાની તંબાકુ વપરાય છે એ દરેક જણે ગોખી રાખવું જોઈએ.

અફીણ, ગાંજો, દારૂ, કોકેન વગેરે પદાર્થો તો વ્યસનોના રાજાઓ. એમનું સામ્રાજ્ય એટલું વિસ્તૃત છે કે તેને તોડવાને માટે ધર્મનિષ્ઠ લોકોનું એક મોટું પથક જ ઉત્પન્ન થવું જોઈએ. માણસ અફીણને ખાય છે કે અફીણ માણસને ખાય છે એ કહેવું કઠણ છે. રજપૂત, ગરાશિયા, જમીનદાર વગેરે લોકોમાં અફીણનું વ્યસન ફેલાવાથી દેશનો એક મોટો કાર્યકુશળ વર્ગ તદ્દન નિઃસત્ત્વ, અને મહત્ત્વાકાંક્ષાશૂન્ય થવા માંડયો છે. સર્વે સામાજિક શક્તિઓનો ઓઘ આ વ્યસનો દૂર કરવા તરફ વાળવો જોઈએ. કપટ અને હિંસા બાદ કરીને બાકીના બધા જ ઉપાયોથી દારૂ, અફીણ આદિ વ્યસનોની જ્યાં બને ત્યાંથી જડ ઉખેડવી જોઈએ.

દારૂથી શરીરપ્રકૃતિ, ધનસંપત્તિ, આબરૂ અને નીતિ બધાંનો જ નાશ થાય છે. સમાજનું સમાજત્વ જ નષ્ટ કરવાની દારૂની પ્રવૃત્તિ છે. એ તંતોતંત અનુભવ્યા છતાં જગતના લોકો દારૂનો નાશ કરવા પ્રવૃત્ત થતા નથી એનું ભારે આશ્ચર્ય થાય છે. હિંદુસ્તાનમાંથી આ વ્યસનનું જડમૂળ કાઢવાનું બીજા દેશો કરતાં કેટલુંયે સહેલું છે. માત્ર પ્રયત્ન થવો જોઈએ.

ઘોડાની શરતો ને તેમાં ચાલતા જુગારનાં વ્યસનોથી યુરેશિયન (ઍંગ્લોઇંડિયન)

લોકોની તદ્દન પાયમાલી થઈ છે. સામાન્ય જુગાર પણ ઠેકઠેકાણે જણાય છે. કોઈ કોઈ ઠેકાણે તો જન્માષ્ટમીના શુભ દિવસે જુગારની શરૂઆત થાય છે અથવા ભરતી થાય છે. જુગાર એ બહુ જૂનું સ્વદેશી વ્યસન છે. એને નષ્ટ કરવાને કડક ઉપાયો જ યોજવા જોઈએ.

૧૯૩૨

## ઉડાઉપણું અને બગાડ

અનહદ ખર્ચ અથવા ઉડાઉપણું ખરેખર દોષરૂપ છે કે કેમ એવો પ્રશ્ન જ ન વિચારવા જેટલાં કેટલાંક રાષ્ટ્રો આજે માતેલાં છે. તેમનો સવાલ બાજુએ રહેવા દઈ ગરીબ હિંદુસ્તાનનો જ વિચાર કરીએ. દેશમાં આસપાસના લોકો ભૂખમરાથી મરતા હોય ત્યારે પાસે સાધન છે એટલા ખાતર ઉડાઉ થવું એ સાચેસાચ સમાજદ્રોહ છે. પરંતુ આપણે ત્યાં કેટલાક રીતરિવાજને લીધે ઇચ્છા ન હોવા છતાં પણ ઉડાઉપણું કરવું પડે છે, એનું વધારે દુઃખ થાય છે. આ દોષનું તદ્દન પ્રાથમિક સ્વરૂપ રોજ ઘરના લોકોની જરૂરથી વધારે રસોઈ કરવી જોઈએ એવી જૂનાં કુટુંબોની એક ધાર્મિક માન્યતામાં દેખાય છે. ઘી જેવો ખાવાનો પદાર્થ દીવા સળગાવવામાં કે બાળવામાં વાપરવાનું પણ ધર્મના નામથી જ બની શકે છે. આમાં દુર્વ્યય એટલે કે બગાડ તો છે જ પણ તે ઉપરાંત હવા બગાડવી અને જે વાછરડાંનાં મોંમાંથી આપણે દૂધ કાઢી લઈએ છીએ તેમનો દ્રોહ કરવો એ વધારાના દોષો છે. ઉત્સવો દરમિયાન બારણામાં દૂધની ગાગરો કાદવ પડે ત્યાં સુધી ઢોળવાનો રિવાજ હતો એવું આપણે વાંચીએ છીએ. આ એવો જ બીજો દોષ છે. ઉડાઉપણું એ શ્રીમંતાઈ બતાવવાનો એક અસંસ્કારી ઉપાય છે. પણ અજ્ઞાનથી નીપજતું ઉડાઉપણું એનાથી જુદી વસ્તુ છે. ખાતરને માટે ઉપયોગી થાય એવું કીમતી છાણ આપણે બળતણમાં વાપરીએ છીએ એ બગાડ અજ્ઞાનમૂલક છે.

આખું વરસ વૈતરું કરીને ઘરમાં જ્યારે ધાન્યનો ઢગલો આવે છે ત્યારે ખેડૂતની આંખ અંજાઈ જાય છે, તે ખુશીમાં આવીને રાજા બની જાય છે, અને આગળપાછળનો વિચાર છોડી ચાર દહાડા થાય તેટલું ઉડાઉપણું કરે છે. કારણ કે તેને નથી આવડતો હિસાબ ને નથી હોતો તેને આગળપાછળનો અંદાજ. એ જ પ્રમાણે ઘરમાંની સ્ત્રીઓ પણ વાસણકૂસણ અથવા ભપકાદાર વસ્તુઓ વેચાતી લેવા સારુ ઘરમાંનું ધાન્ય અથવા જૂનાં કપડાં નજીવા બદલામાં આપી દે છે. આ ઉડાઉપણાના મૂળમાં અંદાજનો અભાવ એ જ મુખ્ય કારણ છે. હાથમાં પૈસા ન હોવા અને રીતસરનો ખર્ચ કરવાની છૂટ ન હોવી એ પણ ગૌણ અંશે કારણો ખરાં.

નોકરી મેળવતી વખતે, વિવાહ જોડતાં, વસીલાથી કામ કરાવવું હોય ત્યારે અથવા મોટા મોટા કૉન્ટ્રાક્ટ માથે લેવા હોય ત્યારે આપણે હોઈએ તેથી વિશેષ શ્રીમંત છીએ એવું દેખાડવાની જરૂર મનાય છે. દેવું કરતાં પણ એ જ ઉપાય લેવો પડે છે, અને તેથી હદ બહારનું ઉડાઉપણું થાય છે. આગળ ઉપર ફાયદો થશે એવી આશાથી લોભમાં પડેલો માણસ તરત ખર્ચ કરીને છૂટી જાય છે પણ ઘણી વખત પાછળથી સંડોવાય છે. પરોણાગતનું, પ્રેમનું અને સમાજસેવાનું તત્ત્વ પણ ઘમંડ અને બડાઈનું સાધન થઈ પડયું છે.

ઉડાઉપણાના આ બધા પ્રકારો સ્પષ્ટ દેખાતા હોવા છતાં પણ કોઈ તેનો નિષેધ કરતું નથી. સમાજમાં એકાદ જણ ઉડાઉ થાય કે બીજાઓને વહેતી ગંગામાં હાથ ધોવાનું મળે છે. એવી સ્થિતિમાં સમાજ જાણતો હોય છતાં સ્પષ્ટ બોલવાની ઇચ્છા જ રાખતો નથી. પરંતુ ઉડાઉપણાનો જ્યારે રિવાજ થઈ બેસે છે ત્યારે એકની હરીફાઈમાં બીજાને ખર્ચમાં ઊતરવું પડે છે ને પછી લોકો બડબડાટ કરે છે.

ઉડાઉપણું એ સૃષ્ટિરચનાની વિરુદ્ધનો ગુનો છે તેવો જ સમાજવિરુદ્ધ પણ ગુનો છે એ સમજીને લોકોએ ઉડાઉ લોકોને સંભળાવીને ઠેકાણે લાવવા જોઈએ. ઉડાઉ લોકોની દાતા, દાનશૂર, હોંશી, રસિક, આસ્થાવાન, મનુષ્યપ્રેમી વગેરે લીસાં અને ચોપડાં વિશેષણોથી ખુશામત ન કરતાં ઉડાઉપણું કે મોટાઈમાં બિલકુલ પ્રતિષ્ઠા નથી એવું સમાજધુરીણોએ ઠોકી ઠોકીને તેમને સંભળાવવું જોઈએ. દ્રવ્ય એ સામાજિક વસ્તુ છે, તેનો દુરુપયોગ સમાજને ચારે બાજુથી નુકસાન કરે છે એ જાણીને સમાજે દ્રવ્યના બગાડને અટકાવવો જોઈએ. ઉત્સવ, યાત્રા, લગ્ન, જનોઈ વગેરે સાર્વજનિક પ્રસંગોએ પણ નિષ્કારણ થતો ખર્ચ અને જમણવારોમાં થતો અન્નનો બગાડ એ બધાં અસંસ્કારિતાનાં લક્ષણો છે એવી જાતનો લોકમત હમેશ કેળવતા રહેવું જોઈએ. માંદગીને વખતે ગભરાઈ જઈને પ્રેમાતિરેકમાં ફાવે તેમ ખર્ચ કરવો એમાં પણ અસંસ્કારિતા, બીકણપણું, બલકે નાસ્તિકપણું છે એ વિચાર પણ લોકોની આગળ રજૂ થવો જોઈએ; તેમ જ જેમને સારુ એવો ખર્ચ થાય છે તેમણે પોતાની શરમ અને નાપસંદગી જાહેર કરવાં જોઈએ. ઉડાઉપણું ખરેખર અધાર્મિક વસ્તુ છે.

૧૯૩૨

## દેવાની ખેડી

ગમે તે ભોગે અતિથિને સંતુષ્ટ કરવો, ગમે તેવા સગાને આશ્રય આપવો, કુટુંબની ગમે તે વ્યક્તિએ ગમે તે કારણે કરેલું દેવું ગમે તેટલું જૂનું હોય તોયે તે ચૂકવવું, એ આપણો ખાસ સદ્‌ગુણ ગણાય છે. દરેક પ્રાંતમાં એવા ઉજ્જવળ દાખલાઓ મળે છે કે જેમાં કાયદાની ફરજ ન હોવા છતાં લોકોએ પોતાના બદ

દેવું ચૂકવ્યું છે. દેવું ચૂકવવું એમાં ન્યાય તો છે જ; કોક કોક વખતે એમાં અસાધારણ વીરતા પણ પ્રગટ થાય છે. દેવું ચૂકવવું એ સત્યપાલનનું એક આવશ્યક અંગ છે. જે પ્રજામાં એ સદ્ગુણ સ્વાભાવિક થઈ ગયો છે એ જ પ્રજા ચારિત્ર્યમાં ઉન્નત ગણાય. આપણા લોકોમાં દેવું ચૂકવવાની ટેક જ્યાં સુધી રહેશે ત્યાં સુધી જ દુનિયામાં આપણી કદર રહેશે અને આપણા સામાજિક જીવનમાં સુવાસ રહેશે. કરેલા કરાર ગમે તે ભોગે પાળવા એ સદ્ગુણને આધારે જ સમાજ ચાલે છે. તેથી એ સદ્ગુણને જો કોઈ મોળો પાડે તો એણે સમાજનો મોટો દ્રોહ કર્યો ગણાય.

સમાજમાં અમુક સદ્ગુણ રૂઢ થઈ ગયો એટલે એનો લાભ લેનાર વર્ગ પણ તૈયાર થઈ જાય છે. દાનેશરી કર્ણની ટેકનો લાભ ઇન્દ્રે લીધો. ક્ષત્રિયવીર ભીષ્મની ટેકનો લાભ અર્જુનને મળ્યો. યુદ્ધ અને દ્યૂતના પડકારને ના ન પાડનાર યુધિષ્ઠિરનો દુર્યોધને લાભ લીધો. એવી જ રીતે દશરથ પાસેથી કૈકેયીએ અને હરિશ્ચંદ્ર પાસેથી વિશ્વામિત્રે લાભ લીધો. હિન્દુઓ ગાયને પૂજે છે, અવધ્ય ગણે છે એનો લાભ લઈ પોતાની ફોજની આસપાસ ગાયો બાંધી પોતાની સલામતીની અને પોતાના ખોરાકની નિરાંત વાળનાર પઠાણ સેનાપતિનો કિસ્સો આપણે સાંભળ્યો છે.

આપણા યુવાનોમાં આજ્ઞાપાલનનો ધર્મ આજ સુધી સર્વશ્રેષ્ઠ મનાતો આવ્યો છે. વડીલોએ એ સદ્ગુણનો લાભ ઉઠાવવાની યુક્તિઓનું મોટું શાસ્ત્ર જ રચ્યું છે. લગ્ન અને દેવું એ બે બેડીઓ બાળકોને યથાકાળે એટલે કે અકાળે પહેરાવી વડીલો એમને ગુલામ બનાવે છે, અને સફળ રીતે એમને પોતાના જેટલા જ નિર્વીર્ય અને બીકણ બનાવે છે. પુરુષાર્થ હણવાની આના કરતાં વધારે અસરકારક યુક્તિ બ્રિટિશ સામ્રાજ્ય ચલાવનાર ધૂર્તોને પણ ન સૂઝે.

આપણે મરણપરણ પાછળનાં ખર્ચોને વખોડી કાઢીએ છીએ, બાળવિવાહ અને જબરદસ્તીના વૈધવ્યને વખોડી કાઢીએ છીએ, અંત્યજોને ઉપદેશ કરતી વખતે માંસ અને દારૂને વખોડી કાઢીએ છીએ, એ બધું યથાયોગ્ય છે, પણ બધી જ કોમોમાં ફેલાયેલો આ દેવાનો રોગ અથવા રાક્ષસ કેમ હઠાવાય એનો પૂરતો ઇલાજ હજુ કોઈએ શોધી કાઢ્યો નથી.

જેમનામાં કોઈ પણ દેશને મગરૂરી થાય એવી દેશભક્તિ છે, સમાજશુદ્ધિને અર્થે જેઓ ગમે તે ભોગ આપવા તૈયાર છે, હિંદમાતાનું મુખ ઊજળું થાય એ એકમાત્ર અભિલાષા મનમાં રાખી જેઓ જ્ઞાન, કર્મ કે સાહસના ગમે તે ક્ષેત્રમાં અતુલ પરાક્રમ કરવા તલસે છે, પૂર્વજોનાં અદ્ભુત પરાક્રમોની અદેખાઈ કરી જેઓ પોતાની કીર્તિ વડે પૂર્વજોની કીર્તિ ઝાંખી પાડવાના મનોરથો ઘડી રહ્યા છે, એવા કેટલાયે યુવાનોનાં હૃદયો દેવા અને વેવિશાળવાળી બે પડની ઘંટી તળે પિસાતાં જોયાં છે, અને દેવાની બાબતમાં એ યુવકોને શી સલાહ આપવી એની ઘણી ચિન્તા થઈ છે.

શરૂઆતમાં લખ્યું છે તેમ દેવું ચૂકવવાની વૃત્તિ એ આર્યવૃત્તિ છે. એ વૃત્તિ સમાજમાંથી નષ્ટ ન થાય એ દરેક જવાબદાર સમાજહિતૈષીએ જોવું જોઈએ. બુદ્ધિવિહીન ધર્મપાલન ઘણી વાર અધર્મરૂપ થઈ જાય છે એ જોયા પછી જ કયે પ્રસંગે કેવા દેવાની જવાબદારી લેવી જોઈએ અને કયે પ્રસંગે દેવું કરાતી વખતે જવાબદારી લેવાનો પ્રથમથી જ ઇનકાર કરવો જોઈએ એની મર્યાદા નક્કી કરવાનું પ્રાપ્ત થાય છે.

જે દેવું યુવકોની સંમતિ લીધા વગર, પણ એમના દેખતાં, એમને આધારે કરવામાં આવે છે તે દેવું અટકાવવાનો અથવા એમ ન બની શકે તો એ દેવા પ્રત્યેનો યુવકોનો ધર્મ અહીં વિચારીએ. વ્યાજનો લોભી શાહુકાર કોઈને નાણાં ધીરે છે તે ઋણ કરનારની બે વસ્તુઓને નજરમાં રાખીને ધીરે છે: એક તો ઋણીની પોતાની વ્યવહારકુશળતા અથવા બાહોશી, અને બીજું એની મિલકત. શાહુકારને દેવાદાર વિશે આ બેમાંથી એકેની ખાતરી ન હોય તો તે નાણાં નહીં જ ધીરે, તેણે ન ધીરવાં જોઈએ. પણ આજ્ઞાપાલક બાળકોની સંખ્યા જોઈને પણ શાહુકાર દેવાદારને નાણાં ધીરવા લલચાય છે. 'બાપ દેવું ન ચૂકવે તો એના દીકરા અને દીકરાના દીકરા એ ચૂકવશે, જશે ક્યાં', એ વિશ્વાસથી પણ નાણાં ધીરવામાં આવે છે.

આવે પ્રસંગે યુવકોનો ધર્મ શો? એમણે વિનયથી પણ દૃઢતાપૂર્વક ઘરના સુરબ્બીઓને કહેવું જોઈએ: 'અમે એક ટંક ખાઈને રહીશું, સમાજમાં ગરીબ તરીકે ઓળખાઈશું, વિવાહ કે કેળવણીનો વખત જશે તોયે અમને વાંધો નથી. પણ યૌવનનું તેજ હણનાર, જીવનને વિષમય કરી મૂકનાર નવું દેવું અમે અમારે માથે નહીં ઓઢીએ. અમને પૂછ્યા વગર, અમારી સંમતિ વગર, અને બધો વ્યવહાર અમને સમજાવ્યા વગર હવે દેવું કરશો તો અમે એ દેવાનો ઇનકાર કરવાના છીએ એ અત્યારથી સ્પષ્ટ કહી દઈએ છીએ. અને તમે અમને કાયર કે બીકણ ન ગણો એટલા ખાતર સાથે સાથે એ પણ કહી દઈએ છીએ કે જે મિલકતના આધાર ઉપર શાહુકારો પાસેથી તમે કરજ લો છો એ મિલકત પરનો અમારો હક પણ ઉઠાવી લઈએ છીએ. તમે જાણો, તમારી મિલકત જાણે, અને તમારું દેવું જાણે. અમે એમાંથી કશાને ઓળખવાના નથી.'

કુટુંબનો ધંધોરોજગાર વધારવા માટે, મૂડી તરીકે જે રૂપિયા વ્યાજે લીધા હોય તેની વાત અહીં નથી છેડવામાં આવી પણ મરણપરણ વખતની ક્રિયાઓ કરવા સારુ અથવા એદી અને ખરચાળ રહેણી નભાવવા સારુ વખતોવખત કરાતા દેવા વિશે અહીં વિચાર કરીએ છીએ. આવે વખતે ઉપર બતાવ્યા પ્રમાણે જ યુવકોએ વૃત્તિ ધારણ કરવી જોઈએ.

આટલેથી જો ન પતે તો નાણાં ધીરનાર ધણીને પણ યુવકોએ જઈને કહેવું જોઈએ: 'તમે અમારા વડીલોની હિંમત ઉપર નાણાં ધીરતા હો તો અમારે કશું કહેવું નથી. ઘરની મિલકતને આધારે નાણાં ધીરતા હો તોયે અમારે કશું કહેવું

નથી. પણ અમારી અંગત જવાબદારી એમાં નથી. એ દેવાને અમે કબૂલ રાખવાના નથી. ક્યારેય પણ અમારી પાસે આવશો તો અમે એનો ઈનકાર કરવાના છીએ. સમાજમાં દેવાનો સડો એટલો વધ્યો છે કે એ દૂર કરવા જે કષ્ટ સહન કરવાં પડે, જે મુસીબતો વેઠવી પડે તે બધું વેઠવા અમે તૈયાર છીએ. આવા દેવાનો આવો મર્દાનગીભર્યો ઈનકાર કરનારને અમારો જમાનો સમાજવીર તરીકે ઓળખશે. વ્યાજને લોભે ચારેકોર નાણાં ધીરીને તમે સમાજનો વ્યવહાર ખારો કરી મૂક્યો છે—અરે, ઝેરી કરી મૂક્યો છે. તેથી સમાજનો પુરુષાર્થ હણાયો છે, સાહસ નષ્ટ થયું છે. યુવાનોમાં અકાળવાર્ધક્ય આવવા લાગ્યું છે, અને એમને દરેક જાતના સામાજિક અન્યાય મૂંગે મોઢે સહન કરવા પડે છે.'

આવી ચેતવણી આપ્યા પછી યુવકોએ એ પ્રમાણે વર્તવું પણ જોઈએ. પોલી ધમકી સહેજે ઓળખાય છે. એવી ધમકી આપનારની હમેશાં ફજેતી જ છે. નાણાં ધીરનાર અવિચારી ન હોય તો પહેલી ચેતવણીથી જ ચેતશે. પણ આકરા ઉપાયો લેવાનો પ્રસંગ આવે તો તેને માટે તૈયારી તો રહેવી જ જોઈએ. આ હિલચાલ લાંબા વખત સુધી કરવી નહીં પડે. આઠદસ વર્ષ સુધી યુવકો આટલી ટેક બતાવશે તો સમાજમાંથી એક બદી સદંતર જશે, અને આપણો સામાજિક વ્યવહાર સ્વાભાવિક અને સરળ થશે.

શુદ્ધિવીરનો રસ્તો ઢાંઢ લોકો પણ અજમાવવાના અને પોતાને સમાજ-સુધારક તરીકે ઓળખાવવાના. એનો ઈલાજ નથી. માટે જ ઉપરના વિવેચનમાં દરેક સ્થળે એની મર્યાદાઓ આપી છે. જે પોતે દૃઢતા અને નિર્મળતા બતાવશે, નિઃસ્પૃહ અને નમ્ર હશે તે જ સુધારક થવાને લાયક હશે.

૧૯૨૯

## ગામડાનું વાતાવરણ

અષ્ટમી હોવાથી આજે સૂર્યાસ્ત વખતે સમુદ્રની ભરતી હતી. સમુદ્રતટના મોટા ભાગ ઉપર પાણીએ આક્રમણ કરેલું હોવાથી ગામના લોકોને સમુદ્રકાંઠે પોતાનો નિત્યવિધિ કરવાનો અવકાશ આજે નહીં હોય, આપણે નિર્ભય થઈને ઉત્તરની દિશાએ ફરવા જઈ શકીશું, એમ ધારી અમે ચાલ્યા. હવા સરસ હતી. સામે દૂર ખાડીના મુખ આગળ એક વહાણ ડોલતું હતું. સઢનો થાંભલો અને એની દોરીઓ સ્પષ્ટ દેખાતાં હતાં. પાછલી બાજુ ફરકતી ધજા પવન કઈ દિશાએ વહે છે એ બતાવતી હતી. જહાજ ચાલતું નહોતું. એને કોઈ ગામ જવાનું નહીં હોય. એ તો કેવળ માછલાં પકડવા પાણીમાં ઊભું હશે.

અમે ઝડપથી ચાલ્યા. સમુદ્રકાંઠા પર, પૂર્ણિમાની ભરતીની ભાત હજી ટકી રહી હતી. કાળા, ધોળા ને બદામી એવા ત્રણ રંગનાં લાંબાં લાંબાં વળાં

દૂર દૂર સુધી પડી રહ્યાં હતાં. અમે આ શોભા નીરખીએ છીએ એટલામાં ભાગોળના ઉકરડા વટાવી એક માણસ સમુદ્ર તરફ ચાલતો દેખાયો. એના હાથમાં લોટો ન હતો એટલે થયું, હાશ, બીવા જેવું કશું નથી. પણ ના, એ તો સીધો લગભગ અમને ઘસીને પાણી તરફ ગયો. વેંત જેટલા પાણીમાં ચપ દેતો બેસી ગયો. માણસ ધોતિયું પહેરે જ નહીં ત્યાં પલળવાની બીક શાની હોય? અને પરોપકારી મોજાંઓ એક પછી એક જ્યાં આવતાં હોય ત્યાં લોટો લાવવાની તકલીફ પણ કોણ ઉઠાવે?

લાજશરમ છૂટેલી નહીં એટલે અમે અમારી દિશા ફેરવી ઝડપથી ચાલ્યા ગયા. મનમાં વિચાર આવ્યો, શું સનાતન કાળથી આપણા દેશમાં આમ જ ચાલતું હશે? એ તો બને જ નહીં. કૂવા, ઝરણાં, નદી, સરોવર અને સમુદ્ર એ બધાં જળાશય પવિત્ર તીર્થ ગણાય. તીર્થોને સ્વચ્છ રાખવા ઉપર શાસ્ત્રકારોએ કેટલો ભાર મૂક્યો છે! અને એ બધાં પોથીમાંનાં રીંગણાં ન હતાં. આપણા નાનપણમાં આટલી અસંસ્કારિતા જોઈ ન હતી. ધર્મનું બંધન કહો, સામાજિક વિવેક કહો અથવા વહેમ કહો, પણ લોકો કેટલાક નિયમો ચુસ્તપણે પાળતા. મારા નાનપણમાં અભણ લોકો પણ આજના જેટલા આગગાડીમાં અથવા પ્લૅટ-ફૉર્મ પર થૂંકતા નહીં એ મને ચોક્કસ યાદ છે. કેળવણીની પ્રગતિ ભલે થઈ હોય, પણ છેલ્લાં ત્રીસ વર્ષમાં સંસ્કારિતા ભારે વેગથી નષ્ટ થતી જાય છે. આરોગ્યના નિયમ આજે આપણે વધારે જાણતા હોઈશું પણ નાનપણના દિવસોમાં લોકો નિયમો જેવા જાણતા તેવાનું પાલન ગમે તે કારણે પણ વધારે ચુસ્તપણે કરતા. છેલ્લાં ત્રીસ વરસમાં સમાજ સ્થિર રહ્યો નથી. કેટલા ધંધાઓ આપણા દેખતાં તૂટી ગયા છે. કેટલીયે સજ્જનતા જોતજોતામાં મોળી પડી છે. નીતિના નિયમો તો શિથિલ થઈ જ ગયા છે. અને હવે આદર્શો ઉપરથી શ્રદ્ધા પણ ડામાડોળ સ્થિતિ પર આવી છે. ફક્ત એકલી 'કેળવણી' વધતી જાય છે.

ગામના લોકો કહે છે કે રસ્તા પર ગામનો કચરો ફેંકાય છે તેનો ઇલાજ કોઈના હાથમાં નથી રહ્યો. અને સમુદ્રતટ શૌચવિધિ માટે વાપરવો એનો તો કેટ-લાક લોકો બચાવ પણ કરે છે. ગામની રચના જ એવી છે કે ત્યાં શૌચકૂપ થઈ ન શકે. સમુદ્રની હવા ખુલ્લી એટલે ત્યાં ગંધ જણાતી નથી. સમુદ્રનાં મોજાં આવે એટલે બધું સાફ થાય છે. સમુદ્રનાં જીવડાં કશું રહેવા દેતાં નથી. ફરવા જતાં જ્યાંત્યાં બગાડ થયેલો જોઈ કંટાળો આવે છે ખરો પણ એનો ઇલાજ નથી. લોકલ બોર્ડ પાસે સાર્વજનિક જાજરૂ બંધાવવાની માગણી કરવામાં આવી છે. એ તો થાય ત્યારે ખરાં. મહાયુદ્ધની કાપકૂપ પૂરી થાય ત્યાર પછી આવાં કામો સિદ્ધ થવાનાં.

સ્ત્રીવર્ગની શી દશા થતી હશે એની કલ્પના કરવી – પણ એ વાત જવા દઈએ. મુંબઈગરા લોકો તો બંગલામાં રહે છે. એમનાં કમોડ પણ સમુદ્રને કિનારે

જ ખાલી થાય છે. એ તેઓ જાણે છે કે નહીં, કોણ જાણે? કેટલાક ભલા પારસીઓ ચીકુની ખેતીમાં એ ખાતર વાપરી સ્વચ્છતા અને આર્થિક લાભ બંને મેળવે છે.

બોરડી મુંબઈનું બ્રાઈટન કહેવાય છે. કેટલાયે લોકો અહીં સાજાતાજા થઈને જાય છે. પણ કૂતરાંને માટે આ હવા સારી નહીં હોય એમ લાગે છે. રોજ એકાદ કૂતરું સમુદ્રકાંઠે મરેલું સડતું હોય જ છે. પવન જોરથી વાતો હોય એટલે એની દુર્ગંધ દૂર સુધી આવે છે. બીજે દિવસે એ જ ઠેકાણે ગીધકાગડાની ઉજાણી ચાલે છે. ત્રીજે દિવસે એનાં હાડકાંપાંસળાં અડધાં રેતીમાં દટાયેલાં અને અડધાં માણસને વૈરાગ્યનો પાઠ ભણાવતાં પડેલાં હોય છે. એ ત્યાંથી અલોપ થાય એટલામાં એકાદ નવા કૂતરાનો વારો હોય જ. કૂતરાંનાં મડદાં ફેંકી દેનાર લોકો એમને દૂર પણ લઈ જતા નથી.

જૂની સંસ્કારિતા ગઈ. સામાજિક કલ્યાણની જવાબદારી જૂના જમાનામાં પીઢ આગેવાનો ઉપર હતી. અંગ્રેજી રાજ્યમાં હવે સૌ સરખા થયા છે. કોઈ રાજા નહીં અને કોઈ રંક નહીં. મ્યુનિસિપાલિટી સ્થપાશે ત્યારે સુધારો શરૂ થયો એમ સરકારી રીતે માનવું પડશે.

* * *

આવા આવા વિચારો ચાલતા હતા, ત્યાં કેટલાક છોકરાઓ ખાખી પોશાક પહેરી રમતા દેખાયા. જુવાન છોકરાઓને ખાખી પોશાક દેખાય છે ઉમદા, પણ ખાખી સાથે સિપાઈગીરીના, રોફના ને તોરના સંસ્કારો સંકળાઈ ગયા છે. આમ તો ખાખી એ માટીનો રંગ હોઈ મજૂરી, સેવા અને પરસેવાનો દ્યોતક હોવો જોઈએ, પણ લશ્કરી ખાતાએ એને પસંદ કર્યો તેથી એની ન્યાત બદલાઈ. લશ્કરી ખાતાએ એને સકારણ પસંદ કર્યો છે. એક કારણ એ કે એ રંગ મેલખોર છે. કપડાં મેલાં થાય તોયે એ ખરાબ દેખાય નહીં. અને બીજું ખરું મહત્ત્વનું કારણ એ છે કે લશ્કર લપાતુંછુપાતું કૂચ કરી રહ્યું હોયે તો તેનો રંગ જમીન જોડે મળી જતો હોવાથી એ દૂરના દુશ્મનનું ધ્યાન ખેંચતો નથી. ધોળાં કે લાલ કપડાં હોય તો તરત વરતાઈ જાય. ગમે તેમ હો, મને ખાખી રંગ પ્રત્યે અણગમો છે. હિંદના છોકરાઓ જ્યારે સ્કાઉટનો પોશાક પહેરીને નીકળે છે ત્યારે દેશના લોકોથી તેઓ કંઈક નોખા જ પડી જતા હોયને એવો ખ્યાલ મનમાં આવે છે. જાતમાન્યતાથી ઊભો કરેલો એ મારો કેવળ વહેમ છે એમ માનવાનો મેં પ્રયત્ન કર્યો; પણ મેં જોયું કે આપણા કેટલાક ખેડૂતોને પણ સ્કાઉટની ટુકડીઓ લશ્કરી પલટનના જેવી જ ભાસે છે. આ લોકો સેવા કરવા આવ્યા છે, હુકમ કરવા નહીં એ એમના માન્યામાં જ નથી આવતું. વરસો સુધી કદાચ જમાનાઓ સુધી નમ્ર સેવા બજાવ્યા પછી અને સમભાવ દેખાડયા પછી સ્કાઉટ કુમારો ખાખીની આસપાસના આજના સંસ્કારો ધોઈ કાઢી શકશે. છતાં શક તો જાય જ છે કે ખાખી રંગ પાકો હોય છે.

આપણા ભગવા રંગમાં જેમ ત્યાગ-વૈરાગ્ય છે તેમ નિરપેક્ષ સેવા પણ છે. પણ આજે દુનિયાને ભગવામાં સેવા દેખા દે છે ખરી? ખાખી અને ગેરુઓ બંને રંગ આપભોગ અને સેવાના સૂચક છે પણ બંને આજે સત્તાસૂચક થયા છે. એક પૂજાની અપેક્ષા રાખે છે, બીજો હકૂમત ચલાવે છે.

* * *

આખરે અમે ખાડી સુધી જઈ પહોંચ્યા. ખાડી સમુદ્રમાંથી આવીને જમીનમાં જરા ઘૂસે છે કે તરત જ પોતાનો ડાબો હાથ પાસેના ગામડાના પગ સુધી ફેલાવે છે. ત્યાં કેટલાંક વહાણો એની કોઢમાં આરામ લેતાં પડયાં હતાં. એક ફેરીની કિસ્તી રમતિયાળ બાળકની પેઠે આ કાંઠેથી પેલે કાંઠે અને પેલે કાંઠેથી આ કાંઠે દોડાદોડ કરતી હતી.

સૂરજ આથમી ગયો. સંધ્યાનો કુંકુંવર્ણ કશા પક્ષપાત વગર આકાશ જેટલો જ પાણીમાં ફેલાયો. ખાડીમાં દોડી આવતાં તીરછાં મોજાં સામા કાંઠા પર ફેલાઈ પાછાં વળવા લાગ્યાં. અર્ણવના ઘોર અવાજમાં પણ માથા પરથી ઊડી જતા બગલાની પાંખોનો રેશમી અવાજ સંભળાયા વગર રહ્યો નહીં.

એટલામાં બે બાઈઓ હાથમાં એક મોટી જાળ લઈ ખાડીના વધતા પાણીનું આલોડન કરતી નજીક આવી. અહિંસાના હિમાયતી આપણે જ્યારે કોઈને પશુપક્ષી કે માછલાં મારતાં જોઈએ છીએ ત્યારે એના એ ઘાતકી કૃત્યથી આપણને ત્રાસ છૂટે છે. એમની આજીવિકાનો આપણે ક્યાં વિચાર કરીએ છીએ?

આ બાઈઓને સૂર્યાસ્ત પછી પણ ગળાબૂડ પાણીમાં અને લપસણા કાદવમાં આજીવિકા માટે મહેનત કરવી પડે એ કેવું? એક બાઈ જાળના એક છેડાનો વાંસ હાથમાં લઈ કાંઠે કાંઠે ચાલતી હતી અને બીજી ઉપર વર્ણવ્યા પ્રમાણે ગળા સુધીના પાણીમાં ધીમે ધીમે ચાલતી આવતી હતી. એના હાથમાં જાળના બીજા છેડાનો વાંસ હતો. જાળ કેટલી સુંદર? આ લોકો પોતાની જાળ પોતાને હાથે જ બનાવી લે છે. જાળ જેમ જેમ તણાય છે તેમ તેમ એનો આકાર વધારે આકર્ષક થાય છે. જાણે હાથી પરની અંબાડીનો ઘૂમટ. થોડુંક ચાલ્યા પછી પાણીમાંની બાઈએ જાળ સંકેલી. એમાં નાનાં ત્રણ કે ચાર જ માછલાં સપડાયાં હતાં. બાઈએ ઝટઝટ એ માછલાં વીણી લઈ પીઠે બાંધેલી વાંસની હાંલ્લીમાં ઘાલ્યાં.

ત્યારે શું ગુવારની શીંગ જેવડાં ચારપાંચ માછલાંને માટે આટલી મહેનત? બિચારા લોકોને દિવસ આખો મજૂરી કર્યા પછી પણ પેટ બાળવા પૂરતું મળે છે કે નહીં તે કોણ જાણે? બોરડી ગામ ઠીક ગણાય, અહીંના લોકો ખાધેપીધે સુખી છે પણ આખી દરિયાપરજ કંઈ બોરડીમાં રહેતી નથી. એમને તો અનાજની અછત માછલાં ને કરચલા મારીને જ પૂરી કરવી પડે છે. એમની આજીવિકાનો વિચાર કર્યા વગર આપણે એમને શી રીતે નિંદી શકીએ? આપણી પેઠે તેઓ રહી શકત તો, ઓટ વખતે રાતના આઠ આઠ દસ દસ વાગ્યા સુધી સમુદ્રની રેતીમાં અરધો અરધો માઈલ રવડી ત્યાંના ખડકની બખોલોમાં લપાયેલાં માછલાં અને

કરચલા પકડવા આ લોક શા સારુ જાય? અને ત્યાં પણ એ નષ્ટ પ્રાણીઓ સહેજે થોડાં જ હાથ આવે છે? દહાડે ભેગાં કરેલાં સૂકાં પાંદડાંનો પલીતો સળગાવે ત્યારે જ તેના પ્રકાશથી હેબતાઈ જઈ એ પ્રાણીઓ પોતાને પકડવા દે છે. ગમે તે રાત્રે સમુદ્રકિનારે ફરવા જાઓ, વૈતાળ પોતાના ભૂતો સાથે નાચતો હોય તેવા માછીઓના હાથમાં સળગતા પલીતાઓના પ્રકાશ દૂર ક્ષિતિજ પર ઝબકતા દેખાવાના જ. મધરાતનો આ શિકાર જોઈ કોની દયા ખાવી? માછલાંની કે મચ્છીમારની એ જ સમજાતું નથી.

અને આ લોકોની હાજત પણ કેટલી? કપડાંમાં એક લંગોટી ને એક જાકીટ. સ્ત્રી હોય તો કચ્છ જેવી એક સાડી. ખાવામાં ન મળે ઘી કે દૂધ. ચોખાની ઘેંસ ને માછલીનું શાક મળ્યું એટલે બસ. અને એમનાં ઘરેણાં? પગમાં પિત્તળના સંખ્યાબંધ વાળા અને હાથમાં હાડકાંના ચૂડા. ચાંદીનું કલ્લું પગમાં હોય તો તો શ્રીમંતાઈની આવધિ થઈ. દિવસરાત કષ્ટ કરે ત્યારે માંડ પેટ ભરે. પણ એ લોકોનાં મોઢાં ઉપર ગમગીની કે વિષાદ ક્યાંય દેખાય છે? જરાય નહીં. સૈકાઓ થયાં નિરાશાનું સમાધાન એમને વારસામાં મળતું આવ્યું છે. પાડોશમાં જ મુંબઈગરાઓના રાજમહેલ જેવા બંગલાઓ છે. રાત આખી વીજળીની બત્તીઓ બળ્યા કરે છે. આયાઓ પોતાનાં બાળકોને ભૂલી શેઠનાં છોકરાંઓને રમાડે છે. ઊંચી એડીવાળા બૂટની ઝીણી ઝીણી ભાત દરિયાકિનારા પર પડે છે. સંધ્યાકાળના પવન ઉપર ગાયનની તીણી લકેરો સંભળાય છે. કપડાં ચળકે છે. રાચરચીલાં ચળકે છે. બારીબારણાં ચળકે છે છતાં આ બધા વૈભવની અદેખાઈ આ મુગ્ધ યોગીઓની આંખમાં દેખાતી નથી. આખા દેશનો પરસેવો ચૂસીને નિપજાવેલી દેશની સંપત્તિ પરદેશ મોકલવા સારુ મુંબઈમાં ભેગી થાય છે, અને મુંબઈથી સો માઈલ પણ દૂર નહીં એવા આ પ્રદેશમાં આટલી ગરીબાઈ પ્રવર્તે છે! આ લોકોને કામ કરવું પડે છે, સખત મહેનત પડે છે, એનું દુઃખ નથી લાગતું. પણ આટલું કષ્ટ વેઠયા પછી પણ એમને હરહંમેશ ગુજરાન ચલાવવાની ચિંતા રહે છે એ વસમી વાત છે.

૫–૬–’૨૭

# ખંડ ૫ : ગામડાના પ્રશ્નો

## ગામડું કેમ વળગ્યું ?*

૧

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી ભરાતા આજના ગ્રામસેવા સંમેલનમાં આપ સહુનું સ્વાગત કરતાં મને હર્ષ થાય છે. રાષ્ટ્રીય કેળવણી ગામડાંની સેવાનું કામ હાથમાં

* તા. ૧૧મી એપ્રિલ ૧૯૩૧ને રોજ ગ્રામસેવા સંમેલન સમક્ષ આપેલું ભાષણ.

ધરે એ જૂની મુરાદ આજે બર આવી છે, એટલું જ નહીં પણ ગામડાંઓની સેવા સંગીન રીતે કેમ કરાય એની ચર્ચા કરવા માટે ગુજરાતના અનેક સેવકોને ભેગા કરવાનો સુઅવસર આજે પ્રાપ્ત થયો છે એથી વિશેષ આનંદ થાય છે.

ગામડાંની સેવાને, ખાસ કરીને ગામડાંની કેળવણીને વધુ ને વધુ મહત્ત્વ આપવું એ વિદ્યાપીઠની પ્રતિજ્ઞા છે. એટલે આવાં સંમેલનો આપણે અનેક વાર ભરીશું અને એમાં જાતજાતની ચર્ચાઓ કરીશું. દર વર્ષે વધુ ઊંડાણમાં ઊતરીશું અને ચર્ચાને અંતે કાંઈક ને કાંઈક વ્યવહારુ પગલાં પણ ભરીશું. આજે તો કેવળ ગામડું મને કેમ વળગ્યું એનું જ થોડું બ્યાન કરવા માગું છું. શહેરમાં જન્મેલો હું શહેરની જ કેળવણી પામેલો અને આજે પણ શહેરમાં જ રહેતો ગામડાંની સેવાનો આટલો આગ્રહ કેમ રાખું છું, એનું સહેજ વિસ્તૃત કારણ અહીં રજૂ કરવા માગું છું.

શહેરમાં રહેનારા લોકોનાં કેટલાંક સગાંવહાલાં તો ગામડાંમાં હોય જ છે. આપણે ગમે તેટલા શહેરી હોઈએ તોયે આપણાં મૂળિયાં ક્યાંક ને ક્યાંક ગામડાંઓમાં પહોંચેલાં હોય જ છે. તેથી વરસે બે વરસે ગામડાંમાં જવાનો પ્રસંગ આપણને દરેકને આવે છે. ત્યાં અનુભવ થાય છે કે, ગામડાંની રહેણી જુદી અને શહેરની જુદી. શહેરમાં ઠાવકાઈનું પ્રમાણ વધારે, જ્યારે ગામડાંઓમાં જ્યાં જુઓ ત્યાં ભોળપણ જ દેખાઈ આવે છે. પ્રથમ દર્શને તો એવી છાપ પડે છે કે શહેરના લોકો વધારે કામગરા હોય છે, જ્યારે ગામડાંના લોકોની પાસે વેડફી નાખવા માટે ગમે તેટલો સમય હોય છે.

મને પોતાને ગામડાનું પ્રથમ સ્મરણ છે તેમાં તો મુખ્ય વસ્તુ એ તરી આવે છે કે, ગામડાંમાં ફળો મફતનાં ખાવાનાં મળે છે. ગાડામાં મફતના બેસીને જવાય છે. સાંજે ઢોરો દોડતાં આવીને રસ્તા પર ધૂળના ગોટેગોટા ઉડાડી મૂકે છે. અને રાત્રે લોકો તાપણી આગળ બેસી પરાળ બાળે છે અને હોકા પીએ છે. અમારા ગામડામાં એક બાજુ ઉપર કલમેશ્વરનું પડી ભાંગેલું મંદિર હતુ. એની આગળ વડનું એક જૂનું ઘરડું પણ વિસ્તીર્ણ ઝાડ હતું. એ ઝાડ તળે કેટલાયે મહાદેવનાં લિંગો, નાગ કોતરેલા પથરાઓ અને એવા જ બીજા દેવો ધૂળ ખાતા પડ્યા હતા. શિવરાત્રીને દિવસે અમે જઈને કલમેશ્વરની પૂજા કરીએ અને મંદિર બહાર રખડતા દેવોને પણ આચમની પાણી આપીએ તથા ચોખા ચડાવીએ.

આવાં આવાં દૃશ્યોનું કાવ્ય તો ખૂબ અનુભવેલું. રજાના દિવસોમાં પ્રેમાળ સગાંઓની મહેમાનગીરી અનુભવવા માટે ગામડાંમાં જવાનું મન પણ થતું, પણ ગામડાં પ્રત્યે કોઈ કાળે ભક્તિ જામી ન હતી. એક વખતે સ્વામી વિવેકાનંદનું એક વચન નજર આગળ આવ્યું 'The nation lives in the cottage.' 'રાષ્ટ્ર તો ઝૂંપડાંમાં રહે છે.' અને તરત જ આખી દૃષ્ટિ ફેરવાઈ ગઈ. પ્રથમ તો મનમાં શંકા આવી કે શું સાચે જ દેશની મોટી વસ્તી ગામડાંમાં જ રહે છે! વસ્તીગણતરીના આંકડા તપાસવાનું ન સૂઝ્યું. પણ જાતઅનુભવમાંથી જવાબ મળ્યો

કે હા, દેશમાં શહેર કરતાં ગામડાં જ વધારે છે. રેલવેની લાંબી મુસાફરી કરતા હોઈએ ત્યારે એક પછી એક નાનાંમોટાં અનેક ગામડાંઓ નજર આગળથી પસાર થાય ત્યારે એકાદ શહેર નજરે પડે છે. આપણાં શહેરો પણ બહુ મોટાં તો નથી હોતાં.

રેલની મુસાફરી શરૂ થઈ તે પહેલાંની બળદગાડીની મુસાફરી યાદ આવી. એમાં પણ સવારસાંજ કેટલાંયે ગામડાંઓ વટાવીએ ત્યારે કોઈક દિવસે એકાદ શહેર નજરે આવવાનું. શહેરમાં જાતજાતની વસ્તુઓ ખરીદવાની સગવડ વધારે ખરી પણ રહેવાકરવાની તેમ જ માણસોની મદદ મેળવવાની સગવડ તો કેવળ ગામડાંઓમાં જ મળે. એટલે બળદગાડીની મુસાફરી સાથે કાંઈક એવો ખ્યાલ અસ્પષ્ટ રીતે બંધાયો હતો કે ગામોનું વાતાવરણ ઘર જેવું, કુટુંબ જેવું; જ્યારે શહેરનું બજાર જેવું. એક વખતે જ્યારે એક સાધુએ મને કહેવત કહી કે 'આવી પડે કેર તોયે છોડવું નહીં શહેર' ત્યારે એ સાધુ વિશે અને એ કહેવત રચનાર વિશે મારા મનમાં કાંઈ સમભાવ જાગ્યો નહીં. શહેરની સગવડોનો આવો રસિયો, સાધુ બન્યો જ શા માટે એમ મનમાં થયું. જ્યાં વૈદ નથી ત્યાં રહેવું નહીં, જ્યાં બજાર નથી ત્યાં રહેવું નહીં, જ્યાં વાતો કરવા માટે પંડિતો નથી ત્યાં રહેવું નહીં, કુગ્રામ-વાસ કરતાં મરણ સારું, એવાં એવાં વચનો શહેરના હિમાયતીઓએ ઘણી વાર કાઢયાં છે. છતાં આપણા લોકોએ અંતે ગામડાની સંસ્કૃતિ જ પસંદ કરી છે. દરબારી કવિ કાળિદાસને પણ લોકોની શહેર પ્રત્યેની સૂગનો ખ્યાલ હતો એટલે જ એણે કણ્વના શિષ્યોને મોઢે

जनाकीर्णं मन्ये हुतवहपरीतं गृहमिव ।

એવું રાજધાનીનું વર્ણન કર્યું છે. અને બીજા શિષ્યને મોઢે ભોગવિલાસી શહેરીઓ પ્રત્યેની સૂગ બહુ જ આકરા શબ્દોમાં મૂકી છે : છૂટો માણસ કેદીઓને જેમ જુએ, જાગતો સૂતેલાને જેમ નિહાળે, ચોખ્ખો મેલા પ્રત્યે જેવી લાગણી ધરાવે અથવા નાહેલો કોઈ તેલિયા રાજાને પડખે આવતાં જે સૂગ અનુભવે તેવી મારી દશા આ વિલાસી શહેરીઓને જોઈને થઈ છે.

अभ्यक्तमिव स्नातः शुचिरशुचिमिव प्रबुद्ध इव सुप्तम् ।
बद्धमिव स्वैरगतिर्जनमिह सुखसङ्गिनमवैमि ॥

રાજધાનીઓમાં તો ગુણીજનો રહે; રાગરંગ, નાચતમાસા, બધું ચાલે. મેઘદૂતમાં કાળિદાસે ઉજ્જયિનીનું વર્ણન કર્યું છે તે કાવ્યમય ગમે તેટલું હોય પણ એવી સમાજસ્થિતિ આપણે નહીં ઇચ્છીએ.

આવી રીતે ધીમે ધીમે ગામડાં અને શહેરો વચ્ચે મનમાં સરખામણી થવા લાગી. એટલામાં પાશ્ચાત્ય અર્થશાસ્ત્ર મદદમાં આવ્યું. એણે બતાવ્યું કે ગામડાં અને શહેર બંને આવશ્યક છે. એકબીજાનાં પોષક છે, પૂરક છે. એમાંયે કેળવણીની દૃષ્ટિએ, વિવેકશિષ્ટાચારની દૃષ્ટિએ, કળા અને હુન્નરની દૃષ્ટિએ તેમ જ સૈન્ય અને ધનની દૃષ્ટિએ શહેરોનાં સામર્થ્ય પ્રત્યે આદરભાવ વધવા લાગ્યો. પાટલીપુત્ર જેવી

એક રાજધાની આખું સામ્રાજ્ય ચલાવે, દિલ્હીના હાથમાં દેશદેશાંતરનું ભાગ્ય રમતું રહે એ મહત્ત્વાકાંક્ષાની દૃષ્ટિએ ઈષ્ટ સ્થિતિ જણાવા લાગી. પેટ્રિક ગેડિસ જેવા સંસ્કૃતિના અભ્યાસીઓ આ પક્ષપાતને દૃઢ કરવા લાગ્યા. પણ એટલામાં સામ્રાજ્યો સારાં શા માટે ગણાય એ શંકા જાગી. સામ્રાજ્યો શક્તિશાળી હોય છે, ઈતિહાસમાં શોભે છે, સાહિત્યકારો એનાં ગુણગાન ગાય છે, પરદેશના લોકો એનાથી ધ્રૂજે છે. વૈભવવિલાસની સંસ્કૃતિ સામ્રાજ્ય તળે જ ફૂલે છે ફાલે છે, એ ખરું; પણ સામ્રાજ્યોમાં પ્રજા સુખી જ હોય છે, નિર્ભય હોય છે, નીતિમાન હોય છે, ધાર્મિક હોય છે, એવી ખાતરી કોણ આપી શકે? સ્વરાજ્ય અને સામ્રાજ્ય એ પરસ્પર વિરોધી આદર્શો છે. પ્રજાને સુખી કરવી હોય તો સામ્રાજ્યોનો નાશ કર્યે જ છૂટકો, એવી માન્યતા મનમાં બંધાઈ. આપણા સાહિત્યમાં સામ્રાજ્યનાં વખાણ આવે છે એ ખરું; પણ આપણો ઈતિહાસ તપાસીએ તો હજારો વરસના આપણા રાષ્ટ્રજીવનમાં બધાં સામ્રાજ્યોએ મળીને માંડ છસોથી હજાર વરસનો ગાળો વ્યાપ્યો છે. એ જોઈને વિશ્વાસ વધ્યો કે આપણી પ્રજાના હાડમાં સામ્રાજ્ય નથી પણ સ્વરાજ્ય છે. ગામડાંની સંસ્કૃતિવાળા આ દેશમાં એ જ યોગ્ય છે. જ્યાં ત્યાં નાના નાના રાજાઓ રાજ્ય કરે, પ્રજાનું રંજન કરી સંતોષ માને. જાતકકથાના રાજાઓ જુઓ, કે પંચતંત્રના રાજાઓ જુઓ. ગાડામાં બેસીને ફરે. નાળમાં ગાડું આવે એટલે સારથિઓ સામસામા વાદાવાદ કરે. રાજાઓ દાન આપે ત્યારે કરોડ કોડીઓ આપે. આપણા પટેલતલાટીઓ, ઈનામદાર અને ગરાસિયા જેવા એ રાજા ઈર્ષાએ ભરાય ત્યારે માંહોમાંહે લડે, નહીં તો શિકાર ખેલે અને મોજ કરે. પ્રજાને તો રાજદ્વારી જીવનની પડી જ ન હતી. કોઈક વખત કોઈ મહત્ત્વાકાંક્ષી રાજા જાગે ત્યારે ઘોડો છોડે અને સમ્રાટ બને.

આવા સામ્રાજ્યની કલ્પના પણ ક્યાંથી આવી? એક જણે લખ્યું છે કે પરશુ-રામે બ્રાહ્મણોના સ્વાભાવિક સંગઠનને જોરે ક્ષત્રિયોને એકવીસ વાર હેરાન કર્યા. ત્યારે ક્ષત્રિયોને સૂઝ્યું કે ચાલો આપણે આપણું સંગઠન કરીએ. એકને સમ્રાટ બનાવીએ. બાકીના બધા માંડલિક.

ત્યારે આવાં મોટાં રાજ્યો સારાં કે નાનાં સારાં આનો જવાબ સમ્રાટ નેપોલિયનના એક વાક્યમાં મળે છે. We unite to strike and separate to live. એટલે કે ચડાઈની નીતિ અખત્યાર કરવી હોય તો મોટાં સંગઠનો કરો. જ્યાં કેવળ જીવવાનો સવાલ હોય ત્યાં અલગ અલગ રહો. જીવવા માટે મોટા સંગઠનની જરૂર નથી, ભેગા થવાની જરૂર નથી, જેટલા ફેલાયા એટલા સુરક્ષિત. એ વાતનો અનુભવ આમારા મરાઠાઓના ઈતિહાસમાં જડશે. આમારો 'ગનિમી કાવા' (Guerilla warfare) આ તત્ત્વો ઉપર રચાયો છે. હુમલો કરવો હોય ત્યારે ભેગા થાઓ. બચી જવું હોય તો વેરાઈ જાઓ.

એ ઉપરથી આપણે અહિંસાનો સિદ્ધાંત તારવી શકીએ કે, હિંસાનો રસ્તો લેવો હોય ત્યારે જ મોટાં મોટાં સંગઠનો કરવાં પડે. મનુષ્યસ્વભાવ એવો છે કે

ઘણા ભેગા થાય ત્યારે જ એકબીજાને જોઈને શક્તિનો અનુભવ કરે. પણ એના મૂળમાં બીક રહેલી છે. શિકારી લોકો પોતપોતાના ખેતરમાં દૂર દૂર રહે છે; અને પોતાનું રક્ષણ પોતે જ કરે છે. જ્યારે નગરસંસ્કૃતિમાં આસપાસના પહાડોનું અથવા દીવાલોનું રક્ષણ જોઈએ છે. નગરનો અર્થ જ 'नगैः पर्वतैः रक्षितम्' એવો હું કરું છું. મગધ દેશની રાજધાની ગિરિવ્રજ મટી રાજગૃહ થઈ એ એનો ઉત્તમ દાખલો છે. આપણે આજે તો ડરાવવા માગનારી ભયભીત સંસ્કૃતિ કેળવી રહ્યા છીએ. શહેરો શું અને ગામડાં શું, પોળો શું અને પોઠો શું, ભીડમાં રહીએ, ટોળાંમાં ચાલીએ એ આપણો સ્વભાવ થઈ ગયો છે. ગામડાની એ સાચી સંસ્કૃતિ નથી. આદર્શ સ્થિતિ એ ગણાય કે સામ્રાજ્ય કેવળ ધર્મનાં હોય, કલ્પનાનાં હોય, આદર્શનાં હોય, સામાજિક માન્યતાઓનાં હોય; પણ દુન્યવી અંકુશ તો આવડો વ્યાપક ન જ થવો જોઈએ. માણસ જ્યાંત્યાં પોતાની વ્યવસ્થા કરી લે. રાજ્યો હોય શા માટે? મ્યુનિસિપાલિટીઓ બસ થવી જોઈએ. અને તે પણ નાની નાની, જ્યાંનું ત્યાં જ કામ કરનારી. કાંઈ ભારે પુરુષાર્થ કરવાનો હોય ત્યારે 'ફેડરેશન' બનાવો, સંઘાત કરો. જેટલું હૃદય વિશાળ હોય, જેટલી હૃદયની એકતા હોય તેટલી જ સંગઠના સારી. એથી મોટી સંગઠના કરવા જઈએ એટલે સ્વાતંત્ર્ય તૂટયું, જોહુકમી આવી. આવાં મોટાં સામ્રાજ્યો હિંદુસ્તાનમાં સ્થપાયાં ખરાં પણ પ્રજાના સાથ વિના એ તૂટી ગયાં. આપણી પ્રજા સ્વરાજ્યવાદી છે, સામ્રાજ્યવાદી નથી. હિંદ દેશ વિશાળ છે, લોકોનું હૃદય વિશાળ છે, દૃષ્ટિ પરલોક સુધી પહોંચનારી છે. આપણે સંસ્કૃતિનું, ધર્મનું સામ્રાજ્ય સ્થાપ્યું એટલું જ નહીં પણ બહુ જ મજબૂત બનાવ્યું. કોઈ આર્ય કલ્પનાને, ધાર્મિક આદર્શને લોકો આનંદથી વશ થતા આવ્યા છે. લોકહૃદયને ગમે એવી એ વસ્તુ છે. હૃદયનો સાથ મળવાથી ધર્મનાં સામ્રાજ્યો જામ્યાં. રાજકીય સામ્રાજ્યો પાછળ જ્યારે કોઈ મોટા પુરુષાર્થની કલ્પના હોય ત્યારે એ ટક્યું છે. પણ કેવળ સામ્રાજ્યો પ્રજાને રુચ્યાં નથી. આપણી ગામડાંની સંસ્કૃતિ સ્વરાજ માગે, સ્વાતંત્ર્ય શોધે, સામ્રાજ્ય નહીં ચાહે. અહિંસાનું એ ખાસ લક્ષણ છે.

૨

અમે કૉલેજમાં ભણતા ત્યારે બંગભંગની જાગૃતિના દિવસો હતા. નરમ-ગરમ આદિ બધાં દળોની ચર્ચા અમે ચલાવતા. કૉલેજના દિવસોમાં સામાજિક જવાબદારી ઓછામાં ઓછી હોય છે, અને બીજી બાજુ ચર્ચાનું સર્વજ્ઞપણું આવેલું હોય છે. એટલે હિંદુસ્તાનના ઉદ્ધારનો રસ્તો ત્યાં નક્કી કર્યા વગર કેમ ચાલે? અમને ઘણાને બૉમ્બનો રસ્તો યોગ્ય લાગતો. આકર્ષક તો ખરો જ. એટલે હમેશાં એની તરફેણમાં જ વાતો કરીએ. કાવતરાં કરવાં, શિવાજીની પેઠે સરકારી ખજાના લૂંટવા, જંગલમાં લોકોને ભેગા કરી ત્યાં એમને ક્વાયત શીખવવી, પરદેશ સાથે સંબંધ બાંધી શસ્ત્રો મેળવવાં અને અનુકૂળ સમય આવ્યે અંગ્રેજોનું રાજ્ય ફગાવી દેવું એવા એવા વિચારો અને યોજનાઓ અમારી આગળ આવતા. ગામડાંના લોકોમાં સ્વાતંત્ર્યની ઇચ્છા સ્વાભાવિક હોય છે. તેમને તેમની સ્થિતિનું ભાન કરાવીએ

એટલે તેઓ સહેજે બળવો કરવા તૈયાર થશે એવી માન્યતા લઈને અમે ચાલતા. એક દિવસે પરપ્રાંતના એક મહેમાન અમારે ત્યાં આવ્યા હતા. અમે એમની સાથે ચર્ચા શરૂ કરી. એ ભાઈ ખૂબ ધૂર્ત હતા. અમારી સાથે સાંજે ફરવા નીકળ્યા. રસ્તા પર કેટલાક ખેડૂતોને જોઈ એમણે કહ્યું, 'આ ખેડૂતોને તમારા વિચારો સમજાવો અને એમને તમારા કરો તો હું માનું કે તમારો રસ્તો સાચો છે!' અમે દેશની ગુલામીની, સ્વાતંત્ર્યલક્ષ્મીના વૈભવની, અંગ્રેજોના છળકપટની અનેક વાતો કરી. પેલા ગામડાંના ભાઈઓ વિવેક ખાતર માથું ધુણાવતા જાય પણ અમે એકાએક આ બધું શું કહીએ છીએ એનો એમને કશો ખ્યાલ ન આવે. અમે અંતે શું કહેવા માગીએ છીએ, એમની પાસે શાની અપેક્ષા રાખીએ છીએ એ જાણવાની કાંઈક ઇંતેજારી એમના મોઢા ઉપર દેખાય એટલું જ.

તે દિવસે પ્રતીતિ થઈ કે ગામડાંના લોકો વચ્ચે અને અમારી વચ્ચે સમુદ્ર પડયો છે. એક પ્રાંતના રહ્યા એટલે એક ભાષા બોલીએ ખરા, પણ તેટલાથી અમારા હૃદયની વાત તેમને સમજાવવાની શક્તિ અમારી પાસે ન હતી. આનો ઉપાય શો? ઘણાં વ્યાખ્યાનો આપીએ તો આ લોકો સમજતા થાય ખરા; પણ એકલી સમજણથી કાંઈ માણસ મરવા તૈયાર નહીં થાય. એને માટે ઉચ્ચ ચારિત્ર્યની જરૂર છે. કેવળ બુદ્ધિવાદથી લોકો તૈયાર થવાના નથી. ગામડાંના લોકોનાં હૃદય સુધી આપણે પહોંચ્યા જ નથી. હૃદયપ્રવેશ સેવાથી જ થઈ શકે, દલીલથી નહીં, એવી ખાતરી થઈ. અને લોકજાગૃતિ કર્યા વગર રાજદ્વારી ક્રાંતિની આશા રાખવી એ મૃગજળની પાછળ દોડવા સમાન છે. સાચી તૈયારી તો પ્રજાહૃદયની છે. પ્રજાની અખંડ સેવાથી જ એ હૃદયકમળ ખીલવી શકાય. બીજો રસ્તો નથી.

એટલે એ રસ્તે પણ આખરે ગામડાંની સેવા તરફ જ આવી પહોંચ્યા. પણ તે થાય શી રીતે? ગામડાંનું અર્થશાસ્ત્ર નોખું હોય છે એનો તો ખ્યાલ હતો. પણ ગામડાંના લોકોને માટે કઈ કેળવણી જીવતી ગણાય? હિંદુસ્તાનનો ઇતિહાસ એ પોતાનો જ ઇતિહાસ છે એટલું એ લોકોને કેમ સમજતા કરવા એ અમારી ગૂંઝવણ ન જ ટળી. ગામડાંમાં જઈને રહીએ, ત્યાંના લોકોનાં સુખદુઃખ સાથે ભળી જઈએ, તો જ બધું થાય. પણ ગામડાંમાં જવાય કેમ? શહેરી રસો કેમ છૂટે? છાપાં વગર તો આપણું ચાલે નહીં. લાઇબ્રેરી અને ડિબેટિંગ કલબ જોઈએ. એવા અનેક વિચારો મૂંઝવે. રાષ્ટ્રીય કેળવણીના અખતરાઓ જ્યાં જ્યાં અનુકૂળ ક્ષેત્રો જણાયાં ત્યાં ત્યાં જઈને કર્યા અને ગરીબોની દાઝનો સંદેશો પહોંચાડયો. પણ રાષ્ટ્રીય કેળવણીનો લાભ લેનારાઓમાં પ્રતિષ્ઠા અને આજીવિકાનો સવાલ જ મુખ્ય દેખાયો. ગરીબોની સેવા માટે તૈયાર થવા કોઈ રાજી ન હતું. ગરીબ લોકોને અમારે લડાવવા હતા પણ એમને કેળવવાનો રસ્તો અમારી પાસે ન હતો. નિગ્રોના આગેવાન બુકર ટી. વૉશિંગ્ટનનું જીવનચરિત્ર વાંચી કાઢ્યું હતું. એટલે અનેક વિચારો તો મનમાં આવે; પણ ચોક્કસ રસ્તો સૂઝે નહીં. મને ભારે દુઃખ તો એનું લાગ્યું કે રાષ્ટ્રીય શાળામાં કેળવાયેલા વિદ્યાર્થીઓમાં પણ ગામડાંમાં જઈ રહેવા

તૈયાર એવો વિદ્યાર્થી ન મળે. અંતે એ બધી વસ્તુનું મન સાથે વિવેચન કરવા હિમાલયનો રસ્તો લીધો. ત્યાંનાં નાનાંમોટાં ગામડાંઓમાં ભિક્ષા માગીને ગુજરાન ચલાવ્યું. પણ ભાષાને અભાવે પ્રચારકાર્ય ઝાઝું ન થઈ શક્યું. જોકે દેશની સ્થિતિ બરાબર સમજવાની તક જરૂર મળી. દિવસમાં બે વાર જુદે જુદે ઠેકાણે ગરીબનો રોટલો ખાવાનો હોય એટલે મનમાં સંકલ્પ બંધાઈ ચૂક્યો કે અસંખ્ય ગરીબોના પરસેવાના રોટલા પર આ દેહ નભ્યો છે એ ગરીબોની સેવામાં જ પડવો જોઈએ. ગરીબોના વૈભવ કરતાં આપણો વૈભવ જુદો ન હોય. પણ એ શક્તિ ક્યાંથી આવે? જ્યારે કશું ભાન ન હતું ત્યારે સુખ, સગવડ અને ઐશ્વર્યમાં દિવસો ગયા. અને જ્યારે ભાન આવ્યું ત્યારે લોકસમુદાયથી અલિપ્ત રહેવાનો શોખ વળગ્યો. એટલે જેની ભક્તિ મનમાં સ્ફુરી હતી તે ગરીબ વર્ગના હૃદય સુધી પહોંચવાની આવડત હતી જ નહીં. અંતે પાછા આવી ગરીબો વચ્ચે રહેવાનો પ્રથમ પ્રયાસ કર્યો તે ગુજરાતમાં. શહેરી ગુજરાતી પણ બરાબર આવડે નહીં ત્યાં ગામડાની પ્રજાની ભાષા શી રીતે સમજાય? સ્વાર્થી, રોજના વ્યવહાર પૂરતી ભાષા આવડે એ શા કામનું? જ્યાં જીવનપરિવર્તન કરાવવાનું હોય, સામાજિક રિવાજોની શુદ્ધિ કરવાની હોય, ઈતિહાસ કે રાજદ્વારી સ્થિતિ સમજાવવાની હોય ત્યાં સિવિલ સર્વિસના લોકોના જેટલું દેશી ભાષાનું જ્ઞાન કેટલે સુધી ઉપયોગી નીવડે? વડોદરા પાસે સયાજીપુરામાં ગામડામાં રહેવાનો અખતરો કરી જોયો. પણ અનુભવ થયો કે લોકોનાં હૃદય સુધી પહોંચવું આપણે માટે સહેલું નથી. મારી સાથે ત્યાં જુગતરામભાઈ હતા. એમણે તો તુલસીરામાયણ ખોલ્યું અને પોતાનું વાતાવરણ જમાવ્યું. મેં જોયું કે જે કામ આપણાથી નથી થતું તે આપણા સાથીઓ કે વિદ્યાર્થીઓ મારફતે કરવું જોઈશે. જેમ દુન્યવી માણસ 'आत्मा वै पुत्र नामासि'ને ન્યાયે પોતાની બધી મુરાદો પોતાના દીકરા મારફતે સિદ્ધ થયેલી જોવાને માગે તેમ દરેક સમાજ-સેવક પોતાનું કામ પોતાના જુવાન સાથીઓને સોંપી દે છે. અને અધ્યાપકને તો પુત્રરૂપ કેટલાયે વિદ્યાર્થીઓ હોય છે. સયાજીપુરામાં જે અનુભવ થયો તે પરથી નક્કી કર્યું કે હવે ગામડાના સેવકો તૈયાર કરવાની નિશાળ ખોલવી જોઈએ. મારા એક મિત્રે બુકર ટી. વૉશિંગ્ટનની 'My Larger Education'વાળી ચોપડીનો અનુવાદ કર્યો હતો. એણે મારી પાસે પ્રસ્તાવના માગી. મેં ઉત્સાહમાં આવીને આખી ચોપડી માટેની એક પ્રસ્તાવના અને તે ઉપરાંત દરેક પ્રકરણની અલગ અલગ પ્રસ્તાવનાઓ લખી આપી. એ કારણે ગામડાની સેવાની કલ્પના વધારે સ્પષ્ટ થઈ. એની સાથે અસંતોષ પણ જાગ્યો, કે આપણે પ્રત્યક્ષ કશું કરતા નથી. ગ્રામસંગઠનની દૃષ્ટિએ 'ગ્રામદેવતા' કરીને એક લેખ તે પહેલાં લખ્યો હતો, એ લેખ પણ અવારનવાર ઠપકો દેતો હતો કે હજી તેં કશું કર્યું નથી. અંતે ગાંધીજીએ આશ્રમને અંગે એક રાષ્ટ્રીય શાળા ખોલવાનું નક્કી કર્યું અને મને એમાં બોલાવીને કામ કરવાની તક આપી. મેં ગાંધીજીને કહ્યું કે ગામડાંના સેવકો તૈયાર કરવા હોય તો જ હું આવું. ગાંધીજીએ હસીને કહ્યું, 'એટલા માટે જ તો મારો

પ્રયાસ છે.' આશ્રમમાં શાળા ખોલી અમે રાષ્ટ્રીય શિક્ષણની ચર્ચા કરવા લાગ્યા; છતાં ગામડાને ખાસ શું જોઈએ છે એનો સ્પષ્ટ કાર્યક્રમ નજર આગળ ન હતો.

એક વખતે ગાંધીજીનો સંદેશો લઈ દરબાર ગોપાળદાસના ઢસા ગામમાં અંત્યજ પરિષદમાં હાજર થવાનું કામ આવ્યું. ત્યાં જોયું તો જાણે યમુનાને કાંઠે વસેલું નંદનું ગોકુળ હોય એવું વાતાવરણ દેખાયું. આટલા પ્રજાવત્સલ રાજપુરુષ ભાગ્યે જ જોવામાં આવે. ગામના લોકોમાં ભળવાનો રસ્તો આ જ છે, એવી ખાતરી થઈ ગઈ. બીજી બાજુ આબુની મુસાફરી પગપાળા કરતાં ગામડાંનું જે દર્શન થયું તે દુ:ખદ હતું. લોકોમાં ન મળે સ્વચ્છતા, ન મળે કેળવણી, ન મળે કશી વ્યવસ્થા. માત્ર પરંપરાથી આવેલી ન્યાતજાતના પ્રપંચનું બધે સામ્રાજ્ય હતું, પણ એથીયે વિશેષ મેં એ જોયું કે પ્રજામાં સાચા ધર્મ પરનો વિશ્વાસ જ ઊડી ગયો છે. સજ્જનતા પરનો વિશ્વાસ ઓછો થઈ ગયો છે. માણસજાત અકળાઈ ગઈ છે. જો એનો ઈલાજ નહીં થાય તો એ વીફરવાની છે.

ત્યાર પછી મહાવિદ્યાલયની સ્થાપના થઈ, વિદ્યાપીઠનું તંત્ર રચાયું. એમાં ગામડાંની કેળવણીને પ્રધાનપદ મળે, ઔદ્યોગિક કેળવણીને કંઈકે સ્થાન મળે અને પ્રજાસેવા માટે જોઈતી પ્રજાકીય ભાષા જ ખીલવવાના પ્રયાસ થાય એ વિશે હું ખૂબ મથ્યો. છતાં સાહિત્ય, સંગીત અને કળા તરફ જ મારું ધ્યાન વધારે હતું. મારા કરતાં મારા વિદ્યાર્થીઓ અધિક સારા નીવડ્યા. કેમ કે પરીક્ષિતલાલ જેવા તો અંત્યજોની સેવામાં જોડાયા. મારા જૂના સાથી મામાનો દાખલો તો મારી આગળ હતો જ. પણ ગ્રામસેવાનું સાચું રહસ્ય તો રવિશંકર વ્યાસ જ જાણતા હતા. એમની સાથે પરિચય થતાંવેંત એમની શક્તિનો ખ્યાલ આવ્યો. એ બધું ગમતું; પણ શહેરી સંસ્કાર, શહેરી સગવડો અને શહેરી પ્રવૃત્તિ એ જ મગજનો મોટો ભાગ રોકી રાખતાં હતાં. ગામડાંની સેવાને શાબ્દિક મહત્ત્વ તો ઠીક ઠીક અપાતું પણ એથી ગામડાંનું દુ:ખ દૂર થાય એમ ન હતું.

શહેરી પ્રવૃત્તિનો એકાએક ત્યાગ કરી ગામડાંમાં જઈ વસનાર કેળવણીકાર તે આપણા જુગતરામભાઈ. એમનું કામ જોતાંવેંત મેં એમના વિદ્યાર્થીઓને લખી આપ્યું કે સાચું રાષ્ટ્રીય શિક્ષણ આજે વેડછીમાં જ અપાય છે. પછી તો એ જ લગની લાગી કે આવા સેવકો કેમ તૈયાર કરવા. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ ભણ્યા પછી સેવાના અને આજીવિકાના માર્ગો તો શોધે જ છે. કોઈ ખાનગી કંપનીમાં એમને નોકરી અપાવીએ અથવા આપણી વિવિધ જાહેર પ્રવૃત્તિમાં ગમે ત્યાં સમાવી દઈએ એના કરતાં ગ્રામસેવાની જ એક સંપૂર્ણ યોજના અહીં કેમ ન કરીએ એવા વિચાર મનમાં ઘોળાવા લાગ્યા.

૧૯૨૨ની સાલમાં આણંદ ખાતે રાજકીય પરિષદ ભરાઈ હતી. એની સાથે એક શિક્ષણસંમેલન પણ ભરાયું હતું. ત્યાં ગામડાંની કેળવણીની મેં ખૂબ હિમાયત કરી. વલ્લભભાઈએ પોતાના સ્વભાવ પ્રમાણે એના પર ટીકા કરી કે વિદ્યાપીઠને જ ગામડાંમાં લઈ જાઓ. એમના વિનોદે મારા ઉપર ઊલટી જ અસર કરી. મને

થયું કે વલ્લભભાઈની વાત સાચી છે. વિદ્યાપીઠને ગામડાંની યાત્રા કરાવવી જોઈએ. અધ્યાપકો અને વિદ્યાર્થીઓ ગામડાંઓમાં ફરે તો એમને નવો નવો અનુભવ મળશે. ગામડાંના સવાલો એમની આગળ પ્રત્યક્ષ થશે. એમનું ભણતર જીવંત થશે. ગામડાંની સેવા માટે શહેરના યુવાનોને ખેંચવા ખાતર શહેરમાં રહેવું પડે તો તેમાં વાંધો નથી. પણ વિદ્યાપીઠની પ્રવૃત્તિઓ તો ઘણા યુવાનોને ગામડાં તરફ રવાના કરવાની જ હોવી જોઈએ. આજે બન્યું છે એવું કે મુ. વલ્લભભાઈ ગામડાંમાં જઈને બેઠા છે અને હું હજી શહેરમાં છું.

ગામડાંની યોજના મગજમાં પાકી થવા લાગી એટલામાં દાનવીર નગીનદાસ અમૂલખરાય એક લાખ રૂપિયાની ભેટ લઈ આવ્યા અને ગ્રામસેવામંદિરની કલ્પના પૂર્ણ કરી શક્યો.

હવે આપ જોશો કે એક કલ્પનાને પાકતાં કેટલી વાર લાગે છે. હજી આપણે ભિન્ન ભિન્ન દેશના અને પ્રાંતના અનુભવવાળી ચોપડીઓ વાંચવાની અને તે પરથી દિશા નક્કી કરવાની સ્થિતિમાં છીએ. હજી કેટલુંયે કરવાનું રહ્યું છે. આજે તો કેવળ શરૂઆત જ થઈ છે. આવે પ્રસંગે વિચારોની આપલે થાય, અનુભવ અને મૂંઝવણો રજૂ થાય એટલા માટે આ સંમેલન ગોઠવેલું છે. આવું સંમેલન ગોઠવાયું એ જ એક અભિનંદનની વાત.

હવે આપણે જોઈ શક્યા છીએ કે ભારતવર્ષનો ઉદ્ધાર ભારતવર્ષનાં સાડા સાત લાખ ગામડાં સજીવન થવામાં રહેલો છે. એ નાનાં નાનાં ગામડાંઓ ભારતવર્ષની સાચી સંસ્કૃતિ છે. એક સામાન્ય પ્રાણથી પ્રાણિત થઈ સ્વતંત્ર રીતે ગામડાંઓ ચાલે છે. એને માટે ખાસ સંગઠન – Organizationની જરૂર નથી. દરેક સંસ્થાને મોટા વ્યાપક પાયા પર ચલાવવી એ આજનો મોટામાં મોટો મોહ છે. એવા Organization સામે સ્પષ્ટ અવાજ ઉઠાવનાર એક કૃષ્ણમૂર્તિ જ જડયો છે. એણે આખી દુનિયામાં ફેલાયલી એક મોટી સંસ્થા, જેના હાથ તળે ત્રણ વિશ્વવિદ્યાલય ચાલતાં હતાં તે એક દિવસમાં તોડી નાખી.

દુન્યવી કાર્યોમાં સંગઠન ભલે કરો, આધ્યાત્મિક સિદ્ધાંત જીવનમાં ઉતારવા માટે સંગઠનની જરૂર નથી. મોટાં મોટાં સંગઠનો હિંસા વગર ચાલી જ ન શકે. આપણે અહિંસાને માર્ગે જવા માગીએ છીએ. આપણે અતિ મોટાં સંગઠનો ન જ કરવાં જોઈએ.

સદ્બુદ્ધિથી પ્રેરાયેલા આખી દુનિયાના લોકો એક દિશાએ કામ કરે એ આજની મુખ્ય હાજત છે. પણ તેને માટે બધાને એક તંત્ર તળે આણવાની જરૂર નથી. વિશાળ તંત્ર તળે આત્મિક વિકાસ ચગદાઈ જાય છે એ આપણે સમજવું જોઈએ. જેટલું જીવન એકરૂપ હોય તેટલું સંગઠન ધર્મ્ય છે. આજે દુનિયામાં Exploitation-ની દૃષ્ટિએ સંગઠનો થાય છે, તેનો વિરોધ થવો ઘટે છે. આવી સ્પષ્ટ કલ્પના હશે ત્યારે જ આપણે ગામડાંની સાચી સેવા કરી શકવાના છીએ. મૂળ દિશા નક્કી થઈ જાય પછી જ આપણે વિગતોમાં ઊતરી શકીએ. આવાં વ્યાપક તત્ત્વો

ચર્ચા કરવા જેટલી નવરાશ આપણી પાસે ભલે ન હોય પણ એનાં પર વખતોવખત વિચાર તો કરવો જ જોઈએ.

હિંદુસ્તાનમાં ચારે કોર ગ્રામસંગઠનની હવે વાતો ચાલવા લાગી છે. એ મુખ્ય ફૅશન થઈ પડી છે. એની સાથે ઊંડી ચર્ચા અને સંગીન કાર્ય ન હોય તો એ વસ્તુ ઘટોત્કચના બજાર જેવી નીવડશે અને ગામડાની પ્રજા ફરી એક વાર નિરાશામાં ડૂબી જશે. ગામડાનો સવાલ આપણે છેડયો છે. હવે એનો નિવેડો આણ્યે જ છૂટકો.

## શહેરો અને ગામડાં

જો જમીનનું પાણી આકાશમાં ચડી જાય અને ત્યાંથી પાછું આવે જ નહીં તો ધરતીની શી દશા? રાજા પ્રજા પાસેથી કર લે અને પ્રજાના લાભમાં પાછો તેનો ઉપયોગ ન કરે તો ભારેમાં ભારે ઉદ્યોગી પ્રજા પણ કંગાલ બની જાય તો તેમાં શી નવાઈ?

રાજા અને પ્રજા, આકાશ અને ધરતી એકબીજા ઉપર આધાર રાખે છે. શહેર અને ગામડાંનો સંબંધ પણ એવો જ હોય છે. રાષ્ટ્રનો પ્રાણ, રાષ્ટ્રનું લોહી ગામડાંમાં છે. તેને ફરતાં રાખવાનું કામ શહેરો કરે છે. ગામડાંઓ નસો છે અને શહેર હૈયું છે. હૃદય જો બધું લોહી ચૂસી જાય તો નસો ક્યાં સુધી નભી શકે?

દેશ ઉપર પરદેશી રાજ્ય હોય છે ત્યારે તેનું વાસ્તવ્ય બંદરોમાં અને શહેરોમાં જ હોય છે. સ્વાભાવિક રીતે – અથવા અસ્વાભાવિક રીતે – દેશની સંપત્તિ અને બુદ્ધિમત્તા શહેરોમાં ભેગી થાય છે. દરેક વિદ્વાન માણસ અને ધનવાન માણસ શહેરમાં જઈને વસે છે અને ત્યાં પોતાની આવકના પૈસા ગામડાંઓમાંથી ખેંચી લાવી પરદેશી વસ્તુઓ ખરીદવામાં ખરચી નાખે છે. પછી ગામડાંઓના અને શહેરોના પણ ઉદ્યોગધંધા ક્યાંથી ચાલે?

ગામડાંઓમાંથી હોશિયાર અને ધનવાન લોકો શહેરોમાં જઈને વસે છે તેના બદલામાં શહેરો તરફથી ગામડાંઓને શું મળે છે? ગામડાંઓના ઉદ્યોગહુન્નરને ઉત્તેજન મળવું જોઈએ તે તો પરદેશને મળે છે. ભણેલાઓ ગામડાંઓને લગભગ અસ્પૃશ્ય સમજે છે. શહેરોમાંથી ગામડાંમાં જનાર ફક્ત બે જ વર્ગ હોય છે – પરદેશી માલના વેપારીઓ અને પરદેશી સરકારના અમલદારો. આ સ્થિતિનું પરિણામ શું આવ્યું છે એ આપણાથી અજાણ્યું નથી. શહેરનો માણસ ગામડામાં જાય છે ત્યારે અમીર થઈને જાય છે; ગામડિયાઓ પાસેથી સેવા લેવાનો અને તેમનો વાંક કાઢવાનો જાણે દરેક શહેરીને હક જ હોય.

મહાસભાની હિલચાલ પ્રજાકીય થઈ ત્યારથી આ સ્થિતિમાં કંઈક ફેર થયો છે. મહાસભાના પ્રચારકો અને સ્વયંસેવકો ગામડાંઓમાં જઈ ત્યાંના લોકોનું સુખદુઃખ

સમજી લેવાનો પ્રયત્ન કરે છે, તેમની બનતી સેવા કરવાની વૃત્તિ ધરાવે છે અને તેમને દેશની સ્થિતિ અને તેમનું કર્તવ્ય શું છે તે વિશે જ્ઞાન આપે છે. ગામડાંના લોકો આદરપૂર્વક તેમનું બૃહસ્પતિ જેવું સ્વાગત કરે છે. એવે પ્રસંગે દેશસેવકોએ બહુ સાવચેતીથી કામ લેવું જોઈએ. શહેરની ખરચાળ રહેણી, બિન-જરૂરી વસ્તુઓ વાપરવાની ટેવ, ખોટો વિવેક, પરદેશી ઢબ વિશેનો આદર અને અમીરી વૃત્તિ લઈને ગામડાંઓમાં જવું ન ઘટે. વેઠ કરી કરી થાકેલા અને સહાનુભૂતિના તરસ્યા ગ્રામવાસીઓને આપણા તરફથી અભયદાન હોવું જોઈએ. આપણી સેવા કરાવતાં પણ જ્યાં જ્યાં તેઓ સ્વાભિમાન ભૂલી જાય ત્યાં તેમને તેમના કર્તવ્યનું ભાન કરાવવું જોઈએ અને તેમની પાસેથી જે શીખવા જેવું હોય તે શીખવાની આતુરતા પણ બતાવવી જોઈએ. આ રીતે જ આપણે તેમને સમાનતા શીખવી શકીશું અને સ્વરાજ્યનું વાતાવરણ પેદા કરી શકીશું.

શહેરોએ ગામડાંઓ સામે અત્યાર સુધી જે પાપ કર્યું છે તે ધોઈ નાખવાનો આ એક જ ઉપાય છે. તે આખત્યાર નહીં કરીએ તો કાં તો ગામડાંઓ નેસ્તનાબૂદ થઈ જશે અને શહેરો ભૂખે મરશે; અથવા તો પ્રકૃતિમાતા નિર્દય થઈ પોતાના કુદરતી ઈલાજો અમલમાં મૂકશે, અને જે પાપો આપણે આપણા પરસેવાથી ધોવાનું ચૂક્યા તે લોહીની નદીઓથી ધોવાં પડશે.

૧૯–૩–’૨૨

## ગામડાંમાં જઈને શું કરીશું?

૧

સ૦—અમે અસહકાર તો કર્યો, હવે ક્યારે અમને ગામડાંઓમાં કામ કરવા મોકલશો?

જ૦—તમે ગામડાંઓમાં જવા સારુ જેટલા ઉત્સુક થયા છો તેથી વધારે ઉત્સુક તમારા આગેવાનો તમને ત્યાં મોકલવા થયા છે. પણ ગામડાંઓમાં મોકલીને તમારી પાસેથી જે કામ લેવું છે તેનું મહત્ત્વ અને તેની ગંભીરતા તેઓ સમજે છે તેથી જ તમને તે કામની ખાસ તાલીમ આપવાનો તેઓ આગ્રહ રાખે છે.

સ૦—ગામડાંઓમાં જઈને અમારે શું શું કરવું પડશે?

જ૦—શું કરવું પડશે તે ઘડીવાર પછી કહીશ, પણ શું ન કરવું જોઈએ તે પ્રથમ જાણી લો.

સ૦—વારુ ત્યારે, ભલે તે કહો. શું ન કરવું જોઈએ? અમે પોતે જ કહી દઈએ છીએ કે ગામડાંમાં જઈને અમે લેક્ચરબાજી કરીશું એ ધાસ્તી, તમારે રાખવાનું કારણ નથી. વ્યાખ્યાનો સાંભળી સાંભળીને અમે એટલા કાયર થયા છીએ કે અમારી ઉત્તેજનશક્તિ પણ લગભગ બૂઠી થવા આવી છે. અમે એ પણ જોયું

છે કે નેતાઓ ભાષણો આપે એટલે પછી જે આવે છે તે ભાષણો જ આપવા માંડે છે. નેતાઓ લખવા માંડે એટલે લોકો પણ છાપાંઓમાં લેખોના ઢગલા મોકલી દે છે એમ સાંભળ્યું છે. નેતાઓ કહે કે 'હવે વ્યાખ્યાનો આપવાનો સમય નથી રહ્યો,' ત્યારે લેકચરબાજો પણ કહે છે, 'હવે વાતો કરવાનો વખત નથી રહ્યો; ઊઠીને કામ કરવાનો વખત આવી લાગ્યો છે.' પણ પ્રત્યક્ષ કામ તો ઝોલાં જ ખાયાં કરે છે.

જ૦—તમારું નિરીક્ષણ સાચું છે. આમ થયું છે ખરું. તમે ગામડાંમાં જઈને બેચાર વ્યાખ્યાનો આપીને બે દિવસમાં પ્રસિદ્ધ નેતા થવા નથી માગતા એ જોઈ સાચા આગેવાનોની અરધી ચિંતા ઓછી થશે.

સ૦—ત્યારે શું તમે એમ માનેલું કે અમારું ભણતર અમે છોડયું તે જાહેરના પૈસા ઉપર વ્યાખ્યાનો આપવા ફરવાના હતા? અસહકારની પવિત્રતા અમારામાં પણ કંઈક આવી છે; અમે પણ હવે આત્મશુદ્ધિ તરફ વળ્યા છીએ. તમે કહો તો અમે ફક્ત સ્વરાજ-ફંડ જ ઉઘરાવવાનું કામ કરીશું.

જ૦—તે કામ બહુ નાજુક છે, એ તમારે જાણવું જોઈએ. ઓળખાણ વગર લોકો પૈસા કાઢી આપતાં અચકાય, જૂનાં ફંડોમાં કંઈ ને કંઈ પૈસાની ઘાલમેલ થયાના દાખલાઓ ટાંકે, અને એવી કંઈ કંઈ ભાંજગડો ઊભી થાય એ સ્થિતિ ઝાઝી સ્પૃહણીય નથી હોતી.

સ૦—ત્યારે અમારે કરવું શું?

જ૦—નેતાઓએ જે ફંડ ઉઘાડયાં હોય અને જેનું કામ તમને સોંપ્યું હોય તેટલું જ તમારે કરવું જોઈએ. બીજો કોઈ માણસ કોઈ સુંદર વિચાર તમારી આગળ મૂકે અને તેને માટે ફંડ આપવા તૈયાર થાય અગર ફંડ ઉઘરાવવાની ભલામણ કરે તો તમારે તે કલ્પના નેતાઓ આગળ રજૂ કરવી અથવા તો તેવા માણસને નેતાઓ પાસે જવા કહેવું. હાલ તુરત તો મહાસભાની સમિતિઓમાં લોકોને નોંધવા અને તેમની પાસેથી ચાર ચાર આના ઉઘરાવવા તથા તેમને રીતસર પાવતી આપવી. આ કામ એક સામાન્ય મહેતો પણ કરી શકે, છતાં તે કામ તમને સોંપવામાં નેતાઓનો ખાસ ઉદ્દેશ છે. જે જે માણસનું નામ તમે નોંધો તેને તમારે મહાસભાનો ઉદ્દેશ અને તેનું બંધારણ સમજાવવાં પડવાનાં. તમે જે કામ ઠીક બજાવી શકો તેમાં લોકો પર અસર કરવા માટે તમે જે વિશે પૂરતું કે બિલકુલ જાણતા ન હો તે વિશે ગમે તે ઠોકી દેવું નહીં. લોકોની ચિત્તવૃત્તિ ઉત્તેજિત કરવાનું કામ તમારું નથી. તમારે તો તમારી ચોકસાઈ અને વિચારની પ્રામાણિકતા જ લોકો પર ઠસાવવાની છે.

સ૦—લોકોને દેશસ્થિતિની માહિતી આપતાં મગજ ઠંડું રાખવું એ કામ જરા અઘરું છે ખરું, પણ મને લાગે છે કે તમે આટલું કહ્યા પછી એટલો સંયમ રાખી શકીશું. આથી વધારે તો કાંઈ નથી ને?

જી૦—છે. આપણી પ્રવૃત્તિ આત્મશુદ્ધિની છે, પ્રાયશ્ચિત્તની છે, અને તેથી સરકારના દોષો અને સરકારનાં પાપો જ લોકોને બતાવ્યે બસ નહીં થાય. દેશની દુર્દશામાં આપણો પોતાનો પણ કેટલો ફાળો છે એ સુધ્ધાં લોકોને ગમે ન ગમે છતાં બતાવી આપવો જોઈએ. આ કામ બહુ જ વિવેકપૂર્વક અને નરમાશથી કરવું જોઈએ, નહીં તો સ્વરાજનું કામ એક કોરે રહેશે અને સમાજમાં વિખવાદ મચશે. નિર્વૈર થયા વગર, રાગદ્વેષને કાબૂમાં રાખ્યા વગર એ કામ હાથમાં લેવું જોખમ-ભરેલું છે. સરકારના દોષો પણ આપણે નિર્વૈર થઈશું ત્યારે જ ખરેખરી યોગ્ય અને સચોટ ભાષામાં બતાવી શકીશું. આપણી ભાષામાં જુસ્સો ભલે હોય પણ ગુસ્સો ન હોવો જોઈએ.

સ૦—આ ભાષા અને ભાષણો વિશે થયું. પણ કામ કરવામાં શું ન કરવું જોઈએ?

જી૦—તમે જુવાન છો, છતાં ભણેલા તો છો જ. એટલે ઘણી વસ્તુઓ જે ન કરવી ઘટે તે વિશે તમે જાણો જ છો. પણ એક વસ્તુ ખાસ કહેવા જેવી છે. દેશમાં અન્યાય અને જુલમ એટલો બધો છે અને એટલા બધા પ્રકારનો છે કે તમે જ્યાં જશો ત્યાં લોકો તમારી પાસે પોતાની સ્થાનિક કે વ્યક્તિગત ફરિયાદો આણશે અને તમારી સલાહ કે મદદ માગશે. એવે વખતે તમારો પુણ્યપ્રકોપ જાગ્રત થશે અને તમે જાતે જ ન્યાય આપવા બેસી જશો, અથવા અહિંસાનું સ્વરૂપ તેમ જ જાહેર જીવનનાં તત્ત્વો અને મર્યાદાઓ ભૂલી જઈ ખોટી સલાહ આપશો એવી બીક અવાસ્તવિક નથી. તમારી શક્તિ, તમારી બુદ્ધિ અને તમારા અધિકારનો તમારો આંક બરાબર ન હોય એ બનવાજોગ છે. કેટલી વાર દયાભાવથી તમે મદદ કરવા જાઓ અને સ્થાનિક કજિયા તથા પ્રપંચમાં ગોટવાઈ જાઓ અગર તો ન્યાતજાતના ઝઘડાઓમાં ફસાઓ એમ પણ બને. તેમાં જ મૂંઝાઈ અગર તેથી ચિડાઈ જઈને તમારી સ્વરાજ્ય ઉપરની નિષ્ઠા ઓછી થાય તો તમારું કેટલું નુક-સાન થાય એ પણ ધ્યાનમાં લેવા જેવું છે.

સ૦—ત્યારે આવા પ્રસંગોમાં અમારે શું કરવું? એવા પ્રસંગો તો ગામડાંમાં આવવાના જ.

જી૦—તમારે આવી ભાંજગડો ત્યાં ત્યાંના સ્થાનિક આગેવાનો પાસે મોકલી દેવી. અને તેઓ તમે ઇચ્છો તેટલું ઉતાવળું પગલું ન ભરે તો તમારે અધીરા ન થવું; અથવા તરત જ અશ્રદ્ધાના શિકાર બનીને આગેવાનો કશું નથી કરતા, તેઓ નાલાયક છે, અથવા આપમતલબી, પક્ષપાતી કે લાગણી વગરના છે એવા નિર્ણય ઉપર ન આવવું. આગેવાનો ગમે તેવા હોય પણ તમે તે ઘડીએ આગેવાન નથી એટલું ધ્યાનમાં રાખો એટલે બસ. તમને ઘટતું તમે કરી છૂટયા એટલો સંતોષ તમારા મનને માટે પૂરતો થવો જોઈએ. આ મર્યાદાનું ઉલ્લંઘન કરવું એ એક જાતની અંધાધૂંધી છે.

સ૦—હવે હું સમજી શક્યો છું. આ બધું અત્યાર લગી અમારા ધ્યાનમાં

છે કે નેતાઓ ભાષણો આપે એટલે પછી જે આવે છે તે ભાષણો જ આપવા માંડે છે. નેતાઓ લખવા માંડે એટલે લોકો પણ છાપાંઓમાં લેખોના ઢગલા મોકલી દે છે એમ સાંભળ્યું છે. નેતાઓ કહે કે 'હવે વ્યાખ્યાનો આપવાનો સમય નથી રહ્યો,' ત્યારે લેક્ચરબાજો પણ કહે છે, 'હવે વાતો કરવાનો વખત નથી રહ્યો; ઊઠીને કામ કરવાનો વખત આવી લાગ્યો છે.' પણ પ્રત્યક્ષ કામ તો ઝોલાં જ ખાયાં કરે છે.

જ૦—તમારું નિરીક્ષણ સાચું છે. આમ થયું છે ખરું. તમે ગામડાંમાં જઈને બેચાર વ્યાખ્યાનો આપીને બે દિવસમાં પ્રસિદ્ધ નેતા થવા નથી માગતા એ જોઈ સાચા આગેવાનોની અરધી ચિંતા ઓછી થશે.

સ૦—ત્યારે શું તમે એમ માનેલું કે અમારું ભણતર અમે છોડયું તે જાહેરના પૈસા ઉપર વ્યાખ્યાનો આપવા ફરવાના હતા? અસહકારની પવિત્રતા અમારામાં પણ કંઈક આવી છે; અમે પણ હવે આત્મશુદ્ધિ તરફ વળ્યા છીએ. તમે કહો તો અમે ફક્ત સ્વરાજ-ફંડ જ ઉઘરાવવાનું કામ કરીશું.

જ૦—તે કામ બહુ નાજુક છે, એ તમારે જાણવું જોઈએ. ઓળખાણ વગર લોકો, પૈસા કાઢી આપતાં અચકાય, જૂનાં ફંડોમાં કંઈ ને કંઈ પૈસાની ઘાલમેલ થયાના દાખલાઓ ટાંકે, અને એવી કંઈ કંઈ ભાંજગડો ઊભી થાય એ સ્થિતિ ઝાઝી સ્પૃહણીય નથી હોતી.

સ૦—ત્યારે અમારે કરવું શું?

જ૦—નેતાઓએ જે ફંડ ઉઘાડયાં હોય અને જેનું કામ તમને સોંપ્યું હોય તેટલું જ તમારે કરવું જોઈએ. બીજો કોઈ માણસ કોઈ સુંદર વિચાર તમારી આગળ મૂકે અને તેને માટે ફંડ આપવા તૈયાર થાય અગર ફંડ ઉઘરાવવાની ભલામણ કરે તો તમારે તે કલ્પના નેતાઓ આગળ રજૂ કરવી અથવા તો તેવા માણસને નેતાઓ પાસે જવા કહેવું. હાલ તુરત તો મહાસભાની સમિતિઓમાં લોકોને નોંધવા અને તેમની પાસેથી ચાર ચાર આના ઉઘરાવવા તથા તેમને રીતસર પાવતી આપવી. આ કામ એક સામાન્ય મહેતો પણ કરી શકે, છતાં તે કામ તમને સોંપવામાં નેતાઓનો ખાસ ઉદ્દેશ છે. જે જે માણસનું નામ તમે નોંધો તેને તમારે મહાસભાનો ઉદ્દેશ અને તેનું બંધારણ સમજાવવાં પડવાનાં. તમે જે કામ ઠીક બજાવી શકો તેમાં લોકો પર અસર કરવા માટે તમે જે વિશે પૂરતું કે બિલકુલ જાણતા ન હો તે વિશે ગમે તે ઠોકી દેવું નહીં. લોકોની ચિત્તવૃત્તિ ઉત્તેજિત કરવાનું કામ તમારું નથી. તમારે તો તમારી ચોકસાઈ અને વિચારની પ્રામાણિકતા જ લોકો પર દસાવવાની છે.

સ૦—લોકોને દેશસ્થિતિની માહિતી આપતાં મગજ ઠંડું રાખવું એ કામ જરા અઘરું છે ખરું, પણ મને લાગે છે કે તમે આટલું કહ્યા પછી એટલો સંયમ રાખી શકીશું. આથી વધારે તો કાંઈ નથી ને?

જ૦—છે. આપણી પ્રવૃત્તિ આત્મશુદ્ધિની છે, પ્રાયશ્ચિત્તની છે, અને તેથી સરકારના દોષો અને સરકારનાં પાપો જ લોકોને બતાવ્યે બસ નહીં થાય. દેશની દુર્દશામાં આપણો પોતાનો પણ કેટલો ફાળો છે એ સુધ્ધાં લોકોને ગમે ન ગમે છતાં બતાવી આપવો જોઈએ. આ કામ બહુ જ વિવેકપૂર્વક અને નરમાશથી કરવું જોઈએ, નહીં તો સ્વરાજનું કામ એક કોરે રહેશે અને સમાજમાં વિખવાદ મચશે. નિર્વૈર થયા વગર, રાગદ્વેષને કાબૂમાં રાખ્યા વગર એ કામ હાથમાં લેવું જોખમભરેલું છે. સરકારના દોષો પણ આપણે નિર્વૈર થઈશું ત્યારે જ ખરેખરી યોગ્ય અને સચોટ ભાષામાં બતાવી શકીશું. આપણી ભાષામાં જુસ્સો ભલે હોય પણ ગુસ્સો ન હોવો જોઈએ.

સ૦—આ ભાષા અને ભાષણો વિશે થયું. પણ કામ કરવામાં શું ન કરવું જોઈએ?

જ૦—તમે જુવાન છો, છતાં ભણેલા તો છો જ. એટલે ઘણી વસ્તુઓ જે ન કરવી ઘટે તે વિશે તમે જાણો જ છો. પણ એક વસ્તુ ખાસ કહેવા જેવી છે. દેશમાં અન્યાય અને જુલમ એટલો બધો છે અને એટલા બધા પ્રકારનો છે કે તમે જ્યાં જશો ત્યાં લોકો તમારી પાસે પોતાની સ્થાનિક કે વ્યક્તિગત ફરિયાદો આણશે અને તમારી સલાહ કે મદદ માગશે. એવે વખતે તમારો પુણ્યપ્રકોપ જાગ્રત થશે અને તમે જાતે જ ન્યાય આપવા બેસી જશો, અથવા અહિંસાનું સ્વરૂપ તેમ જ જાહેર જીવનનાં તત્ત્વો અને મર્યાદાઓ ભૂલી જઈ ખોટી સલાહ આપશો એવી બીક અવાસ્તવિક નથી. તમારી શક્તિ, તમારી બુદ્ધિ અને તમારા અધિકારનો તમારો આંક બરાબર ન હોય એ બનવાજોગ છે. કેટલી વાર દયાભાવથી તમે મદદ કરવા જાઓ અને સ્થાનિક કજિયા તથા પ્રપંચમાં ગોટવાઈ જાઓ અગર તો ન્યાતજાતના ઝઘડાઓમાં ફસાઓ એમ પણ બને. તેમાં જ મૂંઝાઈ અગર તેથી ચિડાઈ જઈને તમારી સ્વરાજ્ય ઉપરની નિષ્ઠા ઓછી થાય તો તમારું કેટલું નુકસાન થાય એ પણ ધ્યાનમાં લેવા જેવું છે.

સ૦—ત્યારે આવા પ્રસંગોમાં અમારે શું કરવું? એવા પ્રસંગો તો ગામડાંમાં આવવાના જ.

જ૦—તમારે આવી ભાંજગડો ત્યાં ત્યાંના સ્થાનિક આગેવાનો પાસે મોકલી દેવી. અને તેઓ તમે ઇચ્છો તેટલું ઉતાવળું પગલું ન ભરે તો તમારે અધીરા ન થવું; અથવા તરત જ અશ્રદ્ધાના શિકાર બનીને આગેવાનો કશું નથી કરતા, તેઓ નાલાયક છે, અથવા આપમતલબી, પક્ષપાતી કે લાગણી વગરના છે એવા નિર્ણય ઉપર ન આવવું. આગેવાનો ગમે તેવા હોય પણ તમે તે ઘડીએ આગેવાન નથી એટલું ધ્યાનમાં રાખો એટલે બસ. તમને ઘટતું તમે કરી છૂટયા એટલો સંતોષ તમારા મનને માટે પૂરતો થવો જોઈએ. આ મર્યાદાનું ઉલ્લંઘન કરવું એ એક જાતની અંધાધૂંધી છે.

સ૦—હવે હું સમજી શક્યો છું. આ બધું અત્યાર લગી અમારા ધ્યાનમાં

બેઠું નહોતું. હવે એટલું તો અમે સમજી ગયા છીએ કે ગમે તે સ્થિતિમાં પણ સિપાઈની પેઠે બતાવેલું તેટલું જ કામ પોતાની બુદ્ધિશક્તિ વાપરીને કરવાનું, પણ બીજે પોતાની બુદ્ધિ ચલાવવાની નહીં. હવે ગામડાંઓમાં જઈને અમારે કરવું શું શું જોઈએ તે કહેશો?

જ૦—હા. પણ આજ તો હવે સૂતર કાંતવાનો સમય થયો. હવે તો આવતી કાલે આ જ વખતે આ જ સવાલ આપણે આગળ ચર્ચીશું.

૧૩–૨–'૨૧

## ૨

સ૦—ગામડાંમાં જઈને શું કરવું જોઈએ તે આજે કહેશોને?

જ૦—ગામડાંઓની સ્થિતિ જાણ્યા વગર તે નક્કી થાય ખરું? અને નક્કી કરીએ તોપણ તે અમલમાં મૂકી શકાય ખરું? ગામડાંઓની સ્થિતિ તમે ધારો છો એવી કાવ્યમય નથી હોતી. લગભગ સો વરસ થયાં સારા સારા લોકો ગામડાંમાંથી શહેરોમાં જઈને વસી રહ્યા છે અને ગામડાંઓનું અનાજ અને બીજી પેદાશ શહેરોમાં જઈને વેચાય છે. તેના પૈસા પણ ભાગ્યે જ પૂરેપૂરા ગામડાંઓમાં જાય છે. આને લીધે ગામડાંઓમાંથી બુદ્ધિ અને સંપત્તિનો જે સ્રાવ અત્યાર લગી ચાલ્યો છે તેથી ગામડાં ભાંગતાં જાય છે; અને લોકોના સ્વભાવ ઉપર પણ તેની બૂરી અસર થઈ છે.

સ૦—એટલે શું? હું સમજ્યો નહીં. તમે શાની વાત કરો છો?

જ૦—એમ છે કે જૂના વખતમાં લગભગ બધા જમીનદારો ગામડાંમાં જ રહેતા. હાલમાં ગામડાંઓની જમીનોના માલિકો મોટે ભાગે શહેરોમાં રહે છે. તેમના દીકરાઓ શહેરોમાં જ ભણે છે. તેમને જોઈતી વસ્તુઓ શહેરમાં જ ખરીદે છે. તે ચીજો મોટે ભાગે પરદેશી હોય છે. ગામડાંઓનો પૈસો જે ગામડાંઓમાં ખરચાવો જોઈએ અને અગાઉ ખરચાતો તે હવે શહેરોમાં ખરચાય છે; અને તે પણ ખરી રીતે તો શહેરોની દરમિયાનગીરીથી પરદેશ જ ઘસડાય છે. એ જ જો ગામડાંઓમાં ખરચાય તો ત્યાં કેટલાયે હુન્નરઉદ્યોગો ચાલે. આમ થવાથી ગામડાંમાંથી હોશિયાર હોશિયાર લોકો ગામડાં છોડીને શહેરો તરફ તણાય છે. આરંભમાં તો પોતાના ગામના જમીનદારોનાં ઘરોમાં નોકર તરીકે અને પછી મિલોમાં.

સ૦—હા; મિલોની ગામડાંઓ પર શી અસર થાય છે તે કહો.

જ૦—તે પણ કહીશ, પણ પહેલાં આ વાત મને પૂરી કરી લેવા દો.

ગામડાંમાંથી જમીનદારો, હોશિયાર લોકો અને ગામડાંનું ધન દર વરસે આમ શહેરો તરફ ઘસડાઈ જતું હોવાથી ગામડાંઓને આજે પાંડુરોગ કે ક્ષયરોગ લાગ્યો છે, અને તેથી માંદો માણસ જેમ ચીડિયો અને નાના મનનો બની જાય છે તેમ ગામડાંના લોકો અનુદાર અને સાંકડા મનના બનતા જાય છે.

बुभुक्षितः किं न करोति पापं<br>
क्षीणा नरा निष्करुणा भवन्ति।

સ૦ — તમે તો દારિદ્ર્યનાં વખાણ કરો છો. ગરીબાઈમાં તો તમને સ્વર્ગ દેખાય છે. તે આ જ સ્વર્ગ કે?

જ૦ — જાણીજોઈને સ્વેચ્છાથી સ્વીકારેલી ગરીબાઈ સ્વર્ગસમી છે, મોક્ષની સીડી છે, એ વાત તદ્દન સાચી છે. પણ આ તો આવી પડેલી અને અમર્યાદ દરિદ્રતા છે. એ તો નરક સમાન છે. દુકાળમાં ભૂખ્યા રહેવાથી એકાદશી કર્યાનું કે ઉપવાસ રાખ્યાનું પુણ્ય થોડું જ મળી શકે તેમ હતું?

હવે તમારો મિલોનો પ્રશ્ન. એ બહુ મોટો છે અને કોક દિવસ તે વિસ્તારથી ચર્ચીશ. આજે એટલું જ કહી દઉં છું કે ગામડાંના લોકો મિલમજૂરો થવાથી શહેરનું થોડુંક ધન તેઓ ગામડાંઓમાં લઈ જઈ શકે છે ખરા, પણ મિલમજૂરો મોટે ભાગે ગામડાંઓમાં પાછા જતા જ નથી. મિલમાલિકો હમેશાં ઈચ્છે છે કે તેમના મજૂરો 'મુલક' ન જતાં હમેશાં મિલોની નજીકમાં જ રહે. મુંબઈના ઘાટી મજૂરો વરસમાં એક વાર કોંકણ જાય છે એની પણ ત્યાંના મિલમાલિકો ફરિયાદ કરે છે. પણ મજૂરો ગામડાંઓમાં જેટલું ધન લઈ જાય છે તેના કરતાં શહેરની કુટેવો વધારે લઈ જાય છે. દી. બ. અંબાલાલે 'શાન્તિદાસ' કરીને એક ટૂંકી વાર્તા લખી છે તે તમે વાંચી છે? ન વાંચી હોય તો વાંચી જવાની હું તમને ભલામણ કરું છું.

સ૦ — આ બધું તો સમજાયું. પણ ગામડાંના લોકોના સ્વભાવમાં જે આ ફેરફાર થયો છે તેને લીધે અમે જે સ્વરાજ્યનું કામ ગામડાંઓમાં કરવા માગીએ છીએ તેના ઉપર કેવા પ્રકારની અસર થવા સંભવ છે તે કહો.

જ૦ — નિર્ધનતાને લીધે અને કાયદા વગેરેનું જ્ઞાન ન હોવાને લીધે ગામડાંનો માણસ હમેશાં ભયભીત દશામાં રહે છે, અને તેથી બીકને લીધે જે માણસના હાથમાં કંઈ પણ સત્તા હોય એવા માણસને વશ રહે છે. પોતાનો હિતકર્તા કોણ છે એ જોવા કરતાં પોતાનું નુકસાન કરી શકે એવો કોણ છે એ જોઈને તેને જ તે શરણ જાય છે. સરકારનું વલણ ગામડાંઓના ખેડૂતવર્ગને ત્યાંના શાહુકાર કે વાણિયાના હાથમાંથી બચાવી પોતાના જ પંજામાં લેવા તરફ છે. અને તેથી સરકારે એક પછી એક એવા કાયદાઓ ઘડયા છે કે તેથી ગામડાંના વાણિયાને લોકો જોડે સીધો વહેવાર કે લેવડદેવડ ચલાવવી જ મુશ્કેલ થઈ પડે છે. છતાં આમ કંઈ વાણિયો ગામડાંઓમાંથી ખસે તેમ નથી, કેમ કે તેના વગર ગામડાંનું ચાલે જ નહીં. સરકારી અધિકારીઓ બતાવે છે તેવો તે કાંઈ સેતાન કે 'શાયલૉક' નથી હોતો; અને તેવો તે બની ગયો હોય તોપણ તે હાલના જમાનાને જ પ્રતાપે. આજે વાણિયો સરકારી અધિકારીને ખુશ રાખે છે અને લોકો પાસેથી જાતજાતના દસ્તાવેજ કરાવી લઈ પોતાનો ધંધો પાકે પાયે કરે છે. આથી ગામડાંઓમાં તમે જશો તેની સાથે જ ત્યાંના લોકો તમારું વ્યાખ્યાન સાંભળ્યા પછી તમારામાં ભલાઈ કે દેશદાઝ કેટલી છે એ તરફ ધ્યાન નહીં આપે, પણ તમારી પાસે સત્તા અથવા લાગવગ કેટલી છે એ જ જાણવાને ઇન્તેજાર રહેશે. સરકારી અધિકારીઓ સાથે અગર કોર્ટમાં

પોતાની લાગવગ ચલાવવાનો જેમનો ધંધો છે તેવા લોકોની આંખમાં તો તમે તેમના રસ્તામાં ઊભી થયેલી એક નવી બલા થઈ પડશો. તેમના પ્રપંચમાં, કુસ્તીમાં ઊતરવા જેટલો પણ મોહ જો તમને થયો તો ચાહે તેટલી સદિચ્છા અને સેવાભાવ તમારામાં હશે તોપણ તમારા હાથથી ગામડાંનું કશું કલ્યાણ થઈ શકવાનું નથી. આવા પ્રપંચી વિઘ્નસંતોષી લોકો તમારી સામે જ ધાંધલ મચાવશે અને તમે હમેશાં તમારો પોતાનો બચાવ કરતાં કરતાં ત્રાસી જશો. માટે તમારે કોઈ પણ જાતની સત્તા સાથે સહકાર ન કરવાનું ધોરણ મક્કમપણે પકડી રાખવું.

સ૦— ત્યારે અમારે તેમની સેવા અને મદદ કેવી રીતે કરવી?

જ૦— તમારાથી જાતે જેટલી મદદ થઈ શકે તેટલાથી જ તમારે સંતોષ માનવો જોઈએ. સરકારી અધિકારી પાસે ન્યાયની ખાતર પણ તમારે લાગવગ ન ચલાવવી, અને હાલની સ્થિતિમાં સરકારી અધિકારીના સામાન્ય અન્યાયો સામે તરત જ લોકોને ઉશ્કેરવા પણ નહીં.

સ૦— ત્યારે અમે તેમને માત્ર દેશની સ્થિતિ જ સમજાવી દેવાનું રાખીએ તો?

જ૦— તે સહેલાઈથી તેમને ગળે ઊતરે એમ નથી લાગતું. જેમ મિલમજૂરોનો ઉપયોગ કરવાની દાનતે હાલ અનેક પક્ષના લોકો તેમની વચ્ચે રહીને કામ કરવા ઈન્તેજાર જોવામાં આવે છે તે જ રીતે ગામડાંઓમાં પણ થવાનું. દરેક પક્ષ બીજા પક્ષોની નિંદા કરીને ગામડાંના ગરીબ વર્ગોને પોતાના જ તરફ ખેંચવા માગશે. આમ ગરીબ વર્ગોનો બુદ્ધિભેદ થાય છે અને શહેરના ઝઘડાઓ નાહક ગામડાંઓમાં પહોંચી રાષ્ટ્રીય શક્તિ વૃથા વેડફાવાનો ભય રહે છે.

સ૦— ત્યારે આની સામે શું કરવું જોઈએ?

જ૦— તમારે મહાસભાની રચના, મહાસભાનું બંધારણ, મહાસભા શું કરી શકે છે, શું કરવા માગે છે— એ બધું લોકોને સમજાવવું અને સાથે સાથે તેમની કેળવણી અને ગામના આરોગ્ય તરફ ધ્યાન પરોવવું. તમે તેમની સામાજિક સેવા કરો એટલે તેઓ તમને રાજદ્વારી મદદ કરશે. પ્રજાની સામાજિક સેવા કરીને તેનો સંતોષ અને વિશ્વાસ મેળવો, તેમના કોળિયામાં બરકત પૂરો, તેમના ઘરના કે પડોશી સાથેના વિખવાદ ઓછા કરવાનો પ્રયત્ન કરો, તેમનાં માંદાંઓની માવજત કરો અને આટલું બધુંયે કરતાં છતાં પદ્મપત્રની પેઠે અલિપ્ત રહો. રોજ રાત્રે તેમને કથાકીર્તનમાંથી થોડું થોડું સંભળાવતા રહો. રાત્રે જ્યારે ગામના મોટેરાઓ ભેળા થાય ત્યારે બીજે શું શું ચાલે છે, બીજા પ્રાંતોમાં કે દેશોમાં ખેડૂતો કેવી રીતે આબાદ થાય છે એની વાતો તેમને કહી બતાવો. ધર્મની ચર્ચા કરો. તેમાં પણ આત્માઅનાત્માના અરણ્યમાં પેસવાથી નહીં ચાલે. માણસનું કર્તવ્ય કઈ રીતે ધર્માનુરૂપ હોઈ શકે તે સમજાવવું જોઈએ. ખેડૂતોને તેમનો માલ કોને વેચવાથી, કેવી રીતે વેચવાથી અને ક્યારે વેચવાથી તેમને વધારેમાં વધારે લાભ થાય અને દેશને નુકસાન ન થાય એ સમજાવી દેવું જોઈએ. આમાં મેં જરા વાર પહેલાં વર્ણવેલી મુશ્કેલીઓ નહીં આવે એમ નથી, પણ તે એકાએક નહીં આવે.

સ૦—આ કામ તો એક ઠેકાણે સ્થિર રહીને જ થઈ શકે તેવું લાગે છે. અમે તો ગામડે ગામડે ફરવાના. એ સ્થિતિમાં આ બધું કેમ બને?

જ૦—ગામડે ગામડે ફરવાનું હું પસંદ નથી કરતો. ગુજરાતમાં આટલાં ગામડાં છે અને આટલા કામ કરનારા છે એવી ગણતરી કરીને 'માણસ દીઠ આટલાં ગામડાં' એવો હિસાબ કામનો નથી. કામ કરનારા ઓછા હોય તો મર્યાદિત પ્રદેશમાં જ કામ ઉપાડવું. ચાર એકર જમીન છે અને વાવવાને માટે ત્રણ શેર બી છે માટે દરેક બીજ આટઆટલે છેટે વાવીએ એવો હિસાબ ગામડિયો પણ નથી કરતો. કામ સંગીન પાયા ઉપર શરૂ કરીશું તો થોડા જ દિવસમાં આખા પ્રાન્તને પહોંચી વળે એટલી સેવકોની સંખ્યા ઊભી થશે. ત્યાં સુધી પોતે ઉઠાવેલા મર્યાદિત ક્ષેત્રમાં જ કામ બજાવી સંતોષ માનવો જોઈએ.

મતલબ કે તમારે કોઈ એક ગામડામાં જઈને રહેવું, અને આસપાસ બેત્રણ માઈલમાં જેટલી વસ્તી આવી જાય તેટલાની જ સેવા કરીને સંતોષ માનવો. આમ તમારી તપશ્ચર્યા જ્યારે વધશે ત્યારે મોટું ક્ષેત્ર એની મેળે તમારા હાથમાં આવશે અને મોટા પાયા ઉપર સંગીન કામ કરવાની શક્તિ તમારામાં આવશે.

૨૦-૨-'૨૧

## ૩

સ૦—તમે ગામડાંમાં કામ કરવાની મુશ્કેલીઓ જેમ જેમ બતાવતા જાઓ છો તેમ તેમ તે કામ વિશે વધારે ને વધારે રસ જ ઊપજે છે. સાચે જ, રાષ્ટ્રીય કેળવણી આ ગામડાંઓમાં કામ કરવાથી જ મળશે. ખરું કે નહીં?

જ૦—શહેરોમાં લોકો જેટલા એકબીજાથી વિખૂટા પડેલા હોય છે તેટલા ગામડાંઓમાં નથી હોતા. શહેરો કરતાં ગામડાંઓનું જીવન વધારે સંયુક્ત અને વધારે સામાજિક હોય છે, અને તેથી જ ત્યાં સામાજિક પ્રશ્નોનું અધ્યયન સારું થઈ શકે છે.

સ૦—પણ શહેરો કરતાં ગામડાંઓમાં કુસંપ તો વધારે હોય છે, વઢવાડો ખૂબ ચાલે છે; ત્યાંનું જીવન વધારે સંયુક્ત—વધારે સામાજિક કેમ કહેવાય?

જ૦—પ્રમાણમાં શહેરોમાં શાંતિ હોય છે ખરી, પણ તે સામાજિક શાંતિ ન કહેવાય. એકતા અને સંપનો ઉચ્ચ આદર્શ છોડી નીચે ઊતરી આવીને મેળવેલી તે શાંતિ હોય છે. પતિપત્ની એકબીજા જોડે ન બનતાં છૂટાછેડા કરીને શાંતિ મેળવે તેવી એ શાંતિ છે. ન્યાતોમાં તડાં પડે છે એટલા માટે આખું ન્યાતબંધારણ જ તોડી નાખવાથી જે શાંતિ મળે તે જાતની એ શાંતિ છે. ભાઈ ભાઈ વચ્ચે બનતું ન હોય એટલા માટે એક કુટુંબનાં બે કુટુંબ કરીને મેળવેલી શાંતિ જેવી તે શાંતિ હોય છે. ઉચ્ચ આદર્શ છોડી નીચે ઊતરવાથી સહેજ શાંતિ અથવા રાહત થોડા દિવસ માટે મળે છે એની હું ના નહીં પાડું. લડાઈમાં પાંચપચીસ માઈલ પાછા હઠવાથી પણ એક જાતની રાહત મળે છે, પણ તે શું ઇચ્છવા જેવી છે?

સ૦ — આ બહુ જ મહત્ત્વનો સવાલ લાગે છે; છતાં આનો સ્વરાજ્ય સાથે શો સંબંધ એવી શંકા થઈ આવે છે.

જ૦ — સંબંધ નથી જોઈ શકતા? ગામડાંમાં જઈને ત્યાંના ઝઘડાઓ જોઈ તમે લોકોને શી સલાહ આપશો એનો વિચાર કરો. જ્યાં દરેક વ્યક્તિ અલગ અલગ રહે છે અને જ્યાં બધી વ્યવસ્થા પરાયા લોકોના હાથમાં રહે છે અથવા કેટલાક પ્રતિનિધિઓના હાથમાં રહે છે એવા શહેરના વાતાવરણમાં ઊછરેલા તમે ગામડાંઓમાં પણ એ જ વાતાવરણ દાખલ કરવાની ભૂલ કરશો એ બીક શું વાજબી નથી? ગામડાંના લોકોને વધારે સ્વાવલંબી, વધારે સ્વતંત્ર અને વધારે સ્વરાજ્યભોગી કરવાને બદલે તમે શાન્તિને નામે જે સારું કે નઠારું સ્વરાજ્ય અથવા જાહેર જીવન છે તે તોડી નાખશો. પાશ્ચાત્ય ઢબની પ્રતિનિધિપદ્ધતિ તમને અત્યંત સ્વાભાવિક લાગે છે, અને તે જ તમે ગામડાંઓમાં દાખલ કરવાના. તમારું મહાસભાનું બંધારણ પણ એ જ જાતનું છે. પણ આ પદ્ધતિની પાછળ પ્રતિનિધિનું વચન એ આપણું પોતાનું વચન અને પ્રતિનિધિનો નિર્ણય એ આપણો નિર્ણય એમ માનવાની જે વૃત્તિ રહેલી છે તે જો લોકોમાં ન હોય તો પ્રતિનિધિપદ્ધતિથી ગામડાંઓને ઝાઝો લાભ થાય એમ મને તો નથી લાગતું.

સ૦ — ત્યારે મહાસભાએ આનો નિર્ણય કેમ નથી કર્યો? અમારે તો મહાસભાને વફાદાર રહીને જ કામ કરવાનું રહ્યું.

જ૦ — તમારી વાત સાચી છે. મહાસભાને અત્યાર સુધી સરકાર પાસેથી માગીને સ્વરાજ્ય લેવાનું હતું, એટલે સરકાર સમજે એવું જ સ્વરાજ્ય મહાસભાએ કલ્પેલું. તેમાં વળી મહાસભામાં જનારા આપણા પ્રતિનિધિઓ બધા અંગ્રેજી ભણેલા! દેશની સ્થિતિ કરતાં ચોપડીઓમાંના વિચારો સાથે તેમનો પરિચય વધારે; તેથી તેમને બીજું સૂઝે જ શાનું? છતાં તમે કહો છો તેમ તમારે મહાસભાનું બંધારણ સ્વીકારીને જ કામ કરવું જોઈએ. એમાં હાલ તુરતમાં કંઈ નુકસાન છે એમ હું નથી કહેતો. મારે તો ગામડાંઓમાં જે સમાજબંધનો છે તે તમારે હાથે જાણ્યેઅજાણ્યે પણ ન તૂટી પડે એટલા પૂરતી જ ચેતવણી આપવાની હતી.

સ૦ — શું બ્રિટિશ કૉન્સ્ટીટ્યૂશનની માફક આપણે ત્યાં આપણું જૂનું કૉન્સ્ટીટ્યૂશન હતું? આપણા ઇતિહાસમાં તો કૉન્સ્ટીટ્યૂશનનું નામ સરખું નથી. પછી વેદમાંથી અથવા તમારા કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંથી કંઈક કાઢો તો ભલે.

જ૦ — બ્રિટિશ કૉન્સ્ટીટ્યૂશનનો અર્થ શો છે તેનો પહેલાં વિચાર કરો. કૉન્સ્ટીટ્યૂશન એટલે સ્વભાવ અથવા પ્રકૃતિ. ગમે તે ડૉક્ટરને કૉન્સ્ટીટ્યૂશન શબ્દનો અર્થ પૂછો. કેટલાક લોકો કહે છે કે રાત્રે ઉજાગરો કરવો એ મારા કૉન્સ્ટીટ્યૂશનને અનુકૂળ નથી આવતું. એ જ પ્રમાણે દરેક સમાજનો પણ સ્વભાવ હોય છે, સમાજની પ્રકૃતિ હોય છે; અને તે સ્થાયી હોય છે. જ્યારે કાયદાઓ હોતા નથી, જ્યારે રાજ્યતંત્ર ભાંગી પડે છે, ત્યારે પણ કૉન્સ્ટીટ્યૂશન હોય છે, કેમ કે તે સમાજની પ્રકૃતિ છે. એ સામાજિક પ્રકૃતિથી વિરુદ્ધ જુલમગાર રાજા પણ વર્તી

ન શકે. લોકસભાને ભલે ગમે તેવા કાયદાઓ ઘડવાનો હક હોય, છતાં સમાજની આ પ્રકૃતિને અથવા કૉન્સ્ટીટયૂશનને વશ રહીને જ તેને કાયદાઓ ઘડવા પડે છે. એ કૉન્સ્ટીટયૂશનની વિરુદ્ધ જનારા કાયદાઓ તૂટી જાય છે. કૉન્સ્ટીટયૂશન કોઈ કોઈને આપતું નથી; એક પ્રજા બીજી પ્રજાનું કૉન્સ્ટીટયૂશન ઘડતી નથી. કૉન્સ્ટીટયૂશન ઘડી કાઢવાનું હોતું જ નથી. સફળતા મેળવવા ઈચ્છનાર માત્ર તેથી વાકેફ જોઈએ. તમે જે રીતે ઘોડા સાથે વર્તો છો તે રીતે ગધેડા સાથે નથી વર્તતા, જે રીતે બિલાડી સાથે વર્તો છો તે રીતે કૂતરા સાથે નથી વર્તતા; કારણ કે દરેકનું કૉન્સ્ટીટયૂશન – દરેકની પ્રકૃતિ ભિન્ન છે. કૂતરું લૂણનિષ્ઠ છે, જ્યારે બિલાડી આત્મનિષ્ઠ જાનવર છે.

સ૦ — ત્યારે હિંદુસ્તાનનું પણ એવું જ કંઈ ને કંઈ કૉન્સ્ટીટયૂશન હોવું જોઈએ; હિંદુસ્તાનની પણ પ્રકૃતિ હોવી જોઈએ. તે કેમ નથી જડતી?

જ૦ — માંદો માણસ ઊંટવૈદના હાથમાં સપડાય તો તે પેલા માંદાના કૉન્સ્ટી-ટયૂશન તરફ શાનો જુએ? બિચારો માંદો માણસ જ ઊલટો બી બીને પેલા ઊંટવૈદનું કૉન્સ્ટીટયૂશન (પ્રકૃતિ) જોઈ જોઈને વર્તે છે! સાસુ વહુના કૉન્સ્ટીટયૂશનનો વિચાર કર્યા વગર જ ઘરનું અધિરાજ્ય ચલાવે છે તેથી શું વહુનું સ્વતંત્ર કૉન્સ્ટી-ટયૂશન નથી હોતું? એક રીતે જુઓ તો અંગ્રેજ લોકોએ હિંદુસ્તાનનું કૉન્સ્ટી-ટયૂશન જાણીને જ અને તેને માન આપીને જ અત્યાર સુધી આટલું રાજ્ય જમાવ્યું છે. ધર્મને નામે અથવા ક્ષુદ્ર ધાર્મિક મતભેદને લીધે એકબીજાને જીવતા બાળી મૂકનારી આ ગોરી પ્રજા સીધી રીતે ધાર્મિક બાબતોમાં આપણે ત્યાં વચ્ચે પડતી નથી એનું કારણ કંઈ તેમની ઉદારતા નથી, પણ આપણું કૉન્સ્ટીટયૂશન છે. મુસલમાન લોકોએ આ કૉન્સ્ટીટયૂશન જાણ્યું ત્યારે જ દેશમાં શાંતિ સ્થાપિત થઈ. જેમ કોઈ પણ પ્રાણી પોતાની પ્રકૃતિને છોડી શકતું નથી તેમ કોઈ પણ સમાજ પોતાનો સ્વભાવ – પોતાનું કૉન્સ્ટીટયૂશન છોડી ન શકે. તેને બદલવાનો પ્રયત્ન કરશો તો સમાજ વિકૃત થશે.

સ૦ — ત્યારે અમારે તો હિંદુસ્તાનની આ પ્રકૃતિ શોધવાની રહી. શું ગામડાંમાં જઈને આ સંશોધનકાર્ય કરીશું? હે ભગવાન! ગામડાંના લોકોને રાજકારણ ભણાવવા અમે નીકળ્યા ત્યાં તમે હિંદુસ્તાનની પ્રકૃતિનું સંશોધન લાવીને અમારે માથે લાદ્યું.

જ૦ — પ્રકૃતિનું સંશોધન કરવાનું તે કોણ કહે છે? હું તો એટલું જ કહી રહ્યો છું કે मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति । માંદો માણસ પથારીમાંથી ઊઠયો એટલે તેની પ્રકૃતિ એની મેળે જ કામ કરવા માંડે છે. હું તો તમને એટલું જ કહી રહ્યો છું કે એની વચ્ચે પડશો મા; એને વિકૃત કરશો મા. સંસારસુધારક બનીને અથવા પાશ્ચાત્ય રાજકીય કલ્પનાના દાસ બનીને સામાજિક આદર્શો પર અત્યાચાર કરતા ના.

સ૦ — ગામડાંમાં જઈને શું ન કરવું જોઈએ એનો હવે કંઈક ખ્યાલ આવે

છે ખરો. હવે તમારી સૂચનાઓ હું કંઈક સમજીશ એમ લાગે છે. હવે જે કાંઈ કરીશ તે સામાજિક પ્રકૃતિને પ્રથમ સમજી લઈને જ કરીશ.

જ૦ — મેં કાલે તમને કહ્યું જ હતું કે ગામડાંઓમાં જઈ તમારે લોકોનો વિશ્વાસ સંપાદન કરવો અને એમની શુદ્ધ સેવા કરવી. તમે શરૂઆતમાં આરોગ્ય અને સ્વચ્છતાનું કામ હાથમાં લઈ શકો. આપણા લોકો ઘરનું પાણી અને પાણીનાં વાસણો સ્વચ્છ રાખે છે. તેની પાછળ કોઈક સંસારસુધારક અથવા ધાર્મિક પુરુષની મહાન તપશ્ચર્યા જરૂર રહેલી છે. હવે તો લોકોની તે પ્રકૃતિ બની ગઈ છે. નાહવાની બાબતમાં પણ ઘણાખરા લોકો બહુ જ સ્વચ્છ રહે છે. પણ કપડાંની બાબતમાં તેમ બનતું નથી. આપણા લોકો મૂળથી જ બહુ ઓછાં કપડાં વાપરનારા. જ્યાં કપડાંની દરકાર નહીં ત્યાં કપડાંની સ્વચ્છતા પર કોણ ધ્યાન આપે? કપડાંનો શોખ હમણાં હમણાં જ વધી પડયો છે. તે વિશે સમાજમાં તમે એકદમ હિલચાલ ન કરી શકો, પણ ગામડાંની શાળાઓમાં બનતાં સુધી કપડાં ઓછાં વાપરવાં અને વપરાતાં કપડાં સ્વચ્છ રાખવાં એ વિશેનો આગ્રહ તમે જરૂર દાખલ કરી શકો. ઝાઝાં કપડાંમાં ઝાઝી સભ્યતા છે એ કલ્પના કાઢી નાખવી જોઈએ. બીજી સ્વચ્છતા ઘરનાં ગોદડાં-બિછાનાંઓની. શહેરોમાં તમે ગાદી-ગાદલાંની ખોળો ધોબીને આપો. ગામડાંના લોકોને તમે તે સલાહ આપો તો તમારું કોઈ માને નહીં. તેમને બધાં ગોદડાં તડકામાં મૂકવાનું શીખવશો તો આરોગ્યની દૃષ્ટિએ ઘણું કામ થશે. ઉનાળામાં દરેક ઓરડી ઉપરનાં થોડાં થોડાં નળિયાં ખુલ્લાં રાખવાની ભલામણ કરશો તો તે પણ તેઓ સમજી શકશે. પાણીની સ્વચ્છતા વિશે મેં ઉપર વાત કરી, પણ ગામડાંઓમાં સાર્વજનિક કૂવાઓ અને કૂવાની આસપાસની જગા બહુ જ કીચડ-મચ્છરવાળી હોય છે, લોકો ગમે તેવાં વાસણો કૂવામાં ઉતારે છે, કૂવાની આસપાસ બેડાં માંજે છે, ઢોરો પણ ત્યાં જ આવીને પાણી પીએ છે અને આસપાસ બધે કાદવની ગંદકી હોય છે. કેટલેક ઠેકાણે પાણી વાસ પણ મારે છે.

સ૦ — ઘરની સ્વચ્છતા વિશે લોકોને ઉપદેશ કરી શકીશું, પણ કૂવા સાફ કરવાનું કામ બધાનું એટલે કોઈનું જ નહીં એવો ઘાટ થઈ પડે છે. એનું શું?

જ૦ — ત્યાં જ તો તમારી જરૂર છે. ગામડાંઓમાં સાર્વજનિક કામો થતાં જ નથી. કોઈ કરવા જાય તો બીજા તેને મદદ નથી કરતા. રવીન્દ્રનાથ ઠાકુરે એક જગ્યાએ લખ્યું છે કે ગામડાંમાં જો કોઈ માણસ આગેવાન થઈને કૂવો ખોદાવે તો બીજા કહે છે કે એ પુણ્ય કમાવા માગે છે, ભલે એ પોતાના પૈસાથી જ તે કામ કરે; આપણે આપણા પૈસાથી શા માટે એને પુણ્ય મેળવવા દઈએ? આમ હાલના વખતમાં તો ક્યાંય સાર્વજનિક કામો થતાં જ નથી, અને થાય છે તો સરકાર મારફતે. એટલે કે પૈસા કોઈ ઉદાર માણસના અને વ્યવસ્થા સરકારની.

સ૦ — પણ એ કેવી રીતે અટકાવીએ?

જ૦ — પ્રસંગ જેટલી હિમ્મત તમારે બતાવ્યે જ છૂટકો. તમારે લોકોને એક વાર કૂવાની સ્વચ્છતા વિશે કહી દેવું. તેઓ સાંભળ્યું ન સાંભળ્યું કરે એ દેખીતું

જ છે, બીજે દિવસે સવારે ઊઠીને તમારે કૂવાની આસપાસ સાફ કરવા મંડી પડવું. 'હું એકલો શું કરીશ' એવો વિચાર સરખો મનમાં ન આવવા દેવો. તમે સાફ કરેલી જગ્યાઓ બીજા આવીને ગંદકી કરે તોપણ તમારે ચિડાવું નહીં. આ તપશ્ચર્યાના દિવસોમાં પોતાના કાર્યની લોકોમાં બિલકુલ હોહા ન કરવી. ધીમે ધીમે લોકો સમજતા થશે. આપણા સામાજિક દોષો પાણીથી કે શબ્દથી ધોવાય એવા નથી. આપણા પરસેવાથી જ આપણે તે ધોવા પડશે. અને આજે તેમ નહીં કરીએ તો કાલે આપણા કે આપણા દીકરાઓના લોહીથી ધોવા પડશે. તમે તમારી મૂક સેવા કર્યે જશો તો લોકો આપોઆપ સમજતા થઈ જશે, યુવકવર્ગ તમારી મદદે દોડી આવશે અને મુરબ્બીઓ બેઠા બેઠા તમારી કદર કરશે. બનતાં સુધી પૈસા સાથે કામ ન રાખવું. મહેનતથી જ જેટલું કામ થઈ શકે તેટલું કરવું. સાર્વજનિક કામને માટે કોઈ પોતાની મેળે પૈસા આપવા આવે તો તે ન લેવા એમ નથી પણ શરૂઆતમાં માગવા જવું નહીં અને પૂર્ણ નમ્રતા રાખવી, એટલે તમારા કામમાં તમને જરૂર ફતેહ મળશે. આ કામમાં કંઈક ફતેહ મળ્યા પછી તમારે રસ્તાની આસપાસ જે ગંદકી હોય તે દૂર કરવાનું કામ હાથમાં લેવું. ગામડાંઓમાં પેશાબ ક્યાં કરવો અને સવારે શૌચને માટે ક્યાં જવું એ વિશે બિલકુલ વિધિ-નિષેધ નથી હોતો, અને ઈશ્વરે જે ગામડાંને સ્વર્ગના હરીફ તરીકે સરજેલું છે તેને લોકો નરક બનાવી દે છે. છતાં એ ગંદકીનો સવાલ શહેરમાં જેટલો આઘરો છે તેટલો ગામડાંમાં નથી હોતો. શીતળાદેવીનું આયુધ સાવરણી છે એમ પુરાણોમાં લખેલું છે. ગ્રામદેવતાનું આયુધ પાવડો કહ્યો છે. સવારે ઊઠીને માણસ શૌચ જાય તેની પાસે લાકડાનો કે લોઢાનો એક પાવડો હોવો જ જોઈએ. માણસ ખેતરમાં જાય, ત્યાં એ પાવડા વતી ખાડો ખોદે, ભૂમિમાતાની ક્ષમા માગીને તે વાપર્યા પછી તેના પર માટી ઢાંકી દે અને ઘેર પાછો આવે. આમ કરવાથી ખેતરને સારું ખાતર મળે અને આસપાસ ક્યાંયે ગંદકી ન થાય. દરેક ઘરના વાડામાં એવા જ ખાડા હોવા જોઈએ. આ કાર્યની શરૂઆત પણ નિશાળ મારફતે થઈ શકે.

સ૦—હવે અમે સમજ્યા. ગામડાંની નિશાળ એ કાંઈ કેવળ કક્કો ભણાવવાની નિશાળ નથી, પણ લોકોના જીવનમાં ક્રાન્તિ કરી મૂકવાજોગ એક સહેલું પણ અસરકારક સાધન છે. એમ જ ને?

જ૦—સાચી વાત છે. ગામડાંની નિશાળ એ માત્ર કક્કો ભણાવવાની નિશાળ નથી, પણ પ્રજાને પોતાનો કક્કો ખરો કરતાં શીખવવાની નિશાળ છે. અને તે સામાજિક જીવનમાં ક્રાન્તિ કરીને જ ખરેખર ચલાવી શકાય.

સ૦—તમારી ગામડાંની નિશાળ વિશેની કલ્પના જરા કહેશો?

જ૦—તેની યોજના આપણે આવતી કાલે ચર્ચીશું.

૬–૩–'૨૧

૪

સ૦— ગામડાંમાં નિશાળો ખોલવાની શા માટે જરૂર છે અને તે મારફતે શું શું કાર્ય થઈ શકે એની ચર્ચા આજે કરવાની છે. પણ તે કરીએ તે પહેલાં અમારા આ એક મિત્ર અમારી સાથે આવેલા છે તેમને કેટલીક શંકાઓ પૂછવી છે તેનું નિવારણ પહેલું કરશો?

જ૦— સુખેથી; પણ એક વાત કહી લઉં. તે એ કે શંકાનિવારણ થાય તો તે મુજબ કામે લાગી જવાની તમારા મિત્રની શ્રદ્ધા છે? નહીં તો ઘણી વાર શંકા એ એક જાતની ચળ કે ખજવાળ હોય છે. એક શંકાનું નિવારણ થયું કે બીજી ઉદ્‌ભવે છે. ન ઉદ્‌ભવે તો શોધી કાઢવાનું મન થાય છે. અને એમ શંકાની હાર ચાલુ રહે છે. અંતે જ્યારે એક પણ શંકા નથી રહેતી ત્યારે પણ માણસ એમ નથી કહેતો કે नष्टो मोहः स्मृतिर्लब्धा, स्थितोऽस्मि गतसंदेहः, सज्जोऽहं धर्मपालने। તે એટલું જ કહે છે કે શંકા કાઢવાની મારી શક્તિ ખૂટી ગઈ તેથી હું અટકું છું; ફરી શંકા કાઢી શકું તેમ હોઈશ ત્યારે જોઈ લઈશ.

મિત્ર— ના. એવા કુતર્ક લઈને હું નથી આવ્યો. અસહકાર કરીને જ હું આવ્યો છું. મારી શંકા એટલી જ છે કે અમારે જો ગામડાંમાં જઈને કામ કરવું છે તો અમને આજે જ હિંદી ભણવાનું શા સારુ કહો છો? ગુજરાતનાં ગામડાંઓ આજ હિન્દી વગર ક્યાં સુકાય છે?

જ૦— તમે આ હિલચાલનો મર્મ નથી સમજ્યા જણાતા. આ હિલચાલ જેમ પ્રાયશ્ચિત્તની છે તેમ જ હૃદયપલટાની પણ છે. यो यच्छ्रद्धः स एव सः। આજે સ્વરાજ્યની શ્રદ્ધા લોકોનાં હૃદયમાં ઠસાવવાની છે. હિંદી એની દીક્ષા છે. અંગ્રેજીને તમે રાજભાષા કહો છો. સ્વરાજ્યવાદીઓની દૃષ્ટિએ હિંદી એ રાજભાષા—રાજ્યભાષા—સ્વરાજ્યભાષા છે. આ દૃષ્ટિએ જેને જેને હિંદીનો સંસ્કાર થયો તે સ્વરાજ્યવાદીઓની ન્યાતમાં આવ્યો ગણાય. આજે જેમ તમને થાય છે કે ગામડાંમાં બધા નહીં તો એકબે છોકરાઓ પણ જો અંગ્રેજી જાણતા હોય તો કેવું સારું? તેમ રાષ્ટ્રીય મહાસભાનું તંત્ર જ્યારે પૂરજોશમાં ચાલશે ત્યારે તે હિંદીમાં જ ચાલવાનું, અને દરેક ગામડાના માણસની તે રાષ્ટ્રીય સાહિત્ય અને રાષ્ટ્રીય ઠરાવ જાણી લેવાની ઉત્કંઠા હોવાની જ, એટલે હિંદી તેને માટે જરૂરી થવાની જ. આપણી લડત ખરી રંગે ચડશે ત્યારે મહાસભાના ઠરાવો અને આદેશોનું જુદી જુદી ભાષાઓમાં ભાષાન્તર કરી, છાપી ફેલાવવા પૂરતો વખત પણ ભાગ્યે જ રહેશે.

સ૦— હવે સમજાયું ખરું. હવે બીજો પ્રશ્ન.

જ૦— ના, હિંદી વિશે હજુ કહેવાનું રહ્યું છે. તમે જાણો જ છો કે કામ કરનારા સાચા લોકો હમેશાં ઓછા જ હોય છે. તેમાં વળી પોતાના કાર્યનું રહસ્ય સમજી કુશળતાપૂર્વક કામ કરનારા એથીયે ઓછા હોય છે. એવા લોકોને દેશમાં બધે ફરીને લોકોને સમજાવવાનું હોય છે. તેઓ કઈ કઈ ભાષા શીખી લેશે? એક જ સાર્વત્રિક રાષ્ટ્રભાષા હોય તો કામ કેટલું સહેલું થઈ જાય? ધારો કે પંજાબમાં

કે સંયુક્ત પ્રાંતમાં કંઈ તોફાન થયું છે; ત્યાંના બધા આગેવાનો જેલમાં ગયા છે. એવે વખતે લોકોને સમજાવવા માટે જો તમારે જ ત્યાં જવાનું હોય તો ત્યાંનાં ગામડાંઓમાં કઈ ભાષામાં તમે બોલશો? આજથી જો હિંદુસ્તાનના દરેક ગામડામાં વિદ્યાર્થીઓને હિંદી શિખવાડી રાખીશું તો ગમે તે માણસ ગમે ત્યારે ગમે તે પ્રાંતમાં જઈ કામ કરી શકશે. હવે તમારો બીજો પ્રશ્ન પૂછો.

સ૦—આ તો તમે બહુ જ મહત્ત્વની વાત કરી; અને આમાં ઉર્દૂ લિપિનો સવાલ પણ આવી ગયો લાગે છે.

જ૦—આજે જ ઉર્દૂ લિપિ જાણી લેવાની તરફેણમાં તે દલીલ છે ખરી, પણ ઉર્દૂ શીખી લેવાને કાયમનાં અને અત્યન્ત મહત્ત્વનાં બીજાં ઘણાં કારણો છે.

સ૦—ત્યારે તેનું દિગ્દર્શન જરૂર કરો. અત્યારે જ આપની પાસેથી તે સાંભળવા ઈન્તેજાર છું. ગામડાંમાં મારે તે સમજાવવું પડશે.

જ૦—હિંદુમુસલમાન એકતાનું મહત્ત્વ તમે સમજો છો. આ એકતા એકબીજા વિશેના સરખા જ અજ્ઞાન ઉપર ટકવાની નથી. બાઈબલ વિશે તમે જેટલું જાણો છો તેટલું ભગવદ્ગીતા વિશે પણ નથી જાણતા; અને કુરાન વિશે તો સવાલ જ શો? જે દેશમાં મોગલ શહેનશાહો ઉપનિષદનાં ભાષાન્તરો કરતા તે દેશમાં આજે તુલસીરામાયણ જેવા વિશ્વવંદ્ય ગ્રંથથી કેટલા મુસલમાનો વાકેફ હશે? એકબીજા માટેનું આ અજ્ઞાન કાઢચે જ છૂટકો છે; નહીં તો વિદેશી લોકો ગમે ત્યારે હિન્દુ-મુસલમાન એકતામાં વિઘ્ન નાખી શકશે. વળી હિંદુસ્તાનમાં હિન્દુ તેમ જ મુસલમાન ધર્મની શુદ્ધતા જાળવીને એક નવી સંસ્કૃતિ ખડી કરવાની છે. વીસમી સદીમાં ફાલી શકે અને સર્વ પ્રકારના લોકોનો પોતાનામાં સમાવેશ કરી શકે એટલી તે ઉદાર અને વ્યાપક હોવી જોઈશે. બેચાર વિદ્વાન પંડિતો, શાસ્ત્રકારો અગર મહાત્માઓ તે રચી શકવાના નથી. તેઓ અમુક દિશામાં ગતિ આપી શકે ખરા, પણ સંસ્કૃતિ તો આખું રાષ્ટ્ર સામટે પ્રયત્ને જ ઉપજાવી શકે. આટલા માટે સંસ્કૃત સાહિત્યના અભ્યાસની જેટલી જરૂર છે તેટલી જ કુરાન અને ફારસી સાહિત્યના અધ્યયનની પણ છે. માટે શિક્ષિતવર્ગે દેવનાગરી તેમ જ ફારસી બંને લિપિમાં લખેલા સાહિત્ય સાથે પરિચય મેળવવાની કૂંચી હાથ કરવી જોઈએ. માત્ર તમે જે હિન્દી ઉપજાવો તે કોઈ એક જ પક્ષના આગ્રહવાળી ન હોવી જોઈએ.

સ૦—હિંદી ઉપજાવવાની શી વાત કરો છો? એ કંઈ મને ન સમજાયું.

જ૦—દેશમાં જ્યારે નવું ચેતન સ્ફુરે છે, સમાજમાં જ્યારે નવો પ્રાણ સંચરે છે, ત્યારે ભાષા પણ નવો જામો પહેરે છે. હિંદીને રાષ્ટ્રીય ભાષા તરીકે સ્વીકાર્યા પછી તમારે તેને સાચું રાષ્ટ્રીય સ્વરૂપ આપવું જ જોઈએ; એટલે કે હિંદીને એવી બનાવો કે હિંદુસ્તાનના હરકોઈ પ્રાન્તને તે પરાયી ભાસે નહીં અને સૌ કોઈ તેનો સરખી જ છૂટથી ઉપયોગ કરી શકે. આમ હિંદી કેળવવાનું કાર્ય બધા પ્રાંતોએ મળીને કરવું જોઈએ. દરેક પ્રાન્તે આ સમ્રાજ્ઞીને પોતાની ભાષાના વિચાર, ભાષા-શૈલી અને વાક્પ્રચારનો કર અર્પવો જોઈએ. તો જ તેનો રાજકોપ સમૃદ્ધ થાય.

આમાં તમારો પોતીકો સ્વાર્થ પણ રહેલો છે. તમે હિંદીની જેમ વધારે સેવા કરશો તેમ તે તમને પોતાને પણ અનુકૂળ થશે અને નદીના પટમાં પોતાના ઘાટ નજીક નીક ખોદવાથી જેમ નદી તમારા ઘાટ પાસે આવી જાય છે તેમ હિંદીનો પ્રવાહ તમારી ભાષાને વધારે જીવનદાયી જ નીવડશે. બધા પ્રાંતમાં તમે ફરી શકશો, તમારા વિચારો સહેલાઈથી ફેલાશે અને રાષ્ટ્રની સાથે સાથે તમારી પ્રતિષ્ઠા વધશે. પણ આ વિશે આટલું બસ થશે. ગ્રામશિક્ષણની ચર્ચામાં આટલું વિવેચન વખતે વિષયાન્તર જેવું ગણાય.

સ૦ – વિષયાન્તર ભલે હોય, પણ હવે મારામાં હિંદી વિશે શ્રદ્ધા ઉત્પન્ન થઈ છે અને તેથી ગામડાંઓમાં જઈ હું વધારે ઉત્સાહથી હિંદીનો પ્રચાર કરીશ અને ઉર્દૂ શીખતાં કંટાળીશ નહીં. મારો બીજો સવાલ હવે હું આજે નહીં પૂછું, કેમ કે મારે સૂતર કાંતવાનો વર્ગ ચલાવવો છે. આવતી કાલે જરૂર આવીશ.

જ૦ – જરૂર આવજો. આવતી કાલે મારે ગામડાંઓની નિશાળ વિશે વાત કરવી છે.

૨૦–૩–'૨૧

## ૫

સ૦ – ગામડાંઓની નિશાળો વિશે તમે એટલી બધી આતુરતા ઉત્પન્ન કરી છે કે હવે જો તેને વધુ લંબાવશો તો તેમાંનો રસ બધો ઊડી જશે.

જ૦ – ગામડાંમાં જઈને શું કરીએ એનો જવાબ 'નિશાળો ખોલો' એટલો જ મારે આપવો નહોતો. વળી વિષય લંબાવવાને માટે તો આપણે બન્ને સરખા જ જોખમદાર છીએ. તમે એમ ન માનતા કે ગામડાંઓમાં જઈને કામ કરવાનો એક જ રસ્તો છે. ગામડાંઓમાં કરવાનું કામ જીવનવ્યાપી છે. આપણું સ્વરાજ્યનું કામ પણ તેટલું જ વિશાળ છે. સ્વરાજ્યનો સવાલ કેવળ રાજદ્વારી નથી, લશ્કરી નથી અગર માત્ર આર્થિક પણ નથી. પ્રજાકીય જાગૃતિનો એ સવાલ છે. પ્રજામાં ઉત્સાહ અને શ્રદ્ધા જન્મવાનો એ સવાલ છે. જેમ ખાધા વગર માણસને ન ચાલે, તે જ પ્રમાણે સ્વરાજ્ય વગર પણ પ્રજાને જીવવું જ અશક્ય થઈ પડવું જોઈએ. જેમ માણસ પોતાની જીવવાની લાયકાત સિદ્ધ કરીને પછી જીવવાનો પ્રયત્ન કરતો નથી, તે તો પ્રત્યક્ષ જીવી જ બતાવે છે, તે જ રીતે સ્વરાજ્યની લાયકાત સિદ્ધ કરવાપણું હોવું ન જ જોઈએ. ઢોર જેમ તરવા શીખવા બેસતાં નથી, નિઃશંકપણે પાણીમાં પડતું મૂકે છે, તે જ રીતે આપણે સ્વરાજ્યમાં પ્રવેશ કરવો જોઈએ. ભૂખ્યું બાળક જેમ ખાધેલું પચશે કે નહીં તેનો વિચાર કર્યા વગર ખાવા જ માંડે છે તે જ રીતે પ્રજાએ સ્વરાજ્ય અખત્યાર કરવું જોઈએ. આ વાત છે સહેલી, પણ આપણા લોકોએ જૂની ઘરેડમાંથી નીકળી જવું જોઈએ. ચાલતી સ્થિતિ વિશે પ્રજામાં અસંતોષ તો ઉત્પન્ન થયો જ છે. પણ તે સ્થિતિ બદલી શકાય છે એટલો વિશ્વાસ તેમનામાં આવવો જોઈએ. ફક્ત ઉપદેશ દ્વારા તે ન બને. તેમની જોડે ભળવાથી તમારી

શ્રદ્ધા તેમનામાં ઉતારી શકશો. મોટેરાંઓ કરતાં જુવાનિયાંઓમાં ઈશ્વરે વધારે શ્રદ્ધા-બળ મૂકેલું છે. તેનો ઉપયોગ કરવો હોય, તે કેળવવું હોય તો તે માટે ગામડાંમાં નિશાળ ખોલવા જેવું બીજું ક્યું સાધન હોઈ શકે? ગામડાંના લોકોનાં હૈયાં હાથ કરવાનો તે સીધામાં સીધો ઉપાય છે. કહેવાય છે કે ઇંગ્લંડમાં એક ઉમેદવારે પોતાના મતદારોનાં છોકરાછોકરીઓ ઉપર વહાલ કરીને એક પાઈ પણ ખરચ્યા વગર બધા મત મેળવ્યા હતા! બીજી રીતે પણ ગામડાંઓમાં કામ થઈ શકે. કેટલાક પોતાનું મથક એક ઠેકાણે રાખી આસપાસનાં પાંચપચીસ ગામડાંઓમાં ફરશે તો કેટલાક એક ગામડું ઝાલીને જ બેસશે. બન્નેની સેવા સરખી જ ઊતરશે, કેટલાક ગામડાંઓના લોકોને આર્થિક ઉન્નતિના ઉપાયો બતાવશે તો કેટલાક સાત્ત્વિક વૃત્તિ-વાળા અને આડંબર વિનાના સ્વયંસેવકો ધાર્મિકતાનું વાતાવરણ ફેલાવીને સ્વરાજ્યનો પાયો ચણશે. કેટલાક હિંદી મહાસભાનું બંધારણ સમજાવવાનું કામ માથે લેશે તો કેટલાક દારૂનિષેધનું કામ કરશે. કેટલાક દુષ્કાળનિવારણ માટે ઘસાશે તો કેટલાક પ્રજાને સત્યાગ્રહના પાઠ ભણાવશે. પણ સૌથી વધારે સેવા ખેડૂતશિક્ષકની છે.

સ૦ – ખેડૂતશિક્ષક એટલે શું?

જ૦ – જે માણસ શિક્ષક છતાં ખેતીનું કામ કરે છે અને ગામના ખેડૂતોની ખેતીની સગવડ સાચવીને ફાજલ વખતમાં તેમને અને તેમનાં છોકરાંઓને ભણાવે છે તે ખેડૂતશિક્ષક કહેવાય. આવો શિક્ષક પ્રજાનો સ્વાભાવિક નેતા બની જાય છે. પોતે ખેતી કરતો હોવાથી ખેડૂતોનાં સુખદુઃખ વગર મહેનતે તે સમજી શકે છે. ભણેલો હોવાથી ઘણી બાબતોમાં તેને આફતો વચ્ચે જ ઉપાયો સૂઝે છે. જો તે સાત્ત્વિક વૃત્તિવાળો અને નિઃસ્પૃહી હોય તો ઘણા કજિયાઓ તે પોતે પતાવી શકે છે. ચંપારણ્યમાં કામ કરનાર એક સ્વયંસેવકે લોકો પર એટલી સારી છાપ પાડી હતી કે જેમના ઘરમાં બેત્રણ હાથીઓ રહેતા એવા કુટુંબનાં લોકો પણ ભાઈ-ભાઈ વચ્ચેના ઝઘડાઓ પતાવવા તેમની પાસે આવતા.

સ૦ – આ કામ અઘરું છે, છતાં સમજાય એવું છે. ગામડાંઓમાં મુખ્ય ક્યા ક્યા વિષયો ભણાવવા એમ તમે માનો છો? 'થ્રી આર્સ' કરતાં કાંઈ પણ વધારે શીખવવાની જરૂર છે ખરી?

જ૦ – 'થ્રી આર્સ' જેવાં અંગ્રેજી સૂત્રો વાપરવાની તમારી ટેવ ગામડાંઓમાં નહીં ચાલે. સારાં ગામડાંઓમાં જેમ શુદ્ધ સ્વદેશી કાપડ હોવું જોઈએ તેમ ભાષા પણ શુદ્ધ ગુજરાતી હોવી જોઈએ. 'થ્રી આર્સ' એટલે લખવું, વાંચવું અને હિસાબ. એટલું જ કે નહીં? ત્યારે તેને કારકુની શિક્ષણ કેમ નથી કહેતા? જૂના લોકો એને 'અંકલિપિની કેળવણી' કહેતા. એમાં તમારા 'થ્રી આર્સ'નો અંતર્ભાવ પૂરેપૂરો થાય છે. આટલી કેળવણી ગામડાંઓમાં કામની નથી. બેશક, લોકોને લખતાં-વાંચતાં અને હિસાબ કરતાં આવડવું જોઈએ, પણ એ કેળવણી નહીં ગણાય. જેમ માણસને જમતાં કે લૂગડાં પહેરતાં આવડવું જોઈએ તેમ જ લખતાં, વાંચતાં અને હિસાબ કરતાં પણ આવડવું જોઈએ. આ ત્રણે વસ્તુ કેળવણીનું સાધન છે, કેળવણી

નથી; કેમ કે આ ત્રણ વસ્તુથી જીવનનું રહસ્ય ઉકેલાતું નથી. ઇંદ્રિયોનું કૌશલ્ય કેળવાતું નથી.

સ૦ – ત્યારે તમે કયા વિષયો સૂચવો છો? હેડ, હૅન્ડ અને હાર્ટની એટલે કે જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો અને ભાવનાઓની કેળવણી તો નથી કહેવા માગતા?

જ૦ – ના, હું તો અત્યંત વ્યવહારુ અને ઓછામાં ઓછા વિષયો સૂચવવા માગું છું. આપણા લોકોમાં આધુનિકતા લાવવા માટે નીચેના વિષયો જરૂરના છે:

(૧) સ્વભાષાની કવિતા, (૨) દુનિયાની ભૂગોળ, (૩) સંપત્તિશાસ્ત્ર, (૪) સ્વ-ધર્મનું જ્ઞાન અને કેટલાંક વર્ષ સુધી (૫) વ્યક્તિગત અને સામાજિક આરોગ્ય. [આની સાથે ગામડાના જીવનને અને ઉદ્યોગહુન્નરને લગતું વિજ્ઞાન પણ ભણાવવું જોઈશે.]

આરોગ્યને હમેશાંનો વિષય હું નથી ગણતો, કેમ કે પશુઓની પેઠે માણસને પણ તે સ્વાભાવિક હોવો જોઈએ. આજે આરોગ્યના પાઠ ભણાવવા પડે છે તેનું કારણ આપણા જીવનની કૃત્રિમતા અને વૃત્તિની જડતા છે. બિલાડીમાં, વાંદરાં-ઓમાં અથવા મધમાખોમાં જે સ્વચ્છતાનું ભાન જન્મ સાથે સ્વાભાવિક હોય છે તે માણસોમાં કેળવવું પડે છે એ આપણી દુર્દશા સૂચવે છે.

સ૦ – મધમાખોમાં શી ખાસિયત છે એ હું નથી જાણતો.

જ૦ – મધમાખોમાં સામાજિક આરોગ્યના નિયમ બહુ જ ચોકસાઈથી પળાય છે. મધમાખો શૌચને માટે પોતાના મધપૂડાથી ખૂબ દૂર જાય છે. કોઈ મધમાખ માંદી કે ઘાયલ હોય તો મલાવરોધ કરી મરી જશે, પણ મધપૂડો બગાડશે નહિ.

સ૦ – પ્રાથમિક કેળવણીમાં અને વળી ગામડાંની કેળવણીમાં આપે અર્થશાસ્ત્રને સ્થાન આપ્યું છે એ જરા અજાયબીભર્યું લાગે છે, અમે તો અર્થશાસ્ત્ર કૉલેજમાં ભણીએ છીએ.

જ૦ – મારું માનવું એમ છે કે જેને નાણું વાપરતાં આવડે છે તેને અર્થશાસ્ત્ર આવડવું જોઈએ. બહુ ઊંડો અભ્યાસ નથી જોઈતો, પણ આપણા લોકોએ અર્થ-શાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરતાં શીખવું જોઈએ. તેના વગર તેઓ હાલની સ્થિતિ બરાબર સમજી ન શકે. ખેડૂત લોકો એટલું તો સ્વાભાવિક રીતે જાણે છે કે આપણે જેટલી મહેનત કરીએ છીએ તેના પ્રમાણમાં આપણને સંપત્તિ મળતી નથી. દહાડે દહાડે મોંઘવારી થતી જાય છે. મહેનતમજૂરી કરનારને પેટપૂરતું મળતું નથી અને આળસુ શેઠિયાઓ મોજ ઉડાવે છે. પહેલાં કરતાં બજારમાં પોતાની ઊપજને માટે ભાવ સારો મળે છે. છતાં પહેલાં જેવી આબાદાની હવે રહી નથી. આવી સ્થિતિમાં આપણને કોઈ પણ છેતરતું હશે એવા સંશયથી માણસ મનુષ્યદ્વેષી બની જાય છે અથવા બધો જ દોષ નસીબ પર ઢોળી દઈને નિરાશાવાદી અને હતોત્સાહ બને છે. આવા ખેડૂતોને આપણે સાચું આર્થિક જ્ઞાન ન આપીએ તો તે સ્ફોટક દ્રવ્યની પેઠે સમાજને ભયંકર થઈ જાય છે.

સ૦ – પણ અર્થશાસ્ત્ર ભણેલો માણસ બહુ જ સ્વાર્થી, લાલચુ અને નિર્દય

બની જાય છે. યુરોપનું મહાયુદ્ધ આવા અર્થશાસ્ત્રીઓએ જ લડાવ્યું હતું એમ કહેવાય છે તેનું શું?

જ૦—તેને માટે જ અર્થશાસ્ત્ર સાથે ધર્મશાસ્ત્ર રાખ્યું છે. ધર્મશાસ્ત્રમાં એકાદશીનો ઉપવાસ, બ્રાહ્મણોને દાન, તીર્થમાં સ્નાન અને રાત્રે ભજન, એવું એવું ભણાવવાનું નથી, પણ સામાજિક કલ્યાણની વ્યવસ્થા ધર્મે કેવી રીતે કરી છે તે બતાવવું પડશે.

સ૦—આ તો સમજાયું, વધુ એની મેળે સમજાશે. પણ કવિતાનો શોખ આ સ્વરાજ્યની લડત વેળાએ શા કામનો?

જ૦—અરે, કવિતા તો પ્રજાનું જીવન છે. લડાઈ પૂરજોસમાં ચાલે છે ત્યારે પણ સૈનિકો પોતાની ખાઈઓમાં કવિતાઓ લલકારે છે. આપણે કવિતા તજી તેથી જ આપણે નિષ્પ્રાણ થયા છીએ. ભૂગોળ વિશે આજે કોઈના મનમાં કશી શ્રદ્ધા નથી. ભણેલાઓ પણ આ વિષયની ઉપેક્ષા કરે છે. પણ ભૂગોળનું સંગીન જ્ઞાન હોય તો જ માણસ આધુનિક ગણાય. ભારેમાં ભારે આધુનિક વિદ્વાનો કહે છે કે देश, धंधो अने समाज आ त्रण मनुष्यनी प्रतिष्ठा छे.

સ૦—તમારા અભ્યાસક્રમમાં કંઈક વ્યવસ્થિત યોજના તો હું જોઉં છું. પણ તેમાં ઇતિહાસ કેમ નથી? તેમાં ઉચ્ચ ગણિત પણ નથી તેની હું તકરાર નથી ઉઠાવતો; પણ ઇતિહાસ વિના દેશાભિમાન કેમ જાગ્રત થાય?

જ૦—ઇતિહાસ દેશાભિમાન જાગ્રત કરવાને માટે ન જ હોવો જોઈએ. તેમ હોય તો તે દારૂ જેવો ગણાય. ઇતિહાસ દ્વારા આપણે મનુષ્યસ્વભાવ અને આપણા રાષ્ટ્રની પ્રકૃતિ સમજવી જોઈએ. તેવો હિંદુસ્તાનનો ઇતિહાસ ક્યાં લખાયેલો છે? આજે જે ઇતિહાસ આપણે ભણીએ છીએ તે તો જૂના ઝઘડાઓનાં દાટયાં મડાં ખોદી કાઢીને સમાજમાં ગંદકી ફેલાવે છે. એવો ઇતિહાસ ન ભણીએ તો શું ખોટું? સાચો ઇતિહાસ તો પચાવેલા અન્નની પેઠે પ્રજાના ખૂનમાં ફરતો જ રહે છે. ઇતિહાસ બરાબર ભણાવી શકો તો તે સંજીવની વિદ્યા છે, પણ પારકા લોકોએ ખોટી દૃષ્ટિએ લખેલો ઇતિહાસ પ્રજાશરીરમાં સડો ઉત્પન્ન કરનાર ઝેર છે.

સ૦—આજે ચર્ચા ખૂબ થઈ છે, પણ એક જ સવાલ પૂછું છું. ખેડૂતોને કાયદાઓનું જ્ઞાન આપવાની જરૂર નથી?

જ૦—તમે તો ગ્રીક અને રોમન લોકોના માનસિક ચેલાઓ બની ગયા છો તેથી કાયદાનું તમને આટલું મહત્ત્વ જણાય છે. પંચ મારફતે પોતાના ઝઘડા પતાવનાર પ્રજા કાયદાની પંચાતમાં શા માટે પડે? છતાં કાયદાની જાળમાં સપડાયા જ છો એટલે કાયદાઓ ભલે ભણાવો. પણ માનવી કાયદાઓને ઈશ્વરી કાયદા કરતાં વધારે પવિત્ર માનવાની વૃત્તિ કેળવતા નહીં. ધર્મ આગળ—અંતઃકરણની શુદ્ધ વૃત્તિ આગળ કાયદો કશી વિસાતમાં નથી. ઈશ્વરે આપેલી અને મનુષ્યહૃદયે

કેળવેલી સદ્બુદ્ધિ કે ધર્મબુદ્ધિને વળગી રહેવું એમાં જ કલ્યાણ છે. વકીલી દાવ-પેચ લડાવવાની વૃત્તિ એક વાર ઉત્પન્ન થઈ એટલે માણસ લોભી, લુચ્ચો અને ડરપોક થવાનો જ. છતાં કાંટાથી કાંટો કાઢવો જોઈએ, એ ન્યાય પ્રમાણે લોકોને કાયદાનું સામાન્ય જ્ઞાન ભલે આપો. તેમ જ જમીનમહેસૂલનો કાયદો, લૅંડ રેવન્યુ પ્રોસીજર વગેરે કાયદાઓ ખેડૂતોને જરૂરી છે તેટલા જરૂર ભણાવજો, પણ ખેડૂતોને પરાવલંબી કે કાયદાવલંબી બનાવવાનું પાપ માથે ન લેતા. તમારું મુખ્ય કામ તો ગામડાંઓમાં જઈને સમાજસેવા કરવાનું અને જુવાનિયાઓમાં સમાજસેવાની વૃત્તિ ઉત્પન્ન કરવાનું છે. આ કામ સાત મહિનાનું નથી, સાત વરસનું નથી, પણ જિંદગી-નું છે. ખેડૂતો પાસેથી તમને જીવન મળે છે; તમે તેમને જ્ઞાન અને પ્રાણ આપો. આ મહાન યજ્ઞચક્ર જ્યાં સુધી ચાલુ રહેશે ત્યાં સુધી જ સમાજ સુસ્થિત રહી શકે છે. જ્યાં આ ચક્ર ફરતું હોય છે ત્યાં પાપ અને પરરાજ્ય ડોકિયું સરખું ન કરી શકે એવો ધર્મનો સનાતન સિદ્ધાંત છે, ઈતિહાસનો અનુભવ છે.

સ૦–આપણા આ સંવાદમાં મને ઘણી સૂચનાઓ મળી છે, તેની મેં નોંધ રાખી છે. તે ફરી ફરી વાંચીશ એટલે ઠીક દિશા સૂઝશે એમ લાગે છે. હવે તમારો આશીર્વાદ છે ને?

જ૦–એક મહત્ત્વની વાત રહી ગઈ છે, પણ તે ‘નવજીવન’માં ઘણી ચર્ચાઈ ગઈ છે તેથી જ મેં તેનો ઉલ્લેખ ક્યાંયે કર્યો નથી. તે સૂતર કાંતવાના રેંટિયા વિશે છે. રેંટિયો તો સ્વરાજ્યની મૂર્તિ છે, સ્વધર્મનું સુદર્શન છે. તેનો ધર્મ તમે સ્વીકાર્યો હશે જ.

સ૦–હા. રેંટિયાધર્મની દીક્ષા તો લીધી જ છે છતાં તેને વિશે હજુ કેટલીક વાતો સમજી લેવાનું મન રહ્યાં કરે છે. કોઈ વાર વળી પ્રસંગ શોધીશ. આજે તો જય જય.

જ૦–જય જય.

૨૭–૩–’૨૧

## ગ્રામસેવકની કાર્યપદ્ધતિ

બાર બાર વરસ સુધી ગામડાંઓમાં જવાની ચર્ચા કર્યા પછી હવે કેટલાક સમાજસેવકો ગામડાં ભણી જવા તૈયાર થયા છે એ પણ શુભ ચિહ્ન છે. આવે વખતે કઈ ઢબે રહેવું અને કઈ જાતની પ્રવૃત્તિઓ આદરવી એ વિશે ગ્રામસેવકને સહેજસાજ પ્રાથમિક સૂચના મળે તો તેમને તે ઉપયોગી નીવડે એમ લાગે છે. ગામડાંમાં જવા તત્પર થયેલા કેટલાક યુવાનો આવી સૂચનાઓ માગે પણ છે. એટલે એમને માટે નીચેની નોંધ તૈયાર કરી છે. વખત જતાં તેઓ પોતાના અનુભવથી આમાં સુધારાવધારા કરશે અને આ ક્ષેત્રની ઉપયોગી ચર્ચા પણ કરશે.

૧. સેવકનું સ્વચ્છતાનું ધોરણ ગામડાં કરતાં ઘણું ઊંચું હોય. શરીર, કપડાં, પાણી, ખાવાની વસ્તુઓ, ઘરનાં રાચરચીલાંની ગોઠવણ, આંગણું વગેરે બધું આદર્શ સ્વચ્છતા સુધી પહોંચાડવાનો એનો પ્રયત્ન હશે. અને એ બધું ફિનાઈલ જેવી વસ્તુઓ વાપરીને નહીં પણ જાતમહેનત અને માટી, પાણી, તડકો, હવા જેવી કુદરતી શક્તિઓ વાપરીને જ કરવાનું છે.

૨. પેશાબ અને શૌચ વિશેની આપણી ટેવો સુધારવાની ઘણી જરૂર છે. આ બાબતમાં જે સ્વચ્છતા ન જાળવે એ અસંસ્કારી અને અધાર્મિક છે એમ લોકોને થવું જોઈએ. ગાંધીજીએ આ બાબતમાં ઘણું લખ્યું જ છે. સેવકોએ સંકોચ કે શરમ ન રાખતાં પ્રથમથી જ આનો પદાર્થપાઠ આપવો જોઈએ.

૩. ભાષાની બાબતમાં ગામડાંનું ધોરણ બહુ હલકું હોય છે. ગાળોનો વપરાશ લગભગ સાર્વત્રિક છે. હરિજનો પ્રત્યે, મજૂરો પ્રત્યે, વસવાયાં પ્રત્યે અને સ્ત્રીજાતિ પ્રત્યે ભાષામાં તુચ્છતા જ રૂઢ છે. તે દૂર કરવાનો એનો સૌમ્ય પણ ચીવટભર્યો પ્રયત્ન સતત ચાલુ રહે.

૪. ગામડાંના લોકોની ધાર્મિક માન્યતાઓ, રિવાજો અને વહેમો એમના મનમાં સજ્જડ ઘર ઘાલીને બેઠાં છે. એમને ધર્મનું શુદ્ધ મંગલમય અને જીવનવ્યાપી સ્વરૂપ સમજાવવાની જરૂર છે. એને અંગે ધાર્મિક અને સામાજિક સુધારાઓ સેવક પોતાના જીવન પૂરતા અમલમાં મૂકતો હશે; તેથી એ સેવક અધાર્મિક છે એવી છાપ લોકો ઉપર ન પડે એ જોવાનું છે. સેવકે ધાર્મિક ગ્રંથોનું વાચન, વિવરણ, બે વખતની પ્રાર્થના, આહારશુદ્ધિ, જીવદયા અને સંયમની બાબતમાં હમેશ જાગ્રત રહેવું જોઈએ.

૫. આવી આવી બાબતોમાં સેવક ગામડાંના વાતાવરણથી અને લોકોથી જુદો પડશે ખરો, પણ સામાન્ય જીવનમાં એની રહેણીકરણીનું ધોરણ ગામડાં જેવું જ હોવું જોઈએ.

૬. સામાજિક સુધારણાનું ક્ષેત્ર બહુ બહોળું છે, અગણિત રીતે સમાજને ચડાવવાની જરૂર છે. સમાજ જે વસ્તુ બિલકુલ ઝીલી ન શકે તેનો આકરો આગ્રહ સેવક ન રાખી શકે તો કાંઈ વાંધો નથી, પણ એના પોતાના જીવનમાં અને એના વાતાવરણમાં માંડવાળ, મોળાશ કે ગફલત ન જ હોવાં જોઈએ. ખાસ કરીને અસ્પૃશ્યતા-નિવારણ, સ્વચ્છ નૈતિક સંબંધ, સામાજિક રીતરિવાજો, કરકસર, માણસ માણસ વચ્ચેની સમાનતા, વગેરે બાબતમાં પોતાનું વર્તન આદર્શ રાખવાનો તે પ્રયત્ન કરશે.

૭. ગામડાંમાં હાડમારીઓ અને તંગીઓ હોવા છતાં લોકો આળસમાં વખત ગાળે છે. સેવકોએ એ વાતાવરણથી મુક્ત રહી પોતાની ક્ષણેક્ષણનો ઉપયોગ થતો બતાવવો જોઈએ.

૮. સુથાર, લુહાર, કડિયા વગેરે કારીગરોનાં ઓજારો દરેકને વાપરતાં આવડવાં જોઈએ. એટલી આવડત પ્રજાવ્યાપી ન હોય તો જીવન દહાડે દહાડે મુશ્કેલ થઈ જવાનું છે. સેવક આમાં દાખલો બેસાડી પહેલ કરશે.

૯. જ્યારથી મોટરબસનું આક્રમણ શરૂ થયું છે ત્યારથી માણસોને માઈલ બે માઈલ ચાલતાં પણ કષ્ટ જણાય છે. કલાકો સુધી બસની રાહ જોશે અને થોડુંક જવા માટે પણ પૈસા આપશે. લોકોના ઉદ્યોગો વધ્યા નથી, આવક ઘટતી જાય છે, અને છતાં લોકો પૈસા ખર્ચવાના પ્રસંગો વધારતા જાય છે. એની સામે પદાર્થપાઠ આપવાની જરૂર છે. આપણા સેવકોએ બહુ તાકીદ ન હોય અને પાંચ-સાત માઈલ જવાનું હોય ત્યારે ચાલીને જ જવું. તંદુરસ્તી પણ જળવાશે અને લોકોને વસ્તુપાઠ પણ અપાશે.

૧૦. શહેરી ચીજો, શહેરી રંગઢંગ અને શહેરી હાજતોનો ચેપ ગામડાંને ન લાગે એ જાતનું સેવકનું અંગત જીવન પણ હોવું જોઈએ.

૧૧. ગામડાંમાં ચા, લેમોનેડ અને મીઠાઈ વગેરે તૈયાર માલ જ્યારે ત્યારે ખાવાની ટેવ વધતી જાય છે. શહેરોમાં તો એ બદી ફેલાયેલી છે જ. ઘણા રોગનું એ મૂળ છે. સેવકો પોતાના ખોરાકમાં સાદાઈ અને નિયમિતતા રાખશે, મરચાં, મસાલા, મીઠાઈ વગેરેનું પ્રમાણ ઘટાડશે, સ્વચ્છ તાજા, પૌષ્ટિક આહારનો જ્યાંત્યાં આગ્રહ રાખશે, અને લોકોને જીવનમાં શુદ્ધ આહારનું મહત્ત્વ સમજાવશે.

૧૨. દરેક ગામડામાં પક્ષાપક્ષી હોય જ છે. સેવકે એ વાતાવરણથી તદ્દન અલિપ્ત રહેવું જોઈએ. વિવેક ખાતર 'હું તો બધાનો જ છું' એમ કહેવા કરતાં, 'હું કોઈનો નથી, હું મારા મિશનનો છું.' એમ જ એ લોકોને સ્પષ્ટ કહી દે તો સારું.

૧૩. લવાદ અથવા પંચાયતનું કામ કાયદાના જ્ઞાન ઉપર કે વ્યવહારકુશળતા ઉપર અવલંબેલું નથી હોતું, પણ નિર્ણય આપનારની સર્વોચ્ચ નૈતિક પ્રતિષ્ઠા ઉપર નિર્ભર રહે છે. માટે સેવકે લાંબા કાળ સુધી લવાદની પંચાતમાં પડવું જ નહીં. લોકો કોર્ટે જતા હોય, ખુવાર થતા હોય તો બન્ને પક્ષને સામાન્ય બોધ આપી સંતોષ માનવો. ભલે એની શરૂઆતમાં કશી અસર ન થાય.

૧૪. ગામડાંનો રોજનો અનુભવ ટેવને લીધે સામાન્ય જણાય છે; પણ એવો અનુભવ એકત્ર કરવાથી કીમતી અનુમાનો કઢાય છે અને મોટા સિદ્ધાન્તો બંધાય છે. એટલા માટે દરેક સેવકે રોજેરોજ પોતાની વાસરી લખી રાખવી જોઈએ. એમાં લાંબાં લાંબાં વર્ણનો અને લાગણીનો ઊભરો ન હોય. ચોક્કસ વિગતો આંકડા સાથે હોય જ.

૧૫. સેવાકાર્યમાં લોકશિક્ષણ, શ્રાવણ વર્ગો, ગામની સફાઈ, પેશાબ અને જાજરૂની વ્યવસ્થા, આરોગ્યસંરક્ષણ અને સંવર્ધન, અખાડા, ધાર્મિક અને રાષ્ટ્રીય ઉત્સવો, બાંધકામ, રસ્તાઓ વગેરે જાહેર સગવડો, પુસ્તકાલય, વાચનાલય, વસ્ત્ર-સ્વાવલંબન તથા ગામડાંના નાના નાના ઉદ્યોગોનો પુનરુદ્ધાર, ખેડૂતના ચોપડા રખાવવાનું કામ, અસ્પૃશ્યતાનિવારણ, વહેમખંડન, સમાજસુધારણા ઇત્યાદિ લોક-કેળવણીની પ્રવૃત્તિઓ કરવાનું રહેશે.

નોંધ: ગ્રામસેવાની કલ્પના ગાંધીજીએ 'ગ્રામદીઠ કે સેવકદીઠ' અને 'ગ્રામસેવા અને ગ્રામસેવક' આ બે લેખોમાં આપેલી છે. તે આદર્શ નજર આગળ રાખી

સેવકે કામ કરવાનું છે. તે જ પ્રમાણે 'ગામડાંની વહારે' એ લેખમાળા પણ દિશા-સૂચક ગણવાની છે. [મારા 'લોકજીવન'માં પણ ઉપયોગી વાતો જડશે.]

૧૯૩૪

# ગામડાંમાંની પક્ષાપક્ષી

મધ્વાચાર્યે બે આંગળી ઊંચી કરી દુનિયાને ઠોકી ઠોકીને જાહેર કર્યું છે કે 'सत्यं भिदा' 'ભેદ એ સાચી વસ્તુ છે.' રામદાસ સ્વામીએ પોતાની લાક્ષણિક શૈલીમાં જણાવ્યું છે કે 'ભેદ ઈશ્વર કરી ગયો છે, તે કોઈના બાપથી પણ તોડી શકાય એમ નથી.' જગતમાં મતભેદ, દૃષ્ટિભેદ, વૃત્તિભેદ અને હિતભેદ રહેવાના જ. ખૂન કરીને, માર મારીને, લડીને, વાદવિવાદ કરીને, ચર્ચા ચલાવીને, માંડવાળ કરીને, પગે પડીને કે ચૂપ બેસી રહેવાથી એ ભેદ જવાના નથી. તો પછી ગામડાંમાંથી જ એ ભેદનો નાશ શી રીતે થાય? ગામડાનું જીવન સંકુચિત હશે, અજ્ઞાનમય હશે, બીજું પણ ગમે તેવું તે હોય તોપણ તે સંપૂર્ણ જીવન છે. જીવંત લોકોનો એ સમાજ છે. ત્યાં આ બધી વિવિધતાઓ હોવાની જ. એથી પણ આગળ જઈને એમ કહેવું જોઈએ કે જીવન સમૃદ્ધ થાય તે સારુ ભેદ આવશ્યક પણ છે. તદ્દન સાદા સંગીતને પણ ચારપાંચ સૂરની જરૂર રહે છે. ઉચ્ચ પ્રકારના સંગીતને બાવીસ શ્રુતિઓની જરૂર પડે છે. સમાજ જેમ જેમ વધતો જાય તેમ તેમ તેની પ્રવૃત્તિ વિવિધ થતી જવાની, ને અનુભવભેદને કારણે તથા આસ્થાભેદને કારણે સાધ્યમાં અને સાધનમાં તેમ જ કાર્યની પદ્ધતિમાં ભિન્નમતિ આવવાની જ. તેથી પ્રશ્ન એ નથી કે મતભેદ કેમ ટાળવા. પરંતુ મતભેદને વિશે સહિષ્ણુતા અને આદર જાળવી એકી–સંપ કેમ રાખવો એ સાચો પ્રશ્ન છે. ઘરમાં રોટલો એક જ હોય અને ખાનાર બાળક અને માતા બે જણ હોય તો તે બન્નેનો હિતસંબંધ–સ્વાર્થ –પરસ્પર વિરોધી છે એ વિશે શક નથી. પરંતુ તેટલા જ કારણથી તે બે વચ્ચે લડાઈ ઊભી થતી નથી, કેમ કે બન્નેમાં રહેલાં સમજ, સ્વાર્થત્યાગ અને પ્રેમ એ બધાંની શક્તિ વધારે બળવાન છે.

સમાજમાંથી તકરારો કાઢવાને સારુ પણ આ જ ગુણોનો પરિપોષ કરવો જોઈએ. વિભક્તમાં અવિભક્તને ઓળખવું, ક્ષુદ્ર વાસનાઓ હોય ત્યાં 'અવ્યયભાવ'ના મહત્ત્વ-ની સ્થાપના કરવી એમાં જ સમાજનું કલ્યાણ છે એમ ગીતાએ પણ કહ્યું છે. મતભેદ ગમે તેટલો હોય તોયે તે સારુ માણસાઈને જતી કરવાની કશી જરૂર નથી. માણસાઈ છોડવાથી બધાંનું જ નુકસાન થાય છે, હિત કોઈનું જ સધાતું નથી એટલી સમજ લોકોમાં ઉપજાવવી જ જોઈએ. બીજાને અપશુકન કરવા સારુ પોતાનું નાક કાપી નકટા થવાની વૃત્તિ સમાજમાં વધી પડી છે તેનો નાશ કરવો જોઈએ.

આ કામ સરકારી ન્યાયમંદિરોમાં થવાનું નથી. તે સમાજના હૃદયમંદિરમાં થવું

જોઈએ. વ્યક્તિઓનાં સ્વાર્થ, ઈર્ષા, અસૂયાથી માંડીને તે છેક દ્વૈતાદ્વૈતના સનાતન વિવાદ સુધી બધે જ માણસાઈ, સૌજન્યનું ખમીર પહોંચાડવું જોઈએ.

સમાજમાંના શિષ્ટ, પ્રતિષ્ઠિત, ધર્મનિષ્ઠ અને કારુણિક લોકોએ સમાજજીવનની રોજની ઘટમાળમાં મન પરોવી, તટસ્થપણે સર્વના હિતની દૃષ્ટિ રાખી લોકોને સલાહ આપવી જોઈએ. આવા કામને સારુ પણ તેમણે પોતાની સત્તા અને પ્રતિષ્ઠાનો આગ્રહ રાખવો ન જોઈએ. સત્તાનો પ્રવેશ થતાં પ્રેમસંબંધ આથમ્યો જ સમજવો, કંઈ નહીં તો ઝાંખો તો પડવાનો જ. વકીલી વૃત્તિથી પણ એ વાતાવરણ ઉત્પન્ન નહીં કરી શકાય. ધર્મનિષ્ઠા અને મોટું મન એ જ સામાજિક ઐક્યની અને સામર્થ્યની કૂંચી છે.

આ કેવળ ધર્મોપદેશ છે, આ વહેવારનો રસ્તો નથી, એમ કેટલાક લોક કહેશે. પરંતુ સેંકડો વર્ષથી વહેવારનો માર્ગ આપણે અજમાવતા આવ્યા છીએ. તોપણ પરિણામનો વિચાર કરતાં તે વહેવારુ જણાયો નથી. ખરો વહેવારુ રસ્તો ઉપર જણાવ્યો છે તે જ છે.

'દરેક ગામમાં અથવા સમાજમાં ગ્રામકંટકો તો હોવાના જ. તેમનો વિરોધ કરવાથી તેઓ વધારે વીફરે છે અને સાધન-સાધ્યની બાબતમાં કોઈ પણ જાતનો વિધિનિષેધ તેમને નડતો નથી તેથી, તેમ જ સામાન્ય લોકોમાં દુષ્ટતા, ભોળપણ અને અદેખાઈને વશ થઈ ગધેડે ચડવાની વૃત્તિ એ બધાંનું મિશ્રણ ઘણી વેળા જણાતું હોવાથી ગ્રામકંટકોનું ઠીક ઠીક ફાવી પણ જાય છે. તેથી સાચો ઉપાય એમની યુક્તિઓનો વિરોધ કરવો એ નથી પરંતુ તેમને અને તેમની કામ કરવાની પદ્ધતિને ઉઘાડાં પાડવાં એ છે.

૧૯૩૨

## સત્તાનું સ્વરૂપ

એક જૂની કહેવત છે કે 'રાજા બોલે દળ હાલે, બુઢ્ઢા બોલે દાઢી હાલે.' માણસ બીજાના કહેવાથી કંઈક કરવાને તૈયાર થાય છે તે કહેનારનું સામર્થ્ય અથવા પોતાનો લાભ જોઈને. સત્ત્વહીનનું કોઈ સાંભળતું નથી. પોતાના દિલની ખાતરી થતાંવેંત આપખુશીથી વર્તન કરનારની આ વાત નથી. આજ્ઞાનું પાલન થાય છે કારણ કે આજ્ઞાની પાછળ આજ્ઞાભંગ કરનારને ધાક, કરપ, ધમકી હોય છે અથવા આજ્ઞાપાલન કરવા માટે કંઈક લાલચ હોય છે. આજ્ઞાના ટેકા માટે જે વસ્તુ પાછળ રાખવામાં આવે છે તેને અંગ્રેજીમાં સેંકશન કહે છે. બહુજનસમાજને સારુ શરીરદંડ, અર્થદંડ અથવા પ્રાણદંડ કે એવાં જ કોઈ બીજાં દુ:ખોનો ભય, અથવા પૈસાની કે સામાજિક પ્રતિષ્ઠાની લાલચ એ બધાંનું જ પીઠબળ (સેંકશન) હોય છે. ભય અને લાલચ બંને હીન વૃત્તિઓ છે. એમના આધારથી લોકોને વશ રાખવા

એ ઉચ્ચ સંસ્કૃતિનું લક્ષણ નથી. કાયદો તેમ જ રાજસત્તાની પાસે આથી ઉચ્ચ સેંકશન હોતું નથી. અને તેથી જ માનવહિતચિંતકોએ રાજસત્તાને પશુબળ પર ઊભી કરેલી જણાવી છે.

ધર્મપ્રધાન ભારતીય સંસ્કૃતિમાં મનુષ્યજીવનને સંસ્કારને આધીન રાખી ધર્મ-જ્ઞાન, ધાર્મિક આચાર, ધર્મશ્રદ્ધા અને પારમાર્થિક જીવનોદ્દેશ એ બધાંનું સામર્થ્ય વધારેલું છે. આ કારણે મનુષ્ય અંતઃપ્રેરણાથી આર્યવૃત્તિ ધારણ કરે છે, ભયથી કે લોભથી ન પ્રેરાતાં વાસનાઓ પર જય મેળવી નિર્ભય વીર પ્રમાણે સ્વેચ્છાથી શુદ્ધાચરણ કરે છે. તપસ્વી, પવિત્ર, ધર્મશીલ પુરુષ કાયક્લેશથી બીતો નથી, મોહથી ધર્મચ્યુત થતો નથી, ખુશામતને વશ થતો નથી, અને તે જ કારણે તે રાજસત્તાનો તાબેદાર હોતો નથી. આવા લોકોની સંખ્યા વધે અને સામાન્ય જનસમુદાય એમના અનુરોધથી વર્તવામાં પોતાનું કલ્યાણ માનતો થાય તો દુનિયામાં રાજસત્તાની આવશ્યકતા રહે નહીં. વ્યવસ્થાને સારુ મ્યુનિસિપાલિટીના જેવું અથવા સ્વેચ્છા-સંઘટિત સંસ્થા સરખું તંત્ર ચલાવવાની બેશક જરૂર રહેશે. પરંતુ તે સત્તામૂલક નહીં પણ સેવામૂલક હશે. સ્વાતંત્ર્યને મર્યાદિત કરવાનો તેમાં સવાલ નહીં રહે.

૧૯૩૨

## પંચાયત અથવા લવાદ

ગ્રામસેવામાં સૌથી કઠણ કામ લવાદનું છે. કહે છે કે, મોક્ષસાધનામાં કામ-વિકાર પરનો વિજય સૌથી છેલ્લો મળે છે. કામને પૂરેપૂરો જીત્યો કે મોક્ષ પાસે આવ્યો જ સમજવો. તે જ રીતે સાચા લવાદનું વાતાવરણ સ્થાયી અને સમાજ-વ્યાપી થયું એટલે તે જ સ્વરાજ એમ કહી શકાય. લવાદ સ્થાપન કરવાના કામમાં ધીરજ રાખવી જોઈએ. ઉતાવળ કરી કામ બગાડવું ઠીક નથી.

જે પ્રમાણે ગામડાંમાં ઔષધોપચાર કરતી વખતે આપણે કહીએ છીએ અથવા આપણે કહેવું જોઈએ કે 'અમે કંઈ સશાસ્ત્ર શિક્ષણ પામેલા વૈદ નથી. થોડો અનુભવ છે ને અમારા ઉપાયથી કંઈ નહીં તો નુકસાન તો નહીં જ થાય એની ખાતરી છે, તેથી થોડું અજમાવી જોઈએ છીએ. બીજો યોગ્ય માણસ મળે તો જરૂર તેની પાસે તમે જજો. રોગ અમારી આવડત અથવા પહોંચની બહારનો હશે તો આગળથી અમે જણાવીશું. છેતરપિંડી નહીં કરીએ.' તે જ રીતે લવાદનું કામ હાથમાં લેતાં બીને ચાલવું જોઈએ. જ્યાં ઈર્ષ્યા, દ્વેષ, અત્યંત લોભ, જૂની અદાવત અથવા સર્વનાશનો પ્રસંગ જણાય ત્યાં આપણે જાતે લવાદી ઊભી કરવી નહીં. લવાદીનું કામ બહુમતીથી ગમે તે ચારપાંચ પંચ નીમીને તેમની મારફતે પણ પાર નહીં પડે. લવાદ સામાજિક પુરુષ હોવો જોઈએ. ચારિત્ર્યથી, નિષ્પક્ષ સેવાથી, ધર્મબુદ્ધિથી

એટલે કે સર્વ માટેની અંતરની લાગણીથી તે 'અલ અમીન'* બનેલો હોવો જોઈએ.

લવાદનો વિચાર કરતાં સૌથી મહત્ત્વની વાત પ્રથમથી એ ધ્યાનમાં રાખવી જોઈએ કે લવાદી કંઈ કોર્ટનો ખર્ચ બચાવી, કોર્ટોમાં થતી ઢીલ ટાળી, કોર્ટનો જ ન્યાય આપવાની સુતરી રીત નથી. લવાદ માત્ર એટલું જ કરે, અને કાયદા જોઈ પુરાવાનો વિચાર કરી કોર્ટની પદ્ધતિથી જ કોર્ટનો ન્યાય આપે તોપણ તેણે ઉપયોગી કામ બજાવ્યું છે એમ કહી શકાશે. વખત અને ખર્ચનો બચાવ થાય તે ઉપરાંત પોતે જ આગળથી પસંદ કરેલા માણસને હાથે ન્યાય મેળવવાની ને તે સ્વીકારી લેવાની લોકોને ટેવ પડશે, એ નાનોસૂનો લાભ નથી. પરંતુ લવાદનો એ મુખ્ય ઉપયોગ નથી.

કોર્ટમાં મળતો ન્યાય ગમે તેટલો અણિશુદ્ધ હોય તોપણ ઘણી વાર તે માણસાઈનો ન્યાય નથી હોતો, શુદ્ધ સામાજિક ન્યાય નથી હોતો. કોર્ટની ન્યાયદેવતા આંખે પાટા બાંધીને જાણીજોઈને આંધળી બને છે. બે તકરારી પક્ષો વચ્ચે છેલ્લે સલાહ કરાવવાની દૃષ્ટિ કાયદામાં ભાગ્યે જ હોય છે. એક હાથમાંની તલવારથી લોકોમાંનો સહકાર, પ્રેમસંબંધ, ઘરોબો વગેરેનો વધ કરી બીજા હાથમાંનાં ત્રાજવાંથી માલમત્તાના ટુકડા કરી નાખીને વહેંચવાનું કામ કોર્ટમાંની ન્યાયદેવતા કરતી આવી છે. બે પક્ષો વચ્ચેની ભલાઈનો નાશ થયા પછી યહૂદી શાયલૉકની જેમ માંસનો શેર ટંકોટંક તોળીને લેવાની વૃત્તિ જોર પર ચડવાની જ. અને તે વૃત્તિને સંતુષ્ટ કરવાની પોતાની જવાબદારીને કોર્ટની ન્યાયદેવતાએ ખાસ 'પોતાની' માનેલી છે. કોર્ટો ઘણી વાર આવા ન્યાયમાં માણસાઈને નજરમાં રાખી થોડોઘણો ફેરફાર કરે છે ખરી; પણ તે પોતાનો માર્ગ છોડીને; ઈન્સાફના આદર્શ પ્રમાણે નહીં.

અસમાનતા અન્યાયમૂલક છે. સમાનતા ન્યાયમૂલક હોય તોપણ હીનવૃત્તિમાંથી પેદા થયેલી હોવાનો સંભવ હોય છે. ખરી સ્થિતિ ઐક્યની છે. જ્યાં હૃદયનું ઐક્ય હોય છે ત્યાં અસમાનતાને અવકાશ નહીં હોય તેમ જ સમાનતાનો આગ્રહ પણ નહીં હોય. ઉપરના વાક્યમાં એક મહાન જીવંત તત્ત્વ ભાષાની ખાસ કારીગરી કર્યા વિના વ્યક્ત કરેલું છે. આ જ તત્ત્વ લવાદે સમજીને બરાબર અમલમાં મૂકવાનું છે.

પૈસા સંઘરવા એ વહેવારમાં જેટલું જરૂરનું છે તેટલું જ માણસોને સંઘરવાં એ પણ જરૂરનું છે. આ વાત પક્ષાંધ બનેલા માણસને ગળે ઉતારવી એ લવાદની ફરજ છે. દુષ્ટ વૃત્તિના અન્યાયી મનુષ્યનું આખું જીવન અન્યાયી અથવા દુષ્ટ નથી હોતું. અને તેમ હોય તોપણ તેને બચાવીને સુધારી શકાય તો તેમ કરવું એ કેવળ મોટાઈ નથી પણ એ આવશ્યક કર્તવ્ય છે.

માણસ સામાજિક પ્રાણી છે. તેનો જીવનસંબંધ અનેક લોકો સાથે સંકળાયેલો હોય છે. અપરાધીને શિક્ષા કરવા જતાં તેની સાથે સંબંધ ધરાવનાર કેટલાયે

* બધાના વિશ્વાસને પાત્ર એવા પ્રામાણિક પુરુષને અરબ્બી ભાષામાં 'અલ અમીન' કહે છે.

નિરપરાધી અને દયાપાત્ર લોકોને સંકટમાં નાખવાનું થાય છે. સામાજિકન્યાય આવું કદી પસંદ નહીં કરે. આપણે ઘણી વાર કહીએ છીએ કે 'દાંત આપણા છે, ઓઠ આપણા છે. પછી દાંતે ઓઠ કરડયા તે સારુ દાંતને તોડી પાડવા એ બરાબર થશે ખરું?' આપણે કહીએ છીએ કે 'એકે ગાય મારી, માટે બીજાએ વાછરડું મારવું ન જોઈએ. વાછરડાને મારવાથી વૈરબુદ્ધિ તૃપ્ત થશે ખરી, પરંતુ ગોવધ એકને બદલે બે થશે. એક ક્રૂરતાનો ન્યાય કરવા સારુ બીજી ક્રૂરતા કરવાથી અન્યાય ફીટતો નથી પણ તે બેવડાય છે. એકે પાડોશીના દીકરાને ઠાર કર્યો માટે પાડોશી અથવા પાડોશીની વતી સરકારી કોર્ટ તેના દીકરાને ઠાર કરે એવી સૂચના કોર્ટનો ન્યાય પણ પસંદ નહીં કરે. પણ પ્રથમ ખૂન કરનારને ફાંસી આપવાથી અને તેની સર્વ માલમત્તા જપ્ત કરવાથી ખૂની કાયમનો છૂટી જાય છે અને તેનાં બાળકો માત્ર વધથીયે ઘોર દુર્દશા અનુભવે છે. જૂનું વચન છે કે વૃત્તિછેદ કરવો એ તો શિરચ્છેદથી પણ વિશેષ ઘાતકી છે. કોઈ અન્યાય કરે તે સારુ તેના હાલહવાલ કરી તેમાં સંતોષ માનવો એ સમાજને ઈષ્ટ ન હોઈ, અન્યાય ભવિષ્યમાં આગળ ચાલુ ન રહે, જૂના અન્યાયનાં દુષ્પરિણામ બને તેટલાં ઓછાં થાય અને લોકોમાં પ્રેમ, સલાહસંપ, સહકાર અને સામાજિક વૃત્તિનો વિકાસ થાય, તેમ જ દરેકને પોતપોતાની યોગ્યતા પ્રમાણે પોતાનું માથું ઊંચું કરવાની તક મળે એમ કરવું એ લવાદનો સામાજિક ન્યાય છે.

સમાજસેવક ઉતાવળ કરી લવાદનું કામ માથે લેશે અને કોર્ટપદ્ધતિનો ન્યાય આપવા માંડશે તોપણ તેના નિર્ણયનો અમલ કરાવવો બહુ કઠણ થઈ પડશે. તેને વિશે નહીં તે ગેરસમજો ઊભી થશે, ગ્રામકંટકો એ પરિસ્થિતિનો લાભ લેશે અને લવાદીનું કામ તો હમેશનું બગડશે. તે ઉપરાંત સમાજસેવાનાં બીજાં કામો પણ અડચણમાં આવી પડવાનાં. અત્યંત કલુષિત વાતાવરણવાળા સ્થળમાં પહેલેથી જ લવાદીમાં પડવાથી સમાજસેવકના મનમાં પણ પક્ષાભિમાન જાગવાનો સંભવ છે. અને પક્ષાપક્ષી એ ગામડાંઓનો સર્વોપરી સામાજિક દોષ હોવાથી પક્ષાભિમાની માણસને હાથે સાચી ગ્રામસેવા થવી જ અશક્ય થઈ બેસશે. પક્ષાભિમાની માણસનાં વજન તેમ જ સામર્થ્ય ખૂબ વધે છે ખરાં પરંતુ તેના હાથે પછી સામાજિક કલ્યાણ નીપજતું નથી. અને તેની સ્વરાજ્યવૃત્તિ તો નષ્ટ થાય જ છે.

તેના કરતાં સમાજસેવકે નમ્રપણે આળસ, અજ્ઞાન, અસ્વચ્છતા અને બેકારી દૂર કરવાનો તેમ જ સામાજિક રૂઢિઓમાં સુધારો કરવાનો નમ્ર પ્રયત્ન કરતા રહીને લોકહૃદયમાં આર્યવૃત્તિ પ્રતિષ્ઠિત થાય એવો કસીને પ્રયત્ન કરવો. એવા પ્રયાસથી સમાજમાં જે પ્રેમાદર ઉત્પન્ન થાય છે તેની માત્રા (પ્રમાણ) વધે પછી થોડા ચૂંટેલા લોકોની સામાન્ય તકરારોમાં લવાદ થઈને પડવું; અને તે પણ તે લોકોનો આગ્રહ હોય ત્યાં જ.

લવાદના નિકાલથી બંને અથવા બંનેમાંથી એક પક્ષને સંતોષ થશે જ એવું તો નથી જ. એ ઉદ્દેશ મનમાં રાખવો એ પણ શક્ય નથી. બંને પક્ષનું કલ્યાણ

થાય, કોઈનો પણ સર્વસ્વઘાત ન થાય અને તટસ્થ સમાજબુદ્ધિને સંતોષ થાય એટલી જ મહત્ત્વાકાંક્ષા લવાદે રાખવી. લવાદના કામથી સમાજને સંતોષ થવા માંડશે એટલે સમાજની આર્યવૃત્તિ વ્યક્ત થવા લાગશે. તેમ થતાં લોકો લવાદ-પદ્ધતિને પ્રતિષ્ઠા આપતા થશે. એવી પરિસ્થિતિએ પહોંચ્યા પછી દુર્બળ અને સાત્ત્વિક લોકો લવાદ તરફ વધારે વધારે વળવાના. પછી જબરદસ્ત અથવા રજોગુણી લોકો લવાદનો વિરોધ કરવાની હિંમત નહીં કરે. આટલે પહોંચ્યા પછી પણ લવાદે રજોગુણી અથવા દુર્જન લોકોની ખોડ ભુલાવી દેવાનો હેતુ કદી મનમાં રાખવો નહીં. પ્રત્યેક હૃદયમાં સાત્ત્વિકતાનો ઉદય થાય, સમાજ એક વ્યાપક કુટુંબ છે એ વૃત્તિનું સંવર્ધન થાય એવો જ પ્રયત્ન લવાદે કરવાનો છે. દુર્જનોને સજા કરવી જ હોય, તેમની ખોડ ભુલાવવી હોય તો તે માટે સમાજે બીજે રસ્તે કામ લેવું જોઈએ, લવાદ મારફતે નહીં.

૧૯૩૨

## ગ્રામવ્યવસ્થા

કારૂ, નારૂ, અલુતે, બલુતે એ શબ્દો આજે તદ્દન પારકા લાગે છે. પરંતુ એમના મૂળમાં આપણા પૂર્વજોએ ઘડેલી એક વિશાળ સંસ્કૃતિ અને સમાજ-વ્યવસ્થા હતાં એ આપણે વીસરવું ન જોઈએ. સમાજરચનાના ભિન્ન ભિન્ન સિદ્ધાંતો દુનિયાની આગળ મૂકનારા પરદેશના ઉત્સાહી તત્ત્વજ્ઞાનીઓને કાને જો આ વ્યવસ્થા પડે તો તેઓ આશ્ચર્યચકિત થઈને કહેશે કે આજની દુનિયાને આવી જ કોઈ વ્યવસ્થા જોઈએ છે. આપણી વર્ણવ્યવસ્થા અને ગ્રામવ્યવસ્થા બન્નેનાં સાચાં તત્ત્વો બરાબર સમજી લઈને તે દુનિયાની આગળ મૂકવાં જોઈએ. બધાંને સુખ થાય, બધાં સંપીને રહે, દરેકને વિકાસનો અવકાશ મળે અને અધિકાધિક સામાજિક ઉન્નતિ થાય એવા વિચારથી આ અંતઃશાસિત સંસ્થાઓ આપણા પૂર્વજોએ રચી હતી. સમાજમાં રહેનાર બધાની સામુદાયિક જવાબદારી અને સમાજના શ્રેષ્ઠ લોકોના હાથમાં અધિકાર એ બન્નેનો સમન્વય પણ એમાં ઉત્તમ રીતે સધાયો હતો. સામાજિક કલ્યાણને 'ધર્મ' નામ આપી તેના અંકુશ હેઠળ આર્થિક વ્યવસ્થાને ગોઠવવાથી સ્થૈર્ય અને પ્રગતિ બન્નેનો મેળ બેઠો હતો. આપણા પૂર્વજોની સમાજરચનામાં કાયદા (constitution), રાજા, પરંપરા, અંતિમ સત્તા, સ્વદેશાભિમાન, એ બધું ધર્મ જ હતું. સામાજિક સુવ્યવસ્થાના અખિલ તંત્રનું 'ધર્મ' નામ રાખી દરેક વ્યક્તિએ કરવાનાં સર્વ કર્તવ્યોને 'સ્વધર્મપાલન' નામ આપ્યું હતું. આખા સંસારની ઘટમાળ સુતરાઈથી ચાલે તે સારુ સ્વધર્મનું એ પ્રેરક તત્ત્વ દુનિયાને ગમે ત્યારે પણ સ્વીકારવું પડવાનું છે.

૧૯૩૨

# શાહુકાર

જે પ્રમાણે મિશનરી લોકોએ એક જમાનામાં આપણી સમાજવ્યવસ્થાની પેટ ભરીને નિંદા કરીને સમાજને ઢીલો, વિસ્ખલિત કરવાનું શ્રેય ગાંઠે બાંધ્યું તે જ પ્રમાણે સરકારી અમલદાર તથા સમાજહિતેચ્છુ પાશ્ચાત્ય અર્થશાસ્ત્રજ્ઞો એકબે પેઢીથી શાહુકારની પાછળ પડયા છે. મિશનરીઓની ટીકાથી ઢીલો થયેલો સમાજ ખખડીને જાગતો થઈ જેમ પાછો જોમદાર અને સુદૃઢ થવા લાગ્યો છે તેમ શાહુકારની સંસ્થા પણ પોતાના પેઢીદરના દોષ ફગાવી દઈ નવા જોમથી ને નવી પદ્ધતિથી સમાજસેવા કરવાને તેમ જ તે સેવાથી સમાજની આગેવાની સ્વીકારવાને યોગ્ય થઈ જાય તો નવાઈ જેવું નથી. રાજ્ય જાય એટલે જેમ તેની જૂની સેના બેકાર થઈને સમાજને ભારરૂપ બને છે, અથવા નવી સંસ્કૃતિની નવી સંસ્થાઓ રાજ્યાશ્રયના જોર પર પ્રતિષ્ઠિત થવાથી જૂની સંસ્કૃતિની જૂની સંસ્થાઓ જેમ સુકાઈને કે સડીને સમાજને ઘાતક બને છે તેવું જ શાહુકારની સંસ્થાનું થયું છે.

જૂના વખતમાં શાહુકાર વ્યાજથી લોકોને નાણાં ધીરનાર કેવળ દુકાનદાર નહોતો. શાહુકાર પાસે મૂડી રહેતી, લોકોને તે મૂડીની જરૂર રહેતી, અને વ્યાજ લઈ તે મૂડી ધીરતો એ ખરું પણ આજનો શાહુકાર જેવો નીતિશૂન્ય કલાલ બન્યો છે તેવો જૂનો શાહુકાર નહોતો. શાહુકાર એટલે ગામનો આગેવાન, ગામની નીતિમત્તા જાગતી રાખવાની જવાબદારી તેની. શાહુકાર એ શબ્દ જ કેટલી સામાજિક આબરૂ સૂચવે છે! અડચણને પ્રસંગે તે લોકોને પૈસા ધીરતો એટલું જ નહીં પણ સલાહ પણ આપતો. તે ભારે વ્યાજ લેતો એ ખરું પણ એટલું વ્યાજ ખાઈને તે કદી પાશ્ચાત્ય શરાફો જેવો લક્ષાધિપતિ થયો નથી. વ્યાજ તે ગમે તેટલું લેતો પણ પોતાના ગામમાંના કોઈને પણ બૂડવા ન દેવો કે તૂટવા ન દેવો એનું તેનું બિરદ — જોઈએ તો સમાજિક આદર્શ કહો — હતું. આમ પણ તેનું બધું જ લે'ણું વસૂલ થઈ જતું એવું તો નહોતું જ. પરંતુ બૂડેલા આસામીઓને કારણે જતી ખોટ તે ભારે વ્યાજના દરોથી ભરી કાઢતો એટલું જ.

શાહુકાર અને રૈયત (આસામી) એક જ સમાજમાંના હોવાથી અને બંનેનો અન્યોન્યાશ્રય સ્વભાવસિદ્ધ હોવાથી રૈયતને શાહુકારનો ઘણી બાજુથી ટેકો રહેતો. શાહુકાર પ્રજાભક્ષક ન હોઈ બાપ સરખો પ્રજારક્ષક હતો. કોઈ અનાચારી થાય તો તેને જાહેરમાં સંભળાવી તેને ઠેકાણે આણવાનું કામ શાહુકારનું રહેતું. ગરીબના ઘરની લગ્ન બાબતની અડચણો, ઘરગથ્થુ ટંટા-તકરારો, માંદગી કે એવી જ બીજી અડચણોમાં લોકોને શાહુકારની હૂંફ રહેતી. સાર્વજનિક કામોની આગેવાની પણ તેને જ લેવાની; ને ગરીબગુરબાંની નાનીસરખી થાપણો રાખવાનું સ્થળ પણ શાહુકાર જ. શાહુકારે કોઈને નાણાં ધીરવાની ના પાડી તો તે આસામીની

શાખ બૂડતી એટલું જ નહીં પણ સામાજિક નીતિની દૃષ્ટિથી પણ તે નાલાયક ગણાતો. જેમ એકાદ રોગીને ત્યાં પોતાનું બિલ અટક્યું હોય તે કારણે સાચો દાક્તર તેની દવા કરવાની ના પાડતો નથી તેમ એકાદ આસામીની આર્થિક સ્થિતિ શકમંદ જણાય તેટલા જ સારુ શાહુકાર તેને નાણાં ધીરવાની ના નહોતો પાડતો. માણસની વહેવારબુદ્ધિ ભ્રષ્ટ થઈ છે અથવા તેની દાનત બગડી છે એવી ખાતરી થાય, કે તે વ્યસનમાં ઠીક ઠીક બૂડયો છે એમ જણાય તો જ શાહુકાર તેને નાણાં ધીરવાનું બંધ કરે, એટલે કે ધીર બંધ થાય એ સામાજિક બેઆબરૂ જ ગણાતી.

ઉપરનું ચિત્ર કેવળ આદર્શ નથી. એવી સમાજસેવા કરનારા શાહુકારો એક બહુ જૂના જમાનામાં ઠામ ઠામ હતા. શાહુકાર એ શબ્દના અર્થમાં જ એ આદર્શ રહેલો છે. શાહુકાર સમાજનું આવશ્યક અને મહત્ત્વનું અંગ હોવાથી તેની કોઈને અદેખાઈ નહોતી. ઉપરનો આદર્શ ટકાવવો એ બેશક દરેક શાહુ-કારની ધર્મબુદ્ધિ પર જ અવલંબીને રહેતું. શાહુકાર કેવળ પૈસાને જ વળગે અથવા લોકોને નિચોવીને પોતાનાં ઘર પર સોનાનાં નળિયાં ચડાવે તો તેને અટકાવવાને અથવા રોકવાને સીધું સાધન કંઈ જ નહોતું. તેની ધર્મબુદ્ધિ, કુલ-પરંપરાની ચાહના, સામાજિક પ્રતિષ્ઠા અને સમાજની સ્થૂળ ન્યાયબુદ્ધિના પુણ્ય-પ્રકોપની દહેશત એટલા જ શાહુકાર પરના અંકુશો હતા. અને તેથી શાહુકાર-ની સેવા એકધારી ચાલતી.

આધુનિક સરકારે સામાજિક પુણ્યપ્રકોપની ધાર બુઠ્ઠી કરી નાખી છે. કાયદાની કોર્ટોએ સામાજિક જવાબદારીની બાબતમાં આંધળાપણું ધારણ કર્યું છે, અને આજના શાહુકારના નાગા સ્વાર્થને રાજમાન્યતા આપી છે. આટલું કર્યા પછી અને શાહુકારને બગડવા દેવા પછી શાહુકાર એટલે પ્રજાને વળગેલી જળો એવો બુમાટો ઉઠાવી તેની લોકપ્રિયતા છેક જ તોડી નાખી છે. એક તરફથી શાહુકાર-ને બગડવાને ઉત્તેજન આપવું અને બીજી બાજુથી શાહુકારનો આખો વર્ગ જ પ્રજાદ્રોહી છે એવો લોકમત યુક્તિથી તૈયાર કરવો એ જાતનો આશ્ચર્યકારક ખેલ ચાલે છે.

શાહુકારને ઉડાવી દઈ તેને ઠેકાણે સોસાયટી સ્થાપીને ગામડાંના લોકોનો બધો આર્થિક વહેવાર સરકારી વલણમાં લેવાનો, નાણાં ધીરવામાં ઉદારતા રાખવી પણ એ વહેવારમાંથી માણસાઈનો સંબંધ કાઢી નાખવો, અને ગામડાંનું નાણાં-વિષયક જીવન શહેરના નાણાંવહેવારને પૂછડે બાંધી દેવું એવી બધી નીતિ ભેગી થઈ છે.

આ બધા ખેલમાં દયા આવે છે તે દેવું કરનાર એકલી ગરીબ રૈયતની નહીં પણ પોતાની આંખે પોતે પાટા બાંધીને, પોતાની જ મૂર્ખાઈથી બગડતા જતા અને નાશ પામતા જતા શાહુકાર વર્ગની.

સામાજિક નીતિમત્તા હલકી પડતી જતી હોવાથી, તેમ જ ગામડાંની આવક-ની બાબતો ઘટતી જઈ ખર્ચની બાબતો વધતી જતી હોવાને કારણે શાહુકારના ધંધામાં પણ હવે બરકત રહી નથી. ગામડાંમાંના ઉદ્યોગધંધા નાશ પામેલા હોવાથી ધીરેલાં નાણાં આવક વધારવાને માટે વપરાતાં નથી. ખેડૂતોમાં વાવેલા પૈસા ઊગીને પાછા હાથમાં આવે એ સ્થિતિ કઠણ થઈ પડી છે. તેથી ડાહ્યા કુશળ શાહુકારોએ ધંધો સંકેલીને શહેરનો રસ્તો લીધો છે. કોઈ કોઈ ઠેકાણે શાહુકારીમાં કસ રહ્યો નથી કરીને જે ક્ષેત્રો શાહુકારોએ છોડી દીધાં છે ત્યાં કાબુલી અથવા દાંડાઈનો કાયદો ચલાવનાર બીજા ક્રૂર લોકો શાહુકાર થઈને ઘૂસ્યા છે ને પ્રજાના વધારે વધારે હાલહવાલ થાય છે.

પ્રાચીન કાળનાં સ્મૃતિરમ્ય ચિત્રો દોરવાં એ જુદું ને પ્રાચીન કાળનો પુન-રુદ્ધાર કરવાનો પ્રયત્ન કરવો એ જુદું. જે જમાનો ગયો તે પાછો ન આવવા સારુ ગયો છે એ વીસરવું ન જોઈએ. પ્રાચીન સમાજવ્યવસ્થા અથવા તેમાંની પ્રાચીન સંસ્થાઓ ફરી ચાલુ થઈ શકવાની નથી. તેમ શક્ય હોય તોપણ નવા જમાનામાં પ્રાચીન બાબતો કાર્યસાધક નહીં થાય અને તેમ બને તોપણ જૂની વાતોને ફરી જીવતી શું કામ કરવી? નવી પેઢીની પોતાની એવી કોઈ જીવન-પ્રતિભા તો હશે ખરી કે નહીં?

પ્રાચીન વ્યવસ્થાનાં જીવનપોષક તત્ત્વો પારખીને નવે સ્વરૂપે તેમને અમલમાં ઉતારવાં જોઈએ:

વ્યક્તિમાં જેમ ટેક હોય છે, ચારિત્ર્ય હોય છે, જીવન કૃતાર્થ કરવાનો સમય પ્રાપ્ત થતાં સર્વસ્વનો ત્યાગ કરવાનું પરાક્રમ કરવાની ધર્મબુદ્ધિ હોય છે તે જ પ્રમાણે સંસ્થાઓમાં પણ ટેક, ચારિત્ર્ય અને ધર્મબુદ્ધિ બધું હોય છે. સમાજની સર્વાંગી ઉન્નતિ કરનારાં એ તત્ત્વો પ્રગટ કરવાનો યુગ હવે પ્રાપ્ત થયો છે. જે લોકોનું જીવન પરસ્પર ઓતપ્રોત છે, અથવા ઓતપ્રોત થઈ શકે એમ છે તેમણે સંઘો બનાવી તે સંઘોએ શાહુકારી કરવી જોઈએ, તેમ જ તે શાહુકારીમાં માત્ર આર્થિક વહેવારો જ નહીં પણ સમગ્ર જીવનવહેવારના સિદ્ધાંતો ગૂંથવા જોઈએ. આવા સંઘો પર સરકારી હકૂમત કે અંકુશ ન જ જોઈએ, પછી ભલે તે સ્વદેશી સરકાર હોય. હકૂમત હોય તે સમાજના ઘટકોની હોય અને તે પણ બહુમતીની પદ્ધતિથી નક્કી ન કરતાં નિઃસંશય સમાજમાન્ય એવી ચારિત્ર્યશીલ વ્યક્તિઓની હોવી જોઈએ, તેમ જ કાયમની હોવી જોઈએ. પેઢીઉતાર રાજાઓના દોષો સમાજ જેમ સહન કરે છે તેમ આવા આગેવાનોના દોષો સહન કરી લઈને પણ સમાજે પોતાની વ્યવસ્થાને સ્થિર કરવી જોઈએ. પણ એવી વ્યવસ્થામાં વંશ-પરંપરાનું તત્ત્વ ઘૂસી ન જાય એટલી ખબરદારી રાખવી ખરી.

આવા સંઘોમાં જૂની ઢબના, સમાજહિતની વૃત્તિ બતાવે તેવા શાહુકારોને પ્રથમ સ્થાન, આપવું જોઈએ. એટલે સરકારી સોસાયટીઓનાં તત્ત્વો અને પરંપરાગત શાહુકારોનાં સારાં તત્ત્વોનો મેળાપ થશે.

જોઈએ તો મહાસભા જેવી મધ્યવર્તી સંસ્થાએ ચારિત્ર્યવાન અને ગ્રામ-સેવાના રસવાળા તરુણોને થોડી થોડી મૂડી આપી ને નિયમો રચી આપીને ગામડાંના લોકોમાં શાહુકારી કરવા છોડી દેવા, અને શાહુકારી મૂડીથી ગામડાંના નવાજૂના ધંધા પાછા કેમ સજીવન થાય તે તરફ ધ્યાન પરોવવું. આળસ, અવ્યવસ્થા, અપ્રમાણિકપણું અને પક્ષપાત એ ચાર બાબતો દૂર કરી શકાય તો વળી શાહુકારી મારફતે ઘણો ગ્રામોદ્ધાર થઈ શકશે.

૧૯૩૨

# દેવું

હિંદુસ્તાનમાં મોટાં મોટાં કારખાનાં, જંગી મૂડી, સેંકડો માઈલની ખેતી અને વધતો પરદેશી વેપાર, એ બધું વાતાવરણ ચાલવા દેવું કે નહીં એ આપણે એક વખત કાયમનું નક્કી કરવું પડવાનું છે. હિંદુસ્તાન સંસ્કારી, સુધરેલું અને સંગઠિત રાષ્ટ્ર છે. તે ઇંગ્લંડ, અમેરિકા, જર્મની કે જાપાનનું અનુકરણ કરવાનું નક્કી કરે તો આજે નહીં તોયે જોઈતા વખતમાં તે સહેજે પાર પાડી શકે તેમ છે. રશિયા જો દશ વર્ષમાં અસાધારણ પરિવર્તન કરી શક્યું, અને તે જો આટલા-માં જ ઉપર ગણાવેલાં પીઢ અને સમર્થ રાષ્ટ્રોને ભયંકર પ્રતિસ્પર્ધી જણાવા લાગ્યું છે તો હિંદુસ્તાનમાં એવી જ પ્રગતિ એનાથી પણ થોડાં વર્ષોમાં કરી બતાવવી અશક્ય નથી. પરંતુ હિંદુસ્તાને એ માર્ગ સ્વીકારવો કે નહીં એ બાબતનો વિચાર કરવો જોઈએ.

મનુષ્યસમાજનું આર્થિક સંગઠન તેના જીવનસિદ્ધાંત પર અવલંબે છે. જર્મની, ઇંગ્લંડ કે રશિયાનું અનુકરણ કરવું હોય તો તેમની જીવનની ફિલસૂફી સ્વીકારવી જોઈએ. પછી સમાજરચના પણ તેમની ઢબ પર આપોઆપ આવી જશે. જેવી અર્થનીતિ તેવી જ ધર્મનીતિ. તેથી બીજા દેશોનું અનુકરણ કરવું એટલે કે હિંદુસ્તાને ભારતીયત્વ સમૂળગું છોડવું. એ આપણી તૈયારી છે?

જો ભારતીયત્વ કોઈ અલૌકિક વસ્તુ ન હોય તો તેને ગમે ત્યારે છોડી દેવાની આપણી તૈયારી હોવી જોઈએ. કેવળ આપણાપણું કે પ્રાચીનતાની જીવનદૃષ્ટિની કિંમત કેટલી? પરંતુ જો ભારતીય જીવનદૃષ્ટિ કલ્યાણની હોય, જગતમાંની માણસાઈનો નાશ કરનારા સ્વભાવદોષોને દૂર કરવાની જો ભારતીયત્વ-માં શક્તિ હોય તો આપણે અનુકરણનો માર્ગ કદી સ્વીકારવો ન જોઈએ. બીજા આપણને ખાઈ જાય કે પછી આપણે બીજાની પાછળ પાછળ જઈએ, ગમે તેમ અનુકરણ એ મરણ જ છે. બીજા દેશોનાં બજાર કબજે કરી દેશદેશાંતર-નો પૈસો હિંદુસ્તાનમાં ઘસડી લાવવાની અને પછાત દેશોમાં દુકાળ, બેકારી અને પરતંત્રતા મોકલવાની આપણામાં દુર્બુદ્ધિ ન હોય તો આ

लोको लोकान्नोद्विजते च यः' એ અદ્રોહી તત્ત્વ પર જ આપણી સમાજનીતિ અને અર્થનીતિ રચવી જોઈએ. પ્રકૃતિની શક્તિઓ, મૂડી અને સામાજિક સત્તા, એ બધાનું જંગી કેન્દ્રીકરણ કરવું એટલે સામાજિક જીવનમાં સામ્રાજ્યવાદ ઊભો કરવો. પછી તે સામ્રાજ્ય અમેરિકન પદ્ધતિનું હો કે રશિયન પદ્ધતિનું હો. સંપત્તિને લીધે જ ગરીબી ઉત્પન્ન થઈ છે એ અર્થશાસ્ત્રનું સૂક્ષ્મ તત્ત્વ રશિયાને ગળે ઊતર્યું છે છતાં ન ઊતર્યા સરખું જ. એમાંથી જો રસ્તો કાઢવો હોય તો હિંદુસ્તાનની ગ્રામસંસ્કૃતિ ધ્યાનમાં લઈ આપણી અર્થનીતિ નક્કી કરવી જોઈએ. પ્રજાનું સંગઠન રાજકીય પાયા પર ન કરતાં સંસ્કૃતિના પાયા પર કરવું જોઈએ, તો જ વ્યક્તિસ્વાતંત્ર્ય કાયમ રહીને મનુષ્યનું આત્મગૌરવ ટકી શકશે.

આટલી વાત આપણા ગળે ઊતરી હશે તો ગામડાંના આર્થિક જીવનની સ્પષ્ટ કલ્પના આપણને આવશે.

નાનાં નાનાં કે મોટાં કુટુંબો પોતપોતાનાં ખેતરો ખેડીને સુખેથી રહે છે, ફુરસદને વખતે નાનામોટા સમાજોપયોગી ધંધાઓ કરે છે, બધા પ્રકારના હુન્નર-ઉદ્યોગ સર્વત્ર નાના પ્રમાણમાં ઠેકાણે ઠેકાણે ચાલી રહ્યા છે અને સાર્વજનિક હિતનાં મોટાં કામો નાના નાના ઘટકો સમજદારીથી એકત્ર થઈને મોટા પાયા પર પાર પાડે છે એવું સમાજનું સ્વરૂપ હોય તે આપણને ઇષ્ટ છે. દરેક જણને ખેડવા સારુ થોડીઘણી જમીન, હુન્નરઉદ્યોગ કરવા સારુ હથિયારો ને ઓજાર, ચોક્કસ પ્રમાણમાં ઘરાકી અને વરસભરનો વહેવાર સુતરાઈથી ચાલે એટલી મૂડી દરેક જણ પાસે હોય એ આપણો આદર્શ છે. એવી સ્થિતિમાં કોઈને પણ દેવું કરવાની સ્થિતિ ન આવવી જોઈએ. પ્રસંગવિશેષે વધારે નાણાંની જરૂર જણાય જ તો સમાનવ્યવસાયી લોકો પાસેથી ફાળાના રૂપમાં ઉછીનાં નાણાં મળવાં જોઈએ.

પરંતુ આ સ્થિતિ ભારે પ્રયત્નથી જ આવી શકશે. ત્યાં સુધી દેવું ફેડવાની જરૂર રહેવાની જ.

કરજ બે પ્રકારનાં હોય છે. ખેતી, વેપાર, હુન્નર, ઉદ્યોગ, દલાલી અથવા સામાજિક હિતનાં મોટાં મોટાં કામો સારુ મૂડી ઊભી કરવા માટે કરેલાં કરજો જુદાં, અને માંદગીનો ખરચ કાઢવાને સારુ, છોકરીનો વાંકડો કે પૈઠણ ભરવા માટે, કોર્ટમાં લડવા માટે, ભૂખમરો દૂર કરવા સારુ અથવા વ્યસનો પૂરાં કરવા સારુ કાઢેલાં કરજો જુદાં. માણસ શાખ સાચવે અને અક્કલથી ચાલે તો પહેલા પ્રકારનાં દેવાંનો કંઈ ઝાઝો ભાર નથી. ઊલટું, મૂડી વધવાથી આવાં કરજોથી અલ્પાંશે પણ મનુષ્યનું સામર્થ્ય વધે જ છે. બીજા પ્રકારનાં કરજો જીવનને ચૂસનારાં હોય છે. જીવનની મુશ્કેલીઓ અપરિહાર્ય છે એમ સમજીને જ તે કરવાનાં.

બન્ને પ્રકારનાં દેવાંને લીધે નાણાં ધીરનાર આસામી નાણાં કરજે કાઢનારના જીવન પર પોતાનો કાબૂ જમાવે છે. દેણદાર જેટલો નાનો, જેટલો દુર્બળ અથવા અજ્ઞાન તેટલો તે લેણદારના કબજામાં જઈને તદ્દન ગુલામ બને છે. દેવાંની બધી શરતો ન્યાયપુરઃસરની હોય કે નિચોવી કાઢનારી હોય, તેનો અર્થ અને

અમલ તે ધીરનાર ધણીની ઈચ્છા પ્રમાણે જ નક્કી થાય છે. એ ઠરાવેલી શરતોની બહાર, એ શરતો ઉપરાંત પણ દેણદારને ધીરનારને ઘેરવવા પડે છે. દુઃસ્થિતિનો સર્વ બાજુથી લાભ લઈ ધીરનાર ન્યાય જાળવ્યાનો ફાંકો રાખે છે એટલું જ નહીં પરંતુ પરોપકાર કર્યાનો પણ દેખાવ કરે છે. અને આ બધી ઘટના આગળ માથું ઝુકાવવાનું દેણદારને પ્રાપ્ત થાય છે; તેથી જ કહેવત પડી છે કે 'ગરજવાનને અક્કલ નહીં.'

વેપારઉદ્યોગ સારુ કરેલાં દેવાંમાં જો દેવાદાર સાવધાન ન હોય તો વેપાર-ઉદ્યોગ કરી કરીને તેમાંનું માખણ માખણ બધું ધીરનારને મળી જવાનું ને તેને પોતાને ભાગે ઠાલી છાશનું પાણી રહેવાનું. જેમ લોકો ઢોર પાળે છે, ગુલામ રાખે છે, મધમાખો રાખે છે અને તેમની મહેનતનો સર્વ લાભ ઉઠાવે છે તે જ પ્રમાણે મૂડીદારો મૂડીનો ઉપયોગ કરીને તેમાંથી દૂધ અને મધ બનાવનાર દેવાદારોને પાળે છે.

અને જો દ્રવ્યવૃદ્ધિને માટે નહીં પણ સંકટમાંથી છૂટવાને સારુ દેવું કર્યું તો તો પૂછવું જ શું? એ કરજ એટલે ગળાનો ફાંસ નહીં તોયે શુદ્ધ ગુલામ-ગીરી તો ખરી જ.

આટલા સારુ ગામડાંના લોકોએ દેવું ન કરવાનો નિશ્ચય કરવો જોઈએ. દેવાં કરવાથી કરકસર નાશ પામે છે, કશાનો જ અંદાજ રહેતો નથી ને બધો જ આંધળો દરબાર બની જાય છે. પરંતુ દેવું કરવું જ પડે તો ઓછામાં ઓછા વ્યાજથી પોતાની સગવડની શરતે નાણાં મળે એટલું ધ્યાન રાખવું. કરજ વાળવા-ના હપતા અથવા વખત પોતાની સગવડનાં જ રાખવાં. દેવામાં ડૂબી મરવું ન હોય તો કરજ કાઢનારે પોતાનો હિસાબ સાફ આરસી જેવો તદ્દન ચોખ્ખો રાખવો જોઈએ. ઘણી વાર વર્ષનો અંદાજ ન કરી રાખવાથી જ દેવું કરવું પડે છે. ગરીબગુરબાંને વર્ષનો અંદાજ કાઢવો કઠણ હોય છે. એવાઓએ પોતાના વિશ્વાસના સમજદાર અને ચારિત્ર્યવાન લોકો સાથે મળીને આર્થિક સંઘ ઊભા કરવા, અને સંઘરૂપે જ વાર્ષિક અંદાજ કાઢી રાખવો. વ્યક્તિને નાણાં લેવાં હોય તો સ્વતંત્રપણે દેવું ન કરતાં સંઘ મારફતે કરવું. એમ કરવાથી ધીરનારને ઉત્તમ તારણ મળે છે ને દેવું કરનારને સુતરાઈથી નાણાં મળવા ઉપરાંત તે કેમ વાપરવાં તથા હિસાબ કેમ રાખવો તેની સંઘ તરફથી કીમતી સલાહ મળે છે. સંઘની દેખ-રેખનો અને તેના અંકુશનો ઉપયોગ વ્યક્તિગત જીવન સુસંગઠિત અને પાયા-શુદ્ધ કરવામાં ખૂબ થાય છે. અને કરજથી નીપજતી ગુલામી તો એ જ રસ્તે ટાળી શકાશે. દેવું કરવું જ તો તેનું શાસ્ત્ર બનાવી સશાસ્ત્ર પદ્ધતિથી જ કરવું. સંઘજીવનમાં જ એની શક્યતા છે, અને તેથી સંઘ ખૂબ વિચારપૂર્વક રચવા જોઈએ.

આવા સંઘોનો ઉદ્દેશ આર્થિક હોય તોપણ દરેક સંઘ એ જીવનસંઘ છે એ વાત ભુલાવી ન જોઈએ. ન્યાત કે ધર્મના તત્ત્વ પર આવા સંઘો ન રચવા. પરંતુ જેઓમાં મિત્રતાનો સંબંધ છે, પ્રેમનું પોતાપણું છે, પૈસાનો વહેવાર

ચોખ્ખો હોવા વિશે પરસ્પર વિશ્વાસ છે, એકબીજાને વહેવારમાં સલાહમસલત આપવાની ટેવ છે તેવાના જ સંઘો બાંધવા. સંઘમાં નવો માણસ લેવાનો હોય તો જૂનાઓની મોટી બહુમતીથી જ લેવાની પદ્ધતિ રાખવી. સંચાલકોના અભિપ્રાયને હમેશ વજન આપવું.

અને એ મુખ્ય સંચાલકોની પસંદગી કરતાં તેમની ચાલાકી જોઈને નહીં પણ તેમની સમાજહિતૈષિતા, નિઃસ્પૃહતા અને વહેવારનું કડકપણું એ ગુણો જોઈને જ તેમને પસંદ કરવા જોઈએ.

એન્જિન ચલાવનારને અને ગાર્ડને આખી ગાડી ભરોસે સોંપીને રાત્રે આપણે પોતપોતાના ડબામાં ઊંઘી જઈએ છીએ તે જ ઢબે પણ આળસને કારણે જ બધી બાબતો સંચાલકોને સોંપીને સંઘમાંના લોકો સૂઈ જાય છે. આવી પરિસ્થિતિમાં સંઘનો મૂળ ઉદ્દેશ જ માર્યો જાય છે. સંઘમાં સામેલ થનાર દરેક માણસને ઉત્તમ રીતે જીવવું કેમ, તેમ જ સ્વાર્થ, પરાર્થ ને પરમાર્થ સંપાદન કરવા કેવી રીતે એની ઉત્તમ તાલીમ અને ઉત્તમ શિક્ષણ મળે એ સંઘનો ઉદ્દેશ છે. એ ઉદ્દેશ પાર પાડવાને બધાએ સંઘકાર્યમાં ધ્યાન આપવું જોઈએ. એકએકના જીવનમાં ડખાડખ ન કરતાં જેટલું ધ્યાન આપી શકાય તેટલું ધ્યાન આપવાની કળા અત્યંત ઉપયોગી જીવનકળા છે. એ કળાના જોર પર જ સમાજ સમર્થ બને છે. એવું સામર્થ્ય સંપાદન કર્યું પછી કરજનો વહેવાર તો શું, બધો જ જીવનવહેવાર સુવ્યવસ્થિત થવાનો છે.

આ તો બધી આગળની રચના થઈ. પરંતુ આજે ગામડાંઓમાં જે માથાબૂડ દેવું વ્યાપી ગયું છે તેનો ઉપાય શો? આજની સ્થિતિ સ્વાભાવિક નથી પણ એ એક સામાજિક મહારોગની નિશાની છે. જે વસ્તુ સમાજવ્યાપી છે તે સ્વાભાવિક જ છે, ને એવી જ હમેશ રહેવાની છે, એમ માનવું એ જડતાનું લક્ષણ છે.

આ મહારોગનો ઉપાય પણ ઉપર જણાવેલા સંઘોમાં જ છે. સંઘ જેમ જેમ વિશાળ અને સમર્થ થશે તે પ્રમાણમાં તે ગામની બધી લેવડદેવડની માહિતી એકઠી કરીને તેની તપાસ કરવાને શક્તિવાન થશે. કોઈનાં નાણાં બૂડે એ જેટલું અયોગ્ય છે તેટલું જ કરજમાં સમાજ અને તેનો પુરુષાર્થ બૂડી જાય એ પણ અયોગ્ય છે. આ તત્ત્વ ધ્યાનમાં રાખીને સમદૃષ્ટિથી સમાજના કરજવહેવારની છણાવટ થવી જોઈએ; અને તે પણ કોર્ટના ન્યાયની રીતથી નહીં પણ સામાજિક ન્યાયની રીતથી. બધા પક્ષોને બચાવી લઈ આજની ગૂંચ ઉકેલવી જોઈએ. અસાધારણ સ્થિતિમાં યોજવાના ઉપાયો પણ અસાધારણ જ હોવાના. શાહુકારોએ અને સંઘે વચ્ચે પડીને કોઈ વિશિષ્ટ રીતથી ખેડૂતની કેટલીક જરૂરિયાતોનો બોજ ઉઠાવ્યા સિવાય અને બાકીનું દેવું ફેડવા સારુ ખેડૂતોને મદદ કર્યા સિવાય ખેડૂત તરવાનો નથી. એક વાર આવી ઝૂડઝાપટ થયા પછી પહેલાંની ભૂલો ન થાય તે માટે કોઈ વ્યવસ્થા યોજવી પડશે. માત્ર કાયદા સખત કરીને કે વહેવારને ઠગલે

ને પગલે પરવાનગીઓ મેળવવાની આડખીલીઓ ઊભી કરવાથી આ કામ બનવાનું નથી, સંઘોએ જ સામુદાયિક જવાબદારી ઉઠાવીને વ્યક્તિને મજબૂત કરવી જોઈએ.

આજના શાહુકારવર્ગને પરિસ્થિતિનું યથાર્થ ભાન થાય એવું કડક શિક્ષણ આપવાની જરૂર છે. છે તે સ્થિતિ ચાલી શકવાની નથી. જે પ્રમાણે રાત્રે ઊંઘી જઈને એટલે એક રીતે મરીને બીજે દિવસે આપણે નવા દમથી ઊઠીએ છીએ તે પ્રમાણે શાહુકાર વર્ગે આજના અંક પર પડદો પાડી ને તેમ કરતાં ભોગવવી પડે તે કળ વેઠી શરૂઆતમાં જણાવેલા નવા અંકની શરૂઆત કરવી જોઈએ. આ નવી ગડ બેસાડવામાં સંઘની મદદ ઝાઝી થશે.

જીવન જ નિ:સત્ત્વ થયું હશે તો કાયદા શું ને સંઘ શું, ધર્મ શું ને ધુરીણ શું, કશાથી જ ગાડું પાછું ચાલતું થવાનું નથી. ગામડાંમાંના ઉદ્યોગધંધા પાછા ચાલતા કરવા જોઈએ. તેમાં પણ નવી દિશા ને નવાં વલણોની જરૂર છે. ઉદ્યોગધંધા વધે, સામાજિક પુરુષાર્થ વધે એટલે વહેતું જીવન આપોઆપ શુદ્ધ અને જોમદાર થાય છે. ઉદ્યોગી રાષ્ટ્રોના વિચારવાન લોકો પોતાને જોઈતો માલ ઉત્તમ રીતે કેમ તૈયાર કરવો એનો વિચાર કરતા રહે છે; દેશમાં બહારથી આવનારો માલ મૂળ ક્યાં તૈયાર થાય છે, કેમ બને છે, તેનું રૂપાંતર કોણ કેવી રીતે કરે છે, માલની લાવલઈજાવ કોણ કરે છે અને તે માલની આપેલી કિંમતમાં કોને કોને ભાગે કેટલો નફો જાય છે એ બધી બાબતોનો પાર કાઢે છે; તે જ પ્રમાણે દેશમાંથી બહાર જનારો માલ કોણ શા સારુ ક્યાં લઈ જાય છે, તેનું રૂપાંતર કેવું અને કેમ થાય છે, તે માલ શા કામમાં આવે છે, અને છેવટે ક્યાં પહોંચે છે એની ખબર પણ તેમણે મેળવેલી હોય છે; અને આ બધા વહેવારમાં કેટલો નફો પોતાને ભાગે રહેવા યોગ્ય છે, કેટલા નફાના આપણે ધણી છીએ એનું જ્ઞાન મેળવે છે. ગુજરાતનો એક ખેડૂત દર વર્ષે હજારો રૂપિયાનાં ફળો પેદા કરે છે. એટલું જ નહીં પણ કરાંચી, લાહોર, દિલ્લી, મદ્રાસ વગેરે ઠેકાણે દૂર સુધી મુસાફરી કરી ત્યાંના ઘરાકોને માલ પહોંચે ત્યાં સુધીનો બધો નફો પોતાને જ કેમ મળે એની તજવીજમાં રહે છે. તેના ઘરડા બાપને હિંદુસ્તાનમાંથી વિલાયતની ટપાલ વિમાનમાં જાય છે એમ જણાવતાં જ તે બોલી પડ્યો કે 'તો પછી અમારાં ચીકુ, કેરી અને બોર વિલાયત કેમ ન મોકલવાં? મારાં ફળો મોસમ શરૂ થતાં પહેલાં પાકે છે ને કેટલાંક ઝાડો મોસમ ખલાસ થયા પછી ફળે છે, એટલે ભાવ સારો આવવો જ જોઈએ.'

બધી દુનિયાનો વેપાર કરવાનો લોભ મનમાં ન રાખતાં, આપણા ખેડૂતો જો આ ડોસાની જેમ જાગરૂક અને સૂઝદાર બને તો હિંદુસ્તાનનું દૈન્ય દૂર થશે. જાગરૂક અને કાર્યકુશળ ખેડૂતે કાઢેલું કરજ તેને ડુબાડતું નથી. ઊલટું તરવાના કુક્કાની માફક અથવા બૂચના જાકીટ પ્રમાણે તરી જવામાં મદદ કરે છે.

૧૯૩૨

# બે પ્રશ્નો

૧. ગામડાંમાં લોકસેવા કરવી હોય તો શરૂઆતમાં મારા જેવાએ ક્યાં કામો હાથ પર લેવાની તમે ભલામણ કરો?

(અ) ગામડાંમાં જરૂરનાં કરિયાણાં અને બીજા માલની દુકાન વ્યવસ્થિત ચલાવી લોકોની સેવાની શરૂઆત થઈ શકે. માલ સ્વચ્છ, સારો અને સોંઘો એટલે બહુ નફો ન લેતાં વેચવો. જરૂરી ચીજો આમ સંતોષકારક રીતે મળતી થાય એટલે કેવળ મોજશોખની ચીજો લેવા, એક દહાડો બગાડીને શહેર તરફ કોણ જાય? જે વસ્તુઓ લોકોના આરોગ્યને કે નીતિને હાનિકારક હોય તેની ખપત એ રીતે ધીમે ધીમે ઓછી કરી શકાશે.

(આ) લોકોને કાગળો વગેરે લખી આપવાનું કામ કાળજીપૂર્વક અને મફત કરી આપવામાં આવે તો એ રીતે પણ લોકોને ઉપયોગી થઈ શકાશે. પરંતુ એ કામથી સેવકનો પૂરો વખત નહીં ભરાય એ ખાસ જોવું જોઈશે.

(ઇ) ગામમાંનાં માંદાંઓની માવજત કરવાની તક કોઈ પણ વખત જવા ન દેવી.

(ઈ) લોકોને પોતાનાં કપડાં, ખાસ કરીને પાથરણાં તેમ જ ઓઢવાનાં તડકે નાખતાં શીખવવું.

એ યાદ રાખવું જોઈએ કે ગામડાંની સંપત્તિ અને સમૃદ્ધિ જેમ શહેરોમાં ચાલી જાય છે તે જ પ્રમાણે તેની પાછળ પાછળ ગામડાંની બુદ્ધિમત્તા, કાર્યકુશળતા અને તેને યોગે જવાબદારીનો ઓઘ પણ આપોઆપ શહેર તરફ જ વળે છે; અને માત્ર અજ્ઞાન, આળસ, એદીપણું, સંકુચિતતા અને ગરીબોને ફોલી ખાનારી દુર્જનતા એનો જ કાંપ ગામડાઓમાં ઠરી રહે છે. આમ જીવનકલહ વિકટ અને સંકટમય થવાથી, ધૂર્તતા અને ગુલામીને સ્વાભાવિક નિર્દયતાના જોર પર ગામડાંની પક્ષાપક્ષી ફાલે છે. પક્ષાપક્ષીના વમળમાં સમાજ સપડાયો કે તેનું આર્યત્વ નષ્ટ થયું જ સમજવું.

૨. સહકારી શરાફી પેઢીઓ વિશે તમારો શો અભિપ્રાય છે?

શાહુકાર અને દેવાંનો વિચાર કર્યા પછી એ સોસાયટીઓનો ઝાઝો વિચાર કરવાનો રહેતો નથી. સહકારી સોસાયટીની યોજનાનો ખ્યાલ ઉત્તમ છે; પરંતુ તે સરકારી મદદથી શરૂ ન થવી જોઈએ. લોકજીવનમાંથી જ એ ઊગવી જોઈએ. ગામડાંમાંની મૂડી ગામડાંમાં જ રહે એની સંભાળ લેવી જોઈએ. શહેરોની મૂડી ગામડાંમાં આવી ત્યાંથી વ્યાજ કઢાવીને પાછી જાય છે. આ સ્થિતિ ઘાતક છે. જમીનનો ધણી કાયમનો શહેરવાસી થાય એ જેટલું ખરાબ છે. તેટલું જ શહેરની

મૂડી ઝાડ પરનાં વાંદાની પેઠે ગામડાંના વહેવાર પર પુષ્ટ થાય એ અનિષ્ટ છે. ગામડાંમાં વપરાતી મૂડી જો ગામડાંમાં જ સ્થિર થાય તો તે આશીર્વાદરૂપ બને.

સહકારી સોસાયટીઓ જીવનસોસાયટીઓ થાય, એટલે કે વ્યાપક ઉદ્દેશવાળા ખેડૂતોના સંઘો બનીને તેમનામાં જીવનસંબંધ ઉત્પન્ન થાય તો જ પરસ્પર સહકારનું તત્ત્વ કામધેનુ પ્રમાણે ફળ આપશે. આજની ઘડીએ સરકાર તરફથી જે મદદ મળે છે તે ખરું જોતાં સભાસદોની જીવનશુદ્ધિમાંથી, વહેવારશુદ્ધિમાંથી અને તેમના જીવનના ઓતપ્રોતપણામાંથી મળવી જોઈએ. એમ ન થાય તો બે શાહુકારોમાંથી ઓછા દરથી પૈસા ધીરનારની મૂડી જેમ અચૂક બૂડી જાય છે, તેવું જ આ પેઢીઓનું પણ થવાનું, ને પેઢીઓમાં લફંગા લોકો ઘૂસી જઈને પહેલાં પહેલાં ત્યાં વસીલાબાજી ને પછી દગાબાજી થવાની. અને સરકારની મદદ નકામી થઈ જઈ લોકોનો ખાનગી વહેવાર ખુશામતખોર લોકોના ખપ્પરમાં જઈ પડવાનો.

નોકરીના કે બીજા કારણે જેમનાં આવક અને ખર્ચ સરકાર અથવા તેના જેવી કોઈ જબરદસ્ત સંસ્થાના તાબામાં હોય છે તેમને પરસ્પર સહકારની શરાફી પેઢીની નવી પદ્ધતિ ફાવી જાય તો તેમાં કશી નવાઈ નથી.

૧૯૩૨

## કોરટબાજી

હિંદુસ્તાનમાં ડંકો બજાવી ગયેલા કોઈ એક ગોરા સેનાપતિના ચરિત્રમાં વાંચેલું યાદ છે કે તે પોતાની ફોજ લઈને બંગાળમાં પ્રવાસ કરતો હતો ત્યારે એક ગામના લોકોને પોતાની બધી ઘરવખરી સાથે જીવ લઈને નાસતા તેણે દીઠા. લોકોને ઊભા રાખી તેણે પૂછ્યું, 'તમારા પર એવું શું દુ:ખ આવી પડ્યું છે કે ગામ છોડીને તમે નાસી જાઓ છો. અમારી આવડી મોટી ફોજ છે. અમે તમારું સહેજે રક્ષણ કરી શકીશું.' લોકોએ જવાબ આપ્યો, 'એવો જ કોઈ દુશ્મન હોત તો અમે તમારું રક્ષણ માગ્યું હોત. અમે અમારું ગામ છોડીને નીકળ્યા છીએ તેનું કારણ જુદું છે. અમે સાંભળ્યું છે કે અમારે ત્યાં બ્રિટિશ અદાલત સ્થપાવાની છે. એટલા સારુ અમે દેશત્યાગ કરીએ છીએ.' આ અનુભવ નોંધતા તે ગોરા સેનાપતિને શી લાગણી થઈ હશે? બ્રિટિશ લોકોને પોતાના ન્યાય વિશે ભારે અભિમાન છે. સત્તરમા સૈકાની શરૂઆતમાં મદ્રાસ તરફના એક સંસ્કૃત કવિએ બ્રિટિશ લોકોની ન્યાયપ્રિયતાનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે. આમ છતાં લોકો કોર્ટોથી શા સારુ બીધા હશે?

સામાન્યપણે બ્રિટિશ ન્યાય ગમે તેટલો અણિશુદ્ધ હોય તોપણ તે બહુ ખરચાળ છે. સુતરો નથી. તેનું પૂંછડું લંબાયા કરે છે. ને કોર્ટમાં જનારા લોકોની નીતિમત્તા વધે છે એવો તો અનુભવ નથી. તેથી સ્થૂળ ન્યાયથી પોતાનો વહેવાર

ગબડાવનાર પંચપ્રમુખ પ્રજાને તેની બીક લાગે એ સ્વાભાવિક છે. બ્રિટિશ ન્યાયની અદાલતોમાં કાયદાનાં તત્ત્વોની જે છણાવટ થાય છે તે ખરેખર પ્રશંસાને પાત્ર છે. પરંતુ તેના મૂળમાં જે જાતનો સામાજિક સ્વભાવ કલ્પેલો છે તેવો આપણા લોકોનો સ્વભાવ નથી. આ એક સંસ્કૃતિભેદનો સવાલ છે. આપણું જીવન વધારે સામાજિક છે. નાનાં નાનાં વર્તુળોમાં ભલે હોય પણ આપણા લોકો પરસ્પરાવલંબનથી રહે છે અને જે સમાજમાંના વહેવારનો ઝઘડો હોય તે તે જ સમાજના ડાહ્યા તેમ જ બન્ને પક્ષને ઓળખનારા પંચ મારફતે ન્યાય મેળવવાની આપણને પહેલેથી ટેવ પડેલી છે. આ ન્યાયથી એક હાથમાં કાંટો લઈને બેઠેલી અને આંખે પાટા બાંધીને બીજા હાથે ખુલ્લી તલવાર બતાવનારી ન્યાયદેવતાને સંતોષ આપવાનો ખ્યાલ નથી હોતો, પરંતુ વહેવાર સુતરાઈથી ચાલે, સામાજિક સંબંધો જળવાય અને લુચ્ચાલફંગા લોકોને ગુના કરવાને ઉત્તેજન ન મળે એટલી સાદી બાળબોધ દૃષ્ટિ રાખવામાં આવે છે. પ્રેમ અને સહકારને વિસારે મૂકનાર ત્રાજવાંના ન્યાયને આપણા લોકોએ સ્વીકાર્યો નથી; સંસ્કૃતિનો આ મોટો ફરક છે.

જે પ્રમાણે નાના વેપારીઓને મૂડી વ્યાજે ધીરીને શાહુકાર તેમના ધંધામાંનો ઘણોખરો કસ પોતે ખેંચી લે છે, તે જ પ્રમાણે કોર્ટો અને કોર્ટના બારણામાં બેઠેલા વકીલો લડનારા લોકોને ન્યાય મેળવી આપતાં આપતાં તદ્દન છોલી નાખે છે. આ ન્યાયનું વિધિવિધાન એટલું લાંબું હોય છે કે કોર્ટના ચક્કરમાં એક વાર પેઠા પછી માણસને પોતાના રોજના વહેવાર પર ધ્યાન આપવું લગભગ અશક્ય બને છે. ગામડાંના લોકોને તો ફરતી કોર્ટની પાછળ ફરતાં ફરતાં નાકે દમ આવી જાય છે; અને માંદગીમાં સારો ડૉક્ટર મેળવવો એ જેમ ધનવાનોના ભાગ્યમાં જ લખેલું હોય છે તે પ્રમાણે સારો વકીલ મેળવવો એ લાંબી કોથળીવાળાના નસીબમાં જ હોય છે.

જે પ્રમાણે ધર્મપ્રચારક મિશનરી લોકો પોતાના ધર્મની પ્રતિષ્ઠા વધારવા માટે ગરીબગુરબાંને ઔષધ પહોંચાડવાની સગવડ તદ્દન મફત અને ઘણી વાર અંતરની લાગણીથી કરે છે તે જ પ્રમાણે આપણા દેશના ઝાઝા ધર્મનિષ્ઠ કાયદાપંડિતોએ મિશનરી બનીને લોકોને ન્યાય મેળવી આપવો જોઈએ; અને તે સાથે તેમને ન્યાયનું એટલે કાયદાનું શિક્ષણ પણ આપવું જોઈએ. સાચો ડૉક્ટર જેમ રોગીને દવા આપીને જ અટકી જતો નથી પરંતુ રોગનાં કારણો સમજાવીને રોગ ન થાય તે માટે શું શું કરવું જોઈએ તેની સમજ આપે છે તે જ પ્રમાણે સાચો કાયદાપંડિત, સમાજને કાયદાની કલમોમાંથી છટકવા સારુ ઊલટાસૂલટા દાવ કેમ ખેલવા, અને કોઈ પણ બનાવને સિફતથી જોઈએ તે રંગ કેમ આપવો એ શીખવવાને બદલે, પોતાનો વહેવાર ચોખ્ખો કેમ કરવો એનું શિક્ષણ આપશે. જે પ્રમાણે વિદ્યાદાનને નફો કરવાનો ધંધો બનાવવો ન જોઈએ, સમાજસેવાનો તે એક પવિત્ર ભાગ છે, તે જ પ્રમાણે વહેવારમાં બુદ્ધિદાન અથવા ન્યાયદાન પણ સંકટમાં પડેલા ગરજવાન

લોકો પાસેથી પૈસા કોતરવાનું સાધન ન બનતાં સમાજનું કલ્યાણ સાધનારી એક તપશ્ચર્યા જ થવી જોઈએ.

ઇતિહાસસંશોધનના વિષયમાં જેમ પાશ્ચાત્યોએ પહેલ કરી પણ હવે આ દેશના વિદ્વાનોએ અહીંની સંસ્કૃતિ યથાર્થપણે સમજીને એ વિષયમાં સ્વદેશી પાયો નાખ્યો છે તે જ પ્રમાણે વૈદક અને ન્યાય ખાતું એ બંને વિષયોમાં પૂર્વપરંપરા પારખીને, સમાજની નાડ તપાસીને, સ્વદેશી પદ્ધતિ ચાલુ કરવી જોઈએ. આજના વકીલો અને દાક્તરો કેવળ અનુસરણ કરનારા શિષ્યો છે. એ લોકો જો ધારે તો આ બંને ક્ષેત્રોમાં આખો પાયો બદલવો સાવ અશક્ય નથી. પરંતુ તે સારુ અસાધારણ સ્વાર્થત્યાગની આવશ્યકતા છે. પણ દેવો જ જો કર્મકાંડી યજ્ઞોના આડંબરનો વિરોધ કરે તો તેમની મોજમજા શી રીતે ચાલે ?

ઘણી વાર એમ બને છે કે ચાલુ સ્થિતિ વિશે જેમને અસંતોષ થયો છે, ચાલુ પદ્ધતિના દોષ જેમને બરાબર સમજાયા છે, અને નવી ગડ કેમ બેસાડવી એની પણ જેમને થોડીઘણી કલ્પના છે એવા લોકોમાં ચાલતું બદલી નવું ચાલુ કરવા જેટલું બુદ્ધિસામર્થ્ય નથી હોતું, તેટલી ધગશ નથી હોતી. એવા લોકોમાં આપસ-આપસમાં સૂક્ષ્મ મતભેદો હોવાથી તેમનું સંગઠન પણ થઈ શકતું નથી. ચાલતી પદ્ધતિ તો સંગઠિત, દૃઢમૂલ અને પ્રતિષ્ઠિત હોય છે. આવી પરિસ્થિતિમાં સુધારકોનો બુમાટો સાચો હોવા છતાં તેનું કશું ફળ નીપજતું નથી. અને આવા લોકોના દુર્બળ વિરોધથી સ્થપાયેલી પદ્ધતિને ધક્કો લાગવાને બદલે તે ઊલટી મજબૂત બને છે. શિક્ષણ, વૈદક અને ન્યાય એ ત્રણે ક્ષેત્રોમાં એવું થયું છે.

માણસ અતિ લોભને ન વળગતાં જો સજ્જન લોકો સાથે જ વહેવાર રાખવાનું નક્કી કરે તો તેને બંને બાજુના હિતાહિતનો ને બંને પક્ષના સ્વાર્થનો વિચાર કરવાની ટેવ પડશે. એમ છતાં પણ મતભેદ રહે તો ત્રાહિત, તટસ્થ પંચ મારફતે તે મટાડવો બહુ મુશ્કેલ નથી. પરંતુ માણસ લોભનો ભોગ થાય છે; અને બંને પક્ષે પોતપોતાના સ્વાર્થ સારુ તાણાતાણ કરવી એવો નિયમ બંધાઈ જાય છે. છેલ્લી એક્બે પેઢીથી આપણે કહેતા આવ્યા છીએ કે કોર્ટને ઠેકાણે લવાદપંચાયતની સ્થાપના થવી જોઈએ. પરંતુ બિલાડીના ગળામાં ઘંટડી હજી બંધાઈ નથી. સાચું જોતાં પંચાયતની સ્થાપના સારુ સમાજનો વહેવાર વિશેષ શુદ્ધ અને શુદ્ધતર થવો જોઈએ, અને તે માટે તે મર્યાદિત થાય એ પણ આવશ્યક છે. શહેરના વ્યાપારી વાતાવરણને માટે આ જરા અઘરું હશે પણ ગામડાંમાંનો વહેવાર સુતરો ને સીધો હોવાથી, તેમ જ પરસ્પર સંબંધ કેવળ કરારનો ન હોઈ જીવનસંબંધ હોવાથી ઉપરનો સુધારો ત્યાં સહેજે દાખલ થવો જોઈએ. કજિયા કોર્ટમાં લઈ જવા જ નથી એવું જો કોઈ વ્રત લઈ બેસે તો તેને ઝટ પસ્તાવું પડશે. કેમ કે પોતાની મૂડી ડુબાડીને સમાજનો સુધારો કરવાનો દૂરદૃષ્ટિ સ્વાર્થ બહુ થોડા લોકોમાં હોય છે. પરંતુ સામાન્યપણે [illegible] જવું પડે એવા વહેવારમાં પગ જ ન માંડવો એવું [illegible]નુસ લઈ [illegible] અને ગામડાંને માટે એ જ એકમાત્ર રસ્તો છે.

કોર્ટમાં સાચાનું જૂઠું કર્યા સિવાય ચાલતું નથી એમ બધા જ કહે છે. પણ જો કોઈ દૃઢતાપૂર્વક અને આંખમાં તેલ આંજીને સાચેસાચી વસ્તુસ્થિતિ જ કોર્ટ આગળ રજૂ કરે તો સાચો ન્યાય કરવાની કોર્ટની નૈતિક જવાબદારી કોર્ટને આપો-આપ જ જણાવા માંડશે. એ સારુ જેટલો ગાળો જાય તેટલો વખત ત્યાગપૂર્વક સહન કરી લેવું જોઈશે. આસમાની (ઈશ્વરી કોપનાં) અને સુલતાની (રાજાની જબરદસ્તીનાં) કારણોથી થતું નુકસાન ગુપચુપ વેઠી લઈએ છીએ, અને તેની ગણતરી રાખીને જ વહેવાર ચલાવીએ છીએ તે જ પ્રમાણે રુહાની (આધ્યાત્મિક) કારણોસર વેઠવાને આપણે કેમ ન તૈયાર થઈએ? આસમાનીસુલતાની છતાં જો વહેવાર ડૂબ્યો નથી, તો રુહાની કારણો સ્વીકારવાથી તે ડૂબી જશે જ એમ માનવા-ને કંઈ કારણ છે ખરું? વકીલ હો કે સમાજનો આગેવાન હો, કોઈ જ સમાજ આગળ આ વાત ધરતો નથી. શિક્ષક અથવા પ્રોફેસર જે પ્રમાણે નીમેલા પગાર લઈ કામ કરે છે તે પ્રમાણે વકીલો પણ નીમેલા વેતન પર કામ કરે એવી પદ્ધતિ શરૂ થવી જોઈએ. અને આપીલ પર આપીલ જવાની રીત તદ્દન ઓછી કરી નાખવી જોઈએ.

એ બધું તો થવાનું હશે ત્યારે થશે. આજે તો ગામડાંના દરેક જણે પોતાનો વહેવાર સુધારીને કોર્ટોથી દૂર રહેવાનો પ્રયત્ન જ કરવો જોઈએ એટલે પછી વસ્તી કે ગામ છોડીને જવાનો પ્રસંગ નહીં આવે.

૧૯૩૨

## આરોગ્ય

૧. મનુષ્યની વિષ્ટા ગામમાંથી નષ્ટ કરવી જોઈએ. ખાઈનાં જાજરૂ બનાવી તે પર ચોકઠાં (ફ્રેમ) મૂકવાં. આમાંથી બનતું ખાતર વાપરવું જ જોઈએ.

૨. જાનવરોની વિષ્ટા (છાણ) લીપવાને કે બાળવાને ન વાપરવી. ઉકરડા ગામમાંથી બહાર કઢાવવા જોઈએ. ભોંય માટીથી લીપવી. ખાતર ઢગલો કરી ખુલ્લામાં ન રાખતાં ખાડો કરી તેમાં નાખવું ને રાખવું. નહીં તો ખાતર તરીકેનાં તેમાંનાં પૌષ્ટિક દ્રવ્યો હવાથી ને તડકાથી ઊડી જાય છે અને ખાતરો નિઃસત્ત્વ થાય છે. જાનવરોનું મૂતર બહુ તેજ ખાતર છે. તેનો આપણે ઉપયોગ કરતા નથી તે સંભાળપૂર્વક કરવો જોઈએ.

૩. વપરાયેલું પાણી ખાડાઓમાં નરકના કુંડો બનાવી ન રાખતાં મેથી, કોથમીર, મૂળા વગેરે ભાજીપાલા સારુ હમેશ તે પાણીનો ઉપયોગ કરવો. પાણી વધારે હોય તો અળુ, સૂરણ, કેળ વગેરે કરવાં, કેમ કે એ બધાંનાં મોટાં પાંદડાં જમીનમાંનો ભેજ મોટા પ્રમાણમાં ચૂસી લઈ હવામાં છોડી દે છે. આ પાંદડાંઓના

મૂળમાં મચ્છર થવાનો સંભવ હોય છે. તેથી ઘરથી જેટલે દૂર વપરાયેલું પાણી લઈ જઈ શકાય તેટલે દૂર લઈ જઈ ત્યાં તે રોપવાં.

સામાન્ય સિદ્ધાંત એ ધ્યાનમાં રાખવો કે વાપરવાથી બગડેલા પાણીને મોરી કરીને દૂર લઈ જવા કરતાં ઉઘાડી નીક કરીને લઈ જવું સારું. અને ઉત્તમ ઉપાય તો એ કે પાણી દૂર લઈ જઈને જ વાપરવું.

નાહવાની જગ્યા, કપડાં ધોવાની જગ્યા, વાસણ માંજવાની જગ્યા, જમીને મોઢું ધોવાની જગ્યા, દાતણ કરવાની જગ્યા, રહેવાના ઘરથી બને તેટલે દૂર રાખવી. રસોડામાંનું પાણી ખૂણામાં એક ખાડામાં ભેગું કરવું ને વખતસર ઉલેચીને દૂર નાખી આવવું.

ભીંતમાં કાણાં પાડી મોરી વાટે પાણી કાઢવાની રીત બહુ ખરાબ છે. કેમ કે ત્યાં હમેશ ભેજ રહે છે, દુર્ગંધ છૂટે છે, રોગનાં જંતુ ઘર કરીને રહે છે અને સાપ, ગરોળી, વાંદા વગેરેને તે કાયમનું આમંત્રણ થઈ બેસે છે. અને ઈમારત કમજોર થાય છે તે તો જુદું.

૪. પાથરણાં અને ઓઢવાનાં : જે કપડાં ધોઈ શકાય તે વારંવાર ધોવાં. બાકીનાં તડકે નાખવાં. પીંજણકામ અને સીવણકામ ઘરના લોકોએ જાણવું જોઈએ. તેમ હોય તો રજાઈ, ગોદડાં વગેરે ઉકેલી અંદરનું રૂ તડકે નાખી ફરી ભરીને સીવી લઈ શકાશે. માંદાઓ માટે અને નાનાં બાળકો માટે ઘરમાં મીણકાપડ રાખવું. ગાદી અને ગલેફની વચ્ચે મીણકાપડ રાખવાથી ગાદી બચે છે.

૫. ઘરમાંની હવા : સ્વચ્છ હવાનું મહત્ત્વ હજી થોડા જ લોકોને સમજાયું છે. આપણા દેશનો પ્રખર તડકો બધા રોગોનો નાશ કરવાને સમર્થ છે પરંતુ આપણે તેનો ઉપયોગ કરતા નથી. જૂનાં ઘરો બદલી કાઢવાં શક્ય નથી. પરંતુ તેમાં ઘણી બારીઓ મૂકી શકાય. હવા ફરતી રહે ને પ્રકાશ મળે એ બન્ને ઉપાય રોગનાશક છે. દર વરસે ભર ઉનાળામાં ઘર પરનાં નળિયાં વારાફરતી બબ્બે ત્રણત્રણ પનાર કાઢીને છાપરામાંથી પુષ્કળ તડકો ઘરમાં આવવા દેવો. આના લાભો ઘણા છે. ચોમાસાની શરૂઆતમાં ઘર ચાળવું તો પડે જ છે તે જ બે મહિના આગળથી કરવાથી સંચારવાનો ખર્ચ ઓછો થાય છે અને આરોગ્યવૃદ્ધિ અનાયાસે થાય છે. જે ઓરડીમાં બારી પાડીને અથવા છાપરા વાટે પ્રકાશ લેવાનું બની ન શકે ત્યાં ઉપરણું કે પિછોડી લઈ એના લાકડીપટાના જેવા પટા ફેરવવા. એટલે અંદરની હવા વલોવાઈને બહાર જાય છે ને તાજી હવા અંદર આવે છે. ડામર, રાળ અને ગંધક એ બધાનો ધૂપ રોગનાશક છે. ઓરડી ગમે તેટલી હવાદાર હોય તોપણ ખૂણેખાંચરે હવા બંધિયાર જેવી વાસી રહે છે. ત્યાં ઉપર બતાવ્યા પ્રમાણે કપડાંથી ઝૂડીને હવા તાજી કરવી જોઈએ.

ઓરડામાંની હવાના પ્રવાહો કેમ ચાલે છે એનો દરેકને ખ્યાલ હોવો જોઈએ. ઓરડીમાં નાની સરખી સગડીમાં ધૂપ નાખી ધુમાડાની સેર ક્યાં જાય છે એનું નિરીક્ષણ કરવાથી એ શાસ્ત્ર આવડી જશે. સામાન્યપણે ઓરડીમાં એક જ

બારણું હોય ત્યાં બગડેલી હવા બારણાની ઉપરની બાજુએથી જાય છે અને બહારની સારી, સ્વચ્છ, ઠંડી હવા નીચેથી અંદર આવે છે. [આ જ કારણથી આગ લાગી હોય એવા ઘરમાં તદ્દન નમીને ફરવાની સલાહ આપવામાં આવે છે.]

૧૯૩૨

# ગ્રામવૃદ્ધ અને અધિકારસંન્યાસ

કેટલાંક પ્રાણીઓ પોતાનાં ઈંડાં જમીનમાં દાટીને જાતે મરી જાય છે. તેમનામાં માબાપ અને છોકરાંનું પરસ્પર દર્શન સરખું થતું નથી. દરેક પેઢીને સ્વયંભૂપણે પોતાનો નવો સંસાર સજવો પડે છે. મનુષ્યપ્રાણીનું તેવું નથી. મનુષ્ય જન્મ ધર્યા પછી ઘણો સમય પાંગળો રહે છે. તેને જૂની પેઢીને હાથે કેળવણી લઈ સજ્જ થવું પડે છે. તે જ પ્રમાણે બીજે છેડે માણસની ઉપયોગિતા પૂરી થયા પછી પણ તે જીવતો રહે છે ને તે નવી પેઢીનો આશ્રિત થઈને રહે છે. જીવનની શરૂઆતનો કેટલોક અને આખરનો કેટલોક ભાગ પ્રત્યક્ષ કાર્યને સારુ ઉપયોગી નથી હોતો. શરૂઆતમાં તેની શક્તિ અધૂરી હોય છે. છેવટે છેવટે ક્ષીણ થયેલી હોય છે. બાળપણમાં તેને જવાબદારી સમજાતી નથી; ઘડપણમાં તેનાથી તે ઊંચકાતી નથી.

આ પરિસ્થિતિ દુઃખ કરવા જેવી છે એવું સમજવાની જરૂર નથી. આ વ્યવસ્થાથી ભૂત-ભવિષ્ય-વર્તમાન ત્રણે પેઢીની સાંકળ અખંડ જોડાય છે, અને સર્વ પ્રકારની પ્રગતિ થઈ શકે છે. ઇતર પ્રાણીઓ માત્ર દિગ્દૃષ્ટિ હોય છે. એક મનુષ્ય-પ્રાણી જ એવું છે કે તેને દિગ્દૃષ્ટિ ઉપરાંત કાલદૃષ્ટિ પણ હોય છે. મનુષ્ય સમજે છે કે પ્રત્યેક ક્ષણ ભૂત અને ભવિષ્ય વચ્ચેની એક સંધિ છે. પ્રત્યેક ક્ષણમાં ભૂત અને ભવિષ્યનો સંબંધ ઓળખીને જ તેને વર્તમાનમાં વર્તન કરવું રહે છે. નાન-પણની કેળવણી ઘણે અંશે ભૂતકાળ સમજવાને અને પચાવવાને સારુ હોય છે. જીવંત ભૂતકાળનું અધ્યયન-આકલન જેમણે કર્યું નથી, ભૂતકાળનો અભ્યાસ કરી તેને જેમણે પચાવ્યો નથી તેમનાથી વર્તમાનકાળનું કાર્ય કુશળતાથી અને જવાબ-દારીથી બનવાનું નથી.

અહીં સુધીનું વિવેચન બધાને કબૂલ રહે એવું છે. પરંતુ વર્તમાનકાળની જવાબ-દારી ઊંચકવા માટે ભૂતકાળની મૂડી હોવી એ જેટલું જરૂરનું છે તેટલું જ અથવા તેથી પણ વિશેષ ભવિષ્યકાળની દૃષ્ટિ હોવી એ જરૂરનું છે. એ દૃષ્ટિ જેઓ કમાયા નથી, ભવિષ્યકાળ સાથે, નવી પેઢી સાથે જેઓ સંધાન જોડી શકતા નથી તેમને અર્ધશિક્ષિત જ કહેવા જોઈએ. ભવિષ્યકાળ કઈ દિશામાં જાય છે, ક્યા ક્યા નવીન પ્રશ્નો તેણે જગાડ્યા છે, એ તો ઉત્તમ રીતે સમજવું જરૂરનું છે જ પરંતુ તે સાથે નવી પેઢીનાં પસંદગીનાપસંદગી, ગમાઅણગમા, બૌદ્ધિક બંધારણ અને સામર્થ્ય-ની વિશેષતા ઓળખી તેને યોગ્ય કેળવણી આપવી, દિશા બતાવવી અને કામ

મૂળમાં મચ્છર થવાનો સંભવ હોય છે. તેથી ઘરથી જેટલે દૂર વપરાયેલું પાણી લઈ જઈ શકાય તેટલે દૂર લઈ જઈ ત્યાં તે રોપવાં.

સામાન્ય સિદ્ધાંત એ ધ્યાનમાં રાખવો કે વાપરવાથી બગડેલા પાણીને મોરી કરીને દૂર લઈ જવા કરતાં ઉઘાડી નીક કરીને લઈ જવું સારું. અને ઉત્તમ ઉપાય તો એ કે પાણી દૂર લઈ જઈને જ વાપરવું.

નાહવાની જગ્યા, કપડાં ધોવાની જગ્યા, વાસણ માંજવાની જગ્યા, જમીને મોઢું ધોવાની જગ્યા, દાતણ કરવાની જગ્યા, રહેવાના ઘરથી બને તેટલે દૂર રાખવી. રસોડામાંનું પાણી ખૂણામાં એક ખાડામાં ભેગું કરવું ને વખતસર ઉલેચીને દૂર નાખી આવવું.

ભીંતમાં કાણાં પાડી મોરી વાટે પાણી કાઢવાની રીત બહુ ખરાબ છે. કેમ કે ત્યાં હમેશ ભેજ રહે છે, દુર્ગંધ છૂટે છે, રોગનાં જંતુ ઘર કરીને રહે છે અને સાપ, ગરોળી, વાંદા વગેરેને તે કાયમનું આમંત્રણ થઈ બેસે છે. અને ઈમારત કમજોર થાય છે તે તો જુદું.

૪. પાથરણાં અને ઓઢવાનાં : જે કપડાં ધોઈ શકાય તે વારંવાર ધોવાં. બાકીનાં તડકે નાખવાં. પીંજણકામ અને સીવણકામ ઘરના લોકોએ જાણવું જોઈએ. તેમ હોય તો રજાઈ, ગોદડાં વગેરે ઉકેલી અંદરનું રૂ તડકે નાખી ફરી ભરીને સીવી લઈ શકાશે. માંદાઓ માટે અને નાનાં બાળકો માટે ઘરમાં મીણકાપડ રાખવું. ગાદી અને ગલેફની વચ્ચે મીણકાપડ રાખવાથી ગાદી બચે છે.

૫. ઘરમાંની હવા : સ્વચ્છ હવાનું મહત્ત્વ હજી થોડા જ લોકોને સમજાયું છે. આપણા દેશનો પ્રખર તડકો બધા રોગોનો નાશ કરવાને સમર્થ છે પરંતુ આપણે તેનો ઉપયોગ કરતા નથી. જૂનાં ઘરો બદલી કાઢવાં શક્ય નથી. પરંતુ તેમાં ઘણી બારીઓ મૂકી શકાય. હવા ફરતી રહે ને પ્રકાશ મળે એ બન્ને ઉપાય રોગનાશક છે. દર વરસે ભર ઉનાળામાં ઘર પરનાં નળિયાં વારાફરતી બબ્બે ત્રણત્રણ પનાર કાઢીને છાપરામાંથી પુષ્કળ તડકો ઘરમાં આવવા દેવો. આના લાભો ઘણા છે. ચોમાસાની શરૂઆતમાં ઘર ચાળવું તો પડે જ છે તે જ બે મહિના આગળથી કરવાથી સંચારવાનો ખર્ચ ઓછો થાય છે અને આરોગ્યવૃદ્ધિ અનાયાસે થાય છે. જે ઓરડીમાં બારી પાડીને અથવા છાપરા વાટે પ્રકાશ લેવાનું બની ન શકે ત્યાં ઉપરણું કે પિછોડી લઈ એના લાકડીપટાના જેવા પટા ફેરવવા. એટલે અંદરની હવા વલોવાઈને બહાર જાય છે ને તાજી હવા અંદર આવે છે. ડામર, રાળ અને ગંધક એ બધાનો ધૂપ રોગનાશક છે. ઓરડી ગમે તેટલી હવાદાર હોય તોપણ ખૂણેખાંચરે હવા બંધિયાર જેવી વાસી રહે છે. ત્યાં ઉપર બતાવ્યા પ્રમાણે કપડાંથી ઝૂડીને હવા તાજી કરવી જોઈએ.

ઓરડામાંની હવાના પ્રવાહો કેમ ચાલે છે એનો દરેકને ખ્યાલ હોવો જોઈએ. ઓરડીમાં નાની સરખી સગડીમાં ધૂપ નાખી ધુમાડાની સેર ક્યાં જાય છે એનું નિરીક્ષણ કરવાથી એ શાસ્ત્ર આવડી જશે. સામાન્યપણે ઓરડીમાં એક જ

બારણું હોય ત્યાં બગડેલી હવા બારણાની ઉપરની બાજુએથી જાય છે અને બહારની સારી, સ્વચ્છ, ઠંડી હવા નીચેથી અંદર આવે છે. [આ જ કારણથી આગ લાગી હોય એવા ઘરમાં તદ્દન નમીને ફરવાની સલાહ આપવામાં આવે છે.]

૧૯૩૨

# ગ્રામવૃદ્ધ અને અધિકારસંન્યાસ

કેટલાંક પ્રાણીઓ પોતાનાં ઈંડાં જમીનમાં દાટીને જાતે મરી જાય છે. તેમનામાં માબાપ અને છોકરાંનું પરસ્પર દર્શન સરખું થતું નથી. દરેક પેઢીને સ્વયંભૂપણે પોતાનો નવો સંસાર સજવો પડે છે. મનુષ્યપ્રાણીનું તેવું નથી. મનુષ્ય જન્મ ધર્યા પછી ઘણો સમય પાંગળો રહે છે. તેને જૂની પેઢીને હાથે કેળવણી લઈ સજ્જ થવું પડે છે. તે જ પ્રમાણે બીજે છેડે માણસની ઉપયોગિતા પૂરી થયા પછી પણ તે જીવતો રહે છે ને તે નવી પેઢીનો આશ્રિત થઈને રહે છે. જીવનની શરૂઆતનો કેટલોક અને આખરનો કેટલોક ભાગ પ્રત્યક્ષ કાર્યને સારુ ઉપયોગી નથી હોતો. શરૂઆતમાં તેની શક્તિ અધૂરી હોય છે. છેવટે છેવટે ક્ષીણ થયેલી હોય છે. બાળપણમાં તેને જવાબદારી સમજાતી નથી; ઘડપણમાં તેનાથી તે ઊંચકાતી નથી.

આ પરિસ્થિતિ દુ:ખ કરવા જેવી છે એવું સમજવાની જરૂર નથી. આ વ્યવસ્થાથી ભૂત-ભવિષ્ય-વર્તમાન ત્રણે પેઢીની સાંકળ અખંડ જોડાય છે, અને સર્વ પ્રકારની પ્રગતિ થઈ શકે છે. ઈતર પ્રાણીઓ માત્ર દિગ્દૃષ્ટિ હોય છે. એક મનુષ્ય-પ્રાણી જ એવું છે કે તેને દિગ્દૃષ્ટિ ઉપરાંત કાલદૃષ્ટિ પણ હોય છે. મનુષ્ય સમજે છે કે પ્રત્યેક ક્ષણ ભૂત અને ભવિષ્ય વચ્ચેની એક સંધિ છે. પ્રત્યેક ક્ષણમાં ભૂત અને ભવિષ્યનો સંબંધ ઓળખીને જ તેને વર્તમાનમાં વર્તન કરવું રહે છે. નાન-પણની કેળવણી ઘણે અંશે ભૂતકાળ સમજવાને અને પચાવવાને સારુ હોય છે. જીવંત ભૂતકાળનું અધ્યયન-આકલન જેમણે કર્યું નથી, ભૂતકાળનો અભ્યાસ કરી તેને જેમણે પચાવ્યો નથી તેમનાથી વર્તમાનકાળનું કાર્ય કુશળતાથી અને જવાબ-દારીથી બનવાનું નથી.

અહીં સુધીનું વિવેચન બધાને કબૂલ રહે એવું છે. પરંતુ વર્તમાનકાળની જવાબ-દારી ઊંચકવા માટે ભૂતકાળની મૂડી હોવી એ જેટલું જરૂરનું છે તેટલું જ અથવા તેથી પણ વિશેષ ભવિષ્યકાળની દૃષ્ટિ હોવી એ જરૂરનું છે. એ દૃષ્ટિ જેઓ કમાયા નથી, ભવિષ્યકાળ સાથે, નવી પેઢી સાથે જેઓ સંધાન જોડી શકતા નથી તેમને અર્ધશિક્ષિત જ કહેવા જોઈએ. ભવિષ્યકાળ કઈ દિશામાં જાય છે, ક્યા ક્યા નવીન પ્રશ્નો તેણે જગાડ્યા છે, એ તો ઉત્તમ રીતે સમજવું જરૂરનું છે જ પરંતુ તે સાથે નવી પેઢીનાં પસંદગીનાપસંદગી, ગમાઅણગમા, બૌદ્ધિક બંધારણ અને સામર્થ્ય-ની વિશેષતા ઓળખી તેને યોગ્ય કેળવણી આપવી, દિશા બતાવવી અને કામ

કરવાને અવકાશ આપવો એ દરેક પુખ્ત વ્યક્તિ અને પેઢીનું કામ છે. જેનું દરેક પગલું ભવિષ્યકાળ તરફ પડતું નથી તેણે વહેવાર પરની પોતાની હકૂમત છોડી દેવી જોઈએ. મનુષ્ય જો અજરામર હોત તો તે ભવિષ્યની પેઢીને વહેવાર ખેલવા જ ન દેત. ઇચ્છા હોય કે ન હોય, મરણ આવતાં બધી ઐહિક બાબતો નવી પેઢીને સોંપી દીધા સિવાય બીજી ગતિ રહેતી નથી. પણ નવી પેઢીને જૂની પેઢીના હાથમાંથી બધા હક ઝૂંટવી લેવાની સ્થિતિ આવે તે બન્નેને શોભે એવું નથી. ઈશ્વરે નવી પેઢીનું શિક્ષણ જૂની પેઢીના હાથમાં રાખેલું છે એ બીનાનો લાભ લઈ તેટલા વખતમાં નવી પેઢી પર જેટલા સંસ્કાર પાડી શકાય તેટલા પાડી લો. તમને મળેલી તકનો અધિકાધિક લાભ લેવાની તમને પૂર્ણ સ્વતંત્રતા છે. પરંતુ તે કાળ વહી ગયા પછી નવી પેઢીમાં જે કંઈ નીપજે તેને વધાવી લેવામાં જ તમારી શોભા છે. ભાવી પેઢી સ્વતંત્ર થયા પછી પણ તેને કામ કરવાની, વહેવાર ચલાવવાની તક ન આપવી, તેના અધિકાર કબૂલ ન કરવા, એ પોતાની નાલાયકીનાં જ લક્ષણો છે. મનુષ્ય શત્રુની સાથે જેવું વર્તન રાખે છે, વિરોધીની સાથે જેવું રાખે છે, તેવું જ જો પેટનાં બાળકો સાથે પણ રાખે તો તેની યોગ્યતાનું દેવાળું જ નીકળ્યું છે એમ સમજવું જોઈએ. માણસને પોતાના હાથમાં સત્તા રાખવી જ હોય તો તે પોતાની ઉત્કટ સેવા, સ્વતંત્ર સમજ અને કાર્યક્ષેત્રમાં ઝંપલાવવાની તૈયારી કરતી નવી પેઢી સાથે સહકાર કરવાની તત્પરતા, એટલાના જોર પર જ ટકવી જોઈએ. આપણને અધિકારારૂઢ રાખવાની ગરજ આપણા કરતાં નવી પેઢીને જ વિશેષ હોય એવું વર્તન આપણે રાખવું. ગામડાંમાં એ વાતનો વિચાર બહુ ઓછો થાય છે. મનુષ્યજીવનમાં પ્રગતિ જેવી કંઈક વસ્તુ છે એની ખબર ન હોય એવા લોકો સર્વ કંઈ હમેશને માટે સ્થિર રહે એમ ઇચ્છે છે. આપણાં છોકરાંઓએ આપણી ઇચ્છા અને હુકમ પ્રમાણે જ સઘળો વહેવાર ચલાવવો અને આપણી પાછળ પણ સંસાર છે તેવો જ ચાલ્યા કરે એવી તેમની મરજી હોય છે. દુર્બળ લોકો પરિસ્થિતિના વહેણમાં ઘસડાતાં કશી જ તકરાર ઉઠાવતા નથી. જે લોકો ધર્મબંધનો શિથિલ થયેલાં ઉઘાડી આંખે ચુપચાપ જુએ છે, તે જ લોકો ધર્મવ્યવસ્થામાં કોઈ જ્ઞાનપૂર્વક ઇષ્ટ ફેરફાર કરવા માગે તો તેનો કસીને વિરોધ કર્યા વિના રહેતા નથી. ગામડાંના સામાજિક અને આર્થિક પ્રશ્નો આખરની સ્થિતિ પર અધિકાધિક પહોંચતા જાય છે. ગામડાંમાં સ્વતંત્ર વિચાર ન હોવાથી તેમની દોરવણી હજી તો શહેરો તરફથી જ થાય છે. પરંતુ તેમાં દુર્દૈવની વાત એટલી જ છે કે ગામડાંની જનતા દેશના દૂરદર્શી ડાહ્યા લોકોનો વિચાર ન સ્વીકારતાં શહેરના મતલબી લોકો જેમ નચાવે તેમ નાચવા તૈયાર થાય છે. શહેરોમાં ગમે તે માણસ ગમે તે ધંધો કરે તોપણ ચાલે છે. ગામડાંમાં માત્ર નીચેના લોકો પર બાપીકો ધંધો ન છોડવાની જબરદસ્તી કરવામાં આવે છે.

[કોઈએ બને ત્યાં સુધી પેઢીથી ઊતરી આવેલો પોતાનો પ્રામાણિક ધંધો ન છોડવો એવો અમારો મત છે. પરંતુ તે સાથે દરેકને પોતાના ધંધાના વિકાસને

# પ્રશ્નોત્તરી

પ્ર૦ – ગામડાંના લોકોનાં મન કોરા કાગળ જેવાં હોય છે. એમની આગળ એવી કઈ વાત પહેલી મૂકવી જે એમના હૃદયને 'અપીલ' કરે અને આપણું આખું કામ સરળ બને.

ઉ૦ – આપણી પ્રજાના મનમાં ઘડપણ આવી ગયેલું છે, તેની આગળ કોઈ પણ કામ મૂકશો એટલે એ તમને સામાન્ય એવો જ જવાબ આપશે, એમાં કશું થઈ શકે એમ નથી. ફલાણો વાંધો આવશે ને ઢીંકણો વાંધો આવશે એમ કહી પોતાની નિરાશા જ એ વ્યક્ત કરે છે. પણ એટલું નિર્વિવાદ છે કે એને ફરી યુવાન બનાવી શકાય એમ છે. માત્ર એ માટે આપણે ખાસ પ્રયત્નો કરવા જોઈએ. પ્રજાને કંઈક નવું જોઈએ છે. જૂનું હોય તે પણ પ્રજા સમક્ષ નવી રીતે મુકાવું જોઈએ. આપણે જોઈએ છીએ કે એક સામાન્ય મંડળ કાઢતાં કેટલી મુશ્કેલી પડે છે. કોઈ ભેગું જ થતું નથી. પણ એક થિયૉસૉફિસ્ટ આવે છે. એના ખાસ બૉજવાળું એક મંડળ કાઢવાની વાત કરે છે એટલે કેટલાય કૉલેજિયનો એને વીંટળાઈ વળે છે. એઓ અંગ્રેજી સમજે ન સમજે અથવા અર્ધું સમજે એટલે કદાચ એનું મહત્ત્વ વધારે સમજે. આમ કંઈક નવીન થાય છે ત્યાં બધાને ઉત્સાહ આવે છે. આપણે એમની નકલ ન કરીએ પરંતુ એમાંથી પાઠ તો જરૂર લઈએ. આપણે બાળકવૃત્તિ ઉત્પન્ન કરી શકીએ — લોકોમાં ઉત્સાહ આવે એવું કંઈક કરીએ તો આપણું કહેવું લોકો ઝટ માને. લોકોને શરૂઆત માટે કંઈક નવું શોધી આપવું જોઈએ. એ નવું શું તે હું અત્યારે ન કહી શકું. સ્થળ અને સમય પરત્વે તેની કલ્પના નોખી નોખી જ હોય. પણ એટલું કહી શકાય કે ગામડાંમાં કામ ઉપાડવા જનારમાં હસવાની અને રમતો રમવાની અને બાળકોમાં પ્રિય થઈ પડવાની તાકાત અને કળા હોવી જોઈએ. એને જોઈને લોકોને જો એમ થઈ જાય કે આ તો જીવતોજાગતો માણસ છે તો જરૂર કંઈ કરી શકાય.

પ્ર૦ – અંત્યજને અડીએ તો ગામના ઘરડિયાઓ વીફરે અને ન અડીએ તો અંત્યજો આપણને જૂઠા માને તેવી સ્થિતિમાં આપણે અંત્યજના પક્ષમાં રહેવું કે ગામલોકના?

શ્રી કિશોરલાલ મશરૂવાળા: દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહને અંગે ગાંધીજીને ઇંગ્લંડ જવું પડેલું. ત્યાં એમને એક ગોરા સ્વયંસેવક મળી ગયા. ગાંધીજીએ એમને પૂછયું 'કેટલો સમય આપી શકશો?' સ્વયંસેવકે કહ્યું 'જેટલો જોઈએ એટલો બધો. આ કામમાં હું કંઈ મહેનતાણા માટે પડતો નથી. તમારો પક્ષ દલિતનો, નિર્બળનો છે માટે જ પડું છું.' આપણે પણ આવી રીતે દલિતનો — નિર્બળનો પક્ષ કરવો

જોઈએ, એથી કામમાં વિઘ્ન આવે, કામ ઓછું થાય છતાં એના સિવાય બીજો એકે ધર્મમાર્ગ આવા સંજોગોમાં હું જોતો નથી.

પ્ર૦—એમ કરવા જતાં ગામમાં મકાન ન મળે તો?

કિ૦—અંત્યજવાડામાં રહીએ, ત્યાં ન રહેવાય તો બીજે ગામ જઈએ. પણ ધર્મમાર્ગ તો એ જ.

પ્ર૦—ખેડૂતોની સેવા કરવા ગામડે ગયા અને ત્યાં પછી આવું કરી બેસીએ તો તો ખેડૂતોની સેવા બાજુ પર રહે ને આપણે માત્ર અંત્યજસેવક જ બની જવું પડે.

કિ૦—યુદ્ધવિરામ નહોતો ત્યારે પણ આપણે તો અંત્યજને અડતા હતા. એ વખતે ગરજ હતી ત્યારે ખેડૂત આપણને ચલાવી લેતો. હવે પાછો એ એની જૂની લઢણ પર જવા માગે એથી કંઈ આપણાથી અંત્યજથી અળગા ન રહેવાય. જેમને દરકાર હોય તેમને મદદ કરો એટલે બસ છે.

પ્ર૦—દરકાર તો કોઈને નથી હોતી; એ તો ઊભી કરવાની હોય છે.

કિ૦—એવું હોય ત્યાં આપણે ભલે પ્રથમ માત્ર અંત્યજસેવક બની જઈએ. અમદાવાદમાં રહેવા આવ્યા ત્યારે ગાંધીજીની પણ એવી સ્થિતિ થઈ હતી. ત્યારે એમણે લોકોને કહી દીધું હતું કે 'મારી સેવા હું મારી શરતે જ આપી શકીશ.' એક વાર એમ કર્યું એટલે કાળે કરીને લોકો તૈયાર થઈ જાય છે. પણ ધારો કે ન થાય તો એથી કંઈ અંત્યજસેવા તરછોડીને બીજાની સેવા ન કરાય.

પ્ર૦—કેટલીક જગાએ આપણે અંત્યજને અડીએ તેનો લોકોને વાંધો ન હોય. કેટલાક જુવાનિયા પણ આપણી સાથે અંત્યજ જોડે બેસવા તૈયાર હોય છે, એવા સંજોગોમાં જે ઘરડિયા વર્ગ અંત્યજને ન અડવા માગતો હોય તે અલગ બેસે તો?

ઉ૦—વાંધો નહીં. ઘરડિયા જો બહિષ્કૃત રહેવા માગે તો રહેવા દઈએ.

પ્ર૦—અંત્યજોને અડીએ અને એમને એમ થાય કે આ લોકોને કાંઈ સ્વાર્થ હશે તો? એવી સ્થિતિ થઈ જાય કે કોઈ મોઢું જ ન માંડે ત્યાં શું કરવું?

ઉ૦—એવું બને ત્યારે સેવકની ખરી કસોટી થાય છે. માન અપમાન, આદર અનાદર બધું સેવકે સરખું ગણવું અને પોતાનું કર્તવ્ય બજાવતાં શૂન્યવત્ થઈને રહેવું.

પ્ર૦—લડતને પ્રસંગે ગામડાંમાં ગયા પછી લડત એ જ મુખ્ય ઉદ્દેશ હોય કે કાયમની ગ્રામસેવા?

લડત સાચવવી એ જ મુખ્ય ઉદ્દેશ હોય એવે વખતે શું કરવું?

ઉ૦—ખૂબ ધીરજ રાખવી. લોકો વિરોધ કરે એમાં આશ્ચર્ય નથી. લોકો પહેલાં વિરોધ કરે છે પણ અંતે માની જાય છે એ જ આશ્ચર્ય છે.

પ્ર૦—અત્યારે શું કરવું?

ઉ૦—પરદેશી કાપડના બહિષ્કારનું, દારૂનિષેધનું અને પરદેશી મીઠાના બહિષ્કારનું કામ આપણે ચાલુ રાખવાનું છે. કોમ કોમ વચ્ચેનાં વેરઝેર નાબૂદ કરવાનાં

છે. આ ઉપરાંત ખાદીકામ તો છે જ.

પ્ર૦—ધોતિયાં, માદરપાટ વગેરે રંગ વગરનું કાપડ સ્વદેશી લેવાનું કહીએ છીએ ત્યારે લોકો લે છે, પણ ગામડાંના લોકો બૈરાંનાં કપડાં માટે, સાફા માટે અને લગ્ન વગેરે ખાસ પ્રસંગો માટે જે રંગીન કાપડ માગે છે તે તો વિલાયતી જ આવે છે. એટલે એ જાતનું રંગીન કાપડ ઉત્પન્ન કરવા આપણે પ્રયત્ન કરવો જોઈએ કે લોકોને એમની ટેવો છોડી બજારમાં મળી શકે એવા ગમે તે સ્વદેશી કાપડથી ચલાવી લેવાનું જ શીખવવું? પિકેટિંગના અનુભવને અંગે ઊપજેલો મારો આ સવાલ છે.

બીજું ગામડાંના માણસોને સમજાવવાથી તે સામાન્ય રીતે પરદેશી કાપડનો આગ્રહ છોડી દે છે અને પાછા જાય છે. પણ મુસલમાનો માનતા નથી. ગામડાંના મુસલમાનો વિશે પણ એ જ મુશ્કેલી અનુભવી છે. તો એમને સમજાવવા શું કરવું?

રિવાજો બદલાવાનું કામ તો ઘણું દુર્ઘટ લાગે છે.

ઉ૦—જેને તમે દુર્ઘટ માનો છો એ મને સહેલું લાગે છે. જ્યાં સુધી આપણે પિકેટિંગ કરવા ઊભા છીએ ત્યાં સુધી આપણો ધર્મ બજારમાં જે દેશી કાપડ મળે તેનાથી જ ચલાવી લેવા ગ્રાહકોને સમજાવવાનો છે. જે લોકો કાપડની ઉત્પત્તિના કામમાં રોકાયેલા છે તેઓ લોકોને કેવા કેવા કાપડનો મોહ છે એ જોઈ લેશે. લોકોને જોઈતું વિવિધ જાતનું અને રંગનું કાપડ બજારમાં મૂકવું એ એમનું કામ છે. આપણું નથી. લોકોની શરતે આપણે સેવા કરવા ગયા તો મૂઆ પડયા સમજજો. આપણને પ્રચારકોને એ ન પાલવે. આપણે તો એમ વિચારવાનું હોય કે લોકોમાં આવા જે રિવાજો પડી ગયા છે કે લગ્ન વખતે અમુક પ્રકારનું કાપડ જોઈએ વગેરે, તે રિવાજો કોકે તો નિર્માણ કર્યા હશે ને? આપણે એમના જેવા નવીન નિર્માતા કેમ ન બનીએ? આપણે એ કળા હાથ કરવી જ જોઈએ.

આ સંબંધમાં એક દાખલો આપું. સ્વામિનારાયણ સંપ્રદાયનો એક સાધુ હતો. એણે અમુક માણસને સ્વામિનારાયણ પંથમાં લેવાનો નિશ્ચય કર્યો હતો. પણ પેલો કેમે કર્યો સાધુની વાત સ્વીકારે નહીં. પણ એથી સાધુ નિરાશ ન થયો. અને એની પાછળ ને પાછળ લાગેલો જ રહ્યો. છેવટે એને સંપ્રદાયમાં ભેળવ્યો ત્યારે જંપ્યો. એક વાર એ ધાર્મિક ઉત્કટતા આપણામાં આવી એટલે કશું અસંભવિત નથી. લોકોની ઉન્નતિનું કામ આવી ધાર્મિક ઉત્કટતાથી સધાય છે, શહેનશાહોની સત્તા એની આગળ કંઈ વિસાતમાં નથી. એ સત્તા બહુ બહુ તો લોકોને નીચે પાડી શકે એ જ.

અને મુસલમાનો નથી સાંભળતા એનું કારણ એ જ છે કે આપણે એમની કંઈ સેવા કરી જ નથી. માટે એમને સમજાવવાનો ઉપાય સેવા જ છે.

પ્ર૦—આમ તો લડતનું કામ પાર પાડતાં વર્ષો થાય.

ઉ૦—થાય તો ભલે થાય. ગાંધીજીએ કહ્યું જ છે ને કે અહિંસાને માર્ગે

સ્વરાજ લેતાં ૩૦૦ વર્ષો થાય તોપણ હું અહિંસા છોડવાનો નથી. આપણે કેટલાં વર્ષોથી પડેલા છીએ એ વિચારશો તો ૧૫ વર્ષમાં ગાંધીજીની સરદારી નીચે આપણે આટલું બધું કરી શકયા એ માટે આપણે ઈશ્વરનો આભાર માનવો જોઈએ એમ લાગ્યા વિના નહીં રહે.

પ્ર૦—ગામડાંમાં ગામઈ ફંડ હોય છે. તે હોય છે તો આખા ગામનું, પણ પચાવી પડયા હોય છે પાટીદારો. બીજી કોમો એના પર પોતાનો કાબૂ સ્થાપવા આપણી મદદ માગે ત્યારે આપણે શું કરવું?

ઉ૦—દુનિયાના બધા અન્યાયોને એક દિવસમાં પહોંચી ન વળાય. આપણે મુખ્ય શત્રુની સામે મોરચા માંડીએ અને મુખ્ય મુશ્કેલી દૂર કરવા મથીએ. બીજું બધું ક્રમે ક્રમે થઈ રહેશે. આમ તો સાસુવહુના ઝઘડા પણ કયાં અસહ્ય નથી હોતા? એ કહેશે, અમારા ઝઘડા પતાવી આપો, તો આપણો પાર કયારે આવે? ગામ-લોકોનાં બધાં દુઃખો ભાંગનારા પરદુઃખભંજન વિક્રમ રાજા આપણે છીએ એવો ડોળ ન રાખવો. ધારો કે નદીની આ બાજુએ ધરતીકંપ થયો. હવે સામે પાર જવા આ બાજુના બધા જ એકસાથે હોડીમાં ચડી બેસે તો તો હોડી અને અંદર બેસનારા બંને ડૂબી જ જાય. માટે સમય અને શક્તિ જોઈને આપણામાં પાર પાડવાની હિંમત હોય એટલું જ કામ ઉપાડવું અને બીજા માટે કહી દેવું કે હા ભાઈ, તમારું કહેવું સાચું છે ન્યાય તમારા પક્ષમાં છે પણ મારી શક્તિને મર્યાદા છે. એટલે હાલ એ બાબત મારાથી કંઈ થઈ શકે એમ નથી.

પ્ર૦—ફરી વધુ દારુણ લડત ઊપડશે અને બધા એમાં નહીં આવે તો?

ઉ૦—નહીં આવે તો સારું. ખોટાં વચનો આપી આપીને અને ગમે તેમ કરીને લોકોને આપણે લડતમાં ખેંચ્યા હશે તો એનું આપણે પ્રાયશ્ચિત્ત કરીશું. થોડા સાથ આપે પણ પૂરું સમજીને આપે એ જ આપણે ઇચ્છીએ છીએ. ગાંધીજીના સિદ્ધાંતોને વળગી રહેતાં એકલા પડી જઈએ તોય તેમાં કશું બીવાનું નથી, પોહ ફાટતાં પહેલાં ખૂબ અંધારું હોય છે.

પ્ર૦—ધાડ પડે તો શું કરવું?

ઉ૦—જે હાથમાં આવે તે લઈને લડવું. પરંતુ જો પૂરી અહિંસા આપણામાં આવી ગઈ હોય તો આપણે હથિયાર વગર આગળ જઈને મરી જઈએ.

પ્ર૦—પરદેશી કાપડના વેપારીનો તે માલ વેચવામાં સ્વાર્થ રહેલો છે એટલે એને નથી સમજાવી શકાતું. એને કેવી રીતે સમજાવવો?

ઉ૦—વેપારીને સમજાવવા કરતાં પિકેટર ઘરાકને સમજાવવા પર વધારે ધ્યાન આપે એ જરૂરી છે.

પ્ર૦—જે કાપડને આપણે પાપ માનીએ છીએ તે પરદેશ ચડાવવુ એ તાત્ત્વિક દૃષ્ટિએ યોગ્ય છે.

ઉ૦—હા, યોગ્ય છે. મારી થાળીનું ખાવાનું બીજાને માટે એઠું છે પણ મારે માટે એઠું નથી. એમ એક જગાએ જે પાપ હોય તે બીજી જગ્યાએ પાપ ન

પણ હોય. જે દેશમાં રૂ પાકતું નથી અને જ્યાં કાપડનો સ્વદેશી ઉદ્યોગ નથી (દાખલા તરીકે આફ્રિકા) ત્યાં પરદેશી કાપડ મોકલી આપવું એમાં કશું ખોટું નથી.

પ્ર૦ – રેશમ પ્રાચીન કાળથી ચીન વગેરે બહારના દેશોમાંથી આપણે ત્યાં આવતું, છતાં પરદેશી રેશમનું કાપડ વેચવામાં વાંધો ખરો?

ઉ૦ – જે વસ્તુ આપણે ત્યાં સહેલાઈથી થઈ શકે છે એને આપણે પરદેશથી ન મંગાવીએ. આજે પણ કેટલાય ભાગોમાં આપણે ત્યાં રેશમનો ઉદ્યોગ જીવતો છે. એ અજ્ઞાન માણસોના હાથમાં ગયેલો છે અને અવ્યવસ્થિત છે, પણ આપણે ધ્યાન આપીએ તો જરૂરજોગું રેશમ હિંદુસ્તાનમાં સહેલાઈથી ઉત્પન્ન કરી શકાય એમ છે.

૧૧–૪–’૩૧

# ગામડાંઓ ભણી*

પરાપૂર્વથી માણસની દુનિયા ગામડાંની જ બનેલી છે. પ્રાચીન કાળમાં વેપારનાં અમુક મથકો અને રાજાની રાજધાનીઓ એટલાં જ શહેરો હતાં અને તે પણ આજનાં શહેરો જેવાં તો નહીં જ. જ્યારથી યંત્રયુગની શરૂઆત થઈ ત્યારથી આજનાં મોટાં મોટાં રાક્ષસી શહેરોએ માથું ઊંચું કર્યું છે. માનવીસંસ્કૃતિમાં આ એક નવો જ પ્રકાર છે.

શહેરોની ઉત્પત્તિ ખરું જોતાં ગામડાંઓની કેટલીક હાજતોમાંથી છે. અનેક ગામડાંઓના લોકો પોતાની ઊપજનો વિનિમય કરવા માટે અમુક જગ્યાએ ભેગાં થવા લાગ્યાં. એ સ્થાનને બજારનું રૂપ મળ્યું. એવા મહત્ત્વના સ્થાનનું રક્ષણ આવશ્યક જણાયું. ત્યાર પછી આવી સગવડ જોઈ ત્યાં કાયમી વસ્તી વધી, અને મોટું શહેર જામ્યું. એવી રીતે ગામડાંઓની સગવડ બરાબર સચવાય એવી કાયમની ગોઠવણ તે શહેર, એવી સ્થિતિ હતી. આજે બરાબર એથી ઊલટી સ્થિતિ પ્રવર્તે છે. જેમ માણસ પોતાને માટે પશુઓ રાખે છે તેમ શહેરો પોતાની હાજતો પૂરી પાડવા માટે ગામડાં રાખે છે. મનુષ્યસમાજનો પ્રધાન ભાગ તે શહેરો; મનુષ્યજાતિનું વ્યક્તિત્વ સોળે કળાએ પ્રગટ થાય છે શહેરોમાં જ, એવી માન્યતા બંધાઈ અને તે જ હજી પણ ચાલુ છે. કેટલાક વિચારી લોકોએ અને કાવ્યમય જીવનના રસિકોએ ગામડાંઓનું મહત્ત્વ ગાયું. તેથી લખાણોમાં અને સંભાષણોમાં ગામડાંઓની પ્રતિષ્ઠા વધી. પણ સ્વેચ્છાએ શહેર છોડી ગામડાંમાં કાયમને માટે રહેનાર તો કોઈ નીકળ્યું જ નહીં. એક જણે તો એક કહેવત ટાંકી કહ્યું, “આવી પડે કેર, તોય છોડાય નહીં શહેર” (येउन पडला कहर तरी सोडुं नये शहर ). આ જ

* સં. ૧૯૯૦ની પર્યુષણપર્વ વ્યાખ્યાનમાળાને અંગે અપાયેલું વ્યાખ્યાન.

નિષ્ઠાથી લોકો શહેર તરફ દોડતાં આવ્યાં છે. શહેરોએ ગામડાંની ચૂસણી શરૂ કરી. ગામડાંનું ધન શહેરોમાં જવા લાગ્યું. ધન પાછળ પુરુષાર્થી, પરાક્રમી, ધનલોલુપ સંખ્યાબંધ લોકો શહેર તરફ દોડયા. અને આવી રીતે ગામડાંઓની બેવડી ચૂસણી ચાલી. ગામડાંનું અનાજ, ગામડાંનાં ફળફૂલ, પશુપક્ષી; બધું જ શહેરની સેવામાં ચાલ્યું. પછી ગામડાંના કાર્યકુશળ, બાહોશ લોકો પણ શહેરને રસ્તે પડયા. એને કરિયર કહેવા લાગ્યા.

કદી ન જોયેલી એવી જાહોજલાલી શહેરોએ ખીલવી બતાવી. જૂના વખતના ઘણાખરા ઉદ્યોગધંધાઓ અને કારીગરીનાં કામો ગામડાંમાં જ ચાલતાં તેને બદલે શહેરોએ મોટાં મોટાં કારખાનાંઓ ઊભાં કર્યાં. તેલ, વરાળ અને વીજળીની મદદથી એ કારખાનાંઓએ આખી દુનિયાને માલ પૂરો પાડવાનું માથે લીધું. ગામડાંઓ, જે પહેલાં કાચા માલમાંથી પાકો માલ તૈયાર કરતાં તે, શહેરમાં બનેલા અથવા 'પરદેશથી આવેલા પાકા માલનાં કેવળ ઘરાક બનવા લાગ્યાં. ધન પેદા કરવાની કળાને બદલે ધન ખરચી નાખવાની કળા ગામડાંઓએ ખીલવી અને માન્યું કે આ રીતે ગામડાંઓ સંસ્કારી થશે. એક પછી એક બધા જ ઉદ્યોગહુન્નરો ગામડાંમાંથી ખસી જવા લાગ્યા છે અને વિલાયત કે જાપાનથી આવતી સારીનરસી વસ્તુઓ ગામડાંનું ધન હરણ કરવા લાગી છે. ઉદ્યોગહુન્નરને અભાવે માણસ ગરીબ થાય છે. એટલું જ નહીં, પણ પશુ જેવો અસંસ્કારી થઈ જાય છે. માણસની માણસાઈમાં બે જ વસ્તુ પ્રધાન છે. ત્યાગશક્તિ અને સૂઝશક્તિ. જ્યાં ઉદ્યોગ-હુન્નર છે ત્યાં જ એ સૂઝશક્તિ ખીલી શકે. અનહદ ગરીબાઈ આવતાં ત્યાગશક્તિ પણ ઘટતી જાય છે. આવી રીતે ગામડાંઓ બન્ને રીતે માણસાઈ ખોવા લાગ્યાં છે. આમ જ જો ચાલવા દઈશું તો કરોડોની જનતામાં માણસાઈ ખૂટી જઈ ભારે જોખમકારક સ્થિતિ પેદા થશે. એ સ્થિતિ શાપરૂપ જ ગણાવી જોઈએ. એમાંથી બચી જવું હોય તો અત્યારથી જ આપણે પ્રાયશ્ચિત્તની શરૂઆત કરવી જોઈએ

ધારો કે કોઈ આપખુદ સુલતાને ફરમાન કાઢયું કે ગામડાંની વસ્તુઓ શહેરમાં આવે નહીં અને શહેરની વસ્તુઓ ગામડાંમાં જાય નહીં. તો ગામડાંઓને ઘણી મુશ્કેલીઓમાં રહેવું પડશે. છતાં તેઓ સુખેદુઃખે જીવી શકશે. પણ શહેરોને તો એ સ્થિતિમાં જીવવું અશક્ય થઈ પડે. આવી સ્થિતિ હોવાથી ગામડાંઓનો હાથ ઉપર હોવો જોઈએ. શહેરોનો નીચે. પણ ગામડાંના માલનો બજારભાવ નક્કી કરવામાં શહેરો જબરદસ્ત થયાં છે. અને બિચારાં ગામડાંઓ જેરદસ્ત થઈ ગયાં છે. આ સ્થિતિ બદલાવી જોઈએ.

આજના જમાનામાં જે જગદ્વ્યાપી મોટા દ્રોહો માણસજાતને પીડી રહ્યા છે તેમાંનો આ સૌથી મોટો છે. અન્યાયનું ભીષણ સ્વરૂપ જોયા પછી ગભરાઈ કે દબાઈ ન રહેતાં અથવા નિરાશ ન થતાં ઉત્સાહભેર એની સામે ઝૂઝવા તૈયાર થવું જોઈએ. યુવાન શું, વૃદ્ધ શું; પુરુષ શું, અને સ્ત્રી શું; બ્રાહ્મણ શું અને હરિજન શું; દરેકને એમ જ થવું જોઈએ કે બાકી બધી ગફલત ભલે થાઓ પણ

પણ હોય. જે દેશમાં રૂ પાકતું નથી અને જ્યાં કાપડનો સ્વદેશી ઉદ્યોગ નથી (દાખલા તરીકે આફ્રિકા) ત્યાં પરદેશી કાપડ મોકલી આપવું એમાં કશું ખોટું નથી.

પ્ર૦ – રેશમ પ્રાચીન કાળથી ચીન વગેરે બહારના દેશોમાંથી આપણે ત્યાં આવતું, છતાં પરદેશી રેશમનું કાપડ વેચવામાં વાંધો ખરો?

ઉ૦ – જે વસ્તુ આપણે ત્યાં સહેલાઈથી થઈ શકે છે એને આપણે પરદેશથી ન મંગાવીએ. આજે પણ કેટલાય ભાગોમાં આપણે ત્યાં રેશમનો ઉદ્યોગ જીવતો છે. એ અજ્ઞાન માણસોના હાથમાં ગયેલો છે અને અવ્યવસ્થિત છે, પણ આપણે ધ્યાન આપીએ તો જરૂરજોગું રેશમ હિંદુસ્તાનમાં સહેલાઈથી ઉત્પન્ન કરી શકાય એમ છે.

૧૧–૪–’૩૧

# ગામડાંઓ ભણી*

પરાપૂર્વથી માણસની દુનિયા ગામડાંની જ બનેલી છે. પ્રાચીન કાળમાં વેપાર-નાં અમુક મથકો અને રાજાની રાજધાનીઓ એટલાં જ શહેરો હતાં અને તે પણ આજનાં શહેરો જેવાં તો નહીં જ. જ્યારથી યંત્રયુગની શરૂઆત થઈ ત્યારથી આજનાં મોટાં મોટાં રાક્ષસી શહેરોએ માથું ઊંચું કર્યું છે. માનવીસંસ્કૃતિમાં આ એક નવો જ પ્રકાર છે.

શહેરોની ઉત્પત્તિ ખરું જોતાં ગામડાંઓની કેટલીક હાજતોમાંથી છે. અનેક ગામડાંઓના લોકો પોતાની ઊપજનો વિનિમય કરવા માટે અમુક જગ્યાએ ભેગાં થવા લાગ્યાં. એ સ્થાનને બજારનું રૂપ મળ્યું. એવા મહત્ત્વના સ્થાનનું રક્ષણ આવશ્યક જણાયું. ત્યાર પછી આવી સગવડ જોઈ ત્યાં કાયમી વસ્તી વધી, અને મોટું શહેર જામ્યું. એવી રીતે ગામડાંઓની સગવડ બરાબર સચવાય એવી કાયમની ગોઠવણ તે શહેર, એવી સ્થિતિ હતી. આજે બરાબર એથી ઊલટી સ્થિતિ પ્રવર્તે છે. જેમ માણસ પોતાને માટે પશુઓ રાખે છે તેમ શહેરો પોતાની હાજતો પૂરી પાડવા માટે ગામડાં રાખે છે. મનુષ્યસમાજનો પ્રધાન ભાગ તે શહેરો; મનુષ્યજાતિનું વ્યક્તિત્વ સોળે કળાએ પ્રગટ થાય છે શહેરોમાં જ, એવી માન્યતા બંધાઈ અને તે જ હજી પણ ચાલુ છે. કેટલાક વિચારી લોકોએ અને કાવ્યમય જીવનના રસિકો-એ ગામડાંઓનું મહત્ત્વ ગાયું. તેથી લખાણોમાં અને સંભાષણોમાં ગામડાંઓની પ્રતિષ્ઠા વધી. પણ સ્વેચ્છાએ શહેર છોડી ગામડાંમાં કાયમને માટે રહેનાર તો કોઈ નીકળ્યું જ નહીં. એક જણે તો એક કહેવત ટાંકી કહ્યું, “આવી પડે કેર, તોય છોડાય નહીં શહેર” (येउन पडला कहर तरी सोडुं नये शहर ). આ જ

* સં. ૧૯૯૦ની પર્યુષણપર્વ વ્યાખ્યાનમાળાને અંગે અપાયેલું વ્યાખ્યાન.

નિષ્ઠાથી લોકો શહેર તરફ દોડતાં આવ્યાં છે. શહેરોએ ગામડાંની ચૂસણી શરૂ કરી. ગામડાંનું ધન શહેરોમાં જવા લાગ્યું. ધન પાછળ પુરુષાર્થી, પરાક્રમી, ધનલોલુપ સંખ્યાબંધ લોકો શહેર તરફ દોડયા. અને આવી રીતે ગામડાંઓની બેવડી ચૂસણી ચાલી. ગામડાંનું અનાજ, ગામડાંનાં ફળફૂલ, પશુપક્ષી; બધું જ શહેરની સેવામાં ચાલ્યું. પછી ગામડાંના કાર્યકુશળ, બાહોશ લોકો પણ શહેરને રસ્તે પડયા. એને કરિયર કહેવા લાગ્યા.

કદી ન જોયેલી એવી જાહોજલાલી શહેરોએ ખીલવી બતાવી. જૂના વખતના ઘણાખરા ઉદ્યોગધંધાઓ અને કારીગરીનાં કામો ગામડાંમાં જ ચાલતાં તેને બદલે શહેરોએ મોટાં મોટાં કારખાનાંઓ ઊભાં કર્યાં. તેલ, વરાળ અને વીજળીની મદદથી એ કારખાનાંઓએ આખી દુનિયાને માલ પૂરો પાડવાનું માથે લીધું. ગામડાંઓ, જે પહેલાં કાચા માલમાંથી પાકો માલ તૈયાર કરતાં તે, શહેરમાં બનેલા અથવા પરદેશથી આવેલા પાકા માલનાં કેવળ ઘરાક બનવા લાગ્યાં. ધન પેદા કરવાની કળાને બદલે ધન ખરચી નાખવાની કળા ગામડાંઓએ ખીલવી અને માન્યું કે આ રીતે ગામડાંઓ સંસ્કારી થશે. એક પછી એક બધા જ ઉદ્યોગહુન્નરો ગામડાંમાંથી ખસી જવા લાગ્યા છે અને વિલાયત કે જાપાનથી આવતી સારીનરસી વસ્તુઓ ગામડાંનું ધન હરણ કરવા લાગી છે. ઉદ્યોગહુન્નરને અભાવે માણસ ગરીબ થાય છે. એટલું જ નહીં, પણ પશુ જેવો અસંસ્કારી થઈ જાય છે. માણસની માણસાઈમાં બે જ વસ્તુ પ્રધાન છે. ત્યાગશક્તિ અને સૂઝશક્તિ. જ્યાં ઉદ્યોગ-હુન્નર છે ત્યાં જ એ સૂઝશક્તિ ખીલી શકે. અનહદ ગરીબાઈ આવતાં ત્યાગશક્તિ પણ ઘટતી જાય છે. આવી રીતે ગામડાંઓ બન્ને રીતે માણસાઈ ખોવા લાગ્યાં છે. આમ જ જો ચાલવા દઈશું તો કરોડોની જનતામાં માણસાઈ ખૂટી જઈ ભારે જોખમકારક સ્થિતિ પેદા થશે. એ સ્થિતિ શાપરૂપ જ ગણાવી જોઈએ. એમાંથી બચી જવું હોય તો અત્યારથી જ આપણે પ્રાયશ્ચિત્તની શરૂઆત કરવી જોઈએ.

ધારો કે કોઈ આપખુદ સુલતાને ફરમાન કાઢયું કે ગામડાંની વસ્તુઓ શહેરમાં આવે નહીં અને શહેરની વસ્તુઓ ગામડાંમાં જાય નહીં. તો ગામડાંઓને ઘણી મુશ્કેલીઓમાં રહેવું પડશે. છતાં તેઓ સુખેદુ:ખે જીવી શકશે. પણ શહેરોને તો એ સ્થિતિમાં જીવવું અશક્ય થઈ પડે. આવી સ્થિતિ હોવાથી ગામડાંઓનો હાથ ઉપર હોવો જોઈએ. શહેરોનો નીચે. પણ ગામડાંના માલનો બજારભાવ નક્કી કરવામાં શહેરો જબરદસ્ત થયાં છે. અને બિચારાં ગામડાંઓ જેરદસ્ત થઈ ગયાં છે. આ સ્થિતિ બદલાવી જોઈએ.

આજના જમાનામાં જે જગદ્વ્યાપી મોટા દ્રોહો માણસજાતને પીડી રહ્યા છે તેમાંનો આ સૌથી મોટો છે. અન્યાયનું ભીષણ સ્વરૂપ જોયા પછી ગભરાઈ કે દબાઈ ન રહેતાં અથવા નિરાશ ન થતાં ઉત્સાહભેર એની સામે ઝૂઝવા તૈયાર થવું જોઈએ. યુવાન શું, વૃદ્ધ શું; પુરુષ શું, અને સ્ત્રી શું; બ્રાહ્મણ શું અને હરિજન શું; દરેકને એમ જ થવું જોઈએ કે બાકી બધી ગફલત ભલે થાઓ પણ

આ યુગધર્મમાં ચૂકીએ નહીં; કેમ કે આપણા જમાનાની કસોટી આપણે આપણી સ્ત્રીઓ પ્રત્યે કેવી રીતે વર્ત્યા, હરિજનો પ્રત્યે કેવી રીતે વર્ત્યા અને ગામડાંઓ પ્રત્યે કેવી રીતે વર્ત્યા એ ઉપર જ થવાની છે.

# ગ્રામદેવતા

હિંદુસ્તાનના ગમે તે ભાગમાં જાઓ, દરેક ગામમાં ગ્રામદેવતાનું એક દેવાલય હોવાનું જ. ગામના પ્રમાણમાં એક ભવ્ય, પણ અત્યારે કંઈક જર્જરિત થઈ ગયેલું દેવળ, તે દેવળનો એક પેઢીઉતાર તપોધન (ગોર) અથવા પૂજારી, દેવળના ખરચ-ખૂટણ માટે આપેલી જમીન કે મળતું વર્ષાસન અને ઠરાવેલો સાર્વજનિક ઉત્સવ, એ બધું હોવાનું જ. ગામડાંના મૂળ રહેવાસીઓને અત્યંત આદરણીય એવી વસ્તુ એ ગ્રામદેવતા. ગામમાં જાતિઓ ગમે તેટલી હોય, પંથ ગમે તેટલા હોય, કજિયા ચાહે તેટલા હોય, આપસમાં ફૂટ અને તડ ગમે તેટલાં હોય, પણ ગ્રામદેવતાના મંદિરમાં આખું ગામ ભેગું થવાનું જ. ગ્રામદેવતાને કોઈ છોડી શકતું નથી, અને ગ્રામદેવતા પણ કોઈને વેગળા કરતી નથી. શ્રીમંત હો કે ગરીબ હો, ગ્રામદેવતાના ઉત્સવમાં ફાળો ન આપતો હોય એવો મનુષ્ય ગામડાંમાં કોઈ ન હોય; – હોય તો ઝાઝા દિવસ ટકે નહીં.

હિંદુસ્તાનમાં હિન્દુ લોકોની વસ્તી વધારે હોવાથી ઘણાંખરાં ગામોમાં ગ્રામ-દેવતા હિન્દુ જ હોય છે. પણ જ્યાં મુસલમાન અથવા અન્ય જાતિની વસ્તી કંઈક પેઢીઓથી વધારે હોય છે ત્યાં ગ્રામદેવતા એ વસ્તીને અનુરૂપ વેષ ધારણ કરે છે. ગ્રામદેવતાના દેવળમાં જેમ પન્થભેદ નથી હોતો તેમ ધર્મભેદ પણ નથી હોતો. હિન્દુ ગ્રામદેવતાના સાર્વજનિક ઉત્સવમાં ખ્રિસ્તી અને મુસલમાન લોકોને ભાગ લેતા મેં નજરે જોયા છે; અને મુસલમાની ગ્રામદેવતાના મંદિરમાં હિન્દુ લોકો પૂજા કરતા હોવાના દાખલા લાખો મળે છે. વસ્તુતઃ ગ્રામદેવતા કોઈ વિશિષ્ટ ધર્મની સાથે સંલગ્ન નથી જ. ગ્રામદેવતાનાં પૂજાઅર્ચા અને માનપાન જુઓ તો તેમાં શુદ્ધ હિન્દુ ધર્મને અથવા મહમ્મદી ધર્મને માન્ય ન હોય એવા અનેક વિધિ ને પ્રકાર ચાલતા જણાશે. ગ્રામદેવતા શાસ્ત્રલિખિત ધર્મનું પ્રમાણ નથી ગણતી, પણ તે તે સ્થાનના પરંપરાગત રૂઢિધર્મનું જ પ્રમાણ સ્વીકારે છે. આ ધર્મમાં તર્ક અને યુક્તિને સ્થાન નથી હોતું. જનતાની શ્રદ્ધા અને ધવલશીર્ષ રૂઢિ એ જ આ ધર્મનું શાસ્ત્ર છે. આ જ ધર્મ તે જીવન્ત ધર્મ છે. આ જ ધર્મ સમાજનો – રાષ્ટ્રનો – પ્રાણ છે. આ જ ધર્મ રાષ્ટ્રનું જીવન છે. આ રૂઢિધર્મનાં તત્ત્વોના અને આચારવિચારના સારાનરસાપણા પર રાષ્ટ્રનાં અને સમાજનાં જોશ અને ખડતલપણાનો – અથવા તેથી વિપરીતનો – આધાર છે. શાસ્ત્રધર્મ માનવાનો હોય છે; આ રૂઢિધર્મ પાળવાનો હોય છે. શાસ્ત્રધર્મમાં વ્યક્તિના મતભેદને અવકાશ હોય છે; આ લોકાચાર ધર્મમાં મતભેદ

ચાલે જ નહીં. આ ધર્મનો જાતિભેદ જુદો, પુરાણો જુદાં, નીતિશાસ્ત્ર જુદું, ઔચિત્ય-વિચાર જુદો. બધું જ નોખું અને સ્વતંત્ર. બીજા ધર્મને રાજાશ્રયની જરૂર પડે છે. આ ધર્મ જનતારક્ષિત હોય છે. આ ધર્મ આગળ પંડિતનું ચાલતું નથી, રાજાનું ચાલતું નથી, ધર્મવિજેતાનું ચાલતું નથી, સુધારકનું ચાલતું નથી, મિશનરીનું ચાલતું નથી.

હિન્દુધર્મના આદિ સંસ્થાપકોએ અત્યંત દૂરદર્શિત્વથી આ રૂઢિધર્મનું – લોકાચારનું ઉપજીવન કરી લૌકિક આચાર, વ્યવહાર ને દંતકથા લઈને પોતાનાં દિવ્ય તત્ત્વો અને સમાજવ્યવસ્થા રાષ્ટ્રના જીવનસ્રોતમાં પ્રવાહિત કર્યાં છે. પેશવાઈ અથવા દીવાની હક સ્વીકારીને જેમ સામ્રાજ્ય હાથ કરી લેવાય છે, તે જ પ્રમાણે આ ગ્રામદેવતાની આણ માનીને અને રૂઢિધર્મને દૂભવ્યા વિના કરેલા પ્રયત્ન ફળદ્રુપ થાય છે. આ જ તત્ત્વ પર યજુર્વેદ લખાયો. આ જ તત્ત્વને આધારે ખંડોબા, મલ્હારી, ભૈરવ, બહુચરા, ચામુંડા, બળિયાકાકા, મનસા, કાળી વગેરે ગ્રામદેવતાઓને શંકર કે વિષ્ણુ અથવા લક્ષ્મી કે પાર્વતીનું અવતારત્વ પ્રાપ્ત થયું. આજે જો આપણે સમાજમાં – રાષ્ટ્રમાં નવીન જીવન, નવીન પ્રાણ, નવીન ચેતન ઉત્પન્ન કરવું હોય તો આપણે ફરીથી આ ગ્રામદેવતાની ઉપાસના શરૂ કરવી જોઈએ, ફરીને ગ્રામમન્દિરનો જીર્ણોદ્ધાર કરવો જોઈએ. ગ્રામદેવતાની આપણે ઉપેક્ષા કરી તેથી આપણે વિસ્કલિત અને વીતતેજ થયા છીએ.

પાશ્ચાત્ય લોકો જેને civic life અથવા civicism કહે છે, બૌદ્ધ લોકો 'સંઘ' નામ આપીને જેને શરણ જાય છે, તે જ આપણી ગ્રામદેવતા છે. નેપાળમાં સંઘને દેવતા કલ્પી તેની મૂર્તિ બનાવીને પૂજા કરવામાં આવે છે. આપણે સ્થાનિક દેશાભિમાનને ગ્રામદેવતા માની છે. સંઘમાં શક્તિની પ્રાણપ્રતિષ્ઠા કરીએ, એટલે ગ્રામદેવતાનો આવિર્ભાવ થાય છે. સંઘશક્તિ એટલે જ ગ્રામદેવતા. **संघे शक्तिः कलौ युगे।** તેથી ગ્રામદેવતા જ આજની યુગદેવતા છે. રાષ્ટ્રદેવતાની તે એક વિભૂતિ છે. [अहं विभूत्या बहुभिरिह रूपैरच संस्थिता] રાષ્ટ્રકાર્યને પ્રસંગે જ તે 'समस्त देवानां तेजोराशि समुद्भवा' રાષ્ટ્રદેવતા આવિર્ભૂત થાય છે. એટલા માટે ગ્રામદેવતાની આરાધના કરવી જોઈએ.

આપણો સમાજ પ્રાણવાન થાય એવી જેને ઉત્કટ ઇચ્છા હોય તેણે વગરઢીલે આ ઉપાસના શરૂ કરવી જોઈએ. પોતાના ગામમાં જે દેવતા હોય તેની પૂજાઅર્ચા શરૂ કરવી. ન હોય ત્યાં એક મંદિર સ્થાપવું અને સાંપ્રત યુગધર્મને અનુરૂપ એવો એ મંદિરનો કાર્યક્રમ રાખવો; અને મંદિરને ગ્રામીણ જીવનનું – સાર્વજનિક જીવનનું કેન્દ્ર બનાવવું. ગ્રામદેવતા એ ગ્રામીણ જીવનનો પ્રાણ હોય. ગામનું રક્ષણ, ભરણ, પોષણ અને કલ્યાણ ગ્રામદેવતા કરે. સૌ પોતાના શ્રમની ઊપજ – ફળ – દેવીને અર્પણ કરે, અને એમાંથી નિયત ભાગ* મંદિરમાં મૂકીને બાકીનો ભાગ દેવીનો પ્રસાદ

*સ્વરાજ્યમાં આ ભાગ શાસ્ત્ર પ્રમાણે ઊપજનો બે-પંચમાંશ હોવો જોઈએ.

ગણી જીવનયાત્રા ચલાવવા સારુ ગ્રહણ કરે. દેવીનો ભંડાર નિરંતર ભરપૂર રાખવો. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે લોકક્ષોભને પ્રસંગે દેવીનાં બાળકોનું પોષણ દેવીના ભંડારમાંથી થાય; અને દુ:ખનો પ્રસંગ ટળી સમૃદ્ધિ મળતાં જ માનતાને બહાને સૌ કોઈ ભંડારમાંથી મળેલી મદદ વ્યાજ સાથે પાછી વાળે. દેવીના ભંડારમાં સૌને પોતાની થાપણ મૂકવાની સગવડ હોય, એવી રીતે એકઠી થયેલી રકમ પંચે દેવીને નામે કોઈ લાભદાયક કામમાં રોકવી, અને મળેલા નફાનો અમુક ભાગ થાપણવાળાઓને પ્રસાદ તરીકે આપવો. ગામની સઘળી ભૂમિ પર દેવીની રખવાળી હોય છે એટલા માટે ગામમાં સઘળે સ્વચ્છતા રાખવી જોઈએ, તે મંદિરના વ્યવસ્થાપકોએ દેવીને ખર્ચે રાખવી. કૂવા, વાવ, તળાવ, હવાડા, નદી એ દેવીનાં તીર્થો. તેને ગંદાં કરવાથી દેવીનો કોપ થાય છે અને રોગચાળો ચાલે છે, તેથી એ સર્વ તીર્થો પર દેવીની તરફથી પંચે દેખરેખ રાખવી. એક જ ગ્રામદેવતાનાં બાળકોએ આપસમાં કજિયો કરવો અનુચિત છે, તેથી માતાનું સ્મરણ કરીને પંચની સલાહથી પોતાનો ટંટો પતાવવો. બાળકને મા પાસે જવામાં કદી રોકાણ નથી હોતું; તે પ્રમાણે ગ્રામદેવતાની શ્રદ્ધાપૂર્વક પૂજાઅર્ચા કરવાની કોઈને પણ મનાઈ ન હોવી જોઈએ. ગ્રામવાસી બાળકોને, એકએક બાળકને, માતાનું પય:પાન ગણીને વિદ્યાદાન અપાવું જ જોઈએ. મંદિરમાં જ એક પાઠશાળા અને ઔષધીસંગ્રહાલય – ચિકિત્સાલય – હોવાં જોઈએ. તે જ પ્રમાણે મંદિરની જોડે એક ધર્મશાળા, ગૌશાળા, ગ્રંથસંગ્રહાલય, પદાર્થસંગ્રહાલય, વ્યાયામશાળા, સ્નાનગૃહ અને બગીચો એટલું હોવું જોઈએ. રુગ્ણશુશ્રૂષા મંદિર મારફતે જ થવી જોઈએ. ગ્રામવાસીઓને યોગ્ય ભાવે ચોખ્ખો માલ મળે એટલા માટે મંદિર તરફથી સહકારી દુકાન હોય. ગ્રામસભા અને ગ્રામભોજન સારી રીતે થાય એટલા માટે જગ્યા અને સાધનો મંદિરમાં હંમેશાં તૈયાર રાખવાં.

આમ ગ્રામનું આખું સાર્વજનિક જીવન મંદિર મારફતે સહકારથી અથવા લોકનિયુક્ત પંચ દ્વારા ચાલે, એટલે ગ્રામદેવતા સંતુષ્ટ થઈને સર્વનું કલ્યાણ કરશે અને એવી રીતે સમાજ શાન્તિ, તુષ્ટિ અને પુષ્ટિયુક્ત થઈને કૃતજ્ઞતાથી તથા ભક્તિપૂર્ણ અંત:કરણથી ગ્રામદેવતાનાં સ્તોત્રો ગાતો અને ઉત્સવ કરતો યથાક્રમે ઇહપરત્ર અભ્યુદય અને નિ:શ્રેયસ્‌નો અધિકારી થશે.

એપ્રિલ, ૧૯૧૭ [મરાઠી પરથી]

## ગોરક્ષા – ૧

મારફાડ કરી ગાયનું રક્ષણ કરવું એવી ધર્મની આજ્ઞા નથી, એમ લાગે છે.
બ્રાહ્મણ પોતાના તપ વડે ગાયનું રક્ષણ કરે.
ક્ષત્રિય દિલીપ રાજાની પેઠે પોતાનું બલિદાન આપી રક્ષણ કરે.

પણ ગોરક્ષાનું કર્તવ્ય ધર્મશાસ્ત્રે વૈશ્યકર્મ તરીકે જ બતાવ્યું છે. कृषि गोरक्ष्य वाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।

આજની પરિસ્થિતિમાં એમ ન કહેવાય કે વૈશ્ય લોકો જ ગાયનું રક્ષણ કરે. પણ પશુઓનું રક્ષણ વૈશ્ય ઢબે જ કરવું જોઈએ એવો ઉપરના વચનનો અર્થ થાય છે. આખો સમાજ ગાય બળદનું એક રાષ્ટ્રીય ટ્રસ્ટ કરે અને ગાયોને પોતાના તાબામાં લઈ એમનું રક્ષણ કરે એ જ એક ધર્મ્ય માર્ગ છે.

ગોરક્ષા એ બીજાનું કામ નથી, વૈશ્યોનું જ કામ છે. વૈશ્યો ગોરક્ષા કરે ત્યાં સુધી બીજા એમાં ન પડે એમ મનુએ પોતાની સ્મૃતિમાં સ્પષ્ટ કહ્યું છે. આજે એનો અર્થ એમ કરીએ કે વૈશ્ય ઢબે ગોરક્ષા થાય ત્યાં સુધી બીજાં સાધનો ન જ વાપરવાં. વૈશ્યની કુનેહથી જ ગોરક્ષા થઈ શકે એમ છે.

આ રહ્યું મનુ ભગવાનનું વચન :

प्रजापतिर्हि वैश्याय सृष्ट्वापरिददे पशून् । [અ. ૯ શ્લો. ૩૨૭]

વિધાતાએ પશુઓને પેદા કરીને તેમને રક્ષણને માટે વૈશ્યોને સુપરત કર્યા છે. માટે વૈશ્યે,

वार्तायां नित्ययुक्तः स्यात् पशूनां चैव रक्षणे. [૯. ૩૨૬]

વૈશ્યે, કૃષિ, ગોરક્ષા અને વાણિજ્યમાં હમેશ મશગૂલ રહેવું અને વિશેષતઃ પશુઓના રક્ષણમાં. બીજી રીતે આજીવિકા અને ધનપ્રાપ્તિ ઉત્તમ થતી હોય તો-પણ વૈશ્યોએ ગોરક્ષામાં બેદરકાર ન જ થવું ઘટે. અને જ્યાં સુધી વૈશ્યો પશુ-રક્ષણ કરવા તૈયાર છે ત્યાં સુધી બીજાઓએ એમાં ન જ પડવું જોઈએ.

न च वैश्यस्य कामः स्यात् "न रक्षेयं पशून्" इति ।
वैश्ये चेच्छति नान्येन रक्षितव्याः कथंचन ।। [૯. ૩૨૮]

(ખેતી વગેરેમાં ઉત્તમ કમાણી થતી હોય તોપણ) વૈશ્યે 'પશુનું રક્ષણ હું ન કરું' એવો ખ્યાલ ન કરવો. એણે જરૂર પશુનું રક્ષણ કરવું જ જોઈએ અને જ્યાં સુધી વૈશ્ય આ કર્તવ્ય પાર પાડવાની ઇચ્છા રાખતો હોય ત્યાં સુધી બીજા-ઓએ એમાં ન પડવું.

આના પછી મનુ ભગવાને વૈશ્ય લોકોએ કઈ કઈ વિદ્યાઓ જાણવી જોઈએ એનું મહત્ત્વનું વર્ણન આપ્યું છે. આજના યુગમાં પણ એ બધી વિદ્યાઓ મહત્ત્વની ગણાશે તેમાં पशूनां परिवर्धनम् – Cattle breeding – પશુપાલન – ને સ્થાન છે એનો અર્થ ટીકાકારે નીચે પ્રમાણે કર્યો છે :

अस्मिन् देशे, काले, अनेन च तृण-उदक यवादिना
पशवो वर्धन्ते, अनेन क्षीयन्ते इति एतत् अयि जानीयात् ।

ઢોરઉછેર માટે અમુક સ્થળે, અમુક મોસમમાં અમુક જાતનું ઘાસ, પાણી અનાજ વગેરે અનુકૂળ છે. તેથી ઢોર પુષ્ટ થાય છે, સુધરે છે અને વધે છે,

ગણી જીવનયાત્રા ચલાવવા સારુ ગ્રહણ કરે. દેવીનો ભંડાર નિરંતર ભરપૂર રાખવો. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે લોકક્ષોભને પ્રસંગે દેવીનાં બાળકોનું પોષણ દેવીના ભંડારમાંથી થાય; અને દુ:ખનો પ્રસંગ ટળી સમૃદ્ધિ મળતાં જ માનતાને બહાને સૌ કોઈ ભંડારમાંથી મળેલી મદદ વ્યાજ સાથે પાછી વાળે. દેવીના ભંડારમાં સૌને પોતાની થાપણ મૂકવાની સગવડ હોય, એવી રીતે એકઠી થયેલી રકમ પંચે દેવીને નામે કોઈ લાભદાયક કામમાં રોકવી, અને મળેલા નફાનો અમુક ભાગ થાપણવાળાઓને પ્રસાદ તરીકે આપવો. ગામની સઘળી ભૂમિ પર દેવીની રખવાળી હોય છે એટલા માટે ગામમાં સઘળે સ્વચ્છતા રાખવી જોઈએ, તે મંદિરના વ્યવસ્થાપકોએ દેવીને ખર્ચે રાખવી. કૂવા, વાવ, તળાવ, હવાડા, નદી એ દેવીનાં તીર્થો. તેને ગંદાં કરવાથી દેવીનો કોપ થાય છે અને રોગચાળો ચાલે છે, તેથી એ સર્વ તીર્થો પર દેવીની તરફથી પંચે દેખરેખ રાખવી. એક જ ગ્રામદેવતાનાં બાળકોએ આપસમાં કજિયો કરવો અનુચિત છે, તેથી માતાનું સ્મરણ કરીને પંચની સલાહથી પોતાનો ટંટો પતાવવો. બાળકને મા પાસે જવામાં કદી રોકાણ નથી હોતું; તે પ્રમાણે ગ્રામદેવતાની શ્રદ્ધાપૂર્વક પૂજાઅર્ચા કરવાની કોઈને પણ મનાઈ ન હોવી જોઈએ. ગ્રામવાસી બાળકોને, એકએક બાળકને, માતાનું પય:પાન ગણીને વિદ્યાદાન આપાવું જ જોઈએ. મંદિરમાં જ એક પાઠશાળા અને ઔષધીસંગ્રહાલય – ચિકિત્સાલય – હોવાં જોઈએ. તે જ પ્રમાણે મંદિરની જોડે એક ધર્મશાળા, ગૌશાળા, ગ્રંથસંગ્રહાલય, પદાર્થસંગ્રહાલય, વ્યાયામશાળા, સ્નાનગૃહ અને બગીચો એટલું હોવું જોઈએ. રુગ્ણશુશ્રૂષા મંદિર મારફતે જ થવી જોઈએ. ગ્રામવાસીઓને યોગ્ય ભાવે ચોખ્ખો માલ મળે એટલા માટે મંદિર તરફથી સહકારી દુકાન હોય. ગ્રામસભા અને ગ્રામભોજન સારી રીતે થાય એટલા માટે જગ્યા અને સાધનો મંદિરમાં હંમેશાં તૈયાર રાખવાં.

આમ ગ્રામનું આખું સાર્વજનિક જીવન મંદિર મારફતે સહકારથી અથવા લોકનિયુક્ત પંચ દ્વારા ચાલે, એટલે ગ્રામદેવતા સંતુષ્ટ થઈને સર્વનું કલ્યાણ કરશે અને એવી રીતે સમાજ શાન્તિ, તુષ્ટિ અને પુષ્ટિયુક્ત થઈને કૃતજ્ઞતાથી તથા ભક્તિપૂર્ણ અંત:કરણથી ગ્રામદેવતાનાં સ્તોત્રો ગાતો અને ઉત્સવ કરતો યથાક્રમે ઈહપરત્ર અભ્યુદય અને નિ:શ્રેયસ્‌નો અધિકારી થશે.

એપ્રિલ, ૧૯૧૭ [મરાઠી પરથી]

# ગોરક્ષા – ૧

મારફાડ કરી ગાયનું રક્ષણ કરવું એવી ધર્મની આજ્ઞા નથી, એમ લાગે છે.

બ્રાહ્મણ પોતાના તપ વડે ગાયનું રક્ષણ કરે.

ક્ષત્રિય દિલીપ રાજાની પેઠે પોતાનું બલિદાન આપી રક્ષણ કરે.

પણ ગોરક્ષાનું કર્તવ્ય ધર્મશાસ્ત્રે વૈશ્યકર્મ તરીકે જ બતાવ્યું છે. कृषि गोरक्ष्य वाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।

આજની પરિસ્થિતિમાં એમ ન કહેવાય કે વૈશ્ય લોકો જ ગાયનું રક્ષણ કરે. પણ પશુઓનું રક્ષણ વૈશ્ય ઢબે જ કરવું જોઈએ એવો ઉપરના વચનનો અર્થ થાય છે. આખો સમાજ ગાય બળદનું એક રાષ્ટ્રીય ટ્રસ્ટ કરે અને ગાયોને પોતાના તાબામાં લઈ એમનું રક્ષણ કરે એ જ એક ધર્મ્ય માર્ગ છે.

ગોરક્ષા એ બીજાનું કામ નથી, વૈશ્યોનું જ કામ છે. વૈશ્યો ગોરક્ષા કરે ત્યાં સુધી બીજા એમાં ન પડે એમ મનુએ પોતાની સ્મૃતિમાં સ્પષ્ટ કહ્યું છે. આજે એનો અર્થ એમ કરીએ કે વૈશ્ય ઢબે ગોરક્ષા થાય ત્યાં સુધી બીજાં સાધનો ન જ વાપરવાં. વૈશ્યની કુનેહથી જ ગોરક્ષા થઈ શકે એમ છે.

આ રહ્યું મનુ ભગવાનનું વચન :

प्रजापतिर्हि वैश्याय सृष्ट्वापरिददे पशून् । [અ. ૯ શ્લો. ૩૨૭]

વિધાતાએ પશુઓને પેદા કરીને તેમને રક્ષણને માટે વૈશ્યોને સુપરત કર્યા છે. માટે વૈશ્યે,

वार्तायां नित्ययुक्तः स्यात् पशूनां चैव रक्षणे. [૯. ૩૨૬]

વૈશ્યે, કૃષિ, ગોરક્ષા અને વાણિજ્યમાં હમેશ મશગૂલ રહેવું અને વિશેષતઃ પશુઓના રક્ષણમાં. બીજી રીતે આજીવિકા અને ધનપ્રાપ્તિ ઉત્તમ થતી હોય તો-પણ વૈશ્યોએ ગોરક્ષામાં બેદરકાર ન જ થવું ઘટે. અને જ્યાં સુધી વૈશ્યો પશુ-રક્ષણ કરવા તૈયાર છે ત્યાં સુધી બીજાઓએ એમાં ન જ પડવું જોઈએ.

न च वैश्यस्य कामः स्यात् "न रक्षेयं पशून्" इति ।
वैश्ये चेच्छति नान्येन रक्षितव्याः कथंचन ।। [૯. ૩૨૮]

(ખેતી વગેરેમાં ઉત્તમ કમાણી થતી હોય તોપણ) વૈશ્યે 'પશુનું રક્ષણ હું ન કરું' એવો ખ્યાલ ન કરવો. એણે જરૂર પશુનું રક્ષણ કરવું જ જોઈએ અને જ્યાં સુધી વૈશ્ય આ કર્તવ્ય પાર પાડવાની ઈચ્છા રાખતો હોય ત્યાં સુધી બીજા-ઓએ એમાં ન પડવું.

આના પછી મનુ ભગવાને વૈશ્ય લોકોએ કઈ કઈ વિદ્યાઓ જાણવી જોઈએ એનું મહત્ત્વનું વર્ણન આપ્યું છે. આજના યુગમાં પણ એ બધી વિદ્યાઓ મહત્ત્વની ગણાશે તેમાં पशूनां परिवर्धनम् – Cattle breeding – પશુપાલન – ને સ્થાન છે એનો અર્થ ટીકાકારે નીચે પ્રમાણે કર્યો છે :

अस्मिन् देशे, काले, अनेन च तृण-उदक यवादिना
पशवो वर्धन्ते, अनेन क्षीयन्ते इति एतत् अयि जानीयात् ।

ઢોરઉછેર માટે આમુક સ્થળે, અમુક મોસમમાં અમુક જાતનું ઘાસ, પાણી અનાજ વગેરે અનુકૂળ છે. તેથી ઢોર પુષ્ટ થાય છે, સુધરે છે અને વધે છે,

તેમ જ અમુક સંજોગોમાં ઢોર નબળાં પડે છે, વણસી જાય છે. એ બધુ જાણવું જોઈએ.

૨૦-૬-'૨૬

# ગોરક્ષા – ૨

અહિંસા એટલે જેમને ચેતન છે તેવાં બધાં સત્ત્વોને વિશે ક્રૂરપણાનો અભાવ. પ્રાણીમાત્રને અભયદાન દેવું, તેમના ઘાતમાં પ્રવૃત્ત ન થવું, એ વ્યાપક અહિંસા છે.

૧

એટલી ઉચ્ચ કક્ષા સુધી મનુષ્યની ધર્મબુદ્ધિ હજી પહોંચી નથી. મનુષ્યહૃદય એટલું ઉન્નત થયું નથી; તેથી સમસ્ત માનવજાત પાસે આજની સ્થિતિમાં સૌથી વધારે અપેક્ષા રાખી શકાય તે એટલી જ કે માણસમાણસ વચ્ચેનું વેર ટાળવું, કોઈનો પણ ઘાતપાત ન કરવો એટલું જ નહીં પણ કોઈ કોઈને પીડે નહીં, કોઈ કોઈને અન્યાય ન કરે એવી સ્થિતિ ઊભી કરવી.

કોઈ કોઈને અન્યાય કરે, નાશ કરે અને વેર લે, તો તેના શાસન કે પ્રતિશોધન (બદલો લેવો તે) સારુ પણ કોઈ કોઈને મારે નહીં, કોઈ કોઈનો નાશ કરે નહીં. કેમ કે હિંસાથી હિંસા વધે છે, ઓછી થતી નથી. ઊલટું ક્ષમાવૃત્તિથી, સહન કરવાથી અને પ્રસંગે સત્યાગ્રહી સવિનય વિરોધ કરવાથી સમસ્ત મનુષ્યહૃદયની સજ્જનતા વધે છે.

ધર્મપાલન માટે, શિક્ષણના એક પ્રકાર તરીકે અને યુદ્ધની એક નવીન પદ્ધતિ તરીકે માણસમાણસ વચ્ચે જો અહિંસાનું જ અવલંબન થાય તો આજનો યુગ કૃતાર્થ થશે.

૨

એનાથી આગળ પગલું આપણાં નાનાં ભાંડુઓ જેવી જે પ્રાણીસૃષ્ટિ પરમેશ્વરે મનુષ્યના તાબામાં સોંપેલી છે, તેની સાથે ધર્મથી વર્તવું તે. જે પ્રાણીથી મનુષ્યને લાભહાનિ કશી નથી તેને વિશે તે ઉદાસીન જ રહેવાનો. કેવળ દુષ્ટ બુદ્ધિથી કિંવા મોજ ખાતર તેમનો સંહાર કરવાને તે કોઈ કોઈ વાર પ્રવૃત્ત થાય છે ખરો, પરંતુ એ પ્રકારનો સંહાર થોડા પ્રયત્ને અટકી શકે તેવો છે. તે જ પ્રમાણે માણસને હાથે કવચિત્ અજાણ્યે થતો સંહાર અટકાવવો કે ઓછો કરવો પણ મુશ્કેલ નથી.

પરંતુ જે જાનવરો કે પ્રાણીઓ મનુષ્યના પ્રત્યક્ષ નાશનાં કે દુ:ખનાં કારણ બને છે તેમનો સંહાર અથવા નિરોધ કરવો યોગ્ય છે, આવશ્યક છે અને સ્વાભાવિક છે એવું માણસને એટલું ઉત્કટપણે લાગે છે કે તેની એ પ્રવૃત્તિનો નિરોધ કરવાનું આજે તો બહુ મુશ્કેલ છે.

માત્ર યંત્રોની મદદથી જોઈ શકાય એવાં, અથવા જેમના અસ્તિત્વની માહિતી જંતુવિદ્યાવિશારદોના કહેવાથી જ આપણને થાય છે તે રોગનાં જંતુ જેવા સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવોના જન્મમરણ વિશે, વિકાસવિનાશ વિશે અથવા સુખદુ:ખ વિશે મનુષ્યહૃદય જાગૃત નથી હોતું. એ જીવો પ્રત્યે પણ અમુક પ્રકારનો માનવધર્મ રહેલો છે એવો પ્રચાર કરવો કઠણ છે.

૩

હવે રહ્યા એવા જીવો કે જેમનો મનુષ્યજીવનની સાથે હંમેશનો સંબંધ બંધાયો છે. એમાંથી પણ જેને પકડીને માણસ પોતાનાં આશ્રિત બનાવતો નથી, અથવા જેમની પાસે કામ લેતો નથી, તેમનું રક્ષણ અથવા પાલન કરવાનો ધર્મ તેને માથે આવતો નથી. તેમનું જીવન પ્રકૃતિના નિયમો અનુસાર વ્યતીત થવાનું. કીડી, મંકોડા, જંગલી કબૂતરો, જંગલમાંના સર્પ, પશુપક્ષી અને પાણીમાંનાં માછલાં વગેરેનું પાલનપોષણ કરવું અથવા પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું એ પણ કંઈ મનુષ્યનું ધર્મપ્રાપ્ત કર્તવ્ય નથી. એમને પાળવામાં એક પ્રકારની હોંશ છે, એક પ્રકારનો શોખ છે, વિનોદ છે અથવા વગર જરૂરના દયાધર્મનો અંધ અતિરેક છે.

પરંતુ મનુષ્યના આહારને માટે આજે જે પ્રાણીઓનો વધ થાય છે, તે અટકાવી શકાય તો ઘણું સારું ખરું. પણ તે માટે રસ્તો એક જ છે. મનુષ્યહૃદયને જાગૃત કરવાનો અન્ય માર્ગ નથી. જ્યાં ભક્ષ્ય–ભક્ષકભાવ જામી ગયો છે ત્યાં દયાબુદ્ધિ ઉત્પન્ન કરવી બહુ મુશ્કેલ છે. એવી પરિસ્થિતિમાં ખાસ વધને માટે પશુપક્ષી અથવા માછલાં પાળવામાં આવે છે! એ રિવાજ તો તેમના શિકારથી પણ વધુ ગર્હ્ય છે. જેમનું પાલન આપણે કરીએ છીએ તેમનો જ વધ કરવો અને જેમને આપણે ખવડાવીએ છીએ તેમને જ ખાઈ જવાં એમાં તે તે જીવોની હિંસા તો છે જ પરંતુ તેથી પણ ભયાનક એવી મનુષ્યહૃદયની હિંસા છે.

એવી પરિસ્થિતિમાં જેમનું પાલનપોપણ આપણે કરીએ છીએ તેમનો વધ કરવો એ જેટલું અનિષ્ટ છે તેટલું જ તેમનો વંશવિસ્તાર વધવા દેવો એ પણ અનિષ્ટ છે. વધ કરવાના હેતુથી પાળવામાં આવતાં પ્રાણીઓનો વંશવિસ્તાર બંધ કરવો અથવા મર્યાદિત કરવો એ અહિંસાની એક પાયરી જ છે.

જે પ્રાણીઓને પાળીને આપણે પૂર્ણપણે આપણાં આશ્રિત કર્યાં છે તેમના વંશવિસ્તારનું બધું પાપ આપણે માથે છે. જે વખતે આપણને તેમનો ઉપયોગ ન રહે એવી સ્થિતિ આવે ત્યારે તેમને જંગલમાં લઈ જઈને છોડી દેવાં અને પાછાં વન્ય બનાવવાં એ એક માર્ગ છે. બીજો માર્ગ તેમનો વંશ વધવા ન દેવો એ છે. અનાવશ્યક પ્રાણીઓના પાલનનો ભાર ઊંચકવો મનુષ્યની શક્તિની બહારની વાત છે.

૪

જે પ્રાણીઓ આપણને દૂધ વગેરે આહાર આપે છે, અથવા જેમની શ્રમરૂપી સેવા આપણે લઈએ છીએ તે આપણાં કુટુંબી બને છે. તેમનો વધ કરવો અથવા

થવા દેવો એ અત્યંત નિંદ્ય છે. ગાય, બળદ, ભેંસ, પાડો, હાથી, ઘોડો, ઊંટ, ગધેડું, ખચ્ચર વગેરે જાતિઓ આશ્રિતદશામાં હોય ત્યાં સુધી મનુષ્ય તરફથી તેમને અભયદાન મળવું જોઈએ. એ અભયદાન ત્યારે જ આપી શકાય કે જ્યારે તે તે પ્રાણીનું પાલનપોષણ માણસને લાભકારી થાય. કંઈ નહીં તો નુકસાન કરનારું અથવા અસહ્ય બોજારૂપ તો ન જ થાય.

ઉપરનાં પ્રાણીઓ પૈકી હાથી, ઘોડો અને ઊંટનો સવાલ આકરો નથી. એમની હસ્તીને હજી કશો ભય જણાતો નથી: ગધેડાંને માટે માણસ કંઈ ખર્ચ કરતો જ નથી. તેની સેવા તે લગભગ ફોકટમાં જ પટકાવે છે. એટલે તેનો સવાલ પણ ચર્ચાનો પ્રશ્ન નથી.

હવે રહ્યો સવાલ ગાય-બળદ અને ભેંસ-પાડા એ બે જાતિનો. એ પૈકી ગાય-બળદની તે જીવે છે ત્યાં સુધી આપણને અમર્યાદ સેવા મળે છે. તેથી તેમનાં પાલનપોષણની અને તેમના ઘડપણમાં તેમની સંભાળની જવાબદારી આપણે માથે રહે છે. તેમાં પણ બળદની સેવા આપણને અખંડ મળતી હોવાથી તેની ઉપયોગિતા સ્વયંસિદ્ધ છે. તેથી તેનો વધ સહસા કોઈ કરતું નથી. ગાયની ઉપયોગિતા તેના દૂધના પ્રમાણમાં વધતી ઓછી થાય છે અને તેથી જ તેનું જીવન સંકટમાં આવી પડ્યું છે. બળદની માફક જ જો ગાય પાસેથી સર્વકાળ લાભ મળતો રહે તો તેનો વધ પણ કોઈ સહસા નહીં કરે.

ગાય પર એક બીજું સંકટ પણ આવ્યું છે. તેના એક જબરદસ્ત હરીફ તરીકે ભેંસ ઊભી થઈ છે. મનુષ્યધર્મને ઓળખી જો આપણે ભેંસની ઓલાદનું પાલન-પોષણ અને ઘડપણમાં રક્ષા કરવા જઈએ તો ભેંસ આપણને કદી નફો કરવાની નથી. ગાય કરતાં ભેંસનું દૂધ વધારે, તેના દૂધમાં ચરબીનું પ્રમાણ વધારે અને તેની માવજત વધારે સહેલી; એ કારણોને લીધે તે ગાયનું સ્થાન છીનવી લે છે. પરંતુ એમાં માણસાઈ ભૂલી જઈને નાના અથવા મોટા પાડાઓનો પ્રત્યક્ષ અગર અપ્રત્યક્ષ રીતે વધ કરવાથી જ ભેંસનું દૂધ સસ્તું પડે છે એ વાત આપણે વીસરવી ન જોઈએ. પાડો સ્વભાવે શ્રમસહિષ્ણુ નથી ને બુદ્ધિમાન પણ નથી. ભેજવાળી હવામાં તે થોડુંઘણું કામ આપી શકે છે એટલું જ. સાધારણ રીતે તે જરા પણ મહેનત કરી શકતો નથી. તેના આહારના પ્રમાણમાં તેનો ઉપયોગ બહુ થોડો છે અને વધારે શ્રમ પડવાથી તે મરી જાય છે. તેથી પાડાનો નિરર્થક બોજો ઉપાડતાં ભેંસનું દૂધ બહુ મોંઘું પડી જાય એમ છે. વૈદકીય દૃષ્ટિથી ભેંસનું દૂધ ગાયના દૂધ જેટલું પથ્યકર નથી, એ પણ વિચારવા જેવું છે. તેથી ભેંસ મનુષ્યની સેવામાં સપડાઈને પોતાના જ વંશ પર ને ગાય પર ઘા કરે છે. માણસે ભેંસ પાળવી જ નહોતી જોઈતી. જંગલમાં તેનું જે થવાનું હોત તે થાત, આજ પણ આપણો ધર્મ એમ જ કહે છે કે ભેંસની સેવા અને તેમાંથી ઉત્પન્ન થતી જવાબદારી છોડી દો, અને કેવળ ગાયબળદની સેવા લેવામાં જ સંતોષ માનો તેમાં જ ધર્મ-પાલન છે.

ભેંસની અધર્મ્ય હરીફાઈ બંધ કરવાના માર્ગ અનેક છે. પરંતુ તે પૈકી રામબાણ ઉપાય એ છે કે આપણે ભેંસના દૂધનો અને તેમાંથી બનતા બધા પદાર્થોનો ત્યાગ કરવો. ભેંસ કે પાડાની સેવા લેવી નથી એટલું એક વાર નક્કી કર્યા પછી ભેંસ સસ્તી પડે કે મોંઘી પડે, તેનું દૂધ ઘણું વધારે પૌષ્ટિક અથવા હો કે ન હો એ બાબતોની સાથે આપણે કશો સંબંધ નથી. ગાય સાથેનો આપણો ઋણાનુબંધ જે હશે તે જ કાયમ રહેશે.

ગાયને અને તેના વંશને આટલું અભયદાન આપ્યા પછી, તેના દૂધનું પ્રમાણ વધારવાની અને તે કસદાર કરવાની ચિંતા આપણે આપોઆપ જ કરીશું. એનું શાસ્ત્ર આજે બહુ ખીલ્યું છે. તેનો આપણે પૂરતો ઉપયોગ કરવો જોઈએ.

બીજી વાત એ છે કે ગાયની બાબતમાં આજ સુધી આપણે જે અન્યાય કર્યો છે તેને યાદ કરી આદર્શ ગોપાલનમાંથી થતો બધો નફો ગાયના અને તેના વંશના રક્ષણાર્થે વાપરવો. જે પ્રમાણે ખાદીકાર્યનો છેવટનો આધાર સંન્યસ્તવૃત્તિથી રહેતા, પરોપકારી, ત્યાગી અને નિર્લોભ સમાજસેવકો પર છે તે જ પ્રમાણે ગોરક્ષાનો આધાર પણ સંન્યસ્તવૃત્તિનાં ગોભક્ત સમાજસેવક સ્ત્રીપુરુષો પર જ રહેવાનો. માણસનો બોજો ગાય પર ન પડે અને ગાયનો બોજો માણસ પર ન પડે એવી સ્થિતિ લાવવાને માટે સર્વ પ્રયત્ન થવા જોઈએ. ગાયનું દૂધ લોકોને બને તેટલું સસ્તું મળે અને ગાયની ઉપયોગિતા અને કિંમત તેટલી વધે તો જ ગાય નિર્ભય થશે. આજે ગાયને પોષવા કરતાં મારી નાખવી નફાકારક થાય છે એ કેટલી શરમાવનારી બાબત છે? એ સ્થિતિ બદલવી જ જોઈએ, અને ગાય જેવા મૂલ્યવાન પ્રાણીને મારવામાં આર્થિક દૃષ્ટિએ પણ નુકસાન જ છે એવું દુનિયાને લાગવું જોઈએ.

ગાયની ઓલાદ સુધારવાના પ્રયત્નો થવા જોઈએ. વાછરડાં આપવાની તેની શક્તિ છેવટ સુધી ટકે એવા ઉપાયો શોધી કાઢવા જોઈએ. ગાયના દૂધ વગરના ખાલી દિવસો બને તેટલા ઓછા થાય એવા પ્રયત્નો કરવા જોઈએ. ઊંડી જાય ત્યાં સુધી તેનું દૂધ ઓછું ન થઈ જાય એ વિશે કાળજી રાખવી જોઈએ. અને જે થોડા દિવસોમાં ગાય દૂધ ન આપે તેમાં તેનું પોષણ સારી રીતે થાય અને ખર્ચ ઓછો આવે એની પણ સંભાળ રાખવી જોઈએ.

ગાયના દૂધ ઉપરાંત તેનું છાણ મૂતર એ બંને પણ તેની અત્યંત ઉપયોગી પેદાશ છે. આપણે હિંદુઓ ગોમય અને ગોમૂત્રને બહુ પવિત્ર ગણીએ છીએ પણ તેમની ઉપયોગિતા આપણે બરાબર ઓળખી નથી. ખાતર તરીકે ગોમૂત્રનો આપણે જોઈએ તેટલો પૂરતો ઉપયોગ કરતા નથી. છાણને સૂકવીને આપણે બાળી નાખીએ છીએ અથવા તેને લીપવામાં વાપરીએ છીએ. એમ કરવામાં છાણનો દુરુપયોગ અને ખેતીનો દ્રોહ છે. ખાતર માટે છાણ સંઘરવાની કળા આપણે શીખવી જોઈએ.

[છાણથી લીપેલી જગ્યાને આપણે હિન્દુઓ પવિત્ર માનીએ છીએ તો ધર્મચુસ્ત મુસલમાનો તેને અપવિત્ર માને છે. છાણની લીપેલી જગ્યા ઉપર ધર્મચુસ્ત મુસલમાન કદી નમાજ પઢશે નહીં. પણ શુદ્ધ માટીથી લીપેલી જમીન આપણે બંને સરખી જ પવિત્ર માનીએ છીએ. એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે.]

ગાયનું સ્વાભાવિક મરણ થયા પછી પણ તેના પાળનારને તેનો વધારે ઉપયોગ કરી લેતાં આવડવું જોઈએ. ગાયનો વધ કરવો એ પાપ છે, પણ સ્વાભાવિક મરણને પામેલી ગાયનું ચામડું, તેની ખરી, શિંગડાં, હાડકાં અને આંતરડાં તેમ જ માંસ એ બધાંનો આપણે કોઈ ને કોઈ ઉપયોગ કરતાં શીખવું જોઈએ. મરેલા જાનવરનું માંસ કદી પણ ખાવામાં ન લેવાવું જોઈએ, કેમ કે તે શારીરિક અને માનસિક આરોગ્યનો નાશ કરે છે, તેનાથી જુગુપ્સા ઉત્પન્ન થાય છે, તેમાં અનેક જીવો પડે છે, અને તે અનેક રોગોનું ઘર થવાનો સંભવ રહે છે.

સ્વાભાવિક મરણથી મરેલી ગાયનું માંસ જમીનમાં દાટી દેવાથી તેનું ઉત્તમ પ્રકારનું ખાતર બને છે. શિંગડાં અને ખરીમાંથી સરેસ કાઢી શકાય છે. સરેસ લીધા પછી જે રેસા રહે છે તેનાં સરસ બ્રશ બની શકે છે. એ જ રીતે મરણ પામેલી ગાયના ચામડાને અત્યંત પવિત્ર માનીને તે જ વાપરવાનો આગ્રહ રાખવો જોઈએ. ગાયનાં હાડકાં અને ચામડાંનો વેપાર આજે ગોમાંસભક્ષકોના હાથમાં હોવાથી ગાયની કતલ વધતી જાય છે. એ જ વેપાર ગોસેવકોના હાથમાં આવવાથી તે તેટલી જ ઓછી થશે ને એ વેપારમાંથી મળતો મોટો નફો ગોસેવામાં જ વાપરી શકાશે. 'હત્યાચર્મ' કમાવવું સહેલું છે. 'મૃતિચર્મ' કમાવવામાં વધારે કળા જાણવાની જરૂર રહે છે. ગોસેવકોએ તે કળા શીખીને વધારવી જોઈએ. સાચા ગોસેવકોએ 'મૃતિચર્મ' જ વાપરવાનું વ્રત લેવું જોઈએ.

અને આમ હૃદયબળ, બુદ્ધિબળ, વિજ્ઞાનબળ, દ્રવ્યબળ, વેપારબળ અને સંઘબળના યોગથી ધર્મનિષ્ઠ મનુષ્યે મનુષ્યકુટુંબમાં દાખલ થયેલાં આ અસહાય પ્રાણીને – ગાયને અને તેના વંશને – રક્ષણ આપી તેનું પાલન કરવું જોઈએ.

આ ધર્મ માત્ર હિંદુઓનો જ નથી પણ જેને જેને તે ગળે ઊતરે તે મનુષ્યમાત્રનો છે. એમાં અહિંસાધર્મનો અને મનુષ્યહૃદયનો વિકાસ છે, અને તેથી તેના પર ઈશ્વરનો આશીર્વાદ છે.

જેને આ ધર્મ સમજાયો છે તેણે તેને સારુ પૂરતી તપસ્યા કરવાથી, તે તપસ્યાના પ્રભાવથી આ ગોરક્ષાધર્મનો સર્વત્ર પ્રસાર થશે એવો અધ્યાત્મશાસ્ત્રનો કોલ છે.

૧૯૩૨

# આપણાં આશ્રિતો

આપણા ધર્મમાં વૃત્તિચ્છેદનું પાપ વધ જેટલું જ ગણેલું છે. વૃત્તિ એટલે આજીવિકાનું સાધન. વૃત્તિચ્છેદ એટલે કોઈની આજીવિકાનું શુદ્ધ સાધન તોડી એને અસહાય બનાવવો તે. દરેક પ્રાણી એની વૃત્તિ સાથે જન્મેલો છે. તેથી જ એ કોઈના પર ભારરૂપ નથી થતો. કામ નાનું હોય કે મોટું હોય, હળવું હોય કે અઘરું હોય, જ્યાં સુધી વ્યક્તિ પોતાનું કામ કર્યાં કરે ત્યાં સુધી એનો ભાર ઉપાડવો એ કુદરતને માટે અથવા સમાજને માટે અઘરું નથી. મજૂર મજૂરી કરે ત્યાં સુધી એ બાદશાહ છે. એને કોઈનો ડર નથી, કશાની ફિકર નથી, મજૂરીનો ઝરો વહ્યાં કરે ત્યાં સુધી એની આજીવિકા એને માટે તૈયાર છે જ. સમાજે પોતાની હાજતો નક્કી કરી, તે તે હાજતો પૂરી પાડનાર વર્ગો તૈયાર કરેલા છે. એ વર્ગ જ્યાં સુધી સમાજે ચીંધેલું કામ કરવા રાજી છે ત્યાં સુધી એને પોષણ આપવા સમાજ બંધાયેલો છે જ.

કુદરતનો કાનૂન જુદો છે; માનવી સમાજનો કાનૂન જુદો છે. કુદરતનો ન્યાય અચૂક છે પણ અકળ છે. માણસ હૃદયધર્મથી બંધાયેલો છે, દીર્ઘદૃષ્ટિથી કેળવાયેલો છે, પરસ્પરાવલંબનથી પુષ્ટ થયો છે. એનો જીવનધર્મ વિશેષ છે. પશુઓ પણ અસહાય બાળકોની રક્ષા કરે છે અને તેમને અમુક હદ સુધી કેળવે છે. માણસ તેટલું કરે તો તેમાં શી નવાઈ? ન કરે તો આશ્ચર્ય. બાળકોના રક્ષણ અને શિક્ષણમાં જેટલો પ્રેમ રહ્યો છે એટલો જ દીર્ઘ સ્વાર્થ પણ રહ્યો છે. પશુઓમાં માંદાંઓની માવજત છે, નથી એમ નથી. પણ તે અમુક હદ સુધી જ. માણસે પોતાના કૃત્રિમ જીવનથી જેમ રોગો વધાર્યા છે તેમ માંદાંઓનું પ્રતિપાલન કરવું, દવાપાણી કરીને એમને સાજાં કરવાં, બની શકે તેટલું એમનું દુઃખ મટાડવું એ પોતાની જવાબદારી પણ સમાજ વધારે ને વધારે સ્વીકારતો થયો છે.

આખો જન્મારો એક કે બીજી રીતે જેણે સમાજની સેવા કરી છે અને સમાજ ઉપર વિશ્વાસ અને આધાર રાખ્યો છે તેને ઘડપણમાં સુખી અને સ્વતંત્ર રાખવો, તેના છેલ્લા દિવસો ચિંતામાં અને ઓશિયાળ અપમાનમાં ન જવા દેવા એ પણ સમાજે પોતાની ફરજ માની છે. ધર્મશાસ્ત્રકારોએ એ કર્તવ્ય વિશે ગંભીર અને ઉમદા વચનો ઘડી રાખ્યાં છે. સમાજે તેનો સ્વીકાર કર્યો છે. અનાથ, અસહાય અને વૃદ્ધોનું રક્ષણ કરવું એ પુરુષાર્થ અને પરાક્રમનું મુખ્ય ભૂષણ અથવા સાર્થક્ય માનેલું છે.

આ બધો ધર્મ માણસ માણસ વચ્ચે જ પરિસમાપ્ત નથી થતો. જે પ્રાણીઓ હિંસા કરે છે, પોતાનો ઘાત કરે છે, અથવા નુકસાન કરે છે તેમના પ્રત્યે માણસે શિકારધર્મ ગોઠવ્યો છે. હિંસ્ર અને નુકસાનકર્તા પ્રાણીઓને જુએ તેવાં જ મારી

નાખે. છતાં આમાં પણ શૂર લોકોએ કેટલાક નિયમોનું પાલન રાખ્યું છે. વાઘવરુ સૂતાં હોય ત્યારે એને ન મરાય. એને પડકારીને ઉઠાડયા પછી જ એની સામે થવાય. તેમાંયે વળી કોઈ માદા ગર્ભિણી હોય તો એને ન મરાય. અને મનુષ્ય-વસ્તીથી દૂર ઘોર જંગલમાં એ જાનવરો રહેતાં હોય ત્યાં જઈને એમને મારવાં અથવા ત્યાંથી એમને લલચાવીને મનુષ્યવસ્તીમાં આણીને મારવાં એ શિકારધર્મ નથી. જેમ મનુષ્યવસ્તીમાં માણસને નિર્ભય રહેવાનો હક છે તેમ ઘોર અરણ્યમાં પશુઓને પણ માણસની કનડગત વગર રહેવાનો હક છે એમ શિકારધર્મે સ્વીકાર્યું છે.

પશુઓનો બીજો વર્ગ તે ઘેટાં, બકરાં કે મરઘાં જેવાં પ્રાણીઓનો. આ વર્ગનો માણસજાતના ખોરાક ઉપરાંત બીજો ઝાઝો ઉપયોગ નથી. ખોરાકને અર્થે જ આવાં તમામ પશુઓને માણસે પોતાને કબજે કર્યાં છે. પોતાની ગરજ પ્રમાણે એમને જિવાડે છે, વધવા દે છે અને અંતે હોઈયાં કરે છે. માણસજાત માંસાહાર-માંથી ઊગરી ગઈ નથી ત્યાં સુધી આ સ્થિતિ ચાલવાની જ. જેટલા લોકો માંસાહાર તજી શકયા છે તેઓ આવાં પશુઓને મારે નહીં અને પાળે પણ નહીં. જેમની હત્યા થવાની જ છે, હત્યા માટે જ જેમને જિવાડવામાં આવે છે એવાં પ્રાણીઓનો ઉછેર અહિંસક માણસ ન જ કરે.

પશુઓનો ત્રીજો વર્ગ તે ગાય, ભેંસ, ઘોડા, ઊંટ, હાથી, કૂતરાં, બિલાડાં વગેરે પશુઓનો. માણસે આવાં પશુ પાસેથી અનેક જાતની સેવા લેવાની યુક્તિ શોધી કાઢી છે. આ બધાં પાળેલાં જાનવર ગણાય. મહેનત – કીમતી જાતમહેનત – આપી આ બધાં જાનવરો માણસના જીવનનાં સાથી થયાં છે. એક રીતે જોતાં એ બધાં માણસજાતની મૂડી છે; બીજી રીતે જોતાં માણસનાં એ સહકારી મિત્ર છે. બંને રીતે એમનું પાલન માણસને ઇષ્ટ છે. હૃદયધર્મ કહે છે કે જેની સેવા લઈએ છીએ, જે આપણા અન્નદાતા થયા છે, જેનું પાલન કરવામાં આપણે સ્વાર્થ અને આનંદ મેળવતા આવ્યા છીએ તેમના ઉપર છરી ન ચલાવાય; તેમનો ઘાત ન કરાય. મંદવાડમાં એમની માવજત કરવી ઘટે છે. ઘડપણમાં એમને જીવનની છેલ્લી ઘડીઓ સ્વાભાવિક અવસ્થામાં પૂરી કરવા દેવી જોઈએ. એમાં જ આપણી માણસાઈ રહેલી છે, એ જ આપણાં બુદ્ધિ અને પરાક્રમની શોભા છે. એમાં જ હૃદયનો વિકાસ છે અને પરમાત્માનો સંતોષ છે.

કોઈ પણ જાનવરને પાળતાં પહેલાં, એની સેવા લેતા પહેલાં એની આખી જવાબદારી ઉઠાવવાની આપણી તાકાત છે કે નહીં એ માણસે વિચારી લેવું ઘટે છે. જેટલાં પાળેલાં છે તેમની જવાબદારી પ્રથમ પૂરી કરે, પછી નવાં વધારવાનો વિચાર કરે. આ દૃષ્ટિએ વિચારતાં ભેંસ અને બકરી દૂધને માટે માણસે નહોતી જ રાખવી જોઈતી. હાથી, ઘોડા, ઊંટ એ જાનવરો તો, નર અને માદા બંને, આખર સુધી સેવા આપી સુરક્ષિત થયાં છે. સેવાની ઉપયોગિતા એ તે તે પશુઓની વૃત્તિ છે. એ વૃત્તિનો છેદ જ્યાં સુધી નથી થયો ત્યાં સુધી તે નિર્ભય છે. રાજપૂતાનાના રેતાળ મુલકમાં જ્યાં સુધી ઊંટ વગર ચાલતું નથી ત્યાં સુધી જ બિચારું ઊંટ

સલામત છે. ત્યાં મોટરો વધે એટલે ઊંટોનો વૃત્તિચ્છેદ થયો જ. પછી એ ઊંટને કુબેર પણ બચાવી ન શકે અને દિલીપ પણ બચાવી ન શકે. મોટરોએ ઘોડાઓનો વૃત્તિચ્છેદ ઘણો કર્યો છે અને હજીયે કરશે.

કુદરતી રીતે વધારેમાં વધારે જીવવાની અનુકૂળતા ગાયબળદને છે. દૂધને માટે ગાય અને ખેતીને માટે બળદ એ બન્ને અત્યંત આવશ્યક છે. એમનો વૃત્તિચ્છેદ થાય તો હિંદુસ્તાનની સમાજરચના તૂટી જશે અને નવી ઊભી થતાં પહેલાં તે પશુઓની સાથે અસંખ્ય મનુષ્યો પણ હોમાઈ જશે. એટલા માટે હૃદયધર્મ સાથે જીવનધર્મ પણ કહે છે કે ગાયબળદની રક્ષા કરો.

ગાય અને બળદ બંનેની ઉપયોગિતા સરખી, અખંડ હોત તો તો સવાલ ન હતો. હળનું કામ ન હોય ત્યારે બળદ ગાડામાં જોડાય છે અને એ રીતે એ બિચારાની વૃત્તિ લગાતાર ચાલે છે. વરસનો દરેક દહાડો સેવા આપવાની એને તક મળે છે, તેથી એ નિર્ભય છે. એનો વૃત્તિચ્છેદ થાય નહીં ત્યાં સુધી એ નિર્ભયતા જરૂર ટકવાની. ધંધાદારને ભો નહીં.

ગાયનું એવું નથી. એ બારમાસીના ફૂલની પેઠે અખંડ દૂધ આપી શકતી નથી. એ વસૂકી જાય છે અને અમુક ઉંમર પછી એ નિરિન્દ્રિય થાય છે. પછી એ વાછરડાં પણ ન આપી શકે અને દૂધ પણ ન આપી શકે. એવી સ્થિતિમાં ગાયનું રક્ષણ કરવું એ માણસનો ધર્મ છે. એ રક્ષણ ઓછામાં ઓછે ખર્ચે અને અત્યંત સ્વાભાવિક રીતે કરવું એ માણસની આવડતનો સવાલ છે. માણસે પોતાની તમામ બુદ્ધિશક્તિ અને યોજનાશક્તિ એની પાછળ ખરચવી જોઈએ. ગાયની પ્રજા પુષ્ટ થાય, એનું દૂધ વધે અને કસદાર થાય; એ બાખડી હોય ત્યારે ઓછામાં ઓછે ખર્ચે એનું ગુજરાન ચાલે; અને એ નિરિન્દ્રિય થાય ત્યારથી માંડીને સ્વાભાવિક મોતે મરી જાય ત્યાં સુધીનો ઘડપણનો ગાળો બની શકે તેટલો ઓછો કરવામાં આવે. એ ગાળા દરમિયાન પણ ગાયને કંઈક ધંધો શોધી દેવામાં આવે. ગાય જીવતી હોય ત્યાં સુધી એનાં છાણમૂતરનો પણ વધારેમાં વધારે સારો ઉપયોગ કરવામાં આવે. એ સ્વાભાવિક મોતે મરી ગયા પછી એનાં ચામડાં, હાડકાં, આંતરડાં વગેરેમાંથી વધારેમાં વધારે ઊપજ કરવામાં આવે. અને આટલું કર્યા પછી જેટલે દરજ્જે ગાય પરાવલંબી રહે તેટલે દરજ્જે એને જિવાડવાનો બોજો દૂઝણા ધંધા ઉપર જ પડે એવી ગોઠવણ કરવામાં આવે, તો જ ગૌરક્ષા થાય. જે ગાય પોતે જીવી માણસને પણ જિવાડે છે અને પૈસાદાર બનાવે છે એ જ ગાય પોતાની જાતિનાં અસહાય, અપંગ, ઘરડાં પ્રાણીઓને સહેજે જિવાડી શકે. ફક્ત માણસે પોતાનો લોભ તેટલા પૂરતો મર્યાદિત કરવો જોઈએ.

ભેંસ એ પ્રાણી ગાયનું જબરદસ્ત હરીફ છે. એના પાડાનો બોજો માણસજાત ઉપર પડત તો માણસને ખબર પડત. પણ ગમે તે બહાનું કાઢી અથવા બહાના વગર પાડાને નિર્દયપણે મારી નાખવાની પ્રથા અખત્યાર કરી માણસે ભેંસનું

દૂધ, એમાં વધારે ચરબી હોય છે એ જ કારણે વધારે વાપરવા માંડ્યું. તેથી ગાયની આજીવિકા વધારે કઠણ થઈ. ગાયને જિવાડવી હોય તો જ્યાં જ્યાં ગાયને આશ્રય આપી શકાય એમ હોય ત્યાં ભેંસનો મોહ છોડી દેવો જોઈએ.

ભેંસને પાળી ન હોત તો સારું થાત એ ખરું, પણ ભેંસને દુનિયામાં સ્થાન જ નથી એમ નથી. કેટલાક પ્રદેશો એવા છે કે જ્યાં બળદ કામ કરી ન શકે. ત્યાંની આબોહવા ને ખોરાક પણ બળદને સદે નહીં. એવે ઠેકાણે પાડાઓ કામ કરે છે. એવે ઠેકાણે પાડાની કિંમત બળદ કરતાં વધારે હોય છે. મોટા પાયા પર આવા પ્રદેશોની તપાસ કરી બની શકે તેટલા પાડા ત્યાં મોકલી દેવા. ત્યાં પાડા સસ્તા થશે, ખેતી વધશે, અને ખેડૂતોને લાભ થશે. સ્વરાજ્યમાં ખેતીખાતું અને રેલવેખાતું મળીને દેશને ખર્ચે જાનવરોને જરૂર હોય ત્યાં મોકલી દેશે. આ વસ્તુ તદ્દન શક્ય અને વ્યવહારુ છે. જ્યાં બળદ ન ટકે ત્યાં ગાય પણ ન ટકે. નિઃસત્ત્વ ખોરાક પર ગાય નથી નભી શકતી. એવે ઠેકાણે ભેંસ ભલે પોતાનું ઘર કરે અને લોકોને દૂધ જેવો પૌષ્ટિક ખોરાક પણ પૂરો પાડે.

બળદ ન ચાલી શકે અને પાડા ચાલી શકે એવાં સ્થાનો પરિમિત જ છે. તેટલા પૂરતી જ ભેંસપાડાની ઉછેર રાખી હોય તો સારું.

બકરીનો સવાલ જરા જુદો છે. બકરાબકરી સાથે માણસે હજી ભક્ષ્યભક્ષકની દૃષ્ટિ રાખી છે, સેવ્યસેવકની નહીં. એ બંને સંબંધનું, બન્ને દૃષ્ટિનું મિશ્રણ કરવું એ માણસને માટે અશક્ય હોવું જોઈએ. બકરી એ ગરીબ માણસની ગાય છે એ ખરું, પણ જે બકરાને કંઈક કામ સોંપી શકે તે જ દૂધને માટે બકરી રાખી શકે. બકરો મરી ગયા પછી એના વાળ, ચામડાં વગેરેમાંથી જે આવક થાય છે તેટલા પર આખો જન્મારો બકરાને પોષી ન શકાય. એની લીંડીમૂતરનું ખાતર કીમતી હોય છે ખરું પણ તેટલા પર એ જીવી ન શકે. અને બકરીના દૂધમાંથી એટલી આવક તો નથી જ થતી કે એમાંથી બકરાને પોષી શકાય. તેમ કરવાનો પ્રયત્ન કરવો એ પણ આજે ગાય પ્રત્યે દ્રોહ છે.

બકરીનું દૂધ લેવું અને એનાં બચ્ચાંને મારી ખાવાં એ રિવાજ બધે ભલે હોય, પણ મનુષ્યહૃદયને એ ન જ રુચવો જોઈએ. માંસાહારી લોકો બકરાંને ખાઈ જાય અને અન્નાહારી લોકો બકરીનું દૂધ પીએ એવો શ્રમવિભાગ થઈ શકે છે. પણ એ સ્થિતિમાં એ જાનવરોનું પોષણ તો માંસાહારી જ કરે ને? અન્નાહારી બકરીને પાળી એનાં નરબચ્ચાંને ખોરાક તરીકે માંસાહારીને વેચી ન શકે, અને પોતે પોતાને નિરુપયોગી એવાં પ્રાણીને પાળી પણ ન શકે. બકરાંની ઓલાદ એટલી તો વધે છે કે ભલભલા અન્નાહારીને પણ એને મફતનાં પાળવાં એ અઘરું થઈ પડવાનું.

એટલે બકરી અને ભેંસના દૂધનો ઉપયોગ બનતાં સુધી ન કરવો. પાળેલાં જાનવરોનો વૃત્તિચ્છેદ થવા ન દેવો. અને એમનો ઉપયોગ જેટલો વધે તેટલો અને લગભગ આખર સુધી થઈ શકે એવો પ્રયાસ કરવો જોઈએ. આટલી રક્ષા

આજે શક્ય છે અને તેના ઉપર જ ભાર દઈ એટલી એક જ વસ્તુ સિદ્ધ કરવા પાછળ બધી શક્તિ એકત્ર થવી જોઈએ.

૨૯-૫-'૨૭

## ખંડ ૬ : ગરીબાઈનો પ્રશ્ન

# વીરધર્મ

હિંદુસ્તાનના બધા સવાલોમાં દારિદ્ર્યનો સવાલ સૌથી મોટો છે. જે પ્રજાને બે ટંક પેટપૂરતું ખાવાનું પણ ન મળતું હોય તે પ્રજાનું ચિત્ત બીજા કોઈ સવાલ ઉપર ક્યાંથી ઠરે? ભૂખમરો કાઢી નાખીએ તો જ પ્રજાને કાંઈ પણ સૂઝ પડે અને જીવનમાં સુધારો કરવાનો ઉત્સાહ આવે. સવારથી સાંજ સુધી, એક ચોમાસાથી બીજા ચોમાસા સુધી અને જન્મથી મરણ સુધી ભૂખમરો કેમ ફિટાડાય એ એક જ સવાલ ગરીબ હિંદ આગળ ઊભો ને ઊભો રહે છે.

ગામડાંઓમાં કેટલેક ઠેકાણે માણસ માંદો પડે તોપણ એક દિવસ દવા ન લઈ શકે અને આરામ પણ ન લઈ શકે. કેમ કે આરામ લેવા જાય તો ખાય શું? અને ડૉક્ટરને ત્રણ આના આપવા હોય તો એક દિવસનો ખોરાક જતો કરીને જ આપી શકાય. ગરીબાઈને લીધે માણસનું તેજ પણ હણાય છે. તે અન્યાય જુએ છે છતાં તેની સામે થઈ શકતો નથી; છેતરાય છે એમ જોતાં છતાં છેતરપિંડીથી બચી શકતો નથી; ગરીબાઈને કારણે તેને સ્વાભાવિક દયા, માયા, મમતા બધું તજી દેવું પડે છે; પુત્રસ્નેહથી પાળેલા બળદ અને પાડાઓ પાસેથી તેમના ગજા ઉપરાંત તેને કામ લેવું પડે છે, નિર્દય થઈને તેમને માર મારવો પડે છે.

આશ્ચર્યની વાત એ છે કે ગરીબ ગામડિયો ગરીબ છે એટલા જ માટે એને ઘણી વાર વધારે ખર્ચ કરવો પડે છે. એ ગરીબ છે એટલા માટે જ એની પાસેથી વધારે વ્યાજ લેવામાં આવે છે. એ ગરીબ છે એટલા માટે જ સુધરેલી સગવડો એને લાંચ આપીને લેવી પડે છે. ટૂંકામાં કહીએ તો એ ગરીબ છે એટલા માટે જ એને વધારે ગરીબ થવું પડે છે.

એનો ઉપાય શો? કાયદાથી એનું રક્ષણ થવાનું નથી. શાહજાદાથી માંડીને અવલકારકુન સુધીના અમલદારોના જે મોટા મોટા પ્રવાસો ચાલે છે તેથીયે ગરીબો-ની સ્થિતિ સુધરવાની નથી. ઊલટું એવે પ્રસંગે વેઠ કરતાં કરતાં ગરીબો અધ-મૂઆ થઈ જાય છે. કોર્ટો તો ગરીબોને ચૂસવાનું જ કામ કરે છે. પોલીસો

દૂધ, એમાં વધારે ચરબી હોય છે એ જ કારણે વધારે વાપરવા માંડયું. તેથી ગાયની આજીવિકા વધારે કઠણ થઈ. ગાયને જિવાડવી હોય તો જ્યાં જ્યાં ગાયને આશ્રય આપી શકાય એમ હોય ત્યાં ભેંસનો મોહ છોડી દેવો જોઈએ.'

ભેંસને પાળી ન હોત તો સારું થાત એ ખરું, પણ ભેંસને દુનિયામાં સ્થાન જ નથી એમ નથી. કેટલાક પ્રદેશો એવા છે કે જ્યાં બળદ કામ કરી ન શકે. ત્યાંની આબોહવા ને ખોરાક પણ બળદને સદે નહીં. એવે ઠેકાણે પાડાઓ કામ કરે છે. એવે ઠેકાણે પાડાની કિંમત બળદ કરતાં વધારે હોય છે. મોટા પાયા પર આવા પ્રદેશોની તપાસ કરી બની શકે તેટલા પાડા ત્યાં મોકલી દેવા. ત્યાં પાડા સસ્તા થશે, ખેતી વધશે, અને ખેડૂતોને લાભ થશે. સ્વરાજ્યમાં ખેતીખાતું અને રેલવેખાતું મળીને દેશને ખર્ચે જાનવરોને જરૂર હોય ત્યાં મોકલી દેશે. આ વસ્તુ તદ્દન શક્ય અને વ્યવહારુ છે. જ્યાં બળદ ન ટકે ત્યાં ગાય પણ ન ટકે. નિ:સત્ત્વ ખોરાક પર ગાય નથી નભી શકતી. એવે ઠેકાણે ભેંસ ભલે પોતાનું ઘર કરે અને લોકોને દૂધ જેવો પૌષ્ટિક ખોરાક પણ પૂરો પાડે.

બળદ ન ચાલી શકે અને પાડા ચાલી શકે એવાં સ્થાનો પરિમિત જ છે. તેટલા પૂરતી જ ભેંસપાડાની ઉછેર રાખી હોય તો સારું.

બકરીનો સવાલ જરા જુદો છે. બકરાબકરી સાથે માણસે હજી ભક્ષ્યભક્ષકની દૃષ્ટિ રાખી છે, સેવ્યસેવકની નહીં. એ બંને સંબંધનું, બન્ને દૃષ્ટિનું મિશ્રણ કરવું એ માણસને માટે અશક્ય હોવું જોઈએ. બકરી એ ગરીબ માણસની ગાય છે એ ખરું, પણ જે બકરાને કંઈક કામ સોંપી શકે તે જ દૂધને માટે બકરી રાખી શકે. બકરો મરી ગયા પછી એના વાળ, ચામડાં વગેરેમાંથી જે આવક થાય છે તેટલા પર આખો જન્મારો બકરાને પોષી ન શકાય. એની લીંડીમૂતરનું ખાતર કીમતી હોય છે ખરું પણ તેટલા પર એ જીવી ન શકે. અને બકરીના દૂધમાંથી એટલી આવક તો નથી જ થતી કે એમાંથી બકરાને પોષી શકાય. તેમ કરવાનો પ્રયત્ન કરવો એ પણ આજે ગાય પ્રત્યે દ્રોહ છે.

બકરીનું દૂધ લેવું અને એનાં બચ્ચાંને મારી ખાવાં એ રિવાજ બધે ભલે હોય, પણ મનુષ્યહૃદયને એ ન જ રુચવો જોઈએ. માંસાહારી લોકો બકરાંને ખાઈ જાય અને અન્નાહારી લોકો બકરીનું દૂધ પીએ એવો શ્રમવિભાગ થઈ શકે છે. પણ એ સ્થિતિમાં એ જાનવરોનું પોષણ તો માંસાહારી જ કરે ને? અન્નાહારી બકરીને પાળી એનાં નરબચ્ચાંને ખોરાક તરીકે માંસાહારીને વેચી ન શકે, અને પોતે પોતાને નિરુપયોગી એવાં પ્રાણીને પાળી પણ ન શકે. બકરાંની ઓલાદ એટલી તો વધે છે કે ભલભલા અન્નાહારીને પણ એને મફતનાં પાળવાં એ આઘરું થઈ પડવાનું.

એટલે બકરી અને ભેંસના દૂધનો ઉપયોગ બનતાં સુધી ન કરવો. પાળેલાં જાનવરોનો વૃત્તિચ્છેદ થવા ન દેવો. અને એમનો ઉપયોગ જેટલો વધે તેટલો અને લગભગ આખર સુધી થઈ શકે એવો પ્રયાસ કરવો જોઈએ. આટલી રક્ષા

મરવું પડે એ શું વાજબી છે?–એવો વિચાર તમે કેમ ન કરો? ગરીબાઈમાં દિવસ કાઢવા પડે એ બીકથી આપણામાં કેટલી પામરતા આવી ગઈ છે? ડગલે ને પગલે આપણો જે તેજોવધ થાય છે તેનું કારણ આ ગરીબાઈની બીક જ છે. આપણે અન્યાય સહન કરીએ છીએ, અપમાન ગળી જઈએ છીએ, અન્યાય કરવા તૈયાર થઈએ છીએ, આંખ મીચીને બીજાના અન્યાયમાં સામેલ થઈએ છીએ અને દિવસરાત આત્માનું અપમાન કરીએ છીએ એનું કારણ આ ગરીબાઈની બીક જ છે.

કેટલાક કહે છે, 'આટલો સ્વાર્થત્યાગ કોઈ વિરલો મહાત્મા જ કરી શકે. સામાન્ય લોકોને માટે એ આદર્શ નથી. બાળબચ્ચાંનો વિચાર છોડચે કેમ ચાલે?'

યુદ્ધમાં જે હજારો અને લાખો સૈનિકો દેશની ખાતર લડવા જાય છે તે બધા જ કંઈ મહાત્મા નથી હોતા. તેમને પણ બાળબચ્ચાં હોય છે. દસ કે પંદર રૂપિયા મેળવનાર માણસ બાળબચ્ચાં માટે શી બચત કરી શકે? આપણે સ્ત્રીઓને અને દીકરાદીકરીઓને આશ્રિત દશામાં રાખવાને ટેવાયેલા છીએ તેથી જ આપણને અજ્ઞાત ભવિષ્યમાં ભૂસકો મારતાં બીક લાગે છે. રોજ ને રોજ મહેનત કરીને રોટલો મેળવવો અને ભવિષ્યને માટે કશી ચિંતા ન કરવી એમાં જે વીરરસ રહેલો છે તેની મીઠાશ અનુભવ વગર ન સમજાય. સલામતી એ જીવનનો સડો છે. ભવિષ્ય વિશેની સંદિગ્ધતા–નિત્યનૂતન યુદ્ધ એ જ જીવનનો સાર છે. એનો રસ જેને મળ્યો નથી તે અભાગિયો કહેવાય. જેનો ભવિષ્યકાળ સલામત છે તેનામાં ધાર્મિકતા રહેવી બહુ જ અઘરી છે. જે સલામતી ઈચ્છે છે તે ખરું જોતાં નાસ્તિક જ છે. બાળક જેમ માબાપ પર વિશ્વાસ રાખી નિશ્ચિંત રહે છે તેમ વીર પુરુષે માંગલ્ય ઉપર વિશ્વાસ રાખવો જોઈએ. જ્યાં સલામતી છે ત્યાં પુરુષાર્થ નથી, ધાર્મિકતા નથી, કળા નથી અને કાવ્ય નથી.

જે માણસ સ્વેચ્છાપૂર્વક ગરીબાઈ સ્વીકારે છે તે વીર બની જાય છે. અન્યાયી માણસને તે કાળ જેવો લાગે છે, પીડિત લોકોને તે કૃપાનિધિ ભાસે છે, જબરદસ્ત સલ્તનત સામે તે ઊભો રહી શકે છે અને તેને જ ધર્મનું રહસ્ય પ્રગટ થાય છે. ગરીબાઈ એ વીરનો ખોરાક છે, ઈશ્વરનો પ્રસાદ છે અને ધર્મનો આધાર છે. આવા ગરીબો જ્યારે દેશમાં વધશે ત્યારે જ દેશની ગરીબાઈ દૂર થશે, ભૂખમરો ટળશે, લોકોમાં હિંમત આવશે અને આજે અશક્ય જણાતી વસ્તુ શક્ય અને સહેલી થઈ પડશે.

ગુજરાતમાં દેશદાઝ છે; દયાધર્મ છે; વિદ્વત્તા નથી એમ નથી; હિંમતવાન અને ચતુર પુરુષોની તો ગુજરાત ખાણ છે, ગુજરાતમાં જ્ઞાન છે; અમુક જાતની સંસ્કૃતિ છે; સાર્વજનિક કામો કરવાની ટેવ છે. ફક્ત જુવાનોને ગરીબાઈ ધારણ કરવાની લગની લાગવી જોઈએ. આજે હિંદુસ્તાનમાં ગુજરાતની જે ખ્યાતિ છે તે ગુજરાતના વેપારને લીધે નહીં કે ગુજરાતે ભેગાં કરેલાં નાણાંને લીધે નહીં, પણ ગુજરાતના કેટલાક સુપુત્રોએ વીરધર્મ સ્વીકારી ગરીબાઈ ધારણ કરી છે તેને લીધે.

ગરીબોને જમ જેવા ભાસે છે. વકીલો, નાણાં ધીરનાર શાહુકારો, અરજીઓ લખનાર મહેતાઓ, પટેલતલાટીઓ, વાર્ષિક ઉઘરાણું કરનાર ગોરગામોટ અને જોશીઓ, સાધુ, સંન્યાસી, ફકીર, બધા જ ગરીબ ખેડૂતો ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. ગરીબ ખેડૂત આખી દુનિયાને ખવડાવે, પણ એને ખવડાવનાર કોઈ ન મળે. એને માટે તો ભૂખમરો જ છે.

ત્યારે એનો ઉપાય શો? સ્વાવલંબન એ એક જ ઉપાય આપણે બતાવી શકીએ. પણ જે માણસ ઉપર આખો સમાજ અવલંબીને રહ્યો છે તેની આગળ સ્વાવલંબનની વાત કરતાં આપણે શરમાવું જોઈએ. એ બિચારાને બાળબચ્ચાં હોય, માબાપ હોય, ભાઈબહેન હોય, એ બધાંની દુર્દશા ન થાય એટલા માટે જ તે બધું સહન કરે છે. નહીં તો તે ક્યારનોયે કાં તો બળવાખોર થઈ ગયો હોત અથવા ભભૂત લગાવીને બાવો બની ગયો હોત. એવાનું દુ:ખનિવારણ કોણ કરે? આપણે જેટલી હિલચાલ કરીએ છીએ તે બધી શહેરોમાં. વ્યાખ્યાનો થાય છે શહેરો-માં જ; કેળવણી માટે ખર્ચ થાય છે શહેરોમાં જ; છાપાંઓ વંચાય છે શહેરોમાં જ; ઓસડવેસડની સગવડ પણ રખાય છે શહેરોમાં જ; સુખાકારીનાં બધાં સાધનો મળી શકે છે શહેરોમાં જ. ત્યારે ગામડાંનાં ગરીબનો બેલી કોણ?

વિચાર કરતાં જણાશે કે ગરીબાઈનું ઓસડ ગરીબાઈ છે. જ્યાં દેશમાં કરોડો લોકો ભૂખમરો વેઠે છે ત્યાં તે ભૂખમરો મટાડવા માટે હજારો અને લાખો જુવાનો-એ સ્વેચ્છાપૂર્વક ગરીબાઈ સ્વીકારવી જોઈએ – ધાર્મિકતાથી ગરીબાઈ ધારણ કરવી જોઈએ. અંગ્રેજી કેળવણીને લઈને આપણે આ બાબતમાં બહુ જ કાયર બન્યા છીએ. માણસને જેટલો મોતનો ભય નથી, બેઆબરૂનો ભય નથી, ધર્મદ્રોહ કે દેશદ્રોહનો ભય નથી એટલો ભય ગરીબાઈનો લાગે છે. જે દેશમાં સ્વેચ્છાપૂર્વક ધારણ કરેલી ગરીબાઈની પ્રતિષ્ઠા સર્વોપરી હતી તે જ દેશમાં આજે કેળવાયેલો દરેક જુવાન કાયરની પેઠે ગરીબાઈથી નાસતો ફરે છે.

રશિયામાં ફેલાયેલો ભૂખમરો જોઈ લોકોની પીડા અસહ્ય લાગી તેથી સાધુ ટૉલ્સ્ટૉય ઘરબાર છોડી ભિખારી બન્યો. બાહ્ય દૃષ્ટિએ જોતાં એણે શું મેળવ્યું? ગરીબોની સંખ્યામાં પોતાનો ઉમેરો કર્યો એટલું જ ને. સંપત્તિશાસ્ત્રીઓ એનો જવાબ ન આપી શકે કેમ કે તેમના શાસ્ત્રમાં આત્માને સ્થાન નથી. ટૉલ્સ્ટૉયે ભિખારી બની દુનિયાનો આત્મા જાગ્રત કર્યો, દુનિયાના મોજશોખમાં આળોટનારા હજારોને ભૂખમરાનું અને તેની પાછળ રહેલા અન્યાયનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યું.

સુશિક્ષિતો કહે છે, 'તમારી વાત સાચી છે. પણ અમારાં બાળબચ્ચાંનું શું? જે સ્થિતિમાં રહેવાને તેઓ ટેવાયેલાં છે તે સ્થિતિમાં તો તેમને રાખવાં જ જોઈએ ને? અમારા વિચારોને લીધે તેમને ખમવું પડે એ શું વાજબી છે?' હા, જરૂર વાજબી છે. જો તમારી દૃષ્ટિએ તમારી સ્ત્રી અને તમારાં બાળબચ્ચાં એકલાં જ સત્ય હોય અને ભૂખમરો વેઠતા તમારા કરોડો ભાઈઓ ખાલી ભ્રમ – માયા હોય તો વાત જુદી. આપણી ઊજળી ટેવોને લીધે અસંખ્ય ગરીબોને ભૂખે

મરવું પડે એ શું વાજબી છે?—એવો વિચાર તમે કેમ ન કરો? ગરીબાઈમાં દિવસ કાઢવા પડે એ બીકથી આપણામાં કેટલી પામરતા આવી ગઈ છે? ડગલે ને પગલે આપણો જે તેજોવધ થાય છે તેનું કારણ આ ગરીબાઈની બીક જ છે. આપણે અન્યાય સહન કરીએ છીએ, અપમાન ગળી જઈએ છીએ, અન્યાય કરવા તૈયાર થઈએ છીએ, આંખ મીચીને બીજાના અન્યાયમાં સામેલ થઈએ છીએ અને દિવસરાત આત્માનું અપમાન કરીએ છીએ એનું કારણ આ ગરીબાઈની બીક જ છે.

કેટલાક કહે છે, 'આટલો સ્વાર્થત્યાગ કોઈ વિરલો મહાત્મા જ કરી શકે. સામાન્ય લોકોને માટે એ આદર્શ નથી. બાળબચ્ચાંનો વિચાર છોડયે કેમ ચાલે?'

યુદ્ધમાં જે હજારો અને લાખો સૈનિકો દેશની ખાતર લડવા જાય છે તે બધા જ કંઈ મહાત્મા નથી હોતા. તેમને પણ બાળબચ્ચાં હોય છે. દસ કે પંદર રૂપિયા મેળવનાર માણસ બાળબચ્ચાં માટે શી બચત કરી શકે? આપણે સ્ત્રીઓને અને દીકરાદીકરીઓને આશ્રિત દશામાં રાખવાને ટેવાયેલા છીએ તેથી જ આપણને અજ્ઞાત ભવિષ્યમાં ભૂસકો મારતાં બીક લાગે છે. રોજ ને રોજ મહેનત કરીને રોટલો મેળવવો અને ભવિષ્યને માટે કશી ચિંતા ન કરવી એમાં જે વીરરસ રહેલો છે તેની મીઠાશ અનુભવ વગર ન સમજાય. સલામતી એ જીવનનો સડો છે. ભવિષ્ય વિશેની સંદિગ્ધતા—નિત્યનૂતન યુદ્ધ એ જ જીવનનો સાર છે. એનો રસ જેને મળ્યો નથી તે અભાગિયો કહેવાય. જેનો ભવિષ્યકાળ સલામત છે તેનામાં ધાર્મિકતા રહેવી બહુ જ અઘરી છે. જે સલામતી ઈચ્છે છે તે ખરું જોતાં નાસ્તિક જ છે. બાળક જેમ માબાપ પર વિશ્વાસ રાખી નિશ્ચિંત રહે છે તેમ વીર પુરુષે માંગલ્ય ઉપર વિશ્વાસ રાખવો જોઈએ. જ્યાં સલામતી છે ત્યાં પુરુષાર્થ નથી, ધાર્મિકતા નથી, કળા નથી અને કાવ્ય નથી.

જે માણસ સ્વેચ્છાપૂર્વક ગરીબાઈ સ્વીકારે છે તે વીર બની જાય છે. અન્યાયી માણસને તે કાળ જેવો લાગે છે, પીડિત લોકોને તે કૃપાનિધિ ભાસે છે, જબરદસ્ત સલ્તનત સામે તે ઊભો રહી શકે છે અને તેને જ ધર્મનું રહસ્ય પ્રગટ થાય છે. ગરીબાઈ એ વીરનો ખોરાક છે, ઈશ્વરનો પ્રસાદ છે અને ધર્મનો આધાર છે. આવા ગરીબો જ્યારે દેશમાં વધશે ત્યારે જ દેશની ગરીબાઈ દૂર થશે, ભૂખમરો ટળશે, લોકોમાં હિંમત આવશે અને આજે અશકય જણાતી વસ્તુ શકય અને સહેલી થઈ પડશે.

ગુજરાતમાં દેશદાઝ છે; દયાધર્મ છે; વિદ્વત્તા નથી એમ નથી; હિંમતવાન અને ચતુર પુરુષોની તો ગુજરાત ખાણ છે, ગુજરાતમાં જ્ઞાન છે; અમુક જાતની સંસ્કૃતિ છે; સાર્વજનિક કામો કરવાની ટેવ છે. ફક્ત જુવાનોને ગરીબાઈ ધારણ કરવાની લગની લાગવી જોઈએ. આજે હિંદુસ્તાનમાં ગુજરાતની જે ખ્યાતિ છે તે ગુજરાતના વેપારને લીધે નહીં કે ગુજરાતે ભેગાં કરેલાં નાણાંને લીધે નહીં, પણ ગુજરાતના કેટલાક સુપુત્રોએ વીરધર્મ સ્વીકારી ગરીબાઈ ધારણ કરી છે તેને લીધે.

દેશના કરોડો ગરીબો એવા લોકો પાસેથી જ ઉદ્ધારની આશા રાખી શકે છે, કેમ કે ગરીબાઈ ધારણ કરી એવાઓએ પોતાનો ઉદ્ધાર કરેલો હોય છે.

૨–૭–'૨૨

# ગરીબોની દુનિયા

માનવજાતિનો ઇતિહાસ એટલે માનવી જુદી જુદી પ્રજાઓ આગળ જુદે જુદે પ્રસંગે ઊભા થયેલા અનેક સવાલોની ગૂંચવણોનું અને તેમનો નિવેડો લાવવા મનુષ્યે કરેલા પ્રયાસોનું બ્યાન. આ દૃષ્ટિએ યુરોપના ઇતિહાસનું અવલોકન આજે આપણે માટે ઘણું બોધદાયક છે, કેમ કે યુરોપે છેલ્લા સૈકામાં પોતાના પુરુષાર્થથી આખી દુનિયા પર સારી કે નરસી છાપ પાડી છે.

અંધકારના યુગમાંથી ઊગરી ગયા પછીના યુરોપના ઇતિહાસમાં આપણે મોટે ભાગે જુદા જુદા રાજવંશોનાં અભિમાન, મહત્ત્વાકાંક્ષા અને કાવતરાં જ જોઈએ છીએ. સામાન્ય પ્રજાને જાણે ઇતિહાસમાં અસ્તિત્વ જ હતું નહીં.

મહાભારતમાં જેમ અઢાર અક્ષૌહિણી સેનાનો યુદ્ધમાં ગણાવા ઉપરાંત અને કપાઈ જવા ઉપરાંત બીજો કશો અર્થ જ નથી, અગર તો જેમ ચિત્રની પાછળ તે ચિત્રને ધારણ કરવા પૂરતો જ પટ હોય છે, તેવી જ દશા યુરોપમાં સામાન્ય પ્રજાની હતી એમ કહીએ તો ચાલે.

રશિયા, પ્રશિયા અને ઑસ્ટ્રિયા એ ત્રણ રાજ્યોએ યુરોપની એક મહાન પ્રજા સામે મહાઅન્યાય કરી પ્રજાઓને ઐતિહાસિક મહત્ત્વ આપ્યું. જે દિવસે પોલાંડના ભાગલા પડચા તે જ દિવસે યુરોપમાં રાષ્ટ્રીયત્વ જન્મ્યું. ઇટાલિયન દેશભક્ત જોસેફ મૅઝિનીએ પોતાના તત્ત્વજ્ઞાનથી અને ખડતલ તપશ્ચર્યાથી રાષ્ટ્રોને નામરૂપ અને મહત્ત્વ આપ્યાં. તે દિવસથી યુરોપની લડાઈઓ અને સુલેહનામાંઓ એટલે કે સંધિવિગ્રહો રાજકુટુંબને બદલે રાષ્ટ્રોને નામે થાય છે.

હાલનો યુગ ઔદ્યોગિક પ્રગતિનો હોવાથી રાજસત્તા કોઈ ને કોઈ રીતે વેપારીઓના હાથમાં જાય છે; અને આ વેપારીઓ પોતાના સ્વાર્થને અર્થે ભોળી પ્રજાઓમાં રાષ્ટ્રીય અભિમાન, દ્વેષ અને ઈર્ષા સળગાવી તેમને લડાવે છે તથા ભયંકર સંહાર કરાવી તેનો આર્થિક લાભ પોતે ખાટી જાય છે અને તેનો બોજો તથા આપત્તિ માત્ર ગરીબ પ્રજાને જ ભોગવવાં પડે છે.

યુરોપનું રાજકારણ રાજવંશોના હાથમાં હતું ત્યાં સુધી બાહ્ય દુનિયા સાથે તેનો ઝાઝો સંબંધ થયો ન હતો, પણ ઔદ્યોગિક યુગ શરૂ થયો તે દિવસથી યુરોપના ઝઘડાઓ આખી દુનિયાને બાધક થવા લાગ્યા છે.

જેમ બધા ખંડોની પ્રજા યુરોપના ઝઘડાથી અકળાઈ ગઈ છે તેમ યુરોપનો મજૂરવર્ગ પણ તેટલો જ અકળાઈ ગયો છે. તેનું કહેવું છે કે આજે યુરોપમાં

પંદર કે અઢાર રાષ્ટ્રો છે એમ માનવું એ વહેમ છે. યુરોપમાં ફક્ત બે જ રાષ્ટ્રો છે : એક ધનવાન લોકોનું અને બીજું નિર્ધનોનું. ધનવાન રાષ્ટ્ર સમર્થ અને સંગઠિત છે, જ્યારે નિર્ધન રાષ્ટ્ર અસહાય અને છિન્નભિન્ન છે. તેથી જ તો ધનવાન લોકો નિર્ધનોને પોતાના કાબૂમાં રાખી ચૂસી શકે છે. જો નિર્ધન વર્ગો સંગઠિત થઈ જાય, સંપપૂર્વક આપસમાં યોજના કરી શકે અને તે પાર પાડી શકે, તો તેમની પાસે મનુષ્યબળ એવડું મોટું છે અને પ્રજાજીવનની એકેએક નસ એટલી બધી સંપૂર્ણતાએ તેમના હાથમાં છે કે ગમે ત્યારે તેઓ ધાર્યું કરી શકે. આ ખ્યાલમાંથી જ મજૂરશાહી અથવા બૉલ્શેવિઝમનો જન્મ થયો છે. યુરોપમાં હવે સધન અને નિર્ધન લોકો વચ્ચે મહાન વિગ્રહ શરૂ થયો છે. આ વિગ્રહ ક્યારે અને કેવી રીતે શમશે એ કહેવું મુશ્કેલ છે.

શ્રી શંકરાચાર્યે જ્યારે ગાયું કે 'अर्थमनर्थं भावय नित्यम्' ત્યારે તેમના મનમાં પણ કદાચ પોતાના વચનનો આટલો વ્યાપક અને ભીષણ અર્થ નહીં આવ્યો હોય. જ્યાં સુધી લોકો ધનને માટે લડ્યા જ કરશે ત્યાં સુધી માનવીના નસીબમાં સુખ અને શાંતિ નથી. જેમ અદ્વૈતમાં તેમ જ આ વિગ્રહમાં પણ द्वितीयाद्वै भयं भवति। જ્યાં સુધી બે છે ત્યાં સુધી લડાઈ ચાલુ જ રહેવાની. સર્વનાશ માથે લીધા વગર આવો વિગ્રહ શમી ન શકે.

પણ શ્રદ્ધા કહે છે કે સર્વનાશને માટે મનુષ્યજાત સરજાયેલી નથી. ભગવાન ઈશુ ખ્રિસ્તે કહ્યું છે કે 'આ દુનિયા ગરીબોને માટે છે.' પણ ગરીબ એટલે ઉપર વર્ણવ્યા તેવા નિર્ધન નહીં. કેમ કે સધન અને નિર્ધન બંને ખરું જોતાં ધનની વાસનાથી વીંટળાયેલા એટલે 'ધનવાન' જ છે, એકની પાસે ધનનો મદ છે, જ્યારે બીજા પાસે ધનનો લોભ છે. બંનેમાં ધનની વિકૃતિ રહેલી જ છે. અને જેનામાં ધનની વિકૃતિ છે તે ગરીબ નથી પણ 'ધનવાન' છે. આ દુનિયા ધનવાનની નથી પણ ગરીબની છે.

આ દૃષ્ટિએ જોતાં આખું યુરોપ ધનપરાયણ છે. મૂડીવાળા પણ ધનપરાયણ અને બૉલ્શેવિક પણ ધનપરાયણ; કેમ કે બંને ધનને ઝંખનારા છે.

આ બંને જાતના ધનવાન ગમે તેટલા લડે અને કાયદાકારો સંપત્તિની વહેંચણીના ગમે તેટલા પ્રકારો કરી જુઓ, તોપણ એ રીતે દુનિયામાં શાંતિ આવતરવાની નથી.

યુરોપમાં થોડા જ લોકોના હાથમાં લગભગ બધું ધન છે એ સ્થિતિ વિષમ છે એમાં શંકા નથી. પણ તે દૂર કરવા માટે જ્યારે નિર્ધન લોકો ધનિકોની સંપત્તિ ઉપર ભૂખ્યાં વરુની નજરે જ જોયા કરે ત્યારે તો વિષમતા દૂર થવાને બદલે ઊલટી વધે જ એ વાત નિર્ધન વર્ગોને સમજાતી નથી. ધનિક લોકોની સંપત્તિ છીનવી લીધા વગર પણ તેમની અને પોતાની વિષમતા નષ્ટ થઈ શકે એટલું માનવા જેટલી શ્રદ્ધા તેમનામાં આવવી જોઈએ.

નિર્ધન લોકો લોભ છોડી જો સંતોષ કેળવે, પોતાની હાજતો ઓછી કરી નાખે અને જે હાજતો સ્વાભાવિક છે તે સ્વાશ્રયથી પૂરી કરી લેતાં શીખે તો ધનવાન લોકોના હાથમાં ધન જતું અથવા ભેગું થતું જ બંધ થશે. મોટા પ્રમાણમાં વસ્તુઓ પેદા કરવી અને દેશદેશાવર સુધી તે ફેલાવવી – ટૂંકામાં વિરાટ પાયા પર શ્રમવિભાગ કરવો – એ જ આ વિષમ પરિસ્થિતિનું મૂળ કારણ છે. આ સ્થિતિ દૂર કરવાને માટે જ સ્વદેશીધર્મનો અવતાર છે. સ્વદેશીના પાલનથી કોઈ પણ માણસ ધનિક થઈ જ ન શકે; તેમ તેથી કોઈ માણસ નિર્ધન થવાનો પણ ભય નથી. એક ઠેકાણે ઢગલો કરવા જઈએ એટલે બીજે ઠેકાણે ખાડો થાય જ. જ્યાં સધનતાનો અભાવ છે ત્યાં જ નિર્ધનતાનો પણ અભાવ હોઈ શકે. સંપત્તિ અને દારિદ્ર્ય બંને સનાતન પાડોશીઓ છે. બંનેનો નાશ સાથે જ થઈ શકે. અને તે બૉલ્શેવિઝમ દ્વારા નહીં પણ સ્વદેશી દ્વારા.

ઈશ્વરની કૃપા હશે તો હવે પછી આવનાર જમાનામાં લોકોના બે વર્ગ પડશે. એક ધનપરાયણ અને બીજો સંતોષપરાયણ. એક હશે સામ્રાજ્યવાદી અને બીજો હશે સ્વરાજવાદી. એક હશે સત્તાવાદી અને બીજો હશે સત્યવાદી. એક દોર ચલાવવા માગશે તો બીજો દયા આચરવા માગશે. એક હશે ઐશ્વર્યપરાયણ, બીજો હશે સ્વધર્મપરાયણ. એક હશે અહંકારી અને બીજો હશે સંતોષી.

૭–૫–'૨૨

# ગરીબોની દાઝ*

## ૧

આવાં સંમેલનોમાં બધી નિશાળોના ને બધી જાતના વિદ્યાર્થિઓ ભેગા થવા જોઈએ. અંત્યજવિદ્યાર્થીઓ અહીં છે કે નહીં તે હું નથી જાણતો. તમારા મંત્રીએ હમણાં કહ્યું, કે સંમેલન સર્વાંગી છે, એકદેશી નથી, તેથી મને આનંદ થયો; કેમ કે જીવનના કકડા કરી શકાતા નથી. જીવન એ એકરૂપ છે. એના પાસા ગમે તેટલા હોઈ શકે. બધા પાસાવાળા સંમેલનમાં સાહિત્ય, સંગીત, કળા, મજૂરી, રમત-ગમત, ગંભીર ચર્ચા, બધું હોય. સમાજસેવા એ આજના યુગધર્મનું પ્રમુખ અંગ હોવાથી એ અહેવાલમાં છે કે નહીં તે હું જરા તપાસતો હતો.

સમાજસેવા કેવી હોય? ધર્મમાં સમાજસેવાનું બીજ છે, અતિથિસત્કાર એ પણ સમાજસેવાનું અંગ છે. ગરીબને ખવડાવવું, ભૂલ્યાને રસ્તો બતાવવો એમાં પણ સમાજસેવા છે. દાક્તરો સમાજસેવા કરે છે, વકીલો માને છે કે અમે પણ સમાજ-સેવા કરીએ છીએ. એમ સમાજસેવા વ્યક્તિગત તો છે, પણ આજનો જમાનો

*ઉમરેઠ વિદ્યાર્થીસંમેલનના પ્રમુખપદેથી આપેલું ભાષણ. તા. ૧૮–૧૦–'૨૪

એવો છે કે સમાજસેવા સંગઠિત થવી જોઈએ. અભિમાની પુરુષો કહે છે, કે एकाकी पौरुषं कुर्यात्। માણસને જે સૂઝે, જેની ધગશ હોય તે તે કરી છૂટે. બીજાની મદદનો વિચાર ન કરે એ એક રીતે બરોબર છે. માણસમાં સદ્-બુદ્ધિ હોય તો તે પ્રમાણે પોતે કરી છૂટવું એ જ ઠીક છે, પણ .બીજા આવે તો મારું શ્રેય ઓછું થશે, મારા પુણ્યમાં ભાગ પડશે એમ માણસ માને ને એમ માનીને એકલો કામ કરે, એ બરોબર નથી. એના કરતાં संहतिः कार्यसाधिका એ સૂત્ર વધારે સારું છે. એ જ સૂત્ર પર વિદ્યાર્થી-સંમેલનના ઘણા લોકો મળીને એકત્ર કામ કરે એ જરૂરનું છે. આ દેશમાં પરાક્રમી માણસો ઓછા નથી થયા. એકલો પુરુષાર્થ કરે, ચળકે, અને અસ્ત પામે પછી એના ભક્તો ભેગા થાય, એનો મહિમા ગાય, એનું ગુણવર્ણન કરે, અને આખરે એની પાછળ એક પંથ ઊભો કરે. માણસના કાર્ય કરતાં એના નામનું આપણે મહત્ત્વ વધાર્યું છે. સંઘશક્તિનો અભાવ એ આપણા સમાજની ખામી છે, તે ખામી દૂર કરીએ અને અનેકને પ્રેરીને કામ કરતાં શીખીએ.

આપણો આજનો પુરુષાર્થ સામાન્ય નથી, પણ મોક્ષનો – રાજકીય, સામાજિક, ધાર્મિક અને આધ્યાત્મિક, મોક્ષનો છે, એમાં આપણે વ્યક્તિગત મોક્ષને ન વળગીએ. બુદ્ધ ભગવાનના જમાનાથી એ ચર્ચા થતી આવે છે, કે માણસને એકલાને મોક્ષ મળે કે નહીં. બૌદ્ધ આચાર્ય શાંતિદેવાચાર્યે કહ્યું છે :

मुच्यमानेषु सत्त्वेषु ये ते प्रामोद्यसागराः।
तैरेव ननु पर्याप्तं मोक्षेणारसिकेन किम्॥

મારી સેવાથી પ્રાણીઓ મુક્ત થતાં જે આનંદની સેરો છૂટે છે તેમનાથી જ મને તૃપ્તિ છે. અરસિક મોક્ષ લઈને શું કરું? વાત સાચી છે. મોક્ષનો આદર્શ તે છેલ્લો આદર્શ નથી. મોક્ષનો અર્થ બહુ વ્યાપક કરીએ; તે આદર્શ ઉચ્ચમાં ઉચ્ચ છે ખરો, પણ સામાન્ય અર્થમાં મોક્ષ સાધન રૂપ જ છે. ઉન્નતિ માટે મુક્ત થવું જરૂરનું છે; પણ મુક્ત થવું તે ઉન્નતિ નથી. બાંધેલે પગે કે કોથળામાં પગ ઘાલીને માણસથી ન દોડી શકાય. પગ છૂટા હોય તો દોડી શકે. તેમ રાજકીય સ્વતંત્રતા હોય તો જ રાષ્ટ્રની ઉન્નતિ થઈ શકે, ધાર્મિક સ્વતંત્રતા હોય તો જ ધર્મની ઉન્નતિ થઈ શકે; આધ્યાત્મિક સ્વતંત્રતા હોય તો જ આત્માની ઉન્નતિ થઈ શકે; વિચારની સ્વતંત્રતા હોય તો જ વિચારની ઉન્નતિ થઈ શકે; આચારની સ્વતંત્રતા હોય તો જ વિશુદ્ધિ ટકી શકે, અને ઉન્નતિ થઈ શકે. મોક્ષ અથવા સ્વતંત્રતા એ પ્રગતિનું પ્રથમ કારણ છે. પ્રગતિનું અંતિમ ધ્યેય એકતા – આત્મૌપમ્ય છે. બધે – પ્રાણી, વ્યક્તિ, જીવ બધામાં એક જ આત્માનો અનુભવ કરવો, હૃદય, મન અને આશયોની એકતા સાધવી, એ પ્રગતિનું અંતિમ ધ્યેય છે. અભેદ-એકતા એ છેલ્લો આદર્શ છે. એમ ન હોય તો આ વિવિધ સૃષ્ટિ – વિસૃષ્ટિ ન પેદા થાત. વિવિધતામાં એકતા સાધવામાં જ ઈશ્વરનો આનંદ રહેલો છે. એ એકતા – ધાર્મિક એકતા સાધવાને

નિર્ધન લોકો લોભ છોડી જો સંતોષ કેળવે, પોતાની હાજતો ઓછી કરી નાખે અને જે હાજતો સ્વાભાવિક છે તે સ્વાશ્રયથી પૂરી કરી લેતાં શીખે તો ધનવાન લોકોના હાથમાં ધન જતું અથવા ભેગું થતું જ બંધ થશે. મોટા પ્રમાણમાં વસ્તુઓ પેદા કરવી અને દેશદેશાવર સુધી તે ફેલાવવી – ટૂંકામાં વિરાટ પાયા પર શ્રમવિભાગ કરવો – એ જ આ વિષમ પરિસ્થિતિનું મૂળ કારણ છે. આ સ્થિતિ દૂર કરવાને માટે જ સ્વદેશીધર્મનો અવતાર છે. સ્વદેશીના પાલનથી કોઈ પણ માણસ ધનિક થઈ જ ન શકે; તેમ તેથી કોઈ માણસ નિર્ધન થવાનો પણ ભય નથી. એક ઠેકાણે ઢગલો કરવા જઈએ એટલે બીજે ઠેકાણે ખાડો થાય જ. જ્યાં સધનતાનો અભાવ છે ત્યાં જ નિર્ધનતાનો પણ અભાવ હોઈ શકે. સંપત્તિ અને દારિદ્ર્ય બંને સનાતન પાડોશીઓ છે. બંનેનો નાશ સાથે જ થઈ શકે. અને તે બૉલ્શેવિઝમ દ્વારા નહીં પણ સ્વદેશી દ્વારા.

ઈશ્વરની કૃપા હશે તો હવે પછી આવનાર જમાનામાં લોકોના બે વર્ગ પડશે. એક ધનપરાયણ અને બીજો સંતોષપરાયણ. એક હશે સામ્રાજ્યવાદી અને બીજો હશે સ્વરાજવાદી. એક હશે સત્તાવાદી અને બીજો હશે સત્યવાદી. એક દોર ચલાવવા માગશે તો બીજો દયા આચરવા માગશે. એક હશે ઐશ્વર્યપરાયણ, બીજો હશે સ્વધર્મપરાયણ. એક હશે અહંકારી અને બીજો હશે સંતોષી.

૭–૫–’૨૨

# ગરીબોની દાઝ*

## ૧

આવાં સંમેલનોમાં બધી નિશાળોના ને બધી જાતના વિદ્યાર્થીઓ ભેગા થવા જોઈએ. અંત્યજવિદ્યાર્થીઓ અહીં છે કે નહીં તે હું નથી જાણતો. તમારા મંત્રીએ હમણાં કહ્યું, કે સંમેલન સર્વાંગી છે, એકદેશી નથી, તેથી મને આનંદ થયો; કેમ કે જીવનના કકડા કરી શકાતા નથી. જીવન એ એકરૂપ છે. એના પાસા ગમે તેટલા હોઈ શકે. બધા પાસાવાળા સંમેલનમાં સાહિત્ય, સંગીત, કળા, મજૂરી, રમત-ગમત, ગંભીર ચર્ચા, બધું હોય. સમાજસેવા એ આજના યુગધર્મનું પ્રમુખ અંગ હોવાથી એ અહેવાલમાં છે કે નહીં તે હું જરા તપાસતો હતો.

સમાજસેવા કેવી હોય? ધર્મમાં સમાજસેવાનું બીજ છે, અતિથિસત્કાર એ પણ સમાજસેવાનું અંગ છે. ગરીબને ખવડાવવું, ભૂલ્યાને રસ્તો બતાવવો એમાં પણ સમાજસેવા છે. દાક્તરો સમાજસેવા કરે છે, વકીલો માને છે કે અમે પણ સમાજ-સેવા કરીએ છીએ. એમ સમાજસેવા વ્યક્તિગત તો છે, પણ આજનો જમાનો

*ઉમરેઠ વિદ્યાર્થીસંમેલનના પ્રમુખપદેથી આપેલું ભાષણ. તા. ૧૮–૧૦–’૨૪

એવો છે કે સમાજસેવા સંગઠિત થવી જોઈએ. અભિમાની પુરુષો કહે છે, કે एकाकी पौरुषं कुर्यात्। માણસને જે સૂઝે, જેની ધગશ હોય તે તે કરી છૂટે. બીજાની મદદનો વિચાર ન કરે એ એક રીતે બરોબર છે. માણસમાં સદ્-બુદ્ધિ હોય તો તે પ્રમાણે પોતે કરી છૂટવું એ જ ઠીક છે, પણ .બીજા આવે તો મારું શ્રેય ઓછું થશે, મારા પુણ્યમાં ભાગ પડશે એમ માણસ માને ને એમ માનીને એકલો કામ કરે, એ બરોબર નથી. એના કરતાં संहतिः कार्यसाधिका એ સૂત્ર વધારે સારું છે. એ જ સૂત્ર પર વિદ્યાર્થી-સંમેલનના ઘણા લોકો મળીને એકત્ર કામ કરે એ જરૂરનું છે. આ દેશમાં પરાક્રમી માણસો ઓછા નથી થયા. એકલો પુરુષાર્થ કરે, ચળકે, અને અસ્ત પામે પછી એના ભક્તો ભેગા થાય, એનો મહિમા ગાય, એનું ગુણવર્ણન કરે, અને આખરે એની પાછળ એક પંથ ઊભો કરે. માણસના કાર્ય કરતાં એના નામનું આપણે મહત્ત્વ વધાર્યું છે. સંઘશક્તિનો અભાવ એ આપણા સમાજની ખામી છે, તે ખામી દૂર કરીએ અને અનેકને પ્રેરીને કામ કરતાં શીખીએ.

આપણો આજનો પુરુષાર્થ સામાન્ય નથી, પણ મોક્ષનો – રાજકીય, સામાજિક, ધાર્મિક અને આધ્યાત્મિક, મોક્ષનો છે, એમાં આપણે વ્યક્તિગત મોક્ષને ન વળગીએ. બુદ્ધ ભગવાનના જમાનાથી એ ચર્ચા થતી આવે છે, કે માણસને એકલાને મોક્ષ મળે કે નહીં. બૌદ્ધ આચાર્ય શાંતિદેવાચાર્યે કહ્યું છે :

मुच्यमानेषु सत्त्वेषु ये ते प्रामोद्यसागराः।
तैरेव ननु पर्याप्तं मोक्षेणारसिकेन किम्॥

મારી સેવાથી પ્રાણીઓ મુક્ત થતાં જે આનંદની સેરો છૂટે છે તેમનાથી જ મને તૃપ્તિ છે. અરસિક મોક્ષ લઈને શું કરું? વાત સાચી છે. મોક્ષનો આદર્શ તે છેલ્લો આદર્શ નથી. મોક્ષનો અર્થ બહુ વ્યાપક કરીએ; તે આદર્શ ઉચ્ચમાં ઉચ્ચ છે ખરો, પણ સામાન્ય અર્થમાં મોક્ષ સાધન રૂપ જ છે. ઉન્નતિ માટે મુક્ત થવું જરૂરનું છે; પણ મુક્ત થવું તે ઉન્નતિ નથી. બાંધેલે પગે કે કોથળામાં પગ ઘાલીને માણસથી ન દોડી શકાય. પગ છૂટા હોય તો દોડી શકે. તેમ રાજકીય સ્વતંત્રતા હોય તો જ રાષ્ટ્રની ઉન્નતિ થઈ શકે, ધાર્મિક સ્વતંત્રતા હોય તો જ ધર્મની ઉન્નતિ થઈ શકે; આધ્યાત્મિક સ્વતંત્રતા હોય તો જ આત્માની ઉન્નતિ થઈ શકે; વિચારની સ્વતંત્રતા હોય તો જ વિચારની ઉન્નતિ થઈ શકે; આચારની સ્વતંત્રતા હોય તો જ વિશુદ્ધિ ટકી શકે, અને ઉન્નતિ થઈ શકે. મોક્ષ અથવા સ્વતંત્રતા એ પ્રગતિનું પ્રથમ કારણ છે. પ્રગતિનું અંતિમ ધ્યેય એકતા – આત્મૌપમ્ય છે. બધે – પ્રાણી, વ્યક્તિ, જીવ બધામાં એક જ આત્માનો અનુભવ કરવો, હૃદય, મન અને આશયોની એકતા સાધવી, એ પ્રગતિનું અંતિમ ધ્યેય છે. અભેદ-એકતા એ છેલ્લો આદર્શ છે. એમ ન હોય તો આ વિવિધ સૃષ્ટિ – વિસૃષ્ટિ ન પેદા થાત. વિવિધતામાં એકતા સાધવામાં જ ઈશ્વરનો આનંદ રહેલો છે. એ એકતા – ધાર્મિક એકતા સાધવાને

માટે આ દેશમાં ઈશ્વરે અનેક ધર્મને ભેગા કર્યા છે. એક જ ધર્મવાળા દેશની મને દયા આવે છે. એ દેશને વિવિધતામાં એકતા અનુભવવાનો સંપૂર્ણ આનંદ નથી મળતો, સંગીતનો આનંદ નથી મળી શકતો. આપણે ભાગ્યશાળી છીએ, કે આપણે ત્યાં અનેક ધર્મો ભેગા થયા છે. આપણે બધા એક જ છીએ ને એક જ રહેવાના, એ આનંદ આપણે મેળવી શકીએ છીએ. એ આનંદ માટે જ સ્વતંત્રતાની જરૂર છે. અને એ સ્વતંત્રતા માટે આપણે મહેનત કરી રહ્યા છીએ.

તમને થશે કે વિદ્યાર્થી-સંમેલનમાં વળી રાજકીય મોક્ષ અને સ્વાતંત્ર્યની વાત ક્યાંથી? મારી ખાતરી છે કે વિદ્યાર્થીઓના જીવનની મર્યાદા હું સમજી શકું છું. વિદ્યાર્થી શું કરે ને શું ન કરે એનો ખ્યાલ મને છે. વિદ્યાર્થીઓ બધી સ્વતંત્રતા માટે મથે એ જરૂરનું છે; છતાં વિદ્યાર્થીઓ મોટાઓની જેમ રાજકારણમાં ભાગ ન લે એ સમજાય એવું છે. એ મર્યાદા વિદ્યાર્થીની ઉન્નતિની દૃષ્ટિએ રાખેલી હોય તો ઠીક છે. પણ સજા થવાની કે શાળામાંથી કાઢી મૂકવાની બીક આપીને રાજકારણનો ત્યાગ કરવાનું કહેવામાં આવતું હોય, તો હું કહું છું કે એવું નમાલું જીવન તમારે ફેંકી દેવું. તેજસ્વિતા – સ્વતંત્રતાને ભોગે સાચી કેળવણી મળી ન શકે. બાળકોને માટે માબાપની આજ્ઞા પાળવી એ અપરિહાર્ય છે, અને ગુરુની આજ્ઞા પાળવી એ યોગ્ય છે. વિદ્યાર્થી ઉદ્દંડ, ઉદ્દામ, ધૃષ્ટ ન બને એ યોગ્ય છે. પણ વિદ્યાર્થીઓ પર અંકુશ મૂકવામાં આવે, તો તેમણે જરૂર સામા થવું જોઈએ. સ્વતંત્રતાને ભોગે જે કેળવણી મળે તેમાં તેજસ્વિતા કેટલી હોય?

આજે જે કેળવણી મળે છે તેના પર તમે ખૂબ ઊંડો વિચાર કરજો. એમાં સહકારઅસહકારનો સવાલ નથી. આજે મોટે ભાગે નોકરિયાત કેળવણી આપવામાં આવે છે. ભણીને સરસમાં સરસ નોકરી મળે છે, તેથી આપણે તે કેળવણી લઈએ છીએ. કેરિયર(career)નો આજે શો અર્થ છે? નોકરી, આજીવિકા, નોકર વર્ગમાં પ્રતિષ્ઠા. એથી બીજો અર્થ કેરિયરનો નથી. ભારેખમ શબ્દોમાં જે બીજું ઘણું કહેવામાં આવે છે તે દંભ છે. આજે જેને કેરિયર કહેવામાં આવે છે, તેનો અર્થ નોકર શેઠને રાજી રાખે, કમાણી કરે, અને નોકરીમાં પ્રતિષ્ઠા મેળવે એથી વધારે નથી. જેની કેરિયર સારી છે તેણે પ્રાણ ગુમાવ્યો છે, એવો આજ સુધીનો અનુભવ છે. ચારિત્ર્યની હાનિ વિના આવી કેરિયર સફળ ન જ થઈ શકે.

આપણે વિદ્યાર્થી દશામાં સમાજમાં પ્રવેશની કેળવણી મેળવીએ છીએ. ગામડિયો શહેરમાં જાય ત્યારે સૂંઝાય છે. દુકાનમાં ગુમાસ્તો હોય છે તે મદદ માટે નથી હોતો, પણ જે માલનો ઉપાડ ન થતો હોય તે ઘરાકને ગળે બાંધવાને માટે હોય છે. દરેક વસ્તુને તે લલચાવનારું સ્વરૂપ આપે છે. આમાંથી બચી જવાને આપણે ઘરના પુખ્ત માણસને – આપ્તજનને દુકાને લઈ જઈએ છીએ, ને તે આપણને કલ્યાણકારી વસ્તુ બતાવે છે. એ જ પ્રમાણે વિદ્યાર્થી જીવનમાં પ્રવેશ કરે છે, ત્યારે જીવનનાં અંગઉપાંગો તેની આગળ મોહક સ્વરૂપ ધારણ કરીને ઊભાં રહે છે. દરેક ધંધાના લોકો વિદ્યાર્થીને લલચાવે છે. એ બધામાંથી કયું ક્ષેત્ર – કઈ દિશા

પસંદ કરવી એ નક્કી કરવાની શક્તિ આપે તે કેળવણી. વિવિધ માહિતી તે કંઈ કેળવણી નથી. સારુંનરસું ઓળખતાં શીખવું તે કેળવણી છે. એને અંગ્રેજીમાં values કહે છે. દરેક ધંધો, દરેક ધર્મ, દરેક રાષ્ટ્ર, દરેક સંસ્કૃતિ પોતાની (values) કિંમતો દુનિયા આગળ રજૂ કરે છે. દુનિયાની ભારે પ્રવૃત્તિમાં મારો જ આંક બધે ચાલે, મારા જ ગજથી બધે મપાય, એવી દરેકની ઇચ્છા હોય છે. જે જે રાષ્ટ્રના સંબંધમાં આપણે આવીએ, તેનો ધર્મ, તેની કેળવણી, તેનો ઇતિહાસ, તેની પરંપરા એ જાણીને તે દૃષ્ટિએ બધું તપાસીએ. પણ .આપણી જીવનની ફિલસૂફીની દૃષ્ટિએ જ એ સારું છે કે નરસું તે નક્કી કરીએ. એ શક્તિ કેળવણીથી ન મળે તો તે કેળવણી વ્યર્થ છે.

આજે કેળવણીથી વિદ્યાર્થી આગળ કયા કયા રસ્તા ખુલ્લા થાય છે? વિદ્યાર્થી ભણ્યા પછી શું કરવાનો વિચાર કરે છે? નોકર થઈશ, કાં તો વેપારી લાઇનમાં જઈશ. વેપારી લાઇનમાં એટલે વેપારી નહીં. પણ વેપારીનો નોકર. ગમે તે ક્ષેત્રમાં જાય એને નસીબે તો નોકરી જ. બૅન્કમાં પણ નોકરી. વિદ્યાર્થી કહે હું ખેતીવાડી ખાતામાં જઈશ, ત્યાં જઈને પણ એ ખેડૂત નહીં પણ નોકર થવાનો. આજની કેળવણીવાળો માણસ બધે નોકર જ થઈ શકે. મજૂર નહીં થઈ શકે. નોકર કરતાં મજૂર શ્રેષ્ઠ છે. મજૂર ઓછું કમાતો છતાં સ્વતંત્ર છે. પોતે ધારે તે કરી શકે છે. મજૂર સ્વતંત્ર રહીને સેવા કરી શકે છે. નોકર સેવા સાથે આત્મા પણ આપે છે, અને હૃદય તેમ જ મનથી નબળો પડે છે.

આજની કેળવણીથી આપણી આગળ ક્યા આદર્શ ઊભા થાય છે? નોકર, વકીલ, દાક્તર, ઇજનેર, વેપારી લાઇન, એ પાંચસાત જૂના ધોરી રસ્તા છે. એ સિવાય બીજું કોઈને સૂઝે એમ છે ખરું? વકીલદાક્તરોને વિશે આમ કહું તેને માટે તેઓ મને ધન્યવાદ આપે એવી મારી ખાતરી નથી, પણ તેઓ રીસે નહીં ભરાય એવી આશા રાખું છું. એ ધંધા ખરાબ છે એમ હું નથી કહેતો, પણ આપણે એમનું સ્વરૂપ તપાસીએ. ભૂખ લાગે એ સ્વાભાવિક સ્થિતિ છે, માંદા પડીએ એ સ્વાભાવિક સ્થિતિ નથી, જ્યાં સુધી ભૂખની સ્વાભાવિક સ્થિતિ છે, ત્યાં સુધી ખેડૂતોનો ધંધો અને રસોઈયાનો ધંધો ધમધોકાર ચાલવાનો. પણ માણસ માંદો પડવાની ના પાડે તો દાક્તર શું કરે? તે જ પ્રમાણે માણસો અત્યંત બેહૂદો એવો લડવાનો ધંધો છોડી દે, તો વકીલ શું કરે? એ બંને ધંધા લોકોની વિકૃતિ પર નભે છે. જીવન જ્યાં સુધી અવ્યવસ્થિત છે, ત્યાં સુધી એ ધંધા ધમધોકાર ચાલે છે. વકીલદાક્તરો આ વાત જાણે છે. મારા કેટલાક વકીલ મિત્રો કોઈ વાર કહે, કે 'આ વખતે dull season —મંદીની મોસમ છે; કારણ કે આ વરસે બહુ લોકો લડયા નથી ને અમારી પાસે આવ્યા નથી!' આના કરતાં તો પેલો મસાણિયો પણ સારો, જે કહે છે કે અમારી કમાણી ભલે ઓછી થઈ. પણ ઘણા લોકો તો જીવ્યા! મસાણિયો dull seasonની વાત નથી કરતો. મારા કેટલાક દાક્તર મિત્રો એવા પણ છે, જે મલેરિયાનો વાવટ ચાલતા માટે,

એટલે અધૂરું ઘર પૂરું કરાવે. આ ધંધા બહારથી સારા દેખાય છે, છતાં હું કહું છું કે જ્યાં સુધી બીજો ધંધો જડે, ત્યાં સુધી વિદ્યાર્થીઓએ આ ધંધાઓનો વિચાર કરવાની જરૂર નથી. આ ધંધાની કમાણી આપણી મહેનત પર નથી, પણ ગરજુની ગરજ પર છે. હું એક વાર સમુદ્રકિનારે કારવારમાં હતો. દરિયાના તોફાનમાં એક હોડી ડૂબતી હતી. ખારવાઓ હોડીનાં માણસોને બચાવવા ગયા. લોકોને પૂછે, તમને બચાવીએ તો શું આપશો? કોઈએ વીંટી આપી, કોઈએ ૫૦૦ રૂપિયા આપવાના કબૂલ કર્યા, કોઈએ કહ્યું તમે જે માગશો તે આપીશું. ખારવાઓએ તે દિવસે અઢળક કમાણી કરી. વકીલો કહેશે કે એ એમનો હક હતો. માણસની ભીડમાં તેની પાસેથી પૈસા કઢાવ્યા હોય તેને કાયદો પણ ગણતો નથી. મને ખબર છે કે પેલા ખારવાઓને વીંટી પાછી આપવી પડેલી. એ પ્રમાણે બે ભાઈઓ લડે, ને એક જણ બીજા પાસેથી ધાર્યું કઢાવવામાં ઓછો પ્રવીણ હોય, ને વકીલ પાસે જાય. વકીલ એની પાસેથી મનમાન્યા પૈસા લે. એ માણસની કફોડી સ્થિતિનો લાભ લઈને કઢાવેલા પૈસા છે. એ કરતાં દાક્તર કંઈક સારા છે. તે કંઈ નહીં તો પ્રત્યક્ષ દુઃખ દૂર કરીને પૈસા લે છે!

ત્યારે સૌમાં શ્રેષ્ઠ ધંધો કયો? હું કહીશ કે મારો ધંધો એ જ શ્રેષ્ઠ છે. દુનિયામાંનું અજ્ઞાન દૂર કરવું એથી સારો ધંધો બીજો કયો હોઈ શકે? તેથી હું કહું છું કે બની શકે તો દરેક જણે અધ્યાપક થવું. પણ સાથે એમ પણ કહું છું કે મહાવિદ્યાલયમાં અધ્યાપક થવાને બધા ન દોડતા. તમારા કરતાં જેઓ ઓછું જાણે છે, જેઓ ગરીબ છે, તેવાની સેવા કરો, ગામડાંમાં જઈને રહો. ગામડાંના સાચા સેવકો તમને કહેશે, કે સેવકની કેટલી તંગી છે. કામના ઢગલા પડ્યા છે, પણ માણસો ક્યાં છે? વ્યાખ્યાનો આપનાર ઘણા મળે, પણ એક ઠેકાણે બેસીને કામ કરનાર નથી મળતા. એ કામ અધ્યાપક કરી શકે. અધ્યાપક એ સંસ્કૃતિનો મિશનરી છે, રાષ્ટ્રીય સ્વમાનનો મિશનરી છે. દુર્બળ લોકોને મોળા પડતા રોકે ને શૂર ચઢાવે એ અધ્યાપક. સંસ્કૃતિ, તેજસ્વિતા, બંધુતા, કોમ કોમ વચ્ચેનો પ્રેમ, સબૂરીનો પાઠ શીખવે તે અધ્યાપક. મારા વિદ્યાર્થી મિત્રોને હું કહું છું કે તમે જ્યારે અધ્યાપક થાઓ, ત્યારે ધ્યાનમાં રાખજો કે તમે ગરીબોને માટે છો, ગરીબોની સેવા એ જ તમારું વ્રત છે. આજે ગરીબોની દાઝ કોઈને નથી. દાન ઘણા લોકો કરે છે, પણ દાનથી કંઈ ગરીબ તે ગરીબ મટી જવાના હતા? ગરીબોને ગરીબ રાખનાર આપણે છીએ. ગરીબો સામે ન થાય, વીફરે નહીં, માટે આપણે તેમને દાનનો ટુકડો આપી રીઝવીએ છીએ. દુનિયાનો બોજો ઉપાડનાર ગરીબો છે. સરકાર ચાલે છે તે કોને આધારે? પૈસાદારો પાસેથી લીધેલા ટૅક્સને આધારે નહીં, પણ ગરીબ ખેડૂતના આપેલા પાઈપૈસા પર સરકાર નભે છે. અનાજ પણ ગરીબો પકવે છે. નાણાંનું વ્યાજ ગરીબની જ મહેનતમાંથી આવે છે. મિલમાં માલ સસ્તો તૈયાર થાય તેનો બોજો પણ ગરીબો પર છે. ગરીબોની દાઝ તમારા મનમાં રહે એ મુખ્ય વસ્તુ છે. એ આજનો યુગધર્મ છે. ગરીબોની દાઝમાં આ રાષ્ટ્રનો ઉદ્ધાર છે. ગરીબોને

કોણ નથી દબાવતું? ધર્મગુરુઓ, સાધુસંતો, મહારાજો, શંકરાચાર્યો, વલ્લભાચાર્યો, ઉપદેશકો, સરકાર, વાણિયા, કાયદા–કોર્ટો, દુકાળ બધાં જ એમને દબાવે છે, ડરાવે છે. એટલું ઓછું હોય તેમ ધર્મપ્રચારકો એમાં જાતજાતની બીકોનો ઉમેરો કરે છે. તારા, શનિ, મંગળ, બળિયાકાકા એ બધાની બીક. જ્યાં જાઓ ત્યાં બીક, બીક ને બીક જ ભરેલી છે. ઘરમાં ખાવાનું ન હોય તો ભલે, પણ અમુક દેવ કોપ્યો છે, અમુક ગ્રહ અવળો થયો છે, તેને તો દાન આપવું જ જોઈએ! સમાજ પણ એ દબાયેલાને દબાવે છે. રેલવે કંપની ભાડું વધારે તો કંઈ ન બોલાય, પણ મજૂરને બે પૈસા વધારે ન અપાય. વિલાયતી માલની દુકાનમાં ભાવની રકઝક કરીએ તો પ્રતિષ્ઠા ઓછી થાય, પણ શાકબજારમાં કેટલી રકઝક કરીએ છીએ! વખત છેને શાકવાળી છેતરે તો! એ બાઈ છેતરી છેતરીને કેટલુંક છેતરવાની હતી? બહુ બહુ તો બે આના. અને એ બે આના એ શા માટે મેળવે છે? મોજમજા કરવા? કે ફક્ત જીવવા? તમને લાગે કે આ મહત્ત્વનો સવાલ નથી, પણ એમાં જ દેશનું ભાવિ રહેલું છે. ગરીબોની દાઝ ભૂલીને આપણે નિષ્ઠુર બન્યા છીએ. મારા એક વરસના જેલનિવાસ દરમ્યાન મેં જોયું છે કે ગરીબો જ જેલમાં આવે છે. કોણ છાતી પર હાથ રાખીને કહી શકે એમ છે, કે ગરીબો વધારે ગુનેગાર છે અને પૈસાદાર નથી? પૈસાદારો પૈસાની મદદથી સજામાંથી છટકી જાય છે, ને ગરીબ લોકો જ સપડાય છે. ગરીબો તેટલા જ સાબરમતી જેલમાં આવે છે. અને ત્યાં પણ એમને નસીબે મુસીબતો અને જુલમો લખેલાં હોય છે. કાયદાનો પણ અમલ કરનાર તો માણસો જ હોય છે ને! સજામાં પૈસાદાર ગરીબ બંને સરખા છે. પણ જેલમાં પૈસાદાર માણસ સહેલાઈથી સગવડો મેળવે છે, મુસીબતોમાંથી છટકી જાય છે, ને બિચારા ગરીબો જ સજાઓ ભોગવે છે.

ગરીબોનો બેલી આજે કોઈ નથી. એવી દશામાં વિદ્યાર્થીઓની આગળ હું કઈ કેરિયર મૂકું? જેમને ગરીબોની દાઝ છે, એવાઓને માટે એક જ કેરિયર છે. શ્રુતિ કહે છે देवो भूत्वा देवं यजेत्। માણસમાં ઈશ્વરી ગુણ આવે, તેના પર ખુદાઈ નૂર વરસે તો જ એ પાક છે. એ પ્રમાણે હું કહું છું કે ગરીબ થઈને જ આપણે ગરીબોની સેવા કરીએ. પેલા બિચારા લાચારીથી ગરીબ થાય છે, આપણે સ્વેચ્છાપૂર્વક ગરીબાઈ સ્વીકારીએ. આપણી તાકાત છતાં આપણે પૈસા મેળવવાની શરતમાં ન દોડીએ, અને ગરીબ થઈને, ગરીબાઈનાં કષ્ટો વેઠીને ગરીબોની દાઝ પ્રદર્શિત કરીએ. देवो भूत्वा देवं यजेत् એ સનાતન સિદ્ધાંત હોય, તો दीनो भूत्वा दीनं सेवेत એ આજનો યુગધર્મ છે. એ નવી કેરિયર વિદ્યાર્થીઓ આગળ રહે તો આ દેશનો ઉદ્ધાર થવાનો છે. સ્વ-રાજ્યનો અર્થ ગોરા અમલદારોને બદલે દેશી અમલદારો નિમાય એ નથી, પણ ભણેલા લોકો ગરીબોની સેવા કરતા થાય એ છે; નહીં તો પછી પરરાજ્ય અને સ્વરાજ્ય વચ્ચે ભેદ શો? ગરીબોને અને આપણે સાથે જ રહેવું છે, ગરીબો મરી

જશે તો આપણને ખવડાવનારું કોઈ નથી, તેથી ગરીબ થઈને ગરીબની સેવા કરવી, એ આપણો આદર્શ હોવો જોઈએ.

દુકાળથી આપણામાંથી કોઈ મરી નથી જતું, પણ અનાજ પેદા કરનાર લોકો જ મરે છે. કેટલું દુર્દૈવ! એ દશા જોઈને માણસમાં માણસાઈ રહી છે કે કેમ એ વિશે શંકા થાય છે. જેલમાં રાવજી કરીને એક ભીલ કેદી હતો. તે પોતાની બહાદુરીનું વર્ણન કરતાં મને કહેતો હતો, કે મેં ત્રણ દુકાળમાં મારાં બાળબચ્ચાંને જીવતાં રાખ્યાં. આ વાત તે પોતાની બહાદુરીના નમૂના તરીકે કહેતો હતો, એમાં અભિમાન લેતો હતો. એની કરુણ કહાણી સાંભળીને મારી ઓરડીમાં જઈને હું રોઈ પડયો. ત્રણ દુકાળમાં પોતાનાં બાળબચ્ચાંને બચાવ્યાં, એમાં માણસને અભિમાન લેવું પડે એ સ્થિતિ કેવી! એવી સ્થિતિમાં માણસ પૈસાદાર થવા માગે, કેરિયર ખોળે, હજાર માગે, દસ હજાર માગે, એનો અર્થ શો? ગરીબોને મદદ કરવાની તો દૂર રહી, પણ ગરીબોને કુટીએ ત્યારે જ તે કામ આપે એમ માનનારા ઓછા નથી. મરાઠીમાં એક કહેવત છે કે 'ખેડૂત જેવો દાતા નહીં પણ માર્યા વિના દેતાં નહીં.' આ રાક્ષસી સિદ્ધાંત જ કાયમ રહેવાનો હોય તો સ્વરાજ્ય ક્યારે મળશે, કઈ રીતે મળશે, અને શા માટે મળશે? ગરીબોની દાઝનો એક જ ધર્મ આપણે પાળતા થઈ જઈશું, તો બાકીનું બધું મળી રહેશે, અને ઈશ્વરનો આશીર્વાદ વરસશે.

ઉમરેઠ એ શહેર પણ નથી, તેમ ગામડું પણ નથી. જેમને ઉચ્ચ કેળવણી મળવાનું ભાગ્ય પ્રાપ્ત થયું છે, તેવા વિદ્યાર્થીઓને કહું છું કે શહેરમાં જાઓ, ત્યાં તમારી સાથે ગામડાંની સાદાઈ અને તેજસ્વિતા લઈ જાઓ. ગામડાંનો ચેપ શહેરને લગાડવા જજો, શહેરનો ચેપ લેવા નહીં જતા. ગામડાંના વિદ્યાર્થી શહેરમાં જાય છે, ત્યારે મૂંઝવણમાં પડે છે, અને પછી શહેરના વિદ્યાર્થીઓનું અનુકરણ કરવા લાગે છે. શહેરની ટાપટીપ અને બાહ્ય વિવેક પાછળ દંભ ખૂબ રહેલો હોય છે. શહેરના લોકોમાં ગરીબોની દાઝ નથી હોતી, હૃદયને મારીમારીને કેળવેલો (polish) ઓપ હોય છે. એનો ચેપ તમને નહીં લાગવા દેતા. તમે શહેર અને ગામડાં વચ્ચેની કડી બનો. શહેરના સારા સંસ્કારો હોય તે અહીં લાવો, અને ગામડાંઓમાં પણ ફેલાવો. ગરીબોની સેવા કરો. ગરીબોની સેવા કરો એ વિના બીજું કશું મારે કહેવાનું નથી.

નાના વિદ્યાર્થીઓને હું કહું છું કે ખૂબ તોફાન કરો, દબાઈ નહીં જતા, પ્રાણનો ખૂબ વિકાસ કરો, ખૂબ અખતરા કરો, ટાઢતડકામાં ફરો, જંગલ, પાણી અને ઝાડ સાથે દોસ્તી બાંધો, પુરુષાર્થ વધે એવું કંઈ કરો, અખાડામાં જઈને શરીર કસો, અને એ બધા ઉપરાંત જબરદસ્ત ગરીબને કનડે, ત્યારે ગરીબનું ઉપરાણું લઈને મારવા જાઓ. પછી તમે જોશો કે મારવામાં લાભ નથી, પણ સમજાવવામાં છે. પણ તમારામાં ગરીબનું ઉપરાણું લેવાની વૃત્તિ અને શક્તિ તો હોવી જોઈએ. એનો અર્થ એ નથી કે તમે બધો વખત ઘર બહાર ફર્યા કરો. માબાપની સેવા

જે નથી કરતો, તે ચારિત્ર્યશાળી નથી થઈ શકતો. સેવા માબાપની કરવી અને આજ્ઞા ગુરુની માનવી. તમારું કલ્યાણ માબાપ બરોબર સમજી શકતાં નથી. એ તો ગુરુ જ વધારે જાણે. તેથી આજ્ઞા તો ગુરુની જ માનજો. ખૂબ મહેનત કરતાં શીખજો. નવરાશ એ શરીરનો કાટ છે. શરીર અને બુદ્ધિને કસરત આપતા રહેજો. ઉપરાંત મુસાફરી કરજો. મુસાફરી કરવાથી અનુભવ મળે છે, દેશની પરિસ્થિતિની માહિતી મળે છે, દેશમાં ગરીબ લોકો કેવું કષ્ટ વેઠે છે તેની ખબર પડે છે. છેવટે એક જ શબ્દ કહીશ, કે તમે ઝટઝટ પરણી નહીં બેસતા. પરણેલા કેટલાયે વિદ્યાર્થીઓએ મને તેમનો અનુભવ કહ્યો છે, કે પરણ્યા પછી તેઓ નબળા પડ્યા છે, વિદ્યાર્થી દશાનું જે આદર્શ ચિત્ર દોરેલું તે ઊડી ગયું છે. નાતજાતના ઝઘડા અને ચર્ચા છોડી દો. લેખોથી નામના વધારવાનો લોભ છોડી દો. ગરીબોમાં, આ દીન-દુ:ખિયાનો બેલી છે, એવી નામના મેળવો, તો ઈશ્વરનો પણ તમારી પર આશીર્વાદ ઊતરશે, અને દેશને પણ તમે સ્વતંત્રતા અપાવી શકશો.

## ૨*

સ૦—તમે પરમ દિવસે તમારા ભાષણમાં ગરીબોની સેવા કરવા વિશે કહ્યું એ ગરીબો કયા? મને ગુજરાતના પાંચે જિલ્લાનો અનુભવ છે. હું તો ગરીબો ક્યાંયે જોતો નથી. ભીલ લોકો છે તેમને પહેરવાને કપડાં નથી મળતાં, પણ તેની તેમને જરૂર નથી અને અસંતોષ પણ નથી. જેમ મને મહોર નથી મળતી તેનો મને અસંતોષ નથી તેમ ભીલોને કપડાંનું છે. વળી જે લોકોને ખાવાનું નથી મળતું તેઓ પોતાની કમાણીનો દુર્વ્યય કરે છે. એવા લોકો ગરીબ રહે એમાં શી નવાઈ? અને આપણે એમાં શું કરી શકીએ?

જ૦—ગુજરાતના તમારા અનુભવને હું માન આપું છું. તમે એકલા ગુજરાતની દૃષ્ટિએ વિચાર કરો છો, હું આખા હિંદુસ્તાનની દૃષ્ટિએ કહું છું. બિહારના લોકોની શી દશા છે તે તમે જાણો છો? ગાઉનાં ગાઉ લાંબાં પાકથી લીલાંછમ શોભી રહેલાં ખેતરોવાળી ભૂમિમાં ખેડૂતોને અને બીજા ગરીબોને સત્તુ ફાકીને રહેવું પડે છે. બિહારની સ્ત્રીઓ એકથી બીજા લૂગડાને અભાવે નાહી નથી શકતી. ઓરિસાની દશા એથીયે ભૂંડી છે. કસ્તૂરબા જ્યારે જ્યારે ઓરિસ્સાની વાત કરે છે ત્યારે ત્યારે તેમની આંખમાં પાણી આવે છે. તેઓ કહે છે, 'ત્યાંનાં હાડપિંજરો અમારી પાસે આવીને કહે કે અમારી લાજ ઢાંકો, અમને ખાવાનું આપીને જિવાડો.' કર્ણાટકમાં પણ એવી જ દશા છે. મહારાષ્ટ્રનાં ગામડાં વિશે હેરોલ્ડ મૅને પેલું પુસ્તક લખ્યું છે તે વાંચી જુઓ. આ શું ગરીબાઈ નથી? ગરીબો કમાણીનો દુર્વ્યય કરે છે તેને આપણે અટકાવી શક્યા નથી, કારણ આપણે તેમનાં જીવનમાં પ્રવેશ કર્યો નથી. ગરીબ મજૂરને ખાવાનું નથી મળતું તેથી જ તે શરાબ પીએ છે. ખાવાનું નથી મળતું તેથી જ શરાબ પીએ છે એ ચોક્કસ વાત છે. ગુજરાતમાં

*આગલા ભાષણ પછી થયેલી પ્રશ્નોત્તરી.

ગરીબાઈ એટલે દરજ્જે ન હોય એમ કદાચ સંભવે. ગુજરાતી વેપારીઓ ગુજરાતના ગરીબોને ચૂસીને ધનવાન નથી થતા પણ બહારના ગરીબોને ચૂસીને ધનવાન થાય છે. હું એકલા ભીલોને ગરીબ નથી કહેતો. ખેતીનું કામ કરનાર લોકો પણ ગરીબ છે. મધ્યમ સમાજની સ્ત્રીઓ પણ ગરીબ છે. જે વર્ગ બીજાની મહેનત પર જીવે છે, મહેનત કરે છે તેના કરતાં વધારે ખાય છે તે વર્ગ ગરીબ નથી. બીજાનો બોજો વહેનાર વર્ગ તે ગરીબ છે. આજના અન્યાયથી આપણે એટલા બધા ટેવાઈ ગયા છીએ કે આપણને કંઈ લાગતું જ નથી. નહીં તો આપણે આમ ન બોલીએ. ઘઉં મારે માટે ને કોદરા ગરીબને માટે એ ન્યાય ક્યો?

પેલા ભાઈ – ગરીબોને રોજિંદો ખોરાક પૂરતો મળે એટલે બસ છે. કોદરા મકાઈ જેવા ખોરાકને તો એમનાં હાડકાં ટેવાઈ ગયાં હોય છે, એટલે એમને ઘઉં જેવો ખોરાક સદે પણ નહીં.

જ૦ – એ જીવનશાસ્ત્ર ખોટું છે. હું ચૌદ વર્ષનો થયો ત્યાં સુધી ચોખા પર જ રહેતો. બીજા અનાજને ઓળખતો પણ નહીં. ઘઉં અમારે ત્યાં વારતહેવારે જ વપરાતા. આજે હવે હું ઘઉં જ ખાઉં છું, ચોખા લગભગ મૂકી દીધા છે. એટલે અમુક ખોરાકને હાડકાં ટેવાઈ ગયાં છે એ તમારું કહેવું ખોટું છે.

સ૦ – એમાં દયા ખાવાપણું શું છે? મોટરવાળાના પ્રમાણમાં હું પણ ગરીબ છું, છતાં મોટરવાળો મારી દયા ક્યાં ખાય છે?

જ૦ – બરાબર, મોટરવાળો મારી દયા ન ખાય ને હું ગરીબની ખાઉં! એટલે આજે જે (અ)વ્યવસ્થા છે તે જ ભલે રહે એમ તમારું કહેવું છે એ હું બરાબર સમજું છું.

સ૦ – ગરીબને જિંદગીની જરૂરિયાતો મળે એટલું બસ નથી?

જ૦ – જિંદગીની જરૂરિયાતો એટલે શું?

પેલા ભાઈ – અન્ન અને વસ્ત્ર.

જ૦ – અને અજ્ઞાન!

સાચે જ હું મારું દુ:ખ પ્રગટ કરું છું, ટોળ નથી કરતો.

પેલા ભાઈ – હા, હા, એમને સાચું જ્ઞાન આપવું જોઈએ એમ તો હું કહું જ છું. એ લોકો તેમના અજ્ઞાન પૂરતા જ ગરીબ હોય છે. એ અજ્ઞાન જાય તો એ ગરીબ નથી.

જ૦ – ગુજરાતમાં પાંચ જિલ્લાનો તમને અનુભવ છે, પણ સમગ્ર ગુજરાતનો મને વધારે અનુભવ છે. જેલમાં ઘણા – લગભગ બધા કેદીઓને હું મળ્યો છું. હું ક્વોરંટાઈનમાં હતો ત્યારે નવો કેદી આવે પોતાને સ્થાને જાય તે પહેલાં ૧૦ દિવસ મારા સહવાસમાં રહે. ધારાળા, ભીલ, નટ વગેરે ગુજરાતની તમામ કોમોના લોકો આવતા. બલુચી અને મુલ્લા પણ આવતા. ઊંચી કોમના લોકો, વકીલો, રાજદ્વારી કેદીઓ પણ હતા. ત્યાં તો ગુજરાતની એક સુંદર નાનકડી આવૃત્તિ – નાનું સરખું ગુજરાત બની ગયું હતું. એ બધા કેદીઓની વાતો હું સાંભળતો, એક જણે

અનાજની એક પોટલી ચોરેલી. ત્રણ દિવસનો ભૂખ્યો હતો એટલે ચોરી કરી. તમે ગુજરાતમાં ગમે તેટલા ફરો તોપણ તમે આવા દાખલા નહીં જુઓ, જોઈ નહીં શકો. તમે તો માની બેઠા છો કે પરમાત્માએ જે વ્યવસ્થા કરી રાખી છે તે ઠીક છે.

સ૦—માણસ ચોરી કરે તેને સજા ન થાય?

જ૦—સજામાં કંઈ વિચાર હોય કે નહીં? મારો અનુભવ તમને કહું? મારે ત્યાં વિદ્યાર્થીઓ આવે ને એકાદ સુંદર ચોપડી જોઈને લઈ જાય. જાણે કે કાકા આ ચોપડી આપવાના નથી, એટલે કહ્યા વિના લઈ જાય. [ભણેલા બધા આવું કરે છે. ભણેલાઓમાં હજી આ ગુનો નથી ગણાતો. મેં પોતે પણ એવું ક્યાં નથી કર્યું? મારા ઘણા મિત્રોની ચોપડીઓ મારી પાસે ભેગી થયેલી. વાંચવા આણવી ને પાછી આપવાની દરકાર નહીં. પછી એક દિવસ પશ્ચાત્તાપ થયો એટલે બધા મિત્રોને કહી દીધું કે તમારી ચોપડીઓ મારી પાસે છે, પણ હવે તે પાછી આપવાની દાનત નથી.] એને તમે ચોરી નહીં કહો? છતાં એમને તમે જેલમાં મોકલો છો? ત્યારે પેલો બિચારો ત્રણ દિવસનો ભૂખ્યો, એણે એક નાનકડી પોટલી ચોરી, એને ત્રણ વરસની સજા! ફરી વાર કરે તો સાત વરસની સજા! એ લોકો પણ એ સ્થિતિને ટેવાઈ ગયા છે. જેલમાં પણ એમને નસીબે સવારથી સાંજ સુધી માર, માર ને માર! એમાં શું એમને આનંદ આવતો હશે? પણ કરે શું? ઘણા તો ત્રણ ત્રણ વાર જેલમાં આવેલા હતા. પોતાનું વૃત્તાન્ત જેવું ને તેવું મને કહેતા. કહેવામાં છેતરતા નહીં એની મને ખાતરી થઈ. હું એ લોકોની પડખેની ઓરડીમાં સૂઈ રહેતો. એક વાર બે જણ અંદરઅંદર વાતો કરતા હતા. વાતવાતમાં એક જણ કહે, 'પેલો બિચારો શાને સારુ જૂઠું બોલે? બિચારો ગરીબ તો છે.' 'ગરીબ છે' એટલું કારણ પેલાની ખાતરી કરવાને બસ હતું. એ લોકોના મનમાં વસી ગયું છે કે જૂઠું બોલવાનો ઈજારો તો મોટા લોકોનો જ હોય છે. દરેકેદરેક કેદીએ પોતપોતાની ચોખ્ખેચોખ્ખી વાત કરેલી. એ પરથી મેં જોઈ લીધું કે ગુજરાતમાં પણ ભૂખમરો છે. હાડકાં આપણે આપણા રસ્તા પર નથી જોતા તેથી શું?

પરમ દિવસે મારે વકીલોની બદનામી નહોતી કરવી. મારા ઘણાખરા ગુરુ વકીલો છે. વકીલો ઘણા તો સજ્જન હોય છે. દેશની જાગૃતિમાં વકીલોનો મોટો હાથ છે. ડૉક્ટરો પણ કેટલાયે સરસ સેવા કરે છે. મારે તો છોકરાઓને કહેવું હતું કે તમે એ કેરિયર નહીં શોધતા, પણ અધ્યાપકો થાઓ. દેશમાં અજ્ઞાન છે, ભૂખમરો છે, તે ફેડવા માટે તમે સંસ્કૃતિના મિશનરી થાઓ. પૈસાથી ભૂખમરો નહીં મટે. દેશમાં અજ્ઞાનના ઢગ પડ્યા છે તે દૂર કરવા તત્પર થાઓ.

પેલા ભાઈ—હા, અજ્ઞાન ભારે છે ને તે દૂર કરવું જોઈએ, એ મને કબૂલ છે.

જ૦—તમે એ કબૂલ કરો છો એથી મને ભારે દુઃખ થાય છે. કોઈ વસ્તુને વિશે કંઈ જ ન કરવું હોય એટલે એને કબૂલ કરી લઈએ છીએ. હા, એ તો

કબૂલ! એમ કહીને એને અભરાઈએ ચડાવીએ છીએ. એને અંગ્રેજીમાં shelving up કહે છે. અમુક વાત કબૂલ એટલે એની ચર્ચા જ ન કરવી! આ સવાલને પણ એમ કબૂલ કરીને અભરાઈએ ન ચડાવો.

સ૦ – ત્યારે ગરીબ કોણ?

જ૦ – જેની પાસે પોતાની જમીન ન હોય છતાં જે જમીન પર કામ કરે તે ગરીબ. કારકુનો પણ ગરીબ છે. તેઓ તો મજૂરો કરતાં પણ નિકૃષ્ટ છે. એમને દેખાવ સરસ રાખવો પડે છે. અંદરખાનેથી તેઓને કેટલી અગવડ વેઠવી પડે છે! એમની સ્ત્રીઓને દવા, અનુકૂળ ખોરાક, આરામ એ બધું મળે છે ખરું? એને મધ્યમ વર્ગ કોણ કહે? એ મધ્યમ વર્ગ ગણાય છે એ દંભ છે. જેઓ દુનિયાનો ભાર વહે છે, જેમને તેમની મહેનતના પ્રમાણમાં કશું મળતું નથી, જેઓ મોટરમાં બેસવાને લાયક છે છતાં જેમને મોટર મળતી નથી, માત્ર મોટર તળે કચરાય ત્યારે જ જેમનો મોટર સાથે સંબંધ થાય છે, તે ગરીબ છે. એમને માટે તમે કશું કરવા નથી માગતા. તમારી આંખોમાં આંસુ પણ નથી આવતાં. પરમાત્માએ કરી મૂકેલી છે તે વ્યવસ્થા સારી છે એમ માનીને તમે નિશ્ચિંત બેઠા છો.

સ૦ – ગરીબોને ખરું જ્ઞાન આપીએ એ જરૂરનું છે, ને હું એ જ કહું છું.

જ૦ – તમે ખરા જ્ઞાન પર ખૂબ ભાર મૂકો છો, પણ તમને ખબર છે કે ગરીબોને ખરું જ્ઞાન મળ્યા પછી તમારી દશા શી થવાની છે? પછી તમે અધર્મ ઉપર જીવી શકવાના નથી. એક દિવસ પણ મજૂરી કર્યા વગર આખી જિંદગી ગુજારવાનાં સ્વપ્નો તમારે છોડી દેવાં પડશે. ગરીબોને ખરું જ્ઞાન થાય પછી તેઓ તમને સુખે નહીં બેસવા દે. એમને ખરું અર્થશાસ્ત્ર જાણવા દો. પછી તમે મોજમજા નથી કરી શકવાના. ગરીબો સ્વતંત્ર અને સજ્ઞાન થાય એટલે આપણને બધાને માણસ તરીકે જીવવું એનો અર્થ શો તે બરાબર સમજાશે. આજે તો ગરીબો પશુ પેઠે, પશુથી પણ નપાવટ સ્થિતિમાં જીવે છે. અંત્યજોને તો અડતાં પણ આપણે અભડાઈ જઈએ છીએ.

સ૦ – ઘણીખરી જગાએ તો અંત્યજો પોતે જ અડવાની ના પાડે છે, ને પોતાને ન અડવા આપણને ચેતવે છે.

જ૦ – એ સ્થિતિમાં એમને સમાધાન છે એ બતાવે છે કે આપણે કેટલા પાપી છીએ, એમની સ્થિતિ તો આપણે બગાડી જ, પણ સાથે મન પણ બગાડ્યું! એમને ધક્કો કેમ ન મળે? તમે એટલું જાણો કે સિંધના કેટલાક ગરીબ મુસલમાન ખેડૂતો વરસના અમુક મહિનામાં એક ટંક જમે ને પછી બે ટંક ભૂખ્યા રહીને ફરી જમે છે. તેનાં કારણો પછી શોધજો. જ્યાં સુધી એ ગમે તે કારણસર બે ટંક ભૂખ્યા રહેતા હોય ત્યાં સુધી મારે માથે એની જવાબદારી છે એમ દરેકને લાગવું જોઈએ. બીજાનું ગમે તે થતું હોય, મારે તો અમુક વસ્તુ જોઈએ જ, અમુક મોજશોખ જોઈએ જ, એ સ્થિતિ કેવી? પેલા ગરીબોની સ્થિતિ માટે

આપણે જવાબદાર નથી? આપણે એમને માટે કશું કર્યું નથી. હવે જ્યારે જરૂર પડી છે ત્યારે એ લોકોને વીનવીએ છીએ કે તમે અમને મદદ કરો.

સ૦–પણ પેલા લોકો પૈસાનો દુર્વ્યય કરે છે તે? મજૂરને ૧૨ આના ખાસા મળે, પણ તેમાંથી તો દારૂ પીવા જોઈએ! પછી સુખ ક્યાંથી રહે?

જ૦–દારૂ ન પીએ તો બિચારો શું કરે? ૧૨ આનામાં ૧૨ જણનાં પેટ ભરવાનાં હોય, એને થઈ જાય કે આમાં શું ખવડાવું? ને કોને ખવડાવવું? માટે લાવ એક રાત તો એ ચિંતા ભૂલી જાઉં: એમ કરીને ભૂખનું દુ:ખ ભૂલી જવા એ દારૂ પીએ છે. એ બદી શરૂ ક્યાંથી થાય છે એનો તમે વિચાર કરશો તો મારું કહેવું સાચું લાગશે.

પેલા ભાઈ પોતાનો અનુભવ વર્ણવવા લાગ્યા. એક વાર મારે એક ગામથી બીજે ગામ જવાનું હતું. મારી સાથે બે વેઠિયા આપેલા હતા. મેં એમને મુસાફરીમાં અને પેલે ગામ જઈને ખાવાને રોટલા પણ આપેલા. બીજા તો એટલું પણ ન આપે, આપવાને બંધાયેલા નહીં. પેલા વેઠિયા એટલેથી રાજી ન થયા. એમને બે આના પણ દારૂ પીવાને આપ્યા હોત તો ખુશ થાત. એ ઘણું કચવાયા, પણ એમને મેં પૈસા ન જ આપ્યા. આવી આ લોકોને ટેવ પડી ગઈ હોય છે કે દારૂ પીધા વિના ન જ ચાલે.

જ૦–એ તો તમે સારું કર્યું. પણ તમને બીજું પૂછું, તમે વેઠ લીધી ખરીને?

પેલા ભાઈ કહે–એ તો ત્યાં વેઠનો રિવાજ જ હતો. કેટલાક પ્રદેશોમાં ને સંજોગોમાં વેઠ આવશ્યક હોય છે.

જ૦–હું કહું છું કે વેઠ આવશ્યક છે એમ કહેનાર રાક્ષસ છે. તેવા માણસનો આત્મા ડૂબી ગયો છે.

પેલા ભાઈ–રાક્ષસપણાનો આક્ષેપ સ્વીકારીને પણ હું કહું છું કે વેઠ કેટલાક સંજોગોમાં જરૂરની છે. માણસ ડૂબતો હોય તો તેને બચાવવા વેઠ જરૂર લેવાય. આગ લાગી હોય ત્યારે કૂવામાંથી પાણી ખેંચાવવા વેઠ જરૂર લેવાય. આગ લાગે છતાં માણસો મદદે ન આવે એ કેમ ચલાવાય?

જ૦–શા સારુ આવે? પણ તમે કહ્યું એવા દાખલા બનતા જ નથી.

પેલા ભાઈ–સમાજને ખાતર જરૂર વેઠથી કામ લેવાય.

જ૦–પણ તમને પ્રથમ પૂછું કે આવી સમાજને આવશ્યક વેઠ ગરીબો પર જ શા માટે પડે છે? મામલતદારને કેમ કોઈ વેઠમાં પકડી લઈ જતું નથી? મિલમાલિકોને કેમ કોઈ વેઠે વળગાડતું નથી?

પેલા ભાઈ–પૈસાદાર પાસેથી પણ સમાજને સારુ જરૂર પડ્યે પૈસા જબરદસ્તીથી લેવાય એમ હું માનું છું.

જ૦–આ તો બૉલ્શેવિકની દલીલ થઈ. સ્વામી વિવેકાનંદે કહેલું કે 'જાલિમપણું અને ગુલામી એક જ સિક્કાનાં બે પાસાં છે!' એ વચનની ખાતરી મને

થઈ ગઈ છે. જાલિમ તે જ ગુલામ બને છે, અને ગુલામ છે તે જ રાક્ષસ બની શકે છે.

સ૦ – સમાજસેવાને સારુ એટલી જબરદસ્તી ન કરાય?

જ૦ – સમાજસેવાને સારુ દુષ્ટતા! જહન્નમમાં જાય એવી સમાજસેવા.

સ૦ – નદીમાં માણસ ડૂબતાં હોય એને બચાવવા માછી હોડી ન મૂકે ત્યારે તેના પર શું બળજબરી ન વાપરવી?

જ૦ – હું એવી સ્થિતિ કલ્પી જ નથી શકતો. ગરીબ વર્ગમાં તો હજુ સુધી મેં એવો માણસાઈ વિનાનો માણસ જોયો જ નથી. પૈસાદારમાં કદાચ હોય, પેલા માછીને તમે સમજાવીને કહો કે ચાલ; તારી હોડી લઈ લે, હું પણ તને એ ચલાવવામાં મદદ કરીશ, તો એને હિંમત આવશે ને એ તૈયાર થશે.

શા માટે આમ ગરીબોનું અપમાન કરો છો? હું તો એવા દાખલા કલ્પી જ શકતો નથી. અને આ હું કેવળ તર્કને ખાતર નથી કહેતો. મેં ગરીબો સાથે રોટલા ખાધા છે, એમના ઘરને આગ લાગી હોય ત્યાં પંપ ખેંચ્યા છે, એમની સાથે ખેતરોમાં કામ કર્યું છે. મેં એક પણ ગરીબ એવો નથી જોયો જે હૃદયધર્મને બેવફા નીવડ્યો હોય. તમે – ના અંત્યજોની વાત સાંભળી છે? અંત્યજોનાં છાપરાં બળી ગયાં ત્યારે મદદે કોઈ ન ગયું. પણ ઉજળિયાત કોમનાં ઘર બળવા લાગ્યાં ત્યારે અંત્યજો ત્યાં ગયા ને એમણે કહ્યું, અમને અડવા દો તો અમે આગ હોલવવામાં મદદ કરીએ. પેલા કહે, હા હા હમણાં તો હોલવો, માલ બચાવો, પછી ધોઈ નાખશું. તમે કહો છો કે ગુજરાતમાં ગરીબાઈ ક્યાં છે? માણસાઈ જ જો ન હોય તો પછી ગરીબાઈનો સવાલ ક્યાં રહ્યો? આવું પાપ કરનાર બધા છે. એમાંથી પશ્ચાત્તાપ કરનાર પાંચપચીસ નીકળે. પ્રાયશ્ચિત્ત તો પાપ કરનાર બધાએ કરવું જોઈએ. ગરીબોની સેવા એ પાપનું પ્રાયશ્ચિત્ત છે. છોકરાઓને કેરિયર ભુલાવીને ગરીબોની સેવા એ જ કેરિયર છે એમ મારે કહેવું છે. વિદ્યાર્થીઓ વિશે મને આશા તો છે જ. મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓએ કંઈ ઓછી આશા નથી આપી. એમને હું ઠપકો ગમે એટલો દઉં, એમની ખામીઓ ગમે તેટલી બતાવું, એ અમારો ધંધો રહ્યો છતાં એમનું સારું કામ કેમ ભુલાય? પરીક્ષિતલાલ જેવો સ્નાતક મહાવિદ્યાલય છોડીને કેરિયરનો વિચાર કર્યા વિના અંત્યજની સેવા કરવા જાય એને હું ન પૂજું? પેલી કેરિયરની વાત તો વિદ્યાર્થીઓ રોજ સાંભળતા હોય. અમારો વારો તો વરસમાં ત્રણ દિવસ આવે. તે વખતે અમે કહીએ કે એ કેરિયર નકામું છે. હવે તમે અજ્ઞાન દૂર કરનાર ભંગી થાઓ. અજ્ઞાન એ પણ એક જાતની ગંદકી છે.

પેલા ભાઈ – હા, હા, એ દૂર કરવાના પ્રયત્નની જરૂર તો છે જ.

જ૦ – હા, જરૂર છે એટલું તો તમે કહેવાના. એથી વધારે તમારે બીજું કંઈ કરવું નથી. પણ આપણે વેઠની વાત પરથી આડા ઊતર્યા. હવે મૂળ વાત પર આવીએ. મેં પરમ દિવસે જે રાવજીનો દાખલો આપ્યો તે પણ ગુજરાતનો છે.

એ રાવજી ખૂબ મગરૂરીથી મને કહેતો હતો કે અમારી કોમમાં મેં એકલાએ જ ત્રણ દુકાળમાં મારાં બૈરીછોકરાંને જીવતાં રાખ્યાં! અને આ વાત એ રોદણાં રડવા નહીં પણ પોતાની બહાદુરી જણાવવા કહેતો હતો, અભિમાનપૂર્વક કહેતો હતો. એ પોતાને 'રાવજી' પણ નહોતો કહેતો 'ભીલરાજા' કહેવડાવતો હતો. એણે કહ્યું કે હવે ફરી જેલમાં આવીશ તો મરવા માટે. મને આ લોકોએ ત્રણ વાર વિનાવાંકે પૂર્યો છે. અરે, મારાથી જંગલોમાં ખેતી ન થાય, ગામમાં ઘરમાં ન રહેવાય. વગર-વાંકે આટલી સજા? બિચારો જેલમાં મજામાં રહેતો હતો. ગાય, નાચે, કૂદે ને મોજ કરે! પહેલી વાર પકડાયેલો તે એક નાના સરખા ગુના માટે.

સ૦—એ તો નાના ગુનામાંથી જ મોટો થાયને?

જ૦—ના, નથી થતો. તમે તર્કશાસ્ત્ર જાણો છો, માનસશાસ્ત્ર નથી જાણતા. મેં તમને ચોપડીવાળાનું દૃષ્ટાંત આપ્યું તેમાં ચોપડીવાળા શું કરે છે? છતાં એ માણસો બીજી રીતે તો અણીશુદ્ધ હોય છે. ચોપડી વિશે તો સૌની એવી સમજ જ બંધા-યેલી. નોકર ઘણા એવા હોય છે જે ઘરમાંથી ખાવાનું ચોરે, પણ રૂપિયો પડ્યો હોય તેને અડે પણ નહીં. અમારે ત્યાં આવો એક નોકર હતો. એની એવી સમજ બંધાઈ ગયેલી કે ખાવાનું લેવામાં તો પાપ ન ગણાય.

લુચ્ચામાં લુચ્ચા લોકો બહાર રહી જાય છે ને નિર્દોષ બિચારા ગરીબો જેલમાં આવે છે. કેવું ધૂળ જેવું શાસ્ત્ર લઈને તમે બેઠા છો! જેલમાં એક માણસ આવેલો. સાવ બાઘો, મોઢા પરથી માખ પણ ન ઊડે એવો. એને ખબર પણ ન હતી કે જેલ એટલે શું, ને પોતે ત્યાં શા માટે આવ્યો છે, ને કેટલા દિવસને માટે આવ્યો છે.

બીજો એક માણસ આવેલો. ગામનો તલાટી ખૂનમાં સંડોવાયેલો. તેણે આને કહ્યું કે મારે બદલે તું જા, હું તારાં બાળબચ્ચાંને જિંદગીભર પાળીશ. આ બિચારો આગળ થયો. એણે તલાટીને કહ્યું, તું બૈરીછોકરાંનું પોષણ કરવાની વાત કરે છે એ તારી ભલમનસાઈ. નહીં તો કોણ જાણે ક્યારે હું ઝપાટામાં આવી જાઉં એનું શું કહેવાય? ત્યારે મારાં બૈરીછોકરાંને કોઈ પાલવે? માટે ચાલ આ ફેરે જ જાઉં. આ કેવી દશા! આવા દાખલા તો મારી પાસે કેટલાય છે. ગરીબો માર્યા જાય છે ને પૈસાદાર છૂટી જાય છે એ આજનો કાયદો! કયે મોઢે તમે ગરીબોની સામે બોલી શકો છો? તમે ગરીબોને જોયા છે, ઓળખ્યા છે, એમને પ્રેમ બતાવ્યો છે? ગોધરે જાઓ કોઈ વાર ત્યારે અંત્યજ આશ્રમમાં જજો. ત્યાં છોકરાઓ આપણે જઈએ એટલે આપણને વળગે છે. એવું પ્રેમનું, માણસાઈનું વર્તન એમણે કોઈ દિવસ જોયું જ નથી. એટલું વહાલ એમને કોઈએ કર્યું જ નથી. એ છોકરાઓની આંખમાં જે ઝળઝળિયાં આવે છે તેમાં જ આપણને બધું મળી રહે છે.

પેલા ભાઈ—હા, હું ગોધરે જઈશ ત્યારે ત્યાં જરૂર જઈશ. મને એવી બાબત-માં રસ છે.

આ સંવાદમાં વચ્ચે એક બીજા ભાઈએ સવાલ પૂછ્યો, તમે બધાને અધ્યાપકો

થવાનું કહો છો, તે બધાએ એક જ ધંધો કરવો કે કેમ? બધા એ ધંધાને લાયક પણ હોય ખરા?

જ૦ – કેટલાક તો અધ્યાપકના ધંધાને માટે નાલાયક હોય, પણ ઘર બળતું હોય ત્યારે આપણે બધાને બોલાવીએ છીએ. જેને પાલવે તે આવે. રાષ્ટ્ર પર આફત આવી હોય ત્યારે શ્રમવિભાગ ન ચાલે. અને હું કહું છું તે કંઈ આખા હિંદુસ્તાનને નથી કહેતો. આખું હિંદુસ્તાન મારું સાંભળે પણ નહીં. છતાં પરિસ્થિતિ એવી છે ખરી કે બધા જ વિદ્યાર્થીઓ અધ્યાપક થાય તોપણ તે અજુગતું નથી. જર્મનીમાં જેમ દરેક જણને લશ્કરી તાલીમ પાછળ ફરજિયાત ત્રણ વરસ આપવાં પડે છે તેમ આપણે ત્યાં એવો નિયમ કેમ ન હોય કે મહાવિદ્યાલયના અભ્યાસ પછી દરેક જણ અમુક વરસ તો લીધેલી વિદ્યા આપવામાં જ ગાળે ને પછી જે ધંધો કરવો હોય તે કરે? હું અધ્યાપક થવાની વિનંતિ તો જરૂર બધાને કરું. બધાને માટે એ કાર્યમાં સ્થાન છે. દેશમાં શું અજ્ઞાન ઓછું છે? વહેમો ઓછા છે? વહેમોથી આપણે ઓછા પીડાઈએ છીએ? આપણે હિંદુઓ વહેમોને લીધે કેટલા નબળા પડયા છીએ! બીક, બીક ને બીક! આપણામાં બીક એટલી પેસી ગઈ છે કે જાણે આત્માની જગા બીકે જ લઈ લીધી છે. માણસનું મધ્યબિંદુ જ બીક થઈ ગઈ છે. આ વહેમો દૂર કરવાની જરૂર નથી શું? લોકોને કંઈક રચનાત્મક (constructive, positive) આપવું જોઈએ, જેથી પેલું જૂનું નીકળે. એને સારુ લોકોની જોડે સહાનુભૂતિથી વર્તવું જોઈએ. એ વ્યાખ્યાનોથી નહીં બને. લોકોમાં જઈને સ્થાયી રહેવું જોઈએ, એમના સ્વભાવ, રીતરિવાજો અને મુશ્કેલીઓ ઓળખવાં જોઈએ. ભીલોના સેવકોને હું કહું છું કે તમે ભીલો પાસે શરાબ છોડવો, પણ માંસ છોડવાનું નહીં કહેતા. કયે મોઢે કહી શકશો? માંસના બદલામાં તમે એને માટે ખોરાકની શી વ્યવસ્થા કરી શકશો? તમે મુસલમાનને ચોકીદાર રાખો છો ભીલોને કેમ નથી રાખતા? સ્ત્રી સાથે જવું હોય તો તમારે સાથે આરબ જોઈએ. હું કહું છું કે તમે સ્ત્રીનું રક્ષણ પોતે ન કરી શકતા હો તો તમને પરણવાનો હક શો છે? સ્ત્રીની રક્ષા માટે આરબની જરૂર હોય તો આરબ જ એ સ્ત્રીને કાં ન પરણે? કાં તો તમે સ્ત્રીને એટલી નિર્ભય બનાવો, કાં તો તમે પોતે એની સાથે જાઓ. પણ મને બીક લાગે છે માટે આરબ જોઈએ એ કેવો ન્યાય? કેટલી નામોશી! છતાં તમારે એવા હિંસક પેશાની જરૂર જ હોય તો તમે ભીલધારાળાને કેમ કહો કે માંસ નહીં ખાતા? હું માંસાહારની હિમાયત નથી કરતો. એથી શક્તિ આવે છે કે કલ્યાણ થાય છે એમ હું જરાયે માનતો નથી. મારું કહેવાનું તો એટલું જ છે કે ગરીબોની શક્તિ અશક્તિ જોઈને એને સુધારાની સૂચના આપવી જોઈએ. બધા વિદ્યાર્થીઓને હું કહું છું કે તમે ગરીબોની સેવાનું કંઈ ને કંઈ વ્રત લો; પછી તમે અધ્યાપક થાઓ કે બીજો કોઈ ધંધો કરો એ જુદી વાત.

પેલા પહેલા ભાઈએ ફરી પાછો પ્રશ્ન કર્યો. આપણે ત્યાં દારૂનું પિકેટિંગ ચાલ્યું તેને વિશે તમારો અભિપ્રાય શો છે?

જ૦—પિકેટિંગને અંગે લોકોને જેટલો ઉપદેશ થયો તેટલું જ તેનું સ્થાયી તત્ત્વ હતું, અને તે ચોખ્ખો લાભ ગણાય. બાકી શરાબ જેવી બદી ત્વરાથી બંધ કરવાના ઉદ્દેશથી આપણે જે પિકેટિંગ કરીએ છીએ તેને હું કિલ્લાના ઘેરાની સાથે સરખાવું છું. ઘેરો બધી બાજુથી મજબૂત હોય તો જ તેમાં અર્થ છે. બીજી બધી બાજુએ ખૂબ તૈયારી હોય અને એક દરવાજો ખુલ્લો રાખ્યો હોય તો ઘેરાનો ઉપયોગ શો?

અને પિકેટિંગમાં બીજી એક વસ્તુ આપણને નડે છે. પિકેટિંગ કરનાર, સમાજ-સેવાની વૃત્તિથી કરે અને કલાલ પેઠનો ધંધો ચલાવે, એમાં ચોકીદારનો ઉત્સાહ લાંબો વખત ટકતો નથી, અને આખરે કલાલની ધીરજ જ ફતેહમંદ નીવડે છે. કોરટમાં જેમ લાંબી કોથળીની જીત છે તેમ આવી લડતોમાં લાંબી ધીરજની જીત હોય છે. બીક બતાવ્યે માણસ ક્યાં સુધી રોકાવાનો હતો?

સ૦—પણ માણસને લાંબા વખત માટે ભયભીત કરી મૂકીએ તો તેની કુટેવો ન અટકાવાય? એની કાયમની અસર ન થાય?

જ૦—ઈશ્વરની કૃપા છે કે માણસ લાંબા વખતને માટે ભયભીત થતો જ નથી. પણ હું તમને કહું છું કે તમે ભયભીત કરીને માણસની પાસે દારૂ બંધ કરાવો તો હું એની પાસે દારૂની બાટલી લઈને જાઉં ને કહું કે લે, નિર્ભયપણે પી. દારૂથી અધ:પતન જરૂર થાય, પણ તે બીકના જેટલું નહીં. ભયભીત દશા કરતાં તો શરાબબાજી પણ ખમાય. માણસ સો વાર શરાબ પીએ એ કદાચ પોસાય, પણ ભયભીત થાય એ ન પોસાય. છેલ્લા પિકેટિંગમાં ભયભીત કરીને દારૂ બંધ કરાવાયો તેટલું નુકસાન થયું. એવું પિકેટિંગ ન થયું હોત તો સારું હતું. પાછળથી નિરાશા તો ન જ થાત. પિકેટિંગમાં આપણે ચોખ્ખું દબાણ મૂકવું. પિકેટિંગની ત્રણ હિલચાલ મેં જોઈ છે—પૂનામાં, બેલગામમાં અને છેલ્લી અમદાવાદમાં. એ ત્રણને અનુભવે હું કહું છું કે જેટલું ધાર્મિક પિકેટિંગ થયું છે તેની અસર કાયમની થઈ છે. મારા મિત્ર ગોવિંદરાવ યાળગી હવે તો ગુજરી ગયા. તેમણે બેલગામમાં ઘણાં વરસ પર પિકેટિંગ કરેલું તે વખતે એમનું કોઈએ સાંભળ્યું નહીં. છેલ્લો ઈન્ફ્લુએન્ઝાનો વાવડ ચાલ્યો ત્યારે ગોવિંદરાવ દવાના બાટલાના બાટલા ને સાબુ-ચોખાની કાંજીની ડોલોની ડોલો લઈને બધે ફરતા ને લોકોને દવા અને કાંજી પહોંચાડતા. એ સેવાને અંતે, પહેલાં જે લોકોએ તેમનું સાંભળ્યું નહોતું તેઓ જ આવીને તેમને પગે પડયા ને કહેવા લાગ્યા, 'તમે અમારા જીવનદાતા છો. હવે અમે દારૂને કદી નહીં અડીએ' એ તે સેવા. એની જ અસર કાયમની થાય. છતાં છેલ્લું પિકેટિંગ થયું તે ખોટું થયું એમ હું નથી કહેતો. જેણે એમાં ભાગ ન લીધો એના કરતાં જેણે ભાગ લીધો એને તો લાભ જ થયો. પેલા ભાગ લેનારે કંઈ નહીં તો પોતાની સદ્‌બુદ્ધિ તો કેળવી! પેલો બીજો તો પથરો જ રહ્યો. **कर्म ज्यायो ह्यकर्मण:।** ગીતાએ કહ્યું છે કે તમોગુણ કરતાં રજોગુણ ચડિયાતો છે.

પછી બીજા વિદ્યાર્થીઓના સવાલો શરૂ થયા. એક ભાઈએ પૂછ્યું: ગાંધીજી અત્યારે હિંદુમુસલમાન એકતાની જ વાત કરે છે ત્યારે સાથે સાથે રાષ્ટ્રીય શિક્ષણ માટે પણ કેમ નથી કહેતા?

જ૦–આજે આખા રાષ્ટ્રને માટે ગાંધીજીને સંદેશો આપવો હોય તો તે ખાદીનો જ સંદેશો છે; રાષ્ટ્રીય શિક્ષણનો ઉપદેશ કંઈ આખા રાષ્ટ્રને–બધા પક્ષને આપી શકાય? આ તો ગાંધીજીએ કહેલું કારણ થયું. પણ મેં મારા મનમાં ગોઠવી રાખેલું બીજું કારણ છે. રાષ્ટ્રીય શિક્ષણ લેનાર વિદ્યાર્થીઓ પાસેથી રાષ્ટ્રે જેટલી અપેક્ષા રાખી હતી તેટલી બધી બર આવી છે એમ તમને લાગે છે ખરું? 'તમે અમારી કેળવણીની સગવડ કરવાને બંધાયેલા છો, પહેલી અમારી સગવડ કરો પછી બીજું બધું;' એ વલણ વિદ્યાર્થીઓએ કંઈ ઓછું લીધું છે? શિક્ષકોમાં પણ ઘણા સારા આવ્યા છે તેમ સાથે હૃદયદુર્બળ લોકો પણ આવી ગયા છે. મેં દુનિયાના તમામ લોકોના બે વર્ગ પાડ્યા છે: એક પત્નીવૃત્તિવાળા ને બીજા પતિવૃત્તિવાળા. ઘરમાં પત્ની કહેશે, હું મરીમરીને કામ કરીશ, ઘરની વ્યવસ્થા રાખીશ, છોકરાંને સાચવીશ, પણ બહાર કમાવા નહીં જાઉં, જોખમ ખેડવા નહીં જાઉં. પતિ કહે છે, કામ તું કર, કમાવું મારે, સંકટો હું વહોરું. પત્નીવૃત્તિ સલામતી શોધે છે, જોખમથી ડરે છે. પેન્શનની લાલચે નોકરી કરતા સરકારી નોકરો પણ પત્નીવૃત્તિના છે. પતિ-વૃત્તિ આઝાદી ખોળનારી હોય છે. સંકટ વહોરવાની ધગશવાળી હોય છે. સલા-મતીનો અણગમો, અનિશ્ચિતતા(uncertainty)માં આનંદ, એ વીરનું લક્ષણ છે. એવાને તો કેરિયર બંધાય એટલે મરણપ્રાય દુઃખ થવું જોઈએ કે અરે, હવે કશી અનિશ્ચિતતા રહી નહીં. શિક્ષકોએ એ અનિશ્ચિતતાની લહેજત બતાવી નથી.

પણ એટલી તો મારી ખાતરી છે કે બધા લોકો બીજા બધા ઉપાય અજમાવી થાકીને આખરે રાષ્ટ્રીય શિક્ષણ પર જ આવવાના છે. આપણો તરણોપાય રાષ્ટ્રીય શિક્ષણ જ છે. અને આજે પણ ખાદીથી બીજે નંબરે રાષ્ટ્રીય શિક્ષણને જે મહત્ત્વ અપાયું છે તે તમે જુઓ છો. ગિદવાણીજી જેવાનો રાષ્ટ્રીય શિક્ષણમાં ભોગ અપાયો એ કંઈ ઓછું કહેવાય? ગિદવાણીજી મહાસભાનું કામ કરતા હોત તો ખરેખર કહું છું કે અદ્‌ભુત કામ કરત. એટલી સુંદર એમની એ દિશાની શક્તિ છે.

સ૦–આપણી સંસ્કૃતિ જીવંત છે એમ તમે શા પરથી કહો છો?

જ૦–આપણે આપણો આદર્શ ન ભૂલીએ ત્યાં સુધી આપણી સંસ્કૃતિ જીવંત છે. આદર્શ ભૂલ્યા કે મરી ગયા જાણજો. ગ્રીસ-રોમે પોતાના આદર્શ છોડી દીધા તેથી તે સંસ્કૃતિઓનું મરણ થયું. હિંદુસ્તાનના લોકો ગમે તેટલા બગડેલા હોય છતાં તેમણે આદર્શનો ઇનકાર નથી કર્યો. હમણાં હમણાં હવે મરવાની બીક પેઠી છે ખરી. જ્યારથી લોકો ધર્મ નામથી ડરવા લાગ્યા છે, માણસની સદ્‌બુદ્ધિ પરથી તેમનો વિશ્વાસ ઊઠી ગયો છે, મૂળ આદર્શ વિશે પણ અશ્રદ્ધાળુ થવા લાગ્યા છે, ધર્મવિહીન એવા રાજકારણ પાછળ પડવા લાગ્યા છે ત્યારથી આપણું મરણ શરૂ થયું છે કહેવાય. ગમે તેટલો પડેલો માણસ પણ આદર્શને માનતો હોય તો તેને

કોઈક દિવસ ચડવાની આશા છે. શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી શરીર ગમે તેટલું ક્ષીણ થયું હોય છતાં જીવ છે એમ આપણે કહીએ છીએ. એટલે આપણે જ્યાં સુધી આદર્શને ઓળખીએ છીએ ત્યાં સુધી ઠીક છે.

સ૦—તમે કહ્યું છે ને કે પાશ્ચાત્ય સંસ્કૃતિ નાશની અણી પર છે?

જ૦—ના, નાશની નહીં પણ મરવાની અણી પર છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ મરીને ફરી સજીવન થશે, એનો ઉદ્ધાર થશે. મારા ઝનૂનીમાં ઝનૂની લેખમાં પણ મેં લખ્યું છે કે પાશ્ચાત્ય સંસ્કૃતિને નસીબે નાશ નથી, કંઈક સારું છે, એ લોકો પણ ઈશ્વરની પ્રજા છે. આજે ભૂલા પડયા છે. રખડતા આખડતા ઠેકાણે આવશે. આખરે તો એમનું પણ કલ્યાણ જ છે. પાશ્ચાત્ય સંસ્કૃતિનો પુનર્જન્મ થવાનો ને આજના કરતાં વધારે સારી સંસ્કૃતિ ત્યાં ઉદ્ભવવાની. એ આર્ય સંસ્કૃતિ નહીં હોય પણ પાશ્ચાત્ય સંસ્કૃતિ જ હશે. આપણે અમર છીએ ને એ સંસ્કૃતિ નાશવંત છે એવું મેં કોઈ કાળે માન્યું કે કહ્યું નથી.

સ૦—ત્યારે રોમન અને ગ્રીક સંસ્કૃતિનો નાશ કેમ થયો?

જ૦—નાશ શાનો થયો? રોમન અને ગ્રીક આદર્શોનો નાશ થયો છે? આદર્શોનું ચક્ર તો ચાલ્યા જ કરવાનું. ગ્રીક અને રોમન જાતિઓ ક્ષીણ (dissipate) થઈ તેથી મરી ગઈ; એમની સંસ્કૃતિ નથી મરી ગઈ. સંસ્કૃતિ એ તો જીવનના પાસા છે. એ તો નિરંતર ફર્યા જ કરે છે. કોઈ વખત એક ઉપર આવે, કોઈ વખત બીજો. આપણામાં પણ ગ્રીસના આદર્શોનો અંશ છે. એટલે દરજ્જે આપણે ગ્રીક નથી? અને હિંદી સંસ્કૃતિની આજે શી દશા છે? આધ્યાત્મિકતા એ આપણી સંસ્કૃતિનો આદર્શ છે, પણ આજે દુનિયામાં અધ્યાત્મ ઓછામાં ઓછું અમલમાં હોય તો તે હિંદુસ્તાનમાં છે. બીજે પાર વગરની આધ્યાત્મિકતા છે. આધ્યાત્મિકતા નથી એક હિંદુસ્તાનમાં ને બીજા ઇંગ્લંડમાં. ગુલામ અને જાલિમ બેમાંથી એકેમાં આધ્યાત્મિકતા નથી હોતી.

જ્યાં આધુનિક અર્થશાસ્ત્ર નથી પેઠું ત્યાં આધ્યાત્મિકતા ટકી શકી છે. આવી આપણી સ્થિતિ છતાં આપણે આશા રાખી રહ્યા છીએ. 'જબ તક સાસ તબ તક આસ.' પણ મને આશા છે કે હિંદુસ્તાનને માટે તો હવે ઉદ્ધાર જ છે.

સ૦—મુસલમાન ધર્મનો ફેલાવો તલવારને બળે થયો છે એમ તમે નથી માનતા?

જ૦—એ જો સાચું હોય તો એનો અર્થ એ છે કે આપણા પૂર્વજો બધા ડરપોક હતા. મુસલમાનોએ અહીં જુલમ નથી કર્યો એમ નહીં. માણસ એક ધર્મ છોડીને બીજો ધર્મ સ્વીકારે છે તેમાં સ્વાર્થ હોય છે ને સાથે અનેક બીજાં પણ કારણો હોય છે. પીરો વગેરેના ચમત્કાર જોઈને મુસલમાન થયેલા એવા કેટલાયે દાખલા છે. પણ મુસલમાન ધર્મ સ્થપાયો ને ફેલાયો છે તે તપસ્યાને બળે. જેટલી એમાં તલવારની મદદ થઈ છે, તેટલે અંશે તે બગડયો છે.

સ૦–ઇસ્લામ, ખ્રિસ્તી ધર્મ, શીખ ધર્મ દરેકને પોતાની ચોક્કસ વ્યાખ્યાઓ છે. હિન્દુ ધર્મ એટલે શું એમ આપણને કોઈ પૂછે ત્યારે હિંદુ ધર્મ એટલે ફલાણી ફલાણી વસ્તુઓ એમ આપણે જવાબ આપી શકતા નથી.

જ૦–ધર્મની આવી શબ્દબદ્ધ વ્યાખ્યા કરવાની પદ્ધતિ મુસલમાન અને ખ્રિસ્તી ધર્મમાં છે. એ કસોટીએ તે આપણા ધર્મને કસવા માગે છે. એનું અનુકરણ આપણે ત્યાં પણ થયું છે.

સાધારણ રીતે હિન્દુ ધર્મની અનેક વ્યાખ્યાઓ છે. હિંદુ ધર્મ એટલે શુદ્ધ જીવન, હિંદુ ધર્મ એટલે ગોરક્ષા, હિંદુ ધર્મ એટલે સત્યની શોધ, હિંદુ ધર્મ એટલે સ્વદેશી. હિંદુ ધર્મની ગમે તે વ્યાખ્યા આપી શકાય. હિંદુ ધર્મ એટલે અમુક રીતે જીવન ગાળવાની ઇચ્છા. ઉચ્ચમાં ઉચ્ચ વસ્તુની વ્યાખ્યા નથી થઈ શકતી. બાળકને પૂછીએ માને તું શા માટે ચાહે છે. તો તે કારણ, એક બે ત્રણ નહીં આપી શકે. માને ચાહું છું, કારણ કે મા એ મા છે. બીજી રીતે કહું તો જે પુનર્જન્મમાં માને છે તે હિંદુ. એમાં શીખ, બૌદ્ધ, જૈન, હિંદુ બધા આવી જાય છે.

**(નવયુગ, તા. ૭ તથા ૧૪–૧૧–'૨૪)**

## ગરીબી

હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ દિવસે દિવસે નીચે પડતી જાય છે એ નિર્વિવાદ પ્રશ્ન પર પણ એક પ્રતિપક્ષ ઊભો થયો છે. પરંતુ હિંદુસ્તાનનાં ગામડાં દહાડે દહાડે અધિકાધિક કંગાળ થતાં જાય છે એ વિશે માત્ર કોઈ ઠેકાણે બે મત નથી. આ દારિદ્રનાં કારણો અનેક છે. તે બધાંની ચર્ચા ન કરતાં ખેડૂતો પોતે જેટલાં આજે દૂર કરી શકે એમ છે તેટલાં કારણોનો જ અહીં આપણે વિચાર કરીશું.

એક વાત સ્પષ્ટ છે કે લોકોનો ખર્ચ દહાડે દહાડે વધતો જાય છે. જરૂરની ચીજોની મોંઘવારી, અને બિનજરૂરી વસ્તુઓનું ચેટક લાગવું એ ખર્ચ વધવાનાં બે કારણો છે. અયોગ્ય ઠેકાણે ખર્ચ, મહેસૂલ અને કરજનો બોજો એ પણ ખર્ચ વધવાનાં કારણો ખરાં. ખર્ચના પ્રમાણમાં જો પેદાશ વધતી જાય તો ખર્ચનો ભાર જણાય નહીં. ઊલટું જો ખર્ચ હોય તેટલો જ રહે ને ઊપજ જો ઓછી થાય તો પહેલાંનો સ્વાભાવિક ખર્ચ આજે અસ્વાભાવિક ભાસે છે અને વધારે વધારે ખૂંચે છે. આપણા ખેડૂતની ફસામણ બેવડી છે; ખર્ચ વધ્યો છે ને ઊપજ ઓછી થઈ છે. ખેડૂત નહીં એવા જે કારીગર, મજૂર અથવા આશ્રિત ધંધો કરનાર બીજા લોકો; વસવાયાં, જે ગામડાંને હજી વળગી રહ્યાં છે તેમની વિટંબણા ખેડૂતથી પણ વધારે છે. કારણ કે ખેડૂતની ઊપજ ઓછી થઈ છે છતાં ક્યારેક ક્યારેક તે તેને વધારી શકે છે, અને તેને મોંઘવારીનો ફાયદો પણ મળે છે. પરંતુ બાકીના ઉદ્યોગ-ધંધા છેક જ મરી ગયા છે. જીવનને ઉપયોગી નાનીમોટી બધી જ ચીજો શહેરોમાંથી

અથવા પરદેશથી આવતી થઈ છે, તેમ જ લોકોની અભિરુચિ બદલાઈ છે તેથી પણ ગામડાંના ઘણાખરા ધંધા બૂડવા માંડયા છે

ગરીબીનું એક બીજું કારણ આપણા ઉદ્યોગધંધાની અને ઘરસંસારની ફૂવડ પદ્ધતિ છે. બહારનો પુરુષાર્થ ને પરાક્રમ ઓછાં થાય છે ત્યારે આપસઆપસમાં વિનાકારણ ટંટા ઊભા થાય છે. અને પોતાની નાલાયકીનો ગુસ્સો એકબીજા પર અંદર અંદર ઊતરે છે. આ અનુભવ સાર્વત્રિક છે. પરાક્રમ વધારે હોય ત્યારે લોક વેગળા વેગળા રહે તોપણ ચાલે. પરંતુ એ વખતે જ લોકો સહેલાઈથી એકત્ર રહી શકે છે. ઊલટું જ્યારે સ્થિતિ બગડે છે ત્યારે પુષ્કળ લોકોએ એકત્ર થઈ અંધપંગુન્યાયથી એકબીજાને આશ્રયે રહેવાની અત્યંત જરૂર રહે છે. એવે પ્રસંગે જ જીવનકલહ અસહ્ય બની જાય છે ને સહેજ સહેજમાં ટંટાઓ થઈ પડે છે.

આપણા લોકોનું જીવન ઘણે અંશે મહારાષ્ટ્રના દેશસ્થ બ્રાહ્મણોના જીવન જેવું હોય છે. ઊપજ ગમે તેટલી ઓછી થયા છતાં આપણને ખર્ચ ઓછો કરવાનું સૂઝતું નથી; અથવા ખર્ચ ઓછો ન જ થતો હોય ત્યાં બધાંએ જીવતોડ મહેનત કરીને ઊપજ વધારવી જોઈએ એ પણ કુટુંબમાંના ઘણાને સૂઝતું નથી. શાહુકારોએ આસામીઓને બચાવીને, તેમની શક્તિ વધારીને, તેમની વધતી ઊપજમાંથી વધતો નફો મેળવવાની મહત્ત્વાકાંક્ષા રાખવી જોઈએ; તેમ ન કરતાં તેઓ આસામી-ઓને નિચોવી કાઢી નફો કરવાની દાનતથી તેમનો અંત કાઢે છે. મહાભારતમાં જે કહ્યું છે કે પ્રજા સાથેના વહેવારમાં માળીની જેમ નફો મેળવવો, કોલસા વેચ-નારાની માફક નહીં, તે વાત આજે લોકો છેક જ ભૂલી ગયા છે. કમાનારને હમેશ પીઠબળ અને મનુષ્યબળની અપેક્ષા રહે છે, બહારથી કમાઈને ઘરમાં આણેલી સંપત્તિની રીતસર વ્યવસ્થા કરનાર અને તેની કદર કરનાર કોઈ ઘરમાં હોય તો તેને કમાવાને બેવડી ઉમેદ રહે છે. સોએ સો ટકા સહકાર કરનાર પોતીકા અને કાર્યસાધક લોકોનો સંઘ વધે તો તે સંઘસામર્થ્ય લગભગ દુર્જય બને છે. પરંતુ આપણા સમાજમાં એક જણ ઉત્સાહથી કામ કરવા માંડે એટલે બીજાને તેની અદે-ખાઈ થાય છે કે તેના પર આળસ ચડી બેસે છે. આગળ જનારના પગ ભાંગવા, તરનારના ગળામાં પથ્થર થઈને પડી રહેવું, એક જણ કર્તા જણાય એટલે આશ્રિતો-એ તેની ફરતે લીલની જેમ જામી તેને ઘેરી લઈ પોતાના ક્ષુદ્ર હેતુ સાધવાનો પ્રયત્ન કરવો, એવો અનુભવ કંઈ નહીં તો ગામડાંમાં તો થાય જ છે. ગામડાંની આ સ્થિતિથી કંટાળી ત્યાંની મહત્ત્વાકાંક્ષા સાધનસંપત્તિ સાથે શહેર તરફ દોટ મૂકે છે એવો સાર્વત્રિક અનુભવ છે; પરંતુ તેનું પૃથક્કરણ હજી થયું નથી.

ગામડાંઓમાં જૂની સામાજિક સંસ્કૃતિ સડેલી સડેલી પણ હજી જીવંત છે. તે સંસ્કૃતિમાં જીવનની અને જવાબદારીની જે પ્રકારની અપેક્ષા વ્યક્તિ તરફથી રખાય છે તેમાંથી મુક્ત રહેવું શક્ય નથી. જૂની સંસ્કૃતિનો આ આગ્રહ ક્ષીણવીર્ય સમા-જમાં ભારરૂપ થઈ પડે છે. શહેરના લોકોએ જૂની સંસ્કૃતિ છેક ફગાવી દીધી છે. શહેરમાં માણસ લાજશરમ છાંડીને પોતાનો બિનજવાબદાર સ્વાર્થ સાધી શકે છે.

શહેરોમાંનું સામાજિક સંગઠન અત્યંત ઢીલું થયું છે, ને તેથી વ્યક્તિને વ્યક્તિગત પ્રગતિ કરવી બહુ સહેલી પડે છે. રાજ તૂટવા માંડે એટલે થોડી વાર જેમ રાજ્યના સરદારો જોર પર ચડે છે, પરંતુ આખરે સંઘસામર્થ્યને અભાવે જેમ બધાનો જ નાશ થાય છે તેમ સામાજિક બંધનો તોડી નાખવાથી વ્યક્તિઓની આબાદી પ્રથમ ઝપાટાબંધ થાય છે. પરંતુ એ પ્રગતિ આખરે ઉચ્ચ પોષણને અભાવે ખોટકાઈ પડે છે. શહેર અને ગામડાંમાં રહેલો આ સંસ્કૃતિભેદ ધ્યાનમાં રાખવો જોઈએ. ગ્રામોદ્ધારની દિશા નક્કી કરવામાં એ ઘણો મહત્ત્વનો છે.

કંઈ નહીં તો હિંદુસમાજમાં તો શહેરો ગામડાંઓ પર જીવે છે એમ કહેવામાં હરકત નથી. પરંતુ એ ઉપજીવિકા માળીના જેવી નહીં પણ કોલસા વેચનારા જેવી છે. ગામડાંઓનો કાચો માલ, ગામડાંમાંની કાર્યકુશળતા અને સાધનસંપત્તિ શહેરમાં પહોંચે છે. ગામડાંમાંના ઉદ્યોગધંધાને શહેરો કશો જ આશ્રય આપતાં નથી. પોતાને જોઈતો માલ પરદેશમાંથી જેવો આવે તેવો અને બજારમાંથી જેવો મળે તેવો લઈ લેવાની જડતા લોકોમાં વધી છે. પહેલાંના જમાનામાં જમીનદાર, જાગીરદાર અને બીજા શ્રીમંત લોકો પોતાને જેવો જોઈએ તેવો માલ ખાસ કારીગરો ને હુન્નરી લોકોને રોકી તૈયાર કરાવતા, અને બીજા લોકો તેમનું અનુકરણ કરતા. તેથી સંસ્કૃતિને ઘાટ મળતો અને તે સાથે જ દેશના કારીગરોને સાર્વત્રિક ઉત્તેજન મળતાં તેમની આબાદી થતી. આજનો હિંદુસ્તાન આયતા તૈયાર માલનો આંધળો ઘરાક બન્યો છે. આ કારણે દેશનું દારિદ્ર્ય ઝપાટાબંધ વધી રહ્યું છે. અને લોકોને ઉદ્યોગહુન્નરના વાતાવરણમાંથી જ જે કેળવણી અને સંસ્કૃતિ સહેજે મળવાં જોઈએ તે મળવાનું અશક્ય થઈ પડયું છે.

સમાજે પોતાની રહેણીકરણીનો ઊંડાણથી વિચાર કરે, તે રહેણી પ્રમાણે વપરાશની વસ્તુઓ કેવી હોવી જોઈએ તે નક્કી કરે, જીવનના આદર્શ પ્રમાણે વર્તનના નિયમો, શિષ્ટાચારની પદ્ધતિ, સામાજિક ધર્મો (કર્તવ્યો) અને સામાજિક સંસ્થાઓ ઘડે અને તે સાથે ઉપયોગનો માલ પોતાની દેખરેખ નીચે પોતાની જરૂરિયાત અને અભિરુચિ અનુસાર તૈયાર કરાવે એ જીવંત સમાજનું લક્ષણ છે. ગમે તેવો તૈયાર માલ બજારમાં પડે તે કિંમતે વેચાતો લઈને ચલાવી લેવાની ટેવ અસંસ્કારિતાનું લક્ષણ છે. પોતાને જોઈતો માલ પોતાનાં જ લોકો પાસેથી પોતાની જ દેખરેખ હેઠળ કરાવવામાં કેળવણી છે, પુરુષાર્થ છે, આનંદ છે અને તેમાં જ જીવનની સંસ્કૃતિ છે. આપણો સમાજ ગળિયો થયો ન હોત તો તેને એ સહેજે ગળે ઊતરત. ગળિયા સમાજનું દારિદ્ર્ય ફેડવું કુબેરને માટે પણ અશક્ય છે.

ગરીબી દૂર કરવાના અનેક ઉપાયો યોજવા જોઈએ. પણ તેમાં પણ મુખ્ય ઉપાય ઉજળિયાત લોકોને હાથપગ વાપરવાની ટેવ પાડવી એ છે. હાથપગ હોઈને તમે બેસી કેવા રહ્યા છો એવી મહાભારતની 'વાણી ગળું તોડી રહી છે. **'हस्तपादादि संयुक्ताः यूयं किमवसीदथ।'**

લક્ષ્મીનું આદ્ય નિવાસસ્થાન શિરકમળ નથી પણ કરકમળ છે. કરકમળથી ઉદ્યોગ અને પુરુષાર્થ કર્યા સિવાય શિરકમળ પર મુગુટ ચડવાનો નથી. ઊજળો ધંધો કરનારા લોકો ઉદ્યોગની, શારીરિક શ્રમની મીઠાશ ચાખશે તો તેમનાં શરીર જોરદાર થશે, પ્રજા વીર્યવાન થશે, તેમનું મગજ વહેવારકુશળ થશે, શંકાકુશંકા અને લડાઈટંટા બહુ ઓછા થઈ જશે, તેમનું વાતાવરણ સમાજમાં ફેલાશે, ઉચ્ચનીચ ભાવનો રોગ જતો રહેશે, તેજસ્વી જીવનાનંદ બધાને પ્રાપ્ત થશે ને દારિદ્ર્યના રોગની જડ સાફ નીકળી જશે.

**૧૯૩૨**

## હૃદયધર્મની દીક્ષા*

હું બ્રાહ્મણ છું, સંસ્કૃત સાહિત્ય અને ધર્મશાસ્ત્ર ભણ્યો છું. તેથી કહું છું કે જો ગરીબોને માટે આપણા હૃદયમાં પ્રેમ નહીં હોય તો આપણે બ્રાહ્મણ નથી, હિંદુ નથી. તમે બુદ્ધિની તાલીમ લેતા હશો તેની મને કશી કિંમત નથી. તમારા હૃદયમાં પરિવર્તન થયું હોય તો તમે શિક્ષિત છો. ધર્મ કે પ્રતિષ્ઠાને નામે ગરીબોને દૂર રાખશો તો સ્વરાજ કદી થવાનું નથી. એ બાબતમાં અધ્યાપકો કરતાં તમારામાં વધારે શ્રદ્ધાની આશા રાખું છું. તેમણે પોતાના જમાના અનુસાર ઘણી સેવા કરી છે. તમારા મનમાં તેમને વિશે કૃતજ્ઞતા, આદરભાવ જોઈએ. તેમનાથી તમે આગળ નહીં વધો તો તેમના શિષ્ય તરીકે નહીં શોભો. દક્ષિણના લોકો શાસ્ત્રનો, કાયદાનો અર્થ કરવામાં બહુ કુશળ હોય છે. હું તમને કહું છું તમે કાયદો પણ તોડો, શાસ્ત્ર પણ તોડો. કાયદાનું, શાસ્ત્રનું રહસ્ય સમજી લો ને તેનું પાલન કરો. શબ્દજાળમાં ફસાશો તો ડૂબી જશો. શબ્દપ્રામાણ્ય તમારે છોડવું જોઈએ. હૃદયપ્રામાણ્ય જ સૌથી મુખ્ય છે. માત્ર યાદ રાખો કે જે હૃદય પવિત્ર છે તેનું જ પ્રામાણ્ય છે, જેનું હૃદય અપવિત્ર છે તે નરક લઈને ફરે છે. તેના હૃદયને કોઈએ પૂછવું ન જોઈએ.

ભારતવર્ષમાં ગરીબોની જેટલી દુર્દશા છે તેટલી બીજે ક્યાંયે નથી. તેમને ખાવાનું પૂરું નથી મળતું, કેળવણી નથી મળતી એ તો છે જ; પણ તેમની પ્રત્યે આપણે આદર કે પ્રેમ નથી બતાવતા, તેમનામાં જે માણસાઈ છે તેને વિશે આદર નથી બતાવતા. ગરીબોનાં દુઃખ અને અપમાન જોઈને હું નથી બ્રાહ્મણોની આંખમાં આંસુ જોતો, નથી બ્રાહ્મણેતરોની આંખમાં આંસુ જોતો. હૃદય સાચું હોય તો લોહીનાં આંસુ નીકળવાં જોઈએ. તમે વધારે ઓછું ભણો એની ચિંતા નથી, પણ તમારે હૃદયધર્મની દીક્ષા લેવી જોઈએ. સ્વરાજનો અર્થ જ ગરીબોનો ઉદ્ધાર છે. કેવળ

---

*આંધ્ર પ્રદેશના પ્રવાસ દરમ્યાન રાજમહેંદ્રીના ગ્રામસેવા મંદિરના વિદ્યાર્થીઓને આપેલા ભાષણમાંથી.

એક ગરીબોની સેવા જ તમારું વ્રત થાઓ. ગરીબોની વચ્ચે ગરીબોના જેવા થઈને રહીએ. તેમની સેવા માટે સર્વ પ્રકારનાં કષ્ટ વેઠીએ. તેમની સેવાની દીક્ષા લઈએ. માત્ર ગાંધીજીની જય બોલાવ્યે કશું નહીં થાય. આપણે ગાંધીરાજ્ય નથી ઇચ્છતા. કોઈ કહે છે કે ગાંધીજી અવતારી પુરુષ છે, પરમાત્મા છે. હું કહું છું કે તેઓ તમારા જેવા જ માણસ છે. એ પરમાત્મા છે તો તમે પણ પરમાત્મા છો. ગાંધીજીની શ્રેષ્ઠતા એમાં છે કે તેઓ ગરીબોને માટે મરવા તૈયાર છે. તેમ કરવાની આપણને કોણે મના કરી છે?

દેશના ઉદ્ધારની વાત તમારી સામે નહીં તો કોની સામે કરું? ભારતવર્ષના ઉદ્ધાર માટે અફઘાનિસ્તાન કે બલુચિસ્તાનથી લોકો થોડા જ લાવવાના છીએ? તમારી શક્તિઅશક્તિથી જ લડવાનું છે. તમે સાંભળશો કે નહીં સાંભળો તોયે તમારી પાસે આવીશું. તમે દેશસેવા કરશો તો રાજી થશું, નહીં કરો તોયે તમને વીનવતા તમારે દરવાજે બેસીને મરીશું. તમે સરકારી નોકરી લેવા આવેલા હો તો તમારે વિશે મને આદર નથી. એવા તો ભારતવર્ષમાં ઘણા પડેલા છે. તમારું હૃદય એથી જુદું છે તેથી તો તમારી જોડે વાત કરું છું.

૧૧–૧૦–’૩૧

# ખંડ ૭ : શ્રમજીવીઓ

## મજૂરોનો ધર્મ

હિંદુસ્તાનમાં હમણાં હમણાં સુધી ‘મજૂરો’નો વર્ગ હતો જ નહીં એમ કહીએ તો ચાલે. દેશનો મોટો ભાગ ખેડૂતોનો જ હતો. અને આજે પણ મોટો સવાલ ખેડૂતોનો જ છે. યુરોપમાં જેમ મજૂરોનો ભારે પ્રશ્ન છે તેમ આપણે ત્યાં ખેડૂતોનો સવાલ છે. જો કોઈ વર્ગ ઉપર સામાજિક દબાણ થતું હોય તો તે ખેડૂતો ઉપર. ગુજરાતના ખેડૂતોની સ્થિતિ કરતાં બંગાળ, મહારાષ્ટ્ર કે સંયુક્ત પ્રાંતના ખેડૂતોની સ્થિતિ વધારે ખરાબ લાગે છે. આજે મિલોને અંગે જે ‘મજૂર’ વર્ગ પેદા થયો છે તે મોટે ભાગે ખેડૂતવર્ગમાંથી જ થયો છે. માણસ ખેતીમાં ફાવે નહીં, ખેડૂતને ગામડાની દરિદ્ર સ્થિતિ અસહ્ય લાગે ત્યારે તે મજૂર બની જાય છે. એટલે એક રીતે ‘મજૂર’ વર્ગ એ ખેતીની નિષ્ફળતાની નિશાની છે.

*　　　*　　　*

માણસની મુખ્ય હાજતો બે—અન્ન અને વસ્ત્ર. તેમાં ખેડૂત અનાજ અને રૂ પેદા કરે અને દરેક જણ પોતપોતાના ઘરમાં રાંધી ખાય, દરેક જણ પોતપોતાના ઘરમાં સૂતર કાંતે અને વણકર વણી આપે, એ પ્રાચીન રિવાજ હતો. કાંતવું અને રાંધવું એ દરેક કટુંબનું નિત્યકર્મ હતું. ખેતી અને વણાટ એ દેશના બે મોટામાં મોટા ધંધા હતા. એના ઉપરાંતનું જેટલું સમાજનું કામ તે કારીગરો કરતા. દેશનાં કરોડો કુટુંબો માટે મજૂરોનું કામ પડતું જ નહીં. દરેક કુટુંબ હાથે બને તેટલું હાથે જ કરી લે. વધારાનું કામ આવી પડે ત્યારે પાડોશીની મદદ લે. હજી પણ આપણા સમાજમાં વિવાહ આદિ પ્રસંગમાં એકબીજાને ત્યાં ન્યાતીલા પુરુષો અથવા સ્ત્રીઓ ભેગાં થાય છે અને લાડુ વળાવે છે કે પાપડ વણાવે છે. એક તરફ કામ થતું હોય, બીજી તરફ વાર્તાવિનોદ ચાલતો હોય કે ગીતો ગવાતાં હોય. આમ મહેનત પણ આપણી વ્યવસ્થામાં એક જાતનો ઉત્સવ જ બની જાય છે.

* * *

ખેડૂતને કુદરત સાથે ભળવાનો આનંદ મળે જ છે. હળ ચલાવતાં કે કોસ ચલાવતાં તે આનંદથી ગીતો લલકારે છે. વણકર કાંઠલાના તાલમાં પોતાના કંઠનો સૂર પૂરે છે. કારીગરોને સુંદર કળાની વસ્તુ તૈયાર કરવાનો નિર્દોષ આનંદ મળે છે. એટલું જ નહીં પણ ખેતરમાં લણતી વખતે અથવા ઘરમાં ધાબું કે છો કરતી વખતે જે ટીપણી ચાલે છે તેમાં પણ મજૂરો સંગીતનો આનંદ લે છે. આજે મજૂરવર્ગને મિલમાં જે જાતનું કામ હોય છે તેવું આત્માને હણનારું કામ પહેલાંના મજૂરોને કદી કરવાનું નહોતું. જેને મહેનતમાં જ આનંદ નથી મળતો તેને બહારથી આનંદનાં સાધનો શોધવાં પડે છે. અને એવી મજૂરી કરનારાઓનો સમાજ જો સંસ્કારી ન હોય તો ગમે ત્યાંથી અને ગમે તેવા આનંદ લેવાને તે સ્વાભાવિકપણે લલચાય છે.

* * *

સામાન્યપણે મજૂરી અથવા શારીરિક મહેનત એ પવિત્રમાં પવિત્ર ધંધો છે. આરોગ્ય, દીર્ઘાયુષ્ય અને સ્વતંત્રતા એ મજૂરીના આશીર્વાદ છે. મજૂરનું જીવન બીજા બધા ધંધાના પ્રમાણમાં વધારે નિષ્પાપ હોય છે. મજૂરને જો સંતોષ હોય તો તે સહેલાઈથી અસ્તેય અને અપરિગ્રહનું વ્રત પાળી શકે છે, અને તેમાં જ અહિંસા રહેલી છે.

મજૂરનો ધંધો જેટલો પવિત્ર છે તેટલો જ માનભર્યો પણ છે; માત્ર દરેક મજૂરે શા કારણસર અને કઈ શરતે આપણે મજૂરી કરીએ છીએ એનો વિચાર કરવો જોઈએ. મજૂર જે કામ કરે છે અથવા જે વસ્તુ બનાવે છે તે સમાજને જરૂરની અને ધર્મને માન્ય એવી હોવી જોઈએ. મજૂરી કરવામાં મજૂરે પોતાની સ્વતંત્રતા ખોઈ બેસવું ન જોઈએ.

* *

ફીજી અથવા દક્ષિણ આફ્રિકાના મજૂરોને ગિરમીટિયા કહે છે. તેઓ પોતાનો શેઠ અથવા પોતાનું કામ પસંદ કરી શકતા નથી. તેઓ કોલકરારથી બંધાયેલા હોય છે એટલા માટે તેમને ગિરમીટિયા કહે છે. કૂલી એ પણ અપમાનભર્યું નામ છે. આપણે રોજેરોજની દાડી કરનારને મજૂર કહીએ છીએ. મુંબઈમાં મજૂરોને કામદાર કહે છે. એ શબ્દ મજૂરોમાં પેદા થતા સ્વમાનની નિશાની છે. અમેરિકામાં મજૂરોને 'હેલ્પ્સ' અથવા મદદગાર કહે છે. જે માણસ મજૂર રાખે છે તે પરાવલંબી છે, અપંગ છે, અને મજૂર પોતાના કામનું મહેનતાણું લેતો છતાં સમાજસેવા કરે એ ભાવ આ નામની અંદર સમાયેલો છે. મરાઠીમાં મજૂરોને માટે જૂનો શબ્દ 'ગડી' છે. ગડી એટલે દોસ્ત, ભેરુ અથવા સાથી. મહેનતમાં બધા સમાન છે. મહેનતમાં ભ્રાતૃભાવ રહેલો છે, અને જે આપણું કામ કરે છે તે આપણા જ દરજ્જાનો, આપણો સમોવડિયો છે. એ બધો ખ્યાલ 'ગડી' એ તળપદા શબ્દમાં આવી જાય છે.

બીજા ધંધાના લોકો જેમ સમાજહિતનો વિચાર કરે છે અને પોતાની ફરજ જાણી કેટલાક સાર્વજનિક કર્તવ્યોનું પાલન કરે છે તેમ મજૂરોએ પણ કરવું જોઈએ. જે માણસને મહેનત કરવાની ટેવ છે તે ખરું જોતાં સમાજમાં રાજા છે. તે કોઈના ઉપર આધાર રાખતો નથી અને બધા તેના ઉપર આધાર રાખે છે. દરેક મજૂર જાણે જ છે કે પૈસાદાર લોકો તેના આધારે છે. એ જાણે છે તેથી જ ઘણી વાર તે બીજાની અગવડ જોઈ વધારે મજૂરી મેળવવાનો પ્રયત્ન કરે છે. જો મજૂરોને પોતાનું હિત બરાબર સમજાય તો તેઓ વધારે ને વધારે મજૂરી મેળવવાના લોભ પાછળ જ પોતાની શક્તિ ખરચી ન નાખે, પણ પોતાની પ્રતિષ્ઠા – પોતાનો મોભો વધારવાનો પ્રયત્ન કરે. સામાન્ય કારકુન કરતાં સામાન્ય મજૂર વધારે કમાય છે, વધારે ઉપયોગી હોય છે અને પ્રમાણમાં વધારે સ્વતંત્ર પણ હોય છે. છતાં કારકુન પોતાની સામાજિક પ્રતિષ્ઠા જાળવી શકે છે. મજૂરને તે હજી નથી આવડતું.

સાચું જોતાં મજૂર શેઠનો આશ્રિત નથી, પણ શેઠ જ મજૂરોનો આશ્રિત છે. મજૂરની મૂડી તેનાં કાંડામાં છે અને તે એની સાથે ફરી શકે છે. તેને એનો ભાર નથી લાગતો. શેઠ તો મૂડીની પાછળ બંધાયેલો હોય છે અને તેથી તે સંપીલા મજૂરો આગળ આશ્રિત જેવો જ હોય છે.

* * *

આપણે સમાજમાં કયો ભાગ વધુ ભજવીએ છીએ, સમાજવ્યવસ્થામાં આપણું સ્થાન શું છે, સમાજ પ્રત્યે પોતાની ફરજ શી છે એનું ભાન જ્યારે મજૂરોને થશે ત્યારે જ તેમનો ઉદ્ધાર થવાનો છે. તે માટે મજૂરોને કેળવણીની જરૂર છે. દેશની અને દુનિયાની કેવી સ્થિતિ છે અને તેમાં મજૂર ધારે તે કેવી રીતે કરી શકે છે એ મજૂરો કેળવણીથી સમજતા થશે. મજૂરો સમાજનો નાશ પણ કરી શકે છે અને સમાજને આબાદ પણ બનાવી શકે છે.

૧૮–૯–'૨૨

# હડતાળો

જો દરેક માણસ પોતાની મહેનતથી જ પોતાની બધી હાજતો પૂરી પાડે તો કોઈને કોઈના નોકર કે મજૂર થવું જ ન પડે; દરેક જણ પોતાને ઘેર રાજાની પેઠે રહી જાય. પણ સમાજની આજની દશામાં તેમ બનવું અશકય છે, તેથી અનેક લોકોને જોઈતા પદાર્થો અમુક લોકોની મહેનતથી પૂરા પાડવા પડે છે. આવા પદાર્થો તૈયાર કરવા માટે પૂરતી સગવડ થાય એટલા સારુ મોટાં મોટાં કારખાનાં ઊભાં થાય છે, જેની અંદર મૂડીવાળાઓ પોતાની મૂડી રોકે છે અને મજૂરો પોતાની મહેનત રોકે છે. શરૂઆતમાં મૂડીવાળા અને મજૂર સ્વેચ્છાથી એકત્ર થાય છે અને કારખાનું શરૂ કરે છે. એટલે ખરું જોતાં કારખાના ઉપર મૂડીવાળા અને મજૂર બંનેનો સરખો હક હોવો જોઈએ. કારખાનાને માટે જોઈતી જમીન અને યંત્રો મૂડીવાળાના પૈસાથી ખરીદવામાં આવે છે એટલા જ માટે મૂડીવાળાઓ કારખાનાના માલિક ગણાય છે અને કારખાનાથી થતો નફો તેઓ પોતાનો જ ગણે છે. મૂડીવાળા અને મજૂર એ બંનેના સહકારથી જ જે સંપત્તિ પેદા થાય છે તેનો લાભ બંનેને ભાગેપડતો મળવો જોઈએ. પણ મૂડીવાળો ધીરજ રાખી શકે છે અને મજૂર રોજની કમાણી વગર રહી શકતો નથી એ ભેદને લીધે, અથવા મજૂરની એ કફોડી સ્થિતિને લીધે મજૂર હમેશાં મજૂર જ રહે છે અને મૂડીવાળા બધો નફો લઈ પોતાની મૂડી વધારતા જ જાય છે.

મજૂરની કમાણી જેમ ઓછી હોય છે તેમ તેની ભૂખ પણ ઓછી હોય છે. નફામાં ભાગ પડાવવાની તે માગણી કરતો જ નથી. તે ફક્ત પોતાની સામાન્ય હાજતો પૂરી પડે એટલા પૂરતું જ માગે છે. એટલું પણ જ્યારે તેને નથી મળતું ત્યારે તેને કારખાનું છોડી જવાનું મન થાય છે. પણ એક પ્રકારની મજૂરી કરવાની ટેવ પડી ગયા પછી મજૂર બીજે જાય કયાં? અમુક વરસ સુધી એક જાતનું કામ કર્યા પછી માણસોને તેમાં પરાણે રહેવું જ પડે છે. આ સ્થિતિનો પણ લાભ લેતાં મૂડીવાળાઓ ચૂકતા નથી.

આવી કફોડી સ્થિતિમાં મજૂરોને સંઘબળથી હડતાળ પાડી મૂડીવાળા આગળ પોતાની ફરિયાદ રજૂ કરવાનો રસ્તો સૂઝયો. પણ તે કાંઈ આ જમાનાનો નથી. ઈજિપ્તનો હજારો વર્ષ પહેલાંનો જે ઇતિહાસ મળી આવ્યો છે તેમાં પણ હડતાળ અને હડતાળના નિયમોનો ઉલ્લેખ છે એમ કહેવાય છે.

એક રીતે જોતાં હડતાળ એ એક જંગલી પ્રથા છે. મૂડીવાળા અને મજૂરો મળીને કારખાનું ચાલે છે એ જાણતા છતાં કામ બંધ પાડી એકબીજાની શક્તિનું માપ કાઢવું અને લાચાર બનેલા પક્ષે ન્યાયઅન્યાયનો વિચાર કર્યા વગર લાચારીને

લીધે જ શરણ જવું એમાં નથી ન્યાય, નથી ભલમનસાઈ કે નથી પ્રેમના સંબંધ. પણ જ્યાં સુધી માણસ ન્યાય અને બંધુભાવને પ્રધાનપદ આપતો નથી ત્યાં સુધી આપદ્ધર્મ તરીકે હડતાળો ચાલવાની જ.

હડતાળમાં બેમાંથી એક પક્ષને લાભ થવાનો સંભવ હોય છે, પણ સમાજને તો નુકસાન જ થાય છે. આટલી મજૂરી અને આટલી મૂડી નવરી રહે એમાં સમાજને ભારે નુકસાન છે એ કોઈ પણ સમજી શકે છે. માટે જ જ્યારે જ્યારે હડતાળ પડે છે ત્યારે ત્યારે સમાજના પ્રતિષ્ઠિત લોકો વચ્ચે પડી હડતાળનો અંત આણવાને કોશિશ કરે છે. આવી રીતે વચ્ચે પડવામાં એટલે કે મધ્યસ્થીમાં ભૂત-દયાનો અંશ પણ હોય છે. એક માણસ બીજા માણસનું દુઃખ ઝાઝા દિવસ સુધી જોઈ શકતો નથી. માણસના દુઃખની અસર માણસના મન પર ન થાય તો તે રાક્ષસ કે સેતાન જ ગણાય.

હડતાળમાં વચ્ચે પડનાર મધ્યસ્થ લોકોએ દરેક પક્ષના હિતને અર્થે અને સામાજિક કલ્યાણને અર્થે કેટલાક સિદ્ધાન્તો ઘડયા છે. હડતાળ દરમિયાન જો બંને પક્ષ તે સિદ્ધાંતો પ્રમાણે ચાલે તો લડતનો અંત જલદી આવે, નુકસાન ઓછું જાય અને દુઃખ પણ ઓછામાં ઓછું વેઠવું પડે. તેમાંથી કેટલાક નિયમો નીચે પ્રમાણે છે:

૧. કારખાનું સારી રીતે ચાલે તો જ મજૂરવર્ગ આબાદ રહી શકે છે, એટલા માટે કારખાનાને નફો બહુ જ ઓછો મળતો હોય તે વખતે મજૂરોએ હડતાળ પાડવી નહીં. સ્વાર્થની દૃષ્ટિએ પણ આવી હડતાળ કામની નથી. નફો બહુ જ ઓછો થતો હોય તે વખતે કામ બંધ પડવાથી મૂડીવાળાને નુકસાન નથી જતું; માટે એવે વખતે હડતાળ લંબાય તોપણ તેની તે પરવા રાખતો નથી.

૨. મજૂરોએ શરાબ કે બીજાં વ્યસનોમાં પૈસા ઉડાડવા ન જોઈએ. તેઓ વ્યસની થાય તો તેમને વધારે પગાર આપવાનું મન કોઈને થાય જ નહીં. સમાજની સહાનુભૂતિ પણ તેમને મળે નહીં અને મધ્યસ્થ લોકો પણ એમ માને કે દેશનો પૈસો શરાબમાં બરબાદ થાય એના કરતાં દેશની મૂડી વધવામાં કામ આવે તો શું ખોટું? સ્વાર્થની દૃષ્ટિએ પણ એ નિયમ યોગ્ય છે. મજૂરો જો વ્યસનમાં ખુવાર ન થાય તો પોતાની કમાણીમાં તેઓ પોતાનાં બૈરાંછોકરાંને વધારે સુખી રાખી શકે, પોતે લાંબો વખત જીવે અને બાળબચ્ચાંને સારી કેળવણી પણ આપી શકે.

૩. હડતાળ દરમિયાન મજૂરો કોઈ જાતનું તોફાન ન કરે, મૂડીવાળાઓને અથવા કારખાનાના માલિકને ગાળ ન દે અને તેનું બીજી રીતે નુકસાન કરવાનો પ્રયત્ન ન કરે; કેમ કે હડતાળ પછી સમાધાન થવું જ જોઈએ, અને સમાધાનમાં મીઠાશ હોવી જોઈએ. મજૂરો મીઠાશ ખોઈ બેસે તો તેમાં તેમનું જ નુકસાન છે.

૪. હડતાળ દરમિયાન મજૂરો એક ક્ષણ પણ નવરા ન રહે, કેમ કે તેમાં સમાજને નુકસાન જાય છે અને મજૂર પોતાની શક્તિ ખોઈ બેસે છે. કમાતો મજૂર મૂડીવાળાને હાથે કોઈ કાળે હાર ખાય નહીં. મજૂરોએ પોતાની માગણી વાજબી

છે એવી ખાતરી કરી આપવી જોઈએ; તો જ તેમના પ્રત્યે સમાજની સહાનુભૂતિ રહે. મજૂરો ગેરવાજબી માગણી કરે તો લોકો તેને દાંડાઈમાં ગણી કાઢશે અને સૌ તેનો વિરોધ કરશે.

૫. હડતાળ પાડતાં પહેલાં પંચ મારફતે સમાધાન કરી લેવાનો પૂરો પ્રયત્ન કરવો જોઈએ. પંચ કબૂલ રાખ્યા પછી તેમનો ચુકાદો મૂંગે મોઢે બડબડાટ વગર કબૂલ રાખવો જ જોઈએ.

૬. હડતાળિયાઓએ સાર્વજનિક ઉઘરાણું કરી તેના બળ ઉપર ઝૂઝવું ન જોઈએ. તેમ કરવાથી તેઓ બીજાના હાથમાં જાય છે અને કેટલીક વાર હડતાળિયાઓ બીજી જ કોઈ લડતનું સાધન બની જાય છે; સમાજમાં દ્વેષભાવ ફેલાય છે અને મજૂરો હડતાળનું ગંભીર સ્વરૂપ સમજી શકતા નથી.

૭. જે મજૂર રહેવા વગેરેની સગવડ માટે મૂડીવાળા ઉપર આધાર રાખે છે તેઓએ હડતાળ પાડવાથી કઈ કઈ મુસીબતોમાં આપણે આવી પડીશું તેનો પૂરેપૂરો વિચાર કરવો જોઈએ અને દરેક અડચણ દૂર કરવા સારુ જરૂરનો બંદોબસ્ત કરવો જોઈએ.

૮. હડતાળને માટે પોતાનું ફંડ તૈયાર રાખવું એ એક ઉપાય છે અને બીજો ઉપાય દરેક માણસે પોતપોતાની ઓછીવત્તી સિલક પોતાની પાસે રાખવાની ટેવ પાડવી અને હડતાળ દરમિયાન પેટપૂરતી કમાણી થાય એવો, સહેલાઈથી કરી શકાય અને થોડા દિવસને માટે ચલાવવામાં વાંધો ન હોય એવો ધંધો શીખી લેવો જોઈએ.

હવે મૂડીવાળાઓએ હડતાળની બાબતમાં શું શું કરવું જોઈએ તેનો વિચાર કરીએ. મૂડીવાળાઓએ જાણવું જોઈએ કે મજૂરો સાથે તેમનો કરાર ગમે તે હોય તોપણ તેઓ મજૂરોને પિતાને સ્થાને હોય છે. પોતાના મજૂરો વ્યસનમાં ન સપડાય, શરાબ ન પીએ, જુગાર ન રમે એ તરફ તેમણે ખાસ ધ્યાન આપવું જોઈએ. મજૂરો ભલેને ગમે તેમ રહે, અમારી મજૂરી કરે એટલે બસ એવો ટૂંકી દૃષ્ટિવાળો સ્વાર્થ તેમણે મનમાંથી કાઢી નાખવો જોઈએ. બનતાં સુધી હડતાળ પાડવાનો પ્રસંગ જ તેમણે ન આવવા દેવો જોઈએ; છતાં જો હડતાળ પડે જ તો તેમણે નીચેના નિયમોનું પાલન કરવું જોઈએ:

૧. મૂડીવાળાઓએ પોતાની ઈજ્જત અથવા મોભો સાચવવા માટે એક પણ દિવસ હડતાળ ચાલવા ન દેવી જોઈએ. વાજબી માગણી કબૂલ રાખવામાં કમજોરી નથી, પણ તાકાત જ છે.

૨. મજૂરોની માગણી તત્ત્વમાં વાજબી હોય અને વિગતનો જ વાંધો હોય ત્યારે મજૂરોને સમજાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. છતાં જો તેઓ ન સમજે અને હડતાળ ચલાવે તો હડતાળથી થતું નુકસાન વેઠવું, પણ બહારના મજૂર આણી કામ ચલાવવાનું ખોટું પગલું ન ભરવું. બહારના મજૂરો લાવવાથી મજૂરવર્ગની નીતિ બગડે છે અને કડવાશ કાયમની રહી જાય છે. બહારના મજૂર ન લાવવામાં પ્રથમ

વધારે હાનિ દેખાય એ ખરું છે, પણ અંતે તે જ રસ્તો ફાયદાકારક નીવડશે એવી ખાતરી રાખવી જોઈએ.

૩. મૂડીવાળાઓએ મોજશોખમાં પૈસા ઉડાવી મજૂરોની અદેખાઈ વહોરી ન લેવી જોઈએ, અને હડતાળ દરમિયાન તો પોતાના મજૂરો દુ:ખી છે એ જાણી પોતે પણ તેટલા દિવસ પૂરતો તો મોજશોખ છોડી દેવો જ જોઈએ.

૪. હડતાળ દરમિયાન મજૂરોને પજવવાની નીતિ મૂડીવાળાઓએ બિલકુલ ન રાખવી જોઈએ. અને જો મજૂરોને મકાન વગેરેની સગવડ કરી આપી હોય તો તેઓ જ્યાં સુધી તોફાન ન કરે અથવા સમાધાન વિશે છેક નિરાશા ન થઈ હોય ત્યાં સુધી તેમને મકાનમાંથી કાઢી ન મૂકવા જોઈએ.

૫. હડતાળને અંતે મજૂરોની માગણી જો વાજબી ઠરે તો હડતાળના દિવસોનો પગાર આપવાની ના ન પાડે.

૬. મજૂરો તોફાન કરે એવી બીક ન હોય ત્યાં સુધી સરકારી મદદ બિલકુલ ન લે. (આ નિયમ મજૂરોને પણ લાગુ પડે છે.)

બન્ને પક્ષ દૃઢતાપૂર્વક આ નિયમોનું પાલન કરે તો લડત ઝાઝા દિવસ સુધી ચલાવવી ન પડે. લડતને અંતે કડવાશ ન રહે અને એક લડતના અનુભવ પછી ઘણું કરીને બીજી વાર લડવું જ ન પડે. બન્ને પક્ષ મળીને જ જ્યાં ધંધો ચાલી શકે છે ત્યાં બે પક્ષ એકબીજાના શત્રુ તરીકે વર્તે અને બધી રીતે પોતાનો જ લાભ થાય એવો આગ્રહ રાખે ત્યાં સુધી સમાજમાં સુધરેલી સ્થિતિ છે એમ કહી ન શકાય. ઉચ્ચ સ્વાર્થની દૃષ્ટિએ પણ કૌટુમ્બિક ભાવના કેળવવામાં જ લાભ છે.

૨

મૂડીવાળા અને મજૂર વચ્ચે જેમ જેમ સમભાવ ઓછો થતો ગયો અને સમાજ પણ જેમ જેમ ઉદાસીનતા બતાવવા લાગ્યો તેમ તેમ આખા મજૂરવર્ગને વધારે સુસંગઠિત થવાની જરૂર લાગી. મજૂરોનાં નાનાં નાનાં મહાજનોએ ભેગાં થઈ મોટું મહાજન બાંધ્યું અને એક હડતાળથી જો કામ ન સરે તો બધાં જ મહાજનોએ એકબીજા સાથેનો સમભાવ બતાવવા એકસામટી હડતાળ પાડવી એવું નક્કી કર્યું. આમ થાય છે ત્યારે સમાજનો સઘળો વ્યવહાર અટકી પડે છે. ઉદાસીન લોકોનું પણ ધ્યાન હડતાળના કારણ તરફ ખેંચાય છે અને દુ:ખનું નિવારણ ઝટ થઈ જાય છે. પણ આ ઈલાજમાં એક ભારે દોષ રહેલો છે. હમેશાં દુ:ખ અને દારિદ્ર્યમાં રહેવું પડતું હોવાથી અને મૂડીવાળાનો પ્રબળ વિરોધ હમેશાં ખમવો પડતો હોવાથી અકળાયેલો મજૂરવર્ગ સમાજનું કેટલું નુકસાન થાય છે તેનો વિચાર કરતો નથી, અને પોતાની માગણી વાજબી છે કે નહીં એનો પણ વિચાર કરતો નથી. આટલું અસરકારક હથિયાર હાથમાં આવી ગયું એટલે જ્યાં ત્યાં તે વાપરવાનું મજૂરવર્ગને મન થઈ જાય છે અને સમાજમાં મજૂરો કહે તે પૂર્વ દિશા એવું થઈ જાય છે. યુરોપમાં મજૂરોનો સંઘ પોતાના દુ:ખનિવારણ પૂરતી જ સાર્વત્રિક

હડતાળ પાડવાને બદલે દેશનું રાજકારણ પોતાની ઇચ્છા મુજબ ચલાવવાને માટે પણ હડતાળ પાડવાને લલચાય છે. આ વૃત્તિ જો વધે તો મજૂરોની જોહુકમીથી આખો સમાજ અકળાઈ જાય અને મજૂરો સામે લશ્કરી શક્તિ વાપરવાની સરકારને ફરજ જણાય.

લશ્કરના સિપાઈઓ પણ ગરીબવર્ગના જ હોય છે. તેઓ જો મજૂરો સામે લડે તો ગમે તે પક્ષની જીત થાય તોપણ ગરીબવર્ગનો જ નાશ છે.

અને જો લશ્કર મજૂરો સામે લડવાની ના પાડીને મજૂરો સાથે ભળી જાય તો દેશમાં મજૂરશાહી અથવા બૉલ્શેવિઝમ દાખલ થાય. મજૂરશાહી મોટે ભાગે ટૂંકી દૃષ્ટિવાળી હોવાથી દેશની આબાદી, જાહોજલાલી અને સંસ્કૃતિને તે જોત-જોતામાં વેરણછેરણ કરી નાખે છે. રશિયામાં આમ જ થયું છે. જોકે ત્યાં મજૂર-વર્ગે એકલા જમીનદાર અને મૂડીવાળાને જ નોખા પાડી અધ્યાપકો, એંજિનિયરો, વકીલો, કારકુનો વગેરે સંકુચિત આવકવાળા બધા જ લોકોને મજૂરવર્ગમાં ગણી પોતાની સાથે લીધા હતા.

સ્વરાજ્યમાં મજૂરવર્ગ સરકારને પજવે અને સરકારને સકંજામાં લઈ તેની પાસે ધાર્યું કરાવે એ તો કોઈ ઇચ્છે નહીં. પણ દેશ ઉપર પરરાજ્ય અને નાદીર-શાહી ચાલતી હોય અને કેળવાયેલો વર્ગ નમાલો બન્યો હોય ત્યારે મજૂરોની અને કારકુનોની સાર્વત્રિક હડતાળ પડાવી સરકારને શરણ આણવાની સૂચના કેટલાક લોકો કરે છે. આવી હડતાળ સામે જો સરકાર લશ્કર વાપરે તો લશ્કરમાં પણ બેદિલી ફેલાય છે અને એવો સમય આવે છે કે જ્યારે લશ્કર મજૂરો સાથે ભળી જાય છે અને સરકાર એકદમ તૂટી જાય છે.

આટલી ગોઠવણ જો થઈ શકે તો આ અસરકારક ઇલાજ છે ખરો, પણ આ રીતે પરદેશી સરકારને માત કર્યા પછી દેશમાં સ્વદેશી સરકાર સ્થાપન થઈ જ શકે એમ નથી. લશ્કરશાહી અને મજૂરશાહી—ક્ષત્રપ્રકોપ અને શૂદ્રપ્રકોપ—નો સમાગમ થાય તો તેનાં પરિણામ કેવાં ભયંકર આવે એ કહેવું મુશ્કેલ છે.

સ્વાર્થની હરીફાઈ ગમે તેટલી કુશળતાથી ચલાવવામાં આવે તોપણ આખરે તેમાં સમાજનો નાશ જ છે. દરેક વ્યક્તિએ પોતાનો સ્વાર્થ ઓછો કરવો અથવા ધર્મના અંકુશમાં રાખવો એ જ સમાજના કલ્યાણનો એકમાત્ર ઉપાય છે.

૩

જ્યારે કોઈ પણ કારણસર અનાજ, કપડાં, ઘરભાડાં વગેરે બાબતની મોંઘવારી થાય છે ત્યારે મજૂરોને હડતાળ પાડવી પડે છે. હડતાળ પાડી તેઓ વધારે મજૂરી મેળવે એટલે કારખાનદારો ખર્ચ વધ્યાને કારણે તૈયાર માલની કિંમત વધારી દે છે, ખેડૂતોને એ જ કારણે અનાજ મોંઘું કરવું પડે છે અને ફરી પહેલાંની સ્થિતિ આવીને ઊભી રહેવાથી મજૂરોને અને કારકુનોને ફરી વાર હડતાળ પાડવી પડે છે. મોંઘવારીને લીધે મજૂરી વધે અને મજૂરી વધવાને કારણે મોંઘવારી વધે. આમ વધીવધીને ક્યાં અંત આવે?

આનો એક ઉપાય છે. પણ તે અખત્યાર કરવા માટે મજૂરવર્ગમાં આજે છે તેના કરતાં વધારે સામાજિક કલ્યાણની લાગણી હોવી જોઈએ. કારખાનામાં તૈયાર થતો માલ મજૂરો અને મૂડીવાળાના સંયોગથી જ થાય છે, તેથી તે માલ ઉપર કેટલો નફો લેવો અને ક્યે ભાવે તે વેચવો એ નક્કી કરવામાં મજૂરોને પણ કાંઈક કહેવાનો અધિકાર હોવો જોઈએ; અને કારખાનદારો જો ન માને તો ભાવ ન વધારવાની માગણી માટે મજૂરો હડતાળ પાડી શકે. આને આપણે ધાર્મિક હડતાળ કહી શકીએ. આ હડતાળથી મજૂરોને પ્રત્યક્ષ લાભ થયેલો ન દેખાય, પણ આવી હડતાળથી આખા સમાજને લાભ થાય છે અને તેથી સમાજને મજૂરો પ્રત્યે આદરભાવની લાગણી જાગ્રત થાય છે. વસ્તુઓના ભાવ વધે નહીં એટલે મળતી મજૂરીમાં મજૂરો અને કારકુનો સુખેથી રહી શકે અને મજૂરી વધારવાથી જે લાભ મળી શકે તે આ રીતે મળી રહે.

ફેબ્રુઆરી, ૧૯૨૩

# મજૂરવર્ગ અને બેકારી

હિંદુસ્તાનમાંના ઉદ્યોગધંધા ઓછા થવાથી ઘણી વસ્તીનો બોજો ખેતી પર પડ્યો છે; અને એટલી બધી વસ્તીનો બોજો ઉઠાવવાનું કૌવત ખેતીમાં નથી. તેથી જ ગામડાંના લોકોને ખેતી સાથે સહાયક પેટાધંધાઓ શોધી કાઢીને આપવા જોઈએ એમ સરકારી અમલદારો અને લોકનાયકો બન્ને કહે છે. સરકારી આંકડાઓ પરથી અનેક ગોરા અમલદારોએ એ વસ્તુ સપ્રમાણ સિદ્ધ કરી છે. સરકારે નીમેલા બાદશાહી કમિશને પણ વિચાર કરીને એ જ વાત સ્વીકારેલી છે.

બીજી બાજુથી શહેરમાં મુખ્યત્વે દહાડા ગુજારનારા અને લણણીના દિવસોમાં અથવા શેરડીના કોલુની મોસમમાં ગામડાંમાં જઈ આવનારા ઘણા ઉજળિયાતો કહે છે કે 'આજકાલ મજૂરી શી મોંઘી થઈ છે! મજૂર મળવો જ મુશ્કેલ થઈ પડે છે અને ભરપૂર મજૂરી લઈને પૂરા આઠ કલાક મજૂરી કરે તો હરામ. આવવું મોડું, અને કેમ મોડા થયા એમ પૂછવા જઈએ તો ઊલટી ચાલી જવાની ધમકી. બીડી તમાકુ કરવામાં કલાકના કલાક બગાડે ને કામ પૂરું કર્યા વગર જ કોઈ કોઈ વાર બીજે ચાલ્યા જાય એ વળી વધારાનું. એવો અમારો અનુભવ છે. અને તમે કહો છો કે મજૂર લોકોને કામ નથી એ કેવું?'

લણણીના દિવસોમાં મજૂરોને ચારે તરફથી તેડું થાય છે. બધાને પોતપોતાનો માલ વખતસર કાઢવાનો હોય છે. તેથી થોડા દહાડા કામની ભીડ હોય છે ખરી પરંતુ ચોમાસામાં મજૂરના હાલ જોયા જતા નથી. આમ જવાબ આપો તો શહેરી લોકો કહેશે, "અરે ચોમાસાનો પણ અમને અનુભવ છે. પાણી ગળીને ઘરની ભીંત પડવા માંડે તોપણ ઘર ચાળનારા મળતા નથી. આજકાલ તો ઉજળિયાત કારકુનનો

જ મરો છે. જ્યાં જુઓ ત્યાં મજૂરો માતેલા થયા છે. રસોઈયાને ખાતાંપીતાં પંદર રૂપિયામાં રહેવાનું કહો તો કહે છે કે 'મને કારકુન સમજો છો કે શું?' " ત્યારે આ ગૌડબંગાલ છે શું?

મજૂરો વખતસર કામે આવતા નથી, મન મૂકીને કામ કરતા નથી, ખૂબ ટંગળમંગળ કરે છે એ વાત નિર્વિવાદ સાચી છે. શહેરમાં ચોમાસામાં ઘર ચાળનારા મજૂરો મળતા નથી એટલી વાત પરથી બધે જ ઠેકાણે મજૂરો મળવા મુશ્કેલ છે એવું શહેરના લોકો અનુમાન કાઢે તો તે કુદરતી છે. પોતાના થોડાક અનુભવ પરથી દુનિયામાં બધે જ એવું હોય છે એવું નક્કી કરી નાખવાનો માનવસ્વભાવનો જ દોષ છે. ચોમાસાના દિવસોમાં ખોરાક ન મળવાથી એટલે કે મજૂરી ન મળવાથી, ભૂખમરો વેઠી લોકો મૃત્યુ પામ્યાના દાખલાઓ ખરેખર જ બને છે. આધુનિક પદ્ધતિનાં નાનાંમોટાં કારખાનાંઓ જ્યાં ચાલે છે ત્યાં બજારભાવથી વધારે મજૂરી આપવામાં આવે છે ને કામ બરાબર નિચોવીને કરાવવામાં આવે છે. તેથી કારખાનાંઓની આજુબાજુના પ્રદેશમાં ખેતીનાં કામો પડી રહે છે, મજૂર મળતા નથી, અને ખેતીનો કસ પણ દિવસે દિવસે ઓછો થતો જાય છે. કારખાનાવાળાં શહેરોમાં પ્લેગ કેઈન્ફ્લુએન્ઝા શરૂ થયો કે મજૂરો પટોપટ મરી જાય છે. કારખાનદારો કારખાનાં બંધ ન પડે તે સારુ મજૂરીના દર વધારતા જઈ આસપાસનાં ગામડાંમાંથી મજૂરો મગાવે છે. નવા મજૂરો ચેપી રોગનો ભોગ થતાં વળી મજૂરી વધારે છે. આમ રોગચાળાના દિવસોમાં શહેરી કારખાનાં મજૂરોનો ભોગ ચડાવવાનાં મજૂરસત્રો જ બન્યાં હોય એવું દેખાય છે.

અમદાવાદ, મુંબઈ, કલકત્તા, કાનપુર, જમશેદપુર, કોઈમ્બતૂર, મદુરા વગેરે ઠેકાણે માગો તેટલા મજૂરોનો પ્રવાહ એકસરખો ચાલુ રહી શકે છે એ જ બતાવે છે કે ગામડાંમાં બેકારી યથેચ્છ હોઈ મજૂર ઠાલા પડ્યા છે. શહેરોની આસપાસનાં ગામડાંમાં બેકારી કમી હોવાથી શહેરના લોકોને ગામડાંનાં દુ:ખો દેખાતાં નથી એટલું જ. હિંદુસ્તાનમાં એવા કેટલાયે ભાગો છે જ્યાં ગરીબ લોકોએ બેઆની પાવલીથી મોટું ચાંદીનાણું જોયું જ નથી. કોઈ કોઈ ઠેકાણે ગાયભેંસ હોય તો તેનું ઘીદૂધ ખરીદનાર કોઈ મળતું નથી.

આવી ભિન્ન ભિન્ન પરિસ્થિતિવાળા દેશના ગામડાંના મજૂરવર્ગનો વિચાર કરવાનો છે.

ગામડાંમાં ખેતી સિવાયના બધા જ ધંધા પડી ભાંગવાથી મજૂરોને બારે મહિના કામ મળે એવી સગવડ કોઈ ઠેકાણે નથી. મજૂરોએ ખેતીના વખતમાં ગામડાંની ખેતી કરવી ને બાકીના વખતમાં મજૂરી માટે શહેરમાં આવવું એ શહેરોને પરવડતું નથી. ને ખેતીનો ધંધો કરનાર કુટુંબોને પણ એવું રખડુ જીવન પરવડતું નથી. કોંકણના બેકાર લોકો ઘરની ખેતી સંભાળી મુંબઈની મિલોમાં કામ કરવા જવા લાગ્યા ત્યારે મિલવાળાઓએ બુમાટો ચલાવ્યો કે આ મજૂરો કાયમ રહેતા નથી તેથી અમને બહુ નુકસાન થાય છે. ગામડાંમાં રહેનાર દરેકને થોડીએક જમીન અને

ગાયબળદ કંઈક તો હોવું જોઈએ. શહેરોમાં કારખાનાં કાઢી ખેતી અને ગ્રામ-સંસ્કૃતિ બન્નેનો નાશ કરવા કરતાં ઘર બેઠાં થઈ શકે એવા સર્વ પ્રકારના ધંધા ગામડાંમાં લઈ જઈને વાવવા જોઈએ.

એમ કરવાને જેમની પાસે થોડી કંઈક આયપત છે, અક્કલહોશિયારી છે એવા ઉજળિયાત લોકોએ ગામડાંમાં જઈને રહેવાનું પસંદ કરવું જોઈએ. આજની તણાયેલી સ્થિતિમાં પણ જો ઉજળિયાત કુટુંબો ગામડાંમાં જઈને રહે, અને તેઓ જો પેટભર અન્નવસ્ત્રમાં સમાધાન માને, તેમ જ ગામડાંમાં જ મળી શકનારાં આરોગ્ય અને જીવનાનંદનો રસ તેઓને લાગે તો એ બધું શક્ય છે. ગામડાંમાં ઉજળિયાત લોકો જો સેવાવૃત્તિ સ્વીકારે તો તેમનું ભરણપોષણ સુખેથી ચાલી શકે. ગામડાંના બિચારા ખેડૂતોને અને બીજા લોકોને હરેક પ્રકારની સેવા બહુ મોંઘી મળે છે. બજારમાંથી વેચાતી લેવાની વસ્તુઓ, દવાપાણીની મદદ, વકીલની સલાહ, ખેતીનો માલ વેચતી વખતે જરૂરની વેપારી સલાહ, રોગઆપત્તિ વખતે દેવદૈત્યોને સંતુષ્ટ કરવાને માટે ધાર્મિક સલાહ, ભૂતપ્રેત કાઢવાને માટે જરૂરની ધંતરમંતરની સલાહ, જીવને સારું લાગે તે માટે જરૂરી બ્રાહ્મણોનો આશીર્વાદ, બધું જ તેમને મોંઘું પડે છે. જરૂરને વખતે કરજે કાઢવાનાં નાણાં મોંઘાં પડે તેમાં નવાઈ શાની?

ગામડાંમાંના ખેડૂતોને આખું વરસ ખેતીનું કામ ન હોય તો કોઈ ને કોઈ ધંધોઉદ્યોગ શોધી કાઢવો શક્ય છે. તેનાથી પેટ ન ભરાય તોપણ વખત ભરાય છે. પણ મજૂરોનું તેમ નથી. મજૂરોને ખેડૂતોના જેટલી પોતાની સ્થિતિ સુધારવા જોગી પહોંચ નથી ને ઉત્સાહ પણ નથી; એટલે સમજદાર લોકોએ તેમની આગેવાની લઈ તેમને નાને નાને ધંધે વળગાડવા જોઈએ. લાખો રૂપિયાની કિંમતનાં યંત્રો લાવીને મોટાં મોટાં કારખાનાં કાઢવામાં વ્યક્તિનો સ્વાર્થ સધાતો હશે; પરંતુ હિંદુસ્તાનની ગરીબ પ્રજાનું તેમાં જરા પણ કલ્યાણ નથી. અને લાખો રૂપિયાની મૂડી એકઠી કરવાની શક્તિ પણ થોડા જ લોકોમાં હોઈ શકે. પરંતુ લાખો સમજદાર દેશસેવકોએ ગામડાંમાં જઈ રહીને ત્યાં કરોડો લોકોને નાના ધંધાઉદ્યોગ શીખવવા અને ભૂખે મરતાંઓને એવી રીતે કાયમ અન્નનો ભેટો કરાવવો સહેજે શક્ય છે; અને તેથી જ પ્રજાકીય શિક્ષણમાંથી પુસ્તકી તત્ત્વનું મહત્ત્વ કમી કરી હુન્નરઉદ્યોગનું તત્ત્વ શરૂ કરી વધારવાની જરૂર છે. જેમને પરોપકાર સારુ જ જીવવું છે તેમણે તો બૌદ્ધિક વિલાસના ચાળા બાજુ પર રાખી ગરીબોના હિતને સારુ ઉદ્યોગ તરફ હાથ વાળવા જોઈએ. એવાઓને જોઈશે તેટલો બુદ્ધિયોગ સર્વાંતર્યામી પરમાત્મા જાતે આપશે. તેવું તેનું વચન છે.

૧૯૩૨

# શ્રમજીવી વિ૦ બુદ્ધિજીવી

ઉદરનિર્વાહના અથવા સમાજસેવાના જે અનેક ધંધાઓ છે તેના સામાન્યપણે બે વિભાગ થાય છે: એક શ્રમજીવી અને બીજો બુદ્ધિજીવી. ખેડૂત, વણકર, કડિયા, સુતાર, લુહાર, હજામ, ધોબી, કુંભાર, લહિયા,—એ બધા શ્રમજીવી; કારકુનો, અધ્યાપકો, સરકારી અમલદારો, ન્યાયાધીશો, વકીલો,—એ બધા બુદ્ધિજીવી. જૂની મૂડીના વ્યાજ ઉપર જીવનાર અથવા કશી સેવા કર્યા વગર સમાજનો આશ્રય શોધનાર એક ત્રીજો વર્ગ હોય છે, પણ તે ધંધાદાર કે સમાજસેવક ન ગણાય. ધંધાદારોના તો બે જ વર્ગ હોય છે: શ્રમજીવી અને બુદ્ધિજીવી. આ બે વર્ગમાં બુદ્ધિજીવી ધંધાઓ શ્રમજીવી ધંધા કરતાં શ્રેષ્ઠ માનવાની ખોટી પ્રથા ઘણા દેશોમાં પડી છે.

આપણે ત્યાં તો શ્રમજીવી ધંધાઓ સાવ હલકા માનવા તરફ બહુ જૂનું વલણ છે અને તેથી આપણા સમાજને પાર વગરનું નુકસાન થયું છે.

આજે માણસ કેળવણી લે છે તે શ્રમ કરવાની સજામાંથી બચી જવા માટે જ. સિંધમાં એક દિવસ હું નાહવાની ઓરડી સાફ કરતો હતો. તે જોઈને એક પ્રખ્યાત ધર્મોપદેશક મને પૂછવા લાગ્યા, 'અજી, ઐસા કામ કરના થા તો ઈતના અંગ્રેજી ક્યોં પઢે? ચાર ઇલમ પઢે હો તો ભી આપને હાથસે કામ કરતે હો. મુઝે બહોત શરમ આતી હૈ!' હિંદુસ્તાનની જાહોજલાલીના દિવસોમાં આપણા લોકોના આવા વિચારો નહોતા. હિંદુસ્તાનના વિદ્યાર્થીઓ ગુરુને ઘેર પશુ જેટલું કામ કરતાં પણ કંટાળતા કે શરમાતા નહીં. ઉપનિષદના આચાર્યો ગુરુને ઘેર ઢોર ચારતા. શ્રીકૃષ્ણ પોતે ગુરુને ઘેર લાકડાંના ભારા રોજ જંગલમાંથી લઈ આવતા. વિદ્યાપીઠના વૃદ્ધ પંડિતો નવરાશનો વખત પત્રાવળાં તૈયાર કરવામાં ગાળતા. કોઈને એમ થતું નહીં કે શારીરિક શ્રમ કરવાથી બુદ્ધિ બોળે જાય છે અથવા તો પ્રતિષ્ઠાને ધક્કો પહોંચે છે. શરીરશ્રમ કરવો એ એક આવશ્યક યજ્ઞ ગણાતો અને તેથી જ લોકો સો સો વર્ષ સુધી જીવતા. રાજાઓ અને સરદારો પણ કાંઈ નહીં તો પોતાનું શરીર ઉત્થાનયોગ્ય કરવા માટે બધી જાતના પરિશ્રમથી વાકેફ રહેતા. અણખેડી ભૂમિ પ્રથમ સાફ થાય અને ખેડાય ત્યારે પહેલું હળ તો રાજા જ ચલાવે એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા હતી, કેમ કે રાજ્યનો આદ્ય ખેડૂત રાજા જ ગણાતો.

આવી પ્રથાને લીધે શ્રમજીવી અને બુદ્ધિજીવી વર્ગો વચ્ચે પૂરેપૂરો સહકાર રહેતો. બુદ્ધિમાન અને ધનવાન લોકો પણ પરિશ્રમી કારીગરવર્ગની કદર કરી જાણતા અને બંને વર્ગ વચ્ચે સંસ્કારોની આપ-લે ચાલતી. આવા જમાનામાં જ એવી કહેવત પ્રચલિત હતી કે ખેડૂતના શરીરને ચોંટેલી માટી ધોઈ નાખો અને તેને રાજવસ્ત્ર પહેરાવો કે તે રાજા બન્યો. રાજાને આવશ્યક એવા સંસ્કારની ઊણપ

તેનામાં હોય જ નહીં. આવા જમાનામાં જ દરેક કોમમાં શૂર સરદારો પાકતા. દેશનું રક્ષણ કેમ થશે એવી કાયર ચિંતા કોઈના મનને સ્પર્શ સરખી ન કરતી. અને જાતિજાતિ વચ્ચે વૈમનસ્ય પણ સહેજે જામતાં નહિ.

આજે તો અંગ્રેજી રાજ્યને લીધે અથવા એના પહેલાંથી અભણ અને ભણેલા એવો ભેદ તો પડયો જ છે પણ શ્રમજીવી અને બુદ્ધિજીવી લોકો વચ્ચે બહુ ઓછો રાગ કે સંબંધ દેખાય છે. બુદ્ધિજીવી લોકોને મહેનત કરવી નથી પડતી એમ નથી, અને શ્રમજીવી લોકોને બુદ્ધિ બિલકુલ નથી જ કેળવવી પડતી એમ પણ નથી; પણ ઉપર કહેલો ભેદ સ્પષ્ટ છે એમાં શક નથી. આજે સામાજિક, ધાર્મિક કે રાજકીય જાગૃતિમાં એક વર્ગના પ્રયાસ બીજા વર્ગ સુધી પહોંચતા જ નથી. શ્રમજીવી લોકોનાં સુખદુ:ખ વિશે બુદ્ધિજીવી લોકો બેદરકાર તો હોય જ છે પણ એથીયે વિશેષ તેઓ અજાણ્યા પણ હોય છે. બુદ્ધિજીવી લોકો પોતાની હિલચાલનું રહસ્ય શ્રમજીવી લોકોને તેમની ભાષામાં સમજાવી પણ શકતા નથી. તેથી જ આજે દેશમાં સ્વરાજ વિશે આટલી તીવ્ર લાગણી હોવા છતાં આપણે આપણી શક્તિ એકત્રિત કરી શકતા નથી.

આનો એક જ ઉપાય છે. શ્રમજીવી લોકોમાં કેળવણીનો પ્રચાર અને બુદ્ધિજીવી લોકો પર મહેનતની ફરજ. શ્રમજીવી લોકોને કેળવણી આપવી ગમે તેટલી અઘરી હોય તોપણ તે વર્ગની તો ભણવા વિશે ના નથી; જ્યારે બુદ્ધિજીવી લોકો શ્રમ કરવા ધારે તો તેમને માટે તે અશક્ય નથી, છતાં તેમનો અણગમો અસાધારણ છે. આ બે વર્ગ વચ્ચે જ્યાં સુધી સહકાર ન થાય ત્યાં સુધી સ્વરાજ્યને માટે કહો કે બીજા ગમે તે કારણ માટે કહો, રાષ્ટ્રીય શક્તિ એકત્રિત કરવી દુષ્કર છે. અંગમહેનતનો અણગમો એ ભણેલા લોકોને માટે એક સાર્વત્રિક રોગ જ થઈ પડયો છે. આ વાત અનુમાનની નથી પણ અનુભવની છે.

આપણે સ્વરાજ્યની યોજનાઓ ગમે તેટલી ઘડી કાઢીએ, – ઉપજાઉ મગજમાં યોજનાઓની ખૂટ ન હોય – પણ તે અમલમાં મૂકે કોણ? સ્વરાજ્ય સ્થાપવા માટે જોઈતી મહેનત ઠરાવો કરી અંગ્રેજ સરકાર પાસે તો ન જ કરાવી શકીએ. જેને સ્વરાજ્ય જોઈએ છે તેણે જ મહેનતની દીક્ષા લેવી જોઈએ. શ્રમજીવી લોકોનું જીવન જીવી તેમની સાથે સમભાવ કેળવવો જોઈએ. તો જ આ બે વર્ગ વચ્ચેનું અંતર ઓછું થશે અને સ્વરાજ્યકાર્યને કંઈક પાયો મળશે. જેમ બીજા પાસે કસરત કરાવીને હું બલિષ્ઠ ન થઈ શકું તેમ સ્વરાજ્યની આ શ્રમદીક્ષા પણ કોઈ અવેજી દ્વારા લઈ ન શકું. મારે સ્વરાજ્ય જોઈએ છે એમ જે માત્ર મોઢેથી કહે છે એના એ કહેવાનો કંઈ અર્થ થતો નથી. જેણે સ્વરાજ્ય માટે શ્રમદીક્ષા લીધી હોય તે જ સ્વરાજ્યભૂખ્યો ગણાય. પ્રજાશક્તિ કેળવવાનો અને એકત્રિત કરવાનો આ જ એકમાત્ર માર્ગ છે.

* * *

આટલી વાત જો ગળે ઊતરે તો મહાસભામાં દાખલ થવા માટે દરેક જણે કાંતવું જોઈએ એ નિયમની આવશ્યકતા સમજતાં વાર ન લાગે. સ્વદેશીમાં જ સ્વરાજ્ય રહેલું છે એમ આપણે છેલ્લાં પાંત્રીસચાળીસ વર્ષથી કહેતા આવ્યા છીએ. તે સ્વદેશીને આટલાં વર્ષે પણ આપણે જો સફળ ન કરી બતાવીએ તો આપણે દેશની બુદ્ધિ અને દેશની કર્તૃત્વશક્તિ બંનેનું અપમાન કર્યા જેવું થઈ જાય.

મહાસભાને સર્વસંગ્રાહક બનાવવા ખાતર બધા પક્ષો રાજીખુશીથી આ વસ્તુનો સંપૂર્ણ સ્વીકાર કરે એ જ સ્વરાજ્યસ્થાપનામાં થતો વિલંબ અટકાવવાનો ઈલાજ છે.

૯-૧૧-'૨૪

# ભીલોના મોટા ભાઈઓને*

આફ્રિકાના સીધી લોકોમાં એક રમૂજી દંતકથા પ્રચલિત હોવાનું કહેવાય છે. ઈશ્વરે ધોળી, પીળી, ઘઉંવર્ણી અને લાલ એવી ચાર વર્ણની પ્રજા ઉત્પન્ન કર્યા પછી પોતાની શક્તિની જેમાં અવધિ થઈ છે એવી કાળી પ્રજા તૈયાર કરી. પોતાની એ કૃતિ જોઈને ઈશ્વર પોતે જ ખૂબ રાજી થયો, અને સીધી ભાઈનું રૂપાળું મોઢું પંપાળવા ગયો. ભોગજોગે નાક જરા કાચું રહેલું. એના પર ઈશ્વરનો હાથ ફરતાંવેંત તે દબાઈને ચીબું થયું. એટલી એક ખોડ ન હોય તો શાલિગ્રામનો સુંદર વર્ણ, વાંકડિયા વાળ, ધોળા દાંત અને જાડા હોઠ,—સંપૂર્ણ સૌંદર્યને આથી વધારે શું જોઈએ? આ સૌથી છેલ્લાં જન્મેલાં બાળકોને સાચવવાનું કામ ઈશ્વરે યુરોપિયનો-ને સોંપ્યું. યુરોપના ભાઈઓએ ગુલામીની પ્રથા ચલાવી બિચારા કાળા નાના ભાઈઓની શી વલે કરી મૂકી છે તે આજે કોણ નથી જાણતું? દંતકથા કહે છે કે એક દિવસે ઈશ્વરે આવીને મોટા ભાઈઓને પૂછ્યું, 'મારું સૌથી નાનું બાળક તમને સાચવવા સોંપ્યું હતું. એને તમે કેવી હાલતમાં રાખ્યું છે? પેલાઓ મૂંઝાયા, ગભરાયા, અને શરમાયા. અને તેથી તેમનું મોઢું ફીકું પડયું. આજે ગોરાઓ આવા ફીકા શા માટે દેખાય છે તેનું કારણ ઉપલી દંતકથામાં આફ્રિકાના લોકમાનસે આપ્યું છે.

આપણે ત્યાં આવી દંતકથા નથી, પણ એ જ બોધ અથવા એ જ ટુચકો આપણી ઉજળિયાત કોમને આ બિચારી મુગ્ધ, બાળક જેવી રાનીપરજ પરત્વે લાગુ નથી પડતો શું?

નિત્યના વ્યવહારમાં ચાલતી પ્રથા સાથે આપણે એટલા બધા એકરૂપ થઈ જઈએ છીએ કે આપણે એક ભયાનક સામાજિક ગુનાના ભાગીદાર છીએ એનો

*દાહોદ ભીલસેવા મંડળના ઉત્સવ પ્રસંગે આપેલું ભાષણ.

ખ્યાલ સરખો આપણને આવતો નથી. દરેક વ્યક્તિ પોતાપૂરતી અથવા પોતાના કુટુંબ પૂરતી જ જવાબદાર નથી. દરેક કોમ અને દરેક વ્યક્તિ આખા સમાજને માટે જવાબદાર છે. માણસ પોતાનું જ હિત સાધે એટલું બસ નથી. જે સમાજમાં આપણે રહીએ છીએ એ સમાજનું હિત સાચવવાને અને તે દ્વારા જ પોતાનું હિત સાધવાને એ બંધાયેલો છે. એક કોમનો નાશ થાય તો આખા સમાજનો નાશ થયો જ સમજવો.

એટલે અહીં ઠક્કર બાપા જે કામ કરે છે તે કંઈ આ ગરીબ ભીલો પર ઉપકાર નથી કરતા. અને જે લોકો ઠક્કર બાપાને મદદ કરે છે તેઓ પણ ઠક્કર બાપા ઉપર અથવા આ ભીલ લોકો પર ઉપકાર નથી કરતા. જો ઉપકાર હોય તો એ આખા હિંદુસ્તાન ઉપર, આખા હિંદુ સમાજ ઉપર છે. આપણે લોકોએ અત્યાર સુધી જે ગફલત કરી, જે બેદરકારીનો ગુનો કર્યો, લોભમાં તણાઈને જે બંધુદ્રોહ કર્યો તેનું આ પ્રાયશ્ચિત્ત ચાલે છે. ઠક્કર બાપા અને તેમના સાથીઓના પરસેવા દ્વારા ઉજળિયાત કોમોનું પાપ ધોવાય છે.

આપણા કાર્યનું સ્વરૂપ આપણે આવી રીતે બરાબર ઓળખીએ એ બહુ જરૂરનું છે. ભીલોની સેવા કરી આપણે જાણે એ પછાત કોમને ઉપકારના ભાર તળે મૂકીએ છીએ, અથવા આપણા કર્તવ્ય ઉપરાંત દાન કરીને ઈશ્વરની બૅંકમાં આપણે નામે 'ફિક્સડ ડિપૉઝિટ' (બાંધી મુદતની અનામત થાપણ) વધારીએ છીએ એવો ખ્યાલ મનમાં રાખીએ તો આપણા કામમાંથી આપણને બરાબર ફળ નથી મળવાનું. ઠક્કર બાપા અને એમના સાથીઓને જે શ્રેય ઘટે છે તે એ છે કે જ્યારે આપણે બાકીના બધા સૂતા છીએ ત્યાં તેઓ જાગે છે અને પોતાના વતી અને આપણા વતી પણ પ્રાયશ્ચિત્ત યજ્ઞ ચલાવી રહ્યા છે. સમષ્ટિની આ સામાજિક જવાબદારી જેમ વ્યક્તિએ સમજવાની છે તેમ આખા સમાજે પણ સમજવાની છે. ગુજરાત પ્રાંતિક સમિતિ આ કાર્યને મદદ કરે છે એ ગુજરાતને માટે ભૂષણરૂપ છે. સામાજિક જવાબદારી ઓળખી, સમાજસેવાનાં કાર્યોમાં મદદ કરવાની પ્રથા પાડી ગુજરાત પ્રાંતિક સમિતિએ હિંદુસ્તાનના બીજા પ્રાંતોને રસ્તો બતાવ્યો છે, અને સ્વરાજ્યના માર્ગ પર મહત્ત્વનું ડગલું ભર્યું છે. પણ પ્રાંતિક સમિતિ દ્વારા ગુજરાતની સમસ્ત પ્રજાએ આ કાર્ય શક્ય કર્યું અને એને મદદ કરી એટલું બસ નથી. સ્થાનિક લોકોએ પોતાની જવાબદારી બરાબર ઓળખવી જોઈએ. ભીલસેવા મંડળ શું શું કામ કરવા માગે છે, ભીલો માટે કેવી સામાજિક સ્થિતિ ઉત્પન્ન કરવા માગે છે તે જાણી લઈ તેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવા માટે સ્થાનિક લોકોએ – અહીંની ઉજળિયાત કોમોએ દિલથી મદદ કરવી જોઈએ. સરકારી અમલદારો ભીલોને કનડગત કરવાની પ્રથા ચાલુ જ રાખે, અને સેવામંડળને આવા જુલમમાંથી આ ગરીબ પ્રજાને બચાવવાને રોજ ઊઠીને લડત ચલાવવી પડે, એ જેમ ઠીક નથી, તેમ આપણે ઉજળિયાત લોકો ભીલોને દબાવતા જઈએ, આપણા અન્યાયી રિવાજો જારી રાખીએ,

કાયમનું રહે તો તે આપણને છાજે નહીં. ભીલસેવકોનું કામ આપણે બની શકે એટલું હળવું કરવું જોઈએ. ભીલ લોકોને દારૂ પીવા લલચાવનાર, નાણાં ધીરી ગમે તેટલું વ્યાજ લેનાર, ગમે તેવા વહેમોને પોષી તેમને ફોલી ખાનાર, અને એમના પર શિરજોરી ચલાવનાર તો આપણે જ છીએ ને! આપણે આ પાપ કરવાનું છોડી દઈએ તો ભીલસેવા મંડળનું કામ કેટલુંયે હળવું થશે, અને ભીલોને ચડાવવાનું, તેમનો ઉદ્ધાર કરવાનું કેટલુંયે નવું નવું ઠક્કર બાપાને સૂઝશે.

કેટલાક લોકો કહે છે કે 'તમે આ ભીલ લોકોને ઓળખતા નથી. તમે તો એમની મુગ્ધ સ્થિતિનું કાવ્ય રચી એમનો જ પક્ષ તાણો છો. પણ એ લોકો તો આળસુના સરદાર હોય છે. જે મજૂરી આપીએ તે દારૂમાં ઉડાવી દે છે. એમને ધીરેલાં નાણાં પાછાં આવવાં જ મુશ્કેલ. અને ચોરી કરવામાં એવા તો હોશિયાર કે વાત ન પૂછો. આજે જે સ્થિતિમાં એ લોકો છે એને જ માટે તેઓ લાયક છે.' હું કહું છું કે આ બધું સાચું હોય તોયે તેને માટે આપણે જવાબદાર છીએ. આપણો અન્યાય જ એટલો ભારે છે કે ભીલોને અમુક અમુક દુર્ગુણો કેળવ્યા વગર છૂટકો જ નથી. મનુષ્યસ્વભાવમાં એક જબરદસ્ત જિજીવિષા—જીવવાની વૃત્તિ અને શક્તિ રહેલી છે કે દરેક પરિસ્થિતિમાં તે કંઈક ને કંઈક રસ્તો શોધી કાઢે જ છે. નિરાશ લોકો એદી થાય નહીં તો બીજું શું કરે? રોજ લૂંટાતો માણસ શી આશાએ ઉદ્યમી રહે? એ કંઈ મધમાખ નથી પણ માણસ છે. લૂંટાતો હોય તો ક્યાં તકરાર કરવી એ ભલે ન જાણતો હોય, પણ નિષ્ફળ મહેનત તો ન જ કરવી એટલું એ જાણે છે. અરણ્યસંસ્કૃતિમાં ઊછરેલો એ માણસ આજે આપણા સુધરેલા સમાજમાં પોતાને ગોઠવી શકતો નથી. મોટાં મોટાં સામ્રાજ્યો એક વખતે એનાથી ડરતાં હતાં. આજે સુધરેલા સમાજની જાદુઈ જાળમાં એ એવો ફસાયો છે કે પોતે ક્યાં છે એ જ એ જાણતો નથી. એને ભાગે જ્યાં ત્યાં અથડામણ છે. જેમ વાઘવરુને આપણે દુનિયામાં રહેવું અશક્ય કરી નાખ્યું તેમ આપણે જંગલોનો કબજો લઈ, જંગલોનો નાશ કરી આ બાપડાઓની અરણ્યસંસ્કૃતિ વધારે ને વધારે અશક્ય કરી મૂકી છે. એમની ઈચ્છા હોય કે ન હોય, એમનું હિત એમાં હોય કે ન હોય, આપણી સંસ્કૃતિમાં દાખલ થયા વગર એ લોકોનો હવે છૂટકો નથી. રાનીપરજ મટી ખેતીપરજ થવું એ એમને ભાગે આવ્યું છે. એ ફેરફારમાં આપણે એમને પ્રેમની મદદ કરવાને બદલે, શિકારી લોકો જેમ ભૂંડના ટોળાને ચારે કોરથી હાંકી ધારેલા ખૂણામાં લઈ જાય છે તેમ એ લોકોને હાંકીએ છીએ, અને લાચારીની નિશાળમાં એમને સુધારાના પાઠ આપીએ છીએ. આપણે જાણવું જોઈએ કે લાચારી-ની નિશાળમાં જ્યારે આપણે સુધારાના પાઠો આપીએ છીએ ત્યારે સુધારાનાં ખરાબમાં ખરાબ અંગો જ નવા નિશાળિયા લઈ શકે છે. અમેરિકાની લાલ પ્રજાની બાબતમાં એ જ અનુભવ થયો છે. આફ્રિકાની સીધી પ્રજાની બાબતમાં ગોરાઓને એ જ અનુભવ થતો જાય છે. અને આપણે પણ હજાર દોઢ હજાર વર્ષ થયાં સ્થૂળ કે સૂક્ષ્મ રીતે એ જ અનુભવ લઈએ છીએ.

જેને ગરીબમાં ગરીબ હોવાને કારણે જ વધારેમાં વધારે વ્યાજ આપવું પડે છે તે માણસ ઉડાઉ થાય, આવતી કાલનો વિચાર કરવાની ના પાડે એમાં આશ્ચર્ય તો કાંઈ જ નથી, પણ અજુગતું છે એમ કહેતાં પણ જીભ ઊપડતી નથી. ઈશ્વરના મંગલ દરબારમાં જેની શ્રદ્ધા હોય તે જ આવા વિષમ સંજોગોમાં પોતાનું ચારિત્ર ઠેકાણે રાખી શકે. આપણે એ લોકોને કેવો ધર્મ આપ્યો છે? શાસ્ત્રમાં બતાવેલો અને સંતોએ આચરેલો હિંદુ ધર્મ અત્યંત ઉદાત્ત છે, બધા ધર્મોમાં અગ્રેસર છે, એ ખરું; પણ આ લોકોને ભાગે જે ધર્મજ્ઞાન આવે છે તે શું હિંદુ ધર્મનું ઉદાત્ત ઉજ્જવળ સ્વરૂપ છે? યુરોપના લોકોએ બાહ્ય જીવન યાંત્રિક કરી મૂક્યું તો આપણે ધર્મને યાંત્રિક કરી મૂક્યો. વ્યવહારમાં યંત્રયુગ આવે એ આપત્તિ મોટી, કે ધર્મમાં, ધાર્મિક વિચારોમાં અને ધાર્મિક રિવાજોમાં યંત્રયુગ આવે એ આપત્તિ મોટી, એ વિચારવા જેવું છે. આ લોકોના પૂજાઅર્ચા કરવાના, માનતાઓ રાખવાના અને જાતજાતના સંસ્કારો પાળવાના પ્રકારોમાં શુદ્ધ ધાર્મિકતા કેટલી છે એ આપણે તપાસવું ઘટે છે. ધર્મ એ મુખ્યત્વે હૃદયનો સવાલ છે. કઈ જાતના વિધિઓ મારફતે એ હૃદય વ્યક્ત થાય છે એને હું બહુ મહત્ત્વ નથી આપતો. પછાત ગણાતી કોમોના અનેક વહેમોમાં અને રિવાજોમાં હું અપ્રતિમ કાવ્ય જોઉં છું. પણ એ વસ્તુઓ વહેમ મટી કાવ્ય તરીકે ઓળખાય ત્યારે જ એની માઠી અસર નીકળી જવાની છે. જે જોઈએ છે તેમાં શ્રદ્ધાની શુદ્ધતા છે. પ્રજાની યોગ્યતા એના ભૌતિક સુધારા પરથી આંકવાની નથી હોતી; કેવળ કુદરત પર વિજય મેળવવાની એની ઉત્કંઠા પરથી આંકવાની નથી હોતી; પણ એનું હૃદય કેટલું શુદ્ધ છે અને સંકલ્પ-સામર્થ્ય કેટલું બલવાન છે એના પરથી જ પ્રજાની કિંમત અંકાય છે. આ કસોટી-માંથી જ્યાં આપણે પોતે પસાર થવું મુશ્કેલ છે ત્યાં આ બિચારી બાળક કોમનું પૂછવું જ શું? કેટલીક બાબતોમાં આ બાળક કોમ જ આપણા કરતાં ચડિયાતી છે. પ્રામાણિકતા, નૈસર્ગિક દયાભાવ, આપત્યવાત્સલ્ય અને ઈશ્વરનિષ્ઠામાં જરૂર આ લોકો આપણા કરતાં ચડિયાતા છે. આ લોકોને આપણા સુધારાનો લાભ મળતો નથી અને ત્રાસ બધો વેઠવો પડે છે, તેથી તેઓની આવી દુર્દશા થયેલી છે. લોભી આપણે તેમને પોતાની ઢબે જીવવા અને વધવા દેતા નથી, અને આપણી ઢબની દીક્ષા એમને આપતા નથી. એક જાતનો સૂક્ષ્મ શિકાર આપણે ચલાવીએ છીએ. આપણે આપણા વલણનું એ સ્વરૂપ બરાબર સમજતા નથી તેથી કંઈ એનો ત્રાસ ઓછો નથી થતો.

ભીલોને 'સુધારવાની' એક નિશાળ મેં જોઈ છે. ઠક્કર બાપાના સ્વપ્નામાંયે ન આવે એવો ત્યાંનો અભ્યાસક્રમ છે. અહીં તમે સરકારી બોર્ડિંગો જુઓ છો તેના કરતાં એ નિશાળની બોર્ડિંગની વ્યવસ્થા જુદી જ છે. મુક્તિફોજવાળા અથવા બીજા પાદરીઓ જે જાતનું શિક્ષણ આપે છે તેનાં કરતાં આ નિશાળનું ધાર્મિક શિક્ષણ જુદું અને વધારે અસરકારક છે. આ નિશાળમાં જે ગયો તે વટલાયા વગર રહેતો જ નથી; અને ત્યાંના ધાર્મિક સિદ્ધાંતો ઉપરઉપરથી નહીં પણ હૃદયથી સ્વીકારે

છે. એ નિશાળનો અભ્યાસક્રમ બીજી નિશાળોની પેઠે બધાને માટે સરખો નથી. દરેકની લાયકાત પ્રમાણે—અથવા નસીબ પ્રમાણે કહો તો ચાલે—બેત્રણ મહિનાથી માંડી ચૌદ ચૌદ વરસ સુધી તે ચાલે છે. આપણી કૉલેજોમાં એક વાર પરીક્ષા પાસ કર્યા પછી ફરી વાર એને માટે બેસવાપણું નથી હોતું પણ હું કહું છું એ નિશાળમાં માણસ અનેક વાર જઈ શકે છે અને ફરી ફરી એને એ જ 'કોર્સ' લઈ શકે છે. ત્યાં અધ્યાપકો પાસેથી જેટલું શિખાય છે તેટલું જ, અથવા તેના કરતાં વધારે સહાધ્યાયીઓ પાસેથી મળે છે. આવી અદ્‌ભુત શાળાનું મારું વર્ણન સાંભળી તમને તે નિશાળ જોવાનું મન થાય તો નવાઈ નથી. એ ક્યાં છે, ક્યે રસ્તે ત્યાં જવાય છે, કોઈને એમાં દાખલ કરવા હોય તો અરજી ક્યાં કરવી, દાખલ ફી શી, માસિક શું આપવું પડે છે, વગેરે બધું જાણવા તમે ઈંતેજાર હશો. એ અદ્‌ભુત શાળા એકાદ દિવસ જોવા જઈ તેને બરાબર ન સમજી શકો. કેટલાક પ્રતિષ્ઠિત લોકો ત્રણ ત્રણ મહિને એક પર્વને દિવસે એ શાળા જોવા જાય છે, અને એ શાળા સુધારવાની કેટલીક સૂચનાઓ કરે છે. પણ તેઓ પોતે જ એ શાળા વિશે ઓછું જાણતા હોય છે. એટલે એમની સૂચનાઓ મોટે ભાગે એળે જાય છે. હિંદુસ્તાનની સ્વરાજ્યની લાયકાત તપાસવા માટે જેમ સાઈમન કમિશન બેસે છે, ભદ્ર લોકોની કેળવણી તપાસવા માટે જેમ સૅડલર કમિશન બેસે છે, દેશી રાજાઓના હાલ સુધારવા માટે જેમ બટલર કમિટી બેસે છે, તેમ આ નિશાળની બાબતમાં પણ વખતોવખત કમિશનો બેસે છે. માત્ર ખૂબી એ છે કે એ કમિશનને પરિણામે આપણી આ નિશાળ સુધરતીયે નથી ને બગડતીયે નથી. કેટલાક નિયમોમાં ફેરફાર થાય છે, વિધિઓ બદલાય છે, લેબલો સુધરે છે; પણ સનાતન શાળા એની એ જ ચાલે છે. એના મૂળ સંસ્થાપકોએ એની રચના જ એવી સુંદર કરી છે કે એમાં મહત્ત્વના ફેરફાર થઈ જ ન શકે.

એ નિશાળ હું જાતે જઈને જોઈ આવ્યો છું. ત્યાંના ભીલ નિશાળિયાઓ સાથે મેં અનેક વાર વાતો કરી છે. અને ત્યાંની કાર્યપદ્ધતિ એક વરસ સુધી લાગલાગટ તપાસીને હું પ્રમાણપત્ર આપી શકું છું કે આ એક જ નિશાળ એવી છે જેમાં ધારેલાં પરિણામ બરાબર આણી શકાયાં છે. મારા જેવા કેળવણીકાર પાસેથી આવું પ્રમાણપત્ર બીજી કોઈ સંસ્થા મેળવી શકે એમ હું માનતો નથી.

હું માનું છું કે વગર કહ્યે એ સંસ્થાનું નામ આપ કળી ગયા હશો. એ સંસ્થાનો પ્રવેશવિધિ જરા લાંબો છે. પણ સમાજના ઘણા લોકો સીધી કે આડકતરી રીતે એ જાણે જ છે. મેં જોયેલી સંસ્થા તે બ્રિટિશ સરકારે સ્થાપેલી અને તિલક, વિજાપુરકર તથા ગાંધીજી જેવાઓએ પુનિત કરેલી સાબરમતીની સેંટ્રલ જેલ છે. એનો પ્રવેશવિધિ અહીં દાહોદમાં જ થઈ શકે છે, જેઓ લાંબો 'કોર્સ' લે છે તેમને ગોધરે જઈ પ્રવેશ મેળવવો પડે છે. વિદ્યાર્થીઓ પ્રવેશની બાબતમાં નિરાશ ન થાય એટલા માટે દયાળુ સરકારી વકીલો પોતાની બધી લાગવગ વાપરે છે. જેમ વિદ્યાર્થીઓ ખોળવા માટે ઠક્કર બાપા અને મામા સાહેબ ફરે છે તેમ આ કેળવણીના

હિમાયતી પોલીસ લોકો આ નિશાળમાં વિદ્યાર્થીઓની ભરતી કરવા માટે ચોમેર ફરે છે. મામા સાહેબ અને ઠક્કર બાપા સંકુચિત હૃદયના લોકો! ગોધરામાં મામા ભીલોને લે નહીં, અને અહીં ઠક્કર બાપા ઢેડચમારોને લે નહીં. પણ પેલી નિશાળમાં દાહોદના અને ડાંગના ભીલો જ નહીં પણ નટ લોકો પણ આવી શકે છે. એ નટ લોકોની સંખ્યા પેલી નિશાળમાં એટલી બધી વધી પડી છે કે જાણે નિશાળ એમને માટે જ કાઢી હોય એમ લાગે છે.

રૂપકને જવા દઈએ. એ કરુણ કહાણી રૂપકનો અલંકાર ઝાઝો સહન ન કરી શકે. આપણો આધુનિક સુધારો આ બિચારી રાનીપરજને ખેંચીખેંચીને જેલમાં લઈ જાય છે અને ત્યાં તેમને બધી આધુનિક કેળવણી આપે છે. ત્યાં તૈયાર થયેલા ભીલો એક વિશિષ્ટ સંસ્કૃતિના મિશનરીઓ બનીને સમાજમાં વિચરે છે. જરા પણ કચાશ રહી જાય તો એક વાર આવેલો ભીલ ફરી ફરી આવવાનો જ.

એ જેલના ભીલો સાથે કલાકોના કલાકો વાતો કરીને એમના જીવનનાં અનેક સુખદુઃખો હું જાણી શક્યો છું. એમની ચિંતા, એમનો ભૂખમરો, એમના રાગદ્વેષ, અને વેરઝેર જાણે જુદી જ દુનિયામાં હોય એમ આપણને લાગે છે. શિકારીઓથી હેરાન થયેલાં જાનવરો જેમ માંહોમાંહે મૂક વાતો કરે અથવા છૂપી પોલીસના વહેમના ભોગ થઈ પડેલા ક્રાંતિવાદી ગણાતા નવજુવાનો જેમ વિકૃત મનોદશા અનુભવે તેવી આ લોકોની સ્થિતિ દેખાતી હતી. અને દુઃખની વાત એ કે પોતાનો બચાવ કરવાના જેટલા ઉપાયો એમના બાલક મગજમાં સ્ફુરે તે એમને વધુ ને વધુ જ ખાડામાં નાખનારા હોય છે. જેલના કેદીઓ સાધારણ રીતે પોતે કરેલા ગુનાઓ બીજા કેદીઓથી છાના રાખતા નથી. કેદીઓમાં એકબીજાનો વિશ્વાસઘાત કરવાની વૃત્તિ બહારના લોકો કરતાં ઓછી હોય છે. એટલે આ ભીલો જ્યારે પોતે કરેલી ચોરીઓ વગેરે અને તેનાં કારણોનું વર્ણન વિગતવાર કરતા ત્યારે એમની સાથે એટલો બધો સમભાવ ઉત્પન્ન થતો કે કલ્પનામાં જાણે એમનો સાથી થઈને હું પણ એમની જોડે બાળબચ્ચાંની ભૂખ ભાંગવા બેચાર શેર અનાજ ચોરવા ઊપડતો હોઉં એવી જ લાગણી થતી. મહાયુદ્ધમાં શત્રુને માત કરવામાં, જાતજાતના છળ-પ્રપંચ રચવામાં જો નીચતા ન હોય, બહાદુરી જ હોય તો ભૂખમરા સામે સતત અને અખંડ યુદ્ધ ચલાવતી વખતે લાચાર થઈને લેવાયેલાં પગલાં એથી ઊતરતાં શા માટે ગણવાં એનાં કારણો હું હજી શોધી શક્યો નથી. અહિંસાનો એકાદ પ્રયોગ ક્ષણને માટે નિષ્ફળ ગયો દેખાય ત્યારે ગાંધીજી જેમ પોતાની તપસ્યા વધારે ને વધારે ઉગ્ર કરી મૂકે છે, તેમ આપણે આ રાનીપરજમાં જેમ જેમ વધારે દોષો જોઈએ તેમ તેમ સમભાવપૂર્વક એમને અપનાવીને, જીવનયાત્રામાં એમના ભોમિયા થઈને અને સ્વાશ્રયી કેળવણી આપવામાં એમના મોટાભાઈ થઈને આપણે પરમાત્માને રાજી કરવા જોઈએ.

૧–૪–'૨૮

# ભીલોનાં દર્શન

શહેરી સંસ્કૃતિની અને રાની સંસ્કૃતિની સરહદ ઉપર રહેનાર ભીલોની સેવા શી રીતે થાય છે એ જોવાની ઉત્કંઠા ઘણાં વરસોથી હતી. જેલમાં જોયેલા ભીલો પરથી એ પ્રજા અધ્યયનની દૃષ્ટિએ બહુ જ આકર્ષક લાગી હતી. પણ આપણે કંઈ પાશ્ચાત્ય નૃવંશશાસ્ત્રીની પેઠે તટસ્થભાવે આવું અધ્યયન ન જ કરી શકીએ. ભીલો તે આપણા ભાઈ; કેટલીક બાબતોમાં આપણી રહેણીકરણીના દોષોથી મુક્ત, અને કેટલીક બાબતોમાં આપણી રહેણીકરણીના દોષોના ભોગ થઈ પડેલા. એમને વિશે હું જેટલું જાણતો હતો તે પરથી એક ભાષણ તૈયાર કરેલું, તે ગયા 'નવજીવન'-માં આવી ગયું છે. દાહોદ જઈને ત્યાંની સ્થિતિ જોયા પછી એ ભાષણ વાંચવા કરતાં સ્વતંત્ર સ્ફૂર્તિથી બોલવું ઠીક એમ જ લાગ્યું. એટલે 'નવજીવન'માં આપેલું ભાષણ ઉત્સવ પ્રસંગે આપેલું નહીં, પણ આપવા ધારેલું ગણાવું જોઈએ.

દાહોદનો પ્રદેશ ગુજરાત જેવો લાગતો જ નથી. ત્યાંના ભીલો ડાંગના ભીલો કરતાં સુધરેલા દેખાય છે. બધા જ ખેતી કરે છે. ખેતીને લીધે આવતી સંસ્કારિતા અને ધીરજ પણ એમની આંખમાં દેખાય છે. રાની ભીલને હંમેશાં કુદરત સામે લડવાનું હોય છે. અહીંના ભીલને કુદરત કરતાં સુધરેલી મનુષ્યજાતિ સામે પોતાનો બચાવ કરવો એ જ સવાલ હોય એમ લાગે છે. સુધરેલી દુનિયાને એ હજી સમજી શક્યો નથી. દિલ્લી દરબારમાં સયાજીરાવ જેવો રાજપુરુષ મૂંઝાય તો પ્રપંચવાળી આધુનિક રાજવ્યવસ્થા અને પીઢ સમાજબંધારણની અંદર આરણ્યક ભીલ મૂંઝાય તેમાં આશ્ચર્ય શું? સરકારી અમલદારો, શાહુકારો, કલાલો અને અજ્ઞાન પ્રજાની ધર્મભીરુતાનો લાભ લઈ માતેલા બડવાભોપાઓ – ચારે વર્ગ એ ભીલને સુખેથી રહેવા કે પોતાની ઢબે જીવવા દેતા નથી. 'ભીલનો બેલી કોઈ નથી. એક રામબાબાને ભરોસે રહીએ છીએ,' એ એક અનુભવવૃદ્ધ ભીલનું વચન જ્યારે સાંભળ્યું ત્યારે આપણી ગુનેગારીનો ખ્યાલ દૃષ્ટિ આગળ પૂરેપૂરો પ્રગટ થયો.

એ રામબાબાને શરણ જવાનો સીધો સાદો હૃદયમાર્ગ પણ બિચારાઓ માટે રહ્યો નથી. અજ્ઞાન અને બીકણ લોકો ઈશ્વરની ઉપાસના પણ ગૂઢ અને ભીષણ શક્તિ તરીકે જ કરે છે. ન્યાય અને પ્રેમને પૂજવાને બદલે તેઓ મન્યુ (કોપ) પ્રતિશોધ અને સામર્થ્યને જ પૂજે છે.

'સુખદેવ જેવા તમારા સેવકો અહીં હોવા છતાં તમે અમલદારોની ખુશામત કરવા કેમ દોડો છો?' એ સવાલના જવાબમાં એક ડોસાએ કહ્યું, 'ગમે તેવા હોય તોય એ અમારા અમલદાર ખરા ને! તમે તો અમારા માસ્તર કહેવાઓ.' એ ડોસાના કેટલાયે છોકરા વગર ગુને જેલ ગયેલા હતા એમ મેં સાંભળ્યું. એ જો શિવ અને શક્તિનો વિરોધ કલ્પે તો તેમાં શું આશ્ચર્ય?

ભીલોના એક બાહોશ આગેવાને કહ્યું, 'અમારા લોકો જો ચોરી અને હરો (સુરા) છોડે તો અમને કશો ભો નથી. પણ એ કેમ બને?'

'પણ એ કેમ બને?' એ વાક્યમાં હું તો માણસજાતની નબળાઈ કરતાં સુધરેલી સરકાર અને ઉજળિયાત કોમોનું તહોમતનામું જોતો હતો.

એવા લોકોને આધુનિક કેળવણી આપીને આપણે ક્યાં લઈ જવા માગીએ છીએ? ખેતરનો એક ખૂણો પાકે તોયે ભીલ પોતાનું નભાવી લે. આપણે એને દાહોદમાં હમણાં હમણાં ઊભા કરેલા રેલવેના વર્કશૉપમાં તો નથી મોકલતા ને? જ્ઞાન, સંતોષ અને તેજસ્વિતા એ ત્રણથી ભીલોનો ઉદ્ધાર થવાનો છે. સંતોષને બદલે હરીફાઈ, તેજસ્વિતાને બદલે તોફાન, અને જ્ઞાનને બદલે લુચ્ચાઈ જો એ કેળવે, અને કારખાનામાંથી પીઠામાં અને પીઠામાંથી કોરટમાં, એવી જો એની પ્રગતિ થવાની હોય તો આપણે એનું ભલું કર્યું ન કહેવાય. દાહોદથી દશ માઈલ પર ભીલોનાં જેવાં ઝૂંપડાં મેં જોયાં તેવાં ખંડેરો આબુને રસ્તે પણ નહોતાં; છતાં એ ભાંગી ગયેલાં ભીલઘરોમાં આતિથ્ય, ઈશ્વરનિષ્ઠા અને લોકજીવનમાં કેળવાયેલી પ્રાચીન કળા હજીયે અબાધિત દેખાતાં હતાં.

આજની હરીફાઈની સંસ્કૃતિ જંગલના લોકોને ગામડાંમાં લઈ જાય છે, ગામડાંના લોકોને શહેરમાં, શહેરીઓને મુંબઈમાં અને મુંબઈગરાને વિલાયતમાં. સંપત્તિ, બુદ્ધિ અને વ્યવસ્થાશક્તિ ત્રણેનો આ પ્રવાહ સવેળા અટકાવીએ અને સવળે રસ્તે વાળીએ ત્યારે જ ગરીબ પ્રજાનું દુઃખ મટે. ભાઈશ્રી શ્રીકાંત જેવા મુંબઈ છોડી અહીં ગામડાંમાં આવીને વસ્યા છે, ઠક્કર બાપા દેશી રાજ્યની સેવા છોડી, પૂના-મુંબઈનું કાર્ય છોડી અહીં આવીને રહ્યા છે, એ જ એક મોટું શુભ લક્ષણ છે. એ સૂચવે છે કે સંતોષવાળી સંસ્કૃતિ એદી નથી, પણ ઉત્સાહી અને પરોપકારી છે. એ જ સંસ્કૃતિનો લાભ આપણાં અહીંના ભાઈભાંડુને મળવો જોઈએ.

ખાદી અને ગાંધી ટોપીમાં આ લોકો ભ્રાતૃભાવ જોતા થયા છે. આપણે હવે ધીમે ધીમે એમને ખાદીની દીક્ષા આપવી જોઈએ.

* * *

સુધરેલા સમાજમાં પુરુષ જ કેળવણી લેતા આવ્યા છે. તેથી સ્ત્રીપુરુષ વચ્ચે અંતર વધ્યું છે અને વધતું જાય છે. ભીલ જેવી પછાત ગણાતી કોમોમાં સ્ત્રી અને પુરુષ બંનેની મનોભૂમિકા સમાન છે. જ્ઞાન, અજ્ઞાન, કાર્યકુશળતા, વહેમો, બાહોશી બધી બાબતમાં તેઓ સમાન છે. આપણા કાર્યને લીધે, આપણી ઉજળિયાત કેળવણીને લીધે જો સ્ત્રીપુરુષ વચ્ચે અસમાનતા ઉત્પન્ન થાય તો જ્યાં નથી ત્યાં એક ભયાનક દોષ દાખલ કર્યા જેવું થશે.

ભગવાન આ અસહાય બાલજાતિનું રક્ષણ કરે.

# ભવિષ્યની દૃષ્ટિએ

ભીલોનું જીવન જુદું અને આપણી રીઢી કોમોનું જીવન જુદું એમ આપણે ઇચ્છીએ તોયે રાખી શકવાના નથી. ભીલોને જો આપણા જીવનમાં પ્રવેશ નહીં કરાવીએ તો એ બાળપ્રજા નાશ પામશે. એટલે બનતી ઉતાવળે એમને બરાબર કેળવી અને જીવનવિકાસની અનુકૂળતા કરી આપી આપણે એમને ઘણે અંશે આપણા જેવા કરવા રહ્યા.

છતાં આપણે એ ભૂલી ન જઈએ કે કેટલીક બાબતોમાં ભીલોનું જીવન આપણા કરતાં વધારે સારું છે એટલું જ નહીં પણ ઉન્નત પણ છે. દૂરથી જોઈને એમને વિશે જે અભિપ્રાય બાંધીએ છીએ તે સર્વાંશે સાચો નથી હોતો. સુધારાની ધગશથી એમના જીવનમાં જ્યારે આપણે ધારેલો ફેરફાર કરવા મથીએ છીએ ત્યારે નજીક આવતાં છતાં આપણને એમના જીવનનો ખરો ખ્યાલ નથી આવતો.

ભીલ લોકોના જીવનમાં કેટલીક વિશેષતા રહેલી છે. એમનો કુદરત પ્રત્યેનો પ્રેમ આપણી કાવ્યરસિકતા જેટલો છીછરો નથી હોતો. માછલાને પાણીની જેટલી આવશ્યકતા છે એટલી જ આવશ્યકતા ભીલોને માટે કુદરતી મોકળાશની છે.

સામાજિક સુધારાના આપણા કેટલાક ઉચ્ચમાં ઉચ્ચ આદર્શ તો ભીલ જાતિએ પોતાના જીવનમાં પહેલેથી જ ઉતારેલા છે. અમુક સામાજિક શક્તિ એમનામાં સુપ્તરૂપે પડેલી છે. સ્વાભાવિક પરિસ્થિતિમાં ભીલ નિખાલસ, દિલદાર અને પ્રેમાળ હોય છે. એની મોટામાં મોટી મુશ્કેલી એ છે કે રીઢા સમાજમાં એને ભળતાં આવડતું નથી. રીઢા સમાજને એ સમજી શકતો નથી. બની શકે તો એ આપણા સમાજને ટાળવા ઇંતેજાર હોય છે પણ જીવનકલહમાં એ બિચારો આપણી જીવન-પદ્ધતિની અથડામણમાં આવ્યા વગર રહેતો નથી. બચી જવા માટે જે ઉપાય એ યોજે છે તે આપણી જીવનપદ્ધતિમાં ભળતા ન હોવાથી એ વધારે મૂંઝાય છે. એટલે ભીલની કેળવણીમાં મુખ્ય અંશ તો આપણી જીવનપદ્ધતિ સાથે એનો ઉત્તમ પરિચય કરાવવો એ છે.

છતાં આમ કરવામાં આપણે એક રીતે ઈશ્વરનો ગુનો કરીએ છીએ એ ભૂલી ન જઈએ. ઈશ્વરે ભીલસંસ્કૃતિને પોતાની રચનામાં સ્થાન આપ્યું. એ સંસ્કૃતિને રહેવા દેવા જેટલી નિસ્પૃહ તટસ્થતા આપણામાં નથી, એટલે એને વટલાવ્યે જ છૂટકો. ભીલોને આપણા જેવા કરીને જ આપણે રહેવા દઈશું; એમને સુખી પણ કરીશું; ભીલ વ્યક્તિઓ પ્રત્યે આપણો દયાભાવ ખીલશે; છતાં ભૂલીએ નહીં કે ભીલસંસ્કૃતિનો તો આપણે નાશ જ કરવા બેઠા છીએ.

સાચા સમાજ સુધારકની દીર્ઘદૃષ્ટિ આપણામાં જો હોય તો આપણે ભીલ-સંસ્કૃતિનાં ઊંડાં પ્રાણતત્ત્વોનો નાશ નહીં કરીએ. આજથી જ એનો સૂક્ષ્મ વિચાર

કરી એ તત્ત્વો બચાવવાનો અને ભવિષ્યના વધારે સારા જમાના સુધી ટકાવવાનો પ્રયત્ન કરીશું.

ભીલ લોકોનું જીવન તપાસતાં એમનું જીવનતત્ત્વ, એમનો જીવનરસ એમનાં સંગીત અને નૃત્યમાં રહેલો હોય એમ લાગે છે. ભીલને એના સંગીત અને નૃત્યમાં કેટલો આનંદ આવે છે એ આપણે જોઈ શકીએ છીએ, પણ નૃત્યસંગીતમાં એને કઈ જાતનું સુખ થાય છે એ આપણે સમજી શકતા નથી. કોઈ ભીલ બાળક મોટું ઢોલકું ગળામાં બાંધી કલાકોના કલાક સુધી એકલોએકલો ગાતો ને નાચતો રહે એ દૃશ્ય પાછળ રહેલો એનો જીવનાનંદ આપણે સમજીએ છીએ એમ ન કહી શકાય. આપણો સંગીતનો સ્વાદ જીવનનો ખોરાક નથી પણ કેવળ મસાલા જેવો છે. આપણે એમની ભાવના સમજતા નથી એટલે એને જંગલી કહી મગજમાંથી કાઢી નાખીએ છીએ.

અંગ્રેજ લોકોએ સંસ્કૃત ભાષા અને સાહિત્યની શોધ કરી તે પહેલાં તેમને માટે આખી સંસ્કૃત-સંસ્કૃતિ હસ્તીમાં જ નહોતી. વિચિત્ર લોકોના વિચિત્ર વહેમોથી ભરેલું આ કાંઈક જંગલી સાહિત્ય છે એમ માનીને તેઓ ચાલતા હતા. જેમ જેમ તેમણે સંસ્કૃતનો અભ્યાસ કરવા માંડયો તેમ તેમ એમણે જોઈ લીધું કે મનુષ્ય-જીવનની આખી સમૃદ્ધિ એમાં રહેલી છે, એટલું જ નહીં પણ ભારતીય સંસ્કૃતિ એટલી તો વિશાળ, ઊંડી અને સ્વતંત્ર છે, કે હવે પછી ભારતીય નજરે જીવન નિહાળી-તપાસી મનુષ્યજાતની યાત્રાની દિશા ફેરવવી પડશે.

ભીલ જેવી પછાત ગણાતી જાતિમાં જે નૃત્યસંગીત રહેલાં છે એની રસિકતા, એનો આનંદ અને એની પુષ્ટિ જે દિવસે આપણે જાણીશું તે દિવસે વખતે આપણને થશે કે આ વસ્તુ તદ્દન સ્વતંત્ર અને ભાવવાહી છે; એ વસ્તુ એમના જીવનમાં રહેવા ન દઈએ તો એમનું જીવન એટલા પ્રમાણમાં ઊણું અથવા દરિદ્રી ગણાય.

આજે આપણે એ બધું સમજી શકતા નથી એટલા માટે આપણું ઓછામાં ઓછું એટલું કર્તવ્ય છે કે એ નૃત્યસંગીતને આપણે મરવા ન દઈએ; એને ટકાવવા માટે જેટલી અનુકૂળતા કરી આપવી ઘટે તેટલી જરૂર કરીએ. ભીલોને રીઢા જીવનમાં વટલાવતા પહેલાં એમનું આ વૈશિષ્ટય ટકે એટલી કાળજી આપણે રાખવી જોઈએ. ભારતીય જીવનદૃષ્ટિની અસર જેમ ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ પર થવા લાગી છે તેમ ભીલોના જીવન-રસની કોક વખતે આપણા પર થાય પણ ખરી. એ જાતિ આજે બાળકદશામાં છે. દુનિયાની પ્રતિભાશાળી વ્યક્તિઓ એમની બાળક-દશામાં ઘણી વાર અસહાય અને અણઘડ જેવી લાગે છે. એ અણઘડ સ્થિતિમાં જ પ્રતિભાનો વિકાસ શક્ય હોય છે. એવી જ રીતે ભીલજીવનના અણઘડપણામાં આપણી સંસ્કૃતિને તદ્દન સ્વતંત્ર અને અકલ્પિત ઓપ આપવાની શક્તિ વખતે હોય. આપણે સંસ્કારી છીએ, પણ તેથી જ કંઈક અંશે ક્ષીણવીર્ય પણ છીએ. જંગલી કોમો પાસે આપણા સંસ્કારો ન હોય. પણ આખા જીવન ...

નજરે જોવાની વૃત્તિ અને શક્તિ હોઈ શકે છે. અને પ્રાણશક્તિ વપરાઈ ન ગયેલી હોવાથી જ્યારે એ ચડવાનો પ્રયત્ન કરશે ત્યારે હનુમાનની પેઠે મોટાં મોટાં ઉડ્ડયનો દુનિયાને બતાવે તો તેમાં આશ્ચર્ય શું? ખાણમાંથી નીકળતા કાળામેશ કોલસામાં કેટલી અગ્નિશક્તિ રહેલી છે એ જ્યાં સુધી આપણે જાણતા ન હતા ત્યાં સુધી એની આપણે કેટલી કદર કરી હોત?

ભીલ લોકોના સંગીત અને નૃત્યમાં જે તાલ રહેલો છે તેની શરીરના વ્યાપાર પર અને જ્ઞાનતંતુઓ પર અસાધારણ અસર થાય છે એ આપણે જાણીએ છીએ. પ્રાણાયામ દ્વારા જેમ માણસ વજ્રકાય બની શકે છે તેમ વિશિષ્ટ જાતના સંગીતથી અને તાલબદ્ધ હાવભાવથી સામાન્ય શરીરમાંથી અસામાન્ય કામ કઢાવવું શક્ય છે, એટલું સ્વીકારતાં મુશ્કેલી ન પડવી જોઈએ. પણ એ શક્તિ કઈ દિશામાં ખીલશે એ આજે આપણે કહી શકતા નથી. સંગીતનૃત્યનો દાખલો કેવળ નમૂના તરીકે અહીં લીધો છે. ભીલોનું જીવન અને એમનો જીવનરસ આપણે ખૂબ આદરપૂર્વક તપાસવાં જોઈએ, અને એમાં ભારે ફેરફાર કરતાં પહેલાં સરજનહાર જીવનસ્વામીથી બીને, એની રચના અને યોજનાની ગૂઢતા ધ્યાનમાં રાખીને આપણે ચાલીએ એ જરૂરનું છે.

૮-૧૧-'૩૧

## કારીગરવર્ણ

શું આજે આપણે કહી શકીએ કે હિંદુસ્તાનમાં વર્ણવ્યવસ્થા મોજૂદ છે? ખાનપાનના નિયમો અને વિવાહની મર્યાદાઓ એ બેની બહાર વર્ણનો કોઈ વિચાર જ કરતું નથી. સામાજિક જીવનનો વિચાર મોટે ભાગે ઉજળિયાત લોકો જ કરે છે, અને તે પણ પોતાપૂરતો જ, પોતાની પ્રતિષ્ઠા પૂરતો જ.

ગીતામાં ભગવાન કહે છે, ગુણ અને કર્મ પ્રમાણે મેં વર્ણવ્યવસ્થા રચી છે. અહીં કર્મ એટલે આજીવિકાનો ધંધો, અને ગુણ એટલે સામાજિક રહેણીકરણીનો આદર્શ. માણસ પોતાના વર્ણ પ્રમાણે પોતાની રહેણીકરણી રાખે અને પોતાના વર્ણને ઉચિત એવો આજીવિકાનો ધંધો ચલાવે તો વર્ણવ્યવસ્થા છે એમ કહી શકાય.

* * *

જુદી જુદી નાતોવાળાઓ હજી નાતોની પરિષદો ભરે છે, ઠરાવો કરે છે, અને નાતની બોર્ડિંગો તથા માસિકો ચલાવે છે, પણ એની પાછળ વિચારબળ વપરાય છે એવો અનુભવ છે ખરો? સુધારાના કેટલાક સર્વમાન્ય ઠરાવો બધા પસાર કરે છે, દેશમાં બધે ચાલતી અમુક કેળવણીની સગવડો નાતવાળાઓને મળે એવી ગોઠવણો કરે છે, અને સદ્ભાગ્યે કોઈએ નાતની નિંદા કરી હોય તો લાગણી

ઉશ્કેરાવાની એ તક લઈને નિષેધના ઠરાવો પસાર કરે છે. પણ કોઈ પણ નાત પોતાની નાતના ખાસ ધંધા પરત્વે વિશેષ કેળવણીનો વિચાર કરતી જ નથી. નાત પરત્વે ક્યા ગુણો ખાસ કેળવવા જોઈએ, કયાં કર્મો વિકસાવવાં જોઈએ, પોતાના ધંધાનાં સાધનો વધારે સારાં કેમ કરવાં, પોતાના ધંધા સાથે સંબંધ ધરાવતી બીજી નાતો સાથે સહકાર કેમ કરવો, એનો વિચાર નાતવાળાઓએ ભેગા થઈને કર્યો હોય એવું જાણવામાં નથી. એક સુતારની જ નાત લઈએ. સુતારનો ધંધો અનાદિ કાળથી ચાલતો આવેલો છે; પડી ભાંગ્યો નથી; ઊલટો વધતો જ જાય છે. એ ધંધામાં વપરાતાં ઓજારો કેમ સુધારવાં એનો વિચાર કરવા સુતાર કોમ કે'દી ભેગી થઈ છે? વિલાયતથી, જર્મનીથી કે અમેરિકાથી નવાં નવાં ઓજારો આવે છે. એની પાછળ વપરાયેલી બુદ્ધિ અને કલ્પના જોઈ તે યોજનાર વિશે મનમાં આદરભાવ પેદા થાય છે. એ દેશોમાં સુતારીના ધંધા વિશે કેટલાંયે પુસ્તકો અને માસિકો નીકળે છે. દેશની આજની પરિસ્થિતિમાં સુતારોના ધંધામાં તરત ક્યો સુધારો થઈ શકે એનો કોણે વિચાર કર્યો છે? પોતાનો ધંધો છોડી વકીલ, ડાક્ટર કે માસ્તર થનારા સુતારો આપણને જરૂર મળે છે. નાત તરફથી એમને અભિનંદન પણ આપવામાં આવે છે. કેટલાક ઈજનેર પણ થતા હશે. છતાં હજારો ને લાખો સુતારોનો ચાલતો ધંધો બદલ્યા વગર કેમ સુધારવો એનો વિચાર જ કરવાની જરૂર નથી શું?

કમાણી વધારવાની આ વાત થઈ. એ જવા દઈએ તો જેટલી કમાણી થાય છે તેનો ઘરખર્ચમાં કેમ ઉપયોગ કરવો એનું શાસ્ત્ર હજી એમણે ઘડી કાઢ્યું નથી. સુતારોની પરિષદ સર્વસામાન્ય સુતારની આવક કેટલી હોય છે, એનું વરસનું બજેટ કેવું હોય છે, એમાં ક્યો ખર્ચ નકામો છે, કઈ દિશાએ વધારે ખર્ચ કરવાની જરૂર છે, એનો વિચાર કેમ ન કરે? વણકરોનાં ઘરમાં પુરુષો તેમ જ સ્ત્રીઓ સાથે કામ કરે છે, તેથી વણકરને એની સ્ત્રી સહાયરૂપ છે. છીપાનું પણ એવું જ છે. સુતારની સ્ત્રી સુતારને તેના ધંધામાં મદદ કરતી હોય એવું ક્યાંય જોવામાં આવતું નથી. કાંતણવણાટનું કામ આખી પ્રજા માટે છે એ સિદ્ધાંત સ્વીકારીએ તો સુતારના ઘરની સ્ત્રીઓ કાંતણપીંજણમાં અને વણાટમાં સાળવીની સ્ત્રીઓ જેટલી જ મશગૂલ જોવામાં આવવી જોઈએ. જૂની એક કહેવતમાં કહ્યું છે કે આખી સ્ત્રી સાળવીની, અર્ધી માળીની, ને પૂરી બોજારૂપ બ્રાહ્મણની. એવી સ્થિતિ હમેશને માટે શા સારુ હોવી જોઈએ?

ધંધાદાર લોકો પોતાના છોકરાઓને સરકારી કેળવણી આપવાને હમેશ નારાજ હોય છે, અથવા અત્યાર સુધી હતા. કેમ કે ભણેલો છોકરો ઘરનો ધંધો કરવાનું નામ લેતો નથી; વધારે ખરચાળ બને છે, અને કમાણીની દૃષ્ટિએ મોટે ભાગે અપંગ નીવડે છે. એ અનુભવની દૃષ્ટિ સાચી નથી એમ કોણ કહી શકે? પણ એના બદલામાં બીજી સારી, ધંધાને ઉપયોગી એવી કેળવણી આપવાનો પ્રબંધ કેમ નથી થતા? સુતારના છોકરાને પોતાના ધંધાની કેળવણી પોતાના ઘરમાં જ મળે એ

સ્વાભાવિક છે. પણ એ ધંધામાં પ્રગતિ કરવા જેટલી કેળવણી માબાપ ક્યાં આપી શકે છે? એ ધંધો કમાણીનો હોવા છતાં વધતો જ નથી. ઘણી વસ્તુઓ પરદેશથી આવે છે. ઓજારો તો શું? ઓજારોના હાથા પણ પરદેશથી આવે છે. આપણી કારીગરી દહાડે દહાડે નષ્ટ થતી જાય છે. એનો કોઈ જ વિચાર કેમ નથી કરતું?

અને વ્યાપક દૃષ્ટિ રાખી એકલી સુતાર કોમનું જ નહીં પણ આખા દેશનું હિત શામાં રહેલું છે એનો વિચાર કરનાર સુતારો કેમ નથી નીકળતા? વકીલ, ડાકટર અને શિક્ષક એ ત્રણ વર્ગમાં જ મોટે ભાગે સમાજહિતનો વિચાર કેમ ચાલે છે? બ્રાહ્મણ વાણિયા આદિ ઉજળિયાત વર્ગના લોકો સુથારીનો ધંધો શીખતા આપણે જોઈએ છીએ, પણ ધર્મશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને વ્યવસ્થા-શાસ્ત્રમાં પારંગત એવા સુતાર કોમના લોકો કેટલા છે?

* * *

રાષ્ટ્રીય કેળવણીમાં ઉદ્યોગહુન્નરને પ્રધાનપદ હોવું જોઈએ, એ સિદ્ધાંતનો સ્વીકાર થતાંવેંત કડિયા સુતાર આદિ કોમના યુવાનોએ રાષ્ટ્રીયતા, કેળવણી, ઉદ્યોગહુન્નર વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરી તેમાં પોતાનો ફાળો આપવા, અને બની શકે તો વ્યાપક દૃષ્ટિ કેળવી રાષ્ટ્રીય કેળવણીનાં સૂત્રો પોતાના હાથમાં લેવા દોડી આવવું જોઈતું હતું. અન્ય દેશોમાં કારીગર લોકોએ દેશની આગેવાની કરી છે, જુલમ સામે ક્રાંતિ કરી છે, અને મોટી મોટી કેળવણીની સંસ્થાઓ સ્થાપન કરી છે. દુકાનદારો એક જાતનું અર્થશાસ્ત્ર કેળવે તો ખેડૂતોએ બીજી જાતનું કેળ-વવું જોઈએ, અને કારીગરોએ વળી ત્રીજી જાતનું. પણ આપણા યુવાનો તો અર્થ-શાસ્ત્ર લે કાં તો માર્શલ પાસેથી, અથવા લિસ્ટ પાસેથી, અથવા કાર્લ માર્ક્સ પાસેથી. આપણું આખું રાષ્ટ્રીય જીવન ઉછીના વિચારો, ઉછીની લાગણીઓ અને ઉછીની યોજનાઓ પર રચાયેલું છે. અને ગાંધીજી જેવા જો સ્વદેશી મૌલિક યોજના રજૂ કરે તો તેના પર ઘણાનો વિશ્વાસ બેસતો નથી. આ દારિદ્ર્ય ટળે નહીં ત્યાં સુધી આપણામાં આત્મવિશ્વાસ દૃઢ થવાનો નથી.

* * *

આપણે પ્રજાસંગઠન કરવાનો વિચાર કરીએ છીએ. વકીલી, ડાકટરી, કારકુની અને મહેતાગીરી કરનાર ઉજળિયાત લોકોને આપણે કાંઈક સંગઠિત કરી શક્યા છીએ. વેપાર કરનારાઓ પણ ઓછેવત્તે અંશે સંગઠિત થયા છે. બીજે છેડે ગામડાંના ખેડૂતોને, મિલના મજૂરોને અને જંગલના ભીલોને કેળવવાની અને સંગઠિત કરવાની પ્રવૃત્તિ આપણે આદરી છે. પણ આ બે વચ્ચે રહેલા વિશાળ કારીગરવર્ગનું શું? એમને કેળવવા અને સંગઠિત કરવા માટે દાન માગવા જવાની જરૂર નથી. એ વર્ગ કમાતો છે, વિવિધ છે, સ્વતંત્ર છે, ઘણે અંશે સંસ્કારી છે. એ જો બરાબર કેળવાય અને સંગઠિત થાય તો આ ચાલતી ક્રાંતિમાં એ ભારે ભાગ ભજવી શકે એમ છે. કારીગરવર્ગ શહેરમાં પણ ફેલાયેલો છે ને ગામડાંમાં પણ ફેલાયેલો છે. કારકુની,

વેપાર અથવા મિલની નોકરી એટલો જ આદર્શ કારીગરોના હજારો યુવાનો આગળ ન રખાવો જોઈએ. એમાં એમનો તેજોવધ છે, અને તે તે ન્યાતોનો હ્રાસ છે. કારકુની અને નોકરીમાં જેને જવું હોય તે ભલે જાય. તેઓ પોતાના વ્યક્તિગત સવાલોનો ઉકેલ આણશે, પણ તેમના જીવનથી તેમની નાતોનો ઉદ્ધાર થવાનો નથી.

કારીગર એ એક સ્વતંત્ર વર્ણ છે. ધંધા પરત્વે એની અનેક નાતો ભલે પડી હોય, પણ બધા કારીગરોનું જીવન એક જ ઢબનું હોય છે. કારીગરવર્ગની ઉન્નતિ તેઓ ધારે તો સહેલાઈથી થઈ શકે એમ છે. પણ આખા વર્ગના વિકાસનો વિચાર થવો જોઈએ, ને તે પણ રાષ્ટ્રીય વિકાસની દૃષ્ટિએ. સરકારી પ્રેરણાથી એક અથવા વધારે કલાભવનો અને 'પૉલિટેકનિક' ખૂલવાથી આ કામ થવાનું નથી. એ રસ્તે અમુક કુટુંબો સુખી થશે, કેટલાક રાજનિષ્ઠો પેદા થશે, અને તેઓ પોતાના સ્વાર્થ ખાતર કોમને સ્વમાનહાનિને રસ્તે દોરશે. આખા કારીગરવર્ગનો એ રીતે ઉદ્ધાર નહીં થાય.

આખા દેશના હિતનો વિચાર કરવાથી મળતી પ્રતિષ્ઠા કારીગરવર્ગે મેળવવી જોઈએ. પ્રતિષ્ઠા મેળવવાનો બીજો રસ્તો જ નથી. એમણે ક્રાંતિને માટે જોઈતી વ્યાપક દૃષ્ટિ, બુદ્ધિની તીવ્રતા, કાર્યનું કૌશલ્ય અને હૃદયનો જુસ્સો કેળવવાં જોઈએ. રાષ્ટ્રીય હિલચાલમાં કારીગરો હજી મોખરે નથી એ આશ્ચર્યની વાત છે.

૫–૭–'૩૧

## કારીગરોની સ્વતંત્રતા

એક ભાઈ લખે છે:

"દેશમાં ચાર વર્ણ જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી કારીગરવર્ણનો છુટકારો કોઈ રીતે શક્ય નથી. આ વર્ણવ્યવસ્થાથી કારીગર આપોઆપ ગુલામ બની રહ્યો છે. તેનામાં ગમે તેટલી કારીગરી હોય, છતાં ગુલામ બનાવનાર આ દ્વિજશાસનની સામે થવાની યા તેના તંત્રને બંધ કરી નાખવાની કોઈ શક્તિ નથી રહેતી. રજપૂતો મારીને વેઠ કરાવવાની ચાલુ જ રાખવાના; બ્રાહ્મણો સરકારી ખાતાનાં લફરાં ઊભાં કરી કરી તેમને ચૂસી જ ખાવાના. અને વેપારી મૂડી એકજથ્થે કરી તેમની કારીગરીનો લાભ ઓહિયાં કરી જ જવાના. આ સંજોગો તેમના નસીબે ઊભા જ છે. તો પછી તે પોતાને સ્વતંત્ર શી રીતે માને?

તમે કહેશો કે કારીગરો પર દ્વિજવર્ણે જુલમ નથી કર્યો, તો તેનો પ્રત્યક્ષ પુરાવો કરોડો મુસલમાનો છે. મુસલમાનોને પોતાનો હિંદુ ધર્મ ત્યાગી મુસલમાન બનવાનું કોઈ પણ કારણ હોય તો પહેલું કારણ આ સામાજિક અને આર્થિક અસમાનતા છે. તેથી જ તેમને ફરજિયાત મુસલમાન ધર્મ સ્વીકારવો પડયો છે.

અત્યારની પતિત દશામાં પણ મુસલમાન કારીગર હિંદુ કારીગર જેટલો દીન-હીન નથી. છેવટે બીજું કાંઈ નહીં તો બીજા લોકોની ટપલી ખાઈને તે જીવન પૂરું કરતો નથી. બાબતો ઘણી છે, પણ સુજ્ઞને વધારે લખવાનું ન હોય.

કારીગરોની સમાનતા જેવી મુસલમાન યા શીખ થતાની સાથે સચવાય છે તેવી હિંદુ રહીને કેમ સચવાય એ માર્ગ આપ નહીં બતાવી શકો? અને જો તે શક્ય ન હોય તો આપ તમામ કારીગરવર્ગને મુસલમાન યા શીખ બનવાની સલાહ આપશો?"

'ક્રાંતિની લાયકાત'વાળા મારા લેખમાં મેં કહ્યું હતું કે 'કારીગર જે ક્ષણે પોતાને સ્વતંત્ર માને તે ક્ષણે તે સ્વતંત્ર છે જ.' એ વાક્યમાં એવા જ એક વેદાંતી સૂત્રની ગંધ આવવાથી કાંઈક ઉશ્કેરાઈ જઈને ઉપરની ફરિયાદ લખાઈ છે.

હિંદુ સમાજમાં આર્ય આદર્શ ગમે તેટલો ઉજ્જવળ હોય તોયે દુ:ખ સાથે એ વસ્તુ કબૂલ કરવી જોઈએ કે જે કાળનો ઈતિહાસ આપણી પાસે છે તે કાળમાં હિંદુ વર્ણવ્યવસ્થામાં કારીગરોની સ્થિતિ બહુ સારી નથી રહી. રાજાઓ, રાજવંશના લોકો અને અમલદાર વર્ગ કારીગરોને અનેક રીતે રક્ષણ અને પોષણ આપતા એ વાત જેટલી સાચી છે તેટલી જ એ વાત પણ સાચી છે કે કારીગરોને અનેક ઠેકાણે એમને માટે વેઠ કરવી પડતી. ગરાસિયાઓ પાસે પૈસા ન હોય તોયે જબર-દસ્તી કરવાની શક્તિ તો હોય જ. એટલે એક યા બીજી રીતે કારીગરવર્ગ પાસે વેઠ કરાવવાનું એમને સૂઝે એમાં આશ્ચર્ય શું?

ગ્રીક બાદશાહ સિકંદર હિંદુસ્તાનમાં આવી પાછો ગયો ત્યારે એણે અહીંથી કેટલાયે કારીગરો, વૈદો અને પંડિતો સાથે લઈ લીધા. અરે, એણે તો એક સંન્યાસી પણ નમૂના તરીકે અહીંથી લઈ જવાનું પસંદ કર્યું. સંન્યાસી પરદેશમાં કંટાળ્યો હશે, એને પ્રાયશ્ચિત્ત કરવાનું સૂઝ્યું હશે, એટલે એણે અગ્નિકાષ્ટ ભક્ષણ કરી દેહ છોડયો. ત્યાંના ઈતિહાસમાં આ બનાવ હિંદુઓની અદ્‌ભુત મનોરચનાના એક નમૂના તરીકે નોંધાયેલો છે. ચંદ્રગુપ્ત મૌર્યના પુત્ર બિન્દુસારે જ્યારે ગ્રીક રાજા એન્ટિઓકસ પાસે બીજી કેટલીક વસ્તુઓ સાથે એક પંડિત ખરીદીને મોકલવા લખ્યું ત્યારે તેણે મગાવેલી બીજી વસ્તુઓ મોકલી, પણ 'અમારે ત્યાં પંડિત વેચાતા નથી,' એમ કહી પંડિત મોકલવાની બાબતમાં પોતાની લાચારી વ્યક્ત કરી.

કારીગરોના જીવન ઉપર સામાજિક અંકુશ કંઈક વધારે રહેતો. એમનો માલ શુદ્ધ જ હોય, કારીગરીના દર અમુક જ હોય, તેઓ કારીગરીની અમુક વસ્તુઓ સરકારને અમુક પ્રમાણમાં કર તરીકે આપે જ એવા એવા નિયમો કૌટિલ્યના અર્થ-શાસ્ત્રમાં પણ મળે છે. એ નિયમો અયોગ્ય હતા એમ પણ આપણે ન કહી શકીએ. સ્વરાજમાં આપણે એ જાતના કેટલાક સુધારા જરૂર કરીશું અને કાયદાઓ પણ ઘડીશું. પણ જ્યારે રાજાઓ નબળા પડે છે, સમાજવ્યવસ્થા શિથિલ થાય છે, સમાજધુરીણો ખાનદાની ભૂલી જાય છે અને સ્વાર્થપરાયણ થાય છે ત્યારે શાસ્ત્રશુદ્ધ વ્યવસ્થા પણ જુલમી થઈ જાય છે, પ્રજાપીડક બને છે. ચર્ચા કરનાર ભાઈ કહે

છે કે સંખ્યાબંધ કારીગરો સામાજિક હાડમારીમાંથી મુક્ત થવા માટે મુસલમાન થઈ ગયાના દાખલા છે; જ્યારે અલીગઢનો પ્રોફેસર આર્નોલ્ડ કહે છે કે જજિયા કરમાંથી મુક્તિ મેળવવા અને પોતાનો ગરાસ બચાવવા મુસલમાન થયેલાઓની સંખ્યા ઓછી નથી. ખરું છે કે સામાજિક ઉચ્ચનીચભાવ કેળવવામાં જ જ્યારે આપણે આપણી મોટાઈ માની ત્યારે કારીગરોને આપણે યોગ્ય સ્થાન ન આપ્યું. ગ્રામ-વ્યવસ્થામાં કારીગરોને વસવાયા ગણી એમને આશ્રિત વર્ગમાં નાખી દીધા. આ બધા જુલમ પાછળ દરેક વખતે અન્યાય જ હતો એમ માનવાનું કારણ નથી. દુષ્ટતાના જુલમ કરતાં અજ્ઞાન, વહેમ, અભિમાન અને સમાજહિતના ખોટા આદર્શને લીધે થયેલા જુલમ ઓછા ભયાનક નથી હોતા.

પણ સમાજવ્યવસ્થા તો લોકોની માન્યતા ઉપર જ ટકે છે. ધર્માંતર એ એનો ઉપાય નથી. માન્યતામાં ફેરફાર કરી દઈએ એટલે સામાજિક જુલમ એની મેળે મોળા થઈ જાય છે અને જોતજોતામાં દૂર થાય છે. આજની વર્ણવ્યવસ્થા સારી હોય કે સડેલી, એનામાં એટલી તાકાત તો છે જ નહીં કે તેજસ્વી માણસ ઉપર એ જુલમ કરી શકે. ગામડાંના કારીગરો શહેરમાં આવે છે કે તરત સ્વતંત્ર થઈ જાય છે. શહેરના કારીગરો જો ગામડાંમાં જઈને રહે તો તેઓ ત્યાં ગુલામ નથી થઈ જતા; નવી શરતે, નવી ઢબે પોતાનો ધંધો ગામડાંમાં પણ જમાવી શકે છે અને તેઓ સૌને સંતોષ પણ આપે છે.

જૂની પ્રથા પ્રમાણે ગામડાંના કારીગરોને તેમનું વર્ષાસન બાંધી આપેલું હોય છે. એ પ્રથાની સુંદરતા આજે આપણા ધ્યાનમાં નથી આવતી, કેમ કે પ્રજા ક્ષીણસત્ત્વ થઈ છે. જવાબદારીનું ભાન અને પરસ્પર હિતની દૃષ્ટિ બંને મરી ગયાં છે. શહેરની બજારુ દૃષ્ટિ અને બજારુ વ્યવહાર સ્વાતંત્ર્યનાં પોષક છે, આજે સગવડભરેલાં પણ છે, અને જેને જેવું જોઈએ તેવું કામ પણ વખતસર આપે છે; પણ અંતે તો કારીગરોને સ્વતંત્ર કર્યા પછી જૂના આદર્શમાં રહેલાં સામાજિક હિતનાં તત્ત્વો ઉપર જ નવી રચના કરવી પડવાની છે.

સમાજવ્યવસ્થાના પાયામાં અન્યાયનાં બીજ રાખનાર સમાજવ્યવસ્થાપકોને આપણે જરૂર નિંદીએ, પણ સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખીએ કે પોતાના સમાજમાં સહન કરવી પડતી હાડમારી દૂર કરવા માટે દેશાંતર કરવું કે ધર્માંતર કરવું એ કાયરતાનો રસ્તો છે. એ રીતે દુનિયામાં રહેલો અન્યાય ઓછો થતો નથી, અને આપણી શક્તિ પણ વધતી નથી. આપણે અમુક સમાજમાં રહીએ છીએ અથવા અમુક ધર્મ પાળીએ છીએ એમાં કાંઈ આપણે બીજા ઉપર ઉપકાર નથી કરતા. સ્વધર્મમાં જ હૃદયનું પરમ સમાધાન મળવાનું છે અને જીવનમાં પુરુષાર્થનો પરમ ઉત્કર્ષ આપણે સાધવાના છીએ એ વિશ્વાસથી જ આપણે અમુક સમાજ કે ધર્મમાં રહીએ છીએ. હાડમારી અને અન્યાય દરેક સમાજમાં વેરાયેલાં છે. એક સમાજમાં એક જાતનું દુઃખ છે તો બીજા સમાજમાં બીજી જાતનું. જ્યાં છીએ ત્યાં જ સેવા લઈએ અને આપીએ, અને પોતાની જાતને તેમ જ પોતાના

સમાજને, પોતાની પરિસ્થિતિને તેમ જ પોતાના પાડોશીઓને વધારે અનુકૂળ કરવા માટે સત્ય અને અહિંસાથી લડીએ એ જ એક માર્ગ છે. જૂની ભ્રમણામાં પડીને જેમ દક્ષિણના બ્રાહ્મણેતરો હાલના દુર્બળ બ્રાહ્મણોને જબરદસ્ત શત્રુ માને છે તેવી રીતે આપણા કારીગરો દ્વિજશાસનને જબરદસ્ત સમજીને એનો વિરોધ કરવામાં જ પોતાની શક્તિ વેડફી નાખશે તો તેમનું અને સમાજનું પારાવાર નુકસાન થશે. આજે તો સાચી કેળવણી પામીને પોતાની શક્તિ વધારવાનું જ કામ છે, અને સમાજસેવા-સ્વરાજસેવા કરીને પોતાનો સામાજિક દરજ્જો સિદ્ધ કરવાનો છે. આખા દેશના હિતનો જેટલે દરજ્જે વિચાર કરીએ, આખા દેશને માટે જેટલો આપભોગ આપીએ, હીનદીન અને દબાયેલાઓને જેટલે દરજ્જે અપનાવીએ તેટલે દરજ્જે આપણે સ્વતંત્ર અને સમર્થ થવાના છીએ.

**૧૯-૮-'૩૧**

# ખેડૂત અને વણકર

'ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર' એ કહેવત રચનારે કેટલી દૃષ્ટિએ વિચાર કર્યો હશે એ કોઈ કહી શકશે? ગમે તે દૃષ્ટિએ જુઓ પણ ખેડૂત એ જ પ્રજાનો પાલક છે. સદ્‌ગુણ અને દુર્ગુણ એ કોઈ ખાસ વર્ગનો વારસો નથી. દરેક વર્ગમાં સારા લોકો પણ હોય છે ને ખરાબ પણ હોય છે. છતાં વર્ગનો જ વિચાર કરવા બેસીએ તો ખેડૂતોનું જીવન જેટલું સરળ અને નિષ્પાપ હોય છે તેટલું ભાગ્યે જ બીજા કોઈનું જોવામાં આવે છે. ખેડૂતમાં ધીરજ હોય છે, ઈશ્વર પર શ્રદ્ધા હોય છે, પ્રાણીમાત્ર વિશે દયા હોય છે, ઉદ્યમ હોય છે અને સંતોષ હોય છે. લશ્કરોમાં પણ ખેડૂત સૈનિકો જ શૌર્ય, ધીરજ અને સંયમ વિશે પંકાયેલા છે. વેપારીઓ જેટલા ખેડૂતો ધનવાન નથી હોતા, પણ તેનું કારણ તેમનો ઉદ્યમ અથવા હોશિયારી ઓછી હોય છે એ નથી, પરંતુ તેમનામાં ધર્મબુદ્ધિ અને સંતોષવૃત્તિ રહેલાં છે એ છે. ખેડૂતો તવંગર હોવા છતાં પૈસાવાળા નથી હોતા તેથી જ પૈસાના જોર ઉપર બીજાઓને ગુલામ બનાવવાની ઇચ્છા તેમનામાં નથી હોતી. જે માણસ ધર્મ પ્રમાણે ચાલી વધારેમાં વધારે કમાય અને ઓછામાં ઓછું ખાય તે જ સાચો સમાજસેવક. એવાને જ રાષ્ટ્રપ્રતિપાલકની પદવી છાજે. મનુષ્યજાતિની મોટામાં મોટી હાજતો અન્ન અને વસ્ત્ર એ બે છે. તે બન્ને પૂરી પાડવાની શક્તિ ખેડૂતોમાં જ રહેલી છે. ખેડૂતમાં વણકર આવી જાય છે. શરીર જેમ બે પગ ઉપર ટકી રહે છે તેમ આખો સમાજ ખેડૂત અને વણકર એ બે વર્ગ ઉપર જ ટકી રહેલો છે. જૂના જમાનામાં રાજાઓને પણ ખેતી કરવી પડતી. મૃગ નક્ષત્ર બેસતાં પહેલાં રાજા હાથમાં રાશ ને હળ ઝાલી જમીન ખેડે અને ત્યાર પછી આખી પ્રજા પોત-

પોતાનાં હળ ચલાવે એવી પ્રથા હતી. પ્રજાનો સ્વાભાવિક આગેવાન રાજા; એ પ્રથમ ખેડૂત; પ્રજા તેનું અનુકરણ કરે; એવી ગોઠવણ હતી.

જે સ્થિતિ ખેડૂતની તે જ વણકરની પણ. જેમ રાજા તે પ્રથમ ખેડૂત તેમ બ્રાહ્મણ એ પ્રથમ કાંતનાર. રૂને કાંતી તેના નવ તાર કોટમાં પહેરે તેને જ વેદનો અધિકાર. આ રીતે ખેડૂત અને વણકરની પ્રતિષ્ઠા સમાજમાં સર્વોપરી ઠરાવવામાં આવી હતી. ખેડૂત કુટુંબ એટલે સર્વાંગપરિપૂર્ણ કુટુંબ. જેમ ગોબ્રાહ્મણ એ બે શબ્દોમાં આખો હિંદુ ધર્મ સમાયેલો છે તે જ પ્રમાણે ખેડૂત અને વણકર એ બે શબ્દોમાં આખો સમાજ સમાયેલો છે.

જે સમાજમાં આ બે વર્ગની દુર્દશા હોય તે સમાજ પતિત દશામાં જ રહેવાનો. ખેડૂતોમાં જો સામર્થ્ય ન હોય અને વણકરોમાં જો જ્ઞાન ન હોય તો સમાજ ટકે જ કેવી રીતે? સમાજની સંપત્તિ ભલે ગમે તેના હાથમાં હોય, પણ તેની સાક્ષાત્ ઉત્પત્તિ તો આ બે વર્ગો જ કરે છે. સુરાજ્યમાં કે સ્વરાજ્યમાં આ બે વર્ગો હમેશાં માલદાર હોય છે. જે રાજ્ય અન્યાયના પાયા ઉપર બંધાયેલું હોય છે તેવા રાજ્યમાં શું રાજા કે શું બીજા વર્ગો, બધા ખેડૂત વણકરોને ચૂસી જ લે છે. માટે જેને દેશસેવા કરવી છે તેણે ખેડૂત અથવા વણકર અથવા બન્ને થવું ઘટે છે. માણસનો ઉદ્ધાર કરવા ઈશ્વરને પણ જો મનુષ્યનું રૂપ ધારણ કરવું પડે છે તો દેશનો ઉદ્ધાર કરવા દેશસેવકને ખેડૂત અને વણકર થવું પડે તો તેમાં અજુગતું શું છે?*

૧૯–૩–'૨૨

# ખંડ ૮ : સમાજસેવાની પ્રવૃત્તિઓ

## સંસ્થાનું જીવન

માણસજાતે અત્યંત સુંદરપણે અને સફળ રીતે ચલાવેલી કોઈ સંસ્થા હોય તો તે કુટુંબ છે. કુટુંબમાં જીવનનાં બધાં તત્ત્વો સમાયેલાં હોય છે, અને તેથી એનો આધાર કોઈ એક તત્ત્વ ઉપર પૂરેપૂરો નથી હોતો. પરસ્પર સ્વાર્થ, સલામતી, શ્રમવિભાગ, સહકાર, સંભૂયસમુત્થાન, રાજત્વ, ઐશ્વર્ય, કેળવણી ઈત્યાદિ અનેક દૃષ્ટિઓ કૌટુંબિક જીવનના મૂળમાં હોય છે; પણ કુટુંબનો છેલ્લો આધાર પ્રેમ, ઐક્ય અને એમાંથી ઉદ્ભવતી સહનશક્તિ ઉપર છે. પ્રેમનો કાયદો અને ઈન્સાફનો

* કોર્ટમાં ગાંધીજીએ પોતાનો ધંધો ખેતી અને વણાટનો બતાવ્યો હતો એ યાદ હશે.

કાયદો એક નથી હોતો. ઈન્સાફ તો લડનાર બે પક્ષ વચ્ચે હોય છે, જ્યારે પ્રેમ બે પક્ષને એક કરવા મથે છે. મૂળમાં જ આવો મોટો ભેદ હોવાને કારણે પ્રેમનો કાયદો વ્યવહારના બધા જ કાયદાથી જુદો હોય એમાં આશ્ચર્ય નથી.

દુનિયાની મહાનમાં મહાન સંસ્થાઓએ પોતાની સ્થિતિ, પોતાની આવરદા અને પોતાની સફળતા માટે કુટુંબરૂપી સંસ્થાનું બની શકે તેટલું એક યા બીજી રીતે અનુકરણ જ કર્યું છે. વર્ણો ચાર હોય કે અનંત, તેમનો ઉદ્દેશ આજીવિકાનો ધંધો જન્મને ધોરણે ગોઠવી, હરીફાઈ જેવા સમાજદ્રોહી, સંસ્કારવિનાશી, જીવલેણ તત્ત્વની અસર ઓછી કરવાનો છે. રાજવ્યવસ્થા વંશપરંપરાગત રાખી રાજ્યશાસનમાં સ્થિરતા અને ખાનદાની આણવાનો પ્રયત્ન મનુષ્યજાતિએ અત્યાર સુધી કર્યો છે. ધર્મ-વ્યવસ્થામાં ગુરુશિષ્યનો સંબંધ પિતાપુત્ર જેવો ગણી ત્યાં પણ પરસ્પર નિષ્ઠા અને આજીવન સંબંધ ઉત્પન્ન કરવાના પ્રયત્ન થાય છે. જે વ્યવસ્થા ધર્મના ક્ષેત્રમાં દાખલ થઈ તે કેળવણીમાં પણ આવવાની, એટલે કેળવણીમાં પણ ગોત્રપરંપરાની પેઠે વંશ નોંધવામાં આવે જ. કૌટુંબિક જીવનનો જ્યાં સંપૂર્ણ નિષેધ છે એવા રોમન કૅથલિક સંન્યાસીઓને 'ફાધર' એટલે પિતાશ્રી કહેવાનો રિવાજ પણ આ દૃષ્ટિએ ધ્યાન ખેંચે એવો છે. આપણી સ્મૃતિઓમાં પણ વિદ્યા આપનાર, દીક્ષા આપનાર, રોજી આપનાર અને રક્ષણ આપનારને પિતાની કોટિમાં જ મૂક્યા છે. વિદ્યાને માતાનું નામ અપાય છે. વિદ્યાદાયી સંસ્થાને માતા તરીકે સંબોધવામાં આવે છે.

આવી રીતે માણસે પોતે ઊભી કરેલી ઘણીખરી સંસ્થાઓમાં કૌટુંબિક વાતા-વરણ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો છે, કેમ કે કુટુંબમાં મનુષ્યસ્વભાવ વધારેમાં વધારે ખીલ્યો છે. અને પોતાનો વિકાસ સાધવામાં માણસ વધારેમાં વધારે ફાવ્યો હોય તો તે પણ કુટુંબમાં જ.

કુટુંબના વાતાવરણ તરફ પહેલાં જેટલું ધ્યાન અપાતું તેટલું આજકાલ નથી અપાતું. આજકાલ સમાજમાં બજાર અને કોર્ટનું વાતાવરણ ખૂબ જ વધી ગયું છે. સંસ્થાઓને પણ તેનો ચેપ લાગવા માંડ્યો છે. સંસ્થાઓનાં બંધારણ ઘડવામાં ધર્મશાસ્ત્રી અથવા જીવનશાસ્ત્રી નથી બેસતા પણ નાણાંશાસ્ત્રી અને કાયદાશાસ્ત્રી બેસે છે. બંધારણો કરે છે તે પણ નાણાં અને સત્તાની વ્યવસ્થા માટે જ.

આટલાં બધાં બંધારણો હોય છે છતાં સંસ્થાઓ મહામુશ્કેલીથી ચાલે છે. પાશ્ચાત્ય લોકો કૌટુંબિક જીવનને મર્યાદિત કરતા આવ્યા છે. ધારાધોરણના જીવનથી તેઓ વધારે ટેવાયા છે. એમાં વ્યક્તિનો વિકાસ તેઓ અધિક જુએ છે. ધારાધોરણ-વાળી સંસ્થાઓ આપણા કરતાં તેઓ વધારે કુશળતાથી નભાવતા હશે, પણ આપણે તો કૌટુંબિક જીવનથી ટેવાયેલા હજીયે અન્તે એને જ વળગીએ છીએ. આપણે સંસ્થા ચલાવવા માગતા હોઈએ તો આપણે કૌટુંબિક જીવનનો અભ્યાસ કરવો જોઈએ. કૌટુંબિક જીવનની રૂઢિઓ, ખાનદાનીની ટેકો, અને પરસ્પર ધર્મસંબંધ એનો ઊંડો અભ્યાસ કરવો જોઈએ; અને એ રચના ઉપર સંસ્થાઓ કેમ ચલાવવી, રાજ્યો

કેમ ચલાવવાં, ન્યાતો કેમ કેળવવી, વેપાર કેમ ખીલવવો, એ બધું નક્કી કરવું જોઈએ. આજનું પાશ્ચાત્ય સમાજશાસ્ત્ર એમાં કામ નહીં આવે. પાશ્ચાત્ય બંધારણ-મીમાંસા એક જાતની સલાહ આપશે, જ્યારે કુળધર્મની મીમાંસા વખતે એથી ઊલટી સલાહ આપશે. એક જાતના બંધારણ ઉપર આપણો વિશ્વાસ વધારે હોય તો બીજી પરંપરા પર આપણો વિશ્વાસ બેસે નહીં. તે પરંપરા અજમાવવાની આપણે હિંમત પણ ન કરીએ.

મનુષ્યજીવનમાં પરણવું અને લડવું એ મોટામાં મોટી પ્રવૃત્તિઓ છે. એ બે પ્રવૃત્તિઓની અસર આખા જીવન ઉપર થયા વિના રહેતી નથી. જેવી યુદ્ધનીતિ તેવી જ અંતે જીવનનીતિ થવાની છે. આપણે કૌટુંબિક કાયદાને અનુસરીને સત્યાગ્રહની યુદ્ધનીતિ શરૂ કરી છે, એટલે એની અસર આખા સામાજિક જીવન ઉપર થવાની જ. સત્યાગ્રહ હાડમાં ઊતર્યો, પ્રેમ, સહિષ્ણુતા, આપભોગ અને આત્મ-વિલોપન એ જીવનનાં પ્રધાન તત્ત્વો થયાં, એટલે કૌટુંબિક જીવન, નાગરિક જીવન, વેપારઉદ્યોગ, ધંધા અને કારખાનાં, કેળવણી અને કારીગરી, ધર્મતંત્ર અને રાજતંત્ર, જાતિ જાતિ વચ્ચેનો સંબંધ, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો સંબંધ એ બધાંમાં દિશાપલટો થવાનો જ; નવો આદર્શ અને નવી પદ્ધતિ શરૂ થવાનાં. તેથી કૌટુંબિક જીવનમાં કયાં કયાં તત્ત્વો અને કઈ કઈ વૃત્તિઓ સમાયેલાં છે તે આપણે તપાસવું જોઈએ.

૨૫–૧૦–'૩૧

## સંસ્થાનાં માતપિતા

જેણે કુટુંબની વ્યવસ્થા બરાબર ચલાવી છે એનામાં સંસ્થા ચલાવવાની આવડત અરધીપરધી આવી જ જાય છે. કુટુંબ ચલાવતાં જો માણસે સંકુચિતતા કેળવી તો તો એ કોઈ કાળે સંસ્થા ચલાવી જ ન શકે, સંસ્થા ચલાવવા માટે એ કાયમનો નાલાયક બની ગયો. આવા માણસનો અંગત સ્વાર્થ વધેલો હોય છે, જાહેર હિતનો એ વિચાર કરી શકતો નથી, એ એક મુશ્કેલી છે જ. પણ એથીયે વિશેષ જીવન-વ્યવહાર પ્રત્યેની એની નજર જ કલુષિત થયેલી હોય છે; શા માટે જીવવું એની જ એને ખબર નથી હોતી. અને તેથી સમાજ પ્રત્યેનો ધર્મ એના હૃદયમાં ઊગેલો જ હોતો નથી.

આપણી રહેણીકરણી પ્રમાણે સ્ત્રીઓને સામાજિક પુરુષાર્થ કેળવવાનો અવકાશ નથી મળતો, તેથી કૌટુંબિક સદ્‌ગુણોનો અતિશય વિકાસ બતાવતાં છતાં એનો ઉપયોગ સામાજિક કે સંસ્થાગત જીવનમાં તેઓ મુશ્કેલીથી કરી શકે છે. સંસ્થા ચલાવવામાં સ્ત્રીઓની શક્તિનો અસાધારણ લાભ મળવો જોઈએ, તેને બદલે ઘણી વાર સંસ્થાજીવન તેમને લીધે અઘરું અને અટપટું બની જાય છે. આનું કારણ સ્ત્રીસ્વભાવમાં નથી, પણ સ્ત્રીઓની પરિસ્થિતિમાં છે. કેવળ સ્વભાવ જ જોવા જઈએ તો સંસ્થાઓ ચલાવવાની લાયકાત પુરુષો કરતાં સ્ત્રીઓમાં વધારે છે.

સારી રીતે ચાલતાં કુટુંબોમાં કુટુંબના પિતા અને કુટુંબની માતા વચ્ચે ગૃહ-વ્યવસ્થા વહેંચાયેલી હોય છે. પિતા પોતાના પુરુષાર્થથી, પોતાની બાહોશીથી અને દીર્ઘદૃષ્ટિથી કુટુંબીઓ ઉપર જે છાપ પાડે છે તેમાં આદરયુક્ત ધાક જ મુખ્ય હોય છે. માતા પોતાની સહનશક્તિ, અખંડ સેવા અને દુર્બળો પ્રત્યેના પક્ષપાતને લીધે બધાં કુટુંબીઓ ઉપર પ્રેમની છાપ પાડે છે. પિતાની ઈચ્છા વિરુદ્ધ જવાની કોઈની હિંમત નથી ચાલતી. માતાની ઈચ્છા વિરુદ્ધ મનમાં વિચાર સેવતાં પણ કોઈનો જીવ નથી ચાલતો. પિતા કમાણી અને નિયમપાલન તરફ વધારે ધ્યાન આપે છે; માતા સાચવણી અને એકરાગ તરફ વધારે ઢળે છે. પિતા કુટુંબશક્તિનો વિસ્તાર ચાહે છે; માતા કૌટુંબિક જીવનનું ઊંડાણ સાધે છે. સામાન્યપણે કુટુંબમાતા કુટુંબપિતાની આજ્ઞાને અધીન રહે છે, અની પાસેથી દોરવણી માગે છે, અને દરેક વસ્તુમાં એને અનુકૂળ થવાની જ વૃત્તિ રાખે છે. એની વિરુદ્ધ એવા પોતાના હકો છે હોઈ શકે છે એનું એને ભાન સરખું પણ હોતું નથી.

અને છતાં કટુંબમાં પ્રત્યક્ષ વિગતોમાં છેલ્લો નિર્ણય માતાના જ હાથમાં હોય છે. બધા હકો જતા કરી એણે અસાધારણ પ્રભાવ મેળવેલો હોય છે. બધાં કટુંબી-ઓમાં પિતા પ્રત્યે અખંડ નિષ્ઠા રહે એના પર જ કટુંબની હસ્તી અવલંબેલી હોવાથી કુટુંબમાતાનો સતત પ્રયત્ન એ રહે છે કે કુટુંબપિતા પ્રત્યે દરેકના મનમાં આદર, શ્રદ્ધા અને નિષ્ઠા વધતાં રહે. એ ઉદ્દેશથી જ એ પોતે એવી નિષ્ઠાની જીવતી મૂર્તિ બની જાય છે, અને કુટુંબીઓને આચરણ દ્વારા એ કીમતી કેળવણી આપે છે. જ્યાં પોતાનો મતભેદ હોય ત્યાં એ રજૂ કરવામાં અને એનો આગ્રહ રાખવામાં એ જે કળા વાપરે છે તેમાં એ પોતાની સંસ્કારિતાની સર્વોચ્ચ કોટિ પ્રગટ કરે છે. અને અંતે એ શક્તિથી જ બહુ સફળતાથી કુટુંબપિતાને માત કરે છે. આવી રીતે માત થવામાં કુટુંબપિતાને હાર્યાનું દુ:ખ નથી રહેતું, ઊલટો એક જાતનો સંતોષ જ રહે છે; કેમ કે તે હારેલો હોય છે પ્રેમની સત્તા આગળ, નિષ્ઠાની તપસ્યા આગળ.

કુટુંબમાં આવી રીતે પ્રેમનું સામ્રાજ્ય હોય છે; અને ખાસ જોવા જતાં છેલ્લી સત્તા તો ક્યાંય નથી હોતી.

પ્રતિષ્ઠાનો ભૂખ્યો પુરુષ માની લે છે કે સ્ત્રી કરતાં પોતે શ્રેષ્ઠ છે, કેમ કે કુટુંબનો રાજદંડ એના હાથમાં હોય છે. જીવનશાસ્ત્રી જાણે છે કે પુરુષ કરતાં સ્ત્રી શ્રેષ્ઠ છે, કારણ કે કુટુંબનું જીવનસૂત્ર એના હાથમાં છે. કોઈ પણ સંસ્થાનું જીવન વ્યવસ્થિત રીતે ચાલતું હોય તો તેમાં પિતા અને માતાને સ્થાને શોભે એવી બે વ્યક્તિઓ હોય જ છે. દરેક માણસમાં બન્ને વૃત્તિઓ હોય છે. પરિસ્થિતિ પરત્વે તે એક યા બીજી વૃત્તિ પ્રગટ કરે છે એટલું જ. અમુક માણસોને માતાવૃત્તિ કેળવવી સહેલી પડે છે, અમુક માણસોને પિતાવૃત્તિ. સામાન્ય રીતે સંસ્થાનો મુખ્ય સંચાલક પિતાસ્થાને હોય છે. એનો મદદનીશ માતાવૃત્તિનો હોય છે. તેને જ માથે ગૃહપતિ જેવું કામ આવે છે. કોઈ કોઈ વાર સંચાલકને સ્થાને રહેનાર વ્યક્તિમાં માતાના

ગુણો વિશેષ પ્રમાણમાં હોય છે, અને એનો મદદનીશ કોમળતાને અભાવે પિતાનું સ્થાન લેવાને જ સરજાયેલો હોય છે. એવી સંસ્થાનું તંત્ર બગડી જવાનું અથવા વિકૃત થવાનું કશું કારણ નથી. બન્ને પોતપોતાની ખાસિયત જાણતા હોય તો બસ.

સંસ્થાના નાણાંવહીવટની દૃષ્ટિએ અને સામાજિક પ્રતિષ્ઠાને અંગે આવી માતપિતાની વ્યવસ્થા આવશ્યક છે, એટલું જ નહીં પણ બાળકોની કેળવણીની દૃષ્ટિએ પણ એ વ્યવસ્થા આવશ્યક છે. માતાવિહીન કુટુંબોમાં લશ્કરી બરાકનું વાતાવરણ કોઈ કોઈ વાર આવી જાય છે. અને પિતાવિહીન બાળકોમાં અનેક જાતની શક્તિઓ ખીલેલી હોવા છતાં પુરુષાર્થ અને હિંમતની ખામી દેખાય છે. આ નિયમ અપવાદ વિનાનો છે એમ તો ન કહી શકાય, પણ સામાન્ય સ્થિતિ આવી હોય છે ખરી. સંસ્થાનો ઉદ્દેશ સંસ્થામાં જોડાનાર લોકોને વ્યક્તિગત તેમ જ સામાજિક જીવન માટે બધી રીતે તૈયાર કરવાનો હોય છે. એમાં આ બન્ને વૃત્તિઓ સપ્રમાણ ખીલેલી હોય તો જ સફળતા મળે.

કેટલીક સંસ્થાઓ સંસ્થાગત જીવન તરફ દુર્લક્ષ કરી સમાજસેવાના તાત્કાળિક કામ તરફ વધારે ધ્યાન આપે છે; જ્યારે કેટલીક સંસ્થાઓ સંસ્થાગત જીવન શાસ્ત્ર-શુદ્ધ કરવા જતાં એક જાતનો કર્મકાંડ વધારી દે છે અને સમાજથી આળગી ને આળગી જ રહે છે. કોઈ સમર્થ પુરુષની પ્રતિષ્ઠા અથવા લોકલાગણીની જૂની મૂડી પર જ આ સંસ્થાઓને નભવું પડે છે. એમને માટે આગળ વધવું હમેશ મુશ્કેલ થાય છે. એટલા માટે સંસ્થા માટે માતા અને પિતા બન્નેની જરૂર છે.

માતાવૃત્તિ અને પિતાવૃત્તિની આવશ્યકતા સમજાયા પછી સંસ્થાનું આખું વાતાવરણ એ દૃષ્ટિએ કેવું રાખવું જોઈએ એનો કંઈક ખ્યાલ એની મેળે આવશે છતાં એની વધુ ચર્ચા લાભદાયી નીવડયા વિના નહીં રહે.

૨૨–૧૧–'૩૧

# સ્થૈર્ય અને પ્રગતિ

માણસ રોજ અમુક વખત ઊંઘે છે અને અમુક વખત કામ કરે છે. કુદરતમાં ઉનાળો પણ હોય છે અને શિયાળો પણ હોય છે. બંનેની આવશ્યકતા છે. સ્થૈર્ય અને પ્રગતિ એ પણ સમાજજીવનનાં એવાં જ બે આવશ્યક અંગો છે. એકલી સ્થિરતાને વળગી રહીએ તો બેઠાડુ માણસની પેઠે વાતુલ થવાય, અને અંતે તો કોવાઈ જવાય. એકલી પ્રગતિની પાછળ પડીએ તો આકાશની ઉલ્કાની પેઠે – ખરતા તારાઓની પેઠે – ક્ષણિક તેજ પછી હોલવાઈ જવાય; ભસ્મ થવાય. જહાજમાં સઢ પણ જોઈએ છે અને ભાર પણ જોઈએ છે. એકલો ભાર રાખવાથી જહાજ મુસાફરી ન કરી શકે. ભાર બહુ વધે તો જહાજ ડૂબી પણ જાય, અને જો જહાજ-માં કશો ભાર જ ન હોય અને કેવળ સઢ ઉપર સઢ ચડાવ્યા હોય તો પવનથી

જહાજ ક્યાં જશે, એ કહેવું પણ મુશ્કેલ છે; અને બહુ ઊંચા સઢ રાખીએ તો આખું જહાજ ઊલટાઈને ડૂબી પણ જશે. દરેક જહાજે કેવા પાણીમાં મુસાફરી કરવી છે, કેટલો ભાર લઈ જવો છે, કેટલે દૂર મુકામ છે, કેટલી ગતિએ જવાનું છે, વગેરે બધી બાજુનો વિચાર કરી સઢ અને ભારનું પ્રમાણ નક્કી કરવું જોઈએ. કેવળ સ્થિરતાના ઉપાસકો મડદાની મમી જેવા થઈ જાય. કેવળ ગતિના ઉપાસકો વાવાઝોડાની માફક શાપરૂપ જ નીવડે.

મનુષ્યસ્વભાવમાં ચૈતન્ય ને જડતા બન્ને છે. એમાં ચૈતન્યની શક્તિ અમર્યાદ છે. પણ આજે તે અવ્યક્ત અને ગૂઢ છે. જ્યારે જડતાનું જોર પરિમિત હોવા છતાં આજે સોળે કળાએ પ્રકાશેલું દેખાય છે. તેથી સામાજિક જીવનમાં, પુરુષાર્થના પ્રયત્નમાં જેટલું બની શકે તેટલું આપણે પ્રગતિ, ચૈતન્ય અને વેગની તરફેણમાં જ હંમેશાં રહેવું જોઈએ. જડતા એની મેળે નીચે ખેંચે છે. એ પગમાં પહેરેલી બેડી છે, એ જીવનનૌકાનો ભાર છે. એ એટલો બધો છે કે એને ટકાવવા કે વધારવા પ્રયત્ન કરવાપણું હોય નહીં. એ તો એની મેળે પોતાનું કામ કર્યે જાય છે.

આપણે રાષ્ટ્રીય સંસ્થાઓની બાબતમાં જોયું છે કે જે સંસ્થાઓ પોતાનો આદર્શ હળવો રાખે છે અથવા સિદ્ધ થઈ ચૂકેલા જ આદર્શને વળગી રહે છે તેનામાં જાગૃતિ ઓછી હોય છે. બીજી બાજુએ એની પ્રતિષ્ઠા વધારે હોય છે. સામાજિક પ્રતિષ્ઠા, રાજમાન્યતા, આર્થિક દૃષ્ટિએ સ્થિરતા વગેરે બધું એને મળે છે. રાષ્ટ્રીય શિક્ષણનો જ વિચાર કરીએ. જે સંસ્થાએ જૂના આદર્શને જ વળગી રહેવાનો પ્રયત્ન કર્યો તેના વિદ્યાર્થી, અધ્યાપકો, નાણાં અને લોકપ્રિયતા ઈત્યાદિ બાબતોમાં સંતોષકારક વાતાવરણ દેખાય છે.

૧૯૩૦

# આશ્રમોનું વાતાવરણ

સ્વરાજ્ય અને રાષ્ટ્રીય કેળવણીની હિલચાલને અંગે દેશમાં ઘણા આશ્રામો સ્થપાયા છે અને નવા સ્થાપન થતા જાય છે. તેથી આવા આશ્રામોમાં વાતાવરણ કેવું હોવું જોઈએ એ સવાલ હવે પહેલાંની જેમ અમુક લોકોનો જ રહ્યો નથી. આખી પ્રજા એમાં રસ લેતી થઈ છે.

બધા જ આશ્રામો એકસરખા હોઈ ન શકે. દરેકનું વિશિષ્ટ કાર્ય અને વિશિષ્ટ જીવન હોય એ સ્વાભાવિક છે. તેથી આશ્રામોમાં અનેક જાતની વિવિધતા તો રહેવાની જ. છતાં આશ્રમ એટલે શું એ નક્કી કરવાની જરૂર છે, નહીં તો મુંબઈમાં મહિના બે મહિના રહેવા માટે સ્થાપન થયેલા અમીર-ઉમરાવોના પણ 'આશ્રામો' હોય છે અને ક્ષુધાશાન્તિના પણ આશ્રામો હોય છે.

અલ્પકાળને માટે અમુક કામ કરવાની ઈચ્છાથી સ્થાપન કરેલી સંસ્થા તે

આશ્રમ ગણાય નહીં. જીવનના કે સમાજવ્યવહારના એક જ સંકુચિત અંગને માટે ઉપયોગી થાય એવી સંસ્થા પણ આશ્રમ ન ગણાય. આશ્રમ એટલે અમુક કાર્ય કરવા માટે પોતાની આખી જિંદગી પલટી નાખવા તૈયાર હોય અને એવા ફેરફાર પછી પોતાનો ધર્મ સમજીને અમુક જ જાતનાં કામો કરવાની દીક્ષા લેવા માગતા હોય એવા લોકોનો કાયમનો સંઘ. એવો આશ્રમ અમુક ધર્મ કે પંથને ભલે ન માનતો હોય, પણ તેનું વાતાવરણ ધાર્મિક હોવું જ જોઈએ. ધાર્મિકતા એ આશ્રમ-જીવનનો પ્રાણ છે. જ્યાં ધાર્મિકતા નથી ત્યાં જીવનમાં પરિવર્તન કરવાની શક્તિ નથી. ધાર્મિકતા વગરની સંસ્થાને બીજું ગમે તે નામ આપો, પણ તે આશ્રમ તો નથી જ.

આશ્રમમાં ધર્મનિષ્ઠ લોકો ભેગા થાય એટલે સ્વાભાવિક રીતે જીવનના બધા સિદ્ધાન્તોની ત્યાં ચર્ચા થવાની, અને ધીમે ધીમે વિચારવિનિયમથી અથવા કોઈ શ્રેષ્ઠ વ્યક્તિ પ્રત્યેના આદરથી બધાની જીવન વિશેની ધાર્મિક માન્યતામાં કંઈક સરખાપણું આવવાનું, તેમના કેટલાક વિશિષ્ટ નિયમો અને માન્યતાઓ બંધાવાના. એ જ એ આશ્રમનું સૂત્ર ગણાય.

આશ્રમનું વાતાવરણ અને આશ્રમવાસીઓનું જીવન જો ઉદાર ન હોય તો આશ્રમ બહુ જ સંકુચિત થઈ જાય અને તે આશ્રમ દ્વારા આત્મોન્નતિ કે સમાજ-સેવા બન્નેમાંથી એકે કામ સંતોષકારક ન થાય. છતાં આશ્રમને જો સામાન્ય સમાજ કે કલબ કરી ન નાખવો હોય તો તે આશ્રમમાં વિશિષ્ટ વાતાવરણ અને વિશિષ્ટ આગ્રહ હોવાં જ જોઈએ.

કેટલાક લોકો પોતાને આશ્રમના વિચારો માન્ય હોવાનું જાહેર કરી આશ્રમમાં દાખલ થાય છે અને વ્યક્તિસ્વાતંત્ર્યને નામે જેટલા મતભેદો કેળવાય તેટલા કેળ-વવા માગે છે તથા વાદવિવાદમાં ઊતરી આશ્રમનું વાતાવરણ ચૂંથી નાખે છે. એવા પાંચ-સાત લોકોના અનુભવ પછી આશ્રમના સંચાલકોને બહુ જ સખત નિયમો કરવા પડે છે અને નવા આવનાર તરફ સાશંક દૃષ્ટિથી જોવું પડે છે.

દરેક આશ્રમમાં આશ્રમજીવન ઘડવાનાં મુખ્ય સ્થાન બે હોય છે: એક સામુ-દાયિક રસોડું અને બીજું સામુદાયિક પ્રાર્થના. દિવસનો બધો સમય પોતપોતાનાં કામમાં માણસો ગમે તેટલા મશગૂલ હોય તોપણ જમતી વખતે અને પ્રાર્થના વખતે જરૂર સૌ ભેગા થવાના. પ્રાર્થનાનો વખત અત્યંત પવિત્ર હોય છે અને આશ્રમોમાં તો જમવાનો વખત પણ તેટલો જ પ્રસન્ન અને પવિત્ર કરી શકીએ છીએ. આ બે પ્રસંગે દરેકનાં સુખદુ:ખની વાત થઈ શકે છે. તે વખતે આશ્રમની સામુદાયિક ત્રુટીઓની, મૂંઝવણોની અને ભવિષ્યના કાર્યક્રમોની ચર્ચા થઈ શકે છે અને એકબીજાને વધારે ઓળખતા થઈ પરસ્પર સહકારની શક્તિ વધારી શકાય છે.

જે માણસને ઈશ્વર પર નિષ્ઠા ન હોય, જે સામુદાયિક પ્રાર્થના નિરર્થક માનતો હોય તેણે શું કરવું? એવા સવાલો મને કેટલીયે વાર પૂછવામાં આવેલા

છે. હમણાં જ એક ભાઈનો એ જ જાતનો કાગળ આવેલો છે. એવા માણસને હું હમેશ જે જવાબ આપું છું તે જ અહીં ટાંકી દઉં છું:

'જો કોઈનો ઈશ્વર પર વિશ્વાસ ન હોય, પ્રાર્થનામાં શ્રદ્ધા ન હોય, સામુદાયિક પ્રાર્થનામાંથી તે કશું મેળવી શકતો ન હોય તો તેની હું દયા ખાઉં, પણ તેનો વાંક તો ન જ કાઢું. નાસ્તિકતા જો પ્રામાણિક હોય તો તેની સાથે અસાધારણ નમ્રતા પણ હોય જ છે. પ્રાર્થનામાં જો શ્રદ્ધા ન હોય તો મને વાંધો નથી પણ તે માણસમાં ગંભીરતા હોવી જોઈએ. એવા માણસને હું એટલું જ કહું કે જ્યાં સુધી તમને ઈશ્વરની જરૂર ભાસતી નથી, પ્રાર્થનાની આવશ્યકતા જણાતી નથી ત્યાં સુધી તમે એનું નામ પણ નહીં દેતા, પણ હું તમને ખાતરી આપું છું કે જો તમારામાં નમ્રતા હશે અને ગંભીરતા હશે તો થોડા જ દિવસમાં તમને બન્નેની જરૂર ભાસ્યા વગર રહેશે નહીં; અને તેવો દિવસ એકાએક આવે અને તમારી કશી તૈયારી ન હોય એના કરતાં ઈશ્વર અને તેની પ્રાર્થના વિશે તમે સવેળા કંઈક જાણી લીધેલું હોય તો ઠીક. મુસાફરીમાં ભૂખ લાગવાની જ એમ જાણીને આપણે ભાથું સાથે બાંધી લઈએ છીએ. જોકે મુસાફરી પર નીકળતી વખતે તો પેટ ભરેલું હોય છે.'

જ્યાં સુધી માણસ સ્વલ્પજ્ઞ, સ્વલ્પશક્તિમાન અને સ્વલ્પસ્વતંત્ર છે ત્યાં સુધી તેને ઈશ્વર કે તેના જેવી કોઈ અલૌકિક વિભૂતિની જરૂર રહેવાની જ. મનુષ્યસ્વભાવ જ એવો છે કે કોઈ પરમતત્ત્વ વગર તેને ચાલતું નથી.

પ્રાર્થના એ ઈશ્વર અને ભક્ત વચ્ચેનો ગૂઢ અને એકાન્ત સંબંધ છે એમ હું માનું છું અને તેથી પ્રાર્થના તો એકાન્તમાં જ થાય એ પણ હું સ્વીકારું છું; પણ જ્યાં આપણે અનેક જણ ભેગા થઈ એક કુટુંબ જેવી સંસ્થા કે આશ્રમ સ્થાપીએ છીએ ત્યાં તે સમષ્ટિનું એક હૃદય પ્રગટ થાય છે. વ્યક્તિને જેમ સ્વતંત્ર અસ્તિત્વ છે તેમ સમષ્ટિને પણ સ્વતંત્ર અસ્તિત્વ છે. વ્યક્તિને પ્રાર્થનાની જેટલી આવશ્યકતા છે તેટલી જ અથવા તેથીયે વધારે સમષ્ટિને પ્રાર્થનાની આવશ્યકતા છે. પ્રાર્થના વગર સમષ્ટિનું ચિત્ત કેળવાય જ નહીં. પ્રાર્થના વગર સમષ્ટિનું હૃદય ખીલે જ નહીં. પ્રાર્થના એ આશ્રમનો પ્રાણ છે.

છતાં પ્રાર્થના ફરજિયાત હોઈ ન શકે. કોઈ પણ ધાર્મિક વસ્તુ ફરજિયાત હોઈ ન શકે. ફરજિયાત ન હોય એટલે કે બાહ્ય નિયમની ફરજ પ્રાર્થના ઉપર ન હોય. પણ જે વસ્તુ ફરજિયાત નથી તે આવશ્યક નથી એમ નથી. ભોજન કરવું અથવા ઊંઘવું એ માણસને માટે બાહ્ય નિયમથી કોઈએ ફરજિયાત કર્યું નથી, છતાં તે બન્ને ક્રિયાઓ આવશ્યક તો છે જ. પ્રાર્થના વગર માણસ જીવી શકે છે એટલા ઉપરથી માણસને પ્રાર્થના આવશ્યક નથી એમ સિદ્ધ નથી થતું.

જે માણસ સામુદાયિક પ્રાર્થનામાં રસ લઈ શકતો નથી તે માણસ પર તેવી પ્રાર્થનામાં ભળવાની ફરજ ન જ હોઈ શકે. પણ સાથે સાથે તેણે પણ જાણવું જોઈએ કે જે માણસ સામુદાયિક પ્રાર્થનામાં રસ લઈ શકતો નથી તે માણસનું

સામાજિક જીવન નિષ્ફળ અને નીરસ છે. એવા માણસે આશ્રમમાં રહી મતભેદ કેળવવા કરતાં આશ્રમજીવન માટે પોતે નથી એમ જાણી આશ્રમ છોડી જવો એ જ એને માટે યોગ્ય છે. જો ધીરજ હોય તો ચર્ચા છોડી દઈ સામુદાયિક પ્રાર્થનામાં લાંબા વખત સુધી ભળી જવું. સામુદાયિક પ્રાર્થનામાં જો કંઈ ખોડ હોય તો તે દૂર કરવી અને પછી તેમાં ભળી જવું. આટલું કર્યા છતાં સામુદાયિક પ્રાર્થનામાં રસ ન પડતો હોય એવા દાખલાઓ બહુ જ થોડા મળશે.

જે આવે તે દરેક માણસ આશ્રમજીવન ગાળવાને લાયક નથી હોતો; એટલે આશ્રમ ચલાવનાર લોકોએ એવા માણસને તેની અંદર બીજી કેટલીક ખાસ લાયકાતો હોય એટલા કારણસર સંઘરવો નહીં. એવો માણસ આશ્રમ સાથે સંબંધ રાખી શકે, પોતાની શક્તિ પ્રમાણે આશ્રમવાસીઓના ખાસ પ્રસંગમાં આવે, પણ આશ્રમવાસી થાય નહીં.

પ્રાર્થના એટલે એકલી યાચના નહીં. પ્રાર્થના એટલે પોતાના આદર્શ મુજબ પોતાનું જીવન કેળવીને અને ઘડીને ઈશ્વરને તે સમર્પણ કરવાની ક્રિયા. સામુદાયિક પ્રાર્થનામાં તે અત્યન્ત સ્થૂળ રૂપમાં અને અલ્પ પ્રમાણમાં કેળવાતી હશે, પણ તે અત્યન્ત જરૂરી છે. નાનાં બાળકો પ્રાર્થનામાં સ્થિર ધ્યાન આપી ન શકે તોપણ નિયમિત હાજરી આપવાથી અને પ્રાર્થનાના પ્રસન્ન, ગંભીર તેમ જ ભક્તિનમ્ર વાતાવરણનું સેવન કરવાથી તેમનાં જીવનમાં પણ ઇષ્ટ અને શુભ ફેરફાર થતા જાય છે. પ્રાર્થનામાં જો સુસ્વર અને તાલબદ્ધ સંગીત હોય તો અનેક હૃદયોને એકતાન કરવામાં તે ઘણું મદદરૂપ થાય છે.

સમાજમાં કે આશ્રમમાં મતભેદને અવકાશ છે એટલા જ માટે મતભેદનો આગ્રહ રાખવો, એ તો મૂછ ઊગી છે એટલા માટે તેના ઉપર આખો દહાડો હાથ ફેરવવા સમાન છે. મતભેદ સામાજિક જીવન અઘરું અને કષ્ટદાયક કરવામાં કારણભૂત ન થવો જોઈએ. સમુદાય વિશે આદર હોય, વ્યક્તિગત સ્વાર્થ અમર્યાદ ન થયો હોય તો સામુદાયિક પ્રાર્થનામાં માણસને રસ પડવો જ જોઈએ. રસ ન પડે તો તે સમાજનો કે તે આશ્રમનો ત્યાગ કરવામાં જ શ્રેય છે. નહીં તો એવો માણસ આશ્રમમાં રહેતો છતો આશ્રમથી વિખૂટો પડવાનો અને દહાડે દહાડે તેનું જીવન વધારે ને વધારે સંકુચિત થવાનું.

ધર્મ તરીકે નહીં પણ આશ્રમનો નિયમ, આશ્રમનો રિવાજ અથવા આશ્રમની આજ્ઞા તરીકે હું સામુદાયિક પ્રાર્થનામાં હાજર રહીશ એમ કહેનાર માણસ વિવેકી ખરો, પણ તેનાથી તેનું પોતાનું કે આશ્રમનું જીવન સમૃદ્ધ થવાનું નથી. આપણે જ્યાં રહીએ ત્યાં ઉત્સાહપૂર્વક રહીએ; દુર્મુખ થઈને ન જ રહીએ. આશ્રમ એ વિલાસ, સંગ્રહ અને દ્રોહ વગરનું કુટુંબ છે. કંઈ નહીં તો કુટુંબ જેવું વાતાવરણ તો આશ્રમમાં હોવું જ જોઈએ.

૨૪–૧૨–'૨૨

# સ્વયંસેવક

આપણી રાષ્ટ્રીય હિલચાલમાં ઉત્સાહી નવજવાનો જોડાય એ સ્વાભાવિક છે. તેઓ દેશભક્તિથી પ્રેરાયેલા હોવાથી સામાન્ય લોકો કરતાં વધારે કામ કરે છે. પોતાની સેવાની તેઓ કિંમત નથી અંકાવવા માગતા. જરૂર પૂરતું જ લે છે અને કેટલીક વાર તે પણ લેતા નથી. તેમને પોતાની એ સ્થિતિ વિશે અભિમાન હોય તો તે સ્વાભાવિક છે. પણ સાર્વજનિક કામ અત્યંત ચોકસાઈથી થવું જોઈએ અને પગારદાર નોકરો કરતાં તેમણે ઓછી ચોકસાઈ કે ઓછી જવાબદારી ન જ બતાવવી જોઈએ. નાણાં સ્વયંસેવકોના હાથમાં સુરક્ષિત હોય છે એ વાત ખરી છે, પણ તેમનો હિસાબ પણ તેટલો જ સુ-રક્ષિત હોવો જોઈએ. હિસાબની તપાસ જેટલી વાર થાય તેટલી વાર કંટાળ્યા વગર હિસાબ બતાવવો જોઈએ અને ગમે ત્યારે હિસાબ માગવામાં આવે તોપણ તે વખતે બનતાં સુધી તે તૈયાર હોવો જોઈએ. 'અમે ક્યાં પગાર લઈએ છીએ?' એવો જવાબ સ્વયંસેવકથી આપાય જ નહીં. કંઈ લીધા વગર સેવા કરીએ છીએ એટલા સારુ જો અવ્યવસ્થાની છૂટ માગીએ તો તે એક જાતનો પગાર જ થયો કહેવાય. સ્વયંસેવક શિક્ષક મફત ભણાવે છે એટલા માટે જો અનિયમિત રીતે શાળામાં આવે તો કઈ શાળા તેની સેવા સ્વીકારી શકે? કેટલાક કારીગરો પોતાની સેવાના પૈસા ઓછા લે છે પણ કામ પૂરું કરવા માટે અનેક વાર ધક્કા ખવડાવે છે. ઘરાક તેને પણ મહેનતાણામાં જ ગણી પછી અમુક કારીગર મોંઘો છે કે સોંઘો એનો વિચાર કરે છે. ઉપરીઓની દેખરેખ સ્વયંસેવકો જો ન સાંખી શકે તો તેમની સ્વયંસેવામાં તેટલી ઊણપ રહે છે. સ્વયંસેવકોએ તો ઊલટું પોતાની નિયમિતતા, આજ્ઞાધારકતા અને ચોકસાઈમાં પગારદાર નોકરોને દાખલો બેસાડવો જોઈએ.

જતે દિવસે આપણું સ્વરાજ્યનું કામ આગળ વધવાનું, તેમાં વધારે ને વધારે સ્વયંસેવકોની જરૂર પડવાની અને અમુક દિશામાં દેશનો કારભાર તેમના હાથમાં આવવાનો. આજના સ્વયંસેવકો સ્વરાજ્યમાં સરકારી અમલદાર થવાના. સ્વરાજ્યમાં રાજ્યતંત્રની જેટલી સુવ્યવસ્થા આપણે ઇચ્છતા હોઈએ તેટલી આજથી જ આપણે કેળવી લેવી જોઈએ.

૨૯-૧૦-'૨૨

# અકારો સેવક

એક યુરોપીય ગ્રંથકારને સવારે વહેલા ઊઠવાનું બહુ આળસ હતું. તેણે પોતાના નોકરને કહ્યું, "તારે મને સવારે વખતસર ઉઠાડવો." બીજે દિવસે નોકર ઉઠાડવા

આવ્યો પણ ભાઈસાહેબ તેના પર ખિજાયા. તેને એકદમ ઓરડી બહાર જવાનો હુકમ કર્યો અને પોતે સોડ તાણીને સૂઈ ગયા. મોડેથી ઊઠ્યા ત્યારે નોકરને કહેવા લાગ્યા, "અલ્યા, મને કેમ ન જગાડ્યો?" નોકરે સવારનો અનુભવ કહી બતાવ્યો. શેઠે કહ્યું, "તારે તે કશું માનવું જોઈતું ન હતું. ઊંઘમાં હું ગમે તે બોલીશ, તને મારવા દોડીશ, તબિયત ઠીક ન હોવાનું બહાનું કાઢીશ; તારે તે કશું ગણકારવું જ નહીં. મારો હાથ ઝાલીને મને ઉઠાડવો અને હું પથારી બહાર આવું નહીં ત્યાં સુધી હું ઊઠ્યો છું એમ માનવું નહીં. તું આટલું કરીશ તો તને રોજના આઠ આના ઇનામ મળશે." એ ગ્રંથકાર લખે છે કે આ રીતે સવારે વહેલા ઊઠવાથી તે કેટલાયે સરસ ગ્રંથો લખી શક્યો અને તે બધા એના નોકરની ચીવટને જ આભારી છે.

જે માણસ કે કોમ અનિવાર્ય મોહમાંથી મુક્ત થવા માગે છે તેણે પેલા વફાદાર સેવકના જેવા હિતચિંતકોની મદદ લેવી ઘટે છે. સવારના પથારી છોડતાં પહેલાં આપણી એક વૃત્તિ હોય છે; પથારીમાંથી ઊઠ્યા પછી આપણે જુદા માણસ બની જઈએ છીએ. શિયાળામાં ઠંડે પાણીએ નહાતાં પહેલાંની કાયરતા પાણીમાં ઊતર્યા પછી રહેતી નથી અને નાહી લીધા પછી તો એટલી બધી પ્રસન્નતા જણાય છે કે તે જ ક્ષણે આપણે નિશ્ચય કરીએ છીએ કે આજની પેઠે રોજ વહેલો ઊઠીને ટાઢે પાણીએ નહાઉં.

જેમણે પરદેશી કાપડનો અને પરદેશી ફૅશનનો ત્યાગ નથી કર્યો તેમને શરૂઆતમાં તેવો ત્યાગ બહુ જ આકરો—લગભગ અશક્ય જેવો લાગે છે; પણ એક વાર ત્યાગ કર્યા પછી સ્વદેશી ને સાદાઈમાં કેટલો રસ, કેટલી પ્રસન્નતા ને કેટલું સૌંદર્ય રહેલાં છે તેનો અનુભવ થાય છે.

જેઓ સમાજને આવી રીતે નવા આનંદમાં જગાડે છે, નવી રસિકતા સુઝાડે છે અને પરદેશી ફેંકી દેવાને આગ્રહ કરે છે તેઓ શરૂઆતમાં ભલે અકારા થઈ પડે, પણ અંતે સમાજ તેમની કદર કર્યા વગર રહેતો નથી. જો સમાજ આટલું ધ્યાનમાં રાખશે કે ખાદીનો આગ્રહપૂર્વક ઉપદેશ કરવા અને વિદેશી કાપડનો ત્યાગ કરવા માટે આજીજીપૂર્વક વિનંતી કરનાર લોકો આપણા ભલાને માટે જ કહે છે અને તેમનો એ આગ્રહ બંધુભાવમાંથી જ ઉદ્ભવેલો છે, તો લોકો સ્વયંસેવકોની પવિત્ર સેવાની બરાબર કદર કરી શકશે અને તેમના હૃદયનો પલટો પણ જલદી થઈ જશે.

૨૪-૧૨-'૨૨

## ફંડ

હિંદુસ્તાન જેવો દેશ કે જ્યાં લોકોના હાથમાં પૈસો બહુ ઓછો રહે છે, જ્યાં કંઈ પણ વેતન ન લેતાં માત્ર જે કાંઈ પેટપૂરતું મળે તેના પર ઉત્કૃષ્ટ પ્રકારની સેવા કરવાની ધાર્મિક ભાવના આપણા પૂર્વજોએ સિદ્ધ કરી છે અને જ્યાં ધર્મકાર્યને

વરેલા દરેક માણસના યોગક્ષેમની ચિંતા કરવાની ફરજ સમાજે સ્વીકારેલી છે ત્યાં બને ત્યાં સુધી મોટાં મોટાં ફંડ એકઠાં કરવાની પ્રવૃત્તિને ટાળવી. સ્થાયી ફંડ વગર મોટી મોટી સંસ્થાઓ કેમ ચલાવવી અને જાહેરખબરો લીધા સિવાય વર્તમાનપત્રો કેમ ચલાવવાં એ ગાંધીજીએ પ્રત્યક્ષ ઉદાહરણથી બતાવી આપ્યું છે. હરિજનસેવા જેવા કાર્યને સારુ હરિજનો પાસેથી જ બધી મદદ મેળવવાના દિવસો હજી આવ્યા નથી. એ લોકોને અન્યાય થયો છે, તેમને પોતાના પગ ઉપર ઊભા રહેવાની તક જ મળી નથી. તેથી હરિજનકાર્યને સારુ સ્પૃશ્ય સમાજે જ છૂટે હાથે મદદ આપવી જોઈએ. આવા અપવાદના પ્રસંગો બાદ કરતાં કહી શકાય કે ધર્મથી જે લોકોનો જે કામ સાથે સંબંધ હોય તેમણે જ મોટે ભાગે તે કાર્યના ખર્ચનો નિભાવ કરવો જોઈએ.

ઘર બાંધતી વખતે જેમ હવાઅજવાળાની પુષ્કળ સોઈ કરવી જોઈએ તેમ ફંડ એકઠું કરવું હોય તો તેના ઉદ્દેશનું સ્પષ્ટીકરણ અને પ્રચાર, તેમ જ તદ્દન ચોખ્ખો હિસાબ એ ત્રણ બાબત હોવી જ જોઈએ. એ હિસાબો વારંવાર તપાસાય ને પ્રસિદ્ધ પણ થાય જ. ફંડ એટલે સાર્વજનિક નાણું. એ એવા ખજાનચીના હાથમાં રહેવું જોઈએ કે ગફલતથી પૈસા બૂડે તોપણ પદરના પૈસા કાઢીને સાર્વજનિક કાર્યને નુકસાન ન પહોંચવા દે. એમ કરવાથી લોકોનો વિશ્વાસ ટકશે. તરુણ સ્વયંસેવકોએ તો બને ત્યાં સુધી પોતાની જવાબદારી પર ફાળો એકઠો ન જ કરવો.

પૈસો તફરકે ન થાય, પૈસાનો દુરુપયોગ ન થાય તે માટે તેના પર બારીક તપાસ રાખવી જરૂરની ખરી, પરંતુ કાર્યકર્તાઓ વ્યવસ્થિત રીતે અને કરકસરથી ખર્ચ કરે તોપણ તેમના પર પગલે પગલે સાસુપણું બજાવી, પૈસો બિલકુલ જ ન છોડવાની વૃત્તિ પણ સંસ્થાના વરિષ્ઠ લોકોએ રાખવી ન જોઈએ. પ્રામાણિકપણું, હિસાબ રાખવામાં નિયમિતપણું, કરકસર અને દક્ષતા એટલા ગુણોવાળા સેવકને કદી એવું ન લાગવા દેવું જોઈએ કે તેના કરતાં પૈસાની કિંમત વધારે છે. પૈસાને વધારે પડતું માન આપવા કરતાં પૈસા વગર અડચણ ભોગવવી બહેતર છે. સેવકે હીનપણું સ્વીકારી દ્રવ્યનો સંચય કે કામનો વિસ્તાર વધારવાનો કશો જ અર્થ નથી. ફંડ ઉપયોગી વસ્તુ ખરી પરંતુ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે પગનો જોડો પગમાં જ શોભે છે, તેને માથા પર ન મુકાય.

સાસુના વર્તનથી જેમ વહુઓ બગડે છે, શિક્ષકના અનાડીપણાથી જેમ વિદ્યાર્થીઓ બગડે છે, તે જ પ્રમાણે ફંડ એકઠું કરવાનું શાસ્ત્ર ન પાળવાથી દાન આપનારા લોકો બગડે છે. વધારે વધારે પૈસો મળે એ ફંડભિક્ષાની ફલશ્રુતિ છે એ સાચું, તોપણ બધાં સારાં કાર્યોને તારતમ્ય પ્રમાણે બધો વખત આવશ્યક મદદ મળતી રહે એવી પદ્ધતિથી કામ કરતાં આવડવું જોઈએ. એટલા સારુ દાન દેનાર વર્ગને આપણી પ્રવૃત્તિથી યોગ્ય શિક્ષણ અને વલણ મળે એની કાળજી રાખવી જોઈએ. આપણાં કાર્યનું મહત્ત્વ, તે કાર્યને માટે કરેલા દાનથી થનારું પ્રત્યક્ષ કામ

અને એકંદર સમાજની પરિસ્થિતિ, એ બાબતો દાન આપનારાઓને યોગ્ય રીતે સમજાવવી જોઈએ. દાન આપનારની કદી ખુશામત ન કરવી જોઈએ. બીજાં કામની કદી નિંદા પણ ન કરવી જોઈએ. દાતાને કોઈ પણ પ્રકારના ઐહિક કે પારલૌકિક લાભની લાલચ દાન માગનારાઓએ બતાવવી પણ ઠીક નથી. અને દાતા કશું ન આપે તોપણ નિરાશ થઈને ચિડાવું ન જોઈએ.

ઘણીખરી સંસ્થાઓમાં મુખ્ય સંચાલકોને પોતાના વખતનો મોટો ભાગ ફંડ એકઠાં કરવાને આપવો પડે છે. આને લીધે સંસ્થાને ઉત્તમમાં ઉત્તમ સેવકોના બધા વખતનો લાભ મળતો નથી. સામાન્ય દરજ્જાનો માણસ ફંડ લેવા જાય તો લોકો પૈસા આપતા નથી. સમાજની એ ખોડ જ છે.

બીજી બાજુથી સંસ્થાઓમાં પણ મુખ્ય ગમે તે હોય ને ગમે તેટલી મહેનત કરે પણ જે કોઈ સંસ્થા માટે પૈસો લઈ આવે તેની જ આણ સંસ્થામાં દિવસે દિવસે વધારે ચાલે છે. તેની મરજી સંભાળાય છે. એ બન્ને ખોડ સરખી જ ઘાતક છે. પરિમિત પ્રચાર કરીને જરૂરનો પૈસો સારી સંસ્થાઓને સહેજે મળવો જોઈએ.

૧૯૩૨

## હિંદુધર્મમાં સમાજસેવાને સ્થાન

**['સમાજસેવાનો આદર્શ હિંદુ ધર્મમાં હતો કે કેમ' એવી શંકાના જવાબમાં.]**

"નીરોગી સમાજમાં વૈદને સ્થાન નથી, એમ કહેવું જેટલું બરાબર છે, તેટલું જ સમાજસેવાનો આદર્શ હિંદુ ધર્મમાં હતો નહીં, એમ કહેવું બરાબર થશે, એમ એક રીતે કહી શકાય. હિંદુ સમાજવ્યવસ્થા સંપૂર્ણ ન હતી, એ તો કબૂલ કર્યે જ છૂટકો. પણ તમે સમાજસેવાનાં મુખ્ય મુખ્ય અંગો ક્યાં તેની એક યાદી પ્રથમ તૈયાર કરજો, અને પછી તે તે અંગની આપણે ત્યાં શી શી વ્યવસ્થા કરી હતી, તે તપાસજો."

"કેળવણી એ સમાજસેવાનું પ્રથમ અંગ. તે ન્યાતપરત્વે જુદું હતું છતાં સર્વવર્ણને સમાન એવું શિક્ષણ મળતું ન હતું, એમ નથી. પ્લેટો કહે છે કે પ્રજાજનને કાયદાનું જ્ઞાન અતિ આવશ્યક છે. આજની ભાષામાં કહીએ તો દરેક પ્રજાજનને સમાજશાસ્ત્રનું પ્રાથમિક જ્ઞાન હોવું જોઈએ. આપણે ત્યાં વર્ણધર્મની ચર્ચામાં અને પુરાણશ્રવણમાં એ જ્ઞાન બરાબર મળતું. સમાજશિક્ષણની Popular National School તે ગામનું મંદિર. ત્યાં સંગીત, ચિત્રકળા, સ્થાપત્ય, પૂજાવિધિ ઉત્સવ, સભાનો વિવેક, સામાજિક Hierarchy (સામાજિક વર્ગોની સા, રી, ગ, મ) બધાંનું શિક્ષણ મળતું.

"સમાજસેવાનું બીજું મહત્ત્વનું અંગ તે રુગ્ણશુશ્રૂષા અને અપંગ અસહાયોનું પાલન. ને આપણે ત્યાં ન હતું, એમ કોઈ કહી શકે? જબરદસ્ત ફંડ ઊભાં કરી

ઇસ્પિતાલો આપણે ખોલતા ન હતા, પણ દરેક વૈદની ફરજ બહુ આકરી રાખેલી. વૈદ રોગીને જોવા ભાણું છોડીને પણ દોડે, તેમ ન કરે તો ધર્મભ્રષ્ટ ગણાય. વૈદની દવાઓ તો પૈસાદાર લોકોને ખરચે જ તૈયાર થયેલી, ગરીબ લોકોને મફત મળતી. પક્ષપાત તો આજે પણ થાય છે! લોકમતની અસર જૂના વખતમાં વધારે રહેતી. બ્રાહ્મણ વર્ગના Higher studies માટે કાંચી (કાંજીવરમ્), મદુરા, વાઈ, પૈઠણ, અને છેલ્લે કાશી, હજીયે છે. ત્યાંનાં અન્નછત્રો અને સદાવ્રતો એ આપણાં Educational endowments. એ વહીવટ હમેશાં શિથિલ જ રહેતો, એમ માનવાનું કારણ નથી, અને Voluntary taxation એ સંસ્કૃતની ઉચ્ચતા સૂચવે છે. સમાજસેવાનું ત્રીજું મહત્ત્વનું અંગ તે Co-operation (સામાજિક સહકાર) છે. અવિભક્ત કુટુંબપદ્ધતિ, ગંગાજળી રાખવાનો રિવાજ, જ્ઞાતિવ્યવસ્થા, મહાજન-વ્યવસ્થા અને લગ્ન વગેરે ખર્ચના પ્રસંગે સગાંસ્નેહીઓએ ફરજિયાત Contribution આપવાની પદ્ધતિ, જે હજી ચાલે છે - એ બધું આપણું આપણી ઢબનું Co-operation. કોઈને વાવવા માટે અનાજ કે બીજ આપીએ તો એનું વ્યાજ લેવાય નહીં, એ Social co-operationનું જ એક તત્ત્વ છે. લગ્ન કે મરણ વખતે તેમ જ કુટુંબની ફારગત વહેંચણ વખતે પણ ન્યાતવાળા કે સગાંસંબંધી ભેગાં થાય, એ પણ Co-operative justiceની વ્યવસ્થા કેવી સુંદર! Co-operative justiceની કલ્પના આજના લોકોને હજી સૂઝી નથી. Trial by Peers or 'Judges' આની સાથે સરખાવી શકાય. તીર્થયાત્રા એ Travelling Fellowships અને Tours of Culture ગણાય. Comparative Studyની આના કરતાં વધારે સારી કઈ રાષ્ટ્રીય યોજના તમે સૂચવી શકો?

"સમાજસેવાનું ચોથું મહત્ત્વનું અંગ તે Public Works. એને વિશે રાજાની જવાબદારી ખરી, પણ ધર્મશાસ્ત્રે પુણ્ય માટે ભલામણ કરેલાં ઇષ્ટાપૂર્તમાં પૂર્ત એ works of Public utility છે. રસ્તાઓ, ધર્મશાળાઓ, નહેરો અને તળાવો, તેમ જ Load-rest (ઓતરંગો) એ બધાં પૂર્ત ગણાય. તીર્થક્ષેત્રો જ્યાં સુધી Centres of Culture હતાં ત્યાં સુધી ત્યાં કરેલું ખર્ચ લેખે લાગતું. શાસ્ત્રાર્થ એ પ્રજાની બુદ્ધિ અને સામાજિક કાયદાઓ તેમ જ ધાર્મિક માન્યતાઓ કસવાનું સાધન હતું. ગુરુકુળો અને આશ્રમો વિશે અહીં લખવાની જરૂર નથી. ગૌરક્ષા, વૃષોત્સર્ગ, વૃક્ષારોપણ, હવાશુદ્ધિ કરનાર તુલસી આદિનો પુરસ્કાર, એ પણ સમાજ-સેવા જ ગણાય.

"આપણે ત્યાં વિશેષ ખૂબી એ હતી કે Public utilities ઉત્પન્ન કરનારને પુણ્ય મળે છે, જ્યારે જરૂર વગર એનો લાભ લેનારનો સત્ત્વક્ષય થાય છે, એવી માન્યતા હતી; એટલે Social dependence ઉપર અંકુશ હતો. આખું જીવન જ્યાં સમાજસેવામય હોય, ત્યાં સમાજસેવાનો નોખો પ્રચાર ક્યાંથી જ હોય? આજે Social Service, Baby Week, Free Maternity Hospitals, Welfare Work વ. વસ્તુઓ એટલું જ સૂચવે છે કે સમાજની ઘડ બગડી

છે. Industrial Civilization સાથે Individualની Anarchy આવી એને લીધે સમાજસેવાએ યુરોપમાં આવું સ્વરૂપ પકડયું. એ Failure of Society સૂચવે છે. ઉપનિષદનો અશ્વપતિ જેમ યોગ્ય અભિમાનથી કહે છે:

न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपः।
नानाहिताग्निर्नाविद्वान् न स्वैरी स्वैरिणी कुतः।।

(છાંદોગ્ય ૫, ૧૧, ૫)

"તેમ આપણા સમાજધુરીણો પણ અભિમાનથી કહી શકત કે અમારે ત્યાં સમાજસેવાની યોજના કોઈ સૂચવતું જ નથી, આમારે ત્યાં એની જરૂર નથી.

"જૂના પાંચવાર્ષિક સત્રો અને કુંભ જેવા મેળાઓ તો આપણી મોટી મોટી પરિષદો. એમાં ધર્મસંસ્કરણ થાય. સંન્યાસીઓ તો ધર્મપ્રચારકનો એક મોટો સંઘ જ છે ને? પાછળથી તેઓ આળસુ થઈ ગયા અને ઉછીના ધારણ કરેલા ગૂઢવાદમાં ફસાયા, એ વાત જુદી. અશ્વમેધ, દિગ્વિજય વગેરે સંસ્થાઓ પણ એક રીતે (Cultural Missions) જેવી જ હતી, એમ માનવાને કારણ મળે છે.

"એ ગમે તેવું હોય જૂની વ્યવસ્થા આદર્શ હતી, એમ નથી કહેતો. આજની ઉત્તમ છે, એમ તમે પણ નહીં કહો. તત્ત્વતઃ જૂની જ વધારે સંસ્કૃતિયોગ્ય હતી, આજની તો મલમપટ્ટી જેવી છે. ભક્તોએ—સંતોએ લોકોને હૃદયવિકાસ સૂચવ્યો, પ્રભુપ્રીત્યર્થ લોકસેવા સૂચવી. એનો સ્વીકાર સમાજે નથી કર્યો, એમ બીજો કોઈ કહેત, તો એને હું blasphemy ગણત. આજે સમાજમાંથી એ વસ્તુ ખરી પડી હોય, તેથી શું? સમાજ જીવંત છે, ત્યાં સુધી સદ્‌ગુણો ટકે છે. જ્ઞાનેશ્વરની પાલખી, પંઢરપુરની યાત્રા વગેરેની વ્યવસ્થા શું સૂચવે છે?

"બૌદ્ધ સમયનો ઈતિહાસ મેં જાણી જોઈને છેડયો નથી. એ તો સમાજસેવામય જ છે. એનો જોટો દુનિયામાં ન મળે. આપણે સમાજને જાણતા, રાજ્યને જાણતા. આજના અર્થમાં ભલે રાષ્ટ્રને જાણતા ન હોઈએ. એ સંબંધમાં રવીન્દ્રનાથ ઠાકુરનું 'Greater India' (સ્વદેશી સમાજ)—ખાસ કરીને એમાંથી પહેલો નિબંધ વાંચવા જેવો છે.

"... પાશ્ચાત્ય Classification જુદું, એમના Thought Units જુદા, Social Units જુદા, તેથી તેમની Institutions પણ જુદી. એની કસોટીએ આપણા સમાજને ચડાવતા પહેલાં દરેક વસ્તુનું Re-valuation અથવા Trans-Valuation (મૂલ્યપરિવર્તન) કરવાની બહુ જ જરૂર રહે છે. પાશ્ચાત્ય કલ્પનાથી જે ફળ મળે છે, તે ફળથી આપણો સમાજ વંચિત હોય, તો કહી શકાય કે આપણે ત્યાં એ વસ્તુ ન હતી. અને તુલના કરવી જ હોય, તો સમાન ઐતિહાસિક કાળની તુલના થવી જોઈએ; અને તારતમ્ય નક્કી કરવું હોય, તો Efficiencyની દૃષ્ટિએ પણ કરી શકાય, અને Inherent Superiority of Conception અને Scientific Aptitudeની દૃષ્ટિએ પણ કરી શકાય.

"વાનપ્રસ્થ આશ્રમનો મૂળ ઉદ્દેશ સમાજસેવાનો હોય, એમ લાગતું નથી. જે સામાજિક વ્યાપારમાંથી ખસી ગયો છે, તે સમાજ ઉપર પોતાનો ભાર ઓછામાં ઓછો નાખે. પોતાની નિરાશા, નિરુત્સાહ કે વૈરાગ્યવૃત્તિથી કૌટુંબિક વાતાવરણને અગવડ થાય નહીં, અને ગૃહસ્થાશ્રમમાં આવેલું સુંવાળાપણું ખંખેરી ખડતલ થઈ જાય, એ ઉદ્દેશથી વાનપ્રસ્થાશ્રમ યોજાયો છે, એમ મારું માનવું છે. વ્યાવહારિક કર્મનો અંત આણી પરિપક્વ અનુભવને ચિંતનની ભઠ્ઠીમાં નાખવાના ઈરાદાથી વાનપ્રસ્થની નવરાશ ગોઠવેલી છે, અને હિંમત આવે, એટલે માણસ સંન્યાસ પણ લઈ શકે.

"આપણાં પુરાણો એ Universal text books of Religion, Culture, Folktales and what not છે. દરેક પુરાણ એ different School of Culture અથવા Outlook represent કરે છે.

"તુલનાત્મક નોંધો લખવી હતી એટલા માટે આમાં ઈરાદાપૂર્વક અંગ્રેજી શબ્દો વાપર્યા છે, કે જેથી કલ્પના ઝટ હાથ આવે.

"સરવાળે એમ કહું કે તત્ત્વત: આપણે ત્યાં સમાજસેવા હતી અને છે. રૂપત: તે (આજના) હિંદુ ધર્મમાં નથી, એમ તમે કહી શકો; અને હું કહીશ કે તેથી જ હિંદુ ધર્મ શ્રેષ્ઠ છે."

**ફેબ્રુઆરી, ૧૯૨૮**

# સમાજસેવાની હિંદવી મીમાંસા

આસ્તિક હોય કે નાસ્તિક, દરેક સમજુ માણસ એટલું તો સમજે જ છે કે પોતે જે સમાજમાં રહે છે તે સમાજની સેવા કરવી એ તેનું કર્તવ્ય છે. અનાથોને મદદ કરવી, નિરાશ્રિતોને આશ્રય આપવો વગેરે વાતો સર્વ ધર્મોમાં કહેલી છે. હિન્દુ ધર્મમાં પણ પરહિતમાં મચ્યા રહેવાનો ઉપદેશ કરેલો છે. પણ જૂના ગ્રન્થો વાંચતાં અથવા સામાન્ય ધર્મચુસ્ત માણસના વિચારો જોતાં આપણી અને પાશ્ચાત્ય લોકોની સમાજસેવાની કલ્પનામાં ખૂબ ભેદ જણાઈ આવશે. ભૂખ્યાને અન્ન આપવું, તરસ્યાંને સારુ પરબો બેસાડવી, જળાશયો ખોદાવવાં અથવા ધર્મશાળાઓ બાંધવી, બ્રહ્મભોજન કરવાં અથવા દેવાલયો બાંધવાં—આટલેથી જ ઘણું કરીને આપણી સમાજસેવા પૂરી થાય છે. (ગોરક્ષા જેવા વિષયો જીવદયામાં ગણાય. સમાજસેવામાં તેનો સમાવેશ કરાય?) યુરોપમાં મધ્ય યુગમાં સમાજસેવાની આ જ કલ્પના હતી. માંદાઓની સારવાર કરવાના વ્યવસ્થિત પ્રયત્નો તો ત્યાંના સાધુ લોકોએ આપણા કરતાં વધારે કર્યા હશે.

રોમન કૅથલિક ધર્મમાં સુધારો થયો અને અંગ્રેજી વિદ્યા શરૂ થઈ ત્યારથી

આપણા દેશમાં સમાજસેવાની કલ્પનાને નવી જ દિશા મળી છે. વિદ્યાલયો સ્થાપવાં, પ્રવાસ કરવામાં મદદ કરવી, ગરીબોની સ્થિતિ સુધારવી, પતિતોનો ઉદ્ધાર કરવો અને ધાર્મિક માન્યતાઓમાં સુધારો કરવો–એવો બહુવિધ કાર્યક્રમ આજકાલ સમાજસેવામાં દાખલ થયો છે. આ નવી કલ્પનાની ચર્ચા આપણા સમાજમાં રાત-દિવસ થયા કરતી હોવાથી અહીં તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરવાની જરૂર નથી.

કૉમ્ત જેવા નાસ્તિક વિદ્વાનના લેખોથી યુરોપમાં સમાજપૂજાનો નવો સંપ્રદાય ઉત્પન્ન થયો અને નાસ્તિક ને આસ્તિક સૌ કોઈ કહેવા લાગ્યા કે સમાજસેવા એ જ મોક્ષનું દ્વાર છે.

આપણે ત્યાં પણ એ જ વિચારોનો અનુવાદ થઈ 'જનતાથી જુદો જનાર્દન ન હોય', 'આપણી આસપાસના કરોડો જીવતાજાગતા નારાયણોનું દુઃખ ફેડવું એ જ મોક્ષનો રસ્તો છે', 'જનસેવા તે ઈશ્વરસેવા' વગેરે વિચારો લોકોના મનમાં વધારે ને વધારે ઉદ્ભવવા લાગ્યા છે. હિંદુ ધર્મને આ કલ્પનાઓ નવી નથી. પણ બીજી બાબતોને ગૌણ કરીને આ બાબતોને મહત્ત્વ આપવાનો આગ્રહ નવો છે ખરો. આ આગ્રહનું એક પરિણામ એ આવ્યું છે કે કેટલાક લોકોને મનુષ્યનું ધ્યેય શું હોવું જોઈએ – આત્મોન્નતિ કે સમાજોન્નતિ–એ વિશે શંકા થવા લાગી છે. આપણો દેશ એક યુરોપીય રાષ્ટ્રના તાબામાં છે એટલે તે રાષ્ટ્રની રાષ્ટ્રીયત્વની અને રાષ્ટ્રાભિમાનની કલ્પના ઉપલી શંકા સાથે ભળી જવાથી ઉપલો વિવાદ વધારે ગોટાળા-ભરેલો થઈ પડ્યો છે. આ સ્થિતિમાં, સર્વ સામાજિક પ્રયત્નને કઈ દિશાએ દોરવા એ નક્કી કરતાં પહેલાં સમાજસેવાના ધ્યેય વિશે સહેજ વિવેચન કરવાની જરૂર છે.

સમાજસેવામાં જ મારો મોક્ષ રહેલો છે એમ માનવું એટલે પહેલાં તો સમાજની સેવા કરવાની મને તક મળવી જોઈએ, અને તેવી તક મને મળે એટલે સમાજ હંમેશ પાંગળો જ હોવો જોઈએ, એવું સિદ્ધ થાય છે. પણ થોડા કે વધારે લોકોની અપંગ દશા પર મારા મોક્ષનો આધાર રહે એ સ્થિતિ ઇષ્ટ પણ નથી તેમ સયુક્તિક પણ નથી. અને સમાજની સેવા કરીને તેનું પંગુપણું થોડે અંશે પણ દૂર કરવું હોય તો સમાજનું હિત શામાં રહેલું છે એનું મને પૂરેપૂરું ભાન હોવું જોઈએ અને મારા ઉપાયોથી સમાજનું ભલું જ થવાનું છે, બૂરું નહીં જ થાય એવી દૃઢ શ્રદ્ધા પણ હોવી જોઈએ. યથાર્થ હો યા ન હો, પણ ઘણાખરા યુરોપિયન સમાજસેવકોમાં એ શ્રદ્ધા હોય છે. તેથી જ તેઓ પોતાનું કામ આટલા ઉત્સાહથી કરે છે, અને તેમના કામના પ્રમાણમાં ઓછાવત્તા લોકો વધારે સુખી થયેલા દેખાય છે. પણ વ્યાપક દૃષ્ટિએ જોનારને એકંદરે સમાજની ઉન્નતિ થયાનાં કંઈ લક્ષણ દેખાતાં નથી. યુરોપમાં બધું કામ વ્યવસ્થિત થાય છે. સમાજસેવાનું અને પરોપ-કારનું કામ પણ એટલું વ્યવસ્થિત થયું છે કે ઘણાનો તો એ એક ધંધો જ થઈ પડ્યો છે.

આપણી જૂની કલ્પના પ્રમાણે પરોપકાર કરવામાં જેટલું પુણ્ય મનાય છે તેટલી જ બીજાઓની સેવા લેવામાં સત્ત્વહાનિ મનાય છે. શેક્સપિયરનું 'મર્ચન્ટ

ઑફ વેનિસ' વાંચતાં એક મુશ્કેલી નડેલી. 'Mercy is twice blessed; It blesseth him that gives' અહીં સુધી ગાડું સીધું ચાલ્યું પણ 'and him that takes'નો ટેકરો કૂદી જવો સહેલ ન હતો. કારણ મદદ લેવાથી ગરજ સરે છે, પણ ગરજની ભેગું ભેગું સત્ત્વ પણ સરે છે એ કલ્પના આપણા જીવનની સાથે વણાઈ ગઈ છે. વળી મુસીબતમાં કોઈને મદદ કરવી એ એક વાત છે અને મુસીબતમાં પડેલાંને મદદ કરવાનો ધંધો આદરવો એ બીજી વાત છે. સમાજસેવકોનો નોકરિયાત વર્ગ જ્યારે નિર્માણ થયો ત્યારે એવી મદદ પર જ પેટ ભરનારાઓનો વર્ગ ઊભો થાય એ સ્વાભાવિક છે. અને એ વર્ગમાં સત્ત્વ અને પરાક્રમને નામે મીંડું હોય છે એ સિદ્ધ કરી બતાવવાની જરૂર નથી. આજકાલની સામાજિક હિલચાલનું સૂક્ષ્મ નિરીક્ષણ કરનારને એનો કડવો અનુભવ છે જ. જૂના લોકોને પણ યજમાન પાસે કાલાવાલા કરનાર અભણ ભટભિક્ષુકોની શ્વાનવૃત્તિ જોઈને ઉપલા કથનની યથાર્થતા સહેજે ખ્યાલમાં આવશે. અમે કૉલેજમાં ભણતા હતા ત્યારે અમારા અર્થશાસ્ત્રના અધ્યાપક એક વચન ટાંકતા કે, હાલની સમાજવ્યવસ્થા એવી છે કે જેથી ગરીબ લોકો વધારે ને વધારે ગરીબ થતા જાય છે અને પૈસાદારો વધારે ને વધારે તવંગર બનતા જાય છે.

નીતિપંથી અર્થશાસ્ત્રીઓ કહે છે કે, આ બધા દુ:ખનું કારણ શ્રમવિભાગ છે. સ્વાવલંબન મટીને પરસ્પરાવલંબન દાખલ થાય ત્યારે આવું જ પરિણામ આવવાનું. સંપત્તિને જે તત્ત્વ લાગુ પડે છે તે જ તત્ત્વ સત્ત્વને પણ લાગુ પડે છે. સમાજસેવા કરવા ખાતર સર્વસ્વ અર્પણ કરનારનું સત્ત્વ વૃદ્ધિ પામે છે એમાં કંઈ શંકા નથી. પણ સાથે સાથે એવા સત્પુરુષની ઐહિક સંપત્તિ પર એદી ગુજારો કરનારનું સત્ત્વ નિર્મૂળ થઈ જાય છે એ ભૂલવું ન જોઈએ. સહેજ અતિશયોક્તિ કરીને કહી શકાય કે સમાજસેવાને માર્ગે જનાર માણસ જ્યારે સ્વર્ગનો અધિકારી બને છે, ત્યારે સામે એવા માણસ દાન ઉપર જિંદગી ગુજારવાની દાનત રાખનાર માણસ નરકનો અધિકારી બને છે. ખ્રિસ્તી ધર્મના મૂળમાં જ આ શ્રમવિભાગનું તત્ત્વ પેઠું છે. ઈશુ ખ્રિસ્તે આખી માનવજાતિનું પાપ પોતાને માથે ઓઢી લઈ પોતાનું બલિદાન આપ્યું 'અને તેથી' જેટલા શ્રદ્ધાવાન લોકો હતા તે બધા પાપમુક્ત થઈ ગયા!

ખ્રિસ્તી ધર્મનું ખરું રહસ્ય ખ્રિસ્તને ભોગે ક્ષમા મેળવવી એમાં નથી, પણ આત્માર્પણ કરવામાં ખ્રિસ્તનું અનુકરણ કરવામાં છે. અને આ સત્ય જે થોડાઘણા લોકો જોઈ શક્યા છે તેમની જ ઉન્નતિ થવાની છે એ સ્પષ્ટ છે. પણ આ વાત જો બધાને ગળે ઊતરી જાય તો પછી કોણે કોને માટે આત્માર્પણ કરવું? બીજાનાં પાપો માટે પોતાનો ભોગ આપ્યાનાં દૃષ્ટાંતો હિંદુ આદર્શમાં એક નહીં પણ અનેક છે. હિંદી પ્રજાની દંતકથાઓ દ્વારા સૂચિત થતા મધ્ય યુગના હિંદના ઇતિહાસ પરથી જણાય છે કે રાષ્ટ્ર પર આવેલાં સંકટો ટાળવા માટે રાષ્ટ્રલક્ષ્મીનો આદેશ થતાં વાર કાલિકા માતાને ચરણે પોતાનું શિરકમળ ધરનારા રાજાઓ, પ્રધાનો, સેનાપતિઓ કેટલાયે થઈ ગયા છે. તેમાંના દરેકને નામે એક એક ધર્મની સ્થાપના થઈ નથી એટલી

જ ખોટ રહી છે. સમાજ પર આવી પડેલું સંકટ આવા આત્મયજ્ઞો વડે તત્કાળ ટળે છે એ ખરું; પણ તેટલાથી સમાજની કાયમની અથવા સ્થાયી ઉન્નતિ નથી થતી. એમ જો ન હોત તો ભગવાન તથાગતે લોકોને સ્વાવલંબનથી આક્રમવાનો અષ્ટાંગિક માર્ગ ઉપદેશ્યો ન હોત.

જૂના વખતમાં આપણે ત્યાં ગામનો કોઈ ધનિક ગૃહસ્થ પરોપકારને અર્થે કૂવો ખોદાવે તો ગામના સત્ત્વશીલ ગૃહસ્થો એ કૂવાનું પાણી પીતા નહીં. તેઓ કહેતા, 'આવી રીતે અમે તને અમારું સત્ત્વ લૂંટી લેવા નહીં દઈએ.' ગામના દરેક માણસની કમાણી આદિના પ્રમાણમાં ફાળો નાખી એક સાર્વજનિક કૂવો બાંધવો એ તેઓ વધારે શ્રેયસ્કર ગણતા. સમાજકાર્યનો આપણે ભાગે આવતો બોજો જો આપણે નહીં ઉપાડી લઈએ તો આપણા સત્ત્વનો નાશ થશે, આપણે સમાજના ગળામાં ભારરૂપ થઈ પડીશું અને આપણે કારણે બમણા બોજાથી તરતા સમાજને ડૂબાડવામાં કારણરૂપ થઈશું એ ભાવના તે કાળના લોકોમાં જાગ્રત હતી. અને તેથી જ કેવળ સમાજસેવાને એક ધ્યેય તરીકે સાધકો આગળ મૂકવાની ભૂલ આપણા સમાજવ્યવસ્થાપકોને હાથે થઈ નહીં. વર્તમાનકાળના તાજા દાખલા લઈશું તો જણાઈ આવશે કે દરેક નાગરિક પોતાના અધિકાર અને કર્તવ્ય વિશે જાગ્રત ન રહેવાથી કેટલીક વ્યક્તિઓને અસાધારણ ભોગ આપવા પડેલા છે. દેશની દરેક વ્યક્તિ જો ધર્મ અને તેજસ્વિતાની રક્ષા કરવા તત્પર રહે તો અધિકારીઓને જુલમ કરવાની વૃત્તિ થાય નહીં, અરાજકો અત્યાચાર કરવાના મોહમાં નહીં પડે અને સરકારને પણ બેબંધશાહી મચાવતાં વિચાર કરવો પડે. એકનો સ્વાર્થત્યાગ જોઈને બીજા ઘણાને સ્વાર્થત્યાગ કરવાનું શૂર ચડે છે એ વાત સાચી છે તેમ જ અગત્યની છે. મદદ કરવાથી પંગુ લોકો વધારે પંગુ થશે એ બીકે જો કોઈ સ્વાર્થત્યાગ કરવાનું ટાળે તો તે હું કદાપિ ઇષ્ટ ન ગણું. અહીં તો પ્રશ્ન માત્ર આપણો આદર્શ અથવા આપણું ધ્યેય શું હોવું જોઈએ એટલા પૂરતો જ છે. ખરું જોતાં દરેક વ્યક્તિનું, સમાજનું અથવા રાષ્ટ્રનું આત્મોન્નતિ એ એક જ ધ્યેય હોઈ શકે. માત્ર આપણી આસપાસ દૈન્ય અને દુર્ગતિ છવાઈ રહેલાં હોય ત્યારે તેનો નિરાસ કરવા માટે ભગીરથ પ્રયત્ન કરી મરી મટયા વગર ખરી આત્મોન્નતિ થવાની નથી એ વાત ધ્યાનમાં રાખીએ તો બસ છે.

જુલાઈ, ૧૯૧૯

# ખંડ ૯ : પ્રાસંગિક અને પ્રકીર્ણ

## આવતી કાલના પ્રશ્નો*

દુનિયા આગળ આજના સવાલો એટલા બધા વિકટ થઈ પડ્યા છે કે કેટલાક ઉત્કટ સેવકો જરૂર કહેશે કે, 'આજનું મોત આજે મરી લઈએ, આવતી કાલ ઊગશે ત્યારે ત્યારનું જોઈશું.' છતાં એવા લોકો પણ જરાક શાંત થઈને વિચારતાં જોશે કે માણસ જીવે છે તે આવતી કાલની જ આશાએ. આવતી કાલનું આકર્ષણ ન હોત, આવતી કાલનું આશ્વાસન ન હોત, તો કેટલાયે લોકોએ આજને માટે જીવવાની ના પાડી હોત. એક રીતે એમ પણ કહી શકાય કે જે વ્યક્તિ અને જાતિ આવતી કાલના પ્રશ્નોનો વિચાર કરી રાખે છે તે જ આજે ફાવે છે.

આવતી કાલના પ્રશ્નોનો વિચાર કરવા માટે એક જાતનું યૌવન અથવા તારુણ્ય જોઈએ છે. તરંગી બાળકો અને આદર્શદર્શી યુવાનો સ્વભાવત: આવતી કાલનો વિચાર કરે છે. મહત્ત્વાકાંક્ષી અને વ્યવહારકુશળ આધેડ વયના લોકો આજના સવાલોમાં જ રચ્યાપચ્યા રહે છે. જ્યારે થાકી ગયેલા ઇતિહાસપરાયણ ઘરડા લોકો ગઈ કાલના સવાલો ચૂંથ્યા કરે છે. આપણી ધાર્મિક ચર્ચાઓ, નાતજાતના ઝઘડાઓ અને કુટુંબાભિમાન પાછળ ઘણી વાર ગઈકાલના સવાલો જ હોય છે. એક વખતે ભારે પ્રતિષ્ઠા ભોગવતી અને આજે પછાત જેવી દશામાં પડેલી કેટલીક કોમો અને વ્યક્તિઓ પણ ગઈકાલના સવાલોમાં જ રચીપચી દેખાય છે, અને દહાડે દહાડે તેમનો જીવનકલહ વધારે ને વધારે કપરો થતો જાય છે. ભૂતકાળ જાણવો એ જરૂરનું છે, કેમ કે ભૂતકાળમાં આપણી મૂડી સમાયેલી છે; ભૂતકાળ પાસેથી આપણને પ્રેરણા મળે છે. પણ ભૂતકાળ વાગોળ્યે દહાડો વળવાનો નથી. ભૂતકાળને આદરપૂર્વક દફનાવતાં પણ આપણને આવડવું જોઈએ. વર્તમાનકાળને ઓળખવો એ અપરિહાર્ય છે કેમ કે આપણી હસ્તી જ વર્તમાનકાળમાં છે. પણ આપણા પુરુષાર્થની દિશા નક્કી કરવા ખાતર આપણે આવતી કાલનું જ દર્શન કરવું ઘટે છે. આવતી કાલનું દર્શન ન કરી શકીએ તો આપણું આખું જીવન અર્થશૂન્ય થઈ પડવાનું. જો આપણે આવતી કાલને આવકાર ન આપીએ તો મૂંઝવણ, અવ્યવસ્થા અને પરાધીનતા એ ત્રણે વસ્તુ આપણને વળગેલી જ છે.

પણ આવતી કાલના પ્રશ્નો એટલે શું? આજના પ્રશ્નોનો ઉકેલ આવ્યા પછી ઊઠનારા પ્રશ્નો, એ એક જવાબ છે. અથવા તો જે સવાલોનો આજે ઉકેલ

*મુંબઈની ભગિની સમાજ આગળ તા. ૨૬-૯-'૨૫ના રોજ કરેલું ભાષણ.

આણવો અશક્ય થઈ પડ્યો છે અને તેથી જે આવતી કાલ ઉપર મૂકવા પડ્યા છે તે પ્રશ્નો, એવો પણ અર્થ થઈ શકે છે. ત્રીજી રીતે વિચારતાં, જે પ્રશ્નો આજે ઊઠતા જ નથી પણ આગળ જતાં ઊઠ્યા વગર રહેવાના નથી એવા સ્વાભાવિક પ્રશ્નો, એવો પણ અર્થ લઈ શકાય.

આવતી કાલના પ્રશ્નો એ વિષય ખાસ કરીને સમાજશાસ્ત્રનો છે, એટલે કે એમાં વ્યાપક અર્થમાં ધર્મના સવાલોયે આવે, રાજકારણનાયે આવે, આર્થિક અને સામાજિક પણ આવે, અને કેળવણી અને લોકશિક્ષણના પણ આવે. આખી દુનિયામાં માણસજાતની શી સ્થિતિ છે, મહાપ્રજાઓ વચ્ચે કેવો સંબંધ બંધાતો જાય છે, નૈતિક અને બૌદ્ધિક ઉન્નતિમાં માણસે કેટલી પ્રગતિ કરી છે, કુદરતની મદદ માણસ કેટલે દરજ્જે લઈ શક્યો છે અથવા એની સામે કેટલો દ્રોહ કરી રહ્યો છે, અને આગળ જતાં દુનિયા કેવું સ્વરૂપ પકડનાર છે, એ બધી વસ્તુઓનો વિચાર કર્યા પછી જ આવતી કાલના પ્રશ્નોનું સ્વરૂપ નક્કી થઈ શકે એમ છે અને ત્યાર પછી જ એ પ્રશ્નોનો ઉકેલ પણ આપણને સૂઝવાનો છે.

કેટલાક સવાલો તો આવતી કાલની રાહ ન જુએ એવા આકરા છે. દાખલા તરીકે દેશનો ભૂખમરો ટાળવાનો ઉપાય, અસ્પૃશ્યતાનિવારણ, કેળવણીનો ફેલાવો, કોમી સંપ અથવા સમાધાની, અને વેઠની બંધી. સ્ત્રીકેળવણીનો વિષય મેં આમાં જાણીજોઈને નથી ઉમેર્યો, એનું કારણ આગળ કહીશ.

અત્યાર સુધીનો આપણો એટલે કે દુનિયાનો સુધારો તપાસીએ તો દરેક સારી કે ખરાબ વસ્તુનો પ્રચાર બાહ્ય નિયંત્રણથી જ થયો છે – પછી તે સામ્રાજ્યનો વિસ્તાર હોય કે ધર્મનો પ્રચાર. જોહુકમી રાજાની લોહીતરસી તલવારથી માંડીને પીનલ કોડની કલમો સુધી જ્યાં જુઓ ત્યાં બાહ્ય નિયંત્રણ છે. દરેક ધર્મના સિદ્ધાંતો જુઓ, કેટલા ઉદાર અને આત્મલક્ષી! પણ તે તે ધર્મના સંઘોના નિયમો જુઓ, ધર્મમાં આવનાર લોકોને માટે લાલચ, ધર્મબાહ્ય લોકોને માટે ધિક્કાર, અને ધર્મ છોડીને જનારને માટે બીક ડગલે ને પગલે બતાવવામાં આવે છે. લશ્કરમાં જેમ આજ્ઞાનું શારીરિક પાલન આવશ્યક ગણાય છે તેમ ધર્મમાં પણ બન્યું છે.

અને આપણો સામાજિક વિવેક કઈ રીતે ટકે છે? તેની અંતસ્થ સુંદરતાને લીધે કે સામાજિક નિંદાસ્તુતિને લીધે? રજાનો દરેક રવિવાર બતાવે છે કે છ દિવસનું આપણું જીવન આપણે માટે સ્વાભાવિક નથી થયું. ઇજિપ્તની પિરામિડો, આગ્રાનો તાજમહાલ, વિજયનગરનાં મંદિરો અને યુરોપનાં કેથીડ્રલો કળાના ગમે એટલા સુંદર નમૂના હોય, પણ તેની પાછળ અસંખ્ય ગરીબોની હાય છે. જીવતાજાગતા લાખો માણસોનું વ્યક્તિત્વ દબાવીને જ એ વસ્તુઓ ઊભી થઈ છે. મજૂરોના પરસેવા ઉપર આળસમાં જીવનાર લોકો ભલે આ કળામાં આત્મવિકાસ જુએ, પણ આ બધી ઇમારતોના પાયામાં માનવી આત્મા કચરાયેલો જ સ્પષ્ટ દેખાય છે. અનેક કુટુંબોનો નાશ, નીતિનું સત્યાનાશ અને બંધુત્વનું ખૂન કર્યા પછી જ આ વસ્તુઓ ઊભી થઈ છે. એક ભોળા ભગતે તરતા તરતા નદીને સામે

કાંઠે જઈ ત્યાંથી રોજ રોજ પથ્થર આણીને બાંધેલું દેવળ એ જ મારી દૃષ્ટિએ નિર્દોષ સાત્ત્વિક કળાનો ઉત્કૃષ્ટ નમૂનો છે. અને એ જ ધર્મનું ધામ કહેવાય.

લશ્કરમાં જુઓ, લશ્કરનું કૌવત એની તાબેદારીમાં હોય છે. અને તાબેદારી (ડિસિપ્લિન) એટલે શું? હૃદયની એકતા? ના. એ તો આવતી કાલની વ્યાખ્યા છે. લશ્કરમાં એક 'હેડ' હોય છે, બાકી બધા 'હેંડ્ઝ,' એટલે કે એક માણસની ઇચ્છા અને બુદ્ધિશક્તિ પ્રમાણે બધું કામ ચાલે છે. અને બાકી બધા પોતાના 'હેડ'નો સ્વતંત્ર ઉપયોગ ન જ કરી શકે. પ્રમુખનું મુખ જ બોલે; બાકી બધા મનુષ્યો હોવા છતાં મૂક. આથી ધાર્યું કામ બહુ જ સુંદર રીતે પાર પડે છે. પણ મનુષ્ય-જાતિનો આત્મા હણાય છે. આજનો સોલ્જર સાચો ક્ષત્રિય નથી હોતો, કેમ કે આત્માનું ગૌરવ તે જાણતો જ નથી. અને સરકારી ખાતાંઓમાં પણ શું? એક બાજુએ વ્યવસ્થામાં ક્યાંયે છિદ્ર રહેતું નથી, ત્યારે બીજી બાજુએ માણસની માણ-સાઈ જ હણાય છે. જે જાતિએ નોકરશાહીનો વર્ગ ઉત્પન્ન કર્યો તે જાતિની કાર્ય-કુશળતા ગમે તેટલી વધે, પણ તેનું તેજ તો લુપ્ત જ થઈ જાય છે. જેઓ વગર વિચાર્યે હુકમ ઉઠાવી શકે છે, માગેલું કામ કશા ઉત્સાહ વગર પણ નિયમિત આપી શકે છે તેઓ માણસ નથી પણ યંત્ર છે. જાલિમ થતાં તેમને ક્ષોભ થતો નથી, ગુલામ થતાં શરમ આવતી નથી. આખી દુનિયાનો ઇતિહાસ તપાસીએ તો એમ જણાય છે કે માણસે સુધારા પાછળ દોડતાં સ્વતંત્રતાનો મિજાજ કેળવવાને બદલે ખોયો જ છે.

આપણા ધર્મના અને સંપ્રદાયના કેટલાક નિયમો જુઓ. તેમાં પણ પૂર્વા-ચાર્યોએ લોકોની બુદ્ધિ અને ભાવનાઓ કેળવવા જેટલી ધીરજ હમેશાં બતાવી નથી. તેથી ફક્ત બાહ્ય નિયમોના પાલનથી જ આપણે સંતુષ્ટ રહ્યા છીએ અને ધર્મના જેવી જલદ અને ઊંડી શક્તિથી પણ પ્રજા અસ્પૃષ્ટ જ રહી છે. સામાજિક નીતિએ મોટે ભાગે બાહ્ય વિવેકનું જ સ્વરૂપ પકડ્યું છે અને બધે જાણે દંભનું જ સામ્રાજ્ય ચાલે છે. કંઈક આશા હોય તો કૌટુંબિક જીવનમાં છે. પણ ત્યાં પણ ઘરની અંદરનાં તાળાંકૂંચીઓ શું સૂચવે છે? સગાંસંબંધીઓ વચ્ચે સ્ટૅમ્પ ઉપર થતા કરારો શું સૂચવે છે? સ્ત્રીપુરુષ વચ્ચેના કેટલાક વિવેકના નિયમો શું સૂચવે છે? એટલું જ કે માણસની હજી નૈતિક ઉન્નતિ થઈ નથી. તેથી જ બાહ્ય નિયંત્રણ આવશ્યક થઈ પડ્યું છે અને એ નિયંત્રણની મદદથી જ આપણું ગાડું ચાલી શકે એમ છે.

આપણી આખી સામાજિક વ્યવસ્થા અને આર્થિક આયોજના જુઓ. ગરીબોની મહેનત ઉપર પૈસાદારો જીવે છે અને કળા અને સંસ્કૃતિ કેળવે છે. બિચારા ગરીબોને એમાંથી કશું મળતું નથી. અભણ લોકોના અજ્ઞાન ઉપર વિદ્વાનો પોતાની પ્રતિષ્ઠા જમાવે છે, અને સૈકાઓ વીત્યા છતાં બિચારા અભણો અભણ જ રહ્યા છે. 'विदुषां जीवनं मूर्खाः' એ આપણે તો સમાજશાસ્ત્રનું સૂત્ર જ કરી નાખ્યું છે. આપણી સામાજિક માન્યતાઓ, આપણા રિવાજો અને કાયદાઓ ગરીબોની દાઝ બહુ ઓછી બતાવે છે. 'दया धरमका मूल है' એ વચન થોડાક ભિખારીઓને

અથવા અપંગ આંધળાઓને અને વિધવાઓને ખવડાવવા પૂરતું જ જાગ્રત ર
છે. તેથી બુદ્ધિશક્તિ અનંત રીતે ખીલવીને, વ્યવસ્થાશક્તિ અણીશુદ્ધ કરીને આખ
દુનિયાએ જે ભારે સંસ્કૃતિ ઊભી કરી છે તે નીતિ વગરની એટલે કે પાયા વગરન
થઈ પડી છે. આસુરી સંસ્કૃતિને હમેશાં દસ માથાના રાવણની જ જરૂર નથ
હોતી.

છતાં આજની સ્થિતિ સાવ નિરાશાજનક નથી. બાહ્ય નિયંત્રણ પણ ટકે છે
શેના આધારે? એની પાછળ કંઈક નીતિતત્ત્વ તો રહેલું જ છે. સામાજિક દબાણથ
ભલે લોકો નીતિનું પાલન કરતા હોય, પણ એ સામાજિક દબાણ પાછળ સુધ્ધ
નીતિનું જ સામ્રાજ્ય રહેલું છે. છતાં જે વસ્તુ સુપ્ત છે તે પ્રગટ થવાની જરૂર
છે, કેમ કે હવે સામાજિક આત્મા જાગ્રત કરવાનો વખત આવી પહોંચ્યો છે.

આવતી કાલના પ્રશ્નો અનંત છે, કેમ કે માણસનું જીવન વિવિધ છે. પણ
એ બધા સવાલો પાછળ એક જ વસ્તુ મુખ્ય છે કે માણસના વિકાસમાં આત્માને
કેટલું સ્થાન મળવાનું છે? બાહ્ય નિયંત્રણથી કાર્યકુશળતા ભલે વધે, પણ તેથી
માણસનું કુશળ થશે જ એવી ખાતરી નથી. એને માટે તો માણસમાત્રની બુદ્ધિનો
વિકાસ થવો જોઈએ, માણસના હૃદયનો વિકાસ થવો જોઈએ, માણસની સમજશક્તિનો
વિકાસ થવો જોઈએ, અને નીતિયુક્ત સહકાર કરવાની આવડત વધવી જોઈએ.
આજે બાહ્ય નિયંત્રણથી સ્વાર્થ પૂરતો અથવા તો બીકને લીધે સહકાર કરવો પડે છે
તે અસહાય સહકાર છે. એને ઠેકાણે પ્રેમાદરનો સેવાભાવનો જીવનવ્યાપી સહકાર
દાખલ થવો જોઈએ. તે થાય ત્યારે જ માણસજાત સુધરી કહેવાય અને 'धर्मो
विश्वस्य जगतः प्रतिष्ठा' એ સૂત્ર કૃતાર્થ થાય.

એને માટે આપણે આપણાં સાધનમાં ફેરફાર કરવો જોઈએ. અત્યાર સુધી
આપણે જેટલું કર્યું છે તે બધું કાયદાથી કર્યું છે—પછી તે કાયદો સરકારનો હોય,
સમાજનો હોય કે ધર્માચાર્યોનો હોય. આપણે હવે કાયદા પરનો વિશ્વાસ છોડી
દઈ કેળવણી દ્વારા કામ લેવું રહ્યું. કાયદાનો માર્ગ સહેલો છે, જંગલી છે, અને
અંતે વ્યર્થ છે. કેળવણીનો માર્ગ ધીમો છે, ધીરજનો છે, સંસ્કારી છે, અને અંતે
સમર્થ છે. અને તે કેળવણી કેવી? 'યુનિવર્સિટી' દ્વારા 'ફાઉંડ' કરેલી 'ચેઅર્સ' દ્વારા
આપેલી નહીં. દેશભર ચોપાનિયાંનાં પૂર વહાવી મેલીને સુઝાડેલી નહીં. તેમ જ
રજાના દિવસોમાં ગોઠવેલી વ્યાખ્યાનમાળાઓથી અપેક્ષેલી પણ નહીં. કેળવણી એ
દિવ્ય વસ્તુ છે. એનો પ્રચાર પેગંબરોના ઉત્સાહથી જ થઈ શકે છે. એની પાછળ
જીવનસર્વસ્વ રેડેલું હોય, એની પાછળ આત્મબલિદાન હોય.

અત્યાર સુધી દુનિયાએ બલિદાન ઓછું આપ્યું નથી. પણ તે આત્મબલિદાન
ન હતું. પશુના બલિદાનથી માણસો વધ્યા. ગરીબોનું બલિદાન આપીને પૈસાદાર
લોકો ફાવ્યા. બળદોનું બલિદાન લઈને ઘોડા રોગમુક્ત થયા. જાતિઓનું બલિદાન
લઈને સામ્રાજ્યો માત્યાં. આપણા ધર્મગ્રંથોએ પણ અનુમોદ્યું :

यज्ञार्थं बलयः सृष्टाः स्वयमेव स्वयंभुवा।
अतस्त्वां घातयाम्यद्य, यस्माद्यज्ञे मतो वधः॥

માણસ પશુને જુએ છે કે તરત જ અભિમંત્રે:

पशुस्त्वं बलिरूपेण मम भाग्यादवस्थितः।

દુર્બળોનો બળિ આપીને આપણે શક્તિ કેળવી છે, વ્યવસ્થા કેળવી છે, સ્વાર્થી દીર્ઘદૃષ્ટિ કેળવી છે; જીવવાની અને જીતવાની કળા ખીલવી છે. પણ આપણે આત્મા ખોયો છે. આપણે આત્યંતિક કલ્યાણ ખોયું છે, બંધુતા ખોઈ છે, અને ભારે ભૌતિક ઉત્કર્ષ સાધવા છતાં પરમાત્માની કૃપા ખોઈ છે. આવતી કાલના પ્રશ્નોનો ઉકેલ આણવો હોય, આત્માનું સ્વાતંત્ર્ય સ્થાપવું હોય, માણસજાતને આઝાદ કરવી હોય તો હવે પછી આત્મબલિદાનની શક્તિ કેળવવી જોઈશે. આત્માને જાગ્રત કરનાર કેળવણી અને આત્મબલિદાનની શક્તિ એ જ આવતી કાલનાં બારણાં ઉઘાડવાની કૂંચી છે. અત્યાર સુધી આપણે બીજાને સહન કરાવતા આવ્યા છીએ. હવે પછી પંડે સહન કરવાનો રસ્તો લેવો જોઈશે. આ રસ્તો પ્રતીપ છે, એટલે કે વહેતી ધારાથી ઊલટી દિશાએ જવાનો છે. શરૂઆતમાં એમાં આપણે ફાવવાના નથી. વ્યવહારકુશળ લોકો આપણને હસી કાઢશે, ભૂતકાળનો ઈતિહાસ ટાંકીટાંકીને આપણને બેવકૂફ ઠરાવશે, કંઈ નહીં તો તરંગી તો કહેશે જ. પણ આવી નિષ્ફળતામાંથી જ ભવિષ્યકાળની પ્રાણપ્રતિષ્ઠા થવાની છે. બીજ સડે ત્યારે જ અંકુર ફૂટે. આકાશમાં ઊંચો મિનારો બાંધતાં પહેલાં પાયાના ખાડામાં અનેક પથરા નાખવા પડશે. લોકો કહેશે, 'શો અવળો પ્રયત્ન!' છતાં શ્રદ્ધાપૂર્વક, આકાશ તરફ પણ જોયા વગર, પાયામાં કામ કરવું પડશે.

આ ભગીરથ કામ કોણ કરે? આ કામનું મહત્ત્વ અને સ્વરૂપ કોણ સમજી શકે? આ કાર્ય માટે જાણ્યેઅજાણ્યે કોણે તૈયારી કરી છે? માણસની દૃષ્ટિમાં ત્રિકાલ જોવાની જેટલી શક્તિ હોય તેટલી જેમની પાસે છે એવા વૈદિક અર્થના કવિઓ જ આ કામ કરી શકે. પણ એવા આજે દુનિયામાં કેટલા છે? બહુ જ વિરલ. અને તેમને પણ કોઈ સમજતું તો નથી જ. આવડા મોટા વ્યાસ! પણ તેમને પણ આખરે તાત્કાલિક હારનાં વચન કાઢવાં પડયાં :

ऊर्ध्वबाहुर्विरोम्येष न च कश्चिच्छृणोति मे।

આજે પણ શું એવી જ દશા નથી? ના. એ ભવિષ્ય માટે પરિસ્થિતિની કઠોર નિશાળમાં કેળવાયેલો એક વર્ગ છે. આજે લોકો તેને અબળા તરીકે ઓળખે છે. પણ જ્યારે એમનો વખત આવશે ત્યારે દુનિયા જોશે કે આજની અબળા એ આવતી કાલની શક્તિસ્વરૂપિણી છે. સહન કરીકરીને તેણે સહાનુભૂતિ કેળવી છે. જીવનકલહમાંથી અમુક દરજ્જે મુક્ત રહી તેણે ભાવનાઓનો વિકાસ કર્યો છે. નમ્ર થઈ સામ્રાજ્ય ભોગવવાની કળા તેને લાધી છે. આવતી કાલ તેની છે.

પણ સ્ત્રીઓની તપશ્ચર્યા અધૂરી છે. દૃષ્ટિ સંકુચિત, પ્રેમસંબંધનું ક્ષેત્ર સંકુચિત, અમુક રીતે જીવન પરાધીન, અને અતિ સહન કરવું પડયાથી વૃત્તિઓ કંઈક વિકૃત—

એ વસ્તુસ્થિતિ તરફ આંધળા રહ્યે પાલવે એમ નથી. માતા તરીકે સ્ત્રીનું સ્થાન કેળવણીકારના જેવું છે. તે સ્થાનમાં તેઓ આજે દીપી નીકળતાં નથી. ભગિની તરીકે ભાઈઓમાં કોમળ તેજસ્વિતા અને પવિત્ર નિષ્ઠા કેળવવાનું કામ હજી તેઓએ હાથમાં લીધું નથી. સ્ત્રી તરીકે સહધર્મિણીને સ્થાને તેઓ વિરાજ્યાં નથી. અને કન્યા તરીકે તેમની મારફતે પરમમંગલા ચિત્સ્વરૂપિણી આદિશક્તિનું આપણને દર્શન થતું નથી. એ બધું કરવા માટે એમને નવી દીક્ષા મળવી જોઈશે. એ દીક્ષા વગરની આજની કેળવણી તેમને તેમના આદર્શથી દૂર દૂર લઈ જશે. તેઓ પોતે દીક્ષા લે અને દુનિયાને શીતળ ત્યાગનો, ઉલ્લાસયુક્ત આત્મબલિદાનનો પાઠ ભણાવે ત્યારે જ આવતી કાલની તૈયારી થશે.

આજ અને આવતી કાલ વચ્ચે સમયનું અંતર નથી, પણ પ્રયત્નનું અંતર છે, શ્રદ્ધાનું અંતર છે. વાવણી વગર લણણીની મોસમ ન આવે તેમ આજના પ્રયત્ન વગર આવતી કાલ ઊગે નહીં. જોઈએ છે શ્રદ્ધા, જોઈએ છે દિવ્ય ભવિષ્ય-કાળ જોવાની દૃષ્ટિ. જોઈએ છે ભૂતકાળના નિરાશ અનુભવ તરફ આંધળાપણું અને બેદરકારી. ઈશ્વરભક્તિ, આત્મનિષ્ઠા અને પવિત્રતાની ચાહ વગર આ વસ્તુઓ આવવાની નથી. જગન્માતાની પ્રાર્થના કરી આ ત્રણે વસ્તુ મેળવવાનો આપણે પ્રયત્ન કરીએ.

(ઉપરનો નિબંધ વંચાયા પછી કેટલાક સવાલજવાબ થયા હતા. તેનો ટૂંકો સાર નીચે પ્રમાણે છે:)

સ૦—આજન્મ બ્રહ્મચારિણીનો વર્ગ સમાજમાં પેદા થાય એ ઇષ્ટ માનો છો કે નહીં?

જ૦—બ્રહ્મચર્ય ઉપર ધર્મનો આધાર છે. એટલે પુરુષ અને સ્ત્રી બંને જેટલે દરજ્જે સ્વેચ્છાપૂર્વક બ્રહ્મચર્યની દીક્ષા લે તેટલે દરજ્જે જ દેશમાં ધર્મનો ઉદય થવાનો છે. માત્ર ગૃહસ્થાશ્રમની કડાકૂટથી કંટાળીને અથવા પોતાના મોજશોખ ઓછા ન થાય એટલા માટે કોઈ બ્રહ્મચારી રહે તો તે બ્રહ્મચર્ય નથી. સમાજસેવા, જ્ઞાનનો પ્રચાર અથવા જ્ઞાનની શોધ અથવા એવી જ બીજી કોઈ દિવ્ય વસ્તુને માટે જેને ભેખ લેવો હોય તે તો બ્રહ્મચારી જ રહે. આજે તો ન પરણેલી સ્ત્રીઓ ભાગ્યે જ જોવામાં આવે છે. અને પુરુષોમાં પણ ન પરણનાર ઓછા હોય છે.

આપણે બ્રહ્મચારી અને બ્રહ્મચારિણીઓની કદર કૃત્રિમ રીતે વધારી બ્રહ્મચારી રહેવું એ જાણે અતિમાનુષી પરાક્રમ છે એવો ખ્યાલ પેદા કર્યો છે. માણસ જરાક બ્રહ્મચારી ગણાયો કે એને આપણે ધર્મમૂર્તિ સમજી પગે લાગીએ છીએ. આને લીધે જ આપણે એક રીતે બ્રહ્મચર્ય દોહ્યલું કરી મૂક્યું છે. બ્રહ્મચર્ય સમાજમાં સ્વાભાવિક અને સાધારણ વસ્તુ થઈ પડે તો જ એની પાછળનાં દંભ અને કૃત્રિમતા ઊડી જાય. બ્રહ્મચર્યનો ઉપદેશ થવો જોઈએ, પણ કૃત્રિમ આગ્રહ ન હોવો જોઈએ. પરણવું કે ન પરણવું એ પુરુષોની તેમ જ સ્ત્રીઓની ઇચ્છા પર જ સોંપેલું હોવું જોઈએ.

સ૦—જે માણસ પાસે કોઈ પણ જાતની ખાસ શક્તિ હોય અથવા બુદ્ધિ હોય તો તે બીજાઓને દોરવાનો જ. એમાં ગુલામી ક્યાંથી આવી?

જ૦—દુઃખ તો ત્યાં જ છે. સમાજને દોરવા માટે બુદ્ધિશક્તિ કામની છે ખરી પણ એ એકલી બસ નથી. જેની નૈતિક ઉન્નતિ થઈ છે તે જ સમાજનો નેતા થઈ શકે. ચારિત્રહીન માણસ જેટલો વધારે બુદ્ધિમાન તેટલો સમાજને સહેલાઈથી અને ઝડપથી ખાડામાં નાખી દેવાનો. આજે બધે એ કારણે જ આટલું દુઃખ ફેલાયું છે. બીજાના વિચાર સમજપૂર્વક અથવા અમુક અંશે શ્રદ્ધાપૂર્વક સ્વીકારી તે પ્રમાણે ચાલવું એમાં ગુલામી નથી. ગુલામી છે બાહ્ય નિયંત્રણમાં, સરકાર, સમાજ અથવા ધર્માચાર્યોની કેવળ બીકથી માણસ કંઈ પણ કરવા પ્રવૃત્ત થાય તો તેમાં ગુલામીનાં તત્ત્વો આવી જ જાય છે.

ચારિત્રશીલ માણસ પાસે બુદ્ધિશક્તિ પૂરતી ન હોય અને તે સમાજને દોરે તો સમાજનું જરૂર અમુક અકલ્યાણ કરે. પણ એ આત્યંતિક અકલ્યાણ ન હોય. એ નુકસાનમાંથી ઊગરી જતાં મુશ્કેલી નથી નડતી. ચારિત્રહીન પણ બુદ્ધિશાળી માણસ સમાજના હૃદયને બગાડી મૂકે છે. એ તો महती विनष्टिः ।

સ૦—ત્યારે શું તમે 'ડિસિપ્લિન' જેવી વસ્તુને સ્વીકારતા જ નથી? લશ્કરમાં પણ 'ડિસિપ્લિન' ન હોય?

જ૦—આનો જવાબ મારા નિબંધમાં મેં આપ્યો જ છે. 'ડિસિપ્લિન'માં હું માનું છું. 'ડિસિપ્લિન' વગર મહત્કાર્ય થઈ ન શકે. કોક કોક વાર વગર સમજ્યે પણ હુકમ ઉઠાવવા પડે છે. પણ મારી વ્યાખ્યા પ્રમાણે 'ડિસિપ્લિન' એટલે હૃદયની એકતા. એ વ્યાખ્યા આજે સ્વીકારાઈ નથી, માટે જ મેં એને આવતી કાલની વ્યાખ્યા કહી છે. શરીરની ઇંદ્રિયો જેમ મનના તાબામાં રહે છે અને એકબીજા સાથે સહકાર કરે છે તેવી 'ડિસિપ્લિન' હોવી જોઈએ. આપણે સ્વેચ્છાપૂર્વક પસંદ કરેલા સરદારનો હુકમ ઉઠાવવો એમાં ગુલામી નથી. કેમ કે ત્યાં અંતે આપણે આપણો જ હુકમ ઉઠાવીએ છીએ.

સ૦—કેટલીક વાર લોકો ભેગા થઈ પોતે નિયમ કરે છે અને પોતે જ તે તોડે છે. તેવી સ્થિતિમાં શું કરવું?

જ૦—આપણે સ્વાર્થવશ થઈ અથવા ક્ષણિક ઉત્સાહમાં આવી મોટા પ્રમાણ પર સહકાર કરવા જઈએ છીએ. સ્વદેશીનો પ્રચાર કરવા ખાતર આપણે નાતનાં મહાજનો મારફત કેટલાયે દંડ નક્કી કર્યા હતા. બાહ્ય નિયંત્રણ, અને તે પણ વળી નિર્વીર્ય! તેની અસર થોડી જ સારી થવાની હતી? મારો દીકરો જો એકાદ વ્રત લેવાની વાત કરે તો એને હું એકાએક તેમ કરવા દઉં? એની રગેરગ હું ઓળખું. એની શક્તિ જોઈને જ હું એને નિયમ કરવા દઉં. આપણે જ્યારે નિયમ કરીએ છીએ ત્યારે એકબીજાની શક્તિઅશક્તિનો બરાબર વિચાર હોય તો તમે કહો છો તેવો પ્રસંગ ન જ આવે. આજે મિલમાલિકો અને મિલમજૂરો સહકાર કરે છે તે ફક્ત કામ અને પગાર પૂરતો. જૂનાં ખાનદાન કુટુંબોમાં ત્રણ ત્રણ

પેઢી કામ કરનાર નોકરો ઘરના જ થઈ જતા. એમનો જીવનવ્યાપી સહકાર થતો માલિક આડે રસ્તે જાય તો નોકર તેની ઝાટકણી કાઢતાં અચકાય નહીં. કેમ કે ઘરની આબરૂનો સવાલ માલિક જેટલો જ નોકરને પણ પોતાનો લાગતો. આજે જે મોટા પ્રમાણ ઉપર આપણે સહકાર કરીએ છીએ તેટલા મોટા પ્રમાણ ઉપર જીવનવ્યાપી સહકાર ન જ કરી શકીએ. હૃદય જેટલું વિશાળ તેટલો જ સહકાર થવો જોઈએ. વધારે નહીં.

સ૦ – આત્મિક ઉન્નતિનો આટલો બધો ઉપદેશ થાય છે અને ઘોષ થાય છે, તે અસ્થાને નથી? આત્મિક ઉન્નતિની કદર કરનાર લોકો સમાજમાં હમેશાં બહુ જ થોડા હોય છે. તેઓ ભલે આત્મિક ઉન્નતિને માટે મથ્યાં કરે. આમપ્રજા તો આત્મિક ઉન્નતિ સમજતી જ નથી. એ તો વ્યવહાર જ જાણે.

જ૦ – આ સવાલ આજના માણસનો છે. ભવિષ્ય વિશે એ લોકોને શ્રદ્ધા હોતી નથી. તેઓ માને છે કે દુનિયા આવી ને આવી જ રહેવાની છે. તેથી જ મેં કહ્યું કે આત્મિક ઉન્નતિ એ આવતી કાલનો સવાલ થઈ પડ્યો છે. અને આજની દુનિયામાં જેમના ઉપર કંઈ ભારે જવાબદારી નથી એવા વર્ગ દ્વારા જ— એટલે કે સ્ત્રીઓ, અભણ ખેડૂતો અને પછાત કોમો દ્વારા જ આવતી કાલના સવાલનો ઉકેલ આવવાનો છે. ભણેલા અને સુશિક્ષિત લોકો જ આત્મિક ઉન્નતિનો પ્રશ્ન સમજી શકે છે એવો આ ભાઈનો ખ્યાલ હોય તો તે ભૂલભરેલો છે. પૈસા અને પાંડિત્યમાં ડૂબેલા લોકો કરતાં સામાન્ય ગરીબ વર્ગના લોકો જ આત્મિક ઉન્નતિ વધારે સમજે છે અને આત્મિક ઉન્નતિ સાધવાની શ્રદ્ધા રાખે છે. આપણા તમામ સાધુસંતોનો એ જ અનુભવ છે. અભણ તેટલા અસંસ્કારી, એમ તો નથી જ. ઈશુ ખ્રિસ્તે પણ અમસ્તું કહ્યું ન હતું કે 'સોયના ક઼ાણામાંથી ઊંટ વખતે જાય તો જાય, પણ પૈસાદાર માણસને સ્વર્ગના દ્વારમાંથી પસાર થવું મુશ્કેલ છે.'

સ૦ – તાજમહાલ અને વિજયનગરનાં મંદિરો વિશે આવી રીતે વાતો કરી તમે કળાને ઉતારી નથી પાડતા?

જ૦ – કળા એ કંઈ મારી દેવી નથી. માણસ માણસાઈ ખોઈને કળા કેળવે તો તે કળા નથી પણ માયાવી રૂપ ધારણ કરનારી રાક્ષસી છે. હું માણસાઈનો ઉપાસક છું, ધર્મનો ઉપાસક છું. સમાજકલ્યાણ મારી દૃષ્ટિએ વધારે મહત્ત્વનું છે. કળા ઉપર મારી શ્રદ્ધા ખૂબ છે. સાચી કળા માણસાઈને ખીલવનાર છે, ધર્મની મદદગાર છે, હૃદયની શુભ લાગણીઓની ઉદ્‌બોધક છે. કળા માટે કળા, કેવળ કળા, સદાચાર સાથે છૂટાછેડા કરનાર કળા, એ કુલટા છે. કળા એ કારીગરના સમાધાન અને સંતોષમાંથી ઉત્પન્ન થયેલી હોવી જોઈએ. મજૂર સંસ્કારી હોય, એના નિષ્પાપ જીવનમાં એને આનંદ મળતો હોય, પોતે કોઈ ઉપયોગી ચીજ પેદા કરી સંતુષ્ટ થયો હોય એવે વખતે પોતાનો આનંદ, પોતાનો ઉલ્લાસ જ્યારે એ વસ્તુ પર એ મુદ્રાંકિત કરે ત્યારે તે કળા કહેવાય. એક વખતે મારે એક બંદૂક જોઈતી હતી. પિતાશ્રીએ પરવાનો તો મેળવી રાખ્યો હતો. સાવંતવાડીના એક

કારીગર પાસે અમે બંદૂક તૈયાર કરાવી. હું રોજ એ કારીગર પાસે જઈને બેસું. એકીટસે એનું કામ નિહાળું. એને ગાંડાઘેલા સવાલો પૂછું. આખરે બંદૂક તૈયાર થઈ ગઈ. મને તો નિશાન તાકવા જવાની ઉતાવળ હતી. પણ પેલો કારીગર કહે, 'આજનો દિવસ એના પર વેલપત્તી ચીતરી આપું. આવતી કાલે લઈ જજે.' મેં કહ્યું, 'પણ તમે એના વધારે પૈસા લેશોને?' એ કહે, 'અરે, જાઓ જાઓ, તમે આટલા દિવસ મારે ત્યાં આવીને બેઠા છો. મારા હાથની કારીગરીની જરા સરખી યાદગીરી તમારા હાથમાં રહે તો શું ખોટું?' એણે બંદૂકની લોઢાની પટ્ટી પર મજાનું ચિતરામણ કોતરી આપ્યું. એ એનો મારા પ્રત્યેનો સદ્ભાવ હતો, પોતાની સફળ કૃતિનો આનંદ હતો, એના પ્રસન્ન હૃદયનું કાવ્ય હતું. એનું નામ તે સાચી કળા. કારીગરોને પકડી પકડીને, અને કામ જરાક બગડે તો કાંડું કાપવાની કે માથું ઉડાવવાની બીક બતાવીને તૈયાર કરાવેલી ચીજો તે કળા નથી. કારીગરો પણ આખરે માણસો જ હોય છે. તેમને પણ હૃદય હોય છે. તેમને પણ બાળબચ્ચાં હોય છે. તેઓ પણ લાગણીને વશ હોય છે. કોમળ કે ઉદાત્ત લાગણીને વશ થઈ જઈ તેઓ પ્રસાદરૂપે આપે તે કળા.

સ૦—આજે સ્ત્રીઓને જે કેળવણી મળે છે તે, તમે કહો છો તેવા આદર્શ તરફ લઈ જનાર નથી ત્યારે?

જ૦—મને એવો શક છે ખરો. ક્યો ઉદ્દેશ મનમાં રાખી કેળવણી અપાય છે ને લેવાય છે એ જ મુખ્ય સવાલ છે. આજની કેળવણી નવરું જીવન સુશોભિત કરવા માટે અનુકૂળ ભલે હોય, વૈભવનાં સાધનો મેળવવાની અને વાપરવાની શક્તિ ભલે આપતી હોય; પણ તે આપણા કરતાં કફોડી દશામાં રહેલા લોકોની સેવા કરવાની પ્રેરણા કે આવડત આપણને આપતી નથી, એટલે તે મારે મન વ્યર્થ છે, નિષ્ફળ છે. સેવાધર્મની દીક્ષા જે ન આપે તે કેળવણીમાં કૌવત જ નથી એમ મને લાગે છે. પણ એ સવાલ સ્વતંત્ર અને વ્યાપક છે. પ્રથમ દીક્ષા, પછી કેળવણી. ભણનાર અને ભણાવનારને માટે આ મુખ્ય સૂત્ર છે.

## ગળે ઊતરે છે?

સાચી સંપત્તિ એ તો માણસની શારીરિક અને માનસિક તંદુરસ્તી એ જ છે. અથવા એથી આગળ જઈને કહી શકાય કે શ્રદ્ધા એ જ સંપત્તિ છે.

પણ વ્યવહારમાં સંપત્તિનો આવો અર્થ નથી થતો. જે વસ્તુઓની લેવડદેવડ થઈ શકે છે તે જ સંપત્તિ એમ વ્યવહારમાં મનાય છે. ત્યાં પણ સાચી સંપત્તિ શું એ વિશે ઘણો ગોટાળો પ્રવર્તે છે. સીધો વિચાર કરી માણસ જુએ તો ખોરાક અને વપરાશની વસ્તુઓ એ જ સંપત્તિ છે બાકી કશાને સંપત્તિ એ નામ અપાય જ નહીં. એમાંય ખોરાક એ જ સંપત્તિનો મુખ્ય ભાગ છે. ઈશ્વરની કૃપાથી

ખોરાક એ દીર્ઘ કાળ સુધી ટકે એવી વસ્તુ જ નથી. સંઘરી રાખેલું અનાજ સડી જાય છે. એટલે જેટલું પેદા થાય છે એટલું બધું એકે અથવા બીજાએ ખાઈ નાખ્યે જ છૂટકો. ખોરાકનો જો અમર્યાદ અને નિરંતર સંગ્રહ થઈ શકતો હોય તો સંપત્તિનો સંગ્રહ શક્ય ગણાય.

પૈસો એ કંઈ સાચી સંપત્તિ નથી. અને જે વસ્તુ સંપત્તિ નથી, તેનો સંગ્રહ કરવાથી સંપત્તિનો સંગ્રહ થાય છે એમ કેમ મનાય? કોઈ સભામાં જો સભ્યો હાજર ન રહે અને દરેક જણ પોતાના નામનું પત્તું મોકલી દે તો તે સંસ્થા અથવા સમાજ ચાલી શકશે ખરાં? પણ આપણે પૈસાને સંપત્તિ ગણી મોટું જૂઠાણું ચલાવ્યું. સાચું જોતાં પૈસો એટલે એક જાતનું કરજ છે અથવા બીજા પાસેથી મહેનત માગવાની સત્તા છે. એ સત્તા ઈશ્વરે નિર્માણ નથી કરી, ન્યાયબુદ્ધિએ પણ નિર્માણ નથી કરી; પણ સરકારના હાથમાં રહેલી જબરદસ્તીની સત્તા છે. એક અથવા બીજી રીતે આપણા ઉપર સરકારનું રાજ્ય ચાલે છે એટલે જ પૈસામાં જોર છે. જે દિવસે માણસજાત સાચેસાચી અરાજક થઈ જશે તે દિવસે પૈસાની કિંમત એની મેળે નષ્ટ થઈ જશે. પછી તો નાણાંસિક્કાઓ એ બાળકોને રમવાનાં રમકડાં થઈ જશે. એ નકામી વસ્તુનો સંગ્રહ સમજુ લોકો તો નહીં જ કરે. નાણાં ન હોય, પૈસા ન હોય એટલે ગરીબ, તવંગર, નાનામોટા, એ ભેદ પણ નીકળી જશે. અને બધા સુખી થશે.

યુરોપના કેટલાયે ડાહ્યા અને સમાજનું હિત ચાહનાર લોકો ઉપરના જેવા વિચારો ધરાવે છે. અને તે પ્રમાણે આખા સમાજની વ્યવસ્થા ફેરવવા મથે છે. આપણે એ જ વસ્તુ અપરિગ્રહવ્રતને પસંદ કરી સ્વીકારી છે. અપરિગ્રહવ્રતનો અર્થ જો સમજાતો હોય તો ઉપરની દલીલો સમજતાં મુશ્કેલી નહીં આવે.

જૂન, ૧૯૨૮

# બે ગામનું ગામતરું

## ઉત્તરસંડા

ઉત્તરસંડાના રાષ્ટ્રીય વિનય મંદિરના વાર્ષિક સમારંભને માટે હું ત્યાં ગયો હતો. ઉત્સવ ઠીક ઉજવાયો. મારી આશા હતી કે ત્યાં ખાદીપ્રચાર થશે અને કેટલાક સ્વયંસેવકો પણ ત્યાં ઊભા થશે. અમદાવાદમાં જ્યારે રમખાણ થયાં હતાં ત્યારે અમદાવાદ સાથે સહાનુભૂતિ ધરાવનાર કેટલાક લોકોએ ઉત્તરસંડા કે નરસંડાની આસપાસ રેલના પાટાઓ ઉખેડી નાખ્યા હતા. આ કૃત્ય વખોડવાલાયક તો હતું, પણ એ ગાંડપણમાં પણ અમદાવાદ વિશે સહાનુભૂતિ તો હતી જ. ખેડાની લડતમાં પણ ઉત્તરસંડાએ ભાગ લીધો હતો. એટલે આ વખતે પરદેશી કાપડ સામેની લડત-માં ઉત્તરસંડા વિશેષ ભાગ ભજવે એવી અપેક્ષા રાખવી વધુ પડતી નહોતી.

પણ ત્યાં ગયા પછી જે સ્થિતિ જોવામાં આવી તે પરથી ત્યાં ચોકીનું નામ સરખું પણ કાઢવાની હિંમત ન થઈ. જે ગામમાં કુસંપ હોય ત્યાં સ્વયંસેવકો મળે તોયે ચોકીનું નામ કેમ લઈ શકાય? જે ગામમાં અંદરઅંદર દિલસફાઈ ન હોય તે ગામમાં ચોકીનું કામ ન જ ચલાવવું જોઈએ. ચોકી એ એક આકરો ઈલાજ છે. અનુકૂળ પરિસ્થિતિ હોય તો જ તે સરળતાથી વાપરી શકાય. ગામમાં કુસંપ હોય તો કાર્યકર્તાઓએ પોતાની શક્તિ પરદેશી કાપડ સામેની ચોકી કરવામાં વાપરવા કરતાં કુસંપ કાંઢી નાખવામાં જ તે ખરચવી જોઈએ. ગામની આવક, ગામની શક્તિ વધારવાના કામમાં આવવી જોઈએ, સંપ વધેરવામાં નહીં.

કોઈ પણ ગામમાં શક્તિવાળા અને પ્રતિષ્ઠાવાળા બધા જ લોકો કામ કરનારાઓ હોય ત્યાં સુધી જ તે ગામમાં સંપ રહે છે. એકબીજા પ્રત્યે આદર હોય તો બધા મળીને કામ કરે; તેવો આદર ન હોય તો અલગ અલગ કામ કરે; પણ દરેક જણે કંઈ ને કંઈ સાર્વજનિક કામ કરવું જ જોઈએ. તેમ ન થાય તો કામ કરનારમાં સત્તાનો મદ આવી જાય; અને નવરા બેસનારના મનમાં મત્સર કે અદેખાઈ આવી જાય, આ છે સર્વસામાન્ય નિયમ. ઉત્તરસંડામાં આટલે સુધી આવ્યું છે એમ હું કહેવા નથી માગતો, કેમ કે એક રાત રહેવાથી આખું વાતાવરણ પારખી લેવાની વિલાયતી પ્રવાસીઓની શક્તિ મારામાં નથી. મારે એટલું જ કહેવું છે કે જ્યાં કુસંપ હોય ત્યાં કામ થાય નહીં જ, અથવા સાચું કહીએ તો કામ ઊલટું બગડે.

આવી દશા જ્યાં હોય ત્યાં જૂના ઝઘડામાંથી મુક્ત રહેલા જુવાનિયાઓએ—જો તેમનામાં નવો આદર્શ સ્ફુર્યો હોય તો—આ નવું કામ હાથમાં લેવું જોઈએ. જુવાન લોકો વાણીથી ટીકા કરે એ તો કામનું નથી જ, પણ નવી ઢબે નવા આદર્શથી સમાજસેવા કરીને જ તેઓ જૂના ઝઘડાઓ સમાજમાંથી કાઢી નાંખી શકે છે. તેમને હાથે ભૂલો થવાનો સંભવ છે, પણ આવડતને અભાવે થયેલી ભૂલો એટલું નુકસાન નથી કરતી. કુસંપથી જ નુકસાન થાય છે.

શાળાના ઉત્સવને પ્રસંગે નડિયાદથી શ્રી ગોકુળદાસભાઈ આવ્યા હતા, તેમણે કુસંપનાં કારણો શોધી કાઢી તે દૂર કરવાનો પ્રયત્ન શરૂ કર્યો છે. આશા છે કે તેઓ આ શુભ પ્રયત્નમાં ફતેહમંદ નીવડશે. માત્ર જેઓ આજે સાર્વજનિક કામ કરી રહ્યા છે તેમની પાસેથી પૂરેપૂરી મદદ મળવી જોઈએ.

### ઓડ

ઉત્તરસંડાથી અમે ઓડ ગયા. ભાલેજથી ઓડ સુધીની ગાડાની મુસાફરી દરમિયાન મોટાં મોટાં વડનાં ઝાડ અને ઝાડ ફરતા ચોતરા જોઈ અનેક વિચારો મનમાં આવ્યા. જૂના જમાનાના સમાજસેવાના આ અવશેષો છે. ચાર રસ્તા જ્યાં મળતા હોય ત્યાં મોટું ઝાડ વાવી એની આસપાસ ચોતરો બાંધવો, રસ્તા પર પરબ રાખવી, પાણી ન મળતું હોય તેવે સ્થળે વાવ-કૂવા બંધાવવા, અને ગામ વચ્ચે પક્ષીઓને માટે ચબૂતરા કે પરબડી બાંધવી, યાત્રાને રસ્તે ધર્મશાળાઓ બાંધવી, યાત્રાના

ધામમાં અન્નછત્ર ચલાવવું એ બધા જૂની ઢબના સમાજસેવાના પ્રકાર છે. આ પ્રકારોમાં સામાજિક જીવન વધારે સુખકર અને સંતોષકારક થાય અને જીવદયાને અવકાશ મળે એટલો જ ઉદ્દેશ હોય છે. જીવનમાં 'સુધારો' કરવાનો વીસમી સદીનો વિચાર તેમાં નથી હોતો.

ઉપર વર્ણવેલા પ્રકારમાં પ્રજાને કેવો અસાધારણ આહ્‌લાદ મળે છે તે તેવાં સ્થળે કરેલી કારીગીરીમાંથી વ્યક્ત થાય છે. એક વાવ એટલે બાંધકામનો એક ઉત્કૃષ્ટ નમૂનો. તળાવનો ઘાટ, ચબૂતરાની છત્રી, પાણિયારાનું કોતરકામ વગેરે ઠેકાણે પણ પ્રજાની કળા અને રસિકતા વ્યક્ત થાય છે.

નફાનો જ વિચાર કરનાર અને સંસારને સુધારવા માગનાર આ ચાલુ યુગમાં કળાને સ્થાન જ નથી, જૂની વસ્તુઓનો નવી રીતે નવો ઉપયોગ કરવા તરફ આ યુગની દૃષ્ટિ રહે છે.

ઓડનું રાષ્ટ્રીય વિનય મંદિર એક જૂની અને વિશાળ ધર્મશાળામાં બેસે છે. વડોદરાથી ડાકોર જવાના યાત્રાના રસ્તા ઉપર આ ગામ આવેલું હોવાથી જૂના વખતમાં કોઈ ધર્મપરાયણ વ્યક્તિએ આ ધર્મશાળા બંધાવેલી. આજે તેનો ઉપયોગ ઓડનાં બાળકોને રાષ્ટ્રીય કેળવણી આપવામાં થાય છે, અને થોડા જ દિવસમાં ખાદીનું કારખાનું ચલાવવા માટે પણ તેનો ઉપયોગ થવાનો સંભવ છે. એટલે કે ધર્મશાળા મટી તે સ્થાન સ્વદેશી ધર્મની રાષ્ટ્રીય શાળા થઈ ગયું છે.

યોજક હોય તો જૂની મૂડીમાંથી આપણે કેટલુંયે નવું સાધન ઊભું કરી શકીએ તેમ છે. માત્ર ગામમાં સંપ હોય અને આપણી યોજના પ્રજાહિતની હોય ત્યારે જ તેમ બની શકે.

શાળામાં લગભગ બધા વિદ્યાર્થીઓ રેંટિયો કાંતી શકે છે. કેટલાક વિદ્યાર્થીઓનું સૂતર પણ ઝીણું અને સારું હતું. શાળામાં પીંજણ દાખલ થવાથી શાળાની અને ગામની મોટી અડચણ દૂર થઈ છે. છતાં રેંટિયા તરફ વધારે લક્ષ આપવાની જરૂર છે જ.

ઓડમાં વિનયમંદિર તો એક જ છે, કુમારમંદિરો બે છે: એક રાષ્ટ્રીય એટલે અ-સરકારી અને બીજું સરકાર સાથે સંબંધ ધરાવતું. શાળાઓ વચ્ચે સંબંધ કેવો છે એ જાણવા માટે વિદ્યાર્થીઓને મેં કેટલાક સવાલો પૂછ્યા, તે ઉપરથી જણાયું કે વિદ્યાર્થીઓમાં અરસપરસ દ્વેષ તો નથી, પણ એકબીજાને ચીડવવાના પ્રયત્નો થાય છે ખરા. સરકારી શાળાના છોકરાઓને તમે શું કહો છો એવો સવાલ પૂછતાં એક નાના બાળકે નિખાલસપણે કહ્યું: "સરકારી નિશાળમાં જનાર વિદ્યાર્થીઓને હું કહું છું કે તમે ઢેડની નિશાળમાં જાઓ છો." આ એક જ જવાબમાં આપણી બે જાતની નબળાઈ દેખાય છે. સ્વરાજ્ય બધાને જ માટે છે, સહકારીઓ માટે છે તેમ જ અંત્યજો માટે પણ છે, એટલા માટે આપણાથી કોઈનો તિરસ્કાર થાય જ નહીં, એ વસ્તુ વિદ્યાર્થીઓને સમજાવતાં બિલકુલ અગવડ ન પડી. કેટલાક વિદ્યાર્થીઓના જવાબ તેમના પોતાના ન હતા. અસહકારી વિદ્યાર્થીએ કેવા વિચારો

ધરાવવા જોઈએ તે જાણીને તેવા શાસ્ત્રશુદ્ધ વિચારો તેઓ ઓઢતા અને જણાવતા; પણ તેમની શુદ્ધતા જ તેમનું પોકળપણું સૂચવતી હતી. અંતરના આદરને ઠેકાણે જેમ બાહ્ય વિવેક આવીને બેસે છે તેવો જ આ પ્રકાર છે. નાની ઉંમરમાં વિદ્યાર્થીઓમાં આવી કૃત્રિમતા આવે એ દુઃખકારક છે. વિદ્યાર્થીઓમાં પ્રસન્નતા છે, તેમને સંસ્કાર મળતાં તેઓ ખૂબ ચડશે.

ઓડના પાંચસાત કાપડિયાઓને મળવાથી મને ઘણું જાણવાનું મળ્યું. પરદેશી કાપડ વેચીને તેના પર મળતું કમિશન મેળવવામાં જ જેમની વાણિજ્યવૃત્તિ સમાપ્ત થાય છે, તેમની કિંમત કેટલી ઘટેલી હોય છે એનો ખ્યાલ અહીં બરાબર આવ્યો. પરદેશી કાપડનો વેપાર દેશને નુકસાનકારક છે એ તો સૌ સ્વીકારતા હતા. અમારો ૯૦ ટકા વેપાર સ્વદેશી કાપડનો છે એમ તેઓ કહેતા હતા. પણ ૧૦ ટકાનો વેપાર હાથમાંથી કોઈ કાઢી લે નહીં ત્યાં સુધી તે છોડવાની હિંમત તેમનાથી થતી ન હતી. વિચાર કરવાની તેમણે ખાતરી આપી, એટલું જ નહીં પણ તેમની દુકાન પર ચોકી થાય તોપણ તેમને ખોટું લાગવાનું નથી એની પણ તેમણે ખાતરી આપી! પરદેશી કાપડનો વેપાર બંધ થાય તો તેઓ છોડી દેવાના. અને ફરીથી શરૂ થાય એટલે શરૂ કરવાના! બાકી 'દેશસેવા માટે તમે જે કામ કરી રહ્યા છો તે સારું છે, પુણ્યનું છે, બધાના ભલાને માટે છે, તેમાં તમારો સ્વાર્થ નથી ઈ૦ ઈ૦'

એકબે જણે પરદેશી કાપડ હવે પછી ન લાવવાની પ્રતિજ્ઞા લેવાની તૈયારી બતાવી, પણ એક વૃદ્ધ ગૃહસ્થે તરત જ જણાવ્યું કે એ તો 'ચોર' છે; આજે પ્રતિજ્ઞા લેશે પણ આવતી કાલે પ્રતિજ્ઞા તોડી પરદેશી માલ લઈ આવવાના. કાપડિયાઓમાં પરદેશી વેપારનો મોહ છે, એ તો હું જાણતો જ હતો, પણ વચનની સચ્ચાઈ ઉપર જ જેમનો વેપાર ચાલે છે તેવા વેપારીઓ પણ પ્રતિજ્ઞા તોડી છેતરી શકે છે, અને તે વેપારપ્રધાન ગુજરાતમાં, એની મને કલ્પના નહોતી. પણ એમના જ ન્યાતભાઈએ જાહેરમાં કહ્યું એટલે ન માનવાની પણ સગવડ ન રહી.

ઓડથી પાછા વળતાં એક અભણ માણસે પોતાનો ઊભરો કાઢચો: "શું તમે એમ માનો છો કે ઓડમાં ખાદી વપરાય છે એટલા ઉપરથી લોકો શુદ્ધ થઈ ગયા હશે? ખાદી પહેરે છે એ ઠીક કરે છે, પણ ખાદી પહેરનારે અનાચાર છોડચો છે એમ નથી." ઓડનાં આનંદદાયક સ્મરણો સાથે આ વચનો મનમાં ચોટી ગયાં. મનમાં વિચાર આવ્યો કે પેલા અભણ માણસે એકલા ઓડની સ્થિતિ વર્ણવી નથી પણ આખા દેશની. સાથે સાથે મનમાં એ પણ વિચાર આવ્યો ખાદીના પોશાક સાથે અંતઃકરણની શુદ્ધિની પણ પ્રજા અપેક્ષા રાખે છે એ કંઈ સામાન્ય લાભ નથી.

૩૦–૧૧–'૨૨

ધામમાં અન્નછત્ર ચલાવવું એ બધા જૂની ઢબના સમાજસેવાના પ્રકાર છે. આ પ્રકારોમાં સામાજિક જીવન વધારે સુખકર અને સંતોષકારક થાય અને જીવદયાને અવકાશ મળે એટલો જ ઉદ્દેશ હોય છે. જીવનમાં 'સુધારો' કરવાનો વીસમી સદીનો વિચાર તેમાં નથી હોતો.

ઉપર વર્ણવેલા પ્રકારમાં પ્રજાને કેવો અસાધારણ આહ્‌લાદ મળે છે તે તેવાં સ્થળે કરેલી કારીગીરીમાંથી વ્યક્ત થાય છે. એક વાવ એટલે બાંધકામનો એક ઉત્કૃષ્ટ નમૂનો. તળાવનો ઘાટ, ચબૂતરાની છત્રી, પાણિયારાનું કોતરકામ વગેરે ઠેકાણે પણ પ્રજાની કળા અને રસિકતા વ્યક્ત થાય છે.

નફાનો જ વિચાર કરનાર અને સંસારને સુધારવા માગનાર આ ચાલુ યુગમાં કળાને સ્થાન જ નથી, જૂની વસ્તુઓનો નવી રીતે નવો ઉપયોગ કરવા તરફ આ યુગની દૃષ્ટિ રહે છે.

ઓડનું રાષ્ટ્રીય વિનય મંદિર એક જૂની અને વિશાળ ધર્મશાળામાં બેસે છે. વડોદરાથી ડાકોર જવાના યાત્રાના રસ્તા ઉપર આ ગામ આવેલું હોવાથી જૂના વખતમાં કોઈ ધર્મપરાયણ વ્યક્તિએ આ ધર્મશાળા બંધાવેલી. આજે તેનો ઉપયોગ ઓડનાં બાળકોને રાષ્ટ્રીય કેળવણી આપવામાં થાય છે, અને થોડા જ દિવસમાં ખાદીનું કારખાનું ચલાવવા માટે પણ તેનો ઉપયોગ થવાનો સંભવ છે. એટલે કે ધર્મશાળા મટી તે સ્થાન સ્વદેશી ધર્મની રાષ્ટ્રીય શાળા થઈ ગયું છે.

યોજક હોય તો જૂની મૂડીમાંથી આપણે કેટલુંયે નવું સાધન ઊભું કરી શકીએ તેમ છે. માત્ર ગામમાં સંપ હોય અને આપણી યોજના પ્રજાહિતની હોય ત્યારે જ તેમ બની શકે.

શાળામાં લગભગ બધા વિદ્યાર્થીઓ રેંટિયો કાંતી શકે છે. કેટલાક વિદ્યાર્થીઓનું સૂતર પણ ઝીણું અને સારું હતું. શાળામાં પીંજણ દાખલ થવાથી શાળાની અને ગામની મોટી અડચણ દૂર થઈ છે. છતાં રેંટિયા તરફ વધારે લક્ષ આપવાની જરૂર છે જ.

ઓડમાં વિનયમંદિર તો એક જ છે, કુમારમંદિરો બે છે: એક રાષ્ટ્રીય એટલે અસરકારી અને બીજું સરકાર સાથે સંબંધ ધરાવતું. શાળાઓ વચ્ચે સંબંધ કેવો છે એ જાણવા માટે વિદ્યાર્થીઓને મેં કેટલાક સવાલો પૂછ્યા, તે ઉપરથી જણાયું કે વિદ્યાર્થીઓમાં અરસપરસ દ્વેષ તો નથી, પણ એકબીજાને ચીડવવાના પ્રયત્નો થાય છે ખરા. સરકારી શાળાના છોકરાઓને તમે શું કહો છો એવો સવાલ પૂછતાં એક નાના બાળકે નિખાલસપણે કહ્યું: "સરકારી નિશાળમાં જનાર વિદ્યાર્થીઓને હું કહું છું કે તમે ઢેડની નિશાળમાં જાઓ છો." આ એક જ જવાબમાં આપણી બે જાતની નબળાઈ દેખાય છે. સ્વરાજ્ય બધાને જ માટે છે, સહકારીઓ માટે છે તેમ જ અંત્યજો માટે પણ છે, એટલા માટે આપણાથી કોઈનો તિરસ્કાર થાય જ નહીં, એ વસ્તુ વિદ્યાર્થીઓને સમજાવતાં બિલકુલ અગવડ ન પડી. કેટલાક વિદ્યાર્થીઓના જવાબ તેમના પોતાના ન હતા. અસહકારી વિદ્યાર્થીએ કેવા વિચારો

ધરાવવા જોઈએ તે જાણીને તેવા શાસ્ત્રશુદ્ધ વિચારો તેઓ ઓઢતા અને જણાવતા; પણ તેમની શુદ્ધતા જ તેમનું પોકળપણું સૂચવતી હતી. અંતરના આદરને ઠેકાણે જેમ બાહ્ય વિવેક આવીને બેસે છે તેવો જ આ પ્રકાર છે. નાની ઉંમરમાં વિદ્યાર્થીઓમાં આવી કૃત્રિમતા આવે એ દુ:ખકારક છે. વિદ્યાર્થીઓમાં પ્રસન્નતા છે, તેમને સંસ્કાર મળતાં તેઓ ખૂબ ચડશે.

ઓડના પાંચસાત કાપડિયાઓને મળવાથી મને ઘણું જાણવાનું મળ્યું. પરદેશી કાપડ વેચીને તેના પર મળતું કમિશન મેળવવામાં જ જેમની વાણિજ્યવૃત્તિ સમાપ્ત થાય છે, તેમની કિંમત કેટલી ઘટેલી હોય છે એનો ખ્યાલ અહીં બરાબર આવ્યો. પરદેશી કાપડનો વેપાર દેશને નુકસાનકારક છે એ તો સૌ સ્વીકારતા હતા. અમારો ૯૦ ટકા વેપાર સ્વદેશી કાપડનો છે એમ તેઓ કહેતા હતા. પણ ૧૦ ટકાનો વેપાર હાથમાંથી કોઈ કાઢી લે નહીં ત્યાં સુધી તે છોડવાની હિંમત તેમનાથી થતી ન હતી. વિચાર કરવાની તેમણે ખાતરી આપી, એટલું જ નહીં પણ તેમની દુકાન પર ચોકી થાય તોપણ તેમને ખોટું લાગવાનું નથી એની પણ તેમણે ખાતરી આપી! પરદેશી કાપડનો વેપાર બંધ થાય તો તેઓ છોડી દેવાના. અને ફરીથી શરૂ થાય એટલે શરૂ કરવાના! બાકી 'દેશસેવા માટે તમે જે કામ કરી રહ્યા છો તે સારું છે, પુણ્યનું છે, બધાના ભલાને માટે છે, તેમાં તમારો સ્વાર્થ નથી ઈ૦ ઈ૦'

એકબે જણે પરદેશી કાપડ હવે પછી ન લાવવાની પ્રતિજ્ઞા લેવાની તૈયારી બતાવી, પણ એક વૃદ્ધ ગૃહસ્થે તરત જ જણાવ્યું કે એ તો 'ચોર' છે; આજે પ્રતિજ્ઞા લેશે પણ આવતી કાલે પ્રતિજ્ઞા તોડી પરદેશી માલ લઈ આવવાના. કાપડિયાઓમાં પરદેશી વેપારનો મોહ છે, એ તો હું જાણતો જ હતો, પણ વચનની સચ્ચાઈ ઉપર જ જેમનો વેપાર ચાલે છે તેવા વેપારીઓ પણ પ્રતિજ્ઞા તોડી છેતરી શકે છે, અને તે વેપારપ્રધાન ગુજરાતમાં, એની મને કલ્પના નહોતી. પણ એમના જ ન્યાતભાઈઓ જાહેરમાં કહ્યું એટલે ન માનવાની પણ સગવડ ન રહી.

ઓડથી પાછા વળતાં એક અભણ માણસે પોતાનો ઊભરો કાઢ્યો: "શું તમે એમ માનો છો કે ઓડમાં ખાદી વપરાય છે એટલા ઉપરથી લોકો શુદ્ધ થઈ ગયા હશે? ખાદી પહેરે છે એ ઠીક કરે છે, પણ ખાદી પહેરનારે અનાચાર છોડ્યો છે એમ નથી." ઓડનાં આનંદદાયક સ્મરણો સાથે આ વચનો મનમાં ચોંટી ગયાં. મનમાં વિચાર આવ્યો કે પેલા અભણ માણસે એકલા ઓડની સ્થિતિ વર્ણવી નથી પણ આખા દેશની. સાથે સાથે મનમાં એ પણ વિચાર આવ્યો ખાદીના પોશાક સાથે અંત:કરણની શુદ્ધિની પણ પ્રજા અપેક્ષા રાખે છે એ કંઈ સામાન્ય લાભ નથી.

૩૦-૧૧-'૨૨

# ઉમરેઠ

ભાઈશ્રી છોટાલાલ વ્યાસના આગ્રહભર્યા આમંત્રણથી હું ઉમરેઠ ગયો. ત્યાંની રાષ્ટ્રીય શાળાની જયંતીનો ઉત્સવ હતો. દિવાળીની રજાઓ દરમિયાન જયંતીનો ઉત્સવ આવતો હોવાથી વિદ્યાર્થીઓની સંખ્યા બહુ જ ઓછી હતી. જે થોડા વિદ્યાર્થીઓ હતા તેઓ પણ બહુ ઉત્સાહમાં ન હતા. સવારની પ્રાર્થનામાં ઉમરેઠના ડૉ. કેશવલાલ ત્રિવેદીના ઉત્સાહને લીધે ભજનનો રંગ ઠીક જામ્યો હતો. સાદાઈમાં કેટલી શોભા આણી શકાય અને સાદાઈમાં કેટલી પવિત્રતા રહેલી છે એનું સવારની પ્રાર્થનામાં સુંદર પ્રદર્શન હતું. સૂર્યોદય પહેલાં નાહીધોઈ શુદ્ધ ખાદીનાં વસ્ત્ર પહેરી સ્ત્રીપુરુષો અને આબાલવૃદ્ધો ભેગાં થાય તેમાં કેટલું ગંભીર અને સુંદર વાતાવરણ ઊભું થાય છે એ જોવા જેવું છે. બે વિદ્યાર્થીઓએ કેટલાંક સરસ ગીતો ગાયાં. 'હું વિષયનો કીડો છું; ભમરી થઈને હે સદ્ગુરો, મને દંશ કર, કે જેથી તારું ધ્યાન કરતો કરતો હું તદાકાર થઈ જાઉં' એ ભાવવાળું ગીત હૃદયસ્પર્શી હતું. અધ્યાત્મમાં કહો કે રાજકારણમાં, આપણે મોક્ષ ઈચ્છીએ છીએ, છતાં બંધનકર્તા પાશનો છેડો આપણે મજબૂત પકડી રાખીએ છીએ. આપણે પ્રભુ પાસે મોક્ષ માગીએ છીએ, છતાં મનમાં બીક રહે છે કે રખેને પરમાત્મા ખરેખર આપણને આપણા બંધનમાંથી છોડે. આપણને મોક્ષની ચાહના છે, પણ આપણને પરતંત્રતામાં જકડી રાખનાર બંધનો પ્રત્યે વિરાગ કે અણગમો હજુયે પેદા થયો નથી. નહીં તો સ્વરાજ્ય ઈચ્છનાર લોકોમાં પરદેશી કાપડનાં ખરીદી ને વેચાણ આટલી છૂટથી ચાલત જ નહીં. પ્રાર્થના પછી શિક્ષકો સાથે કેટલીક આવશ્યક ચર્ચા કર્યા બાદ અમે ઉમરેઠ જોવા નીકળ્યા.

ઉમરેઠ જેવી વસતી વસાવનાર મૂળ પુરુષોએ શહેરની ચારે ભાગોળ પર મંદિરો અને તળાવ બંધાવવાની યોજના કરી શહેરની સુખાકારી અને પોતાની કીર્તિનાં સરસ સાધનો ઊભાં કર્યાં છે. જે દેશની હવા ગરમ હોય છે ત્યાં ઠંડક લાવવા માટે બગીચા કરતાં પણ તળાવ જ વધારે ઉપયોગી નીવડે છે. તળાવ એટલે શહેરના બધા લોકોને દરરોજ ભેગા કરવાનું સાધન. તળાવ મારફત અને મંદિર મારફત લોકો પોતાની એકતા દરરોજ અનુભવે છે. તળાવની સ્વચ્છતા અથવા અસ્વચ્છતા ઉપરથી તે તે શહેરના લોકોની સંસ્કારિતાનો પણ પરિચય બરાબર થાય છે. લોકોમાં સાર્વજનિક હિતની દાઝ હોય, સ્વચ્છ, નીરોગી અને કળામય જીવન ગાળવાનો આગ્રહ લોકોમાં હોય અને લોકો સંપીલા હોય તો તેમનાં તળાવ અને મંદિરો સારી સ્થિતિમાં હોય છે જ તેમ જ્યાં નથી હોતું ત્યાં દરેક તળાવ અને દરેક મંદિર જૂના લોકોની કીર્તિનું અને વર્તમાન લોકોની અપકીર્તિનું મોટું સ્મારક બની જાય છે.

ઉમરેઠની પોળો આજ સુધી ગંદકીને માટે પ્રખ્યાત હતી, પણ ઉમરેઠના પુરુષાર્થી લોકોએ અક્ષરશ: આત્મશુદ્ધિ કરવાનો નિશ્ચય કરી પોળો સાફ કરવાનું કામ થોડા જ દિવસ થયાં શરૂ કર્યું છે. બહુ જ ઉત્સાહથી અને મહેનતથી એક પછી એક પોળ સાફ થતી જાય છે. પોળો સાફ કરી પોતે સ્વરાજ્યની કેટલી ભારે સેવા કરી રહ્યાં છે તેનો ઉમરેઠનાં સ્ત્રીપુરુષોને હજી પૂરેપૂરો ખ્યાલ આવ્યો નહીં હોય. પોતાના ઘરની ગંદકી બીજાના બારણા આગળ રસ્તા પર ઢોળી દેવાનો પોતાનો હક છે અને નિયમિત ગંદકી કરી તે હક જાગતો રાખવાની પોતાની ફરજ છે એમ માનનારા પણ કેટલાક ભાઈઓ ઉમરેઠમાં નીકળ્યા એમ સાંભળીને તો મને ખેદ કરતાં આશ્ચર્ય જ વધારે થયું.

સાફ થતી પોળો હું પ્રત્યક્ષ જોઈ આવ્યો. દીવાલ પરની નિશાની પરથી દરેક ઠેકાણે ગંદકીનો ઉકરડો કેવડો મોટો હશે એની સહેજે કલ્પના થતી હતી. કેટલીક પોળોમાં પુરુષવર્ગે ગંદકીનો ઢગલો ખોદવાનું કામ કર્યું અને બૈરાંઓએ તે પોળ બહાર ફેંકી આવવાનું કામ કર્યું. કેટલાક અતિપ્રતિષ્ઠિત લોકોએ પોતાની મોરીનું પાણી રસ્તા પર ગમે તેમ છોડવાનો હક સાચવી રાખ્યો છે, ઉમરેઠના ઉત્સાહી સમાજસેવકો એમની પણ સેવા કરી તેમને વશ કરી શકશે એવી આશા રાખવાને પૂરતાં કારણો છે. પોળો સાફ કરનાર ભાઈઓને અને બહેનોને જાહેર મુબારકબાદી આપવાની તક હું અહીં લઉં છું.

એકાદ સુંદર કલ્પના મનમાં આવ્યા પછી ઉત્સાહી અને હિંમતવાન માણસ તે લોકોના મન પર ઠસાવી તેને અમલમાં મૂકવા સમર્થ થાય તો તેને મુબારકબાદી જરૂર ઘટે છે. પણ જ્યાં સુધી તે કામ લાંબા વખત સુધી નિયમિત ન ચાલે અને તે કાયમને માટે ચલાવવાની કંઈક સંગીન વ્યવસ્થા ન થાય ત્યાં સુધી તેને તપશ્ચર્યા કે પુરુષાર્થનું નામ આપવામાં આવતું નથી. સુરતવાસીઓએ મ્યુનિસિપલ ઝુંબેશને અંગે શહેરની આત્મશુદ્ધિ શરૂ કરી. ઉમરેઠવાસીઓએ પોતાની પોળો સાફ કરી પ્રેટ સાહેબનું મહેણું ટાળ્યું. પણ જ્યાં સુધી આ શહેરો પોતાની પોળો અને રસ્તા સાફ રાખવાની યોજના ન કરે અને દરેક ઠેકાણે સ્વચ્છતાનો આદર્શ સાચવવા માટે નિયમિત મહેનત કરવાની લોકોમાં ટેવ ન પડાવે ત્યાં સુધી સ્વરાજ્યનું કામ પગભર થયું એમ ન માની શકીએ. જે રસ્તા ઉપર ન્યાતો જમે છે તે રસ્તા પર જાજરૂ જેવી ગંદકી હોય એ આપણા પર ભારેમાં ભારે કલંક છે. તે દૂર કરવા માટે લોકોમાં ગંદકીની સૂગ અને સ્વચ્છતાનો આદર્શ નીચો ઊતરવા ન દેવાની ચીવટ કેળવવી જોઈએ.

પોળની સ્વચ્છતાનું આ કામ જોઈ મને એક નવી વસ્તુનો સાક્ષાત્કાર થયો. જેમ ન્યાત એ સમાજનો એક સ્વાભાવિક સંઘ છે એમ પોળ એ પણ સમાજનો એક સ્વાભાવિક સંઘ છે. જેમ ન્યાત એટલે મોટું વ્યાપક કુટુંબ, તેમ પોળ એટલે એક મોટું ઘર. જેમ ન્યાત એ રહેણીકરણી અને વિવાહસંબંધથી જોડાયેલી છે તેમ પોળ એ પડોશસંબંધ અને સાર્વજનિક સુખાકારીથી સંકળાયેલી છે. અશાન્તિના

# ઉમરેઠ

ભાઈશ્રી છોટાલાલ વ્યાસના આગ્રહભર્યા આમંત્રણથી હું ઉમરેઠ ગયો. ત્યાંની રાષ્ટ્રીય શાળાની જયંતીનો ઉત્સવ હતો. દિવાળીની રજાઓ દરમિયાન જયંતીનો ઉત્સવ આવતો હોવાથી વિદ્યાર્થીઓની સંખ્યા બહુ જ ઓછી હતી. જે થોડા વિદ્યાર્થીઓ હતા તેઓ પણ બહુ ઉત્સાહમાં ન હતા. સવારની પ્રાર્થનામાં ઉમરેઠના ડૉ. કેશવલાલ ત્રિવેદીના ઉત્સાહને લીધે ભજનનો રંગ ઠીક જામ્યો હતો. સાદાઈમાં કેટલી શોભા આણી શકાય અને સાદાઈમાં કેટલી પવિત્રતા રહેલી છે એનું સવારની પ્રાર્થનામાં સુંદર પ્રદર્શન હતું. સૂર્યોદય પહેલાં નાહીધોઈ શુદ્ધ ખાદીનાં વસ્ત્ર પહેરી સ્ત્રીપુરુષો અને આબાલવૃદ્ધો ભેગાં થાય તેમાં કેટલું ગંભીર અને સુંદર વાતાવરણ ઊભું થાય છે એ જોવા જેવું છે. બે વિદ્યાર્થીઓએ કેટલાંક સરસ ગીતો ગાયાં. 'હું વિષયનો કીડો છું; ભમરી થઈને હે સદ્‌ગુરો, મને દંશ કર, કે જેથી તારું ધ્યાન કરતો કરતો હું તદાકાર થઈ જાઉં' એ ભાવવાળું ગીત હૃદયસ્પર્શી હતું. અધ્યાત્મમાં કહો કે રાજકારણમાં, આપણે મોક્ષ ઇચ્છીએ છીએ, છતાં બંધનકર્તા પાશનો છેડો આપણે મજબૂત પકડી રાખીએ છીએ. આપણે પ્રભુ પાસે મોક્ષ માગીએ છીએ, છતાં મનમાં બીક રહે છે કે રખેને પરમાત્મા ખરેખર આપણને આપણા બંધનમાંથી છોડે. આપણને મોક્ષની ચાહના છે, પણ આપણને પરતંત્રતામાં જકડી રાખનાર બંધનો પ્રત્યે વિરાગ કે અણગમો હજુયે પેદા થયો નથી. નહીં તો સ્વરાજ્ય ઇચ્છનાર લોકોમાં પરદેશી કાપડનાં ખરીદી ને વેચાણ આટલી છૂટથી ચાલત જ નહીં. પ્રાર્થના પછી શિક્ષકો સાથે કેટલીક આવશ્યક ચર્ચા કર્યા બાદ અમે ઉમરેઠ જોવા નીકળ્યા.

ઉમરેઠ જેવી વસતી વસાવનાર મૂળ પુરુષોએ શહેરની ચારે ભાગોળ પર મંદિરો અને તળાવ બંધાવવાની યોજના કરી શહેરની સુખાકારી અને પોતાની કીર્તિનાં સરસ સાધનો ઊભાં કર્યાં છે. જે દેશની હવા ગરમ હોય છે ત્યાં ઠંડક લાવવા માટે બગીચા કરતાં પણ તળાવ જ વધારે ઉપયોગી નીવડે છે. તળાવ એટલે શહેરના બધા લોકોને દરરોજ ભેગા કરવાનું સાધન. તળાવ મારફત અને મંદિર મારફત લોકો પોતાની એકતા દરરોજ અનુભવે છે. તળાવની સ્વચ્છતા અથવા અસ્વચ્છતા ઉપરથી તે તે શહેરના લોકોની સંસ્કારિતાનો પણ પરિચય બરાબર થાય છે. લોકોમાં સાર્વજનિક હિતની દાઝ હોય, સ્વચ્છ, નીરોગી અને કળામય જીવન ગાળવાનો આગ્રહ લોકોમાં હોય અને લોકો સંપીલા હોય તો તેમનાં તળાવ અને મંદિરો સારી સ્થિતિમાં હોય છે જ તેમ જ્યાં નથી હોતું ત્યાં દરેક તળાવ અને દરેક મંદિર જૂના લોકોની કીર્તિનું અને વર્તમાન લોકોની અપકીર્તિનું મોટું સ્મારક બની જાય છે.

ઉમરેઠની પોળો આજ સુધી ગંદકીને માટે પ્રખ્યાત હતી, પણ ઉમરેઠના પુરુષાર્થી લોકોએ અક્ષરશઃ આત્મશુદ્ધિ કરવાનો નિશ્ચય કરી પોળો સાફ કરવાનું કામ થોડા જ દિવસ થયાં શરૂ કર્યું છે. બહુ જ ઉત્સાહથી અને મહેનતથી એક પછી એક પોળ સાફ થતી જાય છે. પોળો સાફ કરી પોતે સ્વરાજ્યની કેટલી ભારે સેવા કરી રહ્યાં છે તેનો ઉમરેઠનાં સ્ત્રીપુરુષોને હજી પૂરેપૂરો ખ્યાલ આવ્યો નહીં હોય. પોતાના ઘરની ગંદકી બીજાના બારણા આગળ રસ્તા પર ઢોળી દેવાનો પોતાનો હક છે અને નિયમિત ગંદકી કરી તે હક જાગતો રાખવાની પોતાની ફરજ છે એમ માનનારા પણ કેટલાક ભાઈઓ ઉમરેઠમાં નીકળ્યા એમ સાંભળીને તો મને ખેદ કરતાં આશ્ચર્ય જ વધારે થયું.

સાફ થતી પોળો હું પ્રત્યક્ષ જોઈ આવ્યો. દીવાલ પરની નિશાની પરથી દરેક ઠેકાણે ગંદકીનો ઉકરડો કેવડો મોટો હશે એની સહેજે કલ્પના થતી હતી. કેટલીક પોળોમાં પુરુષવર્ગે ગંદકીનો ઢગલો ખોદવાનું કામ કર્યું અને બૈરાંઓએ તે પોળ બહાર ફેંકી આવવાનું કામ કર્યું. કેટલાક અતિપ્રતિષ્ઠિત લોકોએ પોતાની મોરીનું પાણી રસ્તા પર ગમે તેમ છોડવાનો હક સાચવી રાખ્યો છે, ઉમરેઠના ઉત્સાહી સમાજસેવકો એમની પણ સેવા કરી તેમને વશ કરી શકશે એવી આશા રાખવાને પૂરતાં કારણો છે. પોળો સાફ કરનાર ભાઈઓને અને બહેનોને જાહેર મુબારકબાદી આપવાની તક હું અહીં લઉં છું.

એકાદ સુંદર કલ્પના મનમાં આવ્યા પછી ઉત્સાહી અને હિંમતવાન માણસ તે લોકોના મન પર ઠસાવી તેને અમલમાં મૂકવા સમર્થ થાય તો તેને મુબારકબાદી જરૂર ઘટે છે. પણ જ્યાં સુધી તે કામ લાંબા વખત સુધી નિયમિત ન ચાલે અને તે કાયમને માટે ચલાવવાની કંઈક સંગીન વ્યવસ્થા ન થાય ત્યાં સુધી તેને તપશ્ચર્યા કે પુરુષાર્થનું નામ આપવામાં આવતું નથી. સુરતવાસીઓએ મ્યુનિસિપલ ઝુંબેશને અંગે શહેરની આત્મશુદ્ધિ શરૂ કરી. ઉમરેઠવાસીઓએ પોતાની પોળો સાફ કરી પ્રેટ સાહેબનું મહેણું ટાળ્યું. પણ જ્યાં સુધી આ શહેરો પોતાની પોળો અને રસ્તા સાફ રાખવાની યોજના ન કરે અને દરેક ઠેકાણે સ્વચ્છતાનો આદર્શ સાચવવા માટે નિયમિત મહેનત કરવાની લોકોમાં ટેવ ન પડાવે ત્યાં સુધી સ્વરાજ્યનું કામ પગભર થયું એમ ન માની શકીએ. જે રસ્તા ઉપર ન્યાતો જમે છે તે રસ્તા પર જાજરૂ જેવી ગંદકી હોય એ આપણા પર ભારેમાં ભારે કલંક છે. તે દૂર કરવા માટે લોકોમાં ગંદકીની સૂગ અને સ્વચ્છતાનો આદર્શ નીચો ઊતરવા ન દેવાની ચીવટ કેળવવી જોઈએ.

પોળની સ્વચ્છતાનું આ કામ જોઈ મને એક નવી વસ્તુનો સાક્ષાત્કાર થયો. જેમ ન્યાત એ સમાજનો એક સ્વાભાવિક સંઘ છે એમ પોળ એ પણ સમાજનો એક સ્વાભાવિક સંઘ છે. જેમ ન્યાત એટલે મોટું વ્યાપક કુટુંબ, તેમ પોળ એટલે એક મોટું ઘર. જેમ ન્યાત એ રહેણીકરણી અને વિવાહસંબંધથી જોડાયેલી છે તેમ પોળ એ પડોશસંબંધ અને સાર્વજનિક સુખાકારીથી સાંકળાયેલી છે. અશાન્તિના

દિવસોમાં એક એક પોળ એટલે એક એક સ્વતંત્ર કિલ્લો. શત્રુ ચડાઈ કરી આવે અને લોકોમાં હિંમત હોય તો એક એક પોળ સ્વતંત્ર રીતે શત્રુ સામે ઝૂઝી શકે.

આજે પરદેશી સામે આપણે જે ઝુંબેશ ઉઠાવી છે તેમાં દરેક પોળ કિલ્લાની પેઠે લડી શકે છે. આ ઝુંબેશમાં શત્રુ આપણા ઘરમાં અંતઃપુર સુધી અને દેવસ્થાન સુધી ઘૂસી ગયો છે. તેને હાંકી કાઢી દરેક પોળના દરવાજા એની સામે કાયમને માટે વાસી દેવા જોઈએ. પરદેશી કાપડની દુકાન સામે ચોકી કરવા માટે ખાસ લાયકાતવાળા સ્વયંસેવકોની સેના તૈયાર કરવી પડે છે. પણ પોળોમાં તો દેશભક્તિથી પવિત્ર થયેલાં છોકરાછોકરીઓ પણ ચોકી કરી શકે છે. કુટુંબભાવથી એક જ પોળમાં રહેનાર લોકોમાં તોફાન કે અત્યાચાર થવાનો સંભવ ભાગ્યે જ હોય. જ્યાં બધા એકબીજાના ગૃહજીવનથી વાકેફ અને પડોશના સંબંધથી બંધાયેલા હોય છે ત્યાં નિષ્પાપ વૃત્તિથી કરેલું પ્રેમનું દબાણ આકરું હોવા છતાં વસમું લાગવાનું નથી. આમદાવાદ જેવા મોટા શહેરમાં જ્યાં પોળોની એકતા તૂટી ગયેલી છે ત્યાં એવું કામ અઘરું છે ખરું પણ બીજે ઠેકાણે હજુ પોળોની આત્મીયતા કાયમ છે. એક રીતે જોતાં ન્યાત કરતાં પોળ વધારે સરસ કામ કરી શકે છે, કેમ કે પોળમાં ન્યાતની પેઠે પ્રતિષ્ઠાના ઝઘડા નથી હોતા.

મેં સાંભળ્યું કે થોડાં વરસ ઉપર ઉમરેઠમાં ખાદીની પાઘડીઓ તૈયાર થતી. આજે ઉમરેઠના અસહકારીઓ પંજાબ ને જયપુરથી ખાદી મંગાવીને પહેરે છે. મહાવિદ્યાલયના એક વિદ્યાર્થી ભાઈ શંકરલાલે પોતે કાંતેલા સૂતરનું ધોતિયું પહેર્યું હતું અને ઉમરેઠના ભાઈ શ્રી કેશવલાલે તો ૪૦ નંબરનું સૂતર કાંતી તેનું ધોતિયું ઉત્સાહ અને મગરૂરીથી પહેરેલું મેં જોયું. શ્રી કેશવલાલનો વિચાર છે કે બે વરસની અંદર ઘરનાં તમામ ગાદલાં-ગોદડાંની ખોળો પણ ઘરમાં કાંતેલા સૂતરની જ બનાવવી. શ્રી કેશવલાલનું સૂતર વણતાં વણકરે પ્રથમ ખૂબ આનાકાની કરી. બીજી વારનું સૂતર એને વધારે પસંદ આવ્યું. હવે એણે એક સાળ હાથે કાંતેલા સૂતરને માટે અલગ રાખી છે. પરદેશી કે મિલના સૂતરથી તે તેને અભડાવવાનો નથી.

વણકરો પોતે ખાદી નથી પહેરતા એ કેટલી દુઃખની વાત છે! ઉમરેઠમાં હાથસાળ ઉપર મૅન્ચેસ્ટરના વિલાયતી સૂતરનું કાપડ બનાવવાનું કારખાનું છે. આ કાપડ મોટે ભાગે પંજાબમાં જાય છે અને પંજાબની ખાદી ઉમરેઠમાં આવે છે!

ઉમરેઠના લોકોમાં ખાદીની વપરાશ તો વધી છે, પણ તેના પ્રમાણમાં રેંટિયા હજુ નથી ચાલતા એ ચિન્તાજનક સ્થિતિ છે. સ્થિતિ આવી જ રહેશે તો ઉમરેઠમાં સ્વાશ્રય આવવાનો નથી. ઉમરેઠની પ્રજા ઉદ્યોગી છે, મહેનતુ છે; ઉમરેઠના ખેડાવાળ બ્રાહ્મણનું નામ ખૂબ સાંભળવામાં આવે છે. ઉમરેઠ ધારે તો પોતાની ખાદી પોતે જ તૈયાર કરી શકે. સ્ત્રીઓમાં તેમ જ પુરુષોમાં રેંટિયા કલબ સ્થાપવાની જરૂર છે. ઘરના કામમાંથી પરવાર્યા પછી બપોરે જો સ્ત્રીઓ એક ઠેકાણે ભેગી થાય અને સમુદાયમાં રેંટિયો કાંતે તો તેમાં ખૂબ કામ થાય, કંટાળો પણ ન આવે અને તેમનામાં જો કોઈ સંસ્કારી વ્યક્તિઓ હોય તો સૂતર કાંતતે કાંતતે અનેક

વિષયની ચર્ચા પણ થાય. જ્ઞાન અને કેળવણી શાળામાં અને ચોપડીઓ મારફતે જ આપાય એ વીસમી સદીનો એક વહેમ છે. ઇતિહાસનું અને પુરાણનું, લોકવાર્તાનું અને વેદાન્તનું જ્ઞાન આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોને નવરાશને વખતે જ, શ્રૌતપદ્ધતિથી (ચોપડી વગર એટલે કે મોઢેથી બોલેલું કાનથી સાંભળીને ધ્યાનમાં રાખવાની પદ્ધતિથી) આપાતું આવ્યું છે. ગામડે ગામડે અને પોળે પોળે 'રેંટિયા સમાજ'ની ગોઠવણ થવી જોઈએ અને તેમાં દેવમન્દિરના દર્શન જેટલી જ શ્રદ્ધાભક્તિ કેળવવી જોઈએ.

સાંજની સભામાં ખેડાના અને ગુજરાતના લોકપ્રિય આગેવાન શ્રી અબ્બાસ સાહેબનું એક સુંદર વ્યાખ્યાન થયું. બાળક જેવી મનની નિર્મળતા, જુવાનીનો ઉત્સાહ અને વૃદ્ધાવસ્થાનો અધિકાર એ ત્રણેનું એમનામાં સંમેલન છે, તેથી તેમના વ્યાખ્યાનની અસર સ્ત્રીઓ ઉપર તેમ જ નાનાંમોટાં બધાં પર બહુ જ સારી થઈ. વ્યાખ્યાનમાં તેમણે જણાવ્યું કે 'જેઓ ગાંધીજીને મહાત્મા તરીકે સ્વીકારે છે તેમની ફરજ છે કે તેમણે ખાદી પહેરીને મહાત્માજીને છોડાવવા જોઈએ. દારૂના મોહમાં સપડાયેલા લોકોને બચાવવા સારુ જેમ દારૂની દુકાનો સામે ચોકી કરવી પડે છે તેમ પરદેશી કાપડના કેફી લોકોને માટે પણ કરવાની હવે જરૂર આવી પડી છે. તમે એમ નહીં માનતા કે આ હિલચાલ ઉપાડયા પછી અમે સહેલાઈથી તે છોડી દઈશું. અમે આ હિલચાલ છોડવાના પણ નથી અને જેલ પણ જવાના નથી. સરકારને આપણે હવે બરોબર ઓળખતા થયા છીએ. મરદોને ખવરાવવું અને પહેરાવવું એ સ્ત્રીઓનો ધર્મ છે. તમે એમાંથી એક જ કામ કરો અને બીજું છોડી દો તો તમે સ્ત્રીધર્મનું અર્ધું જ પાલન કર્યું એમ ગણાય. ઘરના પુરુષો વીશીમાં જમવા જાય એ જેમ સ્ત્રીઓને છાજતું નથી તેમ પરદેશી કાપડ વિશે છે. પરદેશી દુકાનો એટલે કપડાંની વીશીઓ.'

સભા પછી ખાનગી વાતમાં શ્રી અબ્બાસ સાહેબે ખેડાની પ્રગતિનો અને ખાદીના પ્રભાવનો પોતાનો અનુભવ સંભળાવ્યો. ખાદીમાં આત્મશુદ્ધિ અને સાદાઈનો ગુણ છે. ખાદી પહેર્યા પછી એશઆરામનો અને મોજશોખનો વિચાર ઓછો થઈ જાય છે. જે ખાદી પહેરે તે ફાંકડાપણું કે રંગીનાપણું કરતાં આંચકો ખાય જ. નાના છોકરાઓ પણ હવે માનતા થઈ ગયા છે કે ખાદી પહેરીને જૂઠું બોલાય જ નહીં, ખાદી પહેરીને ઉદ્ધતાઈ કરાય જ નહીં. જે ખાદી પહેરે તે પ્રેમથી જ વર્તે. ખાદીને લીધે ખેડા જિલ્લામાં સ્વચ્છતાનો પણ ખ્યાલ અને આગ્રહ કેટલો વધ્યો છે એના તેમણે દાખલાઓ આપ્યા.

શ્રી અબ્બાસ સાહેબ જેવા વયોવૃદ્ધ અને ખાનદાન પુરુષો જ્યાં આટલું બધું કામ કરી રહ્યા છે ત્યાં પરદેશી કાપડ સામે ચોકી કરવાને જોઈતા સ્વયંસેવકો ન મળે એવી કલ્પના પણ નથી થતી. ગુજરાતની સાચી પરીક્ષા ફાળા ભેગા કરવામાં નથી, પણ સ્વરાજ્યને માટે અંગમહેનત કરનાર સ્વયંસેવકોની સેના ઊભી કરવામાં છે.

૨૯-૧૦-'૨૨

# દેશાંતરમાં ગુજરાતીઓ*

બહારના પ્રાંતોમાં હું ફરું છું ત્યારે ગુજરાતીઓ મને અચૂક શોધી કાઢે છે અને બોલાવે છે.

એમ તો મારું ઘર કર્ણાટકમાં છે. સિંધ, બંગાળ, યુક્તપ્રાંત વગેરે અનેક પ્રાંતોમાં હું રહ્યો પણ છું. છતાં મને ઘર મળ્યું છે ગુજરાતમાં. ગુજરાતમાં હોઉં છું ત્યારે પારકા સમાજમાં છું એવો ખ્યાલ સરખોયે આવતો નથી. તેથી જ તમે મને અહીં બોલાવ્યો એ સાવ સ્વાભાવિક લાગ્યું. ભૂગોળની દૃષ્ટિએ આપણે ભલે તામિલનાડમાં હોઈએ, પણ આ સ્થાને તો મારે મન હું ગુજરાતમાં જ છું. જ્યાં જાઉં છું ત્યાં પહેલવહેલી તપાસ એ કરું છું કે આપણાં ગુજરાતી બાળકોને ગુજરાતીમાં કેળવણી આપવાની કાંઈ સગવડ છે કે નહીં? અહીં મદ્રાસમાં છોકરાઓના ભણતરની સગવડ નથી એનું મને કાંઈ થતું નથી, કેમ કે તમે છોકરીઓની ભણવાની સગવડ કરી જ છે. છોકરાઓ વિશે હું ચિંતા ન કરું. તેઓ તો ગમે તેમ શીખવાના. તમે છોકરીઓની કેળવણીની સગવડ પ્રથમ કરી એ માટે તમને મુબારકબાદી આપવી ઘટે છે. તમે પોતાની ફરજ સમજો છો.

આપણે વેપાર ખેડવા પરદેશ જઈએ ત્યારે કેટલીક વસ્તુઓ તરફ ખાસ ધ્યાન આપવું જોઈએ. લાંબા વખત માટે જઈને રહેવાનું હોય ત્યાં સ્ત્રીઓને અને બાળબચ્ચાંને સાથે રાખવાં જ જોઈએ. સિંધીઓ વર્ષો સુધી પરદેશ જઈને રહે તોયે પોતાનાં બૈરાંછોકરાંને સાથે નથી લઈ જતા. એ બરાબર નથી. ગુજરાતીઓ જ્યારે લાંબા વખત માટે જાય છે ત્યારે તેઓ ઘરબાર માંડીને જ રહે છે. અહીં પણ તમે બહેનોને સાથે રાખો છો એ બહુ સારું છે. પણ અહીં જ્યારે બહેનો પહેલવહેલી આવે છે ત્યારે નોકરોની બાબતમાં એમને કેટલી હાડમારી વેઠવી પડતી હશે! અહીંની ભાષાનો બ્રહ્માક્ષરે તેઓ ન જાણે. અહીંના નોકરોનો સાવ બહિષ્કાર કરવાની વાત હું નથી કરતો, પણ દેશથી આવો ત્યારે સમાજના બધા જ પ્રતિનિધિઓને લેતા આવો એમ મારું કહેવું છે. આપણે જ્યાં જઈએ ત્યાં આપણા ધર્મોપદેશક ખાનદાન બ્રાહ્મણો અને કેળવણી આપનાર અધ્યાપકો આપણી સાથે હોવા જ જોઈએ. પરદેશ જતાં ચારે વર્ણ સાથે મળીને જઈએ તો આપણા સમાજની મજબૂતી અને ખાસિયત બન્ને સચવાશે. દેશમાંથી અહીં બ્રાહ્મણો આણો તે લાડવા અને દક્ષિણાના ઉમેદવાર, જ્ઞાનશૂન્ય અને પ્રભાવશૂન્ય ગોર લોકો ન હોય. આખા સમાજના નૈતિક જીવનના જે રક્ષક હોય, સાચેસાચું હિત અને ધર્મનો રસ્તો નિર્ભયપણે કહેનાર હોય, ધર્મજાગૃતિ, ધર્મસંસ્કરણનું રહસ્ય જાણી રૂઢિમાં પરિવર્તન

* તા. ૨૦મી સપ્ટેમ્બર ૧૯૩૧ના રોજ મદ્રાસનાં ગુજરાતી ભાઈબહેનો આગળ આપેલું ભાષણ.

કરવાની જેમની હિંમત હોય, એવા તેજસ્વી ધાર્મિકોને જ સાથે આણવા જોઈએ. સમાજ લોભમાં કે ભ્રમણામાં પડી બગડી જતો હોય તો એની ઝાટકણી કાઢવાની હિંમત પણ એ ધર્મોપદેશકની હોવી જોઈએ. ટૂંકામાં જેને ધર્મને વિશે જ્ઞાન હોય, જેનું જીવન ધર્મનિષ્ઠ હોય, જે ધર્મ પ્રમાણે ચાલતો હોય, મોટાઈ પાછળ છુપાયેલા અધર્મને પણ ઉઘાડો પાડવાની જેની હિંમત હોય એવો તેજસ્વી ધર્મગુરુ પણ સમાજ સાથે અહીં આવવો જોઈએ. તે તમારો આશ્રિત નથી. ઊલટું તમારા મનમાં એની ધાક હોય, આદર હોય, કઠણ પ્રસંગે એની સલાહ લેવાનું પણ તમને મન થાય.

તમારાં બાળકો માટે ઓછે પગારે મળતા અર્ધશિક્ષકથી સંતોષ નહીં માનતા. બાળકો માટે તો ઉત્તમમાં ઉત્તમ શિક્ષક શોધવા જોઈએ, જેઓ બાળકેળવણી ઉપરાંત લોકકેળવણીનું કામ પણ ઘણું કરી શકે.

આટલે દૂર આવ્યા પછી ગુજરાતના જાહેર જીવન સાથેનો પરિચય તૂટી જવાનો સંભવ ઘણો. એ ટકાવવા સારુ ઉત્તમ ઉપાય તો એ છે કે તમારે જ્યારે તક મળે ત્યારે ગુજરાતમાં જવું જોઈએ અને ગુજરાતના સંસ્કારી સેવકોને બની શકે ત્યારે અહીં બોલાવવા જોઈએ. એ ઉપરાંત અહીં ગુજરાતી ચોપડીઓનું પુસ્તકાલય તો અવશ્ય હોય જ. પુસ્તકાલયમાં કેવળ પુરુષોનો જ વિચાર ન હોય. બહેનોને રસ પડે એવી, બાળકોને રસ પડે એવી ચોપડીઓ પણ હોવી જોઈએ. દક્ષિણામૂર્તિની ચોપડીઓ તેમ જ ગાંડીવ કાર્યાલયની ચોપડીઓ બાળકોને ઘણો આનંદ આપશે. પુસ્તકાલય વિશે બોલતાં એક ચેતવણી આપી દઉં. ઘણી ચોપડીઓની અસર અમુક અંશે માણસની અસર જેટલી જ ઊંડી થાય છે. આપણા ઘરમાં જેમ આપણે લફંગા માણસને આવવા દેતા નથી, એને બહાર રાખીને ઘરની અંદરના વાતાવરણની શુદ્ધતા જાળવીએ છીએ તેમ જ ચોપડીઓની બાબતમાં પણ હોવું જોઈએ. જે ચોપડીઓ હીનતા તરફ દોરે છે, હીનતાને આકર્ષક કરી બતાવે છે એવી ચોપડીઓ તમારે ટાળવી જ જોઈએ. ઘરમાં કે પુસ્તકાલયમાં એમને સ્થાન ન હોય. લફંગો માણસ એની આંખથી ઓળખાય. કોક વખતે પોતાનો વિવેક છોડી હલકાઈ જાહેર કરે અને એ રીતે ઓળખાય. પણ હીન સાહિત્ય તો પ્રયત્નપૂર્વક રૂપ કેળવે છે. એથી થતું નુકસાન ખરેખર ભયાનક હોય છે.

કઠણ પ્રસંગે સલાહ આપનાર અને ધર્મનો માર્ગ બતાવનાર ગુરુઓ, મુશ્કેલીને પ્રસંગે પૈસા ધીરનાર મિત્રો, રક્ષણ કરનાર સ્વદેશી ક્ષત્રિયો, સેવા કરનાર નિષ્ઠાવાન નોકરો, અને સામાજિક જીવનની શુદ્ધિ સાચવનાર ગ્રંથો આપણી સાથે જ આવવા જોઈએ.

પણ આવી રીતે આપણી આસપાસ ગુજરાત ઊભું કરી આપણે અહીંના સમાજથી અળગા ને અળગા જ, જાણે પાણી પર તરતા હોઈએ એમ રહીએ તો તે બિલકુલ ન ચાલે. આપણે કાંઈ અહીં કેવળ કમાણી માટે નથી આવ્યા. કમાણીના મુખ્ય ઉદ્દેશ સાથે સેવા કરી પ્રતિષ્ઠા અને કીર્તિ મેળવવાની પણ આપણી

ઈચ્છા હોવી જોઈએ. કેટલાક લોકોએ તો અહીંના લોકોની સંગીન સેવા કરવાનું પણ વ્રત લેવું જોઈએ. અહીંની ભાષા, અહીંના રિવાજ, અહીંનો ઈતિહાસ અને અહીંનું સાહિત્ય આપણે કેમ ન ખેડીએ? અહીંની સંસ્થાઓમાં આપણે કામ કરીએ, સારા સારા રિવાજો અને વિધિઓમાં ભાગ લઈએ, અહીંના લોકોનાં સુખ-દુ:ખ સાથે સમરસ થઈ સુખી અને દુ:ખી થઈએ, અહીંના જાહેર જીવનમાં આપણો ફાળો ઉત્સાહપૂર્વક તેમ જ મર્યાદાપૂર્વક આપીએ; કોમ તરીકે એ ખાસ મહત્ત્વનું છે. અહીંની કમાણી બની શકે તેટલી અહીં જ ખરચવાથી આપણે મોટા સામાજિક પાપમાંથી બચી જઈએ છીએ. અને તેથી અકારા થવાની બીક રાખવાનું કશું કારણ નથી રહેતું. આપણાં મૂળિયાં અહીંના સમાજમાં વવાયાં હોય એટલે આપણી સુસ્થિતિ વિશે ચિંતા કરવાનું કારણ નહીં રહે.

ગુજરાતી માણસ ગમે ત્યાં જઈને વસેલો હોય તોપણ પોતાનાં છોકરાછોકરીઓને પરણાવવા માટે તો સ્વદેશ પાછો જવાનો જ. એક રીતે આ જન્મભૂમિ-વાત્સલ્ય સુંદર છે, પણ તે એટલું સંકુચિત ન રખાય. મોટા સમાજમાં આપણા મહત્ત્વના વિધિઓ પણ આપણે અહીં જ કેમ ન કરીએ? આપણા દાનનો લાભ અહીંના સ્થાનિક લોકોને પણ મળવો જોઈએ. આમાં ગુજરાતની પ્રતિષ્ઠા છે. સમાજને મજબૂત રાખનાર પ્રવૃત્તિઓને દાન આપો, સ્થાનિક લોકોમાં ભળો, એમની સાથે ઓતપ્રોત થાઓ, તેમનાં સુખદુ:ખ જાણો અને અનુભવો.

ગુજરાતીઓ સામે ફરિયાદ છે કે તેઓ જ્યાં જાય છે ત્યાંના સામાજિક જીવનમાં ભળતા નથી. દક્ષિણ આફ્રિકાની મ્યુનિસિપાલિટીઓમાં ગુજરાતીઓ છે ખરા? કેળવણીની સંસ્થાઓમાં તેમનો અવાજ છે ખરો? પરદેશનાં જોવાલાયક સ્થળો પણ ગુજરાતીઓએ જોયેલાં નથી હોતાં; કેવળ કમાણી કરીને તેઓ ગયા તેવા ઘેર પાછા આવે છે, ઘર, મંદિર કે ધર્મશાળા બાંધી લે છે અને ફરી પાછા કમાણી માટે તૈયાર. આમાં ઘણી અતિશયોક્તિ હશે, પણ એ ફરિયાદ ધ્યાન પર તો લેવી જ જોઈએ.

છેલ્લી લડતમાં અહીંના ગુજરાતીઓએ અહીં કેટલો ભાગ લીધો? એકબે જણ જેલમાં ગયા છે એટલું બસ નથી. ગુજરાતી તરીકે તમારી વિશેષ ફરજ છે એ તો તમારા ધ્યાનમાં આવ્યું જ હશે. બંગભંગ પછીના દિવસોમાં બંગાળીઓએ મરણિયા થઈ સરકારનો વિરોધ કર્યો. પરિણામે તે દિવસોમાં અમને બધાને કોઈ પણ બંગાળી માણસ જોતાંવેંત તે સ્વર્ગીય માણસ છે એવા ખ્યાલથી એની આગળ નમ્ર થવાનું મન થતું. આજે એ ઠેકાણે ગુજરાતીઓ આવ્યા છે. એમને વિશે દેશમાં બધે આદરભાવ છે. ગુજરાતી એટલે સ્વરાજ્યને માટે ખાસ દીક્ષા લીધેલો માણસ. એને કાંતતાંપીંજતાં તો આવડતું જ હશે, અસ્પૃશ્યતાનો તો કટ્ટો શત્રુ હોવો જ જોઈએ, એવી છાપ બધે હોય છે. ગુજરાતે એટલી તો કીર્તિ મેળવી છે કે જેઓ પોતે ખાદી નથી પહેરતા અથવા ખાદીમાં ખાસ નથી માનતા તેઓ પણ ગુજરાતીઓને તો ખાદીમાં જ જોવા ઇચ્છે છે. વલ્લભભાઈ જે ભાષા બોલે છે,

ગાંધીજી જે ભાષા બોલે છે તે જ ભાષા તમે બોલો છો. બારડોલી ને બોરસદની કીર્તિ એ તમારી કીર્તિ છે. તમારો ફાળો લડતમાં તેમ જ જાહેર જીવનમાં સૌ કરતાં ચડિયાતો હોવો જોઈએ. ફરી જ્યારે લડત જામે ત્યારે તમારે રાજગોપાલાચાર્યને લખી જણાવવું જોઈએ કે મદ્રાસના ગુજરાતીઓ તરફથી કાંઈ નહીં તો આટલા સૈનિકો તો મળશે જ. અને જે સંખ્યા કબૂલી હોય તે સંખ્યા કાયમ ટકાવવી જ જોઈએ. એમાંથી જો બે જણા જેલમાં ગયા તો તરત બીજા બેઓ એમનું સ્થાન લઈ મૂળ સંખ્યા કાયમ રાખવી જોઈએ. રાજાજીનો ગુજરાતીઓ ઉપર આટલો હક છે જ, અને તે આપણે સ્વીકારવો જોઈએ. આપણે અહીં કાંઈ કેવળ પૈસા કમાવા જ નથી આવ્યા. કીર્તિ અને પ્રતિષ્ઠા એ પણ કીમતી મૂડી છે. કમાણીની દૃષ્ટિએ પણ એનું મહત્ત્વ ઓછું નથી. ગાંધીજી વિલાયત ગયા છે ત્યાંથી શું લઈ આવે છે એ જોવાનું છે. સ્વરાજ્ય લઈ આવશે એવી તો આશા નથી જ. એટલે કાં તો યુદ્ધ લઈ આવશે, નહીં તો વૈતરું. આપણી તો બંને માટે તૈયારી હોવી જોઈએ.

સાચી તૈયારી તો બહેનોએ અત્યારથી કરવાની છે. આ છેલ્લી લડતમાં બારડોલી અને બોરસદમાં કામ કરનારનો ફાળો ઓછો ન હતો. માથું આપીશું પણ નાક નહીં આપીએ એ ટેક આ જમાનામાં ગુજરાતમાં જ બોલાઈ ગઈ છે, એ આપણે ભૂલી ન જઈએ. વૃદ્ધ ગંગાબહેને બોરસદમાં માથું લોહીલુહાણ થાય ત્યાં સુધી ઊભાં ઊભાં પ્રહાર ઝીલ્યા હતા એ આપણે ભૂલી ન જઈએ. ગુજરાતીઓની સંઘશક્તિ, ગુજરાતીઓની દાનશક્તિ અને ગુજરાતીઓની સહનશક્તિ એકેએક ગુજરાતીમાં પ્રગટ થવી જોઈએ. અને દાનશક્તિનું રૂપાંતર ત્યાગશક્તિમાં થાય નહીં ત્યાં સુધી એ ચળકે એમ નથી. બહેનોએ એ બધી વસ્તુઓ અત્યારથી પોતાનાં બાળકોમાં રેડવી જોઈએ, અને એ જ્યાં રહીએ છીએ ત્યાંની બહેનોને માટે પ્રેરણારૂપ નીવડવું જોઈએ.

૨૨-૧૧-'૩૧

## વીરજીવન

સાથે રહેનાર લોકો જોડે આપણે જેટલી એકતા સાધી શકીએ તેટલી જ રાષ્ટ્રીયતા આપણામાં છે એમ ઓળખવું. બાકી તો ફક્ત કાવ્યમય અભિમાન જ છે.

*

આખી દુનિયાની ખબર રાખવાની જેટલી જરૂર છે તેટલી જ પોતાના હૃદયની ખબર રાખવી પણ ઇષ્ટ છે. કેન્દ્ર વગરનું વર્તુળ શા કામનું?

*

હિંદુસ્તાનની સાચી શક્તિ હિંદના ગરીબ વર્ગના હાથમાં રહેલી છે. તેઓને આનું ભાન થશે ત્યારે હિંદની પ્રગતિ કોઈ રોકી ન શકે.

*

દુનિયાની જેટલી પ્રગતિ થઈ છે તે મોટે ભાગે રચનાત્મક ભેજાની કલ્પના-શક્તિને પરિણામે જ છે.

*

જ્યારે આપણું નથી ચાલતું ત્યારે ઈશ્વર ઉપર વિશ્વાસ રાખી આપણાથી બનતું કરી છૂટીએ.

*

હિંદી પ્રજાનો ઉદ્ધાર વકીલોને હાથે નથી થવાનો. શિક્ષકોએ જ તે કરવો જોઈએ.

તેઓ ન કરે તો પછી તેમના વિદ્યાર્થીઓ કરશે.

*

પત્રકાર શું પ્રસિદ્ધ કરે છે એના કરતાં શું પ્રસિદ્ધ નથી કરતા એ ઉપરથી એમની જવાબદારી અને બાહોશી દેખાઈ આવે છે.

*

ઈશ્વરે ગાંધીજી મારફતે હિંદને પ્રેરણા આપી છે. પણ આ વખતની લડતનાં સૂત્રો એમના હાથમાં રાખ્યાં જ નથી. આજની લડતનો સેનાની પરમાત્મા અંતર્યામી પોતે જ છે.

*

સ્વતંત્ર થવાના નિશ્ચય સાથે આપણી રાષ્ટ્ર તરીકેની જવાબદારી કઈ કઈ બાબતોમાં વધી છે, તેનો વિચાર કરી યુવાનોએ તે તે બાજુએ પોતાની યોગ્યતા વધારવા આજથી કમર કસવી જોઈએ.

*

જે સમાજમાં સર્વદર્શી જાગ્રત પુરુષો નથી તે સમાજ મરી ગયેલો જાણવો. જે સમાજમાં પ્રયોગવીરો નથી તે સમાજ ઘરડો થયો છે એમ જાણવું અને જે સમાજમાં વૃદ્ધો અને યુવાનો બંનેને સ્થાન નથી તે સમાજ અલ્પાયુષી છે એમ માનવું.

*

વિજ્ઞાનની શોધ પાછળ ગાળેલો સમય ઈશ્વરભજનમાં જ ગાળેલો ગણાય, જો માણસમાં નમ્રતા અને સાત્ત્વિકતા હોય તો:

*

સૃષ્ટિ એ પ્રભુનો પ્રથમ અવતાર છે. એનું ધ્યાન ધરવાથી પ્રભુનો મહિમા સરસ રીતે સમજાય.

*

જીવતા રાષ્ટ્રને ગમે ત્યારે એકાગ્ર થતાં આવડે છે અને ગમે ત્યારે વિશ્વતોમુખી પ્રવૃત્તિઓ આદરતાં પણ આવડે છે. એકાગ્રતા અને વિકરણશક્તિ બંને જરૂરની છે અને બંને કાબૂમાં હોવી જોઈએ.

*

ચર્ચાપરાયણ લોકોને કોઈ પણ મુદ્દાનો નિર્ણય આવે એ ગમતું નથી. ફરી ફરી નવા ઇશ્યુ કાઢી ચર્ચા ચાલતી રાખવી જોઈએ. નિર્ણય આવ્યો એટલે જાણે મરણ આવ્યું. કેમ કે નિર્ણય પછી કામે ચડવાનું છે.

*

આપણે બધાએ મૃત્યુની તરફ મિત્રની દૃષ્ટિથી જ જોવું જોઈએ. મૃત્યુ તો જીવન-યજ્ઞનું અવભૃથ સ્નાન છે.

*

વિવાહનો મંગળ બોધ પરણનાર લોકોને માટે પવિત્ર અને ત્યાગમય અખંડ સહજીવનની શરૂઆત હોય છે. સ્વાતંત્ર્ય યુદ્ધના ઉત્સવમાં આપણે હાથમાં યજ્ઞકંકણ બાંધવા માગીએ છીએ કે અતિથિનું મધુપર્ક સ્વીકારી આશીર્વાદ આપતા ઘેર જવા માગીએ છીએ?

*

ગરીબ લોકોના હૃદયમાંથી જન્મેલા નિશ્ચયની શક્તિ ઈશ્વરની શક્તિ જેટલી જ અમોઘ હોય છે. એની આગળ વિજ્ઞાનની પ્રજ્ઞાનની અને સામ્રાજ્યની શક્તિ એકત્ર થાય તોયે તે ટકી નથી શકવાની.

*

જે સમાજમાં મહાન લડત વખતે પણ અંદર અંદરના કજિયા વધે છે તે સમાજનો વિનાશ છે. પરાક્રમ કરવાનો પ્રસંગ આવ્યે જ્યાં મોટું મન કરી ઝઘડાઓ ભૂલી જવાય છે ત્યાં સામાન્ય ભૂલો ગમે તેટલી થાય તોયે અંતે વિજય મળ્યા વગર રહેતો નથી.

*

સ્વરાજની લાયકાત જે જાતિને દલીલથી સિદ્ધ કરવી પડે છે તે જાતિ સ્વરાજ માટે લાયક છે જ નહીં. સ્વરાજની લાયકી અને સિદ્ધિ વચ્ચે અંતર હોવું જ ન જોઈએ. ગાયક પોતાની ગાયનશક્તિ ગાઈને જ બતાવે છે. આપણે સ્વરાજ મેળવ્યા પછી જ દુનિયા આપણી લાયકી સ્વીકારી શકશે અને તે પણ કશી દલીલ વગર.

*

પ્રધાન ધર્મ હમેશાં વીરધર્મ હોય છે. પામર લોકો પર્યાય શોધે છે અને ધર્મને નીચે ઉતારે છે. આજે સ્વતંત્રતા દેવી બલિદાન માગે છે. આજે કોઈ એમ ન પૂછે કે ઓછામાં ઓછું કેટલું આપીએ તો ચાલે.

*

હૃદયને પવિત્ર, ઉન્નત અને દૈવી બનાવવાનો એકમાત્ર ઉપાય તે તેજસ્વી ભાવના છે. જેનું હૃદય યુવાન છે તે જ આવી ભાવના ઝીલી, પચાવી શકે છે.

*

પૂર્વજોની કીર્તિ ઉપર જ જે નભે છે એ જેમ નામર્દ છે તેમ પૂર્વજોના દોષોની જ ગણતરી કરવા બેસે તે પણ નામર્દ છે.

*

કંઈ નહીં તો દેશનું વાતાવરણ સાફ કરવા ખાતર પણ હવે અસ્વસ્થતા, અશાંતિ અને અનિશ્ચિતતા આપણા સમાજમાં આવવાં જ જોઈએ. એના વગર સૂઝ, હિંમત અને તેજસ્વિતા ખીલવાનાં નથી.

*

માણસને જ્યાં સુધી માનભેર મરવાનો પ્રસંગ ઓળખતાં ન આવડે ત્યાં સુધી જીવવાની કળા એના હાથમાં આવવાની નથી.

*

આપણી આ લડતમાં આપણી ત્રણ રીતે કસોટી થવાની છે. આપણી હિંમતની, આપણી બુદ્ધિશક્તિની એટલે કે સૂઝની અને આપણી સંઘશક્તિની. એકે ક્ષેત્રમાં હારીએ એ પોસાય નહીં.

*

શાબ્દિક વેદાંતીઓ તો જન્મ, મરણ અને આત્માની ફિલસૂફીની માત્ર ચર્ચા જ કરે છે. પણ જ્યારે જીવનવીરો એને હાથમાં લે છે ત્યારે તેનું ખરું સ્વરૂપ શોધી કાઢીને એનો ઉપયોગ કરે છે.

*

મહત્ કાર્યના ધ્યાનમાં ક્ષુદ્ર ભેદો ભૂલી જવાની ઉદારતા આપણા લોકોમાં સ્પષ્ટ આવવા લાગી છે. એટલે હવે આપણા વિજય વિશે મને તો જરાય શંકા નથી.

*

માણસનું સર્વસ્વ એની બુદ્ધિમાં છે. એના કરતાં વધારે એના હૃદયમાં છે. એ હૃદયને કેળવવાનું કામ તો બુદ્ધિનો વિકાસ અને સદાચારથી જ થઈ શકે છે. પણ હૃદયને જાગ્રત કરવાનું કામ સંગીતથી સરસ રીતે થઈ શકે છે. માટે હૃદયને હમેશાં સંગીતથી પલાળવું જોઈએ. સંગીતભીનું હૃદય સહેલાઈથી સંસ્કારો લઈ શકે છે.

*

ગીતાએ શીખવેલો નિષ્કામ કર્મયોગ આત્માની ઉન્નતિને અર્થે અને હૃદયના સમાધાનને માટે છે. સમાજની બાહ્ય કસોટી માટે નથી. તેથી ગીતાની વ્યાખ્યાની કસોટી લઈને બીજાનું આચરણ આપણે નથી કસી શકવાના. એ તો પોતા માટે જ છે.

*

સાઇકલ ચાલે છે ત્યાં સુધી જ ઊભી રહે છે, થોભે એટલે પડી જ જાય. રાષ્ટ્ર, સમાજ, સંસ્થા, મંડળ, ધર્મ, સંસ્કૃતિ અને આખું વિશ્વ ચાલે છે ત્યાં સુધી જ ટકવાનું છે.

*

બધી પ્રવૃત્તિઓનો વિસ્તાર કરવાની અને ગમે તે યોગ્ય ક્ષણે તે છોડવાની બેવડી મનોવૃત્તિ એ આપણા ધર્મની વિશિષ્ટતા છે. આ લડતને અંગે પણ એવી બેવડી મનોવૃત્તિ આપણે રાખવી જોઈએ.

*

ઉંદર બિલાડી પ્રત્યે રાજનિષ્ઠ હોય કે રાજદ્રોહી. બિલાડી બન્નેની કિંમત જાણે છે. દેશમાં કેટલો રાજદ્રોહ કાર્યકારી છે, તેજસ્વી છે એનો જ સરકાર હિસાબ રાખે છે.

*

સૈનિકો જ્યારે લડાઈ ઉપર જાય છે ત્યારે પોતાનાં સગાંવહાલાંની અને પોતાના રાષ્ટ્રની આબરૂ સાથે લઈને જાય છે એ ભાનથી જ તેઓ શરીરની શક્તિ કરતાં વધારે શક્તિ બતાવી શકે છે.

*

દેવતા ઉપર દૂધ મૂકવાથી તે ગરમ થાય છે. અને એમાં ઊભરો પણ આવે છે. આપણે ગરમી માગીએ છીએ, ઊભરો નથી માગતા. ઊભરાથી તો દૂધની હાનિ જ થાય છે. આપણી હિલચાલમાં તેજ, દૃઢ નિશ્ચય અને ઉદ્યોગ જરૂરનાં છે. નાહકનો ઊભરો, ઉત્સાહ, વાતો અને અસ્વસ્થતા કામનાં નથી.

*

હજાર વાતો કરતાં એક પગલું વધારે અસરકારક હોય છે, ભાષામાં ફેર પડી શકે છે, ક્રિયામાં તો એકરૂપતા જ હોય, પ્રજા ક્રિયાની ભાષા જ સમજી શકે છે કેમ કે ક્રિયામાં જૂઠાણાંને સ્થાન નથી હોતું.

*

જે કામ માણસ સામાન્ય રીતે પોતાના ક્ષેત્ર બહારનું ગણે છે તે જ કામ જ્યારે તે સ્વાભાવિક સમજી ઉત્સાહપૂર્વક આબાદ પાર ઉતારે છે ત્યારે તે કોઈ અલૌકિક પ્રેરણાથી પ્રેરાયેલો છે એવું અનુમાન થાય છે. પ્રસંગ ગયા પછી માણસ ફરી પ્રાકૃત થઈ જાય છે. પ્રસંગ પરત્વે આ જે અતિમાનુષી શક્તિનું પ્રાકટ્ય થાય છે તેને આપણા ગ્રંથોમાં ઈશ્વર તરફથી મળેલો આવેશ કહે છે. ભક્તહૃદય કહે છે કે એ આપણી શક્તિ નથી, ઈશ્વરી શક્તિ છે. એ શક્તિ અને એનું કાર્ય જો પ્રજાને માટે કલ્યાણકારી હોય તો ઈતિહાસ પણ કબૂલ કરે છે કે તે ઈશ્વરી આવેશ હતો.

*

મારા કરતાં વિશેષ અને અસાધારણ શક્તિ કે યોગ્યતા જેઓ બતાવે છે એવાના જ હાથ તળે હું કામ કરીશ, નહીં તો હું અળગો રહીશ એવો આગ્રહ જેઓ

રાખે છે તેઓ રાષ્ટ્રસંગઠનમાં મદદ કરતા નથી. સંગઠિત કામ કરવાની જરૂર છે એટલું જોયું કે તરત જ પોતાના પક્ષના ગમે તે માણસના હાથ તળે જે કામ કરી બતાવે તે જ સ્વરાજ નજીક આણે છે.

*

જુસ્સો એ તેજ છે, શક્તિ છે. ગુસ્સો એ આંધળાપણું છે, અશક્તિ છે. દરેક સૈનિકે આ વાત ગોખી રાખવી જોઈએ, એટલે કે જીવનમાં વણી કાઢવી જોઈએ.

*

મહાન પ્રસંગો સામાન્ય માણસોને પણ મહાન બનાવે છે. મહામંથનને લીધે દૂધનું પણ માખણ થઈ જાય છે. માખણ જેમ ફરી દૂધ નથી થતું તેમ જ હૃદય એક વાર ઉન્નત થયા પછી તે ફરી અવનત ન થવા દઈએ એવો નિશ્ચય આપણે કરીશું.

*

આજની રાષ્ટ્રવ્યાપી હિલચાલમાં કોણ કેટલું કામ કરે છે, કોની કેવી તૈયારી છે, તે જોવાની ઇચ્છા કે નવરાશ કોઈની પાસે નથી પણ જેણે આ જાગૃતિ ઇચ્છી છે અને જે આજની લડતનો સાચો સેનાની છે તે પોતે દરેક હૃદયમાં બેસી બરાબર નિહાળી રહ્યો છે. એને સંતોષવો એ જ સાચી કસોટી છે.

*

અધ્યાપકોનો સ્વભાવ જ એ છે કે ઝીણી ઝીણી બાબતમાં દોષ કાઢવો અને દોષને આકરું રૂપ આપી વઢ્યા કરવું. આમ કરતાં પોતે કેટલા ગુનેગાર થાય છે એ એના ધ્યાનમાં જ આવતું નથી, પણ વિદ્યાર્થીઓ પણ અધ્યાપકનો સ્વભાવ ઓળખે છે એટલે કોઈ જાતની ચિંતા રહેતી નથી.

*

સંદેશા આપનારના કરતાં ઝીલનારાઓની સંખ્યા વધશે ત્યારે જ કાંઈક થશે.

*

યુવકોએ પોતાના જીવનમાંથી યુદ્ધનો અસ્ત થવા ન દેવો જોઈએ. જે ઝૂઝી જાણે તે જ આર્ય, તે જ યુવક. યુદ્ધ હૃદયમાં પણ ચાલે અને બાહ્ય જગતમાં પણ ચાલે. બન્ને ઠેકાણે હીનતા સામે લડી આર્યતા પ્રસ્થાપિત કરવી ઘટે છે.

*

ગઈ કાલની સ્ત્રી અને આજની સ્ત્રી એક નથી. સ્ત્રીસહજ કોમળતા, સંસ્કારિતા, ઉદારતા, સૌમ્યતા ઇત્યાદિ સર્વ ગુણો સાચવતાં છતાં આજની સ્ત્રી પોતાની શક્તિ અને સ્વતંત્રતાનો બરાબર પરિચય આપતી થઈ છે. અને એ બધું એટલી સ્વાભાવિકતાથી થયું છે કે સ્ત્રીઓની આ નવીન પદવી પ્રત્યે વિરોધ કે અણગમો કોઈનો જ નથી. ગાંધીજીએ માત્ર કહ્યું: 'તું અબલા નથી. તું શક્તિરૂપિણી છે. તારે લાયક જે કામ છે તે કરતી થા' અને તરત જ ભારતી સ્ત્રીએ પોતાનું કામ હાથમાં લઈ લીધું.

હવે એકે શક્તિ આ દેશમાં નથી કે જે સ્ત્રી-વિકાસની આડે આવે.

*

સંયમ એટલે મન પર કાબૂ. સંયમ એ સંસ્કૃતિનું મૂળ છે. નબળાઈ, વિલાસિતા અથવા અનુકરણના વાતાવરણમાં કોઈ કાળે સંસ્કૃતિનો ઉદ્‌ભવ થતો નથી અને વિકાસ પણ થતો નથી. પચ્ચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય રાખનારની પ્રજા જેમ સુદૃઢ હોય છે તેમ સંયમને અંગે નિર્માણ થયેલી સંસ્કૃતિ પ્રભાવશાળી અને દીર્ઘજીવી હોય છે. સાહિત્ય, સંગીત, સ્થાપત્યકળા અને વિવિધ ધર્મવિધિઓ સંયમની પાછળ પાછળ આવે છે. સંયમ પ્રથમ તો કર્કશ અને નીરસ લાગે છે. પણ તેમાંથી જ સંસ્કૃતિનાં મધુર ફળો આપણને મળે છે.

૧૯૩૦

# વિચાર-કલિકા

કામનું ઓસડ કામ છે; એટલે કે અવિશ્રાંત કર્મ એ જ કામવિકાર સામે એક ઉપાય છે.

*

ભવિષ્ય વિશે ચિંતા ન કરવી એ આસ્તિકતાની ઉત્તમમાં ઉત્તમ કસોટી છે.

*

ઉદ્ધારની શક્તિ વગર પ્રિયજનોનો સહવાસ ચાહવો એમાં શુદ્ધ પ્રેમ નથી, પૌરુષ નથી, વેવલાઈ જ છે.

*

તમામ આરામ એ હરામ છે.

*

ઈશ્વરસાક્ષાત્કાર ત્રણ દિવસમાંયે થાય અને ત્રણ ભવમાંયે થાય. જેવી આપણી મેલ ધોવાની શક્તિ અને જેટલી આપણી આત્મપ્રાપ્તિ વિશેની વ્યાકુળતા. પણ ધીરજ એ મુમુક્ષુનું મુખ્ય પાથેય છે. અધીરાઈ એ આત્મદ્રોહ છે.

*

પ્રભુની કૃપા અને માણસની ઢીલ વચ્ચે ગજગ્રાહ ચાલે તો પ્રભુ જીતશે જ એવી ખાતરી નથી.

*

હિંદુમુસલમાન એ જો આજનો સવાલ છે તો ઉજળિયાત અને અંત્યજ એ આવતી કાલનો સવાલ છે. એ સ્પષ્ટ જણાતાં છતાં નિરાંતે કેમ બેસી શકાય?

*

ધર્મ એ વસ્તુ પ્રવાહી છે; જમાના પ્રમાણે તેનો આકાર અને સ્વાદ પણ બદલાય છે.

*

બને એટલી સેવા કરવી અને ઓછામાં ઓછી સેવા લેવી એ આપણું વ્રત હોવું જોઈએ. એને જ આધ્યાત્મિક જીવન કહે છે. ઐહિક દૃષ્ટિએ જોતાં સામાજિક સત્તાની ઉત્પત્તિ પણ એમાં જ છે. પણ સત્તાનો વિચાર જ આપણને શા સારુ આવે?

*

આપણા જમાનામાં અસ્પૃશ્યતા દૂર ન કરી શકીએ તો આપણું જીવતર એળે ગયું છે.

*

માણસ કેટલી વાર પડે છે એ મહત્ત્વનો સવાલ નથી, પણ પડે તેટલી વાર ફરી ઊઠે છે, ઊઠે છે, એમાં જ મર્દાનગી છે.

*

ચારિત્રની કેળવણી એ ખરી કેળવણી. તે સત્સમાગમથી મળે છે. ગમે તેવા પ્રસંગમાં પણ આપણે ધીરોદાત્ત અને આર્યવૃત્ત જ રહીશું એટલો આત્મવિશ્વાસ આવ્યો એટલે કેળવણીની હદ આવી. બાકી દુનિયાની માહિતીની તો શી કિંમત છે? માહિતી તો વ્યવસ્થિત માણસ જન્મભર અનુભવથી, પ્રયોગથી, વિદ્વાનોના સહવાસથી અને સદ્‌ગ્રંથોના પરિશીલનથી મેળવે છે.

*

હું ક્યારનો માનતો આવ્યો છું કે દબાણમાં આત્મદ્રોહ છે, એટલે કે એક વિચારવાન આત્મા પ્રત્યે દ્રોહ છે. દબાણ ઈશ્વરને પ્રિય હોત તો તે આપણને આટલા સ્વતંત્ર કેમ રાખત?

*

લોકોની વિલાસિતાને પોષણ મળે, તેમની ખુશામત થાય એવા ધંધા તે ધંધા કરનારની ઉન્નતિને બાધક થાય છે. સમાજની યોગ્ય હાજતો પૂરી પાડનાર, સંકટને પ્રસંગે સમાજને મદદ કરનાર, સમાજને ચડાવનાર, એવા ધંધા સમાજને તેમ જ તે ધંધા કરનારને બંનેને હિતકર છે.

*

માણસને પશ્ચાત્તાપ થાય છે તેને બદલે પૂર્વતાપ થાય એ જાગૃતિનું લક્ષણ. પાપમાં બહુ દૂર ગયા હોઈએ તોપણ કબૂલ કરીને પાછા ફરવાની હિંમત જોઈએ. પાપના પુંજ કરતાં આત્માનું બળ અનેકગણું વધારે છે. 'આત્મા અમર છે' એ વચનનો અર્થ આ જ છે.

*

સનાતન ધર્મ પ્રગતિમાન છે, પ્રવાહશીલ છે. અને ધર્મનો પ્રવાહ વહે તો જ ધર્મ સનાતન-નિત્યનૂતન રહે અને ટકે. સનાતન ધર્મ એ વહેતી ગંગા છે. પાણી બાંધેલું જ રહે અને કદી વહેવા ન પામે તો આખરે ગંધાઈ ઊઠે.

*

આખરે પુણ્ય જ બળવાન છે. એ પાપને હઠાવવાનું જ. પુણ્ય જ વર્ધમાન છે, પાપ તો ક્ષીણ જ છે. પાપનો પુંજ ગમે તેવડો મોટો હોય છતાં થોડાક પુણ્યમાં એને ઠરાવવાનું બળ છે. આત્મા અમર છે, એનો અર્થ એટલો જ કે આખરે પુણ્યનો – આત્માનો જ વિજય છે.

*

વ્રત એ શ્રીધન પરના વેપાર જેવું છે. માણસની જ્યારે બધી શાખઆબરૂ ખૂટી જાય ત્યારે તે વ્રત લે. એટલે વ્રત લીધા પછી કોઈ પણ ભોગે તેને ચલાવવું જોઈએ. સિવાય કે જ્યારે એમ માલૂમ પડે કે એમાં આત્માનો અધઃપાત છે.

વ્રત એ દૃઢ વિચાર છે. માણસની ચિત્તવૃત્તિમાં ક્યારે વિક્ષેપ આવી પડશે એ જણાતું નથી, માણસ હમેશાં સ્થિરમતિ નથી હોતો, કોક વાર પીધેલો પણ હોય છે. એટલે એવી સ્થિતિમાં પણ પતન ન થાય એટલા માટે માણસ વ્રત કે દીક્ષા લે છે. વ્રત એ દૃઢ નિશ્ચયનું સૂચક છે. સંન્યાસી ભગવું પહેરે છે તે વૈરાગનું સતત સ્મરણ રહે એટલા માટે.

૧૮-૧-’૨૫

# ખંડ ૧૦ : હરિજનસેવા

## આપણી કસોટી

અમુક ચડવાને પ્રસંગે આપણે ન ચડીએ તો પછી પડવું જ પડે છે. પ્રસંગ ઓળખીને, બધી શક્તિ વાપરીને ચડવા જ માંડવું જોઈએ. આમાં પસંદગીનો સવાલ નથી હોતો.

આપણા જમાનામાં જો અસ્પૃશ્યતા દૂર ન કરીએ તો હિંદુ ધર્મ અને હિંદુ જાતિ ટકવાનાં નથી. હિંદુધર્મ એ સનાતન ધર્મ છે છતાં એનો નાશ થશે, હિંદુ સમાજ એ પુરાતન જાતિ છે છતાં એનો નાશ થશે, જો આપણા જમાનામાં અસ્પૃશ્યતા આપણે દૂર નહીં કરી શકીએ.

અસ્પૃશ્યો પ્રત્યે આપણા મનમાં સૂગ નથી, આપણે એમને અડકવા તૈયાર છીએ, આપણી સાથે બેસીને તેઓ ભણે તો આપણો વાંધો નથી, એટલું બસ નથી. અસ્પૃશ્યતા દૂર કરવા માટે કેડ કસીને આપણે મંડી પડવું જોઈએ. સર્વકાળ એ એક જ વસ્તુની લગની લાગવી જોઈએ. જે ઊઠે છે તે અસ્પૃશ્યતાનિવારણની

જ વાત કરે છે એમ જ્યારે સમાજ જોશે ત્યારે જ અસ્પૃશ્યતાનાં મૂળિયાં ઢી
થશે. જે ખંતથી સામાન્ય વિદ્યાર્થીઓ કેરિયરને શોધે છે તે જ ખંતથી અસ્પૃશ્યત
નિવારણના પ્રસંગો આપણે શોધવા જોઈએ.

ચીનની જાગૃતિ ચીનના વિદ્યાર્થીઓને આભારી છે. બ્રિટિશ સલ્તનત ચીન
વિદ્યાર્થીઓથી બીએ છે, અને ચીનના વિદ્યાર્થીઓને હમેશ શાપ દે છે. દેશબં
જેવા જ્યારે 'યૂથ્સ ઑફ બેંગૉલ'ને અપીલ કરે છે ત્યારે સંખ્યાબંધ વિદ્યાર્થીઓ
તેમનું બતાવેલું કામ કરતા આવ્યા છે. ગુજરાતના વિદ્યાર્થીઓ, ખાસ કરીને વિદ્
પીઠના વિદ્યાર્થીઓ અસ્પૃશ્યતાનિવારણની પોતાની ફોજ તૈયાર ન કરે? અસ્પૃશ્યત
ભારે માયાવી છે. એનાં ચોક્કસ મથકો કે છાવણીઓ નથી કે જ્યાં જઈને હુમલ
કરીએ કે તરત જ તે સર થાય. આપણા જ સમાજમાં, આપણાં જ સગાંવહાલાંમ
અને સંબંધીઓમાં તે ઘર કરીને બેઠી છે, અને પ્રેમાળ અવાજે કહે છે; 'બીજ
ગમે તે વાત કરો, પણ મને છેડશો નહીં.' આવે ઠેકાણે કેવળ ભલાપણું 'પૅસિવ
વર્ચ્યુઝ઼' કામના નથી, સાચું વીર્ય જોઈએ છે. કડવાશ પેદા કરીને નહીં પણ કડવાશ
વહોરી લઈને આ કામ થઈ શકે છે.

જૂન, ૧૯૨૭

## અસ્પૃશ્યતાનિવારણ

શહેરમાં ગાય રાખવી એ જેટલું કઠણ છે તેટલું જ આભડછેટના અને સોળાંના
જૂના નિયમો પાળવાનું મુશ્કેલ છે. લોકોની રહેણી જેમ જેમ બદલાતી ગઈ છે
તેમ તેમ જૂના રિવાજો ઘસાતા ગયા છે. અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ ગામડાંઓ
કરતાં શહેરોમાં વધારે ચાલી છે તેથી ઉપર જણાવેલા શહેરી વલણને ઉત્તેજન મળ્યું
છે. જ્યાં જ્યાં અસ્પૃશ્યતા નાશ પામી છે ત્યાં ત્યાં ન્યાય કરવાના આગ્રહથી જ તે
ગઈ છે એમ કહી શકાય તેવું નથી; તોપણ અસ્પૃશ્યતા અન્યાયમૂલક છે; તેમાં
ધર્મ નથી પણ અધર્મ છે એ વાત લોકોને ઠીકઠીક ગળે ઊતરવા લાગી છે, અને
તે જ કારણે હજી જ્યાં જ્યાં અસ્પૃશ્યતા પળાય છે ત્યાં પણ તેનો પહેલાંના જેટલા
જોરથી બચાવ કરવામાં આવતો નથી. દરેક ધર્માભિમાની હિંદુ અસ્પૃશ્યતાનો બચાવ
કરવાનો જ એ સ્થિતિ હવે રહી નથી. ઊલટું એમ કહેનારા ઘણા સનાતનીઓ
મળે છે કે હજારો વર્ષ ચાલતી આવેલી રૂઢિ – અને તે વળી ધર્મને નામે ચાલતી
રૂઢિ – એકદમ તૂટી નહીં શકે. જરા ધીરેથી જ કામ લેવાવું જોઈએ. અસ્પૃશ્યતા
પાપમૂલક છે એ વાત વિશે ચર્ચા અથવા એનો વિરોધ હવે કોઈ ખાસ છંછેડયા
વિના કરતું નથી.

એટલે સુધી તો આપણે પ્રગતિ કરી કહેવાય.

* * *

પરંતુ વિરોધ એક વખત ચલાવી લેવાય પણ ધીરેથી કામ લેવાનું આ તત્ત્વ-જ્ઞાન બહુ ભયંકર છે. હાસ્યવિમોચક અમેરિકન સ્વાતંત્ર્યવીર વિલિયમ લૉઈડ ગૅરીસને જ્યારે ગુલામીનો વિરોધ કમર કસીને કરવો શરૂ કર્યો ત્યારે વહેવારદક્ષ લોકો તેને કહેવા મંડ્યા કે 'આમ જહાલ ન થશો, જરા વિચારીને કામ લો, જરા ધીરેથી ચાલો, હળવે હળવે પગલાં માંડો.' તે વખતે તેણે ગુસ્સાથી જવાબ વાળેલો કે 'હળવે હળવે પગલાં કેમ માંડવાં તે હું સમજતો નથી. તમારા ઘરને આગ લાગી હોય ત્યારે કોઈ તમને કહે કે બંબો જરા આસ્તેથી ચલાવો, પાણી જરા થોડું થોડું છાંટો તો તમે તેનું કેટલું સાંભળશો? તમારું ઘર લૂંટનાર ચોરનો હળવે હળવે વિરોધ તમે કેવી રીતે કરશો? તમારી માતા પર અત્યાચાર કરવા પ્રવૃત્ત થયેલા નરાધમનો પ્રતિકાર હળવેથી શી રીતે કરી શકશો?' સુધારો કે પ્રગતિ ભલે આરામથી ચાલે પરંતુ અન્યાયનું મૂળ તો એક ઝટકે ઉખેડવું જોઈએ; કંઈ નહીં તો આપણો પ્રયત્ન તો તે જ હોવો જોઈએ. નિર્ભેળ અન્યાય, હડહડતું પાપ, મહા અધર્મ, માણસની સ્વતંત્રતાને પગ નીચે કચડવી એ બધાં સાથે છૂટછાટ શી મૂકવી? શરીરમાં ગરમ લોહીનું એક ટીપું રહ્યું હોય ત્યાં સુધી, આ અનાચારનો તીવ્રમાં તીવ્ર નિષેધ જ કરવો જોઈએ. કાં તો અસ્પૃશ્યતાની જડ ઊખડી જવી જોઈએ અથવા ઉઘાડી આંખે તે જોઈ રહેનાર આપણો સદંતર નાશ થવો જોઈએ.

ધનવાન, વિદ્વાન, હિકમતી, કળાધર, હિંમતવાળા અને મહત્ત્વાકાંક્ષી, બધા જ લોકોએ ગામડાંનો ત્યાગ કરી ગામડાંઓનો અને મનુષ્યજાતનો દ્રોહ કર્યો છે. છૂટક માલ જે પ્રમાણે ગામડાંઓમાં જૂનો, વાસી અને સડેલો મળે છે તે જ પ્રમાણે ધર્મના, સામાજિક કલ્યાણના, આર્થિક હિતના, નવી પેઢીની કેળવણીના એમ બધા જ ખ્યાલો ત્યાં સડેલા રૂપમાં જ ફેલાય છે. જૂનું તેટલું ખરાબ એમ કહેવાનો અમારો આશય નથી. ઘરમાં જૂનાં વાસણો રહેવા જ ન દેવાં એમ અમારું કહેવું નથી. જૂનાં વાસણો ગૃહસ્થાઈ, સંસ્કારિતા ને પ્રાચીન વૈભવ બતાવે છે. પરંતુ જૂનાં વાસણો વાપરવાં હોય તો રોજનાં રોજ અજવાળીને વાપરવાં જોઈએ. જૂનાં કટાયેલાં વાસણો પરનું લીલું મોરથૂથુનું ઝેર—કાટ—પણ સંભાળીને જાળવી રાખવું જોઈએ અને રસોઈની સાથે તેને પણ પેટમાં જવા દેવું જોઈએ એમ કહેનારા ભૂતકાળના ઉપાસકોને માટે મરીને ભૂત બનવા સિવાય બીજો રસ્તો નથી. કેમ કે જીવવામાં, જીવતા રહેવામાં પણ ભૂતકાળનો દ્રોહ થાય છે એ તેમણે સમજવું જોઈએ.

આધુનિક સમાજમાં ધર્મજાગૃતિ કરીને નવી છાપ પાડનારા ઘણાખરા સત્પુરુષો અને મહાત્માઓ શહેરોમાં જ સંચાર કરે છે. પ્રવાસની સુખસગવડનાં સાધનો જ્યાં સુધી પહોંચે ત્યાં સુધી જ તેમનાં ચરણકમળો પણ પહોંચવાનાં. આમ હોવાથી ગામડાંઓમાં અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ બહુ થોડી ચાલી છે. લોભી હરિદાસ, પુરાણિક અને કથાકાર વગેરે લોકો, લોકોને શું રુચશે એનો જ વિચાર કરે છે. લોકોનું હિત શેમાં છે, એનો વિચાર કરવાની તેમને ટેવ કે હિંમત હોતાં

નથી. પોતાની વાણીમાં આધુનિકતા દાખલ કરવાની જરૂર તેમને લાગવા માંડી [illegible] પરંતુ પોતાની વાણીમાં ધર્મતેજ લાવવાની જરૂર તેઓ જ્યારે જોશે ત્યારે [illegible] તેઓ સમાજના સેવક અને નેતા બની શકશે. ત્યાં સુધી સમાજરંજક તરીકેનો તેમનો જે ઉપયોગ છે તે જ રહેશે.

આહીં સુધી કરેલી ટીકામાં અપ્રત્યક્ષ રીતે વિધાયક સૂચનાઓ જ કરી છે.

અસ્પૃશ્યતાનિવારણ કરવાની જવાબદારી ધર્મનિષ્ઠ, પ્રજાહિતૈષી, નિઃસ્પૃહ અને નીતિધૈર્યવાળા લોકોની જ છે. પોતાના મનમાંથી અસ્પૃશ્યતાનું ભૂત કાઢી નખાય એટલું બસ નથી. ધર્મના રૂપમાં, રૂઢિના રૂપમાં અને સંસ્થારૂપે જે પાપો સમાજમાં ઘૂસી જાય છે તે કાળે કરીને અપૌરુષેય બની જાય છે; એટલે કે તેની જવાબદારી કોઈ વિશેષ વ્યક્તિને માથે રહેતી નથી. આવી રૂઢિઓનું નિર્દયપણું, ઘાતકીપણું, અસહ્ય અન્યાય, એ બધું બિચારા અંત્યજોને જ સહન કરવું પડે છે. પરંતુ તેવી રૂઢિ પ્રમાણે ચાલનારા લોકો નિર્દય, ઘાતકી અથવા અન્યાયી હોય છે એવું ન કહેવાય. રૂઢિની નિંદા થાય છે ત્યારે વ્યક્તિઓને લાગે છે કે અમારા પર આ નાહકના ચાબખા પડે છે. પરંતુ વ્યક્તિઓને દોષમુક્ત ઠરાવવાથી પાપમૂલક રૂઢિનો ભોગ થઈ પડેલા લોકો પરનો જુલમ કે તેમની પીડા ઓછાં થતાં નથી. તોપણ જે લોકો વ્યક્તિઓ પર ક્રોધ કરે છે, જેવા સાથે તેવા થવાનો ન્યાય સ્વીકારી સ્પૃશ્ય સમાજની વ્યક્તિઓને શિક્ષા કરવાનો ઈરાદો રાખે છે તેઓ રૂઢિની કમર તોડવાને બદલે ઊલટી રૂઢિને મજબૂત જ કરે છે. કોઈ પણ જાતનો સમાજસુધારો કરતાં આ વાતનું કદી વિસ્મરણ ન થવું જોઈએ. સમાજસુધારો કરવામાં આજ સુધી આ વાત વિસારી મૂકવાથી સમાજે પાપી રૂઢિ સામેનો પોતાનો પ્રકોપ રૂઢિને અંધપણે વળગી રહેનાર વ્યક્તિઓ પર ઠાલવી નવા અન્યાય અને નવા ગોટાળા પેદા કર્યા છે. ઈતિહાસનું પાનેપાનું આ વાતની સાક્ષી પૂરે છે.

અસ્પૃશ્યતાનિવારણની જવાબદારી બે વર્ગો પર વિશેષે કરીને આવી પડે છે. અસ્પૃશ્યતા જેમણે ચાલુ કરી છે તેમના વારસ ઉચ્ચ વર્ણના લોકો અને જેમને આજે અસ્પૃશ્યતા ઘેરી રહી છે તેવા દલિત 'અસ્પૃશ્ય' લોકો.

આ દલિતોનું શિક્ષણ, તેમના ધાર્મિક ખ્યાલો, અને આજનું સમાજમાં તેમનું સ્થાન, એ બાબતોનો વિચાર કરતાં અસ્પૃશ્યતા દૂર કરવાનો કસીને પ્રયત્ન કરવાની જવાબદારી તેમના પર નાખી શકાય તેમ નથી. તેમને રોજ ને રોજ અન્યાય અને અપમાન સહન કરવાં પડતાં હોવાથી સવર્ણો સામે બધા જ ન્યાય્ય માર્ગોથી બળવો કરવાનો તેમનો હક છે એ વાત નાકબૂલ કરી શકાય તેમ નથી. એવા બળવાથી બધા જ લોકોને નુકસાન વેઠવું પડશે એ વાત સાચી પરંતુ તેટલા સારુ તમે અન્યાય સહન કર્યા જ કરો એમ અસ્પૃશ્યોને કોણ કહી શકશે?

પરંતુ દુર્દૈવની વાત એથી જુદી જ છે. અસ્પૃશ્યો એટલા દલિત થયા છે કે તેમના મનમાં બળવાની ઈચ્છા ઉત્પન્ન કરવામાં પણ લાંબો ગાળો વીતી જશે;

બંડની શક્તિ પેદા કરવાની વાત તો તે પછી. અને એટલું કરીને પણ બળવાની શરૂઆતમાં અસ્પૃશ્યોનું જ વધારે નુકસાન થવાનું છે. પ્રજાહિતૈષી લોકોએ એ બિચારાઓ પર એટલો બધો ભાર લાદવો ન જોઈએ. પરંતુ અસ્પૃશ્યોમાં અસ્મિતા જાગ્રત થાય તે પહેલાં જ તેમની અસ્પૃશ્યતા કાઢી નાખવાના હૃદયથી આગ્રહ-પૂર્વકના પ્રયત્નો સ્પૃશ્યોએ કરવા જોઈએ.

ત્યાં સુધી અસ્પૃશ્યોમાં જ કરવા જેવી બાબતો તે તેમનામાં પ્રચલિત મુખ્ય વ્યસનો દૂર કરવાની. તે વ્યસનો એટલે : (૧) મરેલાં જાનવરોનું મુડદાલ માંસ ખાવું, (૨) વ્યસનને કારણે અથવા ન્યાતનો રિવાજ હોવાથી દારૂ પીવો, (૩) લોકોનું એઠું અન્ન માગી લાવીને ખાવું, (૪) હમેશ દેવામાં ડૂબેલ રહેવું, (૫) કેળવણી જ્યાં મળી શકે એમ હોય ત્યાં પણ તેની બાબતમાં ઉદાસીન રહેવું, બલકે કેળવણીનો વિરોધ કરવો, (૬) શહેરો અને ગામડાંઓને રોજ સાફ રાખતા હોવા છતાં પોતે સાફ ન રહેવું, અને (૭) પાપ હોવા છતાં જેને વ્યસન ન કહી શકાય પણ હિંદુ સમાજમાં સ્થાન મેળવવાના માર્ગમાં મોટો અંતરાય કરનારી બાબત તે ગોમાંસભક્ષણ.

મૂએલા ઢોરનાં ચામડાં ઉતારી તેમને કમાવવાનું કામ અંત્યજોને પોતાની રહેવાની જગાની આસપાસ કરવું પડે છે. એ અત્યંત અમંગળ અને આરોગ્યને નુકસાન કરનારું છે. આ બાબતમાં તરત જ સુધારો થવો જોઈએ. ચામડાં ઉતારી-ને કમાવવાના કામની જગા મનુષ્યવસ્તીથી દૂર પવનની અને વરસાદના પાણીના ઓળનો વિચાર રાખી નક્કી કરવી જોઈએ. તેમ જ શિકારી જાનવરો ચામડાંને નુકસાન ન કરે એ પ્રકારની સંભાળ તે સ્થળે રાખવી જોઈએ.

[ચામડાં કમાવી તેની જુદી જુદી વસ્તુઓ બનાવી વેચવાનો મોટો અને નફાનો ધંધો ગોરક્ષકોના હાથમાં જ રહેવો જોઈએ એ વાત અંત્યજોને સમજાવી દઈને તે પરિસ્થિતિ બેઠી કરવાને સારુ તેમને વહેવારિક મદદ પણ થવી જોઈએ.]

અસ્પૃશ્યતાનિવારણની બીજી બાજુ—પાપમૂલક રૂઢિ ઉપર હલ્લો કરવાની એટલે કે હૃદયપરિવર્તનની બાજુ—સ્પૃશ્ય સમાજમાંના પ્રતિષ્ઠિત અગ્રણી લોકોએ પોતે સંભાળવી જોઈએ, અને ઘરની ઓળને આગ લાગી હોય ત્યારે જેમ જીવ પર આવીને આપણે પાણીનો બંબો ચલાવીએ છીએ તેવી જ રીતે મન મૂકીને એ કામ તેમણે કરવું જોઈએ. લોકોનો વિરોધ હતો ત્યાં સુધી એ કામ આગળ ધપા-વવું સહેલું હતું. બૌદ્ધિક વિરોધ હવે લગભગ શમી ગયો છે. હવે અસ્પૃશ્યતાનું નિર્જીવ કલેવર અનાસ્થાના રૂપમાં સડતું પડેલું રહી સર્વત્ર દુર્ગંધ અને રોગચાળો ફેલાવે છે. તેને વખતસર ભોંયભેગું કરવું જોઈએ.

અસ્પૃશ્યોની સાથેના વર્તનમાં ન્યાય જાળવીશું, તેમની પ્રગતિની આડે કોઈ ઠેકાણે અંતરાય નહીં કરીએ, એવો મોળો ન્યાય કરીને ચાલવાનું નથી. સેંકડો બલકે હજારો વર્ષોના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને માટે અસ્પૃસ્યોને મદદ કરવાના પ્રસંગો ઈરાદાપૂર્વક શોધી કાઢવા જોઈએ. આજ સુધી તેમની વિરુદ્ધ પક્ષપાત થયો છે

એનું સ્મરણ રાખી હવે સ્વાર્થત્યાગપૂર્વક તેમના લાભ માટે પક્ષપાત કરવો જોઈએ. અને એ બધું અંતરની લાગણીથી થવું જોઈએ.

અસ્પૃશ્યતાનિવારણમાં નીચેની બાબતો મુખ્યપણે સમાય છે: (૧) દુકાનોમાં, ખેતીના કામમાં, મંદિરોમાં, તેમ જ કૂવાઓ વગેરે જે જે સ્થળે અસ્પૃશ્યો સાથે સંબંધમાં આવવાનું થાય છે ત્યાં ત્યાં તેમને દૂર ન રાખતાં તેમની સાથે કોઈ પણ પ્રકારનો ભેદભાવ ન રાખવો. (૨) સાર્વજનિક કે ખાનગી બધા જ કૂવાઓ પરથી પાણી કાઢવાનો અધિકાર તેમને બીજી ન્યાતોના જેટલો જ મેળવી આપવો. આ સુધારો સૌથી પહેલો થવો જોઈએ. (૩) જેમને મૂર્તિપૂજા સામે વિરોધ નથી, દેવ-દર્શન વિશે જેમને આસ્થા છે એવા સ્પૃશ્ય અને અસ્પૃશ્ય લોકોને – પછી તે બધા ગમે તે ન્યાતના અથવા ધર્મના હોય – મંદિરપ્રવેશની છૂટ હોવી જોઈએ. (૪) કેળવણીની સંસ્થાઓમાં, કસરતના અખાડાઓમાં, વાચનાલયો, ગ્રંથાલયો, ઈસ્પિ-તાલો વગેરે સમાજસેવાની સંસ્થાઓમાં અસ્પૃશ્યો સાથે આદર અને વિવેકનું વર્તન જાળવવું જોઈએ. કોઈ પણ સામાજિક સેવા તેમને બીજી ન્યાતોને મળે તેટલી જ આસ્થાથી અને સહજ મળવી જોઈએ. (૫) લગ્નના વરઘોડા, જ્ઞાતિઓનાં સરઘસો વગેરેમાં અસ્પૃશ્યને પોતાની હીનતાનું ભાન કરાવનારા પ્રતિબંધો પાળવા પડે છે તે કાઢી નાખવા જોઈએ. (૬) અસ્પૃશ્યતાનિવારણનું એક અંગ ગણીને જ જાજરાંની વ્યવસ્થા સુધારી તે માણસને શોભે એવી બનાવવી જોઈએ. જાજરાની પાસે જમવા બેસતાં પણ કોઈને કંટાળો ન આવે એટલે સુધી સફાઈ રાખી શકાય છે અને તે જ આદર્શ હોવો જોઈએ. [જાજરાં સાફ કરવાનું કામ અંત્યજો-ના જ હાથમાં ન રહેવા દેતાં બીજી જ્ઞાતિઓ પણ તે કરે એ ઇષ્ટ ખરું પરંતુ આજે જાજરાં સાફ કરનારાં અસ્પૃશ્યો કુટુંબોની આજીવિકાની બીજી વ્યવસ્થા કરીને પછી જ એ સુધારો અમલમાં મૂકવો જોઈએ]. (૭) અંત્યજ છોકરાછોકરી-ઓને સામાન્ય શિક્ષણસંસ્થાઓમાં પ્રવેશ કરાવ્યા પછી પણ ખાસ અસ્પૃશ્યોને માટેના કેટલાક આશ્રમો ચલાવવા પડશે, અને તેમાં પણ છોકરાંઓની કેળવણી કરતાં છોકરીઓની કેળવણી પર વિશેષ ધ્યાન આપવું પડશે. નહીં તો સમાજનું સ્વાસ્થ્ય બગડશે અને અસ્પૃશ્ય કુટુંબો દુ:ખી થશે. (૮) લોકલ બોર્ડો, મ્યુનિસિ-પાલિટીઓ, સરકારી કાઉન્સિલો વગેરે સંસ્થાઓમાં જ્યાં જ્યાં લોકપ્રતિનિધિઓ જતા હોય 'ત્યાં આપણે પાછળ પડેલા, ઓછી સંખ્યાવાળા, આપણો તિરસ્કાર જ થવાનો,' એવા પ્રકારની શંકા અસ્પૃશ્યોને રહી જાય છે તે દૂર થાય તેટલા પ્રમાણમાં તેમને આગળ પાડવા જોઈએ. તે ઉપરાંત તેમનું વ્યક્તિસ્વાતંત્ર્ય અને મતસ્વાતંત્ર્ય સંભાળીને આ નવી જાતનાં કામો પાર પાડવામાં તેમને કેળવણી અને મદદ કરવાં જોઈએ. (૯) અંત્યજો પૈકી સાત્ત્વિક વૃત્તિવાળા હોશિયાર યુવાનો-ને સંસ્કૃત ભાષા અને હિંદુ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવાને ખૂબ ઉત્તેજન આપવું જોઈએ, અને હિંદુ ધર્મની સારીનરસી બન્ને બાજુઓ સ્વતંત્રપણે તપાસીને એના ભવ્ય મિશનનો તેમને ખ્યાલ આવે એવી તેમને સગવડ કરી આપવી જોઈએ.

# પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા

પવન બધે વાય છે, બધાને સ્પર્શ કરે છે અને દુનિયાની એકરૂપતા સિદ્ધ કરે છે. સ્વર્ગના દેવો અને કબરનાં મડદાંઓ પવન વિના ચલાવી શકે છે. બન્ને અસ્પૃશ્ય છે. ઈશ્વરની ઈચ્છા પૃથ્વીને પૃથ્વી જ રાખવાની છે, પણ કેટલાક લોકો પોતાના એકતરફી વિચારના પ્રવાહમાં તણાઈ જઈને આ ભૂલોક ઉપર જ સ્વર્ગ અને નરકની સૃષ્ટિ ખડી કરવા માગે છે. મડદું સડે છે, મડદામાં પ્રાણ નથી હોતો, મડદું પૃથ્વીને ભારરૂપ છે, તેથી તેને કોઈ અડતું નથી, એટલું જ નહીં પણ તેને દફનાવીને કે અગ્નિદાહ દઈને લોકો તેનો નાશ કરે છે. દેવો આપણને અડતા નથી, તેમ તેઓ આ ભૂલોક પર વિચરતા પણ નથી. જ્યારે વિચરવાનું તેમને મન થાય છે ત્યારે તેઓ માનવરૂપ ધારણ કરે છે, મનુષ્યના વ્યવહાર આચરે છે અને પછી જ માણસોમાં ભળે છે. દેવો જ્યારે તેમ કરવાની ના પાડે છે ત્યારે તેમને પથ્થર થઈને મંદિરનો બંદીવાસ ભોગવવો પડે છે.

આપણા સમાજમાં એવા જ બે અસ્પૃશ્ય વર્ગ જોવામાં આવે છે. એક અન્ત્યજોનો અને બીજો અંગ્રેજોનો. જેમ ઢેડો અસ્પૃશ્ય છે તેમ શંકરાચાર્યો પણ અસ્પૃશ્ય છે. બન્નેની પંગતે આપણે જમતા નથી. બન્નેથી આપણે હાથ દૂર રહીએ છીએ. બન્નેને વેદનો અધિકાર નથી અને તેથી બન્નેને સમાજમાં સ્થાન નથી. સમાજમાં તેમની સ્થિતિ જોખમભરેલી છે. જો તેમને સમાજમાં લેવા હોય તો તેમની આ અસ્પૃશ્યતા પ્રથમ દૂર કરવી જોઈએ. અન્ત્યજોને અસ્પૃશ્ય તરીકે સમાજમાં રાખીશું તો દેશમાં સામાજિક ગંદકી વધશે. તે દૂર કરવાના બે જ ઉપાય છે: કાં તો તેમનો હિન્દુ સમાજમાંથી નાશ કરવો અથવા તો તેમને સ્પૃશ્ય માનવા. બ્રાહ્મણ સંસ્કૃતિના પ્રતિનિધિ શંકરાચાર્યોએ પણ માણસની પેઠે સમાજમાં વર્તવું, સમાજસ્થિતિનો વિચાર કરવો અને ધર્મોપદેશથી સમાજની સેવા કરવી; અથવા તેમ ન કરવું હોય તો લોકોની સેવા, લોકોની પૂજા માત્ર સ્વીકારનાર જડ મૂંગી મૂર્તિ બની જવું. સાંભળ્યા પ્રમાણે નેપાળમાં રાજાનું મહત્ત્વ એટલું બધું મનાય છે કે વહેવારનું કોઈ પણ કાર્ય રાજાને લાયક ગણાતું નથી. પ્રજાપાલન, શત્રુદમન, મંત્રીઓ અને રાજકર્મચારીઓ ઉપર દેખરેખ, કાયદા ઘડવા, કોઈને સજા કરવી યા માફી બક્ષવી,—આમાંનું કોઈ પણ કામ રાજા જાતે કરે તો તેની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચે છે. કામકાજ પ્રધાન કરે છે. રાજા ફક્ત 'હોય છે.' આવા અસ્પૃશ્ય રાજાનો પ્રજાને શો ઉપયોગ થતો હશે તે એ પ્રજા જ જાણે! કાશ્મીરના રાજાનું માન ગમે તેટલું હોય, સમાજને હિસાબે તે એક અહેતુક નિરુપયોગી પ્રાણી છે, કેમ કે તે અસ્પૃશ્ય છે. વેદવિદ્યાનું પણ આપણે આવું જ કરી મૂક્યું છે. વેદ એટલા

પવિત્ર છે કે તેનો અર્થ સરખો કરાય નહીં! સંસ્કૃત ભાષાની પણ એ જ દ
થઈ છે. સંસ્કૃત તો રહી દેવોની વાણી. માણસોમાં તે કેમ ચાલે? એણે જ
નિર્જીવ, વીતપ્રાણ થઈ જવું રહ્યું. આ પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતામાંથી દેવવાણીને અ
ભૂદેવોના વર્ગને કોણ ઉગારશે? શરીરના પગ અને માથું જ જ્યાં સમાજસેવ
માટે નાલાયક ઠરે ત્યાં માણસને પેટે જ ચાલવું ન પડે તો બીજું શું થાય?

સમાજને પાંગળો ન બનાવવો હોય તો શંકરાચાર્યોએ અને નેપાળના જે
રાજાઓએ પોતાની અસ્પૃશ્યતા તજી આજે સમાજમાં ભળવું જોઈએ અ
અન્ત્યજો ઉપરની અસ્પૃશ્યતા ઉઠાવી લઈ તેમને પણ સમાજમાં ભળવા દે
જોઈએ. તો જ ધાર્મિક અંધકાર નાશ પામે; તો જ હિંદુધર્મ ઉપરની કાળી ટી
ધોવાય. ધોળે દહાડે મશાલ સળગાવી ચાલ્યે શું વળવાનું હતું?

૧૮–૧૨–'૨૦

## અસ્પૃશ્યતા

માસિકો જ્યારે લેખકને લેખ લખવા વિનંતી કરે છે ત્યારે એ બે વચ
યજમાન મહેમાનનો સંબંધ હોય છે. મહેમાને મહેમાનધર્મ સાચવવો જોઈએ
યજમાન જે આદરથી સત્કાર કરે છે તે આદરનું વળતર યજમાનનું અપમા
કરીને ન જ અપાય. છતાં કોક કોક વખતે એવો વા વાય છે. એ વામાં સંપડાઈ
આજે મેં મારો વિષય પસંદ કર્યો છે.

ઊછરતી પેઢીને અસ્પૃશ્યતાનિવારણનું મહત્ત્વ સમજાવવું એ એનું અપમા
કર્યા જેવું છે. અસ્પૃશ્યતા ઘણા જમાના સુધી આ દેશમાં ટકી; અને આખ
આ ચાર વરસમાં મરી ગઈ. અમારા જમાનાએ એનું સડતું ગંધાતું શબ ક્યાર
દાટવું જોઈતું હતું. પણ અમે ગાફેલ રહ્યા. હવે એ રાષ્ટ્રીય આપત્તિ દૂર કરવા
ફરજ અદા કરવા આપણને ખ્રિસ્તીઓ અને મુસલમાનો પણ જાગ્રત કરી રહ
છે. એટલે એ મડદું હવે ઝાઝો વખત હવાને નહીં બગાડી શકે.

ઊછરતી પેઢીને એમને લાયક જ કંઈ કામ બતાવવું જોઈએ. આજે કો
પણ જુવાનને હું કહું કે અસ્પૃશ્યતા એ અધર્મ છે, ક્રૂરતા છે, તો એ મને સીધ
જવાબ વાળશે, 'આ બધું તમે કોની આગળ કહો છો? અમે અસ્પૃશ્યતા
માનતા નથી. અમારા હાડમાં કે લોહીમાં અસ્પૃશ્યતાને સ્થાન નથી. અમા
ચામડીને ને અંગને અંત્યજ અને અગ્રજ એ ભેદ પ્રતીત થતો જ નથી. ત્ય
તમે આ બધું શા ઉદ્દેશથી અમને સંભળાવો છો? છેલ્લા દશકાનો ઇતિહા
ભણાવવો છે કે શું?'

આવાઓને હું એક જ સવાલ પૂછું. જ્યાં તમારો પગ છે ત્યાં અસ્પૃશ્યતા
સ્થાન નથી એવી ખાતરી તમે કરી લીધી છે? અંગ્રેજ કવિ કૂપરે (cowper
અભિમાનપૂર્વક એક ઠેકાણે લખ્યું છે:

"Slaves cannot breathe in England,
They touch our shore and their shackles fall"

વિલાયતની હવા પેટમાં ગઈ કે ગુલામ તે ગુલામ મટી જ જાય છે. ઈંગ્લંડના કિનારા પર ગુલામનો પગ પડયો કે એની બેડીઓ તૂટી જ ગઈ!

શું તમે એમ કહી શકો કે, 'જ્યાં અમે છીએ ત્યાં અસ્પૃશ્યતાનું નામ સરખું જોવા ન મળે?' અહિંસાની વિભૂતિનું વર્ણન કરતાં આપણાં યોગસૂત્રો લખે છે:

अहिंसा प्रतिष्ठायां तत्संन्निधौ वैरत्यागः ।

શું તમે તમારા જીવનમાં અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય એટલું પ્રતિષ્ઠિત કર્યું છે કે તમારી હાજરીમાં અસ્પૃશ્યોને કોઈ અસ્પૃશ્ય રાખી જ ન શકે?

શહેરોમાં બેઠાં દેશસ્થિતિનો સાચો ખ્યાલ ન આવી શકે. તમે તમારે ગામ જઈ જુઓ. તમારા શહેરની આસપાસનાં ગામડાં ફરી વળો, ત્યાં હજી કંઈ કામ કરવા જેવું બાકી રહ્યું છે કે નહીં તે તપાસો.

સમાજનું તંત્ર તમારા હાથમાં આવશે ત્યાં સુધીમાં અસ્પૃશ્યતા નહીં જ રહી હોય. પણ આજે જે પેઢીની દેખરેખ તળે તમે કેળવણી લઈ રહ્યા છો, તે પેઢી પ્રત્યેની તમારી ફરજ તરીકે તમારે અસ્પૃશ્યતાનિવારણનું કામ હાથમાં લેવું જોઈએ. રજામાં તમે જ્યારે ઘેર જાઓ ત્યારે તમારે અચૂક અંત્યજવાડામાં જઈ આવવું. એ લોકોને શી રીતે મદદ થઈ શકે તે તપાસવું. એમની જોડે વાતો કરવી. ઉપદેશકનો ડોળ કર્યા વગર પ્રેમથી એમને કેટલીક વસ્તુઓ સમજાવવી. એ લોકો દારૂ પીતા હોય તો એમનો તિરસ્કાર કર્યા વગર એમને દારૂ છોડવાને સમજાવવા. અને તમારા ન્યાતવાળાઓ આગળ તમારા નિરીક્ષણનું બયાન રજૂ કરવું. સંભવ છે તેઓ ચિડાશે, અકળાશે, તમને વઢશે; તમારે ધીરજથી બધું સહન કરવું અને ફરી પોતાની વાત રજૂ કરવી. તેમ કરવા સારુ તમારે એ સવાલનો ઊંડો અભ્યાસ કરવો જોઈએ, મળે તેટલી માહિતી મેળવવી જોઈએ, બંને બાજુના વિચારઅવિચાર સમજી લેવા જોઈએ, અને ફરી ફરી બધાંને – સ્ત્રીઓને તેમ જ પુરુષોને – બાળકોને તેમ જ વૃદ્ધોને આ વિષયનું મહત્ત્વ સમજાવવું જોઈએ.

તમારે એક વાત ધ્યાનમાં રાખવાની રહી, અને લોકોને સમજાવવાની પણ રહી કે પ્રસંગ એવો કટોકટીનો છે કે કાં તો અસ્પૃશ્યતા નીકળી જાય છે અથવા હિંદુ ધર્મ મરી જાય છે.

૧૯૩૦

# પૂર્વજન્મનાં પાપ?

હરિજનોની દુ:ખદ રહેણીકરણી જોઈ કેટલાક દલીલ કરે છે: પૂર્વજન્મના એમના પાપે આ યોનિ એમને મળી છે. પૂર્વજન્મની વાત તો કલ્પનાથી જ સમજવાની રહી, પણ એટલું તો આપણે સહેજે જોઈ શકીએ છીએ કે હરિજનોના નહીં પણ આપણા અને તે પણ આ ભવના જ સામાજિક પાપે આ હરિજનો બિચારા નરક જેવી સ્થિતિ ભોગવે છે. આપણી આસપાસનો ગંદવાડ દૂર કરવાની ફરજ બિચારા હરિજનો ઉપર જો એમને પાપે આવી છે, તો આવડત અને દરકારને અભાવે જ્યાં રહીએ છીએ ત્યાં દિવસરાત નરક ઉત્પન્ન કરવાની ફરજ આપણે માથે આપણા ક્યા પુણ્યે આવી પડી છે? રોજ સવારે ઊઠી ભગવાનનું નામ લઈને જે શૌચકૂપમાં આપણે પ્રવેશ કરીએ છીએ તેની સ્થિતિ નરક કરતાં જરાયે જુદી હોય છે ખરી? જો સહેજ પણ બુદ્ધિ વાપરી હોય, સારી ટેવ પાડી હોય, અને ધ્યાન રાખવા જેટલી દરકાર રાખી હોય, તો આપણે આપણા શૌચકૂપ માણસને વાપરવા જેવા જરૂર બનાવી શકીએ, અને પછી આપણા જેવા જ માણસને એ સાફ કરતાં સૂગ પણ ન ઊપજે. કોઈ માણસ રોજ નહાય નહીં, કપડાં ધુએ નહીં, પોતાનું ઘર કે આંગણું સાફ કરે નહીં, દુર્ગંધમાં જ રહેવાનું પસંદ કરે, અને પડોશીઓ જ્યારે એ ગંદકીથી માંદા પડે ત્યારે એમને કહે કે, તમારા પૂર્વજન્મને પાપે તમે આ બધી ગંદકી ભોગવી રહ્યા છો, તો એની એ ફિલસૂફી ઠંડે પેટે કોણ સાંભળી ને સ્વીકારી શકે?

કોઈ પણ સમાજ કેટલો સંસ્કારી છે, કેટલો સુધરેલો છે એ જોવું હોય તો એના શૌચકૂપો તપાસવા, એમ એક જણે કહ્યું છે. મોટાં મોટાં આલેશાન મકાનો અને અપ્રતિમ કળાનાં મંદિરો આપણે પ્રાચીન કાળથી બાંધી શક્યા એ આપણી સંસ્કારિતાની પૂરતી નિશાની નથી. પણ જે શૌચકર્મ માણસજાતની શરૂઆતથી રોજ આપણને કરવું પડે છે એની સુઘડ વ્યવસ્થા જો આપણને કરતાં ન આવડી હોય તો સંસ્કારી હોવાનો આપણો દાવો ફોક છે. શહેરની કે ગામડાંની ભાગોળે જરાક ફરી આવીએ એટલે આપણી સંસ્કારિતા કઈ કોટિની છે એનો સહેજે જવાબ મળે એમ છે. કેટલેક ઠેકાણે તો નદીના કાંઠા શૌચ જવાનાં, નહાવાનાં અને પીવાનું પાણી ભરવાનાં સ્થાનોની એકસામટી ગરજ સારે છે! આટલી બેદરકારી જ્યાં આજ સુધી ચાલી હોય ત્યાં એ બધું સાફ કરવા માટે નીમી દીધેલા વર્ગ પ્રત્યે આપણે બેદરકારી રાખી છે એમાં કશું આશ્ચર્ય નથી.

અને શું ખરેખર શૌચકૂપની વ્યવસ્થા સુધારવી એ અસાધારણ અક્કલનું કે ખર્ચનું કામ છે? ભિન્ન ભિન્ન પ્રાન્તના હજારો લોકો એકાએક ભેગા થયા હોય ત્યારે પણ એમના શૌચકૂપની આદર્શ વ્યવસ્થા કેમ રખાય એ અમદાવાદની મહાસભાથી અત્યાર સુધી અનેક ઠેકાણે મહાસભાઓ બતાવ્યું છે. માણસ જેવો માણસ

આપણા શૌચકૂપો સાફ કરવાનો છે એટલું જો ધ્યાનમાં રાખ્યું હોય, તો આપણે આપણા શૌચકૂપો આજ કરતાં કેટલીયે સારી રીતે વાપરી શકીએ. પણ આપણે જ્યારે પ્રથમ અબુદ્ધિનો રોગ દરગુજર કર્યો, ત્યારે એમાંથી અસ્પૃશ્યતાનો અન્યાય અને મહારોગ પેદા થયો તેમાં આશ્ચર્ય શું? કાશ્મીરથી માંડી કન્યાકુમારી સુધી, અને કરાંચીથી કલકત્તા સુધી એકેએક પ્રાન્તના શૌચ જવાના રિવાજો તપાસી એના પર રિપોર્ટ રજૂ કર્યો હોય તો આપણને શરમથી માથું નીચું જ ઘાલવું પડે.

કેટલાક લોકો મનુષ્યવસ્તીથી દૂર જંગલમાં શૌચ જવામાં સ્વચ્છતાની આદર્શ વ્યવસ્થા ગણે છે. દૂર જઈને પણ માણસ કેટલો દૂર જઈ શકે છે? મનુષ્યવસ્તીની આસપાસ ચારેકોર ઉઘાડામાં શૌચ જવું અને ત્યાંની હવા બગાડવી એ કંઈ આદર્શ વ્યવસ્થા ન જ ગણાય. હવા બગડે, પાણી બગડે, કુદરતનું દૃશ્ય બગડે, એવી વ્યવસ્થા કુદરતને મંજૂર ન જ હોઈ શકે. કુદરતને જે વ્યવસ્થા પસંદ છે તે તો આપણે બિલાડી પાસેથી શીખી શકીએ છીએ. જ્યાં ગયા ત્યાં નાનકડો ખાડો ખોદી વાપર્યા પછી એને પૂરી દેવો એ જ આદર્શ વ્યવસ્થા છે. મોટી મનુષ્યવસ્તીની આસપાસ એ પણ શક્ય નથી, એટલે માણસની મદદથી જ સ્વચ્છતા જાળવી શકાય. સારી સારી ઈસ્પિતાલોમાં ડાકટર લોકો સ્વચ્છતાનો જે આદર્શ રાખે છે તે જ આદર્શ અસાધારણ ખર્ચમાં ઊતર્યા વગર દરેક શહેર અને ગામડું બરાબર ઉતારી શકે એમ છે. અને પછી—શૌચ જવાનો આપણો રિવાજ સુધર્યા પછી એ આવશ્યક અને, પવિત્ર સમાજસેવાનું કામ કરનાર વર્ગનાં પૂર્વજન્મનાં પાપપુણ્યનો વિચાર કરવાપણું પણ ન રહે.

આપણો ભૌતિક ગંદવાડ દૂર કરનાર વર્ગને જો આપણે પૂર્વજન્મના પાપી ગણીએ તો સમાજમાં ચાલતો આવેલો નૈતિક ગંદવાડ દૂર કરવા માટે મથનાર શ્રીકૃષ્ણ, જનક, બુદ્ધ ભગવાન કે શંકરાચાર્ય વિશે આપણે શું કહીશું? માણસની મતિ અવળી થઈ એટલે ધર્મના સિદ્ધાન્તોનો ઉપયોગ પણ અવળી જ રીતે માણસ કરવા માંડે છે. પૂર્વજન્મનો સિદ્ધાંત આપણાં આ ભવનાં સામાજિક પાપો અને અન્યાયનો બચાવ કરવા માટે ઋષિમુનિઓએ મનુષ્યજાતિને સમજાવ્યો નહતો.

૨૮–૫–'૩૩

## હૃદયશુદ્ધિ

ગાંધીજીએ આત્મશુદ્ધિની વાત કરી એટલે જ્યાંત્યાં આત્મશુદ્ધિની વાતો છૂટથી થવા લાગી છે. જેઓ ગાંધીજી સુધી પહોંચી શકે છે તેમાંથી કેટલાકે તો આંસુ સાથે પોતાનાં પાપનો એકરાર કરી શુદ્ધ થવા માટે એમના આશીર્વાદ

મેળવ્યા. જેઓ ગાંધીજી સુધી પહોંચી ન શકે એમાંથી કેટલાંકોએ પોતાનાં પાપનો એકરાર પોતાના ગુરુજનો આગળ કરી જીવનમાં નવું પાનું ફેરવવાનો નિશ્ચય કર્યો. કેટલાકોએ પોતાનું પાપ પ્રગટ કરવાની હિંમતને અભાવે પોતાના હૃદય સાથે જ નિશ્ચય કરી લીધો છે. આ છેલ્લા વર્ગના લોકો જોખમમાં છે. પાપ જ્યાં સુધી પ્રગટ થયું નથી ત્યાં સુધી એનું જોર ઘટતું નથી. છૂપાપણામાં પાપને જોઈતું વાતાવરણ હમેશાં મળે છે. જેમ રોગનાં જંતુ સૂર્યપ્રકાશમાં ટકી શકતાં નથી તેમ પાપ ઉઘાડું પડ્યા પછી ફાલી શકતું જ નથી. એટલે પાપ સામે ઝૂઝવું હોય તો હિંમત ભેગી કરી મહાન પ્રયત્ને એનો એકરાર યોગ્ય વ્યક્તિ આગળ કરવો જોઈએ જ. પાપ કબૂલવાથી સામાજિક પ્રતિષ્ઠા તૂટી જશે, જેમની આગળ બહુમાન પામ્યા એમની આગળ હલકા દેખાઈશું એ બીકથી જ માણસ પાપને સંઘરે છે અને વધુ પાપમાં પડે છે. સામાજિક પ્રતિષ્ઠા ગઈ તો ભલે ગઈ, આત્મપ્રતિષ્ઠા આપણે નહીં ખોઈએ, એટલો જેનો નિશ્ચય હોય એ જ સત્યનો પૂજારી થઈ શકે છે.

આ વસ્તુ બુદ્ધિથી સમજવી સહેલી છે, પણ પોતાની પ્રતિષ્ઠા પર કાપ મૂકવો એ પોતાનું કાળજું પોતાને હાથે જ ચીરવા જેવું અઘરું છે. અને તેથી આત્મશુદ્ધિ કરવા ઈચ્છનારા પણ એ પગલું ભરતાં કંપે છે.

હરિજનસેવાનું કાર્ય કેટલું થયું એના અહેવાલ અખબારોમાં આવી શકે છે. એના નોખા રિપોર્ટો પણ પ્રગટ થઈ શકે છે. પણ આ હૃદયશુદ્ધિનું કાર્ય કેટલું ચાલી રહ્યું છે એ તો દરેક હૃદય જ જાણે છે, અને બધાં હૃદય સાથે જેનો સમભાવ છે એવું વિરાટ હૃદય જ કોઈ અકળ રીતે કળી શકે છે.

આ તો હૃદયશુદ્ધિની મહત્ત્વની બાજુની વાત થઈ. પણ બીજી એક એટલી જ મહત્ત્વની આત્મશુદ્ધિ આ દિવસોમાં કરવાની આવશ્યકતા છે. એ શુદ્ધિ નહીં કરીએ તો આપણું સામાજિક જીવન જ અશકય થઈ જવાનું છે. પછી એ સામાજિક જીવન ધાર્મિક ક્ષેત્રમાં હોય કે રાજદ્વારી, ખાનગી વ્યવહારનું હોય કે જાહેર વ્યવહારનું.

નિત્યના વ્યવહારમાં આપણા હેતુ વિશે જ્યારે કોઈ લોકો શંકા ઉઠાવે છે અથવા કોઈ ઊતરતા હેતુનું આપણા પર આરોપણ કરે છે ત્યારે આપણે અકળાઈએ છીએ, ચિડાઈએ છીએ. પણ આસપાસના બીજા લોકોના હેતુ વિશે આપણે પૂરતો વિશ્વાસ કે પૂરતી ઉદારતા રાખતા નથી, અને ડગલે ને પગલે આસપાસના લોકોને અન્યાય કરી બેસીએ છીએ, અને એ રીતે વાતાવરણ કલુષિત કરીએ છીએ.

અસ્પૃશ્યતા ટકાવવા મથનાર લોકોમાં કેટલાક ભલે સ્વાર્થી હોય, કેટલાક ભલે દંભી હોય, કેટલાકને ભલે મોટાનો વિરોધ કરી સોંઘી રીતે મોટા થવાનું સૂઝ્યું હોય; પણ એ જાતના હેતુનું આરોપણ જ્યાંત્યાં કરવું અને વિરોધી વર્ગ આખો જ મેલો છે એમ માનવું કે કહેવું એ મોટો સમાજદ્રોહ છે.

જે રિવાજ ધર્મને નામે અત્યાર સુધી ટકી શક્યો તે ખરેખર ધર્મનું એક આવશ્યક અંગ છે એમ કેટલાક ભોળા લોકો પ્રામાણિકપણે માનતા હોય તો એમાં આશ્ચર્ય શું? એવા લોકોની નિંદા કરવી, ફજેતી કરવી, એમને જાતજાતનાં વિશેષણોથી નવાજવા, એ કંઈ અસ્પૃશ્યતાનિવારણનો માર્ગ નથી; એમાં હરિજનોની સેવા પણ નથી. આપણે જોયું છે કે અસ્પૃશ્યતા એ મહાપાપ છે, ધાર્મિકતાનો દ્રોહ છે; અસ્પૃશ્યતા એ સમાજનો મોટામાં મોટો સડો છે. જે વિચારથી આપણે આ વસ્તુ સમજી શક્યા એ જ વિચાર બીજામાં પણ ઉદ્ભવી શકે છે, એટલી શ્રદ્ધા રાખીને આપણે કામ કરવાનું છે. કેટલીયે સારી સારી વસ્તુઓ સમજતા છતાં હૃદયના બૂઠાપણાને લીધે આપણે તે અમલમાં મૂકી શકતા નથી, અને છતાં આપણે પોતાનો ધિક્કાર કરતા નથી, પણ આશા રાખીએ છીએ કે નબળાઈ કાઢી નાખવાની શક્તિ આપણે મેળવવાના છીએ. તેમ જ આસપાસના બધા લોકો વિશે ધીરજ અને આશા આપણે કેમ ન રાખીએ? અને જો કોઈ કેવળ પાષાણહૃદયી જ હોય તો તેને પિગળાવવાનો ઉપાય એ નથી કે એના પર નિંદાનો પ્રહાર કરીએ. પણ આપણે એની આસપાસ ઉચ્ચમાં ઉચ્ચ વાતાવરણ ઉત્પન્ન કરીએ અને જાણ્યેઅજાણ્યે એને કોમળ વસ્તુઓ સમજી લેવાનું મન જ થઈ જાય એવું કરી મૂકીએ. આ વસ્તુ અશક્ય છે એમ માનવું એમાં નરી નાસ્તિકતા છે. પ્રેમશક્તિની, આત્મિકશક્તિની અસર જેના પર ન થઈ શકે એવો માણસ હજી જન્મ્યો નથી. કેટલાક વખત વધારે લે, કેટલાક ઓછો લે. કેટલાકને જાગ્રત કરવા સહેજસાજ તપશ્ચર્યા બસ થાય. કેટલાક તો સત્પુરુષોના ભોગ લીધા પછી જ જાગ્રત થવાના હશે. પણ એવાઓની નિંદા કરી એમને વધારે દૂર તો નહીં જ ઠેલીએ.

આત્મશુદ્ધિની આ બીજી બાજુ છે, અને એ આજે એટલી જ મહત્ત્વની છે. વિરોધીઓની સ્થિતિ સમજી એમનાં હૃદય સુધી પહોંચવાનો એક જ માર્ગ છે એ ધ્યાનમાં રાખી એ માર્ગ સમજવા ને આચરવા મથીએ.

૨૮–૫–'૩૭

## અગમબુદ્ધિની જરૂર

अनागत विधाता च प्रत्युत्पन्नमतिस्तथा ।
द्वावेतौ सुखमेधेते यद्भविष्यो विनश्यति ।।

'અગમબુદ્ધિ વાણિયા, પચ્છમબુદ્ધિ બામણિયા' એ કહેવત બહુ જૂની છે. આ બે કોમ વિશે તે કેટલે દરજ્જે સાચી છે એની શોધમાં આપણે નહીં પડીએ. પણ એટલી વાત ખરી છે કે, જેઓ ભવિષ્યનું સંકટ પ્રથમથી જુએ છે તેઓ જ સંકટો તરી જાય છે. જેઓ સમય વીત્યા પછી ડાહ્યા થાય છે તેમને માટે હૃદય

કોતરી ખાનાર અને હિંમતને હણનાર પશ્ચાત્તાપ જ રહે છે. આપણાં શાસ્ત્રોમાં અગમબુદ્ધિ માણસોને જ પંડિત કહ્યા છે.

હિંદુસ્તાનનો અને ખાસ કરીને હિંદુ સમાજનો ઈતિહાસ તપાસતાં ડગલે ને પગલે દેખાઈ આવે છે કે, આપણા લોકોએ બામણિયા બુદ્ધિથી જ પ્રગતિ કરી છે, એટલે ઠોકર ખાઈ ખાઈને જ આપણે ડાહ્યા થયા છીએ. પ્રગતિ માટે જેટલા ફેરફારો કરવા પડયા તે બધા આપણે કર્યા, પણ વખતસર નહીં કરવાથી દુનિયાના કોઈ પણ રાષ્ટ્ર કરતાં આપણે પ્રગતિની કિંમત વધારેમાં વધારે આપવી પડી. અને સમય વર્તવાથી જે મહાન લાભો પ્રજાને મળી શકે છે તે લાભોથી આપણે હંમેશ વંચિત જ રહ્યા છીએ.

ધર્મસુધારકોએ કે સમાજસુધારકોએ જે જે સારી વસ્તુ આપણને સૂચવી તેનો આપણે સનાતની લોકોએ પ્રથમ જબરદસ્ત વિરોધ કર્યો અને સમય જતાં ડાહ્યા થઈને એ સુધારાઓ આપણે ધીમે ધીમે ચુપચાપ સ્વીકાર્યા. ધીમે ધીમે સુધારાનો સાર આપણે ઠીક ઠીક જાણીએ છીએ. ઉતાવળે સુધારા કરવાથી જે જોખમ ખેડવાનું હોય છે તેમાંથી તો આપણે બચી જઈએ છીએ એ ખરું, પણ સમાજના જીવનમાં કોઈ કોઈ વખતે એવા પ્રસંગ આવે છે ત્યારે જોખમ ખેડવાની વૃત્તિ મટી જાય એ જ ભારેમાં ભારે જોખમ હોય છે. એ જોખમમાં પડયા પછી મરણ સિવાય કશો આરો રહેતો જ નથી. હિંદુ સમાજ દરેક જાતના સુધારા વખતસર ન કરવાનું વ્રત લઈને બેસે તો સનાતન નામ ધારણ કરતાં છતાં એ મરણ રોકી ન શકે. હમેશ સલામતી શોધવામાં તમામ પુરુષાર્થ હણાય છે, એટલું જો સમાજ ન સમજે તો તે પ્રથમ સમાજહિત માટે મથતા પુરુષાર્થી લોકોનો ભોગ લેશે અને અંતે પોતે મરણને શરણ જઈ સમાજશાસ્ત્રમાં નોંધવાલાયક એક દુર્દૈવી દાખલો થઈ રહેશે.

અસ્પૃશ્યતાનિવારણ એ હિંદુ સમાજને હચમચાવી મૂકનાર એક ભયંકર ક્રાન્તિ-કારક સુધારો નથી; પણ હિંદુ ધર્મને શુદ્ધ કરવા માટે, હિંદુ સમાજને સુદૃઢ બનાવવા માટે સૂચવેલો ઓછામાં ઓછો નાનકડો સુધારો છે. જ્યાં સુધી આપણે આપણા સમાજમાંથી ઉચ્ચનીચભાવ કાઢયો નથી, ત્યાં સુધી હિંદુ ધર્મનો આપણા જીવનમાં વિજય થવાનો નથી. વસુધૈવ કુટુંબકમ્ એ આપણા ધર્મનો સદાનો આદર્શ છે. એ આદર્શનો જેણે ઈનકાર કર્યો તેણે હિંદુ ધર્મનો ક્ષય કર્યો, વિશ્વશાન્તિનો દ્રોહ કર્યો, અને ચૈતન્ય ઉપર જડતાને વિજય અપાવ્યો.

જેને અગમબુદ્ધિ નથી તે ભવિષ્યનાં સંકટો જોઈ શકતો નથી, અને જૂનાં ગુજરી ગયેલાં સંકટો અને દુઃખો હજી જીવતાં ને જબરદસ્ત છે એવા વહેમમાં રહે છે. પોતાની બધી શક્તિ ભૂતકાળનાં ભૂતોને ઝૂડવામાં જ તે વાપરે છે. ભૂત-કાળનાં ભૂતોને શરીર નથી હોતું, એ તો અમસ્તા ડરાવે છે. એને ઝૂડવાથી એને શું વાગવાનું હતું? આપણે જ નાહક થાકી જવાના.

જૂના ઝઘડા ભૂલી ન જવા, નિઃસત્ત્વ થયેલા જૂના વિરોધીને દબાવ્યા કરવા.

અને નવાં ઊગતાં સંકટોનું સ્વરૂપ ન ઓળખવું એ વિજય મેળવવાના શાસ્ત્રમાં મોટામાં મોટું પાપ ગણાયું છે.

સમાજમાં જે દોષો પેસે છે તેની સામે સમાજના આગેવાને હંમેશ લડવાનું હોય છે. જૂના વખતમાં જે દોષો જણાયા તેની સામે તે વખતના લોકોએ ઈલાજો શોધ્યા. સંભવ છે કે એ વખતના લોકોએ એ ઈલાજો વખતસર અખત્યાર ન કર્યા હોય. જ્યારે એ ઈલાજોનો કશો ઉપયોગ ન રહ્યો ત્યારે સમાજે થાકીને નિરાશ થઈ જૂના થવા આવેલા એ ઈલાજોને અમલમાં મૂકી જોયા હશે, અને પછી એને જ ચુસ્ત સનાતની રૂઢિ સમજી વળગી રહ્યા હશે. આજે એ દોષો એ રૂપમાં રહ્યા નહીં હોય. એ દોષો સામે યોજેલા અને મોડા મોડા અમલમાં આણેલા એ ઈલાજો જ દોષરૂપ થઈ પડયા હશે; એ છતાં આપણે એમાં ફેરફાર કરવાની ના પાડતા હોઈશું અને સમાજમાં નવા પેસતા દોષો પ્રત્યે આંધળા રહેતા હોઈશું.

રોજ રોજ નવા ઈલાજો અમલમાં મૂકવાના હોય છે એમ નથી. દરેક જમાનાના પોતાના સ્વતંત્ર દોષો હોય છે. એ જમાના પ્રમાણે એના ઈલાજો સમજી લેવાના હોય છે. એ ઈલાજો વગર ઢીલે દૃઢતાપૂર્વક, આગ્રહપૂર્વક અને એકાગ્રતાથી અમલમાં મૂકતા જઈએ તો તે જમાનાનું કાર્ય તે વખતે જ પૂરું થાય અને એક જમાનાના એઠવાડનો બોજો બીજા જમાનાને ઉપાડવો ન પડે. જે અગમબુદ્ધિ છે અને દીર્ઘોદ્યોગી છે તે જ પંડિત છે; પછી તે વ્યક્તિ હો, સમાજ હો કે રાષ્ટ્ર હો.

૨૩-૭-'૩૩

## પાપનાં મૂળિયાં

આપણે ત્યાં સમ્રાટ અકબરનું રાજ્ય ચાલતું હતું ત્યારે વિલાયતમાં એલિઝાબેથ રાણીનું રાજ્ય હતું. એ રાણીના સમયથી ઇંગ્લંડના રાષ્ટ્રીય જીવનમાં ભારેમાં ભારે પરિવર્તન થયું. અંગ્રેજ પ્રજા, એ ચાંચિયાની ઓલાદ, આઇસલંડ અને સ્કૅન્ડિનેવિયા વચ્ચેના સમુદ્રમાં રોન ફર્યા કરે અને પોતાની આણ વર્તાવે. એમને એકાએક સૂઝી આવ્યું કે સ્પેનના લોકોનું આપણે અનુકરણ કરીએ, પોર્ટુગાલના લોકોની પાછળ પાછળ આપણે પણ જઈએ, વલંદા લોકો જેવો આપણે પણ વેપાર કરીએ, દુનિયાભરનો માલ અને દુનિયાભરનું સોનું હાથ કરી મોટો વેપાર ખેડીએ. અને ખરેખર એમણે ચાર .ખંડોને વ્યાપી નાંખનાર એક મોટો વેપાર ઊભો કર્યો. હિંદુસ્તાનની કારીગરી તે વખતે આખી દુનિયામાં અગ્રેસર હતી. અહીંનો કાચો તથા પાકો માલ, અમેરિકાનું સોનું અને આફ્રિકાના 'નરપશુઓ,' ત્રણેનો મોટો સંયોગ કરી એમણે મોટો વેપાર બાંધ્યો. એ મોટા વેપારમાંથી એક

મોટો અન્યાય જામ્યો, જેને ગુલામીની પ્રથા તરીકે દુનિયા ઓળખે છે. આફ્રિકાના કિનારા ઉપર જઈ ત્યાંની ભોળી પ્રજાને પકડીને ગુલામ કરવાનો ધંધો યુરોપના ઘણા દેશો કરતા હતા. એ ગુલામોને અમેરિકા લઈ જઈ ત્યાં કપાસની, તમાકુની અને એવી જ અનેક જાતની ખેતી કરવામાં આવતી. આગળ જતાં શેરડી અને રબરનું વાવેતર પણ ગુલામો મારફતે જ થવા લાગ્યું. એ ગુલામો ઉપર જે સંકટો વીત્યાં છે, ગોરાઓએ એમના જે બેહાલ કર્યા છે એનું વર્ણન વાંચતાં ગરુડપુરાણમાં આવેલું યમપુરીનું વર્ણન પણ ફીકું પડે એમ છે.

એ મહાન અન્યાય સ્વાભાવિક છે એમ માનનારા અને મનાવનારા લોકો યુરોપમાં ઘણા હતા. યુરોપની બુદ્ધિના પ્રાચીન આચાર્ય એરિસ્ટોટલે પણ કહ્યું હતું કે, ગુલામીની પ્રથા તદ્દન સ્વાભાવિક છે. કેમ કે કેટલાક લોકો ગુલામ થવાને જ સરજાયેલા હોય છે. મોટા મોટા ખ્રિસ્તી ધર્માચાર્યો પણ એ જ વિચાર પ્રમાણે ચાલતા. ગુલામીની પ્રથા ધર્મમાન્ય છે એમ સમજતા અને સમજાવતા. તે એટલે સુધી કે એક વખતે એક પાદરી પોતાના દેવળમાં ગુલામીની પ્રથા વિરુદ્ધ બોલ્યો એટલા ખાતર લોકોએ એનું દેવળ તોડી પાડ્યું અને એને હાંકી કાઢ્યો. બાઈ-બલનો પ્રચાર આખી દુનિયામાં કરવા મથનાર મિશનરી લોકોએ પોતાના જ પાદરીઓને તેઓ ગુલામ સીદીઓને ધર્મોપદેશ કરે છે એ ગુનાસર સખત સજા-ઓ કરી છે!

પતિતોનો ઉદ્ધાર કરવો, અન્યાય-અનાચાર દૂર કરવો, વિષમતાને ઠેકાણે સમાનતા સ્થાપન કરવી અને લોકોના જીવનમાંથી પાપ ધોઈ કાઢી પવિત્ર વૃત્તિઓ વાવવી એ કામ ધર્મનું છે. પણ ઘણી વાર સમાજના ભૂંડામાં ભૂંડા અન્યાયનું સમર્થન ધર્મતંત્રે જ કર્યું છે. સ્વાર્થવૃત્તિ, દુરભિમાન, અહંકાર અને નિષ્ઠુરતા આદિ દુર્ગુણોએ ધર્મના કિલ્લામાં બેસી પોતાના પગ મજબૂત કર્યા છે અને દુનિયાને રંજાડી છે. સ્વાર્થ અને અભિમાનની પેઠે ધર્મને નામે પણ માણસ સહેજે આંધળો થઈ શકે છે અને તેથી મનુષ્યજાતિના બધા જ દોષો ધર્મતંત્રમાં ઘૂસે છે. કોઈ પણ અન્યાયે ધર્મનું રૂપ પકડ્યું એટલે બહુજનસમાજ છેતરાઈ જાય છે અને ગરીબ, અસહાય વર્ગો નિર્દય રીતે પિલાય છે. સ્વાર્થી લોકોએ ગુલામીની પ્રથા જમાવી અને વહેમી ધર્માંધ લોકોએ એ ટકાવવા માટે પોતાની બધી બુદ્ધિશક્તિ વાપરી.

ગુલામીની આખી પ્રથા એ એક મહાન અનાચાર છે. એમાં અધર્મ છે, માણસાઈનું ખૂન છે એમ સમજનાર કેટલાક લોકો ઇંગ્લંડના સદ્ભાગ્યે ત્યાં જાગ્યા. એમણે ચાળીસપચાસ વરસ સુધી ગુલામીની પ્રથા સામે જબરદસ્ત ઝિલચાલ ચલાવી. ઇંગ્લંડમાં તેમ જ અમેરિકામાં એ લોકોએ સમાજની ઊંઘ ઉડાડી અને સમાજને ખાતરી કરી આપી કે જ્યાં સુધી ગુલામીની પ્રથા પૃથ્વીના પડ ઉપર છે ત્યાં સુધી તેઓ પોતે આરામ લેવાના નથી અને દુનિયામાં કોઈને આરામ લેવા દેવાના નથી. વિલ્બરફોર્સ, બકસ્ટન, લૉઇડ ગૅરિસન, કૅપ્ટન જૉન બ્રાઉન, આબ્રાહામ લિંકન ઇત્યાદિ વિલાયતની અને અમેરિકન નામો આજે દુનિયામાં

મશહૂર છે. એમની એ ધર્મપ્રવૃત્તિ તોડી પાડવા માટે પરંપરાના હિમાયતી અનેક બુદ્ધિમાન વિદ્વાન, ધનવાન અને સામર્થ્યવાન લોકોએ કેડ કસી હતી. ધર્મતંત્ર, ધનતંત્ર અને રાજ્યતંત્ર ત્રણે તંત્રની સર્વ શક્તિ ગુલામીની પ્રથા ટકાવવા તરફ વપરાઈ હતી. પણ અંતે માણસના હૃદયમાં રહેલી અમર ધર્મબુદ્ધિનો જ વિજય થયો અને ગુલામીની પ્રથાનો નાશ થયો. પોતાના સામ્રાજ્યમાં ગુલામીની પ્રથા ન જ ટકી શકે એવો રાષ્ટ્રીય નિશ્ચય ઈંગ્લંડે કર્યો તે વાતને આજે બરાબર સો વરસ થાય છે. ૨૦મી ઑગસ્ટને દિવસે જ એ ઠરાવ પાર્લમેન્ટમાં પસાર થયો હતો.

પાપ દૂર કરવાનો સંકલ્પ કર્યો એટલે પાપનું વીર્ય તો નષ્ટ થયું. પણ એ પાપનો સડો સંકલ્પને દિવસે જ નષ્ટ થતો નથી. ગુલામીની પ્રથા કાયદેસર રીતે તદ્દન બંધ કર્યા પછી પણ કેટલાંયે વરસો સુધી ગુલામ પ્રજાની અનેક હાડમારીઓ ચાલુ જ હતી. સો વરસ થયાં હજીયે એ હબસી લોકોની હાડમારી પૂરેપૂરી દૂર થઈ છે એમ ન કહેવાય. સમાજશરીરમાં પાપ ઘૂસે છે ત્યારે તે કોઈ રોગની પેઠે છૂપી રીતે બેમાલૂમ ઘૂસે છે. કાળે કરીને તે એટલું ફેલાય છે અને મજબૂત થાય છે કે કેમે કરી એનાં મૂળિયાં નીકળતાં જ નથી. પાપનો પાસો હોય છે જ ભયાનક.

હિંદુ ધર્મમાં અસ્પૃશ્યતાનું ભૂત ક્યારે અને કઈ રીતે ઘૂસ્યું એ કહેવું મુશ્કેલ છે. એ જ્યારે દાખલ થયું ત્યારે તે વખતના સમાજના આગેવાનોના ધ્યાનમાં પણ નહીં આવ્યું હોય કે કેવી બલા આપણે ધર્મકલેવરમાં દાખલ કરીએ છીએ. હિંદુ સમાજના ધાર્મિક ઈતિહાસ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે હજાર દોઢ હજાર વરસ થયાં મોટા મોટા સાધુસંતોએ આ આભડછેટ સામે પોતાનો અણગમો જાહેર કર્યો છે. પોતાના જીવનથી એનો સખતમાં સખત વિરોધ કર્યો છે. પણ એમની આગળ એક ભારે મુશ્કેલી હતી. એ બધા સાધુસંતો ધર્મ પ્રત્યે અત્યંત કોમળ લાગણી ધરાવનારા હતા. રખેને ધર્મ દુભાય એ બીકે તેઓ છાશ પણ ફૂંકી ફૂંકીને પીતા હતા. ખેતરોમાં અનાજ સાથે ખડ ઊગે છે ત્યારે ખડ ઉખેડવા જતાં અનાજના રોપા પણ ઊખડી જાય એ બીકે તેમણે ખડની હસ્તી દરગુજર કરી. વખતે એમણે ધાર્યું હોય કે, અનાજનો રોપો મજબૂત થશે ત્યાર પછી જ ખડ નીંદી કાઢીશું. પણ બન્યું છે એવું કે ખડ જોરાવર થયું, એનાં મૂળિયાં જ ખેતરમાં બધે ફેલાયાં અને અંતે ખેતર અનાજ માટે છે કે ખડ માટે છે એની જ શંકા ઊઠવા લાગી. હવે જો જરા ઢીલ કરી તો ખડને બદલે અનાજ નીંદી કાઢી આખું ખેતર જ ખડને સોંપી દેવાનો પ્રસંગ આવવાનો છે. એટલા માટે જ આ જમાનાના ધર્મપુરુષોએ અસ્પૃશ્યતા સામે કેડ કસી છે. રાનડે, ભાંડારકર, રામમોહન રાય જેવા બ્રહ્મસમાજીઓ, લજપતરાય, સ્વામી દયાનંદ સરસ્વતી, સ્વામી શ્રદ્ધાનંદજી જેવા આર્યસમાજીઓ અને સ્વામી વિવેકાનંદ જેવા સનાતનીઓ અસ્પૃશ્યતાને દૂર કરવા ખૂબ મથ્યા. મિસિસ એની બેસંટે પણ અસ્પૃશ્યતાનો વિરોધ ઓછો કર્યો નથી. છેલ્લાં કેટલાંક વરસો થયાં રાષ્ટ્રીય મહાસભાએ અસ્પૃશ્યતા-નિવારણનું કામ પોતાનું કર્યું છે. હિંદુમહાસભાએ પણ પોતાની મોટી શક્તિ

અસ્પૃશ્યતા સામે વાપરવા માંડી છે. ભારતવર્ષના અસંખ્ય ધાર્મિકોની અને શક્તિ-શાળી ધર્મપુરુષોની તપશ્ચર્યા એકત્ર કરી ગાંધીજી અસ્પૃશ્યતાનો અંત આણવા માટે પ્રાણપણે ઝૂઝે છે. દુ:ખની વાત એ છે કે હિંદુસમાજનો અધિકાંશ ભાગ સમજી તો ગયો છે કે અસ્પૃશ્યતા એ ધર્મનું અદકેરું અંગ છે. એ કાપી કાઢ્યે જ છૂટકો. છતાં લોકો આળસને લીધે, બેદરકારીને લીધે, બીકણપણાને લીધે, પૂરતી મહેનત કરતા જ નથી.

અસ્પૃશ્યતા જવાની છે એ વિશે શંકા નથી. અસ્પૃશ્યતા આગ્રહપૂર્વક ટકાવવા જેટલું વીર્ય પણ કોઈનામાં રહ્યું નથી. પણ આપણે એ વખતસર કાઢી નાખીએ છીએ કે નહીં એ સવાલ છે. શરીર પડ્યા પછી રોગનો નાશ એની મેળે થઈ જાય છે પણ એવા નાશથી આપણને શી રીતે સંતોષ થાય? રોગ જાય પણ આપણે જીવતા રહીએ, નીરોગી અને મજબૂત થઈએ એમ જ આપણે ઈચ્છીએ છીએ. અસ્પૃશ્યતાએ અત્યાર સુધી હિંદુસમાજના સામર્થ્યનો અને સ્વાસ્થ્યનો અનહદ ભોગ લીધો છે. આળસ અને બેદરકારીને લીધે હજી કેટલો ભોગ આપણે આપવા માગીએ છીએ?

૨૦–૮–'૩૩

# આપણો ઉમેરો

આજના કરતાં પચાસ કે સો વરસ પહેલાં અસ્પૃશ્યતા વધારે હતી એમ કેટલાયે લોકો માનીને ચાલે છે. 'કોઈને અસ્પૃશ્ય ગણવાનું પાપ કરતા હોઈએ તો તે પાપ પરંપરાગત છે, વારસામાં મળેલું છે, અમે એમાં ઉમેરો કરેલો નથી, અમારો પોતાનો એમાં નવો ફાળો નથી, અમારા તરફથી કંઈક ફેરફાર થયો જ હોય તો જાણ્યેઅજાણ્યે અમે એમાં ઘટાડો જ કર્યો છે,' એમ લોકો સમજે છે. આ ઘટાડો ભલે કેવળ અમારી શિથિલતાને લીધે હોય, પરિસ્થિતિ બદલાયાને કારણે હોય, પણ ઘટાડો તો ચોક્કસ છે જ, એવી દલીલ પણ કેટલાક કરે છે; અને તે ઉપરથી અનુમાન કાઢે છે કે હરિજનોની સ્થિતિ, ભલે મંદ ગતિએ, પણ સુધરતી જ જાય છે. વસ્તુસ્થિતિ ખરેખર આવી છે કે કેમ એ આપણે જરા તપાસવું જોઈએ.

માણસને અડવું નહીં, એને દૂર બેસાડવો, દૂરથી જ એની સાથેનો વ્યવહાર ચલાવવો, અસ્પૃશ્યતા જાળવવા માટે બંને બાજુએ અનેક જાતની અગવડો વેઠવી, એ બધું જૂના કાળમાં ભલે વધારે હોય, છતાં જૂનું જીવન જ એવું હતું કે સમાજના લોકોમાં પરસ્પર સહકારના પ્રસંગો વધારે આવતા. સહકારના પ્રસંગો ટાળવાને બદલે ઉપજાવવાનો ને જાળવવાનો આગ્રહ આપણામાં વધારે હતો. આપણે એને જીવનનો લહાવો ગણતા. ઘરમાં નોકર રહેવા આવે તેને આપણે

પૂછતા કે 'ખાઈપીને શું લઈશ?' નોકરોને ઘરમાં પેટ ભરીને ખાવાનું આપવું એ સ્વાભાવિક અને સહેલું મનાતું, અને જાતે ઊભા રહીને એઓ ધરાય ત્યાં સુધી એમને ખવડાવવું એમાં આપણને આનંદ આવતો. ઘરના માલિકને માટે ચોખા જુદા અને નોકરો માટેના ભાતના ચોખા જુદા એવો ભેદ રહેતો હતો એ ખરું. પણ ઘરના બધા નોકરો ખાધેપીધે સુખી છે કે નહીં એ જોવાની ફરજ માલિકની ગણાતી, કાયમનો નોકર રાખવો હોય તો એને વરસનું અનાજ, કપડાં અને ચંપલ જોડી આપવા ઉપરાંત નગદ કેટલા રૂપિયા આપવા એ નક્કી કરાતું. આજે પણ એ રિવાજ કોઈ કોઈ ઠેકાણે દેખા દે છે. પણ હવે એ અગવડરૂપ મનાય છે. બધો હિસાબ ગણીને રોકડા કેટલા રૂપિયા આપવા એ જ નક્કી કરવા તરફ આપણું વલણ છે. મહિનાનું મહેનતાણું ઠરાવતી વખતે પણ આપણે કોરા કેટલા રૂપિયા લઈશ એમ જ નોકરોને પૂછીએ છીએ. નોકરોનો સંબંધ આપણા જીવન જોડે જેટલો ઓછો હોય તેટલું આપણને સારું લાગે છે. જૂના વખતમાં હરિજનોને અસ્પૃશ્ય ગણતા છતાં તેઓ દરરોજ આપણા સંબંધમાં આવતા. હરિજનો આંગણું સાફ કરે, અને વિશ્વાસુ ખેપિયાનું પણ કામ કરે. કેટલીક કોમો પ્રથમ અસ્પૃશ્ય ગણાતી તે આવી સેવાને કારણે જ આપણા પ્રાંતમાં સ્પૃશ્ય કોટિમાં ગણાતી થઈ છે. ધોબી, વાળંદ, બુરુડ (વાંસફોડા) વગેરે કોમો એક કાળે 'અસ્પૃશ્ય' હતી, એ આજે જૂનાં શાસ્ત્રો વાંચનાર સિવાય ભાગ્યે કોઈ જાણતું હશે.

ઘરમાં તહેવાર આવે ત્યારે હરિજનોને બોલાવીને તેઓ ઊંચકી શકે એટલું પિરસણ (એઠવાડ નહીં) એમને અપાતું એવા પણ દાખલા જાણ્યામાં છે. કાનડી ભાષામાં એક રમૂજી લોકગીત સાંભળેલું. ત્યાં એક વૃદ્ધ પિતા પોતાના દીકરાને ઉજળિયાત લોકોના ઘરમાં મોકલતાં પહેલાં શિખામણ આપે છે. 'જો દીકરા, ભદ્ર લોકોને ત્યાં જાય અને ત્યાં તુળસીનો ક્યારો જુએ તો એને આપણી ગામડિયા બોલી પ્રમાણે ચુરચી કહીશ મા. એને તો રિંજાણા કહેવાય.' (રમૂજ તો એમાં રહેલી કે શુદ્ધ શબ્દ કહેવા જતાં પણ એ હસવા જેવી ભૂલો કરે છે. વૃંદાવનનું એણે રિંજાણા કરેલું.) આ ઉપરથી એટલું જ જોવાનું કે નીચ ગણાતી કોમોને પણ ઉજળિયાત લોકો સાથે ભળવાના પ્રસંગો ઘણા આવતા. ગ્રામદેવતાના મંદિરમાં જ્યારે વાર્ષિક ઉત્સવ થતો ત્યારે ગોર મહારાજ આસપાસના પ્રખ્યાત દેવાલયના દેવોને મોટેથી સાદ પાડી ઉત્સવ માટે બોલાવતા. અને ગામનો ખેપિયો મહાર (હરિજન) મંદિરની અંદર એક ખૂણામાં ઊભો રહી 'એ હા' કરીને એ આમંત્રણ પહોંચ્યાનું જણાવતો. વાર્ષિક ઉત્સવને દિવસે ગામ આખાના પ્રતિનિધિઓ મંદિરમાં આવવા જોઈએ એવો નિયમ હતો. એમાં હરિજનો પણ આવે, મુસલમાન મુજાવર પણ આવે, અને વિશ્વાસી ઈસાઈઓ પણ આવે. ગામમાં જે રહે તે ગ્રામદેવતાના મંદિરમાં તો આવે જ. આ જાતનો નિયમ હડહડતા ચુસ્ત મદ્રાસીઓમાં પણ કેટલેક ઠેકાણે દેખાઈ આવે છે. મૈસૂર રાજ્યના બેલૂર ગામમાં

એક પ્રખ્યાત વૈષ્ણવ મંદિર છે. એમાં વરસના ત્રણ દિવસ હરિજનોને મંદિરમાં આવવાની છૂટ છે.

ટૂંકામાં જૂના વખતમાં અસ્પૃશ્યતા એક રીતે આકરી હોવા છતાં અને ઉચ્ચનીચભાવનું ભૂત આખા સમાજના હાડમાં વ્યાપી ગયેલું હોવા છતાં તે વખતનું જીવન જ એવું હતું કે બધી કોમોને એકબીજાના પ્રસંગમાં ઓછુંવત્તું હમેશ આવવું પડતું. તેથી એકબીજાનું સુખદુ:ખ સહેજે જણાતું, લાગણીઓ કાંઈક જાગ્રત રહેતી, હૈયું પીગળી જવાનો સંભવ રહેતો, હરિજનોને પણ સામાજિક સહચારને લીધે સંસ્કારોનું જ્ઞાન થતું. જૂના વખતના કેટલાક હરિજન સંત કવિઓની વાણી જોતાં એમની સંસ્કારિતા આશ્ચર્ય અને આનંદ પમાડે એવી જણાઈ આવે છે. સામાજિક સહકાર વગર એ સંસ્કારિતા શી રીતે આવી હશે? આજકાલ આચારની શિથિલતાને લીધે જે થોડી અસ્પૃશ્યતા દૂર થઈ છે તેમાં ભદ્રલોકોએ કેવળ પોતાની સગવડ જ શોધી છે. હરિજનોને એમાં સહકારનો લાભ આપણે ઓછામાં ઓછો આપ્યો છે. આજની આપણી ઉજાણીઓમાં આપણે સમાન જાતિ અને રહેણીવાળા લોકોને જ ભેગા કરીએ છીએ તેથી સંકુચિતતા વધવા લાગી છે. રૂઢિનાં ધાર્મિક બંધનો ભલે ઢીલાં થયાં હોય પણ તેથી આપણું હૃદય વિશાળ થયું છે એમ નથી. જ્યાં આખા સમાજનો સહકાર જોઈએ ત્યાં ન્યાત પૂરતો જ સહકાર વધવા લાગ્યો છે. એ રીતે સ્થિતિ બગડતી જાય છે એ સ્પષ્ટ છે. આપણે બધા એકબીજાના છીએ, એક છીએ, એકબીજા માટે જવાબદાર છીએ એ ભાન ઓછું થતું જાય છે, આપણે ઓછા ઓતપ્રોત થતા જઈએ છીએ.

અને જૂના વખતમાં જેમ હરિજનોમાં મોટા મોટા જમીનદારો, સરદારો દેખાઈ આવતા તેવા આજે ક્યાં છે? મહારાષ્ટ્રમાં મંગળવેઢાના સંત દામાજીપંતે દુકાળની હાડમારી જોઈ સરકારી ખજાનો લૂંટાવ્યો અને માટે જ્યારે બાદશાહે દામાજીપંતને સજા કરવા ધારી ત્યારે એક હરિજન સરદારે એ બધા પૈસા ચૂકતે કર્યા. આજે એટલી શક્તિ ધરાવનારા હરિજનો કેટલા છે? અંગ્રેજી લશ્કરોમાં અને મિલોમાં મળતી નોકરીને લીધે કેટલાક હરિજનો પૈસેટકે સુખી થયા હોય તો તેથી હિંદુસમાજનું પાપ ધોવાઈ ગયું એમ ન મનાય. આપણે એમને દબાવતા આવ્યા; આપણો સ્વાર્થ સાધવા જતાં એમની સ્થિતિ વધુ ને વધુ કફોડી કરી મૂકી; અને સામાજિક જીવનમાંથી એમનો એકડો જ કાઢી નાખી એમનું સુખદુ:ખ જોવા-જાણવાની તક પણ રહેવા ન દીધી; એટલી બિના આપણી સામે છે. હરિજનોની હાડમારીમાં આપણા જ જમાનાનો આ ઉમેરો છે. આ તરફ આપણે આંખ મીંચ્યે નહીં ચાલે.

૨૪–૯–'૩૩

# સગવડિયા સિદ્ધાંત

આત્મા અમર છે એ શ્રદ્ધા માણસના હૃદયમાંથી કેમે કરીને ભૂંસી શકાતી નથી. જેઓ કહે છે કે, આત્મા છે જ નહીં તેમની વાત જુદી. તેમને પણ એક યા બીજી રીતે પ્રત્યક્ષ યા અપ્રત્યક્ષ રૂપમાં આત્માનું અસ્તિત્વ અને તેની અમરતા માનવી પડે છે. આત્મા અમર છે એટલું માન્યા પછી પૂર્વજન્મ અને પુનર્જન્મ માનવો જ પડે છે. સામાન્ય લોકોમાં આત્મા વિશેની કલ્પના જ સ્થૂળ હોય છે અને તેથી પૂર્વજન્મ અને પુનર્જન્મની કલ્પના પણ અયથાર્થ હોય છે. માણસની બુદ્ધિ જ્યાં સુધી પ્રગલ્ભ થઈ નથી ત્યાં સુધી એને સ્થૂળ કલ્પનાથી જ ચલાવવું પડે છે. એ સ્થૂળ કલ્પનાના મૂળમાં વિશુદ્ધ સત્ય છુપાયેલું હોય છે એટલા માટે એ સ્થૂળ કલ્પના પણ સંઘરવી પડે છે. સ્થૂળ કલ્પના નભાવવી એ બરાબર છે પણ એની સ્થૂળતા દૂર કરવાના કટોકટીના પ્રયત્ન હંમેશ ચાલવા જ જોઈએ. શરીરમાં ઝેર સહન કરાય, ઘરમાં સરપ વીંછીની હસ્તી દરગુજર કરી શકાય પણ હૃદયમાં રહેલી મલિનતા અને વિચારમાં રહેલી સ્થૂળતા સહન કરવા લાયક નથી હોતી. કેમ કે એ બન્ને વેર વાળ્યા વગર નથી રહેતાં.

પૂર્વજન્મ અને પુનર્જન્મની સ્થૂળ કલ્પના ઉપરથી આપણે કેટલો અનર્થ કરી શકીએ છીએ એનો દાખલો જોવો હોય તો આપણાં પુરાણો અને દશકુમારચરિત જેવા સાહિત્યગ્રંથો જોવા. ત્યાં એકાદ વ્યભિચારી માણસ પોતાના બચાવમાં ઠોકી દેવાનો કે પૂર્વભવમાં અમારો સંબંધ પતિપત્નીનો હતો. જાતક કથાઓ જો બુદ્ધ ભગવાને જાતે જ કહી હોય તો કહેવું પડે છે કે બુદ્ધ ભગવાને લોકોના અનેક વહેમો દૂર કર્યા પણ પોતાના પૂર્વભવની એ વાર્તાઓ કહી એક વહેમ તો એમણે મજબૂત જ કર્યો. એમણે તો કેવળ એનો ઉપયોગ કાવ્યમય રૂપક તરીકે કર્યો હશે પણ શ્રદ્ધાજડ લોકો કાવ્યમય ભાષાનો શબ્દાર્થ લઈને સહેજે અનર્થ કરે છે.

પોતે કરેલા અક્ષમ્ય અન્યાય અને અનાચારોનો બચાવ કરવા ખાતર માણસ માટે પૂર્વજન્મની કલ્પના ઘણી ફાવતી આવે છે. ભેંસના પાડાનો ઝાઝો ઉપયોગ નહીં હોવાથી ભેંસ રાખનારા ઘણું કરીને પાડાને મારી નાખે છે. પછી એ અન્યાયથી બળતા હૃદયને ટાઢક વાળવા માટે માણસે એક વાર્તા જોડી કાઢી કે ભેંસનો પાડો એ તો પૂર્વજન્મમાં એક બ્રાહ્મણ કન્યાને દગાથી પરણનાર વેદ-શાસ્ત્રસંપન્ન અંત્યજ હતો. આ રીતે અંત્યજો પ્રત્યેની સૂગ, એમને વિશેનો તિરસ્કાર આ પાડા પ્રત્યે સફળ રીતે વાપરવામાં આવ્યો.

અને હરિજનો પ્રત્યે આટલી સૂગ કેમ રાખો છો એમ કોઈ પૂછે તો પોતાના એ અનાચાર અને અન્યાયનો બચાવ કરવા ખાતર લોકો કહી દે છે કે, એમના પૂર્વજન્મના પાપે આ ભવે તેઓ હરિજન થયા છે. ગ્રીક લોકો કહેતા કે ગુલામો

ગુલામ થવા માટે જ સરજાયેલા છે. કુદરતે માણસની આવી બે કોટિઓ જ પેદા કરી છે. માંસાહારી લોકો પણ એમ માનવામાં સગવડ જુએ છે કે, પશુપક્ષી-ઓને આત્મા જ નથી. એક મિશનરી બાઈ સાથે માંસાહારની ચર્ચા કરતાં એણે ભોળી દલીલ કરી કે, “શાસ્ત્રોમાં જે વસ્તુ પાપ તરીકે નથી બતાવી તેને આપણે પાપરૂપ શા માટે બનાવીએ? આપણે નવાં નવાં પાપો સરજવા નહીં બેસીએ. બાઈબલમાં ચોખ્ખું કહ્યું છે કે, ઈશ્વરે પશુપક્ષી નિર્માણ કરી માણસને આપી દીધાં.”

ઈશ્વરે માણસને પશુપક્ષી આપ્યાં ખરાં પણ તે મારી ખાવા માટે નહીં પણ મોટા ભાઈના તાબામાં નાનાં ભાંડુઓ આપવામાં આવે તેવી રીતે પ્રેમથી સેવા કરવા, રક્ષણ આપવા અને એમનો સહકાર સાધવા. એમનો શિકાર કરવામાં, એમને ખાઈ જવામાં આપણે ટ્રસ્ટી તરીકેના ધર્મનો દ્રોહ કરીએ છીએ.

પશુપક્ષીને આત્મા છે કે નહીં એ સવાલ કોરે મૂકીએ પણ એમને સુખ-દુ:ખની લાગણી તો છે કે નહીં? અને જો છે તો એમના પ્રત્યે દયાની લાગણી કેળવવાનો આપણો ધર્મ છે કે નહીં?

અને એમને આત્મા નથી એમ શા ઉપરથી કહો છો? એમને ખાઈ જવાં છે એટલા માટે જ? ઈશ્વરનું સ્વરૂપ પ્રેમમય છે, પ્રેમ એ જ ઈશ્વર છે એમ તમે કહો છો, બધા જ ધર્મો કહે છે; એ પ્રેમ અને એ પ્રેમને અર્થે કરવામાં આવતો સ્વાર્થત્યાગ, અને આપભોગ જ્યાં છે ત્યાં આત્મા નથી એમ કહેવાય જ કેમ? પશુપક્ષીઓ પોતાનાં બાલબચ્ચાં માટે અને કોક કોક વખતે બીજા માટે પણ ઇરાદાપૂર્વક પોતાનો જાન જોખમમાં નાખે છે, મરી ફીટે છે; માણસ પ્રત્યે પણ ઉત્કટ પ્રેમ બતાવે છે, નિષ્ઠા બતાવે છે. એ પ્રેમ, એ નિષ્ઠા; એ બલિદાન, એ જ આત્માની હસ્તીનો ઉત્કૃષ્ટ અને છેલ્લો પુરાવો છે.

તત્ત્વ સમજીને તે પ્રમાણે આચરણ કરવાનો પ્રયત્ન કરનારનો માર્ગ જુદો છે અને પોતાના આચરણનો બચાવ થઈ શકે તેવાં તત્ત્વો શોધી કાઢી ઉત્સાહપૂર્વક તે ધારણ કરનારનો માર્ગ જુદો.

હરિજનોની આજની વિપત્તિ એમના પૂર્વજન્મને આભારી છે એમ કહેનાર લોકો એટલો વિચાર નથી કરતા કે હરિજનોના પૂર્વજન્મનું પાપ તો સિદ્ધ થયું નથી પણ આપણે એમના પ્રત્યે તિરસ્કાર અને અન્યાયનું વર્તન રાખી આપણા આ ભવ માટે અને આના પછી આવનાર ભવને માટે ગુનેગાર થઈએ છીએ.

માણસના પૂર્વજન્મમાં શી સ્થિતિ હતી અને હવે પછી થનારા પુનર્જન્મમાં શી સ્થિતિ હશે એનું જ્ઞાન ઈશ્વરે કોઈને આપ્યું નથી. અમુક લોકો પૂર્વજન્મનું બધું જાણે છે એમ ભલે કહેવામાં આવે. પૂર્વજન્મ અને પુનર્જન્મનું ખરું જ્ઞાન કેવળ નારાયણને જ છે, નરને નહીં. ભગવાને સ્પષ્ટ કહ્યું—

तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ।।

૪–૨–’૩૪

# આશ્રિતોનું વેર

કોઈ માણસ પાસે તેની સેવા કરવા માટે જેટલા લોકો વધારે તેટલો તેનો વૈભવ વધારે ગણાય છે. ગરીબ લોકો એવાને હમેશાં ભાગ્યવાન કહે છે. આવું ભાગ્ય ઈશ્વરનો આશીર્વાદ છે કે શાપ છે એનો નિર્ણય કરવા જેવો છે.

અમુક માણસ બસોપાંચસો લોકોને આશ્રય આપે છે એટલે સમાજનો અથવા સમાજના અમુક અંશનો હિતકર્તા છે, એમ માનતા પહેલાં એ આશ્રયનું શું પરિણામ આવે છે, આપનાર અને લેનાર પર શી અસર થાય છે એ પ્રથમ તપાસવું જોઈએ.

સામાજિક જીવનમાં આશ્રય આપનારનો જ એકડો ગણાય છે. આશ્રય શોધનાર, આશ્રિત થઈને રહેનારની કિંમત સ્વતંત્ર રીતે ગણાતી જ નથી. તેથી કોઈ પણ સમાજના સામર્થ્યનું, એના પુરુષાર્થનું માપ કાઢવું હોય તો જેઓ બીજાને આશ્રયે રહેતા નથી તેટલાની સંખ્યા પરથી કાઢવું જોઈએ, અને જેઓ પરાશ્રિત છે એમની સંખ્યા ખરું જોતાં ઉપરના સ્વાશ્રયી લોકોની સંખ્યામાંથી બાદ કરવી જોઈએ. આવા હિસાબમાં આપણે ત્યાં તમામ સ્ત્રીઓની સંખ્યા બાદ ખાતે જ ગણવી પડશે. મજૂરોની મોટી સંખ્યા પણ એમાં જ જાય. પંડિતો અને હરિજનો પણ આશ્રિતોમાં જ ખપે.

આ બધા વર્ગો મહેનત નથી કરતા એમ નથી. એમની મહેનત બીજાની મહેનત કરતાં વધારે પણ હોય, છતાં તેમને પરાશ્રિત રહેવાની ટેવ પડી ગઈ છે. સમાજે એમને માટે આશ્રિતોનો જ દરજ્જો કલ્પ્યો છે. એટલે એમની મહેનત અને શક્તિ જેનો આશ્રય તેઓ શોધે છે તેને ખાતે જ જમે થાય છે.

સ્વતંત્ર લોકો સંગઠન કરી સમાન દરજ્જે પરસ્પર સહકારથી એકબીજાની શક્તિ વધારે છે એ વસ્તુ જુદી; અને થોડાક બુદ્ધિચતુર લોકો બીજાની સેવા પડાવી તેમને આશ્રિત દશામાં રાખી મૂકી પોતાના હાથમાં ભેગી કરે છે તે સત્તા જુદી.

આશ્રિતોનો સ્વભાવ જ એવો હોય છે કે, તેમને કેવળ સલામતીમાં સંતોષ માનીને રહેવું પડે છે; અને કાળે કરીને તે સલામતીનું ક્ષેત્ર પણ માંડ જીવવા પૂરતું જ સંકુચિત થઈ જાય છે.

અમુક વ્યક્તિ કે વર્ગને આશ્રિત જ રાખવાં છે એમ નક્કી કર્યા પછી સમાજવ્યવસ્થા અથવા જીવનવ્યવસ્થા તે ઉદ્દેશને અનુકૂળ કરવામાં આવે છે. સ્ત્રીઓ પુરુષો કરતાં મહેનત ઓછી નથી કરતી. પણ તેઓ બજારમાં જાય નહીં, આર્થિક કમાણી થાય એવા ધંધા કરે નહીં, પોતાના રક્ષણને અર્થે પોતે ઈલાજ કરે નહીં, એ આદર્શ આપણે રાખ્યો. પરિણામે સેવા, સહનશીલતા અને નિષ્ઠાનો ઉત્કૃષ્ટ આદર્શ બતાવતા છતાં એ વર્ગ જવાબદારીમાં પછાત, સામાજિક સવાલોનું આક-લન કરવામાં પછાત, હિંમતભેર સુધારા કરી પ્રગતિ સાધવાની ધગશમાં પછાત,

નવા નવા અખતરા કરવાના ઉત્સાહમાં પછાત, એવી સ્થિતિ થઈ ગઈ છે. સ્ત્રીજાતિનો આ સહજ સ્વભાવ નથી, પણ સામાજિક વ્યવસ્થાએ તેની એવી દશા કરી મૂકી છે.

હરિજનોની તો આપણે એથીયે ભૂંડી દશા કરી મૂકી છે. તેઓ અગવડવાળા ને મલિન ધંધા છોડે નહીં એટલા ખાતર જ જાણે બીજા બધા ધંધાનાં ક્ષેત્રમાં એમની સામે વાડો રચાઈ છે. તેઓ સારાં મકાન બાંધે નહીં, સારાં વાસણો વાપરે નહીં, ઊજળાં કપડાં પહેરે નહીં, ઘોડાગાડીમાં બેસીને જાય નહીં, ઇત્યાદિ અનેક નિયમો જૂના કાળથી કરી એમને સાવ અપંગ કરી મૂક્યા છે. તેઓ માથું ઊંચું કરે નહીં એટલા માટે એમને હડધૂત અસ્પૃશ્ય બનાવ્યા છે. કોઈ અમુક માણસે એક જ દિવસે ઇરાદાપૂર્વક આ બધી ગોઠવણ કરી છે એમ નથી. પણ સામાજિક સ્વાર્થ જાણ્યેઅજાણ્યે એવું જ વલણ લે છે.

પંડિતો કેવળ ગ્રંથપરાયણ થવાથી એમણે પણ પોતાનો દરજ્જો ખોયો છે. ગ્રંથપરાયણતા જેમ જેમ વધી તેમ તેમ જીવનપરાયણતા ઘટી; અને કોઈ 'વૃત્તિ' બાંધી આપે તો નિરાંતે લેખનવાચન, અધ્યયન, અધ્યાપન કરીશ એવી પેન્શનર-વૃત્તિ એમનામાં આવી ગઈ. પંડિતો અને સ્ત્રીઓ બંને વગર કારણે આશ્રિત દશા ભોગવે છે. હરિજનોને જબરદસ્તીથી આશ્રિત દશા ભોગવવી પડે છે. આ ત્રણ વર્ગ વચ્ચે સમાન દુઃખને કારણે સમભાવ હોવો જોઈતો હતો. એના બદલામાં હરિજનોની સ્થિતિ સુધારવા માટે થતા પ્રયત્નોમાં તેમના તરફથી વિરોધ વધારે હોય છે. એ આશ્રિત દશાના અનેક મુખ્ય દોષોમાંનો એક દોષ છે. પોતાનું દુઃખ યાદ કરી બીજાનું એ જાતનું દુઃખનિવારણ કરવાનું જેમને વધારે સૂઝવું જોઈએ તેઓ જ આવી રીતે અન્યાયનાં હિમાયતી થઈ જાય ત્યારે સમાજ પડ્યા વગર રહેતો નથી.

અને પડેલા લોકો બીજાને પાડે છે, એ વસ્તુ પણ ભૂલી ન જવાય. ગળામાં પથરો બાંધીને નદીપાર જવાનો પ્રયત્ન કરનારને મહેનત સરસ થતી હોય, પણ પથરાની મદદ તો જરાયે નથી. જેણે આશ્રિતો રાખ્યા તે આશ્રિતનો આશ્રિત થયો જ. ગ્રીસ, રોમ અને અમેરિકામાં ગુલામો રાખવાથી એ પ્રજા ધીમે ધીમે કેમ નબળી પડતી ગઈ, અને ગુલામી કાઢી નાખવાથી જ એ પાછી સજીવન કેમ થઈ એનો ઇતિહાસ જગજાહેર છે. સુરત જિલ્લામાં દુબળાઓને રાખી ખેતી કરવાથી દુબળાને રાખનાર ધણિયામા લોકો વધારે સુખી થયા છે, પુરુષાર્થી થયા છે, બીજા જિલ્લાના લોકો કરતાં વધારે ધનવાન થયા છે એવો અનુભવ નથી. ગુલામો રાખીને કરેલી ખેતી સરવાળે આજના જેટલી સસ્તી ન હતી એ અમેરિકાએ સિદ્ધ કરી આપ્યું છે. સમાજના કોઈ પણ વર્ગને આશ્રિત બનાવીએ, દલિત દશામાં રાખીએ તો સમાજ નબળો પડવાનો જ, જોખમમાં આવવાનો જ.

૪-૬-'૩૩

# હૃદય દ્રવશે?

ગરીબના નાના છોકરા–પછી તે ખેડૂતના હોય, મજૂરના હોય કે હરિજનના હોય–ઘણી વાર ગંદા હોય છે, એટલું જ નહીં પણ માંદલા જેવા લાગે છે. જરા મોટા થયા પછી એમના મોઢા પર કંઈક તેજ આવે છે, આંખમાં બુદ્ધિ દેખાય છે, અને હાથપગ ને કેડમાં સ્ફૂર્તિ ખીલે છે. પણ છેક નાનપણમાં તો આંખો ચીપડાવાળી હોય; કોઈ વાર કાન વહેતા હોય; નાક ભાગ્યે જ સાફ હોય; મોઢું ખુલ્લું, ને તેમાંથી ગુખરસ પણ વહેતો હોય. કોઈ બોલાવે તો એ તરફ એમનું ધ્યાન જતું નથી. એવાં બાળકોને ઊંચકી લેવાં, પંપાળવાં ને રમાડવાં એ સહેલું કામ નથી. એને માટે તો તપસ્વીની હિંમત કે માતાની લાગણી જ જોઈએ છે. ન્યાતની સૂગ ભલે ન હોય, મનમાંથી અસ્પૃશ્યતાનો કે ઉચ્ચનીચતાનો ભાવ છેક નાબૂદ થયો હોય, તોયે એવાં બાળકોને અપનાવવાની હિંમત ન જ ચાલે. બાળક કંઈક તો સાફ હોવું જોઈએ, હસમુખું હોવું જોઈએ, કાંઈ નહીં તો એની આંખમાં જીવતાપણાની અને બુદ્ધિની ચમક હોવી જોઈએ. કશા આકર્ષણ વગર બાળકો પ્રત્યે પ્રેમ શી રીતે છૂટે?

આ જાતના વિચારો કેટલાયે લોકોના મનમાં આવ્યા હશે. કેટલાક લોકોએ નિખાલસપણે એ વ્યક્ત પણ કર્યા છે. એ વિચારો પાછળ આજના જમાનાનું માનસ બરાબર તરી આવે છે. રૂપ, સૌંદર્ય, ચાલાકી, હોશિયારી જ્યાં હોય ત્યાં જ આપણું હૃદય દ્રવે એમ હોય તો પ્રથમ તપાસવું જોઈએ કે, જે દ્રવે છે તે હૃદય જ છે કે સૂક્ષ્મ ભોગવૃત્તિ છે? રસિકતાને નામે, સૌંદર્યોપાસનાને નામે અને કલાપ્રિયતાને નામે આજના જમાનાએ સ્વાર્થી ભોગવૃત્તિ અને સંકુચિતતાને પ્રતિષ્ઠા આપી છે. દરેક મા જો પોતાના બાળક પ્રત્યે એવી જ વૃત્તિ રાખે તો કેટલાં બાળકો નાનાંનાં મોટાં થઈ શકે? પ્રેમ અને રસિકતા એ એક જ વસ્તુ નથી. બંનેની કોટિ એક જ નથી, કિંમત પણ એક નથી. રસિકતા એ કેવળ ઉપરનો ઢોળ છે, જીવનવ્યવહારનો અલંકાર છે, આનંદ મેળવવાની શક્તિનો ઉમેરો છે. પણ એમાં જીવનનું પરમ રહસ્ય નથી. જીવનનું રહસ્ય તો કારુણ્યમાં, પ્રેમમાં અને દયામાં છે. હૃદય જ્યારે દ્રવે છે ત્યારે પોતાને કેટલો લાભ કે આહ્લાદ થશે એની ગણતરી નથી કરતું પણ સામી વ્યક્તિની અનાથ દશા, તેની આવશ્યકતા, અને એનો માણસ તરીકેનો આપણા પરનો હક કેટલો છે એનો જ વિચાર કરે છે.

અને મધ્યમ વર્ગના, ઉજળિયાત લોકોના છોકરા કેવળ રૂપની દૃષ્ટિએ જોતાં વધારે રૂપાળા હોય છે એમ નથી; પણ એમને સાફ રાખવા પાછળ, એમને આકર્ષક બનાવવા પાછળ માબાપ અને બીજાં સગાંવહાલાં સૌ અખંડ તત્પર હોય છે. બાળકના વાળ કેવા છે એ તપાસી એ પ્રમાણે એ ઓળવા ગૂંથવાની પદ્ધતિ નક્કી

કરવા પાછળ આજકાલનાં વડીલો કલાકો સુધી ચર્ચા કરે છે. એ બધાં નખરાં આપણે છોડી દઈએ તોયે ગરીબોનાં છોકરાંને નવડાવીધોવડાવીને સાફ રાખવા પાછળ જો ઉજળિયાત બહેનો રોજ થોડોક વખત આપે તો બાળકો સુખી થશે. અને એમનાં માબાપને કીમતી કેળવણી મળશે. શરૂઆતમાં એ તપસ્યા જેવું લાગે, એને માટે હિંમત કેળવવી પડે એ ખરું; પણ સાચો પ્રેમ કેળવવાનું મોટામાં મોટું સાધન એક સેવા જ છે. સેવા કરતાં કરતાં પ્રેમ એની મેળે બંધાય છે. જો બહેનો રોજ એકાદ કલાક નક્કી કરી રાખે, અને તે વખતે પડોશનાં કે ગામનાં હરિજનોનાં બાળકોને સાફ કરવાનું કામ લાંબા વખત સુધી ચલાવે તો એમાં એ અનાથ વર્ગની સેવા તો થશે જ; પણ એની સાથે પોતાની આસપાસનું આખું વાતાવરણ પ્રસન્ન કર્યાનો આનંદ પણ એમને મળશે. પરોપકાર જેટલું સ્વાર્થસાધન બીજું નથી, એમ સાધુસંતો હમેશાં કહેતા આવ્યા છે.

જે બાળકો સ્વચ્છ નથી હોતાં તેમના પ્રત્યે સમાજનો અણગમો એની મેળે કેળવાય છે. સમાજ એમને હડધૂત દશામાં રાખે છે. આસપાસના લોકોને પોતે પ્રિય છે કે અપ્રિય એ વાત બાળકો બોલતાં શીખે તે પહેલાં જ સમજી જાય છે, અને એમના જીવન પર એની અજાણે ઊંડી અસર થાય છે. જે બાળકને વિશ્વાસ હોય છે કે, આપણને બધે આવકાર છે, સૌ આપણને ચાહે છે, તેનું મોઢું એની મેળે પ્રસન્ન રહે છે, તેનામાં આત્મવિશ્વાસ સ્વયંભૂ હોય છે; અને એ કારણે જીવનમાં જ્યાંત્યાં એને સફળતા જ સાંપડે છે. એથી ઊલટું જે બાળકને પ્રથમથી હડધૂત દશામાં રહેવું પડે છે તેની આંખમાં બીક અને પોતા-પ્રત્યેનો અવિશ્વાસ કાયમનો ઘર કરે છે, એની સૂઝશક્તિ મારી જાય છે. એને ભારેમાં ભારે વિચાર, કલ્પના કે યોજના સૂઝયાં હોય તોયે એની આંખમાં એની કાંતિ પ્રગટ થતી નથી, અને તેથી એને એની યોગ્યતાનું સ્થાન મળતું નથી.

નાનપણની સહેજસાજ સંભાળ અને માયાથી એક મનુષ્યપ્રાણીનું આખું જીવન કાયમને માટે સુધારી શકાય છે, અને એનું ભાવિ કૌટુંબિક જીવન સુખમય કરી શકાય છે, એટલી ભારે તકનો વિચાર કરીને પણ આપણે પછાત, ગરીબ અને દબાયેલી ન્યાતોનાં બાળકોને અપનાવવાં જોઈએ, એમને સાફસૂથરાં કરવાં જોઈએ, અને પ્રેમથી એમને નવડાવવાં જોઈએ.

ઈશ્વરે કેટલી મોટી તક અનાયાસે આપણા હાથમાં સોંપી છે!

૨૯–૭–'૩૪

# એ દેવ કોણ?

जानामि धर्मं न च मे प्रवृत्तिः
जानाम्यधर्मं न च मे निवृत्तिः।
केनापि देवेन हृदिस्थितेन
यथा नियुक्तोऽस्मि तथा करोमि॥

ઉપરનો શ્લોક પાંડવગીતામાં દુર્યોધનને મોઢે મૂકવામાં આવેલો છે. અભિમાની રાજા દુર્યોધન પોતાનું આખું જીવન તપાસીને અંતે કહે છે, "ધર્મ શું છે, મારું કર્તવ્યકર્મ શું છે, યોગ્ય શું છે, એ હું બરાબર જાણું છું. પણ કેમે કરીને તે પ્રમાણે આચરવાની બુદ્ધિ થતી નથી. સન્માર્ગ તરફ મન વળતું જ નથી. અધર્મ શું છે, એ હું નથી જાણતો એવો બચાવ પણ હું ન કરી શકું. દુરાચાર, અત્યાચાર અને જુલમનું ફળ નરક છે, એ બરાબર સમજી શકું છું; પણ એમાંથી નિવૃત્ત થવાનું, એમાંથી બચી જવાનું મને સૂઝતું નથી. કોણ જાણે કેવો દેવ મારા હૃદયમાં આવીને વસ્યો છે, મારામાં એવું કેવું ભૂત ભરાયું છે કે ધર્મ અધર્મ બંને જાણ્યા છતાં, ન્યાય અન્યાય સમજ્યા છતાં પણ એ હૃદયગત દેવ અથવા ભૂત જેમ મને દોરે તેમ હું વર્તું છું." આમ કહેનાર દુર્યોધન એકલો જ નથી. દરેક સામાન્ય માણસ જો પોતાના હૃદયને નિખાલસતાથી પૂછે તો એને દુર્યોધન જેવો જ જવાબ મળશે. દુર્યોધન આપણો જ પ્રતિનિધિ છે. આપણા હૃદયમાં જ વસે છે.

સાત્ત્વિક વૃત્તિવાળો અર્જુન પણ ભગવાનને એ જ જાતનો સવાલ પૂછે છે કે, 'ઇચ્છા ન હોવા છતાં માણસ જાણે ખેંચાઈને પાપ તરફ જ દોડે છે ત્યારે એને પાપ આચરવા માટે કોણ પ્રેરે છે?' ત્યારે પાપ તરફ અચૂક લઈ જનાર અને હૃદયમાં ઘર કરીને બેઠેલા દેવનું શ્રી ભગવાને આખરે નામ પાડી આપ્યું છે. માણસનો વેરી જાણે મોટો દાવાનળ, મહાપાપી, જેનું પેટ કોઈ કાળે ન ભરાય એવો એ ખાઉધરો દેવ માણસનાં મન, બુદ્ધિ અને ઇંદ્રિયનો કબજો લઈ માણસનું જ્ઞાન ડુબાવી દે છે; અને માણસના હૃદયમાં અજ્ઞાન, વહેમ, અભિમાન અને સ્વાર્થને વિજય અપાવે છે. એ શત્રુ તે રજોગુણમાંથી પેદા થયેલો કામ અને ક્રોધ છે. એ શત્રુ એક જ છે. ઘડીકમાં એ કામ એટલે વાસનાનું રૂપ ધારણ કરે, ઘડીકમાં ક્રોધ અને દ્વેષનું રૂપ ધારણ કરે. હૃદયમાંથી એનું કાસળ કાઢ્યું નથી ત્યાં સુધી માણસનું વલણ પાપ તરફ રહેવાનું જ. મહાભારતમાં યુધિષ્ઠિરને ધર્મવૃક્ષ તરીકે વર્ણવ્યો છે, જ્યારે દુર્યોધનને મન્યુદ્રુમ એટલે કે અભિમાનના વૃક્ષ તરીકે વર્ણવ્યો છે. સદાચારી ધર્મરાજ, ઈશ્વરનિષ્ઠ અર્જુન અને જિદ્દે ચડેલો રાજા દુર્યોધન એ બધા, મનુષ્યજાતિના જ પ્રતિનિધિ છે. એ બધા મળીને દિવસરાત આપણા મનમાં અને આપણા જીવનમાં મહાભારત યુદ્ધ મચાવે છે.

આમ જ સ્થિતિ વ્યક્તિના મનમાં કે જીવનમાં હોય છે તે જ સમાજમાં પણ જોવામાં આવે છે.

અસ્પૃશ્યતા એ એક અધર્મ છે, મહાન સામાજિક અન્યાય છે, આત્મઘાતી મનુષ્યદ્રોહ છે એ જાણતાં છતાં, અસ્પૃશ્યતા દૂર કરવા વિશે ઉત્સાહ જ જામતો નથી, હિંમત જ ચાલતી નથી એવો અનુભવ શું ઓછા લોકોને છે? સામાજિક જીવનમાં આપણાં આ નાનાં ભાંડુઓને એમના સ્વાભાવિક હકથી આપણે વંચિત રાખ્યાં છે, એમને દબાવ્યાં છે, એમની મહેનતના રોટલાનો મોટો ભાગ આપણે પચાવ્યો છે એ જાણતાં છતાં, એમને નુકસાન ભરપાઈ કરવાનું આપણને વખતસર સૂઝતું નથી અને જો તેઓ સ્વાભિમાનથી માથું ઊંચું કરે અથવા દીર્ઘ કાળનાં અજ્ઞાન અને જુલમને કારણે આડે રસ્તે જાય અથવા વીફરે તો એ બધું સ્વાભાવિક જ છે એમ સમજવાને બદલે, આપણે મનમાં અને ખાનગીમાં કહેતાં અચકાતા નથી કે ગાંધીજીએ ચડાવ્યા એટલે આ લોકો ઠીક ઠીક ફાટચા છે. આપણામાં સાચો અને પૂરતો પશ્ચાત્તાપ હોત તો આવી વૃત્તિ આપણે ધારણ ન કરત. આપણા અન્યાયનું પરિમાર્જન કરવાનો આપણે સંકલ્પ કર્યો, હરિજનો પ્રત્યેનું આપણું પાપ ધોઈ નાખવાનો આપણે વિચાર આણ્યો એ જ જાણે ભારે ઉપકાર કરી નાખ્યો હોય તેમ, આપણે હરિજનો પાસેથી ઉપકારમાં દબાઈ જવાની અપેક્ષા રાખીએ છીએ, કૃતજ્ઞતા માગીએ છીએ.

હરિજનો માટે ગાંધીજીએ પ્રાણ પાથર્યા છે. પોતાનું સર્વસ્વ હોમ્યું છે છતાં, તેઓ હરિજનો પાસેથી કૃતજ્ઞતાની માગણી કરતા નથી. ઊલટું હરિજનો અજ્ઞાનમાં એમને પાટું મારે તોયે મા જેમ બાળકનું પાટું સહન કરે છે તેમ એ સહન કરે છે અને વધુ સેવા કરવા એકાગ્ર થઈ જાય છે, જ્યારે આપણે કશું કર્યા વગર ગાંધીજીનો ત્યાગ, ગાંધીજીની તપશ્ચર્યા જાણે આપણાં જ હોય, આપણે જ ભારે કરી નાખ્યું હોય તેમ, હરિજનો તરફ જોઈએ છીએ!

યરોડાનો પટો લખી આપ્યા પછી દેશમાં હિન્દુસમાજમાં ઘણી જાગૃતિ આવી છે એ વાત ખરી છે; છતાં થવું જોઈએ એટલું કામ થયું નથી એ સ્વીકાર્યે જ છૂટકો. પ્રામાણિક મતભેદથી અથવા અજ્ઞાન અને અભિમાનથી જેઓ અસ્પૃશ્યતા દૂર કરવા તૈયાર નથી એમનો સવાલ આપણે કોરે મૂકીએ. પણ જેમને ગળે અસ્પૃશ્યતાનિવારણની વાત ઊતરી છે તેમનું શું? તેમનો ફાળો કેટલો? જે 'સુધારકો' આજે ચાળીસપચાસ વર્ષ થયાં હિન્દુસમાજ ઉપર ચાબખાના પ્રહાર કરતા આવ્યા છે કે આ વહેમ છોડો, અસ્પૃશ્યતા દૂર કરો, એ સુધારકો આજે આટલા મોળા કેમ? ન્યાયની વાત જાણી લીધી, ન્યાય શામાં રહેલો છે એનો ઉચ્ચાર કર્યો અને કોઈ હરિજન અમને અડી જાય તો અમને એનો વાંધો નથી એ જાતની તૈયારી બતાવી એટલે શું અસ્પૃશ્યતા દૂર થઈ? શહેરના બધા જ લોકો આટલી 'ઉદારતા' પરિસ્થિતિને લીધે પણ બતાવી શકે છે. કેવળ આટલું જ કરી માણસ કહી ન શકે કે જેવો ધર્મ જાણું છું તેવો જ આચરું છું. પોતાનો ગરાસ લૂંટાયો

હોય ત્યારે માણસ કેવળ એકરાર કરીને કે જાહેરનામું કાઢીને બેસતો નથી, પણ ગરાસ પાછો મેળવવા માટે આકાશપાતાળ એક કરી નાખે છે. પોતાનું બાળક હાથમાંથી છટકીને દરિયામાં પડ્યું હોય તો આપણે વહાણમાં બેઠા બેઠા કેવળ મોઢેથી જાહેર નથી કરતા કે 'બાળક મારું જ છે, મારું જ કુટુંબી છે, એ પાણીમાં ન પડવું જોઈતું હતું, એને હું વહાણમાં લેવા તૈયાર છું અને બાળક પણ જાણે છે કે એ પાછું વહાણમાં આવે તો હું રાજી રાજી થવાનો છું.' આપણે તો એની પાછળ પાણીમાં કૂદકો જ મારીશું. એક હાથમાં એને ઝાલીને, બાકીના એક હાથે જ મોજાંઓ સાથે લડતાં લડતાં વહાણમાં પાછા આવી જવાનો પ્રયત્ન કરીશું. મોજાં સાથે લડવામાં બંને હાથ વપરાય તો ઠીક એમ કહી બાળકને આપણે છોડી નથી દેતા પણ આપણી ગફલતને જ દોષ દઈ જેમ બને તેમ વહાણમાં પહોંચી જવાનો મહાભારત પ્રયત્ન કરીએ છીએ.

એકલા કોઈ મહાત્માને એવો પ્રયત્ન કરવાનું કામ સોંપી દઈ આપણે સૂઈ જઈએ તો ઈશ્વરની ક્ષમાવૃત્તિને પણ કોપ થયા વગર રહે નહીં. આપણું બધાનું જ એકસરખું પાપ છે, અને એ વારસામાં ઊતરી આવેલું છે. હિંદુ ધર્મના વારસામાં મળેલા બધા લાભોનો જેઓ આસ્વાદ લઈ શકે છે તે બધાંએ, આ ભાર પણ ઊંચકવો જોઈએ.

આજે કેટલાક એમ કહેનાર પણ નીકળ્યા છે કે હરિજનસેવાનું કામ સારું છે એ વિશે શંકા નથી પણ એથીયે મહત્ત્વનું કામ અમે હાથમાં લીધું છે તેથી હરિજનસેવા તરફ ધ્યાન આપવાનો અમને વખત જ નથી. એવા સાચા કામગરા લોકોનો વાંક કોઈએ કાઢ્યો નથી. પણ જેઓ મોટા કામનું નામ દઈ હરિજન-સેવાની જવાબદારીમાંથી બચી જાય છે અને કશું જ કામ કર્યા વગર કેવળ બેસી જ રહે છે તેમનું શું? તેઓ તો વહાણમાં કેવળ ભારરૂપ થઈ વહાણ ડુબાડવામાં જ મદદગાર થાય છે. ધર્મ જાણીએ છીએ પણ એ અમલમાં મૂકવા જેટલો પ્રયત્ન હાથે થતો નથી. અધર્મ શું છે એ જાણીએ છીએ પણ એ છોડવા જેટલી સૂગ એના પ્રત્યે કેળવાતી નથી અને પાણીમાં પડેલા શબની પેઠે પ્રવાહમાં તણાતા જઈએ છીએ એ સ્થિતિ કેવી?

ભગવાને કહ્યું કે આમ અધોગતિએ લઈ જનાર આપણો વેરી તે કામ છે, ક્રોધ છે. આજે આપણે કબૂલ કરવું પડશે કે એ વેરી એ આપણું આળસ છે, બેઠાડુપણું છે, આપણું ગળિયાપણું છે. આપણી જડતા, સંકલ્પશક્તિનો હ્રાસ, પુરુષાર્થનો અભાવ એ જ છે. જીવતા સમાજમાં એ દોષો ઓછામાં ઓછા હોવા જોઈએ. ફરી સજીવન થવા માગતા સમાજે પ્રથમ એ દોષો કાઢવા માટે જ કેડ કસવી જોઈએ. પુરુષાર્થના દાખલા સમાજમાં જેમ વધે તેમ સમાજ ચડતો જાય છે. એનું જ નામ ઈશ્વરનો અવતાર. આખો સમાજ જ્યારે ધર્મને રસ્તે જવા માટે પુરુષાર્થ કરે, વીરકર્મ કરે, ઉત્તરોત્તર લોકોત્તર શક્તિ બતાવે ત્યારે ધર્મ-સંસ્થાપના માટે ઈશ્વરનો અવતાર થયો છે એમ જાણવું. દરેક હૃદયમાં એ અવતાર

થાઓ, એ પરમદેવ આવીને વસો એ જ આપણી પ્રાર્થના. પણ આવી પ્રાર્થના કેવળ મોઢેથી કરી અટકી જઈએ તો ઈશ્વર એ કોઈ કાળે સાંભળવાનો નથી. બધી શક્તિ વાપરી પ્રયત્ન કરીએ તો જ પ્રાર્થના ફળે.

૬–૮–'૩૩

# આપણો પશ્ચાત્તાપ

અંત્યજોની બાબતમાં સામાજિક ધર્મબુદ્ધિ હવે જાગ્રત થઈ છે એમાં શક નથી. અંત્યજોને હવે કોઈ તિરસ્કારપાત્ર લેખતું નથી રહ્યું. આપણા જેવા જ અને જેટલા જ તેઓ સદોષ કે નિર્દોષ હોય છે. તેમની રહેણી ગંદી છે પણ સમજાવ્યે સુધરે એવી છે એમ માનનારાઓ તેમ જ જૂના રિવાજને ધર્મ ગણી ચુસ્તપણે વળગી રહેનારાઓ જે થોડા રહ્યા છે તેઓ પણ કબૂલ કરે છે કે અંત્યજોનો તિરસ્કાર એ અધર્મ છે; અંત્યજોનો ઉદ્ધાર કરવા માટે આપણે બનતી સેવા કરવી જોઈએ.

આ ઉપરથી મન ઉપર એવી જ છાપ પડે છે કે હવે અંત્યજોના કોઈ વિરોધી રહ્યા નથી. તેમની ઉન્નતિને આડે જો કોઈ આવતું હોય તો તે તેમનું આળસ અને તેમની ગંદી આદતો જ છે.

પણ વસ્તુસ્થિતિ તેવી નથી. સમાજમાંથી અંત્યજો સામેનો તાત્ત્વિક વિરોધ મટયો છે, કેળવાયેલા લોકો અને સાચા દેશભક્તો અંત્યજો વિશે મનમાં કશી સૂગ રાખતા નથી. કોઈ ભણેલો અથવા નીડર અંત્યજ સમાજમાં છૂટથી ભળવાનો આગ્રહ રાખે તો તેને અટકાવ થતો નથી. કેટલાક લોકો મુરબ્બી બની એવા અંત્યજોને ઉત્તેજન પણ આપે છે. મહાસભાના સભાસદ થવાને માટે અંત્યજોને આમંત્રણ કરવામાં આવે છે. અંત્યજોના જીવનમાં સુધારણા કરવાનો આદર્શ મનમાં રાખી કેટલાક લોકો આશ્રમો સ્થાપી રહ્યા છે. મહાસભા સાથે સંબંધ ધરાવનાર કોઈ પણ શિક્ષણસંસ્થા અંત્યજ વિદ્યાર્થીને દાખલ થતા અટકાવી શકતી નથી.

છતાં અંત્યજો પ્રત્યે આપણે આપણી ફરજ પૂરી અદા કરી છે એમ ન જ કહેવાય. તેમની તરફ દુર્લક્ષ કરવાનો ગુનો કર્યો તેનું ભાન બહુ જ થોડાને થયું છે. ગાંધીજી કહે છે માટે અંત્યજોને અડીએ, સ્વરાજ્યની એક શરત છે એટલા સારુ અસ્પૃશ્યતા દૂર કરીએ, આ જમાનાનો એ રૂઢિધર્મ છે એટલે ઢેડભંગીને અડીને ન નાહીએ, એ જ ભાવના જ્યાં ત્યાં દીસે છે. વિરાટને ત્યાં પાંડવો નોકરના રૂપમાં રહ્યા હતા અને વિરાટ તેમને નોકર જ ગણતો. પણ જ્યારે તેણે જાણ્યું કે એ લોકો દાસ નથી પણ પોતાના જેવા જ રાજવી છે ત્યારે પશ્ચાત્તાપપૂર્વક પોતે કરેલા આઘાત રૂઝવવા તે ખાસ પ્રયત્ન કરવા લાગ્યો. અંત્યજો વિશે આપણને એમ જ થવું જોઈએ. અંત્યજો પ્રત્યેનો આપણો ગુનો કબૂલ કરી પાવન થઈ જવાની

મનને તાલાવેલી લાગવી જોઈએ, અંત્યજોને અડવામાં આપણે તેમના પર ઉપકાર વરસાવીએ છીએ એ ભાવ મનમાંથી જવો જોઈએ. ઊલટું, ઠીક થયું આપણે વખતસર ચેતી ગયા, નહીં તો હજીયે કેટલો અન્યાય થાત એમ આપણને લાગવું જોઈએ.

કેટલાક લોકો અંત્યજોની સેવા કરવાની શરૂઆત કરતાંવેંત જ અંત્યજો પાસેથી જાણે આભારદર્શક માનપત્ર માગતા હોય એવી વૃત્તિ ધારણ કરે છે, અને તેમ ન બને એટલે અંત્યજ જાતિ પર કૃતઘ્નતાનું આળ મૂકવા તૈયાર થઈ જાય છે. અંત્યજો પાસેથી આભારપત્રો માગવાના દિવસ હજી દૂર છે. જે વખતે આપણે તેમને ખોબે ને ખોબે લૂંટતા હતા અને પગનાં પગરખાં સમાન લેખતા હતા ત્યારે તેઓ બધું સહન કરતાં છતાં આપણા ઉપર નિ:શંક બાળકની પેઠે શ્રદ્ધા રાખતા હતા અને ભક્તિપૂર્વક આપણી સેવા કરતા હતા. આપણે આપણા વર્તનથી તેમની એ અન્ધશ્રદ્ધાનો અન્ત આણ્યો. હવે જો આ પશ્ચાત્તાપના યુગમાં આપણી સેવા વિશે તેઓ સાશંક થઈ જાય, આપણી પ્રત્યે ઉદ્ધતાઈ બતાવવા લાગે, એટલું જ નહીં પણ પોતાનાં લાભહાનિનો વિચાર કર્યા વગર જ આપણો વિરોધ કર્યા કરે તોપણ આપણે તે બધું ગળી જવું જોઈએ. તો જ વિશ્વાસનો પુનર્જન્મ થાય. આપણે આજ સુધી અધિકાર વગર શ્રદ્ધા ખાટી ગયા; હવે જો અકારણ આણ-પતીજ સહન કરવી પડે તો આપણે અધીરા ન બનીએ. એટલી તપશ્ચર્યા પ્રાય-શ્ચિત્તને ખાતે કર્યે જ છૂટકો.

સમાજમાં આજે દરેક જણ જાણે છે કે અન્ત્યજોને અડવાથી યા તેમની સાથે ભળવાથી કોઈ આપણને બહિષ્કૃત કરવાનું નથી. છતાં સમાજમાં ઉદાસીનતા અને બીકણપણું છે. સત્ય કાર્યને અર્થે જોખમ વહોરવામાં જે એક અપૂર્વ રસ રહેલો છે તેનો અનુભવ કરવાની હિંમત બહુ જ ઓછા લોકો ધરાવે છે.

જેમને પોતાના હૃદય ઉપર અને પોતાની ધર્મબુદ્ધિ ઉપર વિશ્વાસ નથી અને જેઓ રૂઢિના કિલ્લા પાછળ સુરક્ષિત રહેવા માગે છે એવા લોકો દલીલ કરે છે કે, આજે ઢેડાઓને અડીએ તો આવતી કાલે તેમની સાથે જમવાનું અને પરણવાનું સુધ્ધાં શરૂ થશે. તે સ્થિતિ પણ ઇષ્ટ છે એમ કહેનાર એક પક્ષ દેશમાં પડ્યો છે. પણ તે પક્ષ વર્ણાશ્રમવ્યવસ્થાને જ ન માનનારો છે. આજની રાષ્ટ્રીય હિલચાલ, સ્વરાજ્યની શરત અને હિન્દુ ધર્મની શુદ્ધિ એટલું જ માગે છે કે, આપણે અંત્યજોની અસ્પૃશ્યતા દૂર કરીએ અને તેમને હવાપાણીની તેમ જ વ્યાવહારિક અને ધાર્મિક કેળવણીની પૂરતી સગવડ કરી આપીએ. અંત્યજો બહિષ્કૃત કે દબાયેલા ન રહે, તેમને ચડવાને પૂરો અવકાશ અને સગવડ મળે અને હિન્દુ ધર્મની બીજી કોમો તરફથી તેમને સહાનુભૂતિરૂપી જીવન મળે. પ્રસંગ આવ્યે અંત્યજોને અડવામાં હું વાંધો ન ઉઠાવું એટલું કહ્યે ચાલશે નહીં.

જેમ ભાઈ ભૂખ્યો હોય તો તેને ખવડાવ્યા વગર આપણને જંપ નથી વળતો તેમ અંત્યજોની ઉન્નતિ આપણે હાથે કરી શકાય તેટલી કરી છૂટવાનો આપણે

થાઓ, એ પરમદેવ આવીને વસો એ જ આપણી પ્રાર્થના. પણ આવી પ્રાર્થન કેવળ મોઢેથી કરી અટકી જઈએ તો ઈશ્વર એ કોઈ કાળે સાંભળવાનો નથી. બધી શક્તિ વાપરી પ્રયત્ન કરીએ તો જ પ્રાર્થના ફળે.

૬-૮-'૩૩

# આપણો પશ્ચાત્તાપ

અંત્યજોની બાબતમાં સામાજિક ધર્મબુદ્ધિ હવે જાગ્રત થઈ છે એમાં શક નથી. અંત્યજોને હવે કોઈ તિરસ્કારપાત્ર લેખતું નથી રહ્યું. આપણા જેવા જ અને જેટલા જ તેઓ સદોષ કે નિર્દોષ હોય છે. તેમની રહેણી ગંદી છે પણ સમજાવ્યે સુધરે એવી છે એમ માનનારાઓ તેમ જ જૂના રિવાજને ધર્મ ગણી ચુસ્તપણે વળગી રહેનારાઓ જે થોડા રહ્યા છે તેઓ પણ કબૂલ કરે છે કે અંત્યજોનો તિરસ્કાર એ અધર્મ છે; અંત્યજોનો ઉદ્ધાર કરવા માટે આપણે બનતી સેવા કરવી જોઈએ.

આ ઉપરથી મન ઉપર એવી જ છાપ પડે છે કે હવે અંત્યજોના કોઈ વિરોધી રહ્યા નથી. તેમની ઉન્નતિને આડે જો કોઈ આવતું હોય તો તે તેમનું આળસ અને તેમની ગંદી આદતો જ છે.

પણ વસ્તુસ્થિતિ તેવી નથી. સમાજમાંથી અંત્યજો સામેનો તાત્ત્વિક વિરોધ મટયો છે, કેળવાયેલા લોકો અને સાચા દેશભક્તો અંત્યજો વિશે મનમાં કશી સૂગ રાખતા નથી. કોઈ ભણેલો અથવા નીડર અંત્યજ સમાજમાં છૂટથી ભળવાનો આગ્રહ રાખે તો તેને અટકાવ થતો નથી. કેટલાક લોકો મુરબ્બી બની એવા અંત્યજોને ઉત્તેજન પણ આપે છે. મહાસભાના સભાસદ થવાને માટે અંત્યજોને આમંત્રણ કરવામાં આવે છે. અંત્યજોના જીવનમાં સુધારણા કરવાનો આદર્શ મનમાં રાખી કેટલાક લોકો આશ્રમો સ્થાપી રહ્યા છે. મહાસભા સાથે સંબંધ ધરાવનાર કોઈ પણ શિક્ષણસંસ્થા અંત્યજ વિદ્યાર્થીને દાખલ થતા અટકાવી શકતી નથી.

છતાં અંત્યજો પ્રત્યે આપણે આપણી ફરજ પૂરી અદા કરી છે એમ ન જ કહેવાય. તેમની તરફ દુર્લક્ષ કરવાનો ગુનો કર્યો તેનું ભાન બહુ જ થોડાને થયું છે. ગાંધીજી કહે છે માટે અંત્યજોને અડીએ, સ્વરાજ્યની એક શરત છે એટલા સારુ અસ્પૃશ્યતા દૂર કરીએ, આ જમાનાનો એ રૂઢિધર્મ છે એટલે ઢેડભંગીને અડીને ન નાહીએ, એ જ ભાવના જ્યાં ત્યાં દીસે છે. વિરાટને ત્યાં પાંડવો નોકરના રૂપમાં રહ્યા હતા અને વિરાટ તેમને નોકર જ ગણતો. પણ જ્યારે તેણે જાણ્યું કે એ લોકો દાસ નથી પણ પોતાના જેવા જ રાજવી છે ત્યારે પશ્ચાત્તાપપૂર્વક પોતે કરેલા આઘાત રૂઝવવા તે ખાસ પ્રયત્ન કરવા લાગ્યો. અંત્યજો વિશે આપણને એમ જ થવું જોઈએ. અંત્યજો પ્રત્યેનો આપણો ગુનો કબૂલ કરી પાવન થઈ જવાની

મનને તાલાવેલી લાગવી જોઈએ, અંત્યજોને અડવામાં આપણે તેમના પર ઉપકાર વરસાવીએ છીએ એ ભાવ મનમાંથી જવો જોઈએ. ઊલટું, ઠીક થયું આપણે વખતસર ચેતી ગયા, નહીં તો હજીયે કેટલો અન્યાય થાત એમ આપણને લાગવું જોઈએ.

કેટલાક લોકો અંત્યજોની સેવા કરવાની શરૂઆત કરતાંવેંત જ અંત્યજો પાસેથી જાણે આભારદર્શક માનપત્ર માગતા હોય એવી વૃત્તિ ધારણ કરે છે, અને તેમ ન બને એટલે અંત્યજ જાતિ પર કૃતઘ્નતાનું આળ મૂકવા તૈયાર થઈ જાય છે. અંત્યજો પાસેથી આભારપત્રો માગવાના દિવસ હજી દૂર છે. જે વખતે આપણે તેમને ખોબે ને ખોબે લૂંટતા હતા અને પગનાં પગરખાં સમાન લેખતા હતા ત્યારે તેઓ બધું સહન કરતાં છતાં આપણા ઉપર નિઃશંક બાળકની પેઠે શ્રદ્ધા રાખતા હતા અને ભક્તિપૂર્વક આપણી સેવા કરતા હતા. આપણે આપણા વર્તનથી તેમની એ અન્ધશ્રદ્ધાનો અન્ત આણ્યો. હવે જો આ પશ્ચાત્તાપના યુગમાં આપણી સેવા વિશે તેઓ સાશંક થઈ જાય, આપણી પ્રત્યે ઉદ્ધતાઈ બતાવવા લાગે, એટલું જ નહીં પણ પોતાનાં લાભહાનિનો વિચાર કર્યા વગર જ આપણો વિરોધ કર્યા કરે તોપણ આપણે તે બધું ગળી જવું જોઈએ. તો જ વિશ્વાસનો પુનર્જન્મ થાય. આપણે આજ સુધી અધિકાર વગર શ્રદ્ધા ખાટી ગયા; હવે જો અકારણ અણ-પતીજ સહન કરવી પડે તો આપણે અધીરા ન બનીએ. એટલી તપશ્ચર્યા પ્રાય-શ્ચિત્તને ખાતે કર્યે જ છૂટકો.

સમાજમાં આજે દરેક જણ જાણે છે કે અન્ત્યજોને અડવાથી યા તેમની સાથે ભળવાથી કોઈ આપણને બહિષ્કૃત કરવાનું નથી. છતાં સમાજમાં ઉદાસીનતા અને બીકણપણું છે. સત્ય કાર્યને અર્થે જોખમ વહોરવામાં જે એક અપૂર્વ રસ રહેલો છે તેનો અનુભવ કરવાની હિંમત બહુ જ ઓછા લોકો ધરાવે છે.

જેમને પોતાના હૃદય ઉપર અને પોતાની ધર્મબુદ્ધિ ઉપર વિશ્વાસ નથી અને જેઓ રૂઢિના કિલ્લા પાછળ સુરક્ષિત રહેવા માગે છે એવા લોકો દલીલ કરે છે કે, આજે ઢેડાઓને અડીએ તો આવતી કાલે તેમની સાથે જમવાનું અને પરણવાનું સુધ્ધાં શરૂ થશે. તે સ્થિતિ પણ ઇષ્ટ છે એમ કહેનાર એક પક્ષ દેશમાં પડયો છે. પણ તે પક્ષ વર્ણાશ્રમવ્યવસ્થાને જ ન માનનારો છે. આજની રાષ્ટ્રીય હિલચાલ, સ્વરાજ્યની શરત અને હિન્દુ ધર્મની શુદ્ધિ એટલું જ માગે છે કે, આપણે અંત્યજોની અસ્પૃશ્યતા દૂર કરીએ અને તેમને હવાપાણીની તેમ જ વ્યાવહારિક અને ધાર્મિક કેળવણીની પૂરતી સગવડ કરી આપીએ. અંત્યજો બહિષ્કૃત કે દબાયેલા ન રહે, તેમને ચડવાને પૂરો અવકાશ અને સગવડ મળે અને હિન્દુ ધર્મની બીજી કોમો તરફથી તેમને સહાનુભૂતિરૂપી જીવન મળે. પ્રસંગ આવ્યે અંત્યજોને અડવામાં હું વાંધો ન ઉઠાવું એટલું કહ્યે ચાલશે નહીં.

જેમ ભાઈ ભૂખ્યો હોય તો તેને ખવડાવ્યા વગર આપણને જંપ નથી વળતો તેમ અંત્યજોની ઉન્નતિ આપણે હાથે કરી શકાય તેટલી કરી છૂટવાનો આપણે

આગ્રહ રાખવો ઘટે. અંત્યજોની સેવા કરવાની તક તો આપણે ન જ ગુમાવીએ, એટલું જ નહીં પણ તેવી સેવા કરવાની તક શોધી કાઢીએ અને ન મળે તો ઉપજાવી કાઢીએ.

૧૮–૭–'૨૨

# અંત્યજોની સેવા

ભણેલા લોકો શ્રમવિભાગના સિદ્ધાંતથી પરિચિત છે. વર્ણવ્યવસ્થાના મૂળમાં શ્રમવિભાગ રહેલો છે એમ તેઓ સિદ્ધ કરી બતાવે છે. અહીં સુધી તો બધું ઠીક છે; પણ શ્રમવિભાગની બીજી એક બાજુ છે તે તરફ દુર્લક્ષ ન થવું જોઈએ. જ્યાં શ્રમવિભાગ છે ત્યાં ફલવિભાગ પણ થવો ઘટે. ચાર જણ મળીને જો કમાણી કરે તો તેનો લાભ પણ ચારેને મળવો જોઈએ. તમે રાંધો હું ખાઉં! તમે બિછાનું પાથરો હું સૂઉં! એવો શ્રમવિભાગ તો ન જ ચાલે.

આજે સમાજમાં જે પ્રમાણમાં શ્રમવિભાગ ચાલુ છે તે પ્રમાણમાં ફલવિભાગ છે કે નહીં એ પણ જોવું ઘટે. ત્રણે વર્ણ મળીને બ્રાહ્મણને જો પોષે તો તેના બદલામાં પોતે સંપાદન કરેલું બધું જ્ઞાન ત્રણે વર્ણને તે પૂરતા પ્રમાણમાં આપે છે કે નહીં એ ગણતરીમાં પણ આપણે નહીં ઊતરીએ, કેમ કે ત્રણ વર્ણને તો ઓછે કે વધારે પણ એકબીજાનો લાભ મળે છે જ. અંત્યજોની સ્થિતિ માત્ર વિષમ છે. ચારે વર્ણની તેઓ સેવા કરે છે, ભારે સેવા કરે છે. તેના બદલામાં તેમને ભાગે શું આવે છે? જેમ આપણે ધનનો વિનિમય કરીએ છીએ તેમ સંસ્કૃતિનો પણ વિનિમય થવો જોઈએ. જે જાતિઓ એકબીજા જોડે ભળે છે તેઓ તો એકબીજાના સંસ્કારોનો લાભ ઉઠાવી શકે છે. શૂદ્ર પણ કથાપુરાણનાં શ્રાવણથી ધાર્મિક શિક્ષણ પામી શકે છે. ગામમાં રહેનાર બધાંનું રક્ષણ સરખું જ થાય છે. સંગીત, કળા વગેરેના સંસ્કારો મંદિરોમાં સૌ કોઈને મળે છે. આવી રીતે સંસ્કૃતિનો વિનિમય થાય છે. અંત્યજોને અસ્પૃશ્ય રાખવાથી આપણે તેમને આ બધી વસ્તુથી વંચિત રાખીએ છીએ. તેઓ આપણા વિવાહાદિ ઉત્સવોમાં ભળી શકતા નથી, કથાપુરાણોમાં હાજર રહી શકતા નથી, મંદિરોમાં દાખલ થઈ શકતા નથી, તેમને ગામની અંદર રહેવાનો અધિકાર નથી. આવી દશામાં તેમની પાસેથી આપણે જે સેવા લઈએ છીએ તેના બદલામાં તેમને કશું મળતું નથી. તેમની સેવા અફળ નીવડે છે અને તેથી સેવા લેનાર લોકોનું અધઃપતન થાય છે.

આવી સેવા લેવી એ તો ચોરી જ ગણાય. અંત્યજોને અસ્પૃશ્ય રાખી તેમને તેમનો સંસ્કૃતિનો હિસ્સો આપવાની બીજી કઈ વ્યવસ્થા હિન્દુઓ કરવાના હતા? અંત્યજોની અસ્પૃશ્યતા એ તેમનાં પાપોને માટે વંશપરંપરા ચાલતી સજા છે એવી

દલીલ કરનારાઓ હિન્દુ ધર્મને લજવે છે. શું પતિતપાવન હિન્દુ ધર્મ પણ એક માણસના પાપને માટે તેની અડતાળીસ પેઢીઓને નરકમાં મોકલે છે?

૧૯-૧૨-'૨૦

# અંત્યજસેવા – ૧

જેનામાં સમભાવ નથી તે સેવા કરી ન શકે. સમભાવ એટલે દયા નહીં; સમભાવ એટલે પરોપકાર કરવાની વૃત્તિ નહીં; સમભાવ એટલે મુરબ્બીપણું નહીં; સમભાવ એટલે પ્રેમની સમાનતા; સમભાવ એટલે આદર; સમભાવ એટલે જાણવાની ઈચ્છા; સમભાવ એટલે ભાવનાની અને આદર્શની સમાનતા.

અંત્યજોની સેવા કહો અથવા કોઈ પણ કોમની સેવા કહો, તે સમભાવથી જ થવી જોઈએ. અહંકારી માણસ તિરસ્કારથી પણ સેવા કરી શકે છે, અજ્ઞાની માણસ અજ્ઞાનથી પણ સેવા કરી શકે છે, પણ તે સાચી સેવા નથી. એક વાત છે. પોતાના સૂતેલા ધણીના ગાલ પર માખી બેઠેલી જોઈ સેવાભાવથી એક બાઈએ માખીને એવો તો જોરથી તમાચો ચોડી દીધો કે ધણીના ગાલમાંથી લોહી નીકળવા માંડ્યું.

આપણું ગૃહજીવન, આપણો ધર્મ, આપણું સાહિત્ય એ બધા વિશે પારાવાર તિરસ્કાર હોવા છતાં અને બતાવવા છતાં કેટલાક ગોરાઓ આપણી સેવા કરે છે. આપણને તે કેટલી પ્રિય અને હિતકર છે એનો અનુભવ આપણને છે જ. પરદેશથી આવીને જેઓ આપણું મુરબ્બીપણું કરવા જાય છે તેમની સેવાથી આપણને ઐહિક કે બૌદ્ધિક લાભ ભલે થતો હોય, પણ આપણો આત્મા જરૂર હણાય છે. જેઓ આપણામાં આવીને આપણા થઈ રહે છે, આપણને બરાબર સમજી લે છે, આપણી ઢબે કામ કરે છે તેઓ જ આપણા ગુણદોષ સમજી શકે છે; આપણા ગુણોથી પ્રસન્ન થાય છે અને તે ખીલવવામાં મદદ કરે છે; આપણા દોષથી લજ્જિત થાય છે અને તે દૂર કરવાના આપણા પ્રયત્નમાં પ્રેમ અને સમભાવથી સામેલ થાય છે. તેઓ આપણા સેવક રહેવા માગે છે; તેમને આપણે મુરબ્બીપણું આપીએ તોપણ લેતા નથી.

જેઓ અભિમાની હોય છે, અજ્ઞાની અને બેદરકાર હોય છે તેઓ સારાનરસાની પોતાની કસોટી સાથે લઈને ફરે છે. તેમને ન ગમે તે આપણને ગમે તેટલું પ્રિય અને અનુકૂળ હોય તોપણ આપણે તે છોડી દેવું જોઈએ અને તેઓ જે પસંદ કરે તે ગમે તેટલા વરવા લાગીએ તોપણ ધારણ કરવું જોઈએ. ચીકણી માટીનો એક ઘોડો લઈને તેનો સરપ કે ગણપતિ બનાવવામાં જેમ જૂનો આકાર તોડીને તેને નવો આકાર આપવાનો હોય છે, તેમ તેઓ આપણા સમાજ વિશે

ધારે છે. પણ સમાજ કંઈ ચીકણી માટી નથી, અને હોય તોપણ તે પારકા લોકોને માટે નથી જ.

જે નિયમ આપણે માટે છે તે જ નિયમ અંત્યજોને માટે છે. આપણે આરામખુરશી પર બેસીને અંત્યજોનાં છોકરાંઓએ આવો પોશાક પહેરવો જોઈએ, આટલા વિષયો ભણવા જોઈએ, આટલા ધંધા શીખવા જોઈએ અને અમુક વિચારો છોડવા જોઈએ અથવા ધારણ કરવા જોઈએ એવું નક્કી કરીએ છીએ અને અંત્યજોના છોકરાઓને લઈને ચીકણી માટીની પેઠે તેમને આપણી કલ્પના પ્રમાણે ઘડવા માગીએ છીએ.

અંત્યજોનો ને અમારો ધર્મ એક જ છે. એક જ સમાજનાં આપણે અંગ છીએ. અનાદિ કાળથી અંત્યજોના પ્રત્યક્ષ ગુરુ નહીં તો તેમના આગેવાન તો છીએ જ. તેઓ આપણા આશ્રિત, આપણે તેમના મુરબ્બી, એ સંબંધ ચાલતો આવ્યો છે, અને તેથી અંત્યજના ઉદ્ધારનો માર્ગ નક્કી કરવાનો અધિકાર અને લાયકાત અમે ધરાવીએ છીએ એવો દાવો કોઈ કરે તો તે દાવો યોગ્ય નથી એમ નથી. પણ અંત્યજોનો ઉદ્ધાર કરવા નીકળેલા આપણામાંના ઘણાખરા અધીરા બની પોતાના સમાજથી પણ વિખૂટા પડેલા છીએ. આપણે આપણા ધર્મવિચારો હજી નક્કી કરેલા નથી. સામાજિક જીવનમાં કઈ વ્યવસ્થા સારી એના નિર્ણય પર આવ્યા નથી. જૂનું જેટલું છે તે સહેલાઈથી તોડવા તત્પર છીએ, પણ તેને ઠેકાણે નવું શું દાખલ કરવું અથવા શું દાખલ થઈ શકે એનો વિચાર હજી આપણે કર્યો નથી. અને અંત્યજોનાં સુખદુઃખો સાથે ભળી જઈ તેમની જીવનયાત્રા હળવી કરવાનું તો અત્યાર સુધી આપણને સૂઝયું પણ નહોતું. આપણે કઈ રીતે તેમના ભાગ્યવિધાતા બનીશું?

એનો અર્થ એ નથી કે આપણે તેમની સેવા ન જ કરી શકીએ. પણ સેવા કરતાં પહેલાં આપણે તેમનું હૃદય અને તેમની સ્થિતિ બરાબર જાણવી જોઈએ, તેમની શક્તિ અને અશક્તિ પારખવી જોઈએ, તેમની માન્યતાઓ પાછળ રહેલાં કારણો શોધવાં જોઈએ. તેમની માન્યતાઓ અને રિવાજો પાછળ મહત્ત્વનાં કારણો હોય છે. તે ક્યાં છે તેની તપાસ કરવી જોઈએ. જેમણે અંત્યજોમાં ઓછુંવત્તું કામ કર્યું છે તેમનો અનુભવ મેળવવો જોઈએ અને અત્યંત નમ્રતાથી અને સમભાવથી અંત્યજોની સેવા શરૂ કરવી જોઈએ.

અંત્યજોની અસ્પૃશ્યતા દૂર કરવાથી તેમના કેટલાક દોષો આપોઆપ નીકળી જશે. સ્પૃશ્ય સમાજમાં ભળવાની છૂટ મળવાથી અનાયાસે તેમને કેટલાયે સંસ્કારો મળી રહેશે, તેમના પરની જવાબદારીઓ વધશે, તે ઉપાડવા માટે આપણે તેમને સમભાવપૂર્વક મદદ કરવી જોઈએ.

અને ખાસ કરીને એ ધ્યાનમાં રાખવું જોઈએ કે અંત્યજો જ્યાં જ્યાં સ્પૃશ્ય સમાજમાં ભળે ત્યાં ત્યાં તેમને પ્રેમનો આવકાર મળે એવી નમ્રતા અને મીઠાશ અંત્યજોના સ્વભાવમાં કાયમ રહે એટલી કાળજી અંત્યજસેવકોએ રાખવી જ

જોઈએ. અંત્યજોની જાતિને માટે જે રૂઢ તિરસ્કાર છે તેને ઠેકાણે જો ભણેલા અંત્યજો-ની ઉદ્ધતાઈને લીધે સમાજમાં તિરસ્કાર પેદા થશે તો તે કાઢી નાખવો મુશ્કેલ થશે. જેમના મનમાં અસ્પૃશ્યભાવનાનો લેશ પણ અંશ રહ્યો નથી અને જેઓ ગંદા શરાબ પીનાર ભંગીઓ સાથે પણ બંધુપ્રેમથી વાતો કરી શકે છે એવા લોકોને માટે પણ કેટલેક વખતે કેટલાક ભણેલા અને ઉદ્ધત બનેલા અંત્યજોની ભાષા અને તેમની અપેક્ષાઓ બરદાસ્ત કરવી મુશ્કેલ થઈ પડે છે. એ પણ આપણે તેમને આપેલી કેળવણીનો જ દોષ છે. આપણે અંત્યજોને સ્પૃશ્ય સમાજમાં સ્થાન આપવા માગીએ છીએ, તે તેમનો હક છે. અસ્પૃશ્યતા એ પાપ અને અન્યાય છે. પણ તે અન્યાય દૂર કરવા માટે સ્પૃશ્ય સમાજનું અપમાન કરી તેમની સાથે તોછડાઈથી વર્તી અંત્યજો પોતાનું શ્રેય સાધી શકવાના નથી. અત્યાર સુધી બીકથી કે અજ્ઞાનથી તેમણે જે નમ્રતા ધારણ કરી હતી તે જ જ્ઞાનપૂર્વક અને સ્વાભિમાનપૂર્વક તેમણે ધારણ કરવી જોઈએ. વહેમ અને બીકનો ત્યાગ થવો જોઈએ, નમ્રતાનો નહીં. વકીલ જેમ પક્ષકારને લડાવે છે તેમ અંત્યજોનો પક્ષ લઈ આપણે તેમને સ્પૃશ્ય વર્ગ સાથે લડાવીશું તો અંત્યજોમાં થોડા દિવસ સુધી આપણે લોકપ્રિય થઈશું, સ્પૃશ્ય સમાજ આપણાથી બીશે, પણ સમાજસેવકનું પવિત્ર કાર્ય આપણે કર્યું નહીં જ ગણાય.

મનુષ્ય માટે અત્યંત પવિત્ર અને અત્યંત સૂક્ષ્મ જો કંઈ વસ્તુ હોય તો તે મનુષ્યસમાજ છે. તે સમાજની વ્યવસ્થામાં આપણે જ્યારે હાથ ઘાલીએ ત્યારે અત્યંત શ્રદ્ધા અને આદરભક્તિથી તથા નમ્રતાથી તેમ કરવું જોઈએ, નહીં તો સમાજદ્રોહ કર્યાનું પાપ માથે આવી પડવાનું. સમાજદ્રોહ એ પ્રભુદ્રોહ જ છે. અને બેમાં જો ભેદ હોય જ તો ઈશ્વરની દૃષ્ટિએ પ્રભુદ્રોહ કરતાં સમાજદ્રોહ વધારે ખરાબ છે. પ્રભુદ્રોહ ક્ષમા થઈ શકે—હંમેશ થાય છે, પણ સમાજદ્રોહ—બંધુદ્રોહનું પ્રાયશ્ચિત્ત જમાનાઓ સુધી—સૈકાઓ સુધી કરવું પડે છે.

૨૪-૧૨-'૨૨

## અંત્યજસેવા—૨

આપણો નાનો ભાઈ પરગામ રહેતો હોય, ઘણા દિવસથી તેનો કાગળ ન આવ્યો હોય, કોઈ પણ રીતે તેના સમાચાર ન મળ્યા હોય તો આપણે કેટલા અસ્વસ્થ થઈએ છીએ! ઉપરાઉપરી તારો મોકલીને સમાચાર પુછાવીએ છીએ. આપણી બેદરકારીને લીધે, કંઈ ભૂલને લીધે નાનો ભાઈ કફોડી સ્થિતિમાં આવી પડ્યો હોય અથવા માંદો પડ્યો હોય તો તો આપણે એ ભૂલ ધોઈ કાઢવા માટે તેના પર વહાલનો વરસાદ કરીએ છીએ. અંત્યજોના ઉદ્ધારની બાબતમાં હિંદુ-સમાજને જો એમ જ લાગી આવે તો તે કામ બિલકુલ અઘરું નથી. અને આનંદની

વાત એ છે કે સાધારણ રીતે હિંદુસમાજ એ વૃત્તિમાં આવતો જાય છે. જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં ત્યાં સંભાષણમાં તો સંસ્કારી લોકો—સુધારાવાળા તેમ જ જૂનાના અભિમાની—નિખાલસપણે કબૂલ કરે છે કે અંત્યજોને સમાજમાં સ્વાભાવિક સ્થાન હોવું જોઈએ તે આપણે તેમને અત્યાર સુધી આપ્યું નથી અને આ બાબતમાં પ્રસંગ પડયે દરેક જણને કંઈ પણ કરવાપણું તો રહેલું જ છે. પણ જે ઉત્સાહથી પ્રત્યક્ષ આચરણમાં ફેર પડવો જોઈએ તે હજી પડેલો દેખાતો નથી. જાણે અંત્યજોદ્ધારનું કામ કેટલાક લોકોને સોંપી દઈએ એટલે આપણી ફરજ પૂરી થઈ ગઈ! પણ અંત્યજોનું દુઃખ શું છે, તેમને આપણે કઈ રીતે મદદ કરી શકીએ, આપણા નિત્યના વ્યવહારને અંગે સમાજમાં કયા ક્યા વિચારો દૃઢ કરવાની જરૂર છે એનો પૂરતો વિચાર થયો નથી.

અને જે લોકોના હાથમાં અંત્યજ કેળવણીનું ખાસ કામ સોંપી દીધું છે તેમના કામની ખબર પણ આપણે ક્યાં પૂરેપૂરી કાઢીએ છીએ? પ્રાન્તિક સમિતિએ ગુજરાતમાં ચાલતી અંત્યજ સેવાની બધી સમિતિઓની વ્યવસ્થા એક મંડળના હાથમાં સોંપી એ કાર્યને સંગીન રૂપ આપ્યું છે, અને તેથી અત્યાર સુધી થયેલા કાર્યનો ખ્યાલ વગર મહેનતે આપણને મળે એમ છે. છતાં અંત્યજસેવામાં જોડાયેલા ભાઈઓ આપણી વતી શું શું કામ કરી રહ્યા છે એનો સાચો ખ્યાલ તો તે સંસ્થાઓ પ્રત્યક્ષ જોયાથી જ આવી શકે એમ છે. અબ્રામામાં એક અંત્યજ આશ્રમ સરસ કામ કરી રહેલ છે એમ સૌ કોઈ જાણે છે; પણ ગુજરાત મહાવિદ્યાલયના એક સ્નાતક અને બીજું એક સંસ્કારી કુટુંબ કઈ સ્થિતિમાં ત્યાં કામ કરે છે એ તો ત્યાં પ્રત્યક્ષ રહ્યાથી જ સમજી શકાય એવું છે. ભાઈશ્રી પરીક્ષિતલાલ અને કેવળરામભાઈ બંનેને હું પહેલેથી જ ઓળખતો હતો. તેમનાં સંસ્કારી જીવન અને તેમની વિદ્યાભિરુચિથી હું સારી પેઠે વાકેફ છું. પણ અબ્રામામાં મેં જોયું કે તેમને સામાન્ય વાચન પૂરતો પણ વખત મળતો નથી. અંત્યજો માટે ચોવીસે કલાક કષ્ટ વેઠીને આ બંને ભાઈઓ પોતાની કેળવણીનું સાર્થક કરી રહ્યા છે. આખો દિવસ કામ કરતી વખતે સાંજ પડયે આરામ મળશે એવી અપેક્ષાનો જે આનંદ હોય છે તે આનંદ પણ આ ભાઈઓના ભાગ્યમાં નથી લખેલો. અબ્રામામાં ચાંચડ એટલા બધા છે કે સૂર્યાસ્ત પહેલાં જ તેમની જોડે આખી રાત કઈ રીતે વિતાડવી એની ચિંતા અને તૈયારી કરવી પડે છે. આખો દિવસ મજૂરી કરનાર માણસને સહેલાઈથી ઊંઘ આવી શકે છે એ ખરું, પણ તેને તે ઊંઘ એટલી જરૂરની હોય છે કે ઊંઘનો સહેજ પણ અંશ જતો કરવો એ તેને માટે કઠણ કામ હોય છે. બેચાર દિવસ જ કષ્ટ વેઠવાનો સવાલ હોય તો માણસ હિંમતપૂર્વક તે વેઠી પણ લે, પણ આ ચાંચડ સામેનું યુદ્ધ તો રોજ ચાલવાનું. છતાં અંત્યજસેવાનું વ્રત ધ્યાનમાં રાખી આ ભાઈઓ મોં કસાણું કર્યા વગર પોતાની સેવા આપ્યે જાય છે. ત્યાંના છોકરાઓનો પહેરવેશ અને રીતભાત જોઈ કોઈ પણ માણસ વરતી ન શકે કે આ અંત્યજના છોકરાઓ છે. સ્વચ્છ ખાદીનો પોશાક ઉજળિયાત કોમના છોકરાના

પોશાક કરતાં પણ વધારે સ્વચ્છ હતો. છોકરાઓ હાથે જ રાંધીને ખાય છે એટલે ખોરાક પણ સ્વચ્છ હોય છે. હાથે રાંધીને ખાવામાં થોડે ખરચે વધારે પૌષ્ટિક અને સ્વાદિષ્ટ ખોરાક મેળવી શકાય છે એનો જો એક વાર અનુભવ થાય તો કોઈ પણ સંસ્થાના વિદ્યાર્થીઓ પરાવલંબી થવાનું રાજીખુશીથી પસંદ ન કરે. હું માનું છું કે અંત્યજ છોકરાઓને કેળવણીની જેટલી જરૂર છે તેના કરતાંયે વધારે જરૂર સંસ્કારી અને ચારિત્ર્યવાન ભાઈઓના સહવાસની છે. દરેક સંસ્કારી અંત્યજ એ અસ્પૃશ્યતાનિવારણનો એક મહત્ત્વનો આધારસ્તંભ છે. અસ્પૃશ્યતાને વળગી રહેનાર લોકો પણ થોડા જ દિવસમાં જોશે કે સંસ્કારી અંત્યજને દૂર રાખવો એ અઘરું તો શું તદ્દન અશક્ય છે.

નડિયાદમાં એક અંત્યજ આશ્રમ અને ત્રણ અંત્યજ શાળાઓ છે. નડિયાદમાં અન્ય ધર્મના લોકો પણ અંત્યજોની સેવા કરી રહ્યા છે અને આ રીતે હિંદુ ધર્મ ઉપર મૂંગી અને તેથી અસરકારક ટીકા કરી રહ્યા છે. આપણા નાના ભાઈઓને અન્ય-ધર્મીઓ ભણાવે, કેળવે તો આપણે તેમનો તિરસ્કાર કે દ્વેષ ન કરીએ. પણ હિંદુ સમાજે તેની શરમ મનમાં રાખવી જોઈએ. અંત્યજોદ્ધારની બાબતમાં નડિયાદ શહેર ઘણું પછાત છે એમ મેં માનેલું, પણ આ વાર જોયું કે ત્યાં આ વિષયમાં સારી પેઠે જાગૃતિ થઈ છે અને ત્યાંના આગેવાનોને અંત્યજોદ્ધાર વિશેની પોતાની ધગશ કષ્ટ વેઠીને સિદ્ધ કરવાની સુંદર તક કેટલાક ભાઈઓ મહેનતપૂર્વક આપી રહ્યા છે. મને આ બાબતમાં અંત્યજસેવકોની ઈર્ષા થાય છે. અસ્પૃશ્યતામાં માનતો નથી એટલા કારણે મારી ન્યાત મને ન્યાતબહાર મૂકે એમ નથી. આશ્રમમાં આવતાંવેંત અંત્યજો સાથે હું જમું છું એ વાત મારી ન્યાતવાળાને જાહેર કરી, પણ મારી ન્યાતવાળા મને કહે, "તને ઉચ્છૃંખલ સુધારાવાળો અમે કોઈ કાળે માન્યો કે જોયો નથી. તારા જેવા જે કરે તે યોગ્ય જ હોવાનો સંભવ વધારે છે. નાત જો સારા સારા માણસને ન્યાતબહાર મૂકવા જાય તો ન્યાત જ ક્યાં રહે?" આ જવાબની ઉદારતાથી તો પીગળી ગયો, પણ લડવાની તક ન મળી એનું તે વખતે કશું માઠું ન લાગ્યું એમ તો ન જ કહી શકું. મારી ન્યાતના ભાઈઓએ આપેલો જવાબ ગુજરાતના જ્ઞાતિભૂષણોને નમ્રતાપૂર્વક ભેટ કરું છું.

નડિયાદના આશ્રમમાં ભાઈશ્રી ભાવસાર અને ભગવતપ્રસાદને મેં કહ્યું કે, "તમારા આશ્રમમાં આ જે અંત્યજ ભગત સેવાભાવથી આવીને રહ્યા છે એને હાથે જ આખરે અંત્યજોનો ઉદ્ધાર થવાનો છે, એટલે કે અંત્યજો પોતે જ જ્યારે પોતાની ન્યાતનો ઉદ્ધાર કરવાને નીકળી આવશે અને તમારા જેવા પાસેથી સેવા-ભાવ અને સંસ્કાર મેળવશે ત્યારે જ એ કોમનો ઉદ્ધાર થશે. જે દિવસે કેળવાયેલા—ખાલી ભણેલા નહીં—અંત્યજો પોતાની સંસ્થાઓ પોતે સાચવશે તે દિવસે તમારા વ્રતનું ઉદ્યાપન થશે. ત્યાં સુધી એ કોમમાં શ્રમનો પ્રેમ, નમ્રતા, ઈશ્વર પરની શ્રદ્ધા વગેરે જે ખાસ ગુણો છે તે ટકાવી રાખી તેમનામાં આધુનિક પરિસ્થિતિનું જ્ઞાન અને સેવાભાવ રેડવાનું કામ તમારે કરવું પડશે."

આપણી પછાત કોમોમાં રાત્રે ભજનમંડળીઓ બેસાડવાની પ્રથા સદ્ભાગ્યે હજી ચાલુ છે. તે સંસ્થા કેટલીક બાબતમાં કટાઈ ગઈ છે. તેનો સંસ્કાર કરી જો ભજન માટે તમામ કોમો આપણે ભેગી કરી શકીએ તો ઘણું કામ સહેલાઈથી થઈ શકે એમ છે. છેલ્લાં પાંચસો વરસની અંદર આપણા સાધુસંતોએ આ દિશામાં સરસ કામ કરી બતાવ્યું છે. માત્ર ભજનની પાછળ સાચી દીનતા અને ભક્તિભાવ હોવાં જોઈએ. ભજનને બહાને સંગીતની મિજલસ કર્યે નહીં ચાલે. સંગીતની બધી શક્તિ અને સુંદરતા ભક્તિ અને સમાજશુદ્ધિની સેવામાં વાપરવી જોઈએ.

અંત્યજ શાળામાં કામ કરનાર શિક્ષકોએ વિદ્યાર્થીઓને સારી કેળવણી અને સંસ્કારો આપવા ઉપરાંત મોટા વિદ્યાર્થીઓમાં પોતાની કોમની સેવા કરવાની ધગશ ઉત્પન્ન કરવી જોઈએ. અમેરિકામાં જનરલ આર્મસ્ટ્રૉન્ગે જેમ બુકર ટી. વૉશિંગ્ટન જેવા આગેવાનો તૈયાર કર્યા તેમ આપણા હાલના કાર્યકર્તાઓએ અંત્યજ સેવકો તૈયાર કરવા જોઈએ. હેમ્પટનની નિશાળ એટલે નિગ્રો આગેવાનોની ટંકશાળ એમ જેમ અમેરિકામાં બન્યું છે તેમ આપણે ત્યાં થવું જોઈએ. આવી એક ટંકશાળ ગોધરામાં છે. એ દરેક ગુજરાતી જાણે છે. એ સંસ્થાની મારી છેલ્લી મુલાકાતની હકીકત બીજે વખતે આપવા ધારું છું.

૩૦–૩–'૨૪

## જીવનમંથન

શુદ્ધ અને મંગલ એવા આર્ય હિન્દુ ધર્મની પુનર્જાગૃતિ અને એનું સંસ્કરણ થવાનો જમાનો આવી પહોંચ્યો છે. મોટામાં મોટો બોજો ઊંચકવા માટે કોઈ મજબૂત પથરાનો ટેકો લઈ બોજા તળે કોશ લગાડીએ છીએ અને આસ્તે આસ્તે બોજો ઊંચકીએ છીએ, તેવી જ રીતે સત્ય અને અહિંસાના મજબૂત ટેકાથી સેવાની કોશ લગાડી આજે આપણે ધર્મજાગૃતિ શરૂ કરી છે. કોશ બોજાના તળિયામાં જ લગાડેલી હોય છે. આપણી પ્રવૃત્તિ હરિજનની સેવાથી શરૂ થાય છે. આ પ્રવૃત્તિ દ્વારા આપણા સમાજમાં ફેલાયેલા એક મહાન દોષનું નિરાકરણ થશે, એટલું જ નહીં પણ ઋષિઓએ, મુનિઓએ, ધર્મકારોએ, પુરાણકારોએ, આચાર્યોએ અને સાધુસંતોએ જે પરમમંગલ ધર્મ ચલાવ્યો છે એનું નવેસર ચિંતન થવાનું છે, એની આખા દેશમાં સ્થાપના થવાની છે, અને એની અસર આખી દુનિયા પર પડવાની છે.

અપચાને લીધે અને અસ્વચ્છતાને કારણે દાંત ઉપર ચૂનાની છારી બાઝે છે. એનું સ્વરૂપ ન જાણનારને એમ જ લાગે છે કે દાંતનું હાડ બગડી ગયું છે. એ ચૂનો દાંતના આધારરૂપ અવાળુને ઢીલાં કરી પાછાં હઠાવે છે. કુશળ દંતવૈદ્ય જાણે છે કે વખતસર આ છારીના પોપડા કાઢી નાંખવાથી જ અંદરનો દાંત શુદ્ધ અને

ચળકતો દેખાય છે. એ પોપડા કાઢી નાખવાથી અવાળુમાં પણ તાકાત આવે છે અને દાંતની ક્રિયા બરાબર ચાલે છે. અસ્પૃશ્યતા આ ચૂનાની છારી જેવી છે. એ કાઢી નાંખવાથી ધર્મતત્ત્વરૂપી દાંત ફરી ચળકતા થશે, અને અવાળુરૂપી સમાજ ફરી મજબૂત થશે. પણ આ ક્રિયા હવે વખતસર થવી જ જોઈએ.

હરિજનસેવા હવે પછી આખા હિંદુધર્મની સેવા નીવડવાની છે, અને એમાંથી આખા જગતના કલ્યાણનો માર્ગ મળવાનો છે. હરિજનસેવાની ચર્ચા કરતાં હિંદુ પદ્ધતિનું સમાજશાસ્ત્ર આપણે ગોઠવવાના છીએ, આર્ય ધર્મશાસ્ત્ર ઊજળું કરવાના છીએ, અને એમ કરીને જગત સ્વીકારી શકે એવી રીતે હિંદુ જીવનદર્શન દુનિયા આગળ રજૂ કરવાના છીએ. ધર્મજિજ્ઞાસા, ધર્મસંસ્કરણ અને ધર્મપ્રચારનું કામ જલદ હોય છે. બીજી કોઈ પણ પ્રવૃત્તિ કરતાં આ ધર્મપ્રવૃત્તિની અસર ચમત્કારી અને શીઘ્ર થાય છે. આ પ્રવૃત્તિમાંથી જે તાત્કાળિક પરિણામ માગીએ છીએ તે પરિણામ વખતે આપણે ઇચ્છીએ તેટલાં વહેલાં હાથ ન પણ આવે. પણ આ આખી પ્રવૃત્તિને પરિણામે જે કંઈ વિચારજાગૃતિ અને જીવનપરિવર્તન થવાનાં છે તે મહાન, વ્યાપક અને ત્વરિત થવાનાં છે એમ સ્પષ્ટ દેખાય છે. અને તેથી જેઓ અસ્પૃશ્યતાનિવારણના સુધારાની હિમાયત કરે છે ને જેઓ તેનો વિરોધ કરે છે તે બંનેએ વિશાળ દૃષ્ટિ રાખી એનો વિચાર કરવો ઘટે છે.

અસ્પૃશ્યતાનિવારણની ચર્ચા સાથે વર્ણવ્યવસ્થાની ચર્ચા એની મેળે આવી જ જાય છે. એ ચર્ચા સાથે આહારવિહારની વ્યવસ્થા, વિવાહનાં બંધનો અને મર્યાદાઓ, આજીવિકાનું ધર્મશાસ્ત્ર, જીવનનો આદર્શ, સામાજિક સહકાર, ઇત્યાદિ સમાજશાસ્ત્રના બધા જ સવાલો આપણી આગળ ઊભા થવા લાગ્યા છે. આમ કરતાં કરતાં હિંદુસ્તાનનું આજનું સમાજશાસ્ત્ર રચાઈ જવાનું છે— કેવળ ચોપડીઓમાં કે પ્રવચનોમાં નહીં, પણ સામાજિક માન્યતાઓમાં અને જીવનની રૂઢિઓમાં. એટલા માટે ધર્મની સેવા કરવા ઇચ્છનારાઓએ, દેશનું ભલું ચાહનારાઓએ, પોતાની ઉન્નતિ સાધનારાઓએ, જગતમાં પોતા તરફનો ફાળો આપવા માગનારાઓએ, અને ભવિષ્યની હરેક પ્રકારની પ્રગતિનો પાયો નવેસર મજબૂત રીતે નાંખવા ઇચ્છનારાઓએ આ આખી પ્રવૃત્તિનું સૂક્ષ્મ અધ્યયન કરવું ઘટે છે.

ધર્મશાસ્ત્રની ઉત્પત્તિ સભાસમાજ વચ્ચેની તાત્ત્વિક ચર્ચાથી નથી થતી, પણ લાખો અને કરોડો સામાજિક પ્રાણીઓના જીવનમંથનમાંથી આપોઆપ પેદા થાય છે. એ જીવનમંથનની આકાંક્ષા મનમાં રાખી વાચકો આ પ્રવૃત્તિનું અધ્યયન કરે, એની અંદર સક્રિય ભાગ લે, અને પોતાના ઇષ્ટમિત્રો, પડોશીઓ, કુટુંબીજનો, અને ખાસ કરીને ઊછરતાં બાળકોને આ બધું વિસ્તારપૂર્વક સમજાવી દે એ અત્યંત જરૂરનું છે. આ જીવનમંથનને અંતે આપણો કાયાપલટો થવાનો છે, અને આપણે ઐહિક અને પારમાર્થિક મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાના અધિકારી બનવાના છીએ.

૧૨–૩–’૩૩

કા. ગ્રં. ૫–૩૧

# ઐતિહાસિક ત્રણ પ્રવૃત્તિઓ

विरलाः परकार्यरताः परदुःखेनापि दुःखिता विरलाः।

પોતપોતાના સ્વાર્થ પાછળ આખી દુનિયાના લોકો પડેલા છે. જેમાં પોતાનો નજીકનો અને સ્પષ્ટ દેખાતો સ્વાર્થ નથી તે કાર્ય કરવાનો ઉત્સાહ બતાવનારા બહુ ઓછા હોય છે. તેથી જ સ્વરાજ્યના કાર્યને સારુ આટલા ઓછા લોકો ચોવીસે કલાક આપતા દેખાય છે. પણ સ્વરાજ્ય માટે જેટલા લોકો અત્યાર સુધી મળ્યા છે તેના પ્રમાણમાં પણ હરિજનસેવા માટે લોકો મળતા નથી.

દુનિયામાં રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચે મહાન લડાઈઓ થઈ છે. હજારો અને લાખો લોકોએ એમાં પ્રાણ અર્પણ કર્યા છે. ભાટ ચારણો અને ઈતિહાસકારો એમના ગુણગાન ગાતાં થાકતા જ નથી. કેટલાક કવિઓ એટલે સુધી ગયા છે કે યોગ-યુક્ત સંન્યાસી અને સામો ઘા ઝીલનાર શૂરવીરો એક જ કોટીના છે, મોક્ષના સરખા જ અધિકારી છે એમ એમણે જાહેર કર્યું છે.

द्वाविमौ पुरुषौ लोके सूर्यमंडलभेदिनौ।
परिव्राड् योगायुक्तश्च रणे चाभिमुखे हतः।।

અને છતાં દુનિયાનાં આ બધાં યુદ્ધોમાં ગુલામોને સ્વતંત્ર કરવાનું યુદ્ધ જુદું જ તરી આવે છે. દરેક દેશ પોતાની સ્વતંત્રતા માટે ઝૂઝે એમાં અંતે એક જાતનો સ્વાર્થ જ રહેલો છે. ગુલામોને સ્વતંત્ર કરવા માટે અમેરિકામાં અબ્રાહામ લિંકન જેવા સત્પુરુષોએ જે યુદ્ધ ચલાવ્યું તે શુદ્ધ, સાત્ત્વિક સ્વરૂપનું હતું. અને તેથી આખી દુનિયાના ઈતિહાસમાં અમેરિકાનું મુખ કંઈક ઉજ્જવલ થયું છે. અમેરિકાએ ત્યાંના મૂળ રહેવાસીઓ પર તો ભારે જુલમ ગુજાર્યો, પણ એટલાથી સંતોષ ન થતાં એમણે આફ્રિકાથી નિર્દોષ લોકોને પકડી પકડીને ગુલામ બનાવી ચાબકાને જોરે એમની પાસેથી કામ કરાવ્યું. કેટલાક ધર્માત્માઓને આ વસ્તુ સાલવા લાગી. એમણે જબરદસ્ત ઝુંબેશ ઉઠાવી અને અંતે અમેરિકાનાં સંસ્થાનોમાં ઉત્તર દક્ષિણ વચ્ચે વિગ્રહ જામ્યો અને ગુલામો સ્વતંત્ર થયા. એ વાતને હવે બરાબર સો વરસ થયાં.

અમેરિકાએ પોતાનું ઊનું ઊનું લાલ લોહી રેડી પોતાના ચારિત્ર્ય ઉપરનો કાળો ડાઘ ધોઈ કાઢવાનો પ્રયત્ન કર્યો.

આ મહાન સાત્ત્વિક કાર્યને તોલે આવે એવી બે જ પ્રવૃત્તિઓ ગણી શકાય; અને બંને આપણા દેશની જ છે. પ્રથમ પ્રવૃત્તિનો ઈતિહાસ લખાયો નથી, જ્યારે બીજી પ્રવૃત્તિનો ઈતિહાસ હજી પૂરો થયો નથી. એ ઘડાય છે અને શાહીથી નહીં, પણ હૃદયના લોહીથી લખાય છે. પ્રથમ પ્રવૃત્તિ તે પાળેલા આશ્રિત જાનવરોનું માંસ ન ખાવાની પ્રવૃત્તિ અને બીજી અસ્પૃશ્યતાનિવારણની.

જે જાનવરો પાસેથી આપણે આજન્મ સેવા લઈએ છીએ તેમને ગમે ત્યારે મારીને પેટમાં ઉતારવાં એમાં એ પ્રાણીની હત્યા તો છે જ, પણ એની સાથે હૃદયધર્મની, પ્રેમની, કૃતજ્ઞતાની પણ હત્યા છે, એમ જોઈ ભારતવર્ષના કેટલાક પુણ્યાત્માઓએ પશુહિંસા બંધ કરવાની ઝુંબેશ ઉઠાવી. તે વખતનો રૂઢ ધર્મ આ સુધારકોની સામે હતો. યજ્ઞયાગોમાં હજારો બળદ મરાતા. ઘરમાં અતિથિ આવે એટલે એને માટે એક ગાય કપાતી. આગળ જતાં જીવદયાનો ખૂબ પ્રચાર થયો ત્યારે એ અતિથિપૂજાના વિધિમાં ફેર પડયો. ગૃહપતિ અતિથિ આગળ ગાયને આણીને રજૂ કરે અને કહે, "આ તમારે માટે ગાય છે." અતિથિ જો રૂઢ સનાતન ધર્મી હાય તો કહે, "મારો એ પાપને." એટલે યજમાન એ ગોમાંસ અતિથિને આપી કૃતાર્થ થતો. પણ જો અતિથિ સુધારક હોય, 'વર્જેલો' હોય તો ગાયને નામે એક સુંદર વૈદિક ઋચા બોલી 'એ ગાય કલ્યાણકારી પશુ છે, એને નિર્ભયપણે ઘાસ ચરવા દો' એમ કહી છોડી દેતો. આશ્વલાયન ગૃહસૂત્રમાં આનું સ્પષ્ટ વર્ણન છે. શ્રાદ્ધ તો પિતૃઓ માટે થાય છે. તેઓ 'વર્જેલા' ન હતા. તેમને માટે તો માંસ રાંધવું જ જોઈએ, એવો આગ્રહ રહેતો. ભીષ્માચાર્ય જેવા મહાન ધર્મકાર પણ માંસાહાર-નિષેધની બાબતમાં સો ટકા સુધારક થવાની હિંમત કરતા ન હતા.

પણ શાસ્ત્રગ્રંથોના ધર્મ કરતાં હૃદયધર્મ શ્રેષ્ઠ નીવડયો અને અંતે ધર્મને નામે થતી પશુહત્યા નિંદ્ય ગણાઈ. બુદ્ધ અને મહાવીરે એ સુધારા પર ખૂબ ભાર મૂકયો અને વૈદિક કાળમાં 'अघ्न्या' શબ્દથી ગાયને જે અભયદાન મળ્યું હતું તે કૃતાર્થ થયું. અંતે ગોરક્ષણ એ હિંદુધર્મનું પ્રધાન અંગ થઈ ગયું. ગાય એ આપણા તમામ મૂક ભાંડુઓની, આશ્રિત જાનવરોની પ્રતિનિધિ છે. ગાયનું રક્ષણ તો તે વખતે થયું, પણ બીજાં જાનવરોને હજુ હિંદુધર્મ તરફથી પૂરતું અભયદાન મળ્યું નથી.

દુનિયામાંથી ગુલામીનો નાશ થયો; પણ હજી યુરોપ અમેરિકામાંથી વર્ણવિદ્વેષ ગયો નથી. અમેરિકામાં હજી કાળા લોકોની હાડમારીઓ પૂરી દૂર થઈ નથી.

માણસાઈની પ્રગતિ બહુ ધીમે થાય છે અને તેથી માણસજાતને જાતજાતની વેદનાઓ ખમવી પડે છે.

સનાતનીઓ આગળ હવે અસ્પૃશ્યતાનિવારણનો સવાલ ઊભો છે. આમાં પણ આપણી માણસાઈની જ કસોટી છે. ગોવધ જેમણે બંધ કર્યો, ગુલામીની પ્રથા જેમણે રદ કરી તેની આગળ હવે ઉચ્ચનીચ ભાવ દૂર કરવાનો સવાલ ખડો થયો છે. અસ્પૃશ્યતાનિવારણ એ એનું એક પ્રતીક છે. અસ્પૃશ્યતાનિવારણ થતાં હવે બહુ વાર લાગવાની નથી. પણ ઉચ્ચનીચ ભાવ છોડી દેતાં માણસને બહુ મુશ્કેલી જણાય છે. પોતાના દોષો, પોતાના રોગો અને પોતાની શૃંખલા પણ માણસને વહાલી લાગે છે. અને એ છોડી દેતાં પ્રાણાન્તિક વેદના એ અનુભવે છે! પણ ઈશ્વર તો ચાબુક લઈને માણસની પાછળ પડયો છે. સુખેથી પ્રગતિ કરો નહીં તો

# ઐતિહાસિક ત્રણ પ્રવૃત્તિઓ

विरलाः परकार्यरताः परदुःखेनापि दुःखिता विरलाः।

પોતપોતાના સ્વાર્થ પાછળ આખી દુનિયાના લોકો પડેલા છે. જેમાં પોતાનો નજીકનો અને સ્પષ્ટ દેખાતો સ્વાર્થ નથી તે કાર્ય કરવાનો ઉત્સાહ બતાવનારા બહુ ઓછા હોય છે. તેથી જ સ્વરાજ્યના કાર્યને સારુ આટલા ઓછા લોકો ચોવીસે કલાક આપતા દેખાય છે. પણ સ્વરાજ્ય માટે જેટલા લોકો અત્યાર સુધી મળ્યા છે તેના પ્રમાણમાં પણ હરિજનસેવા માટે લોકો મળતા નથી.

દુનિયામાં રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચે મહાન લડાઈઓ થઈ છે. હજારો અને લાખો લોકોએ એમાં પ્રાણ અર્પણ કર્યા છે. ભાટ ચારણો અને ઈતિહાસકારો એમના ગુણગાન ગાતાં થાકતા જ નથી. કેટલાક કવિઓ એટલે સુધી ગયા છે કે યોગ-યુક્ત સંન્યાસી અને સામો ઘા ઝીલનાર શૂરવીરો એક જ કોટીના છે, મોક્ષના સરખા જ અધિકારી છે એમ એમણે જાહેર કર્યું છે.

द्वाविमौ पुरुषौ लोके सूर्यमंडलभेदिनौ।
परिव्राड् योगायुक्तश्च रणे चाभिमुखे हतः॥

અને છતાં દુનિયાનાં આ બધાં યુદ્ધોમાં ગુલામોને સ્વતંત્ર કરવાનું યુદ્ધ જુદું જ તરી આવે છે. દરેક દેશ પોતાની સ્વતંત્રતા માટે ઝૂઝે એમાં અંતે એક જાતનો સ્વાર્થ જ રહેલો છે. ગુલામોને સ્વતંત્ર કરવા માટે અમેરિકામાં અબ્રાહામ લિંકન જેવા સત્પુરુષોએ જે યુદ્ધ ચલાવ્યું તે શુદ્ધ, સાત્ત્વિક સ્વરૂપનું હતું. અને તેથી આખી દુનિયાના ઈતિહાસમાં અમેરિકાનું મુખ કંઈક ઉજજવલ થયું છે. અમેરિકાએ ત્યાંના મૂળ રહેવાસીઓ પર તો ભારે જુલમ ગુજાર્યો, પણ એટલાથી સંતોષ ન થતાં એમણે આફ્રિકાથી નિર્દોષ લોકોને પકડી પકડીને ગુલામ બનાવી ચાબકાને જોરે એમની પાસેથી કામ કરાવ્યું. કેટલાક ધર્માત્માઓને આ વસ્તુ સાલવા લાગી. એમણે જબરદસ્ત ઝુંબેશ ઉઠાવી અને અંતે અમેરિકાનાં સંસ્થાનોમાં ઉત્તર દક્ષિણ વચ્ચે વિગ્રહ જામ્યો અને ગુલામો સ્વતંત્ર થયા. એ વાતને હવે બરાબર સો વરસ થયાં.

અમેરિકાએ પોતાનું ઊનું ઊનું લાલ લોહી રેડી પોતાના ચારિત્ર્ય ઉપરનો કાળો ડાઘ ધોઈ કાઢવાનો પ્રયત્ન કર્યો.

આ મહાન સાત્ત્વિક કાર્યને તોલે આવે એવી બે જ પ્રવૃત્તિઓ ગણી શકાય; અને બંને આપણા દેશની જ છે. પ્રથમ પ્રવૃત્તિનો ઈતિહાસ લખાયો નથી, જ્યારે બીજી પ્રવૃત્તિનો ઈતિહાસ હજી પૂરો થયો નથી. એ ઘડાય છે અને શાહીથી નહીં, પણ હૃદયના લોહીથી લખાય છે. પ્રથમ પ્રવૃત્તિ તે પાળેલા આશ્રિત જાનવરોનું માંસ ન ખાવાની પ્રવૃત્તિ અને બીજી અસ્પૃશ્યતાનિવારણની.

અંત્યજોને સર્વ જાતના સંસ્કારોથી વંચિત રાખીને આપણે અંત્યજોનો એક મોટો સવાલ ઊભો કર્યો છે. આપણી ઉત્તમમાં ઉત્તમ શક્તિ ખરચીને અંત્યજોને સંસ્કારસંપન્ન કરીશું ત્યારે જ તે સવાલનો ઉકેલ આવશે.

પણ સંસ્કાર એટલે શું? લખતાં વાંચતાં આવડવું અને કપડાં ઊજળાં રાખવાં એટલામાં જ શું બધા સંસ્કાર સમાપ્ત થાય છે? સંસ્કાર એટલે વિવેક, સંસ્કાર એટલે સદાચાર, સંસ્કાર એટલે ધાર્મિકતા.

આપણે અંત્યજોને સુધારવા માટે બોર્ડિંગો સ્થાપીએ છીએ, આશ્રમો ખોલીએ છીએ, શાળાઓ ચલાવીએ છીએ, પણ તેમાં આપણે કયા ધાર્મિક સંસ્કારો આગ્રહપૂર્વક દાખલ કરીએ છીએ? ખ્રિસ્તી મિશનરીઓ પોતાને ઠીક લાગે તેવા ચોક્સ સંસ્કારો વટલાયેલા અંત્યજો આગળ ધરે છે. નકલંગી સંસ્થાઓ પાસે પણ તેમનાં અમુક ભજનો અને વિધિઓ હોય છે. આપણે અંત્યજોને નીતિશિક્ષણ તો આપીએ જ છીએ, પણ તેનું ચોકસ સ્વરૂપ આપણા મનમાં છે ખરું? હિંદુધર્મમાં જુદી જુદી સ્થિતિને માટે અનેક સંસ્કારો અને વિધિઓ નક્કી કરેલાં છે. દરેક ધર્મોપદેશક અમુક એક માન્યતા દ્વારા લોકોની ધાર્મિક વૃત્તિને દોરવા માગે છે અને તેથી ધાર્મિક સંસ્કારોનાં મૂળ જીવનમાં દૃઢ થાય છે. આપણી અંત્યજસંસ્થાઓમાં કામ કરનારાઓએ પોતાની દિશા નક્કી કરી તે દિશામાં શ્રદ્ધા અને ઉત્સાહ કેળવવાં જોઈએ. ફક્ત પૈસાથી કામ થતું નથી. રોટલો મળવાની સગવડ કરી આપ્યે અથવા ભણવાગણવાની શક્તિ કેળવ્યે સમાધાન થવાનું નથી. અંત્યજ ગમે તેટલો અભણ હોય, સંસ્કારહીન હોય, દરિદ્રી હોય કે વ્યસની હોય તોપણ તેને હૃદય હોય છે. અને દરેક હૃદય ધાર્મિક લાગણી, ધાર્મિક માન્યતા અને ધાર્મિક આચારવિધિનું ભૂખ્યું હોય છે. તે ભૂખનું નિવારણ જ્યાં સુધી થાય નહીં ત્યાં સુધી તે વર્ગમાં ઉત્સાહ આવી શકતો નથી.

જેને આપણે પછાત કોમ ગણીએ છીએ તેને તો ધર્મસંસ્કારની વધારે ગરજ હોય છે. શિષ્ટ લોકોમાં હૃદયને આકર્ષનાર બીજી અસંખ્ય વસ્તુઓ હોય છે, પણ આમ કોમોને ધર્મ એ જ એક આધાર અને ઉત્સાહપ્રેરક હોય છે. દુનિયામાં આજ સુધી જેટલા સુધારાઓ થયા છે તે બધા ધર્મ દ્વારા જ થયા છે. માટે નિર્દોષ અને ચાલુ જમાનાને અનુકૂળ એવા સંસ્કારો નક્કી કરી તેની કેળવણી વગર વિલંબે આપવી જોઈએ.

૭–૧૨–'૨૨

## ધર્મની સુવાસ

હરિજનો વચ્ચે જઈ એમને સ્વચ્છતાનો ખ્યાલ આપવો, એમને લખતાવાંચતા કરવા, એમને હિસાબકિતાબ કઈ રીતે લખાય એની માહિતી આપવી, સંસ્કારી સમાજમાં કઈ રીતે વાત કરાય, કઈ રીતે વર્તાય એની કેળવણી આપવી; જેમાં

જવાબદારી સમજનાર સુશિક્ષિત બહેનોની સંખ્યા કંઈ નજીવી નથી. અને હરિજન-સેવાનું કામ એટલું બધું અગત્યનું છે કે બહેનોની મદદ વગર એ સાંગોપાંગ ન જ કરી શકાય.

સ્ત્રીઓના કર્તવ્ય વિશે આમ અવારનવાર વિવેચન કર્યે આ ખામી દૂર થવાની નથી. એને માટે ચોક્સ પ્રયત્ન જ થવો જોઈએ, અને જે બહેનો આ કામ હાથમાં લેવાની શક્તિ ધરાવતી હોય તેમને વ્યક્તિગત વિનંતી કરી આ કામ તેમને સોંપવું જોઈએ. જે બહેનો હરિજનસેવાનું કામ લઈ ચૂકી છે તેમણે પણ બીજી બહેનોને આમાં ખેંચવાનો પૂરેપૂરો પ્રયત્ન કરવો જોઈએ.

હરિજનસેવાના કામમાં હરિજન બહેનોને નવી પરિસ્થિતિ સમજાવવાનું કામ મહત્ત્વનો ભાગ ભજવે છે. એમના ગૃહજીવનમાં, એમની રહેણીકરણી અને આહારમાં અમુક શુદ્ધિ અને અમુક વિવેક દાખલ કરવાનો પ્રયત્ન થવો જોઈએ. એ બધું બહેનો જ કરી શકે. અને કેટલીક સવર્ણ બહેનો આ કામ હાથમાં લે તો એ વસ્તુ જ સવર્ણ બહેનોમાં મોટી જાગૃતિ આણવા માટે પણ પરિણામકારક નીવડશે.

૧૫-૧૦-'૩૩

## 'મેલા' ધંધા

અસ્પૃશ્યતાનાં અસલી કારણોમાં તેઓ મેલા ધંધા કરે છે એ એક કારણ બતાવવામાં આવે છે. ખરું જોતાં મેલા ધંધા સારુ મેલ પેદા કરનારને દંડવા જોઈએ, નહીં કે મેલ દૂર કરી સમાજને આરોગ્ય બક્ષનારને. જેઓ મેલ દૂર કરવાનું કામ કરે છે તેમનાં આરોગ્ય અને સુખાકારીનો સમાજે વિશેષ વિચાર કરવો ઘટે છે.

મેલાપણું ક્યા ક્યા ધંધામાં વસેલું છે એની પણ તપાસ થવી ઘટે છે. સ્મૃતિ-ઓમાં ધોબીઓ, બુરુડો (વાંસનું કામ કરનાર) વગેરે જાતિઓને અસ્પૃશ્યોની યાદીમાં ગણાવી છે. આજે દરેક પ્રાંતમાં ક્યા ક્યા ધંધા મલિન ગણાય છે તેની તપાસ કરી તે તે ધંધાની મલિનતા કેમ દૂર કરી શકાય અને સુધરેલી ઢબે એ ધંધા બધે કેમ ચલાવી શકાય એની તપાસ સ્વયંસેવકોએ કરવી ઘટે છે.

૧૨-૩-'૩૩

## હૃદયની ભૂખ

પુરુષોને કેળવણી મળે અને સ્ત્રીઓને ન મળે એ સ્થિતિથી સમાજના દરેક કુટુંબમાં સંસ્કારની બાબતમાં એટલી બધી અસમાનતા ઉત્પન્ન થાય છે કે એક પણ કુટુંબ સુખેથી રહી શકતું નથી. તે જ પ્રમાણે સમાજના બધા વર્ગો અને નાતો-માં સંસ્કારનું બરાબર પ્રમાણ ન જળવાય તો સમાજ પણ અપંગ બની જાય છે.

અંત્યજોને સર્વ જાતના સંસ્કારોથી વંચિત રાખીને આપણે અંત્યજોનો એક મોટો સવાલ ઊભો કર્યો છે. આપણી ઉત્તમમાં ઉત્તમ શક્તિ ખરચીને અંત્યજોને સંસ્કારસંપન્ન કરીશું ત્યારે જ તે સવાલનો ઉકેલ આવશે.

પણ સંસ્કાર એટલે શું? લખતાં વાંચતાં આવડવું અને કપડાં ઊજળાં રાખવાં એટલામાં જ શું બધા સંસ્કાર સમાપ્ત થાય છે? સંસ્કાર એટલે વિવેક, સંસ્કાર એટલે સદાચાર, સંસ્કાર એટલે ધાર્મિકતા.

આપણે અંત્યજોને સુધારવા માટે બોર્ડિંગો સ્થાપીએ છીએ, આશ્રમો ખોલીએ છીએ, શાળાઓ ચલાવીએ છીએ, પણ તેમાં આપણે કયા ધાર્મિક સંસ્કારો આગ્રહ-પૂર્વક દાખલ કરીએ છીએ? ખ્રિસ્તી મિશનરીઓ પોતાને ઠીક લાગે તેવા ચોક્સ સંસ્કારો વટલાયેલા અંત્યજો આગળ ધરે છે. નકલંગી સંસ્થાઓ પાસે પણ તેમનાં અમુક ભજનો અને વિધિઓ હોય છે. આપણે અંત્યજોને નીતિશિક્ષણ તો આપીએ જ છીએ, પણ તેનું ચોક્સ સ્વરૂપ આપણા મનમાં છે ખરું? હિંદુધર્મમાં જુદી જુદી સ્થિતિને માટે અનેક સંસ્કારો અને વિધિઓ નક્કી કરેલાં છે. દરેક ધર્મોપદેશક અમુક એક માન્યતા દ્વારા લોકોની ધાર્મિક વૃત્તિને દોરવા માગે છે અને તેથીં ધાર્મિક સંસ્કારોનાં મૂળ જીવનમાં દૃઢ થાય છે. આપણી અંત્યજસંસ્થાઓમાં કામ કરનારાઓએ પોતાની દિશા નક્કી કરી તે દિશામાં શ્રદ્ધા અને ઉત્સાહ કેળવવાં જોઈએ. ફક્ત પૈસાથી કામ થતું નથી. રોટલો મળવાની સગવડ કરી આપ્યે અથવા ભણવાગણવાની શક્તિ કેળવ્યે સમાધાન થવાનું નથી. અંત્યજ ગમે તેટલો અભણ હોય, સંસ્કારહીન હોય, દરિદ્રી હોય કે વ્યસની હોય તોપણ તેને હૃદય હોય છે. અને દરેક હૃદય ધાર્મિક લાગણી, ધાર્મિક માન્યતા અને ધાર્મિક આચારવિધિનું ભૂખ્યું હોય છે. તે ભૂખનું નિવારણ જ્યાં સુધી થાય નહીં ત્યાં સુધી તે વર્ગમાં ઉત્સાહ આવી શકતો નથી.

જેને આપણે પછાત કોમ ગણીએ છીએ તેને તો ધર્મસંસ્કારની વધારે ગરજ હોય છે. શિષ્ટ લોકોમાં હૃદયને આકર્ષનાર બીજી અસંખ્ય વસ્તુઓ હોય છે, પણ આમ કોમોને ધર્મ એ જ એક આધાર અને ઉત્સાહપ્રેરક હોય છે. દુનિયામાં આજ સુધી જેટલા સુધારાઓ થયા છે તે બધા ધર્મ દ્વારા જ થયા છે. માટે નિર્દોષ અને ચાલુ જમાનાને અનુકૂળ એવા સંસ્કારો નક્કી કરી તેની કેળવણી વગર વિલંબે આપવી જોઈએ.

**૭-૧૨-'૨૨**

# ધર્મની સુવાસ

હરિજનો વચ્ચે જઈ એમને સ્વચ્છતાનો ખ્યાલ આપવો, એમને લખતાવાંચતા કરવા, એમને હિસાબકિતાબ કઈ રીતે લખાય એની માહિતી આપવી, સંસ્કારી સમાજમાં કઈ રીતે વાત કરાય, કઈ રીતે વર્તાય એની કેળવણી આપવી; જેમાં

ઠીક ઠીક કમાણી થાય છે એવા ધંધાઓની આવડત એમનામાં ઉત્પન્ન કરવી, જાહેર જીવન ખીલવવાનું, વિવિધ સંસ્થાઓમાં પ્રવેશ કરાવ્યા પછી એ સંસ્થાઓમાં કેમ ટકવું અને એની મારફત પોતાની તેમ જ સમાજની સેવા કેમ કરવી, એ બધું હરિજનોને સમજાવી દેવું, એમના જીવનમાં એ દાખલ થાય નહીં ત્યાં સુધી ફરી ફરી એમને એ સમજાવવું, અને એ બધું એમને માટે સ્વાભાવિક થઈ જાય એટલા ખાતર બાળપણથી એમના જીવનનો કબજો લઈ કેળવણીની સંસ્થાઓ મારફતે એમની જીવવાની પદ્ધતિ અને વિચાર કરવાની દિશા એમને અર્પણ કરવી એ જ હરિજનસેવા છે એમ કહી શકાય.

હરિજનો વતી 'સ્પૃશ્ય' સમાજમાં હિલચાલ કરવી અને એમના પ્રત્યે લોકમત અનુકૂળ કરી દેવો, પ્રજાની માન્યતા, રૂઢિ, કાયદો, ધાર્મિક વિધિ વગેરેમાં જ્યાં જ્યાં પ્રતિકૂળતા હોય ત્યાં ત્યાં તે દૂર કરવી, એ હરિજનસેવાની બીજી બાજુ છે.

એ બંને બાજુએ સેવા સરખા જ જોરથી ધપવી જોઈએ. પણ એ બંને જાતની સેવાના મૂળમાં ધાર્મિક કેળવણીની આવશ્યકતા રહેલી છે. ધર્મ ધર્મ વચ્ચેના ઝઘડા જે કારણસર ને જે બાબતમાં થાય છે તે કારણો ને તે બાબતો ઘણી વાર ધાર્મિક હોતાં જ નથી. લોકોમાં રાગદ્વેષ, ઈર્ષા, અસૂયા, સ્વાર્થ, ક્રૂરતા, અને જૂઠાણું પડેલાં હોય છે એ જ ઘણી વાર ધર્મની ઓથ લઈ સમાજમાં કલહ ઉત્પન્ન કરે છે. અને એથી અકળાઈ આપણે ધર્મને જ વગોવી ફગાવી દેવા માગીએ છીએ. ધાર્મિક સંસ્થાઓમાં સામાજિક દોષો પેસી ગયેલા જોઈ એ સંસ્થાઓ પણ તોડી નાંખવા મથીએ છીએ. ખરું જોતાં ધાર્મિક સંસ્થાઓમાં જે જે દોષોનું આરોપણ આપણે કરીએ છીએ તે જ દોષો રાજકીય, સામાજિક, આર્થિક અથવા કેળવણીની સંસ્થાઓમાં પણ ઓછાવત્તા નજરે પડે છે. જે સંસ્થાઓ તરફ પ્રજાના તેજસ્વી લોકોનું ધ્યાન ગયેલું હોય છે, જે સંસ્થાઓ એમને પોતાની ને જીવતી જેવી લાગે છે તેમાં પ્રજાનો પ્રાણ પ્રજાનો પુરુષાર્થ અને પ્રજાની આશાઓ વધારે રેડાય છે. પરિણામે એ સંસ્થાઓ કંઈક શુદ્ધ રહે છે. આપણી ધાર્મિક સંસ્થાઓ પ્રાચીન કાળના તેજસ્વી લોકોએ ઊભી કરેલી છે. એ સંસ્થાઓ મારફતે એમણે મહાનમાં મહાન સંસ્કૃતિ ખીલવી છે. એ સંસ્થાઓ મારફતે એમણે મોટા મોટા સમાજો બાંધ્યા છે, રાજકારણ અને ધર્મકારણ બંને સાધ્યાં છે, અને મનુષ્યજાતની ઊંચામાં ઊંચી સેવા કરી છે. તેથી જ એ સંસ્થાઓએ પ્રજાના હૃદયમાં તેમ જ જીવનમાં સ્થાન મેળવ્યું છે. એ સંસ્થાઓ આપણને વાપરતાં નથી આવડતી. આપણા રાજ્યકર્તાઓ અને અત્યાર સુધીના આપણા કેળવણીકારો એ સંસ્થાઓ તરફ ઉદાસીન છે. ગયા જમાનાના સુધારકો એ સંસ્થાઓ વિશે ઉદાસીન હતા, એ સંસ્થાઓનો ઉદ્ધાર કરવાને બદલે નોખી જ નાનકડી સંસ્થાઓ કાઢવાનું તેઓ પસંદ કરતા હતા, એટલા ખાતર આપણી પ્રાચીન સંસ્થાઓનો નાશ કરવા પ્રવૃત્ત થવું એમાં પ્રજાહિત નથી.

હરિજનોને શુદ્ધ ધાર્મિક કેળવણી જ્યાં સુધી ન મળે ત્યાં સુધી એમને જીવનનો ઉદ્દેશ સમજવાનો નથી, જીવનનું ઉચ્ચ સમાધાન એમને મળવાનું નથી, જીવન-

વ્યાપી પુરુષાર્થ તેઓ કેળવવાના નથી. કેમ કે આ બધી વસ્તુઓ એ જ ધર્મ છે. આજે હરિજનોને ધાર્મિક કેળવણી કોણ આપે છે? શાસ્ત્રોનો ધર્મ પરમકારુણિક અને પરમમંગલ છે. ઉચ્ચ ગણાતા વર્ણોમાં પળાતો ધર્મ સંસ્કારી અને ઉન્નતિકારક છે. પણ એમાંથી હરિજનોને કેટલું મળે છે? જે કંઈ મળે છે તે કોની મારફત મળે છે? એમના ભૂવા અને ગરોડા એમને જે કંઈ આપે તે એમનો ધર્મ.. આજીવિકાને અર્થે હરિજનોને વ્યવહારનો કંઈ પણ પરિચય રાખવો પડે છે, તેથી તેમનામાં ભલે નહીં જેવી પણ થોડી સરખી સ્વચ્છ બુદ્ધિ હોય છે. જ્યારે ભૂવા ગરોડા તો એ પછાત સમાજના આશ્રિતો હોય છે. એ લોકોનાં અજ્ઞાન અને વહેમો ઉપર એમની કમાણી ચાલે છે. હરિજનોમાં રહેલાં અજ્ઞાન અને બીકનો લાભ લઈ લોકો પાસેથી પૈસા કઢાવવાની કળા એમને કેળવવાની હોય છે. સાધુસંતોનાં વચનોનો અવળો અર્થ કરી તેઓ પોતાને છેતરે છે, અને સમાજને—હરિજનોના દુર્દૈવી સમાજને અવળે રસ્તે લઈ જાય છે. જેનો કંઈ અર્થ થતો નથી, અથવા થતો હોય તો જેમાં કશો માલ નથી એવાં 'ગૂઢ' વચનોને અગમવાણી તરીકે રજૂ કરી એ ઉકેલવાની પોતાની શક્તિનું તેઓ પ્રદર્શન કરે છે. ગમે તેવી વાર્તાઓ ધાર્મિક વાર્તાઓ તરીકે રજૂ કરી લોકોને ઈશ્વર વિશેના ખોટા ખ્યાલ આપે છે; ધાર્મિક ફરજો ઊંધી રીતે સમજાવે છે; વિચિત્ર અને હાનિકારક રિવાજો આગ્રહપૂર્વક પળાવે છે; અને લોકોનો સ્વભાવ વિકૃત કરી મૂકે છે. પોતાની પાસે કંઈ ગૂઢ અને જાદુઈ શક્તિ હોવાનો દાવો કરી ભોળા લોકોને ડરાવે છે; મંત્રતંત્ર, કામણટૂમણ અને જડીબુટ્ટીના સામર્થ્ય વડે પોતે ગમે તે કામના સિદ્ધ કરી આપી શકે છે એવો દાવો કરી ગરીબોને ધૂતે છે; અને આ બધું ધર્મને નામે ચલાવી જીવનના આદર્શને ઝેરી કરી મૂકે છે. ગંદકી, આળસ, ભૂખમરો, અજ્ઞાન, જડતા, પરાવલંબન ગુલામી અને અનીતિ એ જાણે પૂરતું દુર્દૈવ ન હોય તેમ જાતજાતના વહેમોનો તેઓ પ્રચાર કરે છે, અને લોકોનું આરોગ્ય બગાડી એમના પૈસાનો પણ બગાડ કરે છે. કેટલાક ગરોડા એમાં અપવાદરૂપ જરૂર હશે. પડેલી સ્થિતિમાં પણ પ્રજાને જેઓ કંઈક આશ્વાસન આપે છે તેમની સેવાની આપણે કદર કરવી જોઈએ. તેઓ પોતે પણ ઉપલા વર્ગોના અન્યાય અને તિરસ્કારના ભોગ તો છે જ. એટલે એમના ઉપર કટક લઈ જવા કરતાં એમને પણ સુધારવાનો જ આપણે પ્રયત્ન કરવો જોઈએ, પછી તે એમને ગમે કે ન ગમે.

હરિજનોમાં ધર્મની જે આવી વિકૃત લાગણી હોય છે તે ગમે તેટલી વિકૃત હોય તોયે તે ઊંડી હોય છે, અને એમને અમુક જાતનું સમાધાન પણ આપે છે. એ વિકૃતિનો તો તરત નાશ કરવો ઘટે છે. પણ એના બદલામાં કંઈક જુદું સારું ન આપીએ અને કેવળ મગજ ખાલી જ રાખવાનો પ્રયત્ન કરીએ તો તેમાં આપણે ફાવવાના નથી. ધર્મની ભૂખ મનુષ્યહૃદયને સ્વાભાવિક છે. એ તૃપ્ત ન કરવાથી બધી જાતની ચિંતા હૃદયમાં પેસી જવાની. આટલું સમજી હરિજનોની સેવામાં ધાર્મિક કેળવણીને મહત્ત્વનું સ્થાન આપવું ઘટે છે.

કેળવણીનું નામ આવ્યું એટલે આપણને ચોપડીઓ, વ્યાખ્યાનો, પરીક્ષાઓ, નિબંધો અને ઇનામો સૂઝે છે. આ બધી વસ્તુઓનો ધાર્મિક કેળવણી માટે વખતે ઉપયોગ કરી શકાય પણ ધાર્મિક કેળવણીની મુખ્ય સંસ્થા તો જીવન જ છે. હરિજનસેવકોએ પોતે ધાર્મિક દૃષ્ટિ કેળવવી જોઈએ, ધર્મની દૃષ્ટિએ સમાજરચનાનો અને સમાજહિતનો વિચાર કરવો જોઈએ, માણસજાતનું સર્વોચ્ચ હિત શામાં સમાયેલું છે અને તે કઈ રીતે સાધવું એનો સ્પષ્ટ ખ્યાલ તેમને હોવો જોઈએ. મનુષ્યજીવન કઈ કઈ બાજુએ વ્યક્ત થાય છે – ખીલે છે તેનો તેમને ખ્યાલ હોવો જોઈએ, અને પોતાનું જીવન ધર્મપરાયણ રાખવાનો તેમનો આગ્રહ હોવો જોઈએ. એવા લોકો રોજ સાંજે નવરાશને વખતે હરિજનો વચ્ચે જઈને બેસે અને તેમના અનુભવો ચર્ચે, હરિજન બાળકો વચ્ચે રમે અને રમત પછી વાર્તાઓ કહે, હરિજન બહેનોને જાતજાતના કલાત્મક વિધિઓ અને ઉત્સવો બતાવે અને એમના જીવનમાં સંસ્કારિતા પૂરે તો જોતજોતામાં એ બાળક કોમની પ્રગતિની શરૂઆત થશે, એમના જીવનમાં આરોગ્ય આવશે, જીવન ઉપર આશા અને વિશ્વાસનો ઓપ દેખાશે, આધ્યાત્મિક સંતોષ અને સાત્ત્વિક અસંતોષનું મિશ્રણ થશે; અને ત્યાર પછી જ આર્થિક ઉન્નતિ અને સામાજિક પ્રતિષ્ઠા પચાવવાની લાયકાત એમનામાં વધેલી દેખાશે.

દરેક જાતની હરિજનસેવામાં ધાર્મિક કેળવણીની સુવાસ ઉમેરાશે ત્યારે જ એ સેવાની અસર જલદ થશે અને તેનાં પરિણામ મંગલમય આવશે.

૧૯–૩–'૩૩

## જોખમ ખેડો મા

અસ્પૃશ્યતાનિવારણનું કામ બહેનો કઈ રીતે કરી શકે એ સવાલ કેટલીક વાર પૂછવામાં આવે છે. અસ્પૃશ્યતાની કલ્પના એ એક માનસિક વ્યાપાર છે, મનને વળગેલું એક ભૂત છે, અને એ આપણા આખા જીવનમાં ફેલાયેલું છે. એણે ધાર્મિક ભાવનાનું રૂપ પકડ્યું છે, અને તેથી પુરુષો કરતાં બહેનોમાં એ વધારે સજ્જડ હોય છે. પુરુષો બજારમાં જાય, સભામાં જાય, અનેક રીતે અનેક લોકોના સંસર્ગમાં આવે, એટલે અસ્પૃશ્યતા, હરિજનોને અડવા વિશેની સૂગ, તેઓ બહારથી જેટલી બતાવે છે તેટલી એમના અંતરમાં હોતી નથી. બહેનો તો ઘરની અંદરના કૌટુંબિક વાતાવરણ માટે જવાબદાર હોય છે; મોટે ભાગે કૌટુંબિક વાતાવરણમાં જ ઊછરેલી હોય છે. એમનામાં ધાર્મિક ગણાતી ભાવના વિશે વધારે આગ્રહ પણ હોય છે. માટે જ ઘરમાંથી અસ્પૃશ્યતાનો વળગાડ કાઢી નાખવો આટલો મુશ્કેલ થઈ પડે છે.

પણ બહેનોને ગેરઇન્સાફ ન થાય એટલા માટે સાથે સાથે એ પણ કબૂલ કરવું જોઈએ કે બહેનોનાં હૃદય સુધી, એમની લાગણીઓ સુધી પહોંચીને જો

વિનંતી કરવામાં આવે તો તેઓ હરિજનો પ્રત્યે જલદી પીગળે છે, અને એક વાર હરિજનો પ્રત્યેની સૂગ છોડી દીધી એટલે પછી ડગલે ને પગલે એમને મુશ્કેલી પડતી નથી. મને કમને અસ્પૃશ્યતા છોડવી પડે ત્યારે તો એકેએક ડગલું ભરતાં એમનો વાંધો અને વિરોધ રહેવાનો. પણ એક વાર અંદરની ગાંઠ છોડી દીધી પછી એમનો હૃદયધર્મ એમને ભેદભાવ રાખવા જ ન દે.

માટે હરિજનસેવકોએ બહેનોમાં વધારે કામ કરવાની જરૂર છે. અસ્પૃશ્યતા-નિવારણનું કામ પુરુષો જ કરી શકે એવી સ્થિતિ શા સારુ હોવી જોઈએ? દારૂ-નિષેધનું કામ જે બહેનોએ કર્યું તે બહેનો આ કામ હાથ ધરે ત્યારે શું ન કરી શકે?

આ તો થયું સવર્ણ બહેનો વચ્ચે કરવા જેવું બહેનોનું કામ. પણ એથીયે મોટું કામ સેવાભાવી, ધર્મનિષ્ઠ બહેનો માટે રાહ જોઈને ઊભું છે. આજે હરિજન બાળકોને અને યુવાનોને કેળવવાનો પ્રશ્ન ઠેકઠેકાણે હાથમાં લેવાયો છે. પરિણામે હરિજનોના પુરુષવર્ગમાં સંખ્યાબંધ યુવાનો કેળવાશે અને જીવનપલટો કરશે. એ કામ જો હરિજન કન્યાઓમાં આજથી જ અને એટલા જ વેગે ન કરવામાં આવે તો હરિજનોમાં પુરુષવર્ગ અને સ્ત્રી વર્ગ વચ્ચે મોટું અંતર ઊભું થશે અને દહાડે દહાડે વધતું જશે. એ રીતે એમનો સંસાર વિષમ થશે, અને એમાંથી નવા નવા સવાલો પેદા થશે. ભણેલા હરિજનો જ્યાંથી મળે ત્યાંથી ભણેલી કન્યાઓ શોધે એ અપરિહાર્ય છે. એટલા ખાતર હરિજન કન્યાકેળવણીનું કામ મોટા પાયા પર શરૂ થવું જોઈએ. એ કામ એકલા પુરુષો ન કરી શકે. હરિજન પછાત કોમ છે એટલા માટે તો આ બધી પ્રવૃત્તિ ઊભી થઈ છે. ઉજળિયાત લોકોમાં પણ કન્યાકેળવણી વિશે જ્યાં અનાસ્થા અને વિરોધ છે ત્યાં હરિજનો કન્યાઓને કેળવવાની આના-કાની કરે તો એમાં આશ્ચર્ય શું? એ આનાકાની દૂર કરાવવી હોય તો ઉજળિયાત બહેનોએ આગળ આવી હરિજન કન્યાઓને કેળવવાનું કામ માથે લેવું જોઈએ. એમાં હરિજનોનો ઉદ્ધાર છે ને સમાજની રક્ષા છે.

હરિજનસેવામાં કન્યાઓની કેળવણીનું મહત્ત્વ અનેક રીતે અસાધારણ છે. માટે આ વિષય પર વધારે વિચાર કરવાની ઘણી જરૂર છે. હિંદુ સમાજ અને હરિજનસેવકો આની ઉપેક્ષા કરે તો ભારે જોખમ ખેડે છે એ વિશે શંકા ન હોવી જોઈએ.

૨–૭–'૩૩

## જરૂરી પ્રશ્નો

હરિજનો માટે છાત્રાલય ચલાવનાર એક ભાઈ કેટલાક સવાલો પૂછે છે, તેમાંના થોડાક જાહેરમાં ચર્ચવા જેવા છે. તે સવાલો ને તેના જવાબ નીચે આપ્યા છે.

“અમે ખોરાકમાં મરચાં રાખ્યાં નથી, પણ તેથી બાળકો ખૂબ નારાજ થાય

છે. મરચાં વગર એમને રસોઈ ભાવતી નથી. ત્યારે થોડાં મરચાં વાપરીએ તો વાંધો શો?”

આપણે આખા દેશની પ્રજાનો ખોરાક નવા શાસ્ત્ર પ્રમાણે સુધારવો રહ્યો. મરચાં એ આવશ્યક ખોરાક નથી. મરચાંથી નુકસાન છે. હોજરી બગડે છે, બ્રહ્મ- ચર્ય પાળવું મુશ્કેલ થાય છે. મરચાં ખાવાથી લાભ કંઈ જ નથી. છતાં ખોરાકનો આ જરૂરી સુધારો જબરદસ્તીથી હરિજન છાત્રાલયમાં અમલમાં ન અણાય. હરિ- જનોને સમાજમાં અત્યાર સુધી હડધૂત દશામાં રહેવું પડ્યું છે. છાત્રાલયમાં એમને સ્વતંત્રતાની મોકળાશનું વાતાવરણ મળવું જોઈએ. એમની ગંદી ટેવો, ગંદી ભાષા વગેરે દૃઢતાથી અટકાવવાં છે, ત્યાં ખોરાકની બાબતમાં જેલ જેવી સખતાઈ કર્યે પોસાય નહીં. છાત્રાલયના વ્યવસ્થાપકો પોતે સંસ્થામાં કે ઘેર મરચાં ન ખાય એ જરૂરનું છે. છાત્રાલયમાં મરચાં ન ખાવાં એ મુખ્ય નિયમ હોવો જોઈએ, અને તેથી જેઓ મરચાં ખાવા નથી માગતા એમને માટે બધી સગવડ હોવી જોઈએ. જેઓ મરચાં વગર નથી ચલાવી શકતા તેમને માટે પણ નોખી વ્યવસ્થા શરૂઆતમાં રાખવી જોઈએ. આગળ જતાં મરચાં બંધ કરી મરીની ભૂકી અપાય. એ બંધ કરી એને ઠેકાણે આદુ અપાય; મૂળા, મોગરી વગેરે કાચું તીખું શાક આપીને પણ કંઈક સંતોષ અપાય. જબરદસ્તીથી મરચાં બંધ કરવાનો પ્રયોગ હરિજન છાત્રા- લયમાં અજમાવવો ન જોઈએ.

“સિનેમાવાળા હરિજનોને સિનેમા મફત બતાવવા તૈયાર છે. એમને દર પખ- વાડિયે સિનેમા જોવા લઈ જઈએ તો?”

સિનેમાનો શોખ આજકાલ બધે વધી પડયો છે. કૉલેજના વિદ્યાર્થીઓને આપણે રોકી શકતા નથી. છાપાવાળાઓએ તો આ શોખની પ્રતિષ્ઠા વધારવાનું પોતાનું મહત્ત્વનું મિશન માન્યું છે. કળાની ઉપાસના સિનેમાની મારફતે ખીલવવાના પ્રયત્નો થવા લાગ્યા છે. કેળવણીકારો પણ સિનેમા એક કેળવણીનું મોટું અને અસરકારક સાધન છે એમ સમજવા અને સમજાવવા લાગ્યા છે. સિનેમા સામે અવાજ કાઢવો એ સમાજમાં ન્યાતબહાર થયા બરાબર છે. છતાં પ્રજાનું હિત જેમના હૈયામાં છે તેમણે તો બાળકોને સિનેમાના શોખમાંથી બચાવવા જોઈએ. એક તરફ નીતિ, સદાચાર, શૌર્ય અને પરાક્રમની કેળવણી આપીએ, અને બીજી તરફ નીતિનાં વિઘા- તક, વિલાસિતાનાં પોષક, ચારિત્ર્યને શિથિલ કરનાર એવાં ચિત્રપટો અને બોલપટો બાળકોને બતાવીએ તો એની અસર કેવી થાય? સિનેમામાં કેટલીક ફિલ્મ સારી હોય છે એ દલીલ ભ્રામક છે. સરવાળે સિનેમાની અસર બૂરી હોય છે એ વિશે શંકા નથી. એમાંથી મળતી કેળવણી શંકાસ્પદ છે. જેમ પીઠાવાળો મફત દારૂ પાવા તૈયાર છે એટલા માટે આપણે બાળકોને પીઠામાં લઈ જતા નથી, ઝેરી ખોરાક મફતનો મળતો હોય તોયે આપણે જેમ તે ખાવાના નથી, તેમ સિનેમા મફત જોવાને મળતાં હોય તોયે તેનો ત્યાગ કરવો ઘટે છે. એ શોખ પ્રતિષ્ઠિત છે એટલ

ખાતર આપણે દબાઈ ન જવું જોઈએ, અંજાઈ ન જવું જોઈએ. તમાકુનું વ્યસન પણ ઓછું પ્રતિષ્ઠિત નથી, પણ તેટલા માટે આપણે કંઈ બીડીને ઘરમાં કે છાત્રાલયમાં સ્થાન આપતા નથી. તેવું જ સિનેમા વિશે. વ્યસનો તરફ પ્રજાને લલચાવનાર ધંધાદારોની ઉદારતાના પાશમાં આપણે ન આવવું જોઈએ.

હરિજનોનો સવાલ તો વળી વધારે નાજુક છે. હરિજનો મોટે ભાગે ગરીબ હાલતમાં જ હોય છે. એમને પેટપૂરતો ખોરાક પણ હંમેશ મળતો નથી. રહેવાને એમને સારાં ઘરો પણ હોતાં નથી. એવાઓનાં બાળકોને આજથી સિનેમાનો શોખ લગાડી આપણે ક્યાં જઈશું? આપણે તો એમની ખાતર પણ પોતે સિનેમાનો ત્યાગ કરવો જોઈએ. આપણે ત્યાગ કર્યા પછી વિદ્યાર્થીને સમજાવવું અઘરું નથી. આવક કરતાં વધારે ખર્ચ કરવાની ટેવમાંથી બધી જાતના દુર્ગુણો પેદા થાય છે.

"પ્રાર્થનામાં સંસ્કૃત શ્લોકો શું હોવા જ જોઈએ? સ્વભાષાનાં પદો રાખીએ તો શું ખોટું? 'રઘુપતિ રાઘવ રાજારામ' ગાઈએ ત્યારે મહાદેવના ઉપાસકો નારાજ થાય છે. તેઓ કહે છે કે શંકરના નામની ધૂન કેમ ન ચલાવો? મને લાગે છે કે આપણે આ બધા ઝઘડા ટાળી દઈએ અને કોઈ ખાસ દેવનું કે અવતારનું નામ જ ન લઈએ તો કેવું?"

પ્રાર્થનામાં સંસ્કૃત શ્લોકો હોવા જ જોઈએ એવો કંઈ નિયમ નથી. સંસ્કૃત વિદ્યા અને સંસ્કૃત સાહિત્યનો આપણા જીવનમાંથી લોપ ન થાય એમ આપણે ગમે તેટલું ઈચ્છતા હોઈએ તોયે આમપ્રજાની પ્રાર્થના સ્વભાષામાં ચાલે એ જ ઈષ્ટ છે. સ્વામી વિવેકાનંદે એક વાર કહ્યું હતું કે પછાત કોમોને પ્રતિષ્ઠિત થવું હોય તો એમણે સંસ્કૃત ભાષા ઉપર કાબૂ મેળવવો જોઈએ. હિંદુ સમાજમાં પ્રતિષ્ઠાની કૂંચી સંસ્કૃત ભાષામાં રહેલી છે. જેને સંસ્કૃત ભાષા સરસ આવડે છે અને જેણે સંસ્કૃત શાસ્ત્રો વાંચ્યાં છે તેને કોઈ શાસ્ત્રને નામે દબાવી ન શકે. સ્વામી વિવેકાનંદની આ શિખામણ ધ્યાનમાં લેવાલાયક છે. પણ પ્રાર્થના તો લોકભાષામાં થાય એ જ સારું. પણ લોકભાષામાંથી ઉચ્ચ ભાવના ને ભક્તિવાળાં ભજનો પસંદ કરવાં જોઈએ. અવળવાણીની તરખડમાં પડવાની ભૂલ ન કરવી જોઈએ. વહેમોને પોષક ભજનો ટાળવાં જોઈએ.

ધૂનની બાબતમાં આપણો નિયમ સારો છે. આપણે તો લોકરુચિને માન આપી બધા જ પંથની ધૂનો ચલાવીએ. આપણે માનીએ છીએ કે સમાજમાં સજ્જન લોકોએ ચલાવેલા અને માન્ય રાખેલા બધા જ પંથો અને ધર્મો સાચા છે અને સરખા આદરને પાત્ર છે. સામસામી બીકથી આપણે જો હૃદયને તૃપ્તિ આપનાર ધૂનો છોડી દઈએ તો ધર્મમાં ચલણી સિક્કા રહે જ નહીં. આપણે અનેક ધૂનો વિના સંકોચે ગાઈએ. હિંદુધર્મની આ ખાસિયત છે. એને આપણે ગુમાવી ન બેસીએ. એ ખાસિયતમાંથી જ સર્વધર્મસમભાવ અને પરસ્પર પ્રેમની ઉદારતા આપણે કેળવી શકીશું.

૨૯-૧૦-'૩૪

# સામાજિક ધર્મનું નિદાન

એક મિત્ર પોતાના કાગળમાં લખે છે, "મંદિરપ્રદેશની આખી પ્રવૃત્તિ નવી દૃષ્ટિએ તપાસવાની જરૂર છે. મંદિરો જો સમાજના શ્રેય માટે અનિવાર્ય જ હોય તો એનો ઉપયોગ સાર્વજનિક હોવો જ જોઈએ. પણ આપણે અનુભવ્યું છે કે મંદિરો—એટલે આજનાં દેવસ્થાનો—અનાવશ્યક હોવા ઉપરાંત હાનિકારક છે. જે સમાજસુધારકો અસ્પૃશ્યતાનિવારણનું કામ આજે કરી રહ્યા છે તેમાંના મોટા ભાગને મંદિરની પડી નથી. ત્યારે એ મંદિરો તરફ અસ્પૃશ્યોનું ધ્યાન દોરવું એ નિરર્થક નથી? સુધારકો પોતે જેને કૂચારૂપ ગણે છે તે પ્રજાને શી રીતે પીરસી શકે? ઊલટું, એ મંદિરોની અનાવશ્યકતા, એમાં રહેલી ભારે આર્થિક હાનિ અને એની પ્રગતિ-બાધકતા એ બધું લોકોને સમજાવવું જોઈએ. આ મંદિરો પણ લોકોને અંધકાર અને બંધનમાં રાખવાનાં અનેક સાધનોમાંનું એક છે એ વાત લોકો સમજી જાય તો સારું. અંધકારમાં રહેલા લોકોને મંદિરોની લગની લાગી છે એમ પણ નથી. ત્યારે એવા ભોળા, પાંડિત્યરહિત લોકોને ઉપલા વર્ગોની બધી મિથ્યા પ્રવૃત્તિઓમાં થઈને જ પ્રકાશમાં લઈ જવા કે સીધા જ લઈ જવા એમાં પસંદગી કરવાનું મુશ્કેલ ન હોવું જોઈએ.

"અને ઉપલા વર્ગોની સંસ્કૃતિ, એમની ઈશ્વર અને ધર્મ વિશેની માન્યતાઓ સાચી છે અને સારી છે એમ એમના સિવાય બીજા કોણ કહે છે? દલિત માનવ-જાતિ જ્યારે દલન અને અંધકારમાંથી મુક્ત થશે ત્યારે પોતાની વિશાળ, વ્યાપક અને તેજસ્વી સંસ્કૃતિ ઉત્પન્ન કરી લેશે. એમાં બીજું બધું હોય કે ન હોય પણ ધર્મ અને અર્થના, દેશ કે જાતના, ધનિક, ગરીબ કે મધ્યમ વર્ગના વાડા નહીં હોય."

લખનાર ભાઈ સમાજસત્તાવાદી હોઈ દરેક પરિસ્થિતિ પાછળ ગરીબ તવંગરનો ભેદ અને શોષણવૃત્તિ જ જુએ તો તેમાં આશ્ચર્ય જેવું કશું નથી. શોષણવૃત્તિ એ આજનો આખી દુનિયાનો મોટામાં મોટો રોગ છે. એથી અકળાયેલા, પીડાયેલા લોકો જો શોષણવૃત્તિ સામે જ કેડ કસીને એકાગ્ર થાય તો તેમાં અસ્વાભાવિક જેવું કશું નથી. અને દુનિયાની પીડનું આ મોટું નિદાન હાથમાં આવ્યા પછી એ નિદાન જ્યાં ત્યાં લાગુ પાડવાનું મન થાય એ પણ એટલું જ સ્વાભાવિક છે.

સુધારકોનો એક વર્ગ મંદિરોથી અકળાયેલો છે એ ખરું પણ આજે સંસ્કારી દુનિયાના અધિકાંશ લોકોને મંદિરો આવશ્યક જણાય છે. આપણે ત્યાં આર્યસમાજ બ્રહ્મસમાજ વગેરે જે નવા સંપ્રદાયો સ્થપાયા એમને પણ મંદિરોની આવશ્યકતા જણાય છે. દુનિયામાં એકકે એવો ધર્મ નથી કે જેણે એક યા બીજી રીતે મંદિરો સ્થાપ્યાં નહીં હોય. ગાંધીજીએ પોતાના આશ્રમમાં શિખર, ગુંબજ કે છાપરાંવાળું

મંદિર ઊભું નથી કર્યું, પ્રાર્થના માટે દીવાલો ચણીને પણ એમણે કુદરતની હવાને રોકી નહીં. ચાર દિશાઓ એ જેની દીવાલો છે અને તારાપ્રકાશિત આકાશ એ જ જેની છતનો ચંદરવો છે એવું વિશ્વમંદિર જ એમણે ઉપાસના માટે પસંદ કર્યું. છતાં બધા જ્યાં દિવસમાં બે વાર પવિત્ર ભાવે ભેગા થઈ શકે અને જીવનની ગૂઢમાં ગૂઢ ગોષ્ઠિઓ અંતરાત્મા સાથે કરી શકે એવું એક મુકરર સ્થાન રાખવાની એમને પણ આવશ્યકતા જણાઈ. નદીની રેતીવાળી એ ખુલ્લી જગામાં ગમે તે દિશાએ મોઢું કરીને બેસો. મૂર્તિ, ગ્રંથ કે ગોખલો કશું જ ત્યાં નથી અને છતાં નિયત સમયે બધાએ ત્યાં પહોંચવું જોઈએ અને પવિત્ર ભાવે હૃદયજાગૃતિનો પ્રયત્ન કરવો જોઈએ એવી વ્યવસ્થા ખીલવી.

મંદિરોને તમે ટાળી ન શકો, સામાજિક જીવનની એ આધ્યાત્મિક ભૂખ છે. કેટલાંક કુટુંબોમાં જમવા ટાણે બધાએ ભેગા થવું જ જોઈએ. એકસામટો મંત્ર બોલી ભોજન શરૂ કરવું જોઈએ અને ઘરના કર્તાપુરુષે દરેકના સુખસમાચાર પૂછતાં, પ્રેમગોષ્ઠિ અને વિનોદ કરતાં ભોજનનો સમય પ્રસન્નતામાં ગાળવો જોઈએ એવો રિવાજ હોય છે. કુટુંબના સામુદાયિક આત્માનો સાક્ષાત્કાર કરવાનો એ સુંદર વિધિ છે. શરીરને જે વખતે પોષણ મળતું હોય તે જ વખતે હૃદયને પણ પ્રેમનું અને પ્રસન્નતાનું પોષણ મળ્યા કરે તો કૌટુંબિક જીવન પ્રાણપૂર્ણ અને સમૃદ્ધ થવાનું. મંદિર એ સામાજિક જીવનનું એ જ જાતનું આવશ્યક અંગ છે. આપણે એ સંસ્થાનો દુરુપયોગ કર્યો, એ સંસ્થા પ્રત્યે અનાસ્થા વધવા દીધી એ આપણો ગુનો હતો. અને એને પરિણામે જ આપણો સમાજ આટલો છિન્નભિન્ન અને ક્ષીણસત્ત્વ થયો છે.

મંદિરો પાછળ જે ભાવનાઓ અસલમાં કલ્પેલી હતી તે જ ભાવનાઓ આપણે ધારીએ તો વ્યાપક શિક્ષણસંસ્થાઓની આસપાસ પણ ઊભી કરી શકીએ. જીવનનાં બધાં જ અંગોને કેળવણીની સંસ્થા મારફતે પોષણ મળવું જોઈએ એ જાતનો આદર્શ, એ જાતનો આગ્રહ અને એ જાતની મુરાદ આપણે સેવવા લાગ્યા છીએ. એનો પૂરતો વિકાસ કરીએ તો કેળવણીની સંસ્થા જ ધર્મમંદિરો થઈ જશે અથવા મંદિરો પાછળ લોકોની જે શ્રદ્ધાભક્તિ છે તે વેડફી નાંખવાનો આગ્રહ ન હોય તો તે મંદિરોને જ આપણે લોકકેળવણીનાં સાધનો બનાવી શકીએ, બળદ કે ઘોડો તોફાન કરે છે અથવા માંદો પડે છે એટલા ખાતર જે એને મારી નાંખે તેને કોઈ ડાહ્યો કહેતું નથી તેવી જ રીતે આપણી ભવ્ય સંસ્થાઓ આજે કામમાં આવતી નથી એટલા માટે તે તોડી પાડવાનો કોઈ પ્રયત્ન કરે તો તે ડહાપણ ન ગણાય. મંદિર જેવી સંસ્થા સહેજે ઊભી નથી થતી. એની પાછળ કેટલાયે પુણ્યપુરુષોની અને જમાનાઓની તપસ્યા છે. એ આખી સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરવો ઘટે છે. જ્યાં સુધી ધર્મસમાજના બધા ઘટકોને એ મંદિરમાં સ્થાન નથી મળ્યું ત્યાં સુધી એ સ્થાનમાં ધાર્મિકતા પ્રગટ થાય નહીં. જૂની ભાષામાં કહીએ તો એ મંદિરમાં

ભગવાનની પ્રાણપ્રતિષ્ઠા થાય જ નહીં. સમાજના એક અંગને મંદિરમાંથી બહિષ્કૃત રાખીએ તો તે સમાજ વિકલાંગ રહેવાનો.

ગરીબ લોકો, દલિત લોકો, મુક્ત થશે ત્યારે કોઈ અદ્‌ભુત સંસ્કૃતિ ઉત્પન્ન કરશે એ આશા સુંદર છે. જૂના ધર્મગ્રંથોમાં કોઈ સત્કૃતિની જે સુંદર સુંદર ફલશ્રુતિ બતાવવામાં આવતી તેવી જ આ વાત છે. મહાભારતમાં માંસાહારના ત્યાગથી માણસને જે લાભો બતાવ્યા છે તે આજે હજારો વરસથી જેમણે કેવળ અન્નાહાર રાખ્યો છે તેમના જીવનમાં દેખાતા નથી. ફલશ્રુતિ જ્યાં ખાસ લલચાવવા માટે બતાવેલી નથી હોતી ત્યાં આંધળા ઉત્સાહની અશાસ્ત્રીય મુરાદ જ હોય છે. અમેરિકામાં નીગ્રો લોકો ગુલામીમાંથી મુક્ત થયા તેથી તેઓ અનેક રીતે સુધર્યા. તેમની આર્થિક તેમ જ આધ્યાત્મિક ઉન્નતિ થઈ એ તો સ્પષ્ટ છે. પણ તેમને નવી વ્યાપક, વિશાળ અને તેજસ્વી સંસ્કૃતિ ઉત્પન્ન કર્યાનો અનુભવ નથી. જે સમાજમાંથી તેઓ આવ્યા છે અથવા જે સમાજમાં તેઓ વસ્યા છે એ સમાજની સંસ્કૃતિ જ તેમણે લીધી છે અને તેના પર તેઓ ઓપ ચડાવી રહ્યા છે. જૂનું બધું તોડવું અને નવા વિશે મોટી મોટી આશાઓ સેવવી એ વૃત્તિ સ્વાભાવિક હોય તોય શાસ્ત્રીય નથી. મંદિરોની સ્થાપના ધૂર્ત લોકોએ કરી છે, સ્વાર્થ માટે કરી છે એ કલ્પના જ ઈતિહાસસિદ્ધ નથી. ન ગમતી વસ્તુ ઉપર બધા જ દોષારોપ કરવા એમાં ન્યાય નથી.

અસ્પૃશ્યતા આટલી સજ્જડ થઈ એનું કારણ એને ધર્મનો ટેકો મળ્યો એ છે. એનું નિવારણ ધર્મ મારફતે જ થવું જોઈએ. અને સામાજિક ધર્મનું નિધાન અનેક રીતે આપણાં મંદિરો જ છે. જે નવો સમાજધર્મ આપણે અનુભવવા માગીએ છીએ તેનો પ્રચાર પણ આપણે સમજીએ તો મંદિરો મારફતે જ સહેલાઈથી થઈ શકે એમ છે. આપણું ધર્મતંત્ર, રશિયા કે બીજા યુરોપિયન દેશોના ચર્ચની પેઠે સજ્જડ નથી, કોઈ વિશિષ્ટ વર્ગના હાથમાં ફસાયું નથી. આપણે એને જે રૂપ આપવા માગીએ તે એ ગ્રહણ કરશે. પુરુષાર્થ જોઈએ.

૨૮–૧–’૩૪

## એ મંદિરમાં જવાય?

“જે મંદિરોમાં હરિજનોને દર્શનનો પણ અધિકાર ન હોય તેવાં મંદિરમાં હરિજનસેવકો જઈ શકે ખરા?” આ પ્રશ્ન એક સજ્જને મને પૂછ્યો છે. જે વસ્તુ આપણે ધાર્મિક રીતે કરવી હોય તેની એક વિગતવાર સ્મૃતિ રચવી પડે છે. તેથી આવો સવાલ ઊઠે એ સ્વાભાવિક છે. પણ આ સવાલના જવાબમાં હું કંઈ સિદ્ધાંત બનાવવા નથી માગતો. હું મંદિરને માનનાર સનાતની છું. હિમાલયનાં સુપ્રસિદ્ધ મંદિરો જોવાને મેં સેંકડો માઈલ પગપાળા પ્રવાસ કર્યો છે. દર્શન અને

પ્રસાદને માટે કઠોર હૃદયના પૂજારીઓ અને પુરોહિતોને મેં અનેકવેળા વિનંતી પણ કરી છે. અભિષેકનું સો ઘડા પાણી નિત્ય પૂરું કરવાનો મારો આગ્રહ હતો તે મેં માંદગીમાં પણ છોડયો નહોતો. મંદિરોમાં હું હમેશાં હિંદુધર્મની સુવાસ અનુભવું છું. મૂર્તિઓની રમણીયતાએ તો મને આકર્ષ્યો જ છે, પણ મનોરમ મૂર્તિઓથી પણ વધારે મૂર્તિમાં પ્રતિષ્ઠિત દેવનાં દર્શન કરીને પોતાને ધન્ય માનનાર ભક્તોની આંખોમાં મેં ધર્મનું ગૂઢ રહસ્ય ભાળ્યું છે. આજે મૂર્તિપૂજાના વિધિ પર મારો વિશ્વાસ પહેલાં જેટલો રહ્યો નથી. તોપણ પ્રસંગ આવ્યે મૂર્તિની પૂજા કરવાની હું ના ન પાડું.

આપણાં મંદિર, આપણી ચિત્રકળા, આપણું સંગીત, આપણું ધાર્મિક સાહિત્ય, આપણી સ્થાપત્યકુશળતા એ આપણી સંસ્કૃતિના એકએક સુભગ અંશનાં પ્રતિનિધિ છે. ધાર્મિકતા અને કલારસિકતાનો સમન્વય આપણા ઉત્સવોમાં ને મંદિરોમાં જોઈ શકાય છે. પ્રભુસેવા અને જનસેવા ભિન્ન નથી, એક જ છે. એ જો જોવું હોય તો તે સારાં મંદિરોમાં જોવા મળે છે. એક વખત એવો હતો જ્યારે દરેક મંદિર આપણા ધાર્મિક ને સામાજિક જીવનનું જીવતુંજાગતું મથક હતું. આપણો સમાજ જો ફરી પાછો એવો જ ધર્મપ્રાણ બની જાય તો આપણાં મંદિરો મારફતે આપણે ધર્મજાગૃતિ અને સમાજસેવાનું ઘણું કામ કરી શકીએ, અને એમાંથી આપોઆપ આપણું સાત્ત્વિક સંગઠન પણ થઈ શકે.

પણ આપણે સનાતની હિંદુઓએ આપણી જડ ભક્તિ અને અસંસ્કારી ઉપેક્ષાથી મંદિરોની જેટલી દુર્દશા કરી છે એટલી તો કદાચ મૂર્તિભંજકોએ પણ નહીં કરી હોય. ઘણાંખરાં મંદિરોમાં આજે નથી દેખાતી સ્વચ્છતા અને નથી દેખાતી શાંતિ, પછી પવિત્રતા તો ક્યાંથી જ હોય? પૂજાવિધિ આપણે છેક જ યાંત્રિક બનાવી દીધો છે. હોટેલમાં નોકરો કંઈ જ શ્રદ્ધા કે આદર્શ વિના સેવા કર્યા કરે છે તેમ જ મંદિરોના પૂજારી ગમે તેમ પૂજાવિધિ આટોપીને છૂટા થાય છે. જે ભક્તજનો મુગ્ધ ભક્તિથી પ્રેરાઈને મંદિરમાં આવે છે તેમની ભક્તિ પર આ પૂજારીઓની બેદરકારીથી કેટલો સખત આઘાત થાય છે એ તેઓ કહી બતાવતા નથી. વળી ઘણા ભક્તો તો એમ કહીને સંતોષ માને છે કે ચંદનવૃક્ષની આસપાસ સાપ તો રહેવાના જ, એને સહન કરવા એ પણ ભક્તિનું એક આવશ્યક અંગ છે.

જે મંદિરમાં આવી અસંસ્કારિતા ઉપરાંત અનાચાર પણ છડેચોક ચાલતો હોય ત્યાંની તો વાત જ ન કરવી સારી.

આટલું છતાં મંદિરો પ્રત્યેની નિષ્ઠા ઘટતી નથી — ઘટે પણ છે તો ઊડી નથી જતી. પણ જ્યારે એમ ખબર પડે છે કે અમુક મંદિરમાં હરિજનોને પ્રવેશની છૂટ નથી, ત્યારે તો એ મંદિરમાં મને ભગવાન દેખાતા સરખા નથી. એ જાતનો પ્રથમ આઘાત મને બેઝવાડામાં થયેલો. ત્યાં મંદિરપ્રવેશ તો કોરે રહ્યો, જે ટેકરી પર મંદિર છે તેના ઉપરના અડધા ભાગમાં પણ હરિજનોને જવાની મનાઈ છે! જે મંદિરમાં હરિજનોનો પ્રવેશ નથી ત્યાં અધાર્મિકતાનું જ વાતાવરણ છે એમ

હું માનું છું. ત્યાં જતાં જ મન અકળાઈ જાય છે. શાકુંતલ નાટકમાં કણ્વના આશ્રમનો બ્રહ્મચારી શહેરમાં પેસતાં જ બોલી ઊઠે છે: "હું નાહેલો છું છતાં લાગે છે કે જાણે તેલ ચોળીને બેઠો છું; સ્વચ્છ છું છતાં લાગે છે જાણે આખું શરીર મેલું છે," એના જેવી દશા મારા મનની થઈ જાય છે. મંદિરમાંથી આપણે જે મેળવવા માગતા હોઈએ એથી ઊલટું જ નજરે પડે ત્યારે ગ્લાનિ પામીને ત્યાંથી તરત પાછા જ ફરવું પડે છે.

એવી જગાએ આપણાથી જઈ શકાય કે નહીં એવો પ્રશ્ન જ મનમાં ઊઠતો નથી; મન જ ત્યાં જવાની ના પાડે છે.

તોપણ સ્થાપત્ય અને મૂર્તિવિધાનનાં અધ્યયનની જૂની વૃત્તિ પ્રબળ હોવાથી કોઈકવાર હું પ્રખ્યાત મંદિરોમાં જાઉં પણ છું. સોમનાથના મંદિરનાં ખંડેર કે વિજય-નગરનાં ભાંગ્યાંતૂટયાં રાજમંદિરોમાં જેમ પુરાતત્ત્વનું નિરીક્ષણ કરવા જાઉં છું એ જ વૃત્તિથી આવાં મંદિરોમાં પણ જાઉં છું; એથી વધારે કશો ભાવ મનમાં પેદા થતો નથી.

મંદિરમાં જઈને કોઈ સનાતની મિત્રને હું હરિજનસેવા અને અસ્પૃશ્યતા-નિવારણની પ્રવૃત્તિ વધારે સારી રીતે સમજાવી શકું એટલા માટે પણ કોઈક વાર મંદિરોમાં જાઉં છું. એ વખતે ધ્યાન મંદિર અને મંદિરના વાતાવરણ તરફ નથી જતું, પણ પેલા સનાતની મિત્રના શુદ્ધ હૃદય તરફ જ જાય છે.

આ બે પ્રસંગો બાદ કરતાં હરિજનનો જ્યાં બહિષ્કાર છે એવા મંદિરમાં જવાનું મને કોઈ કહે તો મારે માટે એ સખત અને અસહ્ય સજા થઈ પડે. જે સજ્જનો હરિજનસેવાને પોતાનું પરમ પવિત્ર કર્તવ્ય માને છે તેમણે પોતાનાં હૃદયને જ પૂછવું જોઈએ કે પોતે કયા ભાવથી મંદિરમાં જાય છે ને ત્યાંથી કયો ભાવ લઈને પાછા આવે છે.

૨૬–૮–'૩૪

# વધારે મહત્ત્વ કોને ?

મંદિરપ્રવેશની બાબતમાં જે મુશ્કેલીઓ પડેલી છે તે જોઈને કેટલાક લોકો મંદિરપ્રવેશના સવાલનું મહત્ત્વ જ ઓછું કરવા માગે છે. તેઓ કહે છે, હરિજનોની નાણાંની અને કેળવણીની સ્થિતિ સુધારો એટલે અસ્પૃશ્યતા આપોઆપ નીકળી જશે. આ વિચારસરણીમાં દોષ રહેલો છે. જો અસ્પૃશ્યતા જાય તો સામાન્ય હિંદુઓ માટે કેળવણીની જે સગવડો છે તે હરિજનોને એની મેળે મળી જશે. એ જ પ્રમાણે અસ્પૃશ્યતા ગઈ એટલે મજૂરીના, કારીગરીના અને બુદ્ધિશક્તિના જેટલા ધંધા છે તે બધા જ હરિજનોને માટે ખુલ્લા થયા. ઉત્તમ કેળવણી પામેલા અને

સધનં હરિજનોને પણ સવર્ણોમાં ભળવા જેટલું સ્થાન નથી મળતું એવો બધી જગાનો અને ખાસ કરીને મદ્રાસ તરફનો અનુભવ છે.

મંદિરપ્રવેશ એ હરિજનોની આધ્યાત્મિક ભૂખ ભાંગવાનું સ્વાભાવિક સાધન હોવા ઉપરાંત એ અસ્પૃશ્યતાનિવારણની છેલ્લી કસોટી પણ છે. અસ્પૃશ્યતાનું મુખ્ય મૂળિયું, એનું બધું જોર એની 'ધાર્મિકતા'માં છે. ત્યાંથી એ નીકળી ગયું એટલે બાકીના બધા રસ્તા એની મેળે ખુલ્લા થશે.

ટૂંકી દૃષ્ટિવાળા હરિજનોને થશે કે મંદિરમાં દર્શન કરવાનો હક મળ્યો એમાં આપણા ગજવામાં શું પડવાનું હતું? એના કરતાં ભણવા માટે શિષ્યવૃત્તિ મળે, કેળવણી મફત મળે, ધંધાઓમાં પ્રવેશ થાય તો સ્પષ્ટ દેખી શકાય એવો લાભ તો થશે! પણ એ વિચારમાં ભૂલ છે. ચાર કરોડ હરિજનોને માટે અક્ષરજ્ઞાનની કે ધંધાની કેળવણીની નોખી સગવડ કરવી અશક્ય છે. શિષ્યવૃત્તિઓ આપી આપીને કેટલી આપી શકાવાની છે? જ્યાં આખા દેશમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ નહીં જેવું છે ને કેળવણીની સગવડના સાંસા છે ત્યાં ચાર કરોડ જનતાની સ્વતંત્ર વ્યવસ્થાની કલ્પના પણ કેમ સેવાય? હરિજનો માટે કેળવણીની જેટલી સગવડો ઊભી કરી શકાય તેટલી કરવા છતાં મુખ્ય ભાર તો અસ્પૃશ્યતાનિવારણ ઉપર જ મૂકવો જોઈએ કે જેથી બીજાઓ માટે કેળવણીની જેટલી સગવડો આજે મોજૂદ છે તે બધી હરિજનો માટે એની મેળે ખુલ્લી થાય.

૨૭-૮-'૩૩

# ગોધરાના અંત્યજો

ગુજરાતના રાજદ્વારી જીવનનો આરંભ ગોધરામાં થયો. ગુજરાતની રાજકીય નીતિ ગોધરામાં જ નક્કી થઈ. આ નવા જીવનને અને તેજસ્વી નીતિને લોકમાન્ય તિલકનું આશીર્વચન પણ ત્યાં જ મળ્યું. અને ગોધરામાં એ જ વખતે ગુજરાતનું રાષ્ટ્રીય પ્રાયશ્ચિત્ત પણ શરૂ થયું. પહેલી ગુજરાત રાજકીય પરિષદ સાથે ઢેડવાડામાં એક મેળાવડો થયો હતો જેને પાછળથી અંત્યજ પરિષદનું નામ મળ્યું, એની સાથે એક અંત્યજ શાળા પણ સ્થપાઈ. આ શાળામાં મુસલમાન માસ્તરો કામ કરતા. પણ હિંદુ સમાજનું કલંક હિંદુ જ ધોઈ શકે. ઈસ્લામી ભાઈઓ તેમાં મદદ ભલે કરે, પણ પ્રાયશ્ચિત્ત તો જેનું તેણે જ લીધે છૂટકો. આખરે આ શાળા એક બ્રાહ્મણે હાથમાં લીધી અને ત્યારથી માંડીને એ શાળા ઠીક ઉન્નતિ કરી રહી છે. એ શાળા જોવા હું ઘણી વાર ગોધરે ગયો છું અને એ શાળાની વાસ્તવિક સ્થિતિ અને ગોધરા-ની વસ્તીનું એ શાળા પ્રત્યેનું વલણ મેં તપાસ્યું છે. ગોધરામાં હિંદુ અને મુસલ-માન બન્ને વસ્તી સરખી જ ગણાય. અંત્યજોનો સવાલ ખાસ કરીને હિંદુ સમાજનો છે અને તેનો ફડચો હિંદુ જ કરે એ યોગ્ય છે છતાં મુસલમાન ભાઈઓ એમાં

મદદ ન કરી શકે એમ નથી. પણ જ્યાં હિંદુઓની જ સહાનુભૂતિ આટલી ઓછી ત્યાં મુસલમાનોની મદદની તો આશા જ ક્યાંથી કરવાની?

આજે ગોધરામાં અંત્યજોનો કનિષ્ઠ વર્ગ એટલે ભંગી વર્ગ શહેરની ભાગોળે ચાર ઠેકાણે રહે છે, ત્યાં એમની દશા અત્યંત દયામણી છે. અસ્પૃશ્યતા એ એક જ હાડમારી તેમને નથી. આટલા મોટા શહેરને આશરે રહેતા છતાં બિચારા ભંગીઓને પીવા પૂરતું પાણી પણ મળવાની મારામાર છે. એમનાં મકાનો ખરાબ જગાએ અને ખરાબ દશામાં છે. ચોમાસામાં એમના વાસમાં એટલો બધો કીચડ અને કોહવાટ થાય છે કે કુદરતમાં માણસને ગમે તે સ્થિતિમાં જિવાડવાની શક્તિ ન હોત તો આ અંત્યજોમાંથી ભાગ્યે જ કોઈ માણસ આજ સુધી જીવતો રહ્યો હોત. આપણે અંત્યજવર્ગને અસ્પૃશ્ય રાખ્યો તેથી જ આપણે તેમની પ્રત્યે આટલી હદ સુધી બેદરકાર થઈ શક્યા. પણ કુદરતે તો એનો બદલો લીધો જ છે. ગોધરાના શહેરીઓ જો મને માફ કરે તો હું એમ કહેવા ઇચ્છું છું કે આજે ગોધરામાં બધા જ અંત્યજો થઈ ગયા છે. ગોધરામાં એક મોટું તળાવ છે. આટલું સુંદર તળાવ દરેક શહેરના ભાગ્યમાં જવલ્લે જ હોય છે. છતાં ગોધરાના લોકોએ તે વિશે એટલી બધી બેદરકારી રાખી છે કે ઉનાળામાં તો તે નરકકુંડનો જ ચિતાર આપે છે. લોકો આ તળાવમાં બધી જ ક્રિયાઓ કરે છે. ઢોરોને પણ આ જ તળાવ કામ આવે છે; વાસણકૂસણ તેમ જ લૂગડાં પણ આ જ તળાવમાં સાફ (?) થાય છે, અને મેં સાંભળ્યું એ સાચું હોય તો આ પાણીથી દાળ સારી ચડે છે એટલા માટે કેટલાક લોકો આ પાણીનો રસોઈમાં પણ ઉપયોગ કરે છે!! પાણીનો રંગ એટલો બધો લીલો છે કે તેને કુટિલ અને ઝેરી રાજનીતિની જ ઉપમા છાજે.

ગોધરાનું બીજું ઘરેણું ત્યાંની નદી છે. નદીમાં પાણી ન હોય ત્યારે પણ રેતીના વિશાળ પટની સુંદરતા સામાન્ય નથી હોતી. સાંઝરે ફરવા જવાને અને હવા ખાવાને આથી સુંદર સગવડ કઈ હોય? છતાં આ પટનો લોકો શૌચની જગા કરતાં વધારે સારો ઉપયોગ નથી કરતા! જ્યારે જ્યારે ત્યાં હું ફરવા ગયો છું ત્યારે ત્યારે ત્યાંની અસહ્ય બદબોથી મારું માથું ચડ્યું છે. છતાં ત્યાંના લોકોને તો એનું કશું લાગતું નથી. તેઓ બેધડક આ ગંદકીમાં જ હવા ખાવા (!) બેસે છે!

રસ્તાઓની પણ એ જ દશા. જ્યાં જાઓ ત્યાં વિષ્ટા અને પેશાબની બદબો. એક દિવસ ત્યાંના કિલ્લાની દીવાલ પાસે થઈને હું પસાર થતો હતો. કિલ્લાની અંદર પોલીસ લાઇન્સ આવેલી છે, અને તેના દરવાજાના મોં આગળ એક સનાતન ઉકરડો છે. આસપાસ બધે લોકોએ સવારે ગંદકી કરી મૂકેલી. ગેટ ઉપર એક પોલીસ સિપાઈ ઊભેલો તે આ ગંદકી કરનારા ગેરહાજર લોકો ઉપર અશ્લીલ ગાળો વરસાવી તે ગંદકીમાં ઉમેરો કરતો હતો. આમ આંખ, નાક અને કાનને ગોધરાના અંત્યજપણાની ખાતરી થતી હતી. પાસે જ એક દારૂનું પીઠું આ ગંદવાડના યજ્ઞની પૂર્ણાહુતિ કરતું હતું.

આ તો સામાન્ય દશા હશે. એમાં વળી આ વરસે નવો ઉમેરો થયો. ગોધરામાં વડવાગળાંની વસ્તી સારી છે. આ વરસે ઉનાળો પણ સારો તપ્યો. તેથી સંખ્યાબંધ વાગળ લોકોએ આંખો મીંચી મીંચીને પ્રાણ છોડયા. તેમની ઉત્તરક્રિયા કોણ કરે? ઝાડ ઉપર ટિંગાતું એક વાગળ મેં જોયું. તે ત્યાં કેટલા દિવસથી ટિંગાતું હતું તેની મને અટકળ નથી, પણ તેનું માથું સડીને પડી ગયું હતું અને ધડ તડકામાં તપ કરી રહ્યું હતું!

શહેર સાફ રાખવાની ફરજ અંત્યજવર્ગની છે અને એ સફાઈનો આદર્શ હમેશાં ઉચ્ચ અને જાગૃત રાખવાની ફરજ ઉપલા વર્ગોની છે. પણ એ વર્ગોએ અંત્યજોને અસ્પૃશ્ય માન્યા, અંત્યજોના ધંધાને હલકો કહ્યો, તેનો વિચાર સરખો કરવો પણ ગંદું કામ મનાયું, અને પરિણામે બધા જ પડયા. શહેરને સાફ રાખનાર ભંગીવર્ગ પોતે એટલો મેલો રહે છે કે ભંગીવાડામાં જવાથી જ તેનો ખ્યાલ આવી શકે. ઘરો અથવા ઝૂંપડાંઓ અંદરથી તેમ જ બહારથી ગંદાં, છાપરાં પર નળિયાંને બદલે ફૂટેલા ઘડાના કકડા અને માટલાંની ઠીબો, આસપાસ હાડકાંના ટુકડા—આવી સ્થિતિમાં આ લોકો રહે છે; એઠવાડ અને મડદાલ માંસ ખાઈને જીવે છે અને દારૂ પીને ભાષામાં ગાળો અને અશ્લીલ શબ્દોનો સંગ્રહ અમર રાખે છે. બીજા પ્રાંતોમાં મેં અંત્યજોના વાસ જોયા છે. આસપાસ ઉકરડો તો હોય જ છે. પણ અંદરથી ઘરો ઘણી વાર આપણાં ઘરો કરતાં પણ સ્વચ્છ જોયાં છે. ઉકરડામાં પણ પડી પડી કોહ્યા કરે એવી ચીજો નથી હોતી. બોલપુરના શાન્તિનિકેતન પાસેના એક ભંગીવાડાનું દૃશ્ય આ ક્ષણે મારી નજર સામે તરી રહ્યું છે. આ ભંગીવાડામાં એઠવાડનું તો નામ નહોતું. દરેક ઓરડી સાફ અને લીંપેલી, વાસણો અને માટલાંમોરિયા પણ તેટલાં જ સાફ, આંગણામાં તુળસીકયારા, સામે કુંકુમના સાથિયા પૂરેલા. આખો દિવસ આ લોકો પરસેવો વાળીને કામ કરે ને રાત્રે ભજન ગાય. એમનું નિષ્પાપ સાદું જીવન જોઈ મારા મનમાં તો અદેખાઈ ઉત્પન્ન થયેલી.

ગોધરામાં આવું કશું જ ન જોયું. ત્યાં તો મામા છોકરાંઓને નિશાળમાં લઈ જવા આવે તો કેટલાંક માબાપો તેમને દૂરથી આવતા દેખી છોકરાંઓને ભગાડી મૂકે. બીડી ન પીનાર છોકરો ભાગ્યે જ મળે. માત્ર કેટલાક છોકરાઓ ઉપર મામાના શિક્ષણની સારી છાપ પડી છે. તેઓ આવીને પોતાનાં માબાપોની અને પાડોશીઓની સાચી ખબર આપે છે, એટલું જ નહીં પણ પોતાની બાળબુદ્ધિ પ્રમાણે તેમને સુધારવાનો પણ પ્રયત્ન કરે છે.

હમણાં હમણાં અંત્યજ શાળાના શિક્ષકોએ રોજ રાત્રે આ ભાગોળોમાં ફરી અંત્યજો જોડે નિરાંતે વાતો કરવાનો રિવાજ પાડયો છે. રસ્તા કેવી રીતે વાળવા એનો વસ્તુપાઠ અંત્યજ લોકોને એમના જ ફળિયામાં આપવાની શરૂઆત થઈ છે. અંત્યજોને માટે એક છાત્રાલય પણ ખોલવામાં આવ્યું છે, ત્યાં છોકરાઓ સવારે ઊઠીને પ્રાર્થના કરે છે. ઘેર જઈ નાહી ધોઈ ભણવા આવે છે. બપોરે સૂતર કાંતે

છે. રાત્રે એઠવાડ ખાઈ સૂવા છાત્રાલયમાં આવે છે. એમનાં કાળાં કાળાં સાફ શરીરો ઉપર ધોળી બાસ્તા જેવી ખાદી ખૂબ શોભે છે.

આમ ગોધરામાં પ્રાયશ્ચિત્તનું કામ ચાલી રહ્યું છે. એવે વખતે ગોધરાના શહેરીઓની ફરજ શી? ગોધરાના હિંદુઓની ફરજ શી છે? તેઓએ આ પ્રાયશ્ચિત્તમાં હિસ્સો આપવો ઘટે છે એ તો સ્પષ્ટ છે. ઓછામાં ઓછું લોકો આ કામમાં વિઘ્ન ન નાખે એટલું જોવાની તો તેમની ફરજ છે જ. અંત્યજોને અસ્પૃશ્ય માનવામાં જ ધર્મ છે એ ભ્રમણામાં જેઓ હજી છે અથવા જેઓ પોતાનાં વૃદ્ધ સંબંધીઓને નારાજ કરવાની બીકે અસ્પૃશ્યતાનિવારણ નથી કરી શકતા તેઓને માટે પણ અંત્યજ સેવાનું બીજું કંઈ કાર્ય નથી એમ નથી. દાખલા તરીકે ગોધરાના આગેવાન શ્રી. વામનરાવ મુકાદમ હજી અસ્પૃશ્યતાનિવારણ નથી કરી શક્યા, છતાં તેઓ બપોરે અને રાત્રે ઢેડવાડામાં જઈ અંત્યજો સાથે બેસી તેમને દારૂ ત્યાગવાનો ઉપદેશ કરે છે અને પછી ઘેર જઈને નાહી લે છે. અસ્પૃશ્યતાના વિરોધી તરીકે મને તેમનું આ કરવું ચાહે તેટલું અણગમતું હોય તોપણ આથી એમના પ્રત્યેની મારી માનબુદ્ધિ ઓછી નથી થતી. પણ કેટલાક મહાબ્રાહ્મણો તો જુવાન વિદ્યાર્થીઓની અસ્પૃશ્યતા-નિવારણ તરફ સહનુભૂતિ જોઈ તેમને ન્યાત કે ચોરાશી બહાર મૂકવાનો પ્રયાસ કરવામાં જ ધાર્મિકતા જોઈ રહ્યા છે! શૌચ, સત્ય, ક્ષમા, દયા, અહિંસા, તિતિક્ષા વગેરે ધર્મનાં લક્ષણોનો આચાર અને પ્રચાર કરવામાં આ લોકો પોતાની શક્તિનો પ્રયોગ કરે તો ધર્મકાર્ય વધારે થાય; પણ દુઃખની વાત એટલી જ છે કે તેમને હિસાબે તો અંત્યજોને અને અંત્યજસેવકોને હેરાન કરવામાં જ આજે ધર્મસેવા રહી દેખાય છે.

ગોધરાની મ્યુનિસિપાલિટીએ અંત્યજોની દશાનો કશો વિચાર કરવાનું તો એક કોરે રહ્યું, પણ શહેરના દરવાજા પાસે રહેતા અંત્યજોને ત્યાંથી કાઢી મૂકી તેમને દૂર કાઢયા છે, જ્યાં એ બિચારાઓને ખરાબમાં ખરાબ ઘરોને માટે પણ હદ બહારનું ભાડું ભરવું પડે છે. પૂછપરછ કરતાં એમ જણાયું કે આમાં મ્યુનિસિપા-લિટીના કરતાં સરકારનો જ વાંક વધારે છે. તે ગમે તેમ હોય, એ તો સાચું જ કે શહેરસફાઈના કામમાં ગોધરાની મ્યુનિસિપાલિટી ગોધરાના અંત્યજોના જેટલી જ બેદરકાર છે. ગોધરાના અંત્યજ આશ્રમ પાસે એક ઢોરોની ઇસ્પિતાલ છે. અંત્યજોનાં ઘરોની સરખામણીમાં આ મકાનને રાજમહેલ કહેવું જોઈએ.

કર્મનો સિદ્ધાંત અબાધિત છે. કરીએ છીએ તેવું જ લણીએ છીએ. અંત્યજોનો તિરસ્કાર કરવા જતાં આપણે જાતે જ અંત્યજ બન્યા છીએ. હવે પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્તનું પર્વ શરૂ થયું છે. તેમાં ગોધરાના સર્વ વર્ણના અંત્યજો પોતાનો મેલ ધોઈ નાખે એવી પરમેશ્વર પાસે મારી પ્રાર્થના છે.

૧૬–૬–'૨૧

# બહિષ્કૃત ભાવનગર

અનેક રીતે ભાવનગર કાઠિયાવાડનું આભૂષણ છે. જૂના વખતમાં રુદ્રદામને જૂનાગઢ પાસે તળાવ બાંધેલું તે વખતે જૂનાગઢની જે શોભા હશે તેવી શોભા બોર તળાવને લીધે ભાવનગરની આજે છે. આ તળાવમાં જો પેલો સુંદર બેટ ન હોત તો તેની શોભા સંસ્મરણીય ન થાત. સવારે, સાંજે અથવા અજવાળી રાત્રે આ બેટ ઉપર બેસી માણસ કલાકો સુધી ધ્યાન કરે તોપણ થાકે નહીં. ભાવનગર શહેર સામાન્ય રીતે સ્વચ્છ અને સુંદર ગણાય. ભાવનગરની હવા પણ સારી છે. લોકો સુખી છે. રાજધાનીનું શહેર રહ્યું એટલે દરેક જાતની સગવડ છે. પ્રજા પાસેથી મેળવેલા પૈસાનો પ્રજાને લાભ થાય એ શુદ્ધ હેતુથી ભાવનગરના રાજાઓએ આ શહેરમાં સાર્વજનિક સુખાકારીનાં અનેક સાધન કરી મૂકેલાં છે. આ શહેરમાં રહેવાથી જ સામાન્ય માણસ અનેક જાતના સંસ્કારો કેળવી શકે છે. સુંદર ઈમારતો જોઈ સ્વાભાવિક રીતે સામાન્ય માણસને પણ કળાનું શિક્ષણ મળી રહે છે. દેશી રાજ્યોની રાજધાનીને છાજે તેવાં રીતભાત અને નાગરપણું સામાન્ય લોકોના વ્યવહારોમાં છે. આમ આબાદીનો, સંસ્કારોનો અને કેળવણીનો લાભ પ્રજાને પૂરેપૂરો મળે છે. દક્ષિણામૂર્તિ જેવી સુંદર અને પીઢ સંસ્થા અને મજાનું બાલમંદિર ભાવનગરની પ્રજાને સાચી કેળવણી આપે છે.

માત્ર એક જ વર્ગને આ સર્વ લાભોથી વંચિત રાખવામાં આવ્યો છે. ભાવ-નગરના અંત્યજો ભાવનગરમાં રહી શકતા નથી! જૂના વખતમાં બધા અંત્યજો આ શહેરની ભાગોળે જ રહેતા. કહેવાય છે કે દસ પંદર વર્ષ ઉપર ભાવનગરમાં પ્લેગ ફાટી નીકળવાથી ત્યાંના ઢેડચમારોને શહેર પાસેથી ખસેડી બે માઈલ દૂર એક ટેકરીની પાછળ કાઢવામાં આવ્યા. અમારા શહેરમાં જ્યારે પહેલવહેલો પ્લેગે પ્રવેશ કર્યો ત્યારે એક બીકણ અને જીવલોભી માબાપ પેટના દીકરાને પ્લેગ થયેલો જોઈ શહેર બહાર મૂકી આવ્યાં હતાં. આખા શહેરમાં આને સારુ તેમની નિંદા ચાલેલી. त्यजेदेकं कुलस्यार्थे એ ન્યાય તે વખતે લોકોએ લાગુ ન કર્યો. ભાવનગરના અંત્યજો શું ઈશ્વરનાં સંતાન ન હતાં? શું તે સમાજનાં એક અંગ ન હતાં? આજે જ્યાં તેમને રહેવું પડે છે ત્યાંની જમીનમાં ઊધઈલૂણાનો પાર નથી, તેથી ત્યાં મકાનો ટકતાં નથી. વળી શહેરથી એટલું દૂર હોવાને લીધે ત્યાં રહીને અંત્યજોના રોજગારને પણ ધક્કો લાગે જ એ દેખીતું છે. ભાવનગર જઈ વેપારીને ત્યાંથી સૂતર લઈ પાછા આવતાં જો વાર થાય તો લૂંટાઈ જવાનો ભય. દોઢસો ઘરની વસ્તીમાં પોલીસનો એક સિપાઈ રાખવામાં આવેલ છે! કોઈ માંદું પડે તો બે માઈલની અંદર કશી મદદ મળવાની આશા નહીં. અંત્યજોને માટે

મને દુ:ખ થાય છે. તેં વણેલી શુદ્ધ ખાદી પહેરવામાં જ હું મગરૂરી ને આબરૂ માનું છું.' આથી વધારે હું કશું જ કહી શક્યો નહીં.

ત્યાંથી અમે ચમારવાડામાં ગયા. ત્યાં કાદવમાં હાડકાં, શિંગડાં, વાળ ને ચામડાં હતાં. દુર્ગંધ તો એવી આવતી હતી કે ક્ષણવાર મનમાં વિચાર આવ્યો કે આ લોકોને શહેરથી આટલા દૂર રાખે છે તે ઠીક જ છે. પણ બીજી જ ક્ષણે મેં વિચાર્યું કે આ લોકોએ પણ આવી દુર્ગંધમાં કાં રહેવું? જે દુર્ગંધ મારે માટે અસહ્ય છે તે દુર્ગંધમાં આ મારા ભાઈઓ રહે તે શું મને લાજમ છે? તેઓ જે ચામડાનું કામ કરે છે તે તો મારે માટે જ છે. મારે જોડા જોઈએ, ચામડાના પટા જોઈએ, વાધરી જોઈએ. તેથી જ આ લોકોને આ કામ કરવું પડે છે. જો સમાજને આ વસ્તુઓની ને આ લોકોની સેવાની જરૂર છે તો સમાજે એક સ્વતંત્ર ચર્મશાળા (ટૅનરી) કાં ન બાંધવી? જ્યાં માંસચામડાં સડે તે જ જગાએ આપણા ભાઈઓ કાદવમાં જિંદગી ગુજારે એ શું ધર્મ છે? આપણે આ લોકો સામું ન જોઈ તેમને ગંદા રહેવાની ફરજ પાડીએ છીએ. અને પછી તેઓ ગંદા રહે છે ત્યારે એ જ કારણસર આપણે તેમનો તિરસ્કાર કરીએ છીએ અને તેમાં કશું ખોટું નથી કરતા એમ માનીએ છીએ! આ શું વાજબી છે? એવી જાતની દલીલ તો બીજી પ્રજાનું સ્વરાજ્ય છીનવી લેનાર અને પછી તેમને સ્વરાજ્યને નાલયક કહેનાર સામ્રાજ્યોને જ શોભે.

જે ભાવનગરે પોતાના ઢેડચમારોને આવો દેશવટો આપ્યો તે જ ભાવનગરે ભંગીઓને શહેર પાસે રહેવાની સગવડ કરી આપી છે, કેમ કે તેમનો તેને રાત-દિવસ ખપ છે! પ્રત્યક્ષ સ્વાર્થનો જ્યાં સવાલ છે ત્યાં ધર્મની દલીલ મોળી પડે છે. ભંગીઓને માટે નળની વ્યવસ્થા છે, શહેરની જુદી જુદી દિશાએ આ ભંગી-ઓના જુદા જુદા વાસ છે. તે જોવાનું બન્યું નહીં. આ અંત્યજોને માટે એક નિશાળ ભાઈશ્રી કપિલરાયની દેખરેખ નીચે ચાલે છે. આ શાળા ભાવનગરની બહાર છે. ઢેડવાડાથી પૂરી એક માઈલ દૂર છે. ત્યાં ઢેડ, ભંગી ને ચમારનાં છોકરાં-ઓ સાથે બેસીને ભણે છે. હું ગયો ત્યારે નિશાળને રજા પડી હતી. મેં સાંભળ્યું છે કે ત્યાંના શિક્ષક અંત્યજોના કાર્યમાં રસ લેનારા અને ખૂબ ઉત્સાહપૂર્વક કામ કરનારા છે. આ ચોમાસાના દહાડામાં ઢેડચમારનાં બાળકોને કેળવણી લેવા માટે કેટલાંય ખેતરો ખૂંદતા એક માઈલ નિશાળે જવું ને એક માઈલ આવવું કેટલું ત્રાસદાયક થઈ પડતું હશે તેની કલ્પના ભાવનગરના રહેવાસીઓને કે અમલ-દારોને હોત તો ઘડી એકનો પણ વિલંબ કર્યા વગર પહેલાં હતા ત્યાં લાવીને ઢેડને ફરી વસાવત. એક ચુસ્ત બ્રાહ્મણ મિત્ર સાથે વાત કરતાં મેં જાણ્યું કે કાઠિયા-વાડમાં ઢેડચમાર કરતાં ભંગી લોકો વધારે અસ્પૃશ્ય મનાય છે, કેમ કે તેઓ આખો દિવસ મેલું કામ કરવામાં રોકાયેલા રહે છે અને નહાયધુએ છે પણ ઓછું. આ જો સાચું હોય તો ભંગીઓ મૂકી ઢેડચમારોને જ ગામને સીમાડે મૂકવામાં કયો ન્યાય રહ્યો તે હું સમજી શકતો નથી. અંત્યજોની ચર્ચા કરતાં આ વૃદ્ધ બ્રાહ્મણે

બજારની સગવડ પણ ક્યાંથી હોય? મીઠુંમરચું કે દીવાસળી જેવી ચીજને સારુ પણ બે માઈલનો ધક્કો ખાવો જ પડે.

આવી દશામાં ઘણા અંત્યજોએ ગામ છોડયું, કેટલાક મરી ફીટયા, ને આજે ભાવનગરનો ઢેડવાડો એક ખંડેર થઈ ગયેલ છે. અને તે પ્રાચીન વૈભવનું ખંડેર નહીં, પણ વર્તમાન દારિદ્ર્યના ખંડેરરૂપે છે. દોઢસો ઘરમાં એકે ઘરની દીવાલ સાબૂત નથી.

ઢેડવાડામાં જે બે ચાર રસ્તાઓ છે ત્યાં જ્યાં કાદવ નથી ત્યાં ઘાસ ઊગેલું છે. આ ઢેડવાડાના બે ભાગ છે. એકમાં વણકર ઢેડ લોકો વસે છે, બીજામાં ચમાર લોકોની વસ્તી છે. બધી વસ્તી નવી હોવાથી રસ્તાઓ પહોળા, ઘરો સીધી લીટીમાં ને હારબંધ, વચમાં એક કૂવો, એ બધું ઠીક છે. શહેરથી દૂર રહેવાથી શહેરનાં કેટલાંક વ્યસનોમાંથી પણ આ લોકો મુક્ત છે ખરા. પણ તેથી આ લોકોની ઉન્નતિ થઈ છે એમ ન કહેવાય, કારણ કે તેમને આ સ્થિતિ પરાણે ભોગવવી પડે છે. આ લોકો દારૂ ખૂબ પીતા હતા, પણ બે વર્ષ ઉપર ગાંધીજી આ ઢેડવાડો જોવા ગયેલા તે દિવસથી આ લોકોએ દારૂ છોડી દીધો છે. મેં તેમને પૂછયું, તમારામાં હજુ કોઈ દારૂ પીએ છે ખરા? બધાએ ના પાડી. એક જણે કહ્યું 'દારૂ પીએ તો ખાસડાં ન ખાય? એક પણ માણસ અહીં દારૂ પીતો નથી.' તેની આ જુબાની અક્ષરશઃ સાચી છે કે નહીં તે હું નથી જાણતો; પણ સામાન્ય રીતે આ લોકોએ દારૂ છોડયો છે એ વિશે શંકા નથી. વધારે તપાસ કરતાં એક દુઃખદ વાત સાંભળી. તે એ કે કેટલાક ઢેડોએ દારૂ છોડી અફીણની ઉપાસના આદરી છે! એક બે ઢેડાના ગળામાં મેં સોનાની કંઠી જોઈ, તેમનાં બહાર સુકાતાં કપડાં કીમતી અને વિલાયતી હતાં. મારા મનમાં થયું, આ ઢેડના જેટલી સંપત્તિ મારી પાસે હોત તો આવા અરક્ષિત સ્થળમાં રહેવાની મારી હિમ્મત તો ન જ ચાલત. બાપડો અંત્યજ છે એટલા જ અપરાધની ખાતર રાજ્ય તરફથી તેને પૂરતું રક્ષણ પણ મળતું નથી!

ઢેડો બધા મિલનું સૂતર વણતા હતા, છતાં રેંટિયાનો સંદેશો તેમને કાને પહોંચ્યો હતો. એક જણે કહ્યું 'અમે અમારાં નામો મહાસભામાં નોંધાવ્યાં છે. હવે પછી અમને હાથે કાંતેલું સૂતર મળશે તે જ અમે વણીશું. અમારે શું? જે સૂતર આપશો તે વણી આપીશું.' અત્યાર સુધી આ લોકોને મિલના સૂતર કરતાં હાથે કાંતેલું સૂતર વણવાની મજૂરી ઓછી મળતી હતી. તેમના શરીર ઉપર પરદેશી કપડાં જોઈ તેમને સ્વદેશી કપડાં વાપરવા વિશે મેં સમજાવીને વિનંતી કરી. તેમને સમજતાં વાર ન લાગી, પણ પેલો ઢેડ જેનાં રેશમી કપડાં સુકાતાં હતાં તેને કશો ઉપદેશ કરવાની મારી હિમત ન ચાલી. જે જાતિને આપણે આજ સુધી દબાવ્યે રાખી, જેમની સામે આપણે સ્મૃતિઓ રચી અને જેમને દબાવેલી રાખી આપણે પોતે આટઆટલા કાળ મોજશોખ કર્યા, તેમને એક દિવસમાં પશ્ચાત્તાપ કરી પાવન થયેલા આપણે કયે મોઢે કહીશું કે તેમને આ મોજશોખ છાજે નહીં! સાદાઈમાં જ માણસ શોભે છે. મેં પેલાને એટલું જ કહ્યું, 'તારી પાસે પરદેશી કાપડ જોઈ

કરીએ છીએ. સવિનયભંગ કરવાની તૈયારી, અહિંસાની મર્યાદામાં પૂર્ણપણે રહીને સામાજિક બહિષ્કાર અસરકારક કરવાની શક્તિ, સરકારની જપ્તીઓ અને હરાજીઓ ફોક કરવા જેટલી સામાજિક એકતા, વગેરે અનેક કસોટીઓ આમાંથી જ પેદા થાય છે.

ઉપર વર્ણવેલી કઈ કઈ બાબતમાં પંચમહાલ પાછળ છે એની તપાસ ઘણી ઉપયોગી નીવડશે, પણ અત્યારે તો કેવળ અસ્પૃશ્યતાની બાબતમાં આપણે વિચાર કરીશું. અસ્પૃશ્યતાનિવારણનું પહેલું થાણું ગુજરાતમાં પંચમહાલમાં જ સ્થપાયું. ગુજરાતની પ્રથમ રાજકીય પરિષદ સાથે જ આ થાણાની સ્થાપના થઈ. છતાં પંચમહાલમાં અસ્પૃશ્યતાનિવારણનો સવાલ અટપટો છે એમ હજી મનાય છે. કાલોલમાં એક મંડળે આઠેક રાષ્ટ્રીય શાળાઓ ચલાવી છે. અંત્યજોના ગોર ઠક્કરબાપા એ મંડળના પ્રમુખ છે. છતાં એક અપવાદ બાદ કરતાં એ શાળાઓમાં અંત્યજોને માનભેર પ્રવેશ નથી.

કેટલાક મહિના પહેલાં ગોધરા તાલુકામાં વિદ્યાપીઠ વતી એક નિશાળ કાઢવાનો વિચાર ચાલ્યો હતો, અંત્યજોને સમાનભાવે રાખવા તૈયાર હો તો જ શાળા કઢાય એવી નીતિ સાંભળતાંવેંત લોકોએ રાષ્ટ્રીય શાળાનો મોહ છોડી દીધો હતો. પંચમહાલમાં ભીલ, નાયક, બારૈયા, ઘાંચી, બ્રાહ્મણ, વાણિયા, અંત્યજો, જૈન, ખ્રિસ્તી, વહોરા વગેરે અનેક નાતો છે. અસ્પૃશ્યતાનિવારણનું કામ પંચમહાલ જિલ્લામાં બહુ ઓછું થયું છે. લોકોને છેડવા જઈશું તો કશું જ કામ નહીં થાય એમ માનનારા પણ કેટલાક હોય છે.

આ ફેરે કાલોલની રાષ્ટ્રીય શાળામાં અંત્યજોનો પ્રવેશ કરાવવા સંચાલકોને હું વીનવતો હતો એવામાં સામી બાજુથી મેં દલીલ સાંભળી, "તમે વિદ્યાપીઠ તરફથી બારૈયા કોમ માટે બોચાસણમાં વલ્લભ વિદ્યાલય ખોલ્યું છે ત્યાં પણ બારૈયા લોકોના વિરોધને લીધે તમે અંત્યજોને દાખલ નથી કરી શકયા. એ લોકોને સમજાવવા એ લોઢાના ચણા ખાવા બરોબર છે." આટલી સૂક્ષ્મ માહિતી અને એનો આ ઉપયોગ જોઈ હું તો આભો જ બની ગયો.

બોચાસણ વિદ્યાલયમાં એકે અંત્યજ વિદ્યાર્થી તરીકે ભણતો નથી એ વાત સાચી છે. અસ્પૃશ્યતાનિવારણની બાબતમાં મોળાશની શંકા વિદ્યાપીઠ વિશે આવશે એમ સ્વપ્નેય મને ખ્યાલ નહીં. તળ વિદ્યાપીઠમાં તો અંત્યજો બધા સાથે એક પંક્તિમાં જમવા બેસે છે, એટલું જ નહીં પણ વારા પ્રમાણે અંત્યજ વિદ્યાર્થી પીરસવામાં ભાગ લે તોયે કોઈ વાંધો ઉઠાવતું નથી. બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં અંત્યજ વિદ્યાર્થી નથી કેમ કે કોઈ વિદ્યાર્થી હજુ જડયો નથી. પણ અંત્યજોમાં જ સુધારા કરવા માટે પ્રચારકનું કામ કરનાર એક અંત્યજ ભાઈ એ વિદ્યાલયમાં રહે છે. ગાંધી સપ્તાહના દિવસોમાં એણે વિદ્યાલયના વિદ્યાર્થીઓને સંગીત શીખવવા માટે શિક્ષકનું પણ કામ કર્યું. ત્યાં અંત્યજો સાથે કશો ભેદભાવ

મને કહ્યું, 'જો મ્યુનિસિપાલિટી તરફથી ભંગીઓના કામના કલાક નક્કી કરવ આવે ને ત્યાર પછી તેમના ઉપર નાહવાની ફરજ પાડવામાં આવે તો ભંગીઓ અડકવામાં પણ મને વાંધો નથી.' ઢેડચમારને અડવામાં તો તેમને વાંધો હતો નહીં. જૂના જમાનાના ને જૂના વિચારના આ નિખાલસ બ્રાહ્મણના હૃદય ઉદારતા જોઈ મેં તેમને વંદન કર્યું, અને આવા લોકોની સંખ્યા ભાવનગરમાં કાઠિયાવાડમાં વધે તે જ સુદિન, તે જ સ્વરાજ્યદિન, એમ મનમાં કહેતાં ભાવનગર છોડયું.

૧૮–૯–'૨૧

# પંચમહાલમાં

ગુજરાતમાં પંચમહાલ જિલ્લો પછાત છે એમ કહેવાની રૂઢિ થઈ પડી છે. 'અમે પછાત છીએ માટે અમારા તરફ કોઈ ધ્યાન આપતું નથી; આગેવાનો અમારે ત્યાં ભાગ્યે જ આવે છે.' એવી દલીલ ત્યાંના સેવકો અવારનવાર કરે છે. મુંબઈ અમદાવાદના ધોરી રસ્તા ઉપર પંચમહાલ નથી એ વાત સાચી છે, પણ એટલા ખાતર પંચમહાલને પછાત ન ગણાય.

કોઈ પણ પ્રદેશ પછાત તરીકે ઓળખાય છે એનું કારણ શું? એ પ્રાંત વેપારની દૃષ્ટિએ બહુ કમાણી ન કરતો હોય તો એ પછાત ગણાય. કેળવાયેલા લોકોની સંખ્યા જો બહુ જ ઓછી હોય તો એને આપણે પછાત લેખીએ, આમ- પ્રજાને જો પ્રાચીન સંસ્કૃતિની સંસ્કારિતા વારસામાં ન મળેલી હોય તો તો એ પ્રાંત પછાત છે જ. હિંમતવાન અને દૂરદર્શી આગેવાનોની ખોટને લીધે પણ એકાદ પ્રદેશ પછાત ગણાય છે. જમાનાઓ સુધી મહેનત કરતાં છતાં પણ જો અમુક પ્રદેશના લોકો ખ્રિસ્તીધર્મ સ્વીકારે જ નહીં તો મિશનરી લોકોને મન એ પ્રદેશ ભારે પછાત.

આપણે તો સ્વરાજની દૃષ્ટિએ જિલ્લાની કસોટી કરવાના. પ્રજાજીવનને માટે સ્વરાજ એટલું બધું પ્રાણરૂપ છે કે જે જિલ્લો સ્વરાજની દૃષ્ટિએ તૈયાર છે તે ઘણી દૃષ્ટિએ આગળ વધેલો હોવો જ જોઈએ. જે સમાજમાં રાજદ્વારી આગે- વાનો જુદા અને સામાજિક આગેવાનો જુદા એવી સ્થિતિ હોય છે તે સમાજ સ્વરાજની દૃષ્ટિએ તૈયાર છે કે કેમ એ વિશે શંકા કરાય.

સ્વરાજની દૃષ્ટિએ આપણે કેટલીક કસોટીઓ નક્કી કરી છે. આગેવાનોમાં ખાદી વિશે શ્રદ્ધા છે કે નહીં, લોકોમાં ખાદીનો પ્રચાર છે કે નહીં, અસ્પૃશ્યતા- નિવારણનું મહત્ત્વ સમાજના શ્રેષ્ઠો અને ઇતર જનો સમજ્યા છે કે નહીં, દારૂ- તાડી, પરદેશી કાપડ અને અંદરઅંદરના ઝઘડા એ ત્રણ દોષો હાંકી કાઢવાનો જબરદસ્ત પ્રયત્ન ચાલે છે કે નહીં? એ દૃષ્ટિએ જ આપણે દરેક પ્રદેશની કસોટી

કરીએ છીએ. સવિનયભંગ કરવાની તૈયારી, અહિંસાની મર્યાદામાં પૂર્ણપણે રહીને સામાજિક બહિષ્કાર અસરકારક કરવાની શક્તિ, સરકારની જપ્તીઓ અને હરાજીઓ ફોક કરવા જેટલી સામાજિક એકતા, વગેરે અનેક કસોટીઓ આમાંથી જ પેદા થાય છે.

ઉપર વર્ણવેલી કઈ કઈ બાબતમાં પંચમહાલ પાછળ છે એની તપાસ ઘણી ઉપયોગી નીવડશે, પણ અત્યારે તો કેવળ અસ્પૃશ્યતાની બાબતમાં આપણે વિચાર કરીશું. અસ્પૃશ્યતાનિવારણનું પહેલું થાણું ગુજરાતમાં પંચમહાલમાં જ સ્થપાયું. ગુજરાતની પ્રથમ રાજકીય પરિષદ સાથે જ આ થાણાની સ્થાપના થઈ. છતાં પંચમહાલમાં અસ્પૃશ્યતાનિવારણનો સવાલ અટપટો છે એમ હજી મનાય છે. કાલોલમાં એક મંડળે આઠેક રાષ્ટ્રીય શાળાઓ ચલાવી છે. અંત્યજોના ગોર ઠક્કરબાપા એ મંડળના પ્રમુખ છે. છતાં એક અપવાદ બાદ કરતાં એ શાળાઓમાં અંત્યજોને માનભેર પ્રવેશ નથી.

કેટલાક મહિના પહેલાં ગોધરા તાલુકામાં વિદ્યાપીઠ વતી એક નિશાળ કાઢવાનો વિચાર ચાલ્યો હતો, અંત્યજોને સમાનભાવે રાખવા તૈયાર હો તો જ શાળા કઢાય એવી નીતિ સાંભળતાંવેંત લોકોએ રાષ્ટ્રીય શાળાનો મોહ છોડી દીધો હતો. પંચમહાલમાં ભીલ, નાયક, બારૈયા, ઘાંચી, બ્રાહ્મણ, વાણિયા, અંત્યજો, જૈન, ખ્રિસ્તી, વહોરા વગેરે અનેક નાતો છે. અસ્પૃશ્યતાનિવારણનું કામ પંચમહાલ જિલ્લામાં બહુ ઓછું થયું છે. લોકોને છેડવા જઈશું તો કશું જ કામ નહીં થાય એમ માનનારા પણ કેટલાક હોય છે.

આ ફેરે કાલોલની રાષ્ટ્રીય શાળામાં અંત્યજોનો પ્રવેશ કરાવવા સંચાલકોને હું વીનવતો હતો એવામાં સામી બાજુથી મેં દલીલ સાંભળી, "તમે વિદ્યાપીઠ તરફથી બારૈયા કોમ માટે બોચાસણમાં વલ્લભ વિદ્યાલય ખોલ્યું છે ત્યાં પણ બારૈયા લોકોના વિરોધને લીધે તમે અંત્યજોને દાખલ નથી કરી શકયા. એ લોકોને સમજાવવા એ લોઢાના ચણા ખાવા બરોબર છે." આટલી સૂક્ષ્મ માહિતી અને એનો આ ઉપયોગ જોઈ હું તો આભો જ બની ગયો.

બોચાસણ વિદ્યાલયમાં એકે અંત્યજ વિદ્યાર્થી તરીકે ભણતો નથી એ વાત સાચી છે. અસ્પૃશ્યતાનિવારણની બાબતમાં મોળાશની શંકા વિદ્યાપીઠ વિશે આવશે એમ સ્વપ્નેય મને ખ્યાલ નહીં. તળ વિદ્યાપીઠમાં તો અંત્યજો બધા સાથે એક પંક્તિમાં જમવા બેસે છે, એટલું જ નહીં પણ વારા પ્રમાણે અંત્યજ વિદ્યાર્થી પીરસવામાં ભાગ લે તોયે કોઈ વાંધો ઉઠાવતું નથી. બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં અંત્યજ વિદ્યાર્થી નથી કેમ કે કોઈ વિદ્યાર્થી હજુ જડયો નથી. પણ અંત્યજોમાં જ સુધારા કરવા માટે પ્રચારકનું કામ કરનાર એક અંત્યજ ભાઈ એ વિદ્યાલયમાં રહે છે. ગાંધી સપ્તાહના દિવસોમાં એણે વિદ્યાલયના વિદ્યાર્થીઓને સંગીત શીખવવા માટે શિક્ષકનું પણ કામ કર્યું. ત્યાં અંત્યજો સાથે કશો ભેદભાવ

રખાતો નથી. પણ નબળા લોકોને જ્યાં ત્યાં નબળાઈ ભાળવાની જરૂર રહે છે શું? દુનિયામાં એક પણ દાખલો ઢાલરૂપ મળી જાય તો તેની ઓથે અસ્પૃશ બેચાર દિવસ વધુ ટકવાનો પ્રયત્ન કરવાની જ.

ઉપરનો પ્રસંગ હમણાં જ બન્યો, એથી ચેતીને વલ્લભ વિદ્યાલયમાં અંત્ય વિદ્યાર્થીને પણ મોકલવાની વ્યવસ્થા થઈ છે.

ખેડા જિલ્લાના બારૈયા લોકો હજી પછાત છે, તેઓ પોતાનો ઉદ્ધાર ચાહે પણ અંત્યજો તો પડેલા રહે એમ જ તેઓ ઇચ્છે છે, એ જાતનો આક્ષેપ ખે જિલ્લાના દિલદાર બારૈયાઓને અન્યાય કરે છે.

બોચાસણમાં જ્યારે વલ્લભ વિદ્યાલય સ્થાપવાની વાત ચાલતી હતી ત્યા જાહેર સભામાં અમે કહ્યું હતું કે આ શાળામાં અંત્યજો પણ આવશે. સભામ ઉજળિયાત કોમના એક વૃદ્ધે આ વસ્તુ સામે પોતાનો અણગમો જાહેર કર્યો પણ તરત બારૈયા તેમ જ પાટીદાર યુવાનોની આખી મેદની એની સામે ઊમટી અને બિચારા ડોસાનો એણે સખત વિરોધ કર્યો. સભાનો વિવેક ન જાળવવા માટે યુવાનોને અમારે ઠીકઠીક પાઠ આપવો પડ્યો. ખેડા જિલ્લાના બારૈયા લોકો સ્વ-રાજ્યની વાત કેટલે દરજ્જે સમજ્યા છે એનું આ એક ઉત્તમ ઉદાહરણ છે.

પણ પંચમહાલના બારૈયાઓ પણ સાવ પછાત છે એમ નથી. ગોધરા તાલુકા-ના એક ગામના લોકો જેલયાત્રા કરી આવ્યા છે. રાષ્ટ્રીય શાળા વિશે એમને ત્યાં વાત કરતાં એમણે કહ્યું, 'તમારી શરત અમે સમજીએ છીએ. ઢેડાઓ અમારા કૂવામાંથી પાણી ખેંચી લે તોપણ અમારે વાંધો નથી.'

બીજા ગામમાં એક બારૈયા ભાઈએ કહ્યું, 'અમે લોકો કે દી શાસ્તર ભણવા ગયા હતા? તમે બ્રાહ્મણ લોકોએ અમને આભડછેટ શીખવી; તમે નાચ્યા તો અમે નાચ્યા. હવે તમે પાછા વળ્યા છો તો અમે પણ તમારી સાથે પાછા વળીશું. તમે જે કહો છો તે ધરમ જાણીને જ કહો છો. અમારે ઝાઝી પંચાતની જરૂર શી?'

પંચમહાલની પછાત દશામાં આટલી પ્રગતિ હેરત પમાડે એવી છે. આ પરિ-વર્તન હજી કુમળું અને કાચું છે. કોઈ પણ વિઘ્નસંતોષી માણસ લોકોના વહેમોને ઉશ્કેરી પરિસ્થિતિ વિષમ કરી મૂકે એમ છે. છતાં આટલી સફળતા માટે પણ પંચમહાલના આગેવાનોએ જરૂર મગરૂર થવું ઘટે છે. સાચી સેવા આગળ કઠણમાં કઠણ વહેમો પણ ટકતા નથી. પંચમહાલ લાંબા વખત સુધી પછાત રહ્યું. હવે એણે એ પછાતપણું ફેંકી દઈ આગળ આવવું જોઈએ.

૮–૧૧–'૩૧

# ધર્મની હાંસી

ગયા જુલાઈ મહિનાની ૨૩મીએ ત્રિચિનાપલ્લીમાં મદ્રાસ ઈલાકાના ખ્રિસ્તી "અસ્પૃશ્યો'ની પરિષદ મદ્રાસના મેયર શ્રી. કુમારરાજ ગુથિયા ચેટિયારે ખુલ્લી મૂકી હતી. ખ્રિસ્તીધર્મમાં પણ અસ્પૃશ્યતાએ પ્રવેશ કર્યો છે એ જોઈને આપણને દુઃખ થાય છે; આશ્ચર્ય નથી થતું. કેવળ ધર્માંતર કરવાથી જૂના વહેમો નીકળી જશે એમ માનનારાઓને ખ્રિસ્તીધર્મમાં પેસી ગયેલી આ અસ્પૃશ્યતા વિચારમાં મૂકે એવી છે.

આ પરિષદના કેટલાક ઠરાવો દેશનો વિચાર કરનારને મનોમંથનમાં નાંખે એવા છે. એક ઠરાવ નીચે પ્રમાણે છે:

"આ પરિષદ સરકારને નમ્રભાવે વિનંતી કરે છે કે યુરેઝિયન લોકોને જે ખાસ હક મળે છે તે બધા અમને પણ મળવા જોઈએ; કેમ કે અમે અસ્પૃશ્ય ખ્રિસ્તીઓ કુલ ખ્રિસ્તી વસ્તીના ૭૫ ટકા હોવા છતાં અમને બાતલ રાખી સવર્ણ ખ્રિસ્તીઓ જ બધા અધિકાર ભોગવે છે."

બીજા એક ઠરાવમાં પરિષદ સરકારને વિનંતી કરે છે:

"હિંદુ અસ્પૃશ્યોને સરકાર જેમ ખાસ સગવડો અને શિષ્યવૃત્તિઓ આપે છે તેમ જ અમને પણ આપવી; કેમ કે સવર્ણ ખ્રિસ્તીઓને જે અધિકારો અત્યાર સુધી મળ્યા છે તેવા અમને મળ્યા નથી; એટલું જ નહીં પણ ખ્રિસ્તી પાદરીઓ પણ સવર્ણ ખ્રિસ્તી અને અવર્ણ ખ્રિસ્તી એવો ભેદ કરે છે."

વળી બીજો એક ઠરાવ કહે છે:

"આ પરિષદ નક્કી કરે છે કે જ્યાં આપણી જોડે ખ્રિસ્તી સિદ્ધાંતની વિરુદ્ધ જઈને તિરસ્કારથી વર્તવામાં આવે છે ત્યાં આપણે સંબંધ નહીં રાખતાં એવા લોકોને આપણા કટ્ટા દુશ્મન ગણવા જોઈએ."

આઠમો ઠરાવ કહે છે:

"અસ્પૃશ્ય ભાઈઓએ ખ્રિસ્તી અને ઈતરધર્મી એવો ભેદ ભૂલી જઈ પોતાની ઉન્નતિ ને પ્રગતિ માટે એક થવું ઘટે છે."

અને અંતે રોમન કૅથલિક ધર્માધિકારીઓને ધમકી આપે છે:

"અમારામાંના ૫૦ હજાર લોકોએ જાતિભેદને લીધે ચર્ચ છોડ્યાં છતાં અમારી સ્થિતિ સુધારવા માટે કશો પ્રયત્ન થયો નથી. માટે આજથી ત્રણ મહિનામાં જો અમારાં દુઃખ દૂર કરવા માટે પ્રયત્ન ન થાય તો અમે એમનો સંઘ છોડીને જઈશું."

આ બધા ઠરાવ વાંચીને મનમાં ગ્લાનિ જ ઊપજે છે. ધર્મમાત્ર માણસને એની પામર દશામાંથી ઉગારી એને ઈશ્વર તરફ લઈ જવા માટે છે. ધર્મના

સિદ્ધાંત પ્રમાણે માણસ ન ચાલે અને કેવળ ધર્મનું અભિમાન જ મનમાં રાખે તો એનો ઉદ્ધાર થવાને બદલે માણસ સ્વાર્થ, અભિમાન અને સંકુચિતતાના ખાડામાં જ પડવાનો, સામાજિક દોષો જ્યારે ધર્મનો આશ્રય લે છે ત્યારે તે જીવલેણ નીવડે છે. ખ્રિસ્તીધર્મમાં શત્રુ ઉપર પણ પ્રેમ કરવાની શિખામણ છે. એ શિખામણનો સામાન્ય અમલ થયો હોત તોપણ યુરોપના ખ્રિસ્તીઓ દુનિયાને બિલકુલ ન રંજાડત. આજે આખી દુનિયા યુરોપિયન લોકોના સ્વાર્થ આગળ ત્રાહ્ય પોકારી રહી છે. દુનિયામાં જ્યાં જ્યાં ધાર્મિક જીવન ઘટ્યું છે અને એના બદલામાં ટોળાધર્મ જોર કરી રહ્યો છે ત્યાં ત્યાં આવું જ થવાનું છે. યુરોપના રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઝઘડા પણ ટોળાવૃત્તિને લીધે જ છે. સંસ્કૃતિની વાતો તો કેવળ ઉપરની સફાઈ માટે જ કરાય છે. આપણે ત્યાં ધર્મ ધર્મના ઝઘડા અને જાતિ જાતિ વચ્ચેના ઝઘડા પણ મોટે ભાગે ટોળાવૃત્તિ અને ટોળાભિમાનને લઈને જ છે.

આ ટોળાવૃત્તિ અને ટોળાભિમાન ધર્મને વળગે એટલે ધર્મમાંથી ધાર્મિકતાનો નાશ થયો જ. પછી તો જેમ આપણે લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટીમાં પક્ષાપક્ષીના ઝઘડા જોઈએ છીએ, એવા ઝઘડા ધર્મ ધર્મ વચ્ચે શરૂ થાય છે. મ્યુનિસિપાલિટીમાં જેમ સ્થાનિક ઝઘડાની ચીડને લીધે લોકો પક્ષ બદલે છે; તે જ પ્રમાણે ધર્મ બદલવાની પણ વાત થવા લાગે છે. ધર્મનો સાચો વિચાર કરીએ તો ધર્મ એ આધ્યાત્મિક આશ્વાસન માટે છે. હૃદયનો ઊંડામાં ઊંડો વિશ્વાસ, છેલ્લામાં છેલ્લો આધાર, અને લાગણીઓનું સર્વોચ્ચ સ્વરૂપ તે ધર્મ છે. આવી સ્થિતિમાં દુન્યવી લાભહાનિ અને માનઅપમાનને લઈને માણસ પોતાનો સંઘ છોડી દેવાની ધમકી આપે ત્યારે એ ધર્મ પ્રત્યેની શ્રદ્ધા અને નિષ્ઠા કેવી હશે?

અસ્પૃશ્યતા દૂર કરાવવા માટે ખ્રિસ્તી અને હિંદુ 'અસ્પૃશ્યો' ભેગા થાય એમાં તો કશું ખોટું નથી. પણ જો રાજકીય હકો અને સગવડોની જ શોધ ચાલતી હોય તો એ સવાલનું આખું સ્વરૂપ બદલાઈ જાય છે.

એક ઠરાવમાં તકરાર છે કે ખ્રિસ્તી ગોર લોકો – પાદરીઓ પણ સવર્ણ ખ્રિસ્તી અને અસ્પૃશ્ય ખ્રિસ્તી એવો ભેદ કરે છે. આ બીના ગમે તેટલી દુઃખદ હોય તોયે જરાયે આશ્ચર્યકારક નથી. ગોર લોકો સામાન્ય સમાજ કરતાં આગળ વધેલા ક્યાં જોવામાં આવે છે? ગમે તે ધર્મ લો, ગોર લોકો સમાજના આશ્રિત જ જણાય છે; અને તેથી સમાજમાં પ્રવર્તતી ભૂંડામાં ભૂંડી લાગણીઓ અને ખરાબમાં ખરાબ વહેમોને એમના તરફથી ટેકો જ મળવાનો. આજનો જમાનો ગોર લોકોનો નથી જ. એક વખત હતો કે જ્યારે ગોર લોકો ધાર્મિક જીવનના પ્રતિનિધિ હતા, સમાજના આગેવાન હતા, એમની રહેણી અને વિચારસરણી સમાજના આગેવાનોને છાજે એવી ગંભીર, ઉદાર અને તત્ત્વનિષ્ઠ રહેતી. આજે રૂઢિનિષ્ઠા ઉપરાંત તેઓ બહુ જ ઓછું બતાવી શકે છે.

ગોર લોકોમાં પણ સુધારો થશે, તેઓ ઉદારતા સમજી જશે, અને ફરી સમાજની ધાર્મિક આગેવાની કરશે એવી શ્રદ્ધા કે આશા કોઈ રાખે તો સમાજના

કેટલા ટકા લોકો એ આશાશ્રદ્ધાને ટેકો આપશે કે વધાવી લેશે? લોકમાન્ય સાચું કહેતા હતા કે, નક્કર કે પોલા દાણા આંગણામાં ફેંકી મરઘાં લડાવવા જેવી આપણી દશા થઈ છે. રાજદ્વારી ક્ષેત્રમાં જે ચાલે છે તેની સાથે અહીં લેવાદેવા નથી. પણ ધર્મમાં જ્યારે એ વસ્તુ પેસી જાય ત્યારે તો હદ જ આવી ગણાય. એ વાતાવરણમાં ધર્મસમાજ ઝેરીલો થાય છે, એ ટકવાનો નથી.

૨૭–૮–'૩૩

## જાટવ પરિષદ

આગરામાં મળેલી જાટવ પરિષદના ઠરાવો હાથમાં આવ્યા છે. ઉત્તર હિંદુસ્તાનમાં જાટવ લોકો હરિજનવર્ગના ગણાય છે. 'જાટવ' શબ્દ શ્રીકૃષ્ણના યદુવંશ ઉપરથી આવેલો છે એમ મનાય છે. આ પરિષદનો એક ઠરાવ આ છે:

"અસ્પૃશ્યતાનિવારણની હિલચાલમાં વર્ણાંતર રોટીબેટીવહેવારને સ્થાન હોવું જ જોઈએ. આ પરિષદ માને છે કે વર્ણાંતર રોટીબેટીવહેવાર વગર અસ્પૃશ્યતા જવાની નથી."

આ પછીના જ ઠરાવમાં એ પરિષદ જાહેર કરે છે:

"ખોટા ખ્યાલને લીધે કેટલાક જાટવ લોકો અહરબર, ગુલિયા અને દોહર જેવી હીન જાતિમાં ભળી જાય છે. એ હીન જાતિઓ પણ પોતાની જાતને ઊંચી કરવા માટે જાટવ સાથે ભળે છે. આ પરિષદને જાટવોનું અને બીજી જાતોનું આ વલણ સખત નાપસંદ છે. તેથી તે જાટવોને વિનંતી કરે છે કે પોતાના યદુવંશની શુદ્ધતા જાળવવાનો તેમણે પૂરેપૂરો પ્રયત્ન કરવો જોઈએ."

હવે આ બેનો મેળ કેમ ખાય? વર્ણાંતર વિવાહ પણ જોઈએ છે, અને પોતાની નાનકડી કોમની વંશશુદ્ધિનો પણ આગ્રહ રાખવો છે. હરિજનસેવા સંઘે અસ્પૃશ્યતા-નિવારણના પોતાના કાર્યક્રમમાં બેટીવહેવારનો સવાલ વિચારપૂર્વક કોરે મૂક્યો છે. મિશ્રજાતિવિવાહ હિંદુઓને પસંદ પડે તો તેઓ તેને વધાવી લેશે; પસંદ ન પડે તો એના વગર ચલાવશે. પણ અસ્પૃશ્યતાનિવારણ તો સમાજે તુરત કરવું જ જોઈએ; કેમ કે અસ્પૃશ્યતા પાછળ ઘોર અધર્મ અને સામાજિક અન્યાય રહેલાં છે. બેટીવહેવારમાં વર્ણભેદ કે જાતિભેદ પાળવો એમાં વહેમ અને સંકુચિતતા છે કે સમાજશાસ્ત્રની કોઈ ખાસ ખૂબી રહેલી છે, એનો નિર્ણય હરિજનસેવા સંઘ કરવા નહીં બેસે. એને તો અસ્પૃશ્યતાનિવારણ અને હરિજનોની ઉન્નતિ એ એક જ વસ્તુ પર બધી શક્તિ એકાગ્ર કરવી છે.

મંદિરપ્રવેશનો વિચાર કરતાં જાટવોની આ પરિષદ કહે છે કે મંદિરમાં જતાં હરિજનો પૂજારીવર્ગની અસર તળે આવશે અને પૂજારીઓના ગુલામ બનશે; એટલા માટે આર્થિક અને શિક્ષણવિષયક પ્રગતિ ઉપર જ ભાર મૂકવો જોઈએ.

એ વાત સાચી છે કે સમાજ જેમ વધારે અશિક્ષિત તેમ પૂજારીવર્ગનો તે
પર કાબૂ વધારે. અને અશિક્ષિત સમાજના પૂજારીઓ પણ તદ્દન અશિક્ષિત અ
વહેમી હોય એમાં આશ્ચર્ય શું? અને જ્યારે એ પૂજારી લોકો અજ્ઞાન અને વહેમમ
સ્વાર્થી ધૂર્તતાનો ઉમેરો કરે ત્યારે તો અજ્ઞાન સમાજ માથું ઊંચું જ ન કરી શ
પણ પૂજારીઓની અસરમાંથી બચી જવા માટે મંદિરનો જ ત્યાગ કરવો એ યોગ
નથી, અને યોગ્ય હોય તોયે શક્ય નથી. આમ પ્રજા માટે ધર્મ એ જીવતી વસ્
છે. ધર્મમાંથી અને મંદિરોમાંથી લોકોને સાચેસાચું આશ્વાસન મળે છે. ઈશ્વરનિષ્ઠા
ઉત્સવવૃત્તિ અને કલાની ભૂખ એ ત્રણેના સંતોષ ખાતર લોકો મંદિરને વળગ
રહેવાના જ. મંદિરોમાં ઘણા પૂજારીઓ ખરાબ હોય છે એટલા ખાતર મંદિરોન
બહિષ્કાર કરવો એ તો કહેવતની ગામડિયા ભાષામાં કહીએ તો ચાંચડ ભાગ
લૂગડાં કાઢવા જેવું છે. હરિજનોએ ક્ષણિક આવેશ અને અભિમાનને વશ થઈ
દોડવાને બદલે પોતાની ઉન્નતિનો સાચો રસ્તો કયો: અને એ રસ્તે તુરત શું થઈ
શકે છે ને શું થવું જોઈએ તેનો ગંભીરપણે વિચાર કરવો જોઈએ. અને હરિજન-
સેવકોએ હમેશ એમની સાથે રહી આ બાબતમાં વિચારની આપલે કરવી જોઈએ.

૨૭–૮–'૩૩

## મહાસભા અને અંત્યજો

જેમ આંકડા આડાઅવળા વાપરી ગમે તે વસ્તુ સિદ્ધ કરી શકાય છે અને ગમે તેવી છાપ પાડી શકાય છે તેમ સભામાં વિશિષ્ટ ધોરણે સભ્યોને બોલાવી લોકમત વિશે ગમે તેવી છાપ પાડી શકાય છે. દુનિયામાં બધાં યુદ્ધો લોકમાનસ ઉપર ધારી અસર પાડવા માટે જ હોય છે. યુદ્ધથી જે અસર નથી થતી તે જ અસર વિષ્ટિ દરમ્યાન પ્રપંચ રચી પાડી શકાય છે. કરોળિયો જેમ પતંગિયાને કહે કે 'મારું જાળું રૂપાળું છે, આકાશમાંનો ગાલીચો છે, એના પર જરા આવીને બેસો,' તેમ જ મુત્સદ્દી લોકો સામા પક્ષને વિષ્ટિ માટે પોતાને ત્યાં બોલાવે છે. પણ કોકવાર ઈશ્વરકૃપાથી કેટલીક જબરદસ્ત માખો પૂરેપૂરો વિશ્વાસ રાખી કરોળિયાની જાળમાં પહોંચી જાય છે, અને પોતાના હાથપગ એવા તો સ્વાભાવિક રીતે વાપરે છે કે જાળની ખૂબી ઉઘાડી પડતી જાય છે, ધાગા ઢીલા થાય છે, અને અંતે તૂટી પણ જાય છે.

'તમે લડો મા, અમારી સાથે દલીલ કરો, આજે બાજી તો દલીલના હાથમાં છે,' એવી દલીલબાજી વાઈસરૉયે અને હિંદીવજીરે અનેક વાર કરી. એનું રહસ્ય હવે સૌ કોઈ જાણતા થયા છે. પણ ભક્તને ભય નથી હોતો. આજે ભારતવર્ષે ઈશ્વરનિષ્ઠાથી સત્યાગ્રહનો પંથ સ્વીકાર્યો છે. એમાં બધા પાસા સવળા પડવા જોઈએ.

પણ શત્રુના દાવ કેમ ચાલે છે એ તપાસવું આવશ્યક છે. એ તરફ ગાફેલ રહેવું આપણને પાલવે એમ નથી. શરીર પર જ્યાં ગૂમડું થયું હોય ત્યાં જ ગંદી માખી અચૂક આવીને બેસવાની. એવી રીતે જ્યાં જ્યાં આપણી સામાજિક નબળાઈ હોય, બૌદ્ધિક અણતૈયારી હોય ત્યાં ત્યાં પોતાની તક જોનાર સરકાર એ પરિસ્થિતિનો લાભ લીધા વગર રહે નહીં. છેક ૧૯૨૦માં ગાંધીજીએ મહાસભામાં અસ્પૃશ્યતાનિવારણનો ઠરાવ આણ્યો તે વખતે ઘણા લોકો કહેવા લાગ્યા, 'આ તો સમાજસુધારાની વાત છે; રાજદ્વારી માંચડા ઉપર એને શા સારુ છેડો છો?' ધર્મપરાયણ ગાંધીજીએ તે વખતે જવાબ આપેલો, કે આવડો મોટો રાષ્ટ્રવ્યાપી અન્યાય સ્વરાજના રસ્તામાં શાપરૂપ નીવડવાનો છે. આપણે અન્યાય દૂર કરીએ તો સ્વરાજનો રસ્તો ચોખ્ખો થવાનો છે. પણ આપણે સ્વરાજને લોભે ન્યાયનું પાલન નથી કરવાના, પણ ધર્મપાલનને અર્થે જ, ઈશ્વર આગળ બની શકે તેટલા ચોખ્ખા થવા માટે જ આપણે અસ્પૃશ્યતાનિવારણ કરવું જોઈએ. તે દિવસ-થી આજ સુધી મહાસભાના સભ્યોએ અસ્પૃશ્યતાનિવારણ માટે અખંડ પ્રયત્ન ચલાવ્યા છે, એટલે જ આજે આપણે કહી શકીએ છીએ કે અંત્યજોનું હિત જાળવવાની જવાબદારી મહાસભા લઈ લે છે. દુનિયામાં સેવા મારફતે મળતી શક્તિને તોલે આવે એવી બીજી એકે શક્તિ નથી. કેવળ નજીકનું ડહાપણ જેમનામાં છે એવા લોકો આપણી સાથે દલીલ કરતા હતા : 'ગામડામાં ખેડૂતો આગળ અસ્પૃશ્યતાનિવારણની વાતો કરી એમને છંછેડો મા. સ્વરાજની લડતમાં લડવા માટે ખેડૂતો તૈયાર નહીં થાય.' પણ આપણે મહાસભાના લોકોએ તેમની વાત ન માની. આપણી રાષ્ટ્રીય શાળાઓમાં અને છાવણીઓમાં, સંકટ પ્રસંગે અપાતી મદદમાં અને સ્વરાજને કાજે કરાતી કૂચોમાં આપણે અંત્યજોને સાથે રાખ્યા. જ્યાં અંત્યજોને સ્થાન નથી ત્યાં આપણે પગ મૂકવાના નથી, અંત્યજોની સગવડ પહેલી કરીશું, પછી આપણે સગવડ ભોગવીશું એવી વૃત્તિ રાખી, તેથી જ આપણે મોઢા પર પાણી રાખીને કહી શકીએ છીએ કે અંત્યજોની રાજદ્વારી પ્રગતિ માટે અને સામાજિક ઉન્નતિ માટે અમે જવાબદાર છીએ.

અંત્યજો પ્રત્યેનું આપણું આ પ્રાયશ્ચિત્ત સર્વત્ર સરખા આગ્રહથી આપણે નથી કર્યું એટલું આપણે આજે પણ કબૂલ કરવું જોઈએ. જૂની રૂઢિ તોડતાં ઘણી વાર આપણે શિથિલ થયા છીએ. પણ ધર્મને નામે બંધાયેલા પૂર્વગ્રહો તૂટતાં કંઈક તો વાર લાગવાની જ.

પણ જૂની રૂઢિ તૂટતાં કંઈક વાર લાગવાની છે એવી દલીલ કરી જેમ આપણે થોડી પણ રાહત માગીએ છીએ તેમ જ કોઈ અંત્યજ વિદ્વાન સરકારના દરબારમાં જઈ મહાસભા પર અમારો વિશ્વાસ નથી એમ અંત્યજો વતી કહી બેસે તો તેના પર ન ચિડાવાની વૃત્તિ પણ આપણે રાખવી જોઈએ. અસ્પૃશ્યતા દૂર કરવા માટે કેટલાયે મહાસભા સેવકોએ પોતાનાં ઘરમાં કજિયાકંકાસ ઘાલ્યા, પતિપત્ની વિખૂટાં પડ્યાં. અંત્યજોનું ઉપરાણું લેવાને કારણે કેટલીયે રાષ્ટ્રીય શાળાઓ

તૂટી ગઈ અથવા ઉજ્જડ થઈ. અસ્પૃશ્યતાની બાબતમાં મતભેદને કારણે કેટલીયે પૂજ્ય વ્યક્તિઓનો ત્યાગ કરવા સુધી મહાસભા-સેવકોને જવું પડયું છે. પોતાને કેટલું કરવું પડયું છે એ તરફ મહાસભા-સેવકોનું આજે ધ્યાન જાય એ સ્વાભાવિક છે; અને પોતાનું દુ.ખ કેટલે દરજ્જે દૂર થયું એનો જ-વિચાર કરવો અંત્યજોને માટે સ્વાભાવિક છે. આખરે અંત્યજ એટલે નાના ભાઈ. એ ટૂંકો વિચાર કરે તો તેમાં આશ્ચર્ય શું?

આજની પરિસ્થિતિ પરથી આપણે એટલો બોધ જરૂર લઈએ કે રાજકીય પ્રગતિ અને સામાજિક શુદ્ધિ બંને સાથે સાથે ચાલવાં જોઈએ. સમાજસુધારો પ્રથમ કરીએ કે રાજકીય સુધારો એ જાતની ચર્ચા ગયા જમાનામાં ખૂબ ચાલતી હતી, અને વિવાદવીરો પોતપોતાના પક્ષના સમર્થનમાં લાંબાં લાંબાં વ્યાખ્યાનો પણ આપતા હતા. સાચી વાત એટલી જ છે કે સામાજિક અને રાજકીય એવા જીવનના બે ભાગલા પાડી જ ન શકાય. જીવનરત્નનાં એ બે પાસાં છે, કટકા નથી. પ્રગતિ થાય છે ત્યારે એ બંને પાસાંઓની સરખી જ પ્રગતિ થવી જોઈએ. એટલા જ ખાતર ગાંધીજી પ્રથમથી કહેતા આવ્યા છે કે સત્યાગ્રહ અને રચનાત્મક કાર્યક્રમ બન્ને મૂળમાં એક જ વસ્તુ છે. રચનાત્મક કાર્યક્રમ વગર સત્યાગ્રહ મોળો પડવાનો છે. પ્રજાએ ગાંધીજીની ઝડપથી પ્રગતિ કરી હોત તો આજના જેટલું દુ:ખ ભોગવવું ન પડત. પણ સવાર તો આપણે જાગીએ છીએ ત્યારથી જ શરૂ થાય છે. હિંદુસ્તાનની સમાજશુદ્ધિને અર્થે અને હૃદયના ઐક્યને માટે જે કંઈ આપભોગ આપવો પડે તે આપવાની તૈયારી આજથી વધારીશું, અને જે કંઈ શક્તિ ખૂટતી હોય તે સેવા મારફતે મેળવીશું. અંગ્રેજો આપણને ઠીક ગુરુ મળ્યા છે.

૧૮–૧૦–'૩૧

## પ્રજામતનો પડઘો

અસ્પૃશ્યતાનિવારણ વિશેની વડોદરા રાજ્યની નીતિ દસકાઓ પહેલાં ઘડાયેલી છે. અસ્પૃશ્યતાનિવારણ માટે રાજ્ય તરફથી સહેજે જેટલું કરી શકાય તેટલું ગાયકવાડ સરકારે ક્યારનું અમલમાં મૂક્યું હતું. પણ રાજસભાની મર્યાદા એ વટાવી ન શકે. લશ્કર કે પોલીસની શક્તિ, પૈસાની શક્તિ અને કાયદાકાનૂનની શક્તિ વાપરીને જેને કામ લેવાનું હોય છે તેની શક્તિ ગમે તેટલી મોટી દેખાતી હોય તોપણ તે મર્યાદિત હોય છે. અમુક વસ્તુ તો એનાથી થઈ જ ન શકે. કરવા જાય તો પાછા પડવું પડે. ગાયકવાડ સરકારે અસ્પૃશ્યતાનિવારણના કાયદા કર્યા પણ અસ્પૃશ્યતાનું નિવારણ ન થઈ શક્યું. એટલે અસ્પૃશ્યો પ્રત્યેની પોતાની ફરજ સમજી એ સરકારને અસ્પૃશ્યો માટે નોખી નિશાળો કાઢવી પડી.

કાઠિયાવાડની દેશી રેલવેઓમાં અસ્પૃશ્યો માટે નોખા ડબા રાખવામાં આવે, દક્ષિણ આફ્રિકાની ટ્રામોમાં હિંદીઓ માટે અલગ ઢેડવાડો નીમવામાં આવે, અમેરિકાના નિગ્રો માટે હોટેલોમાં 'મત આવ' રહે, અને રાજ્ય તરફથી ચાલતા કેળવણી ખાતામાં અસ્પૃશ્યો માટે નોખી નિશાળો ચાલે એ બધો સરખો જ અન્યાય છે. પ્રજાની જબરદસ્ત ઈચ્છાને માન આપવા બંધાયેલી સરકાર આવા અન્યાયો ગળી જાય છે. અને અસ્પૃશ્યો માટે કેળવણીમાં પણ ઢેડવાડો ઊભો કરે છે.

પણ છેલ્લાં પંદર વર્ષમાં ગાંધીજીની પુણ્યહિલચાલથી, મહાસભાના હાર્દિક ટેકાથી, ઉજળિયાત કોમોમાં જે ધાર્મિક અને રાજકીય જાગૃતિ થઈ છે તેને પરિણામે અસ્પૃશ્યતાની કેડ ભાંગી ગઈ છે. અસ્પૃશ્યતાનું સમર્થન કરનાર કોઈ પ્રતિષ્ઠિત માણસ રહ્યું નથી. ચુસ્ત સનાતની ગણાતા ધર્મનિષ્ઠ લોકોએ પણ અસ્પૃશ્યતાને દફનાવવાનું નક્કી કર્યું છે. પંડિત માલવીયજી અને એમની હિંદુસભાએ પણ અસ્પૃશ્યતાને હિંદુ ધર્મમાં સ્થાન ન હોઈ શકે એવા સ્પષ્ટ એકરારો કર્યા છે. અસ્પૃશ્યોમાં પણ ભારે જાગૃતિ થઈ છે. તેમનામાં જાગૃતિ સાથે સ્વમાનની લાગણી પણ ફેલાવા લાગી છે. કેટલાક અંત્યજ ભાઈઓ બરાબર સમજી ગયા છે કે સ્વરાજ્યમાં જ પોતાનો ખરેખરો ઉદ્ધાર છે અને તેથી તેઓ સ્વરાજ્યની લડતમાં પૂર જોસમાં કૂદી પડ્યા છે. સ્વરાજ્યનો અર્થ સમજનાર બધા જ ઉજળિયાત લોકોએ અસ્પૃશ્યતા નાબૂદ કરવાની કેડ કસી છે.

આવી સ્થિતિમાં વડોદરા રાજ્ય જો આગળ ન વધે તો એ સરકાર પ્રજાની નાડ સમજતી નથી, એ બ્રિટિશ તંત્ર જેટલી જ મુડદાલ સંસ્થા છે એમ કહેવું પડત. પ્રજાના હૃદયપરિવર્તનનો પડઘો રાજ્ય ઉપર પડવો જ જોઈએ. અને એ પ્રમાણે પડઘો પડ્યો છે એની નોંધ લેતાં અમને હર્ષ અને સમાધાન થાય છે. વડોદરા રાજ્યે પ્રજાજાગૃતિની યોગ્ય કદર કરી છે એમ જ એ ઉપરથી સિદ્ધ થાય છે. કેવળ રાજ્યની જબરદસ્તીથી જ સુધારો કરવો હોત તો એ પ્રયત્ન વડોદરા રાજ્યે દસકાઓ પહેલાં કર્યો હોત. પણ તે વખતે સમાજની ધર્મબુદ્ધિ જાગ્રત ન હતી એટલે રાજ્યને રાહ જોવી પડી. આજે જો એ જ જૂની નીતિ રાજ્ય ચલાવે તો વડોદરા રાજ્યમાં પ્રજાજાગૃતિની કદર નથી એમ જ કહેવું પડત. અંત્યજશાળાઓ બંધ કરી હરિજનના છોકરાઓ તેમ જ છોકરીઓને સામાન્ય શાળામાં તેમ જ કન્યાશાળામાં બેસાડવાનો નિશ્ચય વડોદરા રાજ્યે કર્યો છે, એનું અમે અભિનંદન કરીએ છીએ. અને સ્વરાજ્યની લડત લડી સુધરી ગયેલી ગુજરાતની પ્રજાએ પણ એ પગલાંનું અભિનંદન જ કરવું જોઈએ.

૨

કાર્યવશાત્ મારે ગંભીરા જવું પડ્યું. ગંભીરા એ મહીકાંઠે આવેલું વડોદરા રાજ્યનું એક સંસ્કારી ગામડું છે. ત્યાં લોકો આગળ વાતો કરતાં પ્રથમ સમાચાર મળ્યા કે વડોદરા રાજ્યે અંત્યજ શાળાઓ બંધ કરી અસ્પૃશ્યતાને ભૂલી જવાનો

નિશ્ચય કર્યો છે. એ ખબર આપતાં એક ભાઈએ કહ્યું, 'હવે તો ઢેડભંગીનં છોકરાંઓ અમારાં છોકરાંઓ સાથે બેસશે અને ભણશે. અમારે હવે એની સામે સત્યાગ્રહ જ કરવો રહ્યો.' હું કાંઈ પણ જવાબ આપું એ પહેલાં જ ગંભીરાના જ બીજા એક ભાઈએ કહ્યું, 'ના આપણાથી સત્યાગ્રહ ન જ કરાય. કંઈ પણ કરવા જઈશું તો તે દુરાગ્રહ થશે. આપણે એ વસ્તુ સ્વીકાર્યે જ છૂટકો.' વળી એણે ઉમેર્યું, 'તમને ન પોસાતું હોય તો તમારા છોકરાઓને તમે ખાનગી નિશાળ કાઢી ભણાવો, પણ ગાયકવાડી નિશાળોમાં તો ભેદભાવ ન જ રખાય.' ત્રીજા એક ભાઈએ ઉમેર્યું, 'અમને ઢેડ લોકોને અડવામાં જરાયે વાંધો નથી. તેઓ ભલે અમારી હારે બેસીને ભણે. પણ ઢેડ લોકોએ પોતાનું કામ છોડવું ન જોઈએ. અમારાં મરી ગયેલાં ઢોર આ ઢેડલોકો ન તાણે એ કેમ ચાલે? હાથ હાથનું કામ કરે, પગ પગનું કામ કરે.'

પછી તો હાથ હાથનું કામ કરે, પગ પગનું કામ કરે એ સિદ્ધાન્ત ઉપર લાંબી ચર્ચા ચાલી. એ વિશે કોક વખતે.

ગામડાંના લોકો જૂની ઢબના ભારે હિમાયતી હોય છે. કાંઈ પણ છોડતાં અથવા નવું લેતાં તેઓ હમેશ શંકાની નજરે જ જુએ છે. એમને બધી વસ્તુ બરાબર સમજાવનાર લોકસેવકો જોઈએ છે. આપણા કેટલાય સેવકો પોતાના જીવનમાં અસ્પૃશ્યતાનિવારણ કરી શક્યા છે. પોતે અસ્પૃશ્યતામાં માનતા નથી એનો એકરાર પણ તેઓ સ્પષ્ટ રીતે કરે છે. પણ એથી વધુ કાંઈ કરવા જેવું રહે છે એ તેમના ધ્યાનમાં નથી આવ્યું.

જેમ આગ હોલવવા માટે આપણે બધાય દોડી જઈએ છીએ, આપણો ધંધો ગમે તે હોય, ન્યાત ગમે તે હોય, શક્તિ ઓછીવધતી હોય તોયે આપણે સમાન ફરજ સમજી બધા જ આગ ઉપર પાણી રેડવાનું કામ કરીએ છીએ. તેવી જ રીતે આપણે બધાએ, દરેક સ્વરાજ્યપ્રેમીએ, પ્રજાસેવકે, અને નિષ્ઠાવાન હિંદુએ ગામડેગામડે અસ્પૃશ્યતાનિવારણની વાત લોકોને સમજાવવી જોઈએ. અસ્પૃશ્યતા ક્યારની મરી ગઈ છે. એને દફનાવવાનું કામ કરી નાખતાં બહુ વાર લાગવી ન જોઈએ.

૨૯–૧૧–'૩૧

## દોઢ વર્ષ પછી

અંત્યજોદ્ધારની બાબતમાં કાઠિયાવાડ બહુ જ પછાત ગણાતું. રેલવેમાં અંત્યજોને માટે નોખા ડબા રાખવાનો રિવાજ એક કાઠિયાવાડમાં જ છે. છતાં એ કાઠિયાવાડમાં પણ લોકમતમાં ખૂબ ફેરફાર થયો છે. દોઢ વર્ષ પર જ્યારે હું જૂનાગઢ તરફ રેલવેમાં મુસાફરી કરતો હતો ત્યારે એક સ્ટેશન પર કોઈ એક બિચારો ઢેડ

હાંફતો હાંફતો સ્ટેશન પર આવ્યો ને ગાડીમાં ચડવા આમતેમ દોડવા લાગ્યો. કોઈ તેને ગાડીમાં ચડવા ન દે, ડબામાં પેસવાના એના પ્રયત્નોને ધૃષ્ટતાની સીમા ગણી કેટલાક 'સજ્જનો' પોતાને જેટલી ગાળો આવડતી હશે તે બધીની મોપાટ લેવા લાગ્યા. મારાથી ન રહેવાયું. મેં મારું બારણું ખોલી તે ઢેડને અંદર લીધો અને તેને પાસે બેસવાનું કહ્યું. એ બાપડો તો ધ્રૂજતો ધ્રૂજતો પાસે ઊભો જ રહ્યો. બેસવાની તેની હિંમત શેની જ ચાલે? મેં જબરદસ્તીથી તેને પાસે બેસાડ્યો. એટલે બધા મુસાફરોનો ગુસ્સો મારી તરફ વળ્યો. તેમાંય જ્યારે તેમણે જાણ્યું કે હું બ્રાહ્મણ છું, ત્યારે તો તેમનો ક્રોધ ઊકળી ચાલ્યો. ગુજરાતી ગાળો ખાવાનો એ મારો પહેલો પ્રસંગ હતો. ગાળો સ્વાદિષ્ટ તો ન હતી, પણ મેં બધી મૂંગે મોઢે ખાઈ લીધી.

આ ફેરે આવો જ એક કિસ્સો બન્યો. બાળારોડ સ્ટેશન પાસે એક ઢેડ બાઈ પોતાના બાળકને કેડે તેડી ડબા પાસે ઊભી હતી. બપોરના તડકામાં પગ તળેના પથરાઓ અંગારા જેવા ચોંટી જતા હતા. અમારા ડબામાંનો સોડાવૉટરવાળો પેલી બાઈને ધમકાવીને કાઢી મૂકવા માગતો હતો. ટ્રેન ઊપડવાની તૈયારીમાં હતી. પેલી બાઈ નિગશાથી આમતેમ જોતી હતી. અંદરના ગુસાફરો શાંત ચિત્તે આ બધું દૃશ્ય જોઈ રહ્યા હતા. પ્રથમ તો મારું ધ્યાન એ તરફ બિલકુલ દોરાયું નહીં. પણ પેલા સોડાવાળાના ધમકીના બરાડા સાંભળી મેં તે તરફ જોયું અને પેલી બાઈને અંદર આવવા દીધી. તરત જ અંદરના મુસાફરો કહેવા લાગ્યા : 'એને બેસવાની કોણ ના પાડે છે? ભલે આવીને બેસતી. અમને કશો વાંધો નથી.'

દોઢ વર્ષમાં આટલો ફેર પડ્યો છે. પણ અસ્પૃશ્યતા પૂરેપૂરી દૂર થવા વાસ્તે દોઢ દોઢ વર્ષની રાહ પણ ન જોવી પડવી જોઈએ.

૧૪-૫-'૨૨

# ચેપી રોગ

કોઈ વાત અનેક વાર સાંભળી હોય તોયે તે પ્રત્યક્ષ જોયા અને અનુભવ્યા પછી તેની અસર જુદી જ થાય છે. સિંધ પ્રાંતમાં ગુજરાત, મહારાષ્ટ્ર કે મદ્રાસની પેઠે ખાનપાનનો વિચાર બહુ અટપટો નથી. મુસલમાનોનો સહવાસ હમેશ હોવાથી ત્યાંના હિંદુઓ પોતાના આચારવ્યવહારમાં ઘણા ફેરફારો કરી શક્યા છે. પણ હિંદુઓના સહવાસથી મુસલમાનો ઉપર પણ કંઈક અસર તો થઈ જ છે.

હૈદરાબાદ જેલમાં અમારા યાર્ડમાં પ્રથમ એક જ ભંગી હતો. એને ગમે તેનું એઠું આપ્યું હોય તોયે વાંધો ન હતો. ઉજળિયાત લોકો પણ જ્યાં એક ભાણામાં સાથે ખાય છે ત્યાં કોઈને એઠું અપાય નહીં એ વસ્તુ મારા સાથીઓ ઉપર હું

# ૧. વૈચારિક ભૂમિકા

બંગભંગ પછીની જાગૃતિના કાળમાં અમારી કેળવણી પૂરી થવા આવેલી હોવાથી અમારા મનમાં તે વખતે અંગ્રેજી રાજ્ય અને એની સંસ્થાઓ વિશે તીવ્ર અનાદર હતો. છતાં જે યુનિવર્સિટીની છત્રછાયા તળે હું ભણ્યો તેને વિશે ઠીક ઠીક આત્મીયતા અને આદર તે વખતે પણ હતાં. આજે તો વિશેષ છે. ડૉ. ભાંડારકર, ન્યાયમૂર્તિ તેલંગ, મહામતિ રાનડે, નામદાર ગોખલે અને લોકમાન્ય ટિળક જેવા દેશભક્તો, વિદ્વાનો અને ધર્મસુધારકો જે યુનિવર્સિટીમાંથી પાકચા એ જ યુનિવર્સિટીમાં હું ભણું છું, એ લાગણી કોઈ કાળે મનમાંથી આથમી ન હતી. અને જે દિવસે યુનિવર્સિટીના સિક્કા સાથે સ્નાતકની ડિગ્રી મને મળી તે દિવસે તો મુંબઈ યુનિવર્સિટી આગળ મારું માથું અવશ્ય નમ્યું; ત્યાર પછી આ યુનિવર્સિટી સાથે મારો સંબંધ રહ્યો નથી. પણ જ્યારે આ મહાન સંસ્થા તરફથી ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળામાં ભાષણ આપવાનું આમંત્રણ મને મળ્યું, ત્યારે ખરેખર મને એ બહુમાનના પ્રતીક જેવું લાગ્યું.

૧૯૧૦માં હું પહેલવહેલો વડોદરા ગયો અને ગુજરાત સાથે મારો પ્રથમ પરિચય થયો. ત્યાર પછી ગાંધીજીના આમંત્રણથી સન ૧૯૧૭ના અરસામાં હું અમદાવાદ પહોંચ્યો. છતાં ૧૯૨૨ સુધી ગુજરાતીમાં હું અસ્ખલિત લખીબોલી પણ શકતો નહોતો. તે વખતે જો કોઈએ મને કહ્યું હોત કે તારી માતૃસંસ્થા તરફથી 'ઇતિહાસ કે સાહિત્ય' વિશે ગુજરાતીમાં વ્યાખ્યાન આપવાનું તારા ભાગ્યમાં છે, તો મને કે કોઈને એ સાચું પણ ન લાગત.

કૉલેજની કેળવણી પૂરી કર્યા પછી, સ્વદેશી અને સ્વરાજ્યની હિલચાલમાં ઊતર્યો. સશસ્ત્ર ક્રાંતિ કરીને જ સ્વરાજ્ય મેળવાય એમ માનનાર દળમાં શામિલ થયો એટલે વિદ્યાની ઉપાસના અને સંસ્કારો તેજ ન રહ્યાં. કોઈ પણ વિષયનું પાકું અધ્યયન કરવાની તક કે ટેવ ન રહી. જે યુનિવર્સિટીની છત્રછાયા તળે હું ભણ્યો તેના વિદ્યોપાસનાના ઊંચા આદર્શોનો બરાબર ખ્યાલ હોવાથી મેં નિમંત્રણના જવાબમાં નમ્રપણે જણાવ્યું કે, 'મારી તૈયારી અધૂરી છે. આ માળામાં અત્યાર સુધી જે લોકોએ વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનો આપ્યાં છે, તે પરંપરાની પ્રતિષ્ઠાને ન્યાય આપી શકું એમ મને લાગતું નથી.'

છતાં મારા અનેક મિત્રોએ મને પ્રોત્સાહન આપ્યું અને આશ્ચર્ય એ કે મુંબઈ યુનિવર્સિટીએ પોતે મને ફરી વાર વિચાર કરવાનું સૂચવી મને બાંધી લીધો. એટલે ના પડાય એમ રહ્યું જ નહીં.

સાથીઓની દલીલ ગળે ઊતરી. સન ૧૯૧૫થી ૧૯૩૫ સુધીના ગુજરાતના વીસ વરસના ઐતિહાસિક જાહેરજીવનમાં મેં ઓછોવત્તો ભાગ લીધો છે. ગુજરાતના

કેટલાએ વિદ્વાનોના અને રાષ્ટ્રસેવકોના સમાગમમાં હું આવ્યો છું. ગાંધીજીના આશ્રમમાં તેમ જ એમની અનેક જાતની પ્રવૃત્તિઓના સેવકોમાં પણ મને સ્થાન હતું, તેથી અને આઝાદીની ઝંખનાથી પ્રેરાયેલા નવયુવકોની એક-બે પેઢી સાથે મારો હાર્દિક સંબંધ હોવાથી ગુજરાતની ગાંધીયુગની જાગૃતિ વિશે કહેવા જેવું મારી પાસે કાંઈક તો હશે જ. એટલે સાંગોપાંગ વિવેચન હું ન કરી શકું તોય ઇતિહાસને પાને ચઢી શકે એવી કેટલીક રોચક બીનાઓ હું આપી શકું.

આવી બધી દલીલો ગળે ઊતરી અને આ પાંચ વ્યાખ્યાનો આપવા હું તૈયાર થયો છું. મારા વિવેચનમાં કંઈ મૌલિકતા કે આકર્ષણ હોય કે ન હોય, મેં પસંદ કરેલો વિષય અને એની બીનાઓ ગુજરાતના તેમ જ ભારતના રાષ્ટ્રીય જીવનમાં અત્યંત ઉજ્જવળ અને મહત્ત્વનાં હોવાથી એ વિષયને કારણે જ મારાં વ્યાખ્યાનો રોચક થવાં જોઈએ એમ મનને મનાવી અહીં ઊભો થયો છું. જેમને લાગે કે આમાં કશું હતું જ નહીં, તેઓ મારા અભિપ્રાય સાથે મળતા છે એવો સંતોષ હું મેળવીશ, અને જેમને આમાં રસ પડે એમના પ્રત્યે કૃતજ્ઞતા સેવીશ કે તેમણે મારામાં તેટલો આત્મવિશ્વાસ ઉત્પન્ન કર્યો.

જ્યારે અમે ભણતા હતા ત્યારે મુંબઈ રાજ્ય બહુ મોટું હતું. મુંબઈ યુનિવર્સિટી પણ એ વખતે લગભગ આખા પશ્ચિમ હિંદુસ્તાનની સેવા કરતી હતી. મુંબઈ ઇલાકો સિંધની ઉત્તરથી માંડીને કર્ણાટકની દક્ષિણ સુધી ફેલાયેલો હતો, એટલું જ નહીં પણ જાણે 'અરબી સમુદ્ર એ ખરેખર મુંબઈ સમુદ્ર છે' એમ સિદ્ધ કરવા માટે જ અરબસ્તાનની દક્ષિણે આવેલું પ્રખ્યાત એડન શહેર મુંબઈ ઇલાકાનો એક હિસ્સો ગણાતું!!

મુંબઈ ઇલાકાના અમે લોકો ધર્મભેદ, ભાષાભેદ અને રહેણીકરણીના ભેદને બહુ મહત્ત્વ આપતા ન હતા. અને છતાં સિંધ, ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક આવા ચાર વિભાગમાં વહેંચાયેલા અમે, એકબીજામાં પૂરા ઓતપ્રોત પણ થયા ન હતા. તે વખતે ગુજરાત નૉર્ધર્ન ડિવિઝન તરીકે ઓળખાતું હતું. મહારાષ્ટ્ર સેંટ્રલ ડિવિઝન અને કર્ણાટક સધર્ન ડિવિઝન. આવાં નામોથી સામાજિક કે સાંસ્કૃતિક અનુસંધાન ક્યાંથી જ બંધાય? અંગ્રેજોનું માથે રહેલું રાજ્ય એ જ એક, બધાંને એક કરતું સામાન્ય તત્ત્વ હતું.

અને મુંબઈ શહેરમાં તો જૂના ઇતિહાસનાં કે રાષ્ટ્રીય જીવનનાં સંસ્મરણો તો ક્યાંથી હોય? મુંબઈ, મદ્રાસ અને કલકત્તા એ ત્રણેય શહેરોનો જન્મ જ અંગ્રેજોને આભારી. રાજ્યકર્તા, વેપારી અને પરદેશી કેળવણી આપનાર વિદ્યાદાતા તરીકે અંગ્રેજોનું જ આ ત્રણેય ઠેકાણે પ્રભુત્વ. અને છતાં મુંબઈ ઇલાકાને – એના મોટા કદમને – કારણે અમારા જેવાઓને ઘરબેઠાં પણ ગુજરાતી લોકોનો સહેજસાજ પરિચય થતો હતો. કર્ણાટકમાં સુદૂર દક્ષિણે કારવારમાં બાળક તરીકે રહેતો હતો, ત્યારે એક કચ્છી વેપારીના ઘરમાં અમે ભાડે રહેતા હતા. એને ત્યાં બીજા કચ્છી વેપારીઓ મહેમાન તરીકે આવે એમાં એકાદ મુસલમાન કચ્છી પણ આવતો.

પૂનામાં ફર્ગ્યુસન કૉલેજમાં ભણતો ત્યારે એક ગુજરાતી વિદ્યાર્થી સાથે ઓળખાણ થયેલી. આમ છતાં મારે કહેવું જોઈએ કે મુંબઈ ઇલાકાનો રાજદ્વારી એકમ હોવા છતાં ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકના લોકો એકબીજાને વિશેષ ઓળખતા ન હતા. ફક્ત આ મુંબઈમાં જ પરસ્પર પરિચયને અવકાશ હતો. ગુજરાત વિશે અમે મહારાષ્ટ્રીઓ કંઈ પણ જાણતા થયા એ ૧૯૦૭ની સુરતની કૉંગ્રેસને લીધે. બંગભંગની જાગૃતિ પછી દેશના રાજદ્વારી જીવનમાં બે પક્ષ પડયા હતા: નરમ અને જહાલ. નાગપુરમાં ગરમ પક્ષનો પ્રભાવ વધારે. એટલે કૉંગ્રેસને બચાવવા સર ફીરોજશાહ મહેતા એને ત્યાંથી ખસેડી સુરક્ષિત સુરત ખાતે લઈ આવેલા અને લોકમાન્યના નાગપુર તરફના જ એક સાથી શ્રી દાદાસાહેબ ખાપરડે ગુજરાતી-માં બોલી શકતા હતા, એટલા ખાતર તેઓ સુરતમાં પ્રચારાર્થે ગયેલા!

મારો પોતાનો ગુજરાત સાથેનો સંબંધ સન ૧૯૧૦થી શરૂ થયેલો ગણાય. ક્રાંતિકારી વિચારોને લઈને, રાષ્ટ્રીય શિક્ષણ ચલાવવાને અર્થે, હું વડોદરા ગયો હતો. ત્યાં રાષ્ટ્રભક્ત રાજવી શ્રી સયાજીરાવ ગાયકવાડની અસર મેં સર્વત્ર અનુભવી. વડોદરામાં મહારાષ્ટ્રી અને ગુજરાતી ઉપરાંત બંગાળી, પંજાબી, મદ્રાસી બધા જ એકસાથે પ્રજાસેવાનું કામ કરતા હતા. તેથી ત્યાં વિવિધરંગી ભારતીય એકતા અનુભવાતી.

અંગ્રેજોની સાર્વભૌમ સત્તાની અસરમાંથી સારાં તત્ત્વો સાચવી, વધુ પડતી જોહુકમીમાંથી દેશને બચાવવા, સયાજીરાવ પ્રયત્ન કરતા હતા, તેથી તેઓ અત્યંત લોકપ્રિય હતા.

હું માનું છું કે ગાંધીયુગની વૈચારિક પૃષ્ઠભૂમિકાથી પ્રારંભ કરવો હોય તો મારે સુરત કૉંગ્રેસથી જ પ્રારંભ કરવો જોઈએ. કેમ કે તે વખતની અવનવી જાગૃતિમાંથી જ ગાંધીજીનો ઉદય અને વિકાસ થયેલો છે. ગાંધીજી પોતે નાનપણમાં ગુજરાતમાં જ ઉછરેલા; અહીંના સંસ્કારો લઈને દક્ષિણ આફ્રિકા ગયેલા; ત્યાંની હાડમારીની સામે થવામાં ભારતમાંથી શી મદદ મળી શકે એ જોવા અવારનવાર સ્વદેશ આવતા અને અહીંના નેતાઓને મળતા. તે વખતે ઉત્કટ દેશભક્તિ ઉપરાંત તેમનામાં કોઈ સ્વતંત્ર વિશેષતા ખીલેલી નહીં. દક્ષિણ આફ્રિકામાં, ત્યાં જઈ વસેલા ભારતના ગુજરાતી–હિંદુ, મુસલમાન, પારસી અને દક્ષિણ તરફના તમિલ, તેલુગુ મજૂરોની સેવા કરતાં કરતાં તેમનામાં સર્વોદયનો આદર્શ ખીલ્યો. અને અન્યાયની સામે થવાની સત્યાગ્રહની નવી અનન્ય સાધના લઈને તેઓ ૧૯૧૫માં ભારત પાછા આવ્યા ત્યારથી ગાંધીયુગનો પૂરો પ્રારંભ ગણાય. જોકે ખરું જોતાં ગાંધીયુગનો દૃશ્ય પ્રારંભ ૧૯૨૦થી ગણવો જોઈએ કેમ કે તે વખતે જ રાજદ્વારી, ધાર્મિક, સામાજિક, સાહિત્યિક વ્યાપક રીતે કેળવણીવિષયક અને આર્થિક બધાં જ ક્ષેત્રોમાં ગાંધીજીની અસર શરૂ થયેલી.

એટલે મારે જો આરંભમાં ગાંધીયુગની વૈચારિક ભૂમિકા વિશે બોલવું હોય તો

તે ૧૯૧૦થી ૧૯૨૦ દરમિયાન જે કંઈ સાર્વભૌમ જાહેર પ્રવૃત્તિ ગુજરાતમાં ખીલેલી તે વિશે જ બોલવું જોઈએ. એ ચિત્રોના અમુક અંશોનો હું સાક્ષી છું અને અમુક અંશો વિશે મેં પાછળથી જાણ્યું.

ગુજરાત એટલે ખંડસ્થ તળ-ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છ; અથવા આ ત્રણ પ્રદેશોમાં વસતા ખેતીપરજ, રાનીપરજ અને દરિયાપરજ લોકો. આ ત્રણ પ્રજાને પોતપોતાના પુરુષાર્થ માટે એકસરખો અવકાશ મળ્યો નથી એ ધ્યાનમાં રાખવું જોઈએ.

ધર્મની દૃષ્ટિએ ગુજરાત એટલે ઉપર બતાવેલા પ્રદેશમાં વસતી હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી અને યહૂદી પ્રજા. હિંદુઓમાં વૈષ્ણવો, શૈવો, શાક્તો અને જૈન. મુસલમાનોમાં શિયા, સુન્ની, આગાખાની, ખોજા અને પિરાણા તથા ઇશનાશેરી ઉપરાંત બીજા છે કે નહીં તે હું જાણતો નથી. પારસીઓમાં પારસી અને ઈરાની એવો ભેદ કરાય છે. જોકે કેટલાક ઈરાનીઓ મુસલમાન પણ હોય.

ખ્રિસ્તી વર્ગ છે તો નાનો પણ એમાં, ન છાજે એટલા, અનેક ભેદો પડેલા છે.

આ બધા થયા ઉપાસના પરત્વેના ભેદો. રહેણીકરણીની દૃષ્ટિએ હિંદુઓમાં ભેદ પડે છે: બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, રજપૂત, ગરાસિયા, બારૈયા, નાયકડા અને અનેક જાતના હરિજનો.

ગુજરાત માટે શાક્તોના દક્ષિણમાર્ગી અને વામમાર્ગી એવા ભેદ પાડવાની જરૂર છે? હું માનું છું કે ગુજરાતમાં વામમાર્ગ છે જ નહીં. કેટલાંક કુટુંબો છૂપી રીતે વામમાર્ગી હોય તો હોય.

મુસલમાનોમાં એક વસ્તુ ધ્યાન ખેંચે છે તે એ કે, ગુજરાત પર મુસલમાની રાજ્ય ઠીક ઠીક ચાલ્યું છતાં ગુજરાતના મુસલમાનોમાં રાજ્યકર્તા તરીકેની તુમાખી નથી, જે ઉત્તર ભારતમાં દેખાય છે.

હિંદુ ન્યાતો જેટલે દરજ્જે એકબીજા સાથે ભળે છે એટલા ભલે નહીં, તોય ગુજરાતના મુસલમાનો હિંદુઓ સાથે અને હિંદુઓ મુસલમાનો સાથે ઠીક ઠીક ભળતા આવ્યા છે.

કાનૂન પરત્વે પણ અહીંના કેટલાય મુસલમાનો અમુક અંશે ઇસ્લામી કાયદો અને અમુક અંશે હિંદુ કાયદો પાળે છે.

મુસલમાનોમાં આગાખાની સંપ્રદાયનું મહત્ત્વ વધારે છે. નામદાર આગાખાનની અસર એમના અનુયાયીઓ ઉપર અસાધારણ છે. સાથે સાથે એમ પણ કહેવાય કે આગાખાની સંપ્રદાયની નીતિ ઘડાઈ એમાં આગાખાનના અનુયાયીઓની કુનેહ પણ કામ આવી છે.

આગાખાની મુસ્લિમ સમાજની રહેણીકરણીમાં હિંદુ રહેણીની અસર છે. અને છતાં એમ ન કહી શકાય કે બીજા મુસલમાનો કરતાં આગાખાનીઓ હિંદુઓ સાથે વધુ ઓતપ્રોત થયા છે.

હિંદુઓને ઈસ્લામ તરફ ખેંચવાનો આગાખાની દરવાજો વિશેષ પહોળો છે એટલું જ કહી શકાય.

દરિયો ખેડવામાં કચ્છના હિંદુ-મુસલમાનોની બાહોશી જગજાહેર છે. નવસારી તરફના ખારવા ખલાસીઓ પણ દૂર દૂર સુધી દરિયો ખેડતા આવ્યા છે. સૌરાષ્ટ્રના લોકો પણ પહેલેથી દરિયો ખેડતા આવ્યા છે. છતાં હવે ગુજરાતમાં વહાણો તૈયાર કરવાની કળા રહી નથી એ આશ્ચર્ય છે; જોકે ઈસ્ટ-ઈંડિયા કંપનીના દિવસોમાં ગુજરાતે પારસીઓની આગેવાની હેઠળ સારાં સારાં જહાજો અંગ્રેજો માટે બાંધી આપ્યાં હતાં.

ગુજરાતની એક મહત્ત્વની ખાસિયત એ છે કે સ્વરાજ્ય થયા પહેલાં ગુજરાતમાં દેશી રાજ્યો ઘણાં હતાં. કચ્છ અને સૌરાષ્ટ્ર તો દેશી રાજાઓના અમલ તળે હતાં જ, ઉપરાંત ગાયકવાડી રાજ પણ દેશી અમલનું. પરિણામે અંગ્રેજોની જોહુકમી તળે રહેવા છતાં અંગ્રેજી કેળવણીનો આખા પ્રદેશને લાભ પ્રમાણમાં ઓછો મળ્યો. સયાજીરાવ ગાયકવાડને કારણે વડોદરા રાજ્યમાં મહારાષ્ટ્રીઓ અને ગુજરાતીઓ ઘણા નજીક આવી શક્યા.

સયાજીરાવ ગાયકવાડની કારકિર્દી પહેલાં, ત્યાંના મહારાષ્ટ્રીઓમાં પોતે રાજ્યકર્તા છે એવું ભાન કંઈક અંશે હતું ખરું. સયાજીરાવે ગુજરાતી પ્રજાને અને એમની ભાષાને (અને હિંદીને પણ) પ્રોત્સાહન આપી દેશની મોટામાં મોટી સેવા કરી છે.

સૌરાષ્ટ્ર એટલે રજવાડાંઓનું રાજકારણ અને દરબારી ખટપટ. ગાંધીજી એની આંટીઘૂંટીમાં જ ઊછરેલા અને કંઈક અંશે એથી અકળાયેલા.

ગુજરાતી પ્રજાનો સ્વભાવ મિલનસાર, વ્યવહારચતુર અને સાહસિક. ભારતની બીજી પ્રજાઓ કરતાં એમણે દરિયો વધારે ખેડેલો.

આર્થિક દૃષ્ટિએ ઈસ્ટ-ઇંડિયા કંપનીના દિવસોથી ગુજરાતીઓએ પરદેશી માલનો વેપાર ખેડયો. એમાં હિંદુ અને મુસલમાન બંને સરખી જ રીતે આગળ વધેલા.

આ વેપારમાંથી ઠીક ઠીક કમાણી થયા પછી એમની મહત્ત્વાકાંક્ષા વધી અને એમણે સૂતરની તેમ જ કાપડની મિલો કાઢી ઘણી પ્રગતિ કરી. એની સાથે બૅંકિંગના ક્ષેત્રમાં પણ ગુજરાતે ઘણો અનુભવ મેળવ્યો.

કેળવણીના ક્ષેત્રમાં મહારાષ્ટ્રે પહેલ કરી હતી. તે એટલે સુધી કે અંગ્રેજી કેળવણીના પ્રારંભના દિવસોમાં સિંધ, ગુજરાત અને કંઈક અંશે કર્ણાટકમાં પણ મહારાષ્ટ્રીઓનો ફાળો ઠીક ઠીક હતો.

ગાંધીયુગ શરૂ થયો તે પહેલાંની વૈચારિક ભૂમિકા, ગુજરાતની કહો કે આખા ભારતની, એક જ હતી. એના રાજદ્વારી, સામાજિક, ધાર્મિક, ઔદ્યોગિક અને કેળવણીવિષયક એવા વિભાગ પાડી શકાય.

રાજદ્વારી ભૂમિકામાં સર્વત્ર એક જ અનાસ્થા દેખાતી હતી. ૧૮૫૭ની સાલના

અસફળ પ્રયત્ન પછી લોકોએ અંગ્રેજોનું રાજ્ય ચુપચાપ પૂર્ણપણે સ્વીકાર્યું હતું. '૫૭ની સાલના પ્રયત્ન પ્રત્યે તે વખતની જનતાની સહાનુભૂતિ તો હતી તેમ છતાં એ પ્રયત્ન તો અમુક રાજાઓ અને એમની ફોજો તરફથી જ થયેલો હતો, અને એ સ્વાભાવિક હતું. આપણા લોકો હાર્યા તે અંગ્રેજો કરતાં આપણે બહાદુરીમાં ઊતરતા હતા એટલા માટે નહીં, પણ યોજનાનો અભાવ, અવ્યવસ્થા અને આંતરિક નૈતિક સડાને કારણે હાર્યા, એમ તે વખતના લોકોનો પણ અભિપ્રાય હતો. રાજાઓનાં રાજ્યો ખાલસા થવા લાગ્યાં. ફોજોમાંથી જેમને રૂખસદ મળી હતી તેમને પીંઢારા થવા ઉપરાંત બીજું કશું સૂઝતું ન હતું. અને અસંતુષ્ટ પ્રજા રાજાઓનાં મોઢાં તરફ જ જોતી હતી. એવી સ્થિતિમાં '૫૭ની સાલના પ્રયત્નનું પરિણામ બીજું કશું આવે એમ હતું નહીં.

આમ જૂનું નેતૃત્વ નિરાશ થયેલું અને અંગ્રેજી કેળવણીના પ્રારંભને લીધે જે નવું નેતૃત્વ જાગે એમ હતું તેનામાં પૂરતો આત્મવિશ્વાસ નહીં.

ગાંધીજી જન્મ્યા ત્યારે '૫૭ની સાલ પછીની અંગ્રેજી વ્યવસ્થાને ૧૨ વરસ પણ થયાં ન હતાં. ગુજરાતનાં દેશી રાજ્યો ઠીક ઠીક સંખ્યામાં હતાં, જોકે અમદાવાદનું મુખ્ય મુસલમાની રાજ્ય ક્યારનું ખલાસ થયું હતું.

નવા નેતાઓએ પ્રજાનું પ્રતિનિધિત્વ કરી અંગ્રેજી રાજ્ય સુધારવાના અને પ્રજાને સુખકર કરવાના પ્રયત્ન આદર્યા. એ જ કામ સંગઠિત કરવા માટે ૧૮૮૫માં કૉંગ્રેસની સ્થાપના થઈ, અને એ વાટે નવા નેતાઓ, સરકારી ગોરા અમલદારોની નામરજી ન ગણકારતાં સહેજસાજ માથું ઊંચું કરવા લાગ્યા હતા. સશસ્ત્ર બળવાથી નહીં, પણ રીતસરની બંધારણીય હિલચાલથી પરિસ્થિતિ સુધરી શકશે એવો વિશ્વાસ કેટલાક સારા અંગ્રેજોએ આ નવા નેતાઓમાં પેદા કર્યો હતો.

બળવામાં માનનાર લોકો આ નવી આશા પ્રત્યે અણવિશ્વાસ સેવતા હતા. હું જાણું છું કે એ લોકોનું સન '૫૭વાળું જૂનું વલણ સાવ તૂટ્યું ન હતું. નેપાળનો હિંદુ રાજા હજી સ્વતંત્ર છે, એની મારફતે વખતે ઉઠાવ કરી શકાય, હૈદરાબાદના નિઝામમાં પણ મહત્ત્વાકાંક્ષા હોય તો ત્યાં ભાગ્ય અજમાવવું જોઈએ. અને અંગ્રેજ સરકારે રાખેલી દેશી સિપાઈઓની પલટણોમાં અસંતોષ ફેલાવી ફિતૂરી પેદા કરી શકાય તો તે પણ પ્રયત્ન કરવો, એ જાતનો ત્રિવિધ કાર્યક્રમ સેવાતો હતો. અંગ્રેજો-નું રાજ્ય જે પ્રમાણમાં મજબૂત થયું હતું તે પ્રમાણમાં આ ત્રિવિધ યોજના કશી વિસાતમાં ન હતી. છતાં 'સ્વતંત્રતાનાં બીજ સાવ બળી ગયાં નથી,' એટલું જ સમાધાન એમાંથી માની શકાતું હતું.

નવા કૉંગ્રેસી નેતાઓની ભૂમિકા આનાથી તદ્દન જુદી હતી. આંતરિક સડો દૂર કરી અને પ્રાંત પ્રાંત વચ્ચે તેમ જ કોમ કોમ વચ્ચે એકતા સ્થાપિત કરી પ્રજાજાગૃતિના જોરે રાજ્યવ્યવસ્થામાં સુધારા માગવા અને રાજ્યવ્યવસ્થામાં દેશી લોકોને વધુને વધુ સ્થાન મળે એ જાતના પ્રયત્નો કરવા એ જ એમની નીતિ હતી.

એ કૉંગ્રેસી નેતાઓએ દૂરંદેશીથી જોયું હતું કે દેશમાં હવે પછી પ્રજાજાગૃતિ વગર કશું થવાનું નથી. અને એ લોકજાગૃતિ નવી કેળવણી દ્વારા જ થઈ શકે. એમણે એ પણ જોયું હતું કે નવી જાગૃતિ સાથે સાથે, ધર્મનિરપેક્ષ નવી રાષ્ટ્રીયતા મજબૂત કર્યે જ છૂટકો.

તેઓ જોઈ શકયા હતા કે અંગ્રેજ રાજ્યકર્તા રાજ્ય ચલાવવામાં કુશળ છે. રાજ્યતંત્ર સુવ્યવસ્થિત, કાનૂન પ્રમાણે ચાલતું અને એકધારું તેઓ કરી શકે છે. અને પ્રજા જો સંગઠિત થવાનો પ્રયત્ન કરે તો અલ્પમતિ(minority)ને આગળ કરી ભેદ પાડી શકે છે.

અંગ્રેજી વિદ્યાને કારણે આ જે નવું નેતૃત્વ આખા દેશમાં ખૂણે ખૂણે ઊભું થયું હતું, તે અંગ્રેજી ભાષા મારફતે જ સંગઠિત થઈ શકે એમ હતું. અંગ્રેજી વિદ્યાની શ્રેષ્ઠતા સિદ્ધ થઈ ચૂકી હતી. અને અંગ્રેજોએ આ દેશની સંસ્કૃતિને સમજવાના જે પ્રયત્નો કર્યા હતા, તેનો નિચોડ પણ અંગ્રેજીમાં લખેલા સાહિત્યમાં જ મળતો હતો. આપણે ભૂલવું ન જોઈએ કે તે જમાનામાં અંગ્રેજ રાજ્યકર્તા અને ખ્રિસ્તી મિશનરીઓ, એ બે વર્ગને જ આખા દેશનો અખિલ ભારતીય ખ્યાલ હતો. એમની એ બધી જાણકારી નવેસર તૈયાર થયેલા ઈમ્પીરિયલ ગેઝેટિયરોમાં જ આપણને મળતી હતી.

૧૮૫૭ની સાલમાં, એક તરફ અંગ્રેજો પોતાનો પગ આ દેશમાંથી ઊખડી જશે કે શું એવી બીક સેવતા હતા; તો બીજી બાજુ ગફલતમાં રહેનારી અહીંની મધ્યકાલીન સંસ્કૃતિ અને સમાજવ્યવસ્થા ઉપર પોતાનો પ્રભાવ જમાવવા યુનિવર્સિટીઓની સ્થાપના કરતા હતા.

૧૮૫૭ અને ૧૮૮૫ વચ્ચે બીજો એક મોટો ફેરફાર થયો હતો. બંગાળમાં શું અને ઉત્તર હિંદુસ્તાનમાં શું, ભારતનું રાજ્ય અંગ્રેજોએ મુસલમાનોના હાથમાંથી છીનવેલું હોવાથી મુસલમાનોમાં અંગ્રેજી રાજ્ય પ્રત્યે તીવ્ર અસંતોષ હતો. રાજ્ય ગયાની ખાસ બળતરા મુસલમાનોમાં જ હતી. અને કેટલાક હિંદુઓને થતું હતું કે મુસલમાનોનું રાજ્ય જઈ અંગ્રેજોનું રાજ્ય થયું તો આપણું શું બગડવાનું હતું? મુસલમાની જુલમમાંથી આપણે મુક્ત થઈશું અને રાજકાજમાં સુવ્યવસ્થા અને સલામતી આવશે. અંગ્રેજો આપણા ધાર્મિક જીવનમાં હસ્તક્ષેપ કરતા નથી. અંગ્રેજી વિદ્યા અપનાવીશું તો મોટી મોટી નોકરીઓ મળશે અને સમાજમાં પ્રતિષ્ઠા જામશે. અંગ્રેજી જાણનાર સાદો કલાર્ક પણ સરકારી કચેરીમાં જતો તે પાલખીમાં બેસીને જતો, અને ઘેર આવતાં કચેરીનાં કપડાં ઉતારી નાહીધોઈ શુદ્ધ થતો, એવાં વર્ણનો મેં જૂના લોકોને મોઢે સાંભળ્યાં છે. આમાં એક બાજુ સરકારી નોકરીની પ્રતિષ્ઠા અને બીજી બાજુ ધાર્મિક રૂઢિઓનું જોર બંને પ્રતિબિંબિત થાય છે. '૫૭ની સાલમાં સ્વતંત્ર થવાનો જે પ્રયત્ન થયો તેમાં મુસલમાનો સાથે હિંદુઓ ભળી ગયા હતા. અને તેટલા પૂરતી રાષ્ટ્રની એકતા સ્થાપિત થઈ હતી એમ કહી શકાય. ત્યાર પછી સરકારી નોકરીમાં અંગ્રેજી વિદ્યાને કારણે હિંદુ, ખ્રિસ્તી, પારસી વગેરે ફાવ્યા અને

એમની મહત્ત્વાકાંક્ષા વધી. મુસલમાનોએ જોયું કે અસંતુષ્ટ રહી આપણે કશું મેળવ્યું નથી. હાથમાંથી રાજ્ય ગયાની બળતરા સેવવાથી રાજ્ય પાછું મળ્યું નહીં. અને બીજી કોમો અંગ્રેજી ભણીને આગળ વધી છે, એટલે મોડા મોડા અંગ્રેજી કેળવણીના મહત્ત્વ તરફ તેઓ જાગ્યા અને પોતે બહુમતીમાં નથી એનું ભાન પણ તેમને થયું.

અંગ્રેજોએ મુસલમાનોના આ વાસ્તવદર્શી નવા વલણનો લાભ લીધો. અલીગઢ યુનિવર્સિટીને મંજૂરી આપી, મુસલમાનોને સંગઠિત થવામાં મદદ કરી; અને કૉંગ્રેસ સામે એક મુસ્લિમ પક્ષ ઊભો કર્યો. એક બાજુ રાજ્યમાં જૂના રાજ્યકર્તાની ઉર્દૂ ભાષાને એમણે મહત્ત્વ આપ્યું અને બીજી બાજુ હિંદી સંગઠનને મદદ કરી, હિંદીમાંથી ઉર્દૂ શબ્દોનો બહિષ્કાર કરનારી હિલચાલને પ્રોત્સાહન આપ્યું.

એ જ અરસામાં 'પ્રજાકેળવણીમાં અરબી, ફારસી અને સંસ્કૃત વિદ્યાને આગળ કરવી કે બંગાળી, હિંદી, મરાઠી, ગુજરાતી, તામિલ, તેલુગુ વગેરે ભાષાઓને ખીલવવી' એ સવાલની ઊંડી ચર્ચા રાજ્યકર્તાઓએ ચલાવી. ચર્ચા ગરમાગરમ થઈ પણ તેમાં બંને બાજુ **અંગ્રેજો** જ હતા! આપણા લોકો તે વખતે સૂતા હતા એમ કહીએ તો ચાલે. અથવા એમણે આગ્રહ રાખ્યો કે, 'અરબી, ફારસી, સંસ્કૃત જેવી અમારી ધર્મભાષાઓનું અમે જોઈ લઈશું; અને પ્રાંતીય ભાષાઓ તો અમે બોલીએ જ છીએ; એના કરતાં તમે અમને તમારી અંગ્રેજીમાં જ પ્રવીણ થવા દો તો રાજ્ય ચલાવવામાં અમે તમને મદદ કરીશું અને તમારી વિદ્યા મેળવીને તમારા જેવા બાહોશ થઈશું.'

આ હતી '૮૫ની સાલ સુધીની ભૂમિકા. એ જ ભૂમિકા ૧૨ વરસ સુધી એટલે કે ૧૮૯૭ સાલની રાણી વિક્ટોરિયાની ડાયમન્ડ જ્યુબિલિ (હીરકમહોત્સવ) સુધી ચાલી. ત્યાં સુધી અંગ્રેજી રાજ્ય મજબૂત થયું હતું. આપણા લોકોએ મને-કમને એ કબૂલ્યું હતું અને એને જ મજબૂત કરવામાં અંગ્રેજોને આપણે પૂરતી મદદ પણ આપતા હતા.

આ સમયમાં અંગ્રેજોનો આત્મવિશ્વાસ અને એમનું અભિમાન બંને શિખર સુધી પહોંચી ગયાં હતાં. એનું જ પ્રતીક તે લૉર્ડ કર્ઝનનો દિલ્હીદરબાર. દક્ષિણ આફ્રિકાના બોરયુદ્ધને અંતે આવેલો હોવાથી દરબાર વિશેષ શોભ્યો. આપણા અસંતોષનો ખરો પ્રારંભ ત્યાંથી જ ગણાય. યુરોપના મહાન રશિયા સામે એશિયાના નાનકડા જાપાને વિજય મેળવ્યો તેથી આપણે આશાવાન થયા અને આપણી મહત્ત્વાકાંક્ષા પણ વધી.

દેશનું નવું નેતૃત્વ મોળું પાડ્યા વગર છૂટકો નથી એમ જોઈ લૉર્ડ કર્ઝને **અંગ્રેજી વિદ્યામાં પ્રવીણ** એવા બંગાળના ભાગલા પાડવાનું નક્કી કર્યું, અને દિલ્હીમાં દરબાર ભરાવ્યો. આમાં એક ઉદ્દેશ પોતે બહુમતીમાં ન હોવાથી દુઃખી થયેલા મુસલમાનોને પણ અપનાવવાનો પણ હતો જ. ઉપરાંત દિલ્હી સામ્રાજ્યનો વૈભવ પોતાનો થયો છે એનો અનુભવ કરવાનો હેતુ પણ ખરો.

પોતાની કોમ પૂરતો વિચાર કરવાની જે નીતિ અલીગઢે અખત્યાર કરી તે જ નીતિ સ્વીકારી પંડિત મદનમોહન માલવિયાજીએ બનારસમાં હિંદુ યુનિવર્સિટીની સ્થાપના કરી. એના પ્રત્યે અંગ્રેજોની નીતિ બેધારી હતી. અલીગઢ જેવી એક સાંપ્રદાયિક યુનિવર્સિટી સ્થપાય એ અંગ્રેજોને અનિષ્ટ ન હતું, પણ હિંદુ કોમ સંગઠિત થાય અને માથે ચડી બેસે એ એમને જરાય ઈષ્ટ ન હતું. એટલે અંગ્રેજ સરકારે હિંદુ યુનિવર્સિટીને અખિલ ભારતીય સ્વરૂપ ધારણ કરવા ન જ દીધું. એને ફક્ત એક સ્થાનિક યુનિવર્સિટી બનવા દીધી. અલીગઢથી મુસ્લિમોને જબરદસ્ત નેતૃત્વ મળ્યું. હિંદુ યુનિવર્સિટી એ રીતે સાંપ્રદાયિક થઈ ન શકી.

સરકારી યુનિવર્સિટીઓમાં પણ 'જે સંસ્કૃત શીખે તે અરબી-ફારસી શીખી ન શકે.' અને 'જે અરબી-ફારસી લે તેને માટે સંસ્કૃત ન હોય,' એવી અભ્યાસક્રમની વ્યવસ્થા કરી. 'સાર્વભૌમ એકતા તે અંગ્રેજીની જ,' એવી ગોઠવણ થઈ હતી. રાષ્ટ્રીય એકતાની ધગશ વિનાના આપણા લોકોને એ વ્યવસ્થા જરાય કઠી નહીં, ઊલટી ફાવતી આવી! હિંદુમુસલમાન અલગ અલગ જ રહેવાના. 'તેલ અને પાણી જો એક થઈ શકે તો મિયાં-મહાદેવનો મેળ ખાય,' એ વસ્તુની સ્વાભાવિકતા જાણે લોકોએ સ્વીકારી. હિંદુઓ અને મુસલમાન એક ન થાય તો સ્વરાજ્યની આશા આકાશપુષ્પવત્ ગણાય, એ તો દેખીતું હતું, છતાં એનો કશો ઈલાજ આપણને સૂઝયો નહીં. એની જરૂર કોઈને જણાઈ નહીં.

બીજી એક વસ્તુ તરફ ધ્યાન દોરવાની જરૂર છે. આજના લોકો એ સાંભળીને આશ્ચર્યચકિત થશે.

આ જ મુંબઈ ઈલાકામાં ખાસ કરીને મહારાષ્ટ્રમાં જ્યારે અંગ્રેજોને પોતાનું રાજ્ય મજબૂત કરવું હતું, ત્યારે એમણે પૂના અને નાશિકના બ્રાહ્મણોને ખૂબ દક્ષિણા આપી હતી. અને જ્યારે સરકારી હાઈસ્કૂલોમાં અસ્પૃશ્યોને પ્રવેશ આપવાની વાત ઊઠી ત્યારે સરકારે કહ્યું: 'અછૂતોને શાળામાં દાખલ કરી ઉપલા વર્ણના લોકોને નારાજ કરવા એ સરકારની નીતિ નથી. અમેરિકામાં આપણા ગોરાઓ જો કાળા નિગ્રોને નિશાળમાં સાથે બેસવા દેતા નથી તો બ્રાહ્મણોને આપણે શી રીતે કહી શકીશું કે તમારે અછૂતોને પોતાની સાથે બેસવા દેવા જ જોઈએ? ઉત્સાહી અમલદારો અછૂતો માટે નોખી સંસ્થાઓ ખોલે તો ભલે, પણ સરકારી હાઈસ્કૂલોમાં અછૂતોને દાખલ કરવાની નીતિ અમલમાં ન જ આણાય.' (તે વખતના સરકારી કાગળપત્રોમાં આ બધી વિગતો લખેલી છે અને છપાઈ ચૂકી છે.)

ત્યાર પછી જ્યારે અંગ્રેજી ભણેલા સુધારક નેતાઓનું જોર ચાલ્યું અને જ્યોતીબા ફૂલે જેવા નેતાઓ અછૂતોની તરફદારી કરવા લાગ્યા, ત્યારે અંગ્રેજોએ જોયું કે હવે આપણાથી અછૂત કોમોના હિતચિંતક થઈ શકાય અને 'સનાતનીઓ સામે થઈને અમે જ તમને આગળ આણીએ છીએ,' એમ અંત્યજોને સમજાવી શકાય. આમાં અંગ્રેજો ફાવ્યા. અને હિંદુ સમાજમાં જે તડ હતી તે સાંધાઈ નહીં, કાંઈક વધી જ. એવો જ ભેદ બ્રાહ્મણ-બ્રાહ્મણેતરના રૂપમાં કોલ્હાપુરમાં જન્મ્યો

અને જોતજોતામાં મદ્રાસ તરફ આખા દક્ષિણમાં ફેલાઈ ગયો. અંગ્રેજોએ પ્રથ
બ્રાહ્મણોને કેળવ્યા અને પછી બ્રાહ્મણેતરોને અપનાવ્યા એમ ટૂંકામાં કહી શકાય

ધર્મની બાબતમાં અંગ્રેજોએ પ્રજાજનોમાં વહાલા થવા માટે લોકોને આશ્વાસન
આપ્યું હતું કે તમારી ધાર્મિક સ્વતંત્રતા અબાધિત રહેશે. તમારા રીતરિવાજો પાળવા
માં તમે પૂરી રીતે સ્વતંત્ર છો. એમણે ફક્ત અપવાદ કર્યો બંગાળમાં ને બીજે
'સતીની પ્રથા' બંધ કરવાની બાબતમાં. એમાં પણ એમણે હિંદુ સમાજમાં સુધા-
રક નેતાઓની હિલચાલ જબરદસ્ત થયા પછી જ એ 'અમાનુષી પ્રથા' બંધ
કરવાના કાયદાઓ જારી કરવાની હિંમત કરી. આવા સુધારા ઈચ્છનારા લોકોમાં
તે વખતે બે પક્ષ હતા. સામાજિક સુધારા કરવા માટે અંગ્રેજોના કાયદાની મદદ
લઈએ કે ન લઈએ? એ હતો ચર્ચાનો પ્રશ્ન. કાયદો ઈષ્ટ છે પણ આપણા
સામાજિક જીવનમાં હસ્તક્ષેપ કરવાની પરકીય સરકારને છૂટ આપીએ તો એ
છેલ્લી સ્વતંત્રતા પણ ખોઈ બેસીશું એમ માનનારો એક પક્ષ હતો. બીજા પક્ષનું
કહેવું હતું કે, 'પરદેશી રાજ્ય માથે ચોંટયું જ છે તો પ્રજામતને જોરે કાયદા
દ્વારા લોકજીવનમાં સુધારો કેમ ન કરીએ? આપણી પ્રજા કાયદા વગર માને નહીં;
માટે કાયદો તો કરી જ લઈએ.'

ધર્મની બાબતમાં અહીંના સુધારકોએ પ્રથમ પ્રથમ સામાજિક સુધારાનો
કાર્યક્રમ અજમાવ્યો. જ્યારે બંગાળમાં ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મની ટીકાથી
પ્રભાવિત થયેલા લોકોએ હિંદુ ધર્મમાં એકેશ્વરવાદ છે એ વસ્તુ આગળ કરવાનો
નિશ્ચય કરી બ્રાહ્મસમાજની સ્થાપના કરી. બ્રાહ્મસમાજી કહેતા કે અમે રૂઢિવાદી
હિંદુ મટયા છીએ, એકેશ્વરવાદી બ્રાહ્મસમાજી છીએ.

એ જ જાતની હિલચાલ આ મુંબઈમાં પણ શરૂ થઈ, અને એણે ધીરે ધીરે
પ્રાર્થનાસમાજનું સ્વરૂપ ધારણ કર્યું. પ્રાર્થનાસમાજી હિલચાલ ગુજરાતમાં પણ
પહોંચી. ગુજરાતમાં કે મહારાષ્ટ્રમાં એ આખી હિલચાલ અંગ્રેજી ભણેલા મધ્યમ-
વર્ગથી બહાર ફેલાઈ નહીં. એ પ્રાર્થનાસમાજી પ્રવૃત્તિમાંથી જ ગુજરાતી સાહિત્ય-
ને 'અભંગમાળા' મળી છે એ યાદ રાખવા જેવું છે.

સનાતનીઓ અને સુધારકો વચ્ચે રસાકસી ઠીક ઠીક જામી. મહારાષ્ટ્રમાં 'સુધા-
રક' અને 'ઉદ્ધારક' એ બે નામો તે વખતે પ્રચલિત થયાં હતાં. બંગાળમાં શું
અને મદ્રાસમાં શું, આ જ પવન બધે વાતો હતો.

આ ઉદ્ધારકોમાં પણ એક શુદ્ધ સ્વદેશી સુધારકવર્ગ જાગ્યો, જેને સંગઠિત
કરવાનું કામ ગુજરાતના એક પ્રતિભાવાન સંન્યાસીએ કર્યું. જેમ માર્ટિન લ્યૂથરે
રોમન કૅથલિક ધર્મની સામે બળવો પોકારી બાઈબલનો અર્થ કરવાની સ્વતંત્રતા
ખ્રિસ્તી આમલોકો માટે મેળવી, તે જ રીતે દયાનંદ સરસ્વતીએ સનાતની રૂઢિવાદી
સમાજની માન્યતાઓ તોડી પાડી કેવળ વેદ ઉપર આધારેલા આર્યસમાજની
સ્થાપના કરી. એ સમાજ પંજાબમાં વિશેષ ફેલાયો. ઉત્તર પ્રદેશમાં અને ગુજરાતમાં
પણ એની અસર સ્પષ્ટ દેખાય છે.

ફરક એટલો કે માર્ટિન લ્યૂથરે ખ્રિસ્તી સમાજમાં સંન્યાસની પ્રથા તોડી, જ્યારે દયાનંદ અને વિવેકાનંદ બંનેએ હિંદુઓના સંન્યાસઆશ્રમને સજીવન કર્યો.

ધર્મની બાબતમાં બીજાં બે બળો જોરથી આગળ આવ્યાં: એક હતી થિયૉસૉફીની પ્રવૃત્તિ; અને બીજું સ્વામી વિવેકાનંદનું વેદાંતધારિત જાગૃતિનું કામ. થિયૉસૉફીએ હિંદુ ધર્મશાસ્ત્રોના અને અધ્યાત્મના અધ્યયનમાં ખૂબ મદદ કરી અને મિશનરીઓ સામે ટકવામાં હિંદુ સમાજને બળ આપ્યું; જ્યારે સ્વામી વિવેકાનંદે સુધારક અને ઉદ્ધારક બંને વચ્ચે સમન્વય કરી બુદ્ધિવાદ, અધ્યાત્મ, સ્વદેશી સંસ્કૃતિ પ્રત્યે અભિમાન અને સામાજિક સુધારણા વિશે અનુકૂળ એવું સુંદર વાતાવરણ પેદા કર્યું, અને ભારત હવે પ્રબુદ્ધ થયું છે એમ જાહેર કરી એની વેદાંતની પતાકા પરદેશમાં ફરફરતી કરી.

કાળબળે અને નવી કેળવણીને લીધે સુધારા સામેનો રૂઢિવાદીઓનો વિરોધ મોળો પડયો. ધર્મની બાબતમાં લોકો ઉદાર થવા લાગ્યા. કેળવણી ફેલાઈ અને લોકોની રાજકીય મહત્ત્વાકાંક્ષા વધવા લાગી.

એ મહત્ત્વાકાંક્ષાને તોડવા માટે સરકારે પ્રયત્ન કરતાંવેંત દેશમાં અંગ્રેજોના રાજ્ય સામે બળવો કરનારો એક પક્ષ જાગ્યો, જેની હિંસકપ્રવૃત્તિ બધી રીતે અકળાવનારી નીવડી. લોકોને અંગ્રેજોનું રાજ્ય જોઈતું ન હતું. હિંસકપ્રવૃત્તિથી અંગ્રેજોને નુકસાન થતું નથી, પણ તેમને પ્રજાને દબાવવાની તક મળે છે એ જોઈને પ્રજા મૂંઝાઈ હતી. પ્રજાના મનમાં ક્રાંતિકારી લોકો પ્રત્યે આદર પણ હતો. અને એમને કારણે વધેલો અંગ્રેજોનો ત્રાસ પણ સહન થતો ન હતો. પરિણામે સરકાર-પ્રજા વચ્ચે થોડો ગજગ્રાહ ચાલી, બધું ઠંડું પડયું, એવે વખતે યુરોપમાં મહાયુદ્ધ સળગ્યું. અંગ્રેજી સામ્રાજ્ય હચમચી ગયું, પણ મહાયુદ્ધને અંતે એને પોતાની શક્તિનો તાગ પણ મળ્યો.

એવી વિચિત્ર પરિસ્થિતિમાં, સુદૂર દક્ષિણ આફ્રિકામાં ભારતના ગિરમીટિયાઓને સંગઠિત કરવામાં યશ મેળવીને આત્મવિશ્વાસ સાથે ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા. આ છે ગાંધીયુગના પૂર્વકાળની વૈચારિક ભૂમિકા.

એનું આ સર્વેક્ષણ પૂરું કરતાં પહેલાં કેળવણીની બાબતમાં અને ઔદ્યોગિક પ્રગતિની બાબતમાં ભારતની ભૂમિકા કેવી હતી એ પણ જરા જોવું જોઈએ.

આપણે જોયું છે કે અંગ્રેજી રાજ્ય સાથે આવેલી અંગ્રેજી કેળવણીનું પ્રજાએ ઉત્સાહ સાથે સ્વાગત કર્યું હતું. સંસ્કૃત, પ્રાકૃત અને અરબી ભાષાને સરકાર તરફથી જેટલું પ્રોત્સાહન મળતું હતું તેટલાથી પ્રજા સંતુષ્ટ હતી. ઉચ્ચ કેળવણીમાં દેશી ભાષાઓને સ્થાન આપી અંગ્રેજીનું પ્રભુત્વ ઓછું કરવા સરકાર તૈયાર ન હતી. પ્રજાની કેળવણી દેશી ભાષા મારફતે ચાલવી જોઈએ એમ કહેનારો – ફક્ત કહેનારો એક પક્ષ ઊભો થવા માગતો હતો, જેને દેશના રાજદ્વારી નેતાઓએ પ્રોત્સાહન આપવાનું નક્કી કર્યું અને એમાંથી રાષ્ટ્રીય કેળવણીનો પ્રારંભ થયો.

તે પહેલાં **અંગ્રેજી વિદ્યાની** કેળવણી કેવળ સરકારના જ હાથમાં ન રહે, તે સસ્તી અને બહોળી થવી જોઈએ એમ માનનારા લોકોએ અનેક પ્રાંતોમાં ખાનગી હાઈસ્કૂલો અને કૉલેજો ખોલી; અને કંઈક મહેનતથી એને માટે સરકારી માન્યતા ને મદદ મેળવી હતી.

પરદેશી માલના એજંટો બની બંગાળના જમીનદારો અને ગુજરાતના વેપારીઓ ઠીક ઠીક સધન થયા હતા. ગુજરાતના વેપારીઓએ સ્વાભાવિક રીતે દેશમાં મિલોની સ્થાપના કરવાનું વિચાર્યું. મુંબઈ, અમદાવાદ, સોલાપુર વગેરે ઠેકાણે કાપડની મિલો સ્થાપિત થઈ અને એક રીતે દેશી હુન્નર-ઉદ્યોગોનો પ્રારંભ થયો. સામાન્ય પ્રજા એને રાષ્ટ્રીય પ્રગતિનું એક ચિહ્ન તરીકે સ્વીકારતી હતી, જ્યારે મિલમાલિકો તે વખતે મોટે ભાગે સ્વાર્થનો જ વિચાર કરતા હતા.

બંગભંગને પરિણામે જે સ્વદેશી અને બહિષ્કારની હિલચાલ જાગી તે જ ખરેખર પ્રથમ પ્રજાકીય રાષ્ટ્રીય જાગૃતિ હતી. તેને દબાવવાના સરકારી પ્રયત્નો સફળ ન થઈ શક્યા.

દેશી વહાણવટું શરૂ કરવાના પ્રયત્નો અંગ્રેજો બિલકુલ સફળ ન થવા દેત, પણ યુરોપના મહાયુદ્ધના કારણે હિંદુસ્તાનની મદદ જરૂરી નીવડી, તેમાંથી ગુજરાતના પુરુષાર્થથી સિંધિયા સ્ટીમ નૅવીગેશન કંપનીની પ્રવૃત્તિ શરૂ થઈ અને તે ફાલી.

ગાંધીયુગ પહેલાંની પૂર્વતૈયારી રૂપે બીજી પણ બે વસ્તુની નોંધ લેવી જોઈએ. (સરકારી રેલવે અને તારખાતાની ગણના હું આમાં ન કરું, કેમ કે તેમાં પ્રજાનો કશો હિસ્સો ન હતો.) એક પ્રવૃત્તિ તે છાપખાનાંની. એનો પ્રારંભ ભલે મિશનરીઓએ બંગાળમાં શ્રીરામપુર ખાતે કર્યો હોય, પણ આપણા લોકોએ એ પ્રવૃત્તિ તરત ઝીલી લીધી. એ પ્રવૃત્તિને કારણે પ્રજાજાગૃતિમાં અને સાહિત્યના વિકાસમાં અસાધારણ મદદ થઈ છે. છાપખાનાં સાથે છાપાંઓ આવ્યાં: પહેલાં તો અંગ્રેજી છાપાંઓ ચાલ્યાં. ત્યાર પછી દેશી ભાષાઓનું વૃત્તવિવેચન ખીલ્યું. ભારતની જાગૃતિમાં છાપખાનાં અને છાપાંઓનો ફાળો નાનોસૂનો નથી.

આવી જ એક બીજી પ્રવૃત્તિ તે હિંદુસ્તાનની અસંખ્ય જાતિઓનું સંગઠન. હિંદુસ્તાનમાં જાતિઓ તો વર્ણવ્યવસ્થા કરતાં પણ પહેલાંની છે. ગીતાએ કુળધર્મ અને જાતિધર્મને શાશ્વત કહ્યા છે, જ્યારે ચાતુર્વર્ણ્ય પોતે ઉત્પન્ન કર્યાનો કૃષ્ણ ભગવાનનો દાવો છે. જાતિઓ સનાતન હોવા છતાં, તે આજના જેટલી પહેલાં સંગઠિત ન હતી. અંગ્રેજોએ કેળવણીનું તંત્ર દેશ આખામાં ફેલાવ્યું અને કેળવાયેલા લોકોને સારી સારી નોકરીઓ મળવા લાગી. જે કેળવણી પામે તે જ આગળ આવે એવો અનુભવ પણ થયો. તેથી જાતિઓ વચ્ચે હરીફાઈ શરૂ થઈ. પરિણામે લોકો પોતપોતાની જાતિની પરિષદો ભરવા લાગ્યા. પોતપોતાની જ્ઞાતિનો સાચો, કાલ્પનિક કે તદ્દન ઉપજાવી કાઢેલો ઇતિહાસ છપાવવાની હરીફાઈ ચાલી. દરેક જાતિ પોતે છે એના કરતાં વધારે ઊંચી હોવાનો દેખાવ કરવા લાગી અને એ

પ્રમાણે સિદ્ધ કરવાનો પ્રયત્ન પણ કરવા લાગી. જ્ઞાતિનું ફંડ કરીને પોતાનાં બાળકોને સારામાં સારી કેળવણી મળે એવી ગોઠવણ કરવા લાગી. આ પ્રવૃત્તિનો વિચાર કરતાં મુસલમાન, ખ્રિસ્તી વગેરે સમાજને પણ હું જાતિઓ જ ગણું છું.

છેલ્લાં સો વરસ દરમિયાન, આખા ભારતમાં દરેક જાતિનું, કદી ન હતું એવું, સંગઠન થયું છે, અને એમની વચ્ચે હરીફાઈ પણ ચાલી છે. અધૂરામાં પૂરું, જે લોકો જ્ઞાતિભેદને દિવસરાત વખોડે છે તેવા લોકો પોતે જ ચૂંટણીના દિવસોમાં જ્ઞાતિની મદદ માગે છે. ગાંધીયુગ પહેલાંની આ સ્થિતિ આજે પણ બદલાઈ નથી એમ દુઃખ સાથે કહેવું પડે છે.

હું માનું છું કે ગાંધીયુગ પહેલાંની પરિસ્થિતિ અને વૈચારિક ભૂમિકાનો મુખ્ય ચિતાર આટલામાં આવી જાય છે. આ પૃષ્ઠભૂમિકા ધ્યાનમાં રાખીશું તો આપણને સમજાશે કે ગાંધીજીને પોતાનાં કાર્યમાં ક્યાં ક્યાં બળોની મદદ થઈ, ક્યાં બળો સામે એમને લડવું પડયું, અને આખા દેશને તેઓ કઈ ભૂમિકા પરથી ક્યાં સુધી લઈ ગયા.

## ૨. ગાંધીયુગનો પ્રારંભ – કેળવણી પરત્વે

ગાંધીજી ભારતમાં સ્થાયીરૂપે સન ૧૯૧૫માં રહેવા આવ્યા ત્યારે એમના રાજનૈતિક ગુરુ નામદાર ગોખલેએ એમને ડહાપણભરી સલાહ આપી હતી કે, ‘એક વરસ સુધી એમણે મૌનપણે દેશનું નિરીક્ષણ કરવું. એની સાથે સેવા અંગેના પોતાના વિચારોને અને પોતાની યોજનાઓને મન સાથે નિશ્ચિત રૂપ આપવું.’ એ પ્રમાણે ગાંધીજીએ દેશમાં બધે ફરી લોકસ્થિતિનું નિરીક્ષણ કર્યું, નેતાઓ સાથે પરિચય કેળવ્યો. શાંતિનિકેતન ગયા, હરિદ્વાર, ગુરુકુળમાં પણ જઈને રહ્યા. એ પહેલાં એમણે પોતાના દક્ષિણ આફ્રિકાના સાથીઓને બંને સંસ્થાઓનો અનુભવ કરાવ્યો હતો. મારો પરિચય પણ ગાંધીજી સાથે રાષ્ટ્રીય કેળવણીને અંગે અને શાંતિનિકેતન જેવી કેળવણીની પ્રખ્યાત સંસ્થામાં જ થયો હતો. તેથી મારા બીજા વ્યાખ્યાનનો વિષય ગાંધીયુગમાં કેળવણી પરત્વે જે જાગૃતિ થઈ એ જ રાખવા માગું છું.

રાષ્ટ્રીય કેળવણીકાર ગાંધીજીને મન, કેળવણી એ ‘પઢાઈ’ નહીં, પણ ‘સધાઈ’ હતી. કેળવણી એટલે, ‘ચોપડીઓ વાંચવી, જુદા જુદા વિષયોનું જ્ઞાન મેળવવું, પરીક્ષાના પ્રશ્નપત્રોના જવાબો આપવા અને નોકરી અપાવે એવી પદવી મેળવવી.’ એવો જે સામાન્ય અર્થ થાય છે એ ગાંધીજીને માન્ય ન હતો. ગાંધીજીને મન કેળવણી એટલે, ‘ઘરમાં કે ઘર બહાર જીવન જીવતાં અનુભવો મેળવવા, કૌશલ્ય કેળવવું, સંસ્કારો ખીલવવા અને સેવામય જીવન જીવવાની અને સેવા કરવાની યોગ્યતા સાધવી.’ કેળવણીનો એ હતો ગાંધીજીનો અર્થ. કેળવણી એટલે કેવળ ભણતર નહીં, પણ જીવનનું ઘડતર અને તે માટેનો રીતસરનો સાધના-ક્રમ. આમ

કેળવણી એટલે જીવન માટેની સાધના હોઈ એને માટે હિંદી શબ્દ 'સધાઈ' પસંદ કર્યો છે. આ શબ્દ વધારે પ્રચલિત થવાની જરૂર છે.

ગાંધીજીનું પહેલું સૂત્ર આ રીતે મૂકી શકાય: 'કેળવણી એટલે કેવળ પઢાઈ નહીં, પણ મુખ્યત્વે 'સધાઈ'; એમાંય ખાસ કરીને ચારિત્ર્યની 'સધાઈ. 'સધાઈ શબ્દમાં સાધના અને સાધનાને પરિણામે આવતું કૌશલ્ય બંને અર્થ આવી જાય છે.'

પોતાની આ જાતની કેળવણી વિશેની કલ્પના સિદ્ધ કરવા માટે ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી પ્રથમ પોતાના ઘરમાં અને પાછળથી ઘરમાંથી જ ઉપજાવેલ આશ્રમમાં ચારિત્ર્યની અને કાર્યકૌશલ્યની કેળવણી શરૂ કરી.

ભારતમાં આવતાંવેંત શાંતિનિકેતન અને ગુરુકુળના પ્રયોગો જોયા પછી, એમણે અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. અને એ આશ્રમમાં જ અમુક અધ્યાપકોને ભેગા કરી ત્યાં એક 'ગુજરાતી રાષ્ટ્રીયશાળા' સ્થાપી.

ઘણા લોકો નથી જાણતા, કે શરૂઆતથી પોતાનો કેળવણીનો પ્રયોગ આશ્રમમાં જ કરવાનો એમનો જેટલો આગ્રહ હતો એટલો જ, આશ્રમમાં પણ, કેળવણીના એ પ્રયોગને સ્વતંત્ર રાખવાનો હતો. એ પ્રયોગમાંથી એમણે રાષ્ટ્રીય કેળવણી વિશેના પોતાના બધા વિચારો વિકસાવ્યા, અને ધીમે ધીમે આખા દેશમાં એ ફેલાવ્યા.

આશ્રમના એ પ્રયોગોમાં જે લોકો જોડાયા હતા એમાં મારી સાથે શ્રી કિશોરલાલ, શ્રી નરહરિભાઈ, શ્રી વિનોબા ભાવે, શ્રી જુગતરામભાઈ, શ્રી ચંદ્રશંકર શુકલ, શ્રી મગનભાઈ દેસાઈ, શ્રી હરિહરભાઈ વગેરેનાં નામો અત્યારે યાદ આવે છે. અમે ધીરે ધીરે શ્રી દક્ષિણામૂર્તિ ભાવનગર, ચરોતર ઍજ્યુકેશન સોસાયટી, ભરૂચ કેળવણી મંડળ, શ્રી દયાળજીભાઈ અને કલ્યાણજીભાઈનાં છાત્રાલયો અથવા આશ્રમો અને શ્રી મોતીભાઈ અમીન જેવા વ્યવહારકુશળ કેળવણીકાર અને જ્ઞાનપ્રચારકો સાથે સંપર્ક સાધ્યો.

ગાંધીજીએ પોતાના કેળવણીવિષયક થોડાક વિચારો પ્રારંભમાં 'હિંદ સ્વરાજ'માં મૂક્યા જ હતા. પણ પોતાનો રીતસરનો કાર્યક્રમ ૧૯૧૭માં ભરૂચમાં ભરાયેલી કેળવણી પરિષદ આગળ મૂક્યો. શ્રી આનંદશંકર ધ્રુવ, શ્રી બળવંતરાય ઠાકોર, શ્રી હરિભાઈ અમીન વગેરે લોકોએ એમાં ઉત્સાહભેર ભાગ લીધો હતો. મને સ્મરણ છે કે તે વખતે શ્રી બળવંતરાય ઠાકોરે ગાંધીજીના અનેક વિચારોને હાર્દિક અનુમોદન આપ્યું હતું. શ્રી આનંદશંકર ધ્રુવ પણ ગાંધીજીના ઘણા વિચારો સાથે સંમત હતા.

રાષ્ટ્રની તમામ કેળવણી લોકભાષા મારફતે જ થવી જોઈએ, એ વાત પ્રજાના મન પર ઠસાવવા માટે ગાંધીજીએ પોતાના આશ્રમની શાળાનું નામ રાખ્યું હતું 'રાષ્ટ્રીય ગુજરાતી શાળા'. ગુજરાતીનો આગ્રહ જ્યારે ગુજરાતમાં સર્વમાન્ય થયો ત્યારે એ નામ ફેરવી અમે આશ્રમની શાળાને 'રાષ્ટ્રીય વિદ્યામંદિર'નું નામ

આપ્યું. મંદિર શબ્દ એટલા માટે પસંદ કર્યો કે કેળવણી પવિત્ર વસ્તુ છે, ધર્મ જેટલી જીવનવ્યાપી છે, એમાં ચારિત્ર્યને પ્રધાનતા હોવી જોઈએ, અને કેળવણીની સાધના બોજારૂપ નહીં પણ આનંદરૂપ હોવી જોઈએ, એ આખો ભાવ સ્પષ્ટ થઈ જાય. 'રાષ્ટ્રીય' શબ્દ સાથે બે ભાવ સ્પષ્ટ હતા; રાજકીય અને સાંસ્કૃતિક. 'રાષ્ટ્રની ઐતિહાસિક, ધાર્મિક પરંપરા એમાં જળવાય, સ્વરાજ આદિ રાષ્ટ્રના આદર્શો માટે એ કેળવણી પોષક થાય, કેળવણીની એ પદ્ધતિ આખા રાષ્ટ્રમાં ઉત્તમરૂપે ફેલાઈ શકે, અને રાષ્ટ્રમાનસને અથવા રાષ્ટ્રહૃદયને માન્ય થાય.' આમાં બંને ભાવ પૂરા આવી જાય છે.

આશ્રમના વાતાવરણમાં શરૂ કરેલી ગાંધીજીની આવી પદ્ધતિ ગુજરાતમાં સર્વત્ર માન્ય થાય અને ફેલાય તે પહેલાં જ ગુજરાતની ચોથી રાજકીય પરિષદે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરવાનો નિર્ણય કર્યો. આમ આશ્રમવાસીઓને લાગતું હતું કે આમાં કંઈક ઉતાવળ થાય છે, પણ શ્રી ઇંદુલાલ યાજ્ઞિકના ઉત્સાહને કારણે એ ઠરાવ પાસ થયો. અને એ અમલમાં મૂકવાનો ભાર જે લોકો પર મૂકવામાં આવ્યો તેમાં અમે આશ્રમવાસીઓ તો હતા જ.

રાષ્ટ્રનો પ્રાણ અને રાષ્ટ્રનું તેજ સુરક્ષિત રાખવા માટે અને એનો વિકાસ સાધવા માટે અંગ્રેજી રાજ્ય અને સરકારી અંગ્રેજી કેળવણી સાથે અસહકાર કરવાની તેજસ્વી અને સ્વાવલંબી નીતિ આખા દેશ આગળ ગાંધીજીએ મૂકી હતી. આ નીતિ ખિલાફતવાળા મુસલમાની નેતાઓએ ઝીલી અને એમણે 'જામિયામિલિયા ઈસ્લામિયા'ની સ્થાપના કરી. આની કંઈક અસર હિંદુ યુનિવર્સિટી ઉપર થઈ. અને એમાંથી કાશી વિદ્યાપીઠની સ્થાપના થઈ, જેનો ભાર શ્રી શિવપ્રસાદ ગુપ્ત, બાબુ ભગવાનદાસ, આચાર્ય નરેન્દ્ર દેવ, શ્રી સંપૂર્ણાનંદ જેવા લોકોએ ઊંચક્યો.

સરકારી કેળવણી પ્રત્યે અસહકાર જાહેર કર્યા પછી એના જ રચનાત્મક અંગ તરીકે રાષ્ટ્રીય વિદ્યાપીઠોની આમ જે સ્થાપના થઈ એમાં બિહાર અને મહારાષ્ટ્રનાં નામ પણ ઉમેરવાં જોઈએ.

ઉપરાંત બંગાળમાં પણ એની અસર પહોંચી. મછલીપટ્ટણમાં આંધ્રજાતીય કળા શાળા એમાં જોડાઈ. જ્યાં ત્યાં રાષ્ટ્રીયશાળાઓ સ્થાપન થઈ અને દેશમાં રાષ્ટ્રીય શિક્ષણનું વાતાવરણ જીવતુંજાગતું થયું.

બેઝવાડામાં એ.આઈ.સી.સી.ની જે બેઠક થઈ એનું મહત્ત્વ કૉંગ્રેસના કોઈ અધિવેશન કરતાં ઊતરતું ન હતું. તેમાં રાષ્ટ્રીય શિક્ષણની ઘણી ચર્ચા થઈ. ગુજરાતમાં પણ સન ૧૯૩૦માં અખિલ ભારતીય રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ યોજાઈ. અને તે પહેલાં, ખાસ કરીને બનારસમાં, બાબુ ભગવાનદાસના પ્રયત્નથી (સન ૧૯૨૩, કે ૨૪માં) એક રાષ્ટ્રીય શિક્ષણનું અધિવેશન ૧૫ દિવસ સુધી ચાલ્યું અને એમાંથી રાષ્ટ્રીય શિક્ષણનો એક સાંગોપાંગ મેનીફેસ્ટો તૈયાર થયો, એ આજે ફરી પ્રકાશિત કરવા જેવો છે.

આમ અસહકારમાંથી જે રાષ્ટ્રીય શિક્ષણ ફેલાયું તેમાં નીચેનાં તત્ત્વો સૌથી મહત્ત્વનાં હતાં:

૧. રાષ્ટ્રની કેળવણી પારકી સરકારના હાથમાં નહીં, પણ સ્વરાજ્ય માટે ઝંખતી પ્રજાના હાથમાં હોવી જોઈએ.

૨. તમામ કેળવણી, નીચેથી ઉપર સુધીની, અંગ્રેજી મારફતે નહીં પણ તે તે પ્રાંતની પ્રાદેશિક ભાષા મારફતે જ અપાય.

૩. અખિલ ભારતીય એકતા સાધવા માટે અને પ્રાંતોનો પરસ્પર પરિચય વધારવા માટે કેળવણીમાં રાષ્ટ્રભાષા તરીકે હિંદીને સ્થાન હોય, હિંદી સાથે ઉર્દૂને પણ રાખવી જોઈએ, કેમ કે એ બે મળીને જ ઉત્તર-ભારતની સર્વવ્યાપી ભાષા બને છે.

૪. રાષ્ટ્રીય કેળવણીમાં ધાર્મિક કેળવણીને સ્થાન અવશ્ય હોવું જોઈએ. પણ એ જ્ઞાન શિક્ષકોનાં જીવન અને ચારિત્ર્યમાંથી મળે અને એની સાથે ભારતમાં ફેલાયેલા બધા જ ધર્મો વિશે આદર કેળવવામાં આવે એ મહત્ત્વનું ગણાયું હતું.

૫. દેશનો ઇતિહાસ અંગ્રેજોએ ખોટી રીતે લખેલો છે. એ સુધારીને લોકોમાં સ્વાભિમાન અને સ્વદેશીવૃત્તિ વધે, પોતાની સંસ્કૃતિ વિશે આદરની ભાવના જાગે અને દેશની જનતામાં આત્મવિશ્વાસ અને સ્વરાજ્યની ઝંખના વધે એ રીતે ઇતિહાસ શીખવવો જોઈએ.

૬. અંગ્રેજી ભાષાની ઉપયોગિતા સ્વીકારી, એને, જેટલું યોગ્ય હોય એટલું જ, સ્થાન શિક્ષણમાં આપવું. અંગ્રેજી ભાષાનું એ શિક્ષણ કેળવણીમાં ફરજિયાત ન હોય. અંગ્રેજી ન જાણનારને પણ, નીચેથી ઉપર સુધીની તમામ કેળવણી મળી શકે એ જ રાષ્ટ્રીય શિક્ષણની ખરી કસોટી.

૭. વિજ્ઞાન આદિ નવા નવા વિષયો દેશી ભાષામાં શીખવવા માટે સ્વદેશી પરિભાષા તૈયાર કરવી, અને તે જ જેમાં વપરાઈ છે એવાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવાં એ પણ આવશ્યક છે.

આગળ જતાં ગાંધીજીએ આખા દેશને વસ્ત્રની બાબતમાં પૂર્ણસ્વાવલંબી કરવા માટે અને ગામડાંના લોકોમાં ખેતીની મદદમાં એક રાષ્ટ્રવ્યાપી ગ્રામોદ્યોગ આપવા માટે ખાદીની હિલચાલ ચલાવી. એમનો ખાદી વિશેનો ઉત્સાહ એટલો બધો વધ્યો કે લોકોને ગળે ઊતરે કે ન ઊતરે, એમણે સૂત્ર ચલાવ્યું: 'રાષ્ટ્રીય શાળા એટલે રેંટિયા શાળા.'

ગાંધીજીની રાજદ્વારી તેમ જ ધાર્મિક પ્રવૃત્તિ અને ઉજ્જવળ ચારિત્ર્યને કારણે વધેલી લોકપ્રીતિને જોરે જ આ સૂત્ર તેઓ ચલાવી શક્યા. લોકોએ એ સૂત્રનો તત્ત્વતઃ સ્વીકાર કર્યો, પણ અમલ ઓછો કર્યો. રાષ્ટ્રીય કેળવણી, જે મૂળે ભાવના-પ્રધાન હતી, તે ઔદ્યોગિક અને કંઈક યાંત્રિક બની. અસહકારનો ઉત્સાહ પણ મોળો પડ્યો હતો. તેની સાથે રાષ્ટ્રીય શિક્ષણ મંદ પડ્યું. ઘણાખરા છોકરાઓ

સરકારી નિશાળોમાં પાછા ગયા. અને ગાંધીજીએ સરકાર સાથેનો અસહકાર પાછો ખેંચી લઈ રાષ્ટ્રીય શાળાઓની આંતરિક યોગ્યતા વધારવા સૂચવ્યું.

આ આખા કાળ દરમિયાન સ્વરાજ્ય, સ્વદેશી, સ્વધર્મ અને ભારતીય સંસ્કૃતિ પરત્વે નવજીવનથી પ્રેરાયેલું ઉત્તમ પ્રેરક સ્ફૂર્તિદાયી સાહિત્ય ભારતની દરેક ભાષામાં પેદા થયું. અને ખરેખર અમુક કાળ સુધી આખી પ્રજાએ ચૈતન્યમય નવું જીવન અનુભવ્યું.

આ કાળ દરમિયાન જ્ઞાનોપાસનાને વરેલી કેટલીયે નવી સંસ્થાઓ સ્થપાઈ. જૂની સંસ્થાઓમાં જોમ આવ્યું અને સંગીત, ચિત્રકળા, હાથકારીગરી અને કુટીર-ઉદ્યોગો, મૂર્તિવિધાન, સ્થાપત્ય, ઉત્સવો વગેરે સ્વદેશી સાંસ્કૃતિક કાર્યક્રમોનો જુવાળ આવ્યો.

આ વખતે રાષ્ટ્રીય કેળવણીને કારણે જે ધર્મજાગૃતિ થઈ, તે સનાતની રિવાજો-નો પુનરુદ્ધાર કરવાવાળી રૂઢિપરાયણ આંધળી ધર્મનિષ્ઠા ન હતી, પણ ચારિત્ર્ય-પ્રધાન, સમન્વયાત્મક આધ્યાત્મિક જાગૃતિ હતી.

આ જાતની નવી વ્યાપક જાગૃતિ ભારતના ઈસ્લામી સમાજમાં પહોંચી હતી કે નહીં એ કહેવું મુશ્કેલ છે.

ગાંધીજીના આગમન પહેલાં જેમ કેટલાક સામાન્ય લોકો સ્વરાજ્ય એટલે દેશી રાજાઓનું રાજ્ય એમ માનતા હતા, તેમ જ મુસલમાનોમાં પઠાણ અને મુગલવંશની બાદશાહતનું સ્મરણ તાજું થતું હતું. અને રાજકીય-ધાર્મિક મહત્ત્વા-કાંક્ષા ઊભી થઈ. ખિલાફતની હિલચાલે જોર પકડ્યું. ગાંધીજીએ એમને એમાં અસાધારણ મદદ કરી.

હિંદુ-મુસ્લિમ-એકતા સિદ્ધ કરવા ખાતર મુસ્લિમોનું દર્દ એ હિંદુઓનું પણ દર્દ છે એ વસ્તુ આગળ કરી ગાંધીજીએ ખિલાફત હિલચાલને ટેકો આપ્યો. પરિણામે ૧૮૫૭માં પણ જેવી દેખાઈ ન હતી એવી હિંદુ-મુસ્લિમ-એકતા સિદ્ધ થઈ જણાઈ. અંગ્રેજોને લાગ્યું કે હવે આ દેશમાં આપણાં મૂળિયાં ટકવાનાં નથી. ગાંધીજીની રાષ્ટ્રીય શિક્ષણની હિલચાલને લીધે જેમ હિંદુ ધાર્મિક જાગૃતિ સાથે રૂઢિ-વાદ મોળો પડયો અને કર્મકાંડી ધર્મ ગૌણ બન્યો, તેમ ઈસ્લામમાં બન્યું નહીં; અને લોકજાગૃતિમાં મુલ્લાઓ આગળ આવ્યા, એમણે પોતાના રૂઢિધર્મને આગળ કર્યો.

બીજા કોઈ પણ ધર્મ કરતાં ઈસ્લામનો રૂઢિધર્મ હળવો હોવાથી આ ફરક આપણી દુનિયાની નજર આગળ વિશેષ આવ્યો નહીં અને તે વખતે કોઈને કઠયો પણ નહીં. હિંદુ સમાજમાં કેટલાક સુધારકો, મરણિયા થઈને પણ, જેમ સમાજ સામે થાય છે અને રૂઢ સમાજને હચમચાવી જાગૃતિ આણે છે તેમ કરવાનો વારો મુસલમાન સમાજમાં આવતો જ નથી, એવી છાપ મારા મન પર પડી છે.

શિયા અને સુન્ની વચ્ચેના મતભેદને આજની દૃષ્ટિએ મહત્ત્વ નથી. જેઓ

સૂફી મતના છે, તેઓ જો રૂઢિને ન ગણકારે, તો હવે તેમને કોઈ 'સંગસાર' કરતું નથી, અને તેઓ પણ આગળ આવીને સમાજને છેડતા નથી.

મારા મન ઉપરની છાપ મેં અહીં રજૂ કરી છે. એમાં ભૂલ હોવાનો સંભવ છે. પણ જે છે એ જાહેર કર્યા વગર સાચી બીના જાણવી અશક્ય છે. એટલે, મેં જે કહ્યું છે એની પાછળ આગ્રહ નથી પણ જિજ્ઞાસા છે.

દેશમાં જે અનેક રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાઈ તે બધી સાથે મારો ઓછોવત્તો પણ નિકટનો સંબંધ હોવાથી એ આખી પ્રવૃત્તિનું મૂલ્યાંકન કરવાની દૃષ્ટિએ મેં આટલો વિસ્તાર કર્યો છે.

બંગભંગ સાથે જે 'બૅંગાલ કાઉન્સિલ ઑફ નૅશનલ ઍજ્યુકેશન' સ્થપાયું હતું અને ડૉન (Dawn) સોસાયટીએ જે ઐતિહાસિક, સાંસ્કૃતિક સાહિત્ય પેદા કર્યું હતું તેને જ આગળ વધારવાનું કામ આખા દેશે કર્યું એમ કહી શકાય. એમાં સૌથી મોટો ફાળો કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનનો અને વિશ્વભારતીનો નીવડ્યો. આ બંને સંસ્થા પ્રત્યે ગાંધીજીની આત્મીયતા જાણીતી છે. તાત્ત્વિક મતભેદ અને ચર્ચા દરમિયાન રવિબાબુએ જે લેખો લખ્યા અને ગાંધીજીએ એમનો જે જવાબ આપ્યો તેમાં એ બે મહાન વિભૂતિનો એકબીજા પ્રત્યેનો પ્રેમ અને આદર તો વ્યક્ત થાય જ, પણ સાથે સાથે બંનેના પ્રયાસો પરસ્પર પૂરક હોઈ એક જ યુગપ્રવૃત્તિનાં એ બે અંગો છે એમ પ્રજાએ જોઈ લીધું.

ગાંધીજીના વિચારોથી પ્રેરાયેલા કેટલાક ગુજરાતી વિદ્યાર્થીઓ શાંતિનિકેતનમાં જઈ બંગાળી સાહિત્ય, સંગીત અને ચિત્રકળા શીખી આવ્યા. ગુજરાતની સાંસ્કૃતિક જાગૃતિ અને પ્રવૃત્તિ ઉપર એની ઘણી સારી અસર થઈ છે.

ગુજરાતની અંદર પણ રવિશંકર રાવળ, કનુ દેસાઈ, સોમાલાલ શાહ વગેરે ચિત્રકારોએ ચિત્રકળા ખૂબ ખીલવી. એમની પાસેથી પ્રેરણા મેળવી, સાવ પછાત કોમમાંથી શ્રી છગનલાલ જાદવ જેવા પ્રતિભાવાન ચિત્રકારો પેદા થયા, જેમણે વિવિધ શૈલીઓ અજમાવી જોઈ. શ્રી બચુભાઈ રાવત એમના કુમાર મારફતે એ કાર્ય સરસ રીતે ચલાવી રહ્યા છે.

ગુજરાતમાં પોતાનું સમૃદ્ધ સ્થાપત્ય હતું જ. તેમાં કશો ઉમેરો કરવાનો આ જમાનો ન હતો.

જૈન ચિત્રકળા પૌરાણિક ઢંગની ગણાય. તેનું અનુકરણ કે પુનરુજ્જીવન નમૂના તરીકે કોઈ કરે તો તે વાત જુદી, પણ તેટલાથી સામાન્ય પ્રજાને યુગાનુકૂલ નવી પ્રેરણા ન મળે.

સ્વરાજ થયા પછી દરેક ક્ષેત્રે નવનિર્માણ(Creative)નો યુગ આવવો જોઈતો હતો. પણ આપણે સ્વતંત્ર પ્રજા તરીકે દુનિયાના દરબારમાં સ્થાન પામી શક્યા, અને પરિણામે અનુકરણ માટે વ્યાપક ક્ષેત્ર મળ્યું અને આંતરરાષ્ટ્રીયતાને નામે આપણે ફરી અનુકરણશીલ થયા છીએ, કેવળ ચિત્રકળામાં જ નહીં પણ અનેક

ક્ષેત્રોમાં. હવે આખી દુનિયા જેમ સ્વચ્છંદ અને મુક્ત નવચિત્રકાળમાં પ્રાચીનતમ આદિવાસી કળાનો પણ સ્વીકાર કરે છે, તેમ જ જો આપણે પૌરાણિક જૈન ચિત્ર-કળાનો સ્વીકાર કરીએ તો સામાન્ય જનતા પણ રાજી થશે. પણ આ ક્ષેત્ર મારું ન હોવાથી એમાં કોઈ પણ જાતની વિશેષ સૂચના કરવાની ધૃષ્ટતા હું ન કરું.

ગાંધીયુગમાં, આશ્રમજીવનની પ્રતિષ્ઠા અમુક સમય સુધી ખૂબ વધી. પ્રાર્થના સાથે સંગીત હોવું જ જોઈએ, એવો આગ્રહ ગાંધીજીએ રાખવાથી આમ લોકોને સારીસરખી તક અને પ્રેરણા મળી. ગુજરાતનું લોકસંગીત સુંદર, ભાવવાહી, વિવિધ અને સમૃદ્ધ હતું જ. એની સાથે શાસ્ત્રીય સંગીત તરીકે હિંદુસ્તાની સંગીત ખીલ્યું, જેની પ્રેરણા આખી પ્રજાએ ઝીલી. તેમાં આપણે પ્રયત્નપૂર્વક બંગાળી સંગીત લઈ આવ્યા. એ બધું સારું થયું. પણ રવિબાબુએ જેમ દેશદેશાન્તરનું સંગીત અપનાવી, નવા નવા રાગો રચ્યા, તેવું મૌલિક કામ કરનાર આપણે ત્યાં હજી કોઈ જાગ્યું નથી.

જે ક્ષેત્ર પોતાનું નથી તેમાં માણસે માથું ન મારવું જોઈએ એ ખરું, પણ કોક વાર એકાદ સૂચના કરવાનું માણસને મન થાય છે. અને એકાદ વાર એવી સૂચના ઉપયોગી પણ નીવડે છે. પૂર્વ આફ્રિકામાં મેં જોયું કે ત્યાંના લોકોનું લોક-સંગીત સાદું અને સહેલું હતું. પણ જ્યારે એમણે પશ્ચિમનું ખૂબ ખીલેલું સંગીત સાંભળ્યું અને કંઈક કેળવ્યું, ત્યારે એમને એક મજાની કલ્પના સૂઝી. આફ્રિકી અને યુરોપીય સંગીતનું મિશ્રણ થઈ શકે એમ હતું નહીં, પણ આફ્રિકી લોક-સંગીતના નાના નાના ટુકડા જોડી દઈ, એમણે એમાંથી પશ્ચિમના સંગીતની ભવ્યતા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો, એ ખરેખર ધ્યાન ખેંચે એવો જણાયો. આફ્રિકી સંગીતનો એ એવો નવાવતાર એક વાર સાંભળવા મળેલો, ત્યારે ચકિત થઈને મેં પૂછ્યું કે, 'આ સંગીત ક્યાંથી આવ્યું છે?' ત્યારે એમણે અંદરનો ભેદ બતાવીને કહ્યું કે, 'સંગીત અમારું અને એને ભવ્યરૂપ આપવાની પ્રેરણા પાશ્ચાત્ય સંગીતમાંથી અમને મળેલી.' એ સાંભળી મારું મન જુદા જ ક્ષેત્રે પહોંચ્યું. પ્રાચીન કાળનાં કેટલાંક મહાકાવ્યો લખનાર મહાકવિ, કોઈ ભવ્ય વાર્તા કે પ્રસંગ ખીલવવા માટે તત્કાલીન લોકગીતો ભેગાં કરી એમાંથી એક મોટું મહાકાવ્ય બના-વતા તો નહીં હોય? આપણાં સાવ ગામડિયા લોકગીતો એકત્ર સીવી દઈ કોઈ મહાભારત રાગ પેદા કરવાનું કોઈને સૂઝે તો એક અદ્‌ભુત આવિષ્કાર થશે. આ વિષયાન્તર અહીં જ છોડી દઉ છું.

રાષ્ટ્રીય કેળવણીનો પ્રારંભ ગાંધીજીએ પોતાના આશ્રમની શાળાથી કર્યો. એવા જ પ્રયાસો ઠેકઠેકાણે થતા હતા. એમાંથી ગૂજરાત વિદ્યાપીઠ સ્થપાઈ. અને પછી તો ગુજરાતમાં જ્યાંત્યાં કેળવણીની અનેક રાષ્ટ્રીય સંસ્થાઓ સ્થપાઈ. એ સંસ્થા-માંથી ઠીક ઠીક સંખ્યામાં સ્નાતકો તૈયાર થયા, અને એમણે જાહેરજીવનનાં કેટલાંય ક્ષેત્રો ખેડી નામના મેળવી. એ વિશે ગુજરાતે મગરૂર થવા જેવું ઘણું છે.

પણ એ કેળવણીની સંસ્થાઓએ કેટલા સ્નાતકો તૈયાર કર્યા અથવા એ સંસ્થા કેટલાં વરસ જીવી, એના કરતાંયે એ સંસ્થાઓએ જાહેરજીવનનું ક્ષેત્ર જોતજોતામાં કેમ ખીલવ્યું અને એને માટે ચારિત્ર્યવાન ઉચ્ચ સેવકો કેમ પૂરા પાડયા, એ વિચાર મહત્ત્વનો છે.

આજે જ્યારે 'સ્વરાજ મળ્યા પછી, જાહેરજીવનની પવિત્રતા અને ગંભીરતા ઊતરવા લાગી છે,' એવી ટીકા ચોમેર સંભળાય છે, ત્યારે તો ગાંધીયુગની રાષ્ટ્રીય શાળાઓએ જાહેરજીવનને સમૃદ્ધ ને ઉન્નત કરવામાં જે ફાળો આપ્યો હતો તેનું સ્મરણ સવિશેષે થાય છે.

સૌરાષ્ટ્રમાં દક્ષિણામૂર્તિ ઉપરાંત રાજકોટની રાષ્ટ્રીય શાળા, શ્રી ફૂલચંદભાઈ અને શિવાનંદભાઈ વગેરે નિષ્ઠાવાન સેવકોએ ચલાવેલી વઢવાણની શાળા, એટલી તો અત્યારે યાદ આવે છે, બીજી પણ હશે.

કચ્છમાં પણ માંડવીથી સહેજ દૂર એક રાષ્ટ્રીય શાળા સ્થાનિક ઉત્સાહથી ચાલતી એ જોયાનું સ્મરણ છે. સ્વરાજ્યનો સંદેશો તે વખતે દેશી રાજ્યોમાં સીધો અને પૂરતો પહોંચેલો નહીં અને કચ્છ તો સાવ એક બાજુ પર પડયું, એટલે ત્યાં જાગૃતિ મોડી પહોંચી હોય તો આશ્ચર્ય નહીં. છતાં સાહિત્યિક જાગૃતિ કચ્છમાં પણ ધ્યાન ખેંચે એવી થઈ હતી ખરી. કચ્છની પોતાની સાંસ્કૃતિક ખાસિયત હજુ પણ અબાધિત છે. કચ્છના લોકોનું દરિયો ખેડવાનું સાહસ, વ્યાપારી સૂઝ, ત્યાંનો હિંદુ-મુસ્લિમ સંપ, લોકસાહિત્યનું ખેડાણ, એ બધું રાષ્ટ્રીય જાગૃતિની કીમતી મૂડી છે. કચ્છના ચારણો અને સાહિત્યિકો ધારે તો હિંદી અને સિંધી બંને ભાષાઓની સેવા કરી શકે છે.

મારા જેવા મહારાષ્ટ્રીએ ગુજરાતી ભાષાની કરેલી યત્કિંચિત્ સેવાની કદર જે લોકો કરે છે, તેમણે પોતે પણ પડોશી ભાષાઓની થોડીઘણી સેવા કરવાનો આનંદ અનુભવવો જોઈએ. હિંદીની સેવા તો બધા જ માટે છે એની વાત નથી કરતો. સિંધી, રાજસ્થાની, કોંકણી અને મરાઠી એ ભાષાઓ ગુજરાતી માટે એટલી નજીકની છે કે વગર–ખાસ–મહેનતે પણ એમાં લખવાની ફાવટ મેળવી શકાય. બંગાળીનું પ્રેમપૂર્વક અધ્યયન કરી લાભ ઉઠાવનાર સજ્જનો આપણે ત્યાં ઠીક ઠીક સંખ્યામાં છે. પણ જો ભાવાત્મક ઐક્ય સમૃદ્ધ કરવું હોય તો એક બાજુ અસમીયા, બીજી બાજુ કાશ્મીરી અને ત્રીજી બાજુ દક્ષિણની પ્રાચીનતમ તમિલ અને મલયાલમ ભાષાનો પરિચય કેળવનાર થોડાક તો ગુજરાતી તૈયાર થવા જ જોઈએ.

વ્યાપારી સાહસને પરિણામે જેઓ હિંદુસ્તાનમાં બધે પહોંચે છે અને પરદેશ પણ ખેડે છે, તેમણે જાણવું જોઈએ કે લોકસત્તાના અને પ્રજાયુગના દિવસોમાં તે તે પ્રદેશની ભાષા ઉત્તમ રીતે જાણવી અને સ્થાનિક જનતા અને સંસ્કૃતિ સાથે ઓતપ્રોત થવું એ જ એક મોટી મૂડી છે.

ખુદ ખંડસ્થ ગુજરાતમાં રાષ્ટ્રીય શાળાઓ તે વખતે ઓછી ન સ્થપાઈ. સુરતમાં

તો રાષ્ટ્રીય શાળા ઉપરાંત એક મહાવિદ્યાલય પણ સ્થપાયું હતું. એની સાથે ગાંધીયુગ પહેલાંની સુરતની અનેક સંસ્થાઓમાં નવું તેજ આવ્યું હતું.

ખુદ અમદાવાદમાં પ્રોપાયટરી હાઈસ્કૂલ જેવી પીઢ અને સમર્થ સંસ્થાઓ વિદ્યાપીઠ સાથે જોડાવાથી અને મોટા મોટા મિલવાળાનાં બાળકોના પણ વિદ્યાપીઠમાં દાખલ થવાથી રાષ્ટ્રીય કેળવણીનાં મૂળિયાં આખા ગુજરાતમાં મજબૂત થયાં; એટલું જ નહીં પણ રાષ્ટ્રસેવા, સ્વરાજ્યસેવા, સ્વદેશી સંસ્કૃતિની સેવા અને ગામડાંની તેમ જ પછાતવર્ગની સેવા એ રાષ્ટ્રીય અસ્મિતાનું અવિભાજ્ય અંગ છે, એમ પ્રજાના બધા વર્ગોને અંદરથી જ ઊગી નીકળ્યું. ગાંધીયુગની રાષ્ટ્રીય કેળવણીની જાગૃતિનું આ ફળ સૌથી મહત્ત્વનું ગણાય.

નડિયાદ, સુણાવ, બારડોલી, સરભોણ, બોચાસણ, ભરૂચ વગેરે ઠેકાણે જે રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઈ અથવા જાતજાતની એવી જ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ શરૂ થઈ તેને પરિણામે જાગૃતિનો સંદેશો ઘેર ઘેર પહોંચી ગયો.

ગોધરાની રાજકીય પરિષદ સાથે જ ગાંધીજીએ ગોધરામાં અંત્યજ કેળવણીની પ્રવૃત્તિ શરૂ કરી અને મામા ફડકે જેવા બ્રહ્મચારી બ્રાહ્મણને આજીવન અંત્યજ સેવાની દીક્ષા આપી ત્યાં મોકલ્યા.

વિદ્યાપીઠના પ્રથમ સ્નાતક બ્રહ્મચારી પરીક્ષિતલાલ મજમુદારે પણ એ જ દીક્ષા સ્વીકારી. પુરાતન બુચ પણ એ જ રસ્તે આગળ વધ્યા. બબલભાઈ તો લોકકેળવણીના પરિવ્રાજક થયા. અને એ બધી તપસ્યાને જાણે આગળ વધારવા માટે સૌરાષ્ટ્રના બ્રાહ્મણ જુગતરામભાઈએ રાનીપરજની સેવાનું કામ માથે લઈ હળપતિ સંસ્કૃતિમાં નવો પ્રાણ રેડ્યો.

મને તો આશ્ચર્ય થાય છે કે જેમ આણંદની આસપાસ પાટીદારી પુરુષાર્થથી વલ્લભ વિદ્યાપીઠ જેવી કેળવણીની સર્વાંગીણ પ્રવૃત્તિ દૃઢમૂળ થઈ છે, તેવી જ એક વિદ્યાપીઠ બારડોલીની આસપાસ હજી શરૂ કેમ નથી થઈ? ભૂલાભાઈ દેસાઈ, મહાદેવભાઈ, મોરારજીભાઈ, ઠાકોરભાઈ જેવા દેસાઈઓના પુરુષાર્થમાં આટલી ઊણપની નોંધ લેતાં મને ગ્લાનિ થાય છે. સંભવ છે કે એ કામ ભવિષ્ય માટે વધારે ઉપયોગી થાય એવી નવી ઢબે શરૂ કરવાનું કામ નારાયણ દેસાઈ જેવાને હાથે શરૂ થવાનું હશે. જેઓ મોડા જાગે છે, તેમનામાં વધારે ઉત્સાહ અને ખંત હોય એમ કેટલાક કહે છે. એમ થવાનું હોય તો આપણે અત્યાર સુધીની ઊંઘ જરૂર વધાવી લઈશું. એ પ્રવૃત્તિ ત્યારે જ શોભે જ્યારે દક્ષિણ ગુજરાતમાં નવી તાલીમને પરિણામે જાતિભેદ નષ્ટ થઈ સર્વોદય સમાજની સ્થાપના થઈ જાય. સણોસરાની લોકભારતી, આણંદ-કરમસદની વલ્લભ વિદ્યાપીઠ અને સુરત-બારડોલીની નવજીવન વિદ્યાપીઠ અંદર અંદર હરીફાઈ કરે અને પંચમહાલ તેમ જ મહેસાણા તરફ પગપેસારો કરે તો ગાંધીજીનું સર્વોદયનું સ્વપ્નું યથાકાળે ગુજરાતમાં સિદ્ધ થવાનું જ.

ગાંધીયુગની રાષ્ટ્રીય કેળવણીની સીધી અસર આપણે ગુજરાત યુનિવર્સિટીમાં

જોઈએ છીએ. પણ ત્યાર પછીના યુગનો પ્રારંભ વિજ્ઞાનની શોધખોળ યંત્રયુગની પ્રગતિ અને પેટ્રોલ દ્વારા શરૂ થતા તેલયુગના પરાક્રમમાં જ આપણે જોઈ શકીશું. ગાંધીયુગની પરિણતિ ગાંધીજીને ગમે એ જ ઢબે થવી જોઈએ એવો આગ્રહ કેમ રાખી શકાય?

જ્યારે ગૂજરાત વિદ્યાપીઠની પુનર્રચના કરી એની શક્તિ વિશિષ્ટ કાર્યક્રમ માટે એકાગ્ર કરવાનું ગાંધીજીએ નક્કી કર્યું, ત્યારે એમણે વિદ્યાપીઠ માટે કેટલાક સિદ્ધાંતો ઘડી આપ્યા હતા. એક વ્યવહારુ કાર્યક્રમ અમલમાં મૂકવા માટે એમણે એ સિદ્ધાંતો અત્યંત સાદી ભાષામાં લખી કાઢ્યા. છતાં એ યોજના પાછળ શોષણ-રહિત સર્વોદય સમાજની સ્થાપના અને અહિંસક સંસ્કૃતિની ક્રાંતિ છુપાયેલી હતી.

ગાંધીયુગની કેળવણી પરત્વેની •ક્રાંતિનો જુવાળ ઓછો થયા પછી, ગાંધીજીએ એ વિષયમાં વધારે ધ્યાન ન આપ્યું. અનેક ગંભીર કારણોને લીધે તેઓ ગુજરાત છોડી વર્ધા જઈને રહ્યા. ત્યાં એમણે રાષ્ટ્રભાષા હિંદી-હિંદુસ્તાની તરફ વધારે ધ્યાન આપ્યું અને ગ્રામોદ્યોગ મારફતે દેશનો પાયો મજબૂત કરવાનું શરૂ કર્યું.

એટલામાં, અનેક પ્રાંતોમાં સ્વરાજના પ્રાથમિક અખતરા કરવાનું કૉંગ્રેસે નક્કી કર્યું અને પ્રાંતિક સરકારોએ ગાંધીજી પાસેથી માર્ગદર્શન મેળવવા રાષ્ટ્રવ્યાપી સ્વરાજ સરકારની અસરકારી કેળવણી કેવી હોય, એવો સવાલ તેમની આગળ મૂક્યો. ગાંધીયુગની કેળવણી પરત્વેની ક્રાંતિનો બીજો તબક્કો આથી શરૂ થયો, જેને આપણે નવી કેળવણી તરીકે ઓળખીએ છીએ. ગાંધીયુગનો તબક્કો શોષણરહિત સંસ્કૃતિની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો છે.

રાષ્ટ્રીય કેળવણી હવે સમાજની નવી રચના કરવામાં મદદગાર થાય અને એમાં મુખ્ય ઉદ્દેશ શોષણનું તત્ત્વ ટાળવાનો હોય, એ સમજાવ્યા પછી રાષ્ટ્રીય શિક્ષણનો પ્રારંભ ગામડાંથી જ થવો જોઈએ, કેમ કે ગામડાં જ મોટે ભાગે શોષણના ભોગ થઈ પડે છે, એ વાત એમણે જનમાનસ પર ઠસાવી. ત્યાર પછી એમણે કહ્યું કે રાષ્ટ્રીય શિક્ષણ આખા દેશમાં કેમ ફેલાય એની ચિંતા કોરે મૂકી, રાષ્ટ્રસેવકો તૈયાર કરવા પાછળ જ બધી શક્તિ વાપરવી જોઈએ. ખાસ કેળવાયેલા સમાજસેવકો ગામડાંમાં પહોંચી જાય, લોકો પાસેથી ઉઘરાવેલા પૈસા મોટે ભાગે ગામડાંના ઉદ્ધારમાં જ વપરાય, એ નવો ઝોક સ્વીકારાયો. શહેરના પૈસા જ કેવળ નહીં, પણ શહેરના નવયુવકો પણ ગામડાંની સેવામાં લાગી જાય, એ જાતની નીતિનો અમલ શરૂ થયો.

ત્યાર પછી, જ્યારે કૉંગ્રેસે, પ્રાંતોમાં સ્વરાજના અધિકાર સ્વીકારી રાજ્યતંત્ર હાથમાં લીધું, ત્યારે દરેક પ્રાંતના મિનિસ્ટરોએ ગાંધીજી પાસે માગણી કરી કે, 'રાષ્ટ્રીય કેળવણી જો સ્વરાજ સરકાર મારફતે અમલમાં મૂકવી હોય તો શું કરવું જોઈએ, એનો એક આખો કાર્યક્રમ ઘડી આપો તો સારું.'

જરૂરી સિદ્ધાંત-ચર્ચા ચલાવ્યા પછી, સૂચવેલી ક્રાંતિ અમલમાં મૂકવા માટે, કાંઈક ચોક્કસ કાર્યક્રમ આપવાની ગાંધીજીની પદ્ધતિ પ્રમાણે, એમણે નવી કેળવણીનું સ્વરૂપ બાંધી આપ્યું.

'રાષ્ટ્રીય શાળા એટલે રેંટિયા શાળા' એ જૂનું સૂત્ર લોકપ્રિય ન રહ્યું. એ રીતે ન શિક્ષકો તૈયાર થયા, ન વિદ્યાર્થી ટક્યા. એમ જોઈ ગાંધીજીએ નવો સિદ્ધાંત મૂક્યો. આખા રાષ્ટ્રને ઉપયોગી થાય અને બધી રીતે પહોંચી શકે એવા રાષ્ટ્રીય મહત્ત્વના ગ્રામોદ્યોગો લઈ એવા ઉદ્યોગો કેળવણીની શાસ્ત્રીય ઢબે શીખવવા અને એ ઉદ્યોગો સાથે જ્ઞાનના બધા વિષયો અનુબંધ (Co-relation) પદ્ધતિથી જોડી દઈ, કેળવણીને રાષ્ટ્રીય જીવન સાથે બંધબેસતી કરવી. ભણતરનો માનસિક બોજો, અનુબંધ પદ્ધતિથી, ઓછો થઈ જાય છે. અને ગામડાંમાં પણ ચાલી શકે એવા જ રાષ્ટ્રીય ઉદ્યોગો પસંદ કરેલા હોવાથી કેળવણીનો ખર્ચ પણ મોટે ભાગે, વિદ્યાર્થીઓની મહેનત મારફતે જ નીકળી આવે. રાષ્ટ્રવ્યાપી કેળવણીનો બોજો સરકાર ઉપર નાખવા જઈએ તો એ એટલો ભારે થાય કે પછી એવો બોજો તો પરદેશ ઉપર રાજ્ય કરનાર અને અનેક દેશોને નિચોવનાર સામ્રાજ્ય સરકારો જ ઊંચકી શકે.

આખી દુનિયામાંથી જો શોષણનું તત્ત્વ કાઢી નાખવું હોય (અને તેમ કરીએ તો જ યુદ્ધો મટાડી કાયમની શાંતિ સ્થાપન થઈ શકે) તો રાજ્યતંત્ર ખર્ચાળ ન જ થવું જોઈએ. અને કેળવણી જેવો સમસ્ત પ્રજાવ્યાપી મહત્ત્વનો વિભાગ બનતાં સુધી સ્વાવલંબી થવો જ જોઈએ. એ હતી ગાંધીજીની આની પાછળની દૃષ્ટિ.

આ વખતે ગાંધીજીએ બીજું એક સૂત્ર મૂક્યું: રાષ્ટ્રકેળવણીનો પ્રારંભ ગામડાંથી જ થાય, ગામડાંને પોષક એવી જ એ કેળવણી હોવી જોઈએ કે જેથી દેશના સેવકો, દેશના નેતાઓ અને રાજ્યકર્તાઓ પણ આપણને ગામડાંઓમાંથી જ મળે.

હજારો વરસથી જેઓ સામાજિક અન્યાય સહન કરતા આવ્યા છે અને શોષણના ભોગ થઈ પડ્યા છે, તેમને જ કેળવી, તેમના જ હાથમાં રાજ્યતંત્ર સોંપી દીધું હોય તો શોષણરહિત સમાજ અને સરકાર સ્થાપવાની સંભાવના રહે. અને તેમ થાય તો એ જ રામરાજ્ય થશે. આટલી બધી ક્રાંતિકારી કેળવણીની પદ્ધતિ શરૂ કરતાં પહેલાં લોકમત અનુકૂળ કરી લેવા માટે અને જરૂરી કાર્યકર્તા મેળવવા માટે ગાંધીજીએ, રાષ્ટ્રીય શિક્ષણના અનુભવી એવા લગભગ બસો લોકો આખા દેશમાંથી વીણી કાઢી, વર્ધામાં ભેગા કર્યા. તેમની સાથે પૂરી ચર્ચા કરી. તેમના પ્રતિનિધિઓ પાસેથી એક સાંગોપાંગ યોજના માગી લીધી. પછી એ યોજના અખિલ ભારતીય રાષ્ટ્રસભા — કૉંગ્રેસ — આગળ મૂકી એની માન્યતા મેળવી. ત્યાર પછી જ પ્રાંતીય સરકારોને એ અમલમાં મૂકવા માટેનો આદેશ અપાવ્યો. આ કેળવણીનું નામ પડ્યું 'વર્ધા કેળવણી પદ્ધતિ' — 'પાયાની કેળવણી' અથવા 'બેસિક ઍજ્યુકેશન.' ગાંધીજીએ અંતે એને નામ આપ્યું નઈ તાલીમ એટલે કે 'નવી કેળવણી.'

આ નવી પદ્ધતિ અમલમાં મૂકવા માટે યોગ્ય શિક્ષકો અને કાર્યકરો તૈયાર કરવા માટે પ્રશિક્ષણ સંસ્થાઓ સ્થપાઈ. જૂની શાળાઓ ફેરવી નાખવાના પ્રયત્નો થયા. નવી કેળવણી સરકારમાન્ય છે એમ જોઈ, જૂની ઢબના શિક્ષકોએ નવી કેળવણી વિશે ખૂબ ઉત્સાહ બતાવ્યો. પણ ઉદ્યોગની આવડત નહીં, અનુબંધકળાનો ખ્યાલ નહીં, કેળવણીનો ખર્ચ વિદ્યાર્થીઓની મહેનતમાંથી ઉત્પન્ન કરવાનો, તે

કેમ કરાય, એની સૂઝ નહીં. એટલે આ ગાંધી કેળવણીએ, નામ નવું અને રૂપ જૂનું—અને તે પણ વિદ્યાર્થીઓના કારખાના જેવું—એવું સ્વરૂપ પકડયું. તેમાં વળી કૉંગ્રેસે અધિકારો છોડયા અને નવી કેળવણી અંગ્રેજોના વખતના રાજ્યતંત્રના હાથમાં પહોંચી ગઈ. એની દુર્દશાનાં વર્ણનો અહીં કરવા ન બેસીએ.

સન ૧૯૪૭ પછી પૂર્ણ સ્વરાજ થયું ત્યારે નવી પાયાની કેળવણી ફરી શરૂ થઈ. પણ સ્વરાજ સરકારનું એની સફળતા તરફ ધ્યાન ન પહોંચ્યું. ૧૯૪૮ પછી ગાંધીજી રહ્યા ન હતા. સાચી નવી કેળવણી અમલમાં મૂકી શકનારા લોકો અધિકાર પર આવે એમ હતું નહીં, અને સ્વરાજનું આખું તંત્ર ગાંધીજીની ઢબે ચાલે એમ પણ ન રહ્યું, એટલે કેટલાક લોકોએ ઉતાવળે જાહેર કર્યું કે, 'ગાંધીજીની નવી કેળવણી, અનુભવને અંતે નિષ્ફળ સાબિત થઈ છે.'

આમ કહેવું સહેલું હતું. એની સામે બુલંદ અવાજ ઊઠે એવું હતું જ નહીં. ગાંધીજીની નવી કેળવણી પ્રમાણે પ્રયોગ કરનાર 'હિંદુસ્તાની તાલીમી સંઘ' વિખેરાઈ ગયો હતો. સ્વરાજના કાર્યકર્તાઓમાંથી જેઓ સરકારમાં જોડાયા ન હતા તેઓ ભૂદાન-ગ્રામદાનમાં તલ્લીન અથવા વિલીન થયા હતા. એટલે પ્રજાએ માન્યું કે નવી કેળવણીનો અંત આવ્યો, એનું શ્રાદ્ધ પણ થઈ ચૂકયું. પણ આમ ગાંધી પદ્ધતિને દફનાવ્યે આરો આવે એમ છે જ નહીં. અંગ્રેજોના વખતની પદ્ધતિ ખર્ચાળ અને નિષ્ફળ છે એમ અંગ્રેજોએ પોતે સ્વીકાર્યું હતું. પ્રાણદાયી કેળવણી વગર સ્વરાજ ચાલી જ ન શકે. અને સ્વરાજ સરકાર જે ઔદ્યોગિક જાગૃતિ દેશ આખામાં અને ખાસ કરીને ગામડાંમાં ફેલાવવા માગે છે તે હેતુ જો સિદ્ધ કરવો હોય, તો ગાંધીજીની પદ્ધતિ જેવી જ કોઈ જુદી પદ્ધતિનું શરણ લીધા વગર છૂટકો નથી, એ સ્પષ્ટ થયું છે. ગાંધીજીના માણસોને અપ્રતિષ્ઠિત કરવાથી બીજા લોકો પ્રતિષ્ઠિત ન થઈ શકયા. આજે તો બધે કેળવણીનું દેવાળું દેખાય છે.

'ગાંધીયુગની પ્રવૃત્તિ' એટલે કેવળ ગાંધીજીએ બતાવેલી પદ્ધતિ એવો અર્થ કોઈ ન કરે. ગાંધીજીના સાર્વભૌમ સિદ્ધાંતો પણ અમલમાં મૂકતાં, પરિસ્થિતિ પરત્વે, તેમ જ રાષ્ટ્રની ઇચ્છા પરત્વે, ઓછાવત્તા બદલવાના હોય જ છે. નેહરુ સરકારે જે લોઢાનાં અને બીજાં મોટાં મોટાં કારખાનાંઓ ઊભાં કર્યાં તે પણ, મારે મતે, ગાંધીયુગની જ પ્રવૃત્તિ છે. ગાંધીજીની પદ્ધતિમાં આ યંત્રયુગવાળી નીતિ બંધબેસતી નથી એ ખરું, છતાં ગાંધીયુગને એ વિરોધી પણ નથી. અને તેથી આજે કામ આવી શકે એવી કેળવણી આખા દેશમાં ચલાવવી હોય તો ગાંધીજીની નવી કેળવણી પાસેથી મદદ લીધા વગર છૂટકો નથી.

હું નથી માનતો કે આ જમાનામાં, એટલે કે આ પચાસ-સો વરસમાં, ગાંધીજી કલ્પતા હતા એવી સમાજરચના સ્થપાશે. ગાંધીજીને તો ગ્રામોદ્યોગપ્રધાન અને યંત્રયુગના મોહ વિનાની—તદ્દન શોષણરહિત (એટલે જ અહિંસક) સમાજરચના જોઈતી હતી, જેમાં આખા રાષ્ટ્રમાં કોઈ ઠેકાણે ગરીબી ન રહે, સાથે સાથે ધનની અતિસમૃદ્ધિ પણ ન રહે. રાષ્ટ્ર કેવળ ધનસમૃદ્ધ થવાથી જીવનસમૃદ્ધ

થાય જ છે એમ નથી. આજને હિસાબે ધનસમૃદ્ધિ જેમ જેમ વધે તેમ તેમ સાચી સંસ્કૃતિ ક્ષીણ જ થવાની. ગાંધીજીને જીવનસમૃદ્ધ, નીતિમાન અને વિશ્વ-કલ્યાણકારી ભારત જોઈતું હતું.

એવા આદર્શ તરફ દુનિયાનું પ્રયાણ આજે છે જ નહીં. અને સ્વતંત્ર થયા પછી આપણે આખી દુનિયા સાથે એવા તો સંકળાઈ ગયા છીએ કે, 'દુનિયા એક દિશાએ જાય અને ભારત જુદી દિશાએ' એ બનવાનું નથી. ધીમે ધીમે ઘણી ભૂલો કરી અને ભારે કિંમત ચૂકવી આપણે ગાંધીયુગને સજીવન કરી શકીશું.

જવાહરલાલજીએ સર્વોદયના આદર્શને આદરપૂર્વક વંદન કરી, સમાજસત્તા-વાદ – સોશ્યલિઝમનો વહેવારુ આદર્શ રાષ્ટ્ર આગળ મૂકયો અને કબૂલ કરાવ્યો. (આપણા લોકોને કોઈ પણ સારી વસ્તુને કબૂલાત આપતાં વાંધો હોતો જ નથી. પછી એ ગાંધીજીની અહિંસા હોય, સર્વોદય સમાજ હોય, પાયાની કેળવણી હોય, સોશ્યલિઝમ હોય, ચીન કે પાકિસ્તાન સામે કમર કસીને યુદ્ધની તૈયારી કરવાનું હોય, કે ભૂદાન-ગ્રામદાન અભિયાન હોય, લોકોને બધું જ મંજૂર છે.)

સમાજસત્તાવાદ આખા દેશે સ્વીકાર્યો છે, એ પ્રમાણે કાનૂનો થવા લાગ્યા છે. ફિનાન્સ મિનિસ્ટરો એ પ્રમાણે ઉદ્યોગ-હુન્નરોને ગોઠવતા થયા છે. છતાં સામાન્ય પ્રજામાં, ખેડૂતોમાં, ઉદ્યોગપતિઓમાં અને રાજ્યતંત્ર ચલાવનાર અમલ-દારોમાં સોશ્યલિઝમનું માનસ ઊગેલું ક્યાંય દેખાતું નથી. બીજાઓની વાત જવા દઈએ, મજૂરોમાં પણ સમાજસત્તાવાદી સમાજરચના, રાજ્યવ્યવસ્થા કે અર્થતંત્રની સ્પષ્ટ કલ્પના ઊગેલી દેખાતી નથી.

પરિસ્થિતિને જોરે એ બધું એની મેળે આવશે એમ માની લેવાય, અને સામાજિક માનસને અભાવે એ આખો પ્રયત્ન પડી ભાંગશે, એવી બીક પણ સેવાય.

એ બધું ગમેતેમ હો. યંત્રયુગ આવ્યો છે તે જવાનો નથી. એકબે નવાં ભીપણ મહાયુદ્ધોથી આખી માણસજાત સંકટમાં આવી જશે, અને છતાં યંત્રોદ્યોગ તો કાયમ રહેશે એમ જ લાગે છે.

યંત્રોદ્યોગ પરત્વેનો ગાંધીજીનો વિરોધ એટલા જ માટે હતો કે એ વાટે ગરીબોનું શોષણ થાય છે અને ધનસંપત્તિનું વહેંચાણ ન્યાયસર થતું નથી. પણ જો સમાજસત્તાવાદની સ્થાપના કરવામાં આપણે ફાવી ગયા તો યંત્રોદ્યોગં સામેની સહુથી મોટી દલીલ મોળી પડશે. અને પછી સુધરેલા શુદ્ધ યંત્રોદ્યોગ સાથે પણ ગાંધીજીની અહિંસક, સર્વોદયી સમાજરચના સિદ્ધ થઈ શકશે.

આ બધું શકય છે એમ માનીને જ આપણે ગાંધીજીની નવી તાલીમને યુગાનુ-કૂલ નવું રૂપ આપવું રહ્યું. આ બધું વિચારીને હું વ્યક્તિશઃ ખાદી માટે ગામડાંમાં ઘેર બેઠાં મળતી વીજળીની મદદ લેવા તત્ત્વતઃ તૈયાર થયો છું. સૂતર કાંતનારને વણામણ માટે સરકારી પૈસાની મદદ આપીને ખાદીનો વિકાસ અમુક હદ સુધી

કેમ કરાય, એની સૂઝ નહીં. એટલે આ ગાંધી કેળવણીએ, નામ નવું અને રૂપ જૂનું—અને તે પણ વિદ્યાર્થીઓના કારખાના જેવું—એવું સ્વરૂપ પકડયું. તેમાં વળી કૉંગ્રેસે અધિકારો છોડયા અને નવી કેળવણી અંગ્રેજોના વખતના રાજ્યતંત્રના હાથમાં પહોંચી ગઈ. એની દુર્દશાનાં વર્ણનો અહીં કરવા ન બેસીએ.

સન ૧૯૪૭ પછી પૂર્ણ સ્વરાજ થયું ત્યારે નવી પાયાની કેળવણી ફરી શરૂ થઈ. પણ સ્વરાજ સરકારનું એની સફળતા તરફ ધ્યાન ન પહોંચ્યું. ૧૯૪૮ પછી ગાંધીજી રહ્યા ન હતા. સાચી નવી કેળવણી અમલમાં મૂકી શકનારા લોકો અધિકાર પર આવે એમ હતું નહીં, અને સ્વરાજનું આખું તંત્ર ગાંધીજીની ઢબે ચાલે એમ પણ ન રહ્યું, એટલે કેટલાક લોકોએ ઉતાવળે જાહેર કર્યું કે, 'ગાંધીજીની નવી કેળવણી, અનુભવને અંતે નિષ્ફળ સાબિત થઈ છે.'

આમ કહેવું સહેલું હતું. એની સામે બુલંદ અવાજ ઊઠે એવું હતું જ નહીં. ગાંધીજીની નવી કેળવણી પ્રમાણે પ્રયોગ કરનાર 'હિંદુસ્તાની તાલીમી સંઘ' વિખેરાઈ ગયો હતો. સ્વરાજના કાર્યકર્તાઓમાંથી જેઓ સરકારમાં જોડાયા ન હતા તેઓ ભૂદાન-ગ્રામદાનમાં તલ્લીન અથવા વિલીન થયા હતા. એટલે પ્રજાએ માન્યું કે નવી કેળવણીનો અંત આવ્યો, એનું શ્રાદ્ધ પણ થઈ ચૂક્યું. પણ આમ ગાંધી પદ્ધતિને દફનાવ્યે આરો આવે એમ છે જ નહીં. અંગ્રેજોના વખતની પદ્ધતિ ખર્ચાળ અને નિષ્ફળ છે એમ અંગ્રેજોએ પોતે સ્વીકાર્યું હતું. પ્રાણદાયી કેળવણી વગર સ્વરાજ ચાલી જ ન શકે. અને સ્વરાજ સરકાર જે ઔદ્યોગિક જાગૃતિ દેશ આખામાં અને ખાસ કરીને ગામડાંમાં ફેલાવવા માગે છે તે હેતુ જો સિદ્ધ કરવો હોય, તો ગાંધીજીની પદ્ધતિ જેવી જ કોઈ જુદી પદ્ધતિનું શરણ લીધા વગર છૂટકો નથી, એ સ્પષ્ટ થયું છે. ગાંધીજીના માણસોને અપ્રતિષ્ઠિત કરવાથી બીજા લોકો પ્રતિષ્ઠિત ન થઈ શકયા. આજે તો બધે કેળવણીનું દેવાળું દેખાય છે.

'ગાંધીયુગની પ્રવૃત્તિ' એટલે કેવળ ગાંધીજીએ બતાવેલી પદ્ધતિ એવો અર્થ કોઈ ન કરે. ગાંધીજીના સાર્વભૌમ સિદ્ધાંતો પણ અમલમાં મૂકતાં, પરિસ્થિતિ પરત્વે, તેમ જ રાષ્ટ્રની ઇચ્છા પરત્વે, ઓછાવત્તા બદલવાના હોય જ છે. નેહરુ સરકારે જે લોઢાનાં અને બીજાં મોટાં મોટાં કારખાનાંઓ ઊભાં કર્યાં તે પણ, મારે મતે, ગાંધીયુગની જ પ્રવૃત્તિ છે. ગાંધીજીની પદ્ધતિમાં આ યંત્રયુગવાળી નીતિ બંધબેસતી નથી એ ખરું, છતાં ગાંધીયુગને એ વિરોધી પણ નથી. અને તેથી આજે કામ આવી શકે એવી કેળવણી આખા દેશમાં ચલાવવી હોય તો ગાંધીજીની નવી કેળવણી પાસેથી મદદ લીધા વગર છૂટકો નથી.

હું નથી માનતો કે આ જમાનામાં, એટલે કે આ પચાસ-સો વરસમાં, ગાંધીજી કલ્પતા હતા એવી સમાજરચના સ્થપાશે. ગાંધીજીને તો ગ્રામોદ્યોગપ્રધાન અને યંત્રયુગના મોહ વિનાની—તદ્દન શોષણરહિત (એટલે જ અહિંસક) સમાજરચના જોઈતી હતી, જેમાં આખા રાષ્ટ્રમાં કોઈ ઠેકાણે ગરીબી ન રહે, સાથે સાથે ધનની અતિસમૃદ્ધિ પણ ન રહે. રાષ્ટ્ર કેવળ ધનસમૃદ્ધ થવાથી જીવનસમૃદ્ધ

થાય જ છે એમ નથી. આજને હિસાબે ધનસમૃદ્ધિ જેમ જેમ વધે તેમ તેમ સાચી સંસ્કૃતિ ક્ષીણ જ થવાની. ગાંધીજીને જીવનસમૃદ્ધ, નીતિમાન અને વિશ્વ-કલ્યાણકારી ભારત જોઈતું હતું.

એવા આદર્શ તરફ દુનિયાનું પ્રયાણ આજે છે જ નહીં. અને સ્વતંત્ર થયા પછી આપણે આખી દુનિયા સાથે એવા તો સંકળાઈ ગયા છીએ કે, 'દુનિયા એક દિશાએ જાય અને ભારત જુદી દિશાએ' એ બનવાનું નથી. ધીમે ધીમે ઘણી ભૂલો કરી અને ભારે કિંમત ચૂકવી આપણે ગાંધીયુગને સજીવન કરી શકીશું.

જવાહરલાલજીએ સર્વોદયના આદર્શને આદરપૂર્વક વંદન કરી, સમાજસત્તા-વાદ–સોશ્યલિઝમનો વહેવારુ આદર્શ રાષ્ટ્ર આગળ મૂકયો અને કબૂલ કરાવ્યો. (આપણા લોકોને કોઈ પણ સારી વસ્તુને કબૂલાત આપતાં વાંધો હોતો જ નથી. પછી એ ગાંધીજીની અહિંસા હોય, સર્વોદય સમાજ હોય, પાયાની કેળવણી હોય, સોશ્યલિઝમ હોય, ચીન કે પાકિસ્તાન સામે કમર કસીને યુદ્ધની તૈયારી કરવાનું હોય, કે ભૂદાન-ગ્રામદાન અભિયાન હોય, લોકોને બધું જ મંજૂર છે.)

સમાજસત્તાવાદ આખા દેશે સ્વીકાર્યો છે, એ પ્રમાણે કાનૂનો થવા લાગ્યા છે. ફિનાન્સ મિનિસ્ટરો એ પ્રમાણે ઉદ્યોગ-હુન્નરોને ગોઠવતા થયા છે. છતાં સામાન્ય પ્રજામાં, ખેડૂતોમાં, ઉદ્યોગપતિઓમાં અને રાજ્યતંત્ર ચલાવનાર અમલ-દારોમાં સોશ્યલિઝમનું માનસ ઊગેલું કયાંય દેખાતું નથી. બીજાઓની વાત જવા દઈએ, મજૂરોમાં પણ સમાજસત્તાવાદી સમાજરચના, રાજ્યવ્યવસ્થા કે અર્થતંત્રની સ્પષ્ટ કલ્પના ઊગેલી દેખાતી નથી.

પરિસ્થિતિને જોરે એ બધું એની મેળે આવશે એમ માની લેવાય, અને સામાજિક માનસને અભાવે એ આખો પ્રયત્ન પડી ભાંગશે, એવી બીક પણ સેવાય.

એ બધું ગમેતેમ હો. યંત્રયુગ આવ્યો છે તે જવાનો નથી. એકબે નવાં ભીષણ મહાયુદ્ધોથી આખી માણસજાત સંકટમાં આવી જશે, અને છતાં યંત્રોદ્યોગ તો કાયમ રહેશે એમ જ લાગે છે.

યંત્રોદ્યોગ પરત્વેનો ગાંધીજીનો વિરોધ એટલા જ માટે હતો કે એ વાટે ગરીબોનું શોષણ થાય છે અને ધનસંપત્તિનું વહેંચાણ ન્યાયસર થતું નથી. પણ જો સમાજસત્તાવાદની સ્થાપના કરવામાં આપણે ફાવી ગયા તો યંત્રોદ્યોગ સામેની સહુથી મોટી દલીલ મોળી પડશે. અને પછી સુધરેલા શુદ્ધ યંત્રોદ્યોગ સાથે પણ ગાંધીજીની અહિંસક, સર્વોદયી સમાજરચના સિદ્ધ થઈ શકશે.

આ બધું શકય છે એમ માનીને જ આપણે ગાંધીજીની નવી તાલીમને યુગાનુ-કૂલ નવું રૂપ આપવું રહ્યું. આ બધું વિચારીને હું વ્યક્તિશઃ ખાદી માટે ગામડાંમાં ઘેર બેઠાં મળતી વીજળીની મદદ લેવા તત્ત્વતઃ તૈયાર થયો છું. સૂતર કાંતનારને વણામણ માટે સરકારી પૈસાની મદદ આપીને ખાદીનો વિકાસ અમુક હદ સુધી

કરી શકાય, પણ આવી ઓશિયાળી નીતિ કાયમને માટે ચલાવી પ્રજા પગભર થવાની નથી. યંત્રોદ્યોગો સાથે રહેણીકરણી ઓછીવધતી ખર્ચાળ થવાની જ. એને પહોંચી વળવા જેટલી મજૂરી આપ્યા પછી ખાદી મોંઘી જ થવાની. 'જે કાંતે તે જ ખાદી પહેરે' એ નિયમ 'જેવા સમાજમાં સફળતાપૂર્વક લાગુ કરી શકાય,' એવો સમાજ આજે તો કલ્પી શકાતો નથી.

માટે ગાંધીયુગની પરિણતિ કેવું રૂપ લેશે એનો વાસ્તવદર્શી વિચાર કરીને નવી તાલીમને નવું રૂપ આપવાનું રહેશે.

એવો સમાજ સ્થાપન કર્યા પછી એને બધી રીતે અહિંસક, એટલે કે શોષણ-રહિત કેમ કરાય, એ વિચારવાનું રહેશે. કેળવણીકારો જ્યારે ક્રાન્તદર્શી સમાજશાસ્ત્રી અને લોકનેતાઓ બનશે ત્યારે જ ગાંધીયુગની સો ટકા સફળતા જોવાને મળશે.

## ૩. સામાજિક જાગૃતિ

'સ્ત્રીઓની જાગૃતિ, સ્ત્રીઓની સ્વતંત્રતા, એમની સમાનતા અને એમનામાં આણેલી હિંમત' એ જ જાણે ગાંધીયુગની ક્રાંતિના સામાજિક વિભાગમાં સૌથી મહત્ત્વપૂર્ણ બીના છે.

અને આ બધું ગાંધીજી કરી શક્યા; બ્રહ્મચર્ય અને સંયમને પ્રધાનતા આપનાર આશ્રમ મારફતે, એ એમની કાર્યકુશળતાની પરમાવધિ ગણું છું.

ગાંધીજીએ સામાજિક ક્રાંતિને અંગે અસ્પૃશ્યતાનિવારણ જેવી અનેક હિલચાલો ચલાવી, લેખો લખ્યા, પત્રવ્યવહાર ચલાવ્યો, ભાષણો કર્યાં, વાદવિવાદ અને સંભાષણો સ્વીકાર્યાં, સંસ્થાઓ સ્થાપી. પણ સ્ત્રીજાતિના ઉદ્ધારને અર્થે તેમણે આંદોલન જેવું ઓછામાં ઓછું ચલાવ્યું અને છતાં વધારેમાં વધારે સફળ ક્રાંતિનો મજબૂત પાયો નાખ્યો.

તેમણે જોયું કે 'સ્વચ્છંદતાના પાયા ઉપર સ્ત્રી-સ્વાતંત્ર્ય ઊભું ન જ કરી શકાય.' એટલે જ્યાં ન્યાતજાતના ભેદ વગર બધા ધર્મનાં સ્ત્રીપુરુષો પૂરી છૂટથી અને બધી રીતે નિર્ભય થઈને રહી શકે અને પરિશ્રમને વરેલાં હોવાથી સમાજના આળસુ આશ્રિતો ન જ બને, એવી સમાજરચના હોવી જોઈએ. એ બધું વિચારી એમણે સત્યાગ્રહ આશ્રમની જીવનવ્યવસ્થા ગોઠવી. ગાંધીજીની એ ઉત્તમમાં ઉત્તમ કૃતિ ગણાય. પોતાની એ પ્રયોગશાળામાં એમણે ધાર્મિક, સામાજિક, આર્થિક, ઔદ્યોગિક અને કેળવણીવિષયક અનેક પ્રયોગો ચલાવી રાષ્ટ્રીય ક્રાંતિ માટેનું મેળવણ (leaven) તૈયાર કર્યું. આવા આશ્રમોથી રાષ્ટ્રસેવા કરનારા સારા સારા સેવકો અને નેતાઓ પાક્યા એ વસ્તુ આખો દેશ કૃતજ્ઞતાથી સ્વીકારે છે. દરેક આશ્રમવાસીએ વ્યક્તિશઃ શું કર્યું એ સવાલ ગૌણ છે. આશ્રમજીવનનો એક

સુંદર નમૂનો દેશ આગળ રજૂ કરી ગાંધીજીએ ક્રાંતિ શી રીતે થઈ શકે અને તે કેટલે દરજ્જે સફળ થઈ શકે એનો એક સરસ વસ્તુપાઠ આપ્યો. બ્રાહ્મણથી માંડીને હરિજન સુધીના બધી હિંદુ કોમોના લોકો આશ્રમમાં એકત્ર રહેતા, એટલું જ નહીં પણ મુસલમાન, ઈસાઈ આદિ પણ કશા ભેદ વિના એકબીજામાં ભળી જતા હતા. ચીના, જાપાની, યુરોપિયનો અને અમેરિકન લોકો પણ એ આશ્રમમાં રહી ચૂકયા અને કોઈ પણ જાતની મુશ્કેલી ઉત્પન્ન ન થઈ. સ્ત્રીપુરુષો બધાં જ રાંધવામાં મદદ કરે, પીરસે, સાથે જમે, વાસણ ઊટકે અને જાજરૂ પણ સાફ કરે આવી સમાનતા અને આવો સહયોગ આશ્રમજીવનનો પાયો હતો. આમાંથી દેશને સામાજિક ક્રાંતિની પ્રેરણા મળી.

એ આશ્રમજીવનના મુખ્ય પાયા ત્રણ: (૧) સંયમ અને બ્રહ્મચર્ય (૨) શ્રમ-મય જીવન (૩) સર્વધર્મસમભાવ.

ભારતીય જીવનમાં જો આશ્રમીય સહજીવન ખીલવવું હોય, તો એક ચોથું તત્ત્વ સ્વીકાર્યા વગર છૂટકો જ નથી, અને તે છે (૪) નિરામિષ ભોજન. આ ચાર તત્ત્વોને આધારે ગમે તેવું વ્યાપક, શુદ્ધ અને કલ્યાણકારી વિશાળ જીવન ખીલવી શકાય. આનો જરા વિચાર કરીએ.

સ્ત્રીપુરુષ સંબંધની સ્વચ્છતા અને સુંદરતા સમાનભાવે ખીલવવી હોય તો તે પશ્ચિમની પેઠે અમર્યાદ ભોગજીવનના પાયા ઉપર રચી ન જ શકાય. ત્યાં પણ અનીતિ, અપત્યદ્રોહ, પરસ્પર ઈર્ષા અને ગુનાઓ આદિ પરિણામો જોઈ સમાજ-હિતચિંતકો સારી પેઠે અકળાયા છે. આપણે ત્યાં આપણે 'બીજશુદ્ધિ, પાતિવ્રત્ય (પતિનિષ્ઠા) અને નિર્મળ-દૃષ્ટિ'ને નામે સ્ત્રીઓનું જીવન સંકુચિત, પરતંત્ર અને વહેમી બનાવી દીધું. બંને બાજુના દોષોમાંથી મુક્ત થવું હોય તો તે માટે પરસ્પર નિષ્ઠા સાચવવાનો ધર્મ સ્ત્રીપુરુષ બંને માટે સરખો જ હોય. શ્રમમય જીવન દ્વારા સ્વાવલંબન અને સ્વાશ્રય કેળવવાની જરૂર બંને માટે સરખી જ સ્વીકારાય. શુદ્ધ વૈવાહિક જીવન માટે સંયમની સુગંધ પ્રતિ આકર્ષણ બંનેમાં આવશ્યક છે. અને એ ત્રણે સદ્ગુણો પૂરેપૂરા કેળવવા માટે સર્વોચ્ચ આદર્શ તરીકે બ્રહ્મચર્ય સ્વીકારાય, એમ ઊંડાણમાં ઊતરી ગાંધીજીએ સ્વીકાર્યું. સત્ય, ગુપ્તતાનો ત્યાગ, જિહ્વાસંયમ, વિકાર ઉપર કાબૂ, પરિશ્રમી જીવન, એવા વાતાવરણમાં જ પૂર્ણ સ્વાતંત્ર્ય અને જીવનવ્યાપી સહયોગ સ્થાપન કરી શકાય. એ જ આશ્રમી જીવનનો આધાર છે. આશ્રમમાં રહેનારાં સ્ત્રીપુરુષોનો સંબંધ મા, બહેન કે દીકરી જેવો મૈત્રીનો હોવાથી પરસ્પર સહવાસથી બંને પક્ષ ગમે તેટલા ઊંચે ચડી શકે છે. એ ગાંધીજીએ પ્રત્યક્ષ પુરવાર કરી આપ્યું. જોખમ ખેડયા વગર તો પ્રયોગ થાય જ નહીં. એટલે આશ્રમ-જીવનમાં કયાંય સડો દેખા દે ત્યારે એનો ઢાંકપિછોડો ન કરતાં અને જૂની ઢબની સજાઓ નહીં વાપરતાં ગાંધીજીએ વાતાવરણ સ્વચ્છ કરવાના નવા માર્ગો બતાવ્યા. દોષિત વ્યક્તિ દોષનો એકરાર કરે, પ્રાયશ્ચિત્ત કરે અને સમાજ ઉદારતાથી એને નવું શુદ્ધ જીવન શરૂ કરવામાં ક્ષમા સાથે મદદ કરે એવા એવા એ માર્ગો હતા.

કરી શકાય, પણ આવી ઓશિયાળી નીતિ કાયમને માટે ચલાવી પ્રજા પગભર થવાની નથી. યંત્રોદ્યોગો સાથે રહેણીકરણી ઓછીવધતી ખર્ચાળ થવાની જ. એને પહોંચી વળવા જેટલી મજૂરી આપ્યા પછી ખાદી મોંઘી જ થવાની. 'જે કાંતે તે જ ખાદી પહેરે' એ નિયમ 'જેના સમાજમાં સફળતાપૂર્વક લાગુ કરી શકાય,' એવો સમાજ આજે તો કલ્પી શકાતો નથી.

માટે ગાંધીયુગની પરિણતિ કેવું રૂપ લેશે એનો વાસ્તવદર્શી વિચાર કરીને નવી તાલીમને નવું રૂપ આપવાનું રહેશે.

એવો સમાજ સ્થાપન કર્યા પછી એને બધી રીતે અહિંસક, એટલે કે શોષણ-રહિત કેમ કરાય, એ વિચારવાનું રહેશે. કેળવણીકારો જ્યારે ક્રાન્તદર્શી સમાજશાસ્ત્રી અને લોકનેતાઓ બનશે ત્યારે જ ગાંધીયુગની સો ટકા સફળતા જોવાને મળશે.

## ૩. સામાજિક જાગૃતિ

'સ્ત્રીઓની જાગૃતિ, સ્ત્રીઓની સ્વતંત્રતા, એમની સમાનતા અને એમનામાં આણેલી હિંમત' એ જ જાણે ગાંધીયુગની ક્રાંતિના સામાજિક વિભાગમાં સૌથી મહત્ત્વપૂર્ણ બીના છે.

અને આ બધું ગાંધીજી કરી શક્યા; બ્રહ્મચર્ય અને સંયમને પ્રધાનતા આપનાર આશ્રમ મારફતે, એ એમની કાર્યકુશળતાની પરમાવધિ ગણું છું.

ગાંધીજીએ સામાજિક ક્રાંતિને અંગે અસ્પૃશ્યતાનિવારણ જેવી અનેક હિલચાલો ચલાવી, લેખો લખ્યા, પત્રવ્યવહાર ચલાવ્યો, ભાષણો કર્યાં, વાદવિવાદ અને સંભાષણો સ્વીકાર્યાં, સંસ્થાઓ સ્થાપી. પણ સ્ત્રીજાતિના ઉદ્ધારને અર્થે તેમણે આંદોલન જેવું ઓછામાં ઓછું ચલાવ્યું અને છતાં વધારેમાં વધારે સફળ ક્રાંતિનો મજબૂત પાયો નાખ્યો.

તેમણે જોયું કે 'સ્વચ્છંદતાના પાયા ઉપર સ્ત્રી-સ્વાતંત્ર્ય ઊભું ન જ કરી શકાય.' એટલે જ્યાં ન્યાતજાતના ભેદ વગર બધા ધર્મનાં સ્ત્રીપુરુષો પૂરી છૂટથી અને બધી રીતે નિર્ભય થઈને રહી શકે અને પરિશ્રમને વરેલાં હોવાથી સમાજના આળસુ આશ્રિતો ન જ બને, એવી સમાજરચના હોવી જોઈએ. એ બધું વિચારી એમણે સત્યાગ્રહ આશ્રમની જીવનવ્યવસ્થા ગોઠવી. ગાંધીજીની એ ઉત્તમમાં ઉત્તમ કૃતિ ગણાય. પોતાની એ પ્રયોગશાળામાં એમણે ધાર્મિક, સામાજિક, આર્થિક, ઔદ્યોગિક અને કેળવણીવિષયક અનેક પ્રયોગો ચલાવી રાષ્ટ્રીય ક્રાંતિ માટેનું મેળવણ (leaven) તૈયાર કર્યું. આવા આશ્રમોથી રાષ્ટ્રસેવા કરનારા સારા સારા સેવકો અને નેતાઓ પાક્યા એ વસ્તુ આખો દેશ કૃતજ્ઞતાથી સ્વીકારે છે. દરેક આશ્રમવાસીએ વ્યક્તિશઃ શું કર્યું એ સવાલ ગૌણ છે. આશ્રમજીવનનો એક

સુંદર નમૂનો દેશ આગળ રજૂ કરી ગાંધીજીએ ક્રાંતિ શી રીતે થઈ શકે અને તે કેટલે દરજજે સફળ થઈ શકે એનો એક સરસ વસ્તુપાઠ આપ્યો. બ્રાહ્મણથી માંડીને હરિજન સુધીના બધી હિંદુ કોમોના લોકો આશ્રમમાં એકત્ર રહેતા, એટલું જ નહીં પણ મુસલમાન, ઈસાઈ આદિ પણ કશા ભેદ વિના એકબીજામાં ભળી જતા હતા. ચીના, જાપાની, યુરોપિયનો અને અમેરિકન લોકો પણ એ આશ્રમમાં રહી ચૂકયા અને કોઈ પણ જાતની મુશ્કેલી ઉત્પન્ન ન થઈ. સ્ત્રીપુરુષો બધાં જ રાંધવામાં મદદ કરે, પીરસે, સાથે જમે, વાસણ ઊટકે અને જાજરૂ પણ સાફ કરે આવી સમાનતા અને આવો સહયોગ આશ્રમજીવનનો પાયો હતો. આમાંથી દેશને સામાજિક ક્રાંતિની પ્રેરણા મળી.

એ આશ્રમજીવનના મુખ્ય પાયા ત્રણ: (૧) સંયમ અને બ્રહ્મચર્ય (૨) શ્રમ-મય જીવન (૩) સર્વધર્મસમભાવ.

ભારતીય જીવનમાં જો આશ્રમીય સહજીવન ખીલવવું હોય, તો એક ચોથું તત્ત્વ સ્વીકાર્યા વગર છૂટકો જ નથી, અને તે છે (૪) નિરામિષ ભોજન. આ ચાર તત્ત્વોને આધારે ગમે તેવું વ્યાપક, શુદ્ધ અને કલ્યાણકારી વિશાળ જીવન ખીલવી શકાય. આનો જરા વિચાર કરીએ.

સ્ત્રીપુરુષ સંબંધની સ્વચ્છતા અને સુંદરતા સમાનભાવે ખીલવવી હોય તો તે પશ્ચિમની પેઠે અમર્યાદ ભોગજીવનના પાયા ઉપર રચી ન જ શકાય. ત્યાં પણ અનીતિ, અપત્યદ્રોહ, પરસ્પર ઈર્ષા અને ગુનાઓ આદિ પરિણામો જોઈ સમાજ-હિતચિંતકો સારી પેઠે અકળાયા છે. આપણે ત્યાં આપણે 'બીજશુદ્ધિ, પાતિવ્રત્ય (પતિનિષ્ઠા) અને નિર્મળ-દૃષ્ટિ'ને નામે સ્ત્રીઓનું જીવન સંકુચિત, પરતંત્ર અને વહેમી બનાવી દીધું. બંને બાજુના દોષોમાંથી મુક્ત થવું હોય તો તે માટે પરસ્પર નિષ્ઠા સાચવવાનો ધર્મ સ્ત્રીપુરુષ બંને માટે સરખો જ હોય. શ્રમમય જીવન દ્વારા સ્વાવલંબન અને સ્વાશ્રય કેળવવાની જરૂર બંને માટે સરખી જ સ્વીકારાય. શુદ્ધ વૈવાહિક જીવન માટે સંયમની સુગંધ પ્રતિ આકર્ષણ બંનેમાં આવશ્યક છે. અને એ ત્રણે સદ્‌ગુણો પૂરેપૂરા કેળવવા માટે સર્વોચ્ચ આદર્શ તરીકે બ્રહ્મચર્ય સ્વીકારાય, એમ ઊંડાણમાં ઊતરી ગાંધીજીએ સ્વીકાર્યું. સત્ય, ગુપ્તતાનો ત્યાગ, જિહ્વાસંયમ, વિકાર ઉપર કાબૂ, પરિશ્રામી જીવન, એવા વાતાવરણમાં જ પૂર્ણ સ્વાતંત્ર્ય અને જીવનવ્યાપી સહયોગ સ્થાપન કરી શકાય. એ જ આશ્રમી જીવનનો આધાર છે. આશ્રમમાં રહેનારાં સ્ત્રીપુરુષોનો સંબંધ મા, બહેન કે દીકરી જેવો મૈત્રીનો હોવાથી પરસ્પર સહવાસથી બંને પક્ષ ગમે તેટલા ઊંચે ચડી શકે છે એ ગાંધીજીએ પ્રત્યક્ષ પુરવાર કરી આપ્યું. જોખમ ખેડયા વગર તો પ્રયોગ થાય જ નહીં. એટલે આશ્રમ-જીવનમાં ક્યાંય સડો દેખા દે ત્યારે એનો ઢાંકપિછોડો ન કરતાં અને જૂની ઢબની સજાઓ નહીં વાપરતાં ગાંધીજીએ વાતાવરણ સ્વચ્છ કરવાના નવા માર્ગો બતાવ્યા. દોષિત વ્યક્તિ દોષનો એકરાર કરે, પ્રાયશ્ચિત્ત કરે અને સમાજ ઉદારતાથી એને નવું શુદ્ધ જીવન શરૂ કરવામાં ક્ષમા સાથે મદદ કરે એવા એવા એ માર્ગો હતા.

ચારિત્ર્યશુદ્ધિ માટે શ્રમમય જીવન અત્યંત આવશ્યક છે. નવરા મનમાં શેતાનની રમત ચાલવાની જ, સતત ઉદ્યોગશીલ રહેવાથી જ ચારિત્ર્યમાં મજબૂતી આવે છે, એ આખા જગતના અનુભવ ઉપર જ ગાંધીજીએ આશ્રમજીવન ખીલવ્યું. અને શ્રમમય જીવન દ્વારા જ સ્વાવલંબન અને સ્વાશ્રય શક્ય છે એ જાણીને પણ, માણસે સ્વાભિમાન જાળવવા માટે કોઈના ઓશિયાળા ન રહેવું એ આદર્શ આશ્રમ આગળ મૂક્યો.

જે પરિસ્થિતિઓ આખી દુનિયામાં પ્રવર્તે છે તે બધી, ઈશ્વરની યોજના અને કૃપાથી, ભારતમાં ભેગી થઈ છે. એટલે કે અનેકધર્મી લોકો અહીં એકત્ર રહે છે. સ્વભાવભેદ પ્રમાણે અને આદર્શોની વિવિધતા પ્રમાણે ઉન્નતિના માર્ગો અનેક હોવાના જ, એ વાત જો ખરી હોય, તો દુનિયામાં ધર્મોની અનેકતા હોવાની જ. અને બધા જ માર્ગો માનવી ઉન્નતિ માટે આવશ્યક હોવાથી, ભિન્નધર્મી લોકોને એકત્ર રહેતાં આવડવું જ જોઈએ, એ પણ ક્રમપ્રાપ્ત છે. આ ત્રણ પાયા ઉપર અનેક જાતિનાં, અનેક ધર્મનાં અને અનેક વંશનાં સ્ત્રીપુરુષો ગમે તે ઉદ્યોગ-વ્યવસાય કરતાં હોય તોપણ એકત્ર રહી શકે છે. અને એકત્ર રહેતાં વાતચીત માટે એક સામાન્ય ભાષા સુખેથી કેળવી શકે છે, એ ગાંધીજીએ પુરવાર કરી આપ્યું.

અને સૌથી મહત્ત્વનો સવાલ તો ખોરાકને અંગે હતો. ખોરાકમાં રુચિભેદ અને દૃઢમૂળ ટેવોને તો પહોંચી શકાય, પણ માંસાહાર તો એક ઊંડા ધાર્મિક સિદ્ધાંતનો પ્રશ્ન રહ્યો. ખોરાક માટે પ્રાણીઓને મારવાનો આપણને અધિકાર નથી, એ વાત જેમના હૃદયમાં ઠસી ગઈ છે, તેઓ કોઈ પણ સંજોગોમાં પ્રાણીઓને મારવા કે એમનું માંસ ખાવા તૈયાર નહીં થાય. ગાંધીજીએ એવા લોકોને શીખવી દીધું કે પોતે શુદ્ધ અન્નાહારી રહેતાં છતાં માંસાહારી લોકોને બરદાસ્ત કર્યા વગર છૂટકો નથી. માંસાહારત્યાગ એ એક ઉચ્ચ નિષ્પાપ સંસ્કૃતિ છે, જેને માટે માણસજાત આજે તૈયાર નથી. નિરામિષભોજી લોકો અલ્પમતિમાં છે, એમણે પોતાને માટે અલગ દુનિયા ન જ ઊભી કરવી જોઈએ. બધા સાથે સહજીવન જીવતાં છતાં આહારશુદ્ધિનો આગ્રહ જાળવી શકાય, એ વાત એમણે પોતાના જીવનમાં સિદ્ધ કરી બતાવી અને આશ્રમ માટે નિયમો કર્યા, કે આશ્રમમાં તો શુદ્ધ નિરામિષ ભોજન જ હશે. જેમને બીજો ખોરાક ખાવો હોય, તે બહાર જઈને ખાઈ આવી શકે છે, અને એવા આહારભેદને કારણે કોઈનો અનાદર કે બહિષ્કાર નહીં થાય.

હું માનું છું કે ગાંધીજીએ હિન્દુ સમાજ પૂરતી આ એક મહાન, અદ્ભુત અને શુદ્ધ ક્રાંતિ કરી બતાવી. અને બહિષ્કાર કે અળગાપણું એ ઉપાય નથી પણ અપાય છે એ ગળે ઉતારી આપ્યું.

ગાંધીજીના આશ્રમનું ખુલ્લું જીવન એ એમનો વગર બોલ્યે ચલાવેલો જબરદસ્ત સુધાર હતો.

નવી જાતના આવા આશ્રમોને રવીન્દ્રનાથે, અરવિંદ ઘોષે અને આર્યસમાજી ગુરુકુળોએ ગાંધીજી પહેલાં અજમાવ્યા હતા. થિયૉસૉફીએ પણ એક રીતે સહજીવન કેળવ્યું. આ બધી ગાંધીયુગની જાગૃતિ અને ક્રાંતિ જ કહેવાય.

હવે સવાલ રહ્યો ઔદ્યોગિક રસાકસીનો, સ્પર્ધાનો ને હરીફાઈનો. ગાંધીજીને એ વ્યવસ્થા પસંદ હતી કે દરેક માણસ બાપીકો ધંધો જ ચલાવે, પણ એ જૂની વ્યવસ્થા હવે પછી ચાલે નહીં. દરેક માણસ મરજીમાં આવે તે ધંધો કરવાનો જ. ગાંધીજીના આદર્શ પ્રમાણે અમર્યાદ કમાણી વધારવાનો કોઈ પણ ધંધાનો આદર્શ ન હોય. દરેક માણસને એની આજીવિકા મળે અને સમાજ એકબીજાની સલામતી અને સુખાકારી માટે જવાબદાર હોય, એવું સહયોગી જીવન જ શુદ્ધ જીવન છે, એ વસ્તુ સ્વીકાર્યે જ છૂટકો.

ઉન્નતિકારી સંસ્કૃતિના સંવર્ધન માટે વિવાહસંસ્થાના નિયમો શુદ્ધ અને સર્વમાન્ય હોવા જોઈએ. એ બાબતમાં પતિપત્નીનિષ્ઠા, સંયમ અને બ્રહ્મચર્ય એવો ત્રિવિધ જીવનક્રમ સ્વીકાર્યા પછી બાકીના ઘણા નિયમો કાળગ્રસ્ત છે એમ જોઈ છોડી શકાય. અને તેથી વિવાહમાં ન્યાતજાતનો ભેદ અને ધર્મભેદ આડે ન આવવા જોઈએ, એમ ગાંધીજીએ ધીરે ધીરે, બહુ જ ધીરજથી સમજાવ્યું અને ઘણે અંશે સમાજને ગળે ઉતાર્યું. આ બાબતમાં કોઈ પણ સમાજ તરફથી ગાંધીજીનો વિરોધ ઊભો થયો નહીં એ ગાંધીજીની કુનેહ ખરી. એમાં જ એમની સફળતા હતી.

જાતિભેદ તોડતાં પહેલાં એમણે જાતિભેદ પાછળ રહેલા સંયમની કદર કરી. જાતિભેદને કારણે અમર્યાદ સ્પર્ધા ઉપર જે અંકુશ મુકાયો તેની પણ કદર કરી. ત્યાર પછી એ ભેદ પાછળ રહેલો ઉચ્ચનીચ ભાવ વખોડી કાઢ્યો. બધાને નમ્રતા શીખવી. અને આટલી સિદ્ધિ મેળવ્યા પછી જ કહ્યું કે આપણે વર્ણવ્યવસ્થા તો માન્ય રાખીએ, પણ જાતિભેદને આદર સાથે તિલાંજલિ આપીએ. જાતિભેદ જવો જ જોઈએ. એ હતું એમનું સૂત્ર. અને વર્ણ તો આજીવિકા પરત્વે પડેલા છે, એમનો સંબંધ રોટીબેટીવ્યવહાર સાથે નથી, એમ સમજાવ્યું. આ રીતે એમણે હિંદુ સમાજ આગળની મોટામાં મોટી મુશ્કેલી દૂર કરી. પરિણામે અસ્પૃશ્યતા દૂર કરવી એ સહેલું થયું, ભિન્નધર્મી લોકો નજીક આવી શક્યા અને ભિન્નધર્મી વિવાહ પણ લોકો સહન કરતા થયા.

આદર્શની દૃષ્ટિએ અને સમાજકલ્યાણની દૃષ્ટિએ આટલી મહાન ક્રાંતિ ગાંધીજી કરી શક્યા. પણ વ્યક્તિગત સ્વાર્થ, ધંધાનો સ્વાર્થ, જાતિ જાતિ વચ્ચેની અંટસ અને ધર્મ ધર્મ વચ્ચેની સ્પર્ધા એ બધી અસામાજિક અને અધાર્મિક વૃત્તિઓ તો કાબૂમાં આણવાની બાકી રહી જ છે.

આપણો વિશ્વાસ છે કે આ બધી અસામાજિક વૃત્તિઓ કાળબળે મોળી પડશે. ભુલાઈ જશે અને વ્યાપક સ્વાર્થ જ માણસને સામાજિક ક્રાંતિ સ્વીકારવાને પ્રેરશે. આદર્શો શુદ્ધ કરવા એ મુખ્ય કામ ગાંધીજીએ કર્યું, ત્યાર પછીનું કામ પરિસ્થિતિ પોતે જ કરશે, એ આપણા સૌનો વિશ્વાસ છે.

ગાંધીજીએ આ જે સામાજિક ક્રાંતિ કરી એ એમની સૌથી મોટી સિદ્ધિ ગણું છું. સ્વાતંત્ર્યપ્રાપ્તિ કરતાં પણ આ ક્રાંતિ વધારે મહત્ત્વની છે. એ પણ ખરું, કે આ સામાજિક ક્રાંતિએ જ સ્વરાજ્ય મેળવવામાં ભારેમાં ભારે મદદ કરી છે.

માનવસમાજનો મોટામાં મોટો દોષ કહો, રોગ કહો કે એનું પાપ કહો, એ છે શોષણવૃત્તિ. સમાજમાં એક વર્ગ બીજા વર્ગનું શોષણ કરે, એની મહેનતથી અનુચિત લાભ ઉઠાવે, એક વર્ગ બીજા વર્ગને દબાવે અને એના ઉપર પ્રભુત્વ ચલાવે એ સૌથી મોટી હિંસા છે. યુદ્ધો કરતાં પણ આ હિંસા વધુ ભયાનક છે. આ જાતની હિંસા ટાળવા માટે, શોષણનું વાતાવરણ નેસ્તનાબૂદ કરવા માટે ગાંધીજીએ ત્રણ વસ્તુઓ સૂચવી: (૧) શ્રમજીવન પ્રત્યે પ્રેમ અને આદર, (૨) હરીફાઈ વિશે તિરસ્કાર અને (૩) સહકારી જીવન દ્વારા વિશાળ પારિવારિક જીવન સ્થાપન કરવાની અભિલાષા. આ ત્રણેના મૂળમાં હોવા જોઈએ અપરિગ્રહ અને કૌટુંબિક ભાવનાનો વિકાસ, જેને આપણે સામાજિકતા કહી શકીએ. સંકુચિત માણસના જીવનમાં સામાજિકતા આણવી અને એ સિદ્ધ કરવા માટે માનવપ્રેમ, આત્મીયતા અને કરુણા કેળવવી એ જ મોટી સામાજિક ક્રાંતિ છે. વેદાન્ત એને વિશ્વાત્મૈક્યનું ભારેખમ નામ આપે છે. ભક્તો એને આત્મૌપમ્ય કહે છે, વ્યવહારમાં આપણે એને કહીએ છીએ વ્યાપક સામાજિકતા.

આ ક્રાંતિ આપણા દેશમાં જો વ્યાપક અને દૃઢમૂળ થઈ – જે સહેલું નથી – તો આખી દુનિયાની ઉત્તમ સેવા કરવાનો રસ્તો આપણને જડશે.

આખી માનવજાતિનું ધ્યાન ખેંચે એવું ગાંધીજીનું એક મોટું જીવનકાર્ય તે અસ્પૃશ્યતાનિવારણ. મારે મન (૧) ગુલામીનો નાશ, (૨) અસ્પૃશ્યતાનિવારણ અને (૩) ગૌરક્ષા અથવા જીવદયા: આ ત્રણ કામો દુનિયાની માનવતાના વિકાસમાં પણ મોટાં પગથિયાં જેવાં ગણાશે. અમેરિકામાં ગુલામીનો નાશ એ મોટામાં મોટું સામાજિક કામ હતું. જેફરસન, ગેરિઝન અને અબ્રાહમ લિંકન જેવા માનવપ્રેમીઓએ તે શરૂ કર્યું. હજી તે પૂરું થયું નથી, પણ થશે એ વિશે શંકા નથી.

અમેરિકાના નિગ્રોને જ્યારે સમાનતાના બધા હકો મળશે અને નિગ્રો કોમ અમેરિકાના રાષ્ટ્રજીવનમાં પૂર્ણપણે ભળી જશે, ત્યારે અમેરિકામાં, તેટલા પૂરતો સત્યયુગ શરૂ થયો ગણાશે. અમેરિકાના નિગ્રોનો સવાલ અને આફ્રિકા ખંડની સ્વતંત્રતા, બંને સવાલો એકબીજા સાથે સંકળાયેલા છે. બંને ખંડોની એકબીજા ઉપર અસર થતાં થતાં એ સવાલનો ઉકેલ જરૂર આવશે.

હિંદુસ્તાનની સ્વતંત્રતા સાથે જેમ એશિયા અને આફ્રિકામાં સ્વતંત્રતાનો અરુણોદય થયો, તેમ જ આપણી અસ્પૃશ્યતાનિવારણની હિલચાલની અસર જાણ્યે-અજાણ્યે આફ્રિકા અને અમેરિકા ઉપર થઈ જ છે. આફ્રિકા-અમેરિકામાં એ સવાલનો ઉકેલ, સંભવ છે, ભીષણ સંઘર્ષ પછી જ આવશે. હિંદુસ્તાનમાં ગાંધીજીની પ્રવૃત્તિને કારણે એ સવાલનો ઉકેલ સંઘર્ષથી નહીં, પણ સમજૂતીથી અને સમાધાનીથી આવશે. (ઘણોખરો આવી ગયો છે અને બાકીનો પણ ૧૦-૧૫ વરસમાં

આવી જશે એ વિશે હવે શંકા નથી) બૌદ્ધધર્મનો પ્રચાર પણ આમાં કામ આવશે એમ લાગે છે.

ગાંધીજીની મુશ્કેલી અને એમની સફળતા બંને હિંદુ ધર્મ અને હિંદુ સંસ્કૃતિને આભારી છે. આપણે ત્યાં અસ્પૃશ્યતાનો સવાલ રંગાભિમાન કે રંગવિદ્વેષને કારણે ન હતો. આપણે ત્યાં દરેક જાતિ અને દરેક વર્ણમાં કેતકી જેવા સફેદ લોકો પણ છે અને શાલિગ્રામ જેવા કાળા લોકો પણ છે, અને આ બે વચ્ચે રંગના જેટલા પ્રકાર હોઈ શકે એ બધા દરેક કોમમાં છે. આપણે ત્યાં અસ્પૃશ્યતાનો પ્રારંભ કઈ રીતે થયો એ કહેવું મુશ્કેલ છે. જાતિનું અભિમાન તો હશે જ, ઉપરાંત ઉચ્ચનીચભાવથી અને સામાજિક ગુના માટે સજા કરવાની વૃત્તિથી પણ અસ્પૃશ્યતા આવી હશે, પણ એ ટકી છે, એની પાછળ ગોઠવેલી ધર્મભાવનાને લીધે.

સંતોએ અને સમાજસેવકોએ, જન્મ સાથે બંધાયેલી આ અસ્પૃશ્યતાને વખોડવાનું કામ ઘણું કર્યું. મુસલમાનોએ અને ઈસાઈ લોકોએ આપણી અસ્પૃશ્યતાને તિરસ્કારી, સંસાર-સુધારકોએ અસ્પૃશ્યોનું ઉપરાણું લીધું, કવિઓએ એમના પ્રત્યે સહાનુભૂતિ ઉત્પન્ન કરી, કેટલેક ઠેકાણે રાજપુરુષો એમની વહારે ધાયા; છતાં અસ્પૃશ્યતા કાયમની કાયમ રહી.

એને દફનાવવાના સાચા રસ્તા ગાંધીજીને જ મળ્યા. ધર્મસંસ્કરણ, સંસાર-સુધારો, આર્થિક ઉન્નતિ અને રાજનૈતિક નિર્ણય, બધાં ક્ષેત્રે એકસાથે જોર કરી ગાંધીજીએ અસ્પૃશ્યતાને તોડી પાડી એટલું જ નહીં પણ એને નિષ્પ્રાણ કરી. આજે જે દેખાય છે તે એનું ગંધાતું મડદું છે. અમેરિકામાં જેમ ગોરા અને કાળા વચ્ચે અમુક જાતનું અળગાપણું રહેવું જ જોઈએ એમ કહેનારા અને પાર્થક્યનું સમર્થન કરનારા મોટા મોટા લોકો પણ મળી આવે છે, તેમ ભારતમાં હવે અસ્પૃશ્યતાનું સમર્થન કરનાર કોઈ રહ્યું નથી. 'પડેલી ટેવો સહેજે છૂટતી નથી.' એટલી એક જડતાની દયામણી દલીલ જ બાકી રહેલી છે.

અસ્પૃશ્યતા એ અધર્મ છે, પાપ છે, હિંદુ ધર્મનો દ્રોહ છે, એવી ભૂમિકાથી જ ગાંધીજીએ પ્રારંભ કર્યો. આશ્રમમાં હરિજન કુટુંબને સમાનભાવે રહેવા આમંત્રણ આપીને ગાંધીજીએ આ સામાજિક ક્રાંતિ શરૂ કરી. એમાં એમને જે વેઠવું પડયું તે તો તેમના જેવા જ સહન કરી શકયા.

કેળવણી દ્વારા અને આર્થિક સ્થિતિ સુધારીને અસ્પૃશ્યોને આગળ આણવાનું કામ પણ ગાંધીજીએ મોટા પાયા પર કર્યું. અને આખું રાષ્ટ્ર જ્યારે સ્વરાજ્ય માટે, આઝાદી માટે, ઝંખતું હતું અને મરણિયું થઈને ગુલામી તોડવા મથતું હતું, તેવે વખતે ગાંધીજીએ પારતંત્ર્યનિવારણ અને અસ્પૃશ્યતાનિવારણ એ બંને સવાલ એક-બીજા સાથે સંકળાવી દીધા. ધાર્મિક, સામાજિક સુધારા અમલમાં આણવા માટે અને એક સામાજિક પાપ ધોઈ કાઢવા માટે રાજદ્વારી શક્તિ સોએ સો ટકા વાપર્યાનો દાખલો દુનિયામાં આ પહેલો જ હશે. અસ્પૃશ્યતાનિવારણનો સંકલ્પ અને દૃઢ નિશ્ચય સ્વતંત્ર ભારતમાં સંવિધાનને મોખરે રાખી, ગાંધીયુગે અસ્પૃશ્યતાને

ગાંધીજીએ આ જે સામાજિક ક્રાંતિ કરી એ એમની સૌથી મોટી સિદ્ધિ ગણું છું. સ્વાતંત્ર્યપ્રાપ્તિ કરતાં પણ આ ક્રાંતિ વધારે મહત્ત્વની છે. એ પણ ખરું, કે આ સામાજિક ક્રાંતિએ જ સ્વરાજ્ય મેળવવામાં ભારેમાં ભારે મદદ કરી છે.

માનવસમાજનો મોટામાં મોટો દોષ કહો, રોગ કહો કે એનું પાપ કહો, એ છે શોષણવૃત્તિ. સમાજમાં એક વર્ગ બીજા વર્ગનું શોષણ કરે, એની મહેનતથી અનુચિત લાભ ઉઠાવે, એક વર્ગ બીજા વર્ગને દબાવે અને એના ઉપર પ્રભુત્વ ચલાવે એ સૌથી મોટી હિંસા છે. યુદ્ધો કરતાં પણ આ હિંસા વધુ ભયાનક છે. આ જાતની હિંસા ટાળવા માટે, શોષણનું વાતાવરણ નેસ્તનાબૂદ કરવા માટે ગાંધીજીએ ત્રણ વસ્તુઓ સૂચવી: (૧) ગ્રામજીવન પ્રત્યે પ્રેમ અને આદર, (૨) હરીફાઈ વિશે તિરસ્કાર અને (૩) સહકારી જીવન દ્વારા વિશાળ પારિવારિક જીવન સ્થાપન કરવાની અભિલાષા. આ ત્રણેના મૂળમાં હોવા જોઈએ અપરિગ્રહ અને કૌટુંબિક ભાવનાનો વિકાસ, જેને આપણે સામાજિકતા કહી શકીએ. સંકુચિત માણસના જીવનમાં સામાજિકતા આણવી અને એ સિદ્ધ કરવા માટે માનવપ્રેમ, આત્મીયતા અને કરુણા કેળવવી એ જ મોટી સામાજિક ક્રાંતિ છે. વેદાન્ત એને વિશ્વાત્મૈક્ય-નું ભારેખમ નામ આપે છે. ભક્તો એને આત્મૌપમ્ય કહે છે, વ્યવહારમાં આપણે એને કહીએ છીએ વ્યાપક સામાજિકતા.

આ ક્રાંતિ આપણા દેશમાં જો વ્યાપક અને દૃઢમૂળ થઈ – જે સહેલું નથી – તો આખી દુનિયાની ઉત્તમ સેવા કરવાનો રસ્તો આપણને જડશે.

આખી માનવજાતિનું ધ્યાન ખેંચે એવું ગાંધીજીનું એક મોટું જીવનકાર્ય તે અસ્પૃશ્યતાનિવારણ. મારે મન (૧) ગુલામીનો નાશ, (૨) અસ્પૃશ્યતાનિવારણ અને (૩) ગૌરક્ષા અથવા જીવદયા: આ ત્રણ કામો દુનિયાની માનવતાના વિકાસ-માં પણ મોટાં પગથિયાં જેવાં ગણાશે. અમેરિકામાં ગુલામીનો નાશ એ મોટામાં મોટું સામાજિક કામ હતું. જેફરસન, ગેરિઝન અને અબ્રાહમ લિંકન જેવા માનવ-પ્રેમીઓએ તે શરૂ કર્યું. હજી તે પૂરું થયું નથી, પણ થશે એ વિશે શંકા નથી.

અમેરિકાના નિગ્રોને જ્યારે સમાનતાના બધા હકો મળશે અને નિગ્રો કોમ અમેરિકાના રાષ્ટ્રજીવનમાં પૂર્ણપણે ભળી જશે, ત્યારે અમેરિકામાં, તેટલા પૂરતો સત્યયુગ શરૂ થયો ગણાશે. અમેરિકાના નિગ્રોનો સવાલ અને આફ્રિકા ખંડની સ્વતંત્રતા, બંને સવાલો એકબીજા સાથે સંકળાયેલા છે. બંને ખંડોની એકબીજા ઉપર અસર થતાં થતાં એ સવાલનો ઉકેલ જરૂર આવશે.

હિંદુસ્તાનની સ્વતંત્રતા સાથે જેમ એશિયા અને આફ્રિકામાં સ્વતંત્રતાનો અરુણોદય થયો, તેમ જ આપણી અસ્પૃશ્યતાનિવારણની હિલચાલની અસર જાણ્યે-અજાણ્યે આફ્રિકા અને અમેરિકા ઉપર થઈ જ છે. આફ્રિકા-અમેરિકામાં એ સવાલ-નો ઉકેલ, સંભવ છે, ભીષણ સંઘર્ષ પછી જ આવશે. હિંદુસ્તાનમાં ગાંધીજીની પ્રવૃત્તિને કારણે એ સવાલનો ઉકેલ સંઘર્ષથી નહીં, પણ સમજૂતીથી અને સમા-ધાનીથી આવશે. (ઘણોખરો આવી ગયો છે અને બાકીનો પણ ૧૦-૧૫ વરસમાં

આવી જશે એ વિશે હવે શંકા નથી) બૌદ્ધધર્મનો પ્રચાર પણ આમાં કામ આવશે એમ લાગે છે.

ગાંધીજીની મુશ્કેલી અને એમની સફળતા બંને હિંદુ ધર્મ અને હિંદુ સંસ્કૃતિને આભારી છે. આપણે ત્યાં અસ્પૃશ્યતાનો સવાલ રંગાભિમાન કે રંગવિદ્વેષને કારણે ન હતો. આપણે ત્યાં દરેક જાતિ અને દરેક વર્ણમાં કેતકી જેવા સફેદ લોકો પણ છે અને શાલિગ્રામ જેવા કાળા લોકો પણ છે, અને આ બે વચ્ચે રંગના જેટલા પ્રકાર હોઈ શકે એ બધા દરેક કોમમાં છે. આપણે ત્યાં અસ્પૃશ્યતાનો પ્રારંભ કઈ રીતે થયો એ કહેવું મુશ્કેલ છે. જાતિનું અભિમાન તો હશે જ, ઉપરાંત ઉચ્ચનીચભાવથી અને સામાજિક ગુના માટે સજા કરવાની વૃત્તિથી પણ અસ્પૃશ્યતા આવી હશે, પણ એ ટકી છે, એની પાછળ ગોઠવેલી ધર્મભાવનાને લીધે.

સંતોએ અને સમાજસેવકોએ, જન્મ સાથે બંધાયેલી આ અસ્પૃશ્યતાને વખોડવાનું કામ ઘણું કર્યું. મુસલમાનોએ અને ઈસાઈ લોકોએ આપણી અસ્પૃશ્યતાને તિરસ્કારી, સંસાર-સુધારકોએ અસ્પૃશ્યોનું ઉપરાણું લીધું, કવિઓએ એમના પ્રત્યે સહાનુભૂતિ ઉત્પન્ન કરી, કેટલેક ઠેકાણે રાજપુરુષો એમની વહારે ધાયા; છતાં અસ્પૃશ્યતા કાયમની કાયમ રહી.

એને દફનાવવાના સાચા રસ્તા ગાંધીજીને જ મળ્યા. ધર્મસંસ્કરણ, સંસાર-સુધારો, આર્થિક ઉન્નતિ અને રાજનૈતિક નિર્ણય, બધાં ક્ષેત્રે એકસાથે જોર કરી ગાંધીજીએ અસ્પૃશ્યતાને તોડી પાડી એટલું જ નહીં પણ એને નિષ્પ્રાણ કરી. આજે જે દેખાય છે તે એનું ગંધાતું મડદું છે. અમેરિકામાં જેમ ગોરા અને કાળા વચ્ચે અમુક જાતનું અળગાપણું રહેવું જ જોઈએ એમ કહેનારા અને પાર્થક્યનું સમર્થન કરનારા મોટા મોટા લોકો પણ મળી આવે છે, તેમ ભારતમાં હવે અસ્પૃશ્યતાનું સમર્થન કરનાર કોઈ રહ્યું નથી. 'પડેલી ટેવો સહેજે છૂટતી નથી.' એટલી એક જડતાની દયામણી દલીલ જ બાકી રહેલી છે.

અસ્પૃશ્યતા એ અધર્મ છે, પાપ છે, હિંદુ ધર્મનો દ્રોહ છે, એવી ભૂમિકાથી જ ગાંધીજીએ પ્રારંભ કર્યો. આશ્રમમાં હરિજન કુટુંબને સમાનભાવે રહેવા આમંત્રણ આપીને ગાંધીજીએ આ સામાજિક ક્રાંતિ શરૂ કરી. એમાં એમને જે વેઠવું પડયું તે તો તેમના જેવા જ સહન કરી શકયા.

કેળવણી દ્વારા અને આર્થિક સ્થિતિ સુધારીને અસ્પૃશ્યોને આગળ આણવાનું કામ પણ ગાંધીજીએ મોટા પાયા પર કર્યું. અને આખું રાષ્ટ્ર જયારે સ્વરાજ્ય માટે, આઝાદી માટે, ઝંખતું હતું અને મરણિયું થઈને ગુલામી તોડવા મથતું હતું, તેવે વખતે ગાંધીજીએ પારતંત્ર્યનિવારણ અને અસ્પૃશ્યતાનિવારણ એ બંને સવાલ એક-બીજા સાથે સાંકળાવી દીધા. ધાર્મિક, સામાજિક સુધારા અમલમાં આણવા માટે અને એક સામાજિક પાપ ધોઈ કાઢવા માટે રાજદ્વારી શક્તિ સોએ સો ટકા વાપર્યાનો દાખલો દુનિયામાં આ પહેલો જ હશે. અસ્પૃશ્યતાનિવારણનો સંકલ્પ અને દૃઢ નિશ્ચય સ્વતંત્ર ભારતમાં સંવિધાનને મોખરે રાખી, ગાંધીયુગે અસ્પૃશ્યતાને

કાયમને માટે દફનાવી દીધી, અને દુનિયાને એક મોટામાં મોટા દાખલો બેસાડયો.

હિંદુકોમનું સામાજિક અને રાજકીય આંધળાપણું અજોડ ગણાય. કેટલાય અસ્પૃશ્યો સામાજિક અપમાન અને જુલમથી અકળાઈને મુસલમાન થયા, ખ્રિસ્તી થયા. હિંદુઓએ માન્યું: 'પાપ ગયું, એક બોજા કે કચરાથી મુક્ત થયા.' પછી એ જ અંત્યજો ધર્માન્તર કર્યા પછી સ્પૃશ્ય થઈ જોહુકમી કરવા લાગ્યા, તોયે હિંદુજાતિની આંખો ઊઘડે જ નહીં. 'ગમે તે ભોગે ધર્મપાલન (?) કરવું જ જોઈએ,' એ આંધળી ધર્મનિષ્ઠાને વળગી રહ્યા. અસ્પૃશ્યતા ઈસ્લામ દૂર ન કરી શકયો, ઈસાઈ ધર્મમાં ઊલટી એ જ પહોંચી ગઈ, તે એટલે સુધી કે ગિરજાઘરમાં અને કબ્રસ્તાનમાં પણ ઈસાઈઓએ એને ભલે લાચારીથી સ્થાન આપ્યું! ગાંધીજીએ એ આખું સંકટ જોઈને જ અસ્પૃશ્યતાનિવારણની હિલચાલને રાજદ્વારી ક્ષેત્રમાં સ્થાન અપાવ્યું. અને જ્યારે વિલાયત સરકારે હિંદુ સમાજના ભાગલા પાડવાનું કાવતરું રચ્યું, ત્યારે ગાંધીજીના એ મરણિયા ઉપવાસને લીધે હિંદુ સમાજની આંખો ઊઘડી, અને એણે ગમે તે ભોગે અસ્પૃશ્યતા દૂર કરવાનો સંકલ્પ આદર્યો.

મનુષ્યજીવનમાં આંધળાપણું સૌથી ખરાબ. અને એ આંધળાપણામાં પણ સૌથી ખરાબ હોય છે તે ધાર્મિક આંધળાપણું. એ આંધળાપણું દૂર કરવાની જહેમત ગાંધીજીએ ઉઠાવી અને તેમ કરતાં પોતાના પ્રાણ પણ પાથરવા તેઓ તૈયાર થયા એ એમનું સૌથી મોટું મહાત્માપણું ખરું.

વિલાયત સરકારનું કાવતરું અને તેની સામે ગાંધીજીએ આદરેલા પ્રાણાંતિક ઉપવાસ તરફ આખી દુનિયાનું ધ્યાન ખેંચાયું. આફ્રિકાના અને અમેરિકાના નિગ્રો-લોકોએ તરત જોઈ લીધું કે હિંદુસ્તાનમાં એક યુગપુરુષ જાગ્યો ખરો, જેને વર્ણ-વિદ્વેષ ખરેખર હૃદયથી કઠે છે અને જે રૂઢિપરાયણ એવા એક વિરાટ સમુદાયની સામે થઈને અસ્પૃશ્યતાને દફનાવી શકયો છે!

ગાંધીજીના આ લોકોત્તર દાખલાને કારણે જ અમેરિકાની ગોરી સરકાર હવે નિગ્રો જાતિ પ્રત્યેના અન્યાયને ધોઈ કાઢવા આટલી કટિબદ્ધ થઈ છે, એમ કહીએ તો એ કાર્યકારણ સંબંધ સામે ભાગ્યે જ કોઈ અવાજ ઉઠાવશે.

દેશના ભાગલા સ્વીકાર્યા છતાં 'હિંદુ અને મુસલમાન બે અલગ રાષ્ટ્રો છે,' એવી વાત સ્વીકારવાની ગાંધીજીએ સાફ ના પાડી. અને આખા રાષ્ટ્ર પાસેથી પોતાની નીતિનો સ્વીકાર કરાવ્યો, એ જેટલું ગાંધીજીનું રાજદ્વારી પગલું હતું તેટલું જ સામાજિક અને માનવતામૂલક પગલું પણ હતું. ધર્મ પરત્વે રાષ્ટ્રીયતાનો જો આપણે સ્વીકાર કર્યો હોત તો આપણી રાષ્ટ્રીયતાના ભૂકા જ થઈ ગયા હોત.

(અંગ્રેજોએ પોતાનું રાજ્ય મજબૂત કરવા માટે હિંદુમુસ્લિમ વિખવાદને પોષણ આપ્યું. આ દેશમાંથી નીકળી જતાં પહેલાં દેશના ભાગલા પાડયા અને બંને દેશોને કાયમના નબળા કર્યા. આના કરતાં આપણું વધુ નુકસાન અંગ્રેજો કરી ન શકયા હોત. એ નુકસાન – અંગ્રેજોની એ કુટિલ નીતિનું પગલું આપણને કયાં સુધી નડવાનું છે એ કહેવું મુશ્કેલ છે. પણ જો અધ્યાત્મના નિયમો અટલ હોય

તો અંગ્રેજોનું એ પગલું અંતે એમને પણ નડવાનું જ. એમને એટલે કેવળ અંગ્રેજોને નહીં પણ બ્રિટન અને અમેરિકાને અને સમસ્ત ગોરી પ્રજાને એ નડવાનું છે.)

દેશના ભાગલારૂપી સંકટથી અને પ્રહારથી આપણે જે બોધ શીખ્યા છીએ એ આપણી ઉત્તમમાં ઉત્તમ અને મોંઘામાં મોંઘી કેળવણી છે, જેમાંથી આખી દુનિયાએ બોધ લેવાનો રહેશે. ગોરી પ્રજા અને ઈસાઈ ધર્મ બંનેને આત્મશુદ્ધિ અર્થે મોટામાં મોટું પ્રાયશ્ચિત્ત કરવાનું રહેશે. આ વચનો નથી શાપરૂપ કે નથી આગાહીરૂપ. એ અધ્યાત્મના સાર્વભૌમ નિયમો કેમ કામ કરે છે એ સમજવા માટે જ કાઢેલાં વચનો છે. એ લોકો જાગશે ત્યારે જાગશે, આપણે આટલા ઘા વેઠીને પણ ન જાગીએ તો આપણે વિનાશના માર્ગના વટેમાર્ગુઓ જ ગણાઈએ.

સામાજિક શુદ્ધિને અર્થે આદરેલી ગાંધીજીની દૃઢતા એમના અધ્યાત્મ-દર્શનના સાક્ષાત્કારમાંથી જ ઉત્પન્ન થયેલ છે, એ ભૂલવું ન ઘટે.

એક તરફ હિંદુ સમાજની ધાર્મિક, સામાજિક શુદ્ધિ ગાંધીજીએ ચલાવી, ને બીજી બાજુ સર્વધર્મસમાનતા અને સમન્વયનું જાગતિક આંદોલન એમણે શરૂ કર્યું, એ પણ એમની વિશ્વસેવાનું જ પહેલું પગથિયું છે. સર્વધર્મસમભાવ કબૂલ્યા પછી માણસ સર્વધર્મસમભાવ તરફ જવાનો જ. અને તેમ થાય ત્યારે જ ધર્મ-વિગ્રહ ટળીને વિશ્વમાં શાંતિ સ્થપાશે એ સમજતાં મુશ્કેલી ન પડવી જોઈએ.

દુનિયામાં વિવિધતા તો ટકવાની જ છે. પણ તેથી આકરા 'ભેદો' શા માટે ઊભા કરવા? જાતિભેદ, વર્ણભેદ, વંશભેદ અને ધર્મભેદના બધા ઝઘડા અદૂર દૃષ્ટિ, આત્મઘાતકી સામાજિક રોગો છે, એ સમજ્યા વગર માનવતામાં એક-કુટુંબત્વ સહેજે સ્થપાશે નહીં. 'એક પક્ષ જીતે અને બાકી બધા હારે' એ પદ્ધતિ-એ દુનિયાનો એકેય ઝઘડો મટવાનો નથી, એ નિર્ણય ઉપર અથવા નિશ્ચય ઉપર માનવતા આવવા લાગી જ છે. એનું પ્રાથમિક નામ છે સહઅસ્તિત્વ (Co-existence). એ વસ્તુ સિદ્ધ થયા પછી જ વિશ્વકુટુંબવાદ માણસજાતને ગ્રાહ્ય થશે. હિંદુ ધર્મ અને સમાજ ઉપર ગાંધીજીએ આજે ઉપકાર કર્યો છે તે માનવતા સુધી પહોંચવાનો છે.

વિચારશુદ્ધિ, સાધનશુદ્ધિ, જીવનશુદ્ધિ અને સમાજશુદ્ધિ એ સાર્વભૌમ સાધના દ્વારા અહિંસક સંસ્કૃતિ દુનિયામાં સ્થપાશે ત્યારે જ ગાંધીયુગની સામાજિક ક્રાંતિ પૂર્ણતાએ પહોંચશે.

ગાંધીયુગની જાગૃતિમાં, સામાજિક જીવનની દૃષ્ટિએ, એક મોટી ખામી રહી ગયેલી આજે નજરે ચડે છે. આપણે બ્રાહ્મણ વાણિયાઓને એમનો સાચો ધર્મ શીખવ્યો કે, તેઓ કેવળ કમાણી અને કારકિર્દી પાછળ ન દોડતાં પ્રત્યક્ષ સેવા દ્વારા લોકો સાથે ભળી જાય, અને એ રીતે જે નેતૃત્વ ભાગે આવે તે, પરાર્થે જીવીને શોભાવે. આપણે રજપૂત અને ગરાસિયાઓને સમજાવ્યું કે, હવે પછી રાજ્યકર્તાન્યાત હોવાનો દાવો કે કાળગ્રસ્ત અભિમાન તેઓ છોડી દે. સ્વરાજ્ય

કાયમને માટે દફનાવી દીધી, અને દુનિયાને એક મોટામાં મોટા દાખલો બેસાડયો.

હિંદુકોમનું સામાજિક અને રાજકીય આંધળાપણું અજોડ ગણાય. કેટલાય અસ્પૃશ્યો સામાજિક અપમાન અને જુલમથી અકળાઈને મુસલમાન થયા, ખ્રિસ્તી થયા. હિંદુઓએ માન્યું: 'પાપ ગયું, એક બોજા કે કચરાથી મુક્ત થયા.' પછી એ જ અંત્યજો ધર્માન્તર કર્યા પછી સ્પૃશ્ય થઈ જોહુકમી કરવા લાગ્યા, તોયે હિંદુજાતિની આંખો ઊઘડે જ નહીં. 'ગમે તે ભોગે ધર્મપાલન (?) કરવું જ જોઈએ,' એ આંધળી ધર્મનિષ્ઠાને વળગી રહ્યા. અસ્પૃશ્યતા ઈસ્લામ દૂર ન કરી શકયો, ઈસાઈ ધર્મમાં ઊલટી એ જ પહોંચી ગઈ, તે એટલે સુધી કે ગિરજાઘરમાં અને કબ્રસ્તાનમાં પણ ઈસાઈઓએ એને ભલે લાચારીથી સ્થાન આપ્યું! ગાંધીજીએ એ આખું સંકટ જોઈને જ અસ્પૃશ્યતાનિવારણની હિલચાલને રાજદ્વારી ક્ષેત્રમાં સ્થાન અપાવ્યું. અને જ્યારે વિલાયત સરકારે હિંદુ સમાજના ભાગલા પાડવાનું કાવતરું રચ્યું, ત્યારે ગાંધીજીના એ મરણિયા ઉપવાસને લીધે હિંદુ સમાજની આંખો ઊઘડી, અને એણે ગમે તે ભોગે અસ્પૃશ્યતા દૂર કરવાનો સંકલ્પ આદર્યો.

મનુષ્યજીવનમાં આંધળાપણું સૌથી ખરાબ. અને એ આંધળાપણામાં પણ સૌથી ખરાબ હોય છે તે ધાર્મિક આંધળાપણું. એ આંધળાપણું દૂર કરવાની જહેમત ગાંધીજીએ ઉઠાવી અને તેમ કરતાં પોતાના પ્રાણ પણ પાથરવા તેઓ તૈયાર થયાં એ એમનું સૌથી મોટું મહાત્માપણું ખરું.

વિલાયત સરકારનું કાવતરું અને તેની સામે ગાંધીજીએ આદરેલા પ્રાણાંતિક ઉપવાસ તરફ આખી દુનિયાનું ધ્યાન ખેંચાયું. આફ્રિકાના અને અમેરિકાના નિગ્રો-લોકોએ તરત જોઈ લીધું કે હિંદુસ્તાનમાં એક યુગપુરુષ જાગ્યો ખરો, જેને વર્ણ-વિદ્વેષ ખરેખર હૃદયથી કઠે છે અને જે રૂઢિપરાયણ એવા એક વિરાટ સમુદાયની સામે થઈને અસ્પૃશ્યતાને દફનાવી શકયો છે!

ગાંધીજીના આ લોકોત્તર દાખલાને કારણે જ અમેરિકાની ગોરી સરકાર હવે નિગ્રો જાતિ પ્રત્યેના અન્યાયને ધોઈ કાઢવા આટલી કટિબદ્ધ થઈ છે, એમ કહીએ તો એ કાર્યકારણ સંબંધ સામે ભાગ્યે જ કોઈ અવાજ ઉઠાવશે.

દેશના ભાગલા સ્વીકાર્યા છતાં 'હિંદુ અને મુસલમાન બે અલગ રાષ્ટ્રો છે,' એવી વાત સ્વીકારવાની ગાંધીજીએ સાફ ના પાડી. અને આખા રાષ્ટ્ર પાસેથી પોતાની નીતિનો સ્વીકાર કરાવ્યો, એ જેટલું ગાંધીજીનું રાજદ્વારી પગલું હતું તેટલું જ સામાજિક અને માનવતામૂલક પગલું પણ હતું. ધર્મ પરત્વે રાષ્ટ્રીયતાનો જો આપણે સ્વીકાર કર્યો હોત તો આપણી રાષ્ટ્રીયતાના ભૂકા જ થઈ ગયા હોત.

(અંગ્રેજોએ પોતાનું રાજ્ય મજબૂત કરવા માટે હિંદુમુસ્લિમ વિખવાદને પોષણ આપ્યું. આ દેશમાંથી નીકળી જતાં પહેલાં દેશના ભાગલા પાડયા અને બંને દેશોને કાયમના નબળા કર્યા. આના કરતાં આપણું વધુ નુકસાન અંગ્રેજો કરી ન શકયા હોત. એ નુકસાન—અંગ્રેજોની એ કુટિલ નીતિનું પગલું આપણને કયાં સુધી નડવાનું છે એ કહેવું મુશ્કેલ છે. પણ જો અધ્યાત્મના નિયમો અટલ હોય

તો અંગ્રેજોનું એ પગલું અંતે એમને પણ નડવાનું જ. એમને એટલે કેવળ અંગ્રેજોને નહીં પણ બ્રિટન અને અમેરિકાને અને સમસ્ત ગોરી પ્રજાને એ નડવાનું છે.)

દેશના ભાગલારૂપી સંકટથી અને પ્રહારથી આપણે જે બોધ શીખ્યા છીએ એ આપણી ઉત્તમમાં ઉત્તમ અને મોંઘામાં મોંઘી કેળવણી છે, જેમાંથી આખી દુનિયાએ બોધ લેવાનો રહેશે. ગોરી પ્રજા અને ઈસાઈ ધર્મ બંનેને આત્મશુદ્ધિ અર્થે મોટામાં મોટું પ્રાયશ્ચિત્ત કરવાનું રહેશે. આ વચનો નથી શાપરૂપ કે નથી આગાહીરૂપ. એ અધ્યાત્મના સાર્વભૌમ નિયમો કેમ કામ કરે છે એ સમજવા માટે જ કાઢેલાં વચનો છે. એ લોકો જાગશે ત્યારે જાગશે, આપણે આટલા ઘા વેઠીને પણ ન જાગીએ તો આપણે વિનાશના માર્ગના વટેમાર્ગુઓ જ ગણાઈએ.

સામાજિક શુદ્ધિને અર્થે આદરેલી ગાંધીજીની દૃઢતા એમના અધ્યાત્મ-દર્શનના સાક્ષાત્કારમાંથી જ ઉત્પન્ન થયેલ છે, એ ભૂલવું ન ઘટે.

એક તરફ હિંદુ સમાજની ધાર્મિક, સામાજિક શુદ્ધિ ગાંધીજીએ ચલાવી, ને બીજી બાજુ સર્વધર્મસમાનતા અને સમન્વયનું જાગતિક આંદોલન એમણે શરૂ કર્યું, એ પણ એમની વિશ્વસેવાનું જ પહેલું પગથિયું છે. સર્વધર્મસમભાવ કબૂલ્યા પછી માણસ સર્વધર્મસમભાવ તરફ જવાનો જ. અને તેમ થાય ત્યારે જ ધર્મ-વિગ્રહ ટળીને વિશ્વમાં શાંતિ સ્થપાશે એ સમજતાં મુશ્કેલી ન પડવી જોઈએ.

દુનિયામાં વિવિધતા તો ટકવાની જ છે. પણ તેથી આકરા 'ભેદો' શા માટે ઊભા કરવા? જાતિભેદ, વર્ણભેદ, વંશભેદ અને ધર્મભેદના બધા ઝઘડા અદૂર દૃષ્ટિ, આત્મઘાતકી સામાજિક રોગો છે, એ સમજ્યા વગર માનવતામાં એક-કુટુંબત્વ સહેજે સ્થપાશે નહીં. 'એક પક્ષ જીતે અને બાકી બધા હારે' એ પદ્ધતિ-એ દુનિયાનો એકેય ઝઘડો મટવાનો નથી, એ નિર્ણય ઉપર અથવા નિશ્ચય ઉપર માનવતા આવવા લાગી જ છે. એનું પ્રાથમિક નામ છે સહઅસ્તિત્વ (Co-existence). એ વસ્તુ સિદ્ધ થયા પછી જ વિશ્વકુટુંબવાદ માણસજાતને ગ્રાહ્ય થશે. હિંદુ ધર્મ અને સમાજ ઉપર ગાંધીજીએ આજે ઉપકાર કર્યો છે તે માનવતા સુધી પહોંચવાનો છે.

વિચારશુદ્ધિ, સાધનશુદ્ધિ, જીવનશુદ્ધિ અને સમાજશુદ્ધિ એ સાર્વભૌમ સાધના દ્વારા અહિંસક સંસ્કૃતિ દુનિયામાં સ્થપાશે ત્યારે જ ગાંધીયુગની સામાજિક ક્રાંતિ પૂર્ણતાએ પહોંચશે.

ગાંધીયુગની જાગૃતિમાં, સામાજિક જીવનની દૃષ્ટિએ, એક મોટી ખામી રહી ગયેલી આજે નજરે ચડે છે. આપણે બ્રાહ્મણ વાણિયાઓને એમનો સાચો ધર્મ શીખવ્યો કે, તેઓ કેવળ કમાણી અને કારકિર્દી પાછળ ન દોડતાં પ્રત્યક્ષ સેવા દ્વારા લોકો સાથે ભળી જાય, અને એ રીતે જે નેતૃત્વ ભાગે આવે તે, પરાર્થે જીવીને શોભાવે. આપણે રજપૂત અને ગરાસિયાઓને સમજાવ્યું કે, હવે પછી રાજ્યકર્તાન્યાત હોવાનો દાવો કે કાળગ્રસ્ત અભિમાન તેઓ છોડી દે. સ્વરાજ્ય

કાયમને માટે દફનાવી દીધી, અને દુનિયાને એક મોટામાં મોટા દાખલો બેસાડયો.

હિંદુકોમનું સામાજિક અને રાજકીય આંધળાપણું અજોડ ગણાય. કેટલાય અસ્પૃશ્યો સામાજિક અપમાન અને જુલમથી અકળાઈને મુસલમાન થયા, ખ્રિસ્તી થયા. હિંદુઓએ માન્યું: 'પાપ ગયું, એક બોજા કે કચરાથી મુક્ત થયા.' પછી એ જ અંત્યજો ધર્માન્તર કર્યા પછી સ્પૃશ્ય થઈ જોહુકમી કરવા લાગ્યા, તોયે હિંદુજાતિની આંખો ઊઘડે જ નહીં. 'ગમે તે ભોગે ધર્મપાલન (?) કરવું જ જોઈએ,' એ આંધળી ધર્મનિષ્ઠાને વળગી રહ્યા. અસ્પૃશ્યતા ઈસ્લામ દૂર ન કરી શકયો, ઈસાઈ ધર્મમાં ઊલટી એ જ પહોંચી ગઈ, તે એટલે સુધી કે ગિરજાઘરમાં અને કબ્રસ્તાનમાં પણ ઈસાઈઓએ એને ભલે લાચારીથી સ્થાન આપ્યું! ગાંધીજીએ એ આખું સંકટ જોઈને જ અસ્પૃશ્યતાનિવારણની હિલચાલને રાજદ્વારી ક્ષેત્રમાં સ્થાન અપાવ્યું. અને જ્યારે વિલાયત સરકારે હિંદુ સમાજના ભાગલા પાડવાનું કાવતરું રચ્યું, ત્યારે ગાંધીજીના એ મરણિયા ઉપવાસને લીધે હિંદુ સમાજની આંખો ઊઘડી, અને એણે ગમે તે ભોગે અસ્પૃશ્યતા દૂર કરવાનો સંકલ્પ આદર્યો.

મનુષ્યજીવનમાં આંધળાપણું સૌથી ખરાબ. અને એ આંધળાપણામાં પણ સૌથી ખરાબ હોય છે તે ધાર્મિક આંધળાપણું. એ આંધળાપણું દૂર કરવાની જહેમત ગાંધીજીએ ઉઠાવી અને તેમ કરતાં પોતાના પ્રાણ પણ પાથરવા તેઓ તૈયાર થયાં એ એમનું સૌથી મોટું મહાત્માપણું ખરું.

વિલાયત સરકારનું કાવતરું અને તેની સામે ગાંધીજીએ આદરેલા પ્રાણાંતિક ઉપવાસ તરફ આખી દુનિયાનું ધ્યાન ખેંચાયું. આફ્રિકાના અને અમેરિકાના નિગ્રો-લોકોએ તરત જોઈ લીધું કે હિંદુસ્તાનમાં એક યુગપુરુષ જાગ્યો ખરો, જેને વર્ણ-વિદ્વેષ ખરેખર હૃદયથી કઠે છે અને જે રૂઢિપરાયણ એવા એક વિરાટ સમુદાયની સામે થઈને અસ્પૃશ્યતાને દફનાવી શકયો છે!

ગાંધીજીના આ લોકોત્તર દાખલાને કારણે જ અમેરિકાની ગોરી સરકાર હવે નિગ્રો જાતિ પ્રત્યેના અન્યાયને ધોઈ કાઢવા આટલી કટિબદ્ધ થઈ છે, એમ કહીએ તો એ કાર્યકારણ સંબંધ સામે ભાગ્યે જ કોઈ અવાજ ઉઠાવશે.

દેશના ભાગલા સ્વીકાર્યા છતાં 'હિંદુ અને મુસલમાન બે અલગ રાષ્ટ્રો છે,' એવી વાત સ્વીકારવાની ગાંધીજીએ સાફ ના પાડી. અને આખા રાષ્ટ્ર પાસેથી પોતાની નીતિનો સ્વીકાર કરાવ્યો, એ જેટલું ગાંધીજીનું રાજદ્વારી પગલું હતું તેટલું જ સામાજિક અને માનવતામૂલક પગલું પણ હતું. ધર્મ પરત્વે રાષ્ટ્રીયતાનો જો આપણે સ્વીકાર કર્યો હોત તો આપણી રાષ્ટ્રીયતાના ભૂકા જ થઈ ગયા હોત.

(અંગ્રેજોએ પોતાનું રાજ્ય મજબૂત કરવા માટે હિંદુમુસ્લિમ વિખવાદને પોષણ આપ્યું. આ દેશમાંથી નીકળી જતાં પહેલાં દેશના ભાગલા પાડયા અને બંને દેશોને કાયમના નબળા કર્યા. આના કરતાં આપણું વધુ નુકસાન અંગ્રેજો કરી ન શકયા હોત. એ નુકસાન–અંગ્રેજોની એ કુટિલ નીતિનું પગલું આપણને કયાં સુધી નડવાનું છે એ કહેવું મુશ્કેલ છે. પણ જો અધ્યાત્મના નિયમો અટલ હોય

તો અંગ્રેજોનું એ પગલું અંતે એમને પણ નડવાનું જ. એમને એટલે કેવળ અંગ્રેજોને નહીં પણ બ્રિટન અને અમેરિકાને અને સમસ્ત ગોરી પ્રજાને એ નડવાનું છે.)

દેશના ભાગલારૂપી સંકટથી અને પ્રહારથી આપણે જે બોધ શીખ્યા છીએ એ આપણી ઉત્તમમાં ઉત્તમ અને મોંઘામાં મોંઘી કેળવણી છે, જેમાંથી આખી દુનિયાએ બોધ લેવાનો રહેશે. ગોરી પ્રજા અને ઈસાઈ ધર્મ બંનેને આત્મશુદ્ધિ અર્થે મોટામાં મોટું પ્રાયશ્ચિત્ત કરવાનું રહેશે. આ વચનો નથી શાપરૂપ કે નથી આગાહીરૂપ. એ અધ્યાત્મના સાર્વભૌમ નિયમો કેમ કામ કરે છે એ સમજવા માટે જ કાઢેલાં વચનો છે. એ લોકો જાગશે ત્યારે જાગશે, આપણે આટલા ઘા વેઠીને પણ ન જાગીએ તો આપણે વિનાશના માર્ગના વટેમાર્ગુઓ જ ગણાઈએ.

સામાજિક શુદ્ધિને અર્થે આદરેલી ગાંધીજીની દૃઢતા એમના અધ્યાત્મ-દર્શનના સાક્ષાત્કારમાંથી જ ઉત્પન્ન થયેલ છે, એ ભૂલવું ન ઘટે.

એક તરફ હિંદુ સમાજની ધાર્મિક, સામાજિક શુદ્ધિ ગાંધીજીએ ચલાવી, ને બીજી બાજુ સર્વધર્મસમાનતા અને સમન્વયનું જાગતિક આંદોલન એમણે શરૂ કર્યું, એ પણ એમની વિશ્વસેવાનું જ પહેલું પગથિયું છે. સર્વધર્મસમભાવ કબૂલ્યા પછી માણસ સર્વધર્મસમભાવ તરફ જવાનો જ. અને તેમ થાય ત્યારે જ ધર્મ-વિગ્રહ ટળીને વિશ્વમાં શાંતિ સ્થપાશે એ સમજતાં મુશ્કેલી ન પડવી જોઈએ.

દુનિયામાં વિવિધતા તો ટકવાની જ છે. પણ તેથી આકરા 'ભેદો' શા માટે ઊભા કરવા? જાતિભેદ, વર્ણભેદ, વંશભેદ અને ધર્મભેદના બધા ઝઘડા અદૂર દૃષ્ટિ, આત્મઘાતકી સામાજિક રોગો છે, એ સમજ્યા વગર માનવતામાં એક-કુટુંબત્વ સહેજે સ્થપાશે નહીં. 'એક પક્ષ જીતે અને બાકી બધા હારે' એ પદ્ધતિએ દુનિયાનો એકેય ઝઘડો મટવાનો નથી, એ નિર્ણય ઉપર અથવા નિશ્ચય ઉપર માનવતા આવવા લાગી જ છે. એનું પ્રાથમિક નામ છે સહઅસ્તિત્વ (Co-existence). એ વસ્તુ સિદ્ધ થયા પછી જ વિશ્વકુટુંબવાદ માણસજાતને ગ્રાહ્ય થશે. હિંદુ ધર્મ અને સમાજ ઉપર ગાંધીજીએ આજે ઉપકાર કર્યો છે તે માનવતા સુધી પહોંચવાનો છે.

વિચારશુદ્ધિ, સાધનશુદ્ધિ, જીવનશુદ્ધિ અને સમાજશુદ્ધિ એ સાર્વભૌમ સાધના દ્વારા અહિંસક સંસ્કૃતિ દુનિયામાં સ્થપાશે ત્યારે જ ગાંધીયુગની સામાજિક ક્રાંતિ પૂર્ણતાએ પહોંચશે.

ગાંધીયુગની જાગૃતિમાં, સામાજિક જીવનની દૃષ્ટિએ, એક મોટી ખામી રહી ગયેલી આજે નજરે ચડે છે. આપણે બ્રાહ્મણ વાણિયાઓને એમનો સાચો ધર્મ શીખવ્યો કે, તેઓ કેવળ કમાણી અને કારકિર્દી પાછળ ન દોડતાં પ્રત્યક્ષ સેવા દ્વારા લોકો સાથે ભળી જાય, અને એ રીતે જે નેતૃત્વ ભાગે આવે તે, પરાર્થે જીવીને શોભાવે. આપણે રજપૂત અને ગરાસિયાઓને સમજાવ્યું કે, હવે પછી રાજ્યકર્તાન્યાત હોવાનો દાવો કે કાળગ્રસ્ત અભિમાન તેઓ છોડી દે. સ્વરાજ્ય

એટલે તમામ પ્રજાનું રાજ્ય. સ્વરાજ્યમાં જો રાજા રહે જ, તો તે પ્રજાનો મુખ્ય સેવક થઈને રહે, પ્રજા રાખે તેમ રહે. અને હવે પછીની દુનિયા જો યુદ્ધ મારફતે ન્યાય મેળવવાનો જૂનો રિવાજ છોડી દે, તો ક્ષત્રિયોએ બીજી બધી કોમો સાથે મળીને સત્યાગ્રહ-ધર્મ કેળવ્યે જ છૂટકો. આપણે તમામ પ્રજાજનો આગળ આદર્શ મૂક્યો કે, ખોરાક વગર કોઈને ચાલતું નથી તો અનાજ ઉગાડવામાં આપણે દરેકે આપણો ભાર ઊંચકવો જોઈએ. ખેતીની કેળવણી દરેક સ્ત્રીપુરુષે લેવી જોઈએ. કુદરત સાથે અને જમીન સાથે જેમનો સંબંધ તૂટ્યો તેમનું જીવન પાપમય થયું, પછી એ જૈન હોય કે સંન્યાસી.

વણાટવિદ્યાને તો આપણે રાષ્ટ્રીયવિદ્યા બનાવી છે. અને એ પ્રવૃત્તિ તો આખી પ્રજાએ રાષ્ટ્રીય સંકલ્પને જોરે ખાદી પેદા કરીને અને ખાદી પહેરીને જ ચલાવી શકાય એ પણ બતાવ્યું.

આપણે ખેડૂતોને કહ્યું કે એક બાજુ તમારે ગોપાલનમાં ખાસ ધ્યાન આપવું જોઈએ, કેમ કે ગોપાલન ખેતીનું અવિભાજ્ય અંગ છે, અને બીજી બાજુ ખેતીને મદદ તરીકે વસ્ત્રનિર્માણમાં તમારે પ્રવીણ થવું જોઈએ. ખેડૂતોનાં જીવનમાં અમુક મહિના લગભગ નવરાશના હોય છે, અને તેથી ખેડૂત સ્વાવલંબી થઈ શકતો નથી ઇત્યાદિ. આપણે ગોપાલનનો વિચાર કરતાં વણજારાના ધંધાની પણ વાત કરી. ગાય-બળદનું જીવન સ્વાવલંબી કરવું હોય તો ખેતી ઉપરાંત ગાડાં ચલાવી માલ ઇષ્ટ જગાએ પહોંચાડવાનું કામ મોટર-ટ્રક મારફતે ન કરતાં બળદની પોઠ અથવા બળદગાડાં મારફતે કરવું જોઈએ.

આપણે ગામડાંના ઉદ્યોગોની ચિંતા કરી, ડાંગર ખાંડવાનું કામ, તેલઘાણીનું કામ, હાથકાગળ બનાવવાનું કામ ઇત્યાદિ અસંખ્ય ઉદ્યોગો પુનર્જીવિત કરવાનું કામ ઉપાડવાની હામ ભીડી.

જાજરૂ સાફ કરવાનું કામ હરિજનોને માથે ચડાવી આપણે એમનું અપમાન કર્યું અને ગંદવાડ વહોરી લીધો એ વિશે આખા દેશની ધર્મબુદ્ધિ જાગ્રત કરી અસ્પૃશ્યતા દૂર કરવાનું કામ કર્યું.

આપણે આદિવાસીઓનું વિષમ જીવન જોઈ પલળ્યા. એમના જીવનમાં પ્રવેશ કરી, એમને, દૂર હતા તે, નજીક આણ્યા.

સર્વધર્મસમભાવનો પુરસ્કાર કરી અને ભાવાત્મક એકતાની આવશ્યકતા સમજાવી હિંદુ, બૌદ્ધ, પારસી, યહૂદી, ઈસાઈ, મુસલમાન બધાને એકબીજા સાથે ભળવાનું અને સામાજિક જીવનમાં ઓતપ્રોત થવાનું આમંત્રણ આપ્યું.

રાજ્યકર્તામાંથી જે અંગ્રેજો આપણી સાથે ભળવા તૈયાર દેખાયા એમને પ્રયત્નપૂર્વક અપનાવવા આપણે તૈયાર થયા. આમ તમામ રાષ્ટ્રીય જીવન જાગ્રત, ઉન્નત, સુખી અને ઓતપ્રોત કરવાનો પ્રયત્ન આપણે પુરુષાર્થપૂર્વક કર્યો.

ફક્ત એક જ વર્ગ આપણી નજર બહાર રહી ગયો અને તે છે ખારવા-ખલાસીઓનો. સમુદ્રને કિનારે માછલાં મારી તેઓ જીવે છે એટલે તેઓ ખાટકી-

કસાઈ જેવા જ ઘાતકી છે એમ ઠરાવીને આપણે એમની ઉપેક્ષા કરી નથી. એટલું તો હું સ્વીકારું છું, છતાં હોડીઓ ચલાવવાનો, માલ દેશદેશાન્તર સુધી પહોંચાડવાનો એમનો ધંધો આપણને મહત્ત્વનો ન લાગ્યો હોય, અથવા હવે પછી એ ધંધા માટે ભવિષ્ય છે જ નહીં એમ આપણે માન્યું હોય. ગમે તે કારણે ગાંધીજીએ અને ગાંધીયુગના નેતાઓએ તેમ જ રાષ્ટ્રસેવકોએ અત્યાર સુધી એમનો વિચાર કર્યો જ નથી.

ભારત પાસે પોતાનો એ, ત્રણ સાડાત્રણ હજાર માઈલનો સમુદ્રકિનારો છે. સમુદ્ર ખેડીને જ જીવનારી અસંખ્ય જાતિઓ અથવા કોમો ભારતને કિનારે વસે છે. એમનો પોતાનો ધંધો જેમ જેમ તૂટતો ગયો તેમ તેમ તેઓ બીજા ધંધે વળગ્યા. દરિયો ખેડનાર એ કોમોમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી ત્રણે ધર્મની પ્રજા છે. દરિયા ખેડનાર પ્રજા બાહોશ હોય જ છે. એટલે તેઓ પોતાનાં રોદણાં લઈને આપણી આગળ આવ્યા નહીં એ પણ કારણ હોય. પણ આપણે એમની ઉપેક્ષા કરી, દેશના રક્ષણની પણ ઉપેક્ષા કરી છે. રાષ્ટ્રીય મહત્ત્વના આ ઉદ્યોગ તરફ આપણે ધ્યાન જ ન આપ્યું. કુદરતના ત્રણ વર્ણમાંથી રાનીપરજ અને ખેતીપરજ એ બે વર્ણનો આપણે વિચાર કર્યો અને દરિયાપરજને વિસારી મૂકી!

સમુદ્રયાત્રા-નિષેધ કરનાર અમુક સમયના આપણા પૂર્વજોએ ધર્મને નામે જે સામાજિક પાપ કર્યું તે હજી આપણે છોડયું નથી, એટલો જ એનો અર્થ થાય છે. હિંદુઓ પછી એ જ પાપ પઠાણોએ અને મુગલોએ કર્યું.

ફ્રેન્ચ અને અંગ્રેજ લોકોએ તો ઈરાદાપૂર્વક આપણા લોકોને વહાણવટાના ધંધાથી દૂર રાખ્યા. છેલ્લાં સો વર્ષથી આપણી જાહેરપ્રવૃત્તિમાં ખલાસી લોકોની ચિંતા આપણા મનમાં આવી હોય એમ કાંઈ દેખાતું નથી. દેશી વહાણવટું જાગ્રત કરવાનો જે પ્રયત્ન દક્ષિણના પરમેશ્વરમ્ પિળળે(Pilley)એ કર્યો તે અંગ્રેજોએ ક્રૂરતાથી તોડી પાડયો એ હું ભૂલ્યો નથી. અને શેપર્ડ કંપની અથવા સિંધિયા સ્ટીમ નેવિગેશન જેવી કંપનીઓએ વહાણવટું સજીવન કરવાના પ્રયત્નો કર્યા છે તેને વિશે તો હું જરૂર મગરૂર છું; પણ ખલાસી કોમોનો રાષ્ટ્રીય દૃષ્ટિએ આપણે વિચાર કર્યો નથી એ બીના સાચી ને સાચી જ રહે છે. હિંદી મહાસાગરમાં હિંદના વહાણવટાનું આધિપત્ય નથી એ કેટલું શરમભરેલું છે! જોખમ ભરેલું તો છે જ.

ગાંધીયુગની જાગૃતિનો વિચાર કરતાં જે સામાજિક પરિવર્તનો થયાં તે કેટલાં ક્રાંતિકારી હતાં એનો વિચાર આપણે કર્યો. આપણા દેશમાં સામાજિક જીવન સાથે ધર્મ એટલો બધો સંકળાયેલો છે કે ધાર્મિક જીવન અને સામાજિક જીવન અલગ અલગ કરાય જ નહીં.

ધર્મમાં આત્મા, પરમાત્મા ઈત્યાદિ દાર્શનિક ભાગ, ઈહલોક અને પરલોક ઈત્યાદિ પૌરાણિક ભાગ, ઉપરાંત દેવદેવીઓની પૂજાઉપાસના, જ્ઞાન, ભક્તિ, ધ્યાન અને કર્મ આદિ જુદા જુદા યોગોનો સાધનાક્રમ, વ્રતો, ઉત્સવો અને તીર્થયાત્રા

આદિ અનેક પ્રકારોનો અંતર્ભાવ થાય છે; છેવટે વૈરાગ્ય પણ આવે છે. કૌટુંબિક જીવન, વર્ણ અને જાતિ પરત્વેનું જીવન અને એની સાથેના ચાર આશ્રમો, બધું જ ધર્મમાં આવી જાય છે.

પણ એક અત્યંત મહત્ત્વનો વિષય જે સામાજિક પણ છે અને ધાર્મિક પણ છે તે હવે પછી મોખરે આવવાનો છે, અને એની ચર્ચા જેમ અધ્યાત્મની દૃષ્ટિએ કરવાની રહેશે, તેમ જ સમાજવિજ્ઞાનની દૃષ્ટિએ પણ એમાં ઊંડા ઊતર્યા વગર ચાલશે નહીં. એ વિષય છે: સ્ત્રીપુરુષસંબંધનો.

હિંદુ ધર્મે ઇહલોક અને પરલોક બન્નેનો સમન્વય માન્યો છે. જીવન ચાર આશ્રમમાં વહેંચી દીધું છે. પૂર્વમીમાંસાએ ઇહલોક અને સ્વર્ગલોક બેનો જ સ્વીકાર કરી મોક્ષનો ઇન્કાર કર્યો. જ્યારે વેદાન્તે તેમ જ ભક્તિમાર્ગે અને યોગમાર્ગે મોક્ષને જ પ્રધાન પુરુષાર્થ ગણી, ઐહિક સર્વાંગપરિપૂર્ણ જીવનની મોટે ભાગે ઉપેક્ષા જ કરી છે. બૌદ્ધ ધર્મ, જૈન ધર્મ, વેદાન્ત અને રોમન કૅથલિક પંથ પણ મોક્ષમાર્ગી હોઈ, એમણે બ્રહ્મચર્ય અને સંન્યાસને જ સર્વોપરી ગણ્યા. એ જ ખરો ધર્મ; એ જ પુરુષાર્થ. ત્યાં સુધી ચડી ન શકે એવા દુર્બળ લોકો માટે, કેવળ એક દયા અથવા છૂટ તરીકે ગૃહસ્થાશ્રમને અવકાશ આપવામાં આવ્યો. ભગવાન ઈસાએ મોક્ષધર્મ અને એને અંગેનું બ્રહ્મચર્ય અને સંન્યાસ અમુક ધન્ય લોકો માટે જ છે, સામાન્ય લોકો તો ગૃહસ્થાશ્રમમાં જ રહે એવો નિર્ણય આપી ગૃહસ્થાશ્રમની વ્યાપકતા અને પવિત્રતા સ્વીકારી. છતાં રોમન કૅથલિક પંથે ધર્મના અધિકારીઓ અને ધર્મપ્રચારકો ગૃહસ્થાશ્રમમાં ન ઊતરે, બ્રહ્મચર્યનું પાલન કરી, સંન્યસ્ત આશ્રમમાં પ્રવેશ કરે, એ જાતની વ્યવસ્થા ચલાવી છે. પ્રૉટેસ્ટંટો સંન્યાસ આશ્રમમાં માનતા નથી.

ઇસ્લામમાં અમુક ઓલિયા અને સૂફી સાધુઓ બ્રહ્મચારી રહે એ જાતની ગોઠવણ તો છે, છતાં સંન્યાસ આશ્રમનો આગ્રહ ઇસ્લામમાં હોય એમ લાગતું નથી.

જૈન અને બૌદ્ધ તો નિર્વાણપરાયણ પંથો. બ્રહ્મચર્ય અને સંન્યાસને જ મહત્ત્વનાં ગણે. ગૃહસ્થાશ્રમી લોકો મોક્ષયાત્રાના શિથિલ યાત્રીઓ જ ગણાતા, અને એમને વિશે આશા સેવાતી કે યથાકાળે અથવા ભવિષ્યને ભવે તેઓ પણ સંન્યાસમાર્ગનો સ્વીકાર કરશે.

સનાતન હિંદુ ધર્મ શ્રુતિ, પુરાણ, આગમ અને તંત્રમાં માનનારો; અભ્યુદય અને નિશ્રેયસ (ઇહલોકનો ઉત્કર્ષ અને પરલોકમાં મોક્ષપ્રાપ્તિ) એવી વ્યવસ્થામાં માનનારા. હિંદુ ધર્મમાં ગૃહસ્થાશ્રમની પણ શ્રેષ્ઠ પ્રતિષ્ઠા છે, અને સંન્યાસ આશ્રમનું સર્વોપરીપણું પણ છે. ઇહલોકનું જીવન કેટલાક લોકો સાધનારૂપે પવિત્ર ગણે અને કેટલાક લોકો એને 'ભવરોગ' તરીકે નવાજે! આ રીતે હિંદુ ધર્મ એટલે બધા આદર્શોની ખીચડી – એવી સ્થિતિ થઈ ગઈ છે. છતાં જીવનવિકાસ માટે આટલી વિવિધતા જરૂરની છે જ.

આ ધર્મ પ્રમાણે માણસ ગમે તે ભૂમિકા પર રહી ઉત્કર્ષ સાધી શકે છે.

હવે આવા હિંદુ સંસ્કૃતિના સાધનપરિવારમાં ગાંધીજીની ભૂમિકા શી હતી એ જાણવું જરૂરનું છે.

ગાંધીજીની એ ભૂમિકાની અસર એમના સમકાલીનો ઉપર કંઈક અંશે થઈ હતી, પણ તે સ્પષ્ટ ન હતી. તેટલા માટે જ હવે એ ભૂમિકા અને એ ભૂમિકા સાથેનો ગાંધીયુગનો સંબંધ ધ્યાનમાં લેવો જરૂરી છે.

ગાંધીજી સનાતનધર્મી, વૈષ્ણવભક્તિના વાતાવરણમાં ઊછરેલા. એમના ઉપર જૈન સાધુઓની અસર થયેલી. વિલાયતમાં ઈસાઈ ધર્મનો એમણે ઊંડો અભ્યાસ કર્યો, થિયૉસૉફીનું સાહિત્ય વાંચ્યું. અલકુરાન વાંચી અને મુસલમાનો સાથે ચર્ચા કરી ઈસ્લામનો પરિચય મેળવ્યો; એની સાથે ઉપનિષદ, વેદાન્ત, રામાયણ, મહાભારત આદિ ગ્રંથોનો અભ્યાસ કર્યો. સ્મૃતિ આદિ ગ્રંથો જોયા, યોગમાર્ગ વિશે થોડુંક જાણ્યું. અને પશ્ચિમના અનેક પંથો વિશે જે માહિતી સહેજે મળી તે સંઘરી.

આ બધા ઉપર રસ્કિન ટૉલ્સ્ટૉયનાં લખાણોની તેમ જ થૉરોનાં લખાણોની ઊંડી અસર થઈ. એટલા એમના સંસ્કારો.

પણ ધર્મની બાબતમાં અને સમાજરચનાની બાબતમાં એમણે સ્વતંત્ર ઊંડું ચિંતન ઓછું કર્યું ન હતું. એ ચિંતન આખર સુધી ચાલ્યું. સેવામય જીવન જીવવા માટે અને મોક્ષ મેળવવા માટે પૂર્ણ બ્રહ્મચર્ય આવશ્યક છે એ નિર્ણય થયા પછી એમણે ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં નૈષ્ઠિક બ્રહ્મચર્યનું વ્રત લીધું અને એની વિવિધ અને અવનવી સાધના આખર સુધી હિંમતપૂર્વક ચલાવી. એમાં પૂર્વ અને પશ્ચિમના વિચારો ભેગા થયા. પ્રયોગમય જીવન એ તો એમની સત્યની ઉપાસનાનું અવિભાજ્ય અંગ હતું. અને તેથી એમણે જે સિદ્ધિઓ મેળવી તે બધી ગાંધીયુગની જાગૃતિ અને ક્રાંતિની અંદર ગણાવી જ જોઈએ.

આપણે ત્યાં, સનાતન ધર્મમાં સ્પષ્ટ અથવા અસ્પષ્ટ રીતે કેવળ મુક્તિ નહીં પણ સદાચારમાં માન્ય એવા સુખોપભોગ સાથે—'ભુક્તિ સાથે મુક્તિ' એ આદર્શ સેવાયો છે. અને મોટે ભાગે એ જ આદર્શ જગતમાં ચાલેલો છે.

તંત્રમાર્ગે આનું જ વિધાન કર્યું છે અને તંત્રમાંયે શાક્તમાર્ગે ભુક્તિ મારફતે જ મુક્તિ મેળવવાના કપરા અને વિફળ પ્રયાસો કરી જોયા!

પશ્ચિમમાં જ્યારે રોમન કૅથલિક થનું જોર હતું ત્યારે એ લોકોએ બ્રહ્મચર્યપાલનના અનેક પ્રયોગો કર્યા. એમાં કેટલાક શાક્ત ઢબના પણ હતા. પણ એમાંથી કોઈ તત્ત્વજ્ઞાન ઊભું ન થયું. પ્રૉટેસ્ટંટ પંથે અધ્યાત્મમાર્ગમાં પૂર્ણ બ્રહ્મચર્યની આવશ્યકતા ન માની અને પતિપત્નીની પરસ્પર નિષ્ઠા તથા સંયમિત ગૃહસ્થાશ્રમને જ અંતિમ ધ્યેય માન્યું.

આપણે ત્યાં યોગમાર્ગે, મોટે ભાગે વેદાન્તને અનુસરીને, બ્રહ્મચર્યની આવશ્યકતા સ્વીકારી. જ્યારે સંતોએ બ્રહ્મચર્યની કદર કરતા છતાં સંન્યાસ આશ્રમની આવશ્યકતા ન સ્વીકારી; અને ગૃહસ્થજીવનમાં પણ ભક્તિમાર્ગનો ઉત્કર્ષ કરી સાધકો

મોક્ષ મેળવી શક્યા છે–એ ભૂમિકા આગળ કરી. काम ओव मनुष्याणां विघातं बह्मबोधनं । એ ભૂમિકા સંતોએ ન સ્વીકારી. સંન્યાસાશ્રમે માનવવિકાસમાં કીમતી મદદ કરી છે એ સ્વીકારી ગાંધીજીએ કહ્યું કે, સેવાધર્મી સાધકને માટે સંન્યસ્તવૃત્તિ આવશ્યક હોવા છતાં સંન્યાસાશ્રમ અંતરાયરૂપ છે. લોકો ગેરુઆ કપડાં પહેરનાર પાસેથી સેવા લેતાં અચકાય છે. બ્રહ્મચર્યની બાબતમાં ગાંધીજીના વિચારો સ્પષ્ટ હતા. તેઓ માનતા કે:

મનુષ્યજીવન મોક્ષપ્રાપ્તિ માટે જ છે. તેથી બ્રહ્મચર્ય એ જ માનવજાતિનો અંતિમ આદર્શ હોઈ શકે. એનું પાલન શક્ય ન જણાય તો જ માણસ ગૃહસ્થાશ્રમમાં ઊતરે અને ત્યાં પણ યથાશક્તિ સંયમનું પાલન કરી, અનુકૂળતા જણાતાંવેંત ફરી બ્રહ્મચર્યની સાધના ઉત્કટપણે આદરે.

છેલ્લે છેલ્લે એમણે સ્વીકાર્યું હતું કે પ્રજોત્પાદન એ એક જ ઉદ્દેશથી ગૃહસ્થાશ્રમ સ્વીકારાય. કેવળ પ્રજોત્પત્તિના હેતુથી કરેલો સંભોગ, એટલે કે વિષયસેવન, બ્રહ્મચર્યને બાધક નથી. બાકી તમામ વિષયસેવન અને વિકારોનું સેવન બ્રહ્મચર્યને બાધક છે અને માણસને નીચે પાડે છે.

માટે મનુષ્યે સ્ત્રીસહવાસમાં વૃત્તિ નિર્મળ રાખવાની જ સાધના કરવી જોઈએ. 'બ્રહ્મચર્યની સાધના ખાતર, અથવા ગૃહસ્થાશ્રમની અનિવાર્ય શરત તરીકે, માણસે પોતાના જીવનવહેવારમાં સ્ત્રીસમાજ સાથેનો સામાન્ય સામાજિક વહેવાર પણ ટાળવો જોઈએ.' એ મત એમને માન્ય ન હતો. જેને જૈન ધર્મ બ્રહ્મચર્યની વાડો કહે છે તેમાં તેઓ માનતા ન હતા. કુટુંબવહેવારમાં, સમાજવહેવારમાં તેમ જ સેવાકાર્યમાં સ્ત્રીપુરુષ મળીને રહે, કામ કરે, વિચારવિનિમય કરે અને મૈત્રી કેળવે એ જ એમને ઇષ્ટ લાગતું. મન વિકારી ન બને એને માટે માણસનો પ્રયત્ન અને સાધના ચાલુ હોવાં જ જોઈએ. પણ એટલા માટે સ્ત્રીપુરુષો એકબીજાનો સહવાસ પણ ટાળે એ સાધના ખોટી છે, એવો એમનો અભિપ્રાય હતો. સ્ત્રીપુરુષે વિકારી સ્પર્શ ટાળવો જોઈએ અને વિકારમાંથી બચી જવા માટે એકાંતસેવન ટાળવું જોઈએ. એ હતી એમની સાધનમર્યાદા. છોકરાછોકરીઓ ભાઈબહેનની જેમ એક ઘરમાં રહે, એક છાત્રાલયમાં રહે અને સાથે રમે એમાં એમને વાંધો ન હતો. મનના વિકારો ટાળવા માટે એકબીજાનો સહવાસ ટાળવાને બદલે તરુણ અને તરુણી રૂપ કાઢવાનાં અને બીજાં નખરાં છોડી દે એ એમને વિશેષ ઇષ્ટ હતું.

આટલા સ્વચ્છ વાતાવરણમાં પણ જે લોકો નિર્વિકારપણે રહી જ ન શકે એવા લોકોને રોગી ગણી, એમને માટે વિશેષ ઉપાયો સૂચવાય. પણ એ ઉપાયો સર્વસામાન્ય, સામાજિક જીવનના નિયમો તરીકે ન સ્વીકારાય, એ હતો એમનો આગ્રહ.

પશ્ચિમના વાતાવરણમાં અને વિચારોમાં ઊછરેલા હોવાથી, સ્ત્રીપુરુષ એકબીજાને પ્રસંગવશાત્ નગ્ન સ્થિતિમાં જુએ તો એમાં કશો વાંધો નથી, એમ એમને લાગતું.

નગ્ન સ્થિતિમાં કોઈને જોવાની અથવા પોતાને દેખાડવાની વિકારપોષક ઇચ્છા એમને માન્ય ન હતી, એ તો સ્પષ્ટ છે.

પશ્ચિમના બધા જ આદર્શો આ દેશમાં સર્વસામાન્યપણે દાખલ કરવાનો એમનો પ્રયત્ન ન હતો, એ પણ અહીં સ્પષ્ટ કરવું જોઈએ.

આગળ જતાં પોતાની બ્રહ્મચર્યની સાધનામાં જ્યારે તેઓ આગળ વધ્યા ત્યારે 'પૂર્ણ નિર્વિકારિતા ત્યારે જ સધાઈ ગણાય જ્યારે દર્શન, સ્પર્શ આદિ સ્થિતિમાં પણ મન અને શરીર પૂર્ણ રીતે વિકારથી અલિપ્ત રહે,' એ આદર્શ એમણે સ્વીકાર્યો. આ આકરી સાધના ખરી; અને કાચા માણસ માટે આત્મ-વંચનાનો અને પડવાનો સંભવ પણ ખરો. છતાં એમાં નિર્વિકારિતા, પૂર્ણ બ્રહ્મચર્ય અને મોક્ષ એ જ એમનો આદર્શ છે. સાધના જેટલી આકરી તેટલો જ શુદ્ધિનો આગ્રહ પણ અસાધારણ હોવો જોઈએ એ હતી એમની ભૂમિકા.

શાક્તોની વામાચારી સાધનાને ખરેખર સાધના કહેવાય કે કેમ એ જ મોટો સવાલ છે. એક જર્મન પ્રોફેસરે વામાચારી સાધના વિશે લખ્યું છે કે, ભારતમાં પણ સંતો અને સજ્જનો (Saints and gentlemen) એ સાધના સ્વીકારતા નથી; અને છતાં એ સાધના પાછળનો અંતિમ ઉદ્દેશ તો મોક્ષ જ છે. એ સાધના સાધના જ નથી એમ કહેવાની રામકૃષ્ણ પરમહંસની પણ તૈયારી ન હતી. તેમણે પોતાનો અણગમો વ્યક્ત કરવા એટલું જ કહેલું કે, મહાદ્વારમાંથી કે બાજુના દરવાજામાંથી મંદિરમાં પ્રવેશ કરવાને બદલે કોઈ ગંધાતી ખાળમાંથી ઉંદરની પેઠે મંદિરની અંદર પહોંચવા માગે તો શી રીતે કહું કે, 'અંદર પહોંચી નહીં શકો!' એમને પોતાને વામાચાર નહીં પણ સ્વચ્છ દક્ષિણાચાર જ પસંદ હતો.

હવે પશ્ચિમના કેટલાક ઉચ્છૃંખલ લોકો મોક્ષ માટે નહીં, પણ સંપૂર્ણ જીવનાનુભૂતિ માટે સ્ત્રીપુરુષ-સંબંધમાં કશી જ મર્યાદા રાખવા માગતા નથી. તેમના પંથને વામમાર્ગી કહીએ તો વામમાર્ગને પણ અન્યાય થાય. એને પશુજીવન પણ ન કહી શકાય, કેમ કે પશુજીવનમાં કશું બંધન કે સંયમ ભલે ન હોય, પણ ત્યાં માનસિક વિકૃતિઓ અને વિચિત્ર અભિરુચિ પણ કેળવાતી નથી. સંભોગની છૂટ તો પશુઓ ભોગવે છે, પણ તેનું જ એકમાત્ર ધ્યાન કરવામાં તેઓ આખું જીવન ગાળતા નથી. કેમ કે પશુઓ પાસે માણસની પેઠે સુરક્ષિતતા, શ્રમ-મુક્તિ અને સાધન-સમૃદ્ધિ હોતાં નથી. આ ત્રણને જોરે જીવન વિકૃત કરે એને કોઈ સ્વતંત્રતા કહે તો સ્વતંત્રતા શબ્દ પણ લજવાય.

હવે પશ્ચિમના લોકો પોતાના નિરર્ગળ સ્વૈરવિહારમાં સ્વચ્છંદપણે આગળ વધ્યા પછી આપણી શાક્ત મૂર્તિઓ, ચિત્રો અને સાહિત્ય તરફ વળ્યા છે. સંભવ છે કે એ વાટે આખરે એમને નિર્વિકારિતાનો સ્વાદ જણાશે અને મોક્ષનો આદર્શ પણ ધીમે ધીમે ગમવા માંડશે. માણસને માટે જેમ ચડવું અઘરું છે તેમ પડવું પણ એને માટે સહેલું નથી; અને સ્વૈરાચારનો આદર્શ એને કાયમને માટે ગમવાનો નથી. અમર્યાદ

વિષયસેવન અને વિલાસને અંતે જીવન જ્યાં પહોંચે છે, ત્યાં તો પરસ્પર અણગમો, રોગો, દુર્ગંધ, નિરાશા, ગુનાઓ અને હત્યા જ રહેલાં છે. એથી અકળાયા પછી, સંભવ છે કે, શાક્તમાર્ગ દ્વારા તેઓ શુદ્ધિમાર્ગ પર આવી જશે.

ગાંધીજીની જીવનસાધના જો આખી દુનિયા માટે હોય, તો દુનિયાની બધી જ સંસ્કૃતિઓ સાથે એ બંધ બેસે એ રીતે એનો ફેલાવો થવો જોઈએ.

અહિંસાને વરેલા ગાંધીજીની સંસારસુધારાની એક પદ્ધતિ ધ્યાનમાં લેવા લાયક છે.

જૂનો અમુક રિવાજ ખોટો છે માટે તે છોડી દો અને હું કહું છું તે લો—એ જાતનો પ્રચાર તેઓ બનતાં સુધી કરતા નથી. કોઈ મોટો મહાન સામાજિક અન્યાય બધે રૂઢ હોય તો તો તેઓ કમર કસીને એની સામે થવાના જ, પણ સામાન્ય રીતે જે વસ્તુ એમને કે બધાને સારી લાગે તે જ પ્રમાણે આપણે બધે ચાલવાના છીએ એમ સ્વીકારી સારી વસ્તુ જાણે ઉભયમાન્ય છે એમ માનીને તેઓ લોકોને પ્રેરે છે. ‘આપણાથી બીજું થઈ જ ન શકે.’ એ એમની સૌથી સુંદર દલીલ હોય છે.

ગાંધીજીએ રાજનીતિ પરત્વે, સ્વરાજ પરત્વે ઘણું લખ્યું છે. ધર્મ અને સમાજ-સુધારણા પરત્વે ઓછું લખ્યું નથી અને છતાં સમાજસેવાની એમની મોટામાં મોટી બાજુ એમણે લખેલા ખાનગી કાગળોમાં જ વિશેષપણે પ્રતિબિંબિત થાય છે.

ગાંધીજીનો વિશ્વપ્રેમ એટલો ઊંડો, વ્યાપક અને છતાં સાહજિક હતો કે જે લોકો એમના પ્રસંગમાં આવ્યા એમના જીવનમાં ગાંધીજી સહેજે પ્રવેશ કરતા હતા. નાનામોટા બધાઓ સાથે કૌટુંબિક સંબંધ બાંધવાની અને છતાં અલિપ્ત રહેવાની એમની કળા અદ્‌ભુત હતી.

કળાની કહો કે યોગની કહો, મારી વ્યાખ્યા પ્રમાણે માણસમાં ‘એકરૂપ થવાની અને છતાં અલિપ્ત રહેવાની’ કળા હોવી જોઈએ. તાદાત્મ્ય સાથે તાટસ્થ્ય એ જ કળાનું રહસ્ય છે. યોગસાધના પણ એ જ વસ્તુ માગી રહી છે.

ગાંધીજીએ પોતાના ખાનગી કાગળો દ્વારા કેટલાંય કુટુંબોમાં પ્રવેશ કરી લોકોને મૂંઝવતા સવાલોનો ઉકેલ આણ્યો છે; અને તે એટલી નાજુક કુનેહથી કે ગાંધીજીની દરમિયાનગીરી કોઈને કઠે નહીં, એટલું જ નહીં પણ દરમિયાનગીરી જેવું લાગે પણ નહીં. આશ્રમની કોઈ છોકરીને બાલસહજ મૂંઝવણ હોય કે મોતીલાલજી અને જવાહરલાલજી વચ્ચેનો તાત્ત્વિક મતભેદ હોય, ગાંધીજી મેળ બેસાડવાનું કામ સુંદર રીતે કરી જ આપે.

આવી સેવા, કેવળ હિંદુ ઘરોમાં જ નહીં, પણ મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યુરોપિયન અને અમેરિકન લોકોનાં જીવનમાં પ્રવેશ કરી ગાંધીજીએ આબાદ રીતે કરી છે. એમ કરતાં તે તે સમાજનાં આદર્શો, વહેમો અને લાગણીઓનો પણ એમને વિચાર કરવો પડતો. તેથી જ તો રોમેં રોલાંએ કહ્યું છે કે, ગાંધીજી પોલિસાઇકોલોજિસ્ટ (Polipsychologist) છે. એને માટે આપણે દેશી શબ્દ કયો

વાપરીશું? બહુરૂપીની પેઠે બહુમાનસી કહીશું કે પર-માનસ-પ્રવેશ-નિપુણ કહીશું?

ગાંધીજીએ આમ શાંત રીતે એક આખો જમાનો બદલી નાખ્યો અને જાણે કોઈને એની ખબર પણ ન પડી.

હું નથી માનતો કે ગાંધીજીની આ બાજુ એમના વિશાળ જીવનચરિત્રમાં પણ ઉઠાવદાર રીતે કોઈ આણી શકશે.

## ૪. સાહિત્યમાં નવજીવન

સાહિત્યક્ષેત્રે ગાંધીજીની પ્રવૃત્તિ ઘણી જ નમ્રતા સાથે શરૂ થઈ. તેમણે પોતે વિદ્વાન કે સાહિત્યિક હોવાનો કોઈ કાળે દાવો કર્યો નથી, અને સાહિત્યકારો પણ સાહિત્યને ક્ષેત્રે ગાંધીજીની કોઈ યોગ્યતા સ્વીકારવા પ્રથમ તૈયાર ન હતા. ગાંધીજીને ગુજરાતી લખતાં આવડે છે એટલું જ સ્વીકારવાની પ્રથમ ઉદારતા તે વખતે તેમણે બતાવી હતી.

પોતાના વિચારો અને અનુભવો ગુજરાતની પ્રજા આગળ મૂકવાની પોતાની ઇંતેજારી એમણે અનેક વાર જાહેર કરી છે, 'ઇંડિયન ઓપિનિયન'માં લખાતી એમની ગુજરાતી શૈલીની જ્યારે એક વાર ટીકા થઈ ત્યારે એમણે કહેલું: 'ભારતમાં હતો ત્યારે ગુજરાતીનો મેં પ્રેમથી અભ્યાસ કર્યો છે. ગુજરાતી શૈલીનો મને ખ્યાલ છે. પણ દક્ષિણ આફ્રિકામાં જે પ્રકારના હિંદુમુસલમાન ગુજરાતીઓ વચ્ચે મારે કામ કરવું હતું તેમને અનુકૂળ આવે એવી શૈલી જ મેં ત્યાં ખાસ કેળવી. પ્રજાની સેવાને વરેલો માણસ પોતાની અમુક શૈલીનો આગ્રહ રાખી ન શકે, સેવા માટે જ તો ભાષા છે.' એ હતો એમનો જવાબ.

ભારત આવ્યા પછી જ્યારે ગાંધીજીએ સ્વરાજની સેવાને અર્થે અને પ્રજા-જીવન ઉન્નત કરવાની દૃષ્ટિએ અનેક વિષયો ઉપર લખવાનું શરૂ કર્યું અને એની સીધી, સોંસરી અને ઊંડી અસર સમાજ ઉપર થવા લાગી, ત્યારે સાહિત્યકારોએ ગાંધીજીની સાહિત્યિક યોગ્યતાનો ધીમે ધીમે સ્વીકાર કર્યો, એટલું જ નહીં, પણ એમની સેવાની અનેકરૂપે કદર પણ કરી, અને અંતે સાહિત્યક્ષેત્રે પણ યુગકર્તા ગણાતા ગાંધીજીને સાહિત્યજગતને દોરવા માટે એમણે સાહિત્ય પરિષદના અધ્યક્ષ (સને ૧૯૩૬માં) બનાવ્યા! અને ગાંધીજીનો આત્મવિશ્વાસ કહો કે સાહિત્યિક સંગઠન વિશેની એમની બેદરકારી કહો, પરિષદનું અધ્યક્ષીય ભાષણ તૈયાર કર્યા વગર જ તેઓ અમદાવાદની ગુજરાતી સાહિત્ય પરિષદ માટે હાજર થયા! એમની પાસે વખત જ નહોતો.

ગાંધીજીની પોતાની સાહિત્ય-સેવા અને એમના યુગમાં થયેલી તમામ સાહિત્ય-પ્રવૃત્તિની વિશેષતા બંનેનો આપણે અહીં વિચાર કરવાના છીએ.

ગાંધીજીએ ગુજરાતના મધ્યકાલીન અને અર્વાચીન કવિઓની અમુક કવિતા રસપૂર્વક વાંચી હતી. ગુજરાતી ભાષા પ્રત્યે એમને અપાર પ્રેમ હતો. ધર્મ અને સંસ્કૃતિ પ્રત્યેની શ્રદ્ધાને કારણે સંસ્કૃત ભાષા વિશે એમને સામાન્ય માણસો કરતાં પણ વિશેષ આદર હતો. ગુજરાતીની શૈલીમાં આડંબર ન હોય, ભાષા સામાન્ય પ્રજા સહેજે સમજે એવી સરળ હોવી જોઈએ એવો આગ્રહ રાખતા છતાં ગુજરાતીની ખીલવણીમાં સંસ્કૃતનો ફાળો ઘણો છે અને ઘણો હોવો જોઈએ એ એમની દૃઢ માન્યતા હતી. એટલે સાહિત્ય-વિકાસની પૂર્વતૈયારીની એમની કલ્પનામાં કશી મુશ્કેલી ન હતી.

અંગ્રેજી ન જાણનાર પ્રજાની સેવા કરવી છે એટલા માટે અને ગુજરાતી ભાષાનું અપમાન ન થાય એ દૃષ્ટિએ પણ ગુજરાતી ભાષામાં અંગ્રેજી શબ્દ પ્રમાણબહાર છૂટથી વપરાતા જોઈ એમનો આત્મા કકળી ઊઠતો. ગુજરાતી લેખનમાં અને ભાષણમાં બનતાં સુધી અંગ્રેજી શબ્દો ન આવે અને જરૂર જણાય ત્યાં ગુજરાતી નવા શબ્દો આપણને બનાવતાં આવડવા જ જોઈએ, એ પણ એમનો ખાસ આગ્રહ હતો.

સાથે સાથે પ્રજા આગળ જે મૂકવું હોય તે સાદીસીધી સોંસરી ભાષામાં લખાય કે જેથી કહેલી વાત પ્રજાના હૃદય સુધી પહોંચે અને નિરુત્સાહી લોકો પણ કામ કરવા પ્રેરાય એ જાતની શૈલી હોવી જોઈએ એમ તેઓ સમજાવતા.

વિચક્ષણ વાચકો અને શ્રોતાઓ જોઈ શકતા હતા કે આટલો આગ્રહ હોવા છતાં કોક કોક વાર ગાંધીજીના વિચારો અંગ્રેજી ઢબે બંધાતા અને મનમાં અંગ્રેજી વાક્ય ગોઠવીને એનું ગુજરાતી કર્યું છે એ વાત પકડાઈ જતી. આ એમની શૈલીની હું ખામી નથી ગણતો. એમનો આખો જમાનો જે ઢબે વિચાર કરતો, એ ઢબે જ, એ શૈલીમાં જ ગાંધીજીના વિચારો વ્યક્ત થાય તો જ તે સાથીઓને ગળે ઊતરે એમ હતું.

ઘણી વાર ગાંધીજીના અંગ્રેજી લેખોનું ગુજરાતી કરવાનું અમારે ભાગે આવતું ત્યારે સ્વામી આનંદ, મહાદેવભાઈ, નરહરિભાઈ, ચંદ્રશંકર, જુગતરામભાઈ અને હું, કોક કોક વાર શ્રી કિશોરલાલભાઈ બેસીને શબ્દોની અને શબ્દશક્તિની ચર્ચા કરતા અને ગાંધીજીએ અમુક વસ્તુ ગુજરાતીમાં કેવી રીતે મૂકી હોત એની અટકળ પણ કરતા, અને એવા પણ પ્રસંગો બન્યા છે, જ્યારે અમુક અનુવાદોની ચર્ચામાં ગાંધીજીએ પોતાની દૃષ્ટિ અમારી આગળ રજૂ કરી હોય. અમારી આગળ ગાંધીજી પોતે પોતાની દૃષ્ટિ રજૂ કરતા અને અમારા બધા કરતાં ચોટડૂક અને વિપુલાર્થવાહી શબ્દ સૂચવતા. ગાંધીજી ભાષાના અને ભાવ વ્યક્ત કરવામાં કેટલા આગ્રહી, રસિક અને ઔચિત્યના મર્મજ્ઞ હતા એ અમે એવે વખતે જોઈ શકતા હતા. પણ એવા પ્રયાસ પાછળ આખો વખત ખર્ચવો એમને પોસાતું ન હતું. કહેતા કે, 'ઉત્તમ વિચાર ઉત્તમ રૂપમાં પ્રજા આગળ મૂકવો જોઈએ એ ખરું, પણ ભાષા સેવા માટે છે, અમુક વખતે અમુક સમયની અંદર સેવા કરી છૂટવાનો સેવકનો આગ્રહ જો

ન હોય તો શણગાર જ વધે અને સેવા રહી જાય. એમ ન થવું જોઈએ,' એવી સ્પષ્ટ સૂચના ઘણી વાર એમણે આપી છે.

સારો વિચાર ગમે ત્યાંથી આવ્યો હોય, આપણી પ્રજા સહેજે સમજી શકે, સ્વીકારી શકે એવા રૂપમાં અને આપણી સંસ્કૃતિમાં એ ભળી શકે એવા સંદર્ભ સાથે એ મૂકવો જોઈએ એ પણ એમનો આગ્રહ રહેતો. ઉછીનું લઈએ તોપણ રંકભાવથી નહીં, પણ સમર્થ પડોશીઓ સહજભાવે આદાનપ્રદાન કરે એ ઢબે લેવું જોઈએ, કે જેથી આપણી સંસ્કૃતિનું અને પરંપરાનું અપમાન ન થાય, આટલી તકેદારી એમના લખાણમાં સ્પષ્ટ દેખાય છે.

મારે ગાંધીજીની સાહિત્યશૈલી વિશે અહીં વિશેષ વિવેચન કરવું નથી, પણ સમકાલીન ગુજરાતી સાહિત્ય ઉપર એમની પ્રેરણાની અને એમના યુગની શી અસર થઈ એનું જ થોડું વિવેચન કરવું છે. છતાં એ પ્રેરણાનો સ્રોત કેવો હતો એ એક અંતેવાસી તરીકે હું રજૂ કરી શકું તો તે ઇષ્ટ ગણાય એમ સમજીને ઉપરનો વિસ્તાર મેં કર્યો છે.

ગાંધીજીનો જમાનો પણ, જેને સાક્ષરયુગ કહેવાય છે એનાથી ઘેરાયેલો જમાનો હતો. એટલે પણ બીજા અનેક લેખકો ગાંધીજીની પેઠે સીધી સરળ શૈલી પસંદ કરનારા હતા. ગુજરાતી સાહિત્યનો પરિચય કેળવતાં મેં તો અંબાલાલ સાકરલાલ દેસાઈ અને કનૈયાલાલ મુનશીમાં ગુજરાતી સરળ શૈલીનો પ્રારંભ જોયેલો. એમના પૂર્વાચાર્યો મારા જોવામાં પાછળથી આવ્યા.

સાહિત્યની શૈલીની વાત આપણે કરી, પણ ગાંધીજીએ સાહિત્ય દ્વારા જે **વિષયો** છેડયા અને ચર્ચા તે વિષયોમાં પણ વિશાળ જનતાના જીવનસમસ્તની ચિંતા વધારે હતી. ગાંધીજીના પહેલાં અંગ્રેજી ભણેલો ઉજળિયાત મધ્યમવર્ગ પોતાના જ બેઠાડુ જીવનમાં રચ્યોપચ્યો રહેતો અને પોતે જ જાણે આખા સમાજનો પ્રતિનિધિ હોય એવી રીતે વિવેચન કરતો. એ ચીલામાંથી નીકળી જઈ ગાંધીજીએ સામાન્ય જનતાનો જીવનપ્રવાહ એ એમના ચિંતનનો અને સેવાનો વિષય બનાવ્યો, એ પણ મોટી ઇષ્ટ ક્રાંતિ હતી. 'જગતનો તાત' કરીને બેચાર લેખો 'નવજીવન'ના પ્રારંભમાં એમણે લખ્યા ત્યારથી જ લોકો સમજી ગયા કે ગાંધીજીની અસ્મિતા સમસ્ત પ્રજાવ્યાપી છે.

સામાજિક જીવનની ચર્ચા કરતી વખતે પણ જૂના પ્રત્યે આદર, વર્તમાન વસ્તુસ્થિતિનું યથાર્થ આકલન અને ઉજજવળ ભવિષ્ય પ્રત્યે પ્રયાણ કરવાની એ નિષ્ઠા, એ ત્રણે ગાંધીજીના લખાણમાં સ્પષ્ટ દેખાય છે અને છતાં એમાં ભૂતનો બોજો ક્યાંય જણાતો નથી. 'આપણાથી બીજું થઈ જ ન શકે, આપણું ભાવિ આપણી આગળ સ્પષ્ટ છે અને ત્યાં જ આપણે જવાના,' એ નિશ્ચય સાથે તેઓ લખતા હોવાથી વાચક-જનતાને અજાણ્યે જ એક ઉન્નતિકારક આદર્શની સહજભાવે દીક્ષા મળતી. 'નવજીવન' દ્વારા અને પોતાનાં વ્યાખ્યાનો દ્વારા ગાંધીજીએ જોતજોતામાં ગુજરાતનું જાહેરજીવન કેટલું ઉન્નત કર્યું એનો વિચાર, આજની

ગાંધીજીએ ગુજરાતના મધ્યકાલીન અને અર્વાચીન કવિઓની અમુક કવિતા રસપૂર્વક વાંચી હતી. ગુજરાતી ભાષા પ્રત્યે એમને અપાર પ્રેમ હતો. ધર્મ અને સંસ્કૃતિ પ્રત્યેની શ્રદ્ધાને કારણે સંસ્કૃત ભાષા વિશે એમને સામાન્ય માણસો કરતાં પણ વિશેષ આદર હતો. ગુજરાતીની શૈલીમાં આડંબર ન હોય, ભાષા સામાન્ય પ્રજા સહેજે સમજે એવી સરળ હોવી જોઈએ એવો આગ્રહ રાખતા છતાં ગુજ-રાતીની ખીલવણીમાં સંસ્કૃતનો ફાળો ઘણો છે અને ઘણો હોવો જોઈએ એ એમની દૃઢ માન્યતા હતી. એટલે સાહિત્ય-વિકાસની પૂર્વતૈયારીની એમની કલ્પનામાં કશી મુશ્કેલી ન હતી.

અંગ્રેજી ન જાણનાર પ્રજાની સેવા કરવી છે એટલા માટે અને ગુજરાતી ભાષાનું અપમાન ન થાય એ દૃષ્ટિએ પણ ગુજરાતી ભાષામાં અંગ્રેજી શબ્દ પ્રમાણબહાર છૂટથી વપરાતા જોઈ એમનો આત્મા કકળી ઊઠતો. ગુજરાતી લેખનમાં અને ભાષણમાં બનતાં સુધી અંગ્રેજી શબ્દો ન આવે અને જરૂર જણાય ત્યાં ગુજરાતી નવા શબ્દો આપણને બનાવતાં આવડવા જ જોઈએ, એ પણ એમનો ખાસ આગ્રહ હતો.

સાથે સાથે પ્રજા આગળ જે મૂકવું હોય તે સાદીસીધી સોંસરી ભાષામાં લખાય કે જેથી કહેલી વાત પ્રજાના હૃદય સુધી પહોંચે અને નિરુત્સાહી લોકો પણ કામ કરવા પ્રેરાય એ જાતની શૈલી હોવી જોઈએ એમ તેઓ સમજાવતા.

વિચક્ષણ વાચકો અને શ્રોતાઓ જોઈ શકતા હતા કે આટલો આગ્રહ હોવા છતાં કોક કોક વાર ગાંધીજીના વિચારો અંગ્રેજી ઢબે બંધાતા અને મનમાં અંગ્રેજી વાક્ય ગોઠવીને એનું ગુજરાતી કર્યું છે એ વાત પકડાઈ જતી. આ એમની શૈલીની હું ખામી નથી ગણતો. એમનો આખો જમાનો જે ઢબે વિચાર કરતો, એ ઢબે જ, એ શૈલીમાં જ ગાંધીજીના વિચારો વ્યક્ત થાય તો જ તે સાથીઓને ગળે ઊતરે એમ હતું.

ઘણી વાર ગાંધીજીના અંગ્રેજી લેખોનું ગુજરાતી કરવાનું અમારે ભાગે આવતું ત્યારે સ્વામી આનંદ, મહાદેવભાઈ, નરહરિભાઈ, ચંદ્રશંકર, જુગતરામભાઈ અને હું, કોક કોક વાર શ્રી કિશોરલાલભાઈ બેસીને શબ્દોની અને શબ્દશક્તિની ચર્ચા કરતા અને ગાંધીજીએ અમુક વસ્તુ ગુજરાતીમાં કેવી રીતે મૂકી હોત એની અટકળ પણ કરતા, અને એવા પણ પ્રસંગો બન્યા છે, જ્યારે અમુક અનુવાદોની ચર્ચામાં ગાંધીજીએ પોતાની દૃષ્ટિ અમારી આગળ રજૂ કરી હોય. અમારી આગળ ગાંધીજી પોતે પોતાની દૃષ્ટિ રજૂ કરતા અને અમારા બધા કરતાં ચોટડૂક અને વિપુલાર્થવાહી શબ્દ સૂચવતા. ગાંધીજી ભાષાના અને ભાવ વ્યક્ત કરવામાં કેટલા આગ્રહી, રસિક અને ઔચિત્યના મર્મજ્ઞ હતા એ અમે એવે વખતે જોઈ શકતા હતા. પણ એવા પ્રયાસ પાછળ આખો વખત ખર્ચવો એમને પોસાતું ન હતું. કહેતા કે, 'ઉત્તમ વિચાર ઉત્તમ રૂપમાં પ્રજા આગળ મૂકવો જોઈએ એ ખરું, પણ ભાષા સેવા માટે છે, અમુક વખતે અમુક સમયની અંદર સેવા કરી છૂટવાનો સેવકનો આગ્રહ જો

ન હોય તો શણગાર જ વધે અને સેવા રહી જાય. એમ ન થવું જોઈએ,' એવી સ્પષ્ટ સૂચના ઘણી વાર એમણે આપી છે.

સારો વિચાર ગમે ત્યાંથી આવ્યો હોય, આપણી પ્રજા સહેજે સમજી શકે, સ્વીકારી શકે એવા રૂપમાં અને આપણી સંસ્કૃતિમાં એ ભળી શકે એવા સંદર્ભ સાથે એ મૂકવો જોઈએ એ પણ એમનો આગ્રહ રહેતો. ઉછીનું લઈએ તોપણ રંકભાવથી નહીં, પણ સમર્થ પડોશીઓ સહજભાવે આદાનપ્રદાન કરે એ ઢબે લેવું જોઈએ, કે જેથી આપણી સંસ્કૃતિનું અને પરંપરાનું અપમાન ન થાય, આટલી તકેદારી એમના લખાણમાં સ્પષ્ટ દેખાય છે.

મારે ગાંધીજીની સાહિત્યશૈલી વિશે અહીં વિશેષ વિવેચન કરવું નથી, પણ સમકાલીન ગુજરાતી સાહિત્ય ઉપર એમની પ્રેરણાની અને એમના યુગની શી અસર થઈ એનું જ થોડું વિવેચન કરવું છે. છતાં એ પ્રેરણાનો સ્રોત કેવો હતો એ એક અંતેવાસી તરીકે હું રજૂ કરી શકું તો તે ઇષ્ટ ગણાય એમ સમજીને ઉપરનો વિસ્તાર મેં કર્યો છે.

ગાંધીજીનો જમાનો પણ, જેને સાક્ષરયુગ કહેવાય છે એનાથી ઘેરાયેલો જમાનો હતો. એટલે પણ બીજા અનેક લેખકો ગાંધીજીની પેઠે સીધી સરળ શૈલી પસંદ કરનારા હતા. ગુજરાતી સાહિત્યનો પરિચય કેળવતાં મેં તો અંબાલાલ સાકરલાલ દેસાઈ અને કનૈયાલાલ મુનશીમાં ગુજરાતી સરળ શૈલીનો પ્રારંભ જોયેલો. એમના પૂર્વાચાર્યો મારા જોવામાં પાછળથી આવ્યા.

સાહિત્યની શૈલીની વાત આપણે કરી, પણ ગાંધીજીએ સાહિત્ય દ્વારા જે **વિષયો** છેડયા અને ચર્ચ્યા તે વિષયોમાં પણ વિશાળ જનતાના જીવનસમસ્તની ચિંતા વધારે હતી. ગાંધીજીના પહેલાં અંગ્રેજી ભણેલો ઉજળિયાત મધ્યમવર્ગ પોતાના જ બેઠાડુ જીવનમાં રચ્યોપચ્યો રહેતો અને પોતે જ જાણે આખા સમાજનો પ્રતિનિધિ હોય એવી રીતે વિવેચન કરતો. એ ચીલામાંથી નીકળી જઈ ગાંધીજીએ સામાન્ય જનતાનો જીવનપ્રવાહ એ એમના ચિંતનનો અને સેવાનો વિષય બનાવ્યો, એ પણ મોટી ઇષ્ટ ક્રાંતિ હતી. 'જગતનો તાત' કરીને બેચાર લેખો 'નવજીવન'ના પ્રારંભમાં એમણે લખ્યા ત્યારથી જ લોકો સમજી ગયા કે ગાંધીજીની અસ્મિતા સમસ્ત પ્રજાવ્યાપી છે.

સામાજિક જીવનની ચર્ચા કરતી વખતે પણ જૂના પ્રત્યે આદર, વર્તમાન વસ્તુસ્થિતિનું યથાર્થ આકલન અને ઉજ્જવળ ભવિષ્ય પ્રત્યે પ્રયાણ કરવાની ધ્યેયનિષ્ઠા, એ ત્રણે ગાંધીજીના લખાણમાં સ્પષ્ટ દેખાય છે અને છતાં એમાં ધ્યેયનો બોજો ક્યાંય જણાતો નથી. 'આપણાથી બીજું થઈ જ ન શકે, આપણું ભાવિ આપણી આગળ સ્પષ્ટ છે અને ત્યાં જ આપણે જવાના,' એ નિશ્ચય સાથે તેઓ લખતા હોવાથી વાચક–જનતાને અજાણ્યે જ એક ઉન્નતિકારક આદર્શની સહજભાવે દીક્ષા મળતી. 'નવજીવન' દ્વારા અને પોતાનાં વ્યાખ્યાનો દ્વારા ગાંધીજીએ જોતજોતામાં ગુજરાતનું જાહેરજીવન કેટલું ઉન્નત કર્યું એનો ચિતાર, આજની

પડતીની દશામાં, વધારે સ્પષ્ટતાથી નજર આગળ ખડો થાય છે અને આપણે કેટલો વારસો જોતજોતામાં ખોયો એ વિચારથી મન વિષણ્ણ થાય છે.

ગાંધીયુગના પ્રારંભમાં જે વિવિધ સાહિત્ય તૈયાર થયું તેના પર ગાંધીજીની આ છાયા સ્પષ્ટ દેખાય છે. આગળ જતાં ગાંધીજીની પ્રવૃત્તિ સ્વરાજ મેળવવાની તાલાવેલીને કારણે વધું ને વધુ એકાગ્ર થતી ગઈ, જ્યારે સાહિત્યકારો ગાંધીયુગના હોવા છતાં અનેક દિશામાં સંચાર કરવા લાગ્યા. પરિણામે સાહિત્ય પર ગાંધીજીની અસર કંઈક પાતળી થઈ દેખાય છે. આમ છતાં, ગાંધીજીએ સાહિત્ય માટે જે ઉચ્ચ આદર્શ રાખ્યો તે તો લાંબા વખત સુધી જળવાઈ રહ્યો.

સ્વરાજ મળ્યા પછી આપણને દુનિયાના દરબારમાં માનભર્યું સ્વાભાવિક સ્થાન મળ્યું. પરિણામે વિશ્વની અનેકવિધ પ્રવૃત્તિઓ સાથે આપણો પરિચય વધ્યો. આપણા ચિંતનના વિષયો વધ્યા. સાથે સાથે વ્યાપક દુનિયામાં પ્રવેશ કરવા સાથે આંતરરાષ્ટ્રીયતાને નામે પશ્ચિમના વિચારો ઓઢવા તરફ આપણી પ્રવૃત્તિ વધી અને ચિંતનની મૌલિકતા કંઈક ઓછી થઈ એવી મારા મન ઉપર છાપ છે. એ કેટલે દરજ્જે સાચી છે તે વિશે મને પોતાને જ ખાતરી નથી, છતાં જે છાપ છે એ નોંધી રાખવાનું મન થાય છે.

ગાંધીનીતિની એક વસ્તુ સ્પષ્ટ કરી દઉં. દુનિયામાંથી ગમે તે ઇષ્ટ વસ્તુ લેવા વિશે આપણો વાંધો હોઈ જ ન શકે. આપણે જીવીએ છીએ તે કાંઈ આપણું જ માંસ ખાઈને જીવતા નથી. અનાજ, કંદ, મૂળ, ફળ, શાક અને ગોરસ જેવી બાહ્ય ચીજોનો જ આહાર કરીએ છીએ. પણ ખાધેલું બધું આત્મસાત્ કરવાની શક્તિ આપણી પાસે છે, તેથી જે કાંઈ ખાઈએ છીએ તેનાં રક્ત, માંસ, મજ્જા બનીને અંતે એમાંથી હાડકાં અને મસ્તિષ્ક પણ બની જાય છે. લીધેલું આત્મસાત્ કર્યું હોય તો એના જેવું કશું નથી. લીધેલું જો ફક્ત ઓઢયું હોય અથવા ફક્ત ગળી ગયા હોઈએ તો તે કઠયા વગર અને નડયા વગર રહેતું નથી.

આગળ જતાં જ્યારે બધા જ વંશોનો પુરુષાર્થ અને બધી સંસ્કૃતિઓનો નિચોડ એકરૂપ થવાના છે, ત્યારે તો દુનિયાનો કોઈ પણ પુરુષાર્થ, વિચાર કે સંકલ્પ આપણે પરાયો કહી દૂર રાખી શકવાના નથી. આખી દુનિયાના પુરુષાર્થ સાથે આપણો પરિચય વધવાનો છે જ. યથાકાળે એ પુરુષાર્થનો આપણે વારસા તરીકે સ્વીકાર પણ કરવાંના છીએ, અને આપણો પુરુષાર્થ પણ એ જ ઢબે દુનિયાને અર્પણ કરવાના છીએ. એટલે આંતરરાષ્ટ્રીયતાથી બીવા જેવું કશું નથી. ફક્ત આપણે જે ભૂમિકા ઉપર પહોંચ્યા છીએ એ ભૂમિકાને અનુરૂપ ગ્રહણશક્તિ અને હજમ કરવાની શક્તિ કેળવેલી હોવી જોઈએ.

ગાંધીજીએ પશ્ચિમ પાસેથી ઘણું લીધું, પણ જેટલું લીધું તે 'પૂરેપૂરું આત્મ-સાત્ કરીને' લીધું. તેથી જ તેઓ રાષ્ટ્રનું હૃદય જીતી શકયા, અને એથીયે વિશેષ

રાષ્ટ્રને સાથે પણ રાખી શક્યા. ગાંધીજીની સૌથી મહત્ત્વની મહત્તા આ જ છે
કે તેઓ પોતાના દેશવાસીઓ પર વિશ્વાસ રાખી શક્યા, અને એમનો વિશ્વાસ
મેળવી શક્યા. ગાંધીસાહિત્યનું અધ્યયન આ દૃષ્ટિએ જ કરવાથી હવે પછીની
પેઢી એમની એ દૃષ્ટિ કેળવી શકશે.

ગાંધીજીને ગુજરાત બહારના સાહિત્ય સાથે કે સાહિત્યકારો સાથે ઊંડો
પરિચય મેળવવાની નવરાશ મળી નહીં. છતાં પોતાની દેશવ્યાપી યાત્રામાં બધી
જાતના નાનામોટા લોકો સાથે તેઓ સંપર્ક સાધી શક્યા હતા, અને એ સંપર્કમાંથી
બધી જાતના સંસ્કારો સમજવાની અને કેળવવાની વિચક્ષણતા એમનામાં હતી.
લાખો લોકો સાથેના હાર્દિક સંપર્કને કારણે જેમ તેઓ જનતાનું દુઃખ સમજી
શક્યા હતા, જનતાનું સામર્થ્ય શામાં રહેલું છે, એ ઓળખી શકતા હતા, તેમ
જ દેશના સમકાલીન વિદ્વાનો, મનીષીઓ અને પુરુષાર્થી વ્યક્તિઓ શું વિચારી
રહેલા છે, શું કરી રહેલ છે એનો ખ્યાલ એમને બરાબર હતો. એટલે જ તેઓ
પૂરા અર્થમાં રાષ્ટ્રપુરુષ થઈ શક્યા હતા. પોતાના યુગના સાહિત્ય ઉપર ગાંધીજીની
જે અસર છે તે એમના કેવળ ગુજરાતી કે અંગ્રેજી સાહિત્યની નહીં પણ એમના
વ્યક્તિત્વની છે, અને રાષ્ટ્રનો પ્રાણ, રાષ્ટ્રની સંસ્કૃતિ, રાષ્ટ્રનો પુરુષાર્થ અને રાષ્ટ્રના
ભવિષ્ય સાથે એમનું જે તાદાત્મ્ય હતું એની જ અસર ઓછીવત્તી પડેલી દેખાય છે.

સાહિત્ય એટલે જેમ વિપુલાર્થવાહી પણ ચોટડૂક શબ્દોની પસંદગી, શૈલીની
અસરકારિતા અને વિવેચનની પ્રાસાદિકતા, એ જ રીતે સાહિત્ય એટલે વિચારરાશિ
ચિંતનપદ્ધતિ, અને જીવનદૃષ્ટિનો વિકાસ પણ ખરો. અંગ્રેજી સાહિત્યમાં જે મુસા-
ફરીનાં વર્ણનો આવે છે, સમુદ્ર ખેડવાના બહાદુરીભર્યા પ્રસંગો જોવાને મળે છે,
તે બધા તે પ્રજાના પુરુષાર્થનાં પ્રતિબિંબો છે. દરિયાઈ પ્રજા સમુદ્રનું આમંત્રણ
સ્વીકારીને પાંચે ખંડનો પ્રવાસ કરે છે, ત્યાંની દરેક પ્રજા સાથે પરિચય કેળવે છે,
અને એ રીતે જીવનાનુભૂતિમાં સમૃદ્ધ થાય છે. તે આખો પુરુષાર્થ જ્યારે વાણીમાં
વ્યક્ત થાય છે, ત્યારે આપણે એને એ પ્રજાનું અને એ જમાનાનું સાહિત્ય
કહીએ છીએ. પ્રજાની હારજીત, એની મૂંઝવણો અને આકાંક્ષાઓ, જાતજાતના
અનુભવોને લીધે પ્રજાએ કેળવેલી જીવનદૃષ્ટિ, એ બધું સાહિત્યમાં પ્રતિબિંબિત
થાય છે. સાહિત્ય જેમ જનતાના અનુભવનો નિચોડ હોય છે, તેમ પ્રજાના
વૈચારિક નેતાઓનું લખાણ,—ગદ્ય હોય કે પદ્ય—પ્રજાને માટે નવા નવા ક્ષેત્રમાં
પુરુષાર્થ કરવાને પ્રેરક પણ હોય છે.

જેમ રવીન્દ્રનાથે આપણને પોતાનાં કથા-ગીતોમાં આપણી પ્રજાના ઈતિહાસનો
નિચોડ આપ્યો અને ભારતીય પ્રજાના પ્રાણની અભિવ્યક્તિ શેમાં રહેલી છે એ
બતાવ્યું, તેમ ગાંધીજીએ, એથીયે આગળ જઈને પ્રજાને સૂચવ્યું કે આપણા અનેકાનેક
જમાનાઓનાં જીવનમાં જે આપણું વૈશિષ્ટ્ય પ્રતિબિંબિત થાય છે, તેને આપણે
આપણી કમજોરી માનવાની ભૂલ ન કરીએ. આપણે ભારત બહાર જઈને યુદ્ધો
કર્યાં નથી, દેશો જીત્યા નથી, અનેક પ્રજાઓને ગુલામ બનાવી નથી. એમાં

મહત્ત્વાકાંક્ષાનો અભાવ અથવા પરાક્રમની ઊણપ ન હતી, પણ સંસ્કારી પ્રજા, માનવ-હિતનું ચિંતન કરી, અસંસ્કારી વૃત્તિઓ ઉપર જે વિજય મેળવે છે અને પડોશીઓને ગુલામ બનાવવાને બદલે, શુદ્ધ વિચાર તથા આચારપ્રચાર દ્વારા સંસ્કારસંપન્ન બનાવે છે, એ આપણી ઈતિહાસપ્રસિદ્ધ વિશેષતા આપણે ઓળખવી જોઈએ. અને એ વાટે જ આપણે માનવજાતિની સેવા કરતાં કરતાં, વિશ્વના દરબારમાં પોતાનું ગૌરવભર્યું સ્થાન મેળવવું જોઈએ.

લોકોને આવી સાત્ત્વિક મહત્ત્વાકાંક્ષાની દીક્ષા આપતી વખતે પણ, ગાંધીજી ભાષાની સાદગી અને શૈલીનો સંયમ છોડતા નથી. તેઓ જાણે છે કે સંયમમાં જે શક્તિ છે તે નાહકના વાગ્વિલાસમાં હોતી નથી.

ગાંધીજીની એ વિશેષતાની અસર પણ એમના સમકાલીન લેખકો પર ઓછી-વત્તી પડી જ છે.

લોકજાગૃતિના અને ખાસ કરીને સત્યાગ્રહના વીરોચિત જમાનામાં ગાંધીજીએ દેશમાં બધે યાત્રાઓ કરી, એનાં 'દોડતાં વર્ણનો' અને દેશસેવકોની પ્રવૃત્તિને લગતાં ટૂંકાં ચરિત્રચિત્રણો જે શૈલીમાં શ્રી મહાદેવ દેસાઈએ મૂક્યાં છે, તે એક નવી શૈલી છે, એની અસર આજના જમાનાના અખબારી સાહિત્ય ઉપર પણ પડેલી દેખાય છે. એ શૈલીનું જ્યારે રીતસરનું અધ્યયન થશે, ત્યારે સમકાલીન જીવનનું પ્રતિબિંબ પાડતા એ નવા સાહિત્યની આપણે પૂરી કદર કરતાં શીખીશું. જીવન પ્રત્યે શુભદૃષ્ટિએ જોવાની અને પરિસ્થિતિનો મર્મ ટૂંકામાં સમજાવવાની ખૂબી, એ મહાદેવભાઈની ખાસ પ્રસાદી છે. એ જાતનું સાહિત્ય હવે પછીના આપણા રાષ્ટ્રીય જીવનને આવશ્યક છે. એટલે એનો વિકાસ તો થવાનો જ.

જીવન એટલે અસંખ્ય નરનારીઓના જમાનાઓ સુધી ચાલતા સહયોગી જીવન-પ્રયોગો. દરેક જાતિનો તેમ જ દરેક પ્રજાનો જીવનરસ અલગ હોય છે. સફળતાની કસોટીઓ પણ સ્થળકાળ પરત્વે બદલાય છે. અમુક જમાનો બાહ્ય સફળતાને મહત્ત્વ આપે છે તો બીજો જમાનો આંતરિક વિજયમાં જ જીવનસાફલ્ય જુએ છે. અમુક જમાનો અનુનય શક્તિની કદર કરે છે તો અમુક જમાનો આતંક ફેલાવવાના પ્રયોગોને જ પરાક્રમ ગણે છે. ગાંધીજીએ, જીવનમાં એક વિશિષ્ટ આદર્શને વફાદાર રહી, દેશની સેવા આદરી, નિ:સ્વાર્થભાવે પ્રજાનો અનુનય કર્યો, અને દરેક પ્રાંતના સેવકો અને નેતાઓ દ્વારા પ્રજાજાગૃતિનું કામ કર્યું. એ વાટે એમણે જીવનમૂલ્યોની જે સ્થાપના કરી તેને જ આપણે સંસ્કૃતિનું નામ આપીએ છીએ. આબાલવૃદ્ધો એ મૂલ્યોનો સ્વીકાર કરે અને એ રીતે પોતાના જીવનમાંથી નવું અને ઊંડું સમાધાન મેળવે, એ છે જીવનની અને સંસ્કૃતિની સિદ્ધિ. ગાંધીજીના સાહિત્યમાં એ સિદ્ધિ નજરે ચડ્યા વગર રહેતી નથી. હજારો લોકોને લખેલા એમના કાગળો ધ્યાનપૂર્વક વાંચવાથી ગાંધીજીએ પત્ર-સાહિત્ય દ્વારા જે કાર્ય સાધ્યું એનો ખ્યાલ આપણને આવી શકે છે.

ગાંધીજીએ દેશની સર્વોપરી સંસ્થા કૉંગ્રેસમાં પ્રવેશ કર્યો તે પહેલાંના કૉંગ્રેસના 'ઠરાવો, અને એમની ભાષા' સાથે એવા ઠરાવો ઘડનારી કલમ ગાંધીજીના હાથમાં આવી ત્યાર પછીના ઠરાવોની ભાષાની તુલના કરવા જેવી છે. રાજદ્વારી ક્ષેત્રમાં તેમ જ જાહેરજીવનમાં ઊંડો રસ ધરાવનાર કોઈ સાહિત્યસેવી કૉંગ્રેસના ઠરાવોનું આ દૃષ્ટિએ અધ્યયન કરશે અને એમાંથી જ ગાંધીજીએ પોતાના જમાનાને જીવન-દૃષ્ટિની જે દીક્ષા આપી તેનો ચિતાર તારવી આપશે તો તે આપણા જમાના માટે એક કીમતી સેવા થશે.

ભારત એટલે અનેક વંશના, અનેક ધર્મના અને ઊંચીનીચી સામાજિક ભૂમિકા ઉપર આરૂઢ થયેલા ચિત્રવિચિત્ર માનવસમુદાયનો શંભુમેળો. એ જમાનાના ભિન્ન ભિન્ન વર્ગો સાથે ભળી જઈ ગાંધીજીએ ભાવનાત્મક એકતા સાધવાના જે પ્રયાસો કર્યા તેનો પડઘો પણ એમના સાહિત્યમાં મળે છે.

કૉંગ્રેસમાં ન ભળવાની નીતિ જે મુસ્લિમ કોમે આદરી હતી, એના નેતાઓની લાગણીઓને દુભાવ્યા વગર અને મુસ્લિમ કોમની ધર્મનિષ્ઠાનું સ્વરૂપ સમજીને જે ઢબે ગાંધીજીએ એ કોમમાં પ્રવેશ કર્યો, એમના નેતાઓનાં હૃદયો તે તે પ્રસંગે જીતી લીધાં, અને એમના આગ્રહો નભાવી લીધા, તે એમની ખૂબી એમનાં તે તે વખતનાં ભાષણો, કાગળો, લેખો અને ઠરાવોમાં પ્રતિબિંબિત થયેલી છે.

ભારતના ગોરા અમલદારો, એમની મહત્ત્વાકાંક્ષા, એમની આપણી સંસ્કૃતિ પ્રત્યેની દૃષ્ટિ, એનો ગાંધીજીને બરાબર તાગ હતો. ઍંગ્લો-ઈંડિયન કોમનું કૃત્રિમ જીવન અને રાજ્યકર્તા અને પ્રજા વચ્ચેની એમની કૃત્રિમ સ્થિતિ એ બધું જાણતા હોવાથી અમુક અમુક પ્રસંગે ગાંધીજીએ એ કોમના નેતાઓને જે સલાહ આપી છે તે રાષ્ટ્રનિર્માણની દૃષ્ટિએ ઘણી મહત્ત્વની હતી. રવીન્દ્રનાથ, સ્વામી વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ, ચિત્તરંજનદાસ, પ્રફુલ્લચંદ્ર રાય વગેરે બંગાળના નેતાઓનો પરિચય કેળવતાં એમણે બંગાળની ખૂબીઓ અને ખામીઓ ઉત્તમ રીતે જોઈ લીધી હતી. અને તેથી જ ચિત્તરંજનદાસના અવસાન પછી બંગાળનું જાહેરજીવન જ્યારે પડી ભાંગવાની અણી ઉપર આવ્યું હતું તે વખતે બંગાળમાં જાણે ધામો નાખી એ પ્રજાની જે સેવા એમણે કરી છે, અને કારાવાસમાં સબડતા ક્રાંતિકારીઓની દેશભક્તિની કદર કરી એમને છોડાવવાના ગાંધીજીએ જે પ્રયાસો કર્યા છે તે વખતના એમના ખાનગી કાગળો અને સંભાષણોની નોંધો જો આપણને મળી શકે, તો ગાંધીજીનું કુનેહપૂર્વકનું વિશિષ્ટ સાહિત્ય જોઈ એમના કૌશલ્યથી આપણે ચકિત થઈશું. એ વખતના ગાંધીજીના પત્રો પણ સમાજની ઉન્નતિની દૃષ્ટિએ સાહિત્યની સેવા જ છે. શુદ્ધ દૃષ્ટિએ જોનારને જીવનસેવા અને સાહિત્યસેવા વચ્ચે વિશેષ ફરક દેખાશે નહીં. ચિંતનનું ઊંડાણ, સેવાની ધગશ અને સમન્વય સાધતાં ચલાવેલો અનુનય એ જ ખરેખર વ્યાપક દૃષ્ટિએ સાહિત્યની ખૂબી છે. દક્ષિણ આફ્રિકામાં પ્રજાસેવા કરતાં ગાંધીજીએ જે અરજીઓ ઘડી, કાગળો લખ્યા અને 'કશી તૈયારી વગરની પ્રજા'ની દોરવણી કરી, એનું સંગઠન કર્યું. એ વખતની ગાંધીજીની

સાહિત્યસિદ્ધિ એમની ત્યાર પછીની સાહિત્યશક્તિની પૂર્વતૈયારી હતી. એનું પણ રીતસરનું અધ્યયન થવું ઘટે છે.

રાજશાસનમાં અને વિષ્ટિની કળામાં અંગ્રેજી પ્રજાને પહોંચી વળે એવા બહુ થોડા લોકો હશે. એમની સાથે વર્ષો સુધી સંબંધ કેળવતાં ગાંધીજીને જે અનુભવ મળ્યો તેની પણ અસર ગાંધીજીના સાહિત્ય ઉપર દેખાય છે. અંગ્રેજી પ્રજાને ઓળખવાની અસાધારણ શક્તિ ગાંધીજીએ કેળવી હતી અને તેથી જ એમનાં લખાણોમાં કુમાશ અને તેજસ્વિતા એકસાથે જ જોવાને મળે છે. અર્થાત્ ગાંધીજીનાં અંગ્રેજી લખાણોમાં પણ જે શક્તિ એક વાર કેળવાઈ તે અંગ્રેજીમાં જ પ્રગટ થવાની અને એમનું ગુજરાતી સાહિત્ય એ ખૂબીવિહોણું રહેશે એવું થોડું જ છે!

વિવિધધર્મી અને જાતજાતની લાગણીવાળા લોકો સાથે કામ પડતાં કુમળી અને આળી લાગણી ઓળખીને, બધાને સાચવવાની કળા એ કાંઈ નાનીસૂની કળા નથી. ચાળીસ-પચાસ વર્ષ સુધી ખેડેલા જાહેર જીવનમાં કોઈની નિંદા કર્યા વગર, કોઈનું અપમાન કર્યા વગર અને કોઈનો વિરોધ કર્યા વગર ગાંધીજીએ જે જાહેર જીવન ખીલવ્યું, એની બધી ખૂબીઓ એમના તે તે વખતના સાહિત્યમાં આપણને જડે છે. ગાંધીજીની સાહિત્યસેવાની મુલવણી કરતાં આ દૃષ્ટિએ પણ જોવાની જરૂર છે.

ગાંધીજીની આ બધી ખૂબીઓ, એમના પ્રસંગમાં આવીને જે લોકો શીખ્યા, તેમના સાહિત્યમાં પણ આ સુવાસ આપણને જડે છે. આ ખૂબીથી જેઓ અસ્પૃશ્ય રહ્યા તેમને ડગલે ને પગલે સમાજ સાથે આથડાતા આપણે જોઈએ છીએ. અને તેથી જ ગાંધીજીની ખૂબીની વધારે કદર કરતાં આપણે શીખીએ છીએ.

આગળ જતાં અહિંસાવૃત્તિની આ જીવનવ્યાપી ખૂબી સમજ્યા પછી જે સાહિત્યકારો ઇતિહાસ, વિવેચન કે નવલકથાઓ લખશે તેમાં પણ ગાંધીજીની આ શક્તિનો પડઘો દેખાયા વગર રહે નહીં.

સાહિત્યનું મુખ્ય ક્ષેત્ર મનુષ્યનું જીવન જ છે. કુદરત કે પશુપક્ષી વગેરેમાં સાહિત્યકારો રસ લે તો તે પણ મનુષ્યની આંખે જ. એટલે સાહિત્ય—પછી તે ગમે તેવું હોય,—જીવનપરાયણ જ હોવાનું. હવે આ જીવનની ત્રણ ભૂમિકાઓ અથવા દશાઓ હોય છે: પ્રકૃતિ, સંસ્કૃતિ અને વિકૃતિ. તમામ સાહિત્ય આ ત્રણ દશાનું જ વર્ણન, ચિંતન કે વિવેચન કરે છે. આમાં એકેક જમાનો એકેક વિભાગ પર વિશેષ ધ્યાન દે છે.

ગાંધીજી પોતે મનુષ્યજીવન ઉન્નત કેમ થાય, સત્યનિષ્ઠ, સંયમી, સેવામય અને ઉત્કટ સાર્વભૌમ પ્રેમમય કેમ થાય એનું ચિંતન કરનારા, અને એ જાતની પ્રવૃત્તિને જ વરેલા; એટલે ધર્મ, સમાજશુદ્ધિ, અન્યાયનો પ્રતિકાર, નીતિનું ખેડાણ, આરોગ્યની ઉપાસના એવા એવા જ વિષયો પર તેઓ લખવાના. એમના સાહિત્યની અસર આખા દેશ ઉપર પડી, તેમ ગુજરાત ઉપર પણ પડી. એટલે ગાંધીયુગમાં સાહિત્યકારોએ અનેક ક્ષેત્રો ખેડયાં છતાં તેમાં સંસ્કારિતા, પ્રસન્નતા,

ઉન્નતિ, તેજસ્વિતા એવી એવી સામાજિક પ્રેરણાનું જ ઘણાખરા લેખકો અને કવિઓને આકર્ષણ હતું, પણ મનુષ્યનો સ્વભાવ જ એવો છે કે સાહિત્યક્ષેત્રે માણસ પ્રકૃતિ અને સંસ્કૃતિ બંનેને સાથે જ લેવાનો અને વિકૃતિ તો આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, વચમાં ડોકિયું કરવાની જ. જીવનના પ્રસન્ન, ઉત્કટ પરિચય માટે પ્રકૃતિ; ઉન્નતિ અને સુભગ પુરુષાર્થ માટે સંસ્કૃતિ; અને પતન માટે વિકૃતિ એવી એ રચના છે.

પ્રકૃતિ, સંસ્કૃતિ-વિકૃતિની ચર્ચા કરનારા લોકો સામાન્યપણે કહે છે કે માણસ-જાતની વિશેષતા જ એ છે કે એ પ્રકૃતિમાં સ્થિર ન રહી શકે, પ્રકૃતિને સમારીને કાં તો એ એને સંસ્કૃતિ તરફ લઈ જાય, નહીં તો કુદરતની સમતુલા ખોઈને વિકૃતિ તરફ ઢળી પડે. માણસ માટે ખૂબ સ્વાભાવિક પ્રકૃતિ સ્થાયીરૂપે છે જ નહીં.

આ વિવેચન સામાન્ય રીતે સાચું છે. પણ વિવેચકો ભૂલી જાય છે કે વિકૃતિ કેવળ પ્રકૃતિમાંથી જ પેદા નથી થતી, સંસ્કૃતિ પણ, માણસ સાવચેત ન હોય તો વિકૃત થઈ જાય છે. સીધી પ્રકૃતિ વિકૃત થાય, એના કરતાં સંસ્કૃતિમાં જ્યારે વિકૃતિ ઘૂસી જાય છે, ત્યારે તે વધુ ભયાનક બને છે, અને એની જીદ લાંબા વખત સુધી ટકે છે, અને આખા સમાજને બગાડી દે છે.

આપણી જૂની સંસ્કૃતિમાં અને જૂની ધર્મરૂઢિમાં એટલી બધી વિકૃતિ આવી ગયેલી હતી કે સામાન્ય લોકો ધર્મજાગૃતિને નામે પણ ભડકી જતા હતા; તેથી કેટલાક લોકોએ ગાંધીજીનું ધર્મજાગૃતિનું સાહિત્ય વાંચી તેની મશ્કરી કરવાનું શરૂ કર્યું કે આ 'ચોખલિયા સાહિત્ય' છે. ગાંધીજીની ધાર્મિક પ્રેરણા જોઈ પ્રથમ પ્રથમ સનાતનીઓ અને રૂઢિવાદીઓ ઘણા રાજી થયા, પણ થોડા જ દિવસમાં એમણે જોયું કે જે ધર્મની પ્રતિષ્ઠા ગાંધીજી ચાહે છે, તે નિષ્પ્રાણ રૂઢિધર્મ નથી, ગુરુ-પરંપરાનો આંધળો જડ ધર્મ નથી, શાસ્ત્રવચનો ટાંકી વિકૃતિનું સમર્થન કરનાર અવળચંડો ધર્મ પણ નથી, પણ તેજસ્વી અને ઉન્નતિકારી હૃદયધર્મ છે, જેનો સ્વીકાર કરવો પણ એમને માન્ય ન હતો અને એનો વિરોધ કરવાની હિંમત પણ એમનામાં ન હતી.

ગાંધીજી તો આખા દેશને સાથે લઈ ચાલ્યા. એમનું સાહિત્ય લોકોને નવી પ્રેરણા આપવા લાગ્યું. પરિણામે જીવનમાં સ્વચ્છતા, પુરુષાર્થ અને તેજસ્વિતા આવવા લાગ્યાં.

પણ જેમ હંમેશાં બને છે તેમ અનુયાયીઓ ગુરુમહારાજોનાં અને મહાત્માઓનાં વચનો ટાંકી ટાંકીને જ ચાલવાના. બંડખોર ધર્મસુધારકોના અનુયાયીઓ પણ નવી રૂઢિના દાસ બને છે અને ક્રાંતિની ગાદીએ નવો રૂઢિવાદ બિરાજવા લાગે છે. બળવા-ની પણ જ્યારે રૂઢિ બને છે ત્યારે સમજી લેવું કે બળવાનો પ્રાણ ક્ષીણ થયો છે અને જડતાએ એક નવી ગાદી મેળવી લીધી છે.

ગાંધીજીનો કાળ સ્વરાજસાધનાનો કાળ હતો. લડાયક ગાધીજીએ સૂચવેલા સંયમ પાછળ આઝાદીનો અને નવજાગૃતિનો એક તેજસ્વી સંદેશો હતો. તેથી

એને ખાતર તરીકે વાપરી નવા ફાલ ઉગાડનાર નવા કૃષિકાર ખેડૂતોની જરૂર હોય છે. આવી નવી પ્રેરણા આપનારને જ આપણે અવતારી પુરુષ કહીએ છીએ

ગાંધીજીના દિવસોમાં અને ત્યાર પછી જે ગાંધીસાહિત્ય તૈયાર થયું તેટલું જ ગાંધીયુગનું સાહિત્ય, એમ માનવા હું તૈયાર નથી. ગાંધીયુગના સંયમની અને આકરી તાલીમની અસર પ્રતિક્રિયા પૂરી થયા પછી પ્રતિક્રિયારૂપી ઉત્પન્ન થયેલા ક્ષણજીવી વિકૃત સાહિત્યમાંથી જ્યારે આપણે ઊગરી જઈશું ત્યારે જ—ત્યાર પછી જ—ગાંધીયુગનું ખરું પ્રાણવાન સાહિત્ય શરૂ થશે.

ગાંધીયુગના સાહિત્યની ખરી કસોટી મારે મન એ છે, કે જૂનાં માન્ય વચનોને ટાંકવાને બદલે એ સાહિત્યજીવનના જાતજાતના પ્રયોગોના અનુભવો ટાંકતું રહેશે. જૂનાનો બોજ માથે ચડાવ્યા વગર જૂનામાંથી જે કંઈ લેવા જેવું લાગે તેનો સંગ્રહ કરી સમાજ નવી પરિસ્થિતિને પહોંચી વળે એવા જીવનપ્રયોગો અજમાવશે. ભૂલો કરશે અને તે સુધારશે અને એવા મૌલિક હિંમતવાન જીવનમાંથી જે સરજાશે એ જ હશે ગાંધીયુગનું સાહિત્ય. એવું સાહિત્ય જૂની ધાર્મિક ગણાતી છતાં નિરુપયોગી નીવડેલી રૂઢિઓને ફેંકી દેશે, જગતની બધી સંસ્કૃતિઓના પુરુષાર્થ પ્રત્યે આસ્તિકતા અને આદર રાખશે, અને નવી જાગતિક સંસ્કૃતિ માટે પાયો ચણશે.

હમણાં જ બેલ્જિયમના એક યુરોપીય પાદરી સાથે મારી વાતચીત ચાલતી હતી. સંસ્કૃત અને હિંદીના એ અસાધારણ વિદ્વાન છે, 'રામકથા' ઉપર એમણે સંશોધાત્મક બૃહદ્ ગ્રંથ હિંદીમાં લખી નામના મેળવી છે. એ કહેતા હતા, 'યુરોપના ધનાઢ્ય અને વિલાસી લોકોના જીવનનો ચિતાર આપનાર અને એ લોકોના માનસનું શાસ્ત્રીય ઢબે વિવેચન કરનાર ગ્રંથો પરથી યુરોપ વિશે અભિપ્રાય નહીં બાંધતા. દુનિયાભરના વિલાસી લોકો એવા જ હોય, સામાન્ય લોકો એવા નથી હોતા. એમનામાં ચારિત્ર્યની કદર હોય છે. એમનું ગૃહસ્થજીવન ઠરેલ હોય છે.' યુરોપની સાચી પ્રાણવાન સંસ્કૃતિ એવા લોકોને જ આભારી છે.

એમની એ વાત સાંભળી મને એક વિખ્યાત વચન યાદ આવ્યું કે, 'જેમ નદીના વહેણમાં નીચે કાદવ હોય છે અને ઉપર કૂડોકચરો તરતો હોય છે અને શુદ્ધ પાણી આ બે પડ વચ્ચે જ વહેતું રહે છે તેમ જ સમાજમાં ઉપરના વિલાસી પડ અને નીચલા દુર્દૈવી સ્તર વચ્ચે ઠરેલ, સંયમી, સંતોષી અને છતાં પુરુષાર્થી સમાજનો જીવનપ્રવાહ વહેતો જાય છે.

ગાંધીયુગમાં આપણે સમાજજીવનનાં આ ત્રણ સ્તર મટાડી શુદ્ધિ, પ્રસન્નતા, પુરુષાર્થ અને તેજસ્વિતા સર્વત્ર ફેલાવવાના છીએ, જેને આપણે સમન્વયપ્રધાન સર્વોદય કહીએ છીએ.

એ સર્વોદયનો પુરુષાર્થ જેમ જેમ ખેડીશું તેમ તેમ સર્વોદયસાહિત્ય પેદા થવા માંડશે. ગાંધીયુગનું પ્રતિનિધિત્વ એનું જ હશે.

સંયમ, ત્યાગ અને બલિદાનનું આકર્ષણ સમાજને ઘણું હતું. સ્વરાજ મળ્યું એટલે આઝાદીની એ પ્રેરણા જૂની અને ઢીલી થઈ. દુનિયાનો હંમેશનો અનુભવ છે કે સ્વતંત્રતા મળતાંવેંત આઝાદીની ફોજની તંત્ર-નિષ્ઠા (ડિસિપ્લિન) ઢીલી થઈ જાય છે અને વિજયી સેના મોજમજા માણવા ઉત્સુક થાય છે. સ્વરાજ થયું, જે અધિકારો અંગ્રેજો ભોગવતા હતા તે આપણા લોકના હાથમાં આવ્યા. સમ્રાટ અશોક, ચંદ્રગુપ્ત, હર્ષવર્ધન, અકબર, ઔરંગઝેબ, ડલહાઉસી અને લૉર્ડ કર્ઝન જે વૈભવો ભોગવતા હતા તે લોકનેતાઓના હાથમાં આવી ગયા.

એ જ અરસામાં યુરોપનાં બે મહાયુદ્ધોને અંતે યુરોપ-અમેરિકામાં જે વિલાસિતા જાગી તેના સાહિત્યનો ધોધ આપણે ત્યાં પહોંચ્યો, અને પરિસ્થિતિને સુધારવાની જે જવાબદારી કેળવણીની હતી તે કામેય એણે ન કર્યું. પરિણામે આપણે ત્યાં ચારિત્ર્યની બાબતમાં શિથિલતા આવી, સંયમ ઢીલો થયો, આદર્શોમાં અરાજક ફેલાયું અને જાગતિક પરિસ્થિતિને કારણે અસંતોષનો જ ફાલ સારી પેઠે વધ્યો. આવી પરિસ્થિતિમાંથી વિકૃતિ પેદા ન થાય તો જ આશ્ચર્ય. પશ્ચિમમાં પ્રજાજીવન સમૃદ્ધિ અને વૈભવને શિખરે પહોંચેલું, પરિણામે એમના સાહિત્યમાં સ્વાભાવિકપણે વિકૃતિ દાખલ થઈ. કવિતામાં શું અને નવલકથામાં શું, તત્ત્વજ્ઞાનમાં શું અને સમાજચિંતનમાં શું, વિકૃતિની અરાજકતા અમુક અમુક ઠેકાણે ફાટી નીકળવા લાગી, એ અસર આપણે ત્યાં પણ પહોંચી છે અને આપણા કેટલાક સાહિત્યકારો વિકૃતિનો ઇલાજ કરવાને બદલે વિકૃતિમાં માણવા લાગ્યા છે. શરીરના તેમ જ માનસના રોગોની ચિકિત્સા કરનારા ડૉક્ટરોના ક્લિનિકલ રિપોર્ટોમાંથી જો સાહિત્યકારો વિકૃતિમાં માણતું સાહિત્ય ઉપજાવી કાઢે તો તે સાહિત્ય જ એક નવો રોગચાળો ગણવો પડશે. બીજું શું?

આને કોઈ ગાંધીયુગની પરિણતિ ન કહી શકે. આ તો ગાંધીયુગની પ્રતિક્રિયા જ કહેવી જોઈએ. આ પ્રતિક્રિયાથી આપણે દુઃખી જરૂર થવાના, પણ નિરાશ થવાનું કારણ નથી. વિકૃતિ લાંબા વખત સુધી ટકી શકતી નથી. 'જે હંમેશ માટે ટકી શકે છે, રોગ અને મરણથી બચી શકે છે,' તેને વિકૃતિ કહેવાય જ નહીં. સંસ્કૃતિની પ્રેરણાથી ચડવું જેમ સહેલું નથી હોતું, તેમ વિકૃતિના વમળમાં ફસાઈને કાદવ કે નરકમાં કાયમના આળોટતા રહેવું પણ માણસને લાંબા વખત સુધી પોસાતું નથી. વિકૃતિ વચ્ચે માણસના મનમાં કમકમાટી છૂટે છે, અને સામે નરકનો ખાડો દેખાય એટલે માણસ ચીસ પાડીને પાછો વળે છે. કુદરતના આવા નિયમમાંથી જ આપણા પૂર્વજોએ અવતારવાદની કલ્પના કરી છે. ધર્મની જ્યારે ગ્લાનિ થાય છે અને અધર્મ જોર પકડે છે, ત્યારે ભગવાન સ્વયં ધર્માત્માનું રૂપ લઈ આ દુનિયામાં અવતરે છે અને ધર્મ-સંસ્કરણ કરી લોકોમાં નવો પ્રાણ રેડે છે. જૂની જ વસ્તુનો પુનરુદ્ધાર કરવાનો હોત, તો જૂના ધર્મગ્રંથો, જૂની ધર્મપીઠો અને જૂનું જ ચલાવનારા આપણા ધર્માચાર્યોની સેવા બસ હતી. જૂનું જ્યારે સડી જાય છે, ત્યારે જ

એને ખાતર તરીકે વાપરી નવા ફાલ ઉગાડનાર નવા કૃષિકાર ખેડૂતોની જરૂર હોય છે. આવી નવી પ્રેરણા આપનારને જ આપણે અવતારી પુરુષ કહીએ છીએ

ગાંધીજીના દિવસોમાં અને ત્યાર પછી જે ગાંધીસાહિત્ય તૈયાર થયું તેટલું જ ગાંધીયુગનું સાહિત્ય, એમ માનવા હું તૈયાર નથી. ગાંધીયુગના સંયમની અને આકરી તાલીમની અસર પ્રતિક્રિયા પૂરી થયા પછી પ્રતિક્રિયારૂપી ઉત્પન્ન થયેલા ક્ષણજીવી વિકૃત સાહિત્યમાંથી જ્યારે આપણે ઊગરી જઈશું ત્યારે જ—ત્યાર પછી જ—ગાંધીયુગનું ખરું પ્રાણવાન સાહિત્ય શરૂ થશે.

ગાંધીયુગના સાહિત્યની ખરી કસોટી મારે મન એ છે, કે જૂનાં માન્ય વચનોને ટાંકવાને બદલે એ સાહિત્યજીવનના જાતજાતના પ્રયોગોના અનુભવો ટાંકતું રહેશે. જૂનાનો બોજ માથે ચડાવ્યા વગર જૂનામાંથી જે કંઈ લેવા જેવું લાગે તેનો સંગ્રહ કરી સમાજ નવી પરિસ્થિતિને પહોંચી વળે એવા જીવનપ્રયોગો અજમાવશે. ભૂલો કરશે અને તે સુધારશે અને એવા મૌલિક હિંમતવાન જીવનમાંથી જે સરજાશે એ જ હશે ગાંધીયુગનું સાહિત્ય. એવું સાહિત્ય જૂની ધાર્મિક ગણાતી છતાં નિરુપયોગી નીવડેલી રૂઢિઓને ફેંકી દેશે, જગતની બધી સંસ્કૃતિઓના પુરુષાર્થ પ્રત્યે આસ્તિકતા અને આદર રાખશે, અને નવી જાગતિક સંસ્કૃતિ માટે પાયો ચણશે.

હમણાં જ બેલ્જિયમના એક યુરોપીય પાદરી સાથે મારી વાતચીત ચાલતી હતી. સંસ્કૃત અને હિન્દીના એ અસાધારણ વિદ્વાન છે, 'રામકથા' ઉપર એમણે સંશોધાત્મક બૃહદ્ ગ્રંથ હિંદીમાં લખી નામના મેળવી છે. એ કહેતા હતા, 'યુરોપના ધનાઢ્ય અને વિલાસી લોકોના જીવનનો ચિતાર આપનાર અને એ લોકોના માનસનું શાસ્ત્રીય ઢબે વિવેચન કરનાર ગ્રંથો પરથી યુરોપ વિશે અભિપ્રાય નહીં બાંધતા. દુનિયાભરના વિલાસી લોકો એવા જ હોય, સામાન્ય લોકો એવા નથી હોતા. એમનામાં ચારિત્ર્યની કદર હોય છે. એમનું ગૃહસ્થજીવન ઠરેલ હોય છે.' યુરોપની સાચી પ્રાણવાન સંસ્કૃતિ એવા લોકોને જ આભારી છે.

એમની એ વાત સાંભળી મને એક વિખ્યાત વચન યાદ આવ્યું કે, 'જેમ નદીના વહેણમાં નીચે કાદવ હોય છે અને ઉપર કૂડોકચરો તરતો હોય છે અને શુદ્ધ પાણી આ બે પડ વચ્ચે જ વહેતું રહે છે તેમ જ સમાજમાં ઉપરના વિલાસી પડ અને નીચલા દુર્દૈવી સ્તર વચ્ચે ઠરેલ, સંયમી, સંતોષી અને છતાં પુરુષાર્થી સમાજનો જીવનપ્રવાહ વહેતો જાય છે.

ગાંધીયુગમાં આપણે સમાજજીવનનાં આ ત્રણ સ્તર મટાડી શુદ્ધિ, પ્રસન્નતા, પુરુષાર્થ અને તેજસ્વિતા સર્વત્ર ફેલાવવાના છીએ, જેને આપણે સમન્વયપ્રધાન સર્વોદય કહીએ છીએ.

એ સર્વોદયનો પુરુષાર્થ જેમ જેમ ખેડીશું તેમ તેમ સર્વોદયસાહિત્ય પેદા થવા માંડશે. ગાંધીયુગનું પ્રતિનિધિત્વ એનું જ હશે.

સંયમ, ત્યાગ અને બલિદાનનું આકર્ષણ સમાજને ઘણું હતું. સ્વરાજ મળ્યું એટલે આઝાદીની એ પ્રેરણા જૂની અને ઢીલી થઈ. દુનિયાનો હંમેશનો અનુભવ છે કે સ્વતંત્રતા મળતાંવેંત આઝાદીની ફોજની તંત્ર-નિષ્ઠા (ડિસિપ્લિન) ઢીલી થઈ જાય છે અને વિજયી સેના મોજમજા માણવા ઉત્સુક થાય છે. સ્વરાજ થયું, જે અધિકારો અંગ્રેજો ભોગવતા હતા તે આપણા લોકના હાથમાં આવ્યા. સમ્રાટ અશોક, ચંદ્રગુપ્ત, હર્ષવર્ધન, અકબર, ઔરંગઝેબ, ડલહાઉસી અને લૉર્ડ કર્ઝન જે વૈભવો ભોગવતા હતા તે લોકનેતાઓના હાથમાં આવી ગયા.

એ જ અરસામાં યુરોપનાં બે મહાયુદ્ધોને અંતે યુરોપ-અમેરિકામાં જે વિલાસિતા જાગી તેના સાહિત્યનો ધોધ આપણે ત્યાં પહોંચ્યો, અને પરિસ્થિતિને સુધારવાની જે જવાબદારી કેળવણીની હતી તે કામેય એણે ન કર્યું. પરિણામે આપણે ત્યાં ચારિત્ર્યની બાબતમાં શિથિલતા આવી, સંયમ ઢીલો થયો, આદર્શોમાં અરાજક ફેલાયું અને જાગતિક પરિસ્થિતિને કારણે અસંતોષનો જ ફાલ સારી પેઠે વધ્યો. આવી પરિસ્થિતિમાંથી વિકૃતિ પેદા ન થાય તો જ આશ્ચર્ય. પશ્ચિમમાં પ્રજાજીવન સમૃદ્ધિ અને વૈભવને શિખરે પહોંચેલું, પરિણામે એમના સાહિત્યમાં સ્વાભાવિકપણે વિકૃતિ દાખલ થઈ. કવિતામાં શું અને નવલકથામાં શું, તત્ત્વજ્ઞાનમાં શું અને સમાજચિંતનમાં શું, વિકૃતિની અરાજકતા અમુક અમુક ઠેકાણે ફાટી નીકળવા લાગી, એ અસર આપણે ત્યાં પણ પહોંચી છે અને આપણા કેટલાક સાહિત્યકારો વિકૃતિનો ઇલાજ કરવાને બદલે વિકૃતિમાં માણવા લાગ્યા છે. શરીરના તેમ જ માનસના રોગોની ચિકિત્સા કરનારા ડૉક્ટરોના ક્લિનિકલ રિપોર્ટોમાંથી જો સાહિત્યકારો વિકૃતિમાં માણતું સાહિત્ય ઉપજાવી કાઢે તો તે સાહિત્ય જ એક નવો રોગચાળો ગણવો પડશે. બીજું શું?

આને કોઈ ગાંધીયુગની પરિણતિ ન કહી શકે. આ તો ગાંધીયુગની પ્રતિક્રિયા જ કહેવી જોઈએ. આ પ્રતિક્રિયાથી આપણે દુઃખી જરૂર થવાના, પણ નિરાશ થવાનું કારણ નથી. વિકૃતિ લાંબા વખત સુધી ટકી શકતી નથી. 'જે હંમેશ માટે ટકી શકે છે, રોગ અને મરણથી બચી શકે છે,' તેને વિકૃતિ કહેવાય જ નહીં. સંસ્કૃતિની પ્રેરણાથી ચડવું જેમ સહેલું નથી હોતું, તેમ વિકૃતિના વમળમાં ફસાઈને કાદવ કે નરકમાં કાયમના આળોટતા રહેવું પણ માણસને લાંબા વખત સુધી પોસાતું નથી. વિકૃતિ વધ્યે માણસના મનમાં કમકમાટી છૂટે છે, અને સામે નરકનો ખાડો દેખાય એટલે માણસ ચીસ પાડીને પાછો વળે છે. કુદરતના આવા નિયમમાંથી જ આપણા પૂર્વજોએ અવતારવાદની કલ્પના કરી છે. ધર્મની જ્યારે ગ્લાનિ થાય છે અને અધર્મ જોર પકડે છે, ત્યારે ભગવાન સ્વયં ધર્માત્માનું રૂપ લઈ આ દુનિયામાં અવતરે છે અને ધર્મ-સંસ્કરણ કરી લોકોમાં નવો પ્રાણ રેડે છે. જૂની જ વસ્તુનો પુનરુદ્ધાર કરવાનો હોત, તો જૂના ધર્મગ્રંથો, જૂની ધર્મપીઠો અને જૂનું જ ચલાવનારા આંધળા ધર્માચાર્યોની સેવા બસ હતી. જૂનું જ્યારે સડી જાય છે, ત્યારે જ

એને ખાતર તરીકે વાપરી નવા ફાલ ઉગાડનાર નવા કૃષિકાર ખેડૂતોની જરૂર હોય છે. આવી નવી પ્રેરણા આપનારને જ આપણે અવતારી પુરુષ કહીએ છીએ

ગાંધીજીના દિવસોમાં અને ત્યાર પછી જે ગાંધીસાહિત્ય તૈયાર થયું તેટલું જ ગાંધીયુગનું સાહિત્ય, એમ માનવા હું તૈયાર નથી. ગાંધીયુગના સંયમની અને આકરી તાલીમની અસર પ્રતિક્રિયા પૂરી થયા પછી પ્રતિક્રિયારૂપી ઉત્પન્ન થયેલા ક્ષણજીવી વિકૃત સાહિત્યમાંથી જ્યારે આપણે ઊગરી જઈશું ત્યારે જ—ત્યાર પછી જ—ગાંધીયુગનું ખરું પ્રાણવાન સાહિત્ય શરૂ થશે.

ગાંધીયુગના સાહિત્યની ખરી કસોટી મારે મન એ છે, કે જૂનાં માન્ય વચનોને ટાંકવાને બદલે એ સાહિત્યજીવનના જાતજાતના પ્રયોગોના અનુભવો ટાંકતું રહેશે. જૂનાનો બોજ માથે ચડાવ્યા વગર જૂનામાંથી જે કંઈ લેવા જેવું લાગે તેનો સંગ્રહ કરી સમાજ નવી પરિસ્થિતિને પહોંચી વળે એવા જીવનપ્રયોગો અજમાવશે. ભૂલો કરશે અને તે સુધારશે અને એવા મૌલિક હિંમતવાન જીવનમાંથી જે સરજાશે એ જ હશે ગાંધીયુગનું સાહિત્ય. એવું સાહિત્ય જૂની ધાર્મિક ગણાતી છતાં નિરુપયોગી નીવડેલી રૂઢિઓને ફેંકી દેશે, જગતની બધી સંસ્કૃતિઓના પુરુષાર્થ પ્રત્યે આસ્તિકતા અને આદર રાખશે, અને નવી જાગતિક સંસ્કૃતિ માટે પાયો ચણશે.

હમણાં જ બેલ્જિયમના એક યુરોપીય પાદરી સાથે મારી વાતચીતં ચાલતી હતી. સંસ્કૃત અને હિંદીના એ અસાધારણ વિદ્વાન છે, 'રામકથા' ઉપર એમણે સંશોધાત્મક બૃહદ્ ગ્રંથ હિંદીમાં લખી નામના મેળવી છે. એ કહેતા હતા, 'યુરોપના ધનાઢ્ય અને વિલાસી લોકોના જીવનનો ચિતાર આપનાર અને એ લોકોના માનસનું શાસ્ત્રીય ઢબે વિવેચન કરનાર ગ્રંથો પરથી યુરોપ વિશે અભિપ્રાય નહીં બાંધતા. દુનિયાભરના વિલાસી લોકો એવા જ હોય, સામાન્ય લોકો એવા નથી હોતા. એમનામાં ચારિત્ર્યની કદર હોય છે. એમનું ગૃહસ્થજીવન ઠરેલ હોય છે.' યુરોપની સાચી પ્રાણવાન સંસ્કૃતિ એવા લોકોને જ આભારી છે.

એમની એ વાત સાંભળી મને એક વિખ્યાત વચન યાદ આવ્યું કે, 'જેમ નદીના વહેણમાં નીચે કાદવ હોય છે અને ઉપર કૂડોકચરો તરતો હોય છે અને શુદ્ધ પાણી આ બે પડ વચ્ચે જ વહેતું રહે છે તેમ જ સમાજમાં ઉપરના વિલાસી પડ અને નીચલા દુર્દૈવી સ્તર વચ્ચે ઠરેલ, સંયમી, સંતોષી અને છતાં પુરુષાર્થી સમાજનો જીવનપ્રવાહ વહેતો જાય છે.

ગાંધીયુગમાં આપણે સમાજજીવનનાં આ ત્રણ સ્તર મટાડી શુદ્ધિ, પ્રસન્નતા, પુરુષાર્થ અને તેજસ્વિતા સર્વત્ર ફેલાવવાના છીએ, જેને આપણે સમન્વયપ્રધાન સર્વોદય કહીએ છીએ.

એ સર્વોદયનો પુરુષાર્થ જેમ જેમ ખેડીશું તેમ તેમ સર્વોદયસાહિત્ય પેદા થવા માંડશે. ગાંધીયુગનું પ્રતિનિધિત્વ એનું જ હશે.

સત્ય, સંયમ, સમન્વય અને સમૃદ્ધિ એ જ ગાંધીયુગના સાહિત્યનું પ્રધાન લક્ષણ હશે. આપણે એની રાહ જોવાને બદલે એની પ્રત્યક્ષ સાધના ચલાવીશું એ જ આપણા જમાનાનો ફાળો. શ્રોતાઓના હૃદયમાં એ સંકલ્પ ઊગો એવી પ્રાર્થના સાથે આજનું વ્યાખ્યાન પૂરું કરું છું.

## ૫. ભાવિની દિશા

મારું છેલ્લું વ્યાખ્યાન સહુથી અઘરું છે અને મારી ખાતરી છે કે એમાં લોકોને હું માહિતી કે વિચાર આપું એના કરતાં ચર્ચા, મતભેદ અને વિરોધને જ વધારે અવકાશ આપીશ. બુદ્ધ ભગવાન અથવા ઈસામસીહનો ઉપદેશ, આખી દુનિયા ઉપર, હજારો વરસ દરમિયાન કેવી અસર પાડશે એનો ખ્યાલ તે મહાત્માઓને પણ નહીં હોય, પછી એમના નાના નાના સાથીઓને અને અનુયાયીઓને ક્યાંથી જ હોય? એમના જમાનાના સામાન્ય જનસમાજને તો એની કલ્પના પણ ન હોય!

પોતાના ઉપદેશની અને પ્રચારની થયેલી અસર જોઈ તે મહાત્માઓ રાજી જ થશે. અથવા આજે એ બધું જુએ તો એમને સંતોષ જ થશે, એમ માનવાનુંયે કારણ નથી. આપણે એટલો જ વિશ્વાસ રાખીએ કે બુદ્ધ અથવા ઈશુના ઉપદેશને પરિણામે પૃથ્વીના વિશાળ પ્રદેશમાં જે સંસ્કૃતિ ખીલી, તેમાં પોતાના ઉપદેશની અસર છે એનો એ મહાત્માઓ ઇન્કાર ન કરી શકે. એમનો ઉપદેશ તે તે જમાનાની એમની દુનિયામાં ન ખીલ્યો હોત તો ત્યાંની સંસ્કૃતિએ બીજું જ રૂપ લીધું હોત. એમનો ઉપદેશ પ્રવર્ત્યો એટલે જ મનુષ્યજીવને અમુક પ્રવાહમાં વહેવાનું શરૂ કર્યું. પછી એ પ્રવાહમાં બીજા કયા કયા પ્રવાહો આવીને મળશે, એને પરિણામે સંયુક્ત પ્રવાહ કઈ દિશા લેશે, અને કોને કોને કેવો લાભ પહોંચાડશે એ કોણ કહી શકે? બુદ્ધ ભગવાને જાપાન દેશનું નામ પણ સાંભળ્યું નહીં હોય અને એમના જમાનામાં જાપાનમાં કેવાં માનવી રહેતાં હતાં એનો આપણનેયે ખ્યાલ નથી.

અને છતાં ઇતિહાસનાં વહેણ જેમણે જોયાં છે અને સમાજવિજ્ઞાનની ઢબે સૈકાઓનો એકસામટો વિચાર કરવાની જેમને ટેવ પડી છે, તે લોકો માનવી સમાજ-વિકાસ વિશે અટકળો કરવાના જ. અને એ જાતનો પ્રયાસ નિષ્ફળ જાય છે એમ નથી. કાંઈ નહીં તો અનુયાયીઓનો આગ્રહ જો મોળો પડે અને મહાત્માઓનો ઉપદેશ અણધાર્યું રૂપ લે, તો ન અકળાવાનું તો તેઓ શીખશે જ.

ગાંધીયુગ એટલે કેવળ ગાંધીજીની શિખામણ નહીં. એમના કાળમાં, એમની પ્રેરણાથી, સારી-નરસી જે પ્રવૃત્તિઓ ઉત્પન્ન થઈ, અને અનુકૂળ તેમ જ પ્રતિ-કૂળ બળો કામ કરતાં થયાં અને આખી દુનિયામાં એના પડઘા પડવા લાગ્યા, તે બધાનો સરવાળો, બાદબાકી, ભાગાકાર અને ગુણાકાર મળીને ગાંધીયુગ બને છે.

ગાંધીજીએ જે કહ્યું તેટલું જ નહીં, પણ જે એમણે ઇચ્છ્યું, ચલાવી લીધું અથવા નભાવ્યું એમાંથી પણ એમના સિદ્ધાંતો તારવવાના હોય છે.

ગાંધીજી જાણતા હતા કે એમના બધા વિચારો જવાહરલાલજીએ સ્વીકાર્યા નથી અને કેટલાક તો તેઓ કોઈ કાળે સ્વીકારવાના નથી. છતાં રાજદ્વારી ક્ષેત્રમાં ગાંધીજીએ એમને જ પોતાના ઉત્તરાધિકારી તરીકે પસંદ કર્યા અને સૂચવ્યા. એની પાછળ એમની દૂરંદેશી તો હતી જ, સાથે સાથે ભારતની સ્વાભાવિક મર્યાદાનો હિસાબ પણ હતો. પોતે ઇચ્છે તે જ દિશામાં દેશ પ્રગતિ કરે, તો ગાંધીજી જેવા જરૂર રાજી થાય, અને દેશનું આત્યંતિક કલ્યાણ પણ થાય. પણ એ જ ઢબે દેશ પ્રગતિ કરે એવો આગ્રહ તેઓ રાખી જ ન શકે. તેમને એની આશા પણ નહીં હોય.

પોતાના જીવનદર્શનને વફાદાર રહી મહાત્માઓ આખર સુધી પોતાનો આગ્રહ રાખવાના જ. પણ એની સાથે સમાજની વિવિધતાઓ અને દરેક જમાનાની મર્યાદાઓ જાણતા હોવાથી, પોતે સૂચવેલા રસ્તાથી ભિન્ન રસ્તે જનારા લોકોને પણ તેઓ આશીર્વાદ આપવા તૈયાર રહે છે. તેમનો આગ્રહ એટલો જ હોય છે કે સમાજ નીચે ન ઊતરે, વિનાશને રસ્તે ન જાય અને સંસ્કૃતિમાં હીન અને વિચિત્ર વિસંવાદી વાસનાઓનું મિશ્રણ કરી વિકૃતિ પેદા ન કરે.

ગાંધીજી સાથે કામ કરનારા હજારો લોકો હતા. દરેકને લાગવાનું જ કે, 'ગાંધીજીની શિખામણનું રહસ્ય હું જ બરાબર જાણું છું.' અને એમની સાથે નિષ્ઠાપૂર્વક, દીર્ઘકાળ સુધી કામ કર્યા પછી કેટલાકને એમ પણ લાગવાનું કે ગાંધીજીએ ઉત્પન્ન કરેલા વાતાવરણને અમુક દિશાએ વાળવાનો આપણને પૂરો હક છે, પછી ભલેને એ ગાંધીજીએ સોએ સો ટકા પસંદ ન કર્યું હોય. અને જ્યાં દુનિયાનો ક્રમ નક્કી કરવાનું વિધાતાએ પણ પોતાના હાથમાં રાખ્યું નથી, ત્યાં ગાંધીયુગનો વિકાસ કે વિસ્તાર અમુક જ ઢબે થશે એમ કોણ નક્કી કરી શકે?

છતાં જેને ભારતના ઇતિહાસનો, એની સંસ્કૃતિનો અને એના પતન-અભ્યુદયનો ખ્યાલ છે તે ભવિષ્ય માટેની કલ્પનાઓ કરવાનો જ, ભીતિઓ સેવવાનો અને આશાઓ પણ બાંધવાનો. અને તેમ કરતાં એ બધી વસ્તુઓ પર પોતાની આશા અને આકાંક્ષાનો રંગ ચડાવવાનો પ્રયત્ન પણ એનાથી ન જ થાય એમ નથી. એ બધી વસ્તુઓ યાદ રાખી ભવિષ્યની દિશાનો એક ચિતાર રજૂ કરવા માગું છું. આ આગાહી નથી પણ એક અટકળનો ચિતાર છે. આગામી રાષ્ટ્રસેવકોને અને રાષ્ટ્રહિતચિંતકોને વિચાર કરવાને મસાલો મળે અથવા થોડી પણ મહત્ત્વની સૂચનાઓ મળે તોયે સમાધાન માટે એ પૂરતું છે. કેળવણી, સમાજ અને સાહિત્ય એ ત્રણ જ વિષયો અથવા ક્ષેત્રો આ વ્યાખ્યાનમાળા માટે મેં પસંદ કરેલાં હોવાથી, આ ત્રણ ક્ષેત્રોની ચર્ચામાં જ બીજું ઘણું સમાવી દેવા હું ઇચ્છું છું.

**ભવિષ્યની દિશા – સમાજ પરત્વે**

હજારો વર્ષની આપણી ધાર્મિક-સામાજિક સંસ્કૃતિ આપણને આજની આર્થિક અને રાજકીય દૃષ્ટિને લીધે ક્યાં લઈ આવી અને એમાંથી કયા કયા સવાલોનો ઉકેલ આણવાનો ગાંધીજીએ પ્રયત્ન કર્યો, એનો સહેજસાજ ચિતાર આપણે તપાસ્યો. એ નવું વલણ સમાજ સુધી પહોંચાડી એની અસર આખા સમાજ ઉપર કરવા માટે ગાંધીજીએ કેળવણીને જે નવી દિશા આપી તેનું પણ થોડું વિવેચન આપણે અજમાવ્યું.

આપણી સંસ્કૃતિને વ્યક્ત કરતા સાહિત્યમાંથી ગાંધીજીએ અને એમના જમાનાએ શું શું મેળવ્યું, એ આખા જમાના ઉપર પશ્ચિમના સાહિત્યની કેવી અસર થઈ અને ઘરના તેમ જ બહારના સાહિત્યની અસરથી ગાંધીજીએ સમન્વય કરતું કેવું સાહિત્ય આપણને આપ્યું અને હવે પછી કેવા સાહિત્યની આશા રખાય એની પણ આપણે કલ્પના કરી.

હવે ગાંધીયુગના સમસ્ત પુરુષાર્થને પરિણામે આપણું સામાજિક જીવન કેવું સ્વરૂપ લેશે અને એમાંથી આપણને કઈ જાતના જીવનનું જીવનદર્શન થવું જોઈએ એ સહુથી મહત્ત્વનો સવાલ આપણે જરા ચર્ચીએ.

સામાજિક જીવનમાં શું શું આવે છે?

૧ આપણે ત્યાં આજ સુધીનો આપણો મોટામાં મોટો પુરુષાર્થ ધર્મને લઈને થયો. અને ઇતિહાસવિધાતાએ પણ આપણે ત્યાં દુનિયાના લગભગ બધા ધર્મોને આણી ખડકયા. આમ ધર્મપ્રેરિત જીવન અને વિશ્વધર્મ-સંમેલનને પરિણામે આપણે હવે પછી કેવું સામાજિક જીવન ખીલવવાના, એ એક સવાલ છે.

૨ આપણે ત્યાં અનેક વંશોના સહઅસ્તિત્વથી બનેલો સમાજ પહેલેથી અનેક જાતિઓમાં વિભક્ત થયેલો છે. એની સાથે આપણે ત્યાં જે નવા ધર્મો આવ્યા, તેમની પણ, સામાજિક દૃષ્ટિએ, નવી નવી ન્યાતો જ બંધાઈ ગઈ. એ બધી ન્યાતોનો ઉકેલ આણવા માટે આપણા ધર્મકારોએ ઘણા ઉત્સાહથી અને અડગ શ્રદ્ધાથી ચાર વર્ણો કલ્પી, બધી ન્યાતો એમાં વહેંચી નાખીં. અને ભારે કુનેહથી વંશભેદને ગૌણ કરી વર્ણને હિસાબે સમાજની સાંસ્કૃતિક ભૂમિકાઓ ઘડી કાઢી. અને એ વર્ણોની પરસ્પરાવલંબી એક સાર્વભૌમ વ્યવસ્થા ગોઠવી એમની અંદર ભાવનાત્મક ઐક્ય ઉત્પન્ન કર્યું. ખરેખર ગૌરવ લેવા જેવો એ મહાન પ્રયોગ હતો. પણ જ્યારે ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ આપણે ત્યાં આવ્યા ત્યારે આપણી સામાજિક વર્ણવ્યવસ્થામાં આપણે એમને ખેંચી ન શક્યા; સમાવી ન શક્યા. રાજ્યકર્તાના અભિમાનથી તેમણે અલગ રહેવાનું જ પસંદ કર્યું.

આપણે ત્યાં ઉત્પન્ન થયેલા બૌદ્ધ, જૈન, લિંગાયત, શીખ આદિ પંથોએ ન્યાતિ-ભેદનો આદર ન કર્યો. અને અધ્યાત્મપરાયણ સંતોએ વર્ણવ્યવસ્થાને તદ્દન ગૌણ ગણી કાઢી, છતાં જૂની સનાતન જાતિવ્યવસ્થા તૂટતીયે નથી અને પોતાની હસ્તીની ઉપયોગિતા પણ સિદ્ધ કરી શકતી નથી. આ વ્યવસ્થાનું આગળ શું કરવું, એ બીજો સવાલ છે.

૩ બધા ધર્મના લોકો અને બધી ન્યાતના લોકો ભારત પ્રત્યે એકસરખી નિષ્ઠા કેળવે અને અંદર અંદર પૂર્ણ આત્મીયતાથી વરતે, એ માટે શું કરવું જોઈએ, એ આપણો સૌથી મોટો સવાલ છે.

૪ તમામ સામાજિક જીવનનો પાયો જેના પર આધારિત છે તે સ્ત્રી-પુરુષ-સંબંધ-લગ્નસંસ્થા અને એમાંથી ઉત્પન્ન થતી વિભક્ત અથવા અવિભક્ત કુટુંબપદ્ધતિ: આ બધાનું ભવિષ્યમાં શું કરવું?

અને સાથે સાથે આંતરજાતીય અને આંતરધર્મીય તેમ જ આંતરરાષ્ટ્રીય વિવાહો પ્રત્યે આપણું વલણ કેવું હોય એ નક્કી કરવાનું રહેશે.

૫ સમાજના બધા જ વર્ગોને, ધર્મભેદ, જાતિભેદ, વંશભેદ કે વર્ગભેદને ગણકાર્યા વગર બધાને, એક જ જાતની કેળવણી આપ્યા પછી (પછી તે પદાર્થવિજ્ઞાન વિશે હો કે માનવવિજ્ઞાન વિશે હો) આજની સ્થિતિમાં સ્પર્ધા અને વર્ગવિગ્રહ ટાળી ન શકાય. જ્ઞાનમાં, કૌશલ્યમાં, રાજનૈતિક અધિકારમાં અને સાંસ્કૃતિક ઉન્નતિમાં બધા સરખા થયા પછી સમાજમાં કયા કયા ભેદો રહે એ ઈષ્ટ છે અને કયા અનિષ્ટ એ નક્કી કોણ કરે?

અને એ બધું કરવા માટે દરેક સમાજે પોતાના આદર્શોની અને રહેણીકરણીની નવેસર તપાસ કરી, જૂનામાંથી તેમ જ ચાલુ વ્યવસ્થામાંથી શું શું રાખવા જેવું છે અને શું શું કાઢી નાખવા જેવું છે, એનો નિર્ણય કરવો જોઈશે. પછી જ ભવિષ્યના ભારતીય સમાજમાં કેવા કેવા સુધારા થવા જોઈએ અને અખિલ ભારતીય સમાજ-રચના કેવું રૂપ લેશે એનો ખ્યાલ થઈ શકશે. એની મેળે પરિસ્થિતિ-બળે જે ફેરફારો થાય તેમને વશ થવું એવી જડ-નીતિ ચલાવ્યે સમાજ ઉન્નતિ કરી ન શકે. આપણે વિચારપૂર્વક નક્કી કરેલા ફેરફારો અમલમાં આણવાનો પુરુષાર્થ કેળવ્યે જ છૂટકો.

હવે ધર્મોની બાબતમાં ધર્મસુધારકોએ ઘણા પ્રયત્નો કર્યા. સંતોએ બધા ધર્મો-માંથી સાર શોધી કાઢી એનો પ્રચાર કર્યો. તે તે ધર્મના અનુયાયીઓ, વચમાં વચમાં એકબીજા સાથે લડી લે છે, પણ હજી કોઈએ મૂળ મુખ્ય સવાલનો ઉકેલ આણ્યો નથી. અંગ્રેજોએ એક રીતે 'બધા પ્રત્યે અનાદર સાથે તટસ્થતા' જાળવી, બધાને અભયદાન આપ્યું. અને પ્રત્યક્ષ વહેવારમાં એ બધા ધર્મસમાજોને સંકુચિત સ્વાર્થ શીખવી અંદર અંદર લડાવ્યા; બહારથી તટસ્થતા બતાવ્યા છતાં અંદરથી ખ્રિસ્તી ધર્મને ઘણી મદદ કરી. ખાસ કરીને આદિવાસીઓ વચ્ચે પ્રચાર કરવાનો ઇજારો જાણે ઈસાઈ મિશનરીઓને જ સોંપ્યો; અને બીજાઓને એક યા બીજા કારણે આદિવાસીઓના ઘનિષ્ઠ પ્રસંગમાં આવતા રોક્યા.

આજે સો વરસ થયાં પોતાની કમજોરી તરફ ધ્યાન ન આપતાં આપણે રોજ તકરાર કરતા રહ્યા કે, 'અંગ્રેજો હિંદુમુસલમાનોને આપસમાં લડાવે છે;' અને છતાં આજે પણ આપણે એનો ઈલાજ કરી શક્યા નથી. આપણે દેશના ભાગલા થવા દીધા છતાં, 'ધર્મ પરત્વે રાષ્ટ્રીયતા ગણાય' એ સિદ્ધાંત સ્વીકાર્યો નથી, એટલે દરજ્જે આપણે જાગૃતિ દેખાડી ખરી, પણ હવે પછી ધર્મભેદ આપણને નડે નહીં એવી વ્યવસ્થા તો હજી કરી જ નથી.

વંશભેદ કે ધર્મભેદનો ઉકેલ નથી કર્યો અમેરિકાએ, નથી કર્યો આપણે. ઉકેલ કર્યો હોવાનો દાવો કરે છે સામ્યવાદ. એ ઉકેલ પણ દુનિયાને માન્ય થયો લાગતો નથી.

આપણે આટલા અનુભવને અંતે સ્વીકારવું જોઈએ કે દુનિયાના બધા ધર્મો જેવા છે તેવા સુખેથી એકબીજા સાથે ચાલે નહીં. સાચી ધર્મનિષ્ઠા કે શુદ્ધ ધાર્મિકતાની કોઈને પડી નથી, પણ સ્વધર્માભિમાન અને મિલ્લતપરસ્તી જ વધ્યાં છે. ધર્મનો વિરોધ કરવાથી ધર્માભિમાન બમણું જોર કરે છે. ઉપેક્ષા કરવાથી ધર્માભિમાન સૂતું રહે છે, છતાં એનું ઝેર ઓછું નથી થતું. કેમ કે એ વસ્તુ પાછળ આદર્શ-ભક્તિ નથી પણ ટોળાધર્મી ગુટપરસ્તી જ છે.

સામ્યવાદના વલણમાં ધાર્મિકતાનો જ વિરોધ છે, એ એમનો દોષ, જ્યારે સંતોએ દુન્યવી જીવનની જ ઉપેક્ષા કરી, એ એમની ખામી. પરિણામે બંનેની નીતિનો સ્વીકાર કોઈ કરતું નથી.

ગાંધીજીનો સર્વ-ધર્મ-સમભાવ અમુક હદ સુધી ઠીક છે. અનુભવ કહે છે કે એનો સ્વીકાર અત્યાર સુધી ફક્ત હિંદુઓએ જ કર્યો છે. બહુ બહુ તો પારસીઓ એ સ્વીકારે. એટલે હવે દરેક ધર્મમાંથી રાખવા જેવું શું છે અને બિનમહત્ત્વનું શું છે, એની ચર્ચા થવી જોઈએ. અને મુખ્ય વસ્તુ એ છે કે કોઈ પણ ધર્મને કોઈ પણ જાતની વિશેષ પ્રતિષ્ઠા કે અધિકાર મળવાં ન જોઈએ. મુસલમાનો અને ઈસાઈઓ હિંદુઓથી હંમેશ રિસાયેલા અથવા અળગા થઈને રહે એ ક્યાં સુધી ચાલવાનું?

એક વાર પાકિસ્તાન કબૂલ્યું. હવે આવો વારો ફરી ન આવે એને માટે શું કરવું જોઈએ તે નક્કી કરવાના દિવસો આવ્યા છે. આજે ઓછી યોગ્યતાવાળા લોકો પણ પોતે 'મુસલમાન' છે કે 'હરિજન' છે એટલા માટે વિશેષ અધિકાર કે સ્થાન માગે છે અથવા ભોગવે છે. એ શું આખર સુધી ચાલવાનું? અત્યારે એ ઠીક છે, પણ હંમેશને માટે એ નીતિ ચાલે તો આપણે હાર્યા છીએ. કોઈ કાળે એક કે મજબૂત થવાના જ નથી.

હિંદુધર્મમાં અને હિંદુસમાજમાં આપણે કેટલાક આંતરિક સુધારા કર્યા તેવા આંતરિક સુધારા બીજાઓએ નથી કર્યા, એ વાત સાચી છે. આપણા સુધારા કરાવવાવાળાઓની પ્રતિષ્ઠા આપણે ન વધારી. બીજા ધર્મવાળાઓ પ્રત્યે આપણે બાહ્ય ઉપચારો ચલાવ્યા છે, પણ તેથી સ્થિતિ શી રીતે સુધરે?

ઈશ્વરે આપણી આગળ ધર્મસમન્વયનું મિશન મૂક્યું છે. આપણે એની વાત તો અભિમાનથી કરીએ છીએ. પણ ધર્મસમન્વય કાંઈ પ્રાણીસંગ્રહાલય નથી. એ એક મહાન સાધના છે, સામાજિક રસાયણ છે. આપણે એને માટે ત્યારે જ લાયક થઈશું જ્યારે ભારતના બધા વતનીઓ કેવળ પોતાની ખાતર નહીં, પણ બીજાઓની ખાતર પણ પોતાના ધર્મમાં ફેરફાર કરશે, સામાજિક જીવનમાં ફેરફાર કરશે. અને પોતાને પ્રિય અને પૂજ્ય જણાતી વસ્તુઓ પણ જરૂર પડયે, સમન્વય ખાતર, જતી કરવા તૈયાર થશે.

સાથે મળીને સહિયારી યાત્રા કરવા જેઓ માગે છે તેમનો ધર્મ છે કે બીજાઓથી આગળ ગયા હોઈએ તોપણ, કેવળ સહયાત્રા ખાતર પાછળ આવવા તેઓ તૈયાર થઈ જાય. આ પણ એક કસોટી છે અને સાધના છે, એમ સમજી આપણે વિચારપૂર્વક તેમ કરવું ઘટે છે.

આ વસ્તુ આપણને આજે સમજાય નહીં, પણ વખતસર સમજ્યા વગર છૂટકો નથી. અને ન સમજીએ તો સમન્વયનું મિશન છોડી દેવું પડશે.

અને સમન્વયનું મિશન છોડયું તો આપણે માટે રહ્યું શું? કેવળ અવિશ્વાસ, સંઘર્ષ, ઝઘડા અને વિનાશ.

કેમ કે સંઘર્ષથી ફાવવાની કળામાં બીજા બધા જ આપણા કરતાં આગળ વધેલા છે, એટલે એમાં આપણે હારી જવાના અને દુનિયાના સર્વનાશમાં મદદગાર થવાના.

ખરેખર, આપણે ભગવાનની પ્રાર્થના કરવી જોઈએ કે સમન્વયનો આ ધર્મ આપણે સ્પષ્ટ રીતે સમજીએ અને અમલમાં મૂકવાની હિંમત કેળવીએ એવું વરદાન અમને આપો.

હવે આપણે ત્યાંના 'શાશ્વત કુળધર્મો અને જાતિધર્મો' વિશે: (આ શબ્દો મેં ભગવદ્‌ગીતામાંથી લીધેલા છે એ તરફ બધાનું ધ્યાન ગયું જ હશે) એમાંથી પ્રથમ જાતિધર્મ અને જાતિભેદ વિશે વિચાર કરીશું, અને તે પણ ગાંધીયુગની પરિણતિ તરીકે.

આ દેશ જાતિબહુલ છે એ તો બધા જાણે જ છે. જાતિઓની સંખ્યા ત્રણસો કે ચારસોની ગણાય છે! એ ત્રણ હજાર સુધી લઈ જઈ શકાય છે; અને એમાં મેં ઉમેર્યું છે કે જાતિમાં ન માનનારા અને જાતિઓ તોડવા ઇચ્છનારા ઇસલામ અને વિશ્વાસી ધર્મો અને પંથો પણ પોતે નવી નવી ન્યાતો હોય એમ વર્તે છે અને વિચારે છે, પરિણામે તેઓએ જાતિની સંખ્યામાં અને એની જટિલતામાં ઉમેરો જ કર્યો છે.

જાતિના સવાલનો ઉકેલ હિંદુઓથી જ આણી શકાય. બીજા કોઈનું એ કામ નથી, અને ગજું પણ નથી.

તરત કરવા જેવો ઇલાજ છે આંતરજાતીય વિવાહ. એ ઇલાજ આપણે ઉત્સાહભેર અને મોટા પાયા પર અજમાવવો જોઈએ. 'એમાં જોખમ છે, સંસ્કૃતિ

નીચે ઊતરી જવાનો ડર છે,' એવી શંકાઓ સાંભળી સાંભળી આપણે થાકયા છીએ. ન્યાત પરત્વે કોઈ સંસ્કૃતિ છે અથવા ટકી છે એમ માનીએ તોપણ એ ન ટકવાનું જોખમ ખેડીને પણ આપણે આંતરજાતીય વિવાહને પ્રોત્સાહન આપવું જોઈએ. સંસ્કૃતિ ઊતરી જવાના ડર પાછળ જે મિથ્યાભિમાન છે તે જ મોટામાં મોટું કુલક્ષણ છે, જે દૂર થવું જોઈએ.

આંતરજાતીય વિવાહ એ કાંઈ વર્ણસંકર નથી. અને જો એને વર્ણસંકર માનો તો એનાથી નરક પેદા થવાનું નથી. નરક વિવાહમૂલક નથી પણ વ્યભિચારમૂલક છે, એટલું તો આપણે જાણવું જ જોઈએ. જૂના વખતમાં જે અનુલોમ-પ્રતિલોમ વિવાહ થયા એમને કોઈએ વર્ણસંકર કહ્યા નથી. અને અનુલોમ-પ્રતિલોમ વિવાહને કારણે કોઈ નરકે ગયાનું પણ વર્ણન નથી! અનુલોમ-પ્રતિલોમ વિવાહ બંધ પડયા એનું કારણ ઉચ્ચનીચભાવને કારણે સેવેલું વર્ણાભિમાન. (અને અનુલોમ-પ્રતિલોમ એવો ભેદ પણ સ્ત્રીજાતિ વિશેના ઊતરતા ખ્યાલને જ આભારી છે.) આશ્રમના પવિત્ર વાતાવરણનો લાભ મેળવવા ત્યાં વિવાહ ઊજવવા ઇચ્છનાર લોકો માટે ગાંધીજીએ નિયમ કર્યો કે પરણનાર વ્યક્તિઓ ભિન્ન ન્યાતિના ન હોય તો તેમને રજા ન મળે.

આપણે ત્યાં સગોત્રવિવાહનો નિષેધ છે. તેમ છતાં ગોત્રસંકરની બીક કોઈએ સેવી નથી. 'વિવાહ તો ભિન્ન ગોત્રમાં જ થાય,' એ નિયમને કારણે ગોત્રો તૂટયાં નહીં. પણ ગોત્રો નિરુપદ્રવી નીવડયાં. એ જ રીતે 'વિવાહ કરવો હોય તો તે પોતાની ન્યાતમાં કરાય જ નહીં,' એવો જો નિયમ થાય તો તેને લીધે જાતિઓ તૂટે નહીં પણ એમાં રહેલો ઉચ્ચનીચભાવ દૂર થશે અને એક એક ન્યાત એ એક એક અલગ વિખૂટો સમાજ છે એવી આજની ખરાબ સ્થિતિ એની મેળે સુધરશે.

જે નિયમ જાતિભેદનું ઝેર ઓછું કરવા માટે છે, તે જ ધર્મો ધર્મો વચ્ચેનું વૈમનસ્ય અથવા મનોમાલિન્ય દૂર કરવા માટે પણ છે. આંતરજાતીય વિવાહ અને આંતરધર્મી વિવાહ એ જ તારક વસ્તુ છે. ગાંધીજીએ એવા વિવાહને આશીર્વાદ જ આપ્યા છે.

વિવાહ એ જીવનસૌખ્ય માટે અને સંસ્કૃતિસંવર્ધન માટે છે, તેથી પરણનાર વ્યક્તિઓ વચ્ચે રહેણીકરણી અને વિચારસરણીની બાબતમાં, સમાનતાની આવશ્યકતા નથી, પરસ્પર અનુકૂળતાની સંભાવના છે કે નહીં એ જ જોવું જોઈએ.

દરેક વિવાહ એક સામાજિક પ્રયોગ હોય છે, અખતરો હોય છે. એની લજ્જત પણ એના અખતરાપણામાં જ છે એ ભૂલવું ન જોઈએ. એક જ પરિવારમાં લોકો પરણતા નથી. જૂના જમાનામાં એક જ ગામનાં છોકરા-છોકરી પરણતાં ન હતાં. એમાં એક મહત્ત્વનું સામાજિક રહસ્ય હતું. એ જ નિયમે હવે 'એક જ ન્યાતમાં ન પરણાય,' એવું રૂપ લેવું જોઈએ. નજીકના સંબંધના વિવાહને સગોત્ર વિવાહ કહે છે. એ biological દોષ નથી, પણ sociological દોષ છે. ન્યાતોને કારણે આખો હિંદુ સમાજ in-breedingના દોષથી દૂષિત અને ગ્રસ્ત થયો છે.

**કુળધર્મ**

જૂના જમાનામાં, અને કંઈક અંશે આજે પણ, રાજકુટુંબોમાં દૂર દૂરની રાજકન્યાઓ પસંદ કરતા હતા. ભારતનો વિવાહસંબંધ ચીન, કામ્બોજ, મિશ્ર, ગાંધાર (કંદહાર), એબિસિનિયા, અસુર આદિ દૂર દૂરના દેશો સાથે થતો હતો. એક જ પરિવારમાં, એક જ ગામમાં ન પરણાય, એ જ નિયમ એમાં વ્યાપક બનાવેલો હતો.

'યુદ્ધસંબંધ ટાળવો હોય તો વિવાહસંબંધ વધારો,' એ તે વખતનું સમાજ-વિજ્ઞાનનું વ્યાવહારિક સૂત્ર હતું. એનો લાભ તરત ભલે ન દેખાય, પણ માનવતા-ના વિકાસની દૃષ્ટિએ આ વલણ અત્યંત મહત્ત્વનું છે.

આપણે બીજશુદ્ધિને નામે અને સંસ્કૃતિરક્ષાની ચિંતામાં ને ચિંતામાં વિવાહ-સંબંધના નિયમો બહુ જ સંકુચિત અને આકરા કર્યા હતા. 'સલામતી શોધવા જતાં પુરુષાર્થ હણાય છે,' એ મહાન સૂત્ર અહીં પણ યાદ કરવા જેવું છે. આંતર-જાતીય વિવાહોમાં જો માનીએ કે એક પક્ષ ખુએ છે તો બીજો પક્ષ, તેટલા પ્રમાણમાં કાંઈક મેળવે પણ છે. બંને પક્ષનું નુકસાન જ છે એમ જ્યાં લાગે ત્યાં એવા સંબંધો પસંદ ન કરીએ. પણ 'અતિસાવચેતીનું જોખમ' ન જ ખેડવું જોઈએ એ સમજવાના દિવસો આવી ગયા છે. પુનર્વિવાહ આદિ બધા સવાલોનો આ દૃષ્ટિએ પણ વિચાર કરવો જોઈએ.

અવિભક્ત કુટુંબપદ્ધતિ આપણે ત્યાં ખૂબ ચાલી. મધ્યયુગીન ઢીલી રાજ્ય-વ્યવસ્થાના કાળમાં અવિભક્ત કુટુંબપદ્ધતિના લાભો ઘણા હતા. એક એક પરિવાર એટલે સમાજશક્તિનું એક એક સમર્થ એકમ. એવાં સામર્થ્ય વગર પરિવારોમાં સ્થૈર્ય આવી ન શકત અને પરિવારનો ઉત્કર્ષ પણ ન થઈ શકત. તેથી જ આ મોટા લાભ તરફ ધ્યાન રાખીને લોકો એ પદ્ધતિના ઘણા દોષો દરગુજર કરતા, સહન કરતા. જૂનાં મોટાં મોટાં કુટુંબોનો મોટામાં મોટો દોષ હતો તે કર્તા મુરબ્બી પુરુષની જોહુકમી. એનો સ્વાર્થત્યાગ, એનો પરિશ્રમ અને એની કુટુંબનિષ્ઠાને કારણે એની જોહુકમી શોભી ઊઠતી. અને રાજ્યસત્તાના જમાનામાં મોટું કુટુંબ પણ એક નાન-કડું રાજ્ય જ હતું. એ જ વસ્તુ ન્યાતિબંધારણ પરત્વે પણ સાચી હતી.

જમાનો બદલાતાં અવિભક્ત કુટુંબપદ્ધતિ વ્યક્તિઓને કઠવા લાગી. નોકરીને કારણે પણ લોકો દૂર દૂર વિખેરાયા અને કુટુંબના કકડા થવા લાગ્યા. આ સ્વાભાવિક ફેરફારનું દુઃખ માનવાનું કારણ નથી. પણ જૂના મોટા પરિવારને બદલે હવે ભિન્ન ભિન્ન કુટુંબો સહિયારું જીવન ગાળતા થાય, Multi-purpose co-operative societyના નિયમો પ્રમાણે બધાને જેમાં અધિકાર છે એવાં સંગઠનો સાધે, અને એમાંથી જ વિશાળ આશ્રમજીવન, કમ્યુનિટી લાઈફ અને ગ્રામદાની સમાજ ઊભા

કરે, – એ હશે અવિભક્ત કુટુંબની ગાંધીયુગની સુધારેલી-વધારેલી આવૃત્તિ. **લોહીના** સંબંધથી અને **વિવાહ** સંબંધથી જ્યાં લોકો બંધાતા હતા, ત્યાં **સામાજિક** જીવન-સંબંધથી બંધાય, એટલો સુધારો હવે થવો જ જોઈએ. આજે એક જ વસતિમાં રહેનારાઓની એક નગરપાલિકા અથવા મ્યુનિસિપાલિટી બને છે, એક સમાજ બનતો નથી. ગ્રામદાનથી ગ્રામસમાજ બનશે એવી આશા છે.

કેળવણીની પદ્ધતિ અને સમાજરચનાનો આદર્શ એ બે વચ્ચે અત્યંત નિકટનો સંબંધ છે. સમાજનાં બધાં જ અંગોને કેળવણી આપ્યા પછી અને બધાને એક જ જાતની કેળવણી આપ્યા પછી સમાજના જૂના વિભાગ કે કકડા ચાલુ રાખવાનું કારણ રહેતું નથી. બધાને એક જ જાતની કેળવણી મળ્યા પછી એટલો જ ભેદ રહી શકે છે કે જેઓ ધનવાન છે અથવા જેમની લાગવગ વધારે છે, એમને સહેલાઈથી ઉચ્ચ કેળવણી મળે છે, અને 'આ બાબતમાં દુર્દૈવી' લોકોને ઓછી. આવા ભેદ હરીફાઈની સંસ્કૃતિમાં સહન કેમ જ થાય? જૂના વખતમાં ધન સાથે જેમ સામાજિક પ્રતિષ્ઠા રહેતી તેમ ગરીબોને મદદ કરવાની સામાજિક જવાબદારી પણ રહેતી અને એમાંથી સામાજિક જીવનની સુવાસ અનુભવાતી. એ બધું નીકળી ગયા પછી સમાજમાં ફક્ત ઈર્ષા જ રહે છે. એમાંથી અંતે સાર્વત્રિક મતાધિકાર અને સમાજવાદ આવવાના જ.

તેથી હવે વર્ણભેદને કે જાતિભેદને કાંઈ કારણ કે અવકાશ રહેતો નથી. પણ એને બદલે, ત્યાગપૂર્વક સમાજસેવા કરનાર અને અધિકાર-લાલસાથી મુક્ત રહેનાર એક નવો વર્ગ ઉત્પન્ન થવાનો. એ વર્ગની નીતિમત્તા, ચારિત્ર્ય અને બાહોશીને કારણે સમાજમાં એ લોકોનો પ્રભાવ વધવાનો, પણ એ લોકોના વર્ગની જન્મ પ્રમાણે ન્યાત બનવાની નથી, ન બનવી જોઈએ.

આજે એ વર્ગ સમાજસેવાની સંસ્થાઓ ચલાવે છે અને સંસ્થાઓ ચલાવવા માટે સરકાર પૈસા આપે છે, તેથી ત્યાગી, નિઃસ્પૃહી લોકો પણ સરકારના ઓશિયાળા – આશ્રિત જેવા બને છે. પણ એ સ્થિતિ કાયમ રહેવાની નથી. ઘણીખરી સંસ્થાઓ તો સરકાર કબજે જ કરે છે. પરિણામે એ બહારથી સુંદર, સમૃદ્ધ અને અંદરથી નિષ્પ્રાણ બને છે. સંધિકાળનો આવો જમાનો પૂરો થયા પછી નિઃસ્પૃહ અને બાહોશ સેવકોની – સરકારી નહીં – પણ સામાજિક પ્રતિષ્ઠા વધવાની. લોકહિતકારી પક્ષને વોટ અપાવવાની એમની શક્તિ સ્થિર થવાની અને પછી ગાંધીજી કહેતા અને ઇચ્છતા હતા તેમ, સમાજની આગેવાની ત્યાગી, જ્ઞાની, નિષ્પક્ષ અને કાર્યકુશળ એવા વર્ગના હાથમાં જવાની, અને સરકારને પણ એમના અભિપ્રાયની કદર કરવી પડવાની. એ સ્થિતિ આવતાં વાર લાગશે, પણ તે આવવાની જ. અને ત્યાર પછી જ સામાજિક જીવન પાટે ચડવાનું.

જિલ્લો ભરૂચ, ચરોતર તરફ સંગીતની કદર વધી અને સૌરાષ્ટ્રમાં તો શ્રી ઝવેરચંદ મેઘાણી અને રાજકોટની રાષ્ટ્રીય શાળા તરફથી સૌરાષ્ટ્રનો સારોસરખો ફાળો મળ્યો. (અને લોકસાહિત્યમાં ઝવેરચંદ મેઘાણીનો ફાળો તો સુવિદિત છે.) અમદાવાદ અને મુંબઈના ધનિક અને સંસ્કારી વર્ગમાં સ્વદેશીનું ગૌરવ પહોંચ્યું. એમણે મણિપુરી, કથકલી, ભરતનાટયમ્ વગેરે નૃત્યના ગુણીજનોને બોલાવી, એ કળાપ્રકારો ગુજરાતમાં દાખલ કર્યા. રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓમાં સંગીત અને નૃત્યને સ્થાન મળવાથી અને જાહેર કાર્યક્રમોમાં ગરબા આદિ નૃત્યોને મહત્ત્વ મળવાથી આખા ગુજરાતમાં —શહેરોમાં તેમ જ ગામડાંઓમાં—કળાનો નવયુગ બેઠો એમ કહી શકાય. આમાં હવે પછી નવા નવા પ્રયોગો થવાના અને પ્રજાયુગને અનુકૂળ સમૂહસંગીત ઊભું થવાનું.

હવે તો સ્વરાજ સરકારને પણ આવી પ્રજાકીય લોકપ્રિય પ્રવૃત્તિને પોષણ આપવાનું જરૂરી જણાયું છે. જૂના કાળમાં રાજાઓ ગુણીજનોને જે પ્રોત્સાહન આપતા તે હવે પ્રજાકીય સરકાર આપશે. હવે સાહિત્ય સાથે સંગીત, નૃત્ય, નાટય, ચિત્રકળા, સ્થાપત્ય, ઉત્સવો, મૂર્તિવિધાન અને ઘરનાં વાસણો તેમ જ રાચરચીલામાં કળાએ પોતાનું સ્થાન મેળવ્યુ છે, એમાં નવો યુગ બેસશે.

ફરક એટલો જ કે ગાંધીયુગના પ્રારંભમાં સ્વદેશી, સ્વભાષા, સ્વધર્મ અને પોતાની સંસ્કૃતિ પ્રત્યેનાં આદર, અભિમાન, નિષ્ઠા અને ભક્તિ હોવાથી, જૂનાનો પુનરુદ્ધાર કરવા તરફ લક્ષ વધારે હતું. એ કામ પ્રાથમિક જાગૃતિ પૂરતું પૂરું થયું ગણાય. પુનરુદ્ધારનું કાર્ય સાચવવા પૂરતું જ અને ભૂતકાળને સજીવન કરવા પૂરતું જ હોવાથી તેમાં નવનિર્માણને અવકાશ ઓછો હોય છે. એમાં જે છે તે સાચવવાની **ક્ષેમવૃત્તિ** જ હોય છે. એની સાથે નવું મેળવવાની અને ત્યાર પછી નવું સર્જવાની **યોગવૃત્તિ**ની શક્તિને અવકાશ મળે ત્યારે જ માનવી આત્માને સંતોષ થાય છે.

દાખલા તરીકે, કવિવર રવીન્દ્રનાથે બંગાળી સંગીતમાં બાઉલ સંપ્રદાયનું લોકસંગીત ઉમેરીને પ્રતિષ્ઠિત કર્યું. ત્યાર પછી, અથવા એની સાથે, હિંદુસ્તાની સંગીત, અરબી સંગીત તેમ જ અંગ્રેજી સંગીતમાંથી પણ પ્રેરણા મેળવી, નવા નવા રાગો એમણે ઉપજાવ્યા. આપણે ત્યાં પણ આપણે બંગાળી સંગીતની અસર થવા દીધી અને વધાવી લીધી. પણ આટલાથી જ નવનિર્મિતિને સંતોષ થવાનો નથી. આપણે ત્યાં સંગીતના જાણકારોની સંખ્યા અને પ્રતિષ્ઠા વધી, પણ નવનિર્મિતિનો પ્રાણ હજી જાગ્યો નથી. ઘરની જૂની વિવિધ સંસ્કૃતિમાં તરબોળ થયા પછી જ સંસ્કારી આત્માઓ નવનિર્મિતિની હિંમત કરે છે, કાચી તૈયારી સાથે નવનિર્મિતિના પ્રયત્નો થશે તો એમાં પ્રાણ ખીલે નહીં. પણ નવજાગૃતિ સાથે જ્યારે જીવનસમૃદ્ધિ અને સંસ્કારિતા ખીલશે ત્યારે જ નવનિર્મિતિ શરૂ થવાની.

એ નિર્મિતિ કેવું રૂપ લેશે એ જ સવાલ આપણી આગળ આજે છે.

સાહિત્યમાં શું, ચિત્રકળામાં શું કે સ્થાપત્યમાં શું, આપણે ભૂતકાળને સજીવન કરવા તરફ જરા સરખો વખત ગાળ્યો, અને તરત જ આંતરરાષ્ટ્રીય થવાના કોડથી પરદેશ પાસેથી ઉછીનું લેવા ઉત્સુક થયા. ઉછીનું લેવામાં જરાય વાંધો નથી, આદાનપ્રદાન તો જીવનનો નિયમ જ છે. પણ જે લઈએ તે આત્મસાત્ કરતાં આવડવું જોઈએ. આપણે ખોરાક ખાઈએ છીએ, દૂધ પીએ છીએ, પણ ખાધા પછી શરીરમાં એનું લોહી, માંસ, મજ્જા, હાડકાં અને વીર્ય થવાં જોઈએ.

હવે જોવાનું છે કે ગુજરાતમાં નવસર્જન કેવું થાય છે. 'સર્જન માટે સર્જન' એવો આંધળો અને નિષ્પ્રાણ પ્રયાસ ન જ થવો જોઈએ. જીવન સમૃદ્ધ થાય અને કંઠ પ્રાણથી ભરાય ત્યારે જ જેમ પક્ષીના ગળામાંથી ગાયન સ્ફુરે છે તેમ જ જીવનસમૃદ્ધિ પછી યૌવનસહજ નવનિર્મિતિની સ્ફૂર્તિમાંથી જે પેદા થાય તે જ નવયુગને કૃતાર્થ કરશે. એમાં ગાંધીજીની પ્રેરણાનો ફાળો એટલો જ હશે કે નવ નિર્મિતિમાં, ક્ષીણતા આણતી વિલાસવૃત્તિ કરતાં, સંયમ દ્વારા ખીલતી પ્રસન્ન નવશક્તિનો આવિષ્કાર કરવાની પ્રાણવાન સિસૃક્ષા હશે. જીવનને છીછરું કે વિકૃત ન બનાવતાં પ્રસન્નગંભીર કરવાની મહત્ત્વાકાંક્ષા હશે અને એથીયે વિશેષ, ઈતિહાસ-વિધાતાની ઈચ્છા પ્રમાણે આ દેશમાં ભેગા થયેલા અનેક વંશો (races) સહજીવન માણતી અહીંની અનેક સંસ્કૃતિઓ, એકબીજાના સહવાસથી એકબીજાનું રહસ્ય સમજનાર અને એકબીજાનો સ્વીકાર કરનાર અનેક ધર્મો જ્યારે સમન્વય સાધશે ત્યારે એમાંથી વિશ્વકલ્યાણકારી વિશ્વસંસ્કૃતિની ઝાંખી આપણને મળશે.

આમ થતાં એમાં કોઈ વિકૃતિ કે વિઘ્ન ન આવે અને આપણે આડે રસ્તે ન જઈએ, એટલી જ વિશ્વવિધાતા પ્રત્યે આપણે પ્રાર્થના કરીએ.

ગાંધીયુગનું સ્વરૂપ શું? દુનિયામાં ફેરફારો થવાના જ. ગાંધીયુગ પછી આંધી-યુગ પણ આવી શકે. એટલે ત્યાં સુધી આપણે આપણા યુગને ગાંધીયુગ કહીશું એ મન સાથે નક્કી હોવું જોઈએ.

હું માનું છું કે સર્વોદય અને સમન્વય એ ગાંધીયુગની વિશેષતા છે. જ્યાં સુધી માણસમાં સંકુચિતતા અને સ્વાર્થ પ્રધાનપણું ભોગવે છે ત્યાં સુધી સમાજમાં નાનામોટા વર્ગો, વિભાગો અને ટોળાંઓ રહેશે, અને જ્યાં સુધી સમાજના કકડા થઈ વિભક્તપણું ચાલશે ત્યાં સુધી સંઘર્ષ, કૂડકપટ અને યુદ્ધો ચાલવાનાં જ. સત્યનો આગ્રહ ત્યારે જ ટકશે, જ્યારે સમાજ સર્વોદયનો આદર્શ સ્વીકારશે. સત્ય અને સર્વોદય એ પૂરેપૂરાં પરસ્પરાવલંબી છે. સમન્વય એ એમની પ્રાણશક્તિ હશે.

જ્યાં સર્વોદય આવ્યો ત્યાં શાસ્ત્રાર્થ, વાદવિવાદ, સંઘર્ષ અને યુદ્ધો દૂર થઈ સમન્વયની વૃત્તિ જ પ્રધાન થવાની.

હિંદુ ધર્મમાં અનેક સાધનાઓ, અનેક ધર્મસંસ્થાપકો, અનેક ધર્મગ્રંથો, અનેક ઉપાસ્ય દૈવતોનો વિશાળ પરિવાર છે. જ્ઞાન, ભક્તિ, ધ્યાન, કર્મ આદિ જાતજાતની યોગસાધનાઓ પણ આપણે ખીલવી છે. સમન્વયવૃત્તિ વગર એ શક્તિરૂપી ન નીવડત. એ શક્તિ જ ફરી સજીવન, વ્યાપક અને ઉદાર કરવી જોઈશે. ધર્મનું

વિશાળ, વિરાટ, ધર્મકુટુંબ સ્થાપન કરવામાં કોઈનો સંકુચિત જિદ્દી આગ્રહ નહીં ચાલે. આપણે બહુ બહુ તો અનુનય કરવાના. પણ વ્યાપક સાર્વભૌમ એકતાનું આકર્ષણ જ એટલું જબરદસ્ત અને અમોઘ હોય છે, કે બધા ધર્મોનો એક ધર્મ-પરિવાર બંધાતાં હવે બહુ વાર નથી. સર્વોદયવૃત્તિ ધર્મો ઉપર પણ અસર કરવાની.

જેમ જેમ આખી દુનિયાની પરિસ્થિતિનો વિચાર કરું છું તેમ તેમ વધુ ને વધુ સ્પષ્ટ થાય છે, કે આપણે સર્વસમન્વયકારી સર્વોદયી આશ્રમોની સ્થાપના કર્યા વગર છૂટકો નથી. સર્વસમન્વયનાં વર્ણનો સાંભળી અને કાલ્પનિક ચિત્રો વાગોળી સમાજ રાજી તો થાય છે, પણ સામાજિક પ્રયોગ કરવાની લોકોની હિંમત થતી નથી. પ્રયોગશાળામાં નાના પાયા ઉપર પ્રયોગ કરી જોયા પછી એ સફળ થાય છે એવા પ્રત્યક્ષ અને જીવતાજાગતા ફાવતા પ્રયોગો રજૂ કરીએ ત્યારે જ સમાજ એ દિશાએ પ્રયાણ કરતાં ક્રાંતિકારી હિંમત બતાવે છે.

ગાંધીજીએ પોતાના જમાનામાં શકય હતો એવો એક આશ્રમ-પ્રયોગ કરી બતાવ્યો. રવીન્દ્રનાથ, અરવિંદ ઘોષ, સ્વામી વિવેકાનંદ, શ્રીમતી એની બેસંટ અને ગાંધીજી જેવાઓએ નવસમાજરચનાના અનેક પ્રયોગો કરી બતાવ્યા. આર્યસમાજી ગુરુકુળોને પણ આમાં જ ગણી લઈએ. આવા પ્રયોગો નાનાસૂના ન હતા. એમનાં ફળ પણ બહુ સારાં આવ્યાં. છતાં કહ્યા વગર છૂટકો નથી કે આ બધા હિંદુ-પ્રયોગો જ હતા. આમાં મોટેભાગે હિંદુઓએ જ ભાગ લીધો હતો. પરિણામે એમાં ઉદાર હેતુનું વાતાવરણ જ ખીલ્યું. મને કહેતાં સંકોચ નથી કે મુસલમાન અને ખ્રિસ્તી સમાજો પ્રયોગપરાયણતામાં પછાત કોમો છે. ભારતની વિશાળ સર્વ-સમન્વયકારી એકતા સાથે ભળીને એકરૂપ થવાની હિંમત અને મહત્ત્વાકાંક્ષા હજી એ લોકોએ કેળવી નથી. ભારતની એકતા સ્વીકારવા માટે આ લોકો આર્થિક અને રાજ-નૈતિક કિંમત માગ્યા જ કરશે તો એવી એકતા મજબૂત થવાની નથી અને આ કોમોની પ્રતિષ્ઠા કે પ્રગતિ પણ થવાની નથી.

ઉત્તમ ઉપાય તો એ છે કે સામાજિક રીતે આ અન્યધર્મી કોમો પણ આપણી સાથે ઓતપ્રોત થઈ જાય એવા પ્રયોગો આપણે કરવા જોઈએ. હિંદુઓની અંદર જ્યાં સુધી જાતિઓનું અળગાપણું કાયમ રહેશે ત્યાં સુધી કેવળ રાજનૈતિક જ નહીં, પણ આપણી સાંસ્કૃતિક મજબૂતી પણ જોખમમાં રહેવાની. અળગાપણું આપણને એટલું બધું સદી ગયું છે કે એને કારણે જ આપણી આઝાદી પણ નબળી પડે છે એ વસ્તુ આપણા હૃદયમાં ઊગતી જ નથી. અમેરિકામાં યહૂદી-ઓને અને કાળા નિગ્રોને રાષ્ટ્રૈકયમાં ભેળવવાના જે પ્રયોગો ચાલે છે એમાં એ લોકોએ ઘસીને કહ્યું છે કે અમુક કોમ પ્રત્યે જૂના વખતમાં અન્યાય થયો હતો અથવા એમને અલગ રાખવામાં આવતા હતા એ કારણસર કોઈ પણ કોમને આજે ખાસ અધિકાર નથી જ મળવાના. એમનું અળગાપણું જો રાષ્ટ્ર સ્વીકારે તો રાષ્ટ્રની એકતા ટકી નહીં શકે. કોઈ પણ ઠેકાણે કોઈ પણ કોમના લોકોને અન્યાય થતો હોય

તો તે દૂર કરવા ખાતર ખાસ બોર્ડો અથવા કોર્ટો નિમાશે, fair practice boards નિમાશે, અન્યાય દૂર કરવા માટે પ્રયત્નની પરાકાષ્ઠા કરીશું, પણ કોઈ પણ કોમ કે વર્ગનું નોખાપણું, અળગાપણું સ્વીકારવાના નથી જ. આપણે ત્યાં આ જ જાતની નીતિ દાખલ કરવાના દિવસો આપણે નજીક આણવા જ જોઈએ.

ફક્ત કેળવણીની બાબતમાં અને આર્થિક સહાય આપવામાં પછાત કોમોને કોમવાર મદદ આપવાની નીતિ થોડા વખત સુધી ચલાવવાની જરૂર છે. કોમવાર મદદ ન આપીએ તો ઉપલી કોમના ગરીબ લોકો બધી મદદ ખાઈ જશે અને જેઓ વરસો સુધી પછાત રહ્યા છે એમના સુધી મદદ પહોંચવાની નથી.

કેળવણીની બાબતમાં ભવિષ્યની દિશા કેવી હોવી જોઈએ એનો થોડોક ઈશારો મેં બીજા વ્યાખ્યાનમાં કર્યો જ છે. પછાત કોમોની કેળવણી એમની જ ભાષામાં શરૂ કરી એ ભાષાનો પ્રવાહ કોઈ મોટી ભાષામાં ભેળવી દેવો તે સમન્વયની નીતિ જ બધી રીતે અનુકૂળ નીવડશે. ગુજરાતની પછાત કોમો જે ભાષા બોલે છે તે ભાષામાં એકાદ વરસ એમની કેળવણી શરૂ કરી એ ભાષાનો પ્રવાહ ગુજરાતીમાં આણી ભેળવી દેવો એ જ ઉત્તમ ઉપાય છે.

ગુજરાતમાં પારસી કોમનો સ્વભાવ અને વલણ રાષ્ટ્રીય એકતા માટે બધી રીતે અનુકૂળ છે. આપણે એમને અલગ ન રાખીએ, એમને અલગ રહેવા પણ ન દઈએ. પારસી ગુજરાતીની કેટલીક ખાસિયતો આપણે આપણી ગુજરાતીમાં દાખલ કરીએ અને પારસી ગુજરાતી ધીમે ધીમે સામાન્ય ગુજરાતીમાં ભળી જાય એવા પ્રયોગો અથવા પ્રયત્નો આપણે કરવા-કરાવવા જોઈએ. આપણી રહેણી-કરણીમાં એટલો પણ ફરક જો આપણે ન કરીએ તો આપણે ભવિષ્ય માટે જીવતા નથી એવું સિદ્ધ થશે. પારસી કોમનો ઈતિહાસ, એમના તહેવારો, એમના મોટા મોટા નેતાઓ વિશે આપણાં પાઠયપુસ્તકોમાં જ નહીં પણ આપણા સાહિત્યમાં પણ પૂરેપૂરું સ્થાન હોવું જોઈએ. ગુજરાતી ઈસાઈઓને પણ આપણે પૂરેપૂરા અપનાવવા જોઈએ. એ જ વસ્તુ, ખોજા, મેમણ અને બીજા મુસલમાનોને માટે. સામાજિક અળગાપણું કેળવવું અથવા બરદાસ્ત કરવું એ સમન્વયકારી હિંદુ-સંસ્કૃતિનો પરાભવ છે, દ્રોહ છે, એ આપણે સમજી લેવું જોઈએ. પરદેશ ખેડતાં આપણે જે ઉદારતા અને સમન્વયકારિતા પોતાની સગવડે સ્વીકારીએ છીએ, એ જ સ્વદેશમાં અને આપણા ઘરમાં પણ દાખલ કરવી જોઈએ. એ જ સાચી સંસ્કૃતિ છે. બાર ભૈયા અને તેર ચૂલા એ આપણી સંસ્કૃતિની લાંબા વખત સુધી ચાલેલી વિકૃતિ છે.

જે વસ્તુ કેળવણી બાબતમાં સૂચવી છે, એ જ વસ્તુ સમાજમાં અને સાહિત્ય-માં આવવી જોઈએ.

એક વાર શ્રી હુમાયુન કબીરની લખેલી એક મજાની નવલકથા વાંચી હતી. પૂર્વબંગાળના જીવન વિશે એ હતી. દેશના ભાગલા પડ્યા એ પહેલાંની એ નવલ-કથા. છતાં એ આખી નવલકથામાં એક પણ હિંદુ નામ ન મળ્યું. હું સમજી ગયો

કે ત્યાંના હિંદુઓ અને મુસલમાનો એક જ જમીન ખેડતા છતાં, એક જ નદીનું પાણી પીતા છતાં અને એક જ સંસ્કૃતમય બંગાળી ભાષા, સરખા જ ઉત્સાહથી બોલતા-લખતા છતાં કોમ તરીકે અલગ અલગ રહે છે. આ અળગાપણું રોટીબેટી-વહેવારના સંકુચિતપણાને લીધે એટલું વધ્યું છે કે આપણી આઝાદી, આપણી એકતા અને આપણી સંસ્કૃતિની સૌથી મહત્ત્વની ખાસિયતો એ ત્રણેય જોખમમાં છે. સમન્વય અને સર્વોદય એ જ હશે ગાંધીયુગની પરિણતિ. એમાં પ્રજાકીય ભાષાનું પ્રાધાન્ય હશે અને કોઈ પણ ભાષાનો બહિષ્કાર નહીં હોય. યંત્રો આવવાથી ગાંધીયુગનું ગાંધીપણું મટવાનું નથી. જો શોષણ ટકે અને સંસ્કૃતિ ક્ષીણ થાય તો જ સર્વોદય લજવાશે. સત્ય, સંયમ, અહિંસા, સમન્વય, સહયોગ, શાંતિ અને સર્વોદય એ જ હશે ગાંધીયુગની ખાસિયત અને ખુશબો.

# ૧. અધ્યયનની નોંધો

### ૧. વિચારવા લાયક પાઠાન્તર

ગીતામાં અઢારમો અધ્યાય, સત્તરમો શ્લોક જુઓ.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाल्लोकान् न हन्ति न निबध्यते ।।

બંગભંગ પછીના દિવસોમાં કાવતરાખોર લોકો આ શ્લોકનો આધાર લઈને કહેતા કે જે માણસની બુદ્ધિ લિપ્ત નથી થઈ અને જેને અહંકાર નથી તે ત્રણે લોકોનો નાશ કરે, તોયે નથી એ કોઈને મારતો અને નથી એને કર્મનો બંધ થતો.

આટલો આધાર મળ્યા પછી બૉમ્બ ફેંકનાર ધર્મવીરની બુદ્ધિ નિર્લેપ જ હોય છે અને એને જગયે અહંકાર નથી હોતો એમ માની લેતાં વાર કેટલી!

સંન્યાસોપનિષદમાં એ જ શ્લોક નીચે પ્રમાણે છે:

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते
यः समः सर्वभूतेषु जीवितं तस्य शोभते ।। ३९ ।।

આ પાઠાન્તર કોણે, ક્યારે, અને કેમ કર્યું હશે? સુધારો સુંદર દેખાય છે.

### ૨. અન્નની નિરુક્તિ

નિરુક્તિ એટલે વ્યાખ્યા, વિવરણ, સ્પષ્ટીકરણ. ઘણી વાર આ સ્પષ્ટીકરણ કૃત્રિમ અને કાલ્પનિક હોય છે પણ તેમાં ચમત્કૃતિ હોય જ છે. [निरुक्तिर्योगतो नाम्नां अन्यार्थत्व–प्रकल्पनम् । ]

તૈત્તરીય ઉપનિષદમાં અન્નની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે આપી છે:

अद्यते अत्ति च भूतानि तस्मादन्नं तदुच्यते । २–२ ।।

પ્રાણીઓ તરફથી એ ખવાય છે અને એ પ્રાણીઓને ખાય છે માટે એને અન્ન કહે છે. ભૂખ જેટલું જ ખાઈએ તો અન્નમાંથી પ્રાણ વધે છે પણ જિહ્વા-લૌલ્યથી વધારે ખાઈએ તો એ જ અન્ન પ્રાણ હરે છે. એટલે કે અન્ન જ આપણને ખાઈ જાય છે. માટે જ મનુએ કહ્યું છે:

अनारोग्यं अनायुष्यं अस्वर्ग्यं चातिभोजनम् ।
अपुण्यं लोकविद्विष्टं तस्मात् तत् परिवर्जयेत् ।।

### ૩. તર્કુ: कर्तन-साधनम्

ત્રાક, તકલી, કાંતવું આ શબ્દો ક્યાંથી આવ્યા હશે?

कृत् (६ परस्मै.) કટકા કરવા; પીંજવું. कृत् (७ परस्मै.) કાંતવું; લપેટવું.

કૃત પરથી કાંતવાના સાધન તરીકે ત્રાકને પ્રથમ કર્તૂ કહેતા હશે. પાછળથી અક્ષરો ઉલટાવીને (वर्णविपर्ययात्) તર્કુ બન્યું છે. આજથી લગભગ સવાબે હજાર વર્ષ પહેલાં લખેલા એક ગ્રંથમાં तर्कु શબ્દ મળે છે. નગરવાસી ગૃહસ્થનું ઘર કેવું હોય, તેમાં શું શું હોય એનું લાંબું વર્ણન કરતાં વાત્સ્યાયન લખે છે કે તર્કુ અને તક્ષ (કાંતવાની ત્રાક અને સુથારની ફરસી) એ બે વસ્તુઓ ઓશરી પર જરૂર હોય. આ વર્ણન કોઈ કારીગર કે ગરીબ માણસના ઘરનું નથી પણ મોજીલા નાગરિકનું છે. ત્યાં પણ આ બે વસ્તુઓ તો હોવી જ જોઈએ.

तर्कु એટલે ત્રાક અથવા તકલી.

तर्कुपिंड, तर्कुपीठी, तर्कुलासकः એટલે તકલીનો પૈસો અથવા ભાર, ગોળો.

ગીર્વાણ-લઘુકોષમાં એને તકલી રાખવાનું પાત્ર કહ્યું છે.

ચાણકયના અર્થશાસ્ત્રમાં રૂ કાંતવા આપીને સૂતર ભેગું કરવાનું અને વણાટ ઉપર દેખરેખ રાખવાનું સરકારી खादीखातुं વર્ણવ્યું છે.

**૪. મુખ = પાસા**

અનેકમુખ છે મણિ ને જેને મુખે મુખે પ્રકાશ,
એક દીવો મારે અંતર જેને રોમે રોમે ઉજાસ.

ઉપલી લીટીઓ અખાની છે. હીરા માણેક જેવા રત્નમણિને જે બાજુઓ હોય છે તેને આપણે ‘પાસા’ અથવા ‘દાણા’ કહીએ છીએ. અખાએ આપણને શબ્દ આપ્યો છે ‘મુખ’. અંગ્રેજીમાં પાસાને ‘ફેસેટ્’ કહે છે. એનો શબ્દાર્થ પણ મુખ જેવો જ થાય છે. છતાં ‘મુખ’ એ તરજુમિયો શબ્દ નથી.

**૧૯૨૬**

## ૨. ઉપદેશક નહીં, પણ સહાનુભૂચક

[ એક **પત્રમાંથી** ]

તમે એક અસાધારણ કામ બહુ જ સહેલાઈથી કરી શકો એવી સ્થિતિમાં છો. આપણે ગામડાં વિશે તાત્ત્વિક વાતો ખૂબ બોલીએ છીએ, પણ તેમાં local colour (પ્રાદેશિક ખૂબી અને ખુશબો) બહુ જ ઓછા આવે છે. તમે જો સુંદર સુંદર રેખનો (sketches) (નીતિપાઠનું દોહન કર્યા વગરના) અવારનવાર લખી કાઢો તો તે સાહિત્યનું એક સ્વતંત્ર ક્ષેત્ર દીપાવશે. ભીલો, રાનીપરજ, દૂબળાઓ, સાધુડાઓ, ટોશીઓ, વિધવાઓ, ગામડાંના મુખીપટેલો, જૂના જમાનાનું રોદનશ્રાદ્ધ કરનારા ગોરબ્રાહ્મણો, મંદિરના મુખિયાજીઓ, તેમ જ શીતળામાતા, બળિયાકાકા વગેરે દેવોના દરબારો વગેરે અનેક વ્યક્તિઓ અને પ્રસંગોનું

અતિશયોક્તિ-વિહીન, ટોળ, નિંદા કે તિરસ્કાર વગરનું ચિત્રવર્ણન જો આપો, તો સમાજ-સેવાની કેટલીય દિશાઓ તમે સહેલાઈથી સૂચવી શકશો. વિશ્વાસી બનેલા કે આગાખાની બનેલા ભોળા ખેડૂતો અને હરિજનોના વિચારોનું આબેહૂબ વર્ણન આપો તો કેવું મજાનું! માત્ર તેમાં તે તે પંથના પ્રચારકોની બેવકૂફી અથવા લુચ્ચાઈ ઉઘાડી પાડવાનો હેતુ ન હોય, બધે ખુશમિજાજી વિનોદ (gentle humour), હાર્દિક સમભાવ (living sympathy), અને દરેક સ્થિતિમાં રહેલું કાવ્ય, સૌંદર્ય અથવા કારુણિકતા, એ બધું હોવું જોઈએ. કરુણ પ્રસંગો પણ વધારે પડતી કળાથી ચીતરીએ તો કળા પાછળ કારુણિકતા જ ઢંકાઈ જાય છે. કળા જો મિશનને જ ખાઈ જાય તો તેને ડાકણ કહેવી જોઈએ. ક્યાંયે અકર્મણ્ય આરામ-તલબ સંતોષની (supineness) તો ગંધ પણ ન હોવી જોઈએ. લોકોનો પુણ્યપ્રકોપ (righteous indignation) જાગ્રત કરતાં પહેલાં અપાર સહાનુભૂતિ (sympathy) કેળવવી જોઈએ, નહીં તો પુણ્યપ્રકોપ પણ નાટકી રૂપ ધારણ કરે. તેથી રોમાંચ જાગ્રત થાય પણ હૃદય ચાલે નહીં. કર્મોદ્યત ન થાય.

બીજું, આપણે આપણા પૂર્વનિર્મિત અભિપ્રાયો પ્રમાણે ગામડાંના લોકોની ધાર્મિક, સામાજિક, રાજકીય હાડમારીઓની વાતો કરીએ એ કામનું નથી. તેમની જે પ્રત્યક્ષ હાડમારીઓ જોઈએ છીએ તે, અને તેમને કઈ વસ્તુઓ હાડમારી જેવી લાગે છે, તે બધું નજરોનજર તપાસવું જોઈએ. આ કામને માટે ખાસ વખત કાઢવો પડે એમ નથી. આપણે ગામડાંમાં ઉપદેશક તરીકે ફરીએ, પોતાનો જ અવાજ સાંભળવામાં મશગૂલ રહીએ, ત્યાં સુધી આપણે આંધળા અને બહેરા જ રહેવાના. ગામડાંમાં જો ઉપદેશકને બદલે સહાનુભૂયક થઈને ફરીએ તો ઘણું જાણવા-નું મળે. ઉપદેશક હોય તે ગામડાંમાં બહુ તો ફંડ અને પ્રતિષ્ઠા મેળવી શકે છે. સહાનુભૂયક પ્રેમ અને વિશ્વાસ મેળવી શકે છે. તમે ઉપદેશક તરીકે ફરો અને ગામડાંની સ્થિતિનું વર્ણન કરો તો તેમાં મિશનરી લોકોએ 'સ્વદેશ' મોકલેલા રિપોર્ટની છટા આવવાની જ. સહાનુભૂયક તરીકે ફરો તો અત્યંત સાદું, સૌમ્ય, પણ ક્રાંતિકારક જીવતું સાહિત્ય પેદા કરશો.

૧૯૨૯

## ૩. ઢેડ કેમ બનાવ્યાં?

એક નાનકડું ગામ હતું. બહુ જૂનું એટલે એમાં જૂની વ્યવસ્થા હતી. વાણિયાનાં ઘર એક બાજુ પર, બ્રાહ્મણોનાં ઘર બીજી બાજુ. પાટીદારો અને ગરા-સિયાઓનાં સ્થાન પણ નોખાં નોખાં. એક બાજુ પર બે મુસલમાન ભાઈઓનાં બે ઝૂંપડાં અને એની પાસે જ એક અર્ધી ભાંગી ગયેલી કબર. ગામ બહાર એક મોટો

કૂવો. એની આસપાસ કાદવ અને ખાબોચિયાં. એક બાજુ પર કોસનું થાળું. ત્રણ બાજુ ત્રણ ગરેડી, એક બાજુએ બ્રાહ્મણ-વાણિયા પાણી ખેંચે, બીજી બાજુએ વાઘરી અને ભરવાડ. ત્રીજી ગરેડી છે તે બે મુસલમાન ભાઈઓ માટે. લોકોનાં વાસણો જ્યારે અંદર પાણીમાં ઊતરે છે ત્યારે પવિત્ર હોય છે. બહાર આવ્યાં એટલે એનો છાંટો પણ સહન ન થાય!

એક અંત્યજ છોકરી એના બે નાના ભાઈઓને સાથે લઈ પાણી ભરવા આવી. દરેક ગરેડી પાસે જઈને કરગરીને કહે, "ભાઈશા'બ, અમને પાણી આપો."

"લે, પેલા હવાડામાંથી." દરેક ઠેકાણેથી એક જ જવાબ મળ્યો.

"રોજ ત્યાંથી જ પાણી લઉ છું પણ કાલે પેલા ધોળી ટોપીવાળા માતમાજીના માણહ કહી ગયા છે કે એ પાણીને લીધે જ તારી મા સાજી થતી નથી. થોડુંક આપોને પાણી ભાઈશા'બ."

જ્યાં કોઈ જવાબ પણ ન દે ત્યાં પાણી મળવાની આશા શી? પેલા મુસલમાને કહ્યું, "ઝટ આવ અહીં, પાણી જોઈતું હોય તો. તમારે માટે બધા અહીં નવરા બેઠા છે?"

છોકરી દોડતી ગઈ. ત્રણમાંથી બે વાસણ ભરીને પાણી મળ્યું. છોકરાં હરખાતાં હરખાતાં ઘેર ગયાં.

૨

"મા, મા, આજે બે ઘડા પાણી મળ્યું."

"બહુ થયું બેટા, કાલ સુધી પીવા માટે ચાલશે ને! એઠાં વાસણ તો પછવાડેના ખાબડામાં વીછળાશે."

"પણ મા, આપણને પાણી કેમ ભરવા નથી દેતા? વાઘરી ભરે છે, મુસલમાન ભરે છે, એમના કરતાં આપણાં માટલાં કંઈ ઓછાં ચોખ્ખાં નથી?"

"ભગવાને જ કર્યું છે. આપણે ઢેડ છીએ. આપણને શી રીતે ભરવા દે?"

"આપણે ઢેડ શા માટે થયાં?"

"એ કેમ જાણી શકીએ? એની પાસે જઈશ ત્યારે ખબર પડશે."

ડોશી ભગવાનને પૂછવા ગઈ ખરી પણ એને મળેલો જવાબ આપણને કોણ સંભળાવે?

૩

છોકરાંના બાપે પોતાનું ખેતર વીસ વરસને માટે ગીરો મૂક્યું હતું તે પાછું એના હાથમાં આવ્યું જ નહીં. મોટો દીકરો પ્લેગમાં મરી ગયો. પછી બાપે દારૂ પીવાનું શરૂ કર્યું. એમાં ઘર પણ ગયું. ઢેડવાડાને છેવાડે એનું ઘર હતું. એક વાણિયાએ તે ખરીદી લીધું. તેમાં હવે વાણિયાનાં વરસનાં છાણાં ભરાય છે. આંગણામાં ખાતરના ઢગલા કર્યા છે. ખેતર ગયું, ઘર ગયું, અને દારૂડિયો ડોસો પણ ગયો. ડોશી હવે ક્યાં જાય? જ્યાં માણસનું ઘર ન બંધાય, ખેતી ન કરાય, ઢોર ચરી ન

શકે, એવે ઠેકાણે એક ખાબોચિયા પાસે એણે ઝૂંપડી બાંધી. છાપરા પર કટાઈ ગયેલાં ટિનનાં પતરાં. એ ઊડી ન જાય એટલા માટે એના પર મોટા મોટા પથરા મૂક્યા. ઝૂંપડી મહેમાનગીરીમાં બહુ જ ઉદાર. અંદર તડકો આવે, પવન આવે, અને ચોમાસામાં પાણીના રેલા પણ આવે. ત્રણ છોકરાં ખાટલા પર સૂઈ રહે. ડોશી ઘાસ પાથરીને જમીન પર સૂએ. એને દવા કોણ આપે? અને કામે ન જાય તો ખાવાનું ક્યાંથી મળે? ટાઢ વાય ત્યારે એક ખૂણે પડી રહે. ટાઢ ઊતરી કે તાવમાં ને તાવમાં કામે ચડે. ગામમાં એ બધે ફરતી. પણ કોઈ કાળે કોઈની ચીજ ઉઠાવવાનું એને મન નહોતું થતું. મળે ત્યારે મજૂરી કરે, નહીં તો માગીને રોટલા ખાય. એને ભગવાનનો ભરોસો ભારે હતો.

આખરે ડોશી ભગવાન પાસે ગઈ. એણે ભગવાનને પૂછ્યું હશે કે અમને ઢેડ કેમ બનાવ્યાં? અને ભગવાને કહ્યું હશે કે હું કંઈયે જાણતો નથી. મેં તો તમને સમજુ અને શાસ્ત્ર વાંચનાર એવા મોટા ભાઈઓના આશ્રય તળે રાખ્યાં હતાં. તેમને બધી ખબર હોવી જોઈએ.

**૧૯૨૯**

# ૪. લંકાનો ટૂંક ઇતિહાસ

લંકાદ્વીપ હિંદુસ્તાનની દક્ષિણે આવેલો છે. વાલ્મીકિના રામાયણ પ્રમાણે કશ્યપના દીકરા રાવણનો એ મુલક. સતી સીતાના નિવાસથી એ પ્રદેશ પાવન થયો અને આખરે રામને હાથે ભક્ત વિભીષણને મળ્યો. પછી તેનું શું થયું એ આપણા ગ્રંથોમાં મળતું નથી. બૌદ્ધ ગ્રંથોની માન્યતા પ્રમાણે લંકાદ્વીપમાં પ્રથમ યક્ષ લોકો રહેતા હતા.

એ પ્રદેશ બંગાળ તથા ગુજરાત સાથે સંબંધ ધરાવતો. વીર વિજય પોતાના દોસ્તોને લઈ ત્યાં જઈ પહોંચ્યો અને એ દેશ એણે પોતાનો કર્યો. એના જ વંશમાંનો દેવાનાંપ્રિય રાજા તિસ્સ રાજ્ય કરતો હતો ત્યારે અશોકનો પુત્ર મહિંદ અને એની બહેન સંઘમિત્તા સિલોનમાં આવ્યાં અને લંકામાં બૌદ્ધ ધર્મ દાખલ થયો. હવે પછીનો ઇતિહાસ મોટે ભાગે લંકાના રાજાઓનાં માંહોમાંહેનાં યુદ્ધો અને દક્ષિણ હિંદુસ્તાનના તામિલ લોકોનાં યુદ્ધોથી ભરેલો છે. લંકામાં બૌદ્ધ ધર્મ એવો તો સરસ જામ્યો કે હજીયે બોધિવૃક્ષની ત્યાંની ડાળની પેઠે ત્યાં તે ફાલે છે.

મુસલમાનો લંકા પહોંચ્યા પણ તેમણે ત્યાં રાજ્ય કરવાનો લોભ ન રાખ્યો. ચીનના બાદશાહે લંકા ઉપર થોડા દિવસ રાજ્ય ભોગવ્યું, પણ એ ટક્યું નહીં. ત્યાર પછી પોર્ચુગીઝ લોકોએ સિલોનનો કબજો લીધો અને અનેક રીતે બૌદ્ધ લોકોને પજવી એ ધર્મનો બનતો નાશ કર્યો. પોર્ચુગીઝ પછી ડચ લોકો આવ્યા. ડચ

લોકો ધર્મની બાબતમાં ઝનૂની ન હતા, પણ એમણે પોતાનો ડચ – રોમન કાયદો ત્યાં લાગુ કર્યો જે હજુ ચાલે છે. એમણે કેટલાક કિલ્લાઓ બાંધ્યા તે હજુ ઊભા છે અને કેટલાંક ડચ કુટુંબો લંકામાં હજુ છે જે બરગરને નામે ઓળખાય છે. ડચ પછી અંગ્રેજો ત્યાં પહોંચ્યા. મધ્ય દેશના બૌદ્ધ રાજાઓએ અંગ્રેજોને નોતર્યા અને તેમને આખું રાજ્ય સોંપી દીધું.

અંગ્રેજોના રાજ્ય પછી લંકામાં ચા, રબર વગેરે વસ્તુની ખેતી વધી છે અને હિંદી લોકો માટે મજૂરી મેળવવાનું સ્થાન તથા ગોરા લોકો માટે મોજ કરવાનું સ્થાન તે થઈ પડયું છે. ત્યાંની હવા ઉત્તમ હોવાથી દુનિયાભરના શોખીન લોકો ત્યાં પહોંચી જાય છે અને હિંદી મહાસાગરમાં મધ્યસ્થ સ્થળે હોવાથી ત્રણ ખંડનાં જહાજો લંકાને કિનારે ભેગાં થાય છે.

લંકાનો આખો ઈતિહાસ અથવા ઈતિહાસનું હાડપિંજર આટલામાં આવી ગયું.

**૧૯૨૭**

# ૫. જનોઈનો અર્થ

**[એક જૂની નોંધ]**

બાળકને જ્યારે જનોઈ અપાય છે ત્યારે એને માના ખોળામાં બેસાડી જમાડવામાં આવે છે. એની સાથે એના નાનપણના દોસ્તો પણ જમવા બેસે છે. આ વિધિ શાસ્ત્રોમાં ખાસ બતાવ્યો છે એમ નથી. પણ શાસ્ત્રોમાં જ લખ્યું છે કે શાસ્ત્રમાં બતાવેલા વિધિઓ ઉપરાંત સમાજમાં જે વિધિઓ ચાલતા હોય તે ધર્માનુકૂલ હોય તો તે પણ ચલાવવા. બાળકને માના ખોળામાં બેસાડીને જમાડવાનો હેતુ સ્પષ્ટ છે. માના ખોળામાં બેસી માને હાથે કોળિયા ભરવાની એ છેલ્લી તક છે. બાળકે વિદ્યાની દીક્ષા લીધી એટલે તે માબાપનો મટી આચાર્યનો થઈ જાય છે. તેથી મા-દીકરો એ છેલ્લો લહાવો લઈ લે છે. અને પિતા તો પોતાને હાથે જ દીકરાને દીક્ષા દઈ એને આચાર્યાધીન રહેવાનો આદેશ આપે છે. ત્યાર પછી બાળકને માબાપ સાથેના નાનકડા વાતાવરણમાંથી નીકળી ગુરુઘરના વિશાળ અને આધ્યાત્મિક વાતાવરણમાં પ્રવેશ કરવાનો હોય છે. માબાપ એટલા માટે પહેલેથી બાળકના મનની તૈયારી કરી રાખે છે. માબાપને છોડી જવું એ કયા બાળકને રુચે? પણ પ્રાકૃત જીવનમાંથી ઊગરી જઈ સંસ્કારી જીવન કેળવવું હોય તો આવાં કષ્ટ સહન કર્યે જ છૂટકો. પણ આવાં કષ્ટને પરિણામે આગળ દુઃખ નથી પણ ક્ષણના કષ્ટને પરિણામે વ્યાપક જીવનનો આનંદ જ મળવાનો હોય છે.

છોકરીઓ પરણીને સસરાને ઘેર જાય છે ત્યારે પણ એમને જૂનું જીવન છોડી નવું, વિશેષ ગંભીર જીવન સ્વીકારવાનું હોય છે.

આપણા વિદ્યાર્થીઓ ઘરનાં લાડ અને ઘરનાં ટીમણ છોડી જ્યારે આશ્રમના સર્વસામાન્ય રસોડામાં દાખલ થાય છે ત્યારે તેમની પણ શરૂઆતમાં એવી જ દશા હોય છે.

રામભાઉને જનોઈ મળી ત્યારે જ તે દ્વિજ થયો એમ આપણે માન્યું, અને એક અર્થમાં એ ખરું પણ હતું. પણ જ્યારે એણે પોતાની મેળે ઘર છોડી આશ્રમના મોટા રસોડામાં દાખલ થવાનું પસંદ કર્યું, ત્યારે જ એનું દ્વિજત્વ શરૂ થયું.

શું આમ કરવામાં વિદ્યાર્થીઓ પોતાનાં માબાપોનો ત્યાગ કરે છે? ના, ઉપનિષદની આજ્ઞા પ્રમાણે मातृदेवो भव। पितृदेवो भव। પછી જ आचार्यदेवो भव। આવે છે. માબાપ પોતે જ બાળકને આચાર્ય પ્રત્યે શ્રદ્ધા ને આદર ઉપજાવે છે અને બાળકને આચાર્યને સોંપી દે છે. એટલે આચાર્યાધીન રહેવામાં બાળક માબાપે બતાવેલી દીક્ષાને જ અનુસરે છે. આચાર્યને ઘેર રહેવું, એને આધીન થવું એ જ પિતૃભક્તિનું ઉત્તમ સ્વરૂપ છે.

અને શું બાળક પોતાના ઘરનો અથવા કૌટુંબિક વાતાવરણનો ત્યાગ કરે છે? ના, એમ પણ નથી. દરેક બાળક માબાપના ધર્મનું પાલન કરવાને બંધાયેલો છે. એમાં જ એનો આનંદ અને વિકાસ છે.

બાળક માબાપને વળગી રહે, એમને છોડે નહીં, હમેશાં એમનો આધાર શોધે તો તે બાળક માબાપને તેમના ધર્મપાલનમાં વિઘ્ન ઉત્પન્ન કરે છે. માબાપે જે ધર્મ કેળવ્યો હોય એ ધર્મમાં જ ભળી જવું, માબાપ પોતાના કુટુંબનું વાતાવરણ જેટલું વિશાળ કરવા ઇચ્છે, જેટલા વધારે લોકો જોડે આત્મીયતા કેળવવા માગે તેટલે સુધી તો બાળકે પહોંચી જવું જ જોઈએ. દાખલા તરીકે શંકર મને ન કહી શકે કે, 'હું પહેલો. મારા પર જ પ્રેમ કરો. બાળને એ પ્રેમનો ભાગીદાર હું નહીં બનાવું.' તેમ જ પૃથ્વીરાજ લક્ષ્મીદાસભાઈને એમ ન કહી શકે કે, 'રામભાઉ ખરેને કે રસિક દેસાઈને હું ભાઈ તરીકે ન સ્વીકારું.'

જૂના જમાનામાં આપણા દેશમાં એટલાં બધાં મોટાં અવિભક્ત કુટુંબો રહેતાં કે ઘરના બે છોકરાઓને એક બીજાના એ કોણ થાય છે એ નક્કી કરવાને વિચાર કરવો પડતો, અને છોકરાઓને નિશાળે મોકલવા કરતાં નિશાળને ઘેર લાવવાનું સહેલું પડતું. આવાં મોટાં કુટુંબોમાં ધીરજ, સમતા અને સંયમ સ્વાભાવિક થતાં. દરેક વાસના ન્યાય્ય છે કે નહીં એ તપાસવું પડતું. અને તેથી જ ચારિત્ર્ય ઘડાતું અને પરાક્રમ સહેલું થતું. એ કુટુંબો લોહીના સંબંધથી બંધાતાં. ગુરુગૃહમાં કે આશ્રમમાં એક આદર્શના આધ્યાત્મિક સંબંધથી બંધાઈએ છીએ.

૧૯૨૮

## ૬. એકમતનો અણગમો?

અનેક ધર્મ, અસંખ્ય જાતિ, ચિત્રવિચિત્ર લિપિઓ, અને જાત જાતની ભાષાવાળા આ દેશમાં, મતો અને પક્ષો પણ અસંખ્ય હોય તો તે વિશે બહુ બહુ તો દુ:ખ કરાય; પણ આશ્ચર્ય શી રીતે કરીએ?

આવા વિશાળ, અને વિવિધતાને વરેલા દેશમાં પણ બે વસ્તુની બાબતમાં વિચારી લોકોનો એકમત છે — દૃઢ એકમત છે: મદ્યપાનનિષેધ અને અસ્પૃશ્યતા-નિવારણ. છતાં આ બે બાબતમાં લોકો એક થઈ કેમ શિર સાટે પ્રયત્ન નથી કરતા? અસ્પૃશ્યતાનિવારણ અને દારૂબંધી એ બે વસ્તુમાં આપણે પૂરતા પ્રયત્ન કરીએ તો પ્રજાને આપણી દેશદાઝની ખાતરી ન થાય?!

જે બાબતમાં બે મત નથી તેને સુવાડી દઈએ, કેમ કે તેમાં બોલવાનો, લખવાનો કે ચર્ચા કરવાનો લહાવો મળવાનો નથી, એવી તો આપણી વૃત્તિ નથી થઈ ને?

૧૯૩૦

## ૭. ભગીરથવિદ્યા

શ્રી વેદવ્યાસે હિંદની નદીઓને લોકમાતાનું નામ આપ્યું. રવિ ઠાકુર પણ 'જાહ્નવી-જમુના-વિગલિત-કરુણા-પુણ્ય પીયૂષ'નું ગાયન ગાતાં થાકતા નથી; પરંતુ ક્યારેક જ્યારે આ નદીઓ ભૈરવીનું રૂપ ધારણ કરે છે અને પોતાનાં દ્વિપાદ કે ચતુષ્પાદ બાળકોનો નાશ કરવા નીકળે છે ત્યારે વિસ્મય અને વિષાદથી પૂછવું પડે છે કે પોતાનાં જ બાળકોનું બલિદાન લેનારું આ વાત્સલ્ય ક્યા પ્રકારનું! પરંતુ આવા કેવળ પુણ્ય પ્રકોપથી કે કાવ્યમય ભાવનાથી જીવનની સમસ્યાઓ ઉકેલાતી નથી. જો આપણે પ્રાકૃતિક શક્તિઓમાંથી પૂરેપૂરો લાભ ઉઠાવવાની લાયકાત પ્રાપ્ત કરીએ તો ખેતીપ્રધાન હિંદુસ્તાનને ત્રણ શક્તિઓ સર્વસમર્થ બનાવી શકશે. લાંબો સમુદ્રતટ, એક બીજા સાથે હરીફાઈ કરનારા ગગનચુંબી પર્વતો તથા પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ વાહિની નદીઓ, આ ત્રણે હિંદુસ્તાનની અસાધારણ સંપત્તિ છે. જો આપણે વિજ્ઞાનનો આશરો લઈએ અને યંત્રવિદ્યાનો આ કાર્ય માટે ઉપયોગ કરીએ તો હિંદની શક્તિને આપણે બહુ સહેલાઈથી દસગણી વધારી શકીશું. હિંદુસ્તાનની નદીઓનો જ વિચાર કરીએ. એના કરોડો અને અબજો ગેલન પાણીનો આપણે આજે કેટલો ઉપયોગ કરી શકીએ છીએ? સમુદ્રનું પાણી આકાશમાં જઈ વરસાદના રૂપમાં પર્વતો ઉપર પડ્યું અને ત્યાંથી ફરી પાછું વહેતું વહેતું સમુદ્રમાં ચાલ્યું ગયું.

આમાં આપણા હાથમાં શું આવ્યું? કેટલીક નદીઓનું પાણી થોડુંઘણું ખેતીમાં ઉપયોગી થાય છે, થોડીક નદીઓ વહાણો મારફતે માલ લાવવા-લઈ જવાના કામમાં ઉપયોગી બને છે અને આજકાલ તો મોટાં શહેરોની ગંદકી એકઠી કરીને તેને વહેવ-રાવી દેવાનું ગટરનું કામ પણ આ પવિત્ર નદીઓ પાસેથી લેવામાં આવે છે! નદીઓનો આથી પણ ઘણો વધારે ઉપયોગ તો મનુષ્યવૃદ્ધિને માટે થાય છે. આજે જે ખેતી થાય છે તેનાથી વધારે ખેતી આ નદીઓની નહેરો દ્વારા આપણે કરી શકીએ. બંગાળ જેવા જરૂરિયાતથી અધિક પાણીવાળા પ્રદેશમાંથી વધારાના પાણીને કાઢી નાખવા માટે પણ આ નદીઓ કામમાં આવી શકે છે. રાષ્ટ્રીય સરકાર આ નદી-ઓના પાણીના વેગનો ઉપયોગ કરી રાષ્ટ્રહિતને માટે કારખાનાં પણ ચલાવી શકે, અને જો રેલવે કે મોટર પ્રત્યે આપણો પક્ષપાત ન હોય તો નદીઓ દ્વારા મુસાફરી કરીને અને માલ લાવવા-લઈ જવામાં તેનો ઉપયોગ કરીને આપણે તેનું મહત્ત્વ આજના કરતાં અનેકગણું વધારી શકીએ છીએ.

નદીઓ દ્વારા પહાડોમાંથી અત્યંત કીમતી એવું ખાતર આવે છે એને પણ આપણે સમુદ્ર સુધી શું કામ વહી જવા દઈએ? એનો પણ કબજો લઈને આપણે ખેતીના કાર્યમાં એનો ઉપયોગ કરી શકીએ. જો આ કાર્ય સોએ સો ટકા પાર ઉતારવામાં આવે તો આજે આ દેશમાં જેટલી વસ્તી પોસાય છે તેનાથી કેટલાય ગણી વધારે વસ્તી સહેલાઈથી પોસાઈ શકે.

આ કાર્ય તો જ્યારે થાય ત્યારે ખરું. આજનો પ્રશ્ન તો આ નદીઓ દ્વારા જે સેંકડો મનુષ્યોનું અને હજારો પ્રાણીઓનું ભક્ષણ થાય છે તેમનું રક્ષણ કેવી રીતે કરી શકાય તે છે. સૂર્ય નામના કાશ્મીરના કોઈ રાજા કે રાજપુરુષે આ વિદ્યા સારી રીતે ખેડી હતી. કાશ્મીરમાં દર વર્ષે આવતા પૂરથી બચવાનો એણે જે ઉપાય શોધી કાઢ્યો એના કરતાં આજની દુનિયા બહુ આગળ વધી નથી. નદી-ઓની બંને તરફ જ્યાં જ્યાં સમતલ જમીન હોય ત્યાં ત્યાં આજે પણ આપણે એ જ ઉપાય અજમાવી શકીએ. નદીઓમાંથી અનેક નહેરો કાઢીને જો તેનાં પાણીને સર્પાકારી વાંકી ગતિ આપી આસપાસ ફેલાવી દેવામાં આવે તો પાણીનું જોર ઓછું થઈ જાય અને એની સાથે ઘસડાઈ આવતા કાંપનો પણ ખેતીના કામમાં ઉપયોગ થઈ શકે.

આ તો જૂનો રસ્તો થયો. આનો પણ આપણે પૂરેપૂરો અનુભવ નથી કર્યો. પરંતુ હવે તો આપણે સરિત-વિદ્યા ઘણી આગળ વધારી શકીએ તેમ છીએ. દરેક નદી દર વર્ષે કેટલું પાણી લાવે છે, પાણી લાવવાનો એનો પ્રદેશ કેટલો છે, એટલા વિભાગમાં વધારેમાં વધારે કેટલું પાણી વરસી શકે છે, અને એટલા પાણીના નિકાસ અર્થે આપણે કયા કયા અને કેટલા ઉપાયો કામમાં લાવી શકીએ તેમ છીએ, એનાં 'સર્વે' તથા 'એસ્ટિમેટ' — નિરીક્ષણ અને ગણના — આપણે કેમ ન કરીએ? એને અંગે આપણે એક ખાસ વિભાગ કાયમનો કેમ ન યોજીએ? સિંધના સક્કર બૅરેજની

ગતિ માપવા માટે પૂના પાસેના ખડકવાસલા સરોવરની નીચે એક નાનકડો પ્રાયોગિક સક્કર બૅરેજ બનાવવામાં આવ્યો છે. અને ત્યાંની ગણનાથી જે પરિણામો તારવવામાં આવે છે, જે સિદ્ધાંતો નીકળે છે, એનો ફાયદો સિંધને પહોંચાડવામાં આવે છે. જો પ્રત્યેક જિલ્લાનું નાનકડું નમૂનાચિત્ર ક્યાંક તૈયાર કરવામાં આવે અને પછી તેના ઉપર કૃત્રિમ વરસાદ વરસાવી પાણીનું પૂર ક્યાં કેટલું આવે છે તેનો અંદાજ કાઢવામાં આવે તો જોખમનાં બધાં સ્થાનો અને તેને દૂર કરવાના ઉપાયો આપણા ખ્યાલમાં આવી જશે. પ્રત્યેક વર્ષાઋતુમાં વિમાની દળની મદદથી એ તપાસવામાં આવે કે પાણીનું વહેણ ક્યાં અને કેટલું છે અને કઈ દિશામાં છે. અને સાથે સાથે જ તેનું ચોક્કસ માપ પણ લેવામાં આવે.

ફક્ત એકબે વર્ષમાં જ આપણને બરાબર ખબર પડી જવી જોઈએ કે પાણીના પૂરથી જાનમાલની રક્ષા માટે ક્યાં ક્યાંથી આપણે જમીન તોડવી જોઈએ અને ક્યાં ક્યાં બંધ બાંધવા જોઈએ. જ્યારે આખી દુનિયાની જમીનનો નકશો આપણી સામે છે; સૂર્ય, પ્રકાશ, હવા અને પાણીનું પણ આપણે માપ કાઢી શકીએ છીએ, ત્યારે એવું તે શું કારણ છે કે સંગઠિત સમાજમાં એક પણ માણસ, પશુ કે ઘરનો નાશ થાય?

આપણે જાણીએ છીએ કે વિજ્ઞાનમાં પ્રગતિ કરી ચૂકેલા અમેરિકા જેવા દેશને પણ પૂરથી પોતાના દેશનાં શહેરોની રક્ષા કરવામાં સફળતા નથી મળી. પરંતુ પ્રત્યેક કાર્યમાં હિંદુસ્તાને પાછળ જ રહેવું જોઈએ એવું કાંઈ નથી. ત્યાંના મોટા મોટા પર્વતો દક્ષિણોત્તર દિશામાં છે. એથી કદાચ ત્યાંની આબોહવામાં વધારે ચંચળતા હોય એ વધારે સંભવિત છે. આપણા દેશમાં તો પિતામહ હિમાલયને કારણે ઉત્તરના ઠંડા પવનો હંમેશને માટે રોકાઈ ગયા છે. અને પૂર્વ તથા પશ્ચિમના મોસમી પવનો પણ ઘણે અંશે નિયમિત છે. સહ્યાદ્રિની આસપાસની આબોહવા પણ અસ્થિર નથી અને આપણા દેશની ભૂસ્તરરચના પણ એટલી બધી જટિલ નથી, આવી સ્થિતિમાં હિંદી સરકારની પ્રેરણાથી હિંદના નવા ભાગ્યવિધાતાઓ અથવા તારાઓ આ કાર્ય પ્રત્યે ધ્યાન આપે તો દુનિયાના બીજા દેશોને એક નવીન માર્ગ મળી શકે.

સૂર્યવંશી ભગીરથે ત્રણ પેઢીનું કાર્ય સફળ કરીને ગંગા નદીને હિમાલયથી લઈને સમુદ્ર સુધી સુવ્યવસ્થિત કરી. વળી પુરાણ કહે છે અને આપણે માનીએ છીએ કે એણે એના પૂર્વજોનો અને પોતાના વંશજોનો ઉદ્ધાર કર્યો. આપણે ભગીરથ જેવા પૂર્વજોની પ્રેરણા લઈને આપણા વંશજોની રક્ષા અર્થે આ ભગીરથવિદ્યાનું પુનર્જીવન શું નહીં કરીએ?

(મૂળ હિંદી પરથી)

૧૯૩૮

## ૮. રેડિયો કે અન્ન?

"આજકાલ રેડિયો-પ્રચારની બોલબાલા બહુ વધી છે. અભણ લોકોને આવશ્યક જ્ઞાન કહી સંભળાવવા માટે પરિવ્રાજકોનો વર્ગ નિર્માણ કરવાને બદલે જો રેડિયો-યંત્ર જગા જગાએ મૂકી દેવામાં આવે તો કામ કેટલું સહેલું થઈ જાય? એક જગ્યાએથી એક માણસ બોલે ને લાખોકરોડો લોકો પોતપોતાની જગાએથી તે સાંભળે! બસ, એથી વધારે સહેલું હોઈ જ શું શકે? હિટલરે પોતાની રાષ્ટ્રીય નીતિ પર વ્યાખ્યાન આપ્યું ને આખા જર્મનીએ તેની એ રાષ્ટ્રવાણી તેના જ શબ્દોમાં ને તેના જ અવાજથી, પોતાને ઘેર બેઠાં સાંભળી! આપણા દેશમાં પણ એવો રેડિયો-પ્રચાર શું કામ ન કરવામાં આવે?"

વાત ખરી છે. પણ દેશના લોકોને પેટ ભરીને અત્યારે ખાવાનું નથી મળતું ત્યાં કાન પૂરે એટલી ખબરો સાંભળ્યે શું પેટની આગ બુઝાઈ શકશે?

પ્રધાને બાદશાહને કહ્યું, "ખાવિંદ, આ વરસે ફસલ બગડી ગઈ એટલે અનાજ ન પાકયું ને દેશમાં દુકાળ પડયો છે. લોક ભૂખે મરે છે. શું કરવું?"

બાદશાહે પ્રજા પરના પ્રેમથી ભરેલે અવાજે ઉત્તર આપ્યો, "એમ છે? અનાજ નથી તો કાંઈ નહીં; લોકોને મીઠાઈ ખવડાવો."

જ્યાં લોકના ઘરમાં (સંથાલ પરગણામાં એ મેં જોયું છે.) દીવો સરખો બળતો નથી ત્યાં રેડિયો-પ્રચાર કરીને આપણે શું કરીશું?

**(મૂળ હિંદી પરથી)**

**૧૯૩૯**

## ૯. 'भारत हमारा देश है' ?

હિંદુસ્તાનમાં જે લોકોએ જન્મ લીધો અને હિંદુસ્તાનમાં જ જેમને રહેવાનું છે તે હિંદુસ્તાની છે એમાં તો કોઈ શક નથી. હિંદુસ્તાને એમને જન્મ આપ્યો, આબોહવા આપી, આહારવિહારની સામગ્રી આપી, સંસ્કારોનો વારસો આપ્યો અને અહીંના સમાજમાં કોઈ ને કોઈ સ્થાન પણ આપ્યું. એમને માટે જે કરવું જોઈએ તે હિંદુસ્તાને કરી આપ્યું. આથી તેઓ હિંદુસ્તાનના થઈ ગયા એ વિશે શંકા નથી. પરંતુ એટલાથી હિંદુસ્તાન એમનું નથી થઈ જતું. તેઓ જો કહે કે, 'હિંદુસ્તાન અમારો દેશ છે' તો તેમને તરત પૂછી શકાય કે, 'તમે હિંદુસ્તાન માટે શું કર્યું છે? તમારી એવી કઈ તપસ્યા છે કે જેથી તમે દાવો કરો કે હિંદુસ્તાન તમારો છે?'

ગતિ માપવા માટે પૂના પાસેના ખડકવાસલા સરોવરની નીચે એક નાનકડો પ્રાયોગિક સક્કર બૅરેજ બનાવવામાં આવ્યો છે. અને ત્યાંની ગણનાથી જે પરિણામો તારવવામાં આવે છે, જે સિદ્ધાંતો નીકળે છે, એનો ફાયદો સિંધને પહોંચાડવામાં આવે છે. જો પ્રત્યેક જિલ્લાનું નાનકડું નમૂનાચિત્ર ક્યાંક તૈયાર કરવામાં આવે અને પછી તેના ઉપર કૃત્રિમ વરસાદ વરસાવી પાણીનું પૂર ક્યાં કેટલું આવે છે તેનો અંદાજ કાઢવામાં આવે તો જોખમનાં બધાં સ્થાનો અને તેને દૂર કરવાના ઉપાયો આપણા ખ્યાલમાં આવી જશે. પ્રત્યેક વર્ષાઋતુમાં વિમાની દળની મદદથી એ તપાસવામાં આવે કે પાણીનું વહેણ ક્યાં અને કેટલું છે અને કઈ દિશામાં છે અને સાથે સાથે જ તેનું ચોક્કસ માપ પણ લેવામાં આવે.

ફક્ત એકબે વર્ષમાં જ આપણને બરાબર ખબર પડી જવી જોઈએ કે પાણીના પૂરથી જાનમાલની રક્ષા માટે ક્યાં ક્યાંથી આપણે જમીન તોડવી જોઈએ અને ક્યાં ક્યાં બંધ બાંધવા જોઈએ. જ્યારે આખી દુનિયાની જમીનનો નકશો આપણી સામે છે; સૂર્ય, પ્રકાશ, હવા અને પાણીનું પણ આપણે માપ કાઢી શકીએ છીએ, ત્યારે એવું તે શું કારણ છે કે સંગઠિત સમાજમાં એક પણ માણસ, પશુ કે ઘરનો નાશ થાય?

આપણે જાણીએ છીએ કે વિજ્ઞાનમાં પ્રગતિ કરી ચૂકેલા અમેરિકા જેવા દેશને પણ પૂરથી પોતાના દેશનાં શહેરોની રક્ષા કરવામાં સફળતા નથી મળી. પરંતુ પ્રત્યેક કાર્યમાં હિંદુસ્તાને પાછળ જ રહેવું જોઈએ એવું કાંઈ નથી. ત્યાંના મોટા મોટા પર્વતો દક્ષિણોત્તર દિશામાં છે. એથી કદાચ ત્યાંની આબોહવામાં વધારે ચંચળતા હોય એ વધારે સંભવિત છે. આપણા દેશમાં તો પિતામહ હિમાલયને કારણે ઉત્તરના ઠંડા પવનો હંમેશને માટે રોકાઈ ગયા છે. અને પૂર્વ તથા પશ્ચિમના મોસમી પવનો પણ ઘણે અંશે નિયમિત છે. સહ્યાદ્રિની આસપાસની આબોહવા પણ અસ્થિર નથી અને આપણા દેશની ભૂસ્તરરચના પણ એટલી બધી જટિલ નથી, આવી સ્થિતિમાં હિંદી સરકારની પ્રેરણાથી હિંદના નવા ભાગ્યવિધાતાઓ અથવા તારાઓ આ કાર્ય પ્રત્યે ધ્યાન આપે તો દુનિયાના બીજા દેશોને એક નવીન માર્ગ મળી શકે.

સૂર્યવંશી ભગીરથે ત્રણ પેઢીનું કાર્ય સફળ કરીને ગંગા નદીને હિમાલયથી લઈને સમુદ્ર સુધી સુવ્યવસ્થિત કરી. વળી પુરાણ કહે છે અને આપણે માનીએ છીએ કે એણે એના પૂર્વજોનો અને પોતાના વંશજોનો ઉદ્ધાર કર્યો. આપણે ભગીરથ જેવા પૂર્વજોની પ્રેરણા લઈને આપણા વંશજોની રક્ષા અર્થે આ ભગીરથવિદ્યાનું પુનર્જીવન શું નહીં કરીએ?

(મૂળ હિંદી પરથી)

૧૯૩૯

## ૮. રેડિયો કે અન્ન?

"આજકાલ રેડિયો-પ્રચારની બોલબાલા બહુ વધી છે. અભણ લોકોને આવશ્યક જ્ઞાન કહી સંભળાવવા માટે પરિવ્રાજકોનો વર્ગ નિર્માણ કરવાને બદલે જો રેડિયો-યંત્ર જગા જગાએ મૂકી દેવામાં આવે તો કામ કેટલું સહેલું થઈ જાય? એક જગ્યાએથી એક માણસ બોલે ને લાખોકરોડો લોકો પોતપોતાની જગાએથી તે સાંભળે! બસ, એથી વધારે સહેલું હોઈ જ શું શકે? હિટલરે પોતાની રાષ્ટ્રીય નીતિ પર વ્યાખ્યાન આપ્યું ને આખા જર્મનીએ તેની એ રાષ્ટ્રવાણી તેના જ શબ્દોમાં ને તેના જ અવાજથી, પોતાને ઘેર બેઠાં સાંભળી! આપણા દેશમાં પણ એવો રેડિયો-પ્રચાર શું કામ ન કરવામાં આવે?"

વાત ખરી છે. પણ દેશના લોકોને પેટ ભરીને અત્યારે ખાવાનું નથી મળતું ત્યાં કાન પૂરે એટલી ખબરો સાંભળ્યે શું પેટની આગ બુઝાઈ શકશે?

પ્રધાને બાદશાહને કહ્યું, "ખાવિંદ, આ વરસે ફસલ બગડી ગઈ એટલે અનાજ ન પાકયું ને દેશમાં દુકાળ પડયો છે. લોક ભૂખે મરે છે. શું કરવું?"

બાદશાહે પ્રજા પરના પ્રેમથી ભરેલે અવાજે ઉત્તર આપ્યો, "એમ છે? અનાજ નથી તો કાંઈ નહીં; લોકોને મીઠાઈ ખવડાવો."

જ્યાં લોકના ઘરમાં (સંથાલ પરગણામાં એ મેં જોયું છે.) દીવો સરખો બળતો નથી ત્યાં રેડિયો-પ્રચાર કરીને આપણે શું કરીશું?

**(મૂળ હિંદી પરથી)**

**૧૯૩૯**

## ૯. 'भारत हमारा देश है'?

હિંદુસ્તાનમાં જે લોકોએ જન્મ લીધો અને હિંદુસ્તાનમાં જ જેમને રહેવાનું છે તે હિંદુસ્તાની છે એમાં તો કોઈ શક નથી. હિંદુસ્તાને એમને જન્મ આપ્યો, આબોહવા આપી, આહારવિહારની સામગ્રી આપી, સંસ્કારોનો વારસો આપ્યો અને અહીંના સમાજમાં કોઈ ને કોઈ સ્થાન પણ આપ્યું. એમને માટે જે કરવું જોઈએ તે હિંદુસ્તાને કરી આપ્યું. આથી તેઓ હિંદુસ્તાનના થઈ ગયા એ વિશે શંકા નથી. પરંતુ એટલાથી હિંદુસ્તાન એમનું નથી થઈ જતું. તેઓ જો કહે કે, 'હિંદુસ્તાન અમારો દેશ છે' તો તેમને તરત પૂછી શકાય કે, 'તમે હિંદુસ્તાન માટે શું કર્યું છે? તમારી એવી કઈ તપસ્યા છે કે જેથી તમે દાવો કરો કે હિંદુસ્તાન તમારો છે?'

ગતિ માપવા માટે પૂના પાસેના ખડકવાસલા સરોવરની નીચે એક નાનકડો પ્રાયોગિક સક્કર બૅરેજ બનાવવામાં આવ્યો છે. અને ત્યાંની ગણનાથી જે પરિણામો તારવવામાં આવે છે, જે સિદ્ધાંતો નીકળે છે, એનો ફાયદો સિંધને પહોંચાડવામાં આવે છે. જો પ્રત્યેક જિલ્લાનું નાનકડું નમૂનાચિત્ર ક્યાંક તૈયાર કરવામાં આવે અને પછી તેના ઉપર કૃત્રિમ વરસાદ વરસાવી પાણીનું પૂર ક્યાં કેટલું આવે છે તેનો અંદાજ કાઢવામાં આવે તો જોખમનાં બધાં સ્થાનો અને તેને દૂર કરવાના ઉપાયો આપણા ખ્યાલમાં આવી જશે. પ્રત્યેક વર્ષાઋતુમાં વિમાની દળની મદદથી એ તપાસવામાં આવે કે પાણીનું વહેણ ક્યાં અને કેટલું છે અને કઈ દિશામાં છે અને સાથે સાથે જ તેનું ચોક્કસ માપ પણ લેવામાં આવે.

ફક્ત એકબે વર્ષમાં જ આપણને બરાબર ખબર પડી જવી જોઈએ કે પાણીના પૂરથી જાનમાલની રક્ષા માટે ક્યાં ક્યાંથી આપણે જમીન તોડવી જોઈએ અને ક્યાં ક્યાં બંધ બાંધવા જોઈએ. જ્યારે આખી દુનિયાની જમીનનો નકશો આપણી સામે છે; સૂર્ય, પ્રકાશ, હવા અને પાણીનું પણ આપણે માપ કાઢી શકીએ છીએ, ત્યારે એવું તે શું કારણ છે કે સંગઠિત સમાજમાં એક પણ માણસ, પશુ કે ઘરનો નાશ થાય?

આપણે જાણીએ છીએ કે વિજ્ઞાનમાં પ્રગતિ કરી ચૂકેલા અમેરિકા જેવા દેશને પણ પૂરથી પોતાના દેશનાં શહેરોની રક્ષા કરવામાં સફળતા નથી મળી. પરંતુ પ્રત્યેક કાર્યમાં હિંદુસ્તાને પાછળ જ રહેવું જોઈએ એવું કાંઈ નથી. ત્યાંના મોટા મોટા પર્વતો દક્ષિણોત્તર દિશામાં છે. એથી કદાચ ત્યાંની આબોહવામાં વધારે ચંચળતા હોય એ વધારે સંભવિત છે. આપણા દેશમાં તો પિતામહ હિમાલયને કારણે ઉત્તરના ઠંડા પવનો હંમેશને માટે રોકાઈ ગયા છે. અને પૂર્વ તથા પશ્ચિમના મોસમી પવનો પણ ઘણે અંશે નિયમિત છે. સહ્યાદ્રિની આસપાસની આબોહવા પણ અસ્થિર નથી અને આપણા દેશની ભૂસ્તરરચના પણ એટલી બધી જટિલ નથી. આવી સ્થિતિમાં હિંદી સરકારની પ્રેરણાથી હિંદના નવા ભાગ્યવિધાતાઓ અથવા તારાઓ આ કાર્ય પ્રત્યે ધ્યાન આપે તો દુનિયાના બીજા દેશોને એક નવીન માર્ગ મળી શકે.

સૂર્યવંશી ભગીરથે ત્રણ પેઢીનું કાર્ય સફળ કરીને ગંગા નદીને હિમાલયથી લઈને સમુદ્ર સુધી સુવ્યવસ્થિત કરી. વળી પુરાણ કહે છે અને આપણે માનીએ છીએ કે એણે એના પૂર્વજોનો અને પોતાના વંશજોનો ઉદ્ધાર કર્યો. આપણે ભગીરથ જેવા પૂર્વજોની પ્રેરણા લઈને આપણા વંશજોની રક્ષા અર્થે આ ભગીરથવિદ્યાનું પુનર્જીવન શું નહીં કરીએ?

(મૂળ હિંદી પરથી)

૧૯૩૮

## ૮. રેડિયો કે અન્ન?

"આજકાલ રેડિયો-પ્રચારની બોલબાલા બહુ વધી છે. અભણ લોકોને આવશ્યક જ્ઞાન કહી સંભળાવવા માટે પરિવ્રાજકોનો વર્ગ નિર્માણ કરવાને બદલે જો રેડિયો-યંત્ર જગા જગાએ મૂકી દેવામાં આવે તો કામ કેટલું સહેલું થઈ જાય? એક જગ્યાએથી એક માણસ બોલે ને લાખોકરોડો લોકો પોતપોતાની જગાએથી તે સાંભળે! બસ, એથી વધારે સહેલું હોઈ જ શું શકે? હિટલરે પોતાની રાષ્ટ્રીય નીતિ પર વ્યાખ્યાન આપ્યું ને આખા જર્મનીએ તેની એ રાષ્ટ્રવાણી તેના જ શબ્દોમાં ને તેના જ અવાજથી, પોતાને ઘેર બેઠાં સાંભળી! આપણા દેશમાં પણ એવો રેડિયો-પ્રચાર શું કામ ન કરવામાં આવે?"

વાત ખરી છે. પણ દેશના લોકોને પેટ ભરીને અત્યારે ખાવાનું નથી મળતું ત્યાં કાન પૂરે એટલી ખબરો સાંભળ્યે શું પેટની આગ બુઝાઈ શકશે?

પ્રધાને બાદશાહને કહ્યું, "ખાવિંદ, આ વરસે ફસલ બગડી ગઈ એટલે અનાજ ન પાકયું ને દેશમાં દુકાળ પડયો છે. લોક ભૂખે મરે છે. શું કરવું?"

બાદશાહે પ્રજા પરના પ્રેમથી ભરેલે અવાજે ઉત્તર આપ્યો, "એમ છે? અનાજ નથી તો કાંઈ નહીં; લોકોને મીઠાઈ ખવડાવો."

જ્યાં લોકના ઘરમાં (સંથાલ પરગણામાં એ મેં જોયું છે.) દીવો સરખો બળતો નથી ત્યાં રેડિયો-પ્રચાર કરીને આપણે શું કરીશું?

**(મૂળ હિંદી પરથી)**

**૧૯૩૯**

## ૯. 'भारत हमारा देश है' ?

હિંદુસ્તાનમાં જે લોકોએ જન્મ લીધો અને હિંદુસ્તાનમાં જ જેમને રહેવાનું છે તે હિંદુસ્તાની છે એમાં તો કોઈ શક નથી. હિંદુસ્તાને એમને જન્મ આપ્યો, આબોહવા આપી, આહારવિહારની સામગ્રી આપી, સંસ્કારોનો વારસો આપ્યો અને અહીંના સમાજમાં કોઈ ને કોઈ સ્થાન પણ આપ્યું. એમને માટે જે કરવું જોઈએ તે હિંદુસ્તાને કરી આપ્યું. આથી તેઓ હિંદુસ્તાનના થઈ ગયા એ વિશે શંકા નથી. પરંતુ એટલાથી હિંદુસ્તાન એમનું નથી થઈ જતું. તેઓ જો કહે કે, 'હિંદુસ્તાન અમારો દેશ છે' તો તેમને તરત પૂછી શકાય કે, 'તમે હિંદુસ્તાન માટે શું કર્યું છે? તમારી એવી કઈ તપસ્યા છે કે જેથી તમે દાવો કરો કે હિંદુસ્તાન તમારો છે?'

હિંદુસ્તાનના તમામ લોકોને ભાઈબહેન સમજી એમને પ્રેમથી આપણે અપ-નાવીશું ત્યારે જ હિંદુસ્તાન આપણું થશે. હિંદુસ્તાનના લોકોને સુખી કરવા જ્યારે તનતોડ મહેનત આપણે કરીશું ત્યારે હિંદુસ્તાન આપણું થશે. મોકો મળતાં જ કન્યાકુમારીથી કાશ્મીર સુધી અને કરાંચીથી કલકત્તા સુધી ઘૂમી વળી દેશના પહાડો ને નદીઓ, સરોવરો ને જંગલો, શહેરો ને ગામડાંઓ, ખેતરો ને બીડો, તીર્થસ્થાનો ને ઉદ્યોગસ્થાનો, ધર્મક્ષેત્રો ને કુરુક્ષેત્રો સર્વેનું જ્યારે ભક્તિભાવથી દર્શન કરીશું; હિંદુસ્તાનની નાનીમોટી બધી મળીને કેટલી બોલીઓ છે, કેવી કેવી છે, એની ખોજ કરીશું; એવી હરેક બોલીના કોશ અને વ્યાકરણ તૈયાર કરીશું, એ બોલીમાં પોતાનું જીવન અને હાર્દ વ્યક્ત કરવાવાળા ગરીબ લોકો સાથે એકરૂપ થઈ જઈશું અને એમની બુદ્ધિશક્તિ વધારવાની કોશિશ કરીશું ત્યારે હિંદુસ્તાન આપણું થશે. હિંદુસ્તાનના બીમારોની, અનાથોની અને પતિતોની સેવા કરવાની જવાબદારી જ્યારે આપણે પિછાણશું અને એમને આપણાં ભાઈબહેન સમજી, દયાથી નહીં પરંતુ પ્રેમથી, આત્મીયભાવથી એમની સેવા કરવાને સમુચિત પ્રયત્ન કરીશું ત્યારે હિંદુસ્તાન આપણું થશે. લિપિકાર ગણેશજીના વારસદાર આપણે જ્યારે સેંકડે ૯૩ નિરક્ષરોને અક્ષરજ્ઞાન આપવાનો, એમને સાક્ષર બનાવવાનો પ્રચંડ પ્રયત્ન કરીશું ત્યારે જ હિંદુસ્તાન આપણું થશે. હિંદી, ઉર્દૂ, બંગાળી, તેલુગુ, મરાઠી, ગુજરાતી, કન્નડ, તામિલ આદિ આપણી સંસ્કારસંપન્ન ભાષાઓમાં આધુનિક તમામ શાસ્ત્રોનું ગ્રહણ કરવાની ક્ષમતા આપણે જ્યારે પેદા કરીશું ત્યારે આપણે અભિમાનપૂર્વક કહી શકીશું કે હિંદુસ્તાન આપણું છે. આપણા પુરુષાર્થ વડે આપણે એ કહેવાની યોગ્યતા જ્યારે હાંસલ કરીશું કે અમારા દેશમાં કોઈ ઇન્સાન ઉદ્યોગરહિત નથી, બેહુન્નર નથી, ભૂખ્યો અને મોહતાજ નથી, ત્યારે આપોઆપ સિદ્ધ થઈ જશે કે હિંદુસ્તાન આપણો દેશ છે. અને હિંદુસ્તાનમાં રહી આપણામાંથી હરેક જણ જ્યારે ભારતના સ્વાતંત્ર્ય ખાતર મરી ફીટવા હર ક્ષણે તૈયાર રહેશે ત્યારે તો સારી દુનિયા એક અવાજે બોલી ઊઠશે, 'બેશક, હિંદુસ્તાન એમનું જ છે.'

જ્યારે આપણે કહેવા ચાહીએ છીએ અથવા તો ગાવા માગીએ છીએ કે 'ભારત હમારા દેશ હૈ' ત્યારે આપણા હૃદયને આપણે સવાલ કરવો જોઈએ કે, 'શું આપણું દિલ ભારત જેવડું વિશાળ અને વ્યાપક છે? હિંદુસ્તાનના સજ્જન અને દુર્જન, પુણ્યવાન અને પાપી, મહાત્મા અને દુરાત્મા, દેશપ્રેમી અને દેશ-દ્રોહી, બુઢ્ઢા અને બચ્ચા, ઈસાઈ અને યહૂદી, આર્યસમાજી અને બ્રાહ્મસમાજી, હિંદુ અને મુસલમાન, હબસી અને પારસી, સ્ત્રી અને પુરુષ, તાલેવંત અને ગરીબ, આસ્તિક અને નાસ્તિક, પ્રજ્ઞ અને અજ્ઞ—તમામ આપણાં કુટુંબી છે? શું આપણે, એમનાં અને તે આપણાં બન્યાં છે? શું આપણે મન થઈ ગયું છે કે એમનું દુ:ખ તે આપણું દુ:ખ, એમનો દુરાચાર તે આપણો દુરાચાર, એમનું પ્રાયશ્ચિત્ત તે આપણું પ્રાયશ્ચિત્ત? અગર દિલમાંથી સ્પષ્ટ અવાજ ઊઠે કે, 'હા,

અમે બિલકુલ એવું જ માનીએ છીએ,'–તો તો સ્વયં ભગવાન પણ કહેશે કે, 'ખરેખર ભારત તમારું જ છે.'

આપણે આપણા જન્મથી અથવા વાસ્તવ્યથી હિંદુસ્તાનના બની જઈએ છીએ. પરંતુ હિંદુસ્તાન આપણું તો આપણી આજીવન સેવારૂપી તપસ્યાથી જ બની શકે.

આપણી જાણકારી માટે હિંદુસ્તાનની આપણે બહુવિધ તપાસ કરવી જોઈએ. શું પહેલાંની જેમ આજે આપણે ચતુર્ધામની યાત્રા કરીએ છીએ? શું કુંભાદિ મેળામાં લાખોની મેદનીમાં મળતા ભારતવાસીઓની સાથે આપણે એકહૃદય થઈ શકીએ છીએ? શું આપણે આપણા દેશનાં પવિત્રમાં પવિત્ર સ્થાનોનું સાચું માહાત્મ્ય સાંભળ્યું છે, શોધ્યું છે? પુરાણી વાત જવા દો. સૂત અને નારદ, રોમહર્ષણ અને બલરામ, અગસ્તિ અને પરશુરામ, દત્તાત્રેય અને ગોરખનાથ આદિ પ્રાચીન ભારત-યાત્રીઓનાં યાત્રાવર્ણનો પણ છોડી દો. આજકાલનાં નવાં ગેઝેટિયરો આપણે લઈએ તો તેમાંયે આપણા લોકોનું રચેલું કેટલું છે? હિંદુસ્તાનની પછાત જાતિઓનું વર્ણન, એમનો સ્વભાવ, એમની આદતો, એમની ધાર્મિક માન્યતાઓ, અને એમનો જીવન-ક્રમ વગેરે બાબતોનું આવશ્યક જ્ઞાન આપણે એકઠું કર્યું છે કે મિશનરી લોકોએ? અસમ, બિહાર, મધ્યપ્રાંત આદિમાં જે પર્વતીય જાતિઓ છે એમની ભાષાનું અધ્ય-યન આપણે કર્યું છે? એમની સેવા કરીને એમની જીવનયાત્રા સુખદ કરવાનો અને એમને મનુષ્યના સૌ અધિકારો પ્રાપ્ત કરાવવાનો પ્રયત્ન આપણે કર્યો છે? દેશના સેંકડો બલકે હજારો નાનામોટા હુન્નરઉદ્યોગો કેવળ આપણી ઉપેક્ષાથી ને વિદેશી વસ્તુઓના મોહથી આપણે મરવા દીધા એનો સંતાપ આપણને કદી થયો છે? ગામડાંના લોકોમાં જે અજ્ઞાન અને અબુદ્ધિ ભર્યાં પડયાં છે તે હટાવવાની આપણે કોશિશ કરી છે? બીમારી અને રોગ જે રીતે રાષ્ટ્રની પ્રાણશક્તિને ક્ષીણ કરે છે એ રીતે વહેમો અને ભ્રાન્ત કલ્પનાઓ દેશની બુદ્ધિ અને ચારિત્ર્યનો હ્રાસ કરે છે, એની વિરુદ્ધ આપણે કદી મક્કમ જંગ ખેડયો છે? આપણો જ દેશ એક એવો છે જ્યાં શંકરાચાર્ય જેવા અદ્વૈતવાદીઓ પણ રહે છે અને એની જ પડોશમાં પોતાનાં બાળબચ્ચાં, તેમ જ ઘરનાં પશુપક્ષીઓ વગેરેનું બલિદાન આપ-નારા પણ રહે છે. જેવી પતિત હાલત છે તેમાં સંતુષ્ટ રહેવું, કોઈએ કંઈ પણ પરિવર્તન કે સુધારણાની વાત કરી તો તેનો વિરોધ કરવો, અને બૂરામાં બૂરા રિવાજ-ના બચાવ માટે દુનિયાભરનાં શાસ્ત્રો, વિજ્ઞાનો ને કાનૂનો સમાજસેવકો સામે ખડાં કરી દેવાં એનું નામ અગર ધર્મનિષ્ઠા, ધર્માભિમાન હોય તો આપણા દેશમાં તે પૂર્ણમાત્રાએ વિદ્યમાન છે.

આજે જ્યારે આપણે ત્રિવાર શાંતિની ઘોષણા કરીએ છીએ ત્યારે આપણી મતલબ એ જ હોય છે કે 'અમને શાંતિથી અન્યાય કરવા દો, શાંતિથી ગુલામીનો આનંદ લેવા દો અને શાંતિથી નિષ્ક્રિયતાનું સુખ લેતાં મરવા દો.' એવા શાંતિ-પાઠથી હિંદુસ્તાન આપણું નહીં થઈ શકે. વિશાળ પુણ્યભૂમિમાં આપણું જીવન

પોખી દેવાથી અને આપણાં ખૂન અને પરસેવાથી એને સીંચવાથી જ હિંદુસ્તાન આપણું થશે.'

૧૯૩૯

# ૧૦. સંસ્થા-સંચાલન

ગાંધીજી હિંદમાં આવ્યા ત્યારથી કહેતા આવ્યા છે કે રચનાત્મક કાર્યક્રમ દ્વારા જ રાષ્ટ્રમાં સ્વરાજ્ય મેળવવાની તેમ જ ટકાવવાની શક્તિ પેદા થવાની છે અને વધવાની છે. જો આપણે આપણી નાનીમોટી સંસ્થાઓ પોતાના આદર્શ કે સિદ્ધાંત અનુસાર સફળતાપૂર્વક ચલાવી શકીએ તો સ્વરાજ્ય પ્રાપ્ત કરવું અને સ્વરાજ ચલાવી બતાવવું બિલકુલ સહેલું છે. કહેવાય છે કે શિવાજીના સમયમાં જેઓ નાનાંમોટાં મંદિરોની મિલકત સાચવતા તેમ જ તેનો કારભાર કરતા હતા તેઓ જ સ્વરાજ્ય મળ્યું ત્યારે મોટાં મોટાં રાજ્યકાર્યના સ્તંભરૂપ થઈ પડયા. જો પ્રયોગ-શાળામાં સફળતા મળી તો એ જ અનુભવને આધારે દેશવ્યાપી પ્રવૃત્તિઓ ચલાવવી એ કંઈ મુશ્કેલ કામ નથી.

એટલા જ માટે જો આપણે આપણી સંસ્થાઓ આદર્શને સતત નજર આગળ રાખી ચલાવીએ અને અંદર અંદર શુદ્ધ વાતાવરણ અને પરસ્પરબંધુત્વની ભાવના કેળવીએ તો સ્વરાજ્ય તો જાણે હાથવેંતમાં જ છે.

એવી સંસ્થાઓનું સંચાલન કેવા પ્રકારનું થવું જોઈએ, એ સંચાલન કેવાં તત્ત્વો પર રચાવું જોઈએ, અને પરસ્પર અનુકૂળતાની દૃષ્ટિએ કયા કયા નિયમોનું એમાં પાલન કરવું જોઈએ, એ પણ વિચારવું પડશે અને સંસ્થા-સંચાલનનું પૂર્ણ શાસ્ત્ર આપણે તૈયાર કરવું પડશે.

૧૯૩૯

# ૧૧. એક વિચાર

જે ભાષામાં શબ્દોના અર્થ નિશ્ચિત હોય છે અને જીવનના વ્યવહારમાં જે ભાષાના અર્થમાં કદી પણ સંદેહ પેદા થતો નથી તે ભાષાની યોગ્યતા દુનિયામાં વિશેષ ગણાય છે. જે લોકો પોતાની ભાષાને શિથિલ બનાવે છે, જેના શબ્દોના અર્થનું કશું ઠેકાણું હોતું નથી, અને વિચારોની સૂક્ષ્મ છટા વ્યક્ત કરવાની ક્ષમતા જેમાં નથી તે ભાષાની સંસ્કૃતિ દુર્બળ મનાય છે અને સાથે સાથે તેનામાં જીવનની સફળતાની આશા પણ રાખવામાં આવતી નથી.

૧૯૪૦

## ૧૨. બાળક: જગતનો અતિથિ

[એક પત્રમાંથી]

પત્નીની પ્રેમાળ સેવાને પરિણામે વૈવાહિક જીવન સુંદર, સમાધાનકારક અને સમૃદ્ધ થાય છે. એના કારણે જ સમાજસેવા માટે વખત કાઢી શકાય છે, અને નિશ્ચિતપણે રહી શકાય છે. પત્ની જ્યારે પ્રેમના પરિપકવ ફળરૂપ પુત્રરત્નની ભેટ આપે છે ત્યારે દુનિયામાં અવતરનાર એ નવા જીવને—આપણા જ આત્માને—પ્રસન્નતાપૂર્વક સ્વાગત મળવું જ જોઈએ અને એનું હાર્દિક અભિનંદન પણ થવું જ જોઈએ. શકુંતલાને જોઈને વિશ્વામિત્ર જેમ પસતાયો તેવી સ્થિતિ ન થાય એટલા માટે તો વિવાહનો પવિત્ર સંસ્કાર રાખવામાં આવ્યો છે.

જૂના લોકો પુત્રપ્રાપ્તિથી હર્ષઘેલા થતા હતા. આધુનિક આર્થિક ચિંતાને કારણે મધ્યમ વર્ગના કેટલાક લોકો ગમગીન પણ થાય છે. કન્યાપ્રાપ્તિથી કેટલાક પાટીદારો અકળાતા હતા, તેમ આજના કેટલાક આધુનિકો અપત્યપ્રાપ્તિથી અકળાય છે. એ હર્ષ અને અકળામણ બન્ને અસ્થાને છે. જોઈએ છે કેવળ પ્રસન્નતા. દરેક બાળક જગતનો અતિથિ થઈને આવે છે. આતિથ્યધર્મથી એનું સ્વાગત કરવું જોઈએ. અને કેળવ્યા પછી એને સર્વસ્વ સોંપી એને ત્યાં—એની થયેલી દુનિયામાં—પોતે અતિથિ થઈ યથાકાળે વિદાય લેવી જોઈએ.

૧૯૪૦

## ૧૩. ક્ષત્રિયનો સંતોષ

ઉપનિષત્કાલીન એક ક્ષત્રિય રાજા અશ્વપતિ કહે છે:

न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपः।
नानाहिताग्निर्नाऽविद्वान् न स्वैरी स्वैरिणी कुतः॥

"મારા રાજ્યમાં કોઈ ચોર નથી, કોઈ કંજૂસ નથી, કોઈ શરાબી નથી, યજ્ઞ ન કરનાર બ્રાહ્મણ નથી, કોઈ અબુદ્ધિમાં સપડાયેલો એટલે કે અજ્ઞાન નથી, કોઈ દુરાચારી પુરુષ નથી, પછી દુરાચારી સ્ત્રી તો ક્યાંથી જ હોય?"

ધન્ય છે એ રાજવીને! પોતાની પ્રજા વિશે નિ:સંદેહ જે રાજા આમ કહી શકે તેનું પોતાનું આચરણ કેટલું પવિત્ર હશે! શિષ્ટ લોકો—શ્રેષ્ઠ લોકો—જેમ ચાલે છે તેમ જ પ્રજા ચાલે છે. રાજવંશના ગુણદોષો પ્રજામાં ઝટઝટ ફેલાય છે. આદિકવિ વાલ્મીકિ પણ એ જ કહે છે:

यद्वृत्ताः सन्ति राजानः तद्वृत्ताः सन्ति हि प्रजाः।

રાજા રામચંદ્ર એ જાણીને ચાલતા હતા તેથી જ આજ સુધી એમનો જયજયકાર ગવાય છે. આજીવિકાને અર્થે ખુશામત કરનાર લોકો તરફથી થતો

જયજયકાર સાચા રાજવીના કાનને શલ્ય જેવો સાલવો જોઈએ. અશ્વપતિની જેમ પોતાની પ્રજા વિશે રાજા જ્યાં સુધી બોલી ન શકે ત્યાં સુધી પોતાના ચારિત્ર વિશે રાજાને સંતોષ ન જ હોવો જોઈએ.

**૧૯૪૧**

## ૧૪. એક પત્ર

વર્ધા, ૨૪-૧૧-'૪૭

ભાઈશ્રી,

તમારો ૨૦–૧૧નો કાગળ મળ્યો. ૧૦૦૦ ઘનફૂટ ખાડાની હવા – તેની અંદરનો ઑક્સિજન – માણસને કેટલા કલાક જીવતો રાખી શકે એ કોઈ ડૉક્ટરને પૂછી લેવું જોઈએ. અને ખાડો એક હજાર ઘનફૂટ હતો કે ઘન-હાથ હતો એ તો તમે લખ્યું જ નથી.

અમારે ત્યાં ભણસાળી ભાઈ છે. એમના આહારના અને ઉપવાસના પ્રયોગો તમે જોશો તો છક થઈ જશો. પણ એક દિશામાં કરેલી સાધના તેટલી દિશા પૂરતી જ ફળદાયી હોય છે. આ ચમત્કાર અને આવી સિદ્ધિઓ જીવનની સર્વાંગીણ ઉન્નતિ સાધે જ છે એવું સિદ્ધ થયું નથી. કોરી સોય કે ટાંકણી હું પાણી પર તરતી કરું છું. તમે પણ કરી શકો છો. વગર-કશા-આધારે સોય કે ટાંકણી પાણી પર કેમ તરતી રહી શકે એનું કારણ ન જાણનારા એ વસ્તુને ચમત્કાર ગણે અને એવા ચમત્કાર કરી બતાવનારાઓને આધ્યાત્મિક સિદ્ધપુરુષ ગણે એ સ્વાભાવિક છે. લોકોની આવી શ્રદ્ધાનો લાભ ઉઠાવનાર માણસ ભોળો નથી હોતો, કોઈક વાર ધૂર્ત પણ હોય છે.

પ્રાણાયામમાં જે માણસ કુશળ થયો તેને આરોગ્યના કે માનસિક એકાગ્રતાના અમુક લાભો મળી શકે છે. એવા પ્રયોગો કરી બતાવી ભોળા લોકોનું રંજન કરે તો તે મદારી કે સરકસવાળાની કોટીનો માણસ થાય છે.

યજ્ઞને નામે આજે કોઈ ઘી બાળે તો તે ખોટું જ છે. પ્રાચીન કાળમાં ઘી બાળતા તે પણ ખોટું તો હતું જ. તે જમાનામાં ઘીદૂધની સમૃદ્ધિ હતી માટે ઘી બાળવામાં રહેલો દોષ કઠતો નહોતો. મુખ્ય વાત તો એ કે એ દોષ તરફ લોકોનું ધ્યાન પણ ગયું ન હતું. પોતાને ગમતી વસ્તુ રાજાને, ગુરુને કે ભગવાનને અર્પણ કરવાની વૃત્તિ સ્વાભાવિક છે. ઝાડનું પ્રથમ ફળ, ખેતીનો પહેલો પાક, ભઠ્ઠીનું પહેલું વાસણ મુરબ્બીઓને કે મંદિરોને અર્પણ કરવાની વૃત્તિ સમજાય એવી છે. એની કદર પણ કરીએ. પણ એ જ વૃત્તિથી દોરાઈને તવા પરની પહેલી રોટલી અગ્નિને અર્પણ કરવાની પ્રથા ભૂલભરેલી છે. જોકે એની પાછળની ભાવના કદર કરવાને લાયક છે.

હવે એ જ ભાવનાથી પ્રેરાઈને જ્યારે કોઈ દેશના લોકો પોતાના પ્રથમ

બાળકનું મંદિરમાં બલિદાન આપે ત્યારે એ ભાવના ગમે તેટલી ઉજ્જવળ હોય તોયે એ ક્રિયાને અત્યાચાર, પાપ અને ગુના તરીકે ઓળખવી પડે છે અને રોકવી પણ પડે છે. પરણ્યા પછી પોતાની પત્નીનો પ્રથમ ઉપભોગ ગુરુ કે અમુક મુરબ્બીને આપવાની પ્રથા પાછળ રહેલી ગુરુભક્તિ વખાણવા બેસશો કે ગુરુભક્તિના એ અતિરેકને વખોડશો?

ધાર્મિક વિધિમાં પવિત્ર ભાવના સાથે વસ્તુઓનો સદુપયોગ કરવાની પ્રથા હોવી જોઈએ. ઉજ્જવળ ભાવનાથી કરેલો વસ્તુનો દુરુપયોગ, દુરુપયોગ મટી સદુ-પયોગ થતો નથી. સૂત્રયજ્ઞથી દેશની દોલતમાં વધારો થાય છે. ઘી બાળવાથી દુકાળ અને ભૂખમરો વધે છે. અને હવા અશુદ્ધ થાય છે એ વધારાનું. ધૂપ, સુખડ કે ડામર બાળવાથી જેમ હવા શુદ્ધ થઈ શકે છે તેમ ઘી બાળવાથી હવા શુદ્ધ થાય છે એમ સિદ્ધ થયું નથી. એ તો અમુક લોકોની ભોળી માન્યતા જ છે. ફૂલો કે વનસ્પતિ તોડીને એનું હવન કરવામાં કુદરત સાથેનો પરિચય વધે છે, એ દલીલને પડખે આ દલીલ પણ મુકાય કે જંગલોનો નાશ કરવાથી અને પશુઓની કતલ કરવાથી કુદરત સાથે એકતા સધાય છે. વાઘ જ્યારે ગાયને ખાય છે ત્યારે બે વચ્ચે તરત અદ્વૈત સિદ્ધ થાય છે એમ પણ દલીલ આવતી કાલે ઊઠીને કોઈ કરી શકે છે. અને એ જ ન્યાયે મહાયુદ્ધમાં લાખો લોકોને હોમવાથી કેટલી બધી માનવીએકતા સિદ્ધ થતી હશે!

આપણા પૂર્વજો વનસ્પતિ, ઘી, દૂધ, એટલું જ નહીં પણ પ્રાણીઓ અને માણસો પણ યજ્ઞમાં અર્પણ કરતા. ધર્મસંસ્થાના ઈતિહાસકારો એ રિવાજો પાછળની ઉત્કટ ભાવના શોધી કાઢી તેની કદર કરે છે. અને પ્રાચીન કાળના તે તે કાલગ્રસ્ત રિવાજોને વખોડવાની આજે આવશ્યકતા જોતા નથી. આચાર્ય આનંદશંકર ધ્રુવે ઘી બાળીને મોટા મોટા યજ્ઞો કરાવ્યાનું આપણે જાણ્યું નથી. જૂના કાળમાં જે સ્ત્રીઓ સતી થઈ, તેમની પતિનિષ્ઠા, આત્મબલિદાન ઇત્યાદિ ઇત્યાદિ ગુણોનો હું પૂજારી છું. પણ આજે કોઈ સ્ત્રી એ જ રીતે સતી થવા માગે તો એને હું રોકું અને ધિક્કારું એ વિશે શંકા જ નથી. પણ જૂના વખતમાં જે સ્ત્રીઓ સતી થઈ તેમની પૂજા કરતાં છતાં તેમનું તે કૃત્ય મૂર્ખાઈભરેલું હતું એમ કહેતાં મને સંકોચ નથી. કવિ બાણભટ્ટે પણ એના જમાનામાં સતીની પ્રથાને 'मौर्ख्यस्खलितम्' જ કહ્યું છે. સીતામાતા શ્રીરામચંદ્રને હરણનું માંસ પકાવીને ખવડાવતાં હતાં એમ વાલ્મીકિએ કહ્યું છે. સીતામાતાએ વનવાસને અંતે ગંગા નદીનો શરાબના ઘડાથી અભિષેક કરવાની માનતા રાખેલી એમ પણ વાલ્મીકિ રામાયણમાં છે.

અશ્વમેધ યજ્ઞમાં રાજા અને રાણી જે જે કરતાં તેનું અનુકરણ તો શું, તેનો બચાવ પણ આજના રૂઢિવાદીઓ ન કરી શકે. શિવાજી મહારાજ પ્રત્યે મારા મનમાં આદર, ભક્તિ છે એટલા માટે એમની પેઠે ચાર ચાર પત્ની સાથે વિવાહ કરીને માણસ રહે એમ શું મારે પ્રચાર કરવો? એમના જમાનામાં એ ખોટું મનાતું ન

હતું એટલું કહીને હું ખામોશ રહીશ. શ્રી રામચંદ્રે હરણનું માંસ ખાધું એમાં જ એમનું અવતાર-રહસ્ય છે એમ કહેવા હું ન બેસું.

યજ્ઞમાં હોમાતાં પ્રાણીઓને મરી ગયા પછી ઉત્તમ લોક મળે છે અને એમનો ઉદ્ધાર થાય છે, આવી દલીલ સામે તે વખતના જ કેટલાક લોકો પૂછતા કે તેમ હોય તો પોતાનાં માબાપોને ઉત્તમ લોકમાં પહોંચાડવાનો એ રસ્તો કેમ અખત્યાર નથી કરતા? બિચારાં પશુઓ પ્રત્યે જ આટલી ઉદારતા શા માટે? પ્રાચીન કાળમાં ધાર્મિક મનાતા વિધિઓનું રહસ્ય સમજી લઈએ પણ તેમાં રહેલા દોષો તરફ આંધળા ન થઈએ. પૂર્વજો સર્વજ્ઞ હતા અને એમનો જીવનક્રમ સદંતર નિર્દોષ હતો અને એમાં ફેરફાર કરવામાં માણસજાતે ભૂલ જ કરી છે, એ ભૂમિકા શુદ્ધ નથી, ધર્મ્ય નથી. ગાયનું ઘી બાળવામાં ધર્મ નથી; અને આજે તો ચોખ્ખો અધર્મ છે.

૧૯૪૭

## ૧૫. भूमा अेव सुखम् ।

यो वै भूमा तत् सुखम्, नाल्पे सुखमस्ति ।
भूमैव सुखम्।। यो वै भूमा तद् अमृतम्, अथ यद् अल्पं तन् मर्त्यम् ।

જે અલ્પ છે તેમાં કશું સુખ નથી. જે મોટું છે, વિશાળ છે, વિરાટ છે, સર્વવ્યાપી છે – એમાં જ સુખ છે, તે જ સુખ છે. જે અલ્પ છે, તે મર્ત્ય છે. જે મોટું છે, વિશાળ છે, વિરાટ છે, સર્વવ્યાપી છે તે જ જરામરણરહિત છે, અમર છે, અમૃત છે.

આવા સાક્ષાત્કાર સુધી પહોંચતાં ભગવાન સનત્કુમારને કેટલી બધી જીવન-સાધના કરવી પડી હશે! માણસનો સ્વભાવ નાનકડું સરખું કંઈક લઈને બેસવાનો હોય છે. એક ખૂણો મળ્યો એટલે એમાં જ એ અમુક વખત સુધી રાચે છે. માણસ જે વસ્તુને ચાહે છે તેની સાથે એ તદાકાર થઈ જાય છે. પણ એ સ્થિતિમાં એ લાંબા વખત સુધી રહી શકતો નથી. જેમ જેમ એનો અનુભવ વધતો જાય છે તેમ તેમ એની ભૂખ પણ વધતી જાય છે. આ અનુભવ જેટલો બાહ્ય જગત વિશે સાચો છે તેટલો જ આંતરિક જગત વિશે પણ સાચો છે. માણસ પાસે એક નાનકડું રાજ્ય હોય તો એને પડોશના રાજાની બીક રહે છે. એ રાજ્યને જીતીને જ એ નિર્ભય થવા માગે છે. બે રાજા મળીને સહિયારું મોટું રાજ્ય બનાવે તોયે તેઓ તેટલા પ્રમાણમાં નિર્ભય થઈ શકે છે. આમ કરતાં કરતાં સામ્રાજ્યો બંધાયાં અને છેવટે जगदेकराट् – આખા જગતનો એક જ રાજા – વાળું સ્વપ્નું પરાક્રમી રાજાઓ સેવવા લાગ્યા. ગમે તેટલી સેના હોય, ગમે તેવડો કોશ હોય અને ગમે તેટલા નીતિકુશળ મંત્રીઓ હોય, તોપણ જ્યાં સુધી દુનિયામાં બીજો રાજા છે ત્યાં સુધી ભય તો રહેવાનો જ. द्वितीयाद् वै भयं भवति ।

આજે પણ આપણે લીગ ઑફ નેશન્સ અને યુનોની સ્થાપના કર્યા છતાં સુરક્ષિત થયા નથી. આખી દુનિયા માટે જ્યારે એક જ રાજ્ય સ્થપાશે અથવા રાજ્યમાત્રનો છેદ ઉડાડી દેવામાં આવશે ત્યારે જ આપણે સલામત થવાના.

આંતરિક જગતમાં પણ સંકુચિતતા એ જ મરણ છે. એકાંગી અથવા સાંકડો આદર્શ સ્વીકારીને ચાલીએ તો જીવન પાંગળું જ થવાનું અને ડગલે ને પગલે મુશ્કેલીઓ આવીને ઊભી રહેવાની. પોતાની જ ન્યાત, પોતાનો જ પ્રાંત, પોતાનો જ દેશ, પોતાનો જ ધર્મ વગેરે આદર્શ સેવીને જ્યાં સુધી અભિમાન વધારીએ છીએ અને આપ-પરભાવના ભોગ થઈ પડીએ છીએ, ત્યાં સુધી આપણી જીવન-સિદ્ધિ પાંગળી જ રહેવાની અને અંતરબાહ્ય મુશ્કેલીઓ વધતી જ જવાની. જાતિ, વર્ણ, ધર્મ, પ્રાદેશિક સંસ્કૃતિ વગેરે બધી અલ્પતા છોડી દઈને જ્યારે આપણે ભૂમાની ઉપાસના કરીશું ત્યારે જ આપણે સાચું સુખ મેળવી શકીશું અને અમર થઈશું.

હૃદયનો પૂરો વિકાસ થયા વિના ભૂમાની ઉપાસના શક્ય નથી. હૃદયની જેટલી વિશાળતા સાધી શક્યા તેટલો જ વ્યાપક આદર્શ આપણે માટે સત્ય હોય છે. એથી મોટો આદર્શ સ્વીકારી શકાતો જ નથી. આદર્શ સાંકડો હોય તો એ છોડીને વ્યાપક આદર્શ એમ ને એમ ઝિલાતો નથી. એને માટે હૃદય વ્યાપક, વિશાળ, ઉદાર, સહિષ્ણુ અને પ્રેમમય બનાવવાની જરૂર રહે છે. આપ-પરભાવ તોડવાની શક્તિ પણ પ્રેમમાં જ રહેલી છે. જ્યાં જ્યાં શત્રુતા દેખાય ત્યાં ત્યાં પ્રેમશક્તિ વધારી શક્યા અને સહન કરીને મોટા થવાની કળા કેળવી શક્યા તો જ ભૂમાની ઉપાસના કરવાને યોગ્ય થઈશું.

યુગધર્મ પણ કોક કોક વાર આપણને પરખાવી દે છે કે અમુક વિશાળતા સુધી પહોંચી શકો તો જ જીવી શકવાના છો નહીં તો કાળના ઉદરમાં જોતજોતામાં અલોપ થવાના જ છો. આપણે ત્યાં દેશી રાજાઓ ઘણું ટક્યા પણ તેનું કારણ એક વિશાળ અને સમર્થ સામ્રાજ્યની એમને ઓથ હતી. એ ઓથ ખસતાંવેંત તેઓ એક પછી એક ભૂમાની અંદર વિલીન થઈ ગયા. કોઈ રાજીખુશીથી થાય, કોઈ લાચારીથી થાય, પણ વિલીન થઈને જ અમર થઈ શકે છે.

જે વસ્તુ રાજદ્વારી ક્ષેત્રમાં આપણે જોઈ શક્યા તે જ સામાજિક ક્ષેત્રમાં પણ સાચી પડવાની છે. ન્યાતો, વર્ણો અને ધર્મો એ બધા નાના નાના વાડા છે. એમનામાં હવે સુખ રહ્યું નથી, અમરતા પણ રહી નથી. એ બધાએ વિરાટ માનવ-સમાજમાં વિલીન થયે જ છૂટકો. ભૂમા એ જ આપણો સાચો એકમ છે. માનવતાનો સાક્ષાત્કાર થયા પછી ઊતરતો વાડો ટકી જ ન શકે. यद् अल्पं तन् मर्त्यम्, यो वै भूमा तद् अमृतम्.

જ્યારે આપણે સુખની વાત કરીએ છીએ ત્યારે સુખની ગીતાની મીમાંસા ભૂલવી ન જોઈએ. પ્રાકૃત લોકો જ આંધળા થઈને સુખની આંધળી કલ્પના કરે છે. સુખ પણ ભૌતિક અને આધ્યાત્મિક નિયમને અનુસરીને જ અવતરે છે. ગીતા કહે છે કે, સૌથી સારું સુખ તે સાત્ત્વિક સુખ છે. શરૂઆતમાં તે આપણને ઝેર

જેવું વસમું લાગે છે પણ પરિણામે તે અમૃત જેવું સ્વાદિષ્ટ અને કલ્યાણકારી હોય છે. ભૂમાની ઉપાસના કરતાં પ્રથમથી જ આપણને સુખ મળવાનું નથી. સામાન્ય લોકો સુખની જે કલ્પના કરે છે તેવું સુખ આપણને વખતે મળે – વખતે કોઈ કાળે ન મળે. પણ જે અમૃત જેવું કલ્યાણકારી અને અમૃતત્વ જેવું સ્થાયી સુખ છે તે ભૂમાની ઉપાસનાને અંતે જ આપણને મળી શકે છે.

અદૂરદૃષ્ટિ લોકો પ્રાકૃત સુખની પાછળ પડે છે અને ફરી ફરી પસ્તાય છે. તેઓ અલ્પનિષ્ઠ હોય છે. ભૂમાની ઉપાસના કરનારા વીર પુરુષો – ધીર પુરુષો બધી પ્રાથમિક મૂંઝવણો વેઠીને પણ મનુષ્યત્વને છાજે એવું શ્રેષ્ઠ સુખ મેળવે છે કેમ કે, એમાં જ જીવનની કૃતાર્થતા હોય છે.

૧૯૪૯

## ૧૬. આપણો સ્વભાવદોષ

જે મનુષ્ય માત્ર પોતાના સ્વાર્થનો વિચાર કરે છે તે અદૂરદર્શી, આંધળો અને તુચ્છ છે. એની સ્વાર્થની આંખો તેજ હોવાથી એ લાભ તો બહુ કમાય છે પણ એનું જીવન હીન અને ક્ષીણ થતું જાય છે.

ધનસમૃદ્ધ પરંતુ જીવન-દરિદ્રી જિંદગી શા કામની?

થોડાક લોકો આ સ્વાર્થને વધારીને પોતાની જાતિ અથવા જમાતના સ્વાર્થનો વિચાર કરે છે. એનું ખાસ કારણ એ છે કે દરેકને જાતવાળાઓ તરફથી સારાં અને ખોટાં બંને કામોમાં સહારો મળે છે. હરેક આદમીને કામ કરવાવાળાઓની નિષ્ઠાની જરૂર રહે છે. સારાં કે ખોટાં બંને જાતનાં કામોમાં જેમની પાસેથી વ્યક્તિ-નિષ્ઠા મળે છે એમને એની કિંમત આપવા માટે હરેક માણસ રાજી હોય છે.

આથી આપણા દેશમાં એક બૂરી આદત પડી ગઈ છે. દેશહિતને ગૌણ સમજીને પોતાના અન્નદાતાના તેમ જ પોતાની જાતિના સ્વાર્થની તરફ ધ્યાન અપાયે જાય છે. આ સ્વભાવને લીધે દરેકેદરેક જાતિનું પતન થયું છે.

આ જાતિસ્વભાવ લોકોને બે રીતે બગાડે છે. જો કોઈના હાથમાં કાંઈક પણ અધિકાર આવી ગયો તો તે આંધળો થઈને પોતાનાને અને પોતાની જાતિવાળા-ઓને ફાયદો પહોંચાડવા તરફ ઢળી જાય છે.

આ થઈ આપણી પાયાની નિર્બળતા.

બીજી કમજોરી આનાથીયે બદતર છે. કોઈ વ્યક્તિ જો આ જાતીય સ્વભાવથી ઊંચો જઈને નેકીથી નિષ્પક્ષપાતપણે કામ કરે તો એને વિશે પણ સારુંખોટું કહેવા-વાળા લોકો આપણા દેશમાં મળે જ છે. અને દુઃખની વાત તો એ છે કે કોઈ પણ બાબતમાં કોઈ બૂરી વાત સાંભળવા મળી તો લોકો એની ઉપર વિશ્વાસ મૂકવાનું જ પસંદ કરે છે. લોકો માને છે કે જ્યારે કોઈને વિશે ખોટું બોલાય છે તો દાળમાં જરૂર ક્યાંક ને ક્યાંક કાળું હશે. તપાસ કરવાની તકલીફ કોઈ ઉઠાવતું જ નથી.

પરિણામ એ આવે છે કે, આવા શંકાના અને કૃતઘ્નતાના વાતાવરણમાં કામ કરતાં સારા માણસો થાકી જાય છે અને નિરાશ થઈ ખસી જાય છે અને સારા લોકોની અનુચિત નિંદાની પછવાડે બૂરા અને માથાભારે લોકો રક્ષણ પામે છે સૌના મોઢાને મેશ લગાડવાથી ઊજળા-કાળાનો ભેદ જ નાબૂદ થાય છે!

૧૯૫૦

## ૧૭. બે પ્રકારની સાધના

ચિત્તવૃત્તિને બીજી બધી જગ્યાએથી ખેંચી લઈને કોઈ એક જ વસ્તુ ઉપર લગાડવાથી એ વસ્તુનું આખું રહસ્ય આપણી સામે પ્રગટ થાય છે. જ્યારે સૂક્ષ્મ-દર્શક કાચને આપણે તડકામાં રાખીએ છીએ ત્યારે એની ઉપર પડતાં સર્વ કિરણો વળીને એક જગ્યા પર કેન્દ્રિત થાય છે અને એનો તાપ એટલો વધી જાય છે કે ત્યાં હાથ રાખવાથી તે દાઝી ઊઠે છે. જો ત્યાં રૂ કે બંદૂકનો દારૂ રાખીએ તો એ વસ્તુ તરત સળગી જાય છે. કેન્દ્રીકરણશક્તિનો આ પ્રભાવ છે.

કેન્દ્રીકરણમાં ચિત્તની સૌ શક્તિઓ આહીંતહીંથી પાછી ખેંચીને કોઈ એક બિંદુ કે અગ્ર પર એકઠી કરી શકાય છે—એકાગ્ર કરાય છે.

આની સાથે બીજી એક શક્તિ પણ કામમાં લાવવી પડે છે, જેને આપણે વિકેન્દ્રીકરણશક્તિ અથવા વિકિરણશક્તિ કહી શકીએ.

જ્યારે કોઈ મોટા શહેરમાં સૌથી મોટા રસ્તા પર કોઈ સાઈકલવાળો ચાલ્યો જાય છે, ત્યારે એને એકીસાથે કેટલી ક્રિયાઓ કરવી પડે છે! સાઇકલનાં શિંગડાં પકડી રહીને એ પોતાનો સારો જીવ બે મુઠ્ઠીમાં લાવી દે છે અને પગને તળિયે જે પેડલ હોય છે એની સાથે પણ એકરૂપ થઈ જાય છે. એ ઉપરાંત એક બાજુથી એક ટ્રામ આવી રહી છે, બીજી બાજુથી મોટર. એક ડોસી રસ્તાની પેલી બાજુએ જવાની કોશિશમાં છે. એક ફેરીવાળો કાચનાં વાસણોનો મોટો ટોપલો માથા પર લઈ જઈ રહ્યો છે. સાઈકલવાળાને એક જ ક્ષણમાં એ સૌની ગતિ, એમની દિશા અને કયા વખતે એ ક્યાં પહોંચશે,—એ સૌ વાતોનો હિસાબ લગાવવો પડે છે. એક જ ક્ષણમાં, એક જ મનની મદદથી, આખું પૂરું માપ લઈને એ પોતાના હાથપગને હુકમ આપે છે અને સહીસલામત નીકળી જાય છે. જો એનામાં એકી સાથે બધી દિશામાં બધી જાતનાં કામ વિચારવા-કરવાની વિકિરણ શક્તિ ન હોત તો બીજી જ ક્ષણે રસ્તા ઉપર કાંઈક અકસ્માત થઈ જાત અને બિચારાનું નામ છાપામાં આવી જાત.

રાષ્ટ્રનું નાવ ચલાવનારા રાષ્ટ્રના કર્ણધારોને પણ આ બંને શક્તિઓનો—કેન્દ્રીકરણ શક્તિનો અને વિકેન્દ્રીકરણ શક્તિનો ઉપયોગ એકીસાથે કરવો પડે છે. સંતોની જીવનસાધનામાં પણ આ જ બે શક્તિ જોવા મળે છે. મોક્ષનો રસ્તો પણ આવો

જ છે. મોક્ષ કોઈ સાંકડી બારી નથી, જેમાંથી કૂદીને આપણે કોઈ જેલમાંથી મુક્ત થઈ શકીએ. મોક્ષ તો અજ્ઞાન, મોહ, સંકુચિતતા, વિકૃતિ અને એકાંગિતાથી બચીને વિશાળ વિરાટ જીવનમાં આત્મીયતાપૂર્વક પ્રવેશ કરવાની સાધના છે. ત્યાં તો એક મનની તમામ શક્તિઓ કામે લગાડીને જીવનના સર્વોચ્ચ પુરુષાર્થ પર કેન્દ્રિત કરવાની, અને એની સાથે સાથે એ કેન્દ્રિત શક્તિને જીવનનાં સૌ પાસાં પર, અંગો પર, ક્ષેત્રો પર અને સ્તરો પર વિકીર્ણ કરવાની વાત છે. એક પણ દિશા કે અંગ રહી જાય તો સાધના અપૂર્ણ રહેશે અને એની પૂર્તિને માટે ફરીથી જન્મ લેવો પડશે. મોક્ષ અને એકાંગિતા પરસ્પર વિરુદ્ધ વસ્તુઓ છે. જો કોઈ કિલ્લાને સાત દિશાઓથી આપણે ઘેરો ઘાલીએ અને એક બાજુને ગફલતથી ખુલ્લી રહેવા દઈએ તો ઘેરો નિષ્ફળ જાય.

જ્ઞાનની ઉપાસના હોય કે મોક્ષની સાધના હોય, સૌ બાજુથી કેન્દ્ર પર આવી જવું અને સાથોસાથ જ એ કેન્દ્રથી સૌ દિશાઓમાં ફેલાઈ જવું – એનું નામ સફળ સાધના.

૧૯૫૦

# ૧૮. પ્રાર્થનામય જીવન

આદર્શ જીવન પ્રાર્થનામય થવું જોઈએ. સત્યવાદી માણસ જેમ અખંડ અને સતત સત્યપરાયણ હોય છે, પ્રેમી જેમ પ્રેમમય હોય છે અને એની પ્રેમની ધારા અખંડ વહ્યા જ કરે છે, તેમ મનુષ્યનું જીવન ઈશ્વરની સંનિધિ અનુભવતું અને તેથી સતત પ્રાર્થનાના વાતાવરણમાં ચાલતું હોવું જોઈએ. સેવક જેમ સેવાભાવ લઈને જ વર્તે છે, મિત્ર જેમ સ્નેહવૃત્તિ અખંડ ટકાવીને સંબંધ બાંધતો રહે છે, તેમ જ ઈશ્વરનો અને પોતાનો ગમે તે સંબંધ કલ્પેલો હોય તે પ્રમાણે ઈશ્વરની સંનિધિમાં જાગરૂકપણે જીવતા રહેવાનો પ્રયત્ન કરવો એનું નામ તે પ્રાર્થનામય જીવન. શ્વાસ ચાલે છે, નાડી ચાલે છે, હૈયાના ધબકારા ચાલે છે, તેમ જ અખંડ પ્રાર્થના ચાલતી હોય ત્યારે જ જીવન ઉન્નત થયું એમ સમજી શકાય.

માણસ આત્માની ભૂમિકા ઉપર રહીને જ પ્રાર્થનામય જીવન ગાળી શકે છે. દેહબુદ્ધિ પર ગયા પછી આવી પ્રાર્થનાવૃત્તિ ટકાવવી અઘરી હોય છે અને તેથી જ નિયમિતપણે પ્રાર્થના કરવી પડે છે. આત્મબુદ્ધિ કેળવાઈ એટલે નોખી પ્રાર્થના નથી કરવી પડતી પણ પ્રાર્થના એની મેળે ચાલતી હોય છે. એ સ્થિતિમાં પણ નિયમિત પ્રાર્થના કરવાને વાંધો નથી. પણ તે ગૌણ પ્રકાર છે.

૧૯૫૦